આ 'ગુજરાત' ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ માટે 'ભારતવિજય પ્રેસ'માં મોદીખાના, વડોદરાં મધ્યે પ્રભુલાલ શિવલાલ ઠક્કરે છાપ્યું અને દયાશંકર મણિશંકર ભટ્ટે 'ગુજરાત' કાર્યાલય, મોદીખાના વડોદરામાંથી પ્રગટ કર્યું છે. તા. ૨-૧૦-૨૮

એમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી [illegible]
તરફથી સવિનય સપ્રેમ ભેટ.




[પુસ્તક ૧૩ ]    ચૈત્ર ૧૯૮૪    [ અંક ૧

## ગુજરાત અને યુગધર્મ

### ઉગતી પ્રજાને



**સમાજ** કે ધર્મે ઘડેલાં બીબાંમાં રહી નિશ્ચેતન ઢીંગલીઓ બનશો મા. તપથી શક્તિ મેળવજો, ભાવનાથી શુદ્ધિ મેળવજો. અભ્યાસથી કાર્યદક્ષતા મેળવજો; જ્ઞાનથી સંસ્કાર સમૃદ્ધ ભેગી કરજો; ને તેજ જીવનમાં રસ રેડવી ઉલ્લાસ અનુભવજો; — અને એમ ઘડાયેલી માનવતાને વ્યક્ત કરજો — શબ્દમાં, વિચારમાં, ચારિત્ર્યમાં ને કર્તવ્યમાં, — કોઈના ભય રાખ્યા વિના, કશાની આશા રાખ્યા વિના. ગુજરાતને મહાન રાષ્ટ્ર થવું હોય, સંસ્કારનો મંત્ર દેવો હોય તો તેની ઉગતી પ્રજાને આ માનવતા સર્જવીજ પડશે.

— કનૈયાલાલ મુનશી.

'કુમાર' : આષાઢ ૮૩ ના અંકમાંથી.



ગુજરાત : ચૈત્ર ૧૯૮૪] લાઉકુન-તીવ્રતમ વેદનાની પ્રચંડ મૂર્તિ. [એક પ્રવાસ: પૃષ્ઠ ૧૦
(આકૃતિ નં. ૧૫).

પમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.




લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી
પ્રમુખ, સાહિત્ય સંસદ.

—o:—

[ : : અનુસંધાન પુ. ૧૧; અંક ૧. પૃ. ૯૦ થી : : ]

## ખંડ ચોથો: નેપલ્સ

—o—

### નરદેહનાં પાષાણી મહાકાવ્યો

૧

નેપલ્સ પાશ્ચાત્ય સંસ્કૃતિએ સર્જેલું ધામ છે તેની બીજે દહાડે ખાત્રી થઇ.

પાશ્ચાત્ય સંસ્કૃતિ પ્રમાણે દીવાનખાનું સુશોભિત હોય તો રસોડું ગંદું ચાલી શકે. કોલર અને ટાઇ નવાં હોય તો રુમાલમાં થુંકી શકાય, અને તે રુમાલ પાછો ગજવામાં રાખી શકાય. ભવ્ય વીસુવીઅસ, અનંત રમણીય અખાત, ભુરાં સાગરનાં જળ અને ભવ્ય હોટલો થી દુનીઆમાં રમણીયમાં રમણીય ગણાતું નેપલ્સ પહેલે દહાડે જોયું. બીજે દહાડે અમે તેની શેરીઓ જોવા નીકળ્યા. કુકનો ભામીઓ કહે છે:

Naples is perhaps, the loveliest spot in Europe...the universal verdict of visitors is, that neither pen nor pencil ever gave any real conception of the surpassing loveliness of Naples and its bay as seen from the sea.

(નેપલ્સ યુરોપમાં રમણીયમાં રમણીય જગા છે. મુસાફરો સર્વાનુમતે કહે છે કે નેપલ્સ

અને તેના અખાતનું દશ્ય દરીઆ પરથી જોઇએ તો એવું અપ્રતિમ રમણીયતાથી ભરપુર છે કે સાહિત્ય કે ચિત્ર તેનો ખ્યાલ આપી શક્યાં નથી.)

આ બહારનું દૃષ્ટિબિંદુ. ગરીબ રહેવાશીની દૃષ્ટિબિંદુએ નેપલ્સ એટલે સાંકડી શેરીઓ અને



લલ્લુભાઇના ચકલામાં સ્નાન કરી ઉઠેલી વીનસ ઉભી કરી દે.

તેમાં ગંદી પાટલુનમાં હાથ ઘાલી ઉભેલા નિસ્તેજ અને ભુખડીબારસ લોકો. વીસ વરસ પહેલાંના અમદાવાદની શેરીઓ કેટલેક દરજ્જે આનાથી સારી લેખાય એમ મારાં મિત્રે અભિપ્રાય આપ્યો......

Via Roma એ એક શહેરનો સુવિખ્યાત રસ્તો છે. ઇતિહાસ અને નાટકમાં તે ટોલેડોને નામે પ્રસિદ્ધ છે.

—મેં લોકોથી ઉભરાતા ઘણા રસ્તા જોયા છે. શેખ મેમણ સ્ટ્રીટ ઉર્ફે ઝવેરી બજાર ઉર્ફે મારવાડી બજાર ઉર્ફે ખારા કુવા આગળ થઇને સટ્ટાગલીના નાકા પરથી અનેક વાર હું ગયો છું; પગે ચાલીને, ભાડુતી વીકટોરીઆમાં-ભાડુતી અને પોતાની મોટરમાં,– અને સ્મરણશક્તિ દગો ન દેતી હોય તો એક વખત રાતના અગીઆરેક વાગે કેટલાક સન્મિત્રો સાથે, બળદના રેંકડામાં; અને દરેક વખત આટલા બધા લોકો એ રસ્તા ઉપર કેમ માતા હશે એવી અજાયબી થઇ હતી. પણ ' Via Roma' જોયા પછી એ વિસ્મય પામવાની શક્તિ મારી ગઇ છે. એ રસ્તો કોણ જાણે કેમ સાંકડો લાગે છે; અને કોણ જાણે કેમ દરેક જણ બીજા બધાને ધકકો મારી ચાલી જતું દેખાય છે. જો મનુષ્યને હું કીડીરૂપે કલ્પી શકું તો કીડીના દરમાંથી બહાર નીકળવાનો રાજમાર્ગ એવું કૈંક આનું વર્ણન હું કરી શકું......

નેપલ્સ, એ યુરોપનું પહેલ વહેલું મોટું શહેર મેં જોયું, અને હીંદુસ્થાનના શહેરોથીજ પરિચિત મારી દૃષ્ટિએ એક નવીનતા પડી. જ્યાં જાઓ ત્યાં રસ્તા વચ્ચે પુતળાંઓ-સુવિખ્યાત શિલ્પીઓની કલાકૃતિઓ નજરે ચઢી. નિર્જીવ દેખાતી ઘણી શેરીઓમાં ભવ્ય દેવળો સાંપડતાં,

જેમાં જતાં અકલ્પ્ય સૌંદર્યથી ભરપુર ચિત્રો દષ્ટિએ પડતાં, આપણાં ગામોમાં જોઇએ તેટલો કચરો નજરે ચઢે છે તેમજ ઇટાલીનાં ગામોમાં, પણ ત્યાં, આપણે ઘણીવાર કલ્પી પણ શકીએ નહીં એવાં અને એ કચરાથી નિર્લિપ્ત એવા સૌંદર્યનાં દર્શન સાથે સાથે થાય છે. ઇટાલીની કલાસમૃદ્ધિ નેપલ્સમાંથી જોવી શરૂ કરી અને પેરીસના અને લંડનના સંગ્રહસ્થાન જોયાં ત્યાં સુધી જોયાં કરી; અને નિરાશા મારા અંતરમાં વસી...

કેટલાક ગુજરાતી ચિત્રકારો ની કલાકૃતિ પર વારી જાય છે. એક વખત વીનસ ડી મીલો-Venus de Milo વીશે મેં પ્રશંસાત્મક અભિપ્રાય દર્શાવ્યો ત્યારે એક સ્વદેશાભિમાની મિત્રે મને જણાવ્યું હતું કે વીનસ ડી મીલોથી સરસ આકૃતિ હીંદુસ્તાનમાં ઘણીએ પડી છે; અને તેમાંથી એક એ મિત્રે અમદાવાદમાં જોએલી અને બીજીનાં એમણે જંગલમાં કોઇક ઠેકાણે દર્શન કરેલાં! આ અભિપ્રાય જોઇ શું કરવું?-હસવું કે રડવું?

હું નાનો હતો ત્યારે મેં ઇલીઅડની સ્પર્ધા કરનારું એક મહાકાવ્ય લખવા માંડ્યું હતું. એક હેતાળ પિતાએ તેના આઠ વર્ષના પુત્રે લખેલી એક નવલિકા ગુજરાતમાં આવતી સારામાં સારી નવલિકાની સ્પર્ધા કરે એમ છે એમ કહી મને મોકલાવેલી યાદ છે. મારી અને આ પુત્રઘેલા પિતાની માન્યતા મારા સ્વદેશાભિમાની મિત્રની માન્યતા કરતાં હજારગણી વધારે વાસ્તવિક લાગે છે. હીંદુસ્થાનમાં પ્રગટ થતાં ચિત્ર અને શિલ્પાકૃતિઓ જોઇ મને આંસુ આવે છે. રોમ અને ગ્રીસના સૌંદર્યને આપણી દૃષ્ટિએ 'સૌંદર્ય' કહેવું એ પાપ છે. એ વિષયમાં વેંતીઆ જેવા આપણે



આણેકચોકમાં વિજેત્રી વીનસ ઉભી કરી છે.

અભિપ્રાય દર્શાવવાનો શો અધિકાર ધરાવીએ છીએ?......

—ઇટાલીઅને ફ્રાન્સમાં જોએલા સૌંદર્યથી હતાશ થએલો હું એક વખત બોલી ઉઠ્યો:

"એ સૌંદર્ય મારા ગુજરાતમાં કયારે આવી વસશે ?"

"આવશે, આવશે. એક દહાડો આવશે" આશાવાદી લક્ષ્મીએ કહ્યું.

મેં ટેબલ પર હાથ ઠોકયો. "કદી નહીં, કદી નહીં." વળી મને વિચાર આવ્યો ને મેં એક છેવટનો ઉપાય સુચવ્યો. "હા એક રસ્તો છે. ન કરે નારાયણ અને ગુજરાતમાં કોઇ નેપોલીયન જન્મી પડે, પાંચ લાખ ગુજરાતીઓનુ દુર્જય સૈન્ય લઇ ઇટાલી પર ઉતરી પડે, અને ઇટાલીમાં ઠેર ઠેર દેખાતી કલાકૃતિઓ લઇ જઇ ગુજરાતમાં ઠેર ઠેર ઉભી કરી દે—"

"પણ તેનાથી શુ ?" મારા મિત્રે પોતાનો સંશય દેખાડયો.

જ્યારે હું સરસતા વીશે કલ્પનાના ઘોડા છારતક દોડાવી રહ્યો હોઉં તે વખતે કોઇ વહેમની લગામ ખેંચે એ કેમ સહ્યું જાય ? મેં ઉગ્રતાથી જવાબ વાળ્યો: "તે વિજેતા લલુભાઇના ચકલામાં સ્નાન કરી ઉઠેલી વીનસ ઉભી કરી દે, અમદાવાદના માણેકચોકમાં વિજેત્રી વીનસ ઉભી કરી દે, ભુલેશ્વર થઇ મંદિરોમાં દર્શન કરવા જતા ભક્તજનના લાભાર્થે એપોલો બેલ્વેડેર ઉભો કરી દે તો સમયના પ્રવાહે સૌંદર્યની તૃષ્ણા જાગે અને ભાવિ ગુજરાતણોને પેટે કોઇ ફીડીયસ કે કોઇ માઇકેલ એન્જેલો કે રાફેલ જન્મે."



મીસરની ઢીંગલી—મહાકાવ્યનો એકડેએક.

આકૃતિ નં. ૧.

"એ કેમ બને ?" લક્ષ્મીએ શંકા ઉઠાવી; "મુંબાઇના મ્યુઝીયમમાં એવાં પુતળાંઓ જોતાં આપણી મુંબાઇની સ્ત્રીઓ ઝપ દઇને લાજ કાઢે છે."

મેં અધીરાઇથી કહ્યું: "ઘુમટામાંથી જોતાં પણ કોઇક દહાડો તેમને સૌંદર્યનું ભાન થશે. કયારે મારા ગુજરાતમાં હરર્ક્યુલસ સમો કોઈ યુવક ને વીનસ સમી કોઇ સુંદરી–સર્વાંગ સંપૂર્ણ પેદા થશે ?"

મારાં મિત્ર જે આ વખતે બધુ શંકરલાલને એક પત્ર લખતાં હતાં તેમણે તેમાંથી ઉંચુ જોઇને કહ્યું: "પાંચ લાખ ગુજરાતીઓ ઇટાલીમાં આવે તોને ?"

મેં કહ્યું: "હા; જરુર."

"તમને શી ખાત્રી કે એ બધા ઇટાલીમાં આવ્યા પછી–તેને જીત્યા પછી–પાછા જશે? અહીં રહી ન પડે ? શા માટે પાછા જાય ?"

મેં નહીં કહ્યું ? કલ્પનાના ઘોડા કુદાવતા હોઇએ ત્યારે કોઇ લગામ ખેંચે ત્યારે વાત અધરી થઇ પડે છે. પણ આ લગામના જોરથી મારા ઘોડાઓ અટકી પડયા, ફસડાઇ પડ્યા. પ્રભો ! દીનાનાથ ! પાંચ લાખ ગુજરાતીઓ પાછા જાય એની શી ખાત્રી ? મારી આંખે

અંધારાં આવ્યાં. શું ગુજરાત આખરે એવું ને એવુંજ રહી જવાનું ?

૨

નેપલ્સના મ્યુઝીઅમના મુખ્ય ત્રણ ભાગ છેઃ એક, બીભત્સ રસથી ભરપુર પોમ્પીઆઇની અવશેષવસ્તુઓનો. આ ખંડ સામાન્ય રીતે બંધ રહે છે અને ઘણું ખરું પુરુષોનેજ ત્યાં જવા દેવામાં આવે છે. ત્યાં જવાનું પહેલેથી મેં માંડી વાળ્યું.

બીજો, એક અગત્યનો વિભાગ-રોમના સમ્રાટોનો છે. એ વિભાગમાં જુલીઅસ સીઝર અને ઘણાખરા સમ્રાટોના બસ્ટો-(મોઢું, માથું, અને છાતીનો ઉપલો ભાગ ) છે. જે નરોએ સત્તા અને વિલાસની અવધિ કરી છે; બુદ્ધિ કે ક્રૂરતાનાં સ્મરણોનો વારસો દુનીઆને આપી ગયા છે તેનાં મુખો જોતાં રસ પડે એમાં શી નવાઇ ? તેમાં ખાસ કરીને જુલીઅસ સીઝર વીશે જે વિચારો અને ઊર્મિઓ આગલે દિવસે મને ઉદ્ભવ્યાં હતાં તે પાછાં ફરી ઉદ્ભવ્યાં. પણ ત્રીજા વિભાગમાં ગ્રીસના શિલ્પના નમુના નજરો નજર પહેલી વાર જોતાં ઉત્સાહ અને પ્રશંસાના કંપથી આખું મન અને શરીર કાંપી રહ્યાં......

નેપલ્સ આગળ ગ્રીકોએ એક થાણું સ્થાપ્યું હતું. અને અહીંઆં ગ્રીક શિલ્પસ્વામીઓની અને તેમનું અનુકરણ કરનારાઓની અપૂર્વ કૃતિઓ જડે છે. આ સંગ્રહસ્થાનમાં એ કૃતિઓને સમયના ક્રમ પ્રમાણે ગોઠવવામાં આવી છે.

પહેલાં પુરોગામી શિલ્પીના નમુના-પછી પોલીક્લેટસની-પછી ફીડીઆસની-પછી પ્રેક્સીટેલીસની-અને પછી અનુગામી કલાકારોની કૃતિઓ; અને આ બધા સ્વામીઓમાં ફીડીઆસની કૃતિઓ તે સદાએ અપૂર્વ અને અનનુકરણીય....



મીસરમાં કાતરેલાં નરદેહો એકતા પામે છે.
આકૃતિ નં. ૨.

આ ગ્રીક શિલ્પસ્વામીઓની કૃતિઓ નેપલ્સમાં, રોમમાં, ફ્લોરેન્સમાં, પેરીસમાં અને લંડનમાં છુટી છવાઇ પડી છે. પણ એ કૃતિઓમાંથી નીતરી આવતી મનુષ્યદેહની અપૂર્વ કથા કેવી અદ્ભુત છે !

મનુષ્યદેહને દેવનું ઇશ્વરસદન-એ નામ આપવામાં આવ્યું છે. સૃષ્ટિમાં દૈવીમાં દૈવી વસ્તુ તે મનુષ્યદેહ છે. એ દેહ પર દિવ્યતાના અંબાર સીંચી આરસમાં સરજાવવાની અદ્ભુત મહેચ્છા -ઇશ્વર પ્રાપ્ત કરવાની અદ્ભુત ઇચ્છાથી પણ વધારે સુંદર અને આકર્ષક છે,

કદી ડારતાં નહી. તેમનામાં રસિકતા હતી, દેવદેવીઓ તેમને મન ત્રાસથી પુજવાની કે દીનતાથી પ્રાર્થવાની શકિતઓ નહોતાં; પણ વાત કરવાનાં, દીલ ખોલવાના આદર્શો–મૂર્તિમાન કરવાનાં મિત્રો હતાં. ગ્રીસે સ્વાતંત્ર્ય ખીલવ્યું,



રાજા શેરીસની મૂર્તિ. ( આકૃતિ નં. ૫ )

સૌંદર્ય સરજાવ્યું—તે પ્રકૃતિજન્ય, ચેતનને સ્વાધીન રહીને, તેને જડ બનાવીને નહીં. તેમણે મીસર અને એસીરીઆની કલાનું અનુકરણ કર્યું ખરું, પણ અનુકરણ કરતાં તેને અદ્દભુતસ્વતંત્રતા, અને નૈસર્ગિકતા આપવા માંડી નરદેહમાં અપૂર્ત વ્યકત કરતા કૃત્રિમ અપૂર્વતાના સિદ્ધાંતો —પ્રણાલિકાઓથી દૂર ને દૂર રહ્યા, નૈસર્ગિક અપૂર્વતા એ એકજ સનાતન ધ્યેય તેઓ રાખી રહ્યા.

૩

છઠ્ઠી સદીની એક આકૃતિ રાજા શેરીસ (આકૃતિ નં. ૫)ની–લઇએ. એમાં મીસરની સ્થૂલતા ઉપરટપકેથી દેખાય છે, પણ એની રેખાઓમાં એના ડોકના મરોડમાં મીસરમાં કદી ન આવી એવી સ્વાભાવિકતા છે. એ પાષાણનું પુતળું નથી–એ સજીવ થવા માંડતો નરદેહ છે. ઇજીપ્તની આકૃતિઓમાં સનાતન તત્ત્વ ભલે દેખાય. બોધિસત્વનાં આપણાં પુતળાંઓમાં શાંતિનું સત્વ ભલે અભ્યાસીઓને જણાય, પણ ગ્રીકોના આ પ્રથમ પ્રયાસમાં સજીવતા છે. એ નરદેહની આકૃતિ નથી, નરદેહની જડ પ્રતિમા નથી, પાષાણનો રચેલો નરદેહ છે.......

—શા માટે આવાં દૃષ્ટિબિંદુઓ મને સુઝે છે? હું તો હીંદી રહ્યો. મારે તો હેવલ અને આનંદ કુમારસ્વામીના મહાપ્રયત્નોથી નજરે પડેલાં સૌંદર્યમાંજ સરસતા જોવા પ્રયત્ન કરવો જોઇએ. મારે તો નિશ્ચેતન, ઘણી વખત કદરૂપાં દેખાતાં, ભયંકર આંખોવાળાં બોધિસત્વનાં પુતળાંઓમાં આધ્યાત્મિકતા જોવી જોઇએ. અનેક પ્રણાલિકાએ ઘડેલી એકજ પ્રકારની નીરસ, પાર્શ્વનાથની મૂર્તિઓમાં કલાનું સત્ત્વ જોવું જોઇએ. હીંદુ મંદિરોમાં કંતાઇ ગએલી કમરવાળી, વાંકા પગની, ઘટ સમાન સ્તનથી નમી રહેલી ભયંકર મૂર્તિઓમાં લાલિત્ય, અને સુરેખતા જોવાં જોઇએ......

મારે દુર્ભાગ્યે હું તે જોઇ શકતો નથી એ બધા-માં સજીવતા નથી, એમાં નરદેહની ભાવના સંતોષાય એવી અપૂર્વતા નથી. એ કલાકૃતિઓ સ્વદેશી છે માટે પ્રિય છે, પણ સ્વદેશી છે માટે સર્વોત્તમ હું કેમ કહી શકું? પોતાની સ્ત્રી પ્રિય હોય કારણકે પોતાની છે, પણ તેને વીનસ–ડી–મીલોથી સૌંદર્યમાં કોઇપણ સરસ કેમ કહી શકે?...



 વીનસ-ડી-મીલો: વિલાસદેવીની મૂર્તિ. [ ગ્રીક પ્રવાસ: પૃ૦ ૧

(આકૃતિ નં. ૧૧)



 હરક્યુલીસ-નરદેહનું કેવું ભવ્ય મહાકાવ્ય! [ એક પ્રવાસ: પૃષ્ઠ ૧૫

(આકૃતિ નં. ૧૨).

આપણી પુરાણી કલાકૃતિઓ છવ્વીસો વર્ષો પહેલાંનાં ગ્રીસનાં મહાકાવ્યોને સ્પર્શી શકે એમ નથી એમાં નાનમ શી ? ચોવીસેં વર્ષ પહેલાંની ગ્રીસની અપૂર્વ કલાકૃતિઓને આજ સુધી કોણ પહોંચી વળ્યું છે–કોઇ દેશમાં કે કોઇ યુગમાં ?

ગ્રીસ એટલે નાનકડો, રુપાળો પ્રદેશ; સ્વચ્છ નીલું આકાશ; નાનો, નિર્મળ સમુદ્ર; નાના-મોટા સુંદર ટાપુઓનો સમાવૃંદ; અને સ્વરૂપવાન, સ્વતંત્રને સંસ્કારી જનસમૂહ. એમાં નહીં પૂર્વજોની કરમાવતી છાયા, ને નહીં અદૃષ્ટ દેવોનો ત્રાસ... આશરે ઇ. સ. પૂર્વે ૫૫૦ માં એના એક ટાપુમાં એક શિલ્પી પથ્થરમાંથી મહાકાવ્ય રચવા બેઠો...



હજી આ પુતળું છે. એમાં સૌંદર્ય છે, સજીવતા નથી.
(આકૃતિ ન. ૭.)

ગ્રીસનો આરસ એટલે સુંદર, સુવાળો, સહેલાઇથી કામમાં લઇ શકાય એવો સંગેમરમર. એ સંગેમરમરની કીંમત પ્રાચીન ગ્રીક શિલ્પીઓની અને બીજા શિલ્પીઓની કલાકૃતિઓ સાથે સાથે જોતાં જણાય છે. બીજા બધાની મૂર્તિઓ પાસેથી જોતાં આરસની–પથ્થરની–જણાય છે. પ્રાચીન ગ્રીકે ઘડેલી મૂર્તિ પથ્થરની લાગતી નથી. જોતજોતામાં એ મૂર્તિ નીચે લોહી વહેતું હોય, ચેતન ધબકતું હોય એવું લાગે છે. એ કળા શિલ્પીની કે એ પ્રતાપ પથ્થરનો તે કહી શકાતું નથી.

એ પુરાણો શિલ્પી મહાકાવ્ય લખવા બેઠો. એણે હાથમાં હથોડી લીધી. નિશ્ચલતામાં ભયંકર લાગતી મીસર ને એસીરીઆની આકૃતિઓ તેને રુચી નહીં. તે પોતે સર્જાવતી કૃતિ જોડે પ્રેમમાં પડયો — બ્રહ્મા સરસ્વતીની જોડે પડયા હતા તેમ. આકૃતિ સજીવ કરવા પ્રયત્ન કર્યો, પથ્થરની પુતળીને પહેલી વાર હસતી કરી.

મીસરવાસીઓ સ્ત્રીની પ્રતિમા ઘડતા નહીં, અને ઘડતા તો તેના પ્રાણ જકડી રાખતા. એસીરીઅનો સ્ત્રીની મૂર્તિ કોતરતા નહીં. આ ગ્રીક શિલ્પીએ સ્ત્રીની મૂર્તિ કોતરી, અને તેને હસાવવાનો પ્રયત્ન કર્યો. મૂર્તિ તે માત્ર નરદેહનું સ્વરૂપ નહીં–એક ભાવનાનું શુષ્ક પ્રદર્શન નહીં પણ એ પોતાનો સ્વભાવ, વ્યક્તિત્વ ને આત્મા

દર્શાવતો, ભાવનાથી નીતરતો, પાષાણી માનવ દેહ: આ શિલ્પીની વિજયા દોડી રહી છે. તે હસે છે—કૃત્રિમતાથી. (આકૃતિ નં. ૬) હજી પાષાણને હસાવવાની કલા કલાકારના હાથમાં આવી નથી. મુખના બીજા ભાવોમાં નિશ્ચલતા છે. છતાં આ શિલ્પી મીસરની બધી પ્રણાલિકાઓ તોડે છે. મૂર્તિ સીધી નથી, બે પગ પર ઉભી રહી નથી, નિશ્ચલતાની ભાવના દર્શાવતી નથી, મુખ પરથી પાષાણી અડગતા કાઢી નાખવા મથે છે.



સરસતાના સત્વ સરખું પાર્થીનોન.

૪

આમ સ્વાતંત્ર્ય શિલ્પસર્જનને ગ્રીસ સજીવન કરવા માંડે છે; અને પ્રથમ પગલા તરીકે અવયવોનું સર્જન શરુ કરે છે. ગ્રીક શરીર એટલે સ્નાયુઓની સુરેખ સંપૂર્ણતા. એ સંપૂર્ણતા એપોલોની મૂર્તિમાં સજીવ કરવા શિલ્પીઓ તત્પર બન્યા. મુખ રુપાળું પણ નિશ્ચલ, ઉભા રહેવાની રીત નિશ્ચેતન. બંને પ્રણાલિકાનિર્મિત. માત્ર શરીર સ્વાભાવિક -માત્ર સ્વાભાવિક નહીં—પણ સ્વાભાવિક અપૂર્વતા દર્શાવતું. આ એક એપોલોની મૂર્તિ જોઇએ. એનો નરદેહ એટલે સ્નાયુઓની સંપૂર્ણતાની પાષાણી ભાવના. મુખ, માથું મીસર દેશનું; હાસ્ય કૃત્રિમ—ઔદાર્ય દેખાડવાનો પ્રયત્ન. મુખ ભાવવિહીન; આંખો મર્મવિહોણી; ઉભા રહેવાની રીત સજીવતા વિનાની. હજુ આ પુતળું છે એ ખરું, એમાં સૌંદર્ય છે-સજીવતા નથી. (આકૃતિ નં. ૭)......

ધીમે ધીમે પ્રગતિ પામતા દેશો ને સંસ્કારો ઘણી વખત વિગ્રહની ઝનુનથી એકદમ વિકાસ પામે છે, તેમ ગ્રીસને થયું. ઇ. સ. પૂર્વે આશરે ૪૯૦ માં ઇરાની શહેનશાહ દારા (Darius)-એ પોતાનું દુર્જય અને અમેય સૈન્ય ગ્રીસ તાબે કરવા મોકલ્યું. એથેન્સના લશ્કરે મેરેથોન આગળ તેને હરાવ્યું. હારેલો દારા પાછો ઇરાન ગયો અને રખેને એ હાર વીસરી જવાય માટે એક ગુલામને હુકમ કર્યો કે જમતી વખતે દરરોજ સ્મરણ કરાવવું: "માલીક! એથેનીઅનોનું સ્મરણ કરો." દારા સ્મરણ કરતો કરતો મરી ગયો અને ખુશરુ (Xerxes) ગાદીએ આવ્યો. ખુશરુ લશ્કર લઇ જમીનને રસ્તે ગ્રીસ પર તુટી પડ્યો; ગામો બાળી મુકર્યા. એથન્સના શહેરીઓએ બૈરાંછોકરાં બીજા ટાપુમાં મોકલી આપી લશ્કરી વહાણો પર લઢવા તત્પર થઇ બેઠા. ખુશરુએ એથન્સ બાળ્યું. થર્મોપીલી આગળ

સ્વદેશ સાચવવા જતાં લીઓનીડાસ અને ત્રણસો સ્પાર્ટાના વીરો કપાઇ મુઆ. પણ સલામીસના અખાતમાં ગ્રીક અને ઇરાની નૌકા સૈન્યોનું મહાયુદ્ધ થયું. થેમીસ્ટોકલીસ એથન્સનો સેનાની હતો. ખુશરુ એક ટેકરી પર આરસના સિંહાસન પર બેસી યુદ્ધ જોઇ રહ્યો હતો. ઇરાનીઓ હાર્યા–નાઠા અને રખે ગ્રીકો પાછા જવાનો રસ્તો બંધ કરે તે બીકે ઝપાટાબંધ ઇરાન પહોંચ્યા.

તે સમયની મહાપ્રતાપી શહેનશાહતની જોડે યુદ્ધ કરતાં ગ્રીસ અને ખાસ કરીને એથન્સ વિજયી થયું. આ વિગ્રહને લીધે એથન્સે ગ્રીસનાં અનેક શહેરો પર અને ટાપુઓ પર સત્તા મેળવી. ગ્રીસના સંરક્ષણાર્થે જે શહેરોએ સંપ કર્યો તે બધાને વ્યવસ્થિત નિયંત્રણમાં લાવી એથન્સ ચક્રવર્તી થયું.



પેરીકલીસ!

આ વિજયથી ગ્રીકનાં શકિત, હીંમત, બુદ્ધિ, અને કળા પર અજબ પાનો ચઢયો; અને કળા, શકિત, સમૃદ્ધિ અને સંસ્કારનો સુવર્ણયુગ એથન્સમાં પ્રસર્યો.

ઇ. સ. પૂર્વે ૪૬૦ થી ૪૩૫ સુધી પેરીકલીસે લોકશાસનાત્મક એથન્સમાં અને એથન્સે ગ્રીસમાં એકચક્રે સત્તા ભોગવી. સરસતા અને લોકોત્કર્ષની ભાવનાથી પ્રેરાએલો આ નરસિંહ દુનીઆના ઇતિહાસમાં અપૂર્વ સ્થાન ભોગવે છે. એથન્સ એની શબ્દમોરલીએ નાચે છે. ગ્રીસ અને ઇરાન એનાં શાસનોથી કાંપે છે. ગંભીર અને ભવ્ય દેવદેવેંદ્ર જ્યુપીટર સમો તે સર્જન અને વિનાશન પ્રેરે છે. એની પ્રેરણા નીચે એથન્સ સંસ્કાર અને સમૃદ્ધિનું કેન્દ્રસ્થાન બને છે, તત્ત્વવેત્તાઓ વિકસે છે; નાટયકારો અપુર્વ કૃતિઓ સર્જાવે છે. ઇતિહાસકારો ઇતિહાસના પાયા નાખે છે; એસ્પેશીઆ સ્ત્રી સમાનતા સ્વાતંત્ર્ય અને દાંપત્યજીવનનો આદર્શ રચે છે; અને ફીડીઆસ સરસતાના સત્વ સરખું પાર્થીનોન સર્જે છે. એ ભવ્ય સ્થાપત્યની "સરસતાની કથા તો વળી નીરાળી. સજીવતાનો



ડિસ્કોબોલીસ-ચક્રક્ષેપ્તા (આકૃતિ નં. ૮).

શકિતના કંપમાં સજીવ લાગે છે. એ જીવતું મહાકાવ્ય છે. એમાંથી સરસતા ઝરે છે. માત્ર મુખ ઉપર ભાવ નથી—જુની પ્રણાલિકા આટલી-જ નજરે ચઢે છે,

પોલીક્લાઇટસ એ માયરનનો સમકાલીન અને બીજો મહાન શિલ્પસ્વામી હતો. એણે પણ આરસમાં મહાકાવ્ય કોતરવું શરુ કર્યું. એણે શરીરની સપ્રમાણતા અને ઉભા રહેવાની છટા મૂર્તિમાં ઉતારી. અત્યાર સુધી મૂર્તિઓ મીસરના કાનુનો પ્રમાણે બે પગે ઉભી રહેતી. આ સ્વામીની સર્જકતાએ એ મૂર્તિને એક પગ પર ભાર મુકી ઉભી રહેતી કરી. મૂર્તિ હવે પુતળું નહોતું; છટાથી સ્વાભાવિકતા દાખવતો અપૂર્વ નરદેહ હતો : એણે—એમેઝોનો—વીરાંગના ( આકૃતિ નં. ૯ )—સર્જાવી. સશકત, સપ્રમાણ, ગંભીર, યુદ્ધમાં ઉતરવાને ઉત્સુક એવી સર્વાંગસુંદર સ્ત્રીની ભાવના પોલીક્લાઇટસની એમેઝોન જોતાં સંતોષાય છે. અને સ્ત્રીસૌંદર્યમાં રહેલી સરસતાનું ભાન થાય છે.

સ્પશ્ર કલાને પણ લાગ્યો. મીસરની પ્રણાલિકાઓ લગભગ અદૃષ્ટ થઇ. ગતિ અને સ્નાયુની સંપૂર્ણતા બે સાથે સધાયાં. મુખ પરથી નિશ્ચેતનતા ગઇ અને સ્વસ્થતા આવી. આંખોમાં જીવંત તેજ પ્રગટ્યું. આનો સુંદર નમુનો માયરનનું 'ચક્રક્ષેપ્તા'–discobolus. (આકૃતિ નં. ૮)

'ચક્રક્ષેપ્તા' ચક્ર નાખાવ વળ્યો વાંકો વળ્યો છે—જોરથી નાખવા નીચો છે. દરેક અવયવ કસરત થી સુરેખ, તે સરસ રીતે દર્શાવી રહ્યો છે. એકે એક સ્નાયુ અપૂર્વ છે. એની દૃષ્ટિમાં, એની રીતમાં, એના ડોકની મરોડમાં સજીવતા છે. પાષાણી નરદેહ ઉભરાતી

૫

—પણ આ બધા શિલ્પસ્વામીઓમાં, શ્રેષ્ઠ એવો પાષાણનો કવિ—શિરોમણિ તે ફીડીઆસ. પેરીક્લીસનો જમણો હાથ, એસ્પેશીઆનો મિત્ર–એણે એથેન્સને સુંદર બનાવવાના પ્રયાસોમાં પચીસ વર્ષ ખોયાં, અને નરદેહની ભાવના આરસમાં એવી તો ઉતારી કે પચીસસો વર્ષ પછી પણ એ પાષાણી ભાવનાની પાર જવાને આપણી કલ્પના ચાલતી નથી.

સ્નાયુની સંપૂર્ણતા, અવયવોની સપ્રમાણતા, ગતિની મોહકતા તો એના બે સમકાલીન

સાહિત્યસ્વામીઓ !! જેનીજ ફીડીઆસે આરસમાં ઉતારી. સમૂહ-રચનામાં પણ તેણે સજીવતા આણી; અને નરનારીઓ અને જાનવરોનો સમૂહ (આકૃતિ નં.૧૦) પોતાની સ્વાભાવિક ગતિથી પણ સરસ ગતિ પથ્થરોમાં બતાવી રહ્યો.

પણ ફીડીઆસની ખરી મહત્તા તે તેના દેવદેવીઓના મુખ પરના ભાવમાં હતી. એના નરનારીઓના મુખ પર સપ્રમાણતા, સૌંદર્ય, સજીવતા તો તેના સમકાલીનો જેવાંજ હતાં; પણ એ ઉપરાંત શક્તિ અને સૌંદર્યનું અદ્‌ભુત મિશ્રણ તેણે આ ણ્યું, અને એ બધા પર દૈવી ભવ્યતાનું દર્શન કરાવ્યું.

એણે સર્જાવેલી કૃતિઓ ઘણી થોડી રહી છે. તેનાં અનુકરણો પરથી તેની સર્જકતાનો કૈંક ખ્યાલ આવે છે. એના અનુકરણમાં કરેલા "જ્યુસના" મુખથી શું વધારે ભવ્ય હોઇ શકે ? વીનસ ડી મીલોની—વિલાસદેવીની મૂર્તિ (આકૃતિ નં.૧૧) પણ ફીડીઆસના સંપ્રદાયનીજ છે એમ ઘણા વિદ્વાનો માને છે. કલ્પના-શક્તિ એ મૂર્તિમાંથી પ્રગટતી શક્તિ, સૌંદર્ય ને ભવ્યતા કલ્પવાને અશક્ત છે.



સશક્ત, સપ્રમાણ, ગંભીર, સર્વાંગ સુંદર સ્ત્રી.
(આકૃતિ નં. ૯).

આ વીનસ–ડી–મીલોનું પુતળું પેરીસના લુવ્રમાં આવેલા સંગ્રહસ્થાનમાં એક આખા ઓરડાની વચ્ચે મુકયું છે. એથી ભવ્યતા દીપી નીકળે એવી રીતે ચારે તરફ સોફાઓ મુકયા છે અને દરરોજ સેંકડો પ્રેક્ષકો અને અભ્યાસીઓ ત્યાં બેઠા બેઠા તેની અપૂર્વતા નરી આંખે કે દુરબીન વતી જોયાં કરે છે. એમ પણ કહેવાય છે કે અમેરીકાએ એ પુતળું ફ્રાન્સ પાસે કરોડો રુપીઆના દેવા પેટે માગેલું, પણ એ પુતળું આપવાને બદલે ફ્રાન્સે ગમે તેમ કરી દેવું વાળવાનું પસંદ કર્યું. આપણી ધારાસભા આગળ એ પ્રશ્ન હોત તો મને ખાત્રી છે કે લગભગ સર્વાનુમતે એ પુતળું બારોબાર અમેરીકા ચાલી જાત...

—ઘણાં વર્ષો પહેલાંની એક વાત યાદ આવે છે. મુંબાઇમાં મેં પહેલું ઘર માંડ્યું, અને

ભીંત શણગારવાનો વખત આવ્યો ત્યારે એ પુતળાના ઉપલા ભાગની છબી ચારેક આનામાં ક્યાંકથી લઇ આવી ત્રણ આનામાં મઢાવી ભીંત પર મેં ટંગાવી દીધી. સામાન્ય રીતે વીનસ–ડી–મીલો એટલે હાથ વગરનું ઉભું પુતળું એવો ખ્યાલ હોય છે. પણ આ તો માત્ર મોઢું, માથું અને છાતીના થોડા ભાગની છબી હતી. એક મિત્ર આવેલા યાદ છે. તે "યુવતીજનકથામૂકભાવેઃ પરેષામ્" એ સિદ્ધાંતના ચુસ્ત ભક્ત હતા અને એમની કળાના જ્ઞાનની ક્ષિતિજ પર વીનસ–ડી–મીલો ભાગ્યેજ આવેલી. એ બેઠા. એમણે ચહા પીધી, ઘરનાંની ખબર પુછી, અને પાંચ–પંદર વખત શરમભરી આંખો આ કોઇ અપરિચિત સ્ત્રીની છબી પર શરમાતા નાખી. મારા મનમાં મને ઘણું હસવું આવ્યું. એ મારે વીશે શું શું ધારતા હશે એ જાણવાની ઉત્કંઠા થઇ. આખરે તે જવા માટે ઉઠ્યા અને છત્રી લેતાં લેતાં પિતાતુલ્ય ગાંભીર્ય આણી કહ્યું: "ભાઇ! આવી છબી તે બહાર રાખીએ !"

મારા હસવાનો પાર રહ્યો નહીં. મેં કહ્યું: "મુરબ્બીશ્રી ! આ છબી સ્ત્રીની નથી–પુતળાંની છે." તે હસ્યા: "અરે રામ રામ ! પણ ભાઇ, ગમે તે કોઇ આવે અને આવી છબી જુએ તો ધારે શું ?"

જાણે કેમ મનુષ્યની ધારણા અને તેમાં ખાસ કરીને પારકા પર આક્ષેપ મુકવાની ધારણા પર કોઇ પણ સંયમ મુકી શક્યું હોય !

કેટલાકને વીનસ–ડી–મીલોમાં કૈં દેખાતું નથી. વાંક એ પુતળાંનો કે આંખોનો એ તો પ્રભુ જાણે. એક અમેરીકન બહુ ધનાઢ્ય થયો એટલે પોતાનો મહેલ સરસમાં સરસ રીતે શણગારવાનો તેણે હુકમ આપ્યો, અને દુનીઆની સુંદરમાં સુંદર કલાકૃતિઓની નકલ મહેલમાં ગોઠવાય એવી આજ્ઞા કરી. પરિણામે યુરોપથી સુંદરમાં સુંદર પુતળું એમ કહી એક પેટી આવી. તેમણે પેટી ખોલી તો પુતળું બે હાથ વગરનું ઠુંઠું—એક ઠેકાણેથી જરા ભાંગેલું. તરત તેમણે વેચનાર ઉપર ભાંગેલું પુતળું મોકલવા માટે નુકશાની બદલ દાવો માંડ્યો. જ્યારે કોરટમાં ગયા ત્યારે એમને ભાન આવ્યું કે જે હજારો રુપીઆ એમણે આપ્યા હતા તે એક ઠુંઠા પુતળા માટે આપ્યા હતા. હાથ ભાંગલી વીનસ ઘરમાં નજ રાખવી એ એમનો દૃઢ સંકલ્પ હોવાથી એમણે પ્રતિવાદી વેપારીઓને કહ્યું કે ભલે પૈસા લીધા છે તે રાખો; પણ ગમે તે બે હાથવાળું પુતળું આપો અને આ ઠુંઠું પુતળું લઇ જાઓ. ફ્રેન્ચ વેપારી હસ્યા; બીજી બે હાથવાળી કોઇ વીનસ આપી; અને ઠુંઠું પુતળું પાછું લીધું. ધનાઢ્ય ખુશ થયા કે આખરે બે હાથવાળું પુતળું તેમનો મહેલ શોભાવશે.

વેપારી પણ ખુશ થયા કે વીનસ–ડી–મીલોની કીંમત લઇ એમણે ગમે તેવું ભળતું પુતળું પધરાવ્યું. અને વીનસ–ડી–મીલોનું પુતળું પણ રાજી થયું હશે કે એ આ એકદરના ધનાઢ્ય હાથમાંથી છુટ્યું. આશા છે કે જ્યાં એનું ઠુંઠાપણું કોઇને ન ખુંચે એવા કોઇ પ્રાસાદમાં માનભેર તે આખરે સ્થપાયું હશે.

—પણ આ તો કાલ્પનિક વાત. એક ગુજરાતી મિત્ર પેરીસમાં



ફીડીઆસની કૃતિ : પાર્થેનોનનો એક ટુકડો.
(આકૃતિ નં. ૧૦).

અમને મળ્યા. તેમણે પુછ્યું : "ક્યાં જાઓ છો ?" અમે કહ્યું: "લુવ્રના સંગ્રહસ્થાનમાં વીનસ–ડી–મીલોનું પુતળું જોવા."

"વીનસ–ડી–મીલો ?" તેમણે બીજાજથી કહ્યું. "તમે પણ આ પેરીસના લોકો જેવા ગાંડા થઇ ગયા ! એમાં જોવાનું શું બળ્યું છે? અડધી નાગી, હાથ તુટેલી, કાન ખરેલી પુતળીમાં એવું તે શું છે કે મફતનો વખત ગુમાવો છો?"

હું અવાચક થઇ ગયો...

સુંદરમાં સુંદર સ્ત્રીથી એ મૂર્તિ જુદી છે. માનવ સ્ત્રીથી એ ઘણી મોટી છે. શાંતિ દર્શાવતી આંખો; સત્તા દર્શાવતું કપાળ; વિલાસ દર્શાવતા ગાલ; કોડ અને દઢતા બંને દાખવતા હોઠ; શાંત ને આત્મનિષ્ઠ પ્રભાવ દાખવતો ડોકનો મરોડ; સંયમ અને વિલાસ બંને દાખવતા સ્તનો; શારીરિક બલ અને છટા બંને દાખવતી કંમર; અને આખા અંગ પર રહેલી દૈવી શાંતિ ને સત્તાની છાપ– આ બધાં કોઇ પણ સ્ત્રીમાં મળવાં અશક્ય છે. આ પાષાણી સ્ત્રીમાં કોઇ પણ સુંદર સ્ત્રીમાં જડે તેનાથી નીરાળી અપૂર્વતા છે. દુનીઆની સ્ત્રીઓનાં લક્ષણો કલ્પનાની મદદથી ભેગાં આણી એક અસંભવિત સંગ્રહસ્થાનને એવી એકતાનના અર્પા છે કે તે આદર્શમાં લેખાય. એ મૂર્તિ સ્ત્રી નથી લાગતી, પણ સ્ત્રી કેવી હોઇ શકે, હોવી જોઇએ તેનો આદર્શ ખડો કરે છે.

અને છતાં એને જોતાં સુંદર સ્ત્રીને જોઇ જે મનોદશા ઉદ્ભવે છે તે ઉદ્ભવ છે. એ મૂર્તિનું સ્ત્રીત્વ ભયંકર અને આકર્ષક છે. તેના સર્વ અંગમાંથી એવી પ્રતાપી માનવતા ઝરે છે કે તે મનુષ્યસ્વભાવના ઉંડામાં ઉંડા ભાવોને પ્રગટાવે છે ને પોષે છે. એની સ્વાભાવિકતા, સપ્રમાણતા



પ્રૅક્ષીટેલીસની ડાયેના દેવીમાં માનવ આર્દ્રતા છે. (આકૃતિ નં. ૧૩).

અને વાસ્તવિકતા એવી છે કે એવી સ્ત્રી હોઇ શકે નહીં એમ ખ્યાલ પણ આવે નહીં.

બીજા શીલ્પીનો એવાજ પ્રકારનો– આ હર્ક્યુલીસ–જોઇએ. નરદેહનું કેવું ભવ્ય

મહાકાવ્ય! (આકૃતિ નં. ૧૨) શરીરની ભાવનાનું કેવું અદ્દ્ભુત સર્જન! શક્તિ ને સૌંદર્ય નીરાળાં પડતાં નથી. મુખ પરની ભવ્યતા ખિન્નતામાં ભળી માનવજીવનના નીખાલસ હૃદયની કથા કહી રહી છે. જેટલો આ બળદેવ પ્રબળ છે,



શુદ્ધદેવની મૂર્તિમાં પરિચિત મોહકતા છે. (આકૃતિ નં. ૧૪).

તેટલો ભલો છે. એની શરીરરેખાઓમાં રહેલી સરસતા શક્તિની વાંછનામાં રહેલી ભાવનાને રીઝવે છે; અને દેવને દુર્લભ એવા દેહની અપૂર્વતામાં મુગ્ધ બની, પરમ આનંદ—જેવો પરબ્રહ્મ પ્રાપ્તિમાં મળે એવોજ આનંદ અનુભવીએ છીએ.' જ્યારે ગુજરાતના કોઇ એક અખાડામાંથી આવું એક અપૂર્વ મહાકાવ્ય નીકળતું જોઇશ ત્યારે—ત્યારે હું મુક્તિ પામીશ...'...

૬

પેરીકલીસ ગુજરી ગયો. એથન્સની શાંતિ ને સત્તા તુટવા લાગી. એસ્પેશી આના મિત્ર ને શિષ્ય સૉક્રેટીસ, અને પ્લેટોએ ચિંતનશીલતા કેળવી. ઉલ્લાસમય એથન્સ વિચારશીલ થયું. દુઃખના, વિચારના પ્રાબલ્યે તેણે દેહના મહાકાવ્યોમાં ફેર કર્યો. પ્રેક્ષીટેલેસની કલાકૃતિઓમાં (૩૮૦ ઇ પૂર્વે) ફીડીઆસની વિજયી શક્તિ ને તેવી ભવ્યતા નથી; તેમનાં મુખ પર, તેમની ગતિમાં, તેમની રેખાઓમાં માનુષી ભાવ છે, માનવ હૃદયને પરિચિત એવા વિચાર છે.

પ્રેક્ષીટેલેસની આ ડાયેના દેવીમાં મોઢું લાંબું થયું છે; આંખોમાં ગહનતા આવી છે; કપાળ આગળ વધ્યું છે. પહેલાં જેમાં ભાવનાશીલતા સ્થાન ભોગવતી હતી તેમાં હવે વાસ્તવિકતા છે. સ્વસ્થતાને બદલે સુકુમારતા દેખાય છે. દૈવી ભવ્યતાનું સ્થાન આર્દ્ર માનવતાએ લીધું છે. (આકૃતિ નં. ૧૩).

આર્દ્રતાના સંચારથી અપૂર્વતાનું સ્થાન સંસ્કારિતાએ લેવા માંડ્યું. દેવમૂર્તિમાં તટસ્થતાને બદલે વિલાસી છટા કે માનવ ભાવો આવવા લાગ્યા. પૂજ્યભાવ કરતાં આકર્ષણ કરે અને ઊર્મિઓ દર્શાવે એવા દેહની મૂર્તિઓ ઘડાઇ. જેમ એક સંપ્રદાયે વિચાર કોતર્યો, તેમ

બીજાએ ભાવ અને ઊર્મિ કોતર્યાં, અને ત્રીજાએ સંસ્કારિતાને પ્રાધાન્ય આપ્યું. લાઇસીપસના સંપ્રદાયની આ યુદ્ધદેવની મૂર્તિમાં (આકૃતિ નં. ૧૪) છટા છે. તેના મુખમાં સત્તા નથી, શાંતિ નથી, સંસ્કારિતા છે. તેની આંખોમાં માત્ર તેજ નથી, કુમાશ નથી, મૂર્તિમાં દુષ્પ્રાપ્ય આદર્શ નથી,, પરિચિત મોહકતા છે.

ક્રોધ, દુઃખ, વેદના એ બધાં રસસમૃદ્ધિ વધારી રહ્યાં. વીરત્વભીનાં મહાકાવ્યોને બદલે રસભીનાં ઊર્મિગીતો પથ્થરમાં કોતરાયાં. કલામાં ભાવના ને વાસ્તવિકતાનો સંયોગ જતો રહ્યો. વાસ્તવિકતાની નિર્બલતા વ્યક્ત થવા લાગી. તેનો અપૂર્વ નમુનો તે "લાઓકુન"-- (આકૃતિ નં. ૧૫) તીવ્રતમ વેદનાની પ્રચંડ મૂર્તિ (ઇ.સ પૂર્વે ૫૦).

લાઓકુન ટ્રોયનો ધર્મગુરુ હતો. ગ્રીકોએ લાકડાનો ઘોડો કરી તેમાં વીરોને છુપાવ્યા હતા. ટ્રોયના મૂર્ખાઓ તેને શહેરમાં લઇ આવતા હતા. લાઓકુને ના પાડી. સમુદ્રદેવે બે સર્પો મોકલ્યા અને લાઓકુન અને તેના પુત્રોને તે વીંટાઇ વળ્યા. બાપ અને બે દીકરાની આસપાસ સર્પોએ ચુડ ભેરવી. ત્રણે એક બીજાની આગળ મરવા લાગ્યા.

પિતાના મુખ પર શી વેદના છે ! તેની આંખમાં શી ભયંકર નિરાધારી ! તેનાં સ્નાયુઓમાં કેવું આક્રંદ! આકૃતિ જોતાં જોતાં ત્રાસ છુટે છે. —સર્પની ચુડ આપણને વળગતી લાગે છે. આપણી કાય પણ કાંપે છે.

વેદનાનું કેવું આબેહુબ ચિત્ર ! એમાં માત્ર વાસ્તવિકતા છે, ભાવનામયતા નથી. એટલે અપૂર્વતા વિનાની દક્ષતાનો ખ્યાલ આવે છે. અને દેવોમાં પણ કેવો ફેરફાર ! તેમની તટસ્થતા ગઇ અને તેમાં ક્ષોભ આવ્યો; શાંતિ ગઇ અને અધીરાઇ આવી; શક્તિ ઘટી, પણ છટા ને સંસ્કારિતા વધ્યાં.

જેમ એપોલોમાં ગ્રીકકલાનું બાલપણ છે; વીનસ-ડી-મીલોમાં કળાની મદભર જુવાની છે, તેમ એપોલો બેલ્વીડેરમાં તેની પ્રૌઢા અવસ્થા છે. એપોલો બેલ્વેડેર (આકૃતિ નં. ૧૬) દૂર વસતા દેવના દેહની છબી નથી-માનવોમાં વસતા કોઇ મોહક નરોત્તમની મૂર્તિ છે. એ મૂર્તિ જોઇને વીંકલમેને જે આનંદ અનુભવ્યો તેના ઉદ્ગારો સાંભળવા જેવા છેઃ—

" જે પ્રાચીન પુતળાંઓ જંગલીઓનું ઝનુન અને કાલની વિનાશક વૃત્તિમાંથી બચ્યાં છે તેમાંથી એપોલોનું પુતળું સર્વાનુમતે ભવ્યમાં ભવ્ય છે. એમ કહીએ તો ચાલે કે કલાકારે એક ભાવનાત્મક સ્વરૂપ ઘડયું છે અને સ્થૂલ વસ્તુનો ઉપયોગ તો માત્ર એ સ્વરૂપને મૂર્તિમાન કરવા કર્યો છે. જેમ હોમરે આપેલું એપોલોનું વર્ણન બીજા બધા કવિઓનાં વર્ણન કરતાં સરસ છે, તેમ આ પુતળું એ દેવનાં બધાં પુતળાંથી સરસ છે. એનું કદ માણસથી મોટું છે અને એનો ઉભા રહેવાનો ઠસ્સો એનું દૈવી ગૌરવ દેખાડે છે. શાશ્વત વસંત-એલીસીઅમ (સ્વર્ગ)નાં આહ્લાદક ઉપવનોમાં પ્રસરી રહે છે એવી-આ સુંદર શરીરને રમણીય યુવાવસ્થામાં મઢે છે અને તેનાં અંગોની સુરેખ રચના પર માધુર્ય પ્રસારે છે. આ સર્વોત્તમ કૃતિના ગુણ પારખવા માટે આપણે બુદ્ધિપ્રધાન સૌંદર્યને અંતરમાં ઉતારવું જોઇએ અને બને તો દૈવી સ્વભાવના થવું જોઇએ; કારણ કે આ કૃતિમાં મર્ત્યલોકની કૈં અપૂર્ણતા નથી. તે શરીર નસોથી કર્કશ નથી, તંતુઓથી કંપાયમાન નથી, પણ આખા રમણીય સ્વરૂપમાં મીઠી વરાળ ફરતી હોય તેમ દૈવી ચેતનથી તે સજીવ

જણાય છે. દેવ પાયથોનની પાછળ પડ્યા હતા; તેની પાછળ પહેલી વખતે પોતાનું દુર્જય ધનુષ્ય ખેંચ્યું હતું; અને તેને પકડી પાડી કારી ઘા કર્યો હતો. પોતાના પ્રતાપના ભાનથી પૂર્ણ, એકાગ્ર આનંદમાં ચકચુર તેની ભવ્ય દૃષ્ટિ વિજયની પણ પેલી પાર અનંતતામાં જોઇ રહી છે. તેના હોઠ પર તિરસ્કાર છે; પુણ્ય પ્રકોપ તેનાં નસ્કોરાંને ફુલાવી રહ્યો છે, અને તેનાં ભવાં પર ચઢ્યો છે; પણ તેના કપાળ પર નિશ્ચલ શાંતિ ઠરી રહી છે; અને જાણે કલાદેવીઓ તેને લડાવી રહી હોય તેમ તેની આંખમાં અમી છે. જ્યુપીટર ( ગ્રીક લોકના ઇંદ્ર ) દેવનાં જે પુતળાં હાથ લાગ્યાં છે તેમાંનાં કોઇમાં જે ગૌરવ હોમરની બુદ્ધિએ જોયું તે જણાતું નથી, પણ એપોલો બેલ્વીડેરના સ્વરૂપમાં બધા દેવોનું વિશિષ્ટ સૌંદર્ય ભેગું મળ્યું લાગે છે. કપાળ જ્યુપીટરનું છે ને તેમાં સરસ્વતી દેવીનો નિવાસ છે; ભાવ, તેની ગતિથી તેની પ્રૌઢ ઇચ્છા-શક્તિ દેખાડે છે; મોટી આંખો દેવોની સામ્રાજ્ઞીના જેવી છે, ગૌરવશીલ છે; અને જ્યાં વિલાસ સદા શોભે છે એવા મુખ પર એકસંની પ્રતિમા છે. વેલો પર મૃદુ ફણગા જાણે મરુતના શ્વાસથી હાલતા હોય તેમ તેના રુપાળા વાળ તેના શીશની આસપાસ વીંટાય છે. તેમાં દેવોને પ્રિય સુવાસ છે અને કલાદેવીઓએ તેને સુંદર રીતે સમાર્યા છે. આ કલાત્મક કૃતિનો ચમત્કાર જોઇ હું બધું ભુલી જાઉં છું. મારું મગજ એની તુલના ગૌરવથી કરવાને યોગ્ય એવા સૂક્ષ્મ સ્વભાવ સ્વીકારે છે. હું પ્રશંસા કરતાં આનંદ અનુભવું છું. ભવિષ્યવેત્તાઓ જેવી પ્રેરણાથી હોય તેમ મારું હૈયું ઉભરાય છે. ડેલોસમાં, સીરીઆની પુનિત કુંજોમાં, જ્યાં એપોલો વીહરતા ત્યાં હું વીચરું છું, અને પુરાણા પીગ્મેલીઅન જેવું સૌંદર્ય અર્પતા તેવું સૌંદર્ય આ મૂર્તિને સચેતન બનાવે છે. ઓ અપ્રતિમ અને પરમ કૃતિ ! હું તારું કેમ વર્ણન કરું? એ માટે મારી લેખિનીને કલાની પ્રેરણા જોઇએ. પણ જે લક્ષણો મેં વર્ણવ્યાં છે તે તારે ચરણે ધરું છું. જે દેવોને તાજ પહેરાવવા આવે તેને તો તે ચરણ આગળજ રાખવો પડે છે, કારણ તેમને માથે તો તેનાથી પહોંચાતુંજ નથી." [1]...

અરે ! પણ હું આ શું લખું છું ? હું કોણ ? હીંદુસ્તાનનો વતની. ફુંદધારી જ્યાં સુંદર મનાય છે ત્યાં રહેતો હું સ્નાયુ અને સંપૂર્ણતાની વાતો શાની કરું છું ? આપણે તપસ્વીઓનાં સંતાનોને વળી સ્નાયુ શા ? શક્તિ શી ? સૌંદર્ય શું ?

—નાનપણમાં મને યાદ છે કે અમે ડંબેલ્સથી સ્નાયુઓ કેળવવા મંથતા હતા. એક મારો મિત્ર કસરત કરી નહાવા બેઠો હતો. ત્રણ પેઢી જોઇ ચક્ષુઓ જેનાં ત્રિકાલજ્ઞ થયાં છે એવાં એક વૃદ્ધ સગાં પાસે આવ્યાં અને ભત્રીજાને જોવા બેઠાં. 'આ શું કરો છો ?' તેણે કહ્યું: "બાપ દાદા તો દેવ જેવા સુંવાળા હતા ને આ સુવા ધાટીઓ જેવા ગાંઠા ગાંઠા...શા માટે બનાવો છો ?

—એક વખત ન્યાત મળી હતી ત્યારે એક જણની ફરીઆદ સાંભળેલી. "હવે બધા છીછરા છોકરાઓ ન્યાતના પટેલીઆઓ થઇ બેઠા છે. પહેલાંના પટેલીઆઓનાં શરીર ગોળમટોળ એવાં હતાં ! આજે એક જણ તો એવો બતાવો !"...

ખરી વાત છે, આપણને સ્નાયુઓ જોડે શક્તિ જોડે–સૌંદર્ય જોડે શો સંબંધ !... એ

૧ પ્રાચીનોમાં કલાનો ઇતિહાસ: વીંકલમેન— History of Art among the Ancients: Vol. II Bk. IV Chap. VI. Winklemann.



એપોલો બેલ્વેડીઅર.
(આકૃતિ નં. ૧૬).

પ્રણયીઓ સદાને માટે મરવા માટે છુટા પડતાં હતાં... નાયક અને નાયિકાના ગળામાંથી નીકળતા નાદબ્રહ્મની અપૂર્વ ધારાઓ વહી રહી. તેમના સુરોમાં પ્રેમ હતો; આવી પહોંચેલા વિરહના ખ્યાલથી વછુટતો ભય હતો; અકલ્પ્ય આક્રંદ હતું કે તલસાટનો ભવ્ય કંપ હતો; અને છેલ્લી વાર છુટા પડતાં બન્નેના અવાજો ક્ષણ ભંગુર દેહોમાંથી આત્માને પણ જાણે બહાર કાઢી ગમન ભેદવા પાઠવતા હોય તેવા મારા અંતરને ગુંગળાવી રહ્યા....

છેલ્લાં મરતા નિઃશ્વાસે ઉંચા ને ઉંચા જતા અવાજને એકદમ નીચે લાવી નાયિકા ભોંય પર પડી–એકદમ પડદો પડયો ને દીવાઓ ચેત્યા; ત્યારે મને થયું કે એ નાદબ્રહ્મમાં મારો આત્મા એવો તન્મય થઇ ગયો હતો, કે તે અદૃશ્ય થતાં મારો આત્મપ્રદીપ પણ પલ વાર ઝંખવાયો;— એક પળ વાર મૃત્યુ સમાન શૂન્યકાર પ્રસરી રહ્યો.........પણ...

[ આ રસિક પ્રવાસવર્ણનનો વિશેષ ભાગ આવતા અંકમાં. ]



પમની સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# વેદના સ્ત્રીજીવનમાં એક ડોકીઉં

: : : લેખક : : :

રા. ઉછરંગરાય કેશવરાય ઓઝા

પ્રીતિયાચના

( અથર્વવેદ-
૬-૧-૮ )

જેવી રીતે ઝાડને વેલડીઓ ચોમેરથી બાંધી લે તેવી રીતેજ તું મને બાંધ; જેથી તું મારીજ કામના કરતી રહે, જેથી તું મારી પાસેથી કદિ પણ ખસે નહીં. ૧

જેવી રીતે ગરુડ ઉડતો ઉડતો પૃથ્વી પર પોતાની પાંખનો પ્રહાર કરી તેને દાબી દે છે તેવીજ રીતે



જેવી રીતે ઝાડને વેલડીઓ ચોમેરથી બાંધે છે તેવીજ રીતે તું મને બાંધ.

હું તારા મનને દાબું—જેથી તું મારી-જ કામના કરતી રહે, જેથી તું મારી પાસેથી કદિ પણ ખસે નહીં. ૨

જેવી રીતે સૂર્ય પોતાથી વિ-શાલ બાથમાં પૃથ્વીને અને આકાશને સ-માવે છે તેવી રીતે હું તારા મનને મારી વિશાલ બાથ-માં સમાવું—જેથી તું મારી-જ કામના કરતી રહે, જેથી તું મારી પાસેથી કદિ પણ ખસે નહીં. ૩

## પ્રીતિયાચના

(અથર્વવેદ ૬-૧-૯)

તલસ, તલસ મારા શરીર સારુ
મારા ચરણ સારુ, મારા નયન સારુ;
તલસ મારાં જાનું સારુ તું
મારી કામનામાં સૂકાઓ
તારાં નેણ, તારા કેશ, મારે માટે તલસંતાં
હું તને મારી કરકંકણ કરું !
હું તને મારી હૃદય વેલડી કરું !
જેથી તું મારામાંજ સમાઇ જા.
જેથી તું મારા મન સોંસરી મન સરખી થા. ૧

જેની નાભિમાં અવલેહ છે
જેના હૃદયમાં સંવનન છે
તેવી ઘૃતમાતા ગાવડીઓ
મારી પાસ ત્યાં તારું સંવનન કરો. ૩

## ગર્ભાધાન

(અથર્વવેદ ૫-૫-૨૫)

વાદળ દળથી, આકાશ ગર્ભથી અંગે અંગે આણેલો ગર્ભ,

ગર્ભનિધાતા પણછમાંથી તીર છૂટે તેમ મુકો ! ૧

જેવી રીતે આ વિશાલ પૃથ્વી પ્રાણીના ગર્ભ ધારણ કરે છે તેવી રીતે હું તારામાં ગર્ભ મુકું છું, તેને માટે તને હું સહાયમાં બોલાવું છું. ૨

હે સેનાપતિ ગર્ભ મુક, હે સરસ્વતી ગર્ભ મુક, કુમુદમાલિન અશ્વિનો, તારામાં ગર્ભ મુકો ! ૩

મિત્રાવરુણો તારામાં ગર્ભ મુકો; દેવ બૃહસ્પતિ તારામાં ગર્ભ મુકો: ઇંદ્ર, અગ્નિ અને ધાતા તારામાં ગર્ભ મુકો ! ૪

વિષ્ણુ તેનું લિંગ કલ્પો; ત્વષ્ટા તેની આકૃતિ ઘડો; પ્રજાપતિ તેપર રસ સિંચો, ધાતા તારામાં ગર્ભ મુકો ! ૫

જેને વરુણરાજ જાણે છે અથવા જેની દેવી સરસ્વતીને ખબર છે, વૃત્રણ ઇંદ્ર જે સમજે છે તે ગર્ભકરણ તું પી જા ! ૬

તું ઔષધીઓનો ગર્ભ છે, તું વનસ્પતિઓનો ગર્ભ છે; તું વિશ્વનો, ભૂતોનો ગર્ભ છે. હે અગ્નિ આમાં તું ગર્ભ મુક ! ૭

શુર થા, વીર થા, ગર્ભાશયમાં ગર્ભ મુક, તું મર્દ છે, મર્દાનીભર્યો છે. પ્રજા માટે, તને નિમંત્ર્યો છે. ૮

હે બાર્હત્સામે, દૂર થા; તારા ગર્ભાશયમાં ગર્ભ મુકાઓ ! સોલમાપા જે દેવો તેણે બંનેમાં અંશભૂત થઇને તને પુત્ર અર્પ્યો છે. ૯

હે ધાતા, શ્રેષ્ઠ રૂપથી ઘડી આ નારીના ગર્ભાશયના અંતરમાં દશમે માસ પ્રસવવા અર્થે નર-પુત્ર ગર્ભ મુક ! ૧૦

હે ત્વષ્ટા શ્રેષ્ઠ............ ૧૧
હે સવિતા, શ્રેષ્ઠ.......... ૧૨
હે પ્રજાપતે શ્રેષ્ઠ......... ૧૩

## પ્રીતિયાચના

(અથર્વવેદ ૩-૨૫)

ઉત્પ્રેરક દેવ તને ઉત્સાહો !
તારી શય્યામાં તું (બેદરકાર) શાની પડી રહે છે ?
કામદેવનું ભીષણ જે આ બાણ
તેનાથી હું તને હૃદયમાં વીંધું છું. ૧
આધિ-તલસનામ તેનું પીછું થાઓ;
પ્રીતિ કામના તેનું બાણ થાઓ;
સંકલ્પ-દૃઢપણા તેની પણછ થાઓ;
તેને બરાબર ખેંચી
કામ તને હૃદયમાં વીંધો. ૨
પણછ ચઢાવેલું, આંતરડાં શોષતું
સારી પેઠે ખેંચેલું જે કામનું શર
તે વતી હું તને હૃદયમાં વીંધું છું. ૩

આવ, ચાલી આવ, મારી પાસ;
દર્દઘાયલ, તલસતી તલસતી,
સુકાતે મુખ, કોમળાત્મા, ગજમાનિની,
કેવલ મત્પરવશ, પ્રિયવાદિની,
અનુવ્રતા બનીને, ( ઓ પ્રિયતમે ) ૪
તને હું ખેંચું છું; (પ્રીતિના) પાશમાં નાખી,
દૂર તારી જનનીથી, દૂર તારા જનકથી;
જેથી તું મારામાં સમા;
જેથી તું મારા દીલસરસી દીલ-સોંસરી થા. ૫

ઓ મિત્રાવરુણો ! તેના હૃદયમાંથી, તેના ચિત્તમાંથી તમામ સંકલ્પો કાઢી નાખો, તેને અક્રતુ કરો, તેને મત્પરાયણજ બનાવો. ૬

## વન્ધ્યત્વ વિનાશ

( અથર્વવેદ ૩-૫-૨૩ )

જેનાથી તું (વેહદ)વન્ધ્ય રહેલી તેનો અમે નાશ કરીએ છીએ. તેને તારાથી દૂર દૂર લઇ જઇએ છીએ. ૧

ભાથામાં જેમ બાણ આવે તેમ તારા આશયમાં ગર્ભ આવો; પુત્ર આવો. આવો અહીં વીર ! જન્મો તને દસ માસનો પુત્ર. ૨

તું નર પુત્ર પ્રસવ; તેની પછી પણ પુત્ર જન્મો. પુત્રોની તું માતા થા, જન્મેલાની, જન્મવાનાની. ૩

પ્રસૂ ગાયમાં કલ્યાણ બીજો વૃષભો પકવે છે તે રીતે તું પુત્ર પકવ. ૪

તારા પર પ્રાજાપત્ય આચરું છું,
તારે ગર્ભ રહો !
હે નારિ તું પુત્ર પ્રાપ્ત કર !
એ તને ભદ્ર નીવડો !
તું એને ભદ્ર નીવડ !
આકાશ જેનો પિતા,

૨

પૃથ્વી જેની માતા,
સમુદ્ર જેનું મુખ,
એવી જે વેલડીઓ હોય છે તે તારે પુત્ર-પ્રાપ્તિ અર્થે દિવ્યૌષધિ થઇ પ્રસન્ન થાઓ !

## સપત્ની નિવારણ—(વનસ્પતિ સહિત).

( અથર્વવેદ ૩-૫-૧૮ )

હું આ ઔષધિ ખોદું છું !
વનસ્પતિઓમાં એ બલિષ્ઠ છે;
જેનાથી શોક્ય બાધિત થાય,
જેનાથી પતિ પરાયણ બને. ૧

હે પ્રફુલ્લ પાંદડી, ( ઉત્તાનપર્ણે )
હે સુભગે, હે દેવજુતે ( પ્રેરિત )
હે શક્તિમતિ ( સરસ્વતિ )
મારી શોક્યને સુદૂર કાઢ !
પતિને કેવળ ( મત્પરાયણ ) કર. ૨

તેણે તારું નામ પણ લીધું નથી;
આ, મારા પતિ: તારા રમણ નથી ચાલ,
દૂર સુદૂર મારી શોક્યને આપણે કાઢી મુકીએ. ૩

હે ઉત્તરે (શ્રેષ્ઠ), હું ઉત્તર છું;
ઉત્તરોથી પણ હું તો ઉત્તર !
જે મારી શોક્ય છે ને તે તો નીચી !
જે નીચાં છે તેનાથી પણ તે નીચી ! ૪

હું તો સરમાના ( શક્તિમતી ) છું
તુંએ પણ શક્તિશાલિની છેજ ને !
આપણે સરસ્વતી બની, ચાલ મારી શોક્ય-
ને દાબી દઇએ ! ૫

તારે માટે પ્રભાવ ધાર્યો છે,
તારે લીધે મેં પ્રતાપ પાડ્યો છે;
તારું દીલ, ઓ, મને અનુસરો
ગાય પાછળ વાછડું અનુસરેને તેમ !
પ્રવાહનેળમાં વારિ ખસે ને તેમ ! ૬

## પતિપ્રાર્થના

( અથર્વવેદ ૨–૬–૩૬ )

સુમતિ આ કુમારીને અમારાં સૌભાગ્યથી, હે અગ્ને, રમણ પ્રાપ્ત થાઓ ! એ વરજુષ્ટ છે, એ ઉત્સવ–રમણીયા છે, એને પતિવડે સૌભાગ્ય પ્રાપ્ત થાઓ. ૧

આ સૌભાગ્ય તો સોમજુષ્ટ છે; બ્રહ્મજુષ્ટ છે; અર્યમાંદીધું છે; દેવ ધાતાના સત્યથી આ પતિવેદન (કર્મ) હું કરું છું. ૨

આ નારી, રે અગ્ને, પતિ પ્રાપ્ત કરો, સોમરાજ એને સુભગા બનાવો; પુત્ર–પ્રસવા એ મહિષીપદ પામો. પતિ પ્રાપ્ત કરી એ સુભગા વિરાજી રહો. ૩

હે મઘવન ! જેવી રીતે વનચરોને આ ગૂહા સુંદર, પ્રિય, નીરાંતે વિશ્રાંતિ લેવા જેવી થાય તેવીજ રીતે સૌભાગ્યવતી આ નારી પતિને (સર્વથા) અનુકૂલ થઇ સંપ્રિયા બનો. ૪

પૂર્ણ, સરસરાટ ચાલતી સૌભાગ્ય નૌકામાં તું ચઢ ! અને એ નૌકામાં બેસાડી જે વર (ઇષ્ટ પ્રતિકામ્ય) છે તેને અહીં લાવીને ઉતાર ! ૫

હે ધનપતે ( કુબેર ), પોકાર, વરને આ તરફના મનવાળો કર ! જે વર ઇષ્ટ છે તેને સર્વથા આ દિશા તરફ વાળ ( જમણી બાજુ તરફ ફેરવું, અનુકૂલ બનાવ. )

આ હિરણ્ય, આ ગુગળ, આ ઔક્ષ ( ગોરોચની ) અને આ વળી સૌભાગ્ય. આ સર્વ તને તારા પતિ માટે, તારી ઇચ્છા મુજબના વરને માટે આપવામાં આવ્યાં છે (?) ૭

અહીંઆં સવિતા આણો, આણો એ પતિ જે ઇષ્ટ ( પ્રતિકામ્ય જેની તું તેની કામનાના જમણામાં કામના કરે છે ) છે. તેને હે ઔષધે, તું તેને અહીં મુક. ૮






લેખક:
રા. જ્યોતીન્દ્ર હ. દવે,
ઉપમંત્રી, સાહિત્ય સંસદ.

૧

આશાનો પરિચય કરાવું ? પણ જગતમાં એવી કોઇ શક્તિ નથી કે જે આશાનો પરિચય પૂર્ણ રીતે કરાવી શકે. જગતની કોઇ પણ ભાષા પાસે એવો શબ્દ નથી કે જે આશાનું અધુરું વર્ણન પણ આપી શકે. જગતના કોઇ પણ ચિત્રકાર પાસે એવી પીંછી નથી કે જે આશાના વદનની એક પણ રેખા આલેખી શકે. જગતની કોઇ ડોસી પાસે એવી જીભ નથી કે જે આશાનો આછો ખ્યાલ પણ આપી શકે. આશાને તો નીરખી હોય તેજ એના મુખનું લોકોત્તર લાવણ્ય સમજી શકે.

સદ્‌ભાગ્યે એ મારીજ જ્ઞાતિની હતી. એનું મૂળ વતન ચારુતરના ચારુ પ્રદેશમાં હતું. એના પિતા ધંધાને અર્થે ત્યાંજ રહેતા. એની માતા એને-નાની મુકીને–એના ભવિષ્યનો કંઇ પણ વિચાર કર્યા વગર–કેવળ સ્વાર્થવૃત્તિથીજ મરી ગઇ હતી ! એને લગભગ મારા જેટલીજ ઉમ્મરનો એક ભાઇ હતો. તે અમારા શહેરની કોલેજમાં ભણતો હતો. તેની જોડે એ રહેતી હતી.

પૂર્વ જન્મમાં જેણે બન્ને હાથે દાન કર્યાં હશે, ( શરુઆતનાં વીસ વર્ષો બાદ કરતાં ) આંખ દ્રવવા માટે ને ગળું રુંધાઇ જાય ત્યાં સુધી યજ્ઞના ધુમાડા ખમ્યા હશે તેજ એની પ્રાપ્તિના અભિલાષ રાખી શકે. પૂર્વ જન્મમાં મેં એવી તપશ્ચર્યા નહોતી કરી એમ કોઇ ખાત્રીપૂર્વક કહી શકતું નથી, એટલે મારા મનમાંએ એની પ્રાપ્તિના અભિલાષ જાગે તો તે હાસ્યાસ્પદ નથી.

સમવયીનું સખ્ય સહેલાઇથી સધાય છે; એટલે એના ભાઇ સાથે મૈત્રી કરવાનો મેં વિચાર કર્યો. જે વિચાર મારા મગજમાં સ્ફુરે છે તેનો અમલ તરતજ થઇ જાય છે–ક્યાં તો મારાથી કે ક્યાં તો કોઇ બીજાથી. એટલે થોડા વખતમાંજ અમારે ઓળખાણ થઇ ગયું. એ જ્યારે કોલેજ જતો ત્યારે હું પણ 'મારે પણ એજ રસ્તે કામ છે' કહીને એની જોડે જતો; સાંજે હંમેશાં મળતો;

વારંવાર ઘેર બોલાવતો અને એને ઘેર જવાના પ્રસંગો શોધતો. આથી અમારું સખ્ય, જાડા માણસના શરીરની પેઠે, થોડા વખતમાં ખુબ વધી ગયું.

અમે કૈં કૈં વાતો કહેતા અને સંભળાવતા. એકેકેની ખાનગી વાતો પણ પરસ્પર કહેતા. મેં એને મારાં પ્રેમકાવ્યો સમજાવ્યાં, પ્રેમની મહત્તા, દિવ્યતા અને સર્વંકારિતા એના મગજમાં ઉતારી, પ્રેમીઓના સ્વાર્થત્યાગની અનેક અદ્દભુત કથાઓ કહી; છતાં પણ એના આગળ હું મારું અંતર ઉઘાડી શક્યો નહીં. હું કહી ન શક્યો કે "તારી ભગિનીજ આ સર્વ કાવ્યોની પ્રેરક મારા હૃદયની ઇષ્ટ દેવતા છે.' એક દિવસ એણે કહ્યું: "તારાં કાવ્યમાં તું પરમેશ્વરથી પણ ચઢી જાય એવી કુમારિકાનું વર્ણન કરે છે, તેવી કોઇ કુમારિકા હજી તો સરજાઇજ નથી ને સરજાશે પણ નહીં."

"સરજાઇ છે !–એક !" મેં ખુબ જુસ્સાથી કહ્યું.

'કોણ ?' એણે પુછ્યું ને મને મારી પ્રિયતમાનું નામ દેવાનો બહુ આગ્રહ કરવા માંડયો. મને ખુબ સમજાવ્યો, પટાવ્યો, લલચાવ્યો ને ધમકાવ્યો પણ ખરો. આખરે પગના અંગુઠા વડે જમીન ખોતરતો, ખોતરતો, ખુબ શરમાઇ જઇને, એના સામું જોયા વગરજ, ગુંગળાઇ જતો હોઉં તેમ રુંધાઇ ગએલા સ્વરે હું બોલી ઉઠયો: 'આશા—'

'હેં......!'

થોડી વાર સુધી તો એ મુંગોજ રહ્યો; પણ પછી એકાએક ખુબ જોરમાં હસી પડયો, "હા, હા, હા, હા,–વાહ! દોસ્ત, વાહ !–ઠી...ક."

પાછો એ વિચારોમાં પડી ગયો. થોડી વાર પછી બોલ્યો: "એ તો બધું ખરું, પણ મારા પિતા આશાને તારી જોડે પરણાવવા ના કહે તો?"

"ના શેના કહે ?" હું બોલી ઉઠયો. (હવે મારામાં કૈંક હીંમત આવવા માંડી હતી) "ને ના કહે તો પણ શું ? મારો પ્રેમ મને પરણાવશે."

"એટલે ?"

"એટલે એમ કે કોઇ પણ બે વચ્ચે પ્રેમ હોય તો તેમને પરણવાનો હક્ક છે, એટલુંજ નહીં પણ તેમણે પરણવુંજ જોઇએ."

"કોઇ પણ બે વચ્ચે પ્રેમ હોય–ત્યારે તો જાનવર ને માણસ એ બે વચ્ચે પ્રેમ હોય તો તેણે પણ પરણવું જોઇએ ! કેમ ? હા, હા, હા !"

"હા. આ વાતમાં હું જગત કરતાં કૈંક આગળ છું. સમજ્યો ?"

૨

ગંગી બહુ હોંશીઆર. કેવી ચાલાક ! કૈં પણ એને શીખવો ને આઠ દિવસમાં તો એ શીખવ્યા કરતાં એ કૈંક વધુ કરી બતાવશે. અસાધારણ કદ, કાળો ચળકતો વર્ણ ને અંધારામાં ગમે તેવા બહાદુર મનુષ્યના મનમાં પણ ભય પ્રેરે એવા અગ્નિના ગોળા જેવા ડોળા–આ સર્વ વસ્તુ ગંગીમાં બહુ પ્રધાનપણે દેખાઇ આવતી. આવી બીલાડી મેં તો કોઇ પણ દિવસ જોઇ નહોતી.

આશાને ગંગી પર બહુ પ્રેમ. આથી મને પણ ભય છતાં એના પર પ્રેમ રાખવાની ફરજ પડી. પહેલાં તો હુ એનાથી બહુજ બીતો. એક દિવસ હું બેઠો હતો ત્યારે ધીમેધીમે ઘર્ઘર અવાજ કરતી એ મારી પાસે આવી. બીતાં બીતાં પણ કૈંક હીંમત રાખીને હું ત્યાં બેસી રહ્યો. પણ શાંત બેસી ન રહેતાં ગંગીએ મારું મોઢું ચાટવાનો પ્રયત્ન કરવા માંડયો. મારાથી આ ખમી ન શકાયું. હું ઉઠીને હીંચકે જઇને બેઠો. ત્યાં પણ આવીને એ મારા પગ આગળ બેસી ગઇ. મેં પગ ઉંચા લઇ લીધા એટલે એ કુદકો મારીને મારી જોડે હીંચકે બેસી ગઇ. આ

નાટ્યલીલા નીહાળી આશા બોલી ઉઠીઃ 'હાય, હાય, બા ! આવા માણસ તો મને મુદ્દલ ન ગમે. એ બીચારી તમારી પાસે આવવાને મરી જાય ને તમે એનાથી દૂર ને દૂર નાસો ! ( ગંગી સામું જોઇ ) ગંગી ! આમ ચાલી આવ. તારે એનું શું કામ છે ? ( મારા સામું તિરસ્કાર-પૂર્વક જોઇ ) તદ્દન બાયલા !' થોડી વાર સુધી એ મારા સામું એવી રીતે જોઇ રહી મને લાગ્યું કે મારાથી રડી દેવાશે. પછી સ્ત્રીવર્ગમાં બહુ જાણીતો, હોઠ-વતી 'પુચ્' એવો તિરસ્કાર-સૂચક અવાજ કરીને આશાએ મારી સામેથી નજર ફેરવી નાખી. હું તદ્દન ગભરાઇ ગયો. શું કરવું તે સમજી ન શકયો, થોડી વાર સુધી મેં માથું ખંજ-વાળ્યા કીધું, ટોપી ઠીકઠાક કર્યાં કીધી, કોટનું બટન ફેરવ્યા કીધું, પગ હલાવ્યા કર્યાં અને બગાસાં ખાયા કર્યાં. આખરે કોઇકની હીંમત ઉધાર લાવી, સંકોરાતાં હાથ લંબાવી, હોઠ વડે પ્રેમસૂચક અવાજ કરી ગંગીને ( જે આશાની આજ્ઞાનો સવિનય ભંગ કરી હજી સુધી મારી પાસેજ બેસી રહી હતી તેને ) મેં પંપાળી.

ગંગી તો આટલા ઉત્તેજનનીજ વાટ જોઇ રહી હતી. એ આવીને ઝડપથી મારા ખોળામાં ચઢી બેઠી. ઉધાર આણેલી બધી હીંમત મારી પાસેથી સરી ગઇ. ન એને હું પંપાળી શકયો



મારા હાથમાં એક બીજો હાથ આવ્યો. હસ્ત બહુ પરિચિત હતો.

કે ન દૂર કરી શકયો. આખરે મેં ગજવામાંથી રુમાલ કાઢી પરસેવો લુછવા માંડયો. એકદમ તરાપ મારીને ગંગીએ મારી પાસેથી રુમાલ ઝુંટવી લીધો. આવી એક પામર ખીલાડી મારો અઢી રુપીઆનો રુમાલ પળવારમાં આમ હતો–ન હતો કરી નાખે એ મારાથી જોઇ ન

શકાયું. મેં એની પાસેથી રુમાલ પાછો મેળવવાનો પ્રયત્ન કરવા માંડયો. અનાયાસે પ્રાપ્ત થએલી વસ્તુને પણ અનાયાસે તો જવા નજ દેવી આ સૂત્ર ગંગી બહુ સારી રીતે જાણતી હોય એમ મને લાગ્યું. તાણાતાણ ખુબ થઇ. થોડી વાર પછી ચાળણી જેવો બનાવીને ગંગીએ મારો રુમાલ ફેંકી દીધો. આમ ગંગીને પ્રત્યક્ષ વિજય મળ્યો. પણ મને પણ પરોક્ષ રીતે એક લાભ થયો. આ તાણાતાણમાં મારી બીક છેક જતી રહી હતી. ખુરદો કરી નાખવાની વૃત્તિને મહા મહેનતે દબાવી મેં ગંગી સામે પ્રેમથી જોયાં કીધું, એની પીઠ,થાબડી, પંપાળી. આશ્ચર્યભર્યા વદને એ મારી તરફ જોઇ રહી. આમ અમારી વચ્ચે પ્રેમનું બીજ રોપાયું.

" મને બીલાડીઓનો બહુ પરિચય નથી,' આશા સામું જોઇને હું બોલ્યો; " પણ ગંગી તો બહુ ઉમદા જાનવર દેખાય છે; માણસાઇવાળું પ્રાણી છે. મને જરા પણ ખબર નહીં કે એ આવી સારી હશે. "

" હું, " કોઇ પણ મનુષ્યના ઉત્સાહને ઠંડો કરી નાખે એવો જવાબ મળ્યો.

પણ હવે તો હું ને ગંગી પરસ્પર બહુ હળી ગયાં છીએ. દરરોજ કંઈ ને કંઈ લઇ આવીને હું એને ખવડાવું ને પુંછડી હલાવતી હલાવતી આશાનો પણ ત્યાગ કરીને તે મારી પાછળ ભમે.

એક દિવસ આશાના ભાઇએ ગંગીને મારા ખોળામાં બેઠેલી જોઇને કહ્યું: " ગંગીને તારા પર બહુ માયા છે, ખરુંને ? "

" તે મને પણ એના પર બહુ માયા છે," મેં કહ્યું ને આશા સામે જોયું. આશાની ઉત્તેજક મુખમુદ્રા જોઇને હું ખીલી ઉઠયો; "એને ખાતર હું મારો પ્રાણ આપવા પણ તૈયાર છું."

"એમ? ત્યારે તો ગોઠવી દોને ચોકઠું, જાનવર સાથે પણ આટલો બધો પ્રેમ ? "

"એમાં કંઈ નવાઇ નથી. જાનવર જોડે પરણ્યાના દાખલા પણ ધ્યાનમાં છે," કંઇક ગંભીરાઇથી મેં કહ્યું. બોલતાં તો હું બોલી ગયો, પણ એવો એકે દાખલો મને ખબર નથી એમ યાદ આવતાં હું એટલો બધો શરમીંદો પડી ગયો કે મારી આંખમાં લગભગ ઝળઝળીઆં આવી ગયાં. આશાના ભાઇએ મને કંઈ પુછયું તો નહીં પણ એ એની હમેશાંની ટેવ પ્રમાણે હસી પડયો—હા, હા, હા, હા; હી, હી, હી, હી; હો, હો, હો, હો, હો—" એમ હસતા હસતાં એણે હકારની બારાખડી પુરી કરી. કોઇ મનુષ્ય "શરમાઇ શરમાઇ મરે" ત્યારે આમ . તેની સામું "હા, હા—હી, હી" કરવું એ તેનું ખુન કરવા જેવું છે એમ વાચક ! તનેએ નથી લાગતું ?

૩

"રઘલાભાઇ—"

આશાએ મારું નામ રઘલાભાઇ પાડયું હતું એ વાત જ્યારે એના ભાઇએ મને કહી ત્યારે હસવું કે રડવું તે ન સમજાયાથી એ બંને ભાવ મુખ પર લાવવાનો નિષ્ફલ પ્રયત્ન કરતો શૂન્યવદને હું એના સામે જોઇ રહેલો. આશા જ્યારે મને એ નામે સંબોધતી ત્યારે એનાથી હસી દેવાતું, ને મારા આખા શરીરમાં ગલીપચી થઇ રહેતી.

"રઘલાભાઇ," મને એક દિવસ આશાના ભાઇએ મારે ઘેર એકાએક આવી બહુ ગંભીરતાથી કહ્યું: "મારા પિતાનો આજે મારા પર પત્ર આવ્યો છે. તેમાં લખ્યું છે, 'આપણી આશાનાં લગ્ન આપણા ગામના મહેશચન્દ્ર જોડે વૈશાખ સુદ પાંચેમનાં નિરધાર્યાં છે, વગેરે—' પણ અરે ! તું આવું દયામણું મોઢું ના કર. મારાથી હસી પડાશે. જો આજે ચૈત્ર સુદ પાંચેમ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૮૧]



# લગને લગને કુંવારા લાલ!


લેખક :
સૌ. લીલા મુનશી,
સભ્ય, સાહિત્ય સંસદ


રાજનગરની એક શેરીમાં સ્ત્રીઓનું એક ટોળું લગ્નનાં માટલાં લેવા જવાની તૈયારી કરી રહ્યું હતું. શેરીના ચોકડાના કુવા ઉપર એક બાઇ પાણી ભરતી ભરતી તેમાંની એક સ્ત્રી સાથે વાત કરતી હતી. આસપાસના ઘરોના ઓટલા પર થોડી પ્રૌઢ કે વૃદ્ધ સ્ત્રીઓ જતી સ્ત્રીઓને જોવા અને સલાહ આપવાને ઉભી હતી. પરબડીમાં થોડાં ચકલાં દાણા ખાતાં હતાં અને બે ત્રણ કુતરાં ઘરમાં ને બહાર આમતેમ ફરી ભસતાં. તેમને હાંકી કાઢવાનો પ્રયત્ન ઘરનો નોકર પશવો ઢોલીવાળાની મદદ સાથે કરી રહ્યો હતો.

શેરીમાં એક વિધવા આવી તે આ સૌભાગ્યવતીઓના જુથને જોઇ અપશુકન ન પડે માટે આડી ફંટાઇ દૂર દૂરથી ચાલી ગઇ. હજુ શુકન સાંપડતા ન હોવાથી સ્ત્રીવર્ગ એમ ને એમ થંભી ગયો. એક વૃદ્ધાએ ઓટલા પરથી ટહુકો કર્યો.

" બાઇ ! બરાબર શુકન જોજે કે આ વખતે તો બચારાનું ઘર બરાબર મંડાય. ચાર ચાર વાર પરણ્યો તોએ ચોક પુરાયાજ નહીં. આ પાંચમી તો પરમેશ્વર આવશે. અલીઓ ! એક ગીત તો ગાવ. આમ બોબડી થઇને ઉભી શું રહીઓ છો ?"

ઉભેલી સ્ત્રીઓ માંહોમાંહ એક બીજાને ગીત ઉપાડવાની સુચના કરવા લાગી ને સામેથી ગાય આવી. " શુકન આવ્યા, શુકન આવ્યા " બેચાર સ્ત્રીઓ સામટી બોલી ઉઠી અને દીવડો ઝાલી વરમા થએલાં મોટાં કાકીએ " શુકન જોઇ ને સાંચરજો રે"નું ગીત ઉપાડયું. સ્ત્રીવૃંદે તે ઝીલ્યું ને ચાલવા માંડયું. શરણાઇવાળાએ તતુડાં ફુંક્યા; ઢોલીઓએ ઢોલ ઢમકાવ્યાં અને આખી શેરી આ સુર ને નાદથી ગાજી રહી.

ગાનારીઓનો સાદ દૂર ને દૂર જતો ગયો. પડોશી ઘરમાં ગયા, કુતરાં બે ત્રણ વાર શેરીના નાકા સુધી ભસી આવી પાછાં હતાં ત્યાંનાં ત્યાં ફરી રહ્યાં. ઘરના માળીએ હીંચકે બેઠેલો ત્રીકમ નવા લગ્નના ઉલ્લાસમાં ચુંચું કરતા કડાના

સંગીત સાથે હીંચકા ખાઇ રહ્યો.

આ ત્રીકમ તે આ ઉત્સવનો નાયક હતો. એના કપાળમાં તાજાં કંકુ ને ચોખા ચોઢેલાં હતાં. રેશમી ખમીસ અને લાલકોરની ધોતી તેના અંગને શોભાવતાં હતાં. તેના પાતળા નસોવાળા કાંડા પર સોનાનાં સાંકળાં આમતેમ ફરતાં અને આંગળીના ટેકાને આધારે રહેલી માણેકની વીંટી આખી આંગળીનો ગોળાકાર ચક્રાવો લર્યાં કરતી.

પહેલી નજરે તેની વયનું અનુમાન બરાબર થતું નહીં પણ ત્રીસ બત્રીસ વર્ષથી તેનું વય વધારે નહોતું. તેના ગાલમાં તવેથા પડ્યા હતા. તેની આંખો અસ્થિર રીતે આમ તેમ ફરતી. તેનું અસાધારણ મોટું કપાળ અને તેના પર થોડા કાળા, થોડા ધોળા એવા કાબરચિત્રા વાળની તેણે બાબરી હોળેલી હતી. બીડીથી કાળા થએલા હોઠ પર પાનની રતાશ ચઢી હતી. કાનમાં પહેરેલી ત્રણ મોતીની વાળી તેના મુખની શોભાને વધારતી કે ઘટાડતી તે કહી શકાતું નહોતું.

આજે રાત્રે તેનાં પાંચમી વારનાં લગ્ન હતાં; અને મહીના દિવસ પર સુવાવડમાં મૃત્યુ પામેલી તેની ચોથી પત્ની કમળાનો શોક હોવાથી તેમાં કશી ધામધુમ કરવાનો તેમનો વિચાર ન હતો. માટલાં લાવવા, ગણેશ બેસારવા વગેરે સૌ નાની મોટી વિધિ આજના એકજ દિવસમાં આટોપી, ઘોડાને બદલે ગાડીમાં બેસી અને જામા અછાબાને બદલે સાદો રેશમી કોટ અને નવા તોરાની રાતી ચોળ પાઘડી પહેરી રાત્રે નવી વહુને પરણવા જવું એવો સર્વાનુમતે નિર્ણય થયો હતો.

ત્રીકમ લોકોના કહેવા પ્રમાણે બીચારો ભલો માણસ હતો. ચાર વાર મેટ્રીકમાં નાપાસ થઇ, બાપા મરી ગયા એટલે તેણે વિધવા મા અને બે નાના ભાઇઓનો ભાર પોતાના માથે ઉપાડયો હતો. શરાફીની દુકાને તે વ્યાજવટાનો ધંધો કરતો, સાંજે વાળુ કરવા ઘેર આવતો અને પાછો ફરવા નીકળી પડતો તે રાત્રે અગીઆર વાગે ઘરમાં આવવા તે નવરો થતો. પણ એના ગજા પ્રમાણે એ બે પૈસા ઠીક કમાતો અને માત્ર ગ્રહદશા નબળી હોવાથી, તેનો સંસાર ચાલતો ન હતો; એટલી વાતની ખામી જો ન હોત તો પાંચ દહાડે સુખી માણસમાં તેની ગણત્રી થાય એવી હતી.

ત્રીકમની મા નીચે કામ કરતાં હતાં. પશવો પણ નીચે પરસાળમાં બેસી ચોખા વીણતો હતો. બે ભાઇઓ બહાર ગયા હતા અને તેમની પત્નીઓ માટલાં લેવા ગઇ હતી એટલે માળ પર માત્ર ત્રીકમ સીવાય બીજુ કોઇ હતું નહીં.

લગ્ન જેવો શુભ પ્રસંગ હોવા છતાં આજે તેનો જીવ જરા ઉદાસ હતો. ભૂતકાલમાં પોતે ચાર ચાર વાર અનુભવેલા આજના જેવા પ્રસંગો તેને અત્યારે યાદ આવતા હતા. અને તેની ખિન્નતાને વધારી રહ્યા હતા.

તેના જીવનમાં બહુ સ્વપ્નોને અવકાશ ન હતો પણ એકાંતે કે અસાધારણ પ્રસંગે તેમને ઘસડી આણ્યાં હોય તેમ ધીમા હીંચકા ખાતા ત્રીકમના મગજમાં ભૂતકાલનાં ચિત્રોનું સામ્રાજ્ય પ્રવર્તતું હતું. અને તેને લીધે ભાવિ સુખમાંએ વિઘ્નની આશંકાથી તેનું મન ડોલતું હતું. જો કે તેના મનમાં આલેખાતાં ચિત્રો નીચે વર્ણવ્યાં છે તેટલાં વીગતવાર નહોતાં પણ વિમાનમાં ઉડતાં માણસની દૃષ્ટિ, નીચે દેખાતા સૃષ્ટિપટ પર જેમ એક સામટી ફરી વળે તેમ ભાવિ સુખના વિચારમાં ઉડતું તેનું મન ભૂતકાલ પર એક સામટી દૃષ્ટિ કરી વળતું હતું.

આજના જેવોજ પ્રસંગ આજથી વીસ બાવીસ વર્ષ પર તેણે સૌથી પહેલો અનુભવ્યો હતો. ત્યારે તો તે માત્ર દસ વર્ષનો બાળક હતો, અને છગન મહેતાની નીશાળમાં ત્રીજી ચોપડીનો

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૮૩]

સંપાદક:
શા. દયાશંકર
મ. ભટ્ટ
સભ્ય,
સાહિત્ય સંસદ



# ફાંસીની સજા

ચિત્રકાર:
રા. જગમોહન
મીસ્રી

૧

નગરમાં ત્રણ ચાર દહાડાથી ભારે ધમાલ મચી રહી હતી. દુશ્મન રાજાની સેના શહેર પર હુમલો લઇ આવવાની છે એવા ખબર ત્રણ ચાર દહાડાથી શહેરમાં ફેલાઇ રહ્યા હતા. યુદ્ધના રસીઆ ક્ષત્રિય યોદ્ધાઓનાં લોહી એ વાત સાંભળીને ઉછળી રહ્યાં હતાં. આખા શહેરમાંનો પુખ્ત ઉંમરે પહોંચેલ પ્રત્યેક રાજપુત વીર પોતાનાં શસ્ત્ર અસ્ત્ર સજીને યુદ્ધને માટે તૈઆરી કરી રહ્યો હતો. મહોલ્લે મહોલ્લે ફરી ભાટ ચારણો શૌર્યને ઉત્તેજીત કરે તેવાં ગીતો બુલંદ સ્વરે પોકારતા જતા હતા. રાજદરબારે રાજા નિત્ય ક્ષત્રિય જુવાનોને એકઠા કરી સરપાવ વહેંચતા, ઉજાણીઓ આપતા, અને યુદ્ધમાં જોડાવા તૈઆર થાય તેવા સૌ જુવાનોને લાયકાત પ્રમાણે ગામ ગરાસ કે વર્ષાસન લખી આપતા. રોજે રોજ યુદ્ધમાં જોડાવા ઇચ્છનારાઓની સંખ્યા ખુબ વધતી જતી હતી.

રાજપુત જુવાન વીરસિંહના પિતાએ થોડાજ સમય ઉપર પૂર્વના એક યુદ્ધમાં નગરનું રક્ષણ કરતાં પ્રાણ ત્યાગ કર્યા હતા. ક્ષત્રિય જોદ્ધાની પતિવ્રતા પત્ની-વીરસિંહની માતાએ-પતિની ચિતા ઉપર પ્રાણ સ્વેચ્છાથી હોમી દીધા હતા. માતપિતા વિહોણી મુગ્ધા કન્યા દેવના એકના એક ભાઇ વીરસિંહના આશ્રયે ઉછરી મોટી થતી હતી-બાલ્યાવસ્થા વીતાડી હમણાંજ યૌવનમાં પ્રવેશ કરતી થઇ હતી.

વીરસિંહ બાવીસ ત્રેવીસ વરસનો ઉછરતો જુવાન હતો. શુરવીર પિતા તરફથી શૌર્ય વારસામાં પામ્યો હતો, અને રાજાના આશ્રયે ઉછરી યુદ્ધકલામાં પ્રવીણ થયો હતો. એને હજુ પોતાની તલવારને મેદાનમાં ઉછાળવાનો એકે અવસર પ્રાપ્ત થયો નહોતો. યુદ્ધની વાત સાંભળી ત્યારથી એ અવસર મેળવવા તે ઉંચો નીચો થઇ રહ્યો હતો. શુરવીર પિતાના બાલક વીરસિંહે યુદ્ધમાં જવા માટે નામ નોંધાવ્યું ત્યારે ખુદ રાજાએ એની પીઠ થાબડી ને કહ્યું: " સિંહનો બાલક સિંહજ હોય વીરસિંહ! તમારા પિતાની પેઠેજ ક્ષત્રિય કુલની લાજ સાચવજો. " એ શબ્દોએ બહાદુર વીરસિંહની નસેનસમાં લોહી ધમધમ વહેતું કરી નાખ્યું હતું.

સેના તૈઆર થઇ ગઇ. વીરસિંહને રાજાએ ઘોડેસ્વારોની એક ટુકડીનો નાયક બનાવ્યો. દુશ્મનો બીજે દહાડે બપોર સુધીમાં નગરને બારણે આવી પહોંચશે એવી ગણતરી થઇ હતી. સાંજે રાજમહેલમાં મોટી મીજલસ મળી યુદ્ધમાં દાવ કેમ ખેલવા ને કેવી રચના-વ્યૂહ કરવા તે વીશે અનુભવી સેનાપતિએ સર્વ

યોદ્ધાઓને સુચનાઓ આપી. બીજા દિવસના પ્રભાતની આતુરતાથી રાહ જોતા ક્ષત્રિય શુરવીરો યુદ્ધનાં સ્વપ્નો માણવા મોડી રાતે ઘડીભર સુઇ રહ્યા.

૨

પ્રભાત થયું. નગરમાં નાગરિકો હંમેશની પેઠે નિત્ય કર્મે વળગ્યા. અનેક યુદ્ધોના અનુભવી નગરજનોને કશો ભય લાગતો નહોતો. શહેર કીલ્લા વડે ચારે દિશાએ સુરક્ષિત હતું. દુશ્મનોનો પગરવ પાસે ને પાસે આવતો જતો હતો, તેમ તેમ લડવાને તલ્પી રહેલા રણવીરો વધુ ને વધુ ઉત્તેજિત થતા હતા.

વીરસિંહને બારણે ઉત્તમ અશ્વ શણગારાઇ થનગનતો ઉભો હતો. ઘરમાં વીરસિંહ યુધ્ધે ચઢવાની તૈયારી કરી રહ્યો હતો. યુદ્ધનો પોષાક સજ્યો, શસ્ત્રો બાંધ્યા, અને પછી કપાળે કુંકુમનું વિજય તિલક કરવા માટે વીરસિંહે બહેન દેવબાને બોલાવી.

ખીલતા યૌવનની મસ્તીભરી દેવબા હાથમાં કંકાવટી ચોખા લઇ રણે જતા વીરાને વધાવવા આવી.

"મરજે પણ પાંછો ન ફરજે" એ આશિર્વચન બોલવા આવી. પણ, દ્વારમાં ઉભેલા શસ્ત્ર સજેલા રણે જતા યોદ્ધાને જોઇને દેવબાને હોઠે એ શબ્દો આવતા અટકી ગયા. એનું ક્ષત્રિયત્વ કૈંક ઢીલું પડી ગયું, અને-બંધુ પ્રેમ ઉભરાઇ ગયો. હાથમાં કંકાવટી ધરી રાખી ભાઇની સામે જોઇ દેવબા ઘડીભર મુંગી ઉભી રહી. એની આંખો ભીની થવા લાગી.

"બહેન મને ચાંલ્લો કર. અને આશિર્વાદ આપ. વખત થતો આવે છે."

"વીરસિંહ મારું મન નથી માનતું. તું લઢવા ન જા તો?"

વીરસિંહ ખડખડાટ હસી પડ્યો. "બહેન, તારા મોંમાં આ શબ્દો! દેવી! તારી પાસેથી આ આશિર્વચનની મેં આશા નહીં રાખેલી. હું ક્ષત્રિયનો પુત્ર કદિ નહીં ને આજે ઘેર બેસી રહું?"

"મને અમંગલ શુકન થાય છે. ભાઇ યુદ્ધમાં તારું મૃત્યુ થશે તો?"

"તો-શું? મારી પાછળ કોણ એવું છે કે જેની મારે ચિંતા કરવી પડે? સ્ત્રી નથી, બાલક નથી..."

"પણ એક કુમારી બહેન છે."

"એ ચિરંજીવ રહે."

"પણ એનું કોણ?"

"પરમેશ્વર."

દેવબાની આંખમાં આંસુ આવ્યાં. ક્ષત્રિય બાલકને એ ન ગમ્યું. "દેવી! તું રાજપુતની દીકરી છે-ક્ષત્રાણી છે. તારી આંખમાં આ ક્ષણે આંસુ ન શોભે."

"હું એ સમજું છું, ભાઇ! પણ આજે એ અમંગલ કામ અનાયાસે થઇ જાય છે. ભાઇ, માબાપ વિનાની હું તારે આશ્રયે ઉછરી છું. તારા સીવાય જગતમાં કોઇ સ્વજન જાણ્યું, જોયું નથી. મારું શું થવાનું હશે એ મને ખબર પડતી નથી. આજ સુધી એક્ક્ષણ તારા વિનાની ગાળી નથી. તું જુવાન થયો-છતાં તેં તારો પ્રેમ ઢોળવા કોઇ સ્ત્રી શોધી નથી. મેં મારું હૃદય પાથરવા કોઇ પુરુષ પ્રાપ્ત કર્યો નથી; મારો ને તારો પુરો પ્રેમ કેવલ એકજ માર્ગ જાણી શક્યો છે. મારી ને તારી જોડ ખંડિત થાય એ કલ્પના સહી શકાતી નથી.

રાજપુતના હૃદય પર બહેનના મૃદુ શબ્દો કૈંક ખોટી અસર કરવા લાગ્યા. ઘડી, બે ઘડી, બહેનની આંખોમાં આંખ મેળવી વીરસિંહ ઉભો રહ્યો. ને છેલ્લી-છેલ્લા વાર બહેનને આવેશથી ભેટી પડ્યો, જોસથી વહાલી બહેનને હૈયામાં ચાંપી,

અને પછી, કુંકુમ તિલકની રાહ ન જોતાં, બ્હેનના આશિર્વાદ લીધા વિનાજ, અશ્વ ઉપર ચઢી બેઠો, અને ક્ષણ બે ક્ષણમાં અશ્વ દેવબાની દૃષ્ટિ મર્યાદાથી દૂર થયો.

૩

રાજા સુદ્ધાં આખા નગરના અને રાજ્યના સર્વ ક્ષત્રિયો રણના મેદાનમાં ઝઝુમી રહ્યા છે. ક્ષત્રિઆણીઓ રણવાસમાં એકઠી થઇ વિજય માટે માતાની આરાધના કરી રહી છે. ઘડીએ ઘડીએ દૂત આવી યુદ્ધના સમાચાર આપતો રહે છે. રાજાનો જય થનો જવાના સમાચાર મળતાં રાણી અને અન્ય ક્ષત્રિઆણીઓ દૂતને આભૂષણો ને અલંકારો ઉતારી ઉતારી આપતી જાય છે.



દેવબા હાથમાં કંકાવટી ચોખા લઇ રણે જતા વીરાને વધાવવા આવી.

ક્ષત્રિઆણીઓના એ ટોળામાં મુગ્ધા દેવબા રાણીની પડખે બેઠી છે. ફાટફાટ થતા નવયૌવનને પ્રભાવે અંધારામાં તેજ પાડે તેવું તેનું મનોહર રૂપ વિદ્યુતના ઝબકારા લેઇ રહ્યું છે. વારંવાર દૂત એને વીરસિંહનાં પરાક્રમોના ખબર આપે છે. એ સાંભળી સાંભળીને દેવબાના શશી જેવા સુન્દર વદન પર હર્ષની છાયા છવાઇ રહે છે, ઉગતા યૌવને અર્ધ સ્ફુટ કરેલાં નાનાં નાનાં અંગોવાળું હૈયું દર્પના ઉભરે ઉછળી રહે છે.

એક દિવસ, બે દિવસ વીતી ગયા. ઘડીએ ઘડીએ દૂત આવતો તે હવે બબ્બે ઘડીએ આવે છે. પછી ચચ્ચાર ઘડીએ આવે છે. દોડતો પગે આવતો તે હવે ધીમાં પગલાં પાડતો આવે છે. વગર પુછે યુદ્ધના વર્તમાન આપતો તે હવે મહા મુશ્કેલીથી પુછાતા સવાલોના જવાબ આપે છે. એક પછી એક ક્ષત્રિઆણી સૌભાગ્યથી વંચિત થતી જવાના ખબર લાવે છે.

ત્રીજો દિવસ થયો. રાજાના નગરનો કીલ્લો તોડી દુશ્મનો નગરમાં આવ્યા. ચોતરફ હાહાકાર ફેલાઇ રહ્યો. રાજા મરાયા, બીજા અનેક ક્ષત્રિયવીરો મરાયા, સૈન્યનો પરાજય થયો. દુશ્મનો પ્રત્યેક ક્ષણે રાજમહેલની વધુ ને વધુ નજીક આવતા ગયા.

રાજમહેલના આંગણામાં ચિતાઓ રચાઇ. સ્વર્ગે પહોંચેલા સ્વામીને ભેટવા માટે એક પછી એક ક્ષત્રિઆણી હસતી હસતી ચિતામાં પડવા લાગી. શહેરમાં દુશ્મનો લુંટફાટ ચલાવવા લાગ્યા સર્વત્ર દારુણ કલ્પાંત મચી રહ્યો.

યુદ્ધરણમાંથી આવતા એક દૂતને દેવબાએ ગભરાટમાં પુછ્યું: "મારો ભાઇ ક્યાં છે?"

"વીરસિંહ બાપુ જીવે છે—પણ કેદ પકડાયા છે. દુશ્મનની છાવણીમાં તેમને પુર્યા છે."

બળતી સતીઓને છોડી, રાજમહેલને એક પાછલે દરવાજેથી દેવબા ચાલી નીકળી. શહેરના ગુપ્ત માર્ગોની જાણીતી એ રાજપુત બાલા એક પછી એક રસ્તો બદલતી નગરથી દૂર ગાઢા જંગલમાં જઇ પહોંચી. રાત પડવા આવી

હતી–ચારે તરફ અંધકાર છવાઇ રહ્યો હતો. જંગલમાં અખંડ શાંતિ હતી. યુદ્ધના ધમ પછાડા, યોદ્ધાઓના જયનાદ કે ચીચીઆરીઓ કશું ત્યાં સંભળાતું નહોતું.

૪

યુદ્ધ પૂર્ણ થયું. દુશ્મનોનો જય થયો. વીરસિંહ જીવતો પકડાયો અને તેને યુદ્ધના કેદી તરીકે દુશ્મનના કબજામાં રાખવામાં આવ્યો. નગર લુંટી લુંટીનેએ દુશ્મનો થાક્યા. દુશ્મનોનો વિજયી સરદાર પાછો વહેલો વહેલો સ્વદેશ જવા ઉત્સુક હતો, એટલે યુદ્ધ સમાપ્તિને બીજેજ દહાડે લશ્કરને પાછાં ફરવાની તૈઆરીઓ કરવાનો એણે હુકમ આપી દીધો.

બીજા દિવસની સંધ્યા હતી. વિજયી થએલા દુશ્મનો રાજાના રાજમહેલમાં આવી અનેક પ્રકારે આનંદ ઉડાવી રહ્યા હતા

મહેલના જે ભાગમાં રાજા રહેતા ત્યાં એ સૈન્યના સરદારે પોતાનો નિવાસ રાખ્યો હતો. સુંદર સુસજ્જિત એ આવાસની સુખ સામગ્રીમાં વિજયના નશાથી મત્ત થએલ એ સરદાર વધુ નશા માટે શરાબ ચઢાવી રહ્યો હતો. આસપાસ ગાનતાન, ટોળ ટપ્પા ચાલી રહ્યા હતા. છતેલા સીપાહીઓ આમ તેમ ફરતા, પડતા. પોતાના મનને રુચે તેવી રીતે રાજમહેલની સૌ સુખ સામગ્રીઓનો ઉપભોગ કરી રહ્યા હતા.

નગરમાં સર્વત્ર શૂન્યકાર વ્યાપી ગયો હતો. ખુદ રાજમાર્ગ ઉપર પણ શબોનો ઢગલો થઇ રહ્યો હતો. રસ્તાઓ પર પ્રકાશ નહોતો. એ વખતે–હજુ તો રાતની શરુઆતજ થઇ હતી તો પણ–કોઇ પણ મનુષ્ય ચાલતું દેખાતું નહોતું. કોઇની તાકાત ન હતી કે લોહીના પ્રવાહથી ભયંકર બની રહેલા એ રાજમાર્ગ ઉપરથી પણ આવે વખતે ચાલી શકે.

... એ અંધકારમાં, શબના ઢગલાઓની વચ્ચે-થી માર્ગ કરતી કરતી એક નવયૌવના ચાલી જાય છે. એનાં પગલાંમાં વેગ છે, અંધકારનો તેને ભય નથી. ચાલતાં ચાલતાં એના નાજુક પગ લોહીથી ભીના થાય છે એની એને પરવા નથી. આજુબાજુ ક્યાંએ જોયા વિના એ સીધી રાજમહેલ તરફ ચાલી જાય છે. એ દેવબા છે.

રાજમહેલને બારણે દરવાન નથી, અંદર કોઇ રોકનારું નથી. રાજમહેલના માર્ગોની માહીતગાર રાજપુત મુગ્ધા સીધી રાજાના આવાસ પાસે આવી પહોંચે છે. ત્યાં શરાબની મસ્તીમાં ચકચુર થએલો એક સીપાહી એને રોકે છે.

"મારે સરદાર સાહેબને મળવું છે." ધીમા પણ સ્પષ્ટ શબ્દે દેવબા બોલી.

સીપાહી એ સુંદરીની સામે જોઇ રહ્યો. કેવું મનોહર રૂપ ! એના અવાજમાં, એના વદનમાં, એની આંખોમાં કોઇક એવી શક્તિ હતી કે નશામાં ચકચુર થએલો એ શુદ્ધિહીન સીપાહી પણ એને કંઈ પ્રશ્ન ન કરી શક્યો. અંદર જઇ સરદારની એણે પરવાનગી મેળવી, અને દેવબા થોડીવાર પછી પોતાના રાજાના આવાસમાં, દુશ્મન સરદારની હજુરમાં ચાલી ઉભી.

ઝુમ્મરોની દીપમાલાના પ્રકાશમાં એ સુંદરીનું મોહક સૌંદર્ય ઝળહળી રહ્યું. વિજય અને સુરાના બેવડા નશામાં ચકચુર બનેલો સરદાર એ રૂપવતીને જોઇ સ્તબ્ધ બની રહ્યો. ધીમે પગલે દેવબા આગળ ચાલી. સરદાર બેઠો હતો તે ખુરશી પાસે આવી. અને બે હાથ જોડી તેની સમીપમાં જમીન પર બેસી ગઇ.

સરદારની વિષયી આંખો તો દેવબાના મનોહર વદનપરથી બીલકુલ ખસતી નહોતી. તાકી તાકીને તેની સામે ખુબ જોયા પછી એણે પુછ્યું: "કોણ છે તું બાઇ ? અહીં શું કામ

આપી ? "

રુંધાએલે કંઠે, ગદ્ગદ્ થતા અવાજે મુગ્ધા બોલીઃ "સરદાર સાહેબ, મારો એકનો એક વહાલો ભાઇ આપના હાથમાં કેદ પકડાયો છે."

" કોણ એ ? એનું નામ શું ? "

" વીરસિંહ. "

" હા. વીરસિંહ એને આજે રાત્રે ફાંસીએ લટકાવવાનો હુકમ નીકળી ચુક્યો છે. "

"દયાળુ સરદાર, મારા જેવી એક નિરાધાર બાલા ઉપર દયા કરો. મારે આખા જગતમાં મારા એ ભાઇ સીવાય બીજો કોઇ આધાર નથી. કૃપા કરી એને છોડી મુકો." દેવબા બોલતી બોલતી રડવા લાગી, અને સરદારના પગ પાસે દંડવત્ પડી ગઇ.

પાષાણુ હૃદયનો સરદાર એના કાલાવાલા સાંભળી ખડખડાટ હસી પડયો.

" એને કેમ છોડાય ? છોકરી ! યુદ્ધમાં પકડાએલા કેદીને જીવતો છોડવાની આદત નથી "

" સરદાર સાહેબ ! ઇશ્વર તમને એનો રુડો બદલો આપશે. એક નિરાધાર કન્યા ઉપર દયા લાવો. "



રાજમહેલના આંગણામાંજ વીરસિંહનું શબ ફાંસીને લાકડે લટકી રહ્યું હતું.

દીનતા, દુઃખ અને કારુણ્યને લીધે વધુ ને વધુ સુંદર થતી દેવબાને જોઇ સરદારનો વિષયાગ્નિ પ્રજ્વલિત થતો ગયો. ઘડીભર ચુપ રહી એ બોલ્યો.

" એને છોડી દઉં તો બદલામાં તું મને શું આપીશ ? "

"મારી પાસે કંઇજ રહ્યું નથી. મારું સર્વસ્વ લુંટાઇ ગયું છે, ને આપના હાથમાં આવી ગયું છે."

" પણ હજુ એક વસ્તુ લુંટાઇ નથી, મારા હાથમાં આવી નથી. "

" એ શું ?"

"તારું રૂપ– તારું આ નવપ્રફુલ્લિત યૌવન."

સરદારના શબ્દો સાંભળી પવિત્ર રાજપુત

કુમારી કાંપી ઉઠી. એની આંખોમાં લોહી ભરાઇ આવ્યું. એજ ઘડીએ ત્યાંથી ઉઠી પાછા ચાલી જવા મન થયું, પણ વળી પાછો ભાઇ સાંભર્યો. "ભાઇ જીવતો છે–એકવાર એને ન મળાય?"

"સરદાર સાહેબ, આપ તો બહુ દયાળુ છો, સમજુ છો. મારા જેવી કુમારિકાના શીયળનો ભંગ કરવાથી આપના હાથમાં શું આવશે? વિચાર કરો, જગતમાં મારી આબરુ જાય, કુલનું નાક કપાય, અને મને કોઇ રાજપુત વરે નહીં."

"તે સાથે મારે કંઇ લેવા દેવા નથી. તારું ગમે તે થાય, પણ જો તારા ભાઇને તારે છોડાવવો હોય તો આ એકજ માર્ગ છે.'

દેવબાએ ઘણા કાલાવાલા કીધા, પણ સરદારના દીલ પર કશી અસર ન થઇ. એના મનમાં તો એકજ વાત રમી રહી હતી. દેવબાના સૌંદર્યે એને ગાંડો કરી મુક્યો હતો.

કાલાવાલા, વીનંતી, બધું અફલ. છેવટે ગુસ્સે થઇને સરદારે કહ્યું: "છોકરી, આપણે વાતો કરીએ છીએ તેટલી વારમાં તારા ભાઇના ગળામાં હીરાની દોરીનો ફાંસો નખાઇ જશે. તારી પ્રાર્થનાઓ હું બીલકુલ સાંભળવાનો નથી. તારા રૂપે મને આંધળો કરી નાખ્યો છે. એકજ માર્ગ છે. આજની રાત તું મારી થવા રાજી હોય તો તારા ભાઇને છોડી દઉં–બીજો એકે રસ્તો નથી."

દેવબાના મનમાં થયું: "ભાઇ ભલે મરી જાય. આવી લાંચ આપીને ક્ષત્રિયનો બાલક મોતમાંથી ઉગરવા રાજી ન હોય." વળી વિચાર થયો. "યુદ્ધમાં ન મુવો એ ભાઇને આ રાક્ષસો ફાંસીએ ચઢાવશે. ભાઇ અહીંજ છે. અરેરે! હું તેને ફક્ત જોઇજ શકું તોએ કેવું સુખ થાય!"

સરદારની ધીરજ ખુટવા આવી. રાડ પાડી એ બોલી ઉઠયો: "કેમ શું વિચાર કર્યો! શરત કબુલ છે?–નહીં તો હમણાં તારી નજરેજ તારા ભાઇનો વધ કરાવું છું."

ધમકીથી બાલિકા ત્રાસ પામી. એ ભાઇને મરતો કેમ જોઇ શકાય! "શીયલ, પવિત્રતા અને સતીત્વનો નાશ થશે. એ સાથે આ દેહનોએ ભલે હું અંત આણીશ, પણ મરતાં પહેલાં એક વાર તો ભાઇને ભેટીશ."

રાજપુતાણીએ નિશ્ચય કર્યો. સદ્દગુણ અને સત્યનિષ્ટા ઉપર બંધુ–પ્રેમે વિજય મેળવ્યો. ભાઇને ભેટવા માટે ક્ષત્રિઆણી–મુગ્ધા બાલા–પવિત્રતા ખોવા તૈઆર થઇ.

"તમારી શરત મને કબુલ છે." રડતાં રડતાં દેવબા બોલી; "હવે એક વાર મને મારો ભાઇ બતાવો."

"હમણાં નહીં." સરદાર હસતો હસતો બોલ્યો: "આજની રાત વીતે પછી, કાલે પ્રભાતે."

## પ

રાજાના શયનખંડમાં દેવબાને પુરી રાખી છે. અર્ધ રાત વીતી જવા આવી છે. આખો વખત રુદન કરી કરી રૂપવંતી દેવબાની કાળી આંખો લાલ બની રહી છે, સોજી ગઇ છે. વિષાદ, ભય, અને અંતરમાં ઉભરાતા હજારો સંકલ્પ વિકલ્પોથી એનું મગજ ભમી ગયું છે. અને એ છતાં એ કુમારિકા અત્યારે વધુ ખુબસુરત બની રહી છે. રાજાના શયનભુવનની ઝગમગતી બત્તીઓનો પ્રકાશ એના ગુલાબી વદનને વધુ ઝગઝળાવે છે.

નશામાં ચકચુર થઇ મધરાત વીતે વિષયી સરદાર શયનખંડમાં આવ્યો. પરસ્પરના પ્રેમથી ઉભરાઇ જતાં હૃદયોવાળા પ્રેમીઓની એ મુલાકાત નહોતી. અંતર ઉછળે, વાણી બંધ થાય

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૯૨]

# હે ગુર્જર ભૂમિ મારી!

લેખક:
રા. મનહરરામ હ. મહેતા
મંત્રી, સાહિત્ય સંસદ

હે ગુર્જર ભૂમિ મારી !
હે દેવી જયકારી !
મમ વતન ભાગ્યશાળી !
હે માતા મમ વહાલી !

કેમ ધવલ સ્મિત હાસ્ય કરતું મુખ ઉદાસીન ભાસે ?
કેમ શ્યામ વિસ્તીર્ણ વેણી તવ વિખરાઈ ચોપાસે ?
શૂન્ય મૂઢ થઇ કેમ બેઠી છે ? ગયું તારું કયાં ભાન ?
કોટિ પુત્ર તવ અંક પડયા છે કરાવ મા ! પયપાન.

ગાંડી કહે તુજને માત !
અમને પણ મારે લાત,
પહેલી પછી કરતા વાત,
એવી અમ થઈ છે જાત.

રસકસ તંવ ફૂંળ ફુલ ધરતીનાં અમારી નસમાં રેડ
નવીન રુધિર આણી અંગે દુઃખ દુર્બળતાનાં ફેડ.

દ્વારિકા પાટણ પ્રભાસ,
જેના પવિત્ર ઉજાસ,
વળી સ્તંભતીર્થ ભૃગુપુર,
શુભ સુરત હિંદનું નુર—

એ સહુનાં હાડ પડયાં; તે પર અમૃત અંજલિ છાંટ,
ઉઠાડ તું અદ્દભુત સોરઠને જગાડ સુંદર લાટ.
સહસ્રબાહુ અર્જુનનું તું બળ અમ ભુજમાં આપ,
ચક્રવર્તિ નૃપ રુદ્રદામના અખંડ પ્રૌઢ પ્રતાપ,
અગર યશસ્વી સિદ્ધરાયનાં શૌર્ય ધૈર્ય ને જોમ,
વીર્ય વિક્રમી ખેંગાર કેરાં પુર અચળ અમ રોમ.

જયમ સાગર તવ ઉભરાય,
અમ હ્રદય ઉંમગી થાય.

ઉછળે મહી રેવા તાપીનાં પ્રલય કાળનાં નીર,
ત્યમ ઉછળાવો અમ નાડીમાં ધમધમ ઉષ્ણ રુધિર.

કયમ માત લગાડે વાર,
પડે શ્રવણ સુદ્ધ પડકાર;
પ્રાર્થીએ પડીને પાય,
મંગળ મુહૂર્ત વહી જાય;
ધરી વિનતિ અમારી ધ્યાન,
મા દે સત્વર વરદાન.

ગિરિવર તવ ગિરનાર તણાં ઉન્નત શૃંગો સમ-શીષ
ધારી માત તવ વિજય વાવટો ઉડાવીએ ચોદિશ.



આ શિલ્પીની વિજયા દોડી રહી છે.
તે હસે છે—કૃત્રિમતાથી.
( આકૃતિ નં. ૬).





લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
પ્રમુખ, સાહિત્ય સંસદ.

ચિત્રકાર:
રા. જગમોહન મીસ્ત્રી


સમય:
ઈ. સ. પૂર્વે ૩૨૦ ની આસપાસ.

સ્થલોની માહીતી

પાટલીપુત્ર, કુસુમપુર, રાજગૃહ } પુરાતન મગધનું પાટનગર હાલ પટણા છે તેની પાસે.

તક્ષશિલા ... અટકથાનીસ્થાન આગળ આવેલું વિદ્યાને માટે વિખ્યાત હીંદુ રાજાનું પાટનગર.

ક્રમવાર આવતાં પાત્રો

રાક્ષસ ......મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો મંત્રી.

વક્રનાસ......મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો અમાત્ય.

સુમોહા ......તક્ષશિલાના રાજા સુબાહુની પુત્રી ને હિરણ્યગુપ્તની રાણી.

હિરણ્યગુપ્ત, ધનનંદ } શુદ્ર મહાપદ્મ નંદનો વંશજ અને પાટલીપુત્રનો ચક્રવર્તી રાજા,

શેષ...ક્ષુલ્લક માલ્લવોના દૂત પ્રણિધિ.
આંભિ...તક્ષશિલાનો યુવરાજ ને સુમોહાનો ભાઇ.
ભિખ્ખુ યશ...પૂર્વાશ્રમે કામંદકનો પુત્ર.
સેનાજિત......હિરણ્યગુપ્તના અંત:પુરના સૈન્યનો અધ્યક્ષ.
ગૌરી........સેનાજિતની પ્રિયતમા.
મૈનાકી......મહામાત્ર દર્શકની પત્ની.
આચાર્ય શકટાલ...ગૌરીના પિતા.
વિષ્ણુગુપ્ત...આંભિનો ગુરુબંધુ.
પ્રમંડક } ...આચાર્ય શકટાલના શિષ્યો.
દદ્રુ
શ્રીયક... } ...આચાર્ય શકટાલના પુત્ર.
સ્થૂલભદ્ર
કોશા...પાટલિપુત્રની વિખ્યાત ગણિકા.
કુમાર ચંદ્રગુપ્ત......નરેંદ્રદેવનો ભત્રીજો.

## આગલાં પ્રકરણોનો સાર

વાર્તા ઇ. સ. પૂર્વે ૩૨૦ ના આસપાસના સમયથી શરૂ થાય છે. મહાપદ્મ નંદના રાજ્યાભિષેકને એકાણું વર્ષ થયાં હતાં; અને તેનો પૌત્ર હિરણ્યગુપ્ત 'સર્વાર્થસિદ્ધિ'નું બીરૂદ ધારી, મગધને સિંહાસને વીરાજતો હતો.

નરેંદ્રના ભુવન તરફ મંત્રી રાક્ષસ કૈંક સમાચાર લેઇ આવ્યો. અંત:પુરના રક્ષક સેનાજિતને તેણે નરેંદ્ર સંબંધી પુછપરછ કરવા માંડી ત્યાં મંત્રી વક્રનાસ મળ્યો.

મંત્રી રાક્ષસે આંભિ કેમ ગામમાં આવવા ના પાડતો હતો અને આંભિનો બ્રાહ્મણમિત્ર ચાલીને શકટાલને ત્યાં ગયો તેની વાત કરી. અને તેઓ અંત:પુરમાં ગયા.

અંત:પુરમાં નરેંદ્રની મહાદેવી સુમોહા આ અંત:પુર ને રાજ્ય; રાજા ને ચાકરોથી કંટાળી વીમાસણ કરતી હતી, ત્યાં રાજાને મંત્રીઓ તેને મળવા જાય છે.

રાજા સુમોહાને હસીને તેનો ભાઇ આંભિ આવ્યાના સમાચાર આપે છે ને મનમાં રહેલા કૈં તરકટને સાધવા નિર્દોષ સુમોહા પાસે આંભિને આમંત્રણ અપાવે છે.

હિરણ્યગુપ્તના અંત:પુરનો અધ્યક્ષ સેનાજિત પચ્ચીસેક વર્ષનો છે. તે દેખાવડો છે, અનાદી ને કર્તવ્યપ્રિય છે. તે સુમોહાને કુમાર પ્રાગ્જ્યોતિષ તરફ ગયાના સમાચાર આપે છે. સુમોહા તેની ભાવિ પત્ની વીશે પુછે છે. સેનાજિત પોતાની પ્રિયતમાને મળવા અધીરો બની ઘર તરફ જાય છે. એના ઘરમાં એ એક અજ્ઞાત કેદીને ખાવાનું આપવા જાય છે. અજ્ઞાત કેદીને વિષ્ણુગુપ્ત નામના બ્રાહ્મણ આવ્યાના સમાચાર આપે છે. અજ્ઞાત કેદી એને ચેતવણી આપે છે 'આવતી પૂર્ણિમાએ તે નાસી જશે.'

સેનાજિત વાતચીત પુરી કરી ભોંયરાનું બારણું બંધ કરી ઉપર આવ્યો. તેના મનમાં ગૌરી ને શકટાલના અતિથિનાજ વિચારો ઘોળાયા કરતા હતા.

તેનું હૃદય શકટાલને ત્યાં જઈ એની પ્રિયતમા ગૌરી અને વિષ્ણુગુપ્તને મળવા અધીરૂં થઈ રહ્યું હતું. તેણે જવાનો નિશ્ચય કર્યો ને નીકળ્યો.

સેનાજિત અશ્વિનોને મંદિર દર્શન કરવા ગયો હતો. મગધના મહામાત્ર સંનિધાતાનું તેને નિમંત્રણ આવ્યું. તે ત્યાં ગયો. દર્શક જુવાન પત્નીના ઘરડા પતિઓમાં પ્રચલિત રોગને હંમેશાં ઘેરા હોવાથી એ પોતાની સ્ત્રી પાછળ ગાંડો થઇ ફરતો. સેનાજિતને જોતાં દર્શકે પોતાની પત્ની મૈનાકીને કંઇક અકથ્ય રોગ થયો છે એવું કહ્યું અને તે રોગ મટાડવા તેને વીનંતી કરી.

સેનાજિત મૈનાકીને ઓળખતો હતો. તેણે ધીમે ધીમે મૈનાકીને ગામમાં નવા આવેલા પુરુષના, કુમારના પ્રાગજ્યોતિષ તરફ ગયાના સમાચાર વગેરે આડકતરી રીતે કહી મૈનાકીના રોગના ઉપચારો અજમાવવા માંડયા. આથી તેની તબીઅત સુધરી જાય છે, અને સેનાજિત ચાલી જાય છે.

મૈનાકી સંનિધાતાને રાજગૃહમાં વદાય કરે છે અને સુકેતુને બોલાવે છે.

સુકેતુને મૈનાકી વિષ્ણુગુપ્તના અને કુમારના સમાચાર જણાવે છે અને એ વિષ્ણુગુપ્ત કોણ છે તેની ચર્ચા કરે છે.

શકટાલને ત્યાં વિષ્ણુગુપ્ત આચાર્યને મળવા સિદ્ધ ક્ષપણક, રાક્ષસમંત્રી, ક્ષુદ્રક માલ્લવોના દૂત મણિઘિ વગેરે આવવા લાગ્યા. આજે આ લત્તામાં અશાંતિ ને કંઇક નવીનતા પથરાઈ રહ્યાં હતાં. સેનાજિત પણ મળવા આવ્યો. પરંતુ તેની ગૌરીના જે ઘરમાં તે વગર રજાએ જઇ શકતો તે ઘરમાં પ્રવેશ કરવા આજે તેને રજાની વાટ જોવી પડી. આ અપમાનથી એનું હૃદય આકુળવ્યાકુળ થઇ ગયું. તેણે મન પરનો કાબુ ગુમાવવા માંડયો. છેવટે અગ્નિહોત્રી પણ આચાર્યનાં દર્શને આવી પહોંચ્યા. ત્યાં બારણા આગળ એક યુવાન તપસ્વીને જોઈ તે થોડી વાર થંભી ગયા; આખરે અગ્નિહોત્રીએ એને પોતાના પુત્ર કહુ તરીકે ઓળખી કાઢયો.

સેનાજિત શકટાલને જઈ મળે છે. તે એની લગ્નતિથિ નક્કી કરવા કહે છે. ઉત્તરમાં શકટાલ કહે છે જે દિવસે મહારાજ નંદ તેને નૈમિષારણ્ય જવાની રજા આપે તે દિવસે લગ્નતિથિ. વિષ્ણુગુપ્ત અહીંના ક્ષત્રિયોની અધમ દશાથી નાસીપાસ થાય છે. જ્યાં બ્રાહ્મણોની અવગણના થતી હોય ત્યાં બ્રાહ્મણોએ ન વસવું એમ કહે છે, ને બધાને આ સ્થાન છોડી જવા પ્રેરે છે.

મૈનાકી વિષ્ણુગુપ્તને ગુપ્ત વેશે મળે છે. ને કુમાર ચંદ્રગુપ્તનો પત્તો નથી, અહીંનું જીવન તેને અકારું થઇ પડયું છે એમ જણાવી મદદ માગે છે. ઉત્તરમાં વિષ્ણુગુપ્ત આ દેશ છોડી ચાલી જવાની તૈયારી કરી આવવા કહે છે.

શકટાલ વિષ્ણુગુપ્તને સેનાજિત સાથેના ગૌરીના વિવાહની વાત કરે છે. વિષ્ણુગુપ્ત આશ્ચર્ય પામે છે ને આ લગ્નનો સખત વિરોધ કરે છે. શકટાલ પુછે છે: 'તું એને પરણીશ ?' વિષ્ણુ ગૌરીને જગાડી બોલાવે છે ને તેને પ્રશ્ન પુછે છે. ગૌરી આખરે નિશ્ચય કરે છે 'વિષ્ણુગુપ્ત ને હું વરીશ.'

નરેંદ્રદેવ ઉંઘમાંથી ઉઠે છે ને સેનાજિત, રાક્ષસ તથા વક્રનાસ પાસેથી બધા સમાચાર જાણે છે. વિષ્ણુની વાત સાંભળી તેને દૂર કેમ કરવો તેનો ઘાટ ઘડે છે.

આંભિ તેની બહેન સુમોહાને મળવા આવે છે. બહેન દુઃખી છે ને તેની સાથે તક્ષશિલા આવવા માગે છે એમ સમજી જાય છે. નરેંદ્રદેવ ત્યાંજ મળે છે. આંભિ સાથે વાત થતાં સુમોહાને એનાં માતાજી માંદાં છે તેથી તક્ષશિલા જવા દેવાં એમ નક્કી થાય એટલામાં સમાચાર આવે છે કે ગૌતમ ઓવારે નવા આવેલા બ્રાહ્મણે કોઇ સૈનિકને માર્યો. નરેંદ્રદેવ રાક્ષસને આ બાબતમાં તપાસ કરવા જવા આજ્ઞા કરે છે. આંભિ તેની સાથે બહાર જાય છે

આંભિ ને રાક્ષસ ચપાટાબંધ ગૌતમ ઓવારે જઈ પહોંચ્યા. આચાર્યને મળ્યા. શૌનકને એક સ્થાનિકે હેરાન કરવા માંડેલો. આચાર્યે દૂરથી તેને એક કર્પણ વડે વીંધી નાખ્યો હતો. સ્થાનિક જુઠું બોલતો હતો. ને મળેલી ઠઠ આચાર્યની હીંમત વગેરે જોઇ રાજાની વિડંબના કરતી હતી. રાક્ષસ, વગેરે શૌનકને

લેઈ ભિખ્ખુ ચસની ઝુંપડીએ ગયા. શૌનકને ચસે ઉપચાર કર્યો. ને આંભિની જિજ્ઞાસા સંતોષવા ભદંત ચસે ગૌતમ ઓવારાની કથા કહેવા માંડી.

ગૌરી ઉપરાઉપરી બનતા અદ્ભુત બનાવોથી કંટાળી ગઇ હતી. ગભરાઇ ગઇ હતી. પોતે શો નિર્ણય કરે ? તેને કોઈ સલાહકારની જરૂર હતી. તેનો એક ભાઈ સ્થુલભદ્ર કોશા ગણિકાને ત્યાં પડયો પાથર્યો રહેતો. તે સમય સાધી ત્યાં તેને મળવા ગઈ. અણધાર્યા બનાવથી સ્થૂલભદ્રમાં એકદમ નવું ચેતન આવ્યું. તે કોશાને ત્યજી ચાલી નીકળ્યો ને અંતે એક મહાવીરના અનુયાયી સાથે દીક્ષા લેવા ચાલી નીકળ્યો.

ગૌરી અહીંથી મૂંઝાઇ થઇ ઘેર ગઈ. સેનાજિતે આવી શકટાલને કહ્યું: 'નરેંદ્રદેવે આપને નૈમિષારણ્ય જવાની રજા આપી છે. પણ લગ્નની તિથ મહાદેવી પીએરથી પાછાં આવે ત્યાર પછી નક્કી થશે'

આ સાંભળી શકટાલે નૈમિષારણ્ય જવાનું મુલતવી રાખ્યું.

ગૌરીને સંકટનું વાદળ દૂર થયું હોય એમ લાગ્યું. રાત્રે બધાં જમીપરવારી સુતાં. મોડી રાત્રે એક બે પુરુષ આવ્યા. એક પુરુષ ગૌરી પાસે આવ્યો તે મેનાકી તરીકે ઓળખાઇ ગયો. મેનાકીએ ગૌરી તરફ ભાવ દર્શાવ્યો ને હેતભારથી ગૌરીનું હૃદય મેનાકી આગળ ખુલી ગયું. તેણે તેને પોતાના લગ્નની ને આવી પડેલી ગુંચવણોની વાત કહી. મેનાકીએ સેનાજિત તરફ પક્ષપાત દાખવ્યો. બીજે દિવસે ગૌરીએ સમાજમાં સેનાજિતની બહેન જોડે જવું એમ નિર્ણય થયો. મોડી રાતે તે ચાલી ગઈ.

સંનિપાતાને એક તુકકો સુઝી આવ્યો હતો. નરેંદ્રદેવને જઇ એ તુકકો તેમણે કહ્યો. પણ વકનાસ તે વખતે હાજર હોઇ જોઇએ તેટલી સફળતા ન મળી. ત્યાં કોશાએ આવી નરેંદ્રદેવને સ્થૂલભદ્ર પાછો આણી આપવા પ્રાર્થના કરી. વકનાસે સીતાધ્યક્ષને એને સોંપવી એમ નિર્ણય કર્યો. કોશા રડતી કકળતી ચાલી ગઈ.

(હવે આગળ વાંચો.)

# પ્રકરણ ૨૫ મું

---

## સમાજનો પ્રારંભ

ચો થની સવારથી પાટલિપુત્રથી રાજગિરિનો રસ્તો માણસોથી ઉભરાવા લાગ્યો.

—એ રસ્તા પરથી સવારથી પગે ચાલી જનારાઓ જવા લાગ્યા. ઘણાએ બૈરાં છોકરાં સાથે લીધાં હતાં. કેટલાક કુદતાં હસતાં છોકરાં ખભે ચઢાવ્યાં હતાં. કેટલાક વૃદ્ધો, છોકરાઓથી દોરાતા હતા છતાં, નિસ્તેજ આંખે નવું જોવાનો ઉત્સાહ દાખવતા જતા હતા.

—એ રસ્તા પર બળદનાં વાહનોમાં જનારા પણ ધીમે ધીમે દેખાવા લાગ્યા. તોફાને ચઢી, બળદની ગાડીની શરતો દોડાવી હોકાર ને છુમાટાથી તે પોતાનો ઉત્સાહ દર્શાવી રહ્યા હતા. બે પખાલીઓ, એક પાડા પર અને એક ગધેડા પર બીગજી જાણે હાથી પર ચઢ્યા હોય એવા દમામથી ચાલ્યા જતા.

—એ રસ્તા પર રંગેલા, શણગારેલા, ઝાંઝરીઆળા ઘોડા પર ચઢી, મગજદમાં ચકચુર બનેલા સવારો પણ ઘોડા થનગનાવતા, 'પગે ચાલનાર જોડે ટોલ ટપ્પા મારતા આવી લાગ્યા.

—એ રસ્તા પર કોઇ વૃદ્ધ રાજપુરુષ, કોઇ અત્યંત જાડો શ્રેષ્ઠી, કોઇ રૂપગર્વિતા સ્ત્રી–રાજ-

સજ્જિત સૈનિકોથી વીંટાએલી-પાલખીએ ચઢી આવવા લાગી. કેટલીક સ્ત્રીઓએ પોતાની પાલખી પર જરીનાં કપડાં ઢાંકયાં હતાં. અને પોતાનું રૂપ જોઇ કુતૂહલ થાય તેનાથી વધારે કુતૂહલ પેદા કરવાની પેરવી કરી હતી.

—એ રસ્તા પર રથ અને હાથી શોભાવનારા મહાજનો પણ આવી લાગ્યા. રથોના ઘોડા ચાલતા નહોતા, નાચતા હતા. હાથીઓ પણ ચાલતા નહોતા, થનક થનક ડોલતા વિહરતા હતા. રથ ઉપરની ધજાઓ ફરકતી; અંબાડીઓનાં શિખર ચમકતાં.

—આ રસ્તે શ્વેત ને પ્રતાપી, સુવર્ણે રંગેલા એવા હયયુગલો ઝપાટાબંધ દોડતા ધુળ ઉડાડતા આવ્યા; અને લોકો માગ આપે ન આપે તે પહેલાં તેમના દેદીપ્યમાન રથને લઇ ગયા. જનારા લોકોએ રત્નમાં ચમકતી, સ્ફટિકશી શોભતી, દેવાંગનાસમી દેદીપ્યમાન એક સ્ત્રી—વીજચમકની ઝડપથી-જતી જોઇ; અને સ્મરણપટમાં નોંધ્યું કે મહામાત્ર સંનિધાતા દર્શકની સુવિખ્યાત સ્ત્રી જોઇ તેમનું જીવન આજે કૃતાર્થ થયું...

—એ રસ્તે પ્રતાપી રાજપુરુષો, અધ્યક્ષો ને સેનાપતિઓ પણ આવ્યા. સંનિધાતા દર્શક પણ પોતાના હાથી પર આવ્યા. અંતઃપુરના રથો પણ જરીના પડદા પાછળ હસતી યુવતીઓનું લાલિત્ય સંતાડતા આવ્યા.

—અને આખરે રાજહસ્તી પણ આવ્યો: હિરણ્યગુપ્ત નંદ સાથે આંભિકુમાર બિરાજતા હતા; પાછળ વક્રનાસ ને રાક્ષસ અને આંભિનો મંત્રી બેઠા હતા. આસપાસ ત્રણસો સશસ્ત્ર ઘોડેસ્વારો સેનાજિતની આજ્ઞા પ્રમાણે ચાલતા હતા.

આ બધા રાજગિરિ પર રચેલો સમાજ જોવા જતા હતા. નંદના પાટનગર પર છવાએલી ગમગીની આજે દૂર થઇ હતી. બધા ઉલ્લાસઘેલા બન્યા હતા. ઘણે વખતે ધનનંદે આમ પ્રજાજનને પોતાના આતિથ્યનો લાભ આપ્યો હતો.

રાજગિરિ એક ટેકરી હતી. તેના પર મોટા ચોગાનમાં સમાજ રચવામાં આવ્યો હતો.

મગધરાજના સમાજો જગવિખ્યાત હતા. ચાણુર મુષ્ટિના યુદ્ધ માટે કંસે રચેલા સમાજથી તેમાં વધારે આકર્ષણ હતું; પાંડવોની પરીક્ષા માટે દ્રોણાચાર્યે રચેલા સમાજથી તેમાં વધારે વીરતા હતી; યાદવોએ રચેલા સમાજથી તેમાં વધારે તોફાન હતું.

આ ચોગાન હઝાર ધનુર્ લાંબું અને પાંચસો ધનુર્ પહોળું હતું. તેની પશ્ચિમે સરસ્વતીનું મંદિર હતું. આખું ચોગાન એ મંદિરનું સભાગૃહ બની રહેતું.

આ મંદિરના વિશાલ પથ્થરના ઓટલા પર રંગભૂમિ હતી; અને ચોગાનની બે તરફ બે માળનાં પ્રેક્ષાગારો હતાં.

જમણી બાજુએ પહેલો પ્રેક્ષાગાર નરેંદ્રદેવનો હતો; અને સામેનો પ્રેક્ષાગાર અંતઃપુર માટે હતો. પછી થોડા પ્રેક્ષાગારો જુદા જુદા મહાજનોના હતા. ત્યાર પછીના પ્રેક્ષાગારો જુદા જુદા ગણોના હતા જ્યાં નગરજનો જોવા બેસતા.

દરેક જણે પોતપોતાનું પ્રેક્ષાગૃહ પોતાની શક્તિ પ્રમાણે શણગાર્યું હતું. બધે રંગબેરંગી આચ્છાદનો હતાં. દરેક ગૃહમાં ચોગાનમાં જોઇ શકાય એવી રીતે-મંચાતિમંચ-મંચ પર મંચ ગોઠવ્યા હતા. અંતઃપુરના ગૃહ પર સૂક્ષ્મ જાળની જવનિકા નાખવામાં આવી હતી. નરેંદ્રદેવના પ્રેક્ષાગૃહ પર સોનાના વરખ ચોંટાડ્યા હતાં; અને અંદરના પર્યંકો રંગીન કપડાં અને પુષ્પથી શણગાર્યાં હતા.

'મંદિરની સામેની બાજુ ખુલ્લી હતી; ત્યાં ગરીબ નરનારીઓ આવી બેઠાં હતાં.



ચારે તરફ તે જોયું—અને એકદમ ઉંચી નજર સેનાજિતના પ્રેક્ષાગાર તરફ કરી.

બે પ્રેક્ષાગાર વચ્ચે પશુઓને આવવાનો માર્ગ હતો. મંદિર પર અને બધા પ્રેક્ષાગારો પર વાજિંત્રો હતાં; અને ઢોલ ને તૂરિના નાદો ગગન ભેદી રહ્યા હતા.

પ્રેક્ષાગારની પાછલી બાજુએ રાજાના રસોઇઆઓ સમાજમાં આવેલાંને માટે માંસ, અનેક પ્રકારનાં અન્ન, અને સુવાસભરી સામગ્રી તૈઆર કરતા હતા. ભોંયમાં દાટેલા વાસણોમાં પાણી ભરી રાખ્યાં હતાં. ઠેકઠેકાણે ફળ, અવદંશ[1] અને સુરા મહાપુરુષો માટે રાખવામાં આવ્યાં હતાં. પાટલિપુત્રનો જનસમૂહ બે દિવસ ને બે રાત અહીંઆં ઉત્સવ કરવા આવતો હતો.

ગૌરી આ બધું જોઇ દિઙ્મૂઢ બની ગઇ. સેનાજિતની બહેન સુનેત્રા આધેડ વયની, જાડી અને ભલી હતી. તે પોતાની સગી, સહચરીઓ સાથે સેનાજિતનું પ્રેક્ષાગૃહ શોભાવતી હતી. ગભરાતી ગૌરી તેને પસંદ નહોતી; તેનો ભાઇ ખરાબ વહુ લઇ આવ્યો હતો એમ તેનું માનવું હતું; તેને કોઇ મહાપુરુષની કન્યા ભાભી તરીકે ગમત. પણ તેના તેજસ્વી ભાઇથી તે બીતી; અને રખે તે ગુસ્સે થાય એવા ડરથી તેણે નક્કી કરેલી વધૂ ઉપર વારી જવાનો ડોળ તે કરતી.

ગૌરી જોઇ રહી. આટલાં બધાં માણસોનો ને આટલાં બધાં ધનાઢ્ય

૧ ઉત્તેજક પદાર્થ.

સ્ત્રીપુરુષોનો સમૂહ તેણે કદી દીઠો નહોતો. તે બધાને જોવામાં પડી; અને સુનેત્રાને બધા ગામને ઓળખાવવામાં રસ પડ્યો.

તેણે ગરીબોને હરખાતા આવતા જોયા; પૈસાવાળાઓને મલકાતા આવતા જોયા. ઠઠ્ઠા મશ્કરી કરતા, હસતા વીરો; કુટુંબીઓમાં ઘુમતા ધનાઢ્યો;* અચંબો પામી રહેલા પરદેશીઓ; મીજાજમાં પગ ઠેરવતી સુંદરીઓ; આડંબર દર્શાવતા સામંતો; ગર્વથી આવતા રાજપુરુષો: આ બધા એક પછી એક આવતા તેણે જોયા. અને પાટલિપુત્રની સમૃદ્ધિ ને સત્તાનું પ્રદર્શન જોઈ પિતાની અધોગતિનું દુઃખદ સ્મરણ થયું. તે અત્યારે અમાત્ય હોત તો તે—

એ સુવર્ણરંગી ઘોડાવાળો, ઈંદ્રનો હોય એવો રથ ઉડતો હોય તેમ આવ્યો, અને નરેંદ્રદેવના પ્રેક્ષાગાર પાસે ઉભો રહ્યો.



દરેક ડોક પ્રેક્ષાગૃહમાંથી આગળ લંબાઈ.
"આ કોણ ?' ગૌરીએ સુનેત્રાને પુછ્યું.

દરેક ડોક પ્રેક્ષાગૃહમાંથી આગળ લંબાઈ, દરેક આંખ કુતૂહલથી જોઈ રહી.

"આ કોણ ?" ગૌરીએ સુનેત્રાને પુછ્યું.

"ઉંહ." સુનેત્રાએ મોં મચકોડ્યું. "એ તો પેલી મેનાકી" તિરસ્કારથી તેણે કહ્યું. પોતાના પતિની એક સામાન્ય અધ્યક્ષની પદવી, પોતાની સાધારણ ધનાઢ્યની સ્થિતિ, પોતાનું સામાન્ય રૂપ એ બધાથી થાકી રહેલી સુનેત્રા મેનાકીને જોઈ બળી બળી થઈ રહી.

"કોણ દેવી !"

સુનેત્રાની સહચરીઓ જરા તિરસ્કારથી જોઈ રહી. સુનેત્રા દેખતાં મેનાકીનાં વખાણ કરવાં એટલે તેનો ક્રોધ વહોરવા જેવું થતું. સુનેત્રાની આંખો ગુસ્સામાં ફાટી–અને છતાં જાદુથી હોય તેમ નીચે ઢરી રહી.

હીરા ને રત્નમાં સૌંદર્યના સ્વપ્ન સમી મેનાકી રથમાંથી ઉંચી, છટાભરી—તે ઉતરી. ચારે તરફ તેણે જોયું–અને એકદમ ઉંચી નજર સેનાજિતના પ્રેક્ષાગાર તરફ ફરી. તે હસી.

સુનેત્રા ને તેની સખીઓના મુખ પરનો ક્રોધ જતો રહ્યો—ને નમ્રતાભર્યા આવકારનું દીન હાસ્ય છવાઇ રહ્યું.

મૈનાકી પોતાના પ્રેક્ષાગારમાં વળવાને બદલે સુનેત્રા તરફ આવી. સુનેત્રાએ ગૌરીને પુછયું: "તમને મૈનાકી ઓળખે છે કે ?" તેના અવાજમાં માન હતું.

"હા. દેવી મારાં બહેનપણી થાય છે" ગૌરીથી ગર્વ દર્શાવાઇ ગયો. બધાં એકદમ ગૌરી તરફ સબહુમાન જોઇ રહ્યાં. આ છોકરી મૈનાકીની બહેનપણી !

અંધકારગ્રસ્ત વાદળમાંથી ચંદ્ર તરી આવે તેમ ચમકતી મૈનાકી આવી. "કેમ ગૌરી ! કેમ છે ?" હીરાઓ ચમકયા. સુગંધ ને સુવાસથી આખો ખંડ ચારે તરફ મધમઘી રહ્યો. હાથ જોડી બધાં હસી રહ્યાં. સુનેત્રાના મેં પર હાસ્ય છલકાઇ ગયું.

"દેવી ! આમને ઓળખ્યાં ?" ગૌરીએ શરમાઇને કહ્યું: "સેનાજિતનાં બહેન"

"સુનેત્રાદેવીને હું ઓળખું છું" મૈનાકીએ હસીને કહ્યું. સુનેત્રાના મોંઢામાં પાણી આવ્યું. "તમે બને મારી પાસે આવોની. ના નહીં કહેશો. ચાલો. સેનાજિત પણ સાંજ આવવાનો છે."

સુનેત્રાની આંખે અંધારાં આવ્યાં. આખા પાટલિપુત્ર દેખતાં મૈનાકીની સાથે બેસવું, હસવું, ખાવું, સુવું ! ખરેખર તેના ભાઇએ ઘણીજ સરસ વધૂ પસંદ કરી હતી. ગૌરી ન હોત તો મૈનાકી સાથે બેસવાનો લહાવો મળત ?

ગૌરી ના કહેવા જતી હતી. પણ સુનેત્રા બીજી વાર કહેવાની વાટ જુએ એવી નહોતી. તેણે પોતાની શાલ હાથમાં લીધી, અને સાથે ગૌરીની પણ લઇ લીધી.

"અધ્યક્ષરાજ આવે તો કહેજે કે હું દેવીના પ્રેક્ષાગૃહમાં છું."

મૈનાકી આ બેને લઇ પોતાના પ્રેક્ષાગૃહમાં આવી. નંદરાજના ગૃહથી જરાક ઓછું દેદીપ્યમાન આ હતું; પણ તેમાં ચીતરેલાં ચિત્રો, મદેલો શણગાર અને પાથરેલાં પુષ્પો તેને ઘણુંજ રમણીય કરતાં હતાં. ચંદનની સુવાસ ચારે તરફ પ્રસરી રહી હતી. આ પ્રેક્ષાગારમાં નાના ખંડો હતા. ચારે તરફ દાસ દાસીઓ ફર્યા કરતાં.

ગૌરી આ ભભકો ને વિલાસ જોઇ મુંગી થઇ ગઇ. સુનેત્રા અંજાઇને દીન વદને જોઇ રહી. આ બધામાં દેવાંગના સમી મૈનાકી પ્રતાપનાં કિરણો ફેંકતી ફરતી હતી. વાજિંત્ર વગડ્યાં, તૂરિના નાદ થયા, દુંદુભિ ગગડ્યાં. હજારો લોકોએ જય જય ઉચ્ચાર્યો. અને નંદરાજાની અને તેમના અતિથિની પધરામણી થઇ.

ગૌરીની નજર રાજહસ્તી પર નહોતી, ધનનંદ પર નહોતી, આંભિકુમાર પર નહોતી. રાજહસ્તીની આસપાસ ફરતા સુસજ્જ ઘોડેસ્વારોના નાયક પર તેની નજર ચોંટી હતી.

તેનો ઘોડો પંખાળો હોય તેમ ઉડતો; તેનું સુવર્ણમય બખ્તર સૂર્ય તેજનું બન્યું હોય એમ ચમકતું; તેના મુકુટ પર મોરપિચ્છ ગર્વથી, આનંદથી ફરકતું. તેના સ્વરૂપવાન મુખ પર પ્રભાવ હતો. તેના અવાજમાં મોહક સત્તા હતી.

ગૌરી બધું વીસરી ગઇ. તેને એકજ પુરૂષ દેખાયો: સેનાજિત—ઉલ્લાસ ને સત્તા ને વીર્યના અવતાર સરખો તેનો પ્રણયી. તેની આંખો ઠરી રહી. સેનાજિતનાં સ્વરૂપે સ્વરૂપ તેણે આંખોમાં, હૈયામાં મઢ્યાં.

જ્યારે તે નરેંદ્રના પ્રેક્ષાગૃહમાં અદ્દષ્ટ થયો ત્યારે આંખો મીંચી તે સ્વરૂપોને કાલ્પનિક રંગોથી ફરીથી જોઇ રહી.

તે પ્રેક્ષાગૃહમાં ગઇ.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૭]




[—ભાવનગરમાં મળેલી સાતમી સાહિત્ય પરિષદના કાર્યવાહકોએ 'ગાંધીયુગ અને પૂર્વયુગની સરખામણી' વિષે એક ઇનામી નિબંધની હરીફાઇ જાહેર કરી હતી. આવેલા નિબંધોમાંથી ત્રણ નિબંધો બીજા-ઉત્તમ કોટિના જાહેર થયા છે, તેમાંથી રા. અંબાલાલ પુરાણીનો લેખ અમે પ્રસિદ્ધ કરીએ છીએ

—ઉપતંત્રી. ]

ગુજરાતમાંથી વિશ્વમાન્ય ગણાય એવી વ્યક્તિઓ ઘણી થઇ નથી. સમસ્ત હીંદના મહાન પુરુષોમાં તેનો ફાળો સારો છે. પરંતુ વિશ્વમાન્ય ગણાય એવી વ્યક્તિઓ તો બેજ: એક, આર્યસમાજના આદ્ય સંસ્થાપક, વેદધર્મના ઉદ્ધારક, હીંદુ સંસ્કૃતિના તારક—સ્વામી દયાનંદ સરસ્વતી. અને બીજા, અહિંસા અને સત્યના સિદ્ધાંતોમાં અડગ શ્રદ્ધાનો અને તેમના અંતિમ વિજયનો ઝુંડો ફરકાવનાર કર્મવીર, મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી. બન્નેની કાર્ય પદ્ધતિ. કાર્ય-પ્રદેશ, લાક્ષણિક વિશિષ્ટતાઓ પકડી નાખવાનું મન થાય છે. પરંતુ પ્રસ્તુત વિષય સાથે તેનો સંબંધ નહીં હોવાથી કોઇ બીજા સમય ઉપર તે કામ રાખી ગુજરાતના. વિશ્વમાન્ય, મહાત્મા ગાંધીના યુગની પરીક્ષા શરુ કરીશું.

પૂર્વ યુગ

સને ૧૯૧૪ની આગળના સમયને હું પૂર્વયુગ ગણું છું. સન ૧૯૦૪થી શરુ કરીને ૧૯૧૪ના અંત સુધીના દશકાને "પૂર્વયુગ" એવી સંજ્ઞા આપીએ તો ખોટું નહીં, એમ હું માનું છું. ૧૯૧૪–૧૫થી ધીમે પગલે .પરંતુ વધારે ને વધારે વેગથી આગળ ધપતો "ગાંધી યુગ" ૧૯૧૯માં તેની વિજયપતાકા ચોમેર ફરકાવી રહ્યો હતો અને ૧૯૨૧ સુધી તેની જ્વલંત અસર સમસ્ત ભારતમાં શહેરે શહેર અને ગામે ગામ પ્રજાજીવનમાં સ્પષ્ટ દેખાય આવતી. ૧૯૨૧ પછી ગાંધીયુગની ઓટ ગણીએ તો તેમાં અતિશયોક્તિ નજ કહેવાય.

હવે પ્રજાજીવનના એ "પૂર્વયુગનાં" લક્ષણો ક્યાં હતાં! તેને Nationalist –Extremist–"રાષ્ટ્રવાદી"–"જહાલ" વગેરે નામો અપાઇ ચુક્યાં છે; તથા "મવાલ" અને "વફાદાર" પક્ષની પણ તે યુગમાં ગણત્રી થાય છે. પરંતુ હીંદના મહાન નેતાઓનાં નામ વડે જો આપણે યુગોને ઓળખીએ તો તે યુગને "તિલક યુગ" કહેવો એક રીતે અયોગ્ય ન ગણાય. પરંતુ એ નામ તે યુગનું પુરેપુરું અર્થવાહક નથી. અવશ્ય, પ્રજાકીય અસ્મિતાનાં સર્વ તત્ત્વોને—ઓએક બાજુને—લોકમાન્ય તિલક અથવા તો,

તેમની રાજનીતિની પ્રણાલિ દોરી રહી હતી; પરંતુ "ગાંધીયુગ" કે જુદોજ, વિશાલ, સર્વ વ્યાપી, અને કેવળ રાજકીય કાર્યથી નીરાળો પ્રદેશ પણ આપણી નજર આગળ ખડો કરે છે. તિલકના પ્રતિસ્પર્ધી હતા પીરોજશાહ મહેતા અને ગોપાળકૃષ્ણ ગોખલે: ગાંધીયુગમાં ગાંધીજીનો કોઇ પ્રતિસ્પર્ધી હતો નહીં.

એ આખો પૂર્વયુગ કેળવાએલા મુઠીભર હીંદીઓની રાજકીય જાગ્રતિનો યુગ હતો એમ કહીએ તો ખોટું નથી. બંધારણ પુરઃસર, સનદશીર ચળવળ કરી, હીંદના રાજ્ય બંધારણમાં બ્રીટીશ સરકારને અરજીઓદ્વારા વીનવીને કેટલાક સુધારાઓ મેળવવા એ મવાલેના અંતિમ લક્ષને ખસેડી તિલકે "સ્વરાજ માટે મહાસભા છે" એ વિચારને વાસ્તવિક બનાવી મુકયો. પરંતુ તેમણે સામાન્ય જનવર્ગમાં પણ ચળવળ શરુ કરીને તેની સહાનુભૂતિ મેળવવીજ જોઇએ એ સિદ્ધાંતને પણ અમલમાં મુકવા માંડયો હતો. તેનો અમલ મહારાષ્ટ્ર પ્રદેશ પુરતોજ થઇ શકયો હતો. વળી, ચળવળ કરનારાઓનો વર્ગ કેળવાએલા લોકોમાંથીજ પેદા થતો. ગાંધી યુગ કેવળ ચળવળનો યુગ ન હતો: તેમાં ચળવળનો અભાવ ન હતો પરંતુ ચળવળ ઉપરાંત રચનાત્મક કાર્યક્રમ, આર્થિક સંગઠન, સામાજિક સુધારણા વગેરે પૂર્વે ગૌણ ગણાતા પ્રશ્નો ગાંધીયુગમાં આગળ પડતા થયા.

પૂર્વયુગમાં વાણી અને વર્તનની એકતા હતી નહીં. નીદાન તેના ઉપર લોકોનો ઝોક ન હતો. "વાત વધારે ને કામ ઓછું" એવી પ્રજાકીય જીવનની તે સમયે સ્થિતિ હતી. બીજી બાજુથી —બ્રીટીશ સરકાર સામે બળવો ઉઠાવી અથવા અમલદારોનાં ખુન કરીને સરકારને ત્રાસ પહોંચાડનાર વિપ્લવવાદીઓનો સમૂહ બંગાળામાં અને બીજા પ્રાંતોમાં પણ ઉભો થતો હતો. એ પૂર્વયુગમાં રાષ્ટ્રીય તત્ત્વોમાંથી વિપ્લવવાદીઓનું તત્ત્વ કે નજીવું ગણીને કાઢી તો નજ નંખાય.

ગાંધીયુગના પ્રારંભમાં તેને ત્રણ પ્રકારનાં બળો સાથે કામ લેવાનું હતું. ૧. તિલકમતના રાષ્ટ્રવાદીઓ; ૨. નરમ અથવા તો બંધારણસર ચળવળ કરવાની તરફેણવાળો—મવાલ પક્ષ; અને ૩. વિપ્લવવાદીઓનો પક્ષ.

આ ત્રણે પક્ષોનો તેજોપહાર કરવામાં ગાંધીજીના વ્યક્તિત્વે, તેમની સચોટ દેખાતી તર્કશ્રેણિએ અને જવલંત આત્મત્યાગ સાથે સિદ્ધાંત પ્રમાણેજ આચરણ કરવાના તેમના આગ્રહે જેવો તેવો ભાગ ભજવ્યો નથી. ૧૯૧૯ ના ઓગસ્ટની ૧ લી તારીખે લો. તિલક સ્વર્ગવાસી થયા અને મહાત્મા ગાંધીજીનો વાદ વિજયી થવાની સર્વે પરિસ્થિતિ જાણે આપોઆપ ઉભી થઇ! ત્યારથી તે ૧૯૨૧ સુધી એક સરખો ચઢતો સીતારો ગાંધીવાદે સમસ્ત હીંદમાં અભૂત પૂર્વ રીતે ભોગવ્યો. ઘણાંને લાગેલું કે ૧૯૨૦ ની કોંગ્રેસમાં હીંદુસ્તાન સ્વતંત્રતાથી એક ખેતરવા દૂર હતું. અને બારડોલીના સત્યાગ્રહની શરુઆતમાં તો સ્વરાજ હાથવેંતમાં દેખાએલું! એ આખીએ પ્રજાજીવનની ભવ્ય આશાજનકતા અને આત્મવિશ્વાસ ગાંધીવાદના પ્રયોગની પરાકાષ્ટા હતાં.

એ ત્રણે પક્ષોને ગાંધીવાદે તદ્દન જુદી જુદી રીતે મહાત કર્યા હતા. સૌથી મજબુત તિલકના નેતૃત્વવાળો રાષ્ટ્રમતવાદ હતો. તિલકના ગયાથી તેના ઉચ્ચતમ વ્યક્તિત્વનો લાભ તે પક્ષે ખોયો; તેમના વ્યવહારુ સિદ્ધાંતોની સામે મહાત્મા ગાંધીજીએ સનાતન સત્યોની સનાતનતા બળપૂર્વક રજુ કરી. શઠં પ્રતિ શાઠ્યમ્ પોકારનાર તિલકપક્ષને સાબરમતીથી શઠં પ્રતિ અપિ સત્યમ્ નો પ્રતિધ્વનિ મળ્યો. "સાધુઓનું રાજકીય ક્ષેત્રમાં કામ નથી" એ વાકયની સામે "સાધુતા

વિના રાજકીય જીવન, અરે ! રાજકીય સ્વતંત્રતા પણ, નકામાં છે'—એવો ઉત્તર મળ્યો. નવા જન્મેલા એ ગાંધીવાદનો મહારાષ્ટ્રે સ્વીકાર ન કર્યો; પ્રતિસ્પર્ધીને મહાન કરવાનું બળ પોતાનામાં નથી સમજીને મહારાષ્ટ્રે મૌન ધારણ કર્યું. પ્રાચીન મરાઠાઓ પેઠે પોતાનો લાગ આવવાની તે વાટ જોવા લાગ્યો. ગાંધીવાદનો ડંકો વાગ્યો. કેળવાએલા માણસોને લાગ્યું : "કેટલી સહૃદયતા! નીતિને રાષ્ટ્રીય ચળવળમાં વિરોધ શા માટે હોવો જોઈએ ? શા માટે કાવાદાવા કરવા ? ઉઘાડે છોગે પ્રમાણિકપણે આપણી માગણી શા માટે ન કરવી ?" રાષ્ટ્રવાદીઓમાંથી ઘણા ગાંધીવાદમાં આવ્યા.




હીંદુ સંસ્કૃતિના તારકઃ સ્વામી દયાનંદ સરસ્વતી.

મવાળ—નરમ—પક્ષ સામે ગાંધીજીએ જુદી રીતે કામ લીધું. તેમનો પક્ષ એટલે સૌથી વધારે લાગવગવાળો—સારા, મીઠા માણસોનો—પક્ષ. તેમને સરકારનાં બુરાં કૃત્યો પ્રત્યે પ્રતિકાર્ય—(સવિનય—પ્રમાણિક—અને અંતરના અવાજ પ્રમાણે, પ્રતિકાર્ય)—કરવાની અગત્ય બતાવવામાં આવી. બંધારણ પ્રમાણે ચળવળ કરવાનો માર્ગ બંધ પડતાં સવિનય—સત્યાગ્રહ—કાયદાનો ભંગ—કર નહીં આપવાનું વગેરે સવિનય—દુઃખિત હૃદયે—શા માટે કરવાં આવશ્યક છે તે સમજાવવામાં આવ્યું. મોટે ભાગે તો એ પક્ષની વ્યક્તિઓને પોતાના વ્યક્તિત્વના પ્રભાવથી; મીઠી જીભ અને તેમના વિચારો બદલવા માટે દબાણ નહીં કરવાનો આગ્રહ કરીને, —સાદાઈ—નમ્રતા અને વિચાર અને આચારની એકતાથી તેમના ઉપર અસર કરી તેમને જીતી લીધા.

ત્રીજો પક્ષ વિપ્લવવાદીઓનો હતો. તેમને બીજા એની પેઠે "દેશભક્તો" તરીકે ગાંધીજીએ ખુબ વખાણ્યા. તેમના ત્યાગની ઉત્કટતા; અને દેશદાઝને સૌથી પ્રથમ મુક્યાં. પોતે તેમના પક્ષમાં ભળવાની તૈયારી બતાવી. પોતાને

સમજાવી તેમના પક્ષમાં લેવાને તેમને આમંત્ર્યા. તેમના કાર્યક્રમની અશકયતા બતાવવા પ્રયત્ન કર્યો. અહિંસાના ભંગથી થતી હાનિ બતાવવા પ્રયત્ન કર્યો. તેઓ અજાણ્યે દેશને કેટલું નુકશાન કરી રહ્યા છે તે સમજાવવા પ્રયત્ન કર્યો. એ પ્રમાણે વિપ્લવવાદીઓને નૈતિક ટેકો આપનાર. કેળવાએલા રાષ્ટ્રવાદીઓને પોતાના તર્કથી સમજાવી કેવળ વિપ્લવવાદીઓને છુટા પાડી નાખ્યા. અને છેવટે તેઓમાંના કેટલાકને બદલ્યા. બાકીના મહાષ્ટ્રના તિલક–રાષ્ટ્રવાદીઓની પેઠે માન ધારણ કરી ગયા. તેમણે જાણ્યું કે હમણાં આપણો સમય નથી. ગાંધીજીએ ત્રણે પક્ષોને પોતાના પક્ષમાં કેવી રીતે-નીદાન-તાત્કાલિક-લીધા તે મહાસભાના ધ્યેયના સૂત્રમાં આપણને સ્પષ્ટ જણાય છે. " શાંતિપૂર્વક અને કાયદેસર સર્વ પગલાં ભરીને સ્વરાજ લેવું અને સરકાર પ્રજાની માગણીનો અસ્વીકાર કરે તો અસહકાર કરી છેવટે મહેસુલ ન ભરવાની પ્રજાને સલાહ આપવી. "

ઉપરના દરેક પક્ષની પ્રત્યેક આગળ પડતી વ્યકિતને મહાત કરવામાં-ગાંધીજીના પોતાના કેટલાક લાક્ષણિક ગુણો ઘણાજ ઉપયોગી થઇ પડ્યા. અમુક અમુક તો " મારા પૂજ્ય છે " " તેમેને વાંશે આવું બોલાયજ નહીં;" "તેમની દેશભકિત અચળ છે;" "મારા ઉપર તો તેમને નાનાભાઇ જેટલું વહાલ છે,"-વગેરે સામાના ગુણગ્રાહીપણાથી અને તેના સ્વભાવના સારા તત્ત્વોના ઉપર ભાર દઇને તેમને ગાંધીવાદના સક્રિય સહાયક કે સહાનુભૂતિવાળા કે નહીં તો છેવટે, તટસ્થ દ્રષ્ટા, કરી મુકવામાં ગાંધીજીએ મહાન ફત્તેહ મેળવી.

પૂર્વયુગના ગુજરાતનું આપણે સિંહાવલોકન કરીશું તો અસ્થાને નહીં ગણાય. દયાનંદનું નેતૃત્વ ધર્મના ક્ષેત્રમાં અને સમાજના ક્ષેત્રમાં હતું. રાજકીય ક્ષેત્રમાં તેની અસર આડકતરીજ પડતી. પરંતુ રાજકીય ક્ષેત્રમાં ગુજરાત 'ધણી વિનાના ઢોર'ના જેવી અવસ્થામાં હતું એમ ગામડીઆ ભાષામાં કહીએ તો ખોટું નથી. ખરું જોતાં–મહારાષ્ટ્રની પેઠે ઐતિહાસિક વ્યકિતત્વની ગુજરાતમાં ખોટ હોવાને લીધે પ્રજાની અસ્મિતા જાગ્રત થતાં ગુજરાતને પોતાનું ઐતિહાસિક સાતત્ય શોધવું મુશ્કેલ પડ્યું. કુલિનતા અને બુનિયાદ વિના સમાજમાં વ્યકિત પોતાનું સ્થાન જાણી શકતી નથી. તેમ પ્રજામાંથી પણ ઐતિહાસિક સાતત્યનો લોપ થતાં તે પોતાનું સ્થાન જાણી શકતી નથી. ગુજરાતે જાગીને જોયું તો તેને જણાયું કે તેણે ગુજરાતની સંસ્કારિતાની પુનર્ઘટના આરંભથીજ કરવાની છે! પૂર્વકાળની સંસ્કૃતિના ભવ્ય ખંડેરોના પાયાઓ એ પુનર્ઘટનામાં કોઇક કોઇક સ્થળે જરુર કામ લાગવાના. પરંતુ સમસ્ત રચના–વર્તમાન ગુજરાતે કરવાની બાકી છે. આ કહવું સત્ય પૂર્વયુગના રાજકીય ગુજરાતને સચોટ લાગુ પડે છે. ગુજરાત એટલે વ્યકિતત્વહીન પ્રાંત, ગુજરાત એટલે રાજકીય પરાધીનતાનો પ્રાંત. "ગુજરાતી" એટલે "શામળભાઇ." અને દેશભકતો ? દેશભકતોની ભૂમિ તો મહારાષ્ટ્રજ. જીવન તો ત્યાંજ સમર્પાવાનાં! દેશનેતાઓ ત્યાંથીજ જન્મવાના. વકતાઓ? જોકે બંગાળામાંજ પાકવાના. રાષ્ટ્રીય સંસ્થાઓ તો મહારાષ્ટ્રમાંજ ઉભી થાય! અને તેના પૈસા? ગુજરાતમાંથી આવે–આવવા જોઇએ. ભારખાનાના ડબ્બા પેઠે ગુજરાતીઓનો મહાસભાનો રાષ્ટ્રીય પક્ષ ઘડીકમાં બંગાળ, તો ઘણી ખરીવાર મહારાષ્ટ્ર સાથે જોડાવાને સરજાએલો

મતાગ્રહ હતો અને નરમ પક્ષનું તો ગુજરાત મથક ગણાતું.

એ માન્યતાને પહેલો ફટકો સુરતની મહાસભા વખતે સુરતીઓએ આપ્યો. પરંતુ તે તો મતાગ્રહ પક્ષને ફટકો હતો. ગુજરાતના રાજકીય વ્યક્તિત્વની એ પીછાણ ન હતી. એ વિશિષ્ટ રાજકીય વ્યક્તિત્વની શરૂઆત બીજરૂપે, ઇન્દુલાલ યાજ્ઞિક સરવન્ટ ઓફ ઈન્ડીઆ સોસાયટીમાં જોડાયા પછી સક્રિયપણે શરૂ થઈ એમ ગણીએ તો ખોટું નથી. એની અસરમાં ગાંધીજીએ આફ્રિકાથી આવીને અમદાવાદને પોતાના મથક તરીકે સ્વીકાર્યું। ગુજરાત જેના સમયથી ઝંખતું હતું તે રાજકીય વ્યક્તિત્વના ઉદયનો સમય આવ્યો. ફિરકાઓના નેતાઓ ધીમે ધીમે એ વ્યક્તિના પ્રભાવમાં આવતા ગયા. અલબત્ત તેના "વાદ" નો સ્વીકાર કરવા કરતાં તેના રાજકીય નેતૃત્વનો સ્વીકાર સહેલો હતો. મુંબાઈના ગુજરાતી રાજકીય કાર્યકર્તાઓને – પણ અમદાવાદના "મહાત્મા"ને પરાણે સ્વીકારવા પડ્યા. ગોધરામાં પહેલી ગુજરાત રાજકીય પરિષદ અસ્તિત્વમાં આવી. ગાંધીજી તેના પ્રમુખ થયા. ગુજરાતનું રાજકીય વ્યક્તિત્વ અસ્તિત્વમાં આવ્યું અને એ નમ્ર શરૂઆતથી ચાર પાંચ વર્ષમાં ગુજરાત સમસ્ત હિંદના રાજકીય નેતૃત્વને પ્રાપ્ત થયું તે મહાત્મા ગાંધીજીને પ્રતાપે !



મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી.

આજે એ રાજકીય નેતૃત્વની અસરની ઝાંખી ગાંધીવાદના અસ્તયુગમાં પણ સાબરમતી, બારડોલી, વર્ધા, સેગામ, કલકત્તા-ખાદી પ્રતિ-

સરકાર સામે "કંઈ" પણ કરવા આગ્રહ ઉપયોગમાં લેવાવો જોઈતો હતો. તેને બદલે સરતોની પરંપરા એવી બાંધવામાં આવી કે પ્રજાજનોનો જુસ્સો શમી ગયો. પ્રજાજીવન આગળ ધપે છે તે હંમેશાં વિચારશીલ ચિંતનને પરિણામે નહીં, પરંતુ કોઈકવાર જ્વાલામુખીના ફાટવાને લીધે થતા વિપ્લવ અને ધરતીકંપની પેઠે. જુની વસ્તુઓ જમીનદોસ્ત થઈ જાય છે, નવાં તત્વોનાં બીજ એ ભૂકંપમાંજ રોપાઈ જાય છે. સદીઓ પછી તેનું રૂપ જોઈ શકાય છે. પરંતુ ભૂકંપને સ્થાયી અવસ્થામાં ફેરવી તે દ્વારા પ્રજાજીવન ઘડવાનો પ્રયત્ન કરવો એ મોટી ભુલ છે. લોઢું ગરમ થઈ લાલ ચોળ થઈ ગયું તેજ સમયે હથોડાના ઘાથી તેને આકાર આપી શકાય છે. તે ગરમી શમી ગયા પછી હથોડાના ઘાની અસર થતી નથી. પ્રજા જીવનમાં પણ જ્યારે એવી આંતરદશા પ્રાપ્ત થઈ હોય ત્યારે નેતાએ સ્થાયી લાભના-રૂપમાં તેનો ઉપયોગ કરી લેવો જોઈએ. પ્રજાજીવનમાં ભરતી આવવાનાં કારણો પુરેપુરાં આપણને જ્ઞાત નથી. અને એવી ભરતી આવે તેનો પુરેપુરો ઉપયોગ કરી લાભ લેવાને બદલે તેને બાંધી રાખવા પ્રયત્ન કરીએ તો ઓટ થતાંજ આપણે શું ગુમાવ્યું છે તેનો આપણને ખ્યાલ આવે. ૧૯૧૯ પછી પ્રજાજીવનમાં જે જુઆળ આવ્યો એવો પ્રચંડ જુઆળ ૧૯૧૪ માં "હોમરુલ"ની ચળવળ વખતે કૈંક અંશે દેખાએલો. અને ફક્ત ૧૯૦૭ માંજ તેની સ્પર્ધા કરે એવો ધસારો થએલો. પરંતુ ૧૯૧૯માં આવેલા જુઆળનો વ્યવહારુ લાભ પુરતા પ્રમાણમાં ન લેવાવાથી ઓટના સમયમાં પ્રજાજીવનમાં નિરાશા, નિરૂત્સાહ અને સંશયાત્મકતા દાખલ થયાં.

હવે, આપણે જેને "ગાંધીવાદ" કહીએ છીએ તે શું છે? એ તપાસવાનું છે. આગળ જણાવવામાં આવ્યું છે કે "જીવન" અને "વાદ" એબે તદ્દન જુદી વસ્તુઓ છે. પરંતુ "વાદ" હંમેશાં "જીવન"નું સ્થાન લેવાનો પ્રયત્ન કરે છે. એટલે "વાદ"ની સમીક્ષા આવશ્યક બને છે.

**ગાંધી વાદનાં તત્વો.**

ગાંધીવાદ આધુનિક વિશ્વ પરિસ્થિતિનું પરિણામ અથવા તો તેનાં પ્રત્યે પ્રતિકાર્ય, સુચવે છે. નીદાન તેનાં બહિરંગનાં ઘણાં સ્વરૂપો પશ્ચાત્ય સંસ્કૃતિમાંથી સીધેસીધાં ઉતરી આવેલાં જણાય છે. મુડીવાદનાં અનિષ્ટ પરિણામો પ્રત્યે કાર્લ માકર્સે સમાજ સત્તાવાદની જે તાત્વિક વિચાર સરણી રજુ કરી તેનાથી પાશ્ચાત્ય સંસ્કૃતિમાં એક નવોજ યુગ સ્થાપન થયો એમ કહેવું જોઈએ. સૈકાઓથી સ્થાયી મનાતો આવેલો, મુડીવાદના ઉપર રચાએલો, સમાજનો પાયો ડોલી ઉઠયો! વ્યક્તિએ સમાજને વર્ષોથી દમી હતી; માકર્સ પછી સમાજે વ્યક્તિને પોતાના નિયમનમાં લાવવાનો હક્ક જાહેર કરી તેનો અમલ કરવાની શરુઆત કરી. ટોલસ્ટોયની નવી વિચાર સૃષ્ટિ એ નવીન સમાજ સત્તાવાદના ઉપર રચાએલી હતી. ગાંધીવાદમાં પણ આપણને એ તત્ત્વ સ્પષ્ટ જણાઈ આવે છે. પાશ્ચાત્ય સંસ્કૃતિના સર્વગ્રાહી મુડીવાદની સામે એ પ્રતિકાર્ય છે. સાથે સાથે ભૌતિકશાસ્ત્રોની શોધ-ખોળોનાં અનિષ્ટ પરિણામો સામે પણ તે એક પ્રતિકાર્ય છે. કેટલે સુધી એ પ્રતિકાર્ય સફળ થશે એ તો હજી જોવાનું છે; પરંતુ એ તત્ત્વ ગાંધીવાદમાં "છે" એટલું તો "હીંદ સ્વરાજ" અને "આરોગ્ય વિદ્યાનાં મુળ તત્ત્વો" વાંચનારને સ્પષ્ટ થયા વિના નહીં રહે. ગાંધીવાદમાં એક વધારાનું તત્ત્વ ભૂતકાલને જાગ્રત કરવાનો પ્રયત્ન પણ છે. બુદ્ધ અને જૈન ધર્મમાંથી "અહિંસા" ના સિદ્ધાંતને ખ્રીસ્તીધર્મમાં

અપાયું છે તેટલુંજ પ્રાધાન્ય ( બલ્કે તેનાથી પણ વિશેષ ) ગાંધીવાદમાં અપાયું છે. નીતિના સિદ્ધાંતોનું અખંડિત પાલન કરવાનો દઢ આગ્રહ એ ગાંધીવાદનું એક લક્ષણ છે. રાજયોગના પ્રાથમિક, આવશ્યક, અંગ શમ અને દમને તો આપણે ગાંધીવાદના પ્રાણ તરીકે ગણીએ તો પણ ખોટું નથી. શમ અને દમનાં તત્વોમાંથી અહિંસા અને સત્યને ગાંધીવાદમાં અગ્રસ્થાન મળેલું છે. અને એ બે મૌલિક સિદ્ધાંતોમાંથી "અહંકાર" "હીંદુ-મુસલમાન ઐક્ય" "અસ્પૃશ્યતા નિવારણ" "ખાદી અને રેંટીઆનું પુનઃપ્રતિષ્ઠાન," "દારુ-નિષેધ," વગેરે તો કેવળ સ્વાભાવિક ગૌણ અનુમાનોની અને તર્કસરણીની પરંપરાજ ગણાવી જોઇએ.

ગાંધીવાદની વ્યવહારુતા વીશે આપણે અહીં કેટલુંક વિવેચન કરીશું તો અસ્થાને નહીં ગણાય. અહિંસાનો સિદ્ધાંત લ્યો. ખરું છે કે માનવ જાતિએ અત્યાર સુધી "હિંસાનો" "યુદ્ધનો" વગેરેનો આશ્રય લઇને રાષ્ટ્રીય તથા આંતરરાષ્ટ્રીય પ્રશ્નનો ઉકેલ લાવવાના જે પ્રયત્નો કર્યા તેમાં તેને ફત્તેહ મળી નથી: પરંતુ અહિંસાનો વ્યવહારુ અમલ આધુનિક પરિસ્થિતિમાં અબાધિતપણે કેટલે અંશે શક્ય છે એ પણ વિચારવાનું છે. એવા પ્રશ્નોના ઉત્તરો તો ભાવિજ આપી શકે, તો પણ "અહિંસાના સિદ્ધાંતનું અબાધિત ( અપવાદ વિનાનું ) પાલન વ્યક્તિના જીવનમાં પણ શક્ય નથી ". એટલું તો અહિંસાના આધુનિક પેગંબર પોતે પણ સ્વીકારી ચુકયા છે. રાષ્ટ્રીય જીવનમાં તો તેનો અમલ હજી પણ ઘણોજ દૂર હોય એમ માનવાને કારણો મળે છે. દાખલા તરીકે, ધારો કે, સ્વતંત્ર થએલા હીંદના ઉપર અફઘાન લશ્કર ચઢાઇ કરે-તે સમયે અહિંસાના સિદ્ધાંતનું પાલન કેટલે અંશે શક્ય તથા ઇષ્ટ છે? અલબત્ત, "અત્યારે હું એ સિદ્ધાંતનું સંપૂર્ણ પાલન શક્ય નથી ધારતો પરંતુ આખીએ દુનીઆમાં એવો સમય આવશે."--વગેરે દલીલો અપાય છે. પરંતુ એ સિદ્ધાંત વ્યક્તિ અને રાષ્ટ્રના જીવનમાં આજે કેટલે અંશે વર્તનમાં મુકી શકાય તેમ છે એ જોતાં બહુ આશાજનક પરિસ્થિતિ દેખાતી નથી.

( આ નિબંધનો વિશેષ ભાગ આવતા અંકે.)





# મારી નોંધપોથી

લેખક:
રા. ગુપ્તા

તા. ૭-૩-૨૮

એક વાત ઘણા વખતથી મારા મનમાં ઘોળાઇ રહી છે. આપણું વિવેચનનું સાહિત્ય નિષ્પ્રાણ, નિર્માલ્ય ને નિસ્તેજ છે એવો આરોપ ઘણા તરફથી કરવામાં આવે છે. સ્વ. નવલરામ ને સ્વ. રમણભાઇ અને કૈંક અંશે વિદ્યમાન વિજયરાય જેવા અપવાદો બાદ કરતાં ઉપલું કથન મોટે ભાગે સાચું છે એમાં સંશય નથી.

આ સ્થિતિ સુધારવાને કૈં ઉપાયો અજમાવવામાં આવ્યા છે. અને એ ઉપાયો છેક વિફલ નીવડ્યા નથી. વિવેચનના અંધકારગ્રસ્ત સાહિત્યમાં પ્રકાશના કોઇક કોઇક કિરણો પડ્યા છે અને તેને લીધે ત્યાં વ્યાપી રહેલું અંધારું વિશેષ દૃષ્ટિગોચર બન્યું છે. કોણે કોનામાંથી કેટલું 'તફડાવ્યું' છે, અમુક લખાણમાં નીતિની ભાવનાનું ખુન કેટલે અંશે થયું છે, એવી જુદી જુદી દૃષ્ટિથી લખાએલા લેખો પ્રતિમાસે કે અઠવાડીએ સામયિકોમાં આવે છે.

પરંતુ આ અને આવા ઉપાયો પુરતા નથી. ઘણાં કાર્યાલયો ને મંડળોના મંત્રીઓ તથા સભાસદો વારંવાર કહી રહ્યા છે તેજ વાક્ય મારે પણ કહેવાનું છે; 'આપણે કૈં પણ કરવું જોઇએ.' કાર્યાલયો ને મંડળોના મંત્રીઓ તથા સભાસદો ઉપલું વાક્ય બોલવા શીવાય બીજું કૈં પણ કરતા નથી; શું કરવું જોઇએ તે સુચવતા નથી. પરંતુ હું શું કરવું જોઇએ તે પણ સુચવવાની ધૃષ્ટતા કરું છું.

યુનીવર્સીટીના અભ્યાસક્રમમાં ગુજરાતીનો અભ્યાસ દાખલ કરવાને જેમ આપણે કટિબદ્ધ થયા છીએ, તેમ પ્રાથમિક શાળાઓ 'હાઇસ્કૂલો' ને 'કોલેજો'માં ગુજરાતી સાહિત્યનાં વિવેચનો શીખવાય, નમુના રૂપે કેટલાંક વિવેચનો પ્રગટ કરી તે પાઠ્યપુસ્તકો તરીકે સ્વીકારાય, અને તે પરથી તેવી રીતનાં અન્ય વિવેચનો શિષ્યો પાસે તૈયાર કરાવાય એટલા માટે આપણે અવિશ્રાંત પ્રયત્નો કરવા જોઇએ.

દાખલા તરીકે 'કોપી' લખતા છાત્રો માટે વિવેચકો સામાન્ય રીતે જે વાક્યો વાપરે છે તે તેમની 'કોપી બુક'માં રખાવવાં. 'આમાં મૌલિકતા નથી. નવલકથા કેવી હોવી જોઇએ તેનું એ લેખકને ભાન નથી. આવી વાર્તા વર્ષો પૂર્વે અમે એક અંગ્રેજી માસિકમાં વાંચી હતી. આપણી નૈતિક ભાવનાઓ, આપણા આચાર-

વિચારો, આપણું પ્રાચીન ગૌરવ: એ કશાનો લેખકને ખ્યાલ હોય એમ લાગતું નથી. પર પ્રકાશે ચમકતા આ કવિકલાધરની રસચન્દ્રિકા કવચિત્ કવચિત્ મ્લાન ને નિસ્તેજ થઇ જાય છે’ ઇત્યાદિ આ અને આવાં વાકયો લખતાં લખતાં બાળકોના મનમાં એના સંસ્કાર દૃઢ રીતે પડશે અને મોટી ઉંમરે એવાં વાકયોનો, અત્યારે થાય છે તેથી પણ સરસ ઉપયોગ તેઓ કરી શકશે.

આ ઉપરાંત ‘હાઇસ્કુલો,’ તથા ‘કોલેજો’માં ભણતા વિદ્યાર્થીઓને, જુદા જુદા ગ્રંથોનું ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુથી અવલોકન નમુના તરીકે ી બતાવી એ સર્વ દૃષ્ટિબિંદુથી તે તે ગ્રંથોનું વેચન લખવાનું કહેવું. આથી અત્યારે જેમ કટલાક એક પુસ્તકનું અવલોકન ભાષાશાસ્ત્રની દૃષ્ટિએજ કરે છે, કેટલાક તેમાં સમાએલા નૈતિક કે રાજકીય સિદ્ધાંતો પરજ પોતાના વિવેચનનો આધાર રાખે છે, કેટલાક એનો લેખક કોણ છે, અને તેને ને પોતાને કેવો સંબંધ છે તેટલુંજ જુએ છે, અને કેટલાક એના પર પુરોગામી લેખકની કેટલી અસર થઇ છે તેજ દર્શાવવાનું યોગ્ય ધારે છે, તેવું થશે નહીં. પણ એ સર્વ દૃષ્ટિબિંદુઓ વડે એક પુસ્તકનું સમગ્ર અવલોકન કરતાં વિદ્યાર્થીઓને આવડશે.

નીચે મેં જુદા જુદા દૃષ્ટિબિંદુથી કેટલાંક પુસ્તકોનું અવલોકન લખ્યું છે. એ રીતે લખાએલાં અવલોકનો વિદ્યાર્થીઓને દર્શાવી તે સર્વ દૃષ્ટિબિંદુઓ વડે પ્રત્યેક પુસ્તકનું અવલોકન તેમની પાસે લખાવવું.

**નવું અંકગણિતઃ** કર્તા રા. બ. ખ. મોદી મૂલ્ય રૂ. ૧–૮–૦

કર્તા તરફથી ઉપલું પુસ્તક અમને અવલોકનાર્થે મળ્યું છે. વિવિધ દૃષ્ટિબિંદુઓ વડે અને ખરેખરા અંતરથી, જેને તે શીખવાનું છે એવા વિદ્યાર્થીઓ એના પર ટીકા કર્યા વગર રહેવાના નથી એવી અમારી ખાત્રી છે. એટલે અમે માત્ર એકજ વસ્તુ તરફ એ વિદ્વાન ગણિતશાસ્ત્રીનું ધ્યાન ખેંચવા માગીએ છીએ.

જગતમાં બે પ્રકારની ભાવના પ્રવર્તી રહી છે–આસુરી ને દૈવી. એમાં દૈવી ભાવનાવાળા નીતિપરાયણ મનુષ્યોનો પહેલાં નહીં, મધ્યે નહીં તો છેક છેવટે પણ, જય થાય છે. અને આસુરી સંપત્તિનું બળ, ભલે પ્રથમ દુર્જય ભાસે, પરંતુ અંતે તો દૈવી સંપત્તિના સામર્થ્ય આગળ તે હતાશ થઇ જાય છે અને તેની ક્ષમા માગી, પશ્ચાત્તાપ કરી કરીને આખરે મૃત્યુ પામે છે. જેણે આપણાં નાટકો જોયાં હશે તેને આ વસ્તુ તરત સમજાશે. આ સત્યનું સમર્થન કરે એવા ગ્રંથો રચવા એ પ્રત્યેક સાહિત્યકનું કર્તવ્ય છે. આ સત્ય જેમાંથી નીકળતું ન હોય એવા સર્વ ગ્રંથો વ્યર્થ છે. અને એનાથી વિપરીત રીતે અનીતિ, દુષ્ટતા કે નીચતાનો વિજય થનો જેમાં દર્શાવ્યો હોય, અથવા જેના વચનથી પાપ કે પાપી તરફ સહાનુભૂતિ ઉત્પન્ન થાય તેવા ગ્રંથો સાહિત્યના કલંકરૂપ છે.

અમને કહેતાં અત્યંત દીલગીરી થાય છે કે પ્રસ્તુત અંકગણિતનો ગ્રંથ વાંચતાં વાચકના મનમાં પોતાની નૈતિક ઉન્નતિ સાધવાની મહેચ્છા ઉત્પન્ન થતી નથી; એટલુંજ નહીં, પરંતુ એમાં અનીતિ ને લુચ્ચાઇનો ચોખ્ખો વિજય વર્ણવ્યો છે. એમાં અ નામનો એક દુષ્ટ પુરુષ છે તે વ નામના ગરીબ સ્વભાવના મનુષ્યને વારંવાર છેતરે છે, ફસાવે છે, હરાવે છે ને તેની પાસેથી પૈસા લુંટી લે છે; અને છતાં અંતે, પાછળ પરિશિષ્ટમાં લેખકના પોતાના અભિપ્રાય સમા જવાબો જોતાં જણાય

છે કે, એ હંમેશાં વિજયીજ નીવડે છે. દાખલા તરીકે:—

" અ ને વ એ ૮ માઇલ દોડવાની શરત કરી. કલાકના ૪ માઇલની ઝડપે અ ને કલાકના ૫ માઇલની ઝડપે વ એ દોડવા માંડ્યું. અર્ધે રસ્તે અ એ વ ને ધક્કો મારી પાડી નાખ્યો. વ ને ઉભા થતાં પાંચ મીનીટ થઇ ને પગ અચકાઇ જવાથી એની ગતિ અર્ધી થઇ ગઇ, છતાં એણે દોડવું પાછું તરતજ શરુ કર્યું. તો એ શરતમાં પહેલો કોણ ને બીજા કરતાં કેટલી મીનીટ વહેલો આવશે ? "

આ વાંચતાં અમને થયું કે પ્રમાણિકતા-વીહોણા અ ને જરુર ઇશ્વરે શિક્ષા કરી હશે; અર્ધે રસ્તે એકાએક કોલેરાનો રોગ થઇ એ મૃત્યુ પામ્યો હશે અને શરત આખરે વ જીતી ગયો હશે. પરંતુ એ તો હજી આથીએ વધારે નફફટાઇ ને લુચ્ચાઇભરી યુક્તિઓ કરવા જીવતો રહ્યો ! જવાબ જોતાં જણાયું કે શરત અ જ જીત્યો હતો.

નાટકના દુષ્ટ પાત્રની પેઠે પાછળથી પણ એ સુધરતો નથી. પરંતુ એમાં એનો વાંક નથી, વાંક ગ્રંથકર્તાનો છે. એના પર કોઇ પણ પ્રકારનું દુઃખ પડતું નથી એટલે એ કયાં સુધરે ?

છેક છેલ્લા પ્રકરણ– " પરસુરણઃ ૫૦ મા મનોયત્ન " માં પણ લખ્યું છે: ,

અ ને વ એ પાણી વડે ટાંકી ભરવા માંડી. અ કલાકનાં પાંચ ગેલન ને વ કલાકના સાત સાત ગેલન પાણી ભરી શકે છે. અ ની ટાંકીમાં ૭૦ ગેલન ને વ ની ટાંકીમાં ૮૫ ગેલન પાણી માય છે. પણ વ ની ટાંકી કાણી હોવાથી તેમાંથી દર કલાકે ૧¾ ગેલન પાણી ટપકી જાય છે. એમાંથી કોણ પહેલી ટાંકી ભરી રહેશે ને બીજા કરતાં કેટલો વહેલો ભરી રહેશે ?

જવાબ જોતાં માલમ પડે છે કે જીત અ ની જ થાય છે ! વ ની ટાંકીમાં કાણું અ એજ પાડ્યું હોવું જોઇએ. એક વખત હું ' કોલેજ ' માં હતો ત્યારે, બધાનીજ ' સાઇકલો ' ના ' ટાયર્સ ' માં કોઇ ' પંકચર ' પાડી ગએલું. મને લાગે છે કે તે ' પંકચર ' પાડનાર આ અ જ હોવો જોઇએ. અને તે વેળા પણ એનોજ વિજય થયો હતો. અજ્ઞેય વ્યક્તિને ગાળ દેતા, હાથ વડે સાઇકલ ઘસડતા, થાકીને લોથ થએલા વિદ્યાર્થીઓને પગ ઘસડતા ઘેર જતા જોઇને અ ને કેટલો આનંદ થયો હશે !

પાપ અને પાપીનાં પરાક્રમોનો વિજય આલેખતું આ પુસ્તક કુમળી વયના વિદ્યાર્થી-ઓના મગજ પર કેવા સંસ્કાર પાડશે ? લુચ્ચાઇ ને શઠતા તરફ નાનપણથી તેમને પક્ષપાત થાય ને આગળ જતાં અ કરતાં પણ વધારે મોટા શઠ તેઓ થાય તો તેમાં વાંક આ પુસ્તકનોજ ગણાશે. આ ઉપરાંત એમાં વીસ વીસ ટકા વ્યાજ ખાનારાઓની સમૃદ્ધિનાં વર્ણન પણ છે. આવાં આવાં પુસ્તકો શાળાઓ-માં પાઠ્ય પુસ્તક તરીકે શીખવાય, પછી જગત બગડતું જાય છે એવી ફરીઆદ કરવાનો અર્થ શો ? નાનપણથીજ છોકરાંઓને તમે લુચ્ચાઇ કરતાં શીખવો, વીસ વીસ ટકા વ્યાજ ખાવાની મહેચ્છા તેમના મગજમાં રોપો પછી પરિણામ બીજું શું આવે ?

આવાં પુસ્તકોથી સમાજમાં પેસતો સડો અટકાવવાનો એકજ ઉપાય છે. તેની પ્રત્યેક નકલ બાળી નાખવી જોઇએ, ને તેની રાખ થાય તે પણ દરીઆમાં ( નદીમાં નહીં; કારણ કે નદીનું પાણી પીવામાં આવે છે ) નાખી દેવી જોઇએ. કોઇ શંકા કરે કે પછી ગણિત શી રીતે શીખવવું તો તેને એટલુંજ કહેવું બસ છે કે, " વેદ વાંચ " અથવા " ગણિત ન શીખવ્યું

તો શું નુકશાન થઇ ગયું ?" છતાં અભ્યાસક્રમમાં ગણિત રાખવુંજ હોય તો અનીતિને બદલે નીતિ તરફ પક્ષપાત થાય એવા દાખલા એમાં આપવા. દાખલા તરીકે ઉપલા 'અંકગણિત'માંથી ઉતારેલા દાખલાઓજ નીચે પ્રમાણે ફેરફાર કરી આપી શકાય.

અ ને વ એ ૮ માઇલ દોડવાની શરત કરી. કલાકના ૪ માઇલની ઝડપે અ ને કલાકના ૫ માઇલની ઝડપે વ એ દોડવા માંડયું. અર્ધે રસ્તે અ એ બ ને ધક્કો મારી પાડી નાખ્યો. પરંતુ ઇશ્વરકૃપાથી વ ને બહુ વાગ્યું નહીં. પાંચ મીનીટ જમીન પર એ પડી રહ્યો. આથી એને આરામ મળ્યો ને એની ગતિ પહેલાં કરતાં બમણી થઇ ગઇ. ધક્કો મારવાથી અનો હાથ અચકાઇ ગયો ને હાથ તરફ જોવા જતાં એ રસ્તામાં ઝાડ જોડે જોરમાં અથડાયો. (લુચ્ચાઇનો બદલો ઇશ્વર હંમેશા આપે છે એ તરફ વિદ્યાર્થીનું ધ્યાન ખેંચીએ છીએ.) આથી એની ગતિ અર્ધી ઓછી થઇ ગઇ. તો એ શરતમાં કોણ જીતે ને તે બીજા કરતાં કેટલો વહેલો આવશે ?

એક મારવાડીએ એક સદ્‌ગૃહસ્થને ૨૦ ટકાના વ્યાજે રુ. ૫૦૦૦ પાંચ વર્ષ માટે ધીર્યા-(નોંધ: રુપીઆ વ્યાજે લેવા આપવા એ બંને વસ્તુ ખરાબ છે.) પરંતુ મારવાડીની દુષ્ટ ઇચ્છા જોઇ ઇશ્વર કોપાયમાન થયા ને તેથી મારવાડીના ઘરમાં આગ લાગી; જેમાં એ પોતે તથા પૈસા ધીર્યાના દસ્તાવેજો બળી ગયાં. એમ જો ન થયું હોત તો પાંચ વર્ષ રહીને પેલા સદ્‌ગૃહસ્થ પાસે મારવાડીનું કેટલું લહેણું નીકળતે ?

અ ને વ એ પાણી વડે ટાંકી ભરવા માંડી. અ કલાકના પાંચ ગેલન ને વ કલાકના સાત ગેલન પાણી ભરી શકે છે. અ ની ટાંકીમાં ૭૦ ગેલન ને વ ની ટાંકીમાં ૮૫ ગેલન પાણી માય છે. અ એ વ ની ટાંકીમાં કાણું પાડયું. આથી વ;ની ટાંકીમાંથી કલાકના $\frac{૭}{૫}$ ગેલન પાણી વહી જવા માંડયું. અ ની આ અન્યાય્ય વર્તણુંક જોઇને ઇશ્વરે એને શિક્ષા કરવા ક ને મોકલ્યો. ક એ આવીને અ ને એની ટાંકીમાં નાખી દીધો. ને સાંજ ગુંગળાઇને એ મૃત્યુ પામ્યો. અ એ જો વ ની ટાંકીમાં કાણું ન પાડયું હોત અને ક એને શિક્ષા કરત નહીં તો અ ને વ એ એ બેમાંથી કોણ પહેલો ટાંકી ભરી રહેતે અને બીજા કરતાં કેટલો વહેલો ભરી રહેતે ?

અમે ઇચ્છીએ છીએ કે રા. બ. ખ. મોદી પોતાના 'અંકગણિત' ની એકેએક નકલ બાળી નાખે ! અને એમને 'અંકગણિત' પ્રગટ કરવુંજ હોય તો ભલે એઓ ઉપર અમે દર્શાવ્યા છે તે રીતના દાખલાઓવાળુ 'અંકગણિત' પ્રસિદ્ધ કરે.

**સ્રીસ્વાતંત્ર્યવાદ** : કર્તાઃ પ્રો. વાડીઆ; અનુવાદકઃ સૌ. સરોજિની મહેતા.

આ પુસ્તકમાં વિદ્વાન પ્રો. વાડીઆએ ઇંગ્લંડમાં ચાલી રહેલી આધુનિક સ્રીસ્વાતંત્ર્યની ચળવળનો ઇતિહાસ એમના પોતાના અભિપ્રાય સાથે, આપ્યો છે. પરતું ત્યાં મુડીદાર અને મીલમજુરો વચ્ચે ઝગડો ચાલી રહ્યો છે તેનું શું?

**વસન્ત રજતમહોત્સવ સ્મારક ગ્રંથ:**

આ પુસ્તક આપણા નિર્બલ ને નાનકડા મનુષ્યોના દેશમાં પહેલવાન ગામા શોભે છે તેમ, નાનકડા, નાજુક ને ઝટ પુંઠામાંથી છુટા થઇ જાય એવાં પુસ્તકોથી ભરેલી સાહિત્યસૃષ્ટિમાં એના કદ વડે દીપી રહ્યું છે.

એમાં ગુજરાતના જુદા જુદા પ્રતિષ્ઠિત લેખકોના લેખો છે. પણ લગભગ દરેક લેખમાં, દરેક પાને—અરે! લીટીએ લીટીએ અપહરણ તરવરી રહ્યું છે. આરંભમાંજ રા. આનંદશંકરનો 'ફોટો' આપ્યો છે તે અમે અન્ય સ્થળે જોયા

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૩]



# પાઘડી વિ. ટોપી

લેખક:
અ. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

[ નોંધ : (૧) આ લેખને પરિણામે પાઘડી બાંધનારા કે વેચનારાઓને નુકશાન થાય તો તેને માટે લેખકને શિરે જવાબદારી નથી.
(૨) વળી, કચેરીઓમાં, શાળાઓમાં, સભાઓમાં લોકો ટોપી પહેરીને જતા થાય તો તેને માટે પણ લેખકને શિરે જવાબદારી નથી. ]

હાલના જમાનાની ખાસીઅત છે કે પાઘડી કરતાં ટોપીને વધારે પસંદ કરવી. સભાઓમાં ટોપીનું સામ્રાજ્ય, શાળા મહાશાળાઓમાં ટોપીનું સામ્રાજ્ય, નાટક શાળાઓમાં ટોપીનું સામ્રાજ્ય; આમ સર્વત્ર ટોપીનો વિજય વાવટો ફરકી રહ્યો છે. મને તો શંકા થાય છે કે સો વર્ષ પછી જમાનો એવો આવશે કે હાલ જેમ જુના જમાનાનાં ઘરેણાંઓમાંનાં કેટલાકનાં નામ સમજી શકાતાં નથી કે જુના જમાનાનાં આયુધોમાંનાં કેટલાંકનાં નામ માત્ર શબ્દોચ્ચાર રૂપે રહ્યાં છે ને અર્થનો કંઈ પણ અવશેષ ટકી શક્યો નથી, તેમ પાઘડીને વીશે પણ થશે.

ગરીબ બીચારી પાઘડી ! શોખીન પહેરવેશમાંથી તારો દિનપ્રતિદિન વધુ ને વધુ બહિષ્કાર થતો જાય છે તેથી મને તારી દયા આવે છે. કારણ હું એટલું તો માનું છું કે તારું અસ્તિત્વ નિરર્થક તો નથીજ.

અગાઉ એમ મનાતું કે પાઘડીનું દર્શન એટલે પ્રતિષ્ઠિતતાનું દર્શન, પાઘડીવાળો એટલે મોભાવાળો, પાઘડીવાળો એટલે ઠરેલ, પાઘડીવાળો એટલે માનમરતબાવાળો ને વિશ્વાસને પાત્ર. એટલુંજ નહીં પણ 'મુછાળો' ને 'પાઘડીવાળો' એ બે લગભગ પર્યાય શબ્દો ગણાતા. પરંતુ હવે જ્યાં મુછોજ જવા બેઠી છે, ત્યાં પાઘડી ટકે ? મુછ તો શરીરનો ભાગ 'હું પોતે'-માંનું કંઈક; તે જો ખુશીથી રદ બાતલ કરવામાં આવે તો માત્ર બાહ્ય ઉપાધિના તે શા હીસાબ ! પાઘડી તો ગમે તેટલી પણ માત્ર બાહ્ય ઉપાધિ છે.

ખરેખર એ ઉપાધિજ છે ! કેટલાકને તો એ એક માત્ર લપ લાગે છે. એટલું તો ખરુંજ કેની કે પાઘડી એટલે ટોપીના કરતાં કંઈક વધારે વજનદાર વસ્તુ. શા માટે માથાને વધુ બોજો આપવો ! જુના જમાનામાં પુખ્તતા ને પ્રતિષ્ઠિતતાની સૂચક તરીકે પાઘડીનો ભાર લોકો બીચારા



એટલું તો ખરૂજ કે પાઘડી એટલે ટોપીના કરતાં કૈંક વધારે વજનદાર વસ્તુ.

કરવું ને મુછને પણ રજા આપવી; પછી બીજું કે નહીં તો દશ પંદર વર્ષ તો તેઓ નાના ગણાશે જ.

આ પ્રમાણે, પાઘડીની વિરુદ્ધ ટોપીના નીચે મુજબ સ્પષ્ટ લાભ છે:—

(૧) ટોપી સ્વતંત્રા ને સમાનતાની પોષક છે. જુઓ કે સ્વતંત્ર પ્રજાઓ અત્યારે ટોપી-વાળાઓની છે.

(૨) ટોપી પ્રગતિ સુચવે છે. પ્રગતિશીલ ને સુધારક બધાને થવું ગમે છે.

(૩) ટોપી જુવાની સુચવે છે. તેના પેટાલાભ ઘણા છે. તેમ થએ ગમે તે પ્રકારનું જીવન મઝાથી ગાળી શકાય છે. વળી ભુલો થાય તો ક્ષમાને પાત્ર ગણાય છે. સરકારી કે ખાનગી નોકરી કરનારને જે લાભ વાળ કાળા કરવાથી મળે છે તે તેને ટોપીથી મળી શકે છે. ઉપરાંત, મિત્રતા પણ કેળવવી હોય તો ટોપીથી કેળવી શકાય છે; કારણ મિત્રો પણ પુરુષો ને સ્ત્રીઓ, કદાચ ખાસ કરીને સ્ત્રીઓને કરવી હોય તો જુવાનીમાં વધારે સહેલાઇથી કરાય છે; ને આ શું નાનો સુનો લાભ છે? વળી, ટોપી જુવાની સુચવે છે તેથી તે તેના પહેરનાર-ને મરજીમાં આવે તેમ બોલવા લખવાની છુટ આપે છે. અને આવી છુટ કોને પસંદ નથી પડતી? સારાંશ, જુવાનીના લાભ તે ટોપીના લાભ.

(૪) ટોપી સાથે જે કંઈ કરવું હોય તે સરળતાથી કરી શકાય છે. દોડવું હોય તો ટોપી ફાવે, પાઘડી નહીં. કદાચ મારામારી થાય તો ટોપી ફાવે પાઘડી નહીં. રે ! મારામારી થતી જોવી માત્ર હોય તો તે પણ ટોપી સાથે ફાવે છે, પાઘડી સાથે નહીં. પાઘડીવાળાઓ જુએ તો તે નિન્દા ગણાય.

૫) ટોપી સાથે આપણે ગમે તે સ્થળે સમાઇ શકીએ છીએ. સભા ચીકાર હોય, કે કોઇ સ્થળે મીજલસ કે જલસો હોય ને ઠઠ બરાબર જામી હોય, મહામુશીબતે બધા ગોઠવાયા હોય, એવી તકે જો કોઇ પાઘડીવાળો ત્યાં આવે તો તેને નાખવો કયાં એમ મોટી મુંઝવણ થાય છે; એ મુંઝવણનો ખ્યાલ સભાઓ વખતે લોકોને બેસાડવાનું કામ જેમને શિરે હોય છે અથવા તો ઘેર લગ્ન કે જલસો હોય ને મોટા મોટાઓને છુટથી નોંતર્યા હોય ને તેઓ સાહેબો નીરાંતે મોડા આવે તે વખતે તેમને યોગ્ય સ્થળે બેસાડવાનું કામ જે ધરધણીને કરવું પડે તેને સચોટ હોય છે. ખરેખર ! જો શુદ્ધ બુદ્ધિથી તેઓ પોતાના વિચારો જાહેરમાં મુકે તો 'આને નાખવો કયાં ?' એજ મુજબનો વિચાર તેમનો આગળ પડતો માલમ પડશે. એટલુંજ નહીં, પણ એવી તકે હારમાં જેઓ આગળ બીરાજમાન હોય છે ને તેથી Danger Zone માં મતલબ ભયના વર્તુલમાં હોય છે, તેમનાં હૃદય પાઘડીવાળા નવા આવનારનું દર્શન થતાં કેવાં ધડકે છે તે તેમના સમાગમમાં આવનારા સારી રીતે જાણે છે. પરંતુ જો તે સમયે ટોપીવાળો કોઇ આવે તો તેનો ગમે ત્યાં સમાવેશ થઇ શકે છે. એટલુંજ નહીં, તે આવનાર ગૃહસ્થની દૃષ્ટિએ પણ ટોપીમાં લાભ છે, પાઘડીમાં નહીં. ટોપી પહેરી હોય તો છેલ્લી હારમાં પણ તેને ઉભાં રહેતાં સંકોચ નહીં આવે, પણ પાઘડી સાથે તો તેને તે જરા સાલશે.

(૬) મુસાફરી કરતા હોઇએ તો ટોપી વાસણની ગરજ કેટલેક અંશે સારી શકે છે, પાઘડી તેમ નહીં કરી શકે. થોડું કાચું કારું મુકવા માટે બીજું કંઈ સાધન ન હોય તો ટોપી ચાલી શકે છે, પાઘડી નકામી પડે છે.

(૭) જગત માત્રને ટોપીવાળો ગમે છે, પાઘડીવાળો નહીં. કુટુંબમાં જુઓ પિતા પુત્રને ગૌરવમાં પોતાથી ઉતરતો જોવા ચાહે છે, ને તે ટોપીવાળો હોય તોજ બને. માતા પુત્રને બાળક તરીકેજ જુએ છે ને જોવા ચાહે છે, ને તે પણ તે ટોપીવાળો હોય તોજ ફાવે છે. પત્ની પતિને યુવાવસ્થાના ભાવે જોય છે ને તે તે ટોપીવાળો હોય તોજ તેને ફાવે છે. ભગિની ભ્રાતાને સમાનતાથી, મિત્ર તરીકે જુએ છે, ને તે પણ ને પાઘડીવાળો એટલે મોભ્ભાવાળો કે ભારવાળો હોય તો નજ ફાવે. તેણે સમાન બનવું જોઇએ, ને સમાનતા ટોપીથીજ આવે છે. જેમ કુટુંબમાં તેમ સમાજમાં પણ ટોપીવાળાઓનેજ લોકો ચાહે છે. કોઇને કોઇની કે મદદ માગવી હોય તો ટોપીવાળા પાસે એકદમ મંગાય છે, પાઘડીવાળા પાસે તે માગતાં સંકોચ આવે છે. ભારાવાળી ભારો લઇને જતી હોય ને થાક

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૦૫]



# એસ્પેશીઆ

મુળ લેખક:
પ્રો. મીચેલ કેરોલ

અનુવાદક:
રા. જ્યોતીન્દ્ર હ. દવે,
ઉપમંત્રી, સાહિત્ય સંસદ

—:o:—

[—એસ્પેશીઆ વીશે માહીતી મેળવવાની ગુજરાતમાં ઇચ્છા પ્રગટી છે. એ ઇચ્છા સંતોષવા શીકાગો યુનીવર્સીટીના પ્રોફેસર મીચેલ કેરોલનાં ઐતિહાસિક સંશોધનના સારરૂપ આ નિબંધ અમે પ્રગટ કરીએ છીએ.

—ઉપતંત્રી.]

હેલાસનાં બુદ્ધિવૈભવ ને કલા વિકાસની પરાકાષ્ઠાએ પહોંચ્યાં તે સમય ગ્રીસના ઇતિહાસમાં પેરીક્લીસના સુવર્ણયુગને નામે ઓળખાય છે. ગ્રીસના આ સર્વોત્તમ રાજ્યનીતિજ્ઞે, ઉચ્ચ આદર્શોથી પ્રેરાઇને, એથેન્સને આખા હેલાસભરમાં ઉન્નત અને ઉચ્ચ પ્રકારની અસર ફેલાવે એવા મહારાજ્યનું કેન્દ્રસ્થાન બનાવવાના પ્રયત્નો કર્યા. પોતાના વતનના સર્વ મહા પુરુષોને એણે પોતાની મદદે બોલાવ્યા, અને લલિત કલાઓ પાસે પણ, એથેન્સનું દાસી કૃત્ય કરાવી તેની સત્તા ને ગૌરવ વધાર્યાં. દુનીઆએ કદી ન દીઠેલા એવા બુધ્ધિવૈભવ ને કલાવિકાસના યુગને સિદ્ધ કરવાનાં ત્યાં બધાં સાધનો તૈઆર હતાં. તાબેદાર મિત્ર રાજ્યોની ખંડણીથી ભેગો થએલો અખુટ ધનભંડાર પેરીક્લીસના ઉપયોગ વાસ્તે પડયો હતો. ગ્રીક પ્રજાના ઉચ્ચતમ આદર્શોને મૂર્તિમંત કરે એવાં સાર્વજનિક મકાનો બાંધવાને જોઇતી સામગ્રી પેન્ટેલીકોનની પાષાણખાણોથી પુરી પડે એમ હતું. મુત્સદ્દીઓ, તત્ત્વવેત્તાઓ, કલાકારો, નાટયકારો, ઇતિહાસકારો ઉચ્ચ જીવનની પ્રત્યેક શાખામાં નિષ્ણાત એવા મનુષ્યો, તે સમયે એથેન્સમાં હતા. એ સૌમાં પેરીક્લીસનો મિત્ર ને સલાહકાર ફીડીઆસ, 'રાજ્યનીતિમાં જેમ પેરીક્લીસ તેમ કલાના વિષયમાં જે અધિષ્ઠાતા હતો' તે મોખરે હતો.

"જે નગરે થોડા સમય પૂર્વેજ એસ્કીલીસ ગુમાવ્યો હતો, જે નગરને થોડા સમયમાંજ ઝેનોફોન, પ્લેટો ને એરીસ્ટોટલ શોભાવવાના હતા અને જે નગરે પોતાના ગૌરવશાલી મૃતાત્માઓનાં સંભારણાંને અર્થે તેમનાં પુતળાંઓ ઉભાં કર્યાં હતાં, તે એકજ શહેરમાં સોફોક્લીસ અને

યુરીપાઇડીસ, હીરોડોટસ અને થ્યુસીડાઇડીસ, મેટન અને હીપ્પોક્રેટીસ, એરીસ્ટોફેનીસ અને ફીડીઆસ, સોક્રેટીસ અને એનેક્ઝાગોરાસ, એપોલોડોરસ અને જ્યુકસીસ, પોલીગ્નોટસ, પેરેશીઅસ: આ સર્વ પેરીક્લીસના સાથી તરીકે ભેગા મળતા એનો વિચાર કરીએ છીએ ત્યારે એ યુગ કેટલો ભવ્ય હશે તેનો ખ્યાલ આવે છે."

"આવા સ્વામીઓના શિષ્યો ગ્રીસના સ્વામી થયા એમાં કંઈ પણ આશ્ચર્યકારક નથી. થ્યુસીડાઇડીસ કહે છે કે એથેંસ તે સમયે ગ્રીસની જેમ અન્ય જરુરીઆતો પુરી પાડતું તેમ તેને ગુરુપદે પણ વીરાજતું. સોફોક્લીસના નાટયભવનમાંથી જનતા ફીડીઆસના પાર્થેનોનમાં અથવા જ્યાં પેરીક્લીસ તેમની સાથે દૈવી વાણીમાં વાત કરતો ત્યાં–બેમામાં–જાય છે; યુરોપ અને એશીઆના મહાવિગ્રહનું વર્ણન કરતા હેરોડોટસને તે સુણે છે; કોસનો હીપ્પોક્રેટીસ અને એથેન્સનો મેટન, જેમાંના એકે વૈદકવિદ્યાનો અને અન્યએ ખગોળશાસ્ત્રનો પાયો નાખ્યો તેમને તે સાંભળે છે; પદાર્થ કરતાં પરમેશ્વર–સંબંધીની ભાવના વિભિન્ન છે એ સિદ્ધાંત પ્રગટ કરનાર એનેક્ઝાગોરસને અને નીતિશાસ્ત્રના સિદ્ધાંતો સ્થાપનાર સોક્રેટીસને સુણે છે. કલા, ઇતિહાસ, કવિતા, તત્ત્વજ્ઞાન સર્વ વિકાસની પરાકાષ્ઠાએ પહોંચે છે. જે કલાનો એથેન્સ સૌથી વધારે સત્કાર કરે છે તે કલાઓમાં સર્વોત્તમ એવી શિલ્પ કલા છે; કવિતામાં એ નાટયનું સ્વરૂપ સ્વીકારે છે. કવિની પ્રતિભાના આવિષ્કાર માટે નાટક એ સર્વોત્કૃષ્ટ સાધન છે; કારણ કે, જેમ શિલ્પકલામાં બીજી સર્વ કલાઓની સહાય લેવી પડે છે, તેમ નાટકમાં કાવ્યનાં સર્વ સ્વરૂપો સમાઇ જાય છે. આ પુણ્ય સમયે એથેન્સની સત્તા તેમજ એ શહેરને દોરનારા અને સત્કારનારા પ્રતિષ્ઠિત પુરુષોની પ્રતિભા બંને ગૌરવભર્યાં બને છે."

ટુંકામાં, એક પ્રખ્યાત ઇતિહાસકારે એથેન્સનું, એના જાહોજલાલીના સમયનું દોરેલું ચિત્ર આ પ્રમાણેનું છે. એ યુગમાં એ શહેરે મેળવેલું સામ્રાજ્ય અને ગૌરવ માત્ર એકજ મનુષ્ય પેરીક્લીસની અપૂર્વ રચનાત્મક બુદ્ધિને આભારી છે. અને પેરીક્લીસની બુદ્ધિની મહત્તાને ઘડનાર બળો ક્યાં હતાં તે જોવાને આપણે એનું અંગત જીવન તપાસીએ તો આપણને માલમ પડે છે કે એનું મુખ્ય પ્રેરણાસ્થાન એક સ્ત્રી હતી: એ સમયની સ્ત્રીઓમાં સૌથી પ્રતિભાવાળી અને સુશિક્ષિત એવી મીલેટસની એસ્પેશીઆ.

પ્રાચીન કાળની અસાધારણ સ્ત્રીઓમાં એસ્પેશીઆનું સ્થાન અગ્રગણ્ય છે. એ સ્ત્રીજાતિમાં અગ્રગણ્ય પદ પામી છે તેનું કારણ એ છે કે પેરીક્લીસયુગના મહાપુરુષોના તેજસ્વી સમૂહમાં એક એજ સ્ત્રીનું નામ પ્રકાશે છે, અને એ મહાપુરુષોમાં પણ જે નેતાઓ હતા તે પોતાને શિક્ષણ અને પ્રેરણા એના તરફથી મળ્યાં હતાં એમ સ્વીકારે છે. એથેન્સના જીવનમાં મહત્વનો ભાગ ભજવનાર અને જેના વીશે આપણે ઘણું જાણીએ છીએ એવી એ એકજ સ્ત્રી છે, અને ગ્રીકની સ્ત્રીઓમાં અદ્વિતીય એવું સ્થાન એણે મેળવ્યું છે.

એકસીઓકસ નામના કોઇ પુરુષની એ પુત્રી હતી, અને એશીઆ માઇનોરના સૌથી રસિક અને વિલાસપ્રિય શહેર, મીલેટસમાં જન્મી તથા ઉછરી હતી. એના બાલ્યકાળની કથા અંધકારમાં છુપાએલી છે, પરંતુ આપણને એમ માલમ પડે છે કે વક્તૃત્વકલા, સંગીત, અને બીજી લલિત કલાઓનું તેને સારું શિક્ષણ આપવામાં આવ્યું હતું. તેમજ સ્ત્રીઓને ઉચિત એવી સર્વ કલામાં તે પારંગત થઇ હતી.

માઈલેટસનીજ પ્રખ્યાત થારજેલીઆ, જેણે 'પર્શીઅન વૉર' વખતે મહારાજાની મદદમાં પોતાની સર્વ શક્તિનો ઉપયોગ કર્યો હતો અને અંતે જે થેસલીના એક રાજાને પરણી હતી, તે એની શિક્ષિકા હતી એમ કહેવાય છે. એસ્પેશીઆને એથેન્સનું આકર્ષણ કેમ થયું તે જાણી શકાતું નથી, પરંતુ એક કારણ સંભવિત લાગે છે. અનેક્ઝગોરાસે તત્ત્વજ્ઞાનના તથા પ્રોટેગોરાસ તથા બીજાઓએ વકતૃત્વ કલાના શિક્ષક તરીકે એથેન્સમાં ઘણી ખ્યાતિ મેળવી હતી; તે જોઈને એસ્પેશીઆએ પણ વકતૃત્વકલાની તેજસ્વી ને સુજ્ઞાન શિક્ષિકા તરીકે એથેન્સમાં નિવાસ કર્યો હશે. અહીં એસ્પેશીઆ-એ એથેન્સના સર્વ વિદ્વા-ન ને સુશિક્ષિત પુરુષોને ભેગા કર્યા. વિકાર ને વૈભવને પોષનારી એ માત્ર વિલાસ મૂર્ત્તિ નહોતી; પરંતુ પોતાનાં સૌંદર્ય ને સંસ્કાર વડે એણે શહેરના અગ્રગણ્ય પુરુષોને પોતાની તરફ ખેંચવાનો પ્રયત્ન કર્યો—એટલાજ માટે કે તેમની પાસેથી એ કંઈ શીખે અને એની પાસેથી તેઓ પણ કંઈ શીખે. " અલ્પ સમયમાંજ એમ સર્વત્ર જાણીતું થઇ ગયું કે એ મનુષ્યનાં હૃદય બંદીવાન બનાવે છે તે માત્ર પોતે શીખેલી મોહિની વિદ્યાનાપાશ વડેજ નહીં. એનો સ્વભાવ ઉન્નત અને સંસ્કારી હતો, સૌંદર્યને એ બરાબર પીછાણી શકતી, અને એનો વિકાસ પણ સુયોગ્ય તથા અનુકૂલ રીતે થયોં હતો. સ્ત્રીત્વના લાલિસ-થી ઓપતી એક સ્ત્રીને પહેલીજ વાર હેલનની સંસ્કારસમૃદ્ધિ પ્રાપ્ત થઇ; અને એ અપૂર્વ ઘટના તરફ સર્વ મનુષ્યો આશ્ચર્યથી જોઇ રહ્યા. રાજનીતિ, તત્વજ્ઞાન અને કલાના વિષયોની એ અપૂર્વ છટાપૂર્વક ચર્ચા કરી શકતી; અને તેથી ગંભીરમાં ગંભીર એથેનીઅનો, સોક્રેટીસ જેવા પુરુષો પણ એનો વાર્તાલાપ સાંભળવાના પ્રસંગો શોધતા "

પેરીક્લીસ અને એસ્પેશીઆ મળ્યાં ત્યારે સ્વાભાવિક રીતે જ બંનેને અન્યના આત્મામાં પોતાનો પરિપૂરક દેખાયો. પેરીક્લીસ એથેન્સની પોતાના સગામાંની એક સ્ત્રીને પરણ્યો હતો, પરંતુ એમનું પરિણીત જીવન સુખી નહોતું. અને બંને પરસ્પર કબુલત-થી લગ્નબંધનમાંથી છુટાં થયાં; અને પેરીક્લીસે પોતાની પત્નીને માટે અન્ય પતિ શોધી કાઢયો. પછી એસ્પેશીઆને એણે પોતાને ઘેર લાવી પત્ની બનાવી. તેઓ એથેનીઅન સ્ત્રી સાથે સુલભ એવી લગ્નગ્રંથિથી જોડાઇ શકે એમ નહોતું, કારણ કે એસ્પેશીઆ પરદેશી હતી. તેથી તેમના સંબંધને કાયદાની અનુમતિ મળી નહીં; પરંતુ માત્ર નામ સીવાય સર્વ પ્રકારે કોમળમાં કોમળ ને સાચામાં સાચી લાગણીથી થએલું અને યાવજ્જીવન ટકનારું એ લગ્નજ હતું.

એસ્પેશીઆ તરફ પેરીક્લીસને એટલો બધો ભાવ હતો કે, પ્લુટાર્ક કહે છે તેમ, 'એ જ્યારે

## અમારા 'રેલ સંકટ' અંકમાં

પ્રસિદ્ધ થએલા લેખોમાંથી સૌથી સરસ લેખ તરીકે

રા. છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી
સભ્ય, સાહિત્ય સંસદનો

'ઢાઢરનો જલપ્રલય' નામક લેખ તંત્રી મંડળે જાહેર કર્યો છે.

આ લેખનું જાહેર કર્યા પ્રમાણે સૌથી સરસ લેખ માટેનું રૂ. ૧૫-૦-૦ નું પારિતોષિક એમને આપવામાં આવે છે.

—ઉપતંત્રી.

જ્યારે બહાર જતો અથવા બહારથી ઘેર આવતો ત્યારે ત્યારે એથેન્સનો એ મહાપુરુષ એસ્પેશીઆને ચુંબન કરવાનું ભુલતો નહીં.' એથેન્સના કૌટુંબિક જીવનમાં એ અસાધારણ લેખાતું હશેજ, નહીં તો એ ઉલ્લેખ યોગ્ય ગણાત નહીં. આવી વિરલ સ્ત્રીનું પતિત્વ એ મહાન મુત્સદ્દીને ઘણી બાબતમાં અમૂલ્ય નીવડયું હતું. પ્લુટાર્ક કહે છે કે પેરીકલીસ મીલેટસની એ સ્ત્રી તરફ એના શાણપણ ને રાજકીય વિષયની કુશાગ્ર બુદ્ધિને લીધે પ્રથમ આકર્ષાયો હતો. સોક્રેટીસ, જેણે સુદ્ધાં એસ્પેશીઆનું પોતાના પરનું ઋણ કબુલ કર્યું છે, તે કહે છે કે વકતૃત્વકલાના વિષયમાં એસ્પેશીઆ પેરીકલીસની ગુરુ હતી, એટલુંજ નહીં પણ એનાં ભાષણો પણ લખી શકતી. પેરીકલીસ સ્વભાવે મીલનસાર નહોતો, પોતાના ઓહ્દાને લગતી બાબતો સીવાય બીજે ધ્યાન આપતો નહીં, અને પોતાની આસપાસના મનુષ્યો જોડે ઝાઝો ભેળાતો નહીં. આથી એસ્પેશીઆ એને માત્ર નિવૃત્તિના સમયનું વિનોદસ્થાનજ નહીં, સહાનુભૂતિપરાયણ મિત્રજ નહી, આપત્કાળનો સલાહકારજ નહીં, પરંતુ પોતાની આસપાસના મનુષ્યોના દૈનિક જીવન જોડે સાંધનારી કડી જેવી લાગતી. દરેક પ્રકારના મનુષ્ય સાથે સહેલાઇથી ભળતાં તેને આવડતું. પેરીકલીસને જાણવા જેવા જે જે બનાવો શહેરમાં બનતા તેની તે ખબર રાખતી; આખા હેલાસમાં ચાલતી મહત્વની હીલચાલોની બાતમી રાખી એ હીલચાલો વડે એથેન્સનું મહત્ત્વ વધારતાં તેને આવડતું, અને આ સર્વ તેમજ બીજી ઘણી બાબતોમાં પેરીકલીસના રાજકીય જીવનમાં તે ઘણી ઉપયોગી થઇ પડતી.

પેરીકલીસ એને પ્રથમ મળ્યો ત્યારે એણે જીંદગીની પહેલી વીશી ભાગ્યે પુરી કરી હશે, અને પેરીકલીસ પોતે એના કરતાં ઘણો મોટો હતો. એસ્પેશીઆનું વ્યક્તિત્વ ઘણુંજ મોહક હોવું જોઇએ, અને એનાથીજ એ મહાન મુત્સદ્દી એના તરફ આકર્ષાયો હશે; પરંતુ એનાં બુદ્ધિવૈભવની વાત બાજુએ મુકતાં, અત્યારે એની મોહિનીનું પૃથક્કરણ કરવું ઘણું કઠિન છે. ગ્રીસના આદર્શો પ્રમાણે એ સુંદર હતી એવા રીતનું કોઇ ખાસ પ્રમાણ મળતું નથી-જો કે સ્વાભાવિક રીતે એવું અનુમાન આપણે દોરી શકીએ ખરા. પ્રાચીન લેખકોએ એને 'ભલી' 'શાણી' 'વકતૃત્વ કલામાં કુશળ' ઇત્યાદિ વિશેષણો લગાડયાં છે. તેઓએ એના 'સુવર્ણ' જેવા અથવા 'મધુરંગી' કેશ વીશે, એના 'રુપેરી અવાજ' વીશે; એના 'નાનકડા ધનુષ્યશા ચરણો' વીશે ઉલ્લેખ કર્યો છે; પરંતુ તે સમયના કોઇ પણ લેખકે એને ખાસ સુંદર કહી નથી. યુરોપનાં 'મ્યુઝીઅમો'માં એનાં નામવાળાં કેટલાંક પુતળાં છે; પરંતુ એ પુતળાં, માત્ર સૌંદર્યથી નહીં પરંતુ તેના મુખના ઉંડા ને ગંભીર વિચારદર્શક ભાવથી અને સુરેખ ને નાજુક આકૃતિથી આપણું ધ્યાન ખેંચે છે. એસ્પેશીઆની મોહકતા એનાં અંગ અને આકૃતિની સંપૂર્ણતા કરતાં એની પ્રજ્ઞામાં, એની પ્રફુલ્લતામાં, એની વાણીની મીઠાશમાં હતી એ નિઃસંશય છે.

એસ્પેશીઆએ પેરીકલીસના ઘરને વિદ્વાન કે કલારસિક પુરુષોને મળવાનું કલાભવન બનાવ્યું, અને ઇતિહાસમાં એ પ્રથમજ કલાભવન હતું એમ આપણને માલમ પડે છે. કઇ સ્ત્રીએ એના કરતાં વધારે તેજસ્વી મિત્રોનો સમૂહ ભેગો કર્યો હશે? ફીડીઆસ તથા એના પ્રખ્યાત કલાકારોના સમુદાય સાથે એ એક્રોપોલીસને સુંદર મંદિરો અને પુતળાંઓ વડે શણગારવાની વાતો કરતી; એનેક્ઝાગોરાસ અને સોક્રેટીસ સાથે એ તત્ત્વજ્ઞાનના પ્રશ્નો સંબંધી તથા એથેનીઅનોની અંધ સ્થિતિસંરક્ષક વૃત્તિ

વીશે ચર્ચા કરતી; સોફોક્લીસ અને યુરીપાઇડીસ સાથે એ તેમનાં નાટકોનાં આદર્શ સ્ત્રીપાત્રો વીશે અથવા નાટ્યકારોની કૃતિઓ વીશે વાર્તાલાપ કરતી. એ વિદ્વન્મંડળમાં હીરોડોટસ અનનુકરણીય વાર્તાકાર ગણાતો અને ગમગીન થ્યુસીડાઇડીસ માનવ કૃત્યો હેઠે રહેલી ગહન કરુણતાની ચર્ચા કરતો. કટાક્ષપ્રિય એરીસ્ટોફિનીસ પણ ત્યાં કેટલી વાર આવતો; કારણ કે પ્લેટોના સંવાદો પરથી આપણને માલમ પડે છે તેમ, એ સ્વભાવે મીલનસાર હતો; અને એણે પોતાનાં નાટકોમાં જ્ઞાનીઓની મજાક કરી છે છતાં એને જ્ઞાનીઓનો બૌદ્ધિક સહચાર ગમતો. યુવાન અને આનંદી આલ્સીબીએડીસ પણ ત્યાં ઘણું ખરું આવતો અને એસ્પેશીઆ સાથે શહેરના ખાનદાન કુટુંબોના ઘરના તાજા બનાવો વીશે, વિવાહો, લગ્નો, નિંદા વગેરે વીશે વાતો કરતો.

પેરીકલસનો એક પુત્ર આ તેજસ્વી વિદ્વાનોના સમૂહ તરફ તિરસ્કારથી જોતો, અને તેમના તત્ત્વજ્ઞાનનાં અનુમાનો ને વિદ્વત્તાભરી ચર્ચાની મશ્કરી કરતો. પરંતુ આ ઉપરથી એટલું જ માલમ પડે છે કે આવું વિદ્વન્મંડળ એક સ્થળે ભેગું થાય એવી પ્રથા એથેન્સને અજાણી હતી, અને તેથી એના હેતુ ન સમજી શકનારાઓએ એના પર સખ્ત ટીકા કરી તથા એ સંબંધી અનુચિત નિંદા ફેલાવી. રાજનીતિ, તત્ત્વજ્ઞાન અને સાહિત્યની ચર્ચાની ગંભીરતા સંગીત, કવિતા અને નર્મવચનોથી હળવી થતી. એસ્પેશીઆનું એ કલાભવન ઘણું ઉત્તમ લેખાતું હોવું જોઇએ કારણ કે ઘણા પુરુષો, પોતાના પૂર્વજોની પ્રણાલિકા તોડીને એ પ્રખ્યાત 'હેટીરા' સાથે પત્નીધર્મ વીશે ચર્ચા કરવાને, પોતાની પત્નીઓને લઇને ત્યાં આવતા. એણે સ્ત્રીના ધર્મ તથા નિર્માણ વીશે ઘણો ઉંડો અને ગંભીર વિચાર કર્યો હોય, એથેન્સની સ્ત્રીઓનું જીવન કેટલું સંકુચિત છે તે સમજી હોય, અને તેમની સ્થિતિ સુધારવાની આકાંક્ષા રાખી હોય એમ લાગે છે. એ કેવી રીતે વાત કરતી તેનો કૈંક ખ્યાલ એસ્કીનીસે એના એક સંવાદમાં ઝેનોફોન તથા તેની પત્ની સાથેનો એનો વાર્તાલાપ આપ્યો છે તે પરથી આવે છેઃ–

"બોલ, ફીલીશીઆ," એસ્પેશીઆએ કહ્યું; " તમારા કરતાં તમારા પાડોશીની પાસે વધારે કીંમતનું સુવર્ણ હોય તો તમે એનું સુવર્ણ વધારે પસંદ કરો કે નહીં ?

"હા," ફીલીશીઆએ જવાબ દીધો.

"જો એની પાસે સ્ત્રીનો ઝભ્ભો અથવા અલંકારો તમારા કરતાં વધારે સારાં હોય તો તે તમને તમારા ઝભ્ભા ને અલંકારો કરતાં વધારે ન ગમે ?"

"ગમે" એણે પ્રત્યુત્તર આપ્યો.

એસ્પેશીઆએ કહ્યુંઃ " પણ તમારા પતિ કરતાં એનો પતિ વધારે ગુણવાન હોય તો તમને તમારા પતિ કરતાં એનો પતિ વધારે પસંદ ના પડે ?'

આ સાંભળી ફીલીશીઆ શરમાઇ ગઇ. પછી એસ્પેશીઆએ ઝેનોફોનને પુછ્યું: " ઝેનોફોન, તમારા પાડોશીની પાસે તમારા કરતાં સારો ઘોડો હોય તો તમે તમારા પોતાના ઘોડા કરતાં એનો ઘોડો પસંદ કરો કે નહીં ?"

"કરું," એણે જવાબ દીધો.

" એની પાસે તમારા કરતાં વધારે મૂલ્યવાન ખેતર અથવા મીલ્કત હોય તો તમે શું પસંદ કરો."

"મારા પાડોશીનું ખેતર, એટલે બેમાંથી વધારે મૂલ્યવાન હોય તે."

"પણ તમારી પત્ની કરતાં એની પત્ની સારી હોય તો તમે તમારા પાડોશીની પત્ની પસંદ ન કરો ?"

ઝેનોફોન મુગો રહ્યો. ત્યારે એસ્પેશીઆએ કહ્યું: "જેનો મારે ખાસ જવાબ જોઇતો હતો તે વીશેજ તમે બંને મુંગાં રહ્યાં છો. તો તમે એ વીશે શું ધારો છો તે હું જ તમને કહું છું. શીલીશીઆ! તમે સારામાં સારો વર, અને ઝેનોફોન, તમે સારામાં સારી પત્ની મળે એવું પ્રચ્છો છો, અને તેથી તમારા બંને કરતાં જગતમાં વધારે સારો પતિ કે પત્ની રહે નહીં, એવી રીતે તમે પ્રયત્નશીલ થાઓ નહીં ત્યાં સુધી તમે જેને સર્વોત્તમ માનતા હશો તેનેજ હંમેશ વાંચ્છયા કરશો. ઝેનોફોન! તમને સારામાં સારી પત્નીને પરણવાની ઇચ્છા રહ્યાં કરવાની, ને શીલીશીઆને સારામાં સારો પતિ મેળવવાની આકાંક્ષા રહેવાની:"

આ પ્રમાણે ગૃહના આનંદ ને દંપતીજીવનના ઐક્યમાં પતિ અને પત્ની જીવનનું પરમ સુખ માણી શકે એવા હેતુથી આ તેજસ્વી અને કૌટુમ્બિક ભાવનાથી ભરેલી સ્ત્રી સ્ત્રીઓને સારામાં સારી પત્ની થવાની ને પુરુષોને વિવેકશીલ પતિ થવાની સલાહ આપતી. એની પાસેથી ઘણીએ પત્નીઓ પત્નીધર્મના, રુઢિએ શીખવ્યા કરતાં ઘણા વધારે ઉંચા આદર્શો શીખીને જતી, અને પોતાનું ઘર પોતાના પતિના માટે પહેલાં કરતાં વધારે આનંદનું ધામ થઇ પડે એવા યત્નો કરતી. પરંતુ આ સ્ત્રી અને પુરુષોના સંમેલન તરફ ઘણા શંકાની નજરે જોતાં. અને આ પ્રણાલિકાભંગ તેમને પાપાચાર શીવાય બીજું કંઈ દેખાતું નહીં. પતિઓને પણ આ નવીન પ્રણાલિકા ભયપ્રદ લાગતી, કારણ કે તેમની પત્નીઓ જો સ્વતંત્ર થાય તો તેમની પોતાની વિલાસતા મર્યાદિત થઇ જાય. આ સ્ત્રી સ્વાતંત્ર્યના ધ્યેયની સિદ્ધિને અર્થે સૌથી વધારે એસ્પેશીઆ પ્રયત્ન કરતી. એથેન્સની સ્ત્રીઓની સ્થિતિ ઘણી ઉચ્ચ તો નહોતીજ, અને તેમાં સુધારો થવાની ઘણી જરુર હતી; અને સ્ત્રીને એની ગુલામી દશામાંથી મુક્ત કરવાને જે હીલચાલ થઇ રહી હતી તે હીલચાલનું મુખ્ય કારણભૂત કોણ હતું તે આપણે જોવા જઇએ તો માલમ પડશે કે એ બુદ્ધિમતી અને દૂરદર્શી એસ્પેશીઆજ હતી.

એ પેરીકલીસયુગમાં એથેન્સની બૌદ્ધિક જાગ્રતિ થવાથી તેમજ હેલનના જુદા જુદા દેશોમાંથી નવીન વિચારોની ભરતી આવ્યાથી એથેન્સમાં પેરીક્લીસ અને એનેક્ઝાગોરસના નેતૃત્વ નીચે એક ઉદાર મતવાદીઓનો પક્ષ રચપાયો હતો. એ પક્ષને મોખરે શાસ્ત્રજ્ઞ અને સુશિક્ષિત મનુષ્યો હતા. જ્ઞાન એજ શક્તિ છે એમ તેઓ શીખવતા, રુઢ ધર્મને તેઓ તિરસ્કારતા, અને સ્ત્રીની પદવીને ઉન્નત કરવાનો પ્રયત્ન કરી તેઓ તે સમયની પ્રચલિત કૌટુમ્બિક પ્રથ ને ઉવેખતા. નાટયકાર યુરીપાઇડીસની પેઠે સોક્રેટીસ પણ એ પક્ષના ધ્યેય સાથે સર્વાંશે સંમત હતો. સામા પક્ષમાં ચુસ્ત સ્થિતિસંરક્ષકો હતા; અને સીમોન અને એરીસ્ટોફેનીસ એ પક્ષના પ્રતિનિધિઓ હતા. એરીસ્ટોફેનીસે અનેક વાર પેરીક્લીસ, એસ્પેશીઆ, સોક્રેટીસ અને યુરીપાઇડીસને પોતાના કટાક્ષના વિષય બનાવ્યા હતા. તે સમયના એ 'ટોરી'ઓ–પ્રરક્ષકો–ને એ નવીન પક્ષના સિદ્ધાંતોથી સર્વ જુના બંધારણો ઉથલાઇ જશે એમ લાગ્યું, અને તેથી તેઓએ પ્રચલિત ભાવના અને સંસ્થાના સંરક્ષણ માટે એ નવા પક્ષનો સખ્ત વિરોધ કર્યો.

ઝેનોફોનના 'ડોમેસ્ટીક ઇકોનોમી' પરના નિબંધના અંતભાગમાં, ઇસ્કોમેકસની વાર્તાથી

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૦૮]




લેખક :
રા. 'ઇંદ્રધનુ'

સરોવરને કાંઠે મારી છાતી પર તારું નાજુક શિર મુકી તું આકાશી તારલા નીહાળે છે ત્યારે તારું રુપાળું મુખ જોવામાં હું તલ્લીન થઇ જાઉં છું.

અતિ દૂર આવેલા સ્વર્ગનો જ્યારે તું વિચાર કરી રહી છે ત્યારે સ્વર્ગને મારી પાસેજ આવેલું જોઇ મારો આનંદ ઉભરાઇ જાય છે.

આકાશનો ચંદ્ર સરોવરના સ્વચ્છ જળ પર શોભી રહ્યો છે ને એને પ્રાપ્ત કરી સરોવરનાં જળ હર્ષમાં ઉછળે છે. મારા ચંદ્રે પણ મારી છાતી પર બિરાજવાની કૃપા કરી છે ને એના મધુરા ભાર નીચે મારું હૈયું અતિશય આનંદના ધબકારા અનુભવે છે.

પરંતુ એકાએક તું તારું શિર ઉપાડી લે છે ને ચમકેલી હરિણીની જેમ ઉભી થઇ જાય છે. એક દૃઢ આલિંગન આપી મધુરા ચુંબનમાં હું મારો તે રાતનો આનંદ પૂર્ણ કરું છું ને ધીમે સ્વરે તને પુછું છું, 'તને તારું સ્વર્ગ જડયું ?'

'ના' તારી ઉદાસીન આંખો ઉત્તર વાળે છે.

'પરંતુ મને એ મળી ગયું છે.' આછું સ્મિત કરી હું બોલી ઉઠું છું ને મારી આંખો વિજય-માં નાચી રહે છે. પરંતુ બીજીજ પળે તારા વિરહના વિચારે મારો ચહેરો શોકમય બની જાય છે ને તારી કોમળ હથેલી આંખ પર મુકી હું તને વીનવું છું: 'ઓ મુજ સ્વર્ગ ! એક ક્ષણવાર પણ મને દૂર ન કર ! મારે માટે એ અસહ્ય છે. કૃપા કર !'

× × ×

અસંખ્ય તારલાઓના ટોળામાં રાજ શો બિરાજતો નિજ ચંદ્ર નીહાળી કુમુદિનીના નાનકડા હૈયામાં હર્ષ માતો નથી ને ગર્વથી એ ડોલવા લાગે છે એમ મારા પ્રિયતમ ! મિત્રો ને અનુચરો-ના ટોળાથી ઘેરાએલો તું તારા ધીર ગંભીર પગલાં ઉપાડે છે ને તારી કૃપાદૃષ્ટિ પામવા પામર સેવકો તલસી રહે છે ત્યારે તારી આ પ્રિયાનું નાનકડું હૈયું તારા પગલાંના તાલ પર નાચવા

માંડે છે. એ વખતનો એનો આનંદ અવર્ણ્ય હોય છે.

'હું કેવી સદ્ભાગી છું ! તારો પ્યાર પામવા માટે હું કેટલી નાલાયક છું ! તું કેટલો મહાન છે ને મુજ રંક પર કેટલી ઉદારતાથી તેં તારી કૃપાદૃષ્ટિ કરી છે ! ' ફરી ફરીને મારા મગજમાં એ વિચારો ઘોળાયા કરે છે, ને તારી આ પ્રિયાનું નાનકડું હૈયું તારા પગલાંના તાલ પર નાચવા માંડે છે. એ વખતનો એનો આનંદ અવર્ણ્ય હોય છે.

ને કોઇની પણ દરકાર કર્યા વિના તું ટોળીમાં સૌની પાછળ શરમાતે મુખડે ચાલી આવતી તારી આ નાલાયક પ્રિયા પાસે દોડી આવી હેતથી એનો હાથ પકડી સૌની આગળ ખેંચી જાય છે ને તારી સાથે સાથે પગલાં ભરવા એને ફરમાન કરે છે ત્યારે લોકો આશ્ચર્ય ને અદેખાઇમાં એના સામું આંખો ફાડીફાડીને જોઇ રહે છે, ને તારી આ પ્રિયાનું નાનકડું હૈયું તારા પગલાંના તાલ પર નાચવા માંડે છે. એ વખતનો એનો આનંદ અવર્ણ્ય હોય છે.

× × ×

તારું ચિંતન કરવું એ કેટલું મધુર છે!

તું બારણે ટકોરા કરે છે ને ધીમેકથી મારું નામ ઉચ્ચારે છે. અચાનક પ્રાપ્ત થએલા અતિશય આનંદમાં લગભગ દીવાના જેવો હું બારણે દોડું છું ને ' મને ક્ષમા કરજે. વહાલી ! તારો સાદ એટલો ધીમો છે કે પહેલાં હું સાંભળી ન શકયો. પધારો, પ્રિયે ! ' કરી તારો નાજુક હાથ પકડવા મારો હાથ લંબાવું છું. પરંતુ કોઇ નથી ત્યાં તો ! માત્ર ભ્રમ–સ્વપ્નું–ગાંડપણ !

એ ભ્રમના ક્ષણિક આનંદથી સંતોષ પામતો ને તારા વિરહના કઠોર સત્યથી દાઝનો હું નિરાશ હૈયે પાછો ફરું છું, ને આકાશના તારાઓ સામું જોઇ ગણગણું છું', ' એનું ચિંતન કરવું એ કેટલું સુખભર્યું છે !'

ને તારાઓ ટમટમે છે પવન સ્નેહથી મારા વાળ સાથે રમત કરી મને આશ્વાસન આપે છે. વૃક્ષનાં પર્ણો એકબીજાને આપણા સ્નેહની વાત કરે છે. દૂરની કુંજોમાંથી કો વિરહી કોયલડીનો ' કુ...હૂ...' શબ્દ સંભળાય છે ને ફરીથી હું તારાં સ્વપ્નોના અજાણ્યા અદ્ભુત પ્રદેશમાં ઉડું છું.

આહા ! તારું ચિંતન માત્ર કેટલું આરામદાયી છે ! કેટલી મજા છે એમાં ? ને જો તું પણ આજ રીતે મારું ચિંતન કરતી હો....

× × ×

મુજ જીવનની એ મંગલ પળે મેં મારી સઘળી મીલકત તારે ચરણે ધરી છે.

બદલામાં તારી સઘળી મીલકતની મેં આશા નથી કરી:

તારી ફુલમાળાનું માત્ર એકજ ફુલ રે ! એક પાંખડીજ !

ને તારું કૃપાગાન ગાતો આનંદથી ઉછળતે હૈયે હું પાછો ચાલ્યો જઇશ.

સૂર્યરાજને સત્કારવા અધીરી ઉષા મનોહર રંગ રંગી ચુંદડી ઓઢી, નિજ કોમળ હસ્તમાં સુવર્ણ વીણા લઇ મૂક સંગીત છેડે ને પક્ષીઓ મધુરાં ગાન ગાઇ રહે તે પળથી તારું પ્યારું મુખડું નીહાળવા હું તારે બારણે આવી ધુળમાં બેસી રહું છું. વધું નહીં; માત્ર એકજ વાર સૌંદર્ય દર્શન થાય ! માત્ર એક જ વાર નયનો મળે !

ને તારું રૂપગાન ગાતો આનંદથી ઉછળતે હૈયે હું પાછો ચાલ્યો જઇશ.

ખીલતે પ્રભાતે, નમતી સાંજે ને મધરાતની મીઠી શાંતિમાં તુજ રંજનાર્થે ગીત ગાઇ સદ્ભાગી થતો, હું મારાં સઘળાં કામ છોડી, રણવાટે

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૧૦]




લેખક :
રા. ચુનીલાલ વર્ધમાન શાહ

૧

હિંદુની સત્તરમી સદીની પહેલી પચ્ચીસી વર્તે છે. દીલ્હીમાં બાદશાહ જહાંગીરનો અમલ છે અને ગુજરાતમાં તેનો સુબો રાજ્ય ચલાવે છે.

વાંકાનેરના પાધરમાં એક વિશાલ વડના વૃક્ષહેઠળ ચોમેર પડદા બાંધી નાની સરખી રાવટી બનાવેલી છે. પાસે પાંચેક ઘોડા ઉભા છે અને શીઆળાની રાત હોવાથી વડનાં સુકાં પાંદડાંનું તાપણું કરી પાંચ-સાત પુરુષો અને એક છોકરો તાપે છે. એક બાજુએ બે માફા છોડેલા પડ્યા છે અને માફાના બળદ માફાના ધુસરા પાસેજ બેઠા બેઠા વાગોળે છે.

સરતાનજીએ પાંદડાંનો બાચકો તાપણામાં નાખતાં કહ્યું: "રાજાજી ! કહે, તું શું ધારે છે ? બાબરીઓ હા પાડશે કે ના ?"

"એ તો શી ખબર પડે ? આજકાલ ઝાલાવાડમાં બાદશાહના સુબાના હાકા-ત્રાપા વધી ગયા છે, એટલે એની બીકથી બાબરીઓ આપણને આશરો આપવાની ના પાડે તો નવાઇ નહીં; દેવો બાબરીઓ શાણો માણસ છે અને આપણે મુંઝવણના વખતમાં તેનો આશરો માંગીએ છીએ, એવું તે મનમાં લાવે તો આશરો આપે પણ ખરો. કે નક્કી કહેવાય નહીં."

"દુધ દહીં જેવી વાત કરી તેં તો. બોલ, વાંકાનેરમાં રહેવું છે કે ભટકતાં આગળ જવું છે ?" સરતાનજીએ ચીઢાતાં કહ્યું.

"રહેવા મળે તો ઘણુંએ રહેવું છે. આપણ મરદને તો કૈં નહીં, પણ બૈરાં-છોકરાંને લઇને વગડે ભટકવું પડે છે એ બહુ અકારું લાગે છે." રાજાજીએ મનોભાવ દર્શાવ્યો.

"ત્યારે એમ બોલને !" એમ કહેતાં સરતાનજીએ તાપણામાં બીજાં પાંદડાં ફેંક્યાં.

એટલામાં નજીકમાં કોઇનાં પગલાં સંભળાયાં. સરતાનજીએ પગલાંની દિશાએ નજર કરી અને તાપણાના અજવાળામાં વીરમને જોયો. "બોલ વીરમ ! સિંહ કે શીઆળ ?"

"શીઆળ બાપુ ! સુબાએ સૌને શીઆળ બનાવી મુકયા છે !" વીરમે જવાબ આપ્યો.

"એટલે ? શું દેવો બાબરીઓ વાંકાનેરમાં

આપણને આશરો આપવાની ના પાડે છે ?" સરતાનજીએ કૈંક રોષમાંજ પુછ્યું.

"હા, બાપુ ! તે તો કહે છે કે તમે સુબા સાથે વેર બાંધ્યું છે ને હું તમને આશરો આપું, તો જેવી તમારી દશા થઇ તેવી મારી દશા થાય ! તે એટલું કહે છે કે, તમે પાધરમાં ખુશીથી રહો; હું તમને ત્યાંથી કઢાવી નહીં મેલું."

"એમ તો ગાડરડાંએ ક્યાં પાધરમાં પડી રહેતાં નથી ? પણ મેં તો હવે પ્રતિજ્ઞા લીધી છે કે રહેવું તો વાંકાનેરમાંજ, નહીં તો આ ઝાડ હેઠળ મરવું !" સરતાનજીએ વીરમનો હાથ પકડીને તેને ખેંચી તાપણા પાસે બેસાડ્યો. "બોલ તારી શી મરજી છે ?"

"બાપુ ! એવી તે ગાંડી પ્રતિજ્ઞા હોય ? જોરજુલમથી કૈં કોઇના ગામમાં રહેવાય છે ? વાંકાનેરમાં નહીં તો બીજે ગામ જઇને આશરો લઇશું, એમાં કાયર શાં માટે થવું ?" વીરમે હાવકાઇથી જવાબ આપ્યો.

"કાયર તો હું કે તું ? બાબરીઆએ ના પાડી એટલે કાયર થઇને તું અહીંથી ચાલ્યા જવાની વાત કરે છે. મેં અને રાજાજીએ નક્કી કરી રાખ્યું છે કે હવે તો વાંકાનેરમાંજ રહેવું."

વીરમ હસીને બોલ્યો: "બાપુ ! તમે લઢીને બાબરીઆને દબાવવાનું ધારતા હશો, પણ આપણી પાસે બળ કેટલું છે કે તમે લઢવાની વાત કરો છો ? અહીં તો આપણે પાંચ–સાત જણ છીએ; પચાસ માણસ પાછળ આવે છે, તેટલાથી કૈં લઢાઇ થાય ?"

"કેમ ન થાય ? લઢાઇ કૈં એક રીતે થતી હશે ? જો, હું બાબરીઆને દગો કરીને ઠાર મારીશ, તું મારું થોડું કામ કર !" સરતાનજીએ કહ્યું.

"ના, બાપુજી !"

"હેં ! વીરમ ! તારા મોઢામાંથી નકાર નીકળ્યો ? અલ્યા, ચીભડામાંથી વરાળ નીકળી ?" તાપણામાં પાંદડાં ઉમેરાતાં બંધ થઇ ગયાં. તાપણું હોલવાતું જતું હતું.

"બાપુજી ! બાબરીઆએ આપણો એવો શો વાંક કર્યો છે કે આપણે દગો કરવો ?"

"એ વાત પછી; પણ તારા મોંમાંથી નકાર કેમ નીકળ્યો ? અલ્યા, મારો બધો ગુણ તું વીસરી ગયો ?" સરતાનજીએ વીરમના મોંભણી એકીટશે જોઇ રહેતાં પુછ્યું.

"આપનો ગુણ નથી વીસરી ગયો બાપજી ! અને એ ગુણના બદલામાંજ હું આપને કહું છું કે દગો કરવાની વાત જવા દો અને બીજી જે કૈં વાત કરવી હોય તે કરો." વીરમ બોલ્યો.

સરતાનજી તો વીરમના મોં સામે સુગે મોઢે જોઇજ રહ્યો. રાજાજીએ ધીરેથી કહ્યું: "ભાઇ ! એ વાત હવે તમે જવા દો. વીરમને બદલે મને કામ બતાવો."

સરતાનજીના મગજમાં ગુંચળાં વળતાં હતાં. વીરમ જેવો પોતાનો એકનિષ્ઠ સરદાર પોતાનું કામ કરવાની પહેલીજવાર ના પાડે તે તેનાથી સહન થઇ શકતું નહોતું. દસ વરસથી તે તેની પાસે રહેતો હતો. સરતાનજીના પિતા પૃથીરાજજીનો પણ તે વિશ્વાસુ માણસ હતો. પોતાના સુખે સુખી અને દુઃખે દુઃખી થતો હતો, એ માણસ અત્યારે પોતાનું કામ કરવાની ના કહે તે સરતાનજીથી સાંખી શકાતું નહોતું. પણ સરતાનજીથી વીરમસિંહ વયે મોટો હતો એટલે તત્કાળમાં તો એ કટુ પ્રસંગ ગળી ગયો અને કશું બોલ્યા વિના બેસી રહ્યો. થોડી વાર ચુપકી પ્રસરી રહી. છેવટે સરતાનજીએ પોતાના નાનાભાઇને કહ્યું: "રાજાજી ! તું બાબરીઆની પાસે જા, અને કહે કે, ભલે અમે પાધરમાં પડ્યા રહીશું, પણ અમારે બધાને સુબા પાસે અમદા-



પોતાના પિતાની દગાખોરીની વાત વીરમને કરતો જોઇ સરતાનજી બહુ ગુસ્સે થયો અને તેને ધુતકારી કાઢી તેની પાસેથી તલવાર આંચકી લીધી. ' ચાલ્યો. જા, નીમકહરામ! અત્યારેજ ચાલ્યો જા!"

[ પૃષ્ઠ ૧૧૩

વાદ જવું છે અને પાછળ અમારાં બૈરાં–છોકરાંને કોઈ હેરાન ન કરે, એટલું જોતા રહેજો !"

"ઠીક, જાઉં છું." એમ કહી રાજાજી ઉઠીને ગામ તરફ ચાલ્યો.

થોડીવારે પાછળ રહેલા પગપાળા માણસો છુટા છવાયા આવવા લાગ્યા અને વડ હેઠળ એકઠા થવા લાગ્યા. વીરમ હોલવાઈ ગએલા તાપણા પાસેજ હજી બેઠો હતો. તેની પાસે તેનો દસ વરસની વયનો પુત્ર ભોજો બેઠો હતો. સરતાનજી આકાશમાંના તારા ગણતો હોય એમ ઉંચે નજર કરીને વિચારમાં બેસી રહ્યો હતો. કેટલીક વારે રાજાજી પાછો આવ્યો અને તેણે ખબર આપ્યા કે બાબરીઆએ બૈરાં–છોકરાંની સંભાળ રાખવાની હા કહી છે અને જો કોઈ તેમને હેરાન કરશે તો પોતે તેમને ગામમાં લાવીને રાખશે.

'ઠીક થયું. હવે જુઓ આપણા માણસોએ નજીકમાં છુટાછવાયા ભરાઈ બેસવું અને અમે પાંચ–સાત જણા રાવડીમાં બૈરાંને વેષે છુપાઈશું. કાલે સાંજે બાબરીયાને ખબર પહોંચાડવા કે સુબાનાં માણસો આપણાં બૈરાંને હેરાન કરે છે. બાબરીઓ બૈરાંને ગામમાં લઇ જવા આવે, તેમની સાથે આપણે પણ ગામમાં પેસી જવું અને પછી આપણે આપણું પરાક્રમ બતાવી આપવું. ભરાઈ બેઠેલા બધાએ પણ તે વખતે ગામમાં પેસીને ધમરોળ મચાવવો, સમજ્યા ?" સરતાનજીએ દગો કરવાની પોતાની યોજના સમજાવી.

"બાપુ" ! વીરમ બોલ્યો ; "ત્યારે હવે મને રજા આપો ! ભાગ્ય લઇ જશે ત્યાં હું અને ભોજો જઈશું મારાથી આપની સાથે નહીં રહેવાય. !"

"અસ્યા, પાછો ફાટયો કે ? સરતાનજી સાથે દુશ્મનાવટ બાંધવી છે?" સરતાનજીએ આંખ ફેરવીને કહ્યું.

"બાપુ ! દગાખોરીનાં કડવાં ફળ મેં જોયાં છે. હવે દગાખોરીનો સાથ મારે કરવો નથી !" વીરમે જવાબ આપ્યો.

"કયાં કડવાં ફળ તેં જોયાં ?"

"પૃથીરાજજી બાપુએ દગાખોરી કરીને સુબા સાથે વેર બાંધ્યું અને તે કર્યા ને કયારે મુઆ તે આપણે જાણતા નથી ! હવે આપ દગાખોરી કરો, તેનાં કડવાં ફળ કેવાં મળશે તે કોણે જાણ્યું ?" વીરમે પોતાના મનોભાવની સ્પષ્ટતા કરી.

વીરમની વાત સાચી હતી. સરતાનજીના બાપ પૃથ્વીરાજજીએ ઇ. સ. ૧૬૦૪ માં વઢવાણની સ્વતંત્ર ગાદી સ્થાપી હતી. તેણે એક વાર બાદશાહનો ખજાનો લુંટયો, તેથી સુબો તેને પકડવા બે હજાર સૈનિકોનું લશ્કર લઇને આવ્યો. તેણે પૃથ્વીરાજજીને કહાવ્યું કે હું પેશકશી ઉઘરાવવા નીકળ્યો છું માટે મારી સાથે આવો. પૃથીરાજજીએ સુબા તરફથી દગો થવાનો સંશય દર્શાવ્યો, એટલે સુબાએ કુરાન હાથમાં લઇને સોગંદ લીધા કે જો પૃથીરાજજી દગો નહીં કરે તો હું દગો નહીં કરૂં. પૃથ્વીરાજજી સુબાની સાથે ચડ્યો. એક મુકામે પાણીની બહુ તંગી પડી. પૃથ્વીરાજજીએ એક કુવાની ઉપર પોતાનો તંબુ નાખી કુવાને છુપાવી દીધો અને સુબાના માણસને કહ્યું કે આટલામાં કયાંએ પાણી મળતું નથી. પૃથ્વીરાજજીનાં માણસોને સહેલાઈથી પાણી મળવા લાગ્યું અને સુબાના માણસોને ત્રણ–ચાર ગાઉ દૂરથી પાણી લાવવું પડતું, એ વાત જ્યારે સુબાએ જાણી ત્યારે તેણે પૃથ્વીરાજજીની દગાખોરી જોઇને પોતાને સોગંદથી મોકળો થએલો માની તેને કેદ કર્યો. પછી

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૧૩]




## સર રમણભાઇ

સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ તારીખ ૬ઠ્ઠી માર્ચને દિવસે સ્વર્ગવાસ પામ્યા એવા સમાચાર સાંભળીને અમને અત્યંત દીલગીરી થઇ છે.

નર્મદયુગ પછીના સાહિત્યકોમાં સર રમણભાઇનું સ્થાન ઘણું ઉંચું છે. એમના સાહિત્યસેવા અમૂલ્ય, વૈવિધ્ય ભરી અને ચિરંજીવ રહે એવી છે. ઇ. સ. ૧૮૮૭ માં એમણે 'જ્ઞાન સુધા' માસિકનું તંત્રીપદ સ્વીકાર્યું, ને ૧૯૧૮ સુધી—એ માસિક બંધ પડ્યું ત્યાં સુધી—એ પદ દીપાવ્યું. " વસંત "ના તંત્રીપદે પણ એમણે બાર વર્ષ સુધી કાર્ય કર્યું છે. એમની અને સ્વ. નવલરામની સાહિત્યસેવા વચ્ચે ઘણું સામ્ય છે— પ્રકારમાં તેમજ ગુણવત્તામાં. બંનેએ વિવેચનનું અપૂર્વ ને શિષ્ટ સાહિત્ય સરજાવ્યુ છે; બંનેએ સંખ્યામાં અલ્પ પણ ગુણવત્તાની દૃષ્ટિએ ઉત્તમ એવાં કાવ્યો લખ્યાં છે; બંનેએ સરલ ને સુંદર એવું પરંતુ એકજ



સ્વ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ.

નાટક લખ્યું છે; બંનેએ આ ગંભીર ગુજરાતની ગંભીરતા તત્ત્વી છે.

"કવિતા અને સાહિત્ય" અને આઠમી સાહિત્ય પરિષદના પ્રમુખ સ્થાનેથી આપેલા તેમજ અન્ય પરિષદોના એમના ભાષણો એમની વિદ્વત્તા ને અવલોકન શક્તિની સાખ પુરે છે; "રાઇનો પર્વત" અને 'મકરંદ' ને ઉપનામે લખાએલાં એમનાં કાવ્યો એમની સૂક્ષ્મ રસિકતાની પ્રતીતિ કરાવે છે, ને હાસ્યરસના આપણા સાહિત્યમાં અજોડ એવું 'ભદ્રંભદ્ર' તથા 'હાસ્યમંદિર' એમની કટાક્ષલેખનની કુશળતા, હાસ્યરસ ઉત્પન્ન કરવાની અદ્વિતીય કલા ને જનસ્વભાવનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવાની શક્તિનો ખ્યાલ આપે છે. ઇ.સ ૧૯૦૪ માં અમદાવાદમાં સ્થપાએલી 'ગુજરાત સાહિત્ય સભા' ના તેઓ આરંભકાળથી અદ્યાપિપર્યંત પ્રમુખસ્થાને હતા. ઇ.સ ૧૮૯૫માં તેઓ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની વ્યવસ્થાપક સભાના સભાસદ થયા હતા અને ૧૯૧૨ થી અત્યાર સુધી એ સોસાઇટીના માનદ મંત્રી તરીકે એમણે કાર્ય કર્યું છે.

એમની સાહિત્ય પ્રવૃત્તિ પેઠે એમની જીવન પ્રવૃત્તિ પણ ઘણી વિવિધ છે. સંસાર સુધારાની અનેક પ્રવૃત્તિઓમાં તેમણે આગળ પડતો ભાગ લીધો છે. અમદાવાદની મ્યુનીસીપાલીટીના સભાસદ, ઉપપ્રમુખ અને પ્રમુખ તરીકે એમણે વર્ષો સુધી લોકસેવા કરી છે. જુની ધારાસભામાં એક વાર અમદાવાદની પ્રજા તરફથી ચુંટાઇને તેઓ ગયા હતા. જનતાએ આઠમી સાહિત્ય પરિષદનું એમને પ્રમુખસ્થાન આપીને એમની સાહિત્ય સેવાના, અને સરકારે એમને 'રાવબહાદુર' અને 'સર'ની ઉપાધિ બક્ષીને એમની લોકસેવાની કદર કરી છે.

આવા આરૂઢ સાહિત્યક, કર્તવ્યનિષ્ઠ પ્રજાસેવક ને સાચા સંસારસુધારકના અવસાનથી ગુજરાતને ન પુરાય એવી ખોટ ગઇ છે. ઇશ્વર એમના આત્માને શાંતિ આપો!

## સ્વ. પ્રો. મસાણી

વડોદરા કોલેજ ઘણી વખત ઘણાં રત્નોને એકઠાં કરે છે. પ્રો. મસાણી એ બહુ રત્નમાંના એક હતા. વડોદરા કોલેજમાં નેચરલ સાયન્સના પ્રોફેસર તરીકે એ આવ્યા ને એમની એ વિષયની વિશારદતા, શીખવવાની શૈલી ને વિદ્યાર્થીપ્રેમે એમને લોકપ્રિય બનાવ્યા.

શ્રીમંત ગાયકવાડ સરકારે વડોદરા રાજ્યમાં ફરજીઆત કેળવણીનો અખતરો શરુ કર્યો ને તેને 'શક્ય' બનાવવાની મહાન જવાબદારી એમને સોંપી. જે યોજના—ફરજીઆત કેળવણીની યોજના—બ્રીટીશ સરકારને અશક્ય જણાતી તેને તેમણે ઘણાજ ખંત ને ઉત્સાહથી 'શક્ય' કરી બતાવી.

સ્વર્ગસ્થ મુંબાઇ યુનીવર્સીટીના વર્ષો સુધી-મૃત્યુ સુધી, ફેલો હતા. તેમણે આપણા ગુજરાતની કેળવણી વિષયમાં બહુ અમૂલ્ય સેવાઓ બજાવી છે. ને ગુજરાતના ઘડતરમાં, તેના સંસ્કારને સમૃદ્ધ બનાવવામાં ઉપયોગી ને આવશ્યક ભાગ અર્પ્યો છે.

અમે સદ્‌ગતના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ!




લેખક :

શ્રી. ખુશાલ તલકશી શાહ

સભ્ય, સાહિત્ય સંસદ

સ્વપ્નદ્રષ્ટા. સંસદ ગ્રંથાવલિ ૧૫, લેખક: રા. કનૈયાલાલ મા. મુનશી. પ્રકાશક: રા. એમ. સી. કોઠારી; રાવપુરા રોડ, વડોદરા. મૂલ્ય: રૂ. ૧–૮–૦.

સ્વપ્નદ્રષ્ટાઓને "સ્વપ્નદ્રષ્ટા"ની પીછાન કરાવવાનો અધિકાર વસ્તુતઃ સંભવતો નથી. રા. કનૈયાલાલ મુનશીએ જોએલાં સ્વપ્નાં એમના સમવયી સમસંસ્કારી હીંદીવાનોને તે વખતે જરૂર આવ્યાં હશે. એટલે "સ્વપ્નદ્રષ્ટા"નું ખરું મહાત્મ્ય, તેની ખુબી તેમજ ખામી, ખરેખર તો એને પાછળના જમાનાવાળાઓને વધારે સારી રીતે દેખાવા સંભવ છે. કર્તા પોતેજ કહે છે કેઃ

હશે; જેને બંગભંગની હીલચાલથી પ્રથમજ સ્વદેશીવ્રતનું અંજન રહસ્ય પ્રત્યક્ષ થયું હશેઃ જેમને અરવિંદ ઘોષથી માંડી ખુદીરામ બોઝ સુધીની વ્યક્તિઓ સાથે સ્વપ્ને પણ સંસર્ગ હશે, તેમને આ પુસ્તકમાં બહુધા નૂતનતા નહીં લાગે પણ કલાત્મક નજરે–અને વીશ વર્ષ વહી જવા બાદ–ને સમયનો, તે વખતની મનોદશાનો ત્યારની પ્રજાપ્રિય મૂર્તિઓનો, આવો આલેખન ચીતાર વાંચી ઘણાએને પોતાનાં ઝાંખાં પડતાં સ્વપ્નાં પુનઃ મનોજ, સજીવ. થતાં લાગશે અને તેમ થતાં આ નવીન કૃતિમાં નવીન મોહકતા જણાશે.

સ્વપ્નાં તો ભાગ્યેજ અને ભાગ્યશાળીઓનેજ સિદ્ધ થાય. સ્વપ્નોનો એ નૈસર્ગિક સ્વભાવ છે. આથી એમ માનવાનું કારણ નથી કે સ્વપ્ન જોવાની મનોકામના પણ વ્યર્થ છે; એ બુદ્ધિ પણ ભ.વિષ્યનું ચિન્હ છે; એ સ્વભાવ પણ

નિર્ભયતાની નીશાની છે. દુનીઆની જે જે મહાન હીલચાલોએ જન-સ્વભાવપર ઉંડી અસર કરી, સમાજના મુળ બંધારણને અનેકવાર ફેરવી નાખ્યું છે, તે તે તમામની શરુઆત મુખ્યત્વે સ્વપ્ન સૃષ્ટિમાંજ થએલી જણાય છે. પણ સ્વપ્ન સૃષ્ટિમાંથી ઉદ્‌ભવતા આદર્શો, સંકલ્પો, ઊર્મિઓ નિષ્ક્રિય થઇ પડવાનો પણ મોટો ભય રહે છે. આપણા દેશમાં, અને વિશેષમાં ગુજરાતી સમાજમાં,-એ ભય ખાસ સંભવે છે. અને કદાચ એજ કારણે,-જાણ્યે અજાણ્યે-' સ્વપ્નદ્રષ્ટા" ગુજરાતી સમાજ પર આ તીવ્ર આક્ષેપ વણ-લખ્યો મુકે છે.

" સ્વપ્નદ્રષ્ટા " છે નવલકથાના રૂપમાં, પણ અમો કેવળ વાર્તાનીજ નઝરે જોવા માંડીએ તો બહુ જોવા જેવું નહીં જણાય. કર્તાને તો "વ્યવસ્થા પ્રીતિ કેળવનાર સામ્રાજ્ય વાદી અને વિપ્લવ ઇચ્છનાર રાષ્ટ્ર ભક્ત, બંનેની માનવતા જેટલી કલાની દૃષ્ટિએ આકર્ષક છે, તેટલીજ જનસ્વભાવના અભ્યાસની દૃષ્ટિએ ઉપયોગી છે." [ગુજરાતીમાં Punctuation ક્યારે દાખલ થશે ?] ઇતિહાસનું એક પ્રકરણ એણે સીનેમાના ચિત્રદર્શનવી ઢબે વાંચનાર સમક્ષ તાદૃશ્ય ખડું કર્યું છે. એમાં જેને વાર્તાની મુળ " વસ્તુ " કહીએ તેવું બહુ નથી; છતાંએ સુદર્શન-સુલોચનાની કથની સદંતર નીરસ કોઇ પણ નહીં કહી શકે. અને પ્રો. કાપડીઆનો ચીતાર તો પ્રથમ પીછાને કલ્પીએ તેના કરતાં આખરે કૈંક નવોજ નીકળે છે. માત્ર ચીતાર, તેમજ પ્રસંગ વર્ણન, રા. મુનશીની જાણીતી કલાનું પુનર્દર્શન કરાવે છે. બારમું પ્રકરણ કેકી કલબની નવજ્યોત-એક દૃષ્ટિએ જેમ મુનશીની કલા તેમજ શક્તિની ઠીક પીછાન કરાવે છે, તેમજ બીજી દૃષ્ટિએ હીંદના ઇતિહાસનાં પ્રકરણો-કથીક-એની સ્વપ્ન સૃષ્ટિની અદ્‌ભુતતા, એની કલ્પના શક્તિની મહત્તાના સારા નમુનારૂપ છે. સુદર્શન સુલોચનાનું સેવટ શું આવશે તેની વાંચનારને બહુ ચિંતા નહીં લાગે, તે લાગવાનો વખત પણ નહીં મળે. કારણ બીજા પ્રસંગો અને બીજી વ્યક્તિઓના ચીતાર એવા આકર્ષક છે કે વાંચનાર તેના મોહમાં વાર્તાનું મુળ સૂત્ર વીસરી જાય છે. ઘણાએને કદાચ ધનીનું આખર દૃશ્ય-અણધારેલ અણમાન્ય-લાગ્યું હશે. અને કોઇ કોઇ વાર સંવાદમાં વાંચનાર પોતાને અંગતપણે મતભેદની ધ્વનિ પણ થયા કરવાનો સંભવ છે. સંવાદ પરત્વે લખતાં ઉમેરવાની જરુર જણાય છે કે મુનશીની આગળની કૃતિમાં પણ સંવાદનો રસ બહુજ લાગતો; પણ તે મુખ્યત્વે બેજ પાત્ર વચ્ચે. હવે મુનશી વાર્તાલાપ ( Conversation ) એક કરતાં વધારે પાત્રો વચ્ચે પણ રસભેર, આકર્ષકપણે, અસરકારક શબ્દોમાં કરી શકે છે, એમ આ પુસ્તક સિદ્ધ કરે છે. ઘણીવાર અંગ્રેજી વાક્યો પણ આવે છે; પણ તેના વ્યાકરણ કે Idiom પર પ્રુફ સુધારનારે વધારે ધ્યાન આપ્યું હોત તો વ્યર્થ ન જાત.

પણ સૌની મૂલ સમજુતી માત્ર એટલીજ કે આ પુસ્તક મૂલ વાર્તા નથી, નવલકથા નથી, પરંતુ સમાજના ઇતિહાસના એક અવિસ્મૃત પ્રકરણનું દૃશ્ય છે. કલાકારની નજરે-ટીકાકારની દૃષ્ટિએ-" સ્વપ્ન દ્રષ્ટા '' નું સ્થાન વા સ્વરૂપ નિશ્ચિત કરવું મુશ્કેલ છે. એમાં ઇતિહાસનું એક પ્રકરણ છે; અને એને વાર્તાનો વેશ દીધો છે. પણ તેથી તેને ઐતિહાસિક નવલકથા તો કહી શકાયજ નહીં. સમાજ શાસ્ત્રનો તેટલોજ ઇતિહાસનો; ચાણક્યના અર્થમાં અર્થશાસ્ત્રનો તેટલોજ કથાકૃતિનો તેમાં અંશ આવિર્ભૂત છે. કલાના કયા કાનુનો એને લાગુ પાડવા તે ખુદ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૦૬]

## આ શા

[ અનુસંધાન પૃષ્ઠ ૩૦ થી ]

થઇ. ચોખ્ખો એક મહીનો છે, એટલે વૈશાખ સુદ પાંચેમ પહેલાં સારું મુહૂર્ત જોવડાવીને તને ખાનગીમાં પરણાવી દેવાનું વચન આપું છું. જો તારી ઇચ્છા હોય તો આશા પણ તૈયાર છે."

"તેં મને જીવિતદાન દીધું ! મારી ચામડીના જોડા સીવડાવીને તને પહેરાવું તોપણ તારા ઉપકારનો બદલો વળી શકે એમ નથી."

"વાહ, ત્યારે એમજ કરની! મારા જોડા જુના થઇ ગયા છે. નવા લેવાની ખટપટ પતી જાય. હા, હા, હા, હા, હી, હી, હી, હુ, હુ, હુ,–" અહીં પાછી એ હકારની બારાખડી ભણી ગયો.

ચૈત્ર વદ ત્રીજની રળીઆમણી રાતે ત્રણ વાગે આશા સાથે મારાં લગ્ન નક્કી થયાં. લગ્નક્રિયામાં આશાની ખાસ બ્હેનપણીઓ, એના ભાઇના ખાસ મિત્રો, મારા ખાસ મિત્રો તથા ક્રિયા કરાવનાર ગોર એટલાનેજ નિમંત્રણ કરવું એવો નિશ્ચય થયો.

૪

અંતે એ પુણ્યતિથિ, જેને કાજે હું 'અધીર ઉરે' ઝુર્યો હતો, તે ચૈત્ર વદ ત્રીજ પણ આવી પહોંચી. એ દિવસે પ્રાતઃકાળે હું ઘણો વહેલો ઉઠયો–પથારીમાંથીજ, ઉંઘમાંથી નહીં કારણ કે ઉંઘ તો આવીજ નહોતી.

જેને જેને હું જોતો તે સર્વના મુખ પર આનંદની સુસ્પષ્ટ રેખાઓ મને દેખાઇ આવતી. 'સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી' તે દિવસે મેં નીહાળી.

અંતે જ્યારે 'દિન વહી ગયો, સન્ધ્યા વીતી અને રજની પડી' ત્યારે મેં વરોચિત વસ્ત્રોનું



પરિધાન કરવા માંડ્યું ને સાસરે જવાના યોગ્ય સમયની આતુરતાથી વાટ જોતો બેઠો.

બે વાગે સાજનમાજનમાં મારા કેટલાક ખાસ મિત્રોને લઇને, શાંત શેરીમાં સુતેલા અનેક નિદ્રાળુ શ્વાનોને આનંદાતિરેકથી ભુમો પડાવતો, દાંડીઆઓને કુતૂહલ કરાવતો, અંધારામાં ક્ષુદ્ર પદાર્થો સાથે અથડાતો હું આશાને મંદિરીએ પરવર્યો.

આશાનો ભાઇ, એના કેટલાક મિત્રો, આશાની બે ત્રણ સખીઓ ને ગોર મહારાજ એટલાં મનુષ્યો ત્યાં હતાં. તેમણે અમારો યોગ્ય સત્કાર કર્યો. થોડી વાર પછી લગ્નની ક્રિયા શરુ થઇ.

કન્યા પધરાવવાનો વખત થયો એટલે આશાનો ભાઇ મારી પાસે આવ્યો ને મને કહ્યું: "અમારે ત્યાં એવો રીવાજ છે કે મંગળફેરા ફરાઇ રહે ત્યાં સુધી વરની આંખે પાટા બાંધવો."

"કેમ? શું કારણ?" મેં પુછ્યું.

"જુની રુઢિ એવી. વખતે 'Love is Blind (પ્રેમ આંધળો છે.) એ સૂત્રના અનુપાલન રૂપે હોય કે ઉત્તરા–અભિમન્યુની પુરાણી પ્રીતના સ્મારક રૂપે હોય."

કંઇક આનાકાની પછી પાટો બંધાવવા હું તૈયાર થયો. આશાનો ભાઇ એક જુનો મેલો કકડો લઇ આવ્યો ને તે મારી આંખે બાંધવા માંડ્યો.

"બીજો સારો કકડો નથી ? આમાંથી તો તપખીર જેવી વાસ આવે છે," હું બોલી ઉઠયો.

"આશાની ઓઢણીનો કકડો છે !" એણે મારા કર્ણમાં જીવનમંત્ર ફુંકતો હોય એની રીતે કહ્યું.

"વાહ ! બહુ સરસ કકડો છે, પવિત્ર છે, ને માંહ્યથી ખુશબો પણ કેવી આવે છે ! એજ બાંધો" મેં ફેરવી તોળ્યું.

છતાં પણ માંહ્યથી તપકીરનીજ વાસ આવતી હતી. પાટો બંધાઇ રહ્યા પછી મને એક પછી એક ઉપરાચાપરી એવી તો છીંક આવવા માંડી કે ત્રણ ચાર વાર તો ગોર મહારાજની 'તાલકી' સાથે મારું માથું કુટાઇ ગયું.

આખરે આશાને મારી સામે પધરાવી હોય એમ મને લાગ્યું. કારણ કે સમજાયું નહીં છતાં પણ ઘણાં મનુષ્યો હસવાનું રોકવાનો પ્રયત્ન કરી રહ્યાં હોય એમ મને લાગ્યું.

"ભાઇ ! બહેનનો હાથ ઝાલો" ગોર મહારાજે કહ્યું ને મેં હાથ લાંબો કર્યો. મારા હાથમાં એક બીજો હાથ આવ્યો. હસ્ત બહુ પરિચિત હતો. કોનો છે તે કહી શકું તે પહેલાં તો ઓરડો આખો અટ્ટહાસ્યથી ગાજી ઉઠયો.

જોરમાં મેં આંખ પરનો પાટો કાઢીને ફેંકી દીધો ને જોયું તો સામે ગંગી ગંભીર મુખે સ્ત્રીની માફક બેઠી હતી ને તેનો મેં હાથ–પગ પકડયો હતો ! એકે એક જણ પેટ પકડીને હસતા હતા ને આશાનો ભાઇ તો હસતો હસતો જમીન પર આળોટતો હતો.

ખીંટી પર ગમે તેમ પડી રહેલા કોટને આંગળી અડકતાં તે ઢગલો થઇને નીચે પડે ને દેશકાલની દરકાર રાખ્યા વગર ગજવામાંથી અનેક વસ્તુ નીકળવા માંડે તેમ નિરાશ થઇને હું છોભીલો થઇ ગયો ને મુખમાંથી કે કે શબ્દો બહાર કાઢવા લાગ્યો. આખરે કંઇ ન સુજવાથી પાસે પડેલી ગોર મહારાજની પાઘડી લઇને કકડાવીને જોરથી મેં ગંગીને જડી કાઢી. ભયંકર ચીસ પાડીને ગંગી મારી કોટે બાઝી પડી.

" અરે ! હજી તો હમણાં પરણ્યાં 'ને એટલામાં આમ લઢી મરો છો ? લગ્નનો લહાવો લેવાની શરુઆત કરી દીધી ? ગંગી ! છોડી દે !" આશાના ભાઇએ ભીંજાએલા ગાલ લુછતાં લુછતાં કહ્યું. પછી શું થયું તેની સ્મૃતિ રહી નથી.

× × ×

ઉપર્યુક્ત બનાવ બન્યાને ઘણો સમય વીતી ગયો છે. આશાના ભાઇ ને મારી વચ્ચે સમાધાન થઇ ગયું છે. આશા હજી કુંવારીજ છે. ને હજીએ આશા મળશે એવી મને આશા છે.

સાચું કહેજે, વાચક ! આ મારી કથામાં તારી કથાએ નથી આલેખાઇ ? તુંએ આમ કોઇ હૃદયની આશા પ્રાપ્ત કરવા જતાં બન્યો નથી ? ને છતાં એજ વસ્તુને કાજે તું હજીએ પ્રયત્નો નથી આદરી રહ્યો ?

આશાની આ બનાવટ તો 'સર્જન–જુની' છે.



## લગને લગને કુંવારા લાલ !

[અનુસંધાન પૃષ્ઠ ૪૨ થી]

અભ્યાસ કરતો હતો. તેનું શરીર ત્યારે નબળું રહેતું. સૌ છોકરા તેને માયકાંગલો ગણી સતાવતા. દરેક જણ તેને ચીઢાવીને મજાહ માણતું અને જ્યારે જ્યારે તેના તરફ નજર પડે ત્યારે મહેતાજી સોટી ઉગામ્યા સીવાય રહેતા નહીં.

પણ જ્યારથી તેના લગ્નની વાત નીકળી હતી ત્યારથી સૌ તેની તરફ પ્રશંસાની દષ્ટિએ જોતા. આવડો નાનોશો છોકરો પતિની પદવી પ્રાપ્ત કરવાનો હતો એટલી વાતજ તેના તરફ માન ઉત્પન્ન કરવાને પુરતી હતી. વર્ગના ને વર્ગ બહારના છોકરાઓ તેના મુખેથી તેની વહુના નામનો ઉચ્ચાર સાંભળવાની આતુરતા દર્શાવતાં, પણ એટલી નાની વયમાં પણ તે એટલો પાકો હતો કે તેણે કદી તેની વહુનું નામ દીધું ન હતું. ત્રીકમને પોતાને અત્યારે એ સમય યાદ આવતાં કંઇક હસવું આવ્યું.

તે પછી એક રાત્રે તે, અડધો ઉંઘમાં અને અર્ધો જાગ્રતિમાં, તેનાથી બે વર્ષે મોટી એક બાર વર્ષની વહુ પરણી આવ્યો હતો. છોકરીનો કન્યાકાળ જતો રહેતો હોવાથી વીજળીને તેના માબાપે ઉતાવળમાં પરણાવી હતી. વીજળીની સાથે પ્રથમ વિવાહ મેળવેલો વર શીતળામાતાના કોપમાં ન આવી ગયો હોત તો કદાચ ત્રીકમને એ વહુ પરણવાનું સદ્‌ભાગ્ય આટલું જલ્દી પ્રાપ્ત ન થાત ! પણ દુનીઆમાં તો એકની કમનસીબીમાંજ બીજાના ભાગ્યનો ઉદય રહેલો હોય છે ને !

ને વીજળી તે ખરેખર વીજળીજ હતી. તે ત્રીકમને છાનીમાની સાનો કરીને બોલાવતી. કોઇક વાર એકલી હોય ત્યારે તેનો હાથ ખેંચતી અને પીએરથી આવતાં પાઇની પેન કે પૈસાનું ખાવાનું આણી રાખતી અને કોઇની નજર ન પડે એમ હોય ત્યારે ત્રીકમને આપતી. અણસમજુ ત્રીકમ પેનની કે ખાવાની લલાચ હોય તેટલી વાર મુંગો રહેતો અને પછી " ઓ બા ! જોને આ મને કૈં કરે છે " કહી નાસી જતો. પરિણામે માતાજી આવી બીચારી વહુને લઇ નાખતાં. "કેમ અલી ! ફાટી કે ? મારા દીકરાને શું કરે છે ?" અને સાંજ પડતાં પહેલાં આખા ફળીઆમાં વહુની વાત પહોંચી જતી.

વરસ બે વરસમાં વહુને યૌવન આવ્યું અને નાના વરની નારની પુંઠે શેરીના છેલ છબીલાના ડોળા ફરવા લાગ્યા. એ બહાર જતી ત્યારે લોકો પાછળ પડતા, એના આંગણા આગળ લોકો અપશબ્દો બોલતા. એ ન્યાતમાં જમવા જતી ત્યાં જુવાનીઆ ટોળે મળતા. એ રસ્તે મળે તો અટકચાળાં કરીને તેને હેરાન કરવાનો લોકોમાં રીવાજ થઇ પડયો હતો.

પહેલાં તો બીચારી બાળા બહુ ગભરાઇ પણ દહાડા જતા ગયા તેમ જીંદગીનો આ જાણે હંમેશનો ક્રમજ હોય તેમ તેએ નફફટ થતી ગઇ. અને ઘડી ઘડીમાં બા પાસે દોડતા વર અને સાસુના જુલ્મથી ત્રાસી રહેલી હોવાથી તેને આ બધા તોફાનમાં આનંદ પડવા માંડયો. ચૌદ વર્ષે તેનામાં ચોવીસ વર્ષની સ્ત્રીનું જ્ઞાન હતું. રસ્તે જતી ત્યારે તે નખરાળી ચાલે ચાલ્યા વિના રહેતી નહીં. હજુ સુધી તેનામાં અપલક્ષણ નહોતું પેઠું પણ કજોડીના કંથને જોઇ નિરંતર બળતું તેનું હૈયું તક મળે તો સરી પડવાને તૈયાર હતું.

સાસુજીને વહુનાં લક્ષણ ઠીક ન લાગ્યાં અને તેની ઉગતી જુવાનીને સંતાડવા દીકરો તેર વર્ષનો થયો ત્યારે ઓરડો કરાવ્યો. સંસાર વ્યવહારની રસીપણ વીજળીવહુએ પોતે જેને ઘણી હોંશીઆર ગણતી એવી અણઘડ રીત

પ્રમાણે ત્રીકમને સંસાર જ્ઞાનનો પ્રથમ પદાર્થ-પાઠ શીખવવા માંડયો.

ત્રીકમને અત્યારે એ બધા દિવસો યાદ આવ્યા. તેના અણુસમજુ અંતરમાં જે ત્રાસ ને જિજ્ઞાસાનો સંચાર ત્યારે થયો હતો તે પણ યાદ આવ્યાં. અને અત્યારે પણ તેનું અસંસ્કારી હૃદય તેનાથી કંમકમી રહ્યું.

વીજળીનો પતિ તરફનો અસંતોષ દિવસે દિવસે વધતો ગયો અને એની વૃત્તિ અને આંખો વધારે ને વધારે બહારના રસ્તા તરફ વળવા લાગી. માત્ર લાગ નહોતો મળ્યો એટલેજ તેની નિર્દોષતા છેદાઇ નહોતી.

પણ સાસુજી વહુનાં લક્ષણ જોઇ ચેત્યાં અને ત્યારથી તેની દરેક હીલચાલ પર તેમણે દેખરેખ રાખવા માંડી. નાના દીયર એની દરેક વાત વધારીને માની આગળ કહેતા, પડોશીઓ એની બોલીચાલીની લાંબી કુથલીઓ કરતાં થાકતા નહીં અને શેરીના ને શાળાના છોકરાઓ ત્રીકમના દેખતાં તેની વીજળીવહુની મશ્કરીઓ કરીને, તેની માણસાઇ અને વર તરીકેનો અધિકાર વાપરી, વીજળીવહુને સીધી દોર કરી મુકવાની આકાંક્ષાને ઉશ્કેરી આપતા. નાદાન હલેતી વીજળી પર આમ બધી બાજુથી સામટો હલ્લો આવવો શરુ થયો અને તેની રક્ષા કરવાનો ભાર સૌએ પોતપોતાના ગજા પ્રમાણે ઉપાડી લીધો. આખી ન્યાતમાં તે અપલક્ષણી તરીકે પંકાઇ ગઇ હતી. સૌ તેના બાલક વરની અને દુખીઆરી સાસુની દયા ખાવા ને સહાનુભૂતિ દર્શાવવા મંડી પડ્યાં હતાં અને તેથી વીજળીને દાબવાના દરેક પ્રયત્નમાં આખા સમાજનું નૈતિક બળ એ બંનેની પાછળ રહેલું હતું.

વીજળી પહેલાં તો આ બધાથી ત્રાસી પણ પછી નફ્ફટ થઇ જે શબ્દ મોંએ આવે તે તેણે સામા ફેંકવા માંડ્યા. બીચારા પંદર સોળ વર્ષના ત્રીકમને માટે નાર પાંશરી કરવાનો જુનો પુરાણો એકજ ઉપાય બાકી રહ્યો. અને જરૂર પડે ત્યારે પાટલો, થાળી, વાડકો, પથરો, જે કંઇ હાથમાં આવે તેનો ઉપયોગ તેણે કરવા માંડયો.

એક દિવસ વીજળી પીએર ગઇ હતી અને સાંજ પડે ઘેર આવવાનો વખત થઇ ગયો છતાં તે આવી નહોતી. ત્રીકમ અને તેનાં મા બંનેનો જીવ કયારનો તળે ઉપર થયા કરતો હતો. અને જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ તેમનાં ચિંતા અને મીજાજની ડીગ્રીનો પારો વધતો જતો હતો. આમ ચિંતા કરવા કરતાં તેની શોધ કરવા જવાનો વિચાર બેમાંથી એકેને આવ્યો નહોતો. પણ એટલામાં તો સદ્ભાગ્યે કે દુર્ભાગ્યે વીજળી રાતના આઠેક વાગે અંતરમાં ધ્રુજતી છતાં બહારથી નફ્ફટ જણાતી ઘરમાં દાખલ થઇ. એના આવતાંને વારજ ત્રીકમ પોતાનાથી પડાય તેટલો મોટામાં મોટો ઘાંટો પાડી બોલ્યો: "રાં... કયા... ને ઘેર અત્યાર સુધી ગઇ હતી! બોલ, નહીં તો વાંસો ભાંગી નાખીશ."

બંનેનું વિકરાલ સ્વરૂપ જોઇ વીજળી બીકથી થથરી ગઇ. "કંઇ નહોતી ગઇ. મારી બાને એકદમ તાણ આવ્યું અને ઘરમાં બીજું કોઇ નહોતું તેથી વાર લાગી."

"માને તાણ આવ્યું કેમ! માને તાણ આવ્યું! ઉભી રહે, હમણાં એ બધું તાણ નીકળી જશે." અને તૈઆર રાખેલી સોટી વીજળીના વાંસામાં તડાતડ પડવા માંડી. દીકરાને ઉશ્કેરતાં હોય તેમ સાસુજીએ પણ વહુને ગાળો દેવી શરુ કરી દીધી.

"ઓ બાપરે! મરી ગઇ, બાઇ સાબ! હું ખરું કહું છું. બીજે કયાંઇ નહોતી ગઇ. મારી માને તાણજ આવ્યું હતું." પણ જેમ

એ વધારે બોલવાનો પ્રયત્ન કરતી તેમ શૂરે ચડેલો ત્રીકમ તેને વધારે ઝપટાવવા માંડી. તેમાં તેને પોતાની ફરજ બજાવ્યાનો આનંદ પડતો હતો.

આજુબાજુને ઓટલે ને બારીએથી પડોશીઓ તમાસો જોઈ રહ્યાં હતાં. વર વહુને મારે તેમાં પારકાં માણસથી બીજું શું થાય ? પણ તેમાંથી એક બે માણસો ત્રીકમ તરફ તેમની પુરેપુરી સહાનુભૂતિ હતી છતાં વીજળી પર પડતા મારનો ત્રાસ ન ખમાવાથી હીંમત કરીને આગળ આવ્યા અને મહાપરાણે ત્રીકમના હાથ પકડ્યા. "ભાઈ! હોય. બાળક છે. ભુલ થઈ હશે તો ફરી એવું નહીં કરે. આટલી શિક્ષા કૈં ઓછી નથી." અને બેભાન થએલી વીજળીને તેમણે ઉંચકીને ઓરડાના ખુણામાં લઈ જઈ નાખી.

"ફરી જાય શું ?" ત્રીકમ તડુકયો. "રાં... ની બો ભુલાવી નાખું."

ધીરે ધીરે મા દીકરો શાંત પડ્યાં અને પડોશી ઘરમાં ગયાં. વઢીવઢીને બંને થાકી ગએલાં હતાં અને બંનેને ભુખ પણ કકડીને લાગી હતી. વીજળીને તો આજના આવડા મોટા અપરાધ પછી ખાવાનું આપવામાં ગુન્હો હોય તેમ તેને બેમાંથી એકએ પુછ્યું નહીં અને ખાઈ પરવારી મા દીકરો બંને પોતપોતાના સ્થળે જઈ સુઈ રહ્યાં.

અચીંતો અડધી રાતે શેરીના ચોકડાના કુવામાં ધબકારો થયો અને જિજ્ઞાસા અને કુતૂહલની મારી આખી શેરી જાગી ઉઠી. સૌના મનમાં આગલી રાતના ભણકારા વાગતા હતા. અને તેથી પહેલો વિચાર સૌને એકજ પ્રકારનો આવતો હતો. "વીજળીવહુ તો કુવે નહીં પડી હોય ?"

ખુબ શોરબકોર થયો. કોઈ તારાને શોધવા મચ્યું, કોઈએ દોરડાં આણ્યાં અને બે ત્રણ કલાકે શબ નીકળ્યું; તે વીજળીવહુનું હતું એમ સૌની ખાત્રી થઈ ગઈ. સૌના જીવ ત્રાસ પામ્યા છતાં આવી અધમતા તેમની વચ્ચેથી દૂર ગઈ માટે સૌએ નીરાંતનો શ્વાસ લીધો. જોકે સવારે વીજળીવહુની મા માંદી હતી તેથી તેને રાત્રે ઘેર આવતાં મોડું થયું હતું એ વાત ખરી ઠરેલી જણાઈ. પણ બનવા કાળ તે બન્યું. તે ન બને એવું કરવામાં કોઈનો ઉપાય ચાલે તેમ ન હતો.

વીજળીવહુના મૃત્યુના પાંચ દસ દહાડા વીતી ગયા અને પંથવર જેવા બીજવર ત્રીકમને ફરી પરણાવવાને માતાજી આતુર બન્યાં. એમનું ઘર કુળવાન ગણાતું એટલે માગાંઓની ખોટ નહોતી. એક પૈસાદાર માબાપની શાણી સુલક્ષણી પુત્રી કાન્તા જોડે ત્રીકમના વિવાહ જોતજોતામાં મળ્યા. માબાપ સુધરેલાં હતાં એટલે તેમણે શરત કરી કે કન્યા અગીઆર વરસની થતાં સુધી તેને પરણાવીશું નહીં.

પણ ત્રીકમ હવે બાળક મટી યુવાન થયો હતો અને વીજળીવહુની સતત સંતાપતી ચિંતામાંથી મુક્ત થયો હોવાથી સંસારના લહાવા લેવાને તેનું મન તલસી રહ્યું હતું. પણ કાન્તા વહુની વાટ તો એને ત્રણ વરસ જોવાની હતી અને એટલામાં એની ઉગતી જુવાનીને ઝાલી રખાય એમ ન હતું.

સમવયના મિત્રોએ તેને સલાહ આપી અને તેણે આ દુઃખમાંથી છુટવા સારુ થોડો થોડો સ્વચ્છંદ કેળવવા માંડ્યો. પરિણામ એવું આવ્યું કે આ નબળા બાંધાના અણુઅનુભવી યુવકના શરીરમાં જીંદગી સુધીનો સડો પેસી ગયો.

લગ્નનો સમય પાસે આવતો ગયો ત્યારે કાન્તાનાં માતપિતાની આંખો આ બાબતમાં ઉઘડી. તેમણે લગ્ન વરસ દિવસ વધારે લંબાવ્યાં પણ તેટલામાં તો ત્રીકમના શરીરની વધારે હાલત હવાલી થવા માંડી. ત્રીકમની માતાએ છોરો

બચાવ કરવા માંડ્યો કે "વહેવાઇ કન્યા ન પરણાવે ત્યારે જુવાન છોકરાં શું કરે ? નહોતા પરણાવતા તેમાંજ એનું શરીર બગડતું હતું. લગ્ન થાય તો કાલે ઉઠીને એનું શરીર સુધરે."

કન્યાનું હિત ગમે તેટલું હૈડે વસતું હોય પણ ન્યાતના કાયદામાંથી કૈં છુટાય છે ? અને એક છોકરીની જાત માટે આખા ઘરનાં બધાંએ ચિંતા ને દુઃખ વેઠવાં એ પણ અયોગ્ય નહીં ? બીચારાં કાન્તાનાં માતપિતાને પૂર્વ જન્મના કર્મ પ્રમાણે કાન્તાનું નશીબ ત્રીકમ સાથે જોડવું પડ્યું અને બાર વર્ષની બાળક કાન્તા ત્રીકમના લગ્નાતુર હૈયાની હોંશો પુરી પાડવા પરણીને આવી. ચાર ચાર વર્ષ વાટ જોઇ રહેલા ત્રીકમને મન તે દિવસે સોનાનો સૂર્ય ઉગ્યો. લગ્નક્રિયામાં પણ તેણે તે વખતે જે ઉમળકા અને આતુરતાથી ભાગ લીધો તેવો ઉમળકો અને આતુરતા તે પછી તેણે કદી અનુભવ્યો ન હતો.

વર ને સાસુ ઘરમાં વહુનાં પગલાં જોઇ હરખાઇ ગયાં. વહુને શણગારવા ને રીઝવવાને બંને ઓછાં ઓછાં થઇ જતાં. રાત્રે ત્રીકમ મેડીમાં બજારમાંથી જાતજાતનાં ખાવાના પડીકાં નવા વહુના આનંદને સારુ લાવતો, ને તેના દરેક કોડ પુરવાને તે સદા તત્પર રહેતો.

બેચાર મહીને વહુને અધરણી આવ્યું. અને ત્રીકમનો ને તેની માતાના હર્ષનો પાર ન રહ્યો. સારાં પગલાંની નવી વહુને પ્રતાપે હવે ખરેખર સુખી થવાશે એમ તેમને લાગ્યું. અને દિવસે દિવસે નબળી થતી જતી વહુની તબીયતના બંનેએ સબહુમાન જતન લેવા માંડ્યાં. કેટલાંએ તાવીજોનાં પાણી, કેટલીએ ગોયણીઓ કરવાની બાધા અને કેટલાએ મંત્રોનાં માદળીઆં તેને માટે આણવામાં આવ્યાં. પુત્રને ઘેર પુત્ર આવે અને પિતૃઓ સ્વર્ગમાં શાંતિ પામે એથી બીજું રુડું શું હોઇ શકે ?

પણ બીચારી કાન્તાવહુ ! ન ખીલી, ન ફુલી, ન ફાલી ને તેટલામાં તો મરી ગઇ. એક અંધ બાળકીને જન્મ આપી વેદનાની એક કારમી ચીસ નાખતાં નાખતાં તેનો પ્રાણ ઉડી ગયો. તેનાં માબાપ હાહાકાર કરી રડી રહ્યાં, ત્રીકમ અને તેની માતા વીલે મુખે અને ઉદાસ અંતઃકરણે અંધ બાળકને ઉછેરવાની વિકટ ઉપાધિના ભારથી દબાતાં ઘેર આવી કાન્તાવહુને સંભારી આંસુ સારી રહ્યાં.

પણ એકવીસ વર્ષનો યુવાન પત્નીનો શોક કેટલા દિવસ પાળે ? સંસારવ્યવહારની ઉપાધિમાં અને ભર જુવાનીના કાળમાં કૈં સંન્યાસી થઇ બેસાય છે ? એનું ઘર કોણ સાચવે ? એનું અંધ બાળક કોણ સાચવે ? એની વૃદ્ધ માતાને ગૃહકામમાં મદદ કોણ કરે ? એને બે વાર ઉની ઉની રસોઇ કરીને જમાડે કોણ ? કાન્તાવહુની પાછળ એનું જીવન તો ખારું થઇ ગયું હતું. પણ આ બધી મુશ્કેલીઓનો ઉપાય ન હતો તેથી પરગામ વસતા એક હેડમાસ્તરની ચૌદ વર્ષની, આવી ને તરત ઘર ઉપાડી લે એવી કન્યાને ત્રીકમ પંદર દિવસ પછી કાશીએ ધામધુમ વગર પરણ્યો. લગ્નનો આ એનો ત્રીજો અનુભવ હતો.

એણે આયુષ્યનો સુખીમાં સુખી સમય ગાળ્યો હોય તો તે આ હીરાવહુના રાજ્યમાં હતો. હીરાવહુ માસ્તરની છોકરી હોવાથી ગુજરાતી પાંચ ચોપડી ભણેલી હતી. તેને થોડું ભરતાં ગુંથતાં આવડતું, ઘરનું કામ કરતાં અને રાંધતાં તેને કોઇની મદદની જરુર પડતી નહીં. શરીરે તે પુષ્ટ હતી અને ચપળતાથી તે આખા ઘરમાં સપાટાબંધ ફરી વળતી. તેણે 'સતીચરિત્ર'-ના બંને ભાગ પણ વાંચ્યા હતા અને તેને

પોતાને તેમના જેવી થવાની હોંશ હતી. તેના માતપિતાએ તેને સાસુની મર્યાદા કેમ સાચવવી, પતિને કેમ પ્રસન્ન કરવો, દીયરીઆને કેમ રાજી કરવા, અને સુનીતિને માર્ગે કેમ ચાલવું એ સૌનો બોધ તેને પરણતી વખતે આપ્યો હતો. હીરાના મનમાં ઉભય સુકુળને ઉજ્જ્વલ કરવાની મહેચ્છા હતી.

ત્રીકમનું જીવન હીરાના રાજ્યમાં ખરેખર સુખી હતું. હીરાની સંગતિથી તેની ટેવો થોડી થોડી સુધરતી જતી હતી. તેના નબળા થઇ ગએલા શરીરની સંભાળ હીરાને હાથે સરસ લેવાતી હતી. પિતા ગયે વર્ષે મૃત્યુ પામ્યા હોવાથી તેણે અભ્યાસ છોડી ધંધો કરવા માંડ્યો હતો અને નાનપણની બધી ટેવો છોડી તે ઘરના વડા તરીકે ગંભીરતાથી રહેવાનો પ્રયત્ન કરતો હતો. તેણે રીતસર જન્મ મરણને પ્રસંગે ન્યાતમાં જવાનું શરુ કીધું. તેણે ન્યાતની ઉન્નતિ કરવા માટેનાં એક બે ભાષણો પણ આપ્યાં, પુત્રજન્મની એકજ લાલસા તેના મગજમાં અણપુરાએલી રહી હતી.

ને એ શુભ સમય પણ પાસે આવવાનો સંભવ થોડા વખતને માટે તો સૌની આશાને ઉશ્કેરી રહ્યો. પણ દુર્ભાગ્યે પુત્રીજન્મ થયો. " આજે છોકરી થઇ તો કાલે છોકરો આવશે " એમ ગણી સૌએ મન વાળ્યું.

એ હીરાવહુના સદ્‌ગુણ શેં ભુલાય ? એક વાર ત્રીકમ ખુબ માંદો પડ્યો હતો ત્યારે રાત ને દિવસ ખાડે પગે એણે જે ચાકરી કરેલી તે તો જેણે નજરે જોઇ હોય તેજ એની કદર કરી શકે. એને યાદ કરતાં આજના શુભ મંગલ પ્રસંગે પણ ત્રીકમની આંખો ભીની થયા વિના રહી નહીં.

ને ફરી વર્ષે દહાડે પાછો હીરાને શુભ અવસર સાંપડ્યો. ત્રીકમના મંદવાડ વખતે એનું શરીર જરા નબળું પડ્યું હતું, તેનો ભય તેને આ વખતે લાગ્યો. પણ નવ માસે ત્રીકમને ત્યાં જ્યારે પચીસ વર્ષે પહેલી વાર પુત્રજન્મ થયો ત્યારે તો સાસુ, વહુ અને પતિ ત્રણેનાં હૃદય આનંદથી ફુલી ગયાં. ત્રીકમના જીવનમાં આથી સુખની પરમાવધિ આવી ગઇ. પિતૃઓને સ્વર્ગમાં મોકલવાનું તેના જીવનનું એકનું એક મહદ્ કાર્ય તેણે સફલતાથી પાર પડ્યું હતું.

પણ વિધિ ઇર્ષ્યાખોર હોય છે. એને કોઇનું સુખ ગમતું નથી. અધુરી વાસનાને લઇને પ્રેત-યોનિમાં ભટકતું વીજળીનું ભૂત હીરાનું સુખ સહન ન કરી શક્યું. મહીનાના પુત્રને લઇને હીરા પહેલવહેલી પતિગૃહે ગઇ ત્યારે ક્યાંકથી આવી એનો છળ કીધો. બીકની મારી હીરાને તે રાત્રે તાવ આવ્યો તે આવ્યોજ. અને થોડા દિવસે તેમાંથી ક્ષયરોગની શરુઆત થઇ.

ખાટલે પડેલી હીરા માંદી માંદીએ પતિનું અને પુત્રનું કામ પોતાનાથી બને એટલું કરતી. મંદવાડ તો કાલ મટી જાય પણ ઘરનું કાર્ય કોણ કરે ? અને વૃદ્ધ સાસુનાં દેવદર્શનમાં ખામી આવે તો તેમનું ઘડપણ રઝળે તેનું કેમ ? હીરાનું પતિવ્રત તેની પાસે એવું અયુક્ત આચરણ કરવા દે તેમ ન હતું.

પણ છેવટે તો તે બીચારીનુંએ ન ચાલ્યું. માનસિક બળને આધારે ઉઠતાં શરીરે છેવટે મનના આગ્રહ છતાં ઉઠવાની ના પાડી. હીરા છેક પથારીવશ થઇ.

ત્રીકમ ને તેની માતાએ પહેલાં પહેલાં તો હોંશથી ચાકરી કરવા માંડી. પણ દિવસ લંબાતા ગયા અને હીરાની સારા થવાની આશા ઓછી થવા માંડી. ત્રીકમની દશા બહુ બુરી હતી. મરદ માણસ ધંધે ધારી છોડીને માંદી બૈરીની પાછળ ક્યાં સુધી બેસી રહે ? અને માતાજીએ બીચારાં શું કરે ! ઘડપણમાં પ્રભુનું નામ લઇ

આત્માનું સુધારે કે આખી જીંદગી છોકરા ને તેના વસ્તારની ઉઠવેઠ કરી માયામાં મચ્યાં રહે ! અને રહે તોએ ઘડપણમાં શરીર ચાલે કેટલું ?

હીરાના મંદવાડને બબ્બે વર્ષ થવા આવ્યાં. દિવસે દિવસે તેનું શરીર છેક ઘસાતું ગયું. અને શરીર ધર્મો માટે પણ તેને બીજાની મદદની જરુર પડવા માંડી. વૈદ્ય ડાકટરોએ તો તેની આશા ક્યારની મુકી હતી પણ માત્ર આયુષ્યના દોર પરજ હવે તો તે જીવતી હતી. આપણામાં એક કહેવત છે " સાજું ખાય ધાન, અને માંદુ ખાય ધન" તેમ તેની પાછળ પૈસો પણ પુષ્કળ ખરચાતો હતો. બીચારા ત્રીકમે કમાઇ કમાઇને ક્યાં સુધી આ મરતી સ્ત્રી પાછળ ખુવાર થવું એ પણ એક પ્રશ્ન હતો. ધીરે ધીરે તો એ બીચારી ક્યારે પીડામાંથી છુટે અને બીજાઓને છોડવે એ સ્થિતિ પર વાત આવી ગઇ. પણ હાથે કરીને આયુષ્યનો અંત કે અણાય છે ?

પણ છેવટે અતિ વાટ જોવડાવી જોવડાવીને એ અંત પણ આવી લાગ્યો. હીરાના મરતી વખતના છેલ્લા શબ્દો નીચે પ્રમાણે હતાઃ " નાથ ! હું જાણું છું કે મેં તમને બહું દુઃખી કર્યા છે, અને મારાથી તમારી કંઇ સેવા થઇ શકી નથી. પ્રભુ પાસે હું એટલુંજ માગું છું કે ભવોભવ મને આજ પતિ મળજો." થાકને લીધે તે થોડી વાર મુંગી રહી અને પાછું ઉમેર્યું: " વહાલા ! મારા ગયા પછી તમારી તબીયતની અને છોકરાંઓની માવજત કોણ કરશે તેની મને ખુબ ફીકર થાય છે. બાનું પણ હવે તો ઘડપણ થયું. માટે મને એક વચન આપો તો મરતી વખતે મારો આત્મા શાંતિ પામે. " ત્રીકમથી લાગણીને લીધે આ વખતે કંઇ બોલાયું નહીં. પણ મરતી સ્ત્રીની ઇચ્છા પુરી કરવા તેના હાથમાં હાથ મુકીને વગર પુછે એ છેલ્લી વાર જે કહે તે કરવાનું એણે વચન આપ્યું. હીરાએ તરતજ તે હાથ પોતાના નબળા હાથમાં લઇ મહા પ્રયત્ને ઉંચકીને આંખે લગાડયો અને કહ્યું; "વહાલા ! આ વચનથી તમે બંધાઓ છો કે મારા ગયા પછી તમે જરુર ફરી પરણશો. હાશ ! હવે મારા મનનો બોજો ઉતર્યો અને શાંતિમાં મારો જીવ જશે. " આવતાં આંસુને ખાળવાનો વૃથા પ્રયત્ન કરતાં ત્રીકમ ત્યાંથી ઉઠી ગયો.

બે કલાક પછી જીવનનાં સર્વ કર્તવ્યો પુરાં થએલાં હોય તેમ હીરાનો આત્મા ઉડી ગયો. ત્રીકમ જીવનમાં પહેલી વખત પોક પોક મુકીને રોયો. બાળકો બીચારાં વીલાં વીલાં થઇ ગયાં. વૃદ્ધ માતાજીની આંખમાં પણ ચોધાર આંસુ વહેતાં હતાં. "એ તો મારા ઘરની લક્ષ્મી હતી." તેમણે કહ્યું. " એવો દૈવાંશી આત્મા આપણા રાંક ઘરને કેમ છાજે ? "

ત્રીકમનું શરીર હીરાના મંદવાડની ચિંતા અને ઉજાગરાથી છેક લથડી ગયું હતું અને એને દમ અને ઉધરસનો વ્યાધિ લાગુ પડ્યાં હતાં. હીરા વિના ઘરમાં ડગલે ને પગલે અડચણો પડતી. હીરાના મૃત્યુને એક માસ વીતી ગયો. માતાજીએ હીંમત આણીને કહ્યું: "ભાઇ! હવે તું કંઈ વિચાર કરે તો ઠીક ! "

" શો વિચાર કરું ? મારું તો બધું જીવતર બળી ગયું." શોકમાં ડુબેલા ત્રીકમે કહ્યું.

" ખરી વાત છે. ભાઇ! હીરા જેવી તો કોઇ થઇ નથી ને થવાની નથી. પણ આપણે સંસારી રહ્યાં. એમ હઠ લઇ બેસે કૈં ચાલે છે ? મારું ઘડપણ થયું. આ છોકરાં નાનાં રહ્યાં. કાલે ઉઠીને મારો દેહ ન હોય તો તારું ને તારાં છોકરાંનું કરશે કોણ ?" માતાજીએ સ્વરમાં દીનતા આણીને કહ્યું. " ને તારા શરીર સામુંએ કૈં જોશે કે નહીં ?

" મારા નશીબમાં સુખજ નથી " નિરાશાથી ત્રીકમે માથે હાથ દીધાં. " નહીં તો ત્રણ

ત્રણુ લગ્ને મારા આ હાલ હોય! મારે તો ફરી પરણવુંજ નથી."

માતાજીનાં આંસુ આંખમાંથી સુકાઇ ગયાં અને સ્વરમાં કઠોરતા આવી. "અરે ગાંડા! કે આશે? આટલે વર્ષે આ છોકરાંની જંજાળ મારા ઉપર નાખી મારું કે ઘડપણ બગાડવું છે? હું તો ચોખ્ખી વાત કહું છું કે મારાથી તારા ઘરનો કારભાર નહીં થાય."

ત્રીકમ દીન વદને નીચું માથું કરી માતાજીનું કહેલું સાંભળી રહ્યો. ફરી લગ્ન કરવાની જરુરીઆત આગળ એને પોતાની લાગણીઓને મહલાવવાનો અવકાશ ન હતો. મને કમને એણે સંમતિ આપી અને ન્યાતમાં તે વખતે મોટી કન્યાઓ ન હોવાથી એક દસ વર્ષની બાળા સાથે તેના વિવાહ મળ્યા. "આજે નાની હશે તો કાલે મોટી થશે. કે જુવાન માણસથી વાંઢા રહેવાય છે?" માતાજીએ કહ્યું.

ફરી ત્રીકમભાઇનાં લગ્ન કર્યાં. અને લોકોએ જાણ્યું કે આ ચોથીએ ચોક પુર્યો. ચાર વાર પરણે પછી તો માણસનું ઘર જરુર મંડાય. કેટલાક, ત્રીકમની ગ્રહદશાની દયા ખાતા. કેટલાક એને પાઘડીએ મંગળ છે એમ માનતા. અને આ છેલ્લીજ વાર મહાલવાનું મળશે એમ પણ ધારતા.

કન્યા દસ વર્ષની તો હતી પણ સિંહસ્થ વર્ષ હોવાથી લગ્ન બીજે વર્ષે કર્યાં. આ આખું વર્ષ ત્રીકમે અનેક પીડાઓમાં કાઢ્યું. વચમાં તેના વ્યાધિએ પણ જોર કર્યું અને તેનું આખું શરીર ફોલ્લાઓથી ભરાઇ ગયું. સ્ત્રી વગર આવી વખતે કોણ ચાકરી કરે અને કોણ કામ આવે?

જેમ તેમ કરતાં ત્રીકમભાઇ વર્ષને અંતે પરણ્યા. પણ આ વખતે કન્યા એટલી અજ્ઞાન નીકળી કે લગ્નની પહેલીજ રાતે ત્રીકમથી બીધી અને પછી એણે સાસરે જવાનીજ ના પાડવા માંડી. ઘેર જવાનો વખત થાય એટલે રડી કકળીને, ઓરડામાં ભરાઇને, કે બારીના સળીઆ પકડીને તે ન જવાની હઠ લઇને બેસતી. પણ હીંદુ સંસારમાં પરણેલી—પારકી કરેલી દીકરીને માબાપને પોતાને ઘેર કેમ રખાય! ઘણી વાર એને સંધ્યાકાળે હાથ પગ બાંધી ઉચકીને ઘેર મુકી આવવી પડતી. રાત્રે બીધેલી કન્યાની ચીસો કે રુદન પાડોશીઓને સંભળાતાં તો કાં તો તે તેની મુર્ખાઇ પર હસતા કે "બીચારા ત્રીકમના નસીબમાં સુખજ નથી" એમ કહી તેની દયા ખાતાં.

ત્રીકમ આટઆટલી વાર પરણ્યો પણ આ પત્ની જેવો અનુભવ તેને કયારેએ નહોતો થયો. જે વાત તેને ઘણી સ્વાભાવિક લાગતી, જે વર તરીકેના હક્ક એણે તેર વર્ષની વયથી પુરા અધિકારથી વાપર્યા હતા તે એક નાદાન છોકરીની હઠને લીધે અસ્વાભાવિક બનતા હતા. એક નાની સરખી છોકરીને વશ ન કરી શકવા માટે આખી દુનીઆ તેની હાંસી કરતી હતી. ઘેર ઘેર ને ચકલે ચકલે ત્રીકમના ઘર સંસારની વાતો એક કાનેથી બીજે કાને જતી સંભળાતી. કેટલાક આવડી અગીઆર વરસની કન્યાના અજ્ઞાન પર અને સાસરે ન જવાની હઠને લીધે આખા હીંદુ સમાજનું અવળું ભાવિ આવી પહોંચ્યું છે એમ માનતા હતા. કેટલાક કન્યાને ખેતરપાળ પરણી ગયો છે એમ ધારતા. કેટલાક ત્રીકમના બાયલાપણા પર હસતા. એક ચાર આંગળની છોકરીને લીધે ઘણી વાર બીચારા ત્રીકમથી નીચેથી ઉંચું જોવાતું નહીં. ઘણી વાર એથી એનું ઝનુન પણ વધતું અને પરિણામે પડોશીઓ રાત્રે રડતી કકળતી કમુની થોડીક વધારે ચીસો સાંભળતા.

માતાજીને પણ વહુના આવા વર્તનથી થોડો ઘણો ગુસ્સો ચઢતો નહીં. ઘડપણમાં એમને શાંતિ

આપવાને બદલે આવી કુપાત્ર વહુને લીધે રોજ ફજેતા થતા તેથી એમની આંતરડી કકળતી અને તેથી સદ્‌ગુણી હીરાવહુને સંભારી ઘણી વાર આંસુ સારતાં.

રોજના સંતાપથી ધીરે ધીરે કમુને તાણુ આવવા માંડ્યું. અધુરામાં પુરું એને અધરણી રહ્યું. થાકી હારીને ત્રીકમે અને તેની માતાએ કમુને પીએર મોકલી દીધી.

સાત માસે કમુને મુએલો છોકરો આવ્યો. અને આ દુનીઆં અકારી થઇ પડી હોય તેમ તેણે પણ પ્રાણત્યાગ કર્યો. મરતાં મરતાંએ બહાવરું વદન અને ફાટેલા ડોળાથી એ ભયંકર લાગતી હતી.

આમ હીંચકા ઉપર એકલા બેઠાં બેઠાં ત્રીકમના મન આગળ ભૂત જીવનના આ બનાવો સ્મૃતિપટ પર એક પછી એક આવ્યે જતા. અને તેથી હર્ષ, શોક, દુઃખ એ બધાના મિશ્રિત ભાવો તેના અંતરને દર પળે જુદી જુદી રીતે રંગતા. છેલ્લાં છેલ્લાં જ્યારે કમુના ટુંકા જીવનનાં ચિત્રો એના મન આગળથી પસાર થયાં ત્યારે દુઃસ્વપ્ન આવ્યું હોય તેમ ત્રીકમનું હૃદય ફફડી રહ્યું. ને એ બધાંને અંતે પલ વાર તેને વીજળી, કાન્તા, હીરા અને કમુ અંતરીક્ષમાં અદ્ધર લટકતી દેખાઇ. જાણે ચારે જણીઓ એક સામટી કહેતી હોયઃ " શા માટે ફીકર કરો છો? મૃત્યુ પછી જે પુનર્જન્મ આવે છે તેમાં પતિપત્ની ફરી મળે છે એમ શાસ્ત્રમાં લખ્યું છે અને આપણે પણ પતિ પત્નીઓ તરીકે ફરી મળવાનાંજ છીએ. આત્મા તો અવિનાશી છે. દેહના જેવો ક્ષણભંગુર નથી. અને અમે મન, વચન, કાયાથી ગયા જન્મમાં તમારા સીવાય બીજા કોઇનું ધ્યાન કર્યું નથી. એટલે આવતે જન્મે પણ તમે મળશોજ. ત્રીકમજી! અમે તમારી વાટ જોઇએ છે. વહેલા વહેલા ક્યારે આવો છો?" અને આ અવનવું સત્ય કહીને આનંદ પામેલી સુંદરીઓ અટ્ટહાસ્ય કરતી અદૃશ્ય થઇ.

ત્રીકમના પગ હીંચકો ખાતાં ખાતાં થંભી ગયા. તેણે આંખો ચોળી. શું આ ભૂતાવળ હતું? શું પોતે ખરેખરો ઉંઘી ગયો હતો કે જાગ્રત સ્વપ્ન જોતો હતો! શું ખરેખર આ બધી સ્ત્રીઓ તેનો ફરી જન્મ થાય તેમાં મળવાની હતી? માત્ર હીરા એકલી મળવાની હોત તો તો ઠીક. એ તો બીચારી સદાએ ચાકરી કરતી; તેનો પડયો બોલ ઉઠાવી લેતી. તેની સારી ખોટી દરેક ઇચ્છાઓને પુરી કરતી. એણે તો તેને આ પૃથ્વી ઉપરનો પરમેશ્વર કરી બરાબર પુજ્યો હતો. પણ આ બીજી બધી? તેમનું શું? એક એક જણીએ આટલો ત્રાસ આપ્યો તો બધી સામટી મળે તો શું થાય?" એનું મન શંકામાં આમ તેમ ડોલી રહ્યું.

પણ એટલામાં તો દૂરથી માટલાં લઇ ગાતી ગાતી આવતી સ્ત્રીઓનો સાદ આવ્યો. સાથે તતુડાં અને ઢોલ એનાં બધાં સ્વપ્ન અને શંકાઓને ઓગાળી નાખતાં હોય એવાં સંભળાયાં. તેણે બારીએ જઇ ધ્યાનથી સાંભળવા માંડ્યું. ગીતના શબ્દો ચોખ્ખા સંભળાતા હતા.

એક આવે, બીજી આવે, ત્રીજી તડામાર
મારો વીંજણો રે,
ચોથી કાગળ મોકલે, સવારે વહેલો આવ,
મારો વીંજણો રે.

" ચોથી શું, હવે તો પાંચમી આવશે " ત્રીકમથી મનમાં ને મનમાં હસતાં હસતાં બોલાઇ ગયું. બધી જુની સ્ત્રીઓના વિચારો તેના મનમાંથી આનંદદાયક સાદને પ્રતાપે ક્ષણવારમાં જતા રહ્યા. નવી વહુની આકૃતિનો સાક્ષાત્કાર કરવામાં તત્ક્ષણ તેનું મન રોકાઇ ગયું

સ્ત્રીવૃંદ પાસે ને પાસે આવતું ગયું અને સ્ત્રીઓએ બીજું ગીત ઉપાડ્યું:

લાકડી ચઢી રે કમાડ, બાળાવરને નીરખવા રે.
દાદાજી એ વર લ્યો લ્યો એણે મારાં મન વસ્યાં રે.

ત્રીકમના આશાતુર અંતરમાં આ શબ્દોએ અવનવું તોફાન જગાડ્યું. તેણે નવી વહુને આતુરતાથી પોતાની વાટ જોઇ રહેલી કલ્પી, અને તેનું મુખ હસું હસું થઇ રહ્યું.

ગાનારી સ્ત્રીઓ ઘરમાં આવી, અને નંદવાય નહીં તેમ માટલાં સાચવીને ઠેકાણે મુક્યાં. થોડી વાર ચોકમાં ખારેક પતાસાં આપવાની તૈયારીઓ ચાલી રહી. મેડીની બારીએથી ત્રીકમ ગીત ગાતા, ધાંટા પાડતા, ખારેક પતાસા લેવાની ઉતાવળ કરતા સ્ત્રીવૃંદને લાલસાની દ્દષ્ટિએ જોઇ રહ્યો અને નવી વહુ આવે ત્યારે આમાંથી કોના જેવાં લુગડાં ઘરેણા અપાવી તેનું મન રીઝવવું તેના વિચારમાં તે ડુબ્યો.

વાંચનાર! એ રાત્રે ત્રીકમ પાંચમી વાર પરણ્યો એમાં તો કંઇ શંકા છેજ નહીં. સૌની સાથે આપણે પણ એને આશીર્વાદ આપીએ કે બીચારાનું હેવાતન (જો કે આ શબ્દ સ્ત્રીને માટે વપરાય છે પણ આ જમાનામાં આપણે પુરૂષને માટે વાપરવા જેટલી છુટ લઇ શકીએ) અખંડ રહો અને ફરી ફરીને પરણવાની પીડામાંથી પ્રભુ એને બચાવો!



## ફાંસીની સજા

[ અનુસંધાન પૃષ્ઠ ૩૮ થી ]

હૈયાથી હૈયાં ચંપાય, અંગોમાં અંગો લપાઇ જાય અને આંખોથી આંખો વાતો કરી રહે એવો એ પ્રસંગ નહોતો. એક રાક્ષસે એક અપ્સરાને કબજે કીધી હતી. એના ઉપભોગ માટે રાક્ષસ તલ્પી રહ્યો હતો. અપ્સરાની આંખો બંધ હતી, એનું શરીર એ રાક્ષસની સમીપ પડ્યું હતું, પણ એનું મન, હૃદય, ક્યાંક બીજેજ ભટકી રહ્યાં હતાં.

થયું. ભાઇના પ્રેમ ઉપર દેવબા નિર્દોષતા અને પવિત્રતાનું બલિદાન આપી ચુકી. અનેક રણશુરા રાજપુતોના હૃદયમાં રમી રહેલ એ નવયૌવના અપ્સરાની પવિત્રતા સરદારે ક્ષણ બેક્ષણની પોતાની રાક્ષસી લીલામાં બાળીને ભસ્મ કરી દીધી. શેષ રાત્રિ ઉઘાડી આંખે, વ્યથિત હૃદયે રડતાં રડતાં દેવબાએ કાંટાની જેમ ખુંચતી સરદારની શય્યામાં માંડમાંડ વીતાડી.

પ્રભાત થયું. વાઘના પાંજરામાંથી છુટતી છુટે તેવી રીતે સરદારની મલિન શય્યા છોડી દેવબા ઉભી થઇ ગઇ. ચોધારે આંસુએ રડતી, જમીન પર આંખો રાખી સરદારને નમી તે બોલી:

"હવે આપનું વચન પાળો, સરદાર, મારા ભાઇને છોડી મુકો."

પશ્ચાતાપ કે દયા જેવી લાગણીઓ જેણે કદિ અનુભવી નહોતી તે સરદાર હજુએ કામની ઘેનભરી આંખે રડતી કુમારિકા તરફ જોઇ રહ્યો અને બોલ્યો: "છોકરી, તારા ભાઇ ઉપર તને બહુ હેત લાગે છે. એને જોવાની તને બહુ ઇચ્છા લાગે છે. ભલે, જો, પેલી બારી ઉઘાડ, એટલે તરતજ તારો ભાઇ તને દેખાશે."

આવેશથી દેવબા બારી પાસે દોડી. જોસથી ધક્કો મારીને બારીનાં બંને બારણાં ઉઘાડી નાખ્યાં, અને સામેજ આંગણામાં નજર કરી. ક્યાં ? રાજમહેલના આંગણામાંજ વીરસિંહનું શબ ફાંસીને લાકડે લટકી રહ્યું હતું તેના ઉપર.

કરપીણ દૃશ્ય દેવબાએ જોયું. આવેશ ને લાગણીઓ હરી ગયાં. ન સમજી શકાય તેવું પરિવર્તન ! શાંત મૂર્તિ સરીખી તે ફરી. એક સ્થિર ને વેધક દૃષ્ટિ તેણે સરદાર તરફ નાખી. એ દૃષ્ટિમાંથી તણખા ઝર્યા. સરદાર દાઝી ઉઠયો. વીજળીનો આંચકો લાગે તેમ આંચકો ખાઇ તે ઉભો હતો ત્યાંજ પછડાઇ પડયો. ને તેજ ક્ષણે બારીએ ધબાકો થયો.*

* કેટલાક વખત ઉપર પસ્તીના કાગળના ઢગલામાંથી લગભગ ફાટી તુટી અવસ્થામાં આ રસિક વાર્તા મને મળી આવી. કેટલાક પાન પણ ખોવાઇ ગયાં હતાં ને મુળ લેખકનું નામ પણ મળી શક્યું નથી.
—સંપાદક.



## મારી નોંધપોથી

[અનુસંધાન પૃષ્ઠ ૬૦ થી]

છે, 'નિવેદન'માં પહેલે પોતેજ 'પૂર્વે' દરબારમાં કવિ, પંડિત અને વિદ્વાનોને ઉત્તેજન અને આશ્રય મળતાં' એવું વાકય છે, તે "विनाश्रयं न शोभन्ते पण्डिता वनिता लताः । એ સંસ્કૃત વાકય પરથી લીધેલું છે. પાને ૭ મે આમ વાકય છે; "આમ માનસિક શ્રમ ઓછો નહોતો" તે હમણાંજ અમે એક અંગ્રેજી ગ્રંથમાં વાંચેલા 'Thus he suffered mentally' નું સ્મરણ કરાવે છે. પુનશ્ચ હરિઃ ઓમ્' એ લેખમાં નું 'પણ એ વીશે બીજે કોઇ પ્રસંગે' એ વાકય Robert E. Benchley કૃત 'Of all Things' નામના પુસ્તકના ૧૨૧મા પૃષ્ટ પરના "Some time I'm going to have him paged" નું ભાષાંતર હોય એમ નથી લાગતું? "વસન્ત"નો રજતોત્સવ એ લેખમાંનું પૃ. ૧૭મા પરનું વાકય,–'આપણો માનસિક ખોરાક આજે "છાપાંઓ" ને "માસિકો" છે'– "Newspapers and Magazines supply the necessary food for our intellectual feast" એ એક માસિક પત્રમાં પ્રસિદ્ધ થએલા વાકય પરથી 'તફડાવ્યું' છે. પૃ. ૧૦૯ પર આપેલો દાખલો "All men are mortal, Socrates is a man; Socrates is mortal" તો પ્રો. આતસુખશંકર ત્રિવેદીના 'લોજીક'માંથી અક્ષરશઃ ઉતાર્યો છે. આવા તો અનેક દાખલાઓ આપી શકાય. અપહરણ એવું ખુબીથી કરવામાં આવ્યું છે કે જેનું વાચન અતિ વિશાલ હોય તેજ એ પકડી શકે. અમુક એક પુસ્તકમાંથી નહીં, પરંતુ જુદી જુદી ભાષાના જુદા જુદા પુસ્તકોમાંથી, વાકયોના ટુકડાઓ લઇ લઇને ભેગા કર્યા છે. પ્રત્યેક લેખકની ફરજ છે કે કયો શબ્દ એણે કયાંથી લીધો છે તે દર્શાવવું; અને એમ કરીને કોઇનું પણ ઋણ અસ્વીકૃત રહેવા દેવું નહીં. દાખલા તરીકે નીચે અમે એક કંડિકા આપીએ છીએ.

લૌકિક (વસન્ત રજત મહોત્સવ સ્મારક ગ્રંથ પૃ. ૭૬) દૃષ્ટિએ (સરસ્વતીચંદ્ર, ભા. ૧) વીચારતાં ('ગુજરાત,' ૧૯૮૪ માઘ) માલમ (નર્મદાશંકરનો શબ્દકોશ) પડે છે ('નવચેતન,' ૧૯૮૪, પૌષ) કે ('સ્મરણસંહિતા') મનુષ્ય (આપ્ટેનો સંસ્કૃત કોષ) મુઓ (ગં. સ્વ. અંબાલખમી). તથાપિ (પ્રો. દુરકાલકૃત 'થોડાંક છુટાં ફુલ') મનુષ્ય (આપ્ટેનો સંસ્કૃત કોષ) કદી ('પંચતંત્ર'નું ભાષાંતર) આત્યંતિક (શાંકરભાષ્ય) વિનાશ (૧૪ મી ફેબ્રુઆરીનું 'હીંદુસ્તાન') પામતો ('બે ઘડી મોજ' તા. ૧૧–૩–૨૮) નથી. (મારો દેણદાર).

એકંદરે આ સ્મારક ગ્રંથ ઉત્તમ કોટિનો ગ્રંથ છે છતાં આવાં અપહરણોથી એ કલુષિત થએલો જોઇને અમને અત્યંત ગ્લાનિ ઉપજે છે.

'સૌરાષ્ટ્ર' તા. ૩–૩–૨૮ સૌરાષ્ટ્ર પ્રકાશ કંપની લિમિટેડ, રાણપુર (બી. એસ. રેલ્વે)

'સૌરાષ્ટ્ર'ના અન્ય અંકો કરતાં આ ખાસ જુદો નથી–અલબત્ત, લખાણ ને તારીખ હંમેશ કરતાં જુદાં છે. અવલોકનકારો માસિક ને સામાયિકના મુખ્ય વિભાગ તરફ હંમેશાં દુર્લક્ષ કરે છે. એ મુખ્ય વિભાગ તરફ તેઓ દૃષ્ટિક્ષેપ પણ કરતા હશે કે નહીં તેની પણ અમને શંકા રહે છે. આથી 'સૌરાષ્ટ્ર'ના અન્ય વિભાગનું વિવેચન ન કરતાં અમે અહીંઆં

એના પ્રધાન વિભાગ–જાહેરખબરો–નુંજ વિવેચન કરીશું.

એકજ પત્રમાં આવું અનુપમ વૈવિધ્ય, શૈલીનું વૈવિધ્ય, છપાઇનું પણ વૈવિધ્ય એમાંની જાહેરખબરોમાં માલમ પડી આવે છે. વસ્તુની પસંદગી દૈનિક જીવનના વિષયોમાંથીજ કરવામાં આવી છે. અસારના લેખકો અદ્ભુત, જીવનને અજાણ્યા વિષયો પસંદ કરે છે તેના કરતાં આ જાહેરખબરના લેખકોએ ચર્ચા માટે જે જીવનના નિત્ય પરિચયના વિષયો પસંદ કર્યા છે તે અમને વધારે અસરકારક લાગે છે. પોતાની ધારેલી કન્યકા ન મળવાથી અમુક પુરુષે આપઘાત કીધો: એના કરતાં મદ્રાસ વોચ કંપનીમાં પાંચ રુપીઆની ' રીસ્ટવોચ ' મળે છે ને તે લેનારને બીજી વીસ વસ્તુઓ ઇનામમાં મળે છે એ અમે વધારે માનીએ છીએ; એટલુંજ નહીં, અમને એમાં રસ પણ વધારે પડે છે. " તાકાત, તાઝગી ને તંદુરસ્તી માટે દ્રાક્ષાસવનું સેવન કરો " એ વાક્યના પદલાલિત્ય આગળ ' પડે છે, રડે છે, જડે છે, નડે છે ' એ લીટી અમને છેક કચરા જેવી લાગે છે. " તનમનનો શ્રમ કરનારાં ! તમે વાપર્યું કે ? " એ પ્રશ્નથી અમારા હૃદયમાં જેટલી ઉત્કંઠા જાગે છે તેના શતાંશે પણ નાયક નાયિકા સાથે પરણ્યો કે નહીં તે જાણવાની ઉત્કંઠા અમને થતી નથી. " દર રવિવારે વૈદ્યરાજ અમદાવાદથી મુંબાઇ આવે છે " એ વાંચીને દર રવિવારે અમને મુંબાઇથી અમદાવાદ જવાનું મન થાય છે. અસલ લાટ કયા પ્રદેશને કહેતા તે અમે જાણતા નથી, તેમજ જાણવાની અમને પરવા પણ નથી. એ જ્ઞાનના કરતાં "તમારા મહેમાનો ને મિત્રોને સારી ઓ. કે. ચાહ પીવાડશો તો તેઓ ખુશ થશે અને તમારી મહેમાનગીરીનાં વખાણ કરશે" એ જહાંગીર બ્રધર્સે આપેલું જ્ઞાન અમને વધારે ઉપયોગી લાગે છે.

કેટલીક જાહેર ખબરો અત્યંત રસમય, કેટલીક ઉપયોગી માહીતીથી ભરેલી, કેટલીક પ્રશંસાત્મક, કેટલીક નિંદાત્મક, કેટલીક અદ્ભુત શૈલીવાળી, કેટલીક સામાન્ય વિષયોનું અસામાન્ય વર્ણન કરતી, કેટલીક સામાજિક, કેટલીક આર્થિક, કેટલીક નૈતિક તો કેટલીક રાજકીય; એમ વિધવિધ જાતની ને વિધવિધ ગુણોવાળી જાહેરખબરો એ આ અંકનું ખાસ ભૂષણ છે. અને આવા તદ્દન જુદા વિષયો હોવા છતાં રસક્ષતિ જરા પણ થતી નથી.

છતાં સર્વગુણસંપન્ન તો કૈં પણ હોતું નથી. આમાંએ કલમની કચાશ કયાંક કયાંક જણાઇ આવ્યા વગર રહેતી નથી. લેખકનો હાથ હજી નથી બેઠો, સિદ્ધહસ્ત લેખક થતાં એને હજી ચાળીસ પચાસ વર્ષો જોઇશે એમ લાગે છે. દાખલા તરીકે નીચેની જાહેરખબર જુઓ.

"જોઇએ છે–વણિક વિધવા અથવા કન્યાને ઉત્તમ તક. માસિક રુ. ૩૫) ની આવકવાળા ખાનદાન કુટુંબના વણિક યુવાનને લગ્ન માટે કુટુંબની સુશિક્ષિત ને યુવાન વણિક વિધવા અથવા કન્યા જોઇએ છે. લખો—"

આ પત્રમાં આવી બે ચાર જાહેરખબરો છે. એ જાહેરખબરોના લેખકને આકર્ષક શૈલીમાં, રસિકતાથી ભરેલું લખતાં આવડતું નથી. ઉપલુંજ લખાણ કૈંક નીચે મુજબ કર્યું હોય ને તેને નાના મોટા 'ટાઇપ'માં છાપ્યું હોય તો વાચકપર તેની અસર કેટલી બધી થાય ?

**ભદ્રંભદ્રઃ** લેખક વિ. અંબારામ વિ. કેવળરામ અવટંકે મોદકીઆ પ્રકાશકઃ સ્વ. રમણભાઇ નીલકંઠ.

આપણા સાહિત્યમાં જીવનચરિત્રો ઘણાં ઓછાં લખાયાં છે, પરંતુ આવું ચરિત્ર લખવાની હજી સુધી કોઇએ હીંમત કરી નથી.

જીવન ચરિત્રો હંમેશાં આદર્શભૂત વ્યક્તિઓનાંજ લખવામાં આવે છે. જે જે વ્યક્તિનાં જીવનચરિત્રો આલેખવામાં આવ્યાં હોય છે તે વ્યક્તિઓનાં અસામાન્ય બુદ્ધિ વૈભવ, અલૌકિક હૃદયશુચિતા ને અપૂર્વ અધ્યાત્મિક સંપત્તિનું વર્ણન એક સરખુંજ કરાએલું હોય છે. આથી એક વ્યક્તિનું વર્ણન બીજી વ્યક્તિને સર્વાંશે લાગુ પડી શકે છે. ઉમ્મર અને જાતિભેદને અંગે ઘટતો ફેરફાર કરી લઇએ તો એક જીવનચરિત્ર બીજા બંધાના જીવનચરિત્ર તરીકે ચાલી શકે.

પરંતુ ભદ્રંભદ્રનું ચરિત્ર તો આપણા ચરિત્ર ગ્રંથોના સાહિત્યમાં જુદીજ ભાત પાડે છે. પ્રથમ તો ભદ્રંભદ્ર મહાપુરુષજ નથી. મહાપુરુષ નથી એટલુંજ નહીં પણ સામાન્ય પુરુષ પણ નથી–અધમ કોટિનો મનુષ્ય જંતુ છે! અધમ એટલે દુષ્ટ, ચોર, લંપટ, ખુની એવો નહીં. એવો થવાની એનામાં શક્તિજ નથી—પરંતુ વ્યસની, ગુમાની, ખાઉધરો અને સોટ, ટુંકામાં જેને આપણે 'ઠ' કહીએ છીએ તેવો.

આવા ક્ષુદ્ર પુરુષનું જીવનચરિત્ર આલેખવાનો વિચાર માત્ર અંબારામનેજ સુઝે! એ અંબારામ કોણ છે તે અમે જાણતા નથી. ગ્રંથના પ્રસિદ્ધ કર્તા સર રમણભાઇએ તેની ઉંમર તથા ઉંચાઇ એ બેજ જણાવ્યાં છે. બીજું કંઈ નહીં તો એની પહોળાઇ પણ જણાવી હોત તો સારું થાત. એ ભદ્રંભદ્રનો પરમ ભક્ત છે. અંધશ્રદ્ધાળુ છે ને મહામૂર્ખ છે.

મહામૂર્ખ અંબારામ પામર ભદ્રંભદ્રનું જીવન ચરિત્ર લખે એમાં નવાઇ નથી. પરંતુ આશ્ચર્ય તો સર રમણભાઇ જેવાએ એ પુસ્તકને પ્રસિદ્ધ કર્યું છે તે જાણીને થાય છે. શું અંબારામની એમના પર શેહ પડી ? એમણે અંબારામને

ચોખ્ખે ચોખ્ખું કહી દેવું જોઇતું હતું કે આવા પુસ્તકને તો બાળીજ નાખવું જોઇએ. આપણામાં આવી હીંમત નથી. તેથીજ દર વર્ષે હજારો કચરા જેવાં કાવ્યો, નિર્માલ્ય નાટકો અને નૈતિક ભાવના વિહોણી નવલકથાઓ પ્રગટ થાય છે. ઇંગ્લાંડમાં એક લેખકે પોતાના પિતાને પોતાની કવિતાનું હસ્ત લિખિત પુસ્તક વાંચવા આપ્યું. વાંચીને પિતાએ કહ્યું: 'આના કરતાં તો તું મરી ગયો હોત તો સારું !' સર રમણભાઇએ અંબારામને આવોજ જવાબ દેવો જોઇતો હતો. સર રમણભાઇ ઉત્તમ કોટિના વિવેચક છે.......

દુર્ભાગ્યે સર રમણભાઇ સ્વર્ગવાસી થયા છે. એટલે અમે એ વીશે ઝાઝું લખતા નથી. 'ભદ્રંભદ્ર' નો દ્વિતીય ભાગ, પ્રથમ ભાગ પ્રગટ થયા પછી ઘણો લાંબો વખત એ જીવ્યા તો પણ એમણે પ્રગટ નજ કર્યો તે પરથી સહેજે ધારી શકાય કે એમણે પોતાની ભુલ જોઇ હશેજ અને ઇશ્વરે એમને દીર્ઘ આયુષ્ય બક્ષ્યું હોત, તો પોતાના ઘરથી ઘણે દૂર કોઇક મેદાનમાં જઇને 'ભદ્રંભદ્ર' ની બધી નકલો એમણે બાળી મુકી હોત ! અમને આશા છે કે એમના વારસો એમની એક અંતિમ ઇચ્છા પુરી પાડશેજ.

તા. ૧૦-૩-૨૮.

ગયા 'ગુજરાતી'માં એસ્પેશીઆનું રેખાચિત્ર આપ્યું છે ને એ લેખમાં વચ્ચેના મોટા બ્લોક-માં વાંચકને કેટલાંક પ્રશ્નો પુછ્યા છે.

'ગુજરાતી'કારને વાચકની સલાહ લેવી પડે છે, તેમને પ્રશ્નો પુછવા પડે છે તે જાણીને મને ઘણી દીલગીરી થાય છે.

એમણે જે પ્રશ્નો પુછ્યા છે તેનો જવાબ લખવાનું મને ક્ષણભર મન થયું. પરંતુ એવા કોઇ બીજાના ઘરની અંગત બાબતમાં માથું મારવું ઠીક નહીં એમ ધારી હું આખરે મુંગોજ રહ્યો. એમણે જે પ્રશ્નો પુછ્યા છે તે આદિત્ય વિષયક નથી રાજકીય નથી, પરંતુ એમના અંગત હોય એવું વધારે લાગે છે. સુશિક્ષિત છતાં પતિની સ્વાધીનતામાં રહેતી ન હોય એવી સ્ત્રી સારી કે ગુલામ થઇને રહે પણ ઠોઠ જેવી હોય તેવી સ્ત્રી સારી એ એમના પ્રશ્નોનો ભાવાર્થ છે.

'ગુજરાતી'કાર કદાચ સ્ત્રીની પસંદગીના વિષયમાં તરત નિર્ણય નહીં કરી શકતા હોય. પરંતુ તેથી તેમને આવી રીતે જાહેરમાં પોતાની અશક્તિ કબુલ કરવી પડે છે તે જોઇને મને ઘણી દીલગીરી થાય છે. મારી તો એટલીજ સલાહ છે કે જો તમને જાતિ તરીકે સ્ત્રીવર્ગ તરફ ખાસ અણગમો ન હોય તો પછી તમે ગમે તે સ્ત્રી પસંદ કરી લેશો તો વાંધો નહીં આવે. પછી આપની મરજી !

પરંતુ એમાં વાંક પેલી એસ્પેશીઆનો છે. એ જન્મી હતી બહુ કમનસીબ ગૃહોના યોગમાં. યુરોપમાં પણ એને ન્યાય મળી શક્યો નહીં, તો હીંદુસ્થાનમાં તો ક્યાંથીજ મળે ? ગમે તેટલી હોંશીઆર હોય, ગમે તેટલી કલાનિપુણ હોય, ગમે તેટલી શુદ્ધશીલા હોય છતાં એનું નામ એસ્પેશીઆ હતું તેજ એની અધમતાનો ખ્યાલ આપવા પુરતું નથી ? એકે એને વખોડી ને બીજાએ વખાણી, ભલે ઇતિહાસનું સંશોધન કરનારાઓને એ સ્ત્રીસ્વાતંત્ર્યની અજોડ જનની ભાસે, પણ જગતમાં હંમેશાં વખોડનારાજ સાચા ગણાયા છે ને ગણાશે. ઇશ્વરની પણ એવી-જ ઇચ્છા હતી કે એસ્પેશીઆએ ભારત વર્ષમાં નીંદાવું નહીં; તો બીજી એસ્પેશીઆ એ ઉત્પન્ન કરત નહીં; બીજી એસ્પેશીઆ ઉત્પન્ન કરત તો વડોદરામાં 'વસંતોત્સવ' ઉજવવાનો પ્રસંગ લાવત નહીં. પ્રસંગ લાવત તો સૌ. લીલાવતી મુનશીને એસ્પેશીઆ વીશે બોલવાની પ્રેરણા કરત નહીં, તેમ કરત તો સાંના વિદ્યાધિકારીને પ્રમુખ થવા દેત નહીં, 'રીપોર્ટરો' પાસે બંને એસ્પેશીઆનું એકીકરણ થવા દેત નહીં.

પણ 'ફોઇને મુછો ઉગત તો એ કાકો કહેવાત' જેવી વાત કરવા કરતાં એટલુંજ કહેવું બસ છે કે 'ગુજરાતી' જેવા પત્રમાં આવા ક્ષુદ્ર પ્રશ્નો જેને લીધે પુછવા પડયા તે એસ્પેશીઆનો જેટલો વાંક કાઢીએ તેટલો ઓછોજ છે.

# ભગવાન કૌટિલ્ય

[ અનુસંધાન પૃષ્ઠ ૪૮ થી ]

ચારે તરફ લોકો ભરાઇ ગયા. સામાન્ય લોકોની હદ સામે બેસી ગઇ. શંખનાદ થઇ રહ્યો.

બધાં શાંત થઇ ગયાં.

સરસ્વતીના મંદિર આગળ વક્રનાસ ને ધનનંદ અને બે બીજા આવ્યા. સરસ્વતીની પૂજા કરી બકરાનું બલિદાન આપ્યું. લોકોએ જય જયકાર ઉચાર્યો. બંદી જનોએ પ્રશંસાઓ ગાઇ. બ્રાહ્મણોએ આશિર્વચનં કહ્યાં. નરેંદ્રદેવ ને વક્રનાસ પાછા તેમના ગૃહમાં ગયા અને પાછા વાજિંત્ર વગડ્યાં. પાછો શંખનાદ થયો અને શાંતિ પ્રસરી.

બે ગદાધરો સામાન્ય રીતે દશ માણસ હોય તોજ ઉંચકાય એવી મોટી ગદા લઇને આવ્યા. મગધના એ બે વિશ્વવિખ્યાત ગદાધરો હતા.

તેમનું દ્વંદ્વયુદ્ધ થયું. બે નાલિકા સુધી નિઃશબ્દ જનસમૂહ એકી ટસે જોઇ રહ્યો. બંને મહારથીઓ કલ્પના કલ્પી ન શકે એવું દારુણ યુદ્ધ કરી રહ્યા; અને છતાં બેમાંથી કોઇને આંચ આવી નહીં. નરેંદ્રદેવ આંભિને પોતાના બળની પ્રશંસા સંભળાવી રહ્યા. આખરે તેમણે આજ્ઞા કરી. ગદાધરો પ્રણામ કરી વીરમ્યા. નંદે તેમને શીરપાવ આપ્યો અને લોકોએ 'જય જય' શબ્દોએ તેમને વધાવ્યા.

પાછાં વાજિંત્ર વાગ્યાં અને લોકોમાં કોલાહલ શરુ થયો. ખાવાનું તૈઆર થઇ ગયું હતું. નરેંદ્રદેવ, આંભિકુમાર ને વક્રનાસ જમવા માટે અંતઃપુરના પ્રેક્ષાગૃહમાં ગયા.

સંનિધાતા પોતાના પ્રેક્ષાગૃહમાં જમવા ગયા. સુનેત્રાના પતિને મૈનાકીએ જમવાનું નિમંત્રણ મોકલ્યું હોવાથી તે પણ આવ્યા. બધા જમવા બેઠા. ગૌરીએ આશા રાખી હતી કે સેનાજિત આવશે; પણ તેને ભાન આવ્યું કે નરેંદ્રદેવ જમે ત્યારે અંતઃપુરના સેનાધ્યક્ષે ત્યાં હાજર રહેવુંજ જોઇએ. આશા નષ્ટ થઇ. સામાન્ય લોકોને રાજાનાં પકવાનો ખાવાનો લાભ મળવાથી ગમ્મતનો પાર રહ્યો નહીં.

પાછાં વાજિંત્ર વાગ્યાં ને લોકો પોતપોતાને સ્થાને આવી બેસવા લાગ્યા. નરેંદ્રદેવ ને આંભિકુમાર પણ પોતાને સ્થાને પાછા આવ્યા. સંનિધાતા તેમની પાસે ગયા. સુનેત્રા ને તેના પતિ પોતાના પ્રેક્ષાગારમાં ગયાં.

ગૌરી મૈનાકી જોડે એકલી રહી—અને પૂજ્ય ભાવથી આ દેદીપ્યમાન અપ્સરાને નીરખી રહી. મૈનાકી જોતી હતી. અને અવારનવાર ગૌરીને કોઇ ઓળખાવતી હતી કે કૈં સમજાવતી હતી.

"આ પેલા ગૃહમાં કોણ છે ?" ગૌરીએ એકદમ પુછ્યું.

"એ ગણિકાનો પ્રેક્ષાગૃહ છે. પેલી કોશા"—

"હા, મેં ઓળખી," ગૌરીએ કહ્યું ને નીસાસો મુકયો. તેને તેનો ભાઇ સાંભર્યો.

"આ પેલો સીતાધ્યક્ષ," મૈનાકીએ કોશા પાસે બેઠેલો એક રાજપુરુષ ઓળખવાનો પ્રયત્ન કરતાં કહ્યું. "એ કયાંથી ? હં આ: એ તો નરેંદ્રદેવે કોશાને એને સોંપી છે."

શરમની મારી ગૌરી નીચું જોઇ રહી. કોશાએ પણ તેજ વખતે મૈનાકી અને ગૌરીને જોયાં. અને એક દાસીને બોલાવી કૈં સદેશો કહ્યો.

હજુ નાટયપ્રયોગ શરુ થયો નહોતો એટલે તે દાસી ચોગાનમાં થઇ મૈનાકીના પ્રેક્ષાગૃહ તરફ આવી. થોડી વારે એક મૈનાકીની દાસી

પોતાની શેઠાણી પાસે આવી.

"દેવી ! બહાર એક દાસી ગૌરીદેવીને સંદેશા કહેવા આવી છે." ગૌરીને લાગ્યું કે સોમજિતનો સંદેશો હશે. તે સહર્ષ ઉઠી.

"જા" સમજીને મૈનાકીએ કહ્યું.

ગૌરી પાછલે બારણે ગઇ. કોશાની પેલી દાસી ઉભી હતી. "કેમ?" ગૌરીએ અધીરાઇથી પુછ્યું.

"દેવી ! તમારો ભાઇ શોધવા જેને ત્યાં તમે ગયાં હતાં તેણે એક પ્રાર્થના કરી છે."

"કોણ કો—"

દાસીએ મોઢા પર આંગળી ધરી. "હા. તમે તેની પાસે યાચના કરી, તેવી એ અત્યારે કરે છે."

"શી ?"

"એને મૈનાકીદેવીને મળવું છે."

"અરર–પણ—"

"કોણ મળવા માગે છે?" મૈનાકીએ પુછ્યું. દાસીએ મૈનાકીને ઓળખી ને પ્રણિપાત કર્યા.

"કોશા."

"મોકલ" મૈનાકીએ આજ્ઞા કરી; "ને આ પાછલા ખંડમાં બેસવા કહેજે."

ગૌરી અજબ થઇ. મૈનાકી જેવી પ્રતિષ્ઠિત સ્ત્રી કોશાને મળે ? તેને ખબર નહોતી કે મૈનાકી હવે રાજનીતિના પાઠ પઢતી હતી. થોડી વારે પાછો શંખનાદ થયો. અને લોકો શાંત થઇ ગયા. અંધારું થવા લાગ્યું હતું. મંદિરના ઓટલા પર પાંચસો મશાલચીઓ મશાલ લઇ ગર્ભદ્વારની બે તરફ ઉભા રહી ગયા હતા.

એ બેની વચ્ચે ઉઘાડા ઓટલા પર 'દક્ષયજ્ઞ'નો નાટક શરુ થતો હતો. લોકો એકચિત્ત જોઇ રહ્યા હતા.

સૂત્રધારે નાંદી બોલવા માંડી.

એક દાસીએ આવીને મૈનાકીના કાનમાં સંદેશો કહ્યો; એટલે તે ઉઠી, ગૌરીને બેસવાનું કહી તે બાજુના ખંડમાં ગઇ.

એ ખંડમાં એક દીવેલનો દીવો બળતો હતો. મૈનાકીએ જોયું. સામે કોશા ઉભી હતી.

"દેવી ક્ષમા કરો ! મારા જેવીને તમારી પાસે આવવાનો અધિકાર નથી. પણ દુઃખની મારી આવી છું." ગદ્‌ગદ્ કંઠે તેણે હાથ જોડી કહ્યું.

સખતાઇથી મૈનાકીએ જોયા કર્યું.

"દેવી ! આપ જાણતાં હશો. મારું હતભાગિનીનું નશીબ ફુટયું છે."

"શું છે ?"

"સ્થૂલભદ્રદેવ જતા રહ્યા." કોશાએ ધુસ્કું ખાધું.

મૈનાકી બોલી નહીં.

"ને અમારાથી રાજઆજ્ઞા ઉથાપાય નહીં. નહીં તો દેહાંત દંડ થાય. નરેંદ્રદેવે સીનાધ્યક્ષને મારે માટે મોકલી આપ્યા છે."

મૈનાકી તિરસ્કારથી મુંગીજ રહી.

"મને બચાવો. હું પતિત છું–પણ માનવ જાત છું–સ્ત્રી છું. દેવી ! તમે સ્ત્રી છો. હું શૂદ્ર છું–પણ મારી વહારે ધાઓ. નરેંદ્રદેવને આપના પતિ મારફ્વે કહાવો ને આજ્ઞા રદ કરાવો. સંનિધાતાનું નરેંદ્રદેવ માનશે. સ્થૂલભદ્ર સીવાય મારે બધા વર્જ્ય છે."

"એ મારું કામ નહીં" પુઠ ફેરવી મૈનાકીએ કહ્યું.

"દેવી ! દેવી !" કોશા પગે પડી. "તમારાં સીવાય કોઇ એ કરી શકે નહીં. સંનિધાતા સીવાય કોઇ નરેંદ્રદેવને સમજાવી શકે નહીં. મને જીવન–મારો ધંધો–શ્વાસ ને પ્રાણ અકારાં થયાં છે. મને મદદ કરો. મારો ઉદ્ધાર કરો."

મૈનાકીએ ગર્વથી ડોકું ઉચું કર્યું. પતિત સ્ત્રીઓની વહારે ધાવાનું તેનું કામ નહોતું. તેણે

એક ડગલું ભર્યું"—ને વિચાર આવ્યો. તેની આંખો ચમકી ને તે પાછી ફરી. "કોશા નરેંદ્રદેવ નહીં માને તો શું કરશે ?"

"સીતાધ્યક્ષનો પ્રાણ લઇશ કે મારો આપીશ." કોશાએ દૃઢતાથી કહ્યું.

"નરેંદ્રદેવને તું કેમ મળતી નથી ?"

"મળી, પણ ના કહે છે. વક્રનાસ મનાઇ કરે છે."

"ત્યારે એ નહીં માને." મૈનાકીએ કહ્યું.

"કંઇ રસ્તો તો બતાવો."

"એક જણ રસ્તો બતાવે તો બતાવે. મારી અક્કલ ચાલતી નથી."

"કોણ ?"

"શકટાલને ત્યાં આચાર્ય વિષ્ણુગુપ્ત આવ્યા છે. તેને પુછી જો. કહે છે કે એ સર્વશાસ્ત્ર-વિશારદ છે."

મૈનાકી ચાલી ગઇ. કોશા દિગ થઇ જોઇ રહી ને નીસાસો નાખ્યો ને ત્યાંથી ભારે હૈયે પાછી વળી.

મૈનાકી ગૌરી પાસે ગઇ ત્યારે મનમાં મલકાતી હતી. તે હવે રાજનીતિમાં પ્રવીણ થતી હતી.

---

## પ્રકરણ ૨૬ મું

### તે રાત

મૈનાકી પાછી આવી અને થોડા વખતમાં સેનાજિત આવ્યો. ગૌરીનું અંતર હરખહરખ થઇ રહ્યું.

રંગભૂમિ પર શંકર પાર્વતી પ્રેમ કરતાં હતાં. સુવાસ ચારે તરફ પ્રસરી રહી હતી. મશાલોના આછા ઉજાસથી પ્રેક્ષાગૃહમાં રમણીય—આછા બહારના પ્રકાશથી મોહક અંધકાર પ્રસર્યો હતો. સેનાજિત આવ્યો ને તેણે મુગટ દૂર મુક્યો, તેની આંખો પણ નાચતી હતી. મૈનાકીનાં વસ્ત્રોમાં સજ્જ થએલી ગૌરીને જોઇ તે પળ વાર મુગ્ધ બની ઉભો અને પછી આવી વાતો કરવા લાગ્યો. મૈનાકી ચતુર હતી. તેણે બંનેને થોડાં હસાવ્યાં અને સુવાનું બહાનું કાઢી બીજા ખંડમાં ચાલી ગઇ. બે પ્રણયીઓ એકલાં રહ્યાં.

બેમાંથી કોઇ બોલી શક્યું નહીં. બહાર પાર્વતીજી પોતાનું રુદન કરી રહ્યાં.

પછી સેનાજિત બોલવા લાગ્યો. તેમના લગ્નમાં પડેલા વિક્ષેપની વાત કરી; પોતાની આશાઓની વાત કરી. ગૌરીએ પોતાની મુશ્કેલી સુચવી. પિતાની જીદ વીશે બે બોલ કહ્યા. સેનાજિતે આચાર્યનો ઉલ્લેખ કર્યો. ગૌરીથી બોલાઇ ગયું; 'એ આચાર્યજ આડે આવે છે.' ભલી બીચારી નિર્દોષ ગૌરીથી ન કહેવાનું કહેવાઇ ગયું. સેનાજિતનાં ભવાં સંકોચાયાં.

"એજ વચમાં આવે છે. એની દાનત તને પરણવાની છે."

ગૌરી શું કહે ? તે નીચું જોઇ રહી.

સેનાજિત ઉકળ્યો, વિષ્ણુગુપ્ત વીશે જે કહેવાનું હતું તે કહ્યું.

ગૌરીને પણ એ વાત ખરી લાગી. એ નહીં આવ્યા હોત તો આ બધી પીડાઓ ઉભી થાત નહીં.

થોડી વાર બંને મુગાં બેઠાં. આચાર્યજ વચ્ચે આવે છે એમ બંનેની ખાત્રી થઇ ગઇ. ગૌરી સેનાજિતના મીઠા, ભાવભર્યા સ્વરની મોહિનીમાં બધું વીસારી પ્રણયઘેલી થઇ. સેનાજિત ગૌરીની હાજરીમાં કર્તવ્ય વીસરી કામઘેલો થઇ ગયો. અનિશ્ચિત ભાવિની ચિંતા કરતાં બંને દક્ષ

યત્ત' જોતાં હતાં, બીજી થોડી વાતો કરતાં હતાં, ઘણી વાર મુંગાં બેસતાં હતાં, એક બીજાની પ્રણયઉષ્માથી સચેતન બનતાં હતાં.

સેનાજિતે પોતાના કર્તવ્યની પરવા કરી નહીં. આવો લ્હાવો ક્યારે મળશે ? તેમાં હાથમાંથી સરી જતી ગૌરી નજર આગળ હતી ને આવા વાતાવરણમાં–એકાંતમાં. તે ત્યાંજ બેઠો. રાત જવા લાગી. બે પ્રણયીને વખત ગયો તે જણાયો નહીં. સેનાજિત વીસરી ગયો કે રાતે નગરમાં પોતાને ત્યાં જઇ આવવાનો તેણે સંકલ્પ કર્યો હતો. પોતાને ત્યાં પડેલો ભુખ્યો કેદી તો ક્યાંથીજ સાંભરે ?

મધરાત વીતી ગઇ. કેટલાક પ્રેક્ષાગારોમાં લોકો સુવા માંડ્યા. ભોંય પર બેઠેલા લોકોએ લંબાવવા માંડ્યું. નટોના અવાજ ખોખરા થયા. મશાલનાં બળતાં નિસ્તેજ થવા લાગ્યાં.

નાટકના રસીઆઓને પણ ઉંઘ આવી. ગૌરી ને સેનાજિતની વાત ખુટી નહીં. એમાંથી કોઇને ઉંઘ આવતી જણાઇ નહીં.

મૈનાકી સુતી હતી તે ખંડમાંથી એક જુવાન પુરુષ બહાર પડ્યો. અંધકારમાં તે આગળ વધ્યો.

તેને એક બીજો પુરુષ મળ્યો. થોડે દૂર તે ગયા ને બે ઘોડાઓ તૈઆર ઉભા હતા તેના પર બેઠા. બધા મોજમજાહ કરી, ખાઇ ઉંઘતા હતા, કે નાટક જોતા હતા. કોઇએ તેમને જોયા નહીં.

પેલા બે પુરુષોએ નગર તરફ ઘોડા મારી મુકયા. ગુપ્ત મંત્ર ઉચ્ચારતાં, દરવાનોએ દરવાજા ઉઘાડયા; અને પેલા બે જણ સંનિધાતાના પ્રાસાદ તરફ આડે રસ્તે થઇ ગયા.

થોડે દૂર એક માણસ ઉભો હતો તેના હાથમાં તેમણે ઘોડા સોંપ્યા. અને ઉતાવળે પગે તેઓ સંનિધાતાને પાછલે બારણે ગયા. એક દાસીએ તરત બારણાં ઉઘાડયાં ને એ બે જણ અંદર પેઠા.

ઝપાટા બંધ ઉપર જતાં બંને જણે સુકેતુને જોયો.

" સુકેતુ ! " બેમાંના એક જણે કોમળ અવાજે કહ્યું.

" બધું થઇ ગયું. કુમાર અંદર છે. "

" ને આચાર્ય—"

" આ ખંડમાં હમણાં આવશે " સુકેતુએ કહ્યું. સુકોમળ અવાજે પુછનાર દોડતે, અધીરે પગે અંદરના ખંડમાં ગયો. સંનિધાતાના પ્રાસાદના એક સુશોભિત ખંડમાં એક પુરુષ ઉભો હતો નવા આવનારને સાંભળતાં તે પાછો ફર્યો. તે હસ્યો ને હર્ષથી તેણે હાથ લંબાવ્યા " મૈનાકી ! "

નવો આવનાર એક કુદકે તેના હાથમાં જઇ પડ્યો.

પુરુષ ઉંચો અને સશક્ત હતો. એની આંખોમાં નીખાલસપણું, વિશ્વાસ અને હીંમતની ચમક હતી. તેના ગુંછળાંવાળા વાળ તેના કપાળ પર, તેના ખભા પર નાચતા હતા.

સેનાજિતના ભોંયરામાં આ માણસ નિસ્તેજ દેખાતો. અત્યારે ઉત્સાહથી તે કાંપતો હતો. તેણે મોટે અવાજે કહ્યું: "આખરે તેં મને છોડવ્યો ખરો. મને ખાત્રી હતી કે તું મારા વિના નહીં રહી શકે." તેણે મૈનાકીને જોરથી દાબી. મૈનાકી સુખની લહેરો અનુભવતી હતી. તેણે આંખો મીંચી પોતાની જાતને ચંપાવા દીધી.

" કુમાર ! " થોડી વારે મૈનાકીએ કહ્યું; " મારે તમારા વગર ચલાવવું પડશે, કારણ કે તમારે હમણાં ને હમણાંજ પાટલિપુત્ર છોડી ચાલી જવું પડશે."

કુમાર હસ્યો અને મૈનાકીને ઘસડી પોતે ખાટલા પર બેઠો. મૈનાકી તેના હાથમાંની છુટી

સામે ઉભી. "કુમાર !" તેણે કહ્યું: "અત્યારે ને અત્યારે તમારે અહીંઆંથી ચાલી જવાનું છે."

"કુમાર હસ્યો. "તારે જોઇએ તે કર, હું અહીંઆંથી જરાએ ખસવાનો નથી."

મૈનાકી ગંભીર થઇ. "તમે મશ્કરીની વાત જવા દો. તમને ખબર છે કે તમને છોડવતાં મને કેટલું થયું છે?"

"આખરે હું છુટયો ખરોને !" પગ પર પગ ચઢાવી કુમારે નીરાંતે કહ્યું.

મૈનાકીએ કચવાઇને પગ ઠોકયો; "તેમાં શું વળ્યું ? જરા સાંભળો તો ખરા."

"રાત ઘણી થોડી રહી છે. નહીં તો તને સાંભળવાની મારે કોઇ દહાડો ના છે ?"

"કુમાર !" મૈનાકીએ ગાંભીર્યથી કહ્યું; "મશ્કરી ઘણી થઇ સાંભળો. શેષ તમારા સગા થાય છે એટલે તે અહીંઆં છે ત્યાં સુધી તમને નરેંદ્રે કેદ કર્યા. લોકો એમ માને છે કે તમે શીકાર કરતાં કરતાં પ્રાગ્જ્યોતિષ ગયા. એટલામાં અહીંઆં મહાદેવીના ભાઇ આંભિકુમાર આવી પહોંચ્યા. પરમ દહાડે સવારે આંભિકુમાર ને શેષ પાટલિપુત્ર છોડી જવાના છે."

"હા," કુમારે મૈનાકીનો અર્થ સમજવાનો પ્રયત્ન કરતાં કહ્યું; "તેમાં મને શું ?"

"નરેંદ્ર તમારા પર, મારા પર આંભિ પર અને શેષ પર ઘણાજ ગુસ્સે છે. તમે અહીંઆં હશો તો તમારી જીંદગી જોખમમાં પડશે."

કુમાર હસ્યો. "હું તો જન્મથીજ જોખમ ખેડતો આવ્યો છું."

"સાંભળો તો ખરા," અધીરાઇથી મૈનાકીએ કહ્યું. મૈનાકીની અધીરાઇ જોઇ કુમાર ગંભીર થઇ ગયો. મૈનાકીએ આગળ ચલાવ્યું: "કેમ કયાં તમારો પત્તો લાગતો નહોતો. આખરે આંભિકુમારના આચાર્ય પાસે હું ગઇ."

"કોણ વિષ્ણુગુપ્ત—જે પગે ચાલી શકટાલને ત્યાં ગયો હતો તે ?"

મૈનાકીએ ચમકીને પુછ્યું: "તમે કેમ જાણ્યું ?"

"મને સેનાજિતે કહ્યું હતું. એ વિષ્ણુગુપ્ત શકટાલનો અસલનો શિષ્ય તો નહીં? તક્ષશિલાના કોઇ આચાર્યનો છોકરો છે; નાનો સરખો છે." હસીને તેણે ઉમેર્યું: "મારા પ્રમાણમાં."

મૈનાકીની અજાયબીનો પાર રહ્યો નહીં. "તમે કયારથી ઓળખો છો ?"

કુમારે સ્મરણ તાજું કરતાં કહ્યું: "મને યાદ છે. હું ઘણો નાનો હતો ત્યારે એ છોકરો મને નદીને પેલે તીર મળેલો. શું કરતો હતો તે ખબર છે ? એ ત્યાંની બધી દુર્વા ઉખેડી નાખતો હતો. મેં પુછ્યું કે 'આટલી બધી દુર્વા શું કામ લાગે છે ?' એણે જવાબ આપ્યો કે 'એક વખત સમિધ ભેગાં કરતાં મારે પગે દુર્વા લાગી ત્યારથી આ બધી દુર્વા ઉખેડી નાખવાનો મેં સંકલ્પ કર્યો છે. મેં એને ગાંડો ધારી કહ્યું કે આ શું ગાંડપણ લાગ્યું છે ?' જાણે છે ? તેની આંખો ભયંકર રીતે સ્થિર થઇ ગઇ ! નિશ્ચલ, કારમા અવાજે તેણે મને કહ્યું: 'છોકરા ! ચાલી જા. મારી વાતમાં વચ્ચે પડવામાં સાર નહીં.' હું એનાથી એક હાથ ઉંચો હતો, દશગણો સબળ હતો; પણ મારા હૃદયમાં એનો ધાક પેસી ગયો છે. પછી અમે મળ્યા હતા. મેં એમ પણ સાંભળ્યું હતું કે એ ઘણો વિદ્વાન હતો. પણ પછી એ એને દેશ ગયો ને શું થયું તેની મને ખબર નથી. એજ આ વિષ્ણુગુપ્ત હશે."

મૈનાકીના અવાજમાં પણ બીકભર્યું ગાંભીર્ય હતું. "કુમાર ! એજ વિષ્ણુગુપ્ત. આવા વિષ્ણુગુપ્તો બે ન હોઇ શકે. અને એની આજ્ઞા છે કે તમારે હમણાં ને હમણાં અહીંઆંથી ચાલી જવું."

"મૈનાકી ! શું કામ ફાંફાં મારે છે ? એવા દશસહસ્ત્ર આચાર્યો મને અત્યારે અહીંઆંથી ઘરની બહાર પણ મોકલી શકે એમ નથી. એવો તે કેવોએક થયો છે કે તેં પણ એનું કહેલું કબુલ કર્યું ?"

"કુમાર! કુમાર! તમે એમને મળ્યા નથી તેમાં એમ કહો છો. શેષ જેવો એને પૂજ્ય લેખે છે. સિદ્ધાચાર્ય ક્ષપણક જેવો ભયંકર પુરુષ એના પાદ સેવે છે. યમનો પણ જેને ડર નથી એવો શકટાલ નાના છોકરાની માફક એનું કહ્યું કરે છે. વક્રનાસ અત્યારે કાંપી રહ્યો છે અને કાલે સવારે નરેંદ્રની સત્તા ડોલશે, પછી એ અહીંઆંથી જશે."

કુમારનું હાસ્ય વિશ્વાસર્વાહોણું હતું. "ગાંડી! તારા પર એણે ભુરકી નાખી છે."

"ના, "મૈનાકીએ કહ્યું, "એણે મારી પરીક્ષા કરી. હું તમારે માટે ઘર બહાર ને પ્રતિષ્ઠા છોડવા તૈઆર છું કે કેમ તેની કસોટી કરી; અને મને રસ્તો સુઝાડ્યો."

"મને દેશપાર કરવાનો ?" અવિશ્વાસથી માથું ધુણાવતાં કુમારે કહ્યું.

"હા."

"શા માટે ?"

"તમને પાછા લઇ આવવા માટે."

"કેવી રીતે ?"

મૈનાકી વિપલ વાર ગાંભીર્યથી જોઇ રહી. "તમને મગધને સિંહાસને બેસાડીને."

કુમાર ચમક્યો. તેની મોટી આંખો પણ વધારે મોટી થઇ. તે પાછો અવિશ્વાસથી હસ્યો. "તારો આચાર્ય કેમ કરીને મને મગધને સિંહાસને બેસાડશે ?" કુમારે ડોકું ધુણાવ્યું.

"શકટાલ અને હું અહીંઆં, આચાર્ય ને તમે પરદેશ, એ બે વચ્ચે ધનનંદની સત્તા ને પ્રતાપ બે કચરાઇ જવાનાં."

કુમાર હસ્યો. "મૈનાકી ! આખરે સ્ત્રી તે તો સ્ત્રીજ રહી. ઘેર બેઠાં તને ધનનંદની સત્તાનો શો ખ્યાલ આવે ? તને ખબર છે કે આખું આર્યાવર્ત એને નામે કાંપે છે ? તને ખબર છે કે ભારતના યુદ્ધમાં જેટલું અક્ષૌહિણી સૈન્ય હતું તેથી ત્રણગણું એ સમરાંગણે લઇ જઇ શકે એમ છે ? હું એનો એક સેનાનાયક છું. હું એની શક્તિ જાણું છું."

કુમાર આગળ બોલે તે પહેલાં સુકેતુ આવ્યો. "કૃપાનાથ ! આચાર્ય આવ્યા."

કુમારે બારણા તરફ જોયું. તેને આજ્ઞા આપવાની જરૂર નહોતી. વર્ષો પહેલાં દરોનું નિકંદન કાઢતો, શકટાલનો શિષ્ય ઉંમર વધ્યે વધારે પ્રતાપી વ્યક્તિત્વ દાખવતો, બારણામાં ઉભો હતો.

કુમારના અવાજમાં જરા ક્ષોભ હતો. "કોણ વિષ્ણુગુપ્ત ?"

અમાનુષી તટસ્થતાથી જવાબ આવ્યો: "ચંદ્રગુપ્ત મૌર્ય ! હા; હું તેજ."

આચાર્ય ખંડમાં આવ્યા.

## પ્રકરણ ૨૭ મું

### ચાણક્ય અને ચંદ્રગુપ્ત

આચાર્ય થોડી વાર જોઇ રહ્યા. તેની સામે ચંદ્રગુપ્ત અજાયબીથી જોઇ રહ્યો. આખરે ધીમેથી આચાર્યે કહ્યું. "કુમાર ! મૈનાકીને ન હોય તો મને ખબર છે. બધું મળી દશ

અક્ષૌહિણી સૈન્ય છે. પણ તને એક ખબર નથી. તક્ષશિલા, કમ્બોજ ને ક્ષુદ્રકમાલવો આજે તારા છે. કાલે સવારે કાશી તારું થશે. આચાર્ય શકટાલ અને સિદ્ધાચાર્ય ક્ષપણક મગધના ધરેશ્વરમાં જ્વાલા પ્રગટાવી રહ્યા છે."

"પણ મને સિંહાસન પર—એ શું ?"

"હું કહું છું; તારો સુકેતુ જાણે છે; આ મૈનાકીને ખાત્રી છે."

ચંદ્રગુપ્ત હસ્યો. "અરે આચાર્ય તમે પણ શું બોલો છો ? એમ તે નંદોનું રાજ્ય જવાનું હતું ?"

"કેમ જાણ્યું કે નહીં જાય ?"

ચંદ્રગુપ્ત મુંગો રહ્યો. હસીને તેણે પુછ્યું: "એ ન થાય તો"

"એ કેમ ન થાય ? તે હું કલ્પી શકતો નથી." આચાર્યે ઠંડે પેટે કહ્યું.

"અરે પણ હું," કુમારે કહ્યું; "સારી પેઠે કલ્પી શકું છું. તમારી ઇચ્છા શી છે ? આજે હું ખાઇ પી મોજ કરું છું તે છોડી શશશૃંગ શોધવાને નીકળું ?"

"અરે કુમાર !" મૈનાકીએ બોલવા માંડયું; —આચાર્યની આંખો સ્થિર થઇ ને તે સ્થિરતા જોઇ બોલતી અટકી પડી.

"મૌર્ય ! ઘણી વખત શશશૃંગ શોધવામાં પણ મહત્તા હોય છે. અત્યારે તું પરાધીન છે, આશ્રિત છે. તને કયારે મારી નાખશે તે કહેવાતું નથી. મૈનાકી તારાથી કયારે વીખુટી પડશે તે કહેવાતું નથી. અને જો મારું શશશૃંગ જડશે તો મગધનું સિંહાસન, મૈનાકીનો હાથ અને સનાતન કીર્તિ ત્રણે મળશે."

"મૈનાકીનો હાથ !" મૌર્યે ચમકીને મૈનાકી તરફ જોયું.

મૈનાકીનું તેજસ્વી મોં ગર્વ અને શરમથી ઝગમગતું હતું. તેણે સુકેતુ તરફ જોયું. સુકેતુ ઉત્સાહથી હસતો હતો.

"હા," આચાર્યે કહ્યું; "મૈનાકીના ગ્રહો ભયંકર છે. એને લલાટે મગધનું મહાદેવીપદ લખાયું છે."

કુમાર હસ્યો. "મારે લલાટે મગધરાજ થવાનું કયારે લખાયું છે ?"

"જ્યારે મારી આજ્ઞા પ્રમાણે ચાલશે ત્યારે."

"શી આજ્ઞા છે ?"

"હમણાં ને હમણાં સુકેતુ જોડે જા. એ તારા કેશ કાપી તને ભિક્ષુનો વેષ પહેરાવશે. સૂર્યોદયે કામંદકનો પુત્ર યસ ગૌતમ ઓવારેથી નદી ઓળંગી વૈશાલી જવાનો છે. તેની સાથે વૈશાલી જા."

ચંદ્રગુપ્તની આંખો મજાકમાં હસી રહી. તે પોતાના મનમાં હસતો હોય એમ લાગ્યું. તેણે પુછ્યું: "પછી ?"

"વૈશાલીમાં મૈનાકીનો માણસ તને શસ્ત્ર ને ઘોડો આપશે."

"પછી ?"

તે લઇ નૈમિષારણ્યમાં પ્રમંડકના આશ્રમમાં જઇ મારી વાટ જો. હું પણ કાલે નીકળી આવી પહોંચું છું."

ચંદ્રગુપ્ત એકદમ ખડખડાટ હસી પડયો. તેનાથી હસવું ખમાયું નહીં અને તે હીંચકા પર બેસી ગયો.

મૈનાકી ને સુકેતુ ગભરાટથી અને આચાર્ય સખ્તાઇથી તેના તરફ જોઇ રહ્યા.

આચાર્યે પુછયું: "તને આ પ્રપંચ લાગે છે ?"

"હું તમને શું બાળક લાગું છું ?" કુમારે પુછ્યું.

"ના. મૂર્ખ લાગે છે. અધમ ગણાતા ભાયાતની આગળ હું અવનિમાં અપ્રતિમ એવું સામ્રાજ્ય ધરું છું અને મતિમંદ તે ના પાડે છે. ચંદ્રગુપ્ત તું મને સારી રીતે ઓળખે છે. તને મારો મિથ્યાવાદ લાગતો હોય તો તારું દુર્ભાગ્ય."

"મારું દુર્ભાગ્ય શા માટે ? ધનનંદ રાજાને ઘેર અવતર્યો, હું ભાયાતને ઘેર અવતર્યો. એ રાજ કરે છે, હું મોજ કરું છું."

[ આ વાર્તાનો વધુ ભાગ આવતા અંકમાં ]

# પાઘડી વિ. ટોપી

[ અનુસંધાન પૃષ્ઠ ૬૪ થી ]

ઉતારવા માટે તેને ભારો ઉતારવો હોય તો રસ્તે જતા ટોપીવાળાને તે વીનવી શકશે, પાઘડીવાળાને વીનવતાં સંકોચાશે. રસ્તાંમાં, સ્ટેશનપર, ગાડીમાં, શાળામાં, જ્યાં જુઓ ત્યાં મદદને માટે માગણી જેને કરવી પડે છે તેને ટોપીવાળા પાસે જતાં ફાવે છે, પાઘડીવાળા પાસે નહીં. પાઘડીવાળો એટલે દૂરથી નમવા લાયક અથવા તો ડરવા લાયક માણસ ગણાય છે; પાઘડીવાળો સ્નેહથી આકર્ષણ કરતો નથી. તેટલા માટે, ખાસ કરીને તેના મોભાને લીધે પાઘડીવાળો સમાજમાં મહાન અનુપયોગી પ્રાણી છે.

આ પ્રમાણે પાઘડી પહેરાયા પછી તે અમુક અમુક ભાંજગડો ઉભી કરે છે. એટલુંજ નહિ, પહેરાતાં પહેલાં પણ તે ત્રાસ આપનાર નીવડે છે. પ્રેમાનંદે પાઘડીની પ્રતિજ્ઞા લીધી હતી તે પણ શું બતાવે છે ? જ્યાં સુધી કાર્યસિદ્ધિ થાય નહીં, સ્વમાન જળવાય નહીં, મોભ્ભો સ્થપાય નહીં, ત્યાં સુધી પાઘડી પહેરવાનું માણસને ગમતું નથી. ટોપીને વીશે એવું કશું નથી; ભલે કાર્યસિદ્ધિ શકય હોય વા ન હોય, સ્વમાન જાળવવું શકય હોય વા ન હોય, ગમે તે સ્થિતિમાં એ પહેરવી ગમે છે. ટોપીની મૈત્રી સદા સર્વ સંજોગોમાં ફાવી શકે છે; જ્યારે પાઘડીની મૈત્રી અમુક સ્થિતિમાંજ ફાવે છે. उत्सवे व्यसने चैव यस्तिष्ठति स तिष्ठति । સુખદુઃખની સદાની સાથી તો ટોપીજ; પાઘડી તો મોભાની, ઉચ્ચતાની સાથી છે.

પણ આ ટોપી ને પાઘડીનું વિવેચન આટલેથીજ અટકતું નથી. જરા ઉંડા ઉતરીશું તો માલમ પડશે કે ટોપી એટલે આશા, ને પાઘડી એટલે નિરાશાઃ ટોપીવાદ એટલે આશાવાદ ને પાઘડીવાદ એટલે નિરાશાવાદ. પાઘડી બંધારણ, સજ્જડપણા, સંકોચની સૂચક છે. ડહાપણ, નિયમન, સંકોચ, રુઢિ—એ બધાંની સાથે નિરાશાવાદ બહુ જોડાએલો છે. ટોપી પાઘડીના કરતાં વધારે સારા જીવનવાદનો અંગુલિનિર્દેશ કરે છે.

અરે ! એટલુંજ નહીં, ટોપી વિશુદ્ધતા પણ વધારે સારી રીતે સૂચવે છે. ટોપી ધોવાય છે; પાઘડી કંઈ ધોવાય ? તે તો ઠીક, પણ પાઘડી જાતજાતની હોય છે, ને તેમાંની કેટલીકમાં તો એટલા બધા આંટા હોય છે કે તે કપટી મનુષ્યોના હૃદયની આંટીઓની સ્થૂલ રીતે સૂચક ગણાય છે. પાઘડીવાદ એટલે વ્યવહાર, કપટ, લુચ્ચાઇ; ટોપીવાદ એટલે સરળતા, સ્પષ્ટતા, નિષ્કપટીપણું.

ટોપીવાળાઓનું આપણા દેશપર સામ્રાજ્ય છે તે કંઈ અમથું નથી; તે માત્ર બાહુબળનુંજ રાજ્ય નથી. ટોપી એટલે ઉત્સાહ ટોપી એટલે આશા, ટોપી એટલે સગવડ, ટોપી એટલે વિશુદ્ધતા, ટોપી એટલે પ્રામાણિકતા, ટોપી એટલે સરલતાઃ જગતમાં ટોપીનો જય તે નહીં જાણે નીતિ નિયમોનો જય લાગે છે. મને તો એ ઉત્પ્રેક્ષ લગભગ શ્રદ્ધાશીલ બનાવી દે છે.

છતાં પાઘડી હજી જીવે છે. જગત તે ડાહ્યું છે કે ગાંડું ?

# નવું સાહિત્ય

——:o:——

[ અનુસંધાન પૃષ્ઠ ૮૦ થી ]

એ કૃતિકારને પોતાને પણ નિશ્ચિતપણે જણાવવું મુશ્કેલ લાગશે. પુસ્તકના શરુઆતના પ્રસંગો અને પ્રકરણો મોહક છે, ઉત્તેજક છે, આશાવાદી છે. આખરમાં નિરાશાના ઘોષ ધ્વનિત લાગે છે. સ્વમાં—તે સ્વપ્નાંજ ! લખનારની પોતાની પણ આજ માન્યતા હશે કે ? જીવનનો ઉપભોગ તેમજ અનુભવ એટલુંજ શીખવે છે કે ? આદર્શનું સ્થાન-પોથી માંહિનાં રીંગણાંનું કે ? માત્ર આજ એક પુસ્તકના અધ્યયનથી આવા આવા અનેક સંભવિત પ્રશ્નોના ઉત્તર આપવાની કોઈ ધૃષ્ટતા કરશે, તો તે લેખક કરતાં પોતાને વધુ અન્યાય આપવાનું સાહસ ખેડે એવો સંભવ છે.

## ( ૨ )

લેખક:

રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

સભ્ય, સાહિત્ય સંસદ.

---

**વિજ્ઞાન વિનોદ:**—લેખક: પોપટલાલ ગોવિંદલાલ શાહ, એમ. એ., બી. એસસી. પ્રકાશક: ગુજરાતી સાહિત્ય પરિષદની ભંડોળ કમીટી તરફથી શ્રી. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર. મૂલ્ય: રુ. ૧-૮-૦

લેખક પ્રસ્તાવનામાં કહે છે તેમ ગુજરાતી ભાષામાં વિજ્ઞાનનું સાહિત્ય ઘણુંજ થોડુ છે. એટલે આ ગ્રંથ જોઇને આનંદ થાય છે. આ ગ્રંથ વિજ્ઞાનનો મોટો ગ્રંથ નથી. વિજ્ઞાનની સાદી પણ જગતના અનેક નાના મોટા બનાવોનું રહસ્ય સમજાવે એવી વાતોનો નાનો સંગ્રહ-ગ્રંથ છે. અલબત્ત આ સંગ્રહ તદ્દન નવો નથી. પણ છેલ્લાં અગીઆર બાર ( ઇ. સ. ૧૯૨૬ પહેલાંનાં ૧૧-૧૨) વર્ષમાં ભાઇ શ્રી. પોપટલાલ ગોવિંદલાલ શાહે જુદાં જુદાં સામયિકોમાં છુટા છુટા આપેલા લેખોનો સંગ્રહ છે. પણ આ વૈજ્ઞાનિક નિબંધોના વિષયોની પસંદગી, સામાન્ય કેળવણી પામેલા-ખાસ વૈજ્ઞાનિક કેળવણી ન લીધી હોય, એવા વાંચનાર પણ કંઇક સમજી શકે એવા વિષયોની પસંદગી કરવામાં આવી છે. મતલબ કે વિજ્ઞાનની કોઇ શાખાનું ઉંડુ કે વિશાલ જ્ઞાન આપવાનો લેખકનો ઉદ્દેશ નથી પણ પદાર્થોને વૈજ્ઞાનિક દૃષ્ટિથી જોવામાં રસ ઉત્પન્ન કરવાનો ઉદ્દેશ છે. અને ઉદ્દેશ સફળ રીતે સધાયો છે. એમ નિબંધો વાંચવાથી લાગે છે. દા. ત. ઇ. સ. ૧૯૨૪માં 'ગુજરાત'માં પ્રથમ પ્રસિદ્ધ થએલો અને સ્નેહમુદ્રાની પંક્તિઓથી શરુ થતો 'ધુળ' ઉપરનો નિબંધ જુઓ. વૈજ્ઞાનિક શોધોનાં પરિણામો અતિશય સાદી ભાષામાં આ નિબંધમાં રજુ કરેલાં છે. અને ઋગ્મંત્રોથી તથા કુસુમમાળાની પંક્તિઓથી નિબંધને આકર્ષક કરવાનો પ્રયત્ન કર્યો છે.

" માણસને આંખો બે કેમ ? " એ નિબંધ પણ જુઓ. " કેટલા એક જાતની કીડીઓને ૧૦૦૦ આંખો ગણવામાં આવી છે; સાધારણ માખીની આંખમાં ૪૦૦૦ કેટલીએક જાતના

પતંગીઆમાં ૧૨૦૦૦ અને કેટલીએક જાતના બીટલને ૨૫૦૦૦ આંખો હોય છે" (પા. ૧૫૮) એ વાક્ય વાંચીને હંમેશાં કીડીઓ અને માખીઓને સામાન્ય રીતે જોનારાઓને આશ્ચર્ય થશે. કેટલાકને ગપ લાગે તો નવાઇ નહીં. આવાં પુસ્તકો વિજ્ઞાન જે નવી દૃષ્ટિ આપે છે તેનો પરિચય કરાવવા માટે ઉપયોગી છે. એથી જીવનમાં નવું ઉંડાણ આવે છે. વિજ્ઞાનની કોઇ પણ શાખાનો ખાસ અભ્યાસ કરવાનું ભાગ્ય કેળવાએલાઓમાં થોડાઓનું હોય છે. પણ વિજ્ઞાનની દૃષ્ટિનો પરિચય તો આ જમાનામાં જીવનાર કેળવાએલા લેખાતા બધા માણસોને હોવો જોઇએ. અને આપણી સામાન્ય કેળવણીમાં વિજ્ઞાનને બહુ થોડું સ્થાન છે. વિજ્ઞાનના પાઠો અથવા રસશાસ્ત્ર (Chemistry) વગેરેનાં પ્રાથમિક પુસ્તકોમાંથી જે અલ્પ જ્ઞાન શાળા પાઠ શાળામાંથી મળ્યું હોય છે તે વ્યવહારમાં પડયા પછી તદ્દન ભુલી જંવાય છે એટલે ગંભીર રીતે નહીં તો ફુરસદની વખતે વાર્તા તરીકે પણ આવાં પુસ્તકો વંચાય તો વિજ્ઞાનની દૃષ્ટિ-આપણા પ્રાચીનો જેને શાસ્ત્રચક્ષુ કહેતા તે જરાતરા ઉઘાડું રહે.

આ સ્તુત્ય ઉદ્દેશથીજ 'સગડી અને દવા'નો નિબંધ સંવાદ શૈલીમાં અને 'હીરા બનાવનાર'ની વાર્તા મી. એચ. જી. વેલ્સના એક પુસ્તકમાંથી ઉતારવામાં આવી છે. કુલ ૧૩ નિબંધો દ્વારા "ખગોળ વિદ્યા, ભૂવિદ્યા (Geology) ભૌતિક ભૂગોલ વિદ્યા, ભૂવિદ્યા (Physiography); શરીર વ્યાપાર શાસ્ત્ર (Physiology), પ્રાચીન અને અર્વાચીન રસાયન વિદ્યા. ભૌતિક વિદ્યા (Physics) પ્રકાશ વિદ્યા, (Light) ઉષ્માવિદ્યા (Heat) પ્રયોગાત્મક માનસશાસ્ત્ર (Psychology) વગેરે વિજ્ઞાનની શાખાઓમાં ચંચુપાત કરવામાં આવ્યો છે." એચ. જી. વેલ્સની ઉપર કહેલી વાર્તા અને અને ડૉ. પ્રફુલ્લચંદ્રરાયનાં હીંદુરસાયન શાસ્ત્ર સંબંધી બે ભાષણોના અનુવાદ સીવાય, નિબંધો સ્વતંત્ર અભ્યાસનું ફળ છે.

વૈજ્ઞાનિક લેખો લખવામાં આપણે ત્યા મોટી મુશ્કેલી પારિભાષિક શબ્દોની છે. વૈજ્ઞાનિક પારિભાષિક શબ્દોનો કોઇ કોષ તો તૈયાર નથી. ને વસ્તુતઃ પારિભાષિક શબ્દો હજી હવે ઘડવાના છે. સમર્થ વૈજ્ઞાનિક લેખકો ગુજરાતી ભાષામાં વિવિધ વૈજ્ઞાનિક વિષયો ઉપર નાના મોટા લેખો અને ગ્રંથો લખે અને તેઓએ યોજેલા પારિભાષિક શબ્દો બીજા લખનારાઓને સચોટ લાગવાથી, બીજાઓ પણ વાપરવા લાગે, એ રીતે પારિભાષિક શબ્દો ચલણી સીક્કાઓ થવા જોઇએ. પછીજ એનો કોષ સંભવે પણ આવું વિશાલ વૈજ્ઞાનિક સાહિત્ય ગુજરાતીમાં દેખાતાં નો યુગો જશે એવું લાગે છે. અત્યારે તો જુદા જુદા લેખકો જેમ છુટક લખાણો લખે છે તેમજ છુટા છુટા પારિભાષિક શબ્દો યોજે છે. એક વખત એક અર્થમાં વપરાએલો શબ્દ બીજી વખત એ અર્થમાં વાપરવો જોઇએ એવો આગ્રહ કોઇ રાખતું નથી.

આ પરિસ્થિતિમાં ભાઇ શ્રી પોપટલાલ શાહે પોતે વાપરેલા પારિભાષિક શબ્દોનો એક કોષજ ગ્રંથાન્તે આપ્યો છે. છેવટે કક્કાવારી શબ્દ સંગ્રહ પણ આપ્યો છે.

આ વિજ્ઞાન વિનોદ વિનોદ ખાતર ફુરસદ વખતે વાંચવાથી વિનોદ થશે એમ ફરી કહેવું પડે છે. અને આ અવલોકન પુરું કરતાં ભાઇ શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહને 'વ્યવસાય'માં પણ ગુજરાતમાં ગુજરાતીદ્વારા વિજ્ઞાનનો યથાસંભવ પ્રચાર કરવાનું ધર્મકૃત્ય ચાલુ રાખવાની વીનંતી કરું તો ધૃષ્ટતા નહીં ગણાય એમ આશા રાખું છું.

## એસ્પેશીઆ

[અનુસંધાન પૃષ્ટ ૭૦ થી]

પ્રેરાઇને ક્રીટોબ્યુલસ, પોતે પણ પોતાની યુવાન પત્નીને સુશિક્ષિત શી રીતે બનાવી શકે તે જાણવા પુછે છે, અને સોક્રેટીસ તેને એસ્પેશીઆની સલાહ લેવાનું સુચવે છે. સર્વ તત્વવેત્તાઓ એના તરફ જે સબહુમાન રીતે જુએ છે તે પરથી પણ માલમ પડે છે કે વિજાતીય સંબંધને લગતા પોતાના પ્રગતિમાન વિચારો માટે, ઘણે અંશે, તેઓ એના ઋણી હતા. આથી, નિર્ણાયક પ્રમાણ ન હોવા છતાં પણ, સ્રીને લગતા પ્રશ્ન વીશે કરાએલા પ્રાસંગિક ઉલ્લેખો અને અપ્રસ્તુત નિર્દેશો પરથી એટલું તો નિર્વિવાદ રીતે દેખાઇ આવે છે કે પ્રાચીન એથેન્સની એ મહાનારી ઇતિહાસમાં નોંધાએલી સ્રીસ્વાતંત્ર્યના હીલચાલની પ્રથમ જનની હતી.

મહાપુરુષોના સંસર્ગને લીધે રાજ્યમાં એસ્પેશીઆની સત્તા નિઃસીમ હતી, અને એનું મિત્રમંડળ પ્રણાલિકાવાદીઓનાં દીલ દુભાય એવા વિચારોનો ઉદ્‌ઘોષ કરતું. આથી જે સખ્ત ટીકાનાં તીરો એ વિચારનેતાઓ પર વરસાવવામાં આવ્યાં તેમાંથી, સ્વભાવિક રીતેજ એ પણ બચી જાય એમ નહોતું. સ્રીત્વના પ્રણાલિકાબદ્ધ પ્રદેશને ઓળંગનાર સ્રી તરીકે એના પર મલિનમાં મલિન નિંદાવર્ણ કરવામાં આવ્યું. એને આ પેરીકલીસરૂપી 'ઝ્યુસની હીરા,' 'ઓનફેલ,' તે સમયના 'હીરેકલ્સની ડીયેનીરા' એવાં એવાં ઉપનામો મળ્યાં. એ પોતાને માટે જેવું સ્વાતંત્ર્ય હક તરીકે માંગતી તેવુંજ સ્વાતંત્ર્ય ભોગવતી એની સખીઓ અને શિષ્યાઓની ઘણી સખ્ત નિંદા કરવામાં આવી. એણે નીચમાં નીચ હેતુથી પ્રેરાઇ પેરીકલીસને પેલોપોનેશીઅન અને સેમીઅન વિગ્રહો કરવા ઉશ્કેર્યો એમ પણ કહેવાયું. આ વિરોધપક્ષના મુખ્ય કાર્યકર તરીકે પરિહાસિકાલેખકો, તત્વજ્ઞાનીના પક્ષ સમેત આ અતિ ક્રૂર અને અન્યાય્ય નિંદાવર્ણ માટે કટિબદ્ધ થયા. પરંતુ એમનો એકે આક્ષેપ સત્ય હતો એમ કહી શકાય નહીં; અને આ સુંદર, સુશિક્ષિત અને સ્વતંત્ર સ્રી તરફ અજ્ઞાન વર્ગની ઇર્ષ્યા અને વિરોધ લક્ષમાં લેતાં એ સર્વ આક્ષેપોનો પરિહાર સહેજે થઇ શકે છે. ઇસ્વીસન પૂર્વેની પાંચમી સદીના એથેન્સમાં, જે સમયે સદીઓ થયાં બંધાએલી સંકુચિત પ્રાણલિકાઓ તોડવાની મનુષ્યોએ શરુઆત માત્ર કરી હતી, તે સમયે નહીં સાંભળેલી હદ સુધીની સ્વતંત્રતા ભોગવતી, તથા પોતાની પ્રતિભાથી શહેરના મોટામાં મોટા પુરુષોનું સન્માન પામતી એક સ્રી નીચમાં નીચ પ્રકારની નિંદાનું પાત્ર બને તેમાં કૈં નવાઇ નથી. સોક્રેટીસ કહે છે તેમ તત્વજ્ઞાનનો અભ્યાસ એ સદ્દગુણનો અભ્યાસ છે; અને એસ્પેશીઆની પેઠે કોઇ પણ દુષ્ટ સ્રી તત્વજ્ઞાનનો અભ્યાસ કરે નહીં.

તત્વવેત્તાઓના પક્ષને પોતાના વિચારો માટે સહન કરવું પડ્યું. ફીડીઆસ પર ચોરીનું તહોમત મુકવામાં આવ્યું, અને એ કારાગૃહમાંજ મૃત્યુ પામ્યો; એનેક્ઝાગોરસે, પોતાના પર મુકએલા આરોપોમાંથી છટકવાને, ઐચ્છિક દેશવટો સ્વીકાર્યો; અને નાસ્તિકતાના આરોપસર એસ્પેશીઆને ન્યાયસન સમક્ષ ઉભી કરવામાં આવી. એ આરોપનો અર્થ એટલોજ હતો કે પોતાના મિત્રમંડળની માફક એ પણ જનતાના અનેકેશ્વરવાદની અવગણના કરી વિશ્વનું સામ્રાજ્ય એકજ સર્જક ચૈતન્ય ચલાવે છે એમ માનતી. પાછળથી એજ અભિપ્રાય ધરાવવા માટે સોક્રેટીસને શહીદ થવું પડ્યું હતું. ન્યાયાધીશો સમક્ષ એને ખડી કરવામાં આવી, અને પેરીકલીસે

એનો બચાવ કર્યો. પ્લુટાર્ક કહે છે કે એણે આંખમાં આંસુ સાથે એનો બચાવ કર્યો; અને લોકોથી પોતાના આ મહાનાયકની લાગણી સામે થઇ શકાયું નહીં એટલે એ છુટી ગઇ.

પેલેપોનેશીઅન વિગ્રહ ફાટી નીકળ્યો; પ્લેગે શહેરને નિર્જન બનાવી મુક્યું; પોતાની પ્રિય જનતા અસંતુષ્ટ થઇ ગઇ: પેરીક્લીસના જીવનના અંતિમ દિવસો આમ શોકમાં પસાર થયા. આવા તેજસ્વી સૂર્યનો આવો કરુણ અસ્ત કદી થયો નહોતો. છતાં જીવનની અંત ઘડીએ પણ એના વિચાર પોતાની કોમળમાં કોમળ લાગણીના અધિકારી બનેલા એના બંને પ્રિય વિષયો વીશેજ હતા. મરતી વખતે પેરીક્લીસે કહ્યું હતુઃ "એથેન્સે એનું ગૌરવ અને એસ્પેશીઆએ એનું સુખ મને સોપ્યાં છે;" અને એસ્પેશીઆના ચારિત્ર્યની વિશુદ્ધિ માટે, પેરીક્લીસના જીવન પર એણે કરેલી અસર માટે, અને એથેન્સના એ સુવર્ણયુગમાં એણે બજવેલા ભાગના મહત્વ માટે એનાથી વિશેષ સબળ પ્રમાણ મળી શકે નહીં.

એથેન્સ અને એસ્પેશીઆ–મૃત્યુ પામતા એ મુત્સદીના મનમાં એ સંકળાએલાં હતાં; અને જેમ એણે એકને ગૌરવભર્યું બનાવ્યું, તેમ અન્યને અમર બનાવી એસ્પેશીઆને મેળવવાનું સૌભાગ્ય એના જીવનમાં ન લખાયું હોત, એસ્પેશીઆના સાહચર્યે એના સ્વાભાવમાં મીઠાશ ન પુરી હોત, એની રાજનીતિ કૈંક અંશે એસ્પેશીઆની સલાહ અને બુદ્ધિ વડે ન ઘડાઇ હોત, એસ્પેશીઆના કલારસિક સ્વભાવથી એની રસિકતા આવી સૂક્ષ્મ અને સંસ્કારી ન થઇ હોત, તો જે કલાકૃતિઓ વડે એથેન્સ અત્યારે જગતમાં ભાવનાના વિષયમાં અલૌકિક આધિપત્ય ભોગવી રહ્યું છે તે કલાકૃતિઓ વડે એ શહેર શણગારાયું ન હોત. સ્ત્રીની અસર જ્યાં સૌથી મહત્વની ગણાઇ છે ત્યાં હંમેશ એ શાંત રીતેજ થઇ છે અને પુરુષદ્વારાજ ફલવતી બની છે. "વાયોલેટ કુસુમનો તાજ ધારતા એ શહેર' પર એસ્પેશીઆનાં કાર્યોએ જે અસર કરી છે તે માટે એને વિજયમાલા નથી ઘટતી?



## થેડાંક રસ-ગીતો

[ અનુસંધાન પૃષ્ઠ ૭૦ થી ]

દોટ મુકવા હણહણી રહેલો ને દાબડા પછાડતો મુંજ તેજીલો અશ્વ બારણે ઉભો રાખી તારે દ્વાર ભિક્ષુકની જેમ બેઠો છું.

તારા ઉદ્યોગી કલ્લોકોમાંથી માત્ર એકજ વાર તારા કોકિલ કંઠના માત્ર એકજ આલાપની મને ઇચ્છા છે.

ને તારી ઉદારતાનું ગાન ગાતો આનંદથી ઉછળતે હૈયે હું પાછો ચાલ્યો જઇશ.

× × ×

'મારા દયાહીન રાજા! નીંદરભારે મારાં પોપચાં ઢળી જાય છે. હવે મને ઉંઘી જવાની રજા આપ!

તારાં નયનનાં સ્નેહકિરણો, તારાં ચુંબનોનો શરાબ, તારા આલિંગનનો અલૌકિક આનંદ હવે વધુ નહીં. મારા દયાહીન રાજા!

આભને આંગણે ઉષા દેવીએ કયારનાએ સુવર્ણ સાથીઆ પુરી દીધા છે, ને સૂર્યરાજનું આગમન થાય તે પહેલાં તો જાગૃત થવું જોઇએ.

રજા આપ મારા દયાહીન રાજા! નીંદરભારે મારાં પોપચાં ઢળી જાય છે.

' પણ કોણ તમને જાગૃત રહેવાને ફરમાવે છે મારાં દયાળુ રાણી?

'નિદ્રાધીન થવાને તો હું તમને કયારનોએ વીનવણી કરું છું. પરંતુ તમારે કયાં નીંદર લેવી છે? ને તમારી દયા કોઇના પર આવાં આળ ચડાવવામાંજ પુરી થાય છે કે, મારાં દયાળુ રાણી!

તમારી નાજુક તબીઅત ખરાબ થશે. મારી ખાતર હવે નિદ્રાધીન થાઓ. સમયની ચિંતા ન કરો, પ્રેમ ને પ્રેમીઓ અમર છે. મારાં દયાળુ રાણી! સુખેથી આપ નિદ્રાધીન થાઓ.'

' પણ તમારા મધુરા શબ્દે મારી નીંદર ઉડી જાય છે.'

' તો આજ પળથી હું એક અક્ષર પણ નહીં ઉચ્ચારું.'

'પણ તમારા મનોહર મુખડા પરથી હું મારી આંખોને પાછી નથી બોલાવી શકતી.''

' તો હું મારું મુખ ફેરવી જઇશ.'

' પરંતુ મારી આશા નથી છુટતી.'

' તો એમાં મારો શો વાંક, મારાં દયાળું રાણી?'

× × ×

મહારાણી! મને તમારો સેવકજ થવા દો. તમારો મિત્ર થવાની મારામાં લાયકાત નથી. ને મિત્ર બનીને શરમમાં નીચું મોં રાખી તમારી સાથે અચકાતાં ડગલાં ભરવા કરતાં સેવક બનીને ગર્વથી છાતી ફુલાવી તમારી પાછળ પાછળ ચાલવામાંજ મને વધારે આનંદ મળશે.

મહારાણી! મને તમારો સેવકજ થવા દો.

મિત્ર-તરીકે, મારી તૃષ્ણાને હદ નથી.

તમે મને ઘણું અર્પો છો-સર્વસ્વ અર્પી દો છો, મારે કબુલ કરવું જોઇએ; પરંતુ મને તૃપ્તિ નથી થતી; મારું અસંતોષી રસ પ્યાલું કદિ છલોછલ ભરાતુંજ નથી.

એટલેજ મહારાણી! મને તમારો સેવક થવા દો. પછી તમારી અલ્પ ભેટથીએ મને સતોષ થશે, આનંદ થશે. દુનીઆમાં સૌથી વધુમાં વધુ આનંદ મને તમારી સેવા કરતાં મળે છે.

પણ મિત્ર તરીકે તમે મારી સેવા સ્વીકારતાં નથી. મને તકલીફ પડશે એવી ખોટી ચિંતા કરી નાહક મારા આનંદ કાર્યમાંથી તમે મને

દૂર કરો છો ને તમે નારાજ ન થાઓ એટલા માટે વગર બોલે મારું બધું સુખ જતું કરવું પડે છે. એટલેજ મહારાણી ! મારે તમારા સેવક થવું છે. પછી તો આપની સેવા એ મારી ફરજ ગણાશે.

પ્યારી !

પહેલાં મારું હૃદય અંધારા ઓરડા જેવું હતું. પરંતુ જ્યારથી મને તારો પ્યાર પામવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું ત્યારથી એ અંધકાર એ સદાને માટે ટળી ગયો છે. જ્યારે તું પાસે હોય છે ત્યારે તારા સ્નેહદીપથી મારો અંધાર ઓરડો ઝળાંઝળાં થઈ રહે છે. ને મારાથી દૂર જતી વખતે પણ તું મારે ઓરડે તારા વિરહનો તણખો નાખતી જાય છે. એ તારી દયા છે. જો કે એ તણખો મારા ઓરડાને બાળે છે પરંતુ પ્રકાશ આપે છે એટલે મને ગમે છે. એકલ જીવનના અંધકારથી હું મુંઝાયો હતો.

× × ×

પહેલાં હું જાણતો નહોતો કે મારું સુખ ક્યાં સંતાઈ ગયું છે. મેં ધાર્યું કે સુખ જેવી મહાન વસ્તુ સોના રુપા ને ઝવેરાતના ઢગલામાંજ સંતાએલી હોવી જોઈએ.

અથાગ પરિશ્રમ લઈને મેં એ ઢગ મેળવ્યા. પરંતુ એ ફેંદતાં એમાંથી મને નિરાશા ને દુઃખજ મળ્યાં.

ના. મારું સુખ ત્યાં નહોતું.

પછી મેં માન્યું કે એ લોકોની પ્રશંસામાં લખાયું હશે.

એક પળ પણ આરામ લીધા વગર હું એને પ્રાપ્ત કરવા મથ્યો. પણ જ્યારે મેં એ મેળવી ત્યારે તો મારું દુઃખ અસહ્ય થઈ પડયું.

ના, મારું સુખ ત્યાં પણ નહોતું.

ત્યાર પછી એ ક્યાં હશે તે હું કલ્પી ન શક્યો. મારી કલ્પના હારી હતી. છતાં એની શોધમાં હું આમતેમ ભટકતો-ભટકતોજ; કેમકે હું ક્યાં જાઉં છું એની મને પોતાનેજ ખબર નહોતી.

એકાએક વીજળીના ચમકારાથી મારી આંખો અંજાઈ ગઈ. એ ચમકાર બે કાળી આંખોમાંથી આવતો હતો, આહ! એ પ્રકાશમાં હું જોઈ શક્યો-જેને માટે આસમાન પાતાળ એક કર્યાં હતાં એ મારા સુખને ઓચીંતુંજ જોઈ શક્યો. તે બે આંખોમાં સંતાઈ ગયું હતું બે કાળી વિશાલ આંખોમાં !

હા. એ ત્યાંજ હતું !

× × ×

એક પણ ભુલ કર્યા વગર તારી સન્મુખ સારામાં સારી રીતે હું ગાઈ શકું એટલા માટે મેં મારું ગીત હજાર વાર એકલાં એકલાં ગાયું હતું. પરંતુ છેવટે ઉલ્લાસભેર હું મારી બીન લઈ તારે બારણે આવ્યો ત્યારે મારા પર લેશમાત્ર દયા લાવ્યા વિના ક્રૂર બની તેં એ બંધ કરી દીધું.

'ગવૈયા ! તારું ગીત સાંભળવાનો મને સમય નથી' એટલા તિરસ્કારમાં બોલાએલા તારા શબ્દો મારે કાને પડયા ને ભાલાંની જેમ એમણે મારું હૃદય ભેદી નાખ્યું.

પછી તને વિનવણી કરવા હું ઉભો ન રહી શક્યો. મારાં આંસુડાથી પીગળે એટલું કોમળ હૈયું તારું નહોતું. તારે બારણે જાણે જડાઈ રહેલાં મારાં પગલાં બલાત્કારે મેં ઉપાડી લીધાં ને અત્યંત નિરાશાથી ઉપજેલા ગાંડપણમાં ઘેર આવી મેં મારી નાજુક બીન પણ તોડી નાખી.

તને ભુલી જવા મેં ફરીફરી પ્રયત્ન કર્યો; પરંતુ મારો આખો સ્મૃતિપટ તારી વિધવિધ

તારક સ્મૃતિઓથી ચમકતો હતો. તારા પ્યાર માટેનો મારા અંતરનો તલસાટ તારી પ્રત્યે બેપરવા બનાવી મને સુખીથવા દે એમ નહોતો. ને હજુએ મારા એ હિનભાગી ગીતના ભાંગ્યા તુટ્યા શબ્દો મને યાદ આવી જાય છે ને તારી બેવફાઇ પર મારાથી હૈયાફાટ રડી પડાય છે. ઓ પાષાણ હૃદયી !

× × ×

હા. હું જાણું છું. તારી પાસે પુષ્કળ બહાનાં છે; કારણ એકકે નથી. તારી મીઠી જીભ પર અનેક સુંદર શબ્દો ગોઠવાઇ રહ્યા છે; અંતરમાં ઉભરો એકકે નથી. તું ઝીણુંઝીણું હસી રહી છે એ પણ મારા ઉપહાસમાં છે; સત્કારનું હાસ્ય હું પારખી શકું છું.

અંતરમાં લેશમાત્ર સ્નેહ નહીં હોવા છતાં મારા માટે મરી ફીટવાનો ઢોંગ કરનારી ! હું તને ઓળખું છું.

મારા જેવા કેટલાએ દીવાનાને તું આશાના દોર પર નચાવે છે. તારું અભિમાન સંતોષવા તું કેટલાએનાં જીવન વિષમય બનાવે છે.

બેવફા !

હું તને બરાબર ઓળખું છું. તું ઠગારી છે. દગાખોર છે. વિશ્વાસઘાતી છે. ક્રૂર છે......હું જાણું છું. જાણું છું છતાં તારા વગર મને ચાલતું નથી એજ દુર્ભાગ્ય છે.



# દગાખોરી

[અનુસંધાન પૃષ્ટ ૭૯ થી]

પૃથીરાજજીનું મરણ થયું તે કોઇના જાણવામાં આવ્યું નહીં. આ વાતની ખબર વઢવાણમાં પડી ત્યારે પૃથીરાજજીના દીકરા અને રાજાજી વઢવાણમાંથી કુટુંબ-કબીલા સાથે નાસતા હતા અને અત્યારે તેમણે વાંકાનેરના પાધરમાં પડાવ નાખ્યો હતો. વઢવાણનો કીલ્લો સુબાએ કબજે કર્યો હતો.

પોતાના પિતાની દગાખોરીની વાત વીરમને કરતો જોઇ સરતાનજી બહુ ગુસ્સે થયો અને તેને ધુતકારી કાઢી તેની પાસેથી તલવાર આંચકી લીધી. " ચાલ્યો જા, નીમકહરામ ! અત્યારેજ ચાલ્યો જા ! મારા બાપનું વાંકુ બોલનારને હું વાઢી નાખ્યા વિનો ન રહું, પણ જા, કુતરા ! તારામાં સત્તા હોય તો દગાખોરીનાં કડવાં ફળ મને દેખાડજે અને એટલા માટેજ તમને બાપ-દીકરાને હું જીવતા મુકું છું."

એજ ક્ષણે એ બાપ-દીકરો ચાલી નીકળ્યા.

સરતાનજીએ પોતાની ગોઠવણ પાર પાડી. પોતાનાં માણસોને આસપાસમાં છુપાવી દીધાં, અને પોતે ચાર માણસો સાથે બૈરાંના વેશમાં રાવડીમાં પેસી ગયા. બીજે દિવસે સાંજે એક માણસ સાથે બાબરીઆને ખબર કહાવ્યા કે અમને સુબાનાં માણસો આવીને રંજાડે છે. બાબરીઓ પચીસ માણસોને લઇ ચડ હેઠળ આવ્યો, તે વખતે રાવડી તોડીને અને બીજી ભાગ-ફોડ કરીને સુબાનાં માણસો ચાલ્યાં ગયાં હોય એવો દેખાવ તેણે જોયો. તેણે રાતોરાત બધાં બૈરાં તથા છોકરાંને ગામમાં પોતાના નિવાસ સ્થાનના એક ઓરડામાંજ લાવીને રાખ્યાં. રાત્રે સરતાનજી, રાજાજી અને બીજાં માણસોએ હઠીને પહેલાં ચોકીદારોને, પછી હજુરીઆને અને છેવટે બાબરીઆના આખા કુટુંબને કતલ કરી નાંખ્યાં અને પરોઢ સુધી કોઇને કશું જાણવા દીધું નહીં. પરોઢમાં સરતાનજીના પચાસ હથીઆરબંધ માણસો રાજ મહેલમાં ચોકી પર બેસી ગયા અને ગામમાં ચોમેર ભય વર્તી રહ્યો. એ રીતે સરતાનજીએ દગાખોરીથી વાંકાનેરમાં પોતાનું રાજ્ય સ્થાપવામાં સફળતા મેળવી. તે ઘણીવાર મુછમાં હસીને બબડતોઃ "વીરમ ! વીરમ ! દગાખોરીનાં કડવાં ફળ જોવાં હોય તો આવ અને જો."

૨

"ઠકરાણાં ! તમારા બાપ આવા ભુખડી બારસ હશે, એની મને ખબર નહીં; નહીં તો આમ એકજ દિવસ જાન રાખીને વીદાયગીરી આપે ખરા ?"

"ઠાકોર !" સરતાનજીની નવપરિણીત વધૂ રાજબાએ કહ્યું : "મારા બાપનો કશો વાંક કાઢશો નહીં; એ વાંક તમારો છે."

"મારો વાંક ? શું મેં ઓરડામાં રહેવાની ના કહી હતી ?" સરતાનજીએ પુછ્યું.

"પણ મારું તમારી સાથે લગ્ન થયું એમાં કચ્છના રાવનો વિરોધ છે અને વિરોધનું કારણ તમારો કોઇ વીરમદેવ નામનો જુનો સરદાર છે." રાજબાએ પહેલીજવાર ખુલાસો કર્યો.

"વીરમ તો બાર વરસ પૂર્વેનો મારો સરદાર. શું એ કચ્છના રાવની પાસે નોકરી કરે છે ?"

" હા, મહારાજ ! એ વીરમદેવે રાવને ભંભેર્યા, એટલે તેમણે મારું લગ્ન તમારી સાથે ન કરવાની મારા બાપને ચેતવણી આપી. મારા બાપે ઝટપટ પરણાવીને તમને વીદાય કર્યા, નહીં તો કોણ જાણે રાવ શું એ કરત !"

" ઠીક ઠીક-ઠીક. સારે રાવના વિરોધથી

તમારા બાપે અમને એકજ દિવસમાં વીદાયગીરી આપી એ હવે સમજાયું. વીરમ સાથે મારે લાંબુ વેર તો નથી, પણ એને મેં દુભવેલો ખરો અને એ મારો વાંક તમે ગણતાં હશે."

"તમારે કોઇની સાથે વેર હોય અને એ વેર આમ આડું આવે, તેમાં મારા બાપનો શો વાંક ? તેમને તો બહુએ હોંશ હતી; પણ રાવની બીક ઘણી, એટલે શું કરે ?"

સાંજનો સમય છે. સરતાનજી આડેસર હાથેવાળે પરણવા ગયો હતો. તે પરણીને પાછો વળતાં કચ્છના રણમાં તંબુઓ નંખાવી પોતાના માણસો સાથે રાત ગાળવા રોકાયો છે. સાથે બસો માણસનો રસાળો છે, તેમાં સો ઢાઢીનું એક ટોળું છે અને સો બીજા લઢવૈઆ છે. ઢાઢીનું ટોળું તેમના સરદાર લાખા રાઠોડની સાથે થોડે દૂર છાવણી નાખીને પડ્યું છે, અને બીજા માણસો સરતાનજીના તંબુની આસપાસ નાની મોટી રાવટીઓ નાખી પડ્યા છે. અત્યારે પોતાના તંબુમાં સરતાનજી અને રાજબા વાતો કરતાં બેઠાં છે. રણમાં ધીમી ધીમી વાયુની લહરિ વાય છે અને રેતીનાં કણ ઉડે છે. માણસો ભોજનની વસ્થામાં પડ્યા છે, અને ઘોડા તથા બળદોને ચાર નીરાય છે.

અર્ધો પહોર રાત વીતી, ત્યાં તો દૂરથી ઘોડાના હણહણાટ સંભળાયા ! રાજબાને ગળે હાથ નાખી દાંપત્ય વિનોદ કરતા સરતાનજીના કાન ચમક્યા. તે એકદમ તંબુની બહાર આવ્યો અને બુમ પાડી: "અલ્યા, અત્યારે દૂરથી ઘોડાના હણહણાટ શાના સંભળાયા ?"

"બાપજી ! કોઇનાં ઘોડાં આવતાં લાગે છે !" એક રજપુતે જવાબ આપ્યો.

રાજબાએ રાવના વિરોધની વાત કહી હતી એટલે સરતાનજીને વહેમ આવ્યો કે કદાચ એ રાવનાંજ માણસો હશે. તત્ક્ષણ તેણે બુમ પાડી. "અલ્યાઓ, તૈયાર થઇને રહો; વખત છે ને કોઇ દુશ્મનનાં માણસો હોય; જાઓ, લાખા રાઠોડને કહો કે એમના ઢાઢીના ટોળાને લઇને અહીં આવે."

જોત જોતામાં રાવના સો ઘોડેસ્વારો આવી પહોંચ્યા. તેમણે કહ્યું કે રાજબાને એમને પાછી સોંપો, નહીં તો લઢવા તૈયાર થાઓ. સરતાનજી કરડો ઝાલો રજપુત પોતાની સ્ત્રીને પરાયા હાથમાં સોંપવા તૈઆર થાય એ સંભવિત નહોતું. વળી—

થાપો શક્તિ માતનો, ઝાલા કેરી ઢાલ,
તેનો વાંકો વાળ, કરનારો દેખ્યો નહીં.

આવાં વચનો સાંભળીને શક્તિમાતાના શ્રદ્ધાળુ ઝાલા રજપુતો મુઝવણને વખતે પણ પાછા હઠવાનું સમજતાજ નહીં. રાવના માણસો કરતાં સરતાનજી પાસે વધારે માણસો હતાં. એટલે તેને કંઇ ચિંતા પણ નહોતી. તુરતજ મારામારી શરુ થઇ, પણ સોરઠના ઘોડાઓ રેતીમાં કામ આપી શક્યા નહીં. અને કચ્છનાં ઘોડાં ટેવાએલાં હોવાથી રાવનાં માણસો જીતમાં હોય એમ દેખાવા લાગ્યું. રાઠોડ પોતાના ઢાઢીના ટોળાને લઇને આવ્યોજ નહીં અને સરતાનજીએ લાખાના પડાવ તરફ બહુએ માણસોને દોડાવ્યા પણ સંદેશો લઇ જનારાએ કોઇ પાછા ફર્યા નહીં. સરતાનજીએ જાણ્યું કે લાખાએ દગો કર્યો, પણ હવે શું થાય ? તેનાં માણસ મરાઇ ગયાં હતાં, કેટલાક ઘાયલ થયા હતાં અને છેવટે તે પણ ઘાયલ થયો. છાવણીમાં કોઇ કોઇનો ભાવ પુછે એવી સ્થિતિ રહી નહોતી.

મધરાત થવા આવી એટલે એક જુવાન કચ્છી સરદાર ઘુમતો ઘુમતો સરતાનજીની પાસે આવ્યો. તેના હાથમાંની બળતી મશાલના અજવાળામાં તેણે સરતાનજીને ઓળખ્યો અને

તેની પાસે તે બેઠો. " કેમ ઠાકોર મને ઓળખો છો ?"

સરતાનજીએ શક્તિહીન નેત્રે તે જુવાનને ઓળખવા શ્રમ લીધો પણ તે ઓળખી શકયો નહીં. જુવાન બોલ્યો: "બાપુ ! હું વીરમદેવનો પુત્ર સોજોજી !"

" તું સોજો ? ઠીક. તારા બાપે વેર વાળ્યું, સોજા !"

"સરતાનજી બાપુ ! અમારે વેર વાળવું હોત તો હું તમારા બસો માણુસોની પાછળ સો માણસો લઇને ન આવ્યો હોત ! વેર તો વાળ્યું છે બાબરીઆએ !"

"બાબરીઓ કયાં છે ?" સરતાનજીએ ચમકીને પુછ્યું.

"તમારા ઢાઢીનો સરદાર લાખો બાબરીઓ. દેવા બાબરીઆનો ભત્રીજો !"

" હેં !"

" હા, ઠાકોર ! દગાખોરીનો બદલો એણે દગાખોરીથી લીધો, તે જોયું ? દગાખોરીનાં કડવાં ફળ એવાં હોય !"

સરતાનજીનો દમ બંધાઇ જવા લાગ્યો. એટલામાં રાજબા ઘાયલ થએલા સ્વામીને શોધતી હાથમાં મશાલ લઇને ત્યાં આવી. સોજાએ તેનું કાંડું પકડયું. સરતાનજીએ કહ્યુ: " સોજા ! થોડી દયા કરીશ ?"

" કહો ઠાકોર !"

" રાણીને હું લાખાને બોલાવવા મોકલું છું, ત્યાં સુધી તું પકડીશ નહીં."

" ભલે, બાપુ !"

સરતાનજીએ લાખાને તેડવા માટે રાજબાને મોકલી. રાજબા લાખાને સમજાવીને તેડી લાવી. તેને જોતાંજ સરતાનજીનાં રોમ ઉભાં થઇ ગયાં. દુર્બલ હાથમાં તલવાર પકડી તેણે લાખા ઉપર ઘા કર્યો. લાખો ઘવાઇને પડયો અને બોલ્યો: "હું ફીકર નહીં, ઠાકોર ! પણ તમે કરેલી દગાખોરીનો મેં તમને બદલો આપ્યો છે !" એમ કહેતાં લાખાએ પણ સરતાનજી સામે ઘા કર્યો અને સરતાનજી બે શુદ્ધ થઇ ગયો. રાજબાને પકડી સોજો ચાલતો થયો.

થોડીવારમાં ઢાઢી લોકો આવ્યા. સરતાનજી મરણનાં ડચકાં ભરતો હતો. ઢાઢીને લાખા બાબરીઆની દગાખોરીની ખબર નહોતી. એટલે તેમણે પોતાના રાજાની આવી દશા થએલી જોઇને બહુ કલ્પાંત કર્યું. સરતાનજીએ તેમને ઈશારતથી સુચવ્યું કે–તમે રાવનાં માણુસોની પાછળ જઇ રાજબાને પાછી મેળવો; ઢાઢી લોકો ગયા, રાવના માણસો સાથે લડયા રાજબાને પાછી પણ લઇ આવ્યા. પણ રાજબા અને સરતાનજીએ એક બીજાને જોયાં, તેજ ક્ષણે સરતાનજીનો આત્મા પરલોક પ્રયાણ કરી ગયો. રાજબા તેની પાછળ સતી થઇ. ઢાઢી લોકોએ પણ ત્યાંજ પોતાના પ્રાણની આહૂતિ આપી. વાંકાનેરનું ચોટું ફરીથી કોઇ જોઇ શકયું નહીં.

આજે એ રણનો પ્રદેશ "સરતાનજીના રણ" ને નામે ઓળખાતો સાંભળીએ છીએ.

:o:

# ગુજરાત અને યુગધર્મ

## ઉગતી પ્રજાને

સમાજ
કે ધર્મે
ઘડેલાં બીબાં-
માં રહી નિશ્ચેતન
ઢીંગલીઓ બનશો
મા. તપથી શક્તિ મેળ-
વજો. ભાવનાથી શુદ્ધિ
મેળવજો. અભ્યાસથી કાર્ય-
દક્ષતા મેળવજો; જ્ઞાનથી સંસ્કાર
સમૃદ્ધિ ભેગી કરજો; છે તેજ જીવન-
માં રસ કેળવી ઉલ્લાસ અનુભવજો; અને
આમ ઘડાએલી માનવતાને વ્યક્ત કરજો—
શબ્દમાં, વિચારમાં, ચારિત્ર્યમાં ને કર્તવ્યમાં,–
કોઇનો ભય ધાર્યા વિના, કશાની આશા રાખ્યા વિના,
ગુજરાતને મહાન રાષ્ટ્ર થવું હોય, સંસ્કારનો મંત્ર દેવો હોય
તો તેની ઉગતી પ્રજાને આ માનવતા સર્જાવવીજ પડશે.

—કનૈયાલાલ મુનશી



પરીએ રાજકુંવરીને......કોઇ રાજકુમાર મળશે નહીં.



# પાપીષ્ટા

લેખક :

રા. મુનિકુમાર મણિશંકર ભટ્ટ

ચિત્રકાર :

રા. જગમોહન શાસ્ત્રી

"બાપુ ! રડો નહીં; હું તમારી મા થઇશ."

સુધાકરે ઉંચું જોયું. વિપુલ અશ્રુધારાના અનેકરંગી પડદા પાછળથી તેને ચાર વર્ષની નાની બાલાનું મુખ નજરે પડ્યું. એ નિર્દોષ મુખ ઉપર સ્પષ્ટ તરી આવતા ભાવોમાં કેવળ અનુકંપા અને વાત્સલ્યજ નહીં પરંતુ ગાંભીર્ય સુદ્ધાં જોઇ શકાતાં હતાં. એ મુખાકૃતિમાં સુધાકરની થોડા કલાક ઉપર વિદેહ થએલી પોતાની પ્રિય માતાના ચહેરા સાથેનું સામ્ય તે ઘડીભર નીહાળી રહ્યો. તીવ્ર વેદનાના આવેગ વચ્ચે અશુદ્ધ અને માર્દવ-ભર્યાં વાક્યોએ સુધાકર સચેત થયો, તેણે આ જનનીપદધારિણી એકાકી પુત્રીને આલિંગન કર્યું.

ડૉક્ટર સુધાકર ઉસરડ નામે નાના ગામના એક બ્રાહ્મણનો છોકરો હતો. ઉસરડના શ્રીમંત બ્રાહ્મણ જ્ઞાતિજનોના તિરસ્કાર વચ્ચે, સહાધ્યાયી-ઓની ઇર્ષ્યા વચ્ચે, અનિવત્સલ માતાની વહાલસોઇ મહેનતને લીધે, પોતાની બુદ્ધિશક્તિને લીધે, આગ્રહી મનોવૃત્તિને લીધે તે ખુબ ભણ્યો. ડૉક્ટરોની પરીક્ષામાં સૌથી મોખરે રહ્યો અને વધારે અભ્યાસ માટે તે યુરપ ગયો. બત્રીસ વરસ સુધી માતાપુત્ર વચ્ચે નિરલ સ્નેહસંબંધ ટકી રહ્યો. તે યુરપથી પાછો ફર્યો ત્યારે તેની માતાના છેલ્લા મનોરથોની પૂર્ણાહુતિ થઇ. ડૉ. સુધાકરના પાછા ફર્યા પછી થોડાજ વખતમાં તેની માતા સ્વર્ગવાસી થઇ. જ્ઞાતિજનોએ તેમનો સુધાકર પ્રત્યેનો દ્વેષ પુરેપુરો આ પ્રસંગે ખાલી કર્યો. બત્રીસ બત્રીસ વરસ સુધી જીવનના આધાર સમી માતુ મૃત્યુ સુધાકરને મોટામાં મોટો આઘાત હતો. લોકો ઉપર ક્રોધ, પ્રકૃતિ રચના ઉપર અવિશ્વાસ અને માતાનું મુખ ફરી નહીંજ જોઇ શકવાની પ્રતીતિની નિરાશા એ સર્વથી સુધાકર ક્ષુબ્ધ હતો તે વખતે તેના સંતપ્ત મન ઉપર અમૃતધારા જેવા શબ્દો પડ્યા: 'બાપુ રડો નહીં; હું તમારી મા થઇશ.'

સુધાકરે આ પછી બે નિર્ણયો કર્યા. તે બન્ને તેની આ પુત્રી વીશે હતા. સુધાકરનું લગ્ન તો ક્યારનું થઇ ગયું હતું. તેના વીલાયત ગયા પછી આ પુત્રીનો જન્મ થયો હતો. અને હજી તો 'બાપુ'ને થોડાજ દિવસથી તે ઓળખવા શીખી હતી.

એ બંને નિર્ણયો તેણે જીવન પર્યંત પાળ્યા. અથવા એ પૂર્ણ કરવામાં તેણે પહેલાં પોતાની પત્નીની અને પછી પોતાની આહુતિ આપી. તેણે એક વીલ કર્યું હતું. તેમાં તેની પુત્રી પ્રજ્ઞાને પોતાની બધી અતુલ સંપત્તિ આપી હતી. તેની દેખરેખ રાખવાને ઉસરડના એક વકીલ ગોવિંદજી

શેઠને વર્ષાસન મળવાનું હતું. તેને જ્ઞાતિના બા-ણ્ઙોથી દૂર રાખવાની હતી. અને ઉસરડના નાના બંગલામાં તેની એક વૃદ્ધ દાસી સીવાય બીજા કોઇને રહેવાનું નહતું. પરિણામે એકજ દાસીના સીધા રક્ષણ નીચે અને અનેક જુદા જુદા ટ્રસ્ટીઓની દેખરેખ નીચે પ્રજ્ઞા ઉછરી. ભણી. તેની બાવીસમી વર્ષગાંઠ આવી.

૨

વીરમગામનો પોર્ટર આશ્ચર્યથી એ બાઇ સામે જોઇ રહ્યો. " પણ બા મારી પાસે પરચુરણ નથી. "

" ન હોય તો કંઈ નહીં. તું રાખ "

પોર્ટરને લાગ્યું કે બાઇ કાં તો છુપાવેશમાં કોઇ મહારાણી છે અથવા કોઇ દીવાની છે. તેણે ફક્ત એટલુંજ કહ્યું હતું કે તેની ઘરડી માને મદદ કરવા જવાની ઉતાવળ હોઇ બાઇએ ડબ્બામાં જલ્દી બેસી જવું. પણ ઝડપ કરવાને બદલે બાઇએ પોર્ટરે ઉંચકેલી સુટ કેસ પોતાના હાથમાં લઇ લીધી અને પોર્ટરને એક રુપીઓ આપ્યો. પોર્ટર છતાં પણ ઉભો રહ્યો એટલે બાઇએ તેને રજા આપી, " જગ્યા હું શોધી લઇશ; તું જા. " પોર્ટરે બાઇના ચહેરા સામે ફરીથી જોયું, અને તેને એ ચહેરો કોઇક રાણીનો ભળતો લાગ્યો. તેની ખાત્રી થઇ કે તે મહારાણીજ હતી. તે બબડયોઃ "રાણી સાહેબ ! ગરીબનું બોલ્યું ચાલ્યું માફ કરજો, અમે આપણાં છોરું કહેવાઇએ. મારી કસુર માફ કરજો. "

" જો તું જરાપણ વધારે વાર રોકાઇશ તો હું ગુસ્સે થઇશ. તું જા. "

પોર્ટર ગયો. અને લગભગ ત્રેવીસેક વરસની એક યુવતી સ્ત્રીઓના સેકન્ડ કલાસના ડબ્બા તરફ ગઇ. જેવી તે બેસવા જતી હતી તેવીજ એક યુવાન અને સુંદર, દુઃખી દેખાતી સ્ત્રી એ ડબ્બામાંથી ઉતરી મુસાફરોની ગીર્દીમાં ઝડપથી અદ્રશ્ય થઇ ગઇ.

ડબ્બામાં બેઠા પછી થોડીજ વારે ગાડી ઉપડી. અને પ્રજ્ઞાકુમારી એકલી પડી.

દોઢ વરસ મુસાફરી કર્યા પછી આજે તે પાછી ફરતી હતી. તે દરમીઆન અનેક સ્થળે તે ભમી; અનેક દશ્યો જોયાં. પણ એ શ્રમ પછી પણ તેનું ભાવિ તો એકાકી રહેવાનેજ સર્જાયું હતું. તેને સ્ત્રી મિત્રો કેળવણી બુદ્ધિ અને વારસામાં મળેલ ચારિત્ર્યબળના વૈષમ્યને લીધે ન હોતાં. તેને પુરુષમિત્રો નહોતા કેમકે કે કોઇનું વર્ચસ્વ સ્વીકારવા તૈયાર નહોતી. એટલે દોઢ વરસ પહેલાં જીવનમાં જે શુનકાર લઇને તે ગઇ હતી તેમાં જરાપણ ફેરફાર કરી શકી નહોતી.

એ શુનકાર પણ તેને કેવો દુર્દમ્ય લાગતો હતો ? તેની બાવીસમી વર્ષગાંઠને દિવસે ગોવિંદજી શેઠ સીવાય કોઇ આવ્યું નહતું. કોઇનો પત્ર નહતો. સવારના પોતાની એકલવાઇ દશા માટે તેણે એકાદ અશ્રુ પણ પાડયું; કેમકે તેનું સ્મરણ કરનાર જગતભરમાં કોઇજ નહોતું. અને તે દિવસે એ એકાંતભાર તેને અસહ્ય લાગ્યો. આખા દિવસ દરમીઆન તે જ્યાં જ્યાં ફરી ત્યાં ત્યાં તેને ગમગીન બનાવનારાં સ્મરણોજ તરી આવ્યાં. તેની માતાની માંદગી, તેના પિતાનું મૃત્યુ, એ બંનેની યાદ આપનાર જગ્યામાં તો તેનું જીવન વિરસ થઇ જશે એમ લાગ્યું.

તેને મુસાફરીએ નીકળવાનો ખ્યાલ આવ્યો. ઘણા લોકો મુસાફરી કરતા હતા તો તે પોતે શા માટે ન કરે ? પહેલાં તેને જરા ધાસ્તી લાગી; પણ તે તો નવીન દેશો જોવાનાં પ્રલોભનથી ચાલી ગઇ. તેણે નિર્ણય કર્યો તેને બીજેજ દિવસે ઉપડવાનું ઠરાવ્યું. જ્યારે તેણે તેની દાસીને વાત કરી ત્યારે તે હેબતાઇ ગઇ. ગોવિંદજી શેઠના વૃદ્ધ મગજમાં તો એ વિચાર સુદ્ધાં બરાબર ઉતર્યો

નહીં પણ પ્રજ્ઞા તો નિશ્ચય કરી ચુકી હતી અને તે ઉપડી.

સ્ટેશન ઉપર બે ચાર વૃદ્ધ પુરુષો અને બેત્રીજ સ્ત્રીઓ તેને ઓળખતી હતી. એક ડોસીએ ઉદ્ગાર કર્યોઃ "છકેલ." એક વૃદ્ધ ગૃહસ્થે



"બાપુ! રડો નહીં; હું તમારી મા થઇશ."

ગોવિંદજી શેઠને ખુણામાં લઇ જઇને માહીતી આપી કે "કળજગ આવી ચુક્યો છે." આ સત્યના સમર્થનમાં પ્રજ્ઞાને જતી બનાવી ઉમેર્યું કે 'નહીં તો આવું ન બને.' આ બધું પ્રજ્ઞાએ સાંભળ્યું છતાં તે મુસાફરીએ ગઇ; અને હવે દોઢ વરસ પછી તે પાછી ફરતી હતી. મુસાફરીથી તેનાં ભવ્ય સ્વપ્નો વિનષ્ટ થયાં હતાં, માત્ર કોઇ સુંદર સ્મરણો રહ્યાં તે પણ માત્ર જગ્યાઓનાં; માણસોનાં નહીં. તેના હૃદયમાં તો હજીએ સુનકાર ભર્યો હતો, જે અદ્ભુત જાદુની ભુરકીથી માનવના જીવનમાં ઉલ્લાસ આવે, માધુર્ય આવે તે જાદુ હજી તેને અજાણ્યો હતો. તેને જીવનમાં કેવળ વ્યર્થતાનાજ ભણકાર વાગતા હતા.

હવે પાછું ઘેર જવું અને જબ્બી ડોશી સાથે જીવન પાછું ફરી શરુ કરવું! પ્રજ્ઞાની દાસી જડાવ એ વયથી નહીં પણ સંજ્ઞાથી ડોશી હતી. અને તેની આ નાની શેઠાણી જેને તેણે બાલ્યકાલથી ઉછેરી મોટી કરેલી તેની ઉપર હૃદયથી આફ્રીન હતી. પ્રજ્ઞા જડાવની આ ભક્તિથી અજાણ નહોતી. અને તેની પન્ના શેઠાણીને જોઇ કેટલી ખુશી થશે તેની મનમાં કલ્પના કરીને આનંદ પામતી. જડાવ હમેશાં તેને પન્ના

કહેતી અને રજપૂતાનાના ઇતિહાસમાંથી કોઇક વાર સાંભળેલી એક કથામાં પોતાની અલ્પ-શક્તિઓથી નવા નવા રંગો પુરીને કેવી રીતે પન્નાએ એક રાજકુમારને પાળી પોષી મોટો કરેલો તેની વાત વારંવાર કહેતી. પ્રજ્ઞાને એ વાર્તાઓ યાદ આવી; છેક બાલક રાજકુમાર, રમતો રાજકુમાર, હસતો રાજકુમાર, મોટો થતો રાજકુમાર વગેરે અનેક વસ્તુઓ તેને યાદ આવી. તેનું પોતાનુંજ બાળક કેમ ઉછેરવું, એના ઉમેરાથી ઘરમાં કેટલો ઉલ્લાસ વધે એ સર્વ મીઠી કલ્પનાઓનાં મધુર સ્વપ્નોમાં તે પડી ગઇ.

૩

લલિતા હુસ્કે હુસ્કે રડતી હતી.

શીહોરનાં જાની કુટુંબને રાણા કુટુંબ સાથે વેર હતું. અને એક આગલાં વેરની માફકજ તેનો ઉદ્‌ભવ થયો હતો. પહેલાં બંને કુટુંબો વચ્ચે અત્યંત સ્નેહ સંબંધ હતો. અને એ સંબંધને ચિરસ્થાયી કરવા માટે એક કુટુંબે પોતાની કન્યા લલિતા બીજા કુટુંબમાં આપી. અને વેરાઇને માંડવેથી કલહના ગણેશ મંડાયા. વલ્લભરામ જાનીને સંતાનમાં એક પુત્રી લલિતા જ. વલ્લભરામને એક ભત્રીજો હતો તેણે તો વલ્લભરામની મીલકતને હાથ સુદ્ધાં ન અડાડવા-ગંભીર પ્રતિજ્ઞા લીધી હતી. એટલે વલ્લભરામની બધી મીલકત લલિતાના પુત્રને સુપ્રત થાય તેમ હતું. તેવામાંજ કલહ ઉભો થયો અને એ કલહમાં ધૃતરૂપે લલિતાને પુત્ર આવ્યો. લલિતાનાં સાસરીઆં એ નવા મહેમાનને દુશ્મન-રૂપે જોતાં હતાં. વલ્લભરામનાં દૂરનાં સગાંઓની આ નવા પરોણાથી પૈસાદાર થવાની છેલ્લી આશાં ભાંગી પડી હતી. લલિતાના સસરા પાસે તેના પુત્રને ફરી પરણાવવાનું એકમાત્ર સાધન જવું રહ્યું હતું. એ બધાનો ઉકેલ એટલોજ હતો કે કાં તો લલિતાએ મરી જવું અથવા તેના પુત્રે મરી જવું.

લલિતાનો બાલક મરી જવાનાં કશાં પણ આશાસ્પદ ચિહ્નો બતાવવાને બદલે દીર્ઘજીવી થશે એવી ખાત્રી આપે એટલો તંદુરસ્ત હતો. અને વેરથી અંધ થએલ ન હોય તેની ચક્ષુઓને તરત આકર્ષણ કરે એટલો સ્નિગ્ધ, ગૌર અને મનોહર હતો. તે આખો વખત જાણે તેને માથે ભય હોયજ નહીં એમ હસ્યા કરતો. તેના પ્રત્યેક હાસ્ય સાથે લલિતાનું હૃદય ચીરાઇ જતું. લલિતા અથવા તેનો પુત્ર એમાંથી એકનો વિનાશ કરવો-જ પડે તેમ હતું અને તે માટે તૈયારીઓ ચાલતી હતી.

તેવામાં લગ્નો કરવાની ઋતુ આવી પહોંચી. અને એક જાન ગુજરાત તરફ જવાની હતી તેમાં લલિતા અને તેના પુત્રને પણ જવાનું ઠર્યું. પરદેશમાં નાનાં બાળકો ઘણીવાર કોલેરાથી બહુ સહેલાઇથી ગુજરી જઇ શકે છે અને લલિતાના બાલકનું પણ કાળ ચોઘડીઉં હતું એવું ભવિષ્ય જોશીએ પહેલેથીજ ભાખ્યું હતું. લલિતાને જવું પડ્યું; પણ ક્ષણે ક્ષણે તેના કે તેના બાલકના મૃત્યુના વિચારે તે કંપી ઉઠતી. ઘણા ઘણા વિચારોથી તેનું નાનું મગજ ભર્યા પછી તેને દૂર દૂર આશાનું એક અંકુર દેખાયું. જો બાલક તેની પાસે રહે તો તેનો વિનાશ ચોક્કસ હતો. તેને પોતાને પણ બચાવવામાં આવશે એવો ભરોંસો ન હતો. તેના મરણ બાદ બાલકનાં દુઃખો કેટલાં અસહ્ય થશે તેનો તે ખ્યાલજ કરી શકતી ન હતી. તેને બાળકને દૈવ-ની દયા ઉપર છોડી દેવાનો વિચાર થયો. વિચાર-માં ને વિચારમાં વીરમગામ સ્ટેશન આવ્યું. લલિતા એક સેકન્ડ ક્લાસના ડબાને ખાલી જોઇ તેમાં દાખલ થઇ. અને ગરબડીઆ અક્ષરે એક નાની ચીઠ્ઠી લખી. તેમાં બાલકનું નામ સતુ છે,

તે બ્રાહ્મણ છે અને જેને તે હાથ પડે તે તેને સ્નેહથી પોષે એ ત્રણ વાતો હતી. અને ફરી દુધ પાવા માટે એક શીશી મુકી બાલકને શાલમાં તેણે લપેટયું. તેવામાં એજ ડબ્બામાં કોઇ ઉતારુ આવવું હોય તેવી શંકા પડી. અને, લલિતા જેવી ડબ્બામાંથી ઉતરી મુસાફરોની ગીદીમાં ઝડપથી અદ્રશ્ય થઇ તેવીજ એક તંદુરસ્ત બાલા પોતાના હાથમાંજ પોતાની બેગ લઇને એ ડબ્બામાં ચઢી.

બેસનાર સ્ત્રીજ છે એ ભાને લલિતાને સંતોષ થયો.

૪

"અહોહો; પ્રજ્ઞાબહેન ! કયારે પુછીએ." ધોળા જંકશને એક વૃદ્ધ થતા જતા ગૃહસ્થે ગામડાના મધુર આવકારભર્યા સ્મિતથી પ્રશ્ન કર્યો.

"આવો ગોવિંદજી કાકા, હજી હમણાંજ ગુજરાતમાં આવી અને હવે ઉસરડ જાઉં છું."

"તમો તો બહુ ફર્યાં ! દેશમાંથી બહાર પણ કેટલા બધા મહીના તમે રહ્યાં. મારી ખાત્રી છે કે સાત આઠ મહીના તો થયાજ હશે."

"કાકા આજે અઢાર મહીને હું ઉસરડ ફરીવાર જાઉં છું."

"એહોહો અઢાર મહીના! પ્રભુ! પ્રભુ! કાળ પણ શો ઝડપથી ફરે છે ના. હજી કાલે સવારે તો જાણે તમે સફરે નીકળ્યાં હો એમ મને તો લાગતું હતું."

સણોસરા આવ્યું અને ગોવિંદજી વકીલે એક ન્યુસ પેપર ખરીદીને વાંચવા માંડયું. પ્રજ્ઞાની પાસે અત્યાર સુધી શાંત પડી રહેલ એક બાલકે આક્રંદથી પોતાની હાજરી જાહેર કરી. પ્રજ્ઞાએ તેને એકદમ તેડી લીધો અને રમાડવા માંડી. ગોવિંદજી શેઠ ન્યુસ પેપરને સ્હેજ નીચું કરીને બાલકને રમાડતી પ્રજ્ઞા તરફ સંતોષ અને આનંદની મિશ્ર લાગણીઓથી જોઇ રહ્યા. થોડીવારે તે બાલકને પોતાના હાથમાં લઇને રમાડવા લાગ્યા. અને ગળામાં પહેરાવેલ માળા તરફ નજર ફેરવી પુછ્યું: "ત્સીટ-ત્સીટ હેઇ-પ્રજ્ઞાબહેન ! ઘણો મઝાનો બાલક છે. કોનો છોકરો ?"

કોઇ ઘણી નાની ઉંમરની બાલિકા પોતાની ઢીંગલી કે ફ્રોક કે સુંદડી કે અન્ય કોઇ વસ્તુ માટે જેટલા ગર્વ અને જેટલી નિર્દોષતાથી ઉત્તર આપે તેટલીજ નિર્દોષ સરલતાથી પ્રજ્ઞાએ ઉત્તર આપ્યો: "મારો—"

આશ્ચર્યથી ગોવિંદજી શેઠ સ્તબ્ધ થઇ રહ્યા. એ ખબર ખુશાલીના ગણાવા કે નહીં, તે સુદ્ધાં તેઓ સમજી શકયા નહીં. જાણે એ ખબર ન જાણવામાં પોતાનોજ દોષ હોય તેમ તે ખીસીઆણા પડી ગયા છતાં સ્વમાન જાળવી રાખવાનો છેલ્લો પ્રયત્ન કરતાં બોલ્યા: "હં, બરાબર, બરાબર, હું પણ કેવો મૂર્ખો ! મને મોઢા ઉપરથી એમ લાગતુંજ હતું. પણ સાળું હમણાં હમણાં મારી સ્મરણશક્તિ બહુ નબળી પડી ગઇ છે. તેમાંએ આ તો હદજ થઇ કહેવાય. આટલો ભુલકણો હું કદી નહોતો થયો. પણ તમે તો પરણ્યાં ખરું, અમને બોલાવવાં તો હતાં. ગામનાં લોકોને આમ છેક ભુલી જઇને પરણી જાઓ, તે કંઇ સારું કહેવાય ? અમારો કે વાંક-ગુન્હો તો કહો ? પણ તમારી કંકોત્રી આવ્યાનું એ મને યાદ આવતું નથી. તમે કયારે પરણ્યાં ?"

"પણ ગોવિંદજી કાકા, તમે મને કાં ઠપકો આપો છો ? તમને તેડાવ્યા વગર હું કૈં પરણું ! મારાં લગ્ન હજી થયાંજ નથી."

ગોવિંદજી કાકાના હાથમાંથી બાલક પડી ગયો. ન્યુસ પેપર દૂર જઇ પડયું, અને જીભ જાણે પાછી પેટમાં ઉતરી જવાનો પ્રયત્ન કરતી હોય તેમ લાગ્યું. શેઠની મુદ્રામાં પ્રજ્ઞાના છેલ્લા વાકય પછી થએલો ફેરફાર તે જોઇ રહી હતી.

તેણે તો એમ ધાર્યું હતું કે તેના છેલ્લા ખુલાસા પછી ગોવિંદજી શેઠ સંતુષ્ટ અને ખુશી થશે, પણ જ્યારે તેમની મુદ્રામાં આવો ફેર પડયો જોયો કે તરત પોતે કશીક ભુલ કરી છે એમ પ્રજ્ઞાને લાગ્યું. પહેલાં તે નૈસર્ગિક શરમથી લાલ થઇ ગઇ અને પછી ધારતી ખાઇ ફીકી બની. બનાવોની એક નાની ચિત્રમાલા તેના મગજમાંથી પસાર થઇ ગઇ.

અનેક અનુભવોનાં સ્મરણો તાજાં કરતી કરતી, અને વિચાર માલાઓ ગુંથતી ગુંથતી તે વીરમગામથી ઉપડેલી ગાડીની બારી પાસે હવા ખાતી બેઠી હતી ત્યારે અકસ્માત તેની નજર તેની સામેની ગાદી ઉપર પડેલી કોઇક વસ્તુ ઉપર ગઇ હતી. ડબામાં તે એકલીજ હતી. તેણે જોયું તો એક આકર્ષક બાલક મીઠી નિદ્રામાં પડયું પડયું હસતું હતું. તેની સાથે ગરમડીઆ અક્ષરોમાં એક ચીઠ્ઠી હતી. શું કરવું તેના વિચારે તે ગભરાઇ ગઇ. અને ક્ષણે ક્ષણે લાગતા ડબાના આંચકાથી બાલક જાગી ન જાય માટે એક હાથનો ટેકો આપી તે એ નાની મુખાકૃતિ તરફ એકચિત્તે જોઇ રહી. સ્પર્શથી બાલકે તેનાં મોટાં નયનો ઉઘાડયાં અને અપરિચિત સંયોગો, દૃશ્ય અને વ્યક્તિ દેખતાં બાલકે તુરતજ કશાપણ પ્રસ્તાવના કે ઉપોદ્ઘાત વિના રુદનનુંજ પ્રકરણ શરુ કર્યું.

એક પવિત્ર, ભવ્ય, ગંભીર છતાં અકલિત હૃદયંગમ લાગણીના આવેશથી પ્રજ્ઞાએ બાલકને ખોળામાં લઇ છાતી સરસો ચાંપ્યો, અને પૂર્વે કદી નહીં અનુભવેલા એ નવીન વિદ્યુતસ્પર્શે પ્રજ્ઞાનું હૃદય કોઇ સ્વર્ગીય આનંદને ચમકારે સ્પંદિત થઇ રહ્યું. તેને ઉમળકો આવ્યો. અને બાલકને શાંત પાડવાના યત્નો કર્યા. બાલક શાંત થયું. પ્રજ્ઞાના અવિકસિત આત્માના અંતરમર્મમાં મનોરમ ભાવોના અનેક તરંગો ઉછળી રહ્યા. તર્જનીથી તેના ગાલને અટકીને બાલકને હસાવવાનો પ્રયત્ન કરતી વખતે તે કોઇ ભવ્ય ઊર્મિના આવેગથી કંપતી હતી. જ્યારે બાલક ખરેખર હસ્યો ત્યારે પ્રજ્ઞાનાં તરલ નયનો પણ સજલ થઇ ગયાં અને તેને હૈયા સરસો દાબી તેણે ચુંબન કર્યું. તરત તેને વિચાર આવ્યો કે આ મધુર કલીને તે ગમે તેમ તરછોડી મુકે તો કેટલી અક્ષમ્ય ક્રૂરતા થાય ? તેની સાથે સાથે બીજી વિચારસરણી પણ ચાલી રહી હતી કે પતિની પરતંત્રાભરી ધુંસરી વહેવાના પ્રસંગ વિના તેને માતૃત્વનો અવસર આવ્યો તે જવા દીધા પહેલાં તો મરી જવું બહેતર; તેનો ત્રીજો ખ્યાલ સૌથી ભયંકર હતો. બાલકને જો તે એમ તરછોડી મુકે તો તેને કોઇ અનાથાશ્રમનું ત્રાસદાયક જીવન વીતાવવું પડે.

છેલ્લા ખ્યાલે તેણે પોતેજ બાલકની માતા થવાનો દૃઢ નિશ્ચય કર્યો. ગોવિંદજી શેઠની વિકૃતિથી તેને સમાજની અંદર થનાર અપકીર્તિનો ખ્યાલ આવ્યો. તેને પોતાને સમાજ સાથે કૈં લાગતું વળગતું ન હતું. ક્ષણભર તેને ગોવિંદજી શેઠના આગળ બધું કબુલ કરી દેવાનો વિચાર આવ્યો. પણ તેમ કરે તો કદાચ એ બાલક ફરી તેનાં માતાપિતાને સુપ્રત કરવો પડે અને ફરી તેમને એ બાલકને બીજે સ્થળે નાખવાની ફરજ પડે. પ્રજ્ઞાને સમાજિક બંધનોમાં આસ્થા નહોતી. કાયદો તેને બધા પ્રશ્નોનો ઉકેલ લાવે એટલો સંપૂર્ણ નહોતો લાગતો, અને તેનાં ઉરનાં બધાં ઉછળતાં મોજાંઓ ગુંજી ગુંજીને જાણે તેને કાનમાં કહી રહ્યાં હતાં કે બાલક તારે આશરે પડયો છે. તારે તેનું રક્ષણ કરવું ઘટે, તેની ઉપર સ્નેહ રાખવો ઘટે. પેલી ખરબચડા અક્ષરે લખેલી ચીઠ્ઠીમાં પણ એમજ લખ્યું હતું.

ગોવિંદજી શેઠને એટલી વારે વાચા આવી, " શું ? શું ? હું બરાબર સમજ્યો નહીં. "

પ્રજ્ઞાએ નિર્ણય કરી મુકયો હતો, કંઈક ભરતીથી અને કંઈક શરમથી લાલ લાલ થઇ જતાં પ્રજ્ઞાએ ઉત્તર આપ્યો: "હા, કાકા, ખરેખર હું પરણી નથી."

ગોવિંદજી શેઠના પેટમાં ફાળ પડી. ભણી ભણીને છોકરી વંઠી ગઇ એમ ખાત્રી થઇ. અને છતાં બીજું કોઇજ નહીં ને પ્રજ્ઞા! પ્રજ્ઞાકુમારી! તેનીજ પાસે ઉછરેલી છોકરી! આટલી પાપીષ્ટા!

"અરે રામ! રામ! કેવી આફત! પણ પ્રજ્ઞાબાઇ એટલું તો ખરું ને કે તેના બાપની ઉપર કેસ માંડીને હવે તેને બદલો......"

પ્રજ્ઞાને ગોવિંદજી શેઠની દયા આવી. એ વૃદ્ધનાં સ્નેહાળ હૃદયને નિષ્ઠુર આઘાત કરવાની તેની હીંમત ન ચાલી. તેણે નિર્દોષતાથી કબુલ કર્યું: "તેના બાપને હું ઓળખતી નથી."

પણ આ જવાબથી ગોવિંદજી શેઠની મુંઝવણ અને ક્રોધ બંને વધ્યાં. ગોવિંદજી શેઠ ભલા હતા, દુઃખ અને અનુભવે તેમને કયાંક કયાંક ક્ષમાશીલ બનવાનું પણ શીખવ્યું હતું. પણ કુમારી કન્યાનું માતૃત્વ કે પિતાહીન પુત્રનું અસ્તિત્વ તેમના ક્ષમ્ય અપરાધોના પત્રકમાં કયાંઇજે આવતાં નહતાં.

"એમ કે, હે ભલા ભગવાન! આ કળજુગનાં હવે આ ઉમ્મરે જેટલાં કૌતક ના દેખાય એટલાં ઓછાં, બી રચા રાં પ્રજ્ઞાબાઇ! હું પહેલેથીજ બધાં જુવાન લોકોને કહ્યા કરતો હતો કે આવડી જુવાન છોકરીથી આમ બહાર ન ફરાય. હવે ફરીફરીને તમને શો લાભ થયો? એના કરતાં ઘેર રહ્યાં હોત તો મારે કે તમારે આવા દી' દેખવાનો વારો તો ન આવત, અને હવેએ શું? હવે મને ખાત્રી છે કે તમે ઘરબાર ફર્નીચર બધું વેચી નાખશો. અને પાછાં જશો, અને હવે અમે તમારું મોઢું સુદ્ધાં જોવા પામશું નહીં."

"ના, ના, કાકા!" ફરી તેણે એટલીજ નિર્દોષતાથી અને એટલીજ અનુકંપાથી પ્રેરાઇને ઉત્તર આપ્યો; "હું તો હવે કાયમ માટે મારા બંગલામાંજ રહેવાની છું, એટલે બધાંને મળી શકાશે."

પણ આ જવાબથી તો ગોવિંદજી શેઠ વધારે અસ્વસ્થ થઇ ઉઠયા. "અરે અરે, પ્રજ્ઞાબહેન! જરાક તો વિચાર કરો! તમારી તે કંઈ કાળી વાઘરીની નાત છે કે આવું ચાલી શકે? અને આમને મોઢે કંઈ ગરણું બંધાશે? તમારી નાતનાં લોકો પાસેથી અને વળી તેમાંએ ડૉ. સુધાકરની દીકરી પાસેથી તો ગામના માણસોને ઘડો મળવો જોઇએ તેને બદલે તમેજ ઉઠીને આવાં કરમ કરો. તમારા બાપનું ઓળો! હાય દેવ! દુનીઆનું તે હવે શું થવા બેઠું છે?"

પ્રજ્ઞાની આંખો અશ્રુથી ભીંજાઇ ગઇ. ગોવિંદજી કાકાનું ચિત્ર ભેદક હતું, તેને તેના પિતાના એકના એક એ વૃદ્ધ સ્નેહીની પણ દયા આવી. તેણે પાસે પડેલા બાલક સામે જોયું. બાલક નિદ્રાવશ થયો હતો. પ્રજ્ઞાને તેનો નિર્ણય યાદ આવ્યો. બાલકને તો સોંપાયજ કેમ? તેણે લાચાર મુદ્રાથી જવાબ આપ્યો: "હશે, હું શું કરું? મારે મારાજ ઘરમાં ન રહેવું એવું હોય?"

ગોવિંદજી શેઠનો ગુસ્સો હદ વટાવી ગયો. "હા. મોટીબેન હા, જો તમારે તમારું ધાર્યુંજ કરવું હોય તો પછી અમારે તો કંઈ બોલવાનું રહેતુંજ નથી."

પ્રજ્ઞાની આંખમાં ફરી તોફાનની ચમકારી આવી ગઇ, તેણે સહેજ હસીને કહ્યું: "નહીં સ્તો; વળી."

પણ ત્યાં તો શીહોરનું સ્ટેશન આવ્યું. એ સ્થાને બધાંજ તેનાં ઓળખીતાં હતાં. ગાડીવાળો

તેને ઉસરડ પહોંચાડવા રાહ જોઈને બહાર ઉભો હતો. મજુરે સામાન ગાડીમાં મુકતાં પ્રજ્ઞાના બાલક તરફ આંખ મારીને ગાડીવાનને કહ્યું: "શેઠ માગની ભુલતો નહીં, હોં !"

પ્રજ્ઞા ફરીથી વિચારમાં પડી: જડાવડોશીને જઇને તરત હવે તે કહી શકશે કે તેણે-પન્નાએ પન્નાની માફકજ એક રાજકુમારનું રક્ષણ કર્યું છે. બાલકને જોઇને જડાવ ખુશી થશે ? તેને બધી વાત કહી દેવી ? બાલકનું નામ તો હતું સતુ. સતુ ? આખું નામ શું સત્યકામ? કોણ જાણે બાપનું નામ શું ? પ્રખ્યાત સત્યકામના બાપનું નામ કયું હતુંજ નહીં. આ સત્યકામના બાપનું નામ હોવાની શી જરુર ?

તે ઉસરડ રહી.

× × ×

વરસો વહેવા માંડ્યાં.

એકાકિની પ્રજ્ઞાકુમારીએ તેનું ઘર વસ્તીથી ભરી દીધું. મોટા મોટા પગારો આપીને તેણે માળી, નોકર, દાસી વગેરે રાખ્યાં. પ્રજ્ઞાની વાત સાંભળીને ઘણાં તેને ત્યાં રહેવા નારાજ હતાં તોપણ ગરીબીને કારણે નોકરી સ્વીકારેલી અને પ્રજ્ઞાના સ્વભાવથી તેને વશ થઇ ગયાં. પરંતુ એટલું કાર્ય સાધવું એ પણ કોઇ રીતે સહેલું તો નહોતુંજ.

પ્રથમ વિરોધ જડાવ તરફથી થયો. તેને કૈં પણ ખુલાસો પ્રજ્ઞાએ કર્યો નહીં. પ્રજ્ઞાની રાજકુમાર વીશેની વાત પણ તેને રુચી નહીં. ગામ આખામાં બીજું કોઇજ નહીં અને તેની પન્ના શેઠાણીજ આવું પાપી કૃત્ય કરે એથી તેને ઘણું માઠું લાગેલું. છતાં અનેક વર્ષોના સહવાસ અને મમત્વને લીધે તે એ ઘર છોડી શકી નહીં. અને દિવસો જતાં તો તેને બાલક સત્યકામ ખરેખર આકર્ષક લાગવા માંડ્યો હતો. પ્રજ્ઞા જ્યારે કોઇકવાર તેને રમાડતી હોય ત્યારે કૈં કૈં મિષે તે બહાર આવતી, અને એ બંનેની રમત આર્દ્ર નયને નીહાળી રહેતી.

"કેવો દુશ્મનનેએ વહાલો લાગે એવો છોકરો છે!" એકવાર તે બોલી.

પ્રજ્ઞાએ ઉંચું જોયું. "ખરી વાત ડોશી. કેવો લુચ્ચો છોકરો છે. મારો છોકરો ખરોને, કેમ નહીં ?"

જડાવની નીતિની ભાવનાઓ આ પ્રશ્નથી ઘવાઇ ગઇ. અને તે જેમની તેમ ઉભી રહી. ફરી પ્રજ્ઞાએ પુછ્યું: "મારું કૈં કામ છે ? ઘરમાં આવું ?"

"ના રે ના, બહેન ! હું તો રાંધણીઆમાં છાણાં લઇ જવા બહાર આવી હતી. તમે તમારે રમોને." પ્રજ્ઞા હસી. છાણાંનું સ્થાન તો તે હતી તેથી કેટલુંએ દૂર હતું.

અને એમ જડાવ ડોશી પણ બાલકમાં મુગ્ધ થતાં ગયાં.

પણ ગામમાં પ્રજ્ઞાની વિટંબણાઓ વધારે હતી. એકવાર સત્યકામ માંદો પડ્યો અને ગામના વૈદે પ્રજ્ઞાના ઘરને વેશ્યાવાડો કહી ત્યાં જવાની ના કહી. પ્રજ્ઞાને ભાવનગરથી ડૉક્ટર તેડાવી મંગાવવો પડ્યો. એકવાર પ્રજ્ઞાને ફરવા જવાની ઇચ્છા થઇ. નાની બાબાગાડીમાં સત્યકામને બેસાડી બહાર નીકળી. સામેથી માથે પાણીની હેલ લઇને આવતી કેટલીક સ્ત્રીઓ તેની સામું આંખો ફાડીને જોઇ રહી. અને તેને બતાવી એક બીજાને કહેવા લાગી, આ ઓળખી? એ તો પેલી પન્ના; એ પાપીયણ ગામ આખાં હારે ચાલે છે ને વળી છોકરાને આમ દેખાડતી ફરે છે તે મુઇ લાજતી નહીં હોય !" વગેરે.

કોઇકવાર કોઇ યુવાન છોકરાઓ તેને સામે મળે અને જો એકલા હોય તો તેની સામે તાકી રહેતા. અને હસતા અને જો ટોળામાં હોય તો

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૯૭]

स्वजनीं स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



# નૈવેદ્ય

લેખક :
રા. લલિતમોહન ચુનીલાલ ગાંધી

: પાત્રો :

કુમાર...............જગતનો એક યુવાન.
બાલા...............જગતની એક મુગ્ધા.
માતા ...............જગતની એક માતા.

---

## અંક પહેલો : પ્રવેશ પહેલો

:o:

સ્થળ: આભે અડતાં હિમાલયનાં ધવલ ગિરિશૃંગો–તે પરની એક ચટ્ટી —(પથિકોનું વિશ્રામસ્થાન) અને તેનું આંગણું.

સમય: ખુશનુમા ઉષા–અરુણના આગમનનો.

[ કુમાર "ચટ્ટી"માંથી કાશ્મીરી શાલ ઓઢી બહાર આવીને હિમશૃંગો જોતો ઉભો છે. આત્મામાં આનંદ ભરતી રેલી રહે છે. ઉષા ધીમેધીમે વિકસતી જાય છે. નિસ્તેજ મ્લાન ચંદ્ર કરમાતી જાય છે, અંધકાર

મહીંથી ઉગતી ઉષાનો આછો આ-
ભાસ જગત પર પથરાઇ રહેલો
દેખાય છે.

કુમાર

( અનિમેષ જોતો ) શી ભવ્યતા ! અહીં જોયાંજ કરવાનું ગમે છે! સૃષ્ટિનું અનુપમ સૌંદર્ય અહીંજ આવી વસ્યું હોય એમ લાગે છે. આ વાતાવરણ અજબ પ્રાણચેતના પ્રેરે છે. આ જોએ આંખો ઠરે છે.

[ કુમાર સૃષ્ટિને નમે છે. એનાં પોપચાં અર્ધાં મીંચાય છે. સૃષ્ટિનાં સૌંદર્ય આંખો પી રહે છે; કોયલના ટહુકાર જેવો અવાજ આવે છે. ચમકે છે. અને પાછું ફરી જુએ છે.

હું તો ચમકયો. બ્રહ્મમુહૂર્ત કોયલ કયાં ટહુકી ?

[ એક સુંદર મુગ્ધા-ચૌદેક વર્ષની દાખલ થાય છે ]

કોણ બાલા !

બાલા

( હસતાં ) હા, શું કરતા હતા ? સવારના પહોરમાં શું ચટકું લાગ્યું છે ?

કુમાર

કૈં નહીં. જરા વહેલો ઉઠયો'તો એટલે થયું કે લાવ હિમગિરિ પર સૂર્યોદય કેવોક લાગે છે તે જોઇ લઇએ. હવે એ જોવાના બહુ દિવસો નથી રહ્યા. ખરેખર હિમાલય છોડી જતાં દીલ નથી ચાલતું. અહીંનાં તેજ અવનવાં છે.

બાલા

ખરેખર અહીં તો બધુંજ નવું છે ! પશુ-પક્ષી, વનસ્પતી, જીવન સર્વસ્વ અહીં અનેરું છે. મને તો અહીં બહુ ગમે ! કોઇ જાતની પંચાત નહીં. બધાં સાથે બોલવા હરવા ફરવાની છુટ ! ગામ શું સારુ ઘરમાં ગોંધાઇ રહેવાનું ! બીજા સાથે વાત કરતાં જાણે સ્ત્રી વર્ગ અભડાઇ જતો હોયને !

[ કુમાર વિસ્મય પામતો બાલાને જોઇ રહે છે-બાલા એને અપૂર્વ લાગે છે.

કુમાર

બાલા, ખરે સાચું કહો છો !'

બાલા

ત્યારે બીજું શું ! જુઓને અહીં તમારી સાથે આખો દહાડો વાતો કર્યા કરૂં છું. સાથે સાથે ગઢઇ ચઢવાની, ચાલવાની કેવી ગમ્મત પડે છે ! થાકી ગયાનો ઢોંગ કરી બેસી જઇ તમને હેરાન કરવાની કેવી મઝા પડે ! ગામમાં મારાથી એક શબ્દ પણ બોલાય ખરો કે ! બાકી અમે સ્ત્રીઓ એટલે પાંજરે પડેલાં બુલબુલ. પાળનાર પુરુષને ગમે તો બુલબુલ ગાય ! નહીં તો સમાજ-ના વાતાવરણના સોનેરી પિંજરા મહીં પુરાઇ રહેવાનું.

કુમાર

ખરેખર, અહીંના વાતાવરણમાં મલિનતા નથી. અહીં સારી સૃષ્ટિમાં કોઇ ઠેકાણે પાપ વસતું નથી. બદ્રીકેદાર તો પ્રભુનું ધામ છે. હિમગિરિનાં શૃંગોજ અવનવાં છે, અહીંનું જીવન અનેરું છે. જુઓને તમારી તબીઅત કેવી સરસ થઇ છે !

[બાલા લજવાય છે. ગાલની સુરખી ઘેરી થાય છે. કુમાર એને ઘડીભર જોઇ રહે છે.

બાલા

મને અહીં રહેવું બહુજ ગમે છે.

કુમાર

( એક ધીરો નિઃશ્વાસ મુકે છે ). ગમે છે તેમાં કશું ખોટું નથી. આપણી સમાજે સ્ત્રીઓ-ની આસપાસ એવું વાતાવરણ ઉપજાવ્યું છે કે

સ્ત્રીઓ એમાં ગુંગળાઇ મરે છે. સ્ત્રીઓએ શું કરવું અને ન કરવું તે વીશે પુરુષ જ્યાં સુધી પોતાનો અમલ ચલાવ્યા કરશે ત્યાં સુધી હીંદુ સમાજની સ્ત્રી બીચારીજ રહેવાની !

બાલા

સ્ત્રીઓને મન પુરુષની સૃષ્ટિ જુદી હોય છે. એ એક સપાટી પર મળી શકે એમ બીચારી સ્ત્રી માની શકતી નથી !

[ બંનેને વાતનું ગુંગળામણ થાય છે. કુમાર વાત ફેરવે છે.

કુમાર

બાલા, મારાં મા શું કરે છે !

બાલા

તાપે છે. એમણેજ મને કહ્યું કે તમે અહીં છો. બા ને બાપુ બંને હજુ હમણાંજ ઉઠયાં. હજુ નીકળતાં વાર છે. એટલે જરા બહાર જોવા નીકળી કે તમે શું કરો છો !

કુમાર

આ ગિરિશૃંગોને જોવું મને બહુજ ગમે છે.

બાલા

એવું એમાં શું છે !

કુમાર

એક જાતનું અપૂર્વ સૌંદર્ય. આજે મારો આત્મા ઉડી આંખમાં આવી વસ્યો છે.

બાલા

શું કહ્યું ! એ સૌંદર્ય સૌંદર્ય બધા શું કલ્યા કરે છે ! મને એ નથી સમજાતું !

[કુમાર બાલાને એક ક્ષણ જોયા કરે છે.

કુમાર

એ શી રીતે સમજાવું ? જો કદી ફરતાં ફરતાં જેવી નજર પડતાં અમુક વસ્તુ જોઇને આંખ ઠરી ગઇ છે ! કૈંક આપણે જોવા તલસતા હોઇએ એવું આત્માએ અનુભવ્યુ છે ?

બાલા

સાચું. ઘણી ફેરા કૈંક એવું જડે છે કે તેના પર આંખ પડતાં નજર ઠરી જાય છે. અને એ



શી ભવ્યતા ! અહીં જોયાજ કરવાનું મન થાય છે !

ફરી ફરી જોવા દીલ તલસયાં કરે છે.

કુમાર

ત્યારે એ સૌંદર્ય. સૌંદર્ય એટલે આત્માનાં ઓજસ. સૌંદર્યના ભાસ-સાક્ષાત્કાર-એટલે સ્નેહ. સૌંદર્ય એટલે સ્નેહ અને સ્નેહ એટલે પરમઆનંદ.

બાલા

એ બધું મને નહીં સમજાયું.

કુમાર

એ તમને નહીં સમજાય. તમે જીવન નથી જોયું.

બાલા

'જીવનમાં શું જોવાનું છે—આ જીવીએ છીએ—બીજું શું ?

કુમાર

ના. બહુ જોવાનું છે. એના ભેદ જુદા છે.

બાલા

તમને કેવું જીવન ગમે ?

કુમાર

એ કયી રીતે તમને સમજાવું ?

બાલા

અરે એવું તે હોય ! તમને જે જીવન ગમે તે તમને કહેતાં ન આવડે !

કુમાર

એ લાગે તેટલું સહેલું નથી. પ્રેમ, આનંદ, ઔદાર્ય અને જ્ઞાન. એ જીવનના આદર્શો—એને વીંટી વળતું જીવન—એમાં બધું સમાઇ જાય.

બાલા

શું કહ્યું ? મને સમજ ન પડી.

કુમાર

પ્રેમ એટલે વિશ્વપ્રેમ—એ જીવનમાં દરેક કાર્ય, દરેક વિચાર, દરેક શબ્દમાં એ ઝરતો હોય.

બાલા

પછી ?

કુમાર

જીવનનાં આનંદ. જીવન સુકાઇ ગએલી મનોદશામાં જીવવામાં નથી સમાતું. જીંદગી જીવતાં આવડે તોજ જીવનમાં આનંદ.

બાલા

( હસતાં ) એ પણ ઠીક.

કુમાર

એ આનંદ વસ્તુઓના લેપ ન હોય ત્યાં ન સંભવે. એને માટે ઔદાર્ય જોઇએ.

બાલા

ઔદાર્ય એટલે ?

કુમાર

ક્ષુલ્લક જીવનની પણ સૃષ્ટિક્રમમાં મહત્તા છે એ બતાવવાની, અનુભવવાની ભાવના.

બાલા

તમો તો બહુ મોટી મોટી વાતો કરો છો ! એ જીવનમાં કેમ ઉતરે ? મારાં બાને મોઢે તમે કહો તો તમને ગાંડામાં ગણી કાઢશે.

[ બાલા મંદ હસે છે. એને કુમાર એક પળ જોઇ રહે છે.

કુમાર

એ બધું મને તો બહુજ સહેલું લાગે છે. આપ્તજનમાં બ્રહ્મદર્શન કરતાં શીખાય, નિજ સ્નેહી સાથે ઐક્ય સાધી, સર્વભૂત માત્રમાં ચૈતન્યનાં દર્શન થાય. એટલે જીવનમાં આનંદ, પ્રેમ ઔદાર્ય અને જ્ઞાન બધું મળે. એકજ શબ્દમાં કહું તો જીવન એટલે ત્યાગ—રાગ મહીંજ ત્યાગ. ( એકાદ ક્ષણ થોભીને ) કેમ નથી બોલતાં ?

બાલા

શું બોલું ! તમે બોલી ગયા તે શબ્દો મને બહુજ ગમ્યા. પણ બીજું કૈં નહીં ગમ્યું. ખરેખર, તમે બહુજ મીઠાબોલા છો ! (હસે છે)

કુમાર

( નિરાશ થતો ) કારણ તમને એની ભાવના ન સમજાઇ.

બાલા

હશે. પણ ત્યારે એ તમે શું કહ્યું ? આપ્તજન !

કુમાર

હા...! આપ્તજન... એટલે......

બાલા

એટલે વહુજને ! ( હસે છે ) કોણ જાણે બધાને વહુ શા માટે જોઇતી હશે ! મેં તો જાણ્યું'તું કે તમે ડાહ્યા હશો પણ તમે પણ બધા જેવાજ છો ! ચાલો, ઠીક પણ તમને કેવીક વહુ ગમે ?

કુમાર

( હસતાં ) કહુ ? જાઓ નથી કહેતો.

બાલા

જા પાછા— ( સરોષ જોઇ રહે છે ).

કુમાર

( બાલાને જોતો ) મને અમીભર્યાં, મીઠાં ઘેરાં નયન માંડતી, તોફાન અને સ્વાસ્થ્યના પ્રાસંગિક અનુભવ કરાવતી, શુદ્ધશીલા દેવલોકની દેવસુંદરી જેવી......

બાલા

જો પાછા કવિ થઇ ગયા ! એ મને નહીં ગમે.'

કુમાર

ત્યારે કેમ વર્ણવું !

બાલા

તે તમને ફાવે તેમ. પણ ગાંડું ગાંડું નહીં બોલતા.

[ કુમારનાં કલ્પના સજીવન કરતાં નયનો અર્ધ મીચાય છે.

કુમાર

આભમાંથી વીજળી સદેહે ઉતરી આવી હોયને એવી, બ્રહ્મહંસીના મીઠડા બોલ બોલતી, પ્રેરણાની મૂર્તિ સમી કલ્યાણીની હસતી ને હસાવતી કોઇક.

બાલા

જાઓ હવે નહીં બોલું. (સરોષ જોઇ રહે છે.)

કુમાર

નહીં, નહીં, લો હવે સમજાય એવું કંઇક.

બાલા

બોલો ત્યારે !

કુમાર

યુવા ચમકતી હોય દેહે તોએ વદને બાર વર્ષની કુમારિકાના ભાવ રમી રહ્યા હોયની, નવ વર્ષની સુકુમાર બાલાનાં તોફાન અને રમતીઆળપણું નયનમાં ચમકી રહેતાં હોયની, પાંચ વર્ષની નિર્દોષ બાલિકાની ઉલ્લાસ રેખાઓ ઘડીભર એની મુખમુદ્રાપર આલેખાતી અને ભુસાતી હોય એવી કોઇક.

બાલા

ચાલો, ઉંમર સમજાઇ. પણ તમને કાળી ગમે કે ગોરી !

કુમાર

એ તો કેમ કહું ! પણ મેઘાચ્છાદિત ચંદ્રથી વિધવા સરીખડી નિસ્તેજ રજની એના મુખચંદ્રથી સૌભાગ્યવતી દીસે એવી......

બાલા

તમે તો છેકજ ગાંડા ! જાઓ હવે નહીં બોલું.

કુમાર

મેં એમાં શું કર્યું ?

બાલા

કંઇ નહીં. પણ તમે બહુ સારું સારું બોલો છો, તમે...

[ બાલાના વૃદ્ધ માતપિતા અને કુમારનાં મા ચટ્ટીમાંથી બહાર આવે છે.

માતા

કુમાર, ચાલો, દીકરા, બહુ દિવસ ચઢી ગયો.

[ કુમારને બાલા પાછાં ફરે છે અને બધાંને જુએ છે, પાછું ફરીને કુમાર તરફ એક મીટ માંડે છે અને સ્મિતનાં મરકલડાં પડે છે ].

કુમાર

ચાલો.

[ સર્વે જાય છે

પડદો પડે છે.

## અંક બીજો : પ્રવેશ પહેલો

સ્થળ: કુમારનું મંદિર
સમય: બપોરનો

[ કુમાર પુસ્તકોથી ભરપુર પિઠિકા પર માથું નાખી દઇ ઉઘાડા પુસ્તક પર હાથ નાખી તે પર માથું ટેકવી પડ્યો છે. એના લાંબા સુંવાળાં મનોહર જુલ્ફાં ઉડે છે. ઘડીમાં એના સુહાગી ભાલ પ્રદેશને ઘડીભર જ્ઞાનના તેજના ચમકારે ચમકતી આંખોને આવરી દે છે. હાથવડે વાળને ઉરાડે છે. વાળ મહીં આગળીઓ ભરાવી રમતો નજરે ચઢે છે.

કુમાર

કલ્પના ! જીવનનાં સ્વપ્નાં ! હૃદયના તરંગો ! અરે તેં કેટલાને દુઃખી કર્યા છે ! હિમાલયનાં શૃંગો ગયાં ! ત્યાંનું અદ્‌ભૂત વાતાવરણ ગયું ! સૃષ્ટિની પરમ વિભૂતિ અદૃષ્ટ થઇ ! નિર્દોષતા ગઇ ! અહીં તો ઉંચી ઉંચી સમાજ નિયમની વાડ ચારેગમ આવી રહી છે. છતાં કલ્પના મને કેમ મુંઝવે છે ! હશે મારીજ ભુલ હશે !

[ઘડીભર વિચારમાં પડી ગએલો જણાય છે.

ના. ભુલ નહીં. આંખે જોયું અને આત્માએ પરખ્યું, અંગના અણું અણુંએ ઓળખ્યું. એ શી રીતે ખોટું હોય ! ( ઉઘાડા પડેલા પુસ્તક પર હાથ અફાળે છે. )

ત્યારે શું ! બાલાએ મારા તરફ કેવું જોયું ! કવિતા રેલાઇ ગઇ. એક અનુપમ દૃષ્ટિક્ષેપ !

[આંખો મીંચી દેતો હોયને તેમ પોપચાં બીડાતાં જણાય છે.

હા, એમજ ! માથું ગરદનપર નાખી દીધું–જરાક ડાબે પડખે નમતું અને આંખોની એક તીરછી નજર –દીલના દર્દભર્યાં તીરછાં નયનબાણુ. એ સુંદર કીકીઓ–જીગરમાં ખુંચે એવી નજર–અને હોઠેથી સરી પડતું અનેરું, સ્મિત ! કેટલું સુંદર ! કેવું અપૂર્વ ! જીવતું જાગતું સ્વપ્ન ! એ સ્મિતમાં સ્વર્ગનું સામ્રાજ્ય સરી પડતું હોયને ! એ નજર તો અંતરમાં કોરાઇ રહી છે. એ હોઠને ચાંપવા હજુએ દીલ લલચાય છે. ( કુમાર હોઠ કરડે છે )

બાલા, તું કેટલી સુંદર છે !

[ ખભાં મરડે છે અને આંખોનાં પોપચાં વધુ દૃઢ બીડાતાં દેખાય છે.

બાલા, આજ છ મહીના થઇ ગયા તોએ હજુ તે દૃષ્ટિપાત નથી ભુલાતો ! એ નજર ! હાશ !

[ અનિમેષ માથું ઉંચુ કરી જોતો થોડી પળો જોઇ રહે છે.

ભુલ તો નથી કરતો ? મારા અંતરના ભાવ તારા હૈયે તો નથી આરોપતો ! સ્નેહ ખડો પાછો છે. એને પોતાને ચશ્મે દુનીઆંને જોવાની ટેવ પડી ગઇ છે.

અઢી મહીના સાથે રહ્યાં, માણ્યો ને માઇલો ચાલ્યા. હિમગિરિના આ શૃંગપર પેલા શૃંગપર નિર્દોષ મૃગલાં જેવાં કુદયાં કુદરતને ખોળે રમ્યાં. તું જુદી હતી. છુટા પડયાં ત્યારે તને શું થયું ! પણ બાલા, તું આવું દીલહર રીતે જોતાં કયાં શીખી ! કોણે શીખવ્યું !

[ અવકાશમાં એક ચુંબન ફેંકે છે.

ના તને કોણ શીખવે ! સ્નેહ કરતાં માનવી-

ને કોણ શીખવતું હશે! સ્નેહના પાઠ સનાતનજ છે ને ! શું તારી કીકીઓ મહીં પ્રેમ આવી વિરાજ્યો હતો? એ મદભર લોચનીઆંના તેજ મહીં સ્નેહની ચીનગારી ચમકતી હતી !

[ વિચારમાં પડી રહે છે.

નહીં, મારું હૈયું મને છેહ દેતું હોય એમ લાગે છે. જો તને મારા થવા ગમતું હોય તો હજુ સુધી મારી કને તને આવવું કેમ ન ગમે ?

અને તેં શું પુછ્યું ! જીવનની પરિપૂર્ણતા સાધવા મને કેવી જીવનસહચરી જોઇએ !

ના, ના. પણ બાલા, શું તે ઘડીએ શું સાંભળવાની અપેક્ષા રાખી હતી? શું તારે દીલનો એકરાર જોઇતો હતો.

મેં શું કહ્યું હતું ! ( વિચારમાં પડે છે. )

સંધ્યા સમયે રમવા નીકળી પડેલી સફેદ દુધ જેવાં વસ્ત્રો સજેલી, ફુલો વડે રમતી સંધ્યા દેવી સરખડી......એવુંજ કે કહ્યું હતું ને !

હા, એમજ. તને ક્યાંથી સમજાય ! ગાંડી ખબર છે એ મેં શાથી કહ્યું હતું? તારું જાહ્નવી-ના નિર્મળાં જળ મહીં ધોએલું ફેનલેખા જેવું ઉજળું બરફ જેવું ગવન—અને પાલવના છેડાવતી રમતી તું ! એ કલ્પના તારીજ કલ્પના—

પણ તું તો નરી સરલતા હતી. એ તને ક્યાંથી સમજાય ?

બાલા, તું બહુજ કુટડી છે !

[ માથું ઉંચકે છે અને અવકાશમાં એક ચુંબન ફેંકે છે.

દીલડાના ચોરને શાં શાસન હોય !

[ અને પિડિકા પર માથું ટેકવી દે છે. આંખો મહીં આંસુનું બિંદુ ચમકી રહે છે. કુમારની માતા દાખલ થાય છે.

માતા

દીકરા તને શું થયું છે ! હિમાલયથી પાછા ફર્યા પછી તારી પ્રકૃતિ સ્વસ્થ રહેતી હોય એમ દેખાતું નથી.

કુમાર

કૈં નહીં, મા. ( કુમાર આંખ લુછે છે).

માતા

બાપુ, તારી આંખ કેમ આંસુભીની થઇ? તું અત્યાર સુધી શું કરતો હતો ?

કુમાર

હું અભ્યાસ કરતો હતો.

માતા

જો પાછો—

કુમાર

કૈં નહીં મને આજે ગમતું નથી. મને બહુ સુનું લાગે છે.

માતા

રામાયણ મને વાંચી સંભળાવજે એટલે ગમશે.

[ કુમાર ઉઠીને રામાયણ લે છે.

માતા

ક્યાં સુધી વાચ્યું હતું ?

કુમાર

રામ સીતા પંચવટીમાં આવ્યાં ત્યાં સુધી.

માતા

ત્યારે હવે તો રામ સીતા પંચવટીમાં પર્ણ-કૂટિ બાંધીને રહ્યાં તે આવશે.

કુમાર

હા. એમનું સુંદર દમ્પતી જીવન...

[ કુમાર વિચારમાં પડી જાય છે.

માતા

કેમ શું થયું ?

કુમાર

કૈં નહીં. જરા કલ્પના કરતો હતો કે રામ-સીતાનું જીવન કેવુંક હશે ?

માતા

જો ગાંડો ! એવી તે કલ્પના થાય ! એ દેવ આપણે માણસ—

કુમાર

મનુષ્ય દેવ નહીં થઇ શકે ?

માતા

એ કેમ બને ?

કુમાર

મનુષ્યની અવનતિ માયાથી થાય. પણ માયા મનુષ્યનો સારથી થાય તો માનવી દેવ થાય.

માતા

એ મને નહીં સમજાયું.

કુમાર

જો પુરુષની માર્ગદર્શક સ્ત્રી બને તો પુરુષ મનુષ્ય મટી દેવ થાય.

[ કુમારની આંખો મહીં એની માતા ઘડીભર જોઇ રહે છે. કુમારના હૃદય તંત્રીના સુર પકડે છે અને આછું સ્મિત વૃદ્ધ મુખમુદ્રા પર છવાઇ રહે છે.

માતા

કુમાર, જા આજે નથી વાંચવું.

કુમાર

કેમ મા ?

માતા

( હસતાં ) કૈં નહીં. પંચવટીમાં રઘુવીરને સીતાનું જીવન મારા કુમારની સીતા સંભળાવે એવી મને હોંશ થાય છે.

[ કુમાર શરમાય છે.

કેમ નથી બોલતો ? મારા કુમારની સીતા થવા બાલાને મેં કયારનીએ શોધી કાઢી છે.

[ કુમાર અવાક્ ઉભો રહે છે. એની મુખ-મુદ્રા પર પ્રસન્નતા છવાઇ રહે છે.

નહીંજ બોલે ? ભલે. હું જાઉં છું.

[ કુમારની માતા જાય છે.

કુમાર

( પિઠિકા પર એક તરફ માથું ટેકવી લવે છે ) બા......લા......

[ ચોપડીપર માથું નાખી દઇ મોં સંતાડી દે છે

પડદો પડે છે.

---

## અંક ત્રીજો : પ્રવેશ પહેલો

સ્થળઃ ગામનો નદી કીનારો.

સમયઃ આથમતા પહોરનો.

[ કુમાર પગ લંબાવીને નદીની રેતી પર કોણી ઉપર શરીર ટેકવી પડેલો છે. અને નજીકમાં રેતી વડે બાલા લાંબા હાથપર માથુ મુકી સુતી છે. એક બીજાને જોઇ રહ્યાં છે. સૂર્યનાં કુમળાં થતાં જતાં કિરણો બંનેને રમ્યતા આપે છે.

બાલા

ચાલો, આપણે ઘેર જતાં રહીએ. લોકો જોશે તો કહેશે કે વહી ગયાં.

કુમાર

છટ્! લોકોના સારા અભિપ્રાયપર જીવવા મથે તો જીવવું મુશ્કેલ થઇ પડે.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૬૪]



પાછું ફરીને કુમાર તરફ એક મીટ માંડે છે.



—પછી એકદમ રોતી મને વળગી.



# કરમાએલું કમળ

લેખક :
રા. રમણિકલાલ જયચંદભાઈ દલાલ.

૧

એક મોટું ટોળું ધસ્યું આવતું હતું—કોલાહલ પણ ઘણોજ થતો હતો. એક મોટો પલંગ કેટલાક માણસોએ ઉપાડયો હતો. બીછાનું પણ અતિશય મૂલ્યવાન હતું. અત્તર ને ગુલાબની સુગંધિ હવામાં પમરી રહી હતી. પેલા મોટા જમીનદારનાં તમામ માણસો એને વીંટાઇ વળ્યાં હતાં. દાસદાસીઓનું ધાડું પાછળ આવતું. એ જમીનદારના બે પુત્રોને કદાચ જીવનમાં પહેલીવારજ આજે ઉઘાડે પગે ચાલવાનો વખત આવ્યો હશે. ચોતરફ પૈસા છુટે હાથે વેરવામાં આવતા. શીકાર પર તરાપ મારતા ગરુડોની પેઠે ભીખારીઓનું ટોળું કુદી રહ્યું હતું. એમની શુભાશુભ દાનવમંડળની મહાસભાનેએ વીસરાવે તેવી હતી. 'રામ બોલો...જય રામ'ની ધુન એક ઘડીભર પણ અટકતી નહીં. રસ્તાની બંને બાજુએ પણ લોકોનાં ટોળેટોળાં ઉભરાતાં. જાણે કોઇ મહોત્સવનું સરઘસ ન હોય !

પરંતુ એમાં કશુંએ નવાઇ જેવું નહોતું. એ મુલકના મશહુર જમીનદારની પત્નીની એ સ્મશાનયાત્રા હતી. એમાં વૈભવ—પ્રદર્શનની ઉણપ હોય ખરી !

૨

છતાંએ તું એક ગરીબ પિતાને આંગણે અવતરી હતી. તને ઝુલાવનાર તારી જનનીના ભાવભર્યા હસ્તો માત્ર કાચની બંગડીઓથીજ શૃંગારાએલા હતા. એનો પોષાક પણ સાદો ને આછો હતો. તારા બાલ્યમાં તારાં માતપિતા ભાંડુઓ ને મિત્રોના ભાવ વિના તારી પાસે કશુંએ નહોતું. તારા લગ્નના દિવસે સર્જનહારે બક્ષેલા સૌંદર્ય સીવાય તારી પાસે બીજો એક પણ અલંકાર નહોતો—કયા સદ્ભાગ્યથી—પૂર્વ જન્મના કયા પુણ્યથી તું આવી ભભકભરી સ્મશાન યાત્રા પામી શકી? જે ગરીબ ઘરમાં તેં સૂર્યપ્રકાશ પ્રથમ પીછાન્યો એ સાદા ગામડામાં તારી અંતિમ ઘડી આવી ઉભી હોત તો આવો ગૂઢ પ્રશ્ન પુછી શકાત ખરો ? કદાચ કોઇ શોકના હૃદયભેદક વિલાપો સાંભળી શકત. કદાચ દુઃખના કપરા વાદળે એ ગરીબ ઘરને પોતાના શ્યામ આલિંગને રુંધી નાખ્યું હોત; કદાચ તારી ચિતાના ભડકામાં કેટલાક આત્માનાં આનંદ ને શાંતિ રાખમાં પલટાઇ જાત; પરંતુ તારા અંતિમ વિરામમાં આવી વૈભવશાળી વીદાય કે મળત ? આટલા બધા અનુગામીઓના આક્રંદસુર દિગ્ગજોને ડોલાવી રહ્યા હોત ખરા ? આ વિશાલ

પાટનગરનાં પ્રજાજનોનાં વિસ્ફારિત નયનો તારા પર ઠરી રહ્યાં હોત ખરાં ? મૃત્યુના મહારાજ્ય પ્રતિ તારા વિજય પ્રસ્થાનને પ્રકાશમાં આણવા આકાશને ચીરી નાખતો આવો ગજબ કોલાહલ કદીએ થાત ખરો ? ખરે ! આજે તારા જીવનની ધન્ય ઘડી આવી ઉભી છે ! મહાન ' છત્રપતિ ' કુટુંબના સ્તંભ પ્રતાપરાયના મનોમંદિરની તું મહારાણી હતી ! તારા મનોહર અંગોને પ્રજાળી નાખનાર અનલ મારા હૈયાની આગને કેમ બુઝાવી જતો નહીં હોય ? મારા જેવા દુઃખી કમભાગીને કયા બંધને તારી જોડે જડી દીધો છે ? મૃત્યુથી પણ મટી ન જનાર એવું તે બંધન કયું છે ? મારી હૃદયરાણી ? હવે તું નથી છતાંએ તારે માટે મારા હૈયામાં હજીએ આગ ભભુકી રહી છે. ગુજરાતી શાળાના એક ગરીબ શિક્ષકનું આ અહંભાવી સાહસ તો નહીં હોય !

સ્મશાનસંઘ આગળ વધે છે—હું પણ એની વાંસે ઘસડાયે જાઉં છું. તારા પતિના અમીર કુટુંબીઓ સાથે ચાલવાનો મને હક નથી.

અચાનક કૈંક થયું. સરઘસ ઘડી થંભી ગયું. આગળ જતું ગાડુ કે ગાડી અટકી પડી હતી. બે મીનીટ અમે બધાએ ઉભા રહ્યા. તારા મનોરમ વદનનું દર્શન કરવા બંને બાજુનું ટોળું આગળ ધસ્યું

બે વિદ્યાર્થી યુવાનો—એમના દેખાવ પરથી, હાથમાં ચોપડીઓના થોકથી હું એમજ કલ્પી શકું—છેક આગળ ધસ્યા ને પછી ચમકીને પાછા પડયા. " આવા સૌંદર્યને અવસાન ! " એક બીજાના તરફ જોઇ બબડયો. " જીવનમૂર્તિ કેવીક હશે ? આવું સૌંદર્ય ચિત્રો સીવાય મેં તો જોયુંજ નથી. કોના ઘરમાં અંધકાર ભરી જતી હશે ?"

બીજાએ તેને કોણી મારી સાન કર્યો—મારા તરફ આંગળી કરી બબડયો : " ચુપ ! કદાચ આજ તેનો પતિ હશે ! "—તેઓ ટોળામાં અદૃશ્ય થયા. આગળની ગાડી ચાલી. અમે પણ ચાલ્યા.

એનો પતિ ! પેલા યુવાનો નાદાન હોવા જોઇએ—બાકી મને એનો પતિ કોણ ધારે ? દુનીઆના ડાહ્યાઓએ એ વાત સાંભળી હોત તો એમને હસી કાઢયા હોત. મારાં નેત્રો રાતાં ચોળ બની ગયાં હતાં—મારા વાળ ચુંથાઇ ગયા હતા —કોઇ ગાંડાની પેઠે હું દોડયો જતો હતો—માત્ર તેથીજ તમે મને એનો પતિ ધારી લીધોને ? હજીએ તમે નથી ભણ્યા કે આ સંસારસાગરમાં પ્રેમને કશોજ હક નથી—કશોએ દાવો નથી. લક્ષ્મી ને કુલિનતા આગળ પ્રેમ શી વીસાતમાં ? કશુંજ નહીં. એથી પણ ક્ષુલ્લક. એ મહારાણી છે. હું એક ગરીબ શિક્ષક છું.

અમે સ્મશાનભૂમિમાં આવી પહોંચ્યા. ચંદનની ચિતા રચાઇ. એના શબને પધરાવવામાં આવ્યું. હવે એ હાસ્ય શાને ? દેશવટો દેવાએલી સુરલોકની સામ્રાજ્ઞિ ! તું તારી જન્મભૂમિમાં પાછી વળે છે શું ? કોઇ મહાક્રોધી મુનિરાજના શાપથી આ સંસારમાં ઉતરી આવી હતી ? તું અમારી સાથે હતી ત્યારે આવું સ્મિત તેથીજ મેં કદીએ નીહાળ્યું નહોતું ? સ્વયં મૃત્યુદેવ તને નવવધૂ માની વધાવે છે ત્યારેજ તું પ્રથમવાર હસે છે ?

અગ્નિદાહ દેવાયો—એના શ્યામળા કેશકલાપમાં વહ્નિની હજારો ભુખી નાગણો ચિત્કાર કરી રહી. અંધારઘેરી રજનીમાં એમની તુટેલી જીહ્વાઓ આમતેમ સળવળી રહી. મારાથી એ ન જોવાયું—હું ભાગ્યો.

૨

" વિનીત "ની પરીક્ષા પસાર કરી મેં વિદ્યાલયના પગથાર પર પગ મુકયો ત્યારે કોઇએ પણ સ્વપ્ને એ ધાર્યું નહોતું કે હું એક ગરીબ

શિક્ષક તરીકે રવડીશ. દરેક જણ મને કુલદીપક ગણતા. મારી માતાના અંગ પર એક પણ અલંકાર નહોતો છતાંએ એની ભાવિ નવવધૂ તો હીરાનાં કંકણ પહેરશે એમ તે નક્કી માનતી. એના વહાલા અનુપમે પહેલેજ તડાકે છાત્રવૃત્તિ મેળવી હતી. આગળ જતાં તે મોટો વકીલ તો જરુર બનવાનો. હજીએ મને આશ્ચર્ય થાય છે કે મારી એ વકીલાત કોને વરી હશે? ને પેલાં હીરાનાં કંકણ! હા–મેં કોઇના હાથ પર જોયાં પણ તે મારી પત્ની નહોતી. પરંતુ મારી માતાની શ્રદ્ધાને ચલાયમાન કરવાની કોઇનામાં પણ તાકાત નહોતી. પોતાના અજબ પુત્રને વિધિ આમ ક્રૂર દગો દઇ શકે એમ તે છેલ્લી ઘડી સુધી માની શકી નહોતી.

એક પડુ પડુ થઇ રહેલું મકાન–પાસે એક નાનકડું તલાવ ને થોડાં ગરીબ સગાં વહાલાં–એ મારા પિતાના વડીલોનો વારસો. અમારા ઘરમાં રહેવું ને અમારું લુણ ખાવું એમાં અમારાં સગા વહાલાંને કશુંએ નવાઇ જેવું લાગતું નહીં. વડીલો પાસેથી એ હક્ક એમને વારસામાં મળેલો હતો, એમાં ઉપકાર શાનો? એ લોકો આભાર માને એવું અમને શમણું પણ આવતું નહીં. મારા પિતાજી ખુબ મથતા ને થોડુંક કમાતા. અમારાં અલ્પ સાધનોથી બે છેડા ભેગા કરવા મારી માતા એથી પણ વધારે મથતી. બીજાં માત્ર ખાઇપીને જોઇ રહેવામાં આનંદ માણતાં. મારા માતાપિતાથી મારું વિદ્યાલયનું ને અમદાવાદનું ખર્ચ પુરું થાય તેમ નહોતું–પરંતુ ભવિષ્યના એક બાહોશ વકીલને ઘટતું જ્ઞાન પોતાના પુત્રને ન મળે એ મારી માતાને પાલવે તેમ નહોતું. એટલે હસતે વદને તે પોતાના અલંકાર મને ઉતારી આપતી; ને એ મુડીએ હું વિદ્યાની શોધમાં ઝંપલાવતો. એ વેળાએ મને પુરેપુરી આશા હતી કે મારી માતાને હવે એની જરુર રહી નથી. એ પહેરતી હોત તો હું જરુર તેને લાવી આપત એ વિચારે હું શાંત્વન મેળવું છું.

એક નાનકડી નાળમાં આવેલા ત્રણ મજલાના મકાનની ભેજવાળી કોટડીમાં મારા યુવાનીના પહેલા દિવસો વ્યતિત થયા હતા. મારા સહાધ્યાયીઓમાંના કેટલાકને લક્ષ્મીની ઓથ હતી. તેઓ તેમના વિવિધ વિલાસોમાં બે ઘડી મોજ માણતા. મારા જેવા ગરીબોને એવાં આનંદનાં ધામો કયાં હોય? ઘડીક એ સદ્ભાગી સંમિત્રોની ઝાટકણી કાઢીએ કે પૃથ્વીની દરેક ક્ષુલ્લક વસ્તુની કીંમત પર ભાષણ મારીએ. એ અમારા ઘડીભરના ઉલ્લાસો. પાટનગરના વૈભવોમાં વિહરતા ગર્ભશ્રીમંતો ગામડાંના ગરીબ ઘરને સહેલાઇથી ભુલી જઇ શકે. પણ મારે તો એક ગંધાતી ઓરડીના અંધારા ખુણામાં ભરાઇ બેસવાનું. હાથમાં પુસ્તક રાખી માથુ ધુણાવવાનું. મારાથી ગામડાની લહેર કેમ ભુલાય? મારા ગરીબ ઘરની સાદી સ્વતંત્રતા માટે હું ઘણીએ વાર વળખાં મારતો. અમદાવાદમાં આવે અનેક વર્ષો વીતી ગયાં. છતાંએ હજી હું તો ગામડીઓજ રહ્યો હતો. મારી આજુબાજુના વાતાવરણમાં મારું દીલ ચોટતુંજ નહીં.

કેટલાંક વર્ષો વહી ગયાં. અંતે એક દિવસે હું કાલુપુરના સ્ટેશને રવાના થયો. મારું મગજ ફાટી ગયું હતું. મારા અંગમાં આગ ભભુકતી. મારા હાથમાં એક નાનકડી ટ્રંક હતી. મારો સંસારી ખજાનો એમાં ભર્યો હતો. મારી પરીક્ષા ખતમ થઇ હતી. હું દોડતો ટ્રેઇનમાં ચઢી બેઠો. મારી બાના અલંકારોએ મને આટલે ઉંચે પહોંચાડયો–પણ હવે? મારાં ખીસ્સાં સાવ ખાલી હતાં. મેં પાસ થઇ નોકરી લેવાનો વિચાર કર્યો. ખાનગી રીતે એમ. એ.નો અભ્યાસ કરવાના અભિલાષ હતા. ટ્રેઇનમાં બેઠે બેઠે પરીક્ષામાં

કેટલા માર્કસ મળશે તેની મેં ગણતરી કરી. ઉંચો નંબર આવે તો કદાચ છાત્રવૃત્તિ પણ મળી જાય.

સાયંકાળે હું મારે ગામ પહોંચ્યો. સ્ટેશન ને મારા ઘર વચ્ચે માત્ર એકજ ખેતર હતું. અંધારું થઇ ગયું હતું. નાખી નજર પણ પહોંચતી નહીં. છતાંએ મારી માનસિક દૃષ્ટિમાં મારું વહાલસોયું આંગણું તરવરી રહ્યું. અત્યારે મારી બાએ ઘીનો દીવો પ્રગટાવ્યો હશે. કયારાની પવિત્ર તુલસીને વંદન વંદી રહી હશે. એની વેણી વછુટી ગઇ હશે. એના કેશકલાપ વસુંધરાને ચુમી રહ્યો હશે. મારાં નાનાં ભાઇબહેન દાદીમાને વાત કહેવા પજવતાં હશે. રસોડાની ધુણીથી અકળાઇ મારાં ફોઇ વાડામાં આમતેમ આંટા મારી રહ્યાં હશે. ને મારો નાનકડો પ્રબોધ કવિતા લલકારી રહ્યો હશે. અમારું ઘર શ્યામળા આકાશમાં ધાબા સરખું જણાવા લાગ્યું.

મને જોઇ બધાંએ દોડી આવ્યાં. દરેક વેળા મારી બા મને જોઇ મૃદુ સ્મિત કરતી; પરંતુ આજે તો એના આનંદનો પાર નહોતો. આખુંએ કુટુંબ કોઇ અવનવા બનાવથી નલપાપડ થઇ રહ્યું જણાતું હતું. થોડીજ વારમાં હું એમનો ભેદ કળી ગયો. ગરીબ ગુજરાતી ગામડીઆના આનંદહીન એક સરખા અસ્તિત્વમાં એક કે બે પ્રસંગોજ સાચા આનંદનું પુર ઉલરાવી શકતા. એટલે મારે લાંબી વાટ જોવી પડી નહીં. મારાં નાનકડાં ભાઇ બહેન—મારી આગળ વધાઇ ખાવા ઉતાવળાં થઇ રહ્યાં હતાં. મારા વિવાહની વાત થઇ હતી—કન્યા પણ પારખવામાં આવી હતી. તે ગરીબ માબાપની પુત્રી હતી. પરંતુ એ વાતાવરણમાં તો સૌંદર્યમૂર્તિ લેખાતી. એની સુંદરતાથીજ મારી બાનું મન ચળી ગયું હતું. પહેરામણીમાં પૈસોએ ન મળે તેની તેને પરવા નહોતી. એનો પુત્ર ભવિષ્યમાં મોટો વકીલ થનાર હતો. એને શ્રીમંત કદરૂપી કન્યા વરાવવાના તેને કોડ નહોતાજ. બધુંજ લગભગ નક્કી થયું હતું. માત્ર મારે કન્યા જોઇ આવવાનું બાકી હતું. ને મારા પિતાજીને ખબર કરવાની હતી.

ઘણાને વિચિત્ર લાગશે કે આ બધું મારા પિતાની અજાણમાંજ કેમ બનવા પામ્યું હતું. પરંતુ તેનુંએ કારણ હતું. વર્ષનો મોટો ભાગ મારા પિતાજીને બહારગામ ધંધાર્થે ગાળવો પડતો. મારી બાને પત્ર લખતાં આવડતું નહીં. માત્ર પ્રબોધ તેમને ઘરની ખબર લખતો. પરંતુ વિવાહની વાતમાં બાને પ્રબોધનો વિશ્વાસ પડતો નહીં. એવી વાતો એને લખતાં ન આવડે. કદાચ મારા પિતાજીને નાહક ગુસ્સે કરી મુકે. કર્યું કારવ્યું ધુળ મળી જાય. એટલે તે ઘેર આવે તેનીજ તે વાટ જોઇ રહી હતી. ત્યારે જાતેજ બધું વિદિત કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો. પોતાનો અભિપ્રાય પણ એ વેળાએ સાથે સાથે જણાવી દેનાર હતી. દરેક જણ એમ માનતા કે મારા પિતાજી ચીઢાશેજ. મારી ભલી બાના કરતાં તેમનામાં વ્યવહારુ જ્ઞાન વધારે હોવુંજ જોઇએ. મારી ભાવિ વકીલાતમાં પણ એમને એટલી બધી શ્રદ્ધા નજ હોય.

એમને પાછા વળવાના થોડાકજ દિવસ બાકી હતા. એટલા માટે કે કન્યાને જોઇ આવવાનું મુલતવી રાખવાની જરુર નહોતી. એક શુભ દિવસ નક્કી કરવામાં આવ્યો. હું મારો ભાઇ પ્રબોધ ને બીજા બે ત્રણ મિત્રો એ ગામ તરફ ઉપડ્યા. વિવાહસંબંધ વીશેના નવા જમાનાના વિચારો માટે મારી બાને સહેજ માન હતું એટલે કન્યા જોવા મને જવા દેવામાં તેણે જરાએ વાંધો લીધો નહીં.

બે વાત અમે જાણતા હતા. કન્યાનો બાપ ઘણોજ ગરીબ હતો. કન્યા ઘણીજ સુંદર હતી. આંગણામાં પ્રવેશતાંજ પહેલી વાતની તો ખાત્રી

થઇ ગઇ. અંદરના ખંડમાં અમને લઇ જવામાં આવ્યા ત્યાં બે સાધારણ ખાટલા ઢાળવામાં આવ્યા હતા. ઉપર જુની શાલો બીછાવવામાં આવી હતી. અંદર ગૃહપતિ ને તેમના બે ત્રણ મિત્રો બેઠેલા હતા. અતિશય નમ્રતાભર્યાં દીન વચને દારિદ્ર ઢાંકવા તેમણે પ્રયત્ન કર્યો. પરંતુ અમારી બધીએ મુઝવણોનો બદલો વાળે તેવી સૌંદર્યની દેવી તો હજી પડદા પાછળજ હતી. પેલા વૃદ્ધ વારંવાર અંદર આવજા કરતા. એથી અમે ધારી લીધું કે આ ધન્ય ઘડી માટે વસ્ત્રાલંકાર સજી કન્યા હજી તૈયાર થતી હશે.

વખત વીતાવવા અમે આછેરા નાસ્તાને ઇન્સાફ આપ્યો. મારી ધીરજ તો હવે ખુટી જવા આવી હતી. આવી પ્રસ્તાવના ક્યાં સુધી પહોંચશે? મારા જમાનાના બીજા યુવાનો પેઠે કમાઉ થયા સીવાય પરણવું ઠીક નહીં એવા મતનો હું પણ હતો. પરંતુ કન્યાના સૌંદર્યની વાતોએ મારા એ સિદ્ધાંતોને હવા ભેળા કરી દીધા હતા; છતાંએ હજી તેનું પ્રત્યક્ષ દર્શન બાકી હતું. એટલે હું અધીરો બનું એમાં જરાએ આશ્ચર્ય પામવા જેવું નહોતું. મારા મિત્રો તો એ બધો સમય ગપ્પાં હાંકી મોજ માણી રહ્યા હતા.

એકાએક મને લાગ્યું કે પાસેના ખંડમાં મહિલામંડળ ઉભરાયું. અલંકારોના આછેરા ઝમકારે ને નવીન વસ્ત્રોના ફરફરાટે સાખ પુરી. સાયંકાળના સુવર્ણા પ્રકાશે આપણી આ પુરાણી પૃથ્વીએ જાદુઇ ઝુરખો-ઢાળ્યો કે દ્વાર ઉઘડયું: કૌમાર્યથી નીતરતી એક કન્યકા આગળ આવી.



કૌમાર્યથી નીતરતી એક કન્યકા આગળ આવી.

એના પિતાની ગરીબાઇનું પ્રદર્શન તો ક્યારનુંએ થઇ ચુક્યું હતું. પરંતુ એના સૌંદર્ય-પડધા પણ સાચાજ નીવડ્યા. આ પ્રસંગ માટે કદાચ કોઇ વસ્ત્ર કે અલંકાર માટે માગી આણ્યા હશે પરંતુ, એની નૈસર્ગિક કુમાશ એ વાત વીસરાવી દેતી. આવા ગરીબ ઘરમા તેણે અવતાર લીધો. હતો એ માનવું પણ ઘડીભર કપરું થઇ પડતું. કોઇ શ્રીમંતના મહાલયમાં તે આટલી અજોડ દીપી પણ નજ રહેત. જાદુભર્યાં મારાં નયનોને જણાયું કે સંધ્યાનું સુવર્ણ તેજ મૂર્તિ સ્વરૂપે મારી સમક્ષ ખડું થયું હતું; સંધ્યાતારક છેક અંબરપરથી ઉતરી આવી એના નયનોના શ્યામળા ઉંડાણમાં ઝળહળી રહ્યો હતો.

મેં સાંભળ્યું હતું કે કન્યા દશઅગીઆર વર્ષની બાલક હતી. પરંતુ જુના જમાનાના સમાજથી છુપાવેલું જુઠાણું આજે જાહેર થઇ ગયું.

"તારું નામ શું ! બહેન !" મારા એક મિત્રે પુછ્યું.

"સુવર્ણા" તેણે ઉત્તર દીધો. એના સ્વરથી બીજાએ માત્ર એનું નામજ જાણ્યું. મેં તો એના બાહ્ય સૌંદર્યને ઘટતુંજ આંતરિક સૌંદર્ય નીહાળ્યું.

કન્યાને અંદર બોલાવી લેવામાં આવી. એના પિતાને કહેવામાં આવ્યું કે કન્યા ગમી હતી. અમે પાછા વળ્યા. સંધ્યાનું તેજ પણ સરી ગયું. માત્ર મારા અંતરમાં સુવર્ણો દીપક પ્રકાશી રહ્યો.

અમને કન્યા ગમી તેથી મારી બાના આનંદનો પાર રહ્યો નહીં. મારી બહેનો તો પ્રબોધને મોંએ કન્યાનું વર્ણનજ સાંભળ્યા કરતી. તેઓ મને પુછવા આવ્યાં હોત તો ખરેખર! નીરાશજ થાત. એનાં મદભર નયનોનું, એના મનહર વદનનું, એના ચમકતા શ્યામળા કેશકલાપનું મારો જીવ જાત તોએ કશું વર્ણન કરી શકત નહીં. મારા અંતરમાં એની તેજભરી છબી વીરાજી રહી હતી પણ એનું વર્ણન કરવાની મારામાં શક્તિ નહોતી.

લગ્ન લગભગ નક્કી થઇ ગયું. અમારા ઘરમાં કોલાહલ વધતોજ ગયો. પેલા ચિર સ્મરણીય સાયંપ્રકાશના મનહર રંગોની કલ્પનામાં મારું હૈયું વિહાર કરતું. હાથે ચઢેલું કાર્ય પુરું કરનાર બીજી આછેરી સંધ્યાની હું આતુરતાથી વાટ જોઇ રહ્યો હતો. પરીક્ષાના પરિણામની પણ મને પરવા નહોતી.

અણધાર્યા મારા પિતાજી ઘેર આવ્યા. ઘણીજ સાવચેતીથી મારી બાએ બધી વાત કહી. સુવર્ણાની કાંતિ ને કુમાશ પર એક નાનકડું બાબણુ માયું. પરંતુ મારા પિતાને તે પહોંચી શકી નહીં. સૌંદર્ય કરતાં દ્રવ્યની કીંમત તેમને મન વધારે હતી. એમને આવો મફતીઓ સંબંધ કેમ ગમે? વંટોળીઓ વાયો. તુફાન મંડાયું. ઘરની તુચ્છ તકરારમાં મારા આનંદસુર હરી ગયા.

મારી બાએ છેલ્લું શસ્ત્ર ઉગામ્યું. અશ્રુનાં પુર ઉભરાયાં. કન્યાના પિતાને એણે કોલ દીધો હતો. એ કેવી રીતે ઉથાપે? બહાર કહેવાય કેવું! એના દુઃખથી મારા પિતા જરા પલળ્યા જણાયા પણ તેથી કંઈ વળે તેમ નહોતું.

એવામાં મારા એક દૂરના કાકાનું આગમન થયું. સિંધુતરી પાર જવાની તેમણે હામ ભીડી. મારી બાનું મન મનાવ્યું: "જુઓને ભાભી!" તેમણે ચલાવ્યું; "આમ કકલાણ કરો તે ઠીક કહેવાય? જોત જોતામાં હું તમારી મુઝવણ ટાળી નાખીશ. મારા ભાઇ બીચારા ભલા માણસ છે. વ્યવહારમાં એ ન સમજે. આમ ધમાધમ તે થતી હશે?" મારા પિતાને એમણે શું કહ્યું તેની મને ખબર નહોતી.

અંતે એ કારમો દિવસ ઉગ્યો. મારી બાએ મને હસાવી રવાના કર્યો. અમારું ઘર સગાં વહાલાં ને મિત્રોથી ભરાઇ ગયું. સૌંદર્યમૂર્તિ નવવધુને નીહાળવા દરેક જણ આતુર થઇ રહ્યું હતું. કોઇ વિજયી સેનાપતિના ઉલ્લાસમાં હું ઘુમવા લાગ્યો. સુવર્ણાના સૌંદર્ય સર્જનમાં જાણે મારો કંઈ ભાગ ન હોય!

બે ગામ વચ્ચે કંઈ બહુ અંતર નહોતું. સુવર્ણાને ગામ પહોંચ્યા ત્યારે હજી સાયંકાળ થયો નહોતો. આખે રસ્તે મારા પિતાજીએ મારા કાકા જોડે કંઈક કડાકુટ કર્યા કરી હતી. મેં ધાર્યું હોત તો એમની વાતો તરફ હું કાન માંડી શક્યો હોત; પરંતુ કોણ જાણે કેમ! એ વેળા કશા પર મારું દીલ ચોંટી શક્યુંજ નહીં.

ગરીબને આંગણે ધામધુમ તો હોયજ શેની! બહુ ધમાધમની કોઇએ આશા પણ રાખી નહોતી. પણ થોડીએ ધામધુમ નજરે પડી નહીં. કન્યાનાં થોડાં સગાં વહાલાંજ આવ્યાં હતાં. એક બે મશાલો સળગાવવામાં આવી. એક ધુળધોયો ચંદરવો બાંધી દેવામાં આવ્યો.

પરંતુ સ્વાગત તો સહૃદય દેવાયું. ઉરના ઉમળકાની તો રેલમછેલ થતી લાગી. મારા પિતાજી ને કાકાએ ગંભીર વદને એક ખુણે જગ્યા કરી. કન્યાના બાપ તો આંગણે આવેલા અતિથિને આનંદવા આકાશપતાળ એક કરી રહ્યા. નમ્રતા ને વિનયના તો ફુવારાજ ઉડતા.

બારણાની બરાબર સામે મને બેસાડવામાં આવ્યો. અંદરના ખંડમાં મહિલામંડળ ભરાયું હતું. એમના તરફનો આછેરો દૃષ્ટિપાત પણ નયનોને નીરાંત અર્પતો. મરદોને ઉલ્લાસી બનાવવા હજાર જાતના ઉપાયો યોજવા પડે. પરંતુ નારીના નામમાંજ આનંદ ભર્યો છે—ગમે તેવા કપરા પ્રસંગે પણ તેઓ પલકમાંજ આહ્લાદિત બની શકે છે.

કન્યા પધરાવવામાં આવી. એના આધે તાણેલા છેડાથી મારાં નયનોને નીરાંત ન વળી. મહાજનની સાક્ષીએ ધાર્મિક ગ્રંથિએ તે મારી થનાર હતી; પરંતુ મેં તો પેલા સાયંપ્રકાશના ચમકારે ક્યારનીએ એને હૃદયમંદિરે સ્થાપીજ દીધેલી હતી. પેલી શાંત સંધ્યાએ જે મારા હૃદયના શાંત ઉંડાણે લપાઇ બેઠી હતી તેને દુનીઆના ડાહ્યાઓ ઢોલ વગાડી મારી સમીપ લાવી રહ્યા હતા.

કન્યા પધરાવી કે મારા પિતાજી ને કાકા આગળ આવ્યા. એને માથાથી પઢાની સુધી નીહાળી રહ્યા, કે મારા કાકાએ ધડાકો કર્યો: "કન્યાના અલંકારો ક્યાં? પહેરામણી વગેરે સર્વ અહીં રજુ કરો."

સુવર્ણાના પિતા તો આ વજ્રપાતે ધ્રુજી ઉઠ્યા. "મારાથી બન્યું તેટલું હાજર કર્યું છે" તે મહામહેનને બબડ્યા.

મારા કાકાના હોઠ પર એક તીખું હાસ્ય ફરક્યું. "એ તો જાણે સમજ્યા. મજાક કરવાનો હક્ક છે તે ભલે કરો. પણ રીતની વાત પહેલી. જે આપવા ધાર્યું હોય તે જાહેર કરો. પછી પેટ ભરીને સુખેથી હસજો."

કન્યાના પિતા કરગરી પડ્યા. "આથી વધારે હું આપી શકું તેમજ નથી—આ ગરીબ વહેવાઇ પર કૃપા કરો."

મારા કાકાનું વદન ભયંકર થતું ગયું. "શું કહ્યું? આવી ચાલબાજી છેક સુધી નહીં ચાલે." તેમણે ત્રાડ નાખી. "એક ફુટી બદામ પણ પરખાવ્યા વિના આવો મહામુલનો જમાઇ પામ્યા તોએ હજી સંતોષ નથી? કન્યાને વાલની વીંટી પણ પહેરાવવા મળતી નથી? વરરાજા માટે ઘડીઆળ ક્યાં? અછોડો ક્યાં? સીધી સનાતે કામ પાર ઉતારવું હોય તો છાનામાના બધું હાજર કરો; નહીં તો તમારી કન્યાને ઘરમાંજ પધરાવો."

કન્યાના બાપે મારા પિતાના પગ પકડી લીધા. દયામણે અવાજે તે બોલ્યા: "દયા કરો! દયા કરો! મારી આબરુ ન લો. એક ગરીબ બ્રાહ્મણની કુલિનતાનો વિચાર કરો. કશાએની જરુર નહીં પડે એવી પ્રથમથીજ મને ખાત્રી આપવામાં આવી હતી. નહીં તો આ પ્રસંગ આવતજ નહીં."

મારા પિતા કંઈ બોલે તે પહેલાંજ મારા કાકા ગાજી ઉઠ્યા: "હં—ખાત્રી આપી હતી! કયા કાકાએ ખાત્રી આપી હતી? અમે ભાઇઓ તો કશુંએ જાણતા નથી, પહેરામણીમાં તો એક પાઇએ આપવાની નથી પણ કન્યાના અંગ પર અલંકાર પણ ન મળે? વરરાજાને યાદગીરીમાં પણ કશુએ આપવાનું નહીં? અમને બીજી કન્યાઓ નહીં મળતી હોય—ખરુંને?"

એટલામાં કન્યાપક્ષના કોઇ બીજાજી જુવાનીઆએ ઘી હોમ્યું, "કેવા જંગલી જેવા છે? બીચારા ગરીબ સજ્જનની છેલ્લી ઘડીએ આબરુ લેવા બેઠા છે!"

પછી તો રણસંગ્રામ મંડાયોજ તો. "ચોરી ને વળી શિરજોરી ! ચાલો, ભાઈઓ ! આપણે કે અપમાન ખમવા નથી આવ્યા." એક વંટોળીઆની પેઠે જાન બહાર ધસી. બે ચાર જણ આવી મને પણ ધસડવા લાગ્યા. ધમાધમમાં એક બે દીવીઓ પણ ઉંધી વળી, બૈરાંઓએ રડારોળ કરી મુકી. મરદોએ બુમાબુમ પાડવા માંડી. મારે આખા દિવસનો ઉપવાસ હતો. આખા દિવસના થાકથી ને-છેવટના ગજબ ફટાકાથી હુ તો ભાનભુલો બની ગયો. છતાંએ સુવર્ણા તરફ છેવટની નજર નાખવા મથ્યો. પોતાના બાજઠ પર તે ટટાર બેઠી હતી. એનુ વદન ઉઘાડું થઇ ગયું હતું. એના નયનમાં સદીઓનું દર્દ ભર્યું હતું. જાણે મારા પર અંગાર વરસી રહ્યા! એક ક્ષણભર મેં જોયું ને ચોમેર અંધકાર પ્રસરી રહ્યો.

ઘરની બહાર-ફળીઆની બહાર-મને ધસડી જવામાં આવ્યો હતો. થોડે દૂર અમારાં ગાડાં છોડવામાં આવ્યાં હતાં. આટલાં જલદી ફરી જોડવાં પડશે એવો કોઇને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. ગાડીતો ને રખવાળો ગમે ત્યાં વેરાઇ ગયા હતા. બુમાબુમ થઇ રહી, ગાળોનો વરસાદ પણ શરુ થયો મારા કાકા ને પિતાજી રણવીર સેનાનીની માફક ઘુમી રહ્યા. માત્ર મારો ભાઇ પ્રમોધ મૂઢ બની ગયો હતો-એણે પણ સુવર્ણાની દર્દભરી નજર જોઇ હતી.

થોડી વાર પછી હું ભાનમાં આવ્યો- મેં શું કર્યું ? એમની ક્રૂર બાજીનો હું નિર્જીવ પાસો કેમ બની ગયો ? રાત્રિના પડદા પાછળ સુવર્ણાનાં દર્દભર્યાં નયનો ચમકી રહ્યાં. મને દોષ દઇ રહ્યાં. કે કરી બતાવવા મને ઉત્તેજી રહ્યાં.

બધા બુમાબુમમાં ધુંધવાઇ રહ્યા હતા તે વેળા હું અણદીઠો દૂર સરી ગયો મારા વડીલોના રોષને ઘડીભર ભુલી ગયો. થોડીજ ક્ષણમાં સુવર્ણાના દ્વાર પર જઇ ઉભો. પણ ત્યાં તો બધોએ કોલાહલ શમી ગયો હતો. સ્ત્રીઓના આક્રંદસુર પણ ક્યાંએ ગયા હતા. એટલામાં મેં બે ત્રણ જણને બહાર આવતા દીઠા. હું બાજુમાં લપાઇ ગયો. તેમના વદન પર પેટ ભરીને ઝપટયાની નીરાંત હતી "ચાલો ભાઇ! જે થયું તે સૌ સારું થયું" એક બોલ્યો. "એ છોડી પણ કેવી ભાગ્યશાળી ? એક ગામ ડીઆ કારકુનના પુત્રને વરવા જતાં શ્રીમંત જમીનદાર પ્રતાપરાયનું ઘર જડયું. એક બે અલંકારની માથાકુટમાં કન્યાને હીરાના હાર સાંપડ્યા."

બીજાએ રુમાલ હલાવતાં ટાપશી પુરી; "નવો વર જરા મોટો ખરો-પણ મરદની ઉંમર કોઇ જુએ છે ? હુ તો ધારુ છું કે કન્યાને જોતાંજ બુઢ્ઢા કાકા મોહી પડ્યા. કદાચ તેથીજ હાથે કરીને પેલી બધી ધાંધલ મચાવી. એનું ધ્યાન સ્વાર્થ સાધવામાંજ હશે. એનાજ દીકરાએ વરરાજાના બાપનું અપમાન કર્યું હતું." એમ બબડતા બંને જણ પસાર થયા.

વીલે મોઢે લીલે તોરણેથી હું પાછો વળ્યો. હજી હમણાંજ ગાડાં તૈઆર થઇ રહ્યાં હતાં. ધમાધમમાં મારી કોઇનેએ પડી નહોતી. અમે ઘેર પહોંચ્યા.

બીજેજ દિવસે હું અમદાવાદ ઉપડી ગયો. મારી બા રડી પડી. પણ એનાં આંસુઓ હવે મને રોકી શકે તેમ નહોતાં. પરીક્ષા જેમ તેમ કરી પસાર કરી. મને શિષ્યવૃત્તિ ન મળી. મારે નોકરી લેવી પડી. આગળ અભ્યાસ કરવાની મહત્વાકાંક્ષા કોણ જાણે ક્યાંએ ઉડી ગઇ.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૮૧]



# ગાંધીયુગ અને પૂર્વયુગની સરખામણી

લેખક: રા. અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી

[ અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૫૬ થી ]

ગાંધીવાદમાં સચોટ દલીલોનો દેખાવ હોય છે. પરંતુ તેનાં ઘણાં ખરાં મંતવ્યો પ્રથમથી સ્વીકારી લીધેલાં હોય છે. આત્મવિરોધોનો, અતિશયોક્તિઓનો, અને ભુલભરેલી તર્ક શ્રેણીનો ગાંધીવાદમાં તોટો નથી. ઉદાહરણ તરીકે, " કાઉન્સીલમાં જઇને સ્વરાજ્યવાદીઓ ડગલે ને પગલે સરકારના ઠરાવોનો વિરોધ કરે તેમાં અહિંસાના સિદ્ધાંતનો ભંગ થાય છે. " એવી દલીલ કરવામાં આવી હતી. પરંતું, " સરકારની અસત્ય રાજ્યનીતિ સામે નિઃશસ્ત્ર પ્રતિકાર કરવા માટે હીંદની પ્રજાએ મહેસુલ નહીં ભરવાની નીતિનો અમલ કરવો જોઇએ. " એમ પ્રતિપાદન કરવામાં આવ્યું; અને એનાથી અહિંસાનો ભંગ થતો નથી એમ પ્રતિપાદન કરવામાં આવેલું !

મહાસભામાં કે પ્રાંતિક રાજકીય પરિષદોમાં અંગ્રેજી માલના બોયકોટ–બહિષ્કાર—નો ઠરાવ સ્વીકારવાથી પણ અહિંસાના સિદ્ધાંતનો ભંગ થાય છે એવી દલીલ કરવામાં આવી હતી. પરંતુ પરદેશી કપડાંની હોળી કરવામાં તેનો ભંગ થતો નથી પરંતુ પ્રજા જીવનની શુદ્ધિ થાય છે. એ બંનેમાં રહેલો સૂક્ષ્મ ભેદ બધા સમજી કે



સ્વીકારી ન શકે એ સંભવિત છે.

મહાસભાએ મંજુર રાખેલા પાંચે અસહકારઃ નીશાળ, કોર્ટ, ધારાસભાઓ, પરદેશીમાલ; કાઉન્સીલ–મહાસભાના કાર્યવાહકોએ પોતે તો અમલમાં મુકવાજ જોઇએ એવું મહાત્મા ગાંધીએ પોતે આગ્રહપૂર્વક જણાવેલું અને એ મતલબનો ઠરાવ કાર્યવાહક સમિતિએ પસાર કરેલો; તો પછી, બેલગામના ગંગાધરરાવ દેશપાંડેને બ્રીટીશ અદાલતમાં જવાની છુટ આપવાની હીમાયત તેમણે અપવાદરૂપે અમદાવાદમાં મળેલી કાર્યવાહક સમિતિમાં કેવી રીતે કરી તે સમજવું મુશ્કેલ છે.

રેંટીઆને આર્થિક ઉન્નતિના સર્વોત્તમ સાધન તરીકે અર્થશાસ્ત્રીઓ સ્વીકારતા નથી એ તો આપણે જાણીએ છીએ. પરંતુ દેશનું કાર્યકરનારાઓ તેનો સ્વીકાર કરે એ સમજી શકાય તેવું છે. પરંતુ " રેંટીઓ ફેરવવાથી સ્વરાજ મળશે " એવી દલીલ જ્યારે કરવામાં આવે છે ત્યારે તેમાં અતિશયોક્તિ લાગ્યા વિના રહેતી નથી. ચુસ્ત અસહકારીને પણ એ દલીલ સિદ્ધ કરી આપવી અઘરી પડ્યા વિના નજ રહે. " રેંટીઓ ચલાવવાને પરિણામે

મહેસુલ નહીં ભરવા માટે પ્રજા તૈઆર થશે." એ દલીલ પણ એવી પાયા વગરની લાગે છે, કારણુ કે રેંટીઓ ફેરવીને માણુસ નિર્ભય રહી શકે; પરંતુ સરકારને કર નહીં ભરવાનું કાર્ય એટલું—સલામત નથી એ તો સૌ કોઇ જોઇ શકે તેમ છે. વળી, જેઓ બે ચાર આના વધારે કમાવા ખાતર રેંટીઓ ફેરવશે તેઓ પોતાનું સર્વસ્વ હોમી દઇ કર નહીં ભરવા તૈઆર થશે એમ માનવું વધારે પડતું લાગે છે. રેંટીઆમાં સંગીતના અને સ્વતંત્રતાના જયધ્વનિ તો મહાત્મા ગાંધીને કે દેશબંધુ સી. આર. દાસ જેવા સંસ્કારી કેળવાએલા વર્ગને સંભળાય—પરંતુ પેટને ખાતર રેંટીઓ ચલાવનારને એ અનુભવ ન થાય એ ઘણીવાર રેંટીઆના હીમાયતીઓની નજર બહાર જતું રહે છે. આનો અર્થ એવો નથી કરવાનો કે રેંટીઓ નકામો છે. પરંતુ તેનું રાષ્ટ્રજીવનમાં જે સ્થાન છે તે સ્વીકારતાં પણ તેની હીમાયત કરનારાઓએ—મહાત્માજીએ સુદ્ધાં ઘણી અતિશયોક્તિઓ કરેલી છે એટલું તો કહેવું પ્રાપ્ત થાય છે.

"સત્ય"ના ઉપર ગાંધીવાદમાં ભાર મુકવામાં આવે છે. તે સ્વીકારીએ તો પણ મોન્ટીફ પાયલેટની પેઠે કોઇ શંકાશીલ હૃદય પ્રશ્ન કરી શકે કે "સત્ય એટલે શું ?" વ્યવહારમાં સંપૂર્ણપણે કદી પણ પાળી ન શકાય એવા નીતિના સિદ્ધાંતો "સત્ય" છે ?

વળી, રાષ્ટ્રીય કેળવણી આપવાના ઉદ્દેશથી કાઢેલી વિદ્યાપીઠોમાં અને શાળાઓમાં શિક્ષણને ગૌણ સ્થાન આપી મહાસભાના ઠરાવોનો અમલ વિદ્યાર્થીઓ અને અધ્યાપકો પાસે કરાવવાનો આગ્રહ યોગ્ય છે ખરો ? સરકારી શાળાનો ત્યાગ કરનાર કેળવણી ઉપર સરકારના અંકુશનો નિરાદર કરવા તૈઆર છે, પરંતુ રાષ્ટ્રીય સંસ્થામાં જોડાયા પછી તેના ઉપર કેટલુંક વર્તન શા. માટે "ફરજીઆત" તરીકે નંખાવું જોઇએ ? વિદ્યાર્થીના મનનો સ્વતંત્ર વિકાસ થવામાં એવાં બંધનો બાધક નથી ? શિક્ષણનું કાર્ય રેંટીઓ ચલાવવા જેટલું—બલ્કે તેથી વધારે—ઉપયોગી નથી ? તો પછી શિક્ષકોના કાર્યને રાજકીય ચળવળથી અને મહાસભાના ઠરાવોથી અલગ શા માટે ન રાખવામાં આવ્યું ?

રાષ્ટ્રીય શાળાઓમાં અંત્યજ વિદ્યાર્થીઓને દાખલ કરવાનો આગ્રહ સૌ કોઇ વધાવી લે છે. પરંતુ, તે ઠરાવનો અમલ ન કરનાર શાળાને સંયોજીત ન કરવાનો આગ્રહ કરીને કેટલીક શાળાઓના ઉપર દબાણ કરવામાં આવ્યું તેમાં માબાપોના જુના વિચારોને લીધે સરકારી નીશાળોથી ઉઠી ગએલા વિદ્યાર્થીઓને સહન કરવું પડયું નથી ?

આર્યસમાજના પ્રણેતા દયાનંદ સરસ્વતીના ઉપર "વેદોની મૂર્તિપૂજા સ્થાપન કરવાનો" આરોપ મુકનાર મહાત્માએ શું "રેંટીઆની મૂર્તિપૂજા સ્થાપવા પ્રયત્ન કર્યો નથી ?

વળી, ભૌતિકશાસ્ત્રની આધુનિક શોધખોળ નો ત્યાગ કરવાથીજ તેનાં અનિષ્ટ પરિણામોથી બચી શકાય તેમ છે, એ વિચાર શું સર્વાંશે ખરો છે ? યુરોપમાં કામદાર વર્ગનું બંધારણ સ્થપાયા પછી અને અમેરીકામાં હેનરી ફોર્ડ જેવા મુડીવાળાઓએ ઉદ્યોગોમાં સુધારા દાખલ કરવાના જે નવીન પ્રયાસો આદર્યા છે તે પછી આપણને માનવાને કારણ મળે છે કે હવાઇ વિમાન, વાયરલેસ, સબમેરીન, રેલ્વે, તાર વગેરે ભૌતિકશાસ્ત્રની સગવડકારી શોધનો ત્યાગ કરીનેજ આપણે આધુનિક સંસ્કૃતિનાં અનિષ્ટ પરિણામોથી બચી શકીએ એ દલીલ સાચી નથી. હેનરી ફોર્ડે મજુરોને કૌટુંબિક જીવન આપવામાં ફત્તેહ મેળવી છે. મજુરોને જુદા

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૮૭]




# સાહિત્ય અને અસ્પષ્ટતા

લેખકઃ
રા. જ્યોતીન્દ્ર હ. દવે,
ઉપમંત્રી, સાહિત્ય સંસદ

—o—

એક પ્રાચીન લોકોક્તિ છે કે આહાર ને વ્યવહારમાં સ્પષ્ટ રીતે બોલનારા સુખી થાય છે. આહાર અને વ્યવહારમાં કદાચ એમ હશે; પરંતુ સાહિત્યમાં તો તદ્દન જુદુંજ છે. એમાં તો અસ્પષ્ટ કાવ્યો ને લેખોજ ઉત્તમ ગણાય છે. પ્રાચીન કાળના આદર્શો બદલાયા તેમાં કે વ્યવહાર ને સાહિત્ય બે કેવળ ભિન્ન છે તેથી કોણ જાણે કેમ પણ વ્યવહારના વિષયમાં આવશ્યક મનાએલું સ્પષ્ટ વક્તૃત્વ સાહિત્યમાં વર્જ્ય છે. સાહિત્યમાં તો અસ્પષ્ટ કાવ્યો ને લેખોજ ઉત્તમ મનાય છે. અસ્પષ્ટતા એ તો म्लानस्य काव्यकुसुमस्य रसायनानि–કરમાઇ ગએલા કાવ્ય કુસુમને પુનરુજ્જીવન દેનાર રસાયન સમી છે. આજ કારણથી મહાકવિઓ ને લેખકો વખણાય છે, પણ વંચાતા નથી. કાવઓ અને લેખકો લોકોત્તર પુરુષો છે, અને ભવભૂતિએ કહ્યું છે તેમ लोकोत्तराणां हि चेतांसि कोनु विज्ञातुमर्हति । લોકોત્તર પુરુષોનાં હૃદયો કોણ સમજી શકે એમ છે? જો એમનાં હૃદયો સમજાય એવાં નથી તો પછી એ હૃદયમાંથી નીકળેલાં કાવ્યો તો કેમજ સમજાય?

એકલા કાવ્યોમાં નહીં પણ સાહિત્યના સર્વ વિભાગોમાં અસ્પષ્ટતા આવશ્યક છે. અસ્પષ્ટતા એ તો સાહિત્યનો પ્રાણ છે. અસ્પષ્ટતા નીકળી જાય તો સાહિત્યમાંથી–ખાસ કરીને આપણા અર્વાચીન સાહિત્યમાંથી કેટકેટલાં કાવ્યો, લેખો, નાટકો વગેરે માર્યાં જાય?

પરંતુ અસ્પષ્ટતા માત્ર અર્વાચીન સાહિત્યમાંજ જોવામાં નથી આવતી. સાહિત્યના સર્જનકાલથી અસ્પષ્ટતા પણ ચાલી આવી છે. સાહિત્ય ને અસ્પષ્ટતા એ બે જોડીઆં ભાઇબહેન છે. માનવ વાણીનો પ્રથમ સાહિત્યશબ્દ તે વેદ. આર્યપ્રજાના એ પરમ પૂજ્ય ગ્રંથને, નીહાળો. પ્રથમ દર્શને તમારાથી એક અક્ષર પણ નહીં સમજાય. વેદ એટલે અસ્પષ્ટતાનો ભંડાર. કદાચ એના સર્જન સમયે વેદ અસ્પષ્ટ નહીં હોય; પરંતુ તે સમયે એટલો પૂજ્ય ગણાતો પણ નહીં હોય. જેમ જેમ એની અસ્પષ્ટતા વધતી ગઇ તેમ

તેમ એની પૂજ્યતા પણ વૃદ્ધિ પામતી ગઇ. જુના કવિઓનો અભ્યાસ કરવાનું પણ આજ કારણ છે. જેનામાં જેટલી અસ્પષ્ટતા તેટલું તેનું મહત્વ; આ સૂત્ર સર્વાંશે સત્ય જ છે. કોઈ પણ દેશના સાહિત્યમાં અસ્પષ્ટ લેખકો પુજાયા છે તેટલા બીજા કોઇ પણ પુજાયા તો શું પણ વંચાયા પણ નથી. ઇંગ્લંડના મીલ્ટન ને બ્રાઉનીંગથી માંડી અત્યારના બર્નાર્ડ શૉ સુધીના સર્વ સાહિત્યકારોની કીર્તિનો પાયો ઉપલા સૂત્ર પરજ રચાયો છે.

એથી પણ આગળ વધીને કહું તો ઇશ્વરને આપણે શા માટે પુજીએ છીએ ? એ દયાસાગર છે તેટલા માટે ? વિના વાંકે નિર્ધનતાના ભાર હેઠળ કચરાઇ રહેલા ભુખે મરતા મનુષ્યોને પુછો. આજીવન અન્યનું ભલું કરવા છતાં પોતે નિરંતર દુઃખ ભોગવી રહેલા માણસોને પુછી જુઓ; ઇશ્વરે તમારા પર કેટલી દયા કીધી છે ? ઇશ્વર સર્વગુણસંપન્ન છે, ન્યાયી છે, દયાળુ છે, ભક્તાધીન છે વગેરે વગેરે વાતો આપણે કહીએ છીએ ને માનીએ પણ છીએ. પરંતુ છાતી ઠોકીને કોણ એમ કહી શકે એમ છે કે ઇશ્વર આવોજ છે ? ઇશ્વરને આપણે જાણતા હોત તો એને નામે ને એણે રચેલા ધર્મને નામે આપણે એક બીજાનાં ગળાં કાપતે ? ઇશ્વરને આપણે ઓળખતા હોત તો આપણે એને પુજત ખરા ? એની કૃતિ પણ એટલીજ અસ્પષ્ટ છે. એની રચનાને ગહન માનવાનું કારણ એટલુંજ છે કે આપણાથી તે તે સમજાતી નથી. ઇશ્વરની પોતાની વ્યક્તિ તરીકેની અસ્પષ્ટતા અને એની કૃતિની અસ્પષ્ટતા એજ એની પૂજાનું કારણ છે. જગતમાં સર્વથી અસ્પષ્ટમાં અસ્પષ્ટ વસ્તુ તે ઇશ્વર ને એની કૃતિ છે માટે પૂજ્યતમ પણ એજ ગણાય છે.

આ પ્રમાણે પૂજનીયતા અસ્પષ્ટતા પરજ અવલંબે છે. એટલુંજ નહીં પણ અસ્પષ્ટતા વિના સંપૂર્ણતાને પણ અવકાશ નથી. અસ્પષ્ટતા એટલે સંપૂર્ણતા. Perfect art returns to nature એ આંગ્લ કહેવત પણ આજ વાત સિદ્ધ કરે છે. જ્યારે કલાસંપૂર્ણ દશાએ પહોંચે છે ત્યારે તે કુદરત—અર્થાત્ અસ્પષ્ટતા (કુદરતની અસ્પષ્ટતા, ઇશ્વરની કૃતિ તરીકે સ્વયંસિદ્ધ થાય છે) રૂપ બની જાય છે. અને આથીજ ઇશ્વર પણ સર્વ રીતે સંપૂર્ણ ગણાય છે.

સૌંદર્ય ને લાલિત્યનો આધાર પણ અસ્પષ્ટતા પર છે. સ્પષ્ટ પ્રકાશવાળા મધ્યાહ્નના સૂર્યને સુંદર ન ગણતાં, ઉષા ને સંધ્યાનાં આછાં ને અસ્પષ્ટ તેજ પર આપણે મોહી પડીએ છીએ; રાગ ને તાલમાં ગાનાર ગવૈઆના કરતાં કોયલનો દૂર દૂરથી સંભળાતો અસ્પષ્ટ અવાજ આપણા હૃદયમાં અનેરો ભાવ જગવે છે; વાઘ ને સિંહની સ્પષ્ટ ને ઇચ્છાસૂચક ગર્જના કરતાં સાગરનાં ગર્જન વધુ આહ્લાદજનક લાગે છે; ને બ્હેનના કરતાં સ્ત્રી વધારે સુંદર લાગે છે તેનું કારણ પણ એજ છે. લોકસૃષ્ટિ કરતાં કલ્પનાસૃષ્ટિ વધારે સુંદર છે કારણ કે કલ્પનાસૃષ્ટિ વધારે અસ્પષ્ટ છે. સ્ત્રીઓને પરદેનશીન રાખવાનો રીવાજ વહેમ કરતાં સૌંદર્યના એ ઝીણા તત્ત્વની સમજનો સૂચક નથી ?

સત્યનું આલંબન પણ અસ્પષ્ટજ છે. આથીજ એક લેખકે કહ્યું છે કે Truth is more romantic than romance itself. (અદ્ભુતતા કરતાંએ સત્ય વધારે અદ્ભુત છે.) સત્યને શોધવાને મનુષ્યોએ કેટકેટલાં ફાંફાં માર્યાં છે ? ને છતાં હજી સત્ય કોઇને જડયુંજ નથી. 'બ્રહ્મ સત્ય છે, જગત અસત્ય છે', 'બ્રહ્મ ને જગત બંને સત્ય છે', 'બ્રહ્મ અસત્ય છે. જગત સત્ય છે', 'બ્રહ્મ ને જગત બંને અસત્ય છે', ઇત્યાદિ અનેક પરસ્પર વિરુદ્ધ વચનો સત્યના ઉપાસકોએ સત્ય શું છે તે દર્શાવ-

યો કાઢ્યાં છે. સત્યનું પાલન કરવાથી હરિશ્ચંદ્ર પ્રથમ દુઃખી થયો ને અંતે સુખી થયો; પરંતુ એજ પ્રમાણે સત્યનું પાલન કરવાથી અમારા હરિભાઇ પ્રથમ સુખી થયા, પંકાયા ને પછી દુઃખી થયા-એમને જેલમાં જવું પડયું! આ પ્રમાણે સત્ય ને તેનાં પરિણામ કેવળ અસ્પષ્ટ છે. 'શું છે ને શું નથી એ એવો ગહન વિષય છે કે કંઈ છે ને કંઈ નથી એમ મહાપુરુષો પણ કહી શકતા નથી' તેનું કારણ આ સત્યનું અસ્પષ્ટ સ્વરૂપજ છે.

ઓજસ્ ને પ્રભાવનું મૂલ પણ અસ્પષ્ટતા છે. દુશ્મનો સામાના સૈનિકોની સંખ્યા અને તેનું બળ જાણતા નથી ત્યાં સુધી ગભરાયા કરે છે; પણ એક વાર એ વાતની ખબર પડી એટલે રણાંગણમાં સજ્જ થઈને ચાલ્યા આવે છેઃ શરીરબળ કરતાં આત્મબળ ઉંચું ગણવામાં આવે છે; સોટી કરતાં ઉપવાસનું મહાત્મ્ય મોટું મનાય છે. એ સર્વ શું બતાવે છે? સામા મનુષ્યનું બળ આપણે માપી નથી શકતા ત્યાં સુધીજ તેને મોટો માનીએ છીએ. શરીર ને સોટી બહારબહારથી જોઈ શકાય એવી વસ્તુઓ છે; આત્મા ને ઉપવાસ અદૃશ્ય વસ્તુઓ છે–અસ્પષ્ટ છે. તેથી તેનો પ્રભાવ વધારે પડે છે. આત્મા તો કેવળ અસ્પષ્ટ વસ્તુ છે,–છે કે નહીં તે પણ ખાત્રીપૂર્વક કોઈ કહી શકતું નથી. તેથી આત્મા એ ઉચ્ચતમ વસ્તુ ગણાય છે. અયમાત્મા બ્રહ્મ એમ છેક બ્રહ્મ પણ એનેજ માનવામાં આવે છે.

આ પ્રમાણે મહાપુરુષો અસ્પષ્ટ છે, સંપૂર્ણતા અસ્પષ્ટ છે, પ્રકૃતિ અસ્પષ્ટ છે, સૌંદર્ય અસ્પષ્ટ છે, કલ્પના અસ્પષ્ટ છે, સત્ય અસ્પષ્ટ છે, ઓજસ્ ને પ્રભાવ અસ્પષ્ટ છે. આ સર્વ ઉત્તમોત્તમ વસ્તુઓ અસ્પષ્ટ છે તો સાહિત્ય અસ્પષ્ટ શા માટે ન હોય? સાહિત્યનો વિકાસ એટલે અસ્પષ્ટતાનો વિકાસ. પુષ્પની સુગંધનો શો અર્થ? તો સાહિત્યકુસુમની સૌરભનો પણ શો અર્થ હોય? મેઘનાં ગર્જનનો શો અર્થ? કોયલના કુહૂરવનો શો અર્થ? ઉષાની લાલિમાનો શો અર્થ? સંધ્યાની સુકુમારતાનો શો અર્થ? બાલકનાં રુદનનો શો અર્થ? જીવનને મૃત્યુનો શો અર્થ? આપણી દરેક વસ્તુનો અર્થ શોધવાની વૃત્તિનો શો અર્થ? તો સાહિત્યમાં પણ અર્થ જોઇએજ એવો આગ્રહ શા માટે રાખવો?

આપણા પ્રાચીન સાહિત્યમાં અસ્પષ્ટતાનાં બીજ માત્ર દેખાય છે. પણ એ કલાનો વિકાસ તો આપણા અર્વાચીન લેખકોજ કરી રહ્યા છે. ભિન્ન ભિન્ન લેખકો આ સાધ્યને જુદાં જુદાં સાધનો વડે, અનેકાનેક યુક્તિપ્રયુક્તિઓ વડે, અસામાન્ય કલાચાતુર્ય વાપરી સાધી રહ્યા છે. અપરિચિત ને અભિનવ શબ્દો વાપરીને, અલંકારોના પ્રવાહમાં અર્થને ડુબાવી દઇને, વિચારની અગાધતા દર્શાવવાને બહાને અર્થના અસ્તિત્વનો લોપ કરી ઇત્યાદિ અનેક માર્ગે લેખકો અસ્પષ્ટતાનો વિકાસ કરી રહ્યા છે. અને એ દિશામાં રવિન્દ્રનાથ ટાગોરે જે ફાળો આપ્યો છે તે ભુલાય એવો નથી. રવિંદ્રનાથ પોતે તો જોઇએ તેટલા અસ્પષ્ટ નથી; પરંતુ એના ગુર્જર વારસોએ આ કલાનો જે વિકાસ કર્યો છે તેનું મૂલ્ય તો અપરિમેય છે. કેટલાક દોઢડાહ્યાઓ ટીકા કરે છે કે "બળદના શરીરની મહત્તા પોતાના પરિવાર આગળ બતાવતાં દેડકી ફાટી ગઇ તેમ એ મહાકવિની વિરાટભાવના પોતાની વામનતામાં ઉતારવા જતાં આપણા લેખકો અક્કલ ને અર્થના પ્રદેશની બહાર જતા રહે છે. પોતાનું વિચારદારિદ્ર ભાવના અવ્યવસ્થિત ભંડોળ હેઠળ છુપાવવા માગે છે", તે માત્ર તેમનો ઇર્ષાળુ સ્વભાવ જણાવે છે.

આચાર કરતાં વિચારનું સ્વરૂપ સૂક્ષ્મ છે, અને ભાવનાનું સ્વરૂપ એથી પણ સૂક્ષ્મ છે. આથી મનુષ્યનું વર્તન આપણને દેખાય છે તથા

સમજાય છે; એના વિચારો અર્ધાજ સમજાય છે; ને એની ભાવના આપણાથી જરાએ સમજાતી નથી. એ સમજ્યા વગર કેટલાક ટીકા કરે છે કે, "લેખક પોતે પણ શું કહેવા માંગે છે તે સમજતો નથી, કે કહેવા માંગતોજ નથી, અથવા કહેવા માંગે છે તે કહી શકતો નથી. લખવાના લોભમાં વક્તવ્ય શું છે તે વીસરી ગયો છે. રાજસૂય યજ્ઞ વખતે ધુળ ને પાણી સમજી કપડાં ઉંચા લેતા દુર્યોધન જેવી બુદ્ધિ એ લેખક બતાવી રહ્યો છે". પરંતુ એવા અણસમજુ ટીકાકારોની પરવા એવા લેખકો રાખતાજ નથી, અને પોતે લખ્યાજ જાય છે. કદાચ એવી ટીકાઓનો પ્રત્યુત્તર આપવો પડે તોએ એવો આપે છે કે ટીકાકારો ને તેમનું આખું કુટુંબ એ પ્રત્યુત્તરની પહેલી લીટીથી આગળ જઇ શકતાજ નથી! પરિણામે એ ટીકાકારોને પોતાની બુદ્ધિની દૃઢતા વીશે સદેહ પડવા માંડે છે ને આખરે, 'લખે છે તો સારું; પણ આપણાથી સમજાતું નથી' કરીને એ વાત પડતી મુકે છે, અથવા તેની પ્રશંસા પણ કરવા માંડે છે. કદાચ પ્રશંસા ન કરે અને તે લેખકો પર ટીકા કરવાનું ચાલુ રાખે છે તો તેથી લેખકો ગભરાતા નથી. કારણ કે તેઓ જાણે છે કે કોઇથી સમજાય નહીં તેથી કંઇ વસ્તુની કીંમત ઘટી જતી નથી. ઉલટું એથી તો તેની કીંમત વધે છે. પડદો ઉઘડ્યા પહેલાં પ્રેક્ષકોની કલ્પના કેટલી ઉંચે ઉડી રહે છે અને પડદો ઉઘડ્યા પછી આકાશમાંથી અવનિ પર આવ્યા હોય એવો અનુભવ પ્રેક્ષકોને થાય છે. પરંતુ ઉપર કહ્યાં તેવાં લખાણોમાં અસ્પષ્ટતાનો પડદો કદી પણ ઉંચકાતોજ નથી, તેથી વાચકને કલ્પના મંદ થવાથી ઉત્પન્ન થતી નિરાશાનો અનુભવ થતોજ નથી.

નવીન કહેવાની ઇચ્છા સર્વને હોય છે. પણ નવીન કહેવાનું બહુજ ઓછાને જડે છે. આથી કહેવું હોય ને નવીન કહેવાનું કંઇ જડતું ન હોય તેણે અસ્પષ્ટ રીતે કહેવું જોઇએ. એમ કરવાથી એ પોતે કંઇક નવુંજ કહ્યું છે એમ એને પોતાને પણ લાગશે અને વાચકને પણ એવોજ ભાસ થશે. નવીનતા નહીં તો નવીનતાનો ભાસ તો આવશેજ. અને ખરું પુછો તો જગતમાં નવીન છેજ શું? નવીન લાગે છે તે નવીનતાનો ભાસ માત્રજ છે. અસ્પષ્ટ લખાણમાં નવીનતાનો ભાસ હોય છે એટલુંજ નહીં પણ એમાંથી જેને જે અર્થ કાઢવો હોય તે કાઢી શકે છે. લેખક કોઇ પણ રીતે બંધાતો નથી, ને જુદા જુદા વિચારના મનુષ્યોને લાગે છે કે એ અમારાજ મતનો છે! ધ્વનિકાવ્ય તે આજ, 'કવિત કેરી સરિત' તે આનુંજ નામ. એ સરિતમાંથી જેને જોઇએ તેટલું પાણી ચંચુ ભરીને લઇ જાય અને ફાવે તે કાળમાં એનો ઉપયોગ કરી શકે. આવી સાહિત્ય સરિતનો રસપ્રવાહ અવિરામ ધારે વહી રહ્યો હોય છે તેનાં દર્શન પણ અર્થની પાળથી ચારે બાજુએથી બંધાઇ રહેલા ખાબોચીઆમાં ક્યાંથી થાય?

સાહિત્ય એટલે જીવનનું પ્રતિબિંબ અને જીવન એટલે અસ્પષ્ટતાની પરંપરા. અમુક મનુષ્યના અમુક બનાવો બનવાના છે એમ કહેવાની હીંમત જોશી સીવાય કોઇ કરી શકતું નથી. અને જોશી બીચારો પણ એવી અયોગ્ય હીંમત પેટને ખાતર કરે છે. અને છતાં એવી હીંમત દર્શાવતી વખતે પણ બને તેટલો અસ્પષ્ટ થવાનો એ પ્રયત્ન કરે છે. જીવનની પળે પળ અસ્પષ્ટતાના આવરણ હેઠળ ઢંકાએલી છે. જીવનમાં અસ્પષ્ટતા ન હોત તો જીવન જીવવા જેવાં થાત? સાહિત્યમાં અસ્પષ્ટતા ન હોત તો ગદ્ય કાવ્યો ને લેખો લખાત?

આવી અસ્પષ્ટતાનો વિકાસ કરવો એ સર્વ લેખકોનું ધ્યેય હો! એવો અભિલાષ અત્યારનું વાતાવરણ જોતાં વધારે પડતો નથી.

# : : : 'એક કૌતુક' : : :

લેખક:
ગો. શ્રી. વ્રજનાથ વિ. મહારાજ

તોટક

૧

સખિ ! કૌતુક નંદનિકેતનમાં
અતિ અદ્‌ભુત પેખિ ભુલી જગ આ;
નિજ પુત્ર યશોમતિ અંક ગ્રહી,
મુખ ચુમ્બતી ઉત્કટ પ્રેમ થકી.

૨

શિશુ ગોઠણીએ રમતું ફરતું,
અહ ! તોતડી વાણી મૃદુ વદતું;
પયપાન ખાસ્સુ હઠથી કરતું,
સખિ ! ધૂળિ ઉડાડી તનુ ભરતું.

૩

અવલોકી શશિ, નભમાં શિશુએ,
રમવા કથતો લઇ દે મુજને;
જળપાત્ર ભરી ઝટ મુકી દીધું,
નિરખી પ્રતિબિંબ શિશુ કીડતું.

૪

નવનીત લઇ પ્રમુદિત હૃદે,
કુદતું હસતું વળી નૃત્ય કરે;
જનની મનના સહુ કોડ પુરે,
પ્રિય ભક્તતણા હૃદયેજ વસે.

# : : વનમાં એક પ્રભાત : :

લેખક:
રા. અશોક



## પ્રભાત

ભાતીગળ આ મોર પગલીઓ,
લીમડીઆની આ ફુલકળીઓ;
રમતીલી ખળખળ જળઝરીઓ
પ્રભાતને પહોર.
તેજ અને છાયાઓ ડોલે,
આમ્ર ઘટાના પરિમલ ઘોળે;
શાંત મધુરું હસતું કોઈક
પ્રભાતને પહોરે.



## વનરાઇ

ઝાડ ઉભું આ એકલડું
માથે ખાઉધરું ગીધડું;
પાનતણા આ ઢગલા, હેઠળ,
પવને ખડખડતા.
બાવળ કાંટ કુડી કુટી છે;
કૈંક શૂળો રસ્તે છુટી છે;
અહીં આગળથી કેડી ચાલી
વનમાં સંતાઇ.

## કોયલ

દીઠી નથી આજે રતરાણી
સુણી નહીં ફુલવંતી વાણી;
નવપલ્લવ છાયા નવ ડોલી
કોયલ ક્યાં બોલી ?
સખિ ! તુજ ગાલ વસંત અડે જ્યાં,
રસ દષ્ટિનાં સ્વપ્ન ચડે જ્યાં;
આંતર સૃષ્ટિ ફરી ઉઘડે ત્યાં
કોયલ તું બોલી.



# ડાયરીમાંથી

લેખક:
રા. વિજયરાય કલ્યાણરાય
સભ્ય, સાહિત્યસંસદ.

## જાન્યુઆરી

તા. ૧૩ મી : પરમ દહાડે, " ગંભીર માંદગી છે "; કાલે, " તબીએત સુધારા પર છે"; આજે, "મરી ગયા." માણસને મારવું હોય ત્યારે કુદરત આવો જે ચિંતા, આશા અને ફટકાનો ત્રિવિધ ક્રમ ઘણી વાર સ્વીકારે છે, તે એણે ટોમસ હાર્ડી માટે પણ સ્વીકાર્યો. એને માટેનું મારું સૌથી વહેલું સંસ્મરણ, બારેક વર્ષ પર 'બુકમેન'માંની અંગ્રેજ નવલકારોને લગતી એક મુળાક્ષરી કવિતામાં આ લીટી વાંચેલી, એ છે : " H is for Hardy,—a classic that lives" અને ખરેખર, જીવતાં જીવત સ્વભાષામાં શિષ્ટપદારૂઢ થવાનું અતિવિરલ માન તેને મળેલું-જેમ કેટલેક અંશે આપણે ત્યાં ગોવર્ધનરામને મળેલું તેમ.

તા. ૧૪ મી: એક જુના જેવા સવાલનો જવાબ આજે 'ટાઇમ્સ'ના સર વી. મારીસ વીશેના અગ્રલેખમાંથી મળી ગયો. મોન્ટફર્ડ રીપોર્ટનું મૂલ્ય તેને કેવળ સાહિત્યદૃષ્ટિએ વિચારીએ તો કેટલું ઉંચું છે તે એના વાચકોને ખબર છે. આ કારણથી એ બહાર પડ્યો ત્યારે ખાસ મહેનત કરી એનો કેટલોક ભાગ વાંચ્યો હતો; ને પ્રભુનો પાડ માન્યો હતો કે રાજ્યવહીવટના રોજકામની શુષ્કતા વચ્ચે પણ રસિકતાને સજીવ રાખનાર માણસો, એ રીપોર્ટ લખનાર જેવા, હજી હયાત છે ખરા. અગ્રલેખ કહે છે કે એ લખનાર તે વી. મારીસ—આ નોંધતાં ગુજરાતી રીપોર્ટોની શૈલી યાદ આવ્યા વિના રહેતી નથી. આપણી ભાષામાં રાજકાજના સારા રીપોર્ટ તો પ્રાંતિક સ્વરાજ્ય પછી એકાદ પેઢીએ લખાતા થશે. પણ અત્યારે તો ( ત્રીજી ને સાતમી સીવાયની બધીજ) સાહિત્યપરિષદોના રીપોર્ટની શૈલી પણ, નિરપેક્ષ ધોરણે, કેટલી બધી કચ્છના રણની મુસાફરીનો અનુભવ કરાવતી હોય છે ?

તા. ૨૦ મી : સ્વતંત્ર, કલ્પનાપ્રધાનકૃતિ માટે એકજ શબ્દ જોઇએ, તો 'તસનીફ'; ને સંશોધનની બુદ્ધિપ્રધાનકૃતિ માટે 'તાલીફ': આ અરબી શબ્દો આજે મોલવીસાહેબ પાસેથી વાતેવાતમાં જાણ્યા. ગુજરાતીમાં ઘણા અરબી-ફારસી શબ્દો છે, તેમ આને પણ અપનાવ્યા હોય તો ?

તા. ૨૬ મી: આજના છાપામાં મલબારીના અરુણચિત્ર ('બસ્ટ') નો ફોટો ને એ ખુલ્લું મુકાયાનો અહેવાલ છે. મુખ્ય વક્તાએ એમની જોડેજ, સેવાસદનના કામ સંબંધમાં સ્વ. દયારામ ગીદુમલને સંભાર્યા છે. એ તો બરાબર;

પણ તેના ત્રીજા વિધાતા—કે નહીં તો, પહેલા બીજા જેટલાજ મહાન ત્રીજા વિધાતા—ને કેમ કોઇ યાદ નહીં કરતું હોય ? મને ભરોંસાલાયક એક જાણકારે થોડાજ દિવસ પર કહેલું કે એ સંસ્થાની કલ્પના, વિચારણા ને યોજનામાં ગર્જર સાહેબનો અસાધારણ હીસ્સો હતો. પણ દુનીઆ તો પરિણામવાદી છેને ? એ કલ્પનાદિને જેણે મૂર્ત, સ્થૂલ પરિણામમાં આણ્યાં, તે એનાં યશોગાન સ્વાભાવિકપણેજ તે ગાવાની. ત્રીજાની જેવા હોય તેને માટે આદિ કાળથીજ કાળના ઉંડા અંધારા કોતરમાં દટાઇ જવાનું સરજાયું હોય છે.

**તા. ૨૭ મી :** સાહિત્યપરિષદની નિબંધ માગણીનો પત્ર આવેલો તો ચારેક દિન પર પણ એને નીરાંતે આજેજ વાંચ્યો. ને એ 'નીરાંત' એવી કે, જ્યાં પાંચમાંથી એક વિભાગનો નિબંધ મોકલજો એમ હતું, ત્યાં પાંચે વિભાગનો એકેક નિબંધ લખજો, એમ મેં વાંચ્યું. પણ આ અપવાચનનું પરિણામ તો આપણા દરેક લેખકે અજમાવવા જેવું છે. આપણને સાહિત્ય ને ઇતિહાસ, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર ને ધર્મ-તત્ત્વચિંતનઃ એ દરેક વીશે એકેક નિબંધ લખવાનું સોંપાયું હોય, તો આપણા સામાન્ય (general) જ્ઞાન ને અસામાન્ય ( exrtaordinary ) કેળવણીની આછોતરાઇનું કેવું ભવ્ય પ્રદર્શન ભરાય, એ નિબંધોમાં ?

**તા. ૨૯ મી:** કેટલીકવાર હીંદુસ્તાન અમેરીકા કરતાં પણ વધુ પૈસાદાર બનેલું નથી લાગતું ? જેમકે, હમણાં ચાલે છે તેવી લગન-સરા વખતે. ગમે ત્યાંથી, પણ નાણાં આવા સમયે ઉભરાઇ ઉડે છે એ તો ચોક્કસ. તાલેવંતો ભરપુર તીજોરીમાંથી, મધ્યમ વર્ગ માંડ બચાવેલ મુડીમાંથી, ગરીબો કરજના પાશમાં બાપુશી જકડાઇનેઃ ગમે તે રીતે, પણ હરેકે લગન, જનોઇ વગેરે વેળા કુબેર ભગવાનના સગા પુત્ર હોવાનો સાજ સજવોજ પડે. આ વર્તનને શું નામ આપવું -બેવકુફી કે શહીદપણું ?-ધર્મરૂપ બનેલી બેવકુફી કે કમનનું સામાજિક શહીદપણું ?

**તા. ૩૦ મી:** સ્પેનીશ નવલકાર ઇબાનેઝ મરી ગયાના સમાચાર આજે મળે છે. ત્યાંના સાહિત્યસેવકોના રવૈયા પ્રમાણે તે સારી જેવી પુંજી મુકતો ગયો છે. વધુમાં, પોતાનું મહાલય સાહિત્યાશ્રમ બનાવી શકાય તે રીતની ગોઠવણ પણ કરતો ગયો છે. એ સદ્‌ભાગી સાહિત્યકાર આ પ્રાંતમાં જન્મ્યો હોત તો ? તો મોટા દુર્ભાગી તરીકે મરત; કેમકે કાં તો તેને સાહિત્યસેવન-માંથી સારી કમાણી થઇજ ન હોત, અથવા જો થાત, તો બધી કુટુંબના કેટલાક મરણપરણના ખર્ચોમાં સફા થઇ હોત, ને તેનું મહાલય તેની પાછળ લહેણદારોએ હરરાજ કરી ખાધું હોત.

## ફેબ્રુઆરી

**તા. ૧ લી:** બેંગલોરની એક બેવડી નવાઇ, તાર પર ને 'ટાઇમ્સ' મારફત, આજે આવી પહોંચી છે. તેનો સારઃ "મહીસુરના દીવાન સાહેબ મીરઝા મહમદ ઇસમાઇલ ભલામણ કરે છે કે વિદ્વાનોએ સંસ્કૃત ભાષાનું કોઇ એવું સરળ રૂપ ઘડી તૈયાર કરવું, જે હીંદની રાષ્ટ્ર ભાષા બની શકે." ભાવનાપક્ષે, ઇસલામીએ કરેલી તરીકે આ ભલામણ જેટલી આનંદકારી અને માનપાત્ર છે, તેટલીજ છે, વહેવારપક્ષે અલ્પદર્શી ને અવગણનાપાત્ર નથી ?

**તા. ૨ જી:** પેરીસનો ખાસ તાર છે કે અણીને વખતે ફ્રેંચ પ્રજાના મહારક્ષકોમાંનો એક માર્શલ જોફ્રે ઘરબાર વિનાનો થઇ પડયો છે. પ્રજાએ પોતાના અડગ સેવકને અવગણ્યા-નો આ દાખલો પહેલો નથી. અને પ્રજાનો તેમ વાઙ્‌મયનો ઇતિહાસ પણ તેવા દાખલાથી ભર્યો છે : ( ૧ ) અર્વાચીન બંગાળનો મહાકવિ

મધુસૂદન દત્ત મુફલીસીથી સબડતો, પારકાઓ વચ્ચે, જાહેર ઇસ્પીતાલમાં મરી ગયો હતો; અને, ( ૨ ) પ્રો. ગજ્જરનાં ભવ્ય સ્વપ્નોને સાર્થ કરવાની અનુકૂલતા ધનવાન ગુજરાતી પ્રજા પણ તેમને આપી શકી નહોતી. બાકી, એમનું કાર્ય તો પ્રજાનાં ધનસંપત્તિમાંજ વધારો કરે તેવું નહોતું ?

— : જુનું ' વેસ્ટમીન્સ્ટર ગેઝેટ ' સુદીદાર છાપાં–સાહસિકોના ' ડેલી ન્યુસ ' માં ભેળવી નાખવું પડયું. જગતના સ્વતંત્ર પત્રકારિત્વને આ એક વધુ ઘા.

**તા. ૫ મી :** આજે જાહેર થએલી 'ગુજરાત વિદ્યાપીઠ'ની નવી યોજનામાં બીજું બધું બરાબર છે–નથી બરાબર તે માત્ર એનું નામ. યોજનાની દરેક વિગત સાથે પુરેપુરા સંમત થવું તે ખરા દેશપ્રેમીની અત્યારે ફરજ છે. પણ દેશપ્રેમે તેની વિવેકબુદ્ધિને મૂર્છિત નહીં કરી હોય, તો એ માગણી કરશે કે વિદ્યાપીઠ શબ્દનો આમ આત્મવંચના કરનારો ખોટો પ્રયોગ આપણે ન કરીએ; આપણે નવા મંડળને 'ગુજરાત પ્રજોદ્ધારક મંડળ' કે એવું કોઇક યોગ્ય નામ આપીએ. કેમકે એ સંસ્થાના નવા કાર્યક્રમ જેવો કાર્યક્રમ જુની કે નવી, દેશી કે પરદેશી, કોઇ પણ વિદ્યાપીઠમાં કદી દીઠો–સાંભળ્યો નથી. વિદ્યાપીઠ એટલે જ્ઞાનમંદિર, ક્રિયાક્ષેત્ર નહીં. નવી યોજના 'વિદ્યાપીઠ'ના પ્રદેશમાં સક્રિય રાજકારણ, સક્રિય સમાજ સુધારો, સક્રિય અર્થસાધના, વગેરે આણે છે. આ બધી વસ્તુઓ આ સ્વરૂપે, જ્ઞાનસેવનની જ્ઞાનસંચયની જ્ઞાનવિકાસની બાધક છે. કદાચ એમ કહેવાય : "તમારા જ્ઞાનબાનની અત્યારે પ્રજાને જરુર નથી. પ્રજાનાં બધાં માણસોએ કેવળ રાષ્ટ્રોત્થાનમાંજ મચી રહેવું જોઇએ એવી સ્થિતિ છે. " કબુલ; ઘણા હેત્વાભાસોથી ભરેલ છતાં, વાદને ખાતર, એ દલીલ કબુલ રાખીએ. પણ જો જ્ઞાન અને વિદ્યા નકામાં છે, તો વિદ્યા–પીઠ એ ગૌરવવંત ને અર્થવાહી નામ પણ કેટલું નકામું છે ?– ઉપલી રીતે જવાબ દેનારા, માટે. અને જો સંસ્થાને વિદ્યાની ખરેખરી પીઠ રાખવી હોય, તો ઉત્તમ માર્ગ, આનંદશંકરસમિતિએ સૂચવેલ પદ્ધતિથી અનુસ્નાતક જ્ઞાનવિકાસ આદરવો, એજ નહોતો ? એ સ્વીકારાત તો, આજ મંડળમાંનો અર્ધ ઉપરાંત ભાગ અને બીજા અધ્યાપકો, સાચી ગુજરાત વિદ્યાપીઠે ખીલવવી જોઇએ તે જ્ઞાનની વિવિધ અણખીલી શાખાઓને ખીલવવામાં રોકાઇને પ્રજાકીય સંસ્કૃતિને સારી રીતે સમૃદ્ધ કરી શકત' તેઓ અભ્યાસ પુરતા ભલે ગામડાંમાં જાય, ને પ્રજાની ઉન્નતિના 'બળતા પ્રશ્નો ' ની ચર્ચા કરી, વહેવારુ માર્ગો પણ સૂચવે ને યોગ્ય માધ્યમો દ્વારા અમલમાં મુકાવે. પ્રજાહૃદયના ધબકારથી તેઓ વિમુખ ન રહે તે સમજી શકાય તેવું છે. અને, સંસ્થા "રાષ્ટ્રીય પ્રવૃત્તિને અંગે " ઉત્પન્ન થઇ છે તો રાષ્ટ્રીય, બીનસરકારી શિક્ષણસંસ્થા તરીકે કેવળ શિક્ષણનાજ પ્રદેશમાં તેણે કયાં ઓછું કરવાનું છે કે તેની શક્તિને શિક્ષણેતર પ્રદેશમાં યોજવાની–વેડફવાની ફરજ પડે ? સરકારી પદ્ધતિના અનેક દોષોથી મુક્ત એવું શુદ્ધ શિક્ષણ તે આપી શકે. વળી, જે કામો સરકારી યુનીવર્સીટીઓ કદાચ દસકાઓ લગી કરીકરાવી શકવાની નથી, તે સ્વભાષાના ઉચ્ચતર વાઙ્મયવિકાસનાં કાર્યો–જેવાં કે શાસ્ત્રીય ગુજરાતી કોષ, સ્વતંત્ર જ્ઞાનકોષ, ગુજરાત ભારતના ઇતિહાસો, વગેરે–પણ રાષ્ટ્રીય વિદ્યાપીઠ નહીં કરે તો કોણ કરશે ? બીજે–ઇંગ્લંડમાં, ઓક્સફર્ડ કેમ્બ્રીજમાં–એવાં કાર્યો વિદ્યાપીઠોજ ઉઠાવીને પાર પાડયાં નથી શું ? વિદ્યા–પીઠ પાસેથી પ્રજાનો, સમજુ વર્ગ એ રીતનીજ આશા રાખે છે ને રાખે. એ આશાઓ અત્યારે તો ધુળમાં રગદોળવાનો, સંસ્કારવિકાસને લગભગ રુંધવાનો, હક ભલે એ સંસ્થા ભોગવે. પણ એમ કર્યા પછી એ પોતાને ' વિદ્યાપીઠ ' કયે ન્યાયે કહેવરાવશે ?

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૦૦]

# : : કોયલ ટહુકારે ! : :

લેખકઃ રા. પૂર્ણાનંદ છગનભાઈ વ્યાસ

( અંજની )

૧

મંદ વહંતી સરિત સમિપમાં,
આમ્ર-તરુની નીલ ઘટામાં,
વસંતની મધુરી સંધ્યામાં,
કોયલ ટહુકારે.

૨

વિરહાનળને અધિક વધારી,
રસિકજનોને મુગ્ધ બનાવી,
લલનાઓનાં હૃદય નચાવી,
કોયલ ટહુકારે !

૩

વિરહાનળ એને નવ બાળે,
પ્રેમતત્વ ક્યાંથી એ જાણે ?
સમાન લેખી સર્વ હૃદયને,
કોયલ ટહુકારે !

# : : કોયલ ટહુકારે : :

લેખક: રા. શાંતિલાલ તોલાટ

(અંજની)

૧

શિશિર વીતી ને વસંત આવી,
ઋતુરાણી રુમઝુમ કરતી,
ટુહુ ટુહુ શબ્દે વસંતદૂતી,
કોયલ ટહુકારે.

૨

હશે અભાગી એકલવાયાં,
વિરહાનળ જેને બાળે,
પણ પ્રેમીના રસ–ઉત્સવમાં
કોયલ ટહુકારે.

૩

કમળ–ભ્રમર ને મંજરી–કોયલ,
પ્રેમ તત્વ સર્વે જાણે,
પ્રણયમંત્રના ગીત ગુંજતી
કોયલ ટહુકારે.



## કૈંક નવું

સંપાદક:
રા. નાગરદાસ ઇ. પટેલ

### કુદરતી સેનાની:

તમને બંદુક ફોડતાં આવડે છે? આ જમાનામાં બહુ થોડા એનો જવાબ હકારમાં આપી શકશે.

તમને નથી આવડતું તે એક નાના સરખા જીવડાને આવડે છે કુદરતે એને બચાવનું સાધન એવું આપ્યું છે.

જ્યારે એના ઉપર કોઇ મોટો દુશ્મન એકાએક તુટી પડે છે ત્યારે એ ઉભી પુછડીએ નાઠુંજ જાય છે અને પાછળથી એક જાતનો પદાર્થ કાઢતુંજ જાય છે. એ પદાર્થ બહાર આવતાંજ ધડાકો થાય છે અને ધુમાડા જેવા ગોટા વાતાવરણમાં ફેલાય છે; એટલે એનો દુશ્મન મુંઝવાય છે અને એને નાસી જવાનો વખત મળે છે. એક સાથે પાંચ પચીસ ધડાકા પણ એ કરી શકે અને એવી રીતે જ્યાં સુધી એને સંતાઇ જવાની જગ્યા મળી શકે ત્યાં સુધી શત્રુને હંફાવી શકે છે.

### જુની દુનીઆં

હજારો વર્ષની જુની વાત છે.

ધરતી પર બરફના વરસાદ વરસ્યા. જંગલોનાં જંગલને મેદાનનાં મેદાન વરસાદમાં દબાઇ ગયાં. અને લાખો બીચારાં પશુઓ પણ દટાઇ મુઆં.

અને પછી તો એ જગ્યાની આબો હવા બદલાઇ ગઇ. તે વરસોના વરસો સુધી ત્યાંથી બરફ ખસ્યોજ નહીં.

છેવટે હજારો વર્ષ વહેતા પછી પૃથ્વીની ગતિના હેરફેરને લીધે એ જગ્યા બરનો પીગળવા લાગ્યો અને એ વખતનાં દટાઇ ગએલાં પશુઓ નીકળવા લાગ્યાં. એ રીતે નીકળેલા એક હાથી-



નું આ સાથે ચિત્ર છે અને તેને જોઇને વરુઓ તેની પાસે દોડે છે.

બરફમાં રહેલી ચીજ વર્ષો સુધી તેની તેજ હાલતમાં રહે છે એ જાણીતી વાત છે એટલે આ



## એ ગરમી ક્યાંથી આવી ?

આ સાથે ઓરકેલીઆમાં આવેલા ઝરાનું ચિત્ર બાજુ પર આપ્યું છે તેમાંથી દરરોજ ૫૫ લાખ ગેલન ૧.૦૯ ડીગ્રી ગરમ પાણી ઘણે ઉંચે ઉડીને વહે છે. એ ઝરાની ઉંડાઇ ૧૭૦૬ ફીટ છે. આટલા વિપુલ પ્રમાણમાં આટલા બધા પાણીને કોણ ગરમ કરતું હશે ? એટલી બધી ગરમી ક્યાંથી આવતી હશે ? એ પ્રશ્નો આપણા મગજમાં સહેજે એ ઉપરથી આવશે.

પૃથ્વીના પેટામાં પુષ્કળ ગરમી છે અને તે એટલા બધા પ્રમાણમાં છે કે લોખંડ પણ એના યોગે પ્રવાહી રૂપ ધારણ કરે. એટલી સખત ગરમીના યોગેજ ઘણી વખત ધરતીકંપ થાય છે, અને જ્વાળામુખી પર્વતો ફાટી નીકળે છે.

## ક્ષીર સમુદ્ર :

આપણામાં દુધના સમુદ્રની જુની કલ્પના છે. વખતે એ કોઇએ જોયો હશે એટલે એ કલ્પ્યો હશે.

મ્હારા 'દ્વારિકા અને જગદીશ્વર' વાળા લેખમાં કેટલાંક ચકચકિત અને રૂપેરી માછલાં વીશે થોડુંક મેં લખ્યું છે. કેટલાંક પ્રાણીઓમાં આગીઆની માફક પુષ્કળ ફોસ્ફરસ હોય છે અને એવાં અગણિત અને અસંખ્ય જીવડાં પાણીમાં હોવાને લીધે પાણી પ્રકાશિત થઇ જાય છે.

એ જાતનાં કેટલાંક જીવડાંનું આ સાથે ચિત્ર આપ્યું છે અને જોડેના બીજા ચિત્રમાં કેપ્ટન કીંગમેન નામના વહાણવટીનું 'શુટીંગ સ્ટાર' નામનું વહાણ એવા ક્ષીર સમુદ્રમાંથી પસાર થતું ચિતર્યું છે. એ કહે છે કે એનું વહાણ જ્યારે હીંદી મહાસાગારમાંથી પસાર થતું હતું ત્યારે સાડીતેવીસ માઇલ સુધી આવા તેજસ્વી જલમાં



થઇને એનું વહાણુ પસાર થયું હતું. એ વખતે એમાં ઉપર બતાવ્યા તેવા અસંખ્ય જીવ હતા. એ પાણી શીશામાં ભરી રાખીએ તો નવ ઇંચ છેટે રહીને વાંચી શકાય એટલો એનો પ્રકાશ પડે




**ખંત, મહેનત અને અક્કલ:**

એ ત્રણેનો ઉપયોગ માણસે કર્યો છે અને જંગલી ચીજોમાંથી ધીમે ધીમે હાલની સુંદર ફળફૂલની જાતો પેદા કરી છે.

ગુલાબનું ફુલ પહેલાં બે ચાર પાંખડીનું હશે તેમાં અનેક અખતરા કરી ખંત, મહેનત ને અક્કલનો ઉપયોગ માણસે આજનું સુંદર અને મઘમઘતું ગુલાબ તૈઆર કર્યું છે.

એજ રીતે ઉંચી જાતનાં અનાજ, કપાસ અને બીજી ચીજોમાં પણ એ ત્રણે સદ્દગુણોનો માણસે યથાશક્તિ સદુપયોગ કર્યો છે ને કર્યે જાય છે.

પણ ઈંગ્રેજી કેળવણી હીંદુસ્તાનમાં એ ત્રણે સદ્દગુણો યુવાનોમાં આ દિશામાં બરાબર ખીલવતી નથી એટલે આપણે ત્યાં અક્કલના ભુક્કા જરા વધારે અથડાય છે.



## રણની પરબ :

કુદરતની અજબ કળાની બલીહારી છે! ભર રણમાં પણ જ્યાં પાણી મેળવવાની સખત હાડમારી હોય છે ત્યાં પ્રાણીઓના ઉપર ઉપકાર કરવાને ખાતર કુદરતે પરબો માંડી છે. અને એ પરબો એવાં તરસ્યાં જનાવરોનો જીવ બચાવે છે.

એ પરબો તે એક જાતનાં 'કેકસી' નામનાં ઝાડ. એમાં પુષ્કળ પાણી જેવો પ્રવાહી પદાર્થ ભર્યો હોય છે અને એ પીને પ્રાણીઓ પોતાની તરસ છીપાવે છે.

જ્યારે આજુબાજુની રેતી ને જમીન તાપથી તપીને વાતાવરણમાં ૨૦૦ ડીગ્રીથી વધુ ગરમી હોય છે ત્યારે આ ઝાડની અંદરની ગરમી માપવામાં આવતાં તેમાં ફક્ત ૫૫ ડીગ્રી ગરમી માલમ પડી છે. જ્યાં વરસમાં ભાગ્યે આઠ દસ દિવસ વરસાદ પડે છે ત્યાં પણ આ ઝાડ લહેરથી ફાલે છે અને વરસો સુધી ટકે છે.

એના ઉપર અનેક અખતરા કરાયા છે અને પાણી સીવાય એ વરસો સુધી જીવન નિર્વાહ કરી શકે છે એમ પુરવાર થયું છે.

આપણા દેશનાં થોર, શક્કા, થોરી અને ખરસાણી લગભગ એજ વર્ગનાં ઝાડ છે.



## સતલજની હોડી:

પંજાબમાં સતલજ નદીની સામી પાર જવાને માટે એક વિચિત્ર હોડી તૈયાર કરવામાં આવે છે.

મુએલા ઢોરનું આખુંને આખું ચામડું લઇ તેમાં પવન ભરીને ફુલાવવામાં આવે છે. એવા ફુલાવેલા ચામડા પર બેસીને ત્યાંના રહીશો નદી પાર ઉતરે છે.

અને ઉતરી રહીને એની ગડી વાળીને સાથે લઇ જાય છે.

એકાદ હોડી કોઇ સખી વજુદ ગૃહસ્થ મને મોકલી આપશે તો ઉપકાર થશે.



## માણસજાતની ઉત્પત્તિ ને ઉન્નતિ:

જર્મન પ્રોફેસર 'રુટોટ' માણસનો વિકાસ ક્રમ દર્શાવતાં 'લ્યુઇસ મેએકે' નામના શિલ્પી પાસે કેટલાંક પુતળાં તૈયાર કરાવ્યાં છે. તેમાંનાં ઉત્પતિ ને ઉન્નતિનો વિકાસક્રમ દર્શાવતાં આઠ ચિત્રો આ ઉપર આપ્યાં છે.

માણસ જાતના નજીકમાં નજીકના સગાઓ વાનરો છે એમ આપણે સાંભળતા આવ્યા છીએ. સાધારણ વાંદરાઓ અને માણસજાતની વચ્ચે વાનરની બે ત્રણ એવી જાતો છે કે જે માણસ જાતને બીજા કરતાં વધુ મળતી આવે છે. સૌથી વધારે મળતી આવે એવી શીંપાઝી નામની વાનરની જાત છે. તે પછી ગોરીલા, ઉરાંગઉટાંગ વગેરે આવી શકે. શીંપાઝી આપણી માફક મગજનો ઉપયોગ ઠીક ઠીક કરી શકે છે અને તેના, દાંત અને દાઢ પણ ઘણું ખરુ મળતાં આવે છે. એ સુધરેલી ઢબે ખાણું ખાઇ શકે છે, હસી શકે છે અને ગાય છે ને નાચે છે પણ ખરા !

કહે છે કે માણસને એવી સ્થિતિમાંથી અસારની સ્થિતિએ આવતાં રહેજે વીસ લાખ વર્ષ લાગ્યાં હશે ! ખરું ખોટું કોણ જોવા ગયું છે ! બે પાંચ હજાર આમ કે તેમ !

**બરફમાં ઉગતા છોડ:**

જ્યાં બરફ બારે માસ પડ્યો ને પાથર્યો રહે ત્યાં કંઈ છોડ બોડ ઉગતા હશે ખરા ?

એવા પણ છોડ છે કે જે એવી સ્થિતિમાં પણ ઉગે છે. આલ્પ્સ પર્વત પર પુષ્કળ બરફ પડેલું રહે છે અને તે કંઈ એકદમ પીગળી જતું નથી. કેટલાક છોડવા બરફ



પીગળવાની રાહ જુએ છે અને યોગ્ય તક મળતાંજ બહાર નીકળે છે; જ્યારે સાથેના ચિત્રમાં બતાવેલો 'સોલ્ડાનેલા' નામનો ફુલરોપ બરફ કોરીને ઉગે છે અને એની ગરમીથી બરફ ધીરેથી થોડે થોડે પીગળે છે. એને નાજુક વાદળી કે જાંબુડીઆ રંગનાં સુંદર ફુલ આવે છે.



## : : ભગવાન કૌટિલ્ય : :

અમારી રસમય ચાલુ વાર્તા

સ્થળ સંકોચના લીધે આવતા અંક ઉપર મુલતવી રાખવી પડી છે; માટે વાચકોની ક્ષમા ઇચ્છીએ છીએ.—ઉપતંત્રી.




લેખકઃ
શ્રી. સનાતન મહાશંકર બુચ

મુંબાઈના પેડરરોડના શાંત માર્ગ ઉપરના એક બંગલાના દરવાજામાં એક ભભકાબંધ શેવરોલેટ મોટરકારે પ્રવેશ કર્યો અને પોર્ચમાં જઇને ઉભી રહી. અંદરથી પચ્ચીસેક વર્ષનો એક તેજસ્વી અને દેખાવડો યુવાન સંપૂર્ણ અંગ્રેજી પોષાકમાં ઉતર્યો. શોફરને કંઇક કહી દમામથી પગથીઆં ચઢવા માંડયો. મોટર ચાલી ગઇ.

તેના મુખ ઉપરથીજ તેની વિદ્વત્તા અને સંસ્કારિતા દીપી ઉઠતાં હતાં. અને એ ઉતર્યો અને પગથીઆં ચઢવા માંડયો એટલીજ વારમાં કોઇ જોનાર તેના પહેરવેષ, હલનચલન વગેરેમાં તેની શિષ્ટ રસવૃત્તિનું સ્પષ્ટ દર્શન કરી શકતું હતું. અને એ બધુંએ જાણે કે તેને તદ્દન સ્વાભાવિક હોય તેવું અકૃત્રિમજ લાગતું હતું. ઘડીક તો, એજ એ બંગલાનો માલીક હશે એમ લાગે એટલો રુઆબ તેનામાં ખુલ્લો જણાઇ આવતો હતો.

ઓટલા ઉપર સ્ટુલ ઉપર ભૈયો બેઠો હતો તે મોટરે પ્રવેશ કરતાં ઉભો થયો હતો તેણે સલામ કરી.

"મેરી ટપાલ હૈ?" મોઢું જરા ઉંચું કરીને પોતાનાં રીમલેસ ચશ્માંમાંથી સત્તાની દૃષ્ટિ નાખતાં યુવાને ભૈયાને પ્રશ્ન કર્યો.

"જી હાં, ટેબલ પે રખ્ખી હૈ," ભૈયાએ સંપૂર્ણ વિનયથી જવાબ આપ્યો. ન સાંભળ્યું હોય તેમજ યુવાન અંદર રુઆબથી ચાલ્યો ગયો.

એ યુવાન એટલે મી. અનિલકુમાર ઉર્ફે એ. કે. મહેતા મુંબાઇ યુનીવર્સીટીના ફર્સ્ટ કલાસ એમ. એ. એમ. એસસી. થએલા હતા. અત્યારે જે બંગલામાં એ ઉતર્યા તે એમના સમવયસ્ક મિત્ર શેઠ માધવલાલ બી. એ. નો હતો. શેઠ પોતાના બીજા બંગલામાં રહેતા હતા. મી. મહેતાની વિદ્વતા, સંસ્કારિતા વગેરેથી ખુશ થઇને શેઠ માધવલાલે તેમની મૈત્રી સાધેલી અને પછી તો પોતાના અંગત મંત્રી બનાવીને હંમેશને માટે પોતાનીજ પાસે રાખી લીધા. હજી તેમના પરિચયને ચારજ માસ થયા હતા પણ તેમનો સંબંધ એટલો ગાઢ થએલો કે ઘણા કાળનો હોય તેમ લાગતું હતું. શેઠ પોતે વાલ્કેશ્વર પાસે રહેતા હતા. મી. મહેતાની માગણીથી એમણે પોતાનો પેડરરોડ ઉપરનો બંગલો ખાસ જુદો એમનેજ સોંપ્યો હતો.

મોટરમાંથી ઉતરીને અનિલકુમાર અંદર ગયા. ને પોતાના ખંડમાં જઇને કોટ વગેરે ઉતારી નાખ્યાં. વાળ જરા સરખા કરી વીજળીનો ટેબલફેન ચાલુ કરી પોતાની ટપાલ હાથમાં લીધી અને એક ડેકચેર ઉપર બેસીને વાંચવા મંડયા.

પહેલો પત્ર એમના પિતાનો લીધો. મી. મહેતા વડોદરાના રહેવાસી હતા અને જેને સાધારણ સ્થિતિના કહેવાય તે વર્ગના સંસ્કારી કુટુંબમાં એમનો જન્મ હતો. પત્ર ઉઘાડયો અને વાંચવાનું શરુ કર્યું.

ચિ ભાઇશ્રી અનિલ,

તારો પત્ર મળ્યો......તું આગ્રહપૂર્વક લખે છે તો મારી ના નથી. તારા શેઠની તારી ઉપર બહુ કૃપા છે તો તારાં નસીબ બહુજ સારાં થશે. માટે તું ખુશીથી જજે. પૈસાદાર લોકોના આશ્રયથી તારું સદા કલ્યાણ થશે......અમને મળવા કયારે આવીશ ?...ચિ બહેન સુધાની તબીયત જરા બગડી છે. ઠીક થઇ જશે...કયારે આવીશ તે લખજે.

બાપુના આશીર્વાદ.

જેમ જેમ પત્ર વંચાતો ગયો તેમ તેમ અનિલના મુખ ઉપર જુદા જુદા ભાવની રેખાઓ નાની તળાવડીમાં પડતી લહરીઓની જેમ દોરાવા માંડી. ઘડીકમાં ઉત્સાહ, આનંદ, ઉદ્વેગ વગેરેનો અનુભવ તેણે કરી લીધો. પત્ર વાંચતાં એકંદરે આનંદની લાગણી તેનામાં ઉગી હતી એમ ચોખ્ખું જણાયું. પત્ર ટેબલ પર મુકી ફેંકી ખુરસીમાં પડયો ને વિચાર સ્વપ્નમાં ગુંથાયો. લંડનનું રાજધામ, પેરીસનો રસિક જનસમાજ ને વૈભવશાળી સુંદર મહાલયો, મોન્ટે કાર્લોની ધનની છાકમછોળ, ઇટલીનાં કલામંદિરો, જર્મનીનાં ઉદ્યોગ ભવનો વગેરે અનેક સ્થળો ઉપર તેની કલ્પના વેગભરી દોડી આવી ને તેને આશાવંત બનાવવા લાગી.

શેઠ માધાવલાલ એકાદ માસ પછી અનિલને સાથે લઇને યુરપની મુસાફરીએ જવાના હતા. પિતાની સંમતિ હોય તો સારું એ ઇચ્છાથી અનિલે પુછાવેલું. તેનો આજ જવાબ આવ્યો. તેની એકજ હેતાળ બહેન જે તેનાથી પાંચેક વર્ષ નાની હતી તેની માંદગીના તેમાં ખબર હતા.

અનિલ થોડીવારે એકદમ ઉભો થયો. ટેલીફોન લીધો ને શેઠને ખબર આપ્યા કે સંમતિ મળી ગઇ છે. શેઠે એ સમાચાર ઘણા ઉલ્લાસથી વધાવી લીધા ને મળી જવા કહ્યું. અનિલ શેઠ પાસે જઇ આવ્યો. શેઠે તૈઆરીમાં ગૂંથવા અને જોઇતી બધી વસ્તુઓ સાથે લેવા માટે તૈઆર રાખવા વગેરેની સુચનાઓ આપી. અનિલે બધું માથે લીધું. પિતાને લખ્યું કે જતા પહેલાં મળી જઇશ.

વીસેક દિવસ વીતતાં તો વારજ ન થઇ. હવે તો આવતા અઠવાડીઆમાં શનિવારે પી. એન્ડ ઓ. ની એસ. એસ. "નારકુંડામાં" શેઠ અને અનિલ વીદાય થવાના છે. ટૉમસ કુક ઍન્ડ સન્સને ત્યાં બધી મુસાફરીની સગવડ અનિલે કરી લીધી છે. હવે વડોદરા એકાદ દિવસ જઇ આવવાનો વિચાર થયો. શેઠની રજા લીધી અને દીલ્હી એકસપ્રેસમાં અનિલ વડોદરા તરફ વીદાય થયો. સવારમાં તેના પિતા સ્ટેશન ઉપર આવેલા. પુત્રને સેકન્ડ કલાસમાંથી ઉતરતો જોઇ બમણા હર્ષથી વધાવ્યો. તેમના મન તેમનો પુત્ર સુખના સાગર તરફ પ્રયાણ કરતો હતો કારણ કે તે પૈસાવાળાનું કૃપાપાત્ર બન્યો હતો.

ઘેર પહોંચ્યા પછી અનિલે પ્રથમ વારજ જાણ્યું કે સુધા સાધારણ માંદી નહોતી. તેનો મંદવાડ બહુજ વધી ગયો હતો. કેટલીક વાર તો ભાન પણ ચાલ્યું જતું હતું. પ્રથમ તેને જરા મળી લીધા પછી બીજા ખંડમાં વીલાયત જવાની વાતો ચાલી. ત્યાં કેમ જશે, કયાં કયાં જશે, કયારે આવશે વગેરે અનેકાનેક પ્રશ્નોથી અનિલની જુબાની લેવાઇ. અનિલે પણ યુરપ ગયા પહેલાંજ યુરપનું વર્ણન કરી નાખ્યું. ત્રણ ચાર દિવસ ઘેર રહ્યા. તેમાં મુખ્ય વાત એજ ચાલી.

સુધાનો આટલો મંદવાડ પણ ગૌણ થઇ ગયો.

રવિવારે આવેલો અનિલ મંગળવાર રાત્રે પાછો જવા તૈયાર થયો. જતાં પહેલાં બહેનને મળવા આવ્યો. બહુજ અશક્તિને લીધે સુધા બહુ બોલી નહોતી શકતી. કૈંક કૈંક અસ્પષ્ટ બોલતી. અનિલ આવીને ખુરશીપર બેઠો. સુધા આંખ મીચીને પડી હતી.

" બહેન ! સુધા ! " થોડીકવાર મૌન રાખ્યા પછી તેણે બોલાવી.

ઉત્તરમાં બહેને તેની સામે આંખ ઉઘાડી ને ફીક્કી દૃષ્ટિ નાખી.

" હું જાઉં છું હોંકે, " અનિલે ફરીથી કહ્યું.

" ક્યાં...જાઓ...છો ! " સુધાના મુખમાંથી ધીરા છુટ્ટા શબ્દો નીકળ્યા. અનિલે બહેનને કપાળે હાથ મુકયોઃ " વીલાયત જાઉં છું, સુધા ! "

" સારું " કહી સુધા શાંત રહી. ભાઇનાં દુઃખડાં લેવાની ઇચ્છા થઇ. પણ અશક્તિ ઘણીજ હતી. ઘડીક શાંત રહીને ફીક્કા ને કારુણ્ય ભર્યા સ્મિત સાથે તે ધીમેથી બોલીઃ " મને... સંભારશોને ?" પ્રશ્ન ઘણો કરુણ લાગ્યો. અનિલને જરાક અસર થઇ. પણ જવાના ઉત્સાહમાં પાછી ઉડી ગઇ. એણે તો તરત આનંદની ધુનમાંજ જવાબ વાળ્યોઃ "હા, બહેન ! સંભારીશ હોં. તને નહીં તો કોને સંભારીશ ? તને વીલાયતથી કાગળ લખીશ ને તમને સારું થઇ જાય પછી મને જવાબ લખજે હોં. સુધા ! ત્યારે હું જાઉં ને ?" પ્રત્યુત્તરમાં બહેને સ્હેજ મોઢું હલાવ્યું. એટલા ફીક્કા મુખ ઉપર પણ તે નિસ્તેજ આંખમાંએ ઘડીક વાત્સલ્યની ઊર્મિ ઝબકી ગઇ. અનિલ પણ મુગ્ધ બન્યો.

બસ, ભાઇબહેન છુટાં પડ્યાં, વીલાયત જવાના ઉમંગમાં અને પોતાના બુદ્ધિવાદની વિચાર પરંપરાંમાં જીવનની આ કરુણતા અનિલ વીસારી શક્યો. પણ કેટલીકવાર પ્રસંગો ભુલાય છે; તેના સંસ્કારો નથી ભુસાતા. રાત્રે ઉપડી બુધવારે સવારે મુંબાઇ આવી પહોંચ્યો. બધી તૈયારીમાં પાછો ગુંથાયો. ઘરને ગાડીમાંથીજ ભુલીને આવ્યો હતો.

ગુરુવારે બપોર પછી ચહા વગેરે થઇ ગયા પછી પહેલે માળે બાલ્કનીમાં ખુરશીપર બેસીને અનિલ કૈંક વાંચવામાં પરોવાયો હતો. થોડીવાર થઇ ત્યાં ભૈયાએ આવીને તેના હાથમાં તાર મુકયો. સહી કરીને કાગળ પાછો આપ્યો એટલે ભૈયો ચાલ્યો ગયો. અનિલે અનેક તર્કવિતર્ક સાથે તાર ઉઘાડયો. અંદર આટલુંજ લખ્યું હતું

" સુધાની સ્થિતિ ગંભીર છે. તમે તો જવાનું કાયમ રાખજો. "

અનિલ એકદમ ઉભો થઇ ગયો. એક બે આંટા મારી વળી પાછો આરામ-ખુરશીમાં બેસી ગયો, હવે શું કરવું ? એ પ્રશ્ને તને વિચારમાં નાખી દીધો.

" સુધાની તબીએત માટે વિચાર કરીજ રાખ્યો છે કે એ ગમે તે સ્થિતિમાં હોય તોએ મારે તો જવુંજ......ત્યારે મારે કરવું શું ? જવું કે નહીં ?......હા, પણ રોકાઇને હું શું કરી શકીશ ? અત્યારે પણ શું કામ કરી આપું છું ? અને રોકાઉં ને કદાચ એકાદ અઠવાડીએ કે મહીનામાં એ મરી જાય તો પછી શું ? મારે તો અહીંજ રહેવાનું એટલે મારી બધી મુસાફરી ખોઉં. એટલે કે યુરપનાં બધાં સ્થળો જોવાનો અલભ્ય લાભ ગુમાવું......નહીં, નહીં, મારે જવું તો યુરપજ. હવે બીજે ક્યાંય નહીં.

વિચારોની ગડમથલ ખુબ ચાલી. અનિલની અહંતા અને મોહ બંનેએ બહુ જોર કર્યું પરંતુ અંતે તો તેની સદ્દવૃત્તિઓએજ વિજય મેળવ્યો. થોડીવાર વિચારમાં બેસી રહ્યો ત્યાં બહેનની

માંદગી યાદ આવી અને તરતજ બહેનના વિચારો આવવા માંડયા: પાંખ બીડેલા પંખીની જેમ વેગભેર એ ભૂતકાળમાં સરી ગયો. નાની નાની વાતોમાં એ બહેનનું વાત્સલ્ય, પક્ષપાત વગેરેનો અનુભવ તેને યાદ આવ્યો. "મારો ભાઇ" કહેતાની સાથે ઉભરાઇ જતા સ્નેહનું સ્મરણ ભૂતકાળની સોનાની તલવારની જેમ તેને વાગ્યું.

"અરરર ! મેં તેનો શો બદલો વાળ્યો ? બુદ્ધિવાદ ! સ્નેહનાંએ પૃથક્કરણ ન હોય ! બુદ્ધિ એટલેજ હૃદયહીનતા ક્રૂરતા એમ ? મેં એ બધાં સ્નેહીઓને ગાંડાં કહ્યાં છે, જંગલી કહ્યાં છે, મૂર્ખ કહ્યાં છે શું શું કહ્યું છે ? ભૂતકાલ ! ભૂતકાલ ! દૂર જા." અનિલે એકદમ પોતાની આંખે હાથ દઇ દીધા. ઘડીક વિચારશૂન્ય બેસી રહ્યો. તેના હાથની હથેળીઓ આજે પહેલીવાર તેની બહેન માટે ભીની થઇ. તે ધીમેથી રડીજ પડયો. તેના યૌવનમાં આજે પહેલીવાર હૃદયનો મૃદુલ ભાવ તેણે અનુભવ્યો. ભૂતકાલનો પડદો સંકેલાયો ને એક દૃશ્ય તેની સમક્ષ આવીને ઉભું રહ્યું.

અનિલ પોતાની અભ્યાસની ઓરડીમાં વાંચતો હતો. બે ત્રીવાર થઇ ત્યાં સુધા અવાજ કર્યા વગર અંદર આવી ને અનિલ ન જાણે તેમ ઘડીક ઉભી રહી બોલવાનો પ્રયત્ન કરતી હોય તેમ કેટલીકવાર મુંગીજ ઉભી રહી. મોઢા ઉપર તો એમજ જણાતું હતું કે જાણે હમણાં રડી દેશે. અંતે ગળગળે સ્વરે બોલી.

"ભાઇ ! હું જાઉં છું." અને હૃદય ભરાઇ આવ્યું. વધારે ન બોલી શકી. અનિલે ચમકીને ચોપડીમાંથી બહેન સામે જોયું. બહેનની આંખમાંથી આંસુનાં બિંદુ પડતાં હતાં. શું બોલવું તે અનિલને ન સુઝયું. એક સ્ટુલ પાસે પડયું હતું તેની ઉપર સુધા બેસી ગઇ. પહેલીવાર સાસરે જતાં વીદાય લેવાને એ આવી હતી. પાલવ આંખે રાખી ઘડીક હૈયું ખાલી કર્યું. પછી સ્વસ્થ બની બોલી: "ભાઇ ! હવે તો આપણાં મળવાં દોહ્યલાં. તમે તો કોણ જાણે કયાં નોકરી કરશો ને અહીં કયારેએ આવશો. હું પણ કયારેક આવું. એ કંઈ મેળજ નહીં રહે. હવે કંઈ નહીં તો પસલીને દિવસે મને યાદ કરજો હોં........

સીનેમાની ફીલ્મની માફક એ આખો પ્રસંગ તેની દૃષ્ટિ સમક્ષ તરવરવા લાગ્યો. ત્યારની બધી વાતચીત, તેણે આપેલાં વચનો વગેરે બધું એ અત્યારે સંભારવા લાગ્યો. આંસુનાં બિંદુ પાડતી બહેન તેની સામે ઉભી રહી. "ભાઇ ! હું જાઉં છું."

વિચાર ચક્ર એકદમ ફરી ગયું.

"અરેરે ! શું ફક્ત પૈસા અને તેના વૈભવ માટે આટલી મોહાન્ધતા ? થોડાં સારાં કપડાં પહેરવા મળ્યાં, સારું સારું ખાવાનું મળ્યું; મોટર વગેરેમાં હરવા ફરવાનું મળ્યું એટલે મારી એ બહેનને ભુલી જવી ? બહેનના વાત્સલ્ય કરતાંએ આ પૈસાનો દાહ મેં વધુ સુંવાળો !" એક કંપારી અનિલના અંગ ઉપર ફરી ગઇ. "નહીં, નહીં, મારાથી જવાયજ કેમ ! આવી ક્ષુદ્ર લાલસાઓમાં મારી અમુલી બહેનને ભુલું !

"મને સંભારશોને ?" અનિલના કાનમાં શબ્દો અથડાયા. પરમ દિવસેજ મુંબાઇ આવતી વખતે સુધાએ ઉચ્ચારેલા એ શબ્દો હતા. અનિલનો યુરપ જવાનો નિશ્ચય પાયામાંથી ડગમગવા લાગ્યો. વાત્સલ્યના પ્રતાપે મોહનાં વાદળ ઓગળવા માંડ્યાં. એના કાનમાં એજ સ્વર રમી રહ્યો: "મને સંભારશોને ?"

અનિલ ખુરશીમાંથી ઉઠયો. "બસ, આજે પાછું વડોદરા જવુંજ." શેઠને જઇને તાર બતાવ્યો. અને પોતાનો નિશ્ચય કહ્યો. શેઠે શનિવારે સવારે આવી જવાનું કહી રજા આપી.

રાત્રે તો અનિલ વડોદરા તરફ સીધાવ્યો. આખી મુસાફરીમાં તે ઉંધ્યોજ નહીં. તેની સદ્દવૃત્તિઓએ તેને બરાબર સતાવવા માંડ્યો હતો. મળસ્કે વડોદરા આવ્યું. ગાડી કરીને પોતાના ઘર તરફ ચાલ્યો. અનેક વિચારો ઉભરાતા ને શમતા હતા. તેની ગાડી દોડતી હતી ને સવારનો મંદમંદ મીઠો પવન આવતો હતો. રસ્તો નિર્જનજેવોજ હતો. ઝટઝટ જઇને બહેનને મળું એમ તેનું હૃદય તલસી રહ્યું હતું. અત્યારે મોટર યાદ આવી કે એ હોત તો કયારનો પહોંચી ગયો હોત. તેની દૃષ્ટિએ આજે ગાડી અત્યંત ધીરી ચાલતી હતી. તેની પોળમાં ગાડી પહોંચી ને તેણે મૃત્યુપોક સાંભળી. ધરતીકંપના સખત આંચકા સાથે કોઇ ગગનચુંબી મહેલાત કડડડ કરતી જમીનદોસ્ત થઇ જાય તેમ અનિલના હૃદયના ચુરેચુરા થઇ ગયા. એ તો ત્યાંથીજ ગાડીમાંથી ઉતરી પડયો. અમંગળ થયું એમ ધારીને ચાલ્યો. તેની ધારણા ખરી હતી. એ સ્ટેશને ઉતર્યો હશે તેજ સમયે તેની બહેને સ્વર્ગનો માર્ગ લીધો. એની ખાત્રી થઇ ત્યાં તો અનિલથી ન રહેવાયું. પોતાના ઘર પાસે બેસીને એ હૈયાફાટ રડવા લાગ્યો. આટલી એટીકેટ રાખનારો ને રડવાને હલકું ગણનારો અનિલ અત્યારે નાના બાળકની માફક રડયો. તેનાથી રહેવાયુંજ નહીં. હાય! તેની એકની એક બહેન તેને છોડી ચાલી ગઇ. અરે! એક ઘડી પણ છેવટે મળવાની ન મળી? બસ, એજ વિચારે તેને બહુ મુંઝવ્યો.

બધી ક્રિયાઓ થઇ ગઇ. અનિલના હૃદયમાં તે દિવસે તો આખો દિવસ અંગારા બળતા હતા. કંઇ પણ ખાવું ભાવ્યું નહીં. અને તેને ખબર પડી કે મરતાં સુધી ભાઇને સંભારતી હતી ત્યારે...... વાંચનાર! અનિલની એ સ્થિતિનું આલેખન લેખિનીથી પર છે.

બપોરે પોતાની ઓરડીમાં એકાન્તમાં બેસીને અનેક પ્રસંગો સંભારી સંભારી ખુબ રડયો. "પૈસા! પૈસા! અરરર! એણેજ મને ખરાબ કર્યો, જાઓ, જહન્નમમાં જાઓ એ બધું. બહેન! બહેન! હું તને સંભારીશ હોં. તારું વાકય હવે મારે મન જીવનસૂત્ર છે. મને હવે વૈભવ મળો કે નહીં તેની પરવા નથી. બહેન! હવે શીખ્યો-મોડો મોડો તોએ શીખ્યો કે પૈસા કરતાં, ખાવાપીવા કરતાં, મોજશોખ કરતાંએ વધારે મૂલ્યવાળી વસ્તુ જગતમાં છે, જે પવિત્ર છે, શાશ્વત છે, સર્વોત્કૃષ્ટ છે."

તે દિવસે તાર કરી દીધો ને શેઠને ખબર આપ્યા. "બહેન સ્વર્ગવાસ પામી છે. મારાથી નહીં અવાય."

× × ×

જગતથી દૂર છતાં જગતની વચ્ચે અનિલે એક મંદિર બંધાવ્યું છે. તેમાં તેણે જ્વલંત અગ્નિને પધરાવ્યા છે. એ દરરોજ તેની પૂજા કરે છે. પુરુષજગત કોઇકવાર ત્યાં તહેવારના દિવસે આવે છે ને કંઇક કૃત્રિમતા દેખાડી જાય છે. બાકી એ અગ્નિને નિત્ય જ્વલંત રાખવા અસંખ્ય પત્નીઓ, માતાઓ, ભગિનીઓ ને પુત્રીઓ આવે છે. તેઓ પોતાની સામગ્રીથી અગ્નિને સચેત રાખે છે. અનિલ કહે છે કે એ અગ્નિને એ સ્ત્રીઓજ સાચવી જાણે છે. અને એ લોકો સાચવશે ત્યાં સુધી સચવાયા કરશે.

પુરુષસંઘ નહીં પણ સ્ત્રીસંઘજ એ અગ્નિને સાચવી જાણે છે, સાચવે છે ને સાચવશે.

---

# મારી નોંધપોથી

લેખક:
રા. ગુપ્તા

તા. ૯-૪-૨૮

**રા.** 'સાહિત્યપ્રિયે' તા. ૮-૪-૨૮ ના 'પ્રજાબંધુ' માં મારા ગયા વખતના અવલોકન પર ટીકા કરી છે તે 'મારી ધ્યાન ઉપર લાવવામાં આવી છે.' એમણે ટીકા કરતાં લખ્યું છે :

"અ અને બ એ ૮ માઇલ દોડવાની શરત કરી. કલાકના ૪ માઇલની ઝડપે અ ને કલાકના ૫ માઇલની ઝડપે બએ દોડવા માંડ્યું. અર્ધે રસ્તે અએ બને ધક્કો મારી પાડી નાખ્યો," ઇત્યાદિ. આ દાખલો આપીને મી. ગુપ્તાએ પરાપણુ કર્યું તે તો ઠીક; પણ "અંકગણિત" કારના સંપ્રદાયને બનાવવાનો તો હેતુ રાખ્યો નથી ? તો પછી ૪ માઇલની ઝડપે દોડનાર અ ૫ માઇલની ઝડપે દોડનાર બને અર્ધે રસ્તે ધક્કો મારીને પાડી નાખી શકે શી રીતે વારુ ? અના હાથ વાઘના વાર જેટલા લાંબા હશે કે "રા. બ. ખ. મોદી" કિંવા "ગુપ્તા" પોતે અંકગણિતના "ખાં' હશે ?

સાધારણ રીતે મારા પર કરવામાં આવતી ટીકાઓનો અનેક કારણોને લીધે હું જવાબ આપતો નથી. ઘણી ટીકાઓ મારા સાંભળવા કે વાંચવામાં આવતી નથી. ઘણી ટીકાઓનો મને જવાબ સુઝતો નથી. કેટલીકનો સુઝે છે તો દઇ શકાતો નથી. અને જવાબ દઉં છું ત્યારે હંમેશ ટીકા કરનારને સંતોષને બદલે અસંતોષ થાય છે, અને સુલેહનો ભંગ થવાની પરિસ્થિતિ ઉભી થાય છે.

પરંતુ રા. 'સાહિત્યપ્રિય'ની ઉપલી ટીકાનો જવાબ લખવા હું પ્રવૃત્ત થાઉં છું, તેનું કારણ એટલુંજ છે કે એ ટીકા, ખરી રીતે, મારા પર નથી; પરંતુ રા. બ. ખ. મોદી પર છે ને બીજાની ટીકા કરવા તેમજ બીજા પર થએલી ટીકાનો જવાબ વાળવા હું હંમેશ કટિબદ્ધ થાઉં છું— મારો સ્વભાવજ એવો છે.

મને લાગે છે કે મારોએકલાંનોજ નહીં પણ ઘણા મનુષ્યોનો સ્વભાવ એવો હોય છે. મેં એવા ઘણા મનુષ્યો જોયા છે કે જેઓ પોતાના પર ટીકા થાય તો તે ઉતરી ગએલે મોઢે સાંભળ્યા કરે; પણ એમના કોઇક સગા કે ઓળખીતા કેટલીક વાર એમને છેક અજાણ્યાં એવા મનુષ્ય પર કોઇ ટીકા કરે તો તરત તેમનું મગજ ઉકળી આવે. મારા એક મિત્ર છે. તેમના પર કોઇ ટીકા કરે તો તે, કુરબાની કરવા તૈયાર કરેલી બકરી જેવું મોં રાખી, સાંભળ્યા કરે; પણ એમના

કાકાના છોકરાનું કોઇ નામ દે તો એકદમ તેમનું મગજ જતું રહે છે. મારા એક લેખક મિત્રે મને પોતાની કૃતિના ગુણદોષો પુછ્યા. મેં દોષ કરતાં ગુણું વધારે ગણાવ્યા. એમણે દોષો ગણાવવાનો આગ્રહ કર્યો. 'ભાવતું'તું ને વૈદે કહ્યું' એ ન્યાયે મેં એ પ્રિયકર કાર્ય આરંભ્યું. શરુઆતમાં તો હસતે મુખડે એમણે સાંભળ્યાં કર્યું. પરંતુ સંધ્યા થતાં ધીરે ધીરે અંધકાર વધતો જાય છે, તેમ ધીમે ધીમે એમના મુખ પર વિષાદ ઘેરાવા માંડ્યો. દોઢેક હજાર દોષો દર્શાવ્યા પછી એમનું સાંત્વન કરવાને મેં કહ્યું: "આવા તો બીજા અનેક દોષો છે. પણ ગભરાશો નહીં. આમાંના ઘણા ખરા દોષો તો નાનાલાલમાં પણ છે." એક ખુણે ગુચળું વળીને પડી રહેલો નાગ મનુષ્યનો ચરણ સ્પર્શ થતાં એકાએક ફણા કાઢીને સિત્કાર કરી ઉઠે, તેમ વિષાદ ને નિરાશાથી ઢીલા પડી ગએલા મારા સાક્ષરમિત્ર એકદમ ગરજી ઉઠ્યા: "શું કહો છો? નાનાલાલના દોષો વીશે ઉલ્લેખ કરવાનો શો હક છે? તમને કે મને? એવાઓનો નામોચ્ચાર સાંભળતાં આપણે તો માત્ર કરસંપૂટ જોડીને ઉભા રહેવું ઘટે." બીજે દિવસે પ્રસંગવશાત મારે એમને ઘેર જવું પડ્યું. સાં, ભુલમાં, 'રવીન્દ્રનાથ દુનીઆનો મોટામાં મોટો કવિ નથી' એમ મારાથી કહેવાઇ ગયું; ને પરિણામે માર ખાઇને હું ઘેર પાછો આવ્યો!

બીજા પર થએલી ટીકાનો જવાબ આપવાની ઇચ્છા આમ, સર્વવ્યાપી નહીં તો, મનુષ્યોના મોટા ભાગમાં પણ સ્વભાવિક રીતે રહેલીજ હોય છે. એ ઇચ્છા અધીન થઇ રા. બ. ખ. મોદી તરફથી પ્રત્યુત્તર હું આપું છું.

રા. બ. ખં. મોદી તરફથી મારે જવાબ વાળવો પડે છે તેનું એક બીજું કારણ પણ છે. એઓ અત્યારે જીવતા નથી—ખરું પુછાવો તો કદી જીવ્યાજ નથી એટલે એ જવાબ આપી શકે એવી સ્થિતિમાં હતા નહીં, છે નહીં અને આવશે પણ નહીં.

કલાકના પાંચ માઇલ દોડતો ને કલાકના ૪ માઇલ દોડનો બ, અધે રસ્તે, ધક્કો શી રીતે મારી શકે? આ પ્રશ્નના જવાબમાં મારે એટલુંજ કહેવાનું છે કે અંકગણિતકારને પુછો. હું શું જાણું!

બીજું, મારું અવલોકન માત્ર એકજ દષ્ટિબિંદુ વડે લખાએલું હતું. તેમાં આવી ભુલો શોધવાનો અવકાશ નહોતો. એવી તો એમાં અનેક ભુલો છે.

રસાસ્વાદ લેતી વેળા દોષૈકદષ્ટિ રાખવી—અરે! દોષના અસ્તિત્વનો વિચાર સરખો કરવો તે પણ પાપ છે. જમતી વેળા, આનાથી મને અજીર્ણ થશે, આફરો ચઢશે, અગ્નિમાંદ્ય થશે, ખાધા પછી ઘેરે જવાશે નહીં! એવા વિચાર ભોજનપ્રિય મનુષ્ય કરતો નથી; પણ રસાસ્વાદની પ્રવૃત્તિમાં 'મંડી પડે છે'; તેજ પ્રમાણે સાહિત્યના રસેચ્છુઓએ પણ કરવું ઘટે છે.

'મારા એક મિત્ર છે' ('આ નોંધપોથીમાં જે 'મારા એક મિત્ર'નો ઉલ્લેખ વારંવાર આવે છે કે તે 'એક મિત્ર' તે 'એકજ મિત્ર' નથી; પણ જુદા જુદા મિત્રો છે એમ સ્પષ્ટ કરવાની આવશ્યકતા ધારું છું.) સૃષ્ટિ સૌંદર્યના એ શોખીન છે. તેમાં પણ મધ્યરાત્રિએ સૃષ્ટિસૌંદર્યનાં દર્શન કરવાં—ખાસ કરીને એકાંતમાં નિર્જન જગ્યાએ જઇને—તેને એ જીવનનો પરમ લહાવો માને છે. એક વખત ઉનાળાની રજામાં સૃષ્ટિની શોભા જોવા; એમના ઓળખીતાને ત્યાં ગામડે એમની સાથે હું ગયો હતો. કેટલાક માને છે કે સામાન્ય રીતે દેખાતી સ્ત્રીઓ માત્ર સામાન્ય પ્રકારનીજ હોય છે; બુરખો ઓઢીને ફરતી સ્ત્રીઓ કંઇક સુંદર હોય છે; પણ સૌંદર્યની અધિરાણીઓ તો જનાનખાનામાંજ પુરાઇ રહે છે; તે પ્રમાણે મારા

મિત્રનો એવો, ઘણા અનુભવને આધારે બંધાએલો, મત હતો કે સૃષ્ટિની શોભાનો શહેરોમાં તો માત્ર પડછાયો જ હોય છે; ગામડાઓમાં એ શોભા કંઈક, આછી, અસ્પષ્ટ રૂપે વસે છે; અને વનમાં એ શોભાની સમૃદ્ધિ ઉભરાઈ જાય છે. અને તેમાં પણ જેમ જેમ રાત પડતી જાય છે તેમ તેમ એ શોભા, કુમુદિની, ચંદ્ર અને ચંદ્રાનનાની પેઠે અધિકાધિક ખીલતી જાય છે. આથી એક દિવસે મધ્યરાત્રિએ ગામના પાદરની પેલે પાર જંગલ જેવું હતું ત્યાં જવાનું એમણે ઠેરવ્યું. તે દિવસે સાંઝે મને કોઈએ સંભાર્યો, તેથી ઠોકર વાગી. એટલે મેં એમને કહ્યુંઃ "મારાથી આજે તમારી જોડે આવી શકાશે નહીં. તમે એકલાજ જાઓ. મારા મિત્ર સદ્દ્યારના ઉપાસક છે. કોઈ પણ સ્થળે, ખાસ કરીને રાત્રિને સમયે, એકલા જતા એમને–લોક ભાષાની માન્યતા સેવીને કહું તો–બીક લાગેછે. એટલે એમણે મને આગ્રહ કરવા માડ્યો. "અરે આમ શું કરે છે ? આવી સરસ સૃષ્ટિ શું તારે નથી જોવી ?" "સૃષ્ટિશોભા મારે જોવી છે, પણ મારા પગની આ અશોભા સૃષ્ટિને મારે બતાવવી નથી. શાંત, એકાંત રમણીય સ્થળમાં મારા જેવો લંગડાતો મનુષ્ય કલંકરૂપ નહીં ભાસે ?" એમણે ઘણો આગ્રહ કર્યો. પણ અંતે, ન વળવાથી એઓ એકલાજ ગયા. બીજે દિવસે સવારે, સૌંદર્ય નીહાળીને આવેલા મનુષ્યના કરતાં એમનો દેખાવ કંઈક જુદો લાગવાથી મેં એમને પુછ્યુંઃ "કેમ સૃષ્ટિસૌંદર્ય બરાબર જોવાયું કે નહીં ?" એમણે જવાબ દીધોઃ "શું જોવાય ? તને વળી ઠોકર વાગી–" "પણ તેમાં કંઈ મારો વાંક ? મને કોઈએ સંભાર્યો તેમાં હું શું કરૂં ?" "અરે ! સંભારનારને શું કહું ને તને પણ શું કહું ! શોભાનાં સરોવરો છલકાઈ જતાં હતાં; ને ત્યાંથી હું તરસ્યો આવ્યો. તરસ્યોજ આવ્યો હોત તો ઠીક, પણ ગભરાઈ ગએલો, બીધેલો આવ્યો." "કેમ એવું શું થયું ? સૃષ્ટિશોભાએ, યાચના નિષ્ફળ જતાં સ્ત્રી કરે તેમ રુદ્રસ્વરૂપ ધારણ કર્યું ?" "એમ તો છેક નહીં. પણ મનમાં એમજ થયાં કરતું કે આ ઝાડીમાંથી વાઘ નીકળશે તો ? કદાચ કોઈ ઠેકાણે ચોર છુપાઈ રહ્યો હશે તો ? મનમાં બીજો વિચારજ નહીં આવતો. રાત અંધારી હતી કે અજવાળી તે પણ મને ખબર નથી. જે જે ઝાડ સામું મારી નજર–ને ઇચ્છા ઉપરાંત નજર ત્યાંજ ત્યાંજ કરતી–તે બધામાં ચોર છે કે વાઘ છે એમ એમ મને થયાં કરતું. અરે ! મારાં પગલાં પણ–'ચોર નીકળશે કે વાઘ નીકળશે !' એમ તાલમાંજ પડ્યાં કરતાં. આમાં શી સૃષ્ટિશોભા જોવાય ?"

સાહિત્યનો કે અંકગણિતનો આસ્વાદ લેવાની ઇચ્છા રાખનાર જ્યારે પ્રત્યેક ગૂઢ કે દાખલામાંથી 'ચોર નીકળશે કે વાઘ નીકળશે' જેવી વૃત્તિ રાખે ત્યારે મારા જેવીજ એની પણ સ્થિતિ થાય. જેનો આસ્વાદ લેવો હોય તે મળી શકે ને શ્રમ અફળ જાય. એમ તો "એક જ્વાલા જ્વલે તુજ નેનનમાં રસજ્યોત નીહાળી નમુ–હું નમું" કવિ નાનાલાલના એ સુંદર ગીતની પરિસ્થિતિ લક્ષમાં લઈ પૃથક્કરણ કરવા બેસીએ તો એનું બધું સૌંદર્ય ઉડી જશે. જયંત આ ગીત ગાય છે ત્યારે જયા બેભાન હતી; ડુબી જતી બચાવીને જયંતના શિષ્યોએ 'જળનીતરતી' એને ત્યાં આણી હતી. આવી સ્થિતિમાં એના નેત્રમાં જ્વાલા શી રીતે જ્વલે ? એના નેનનમાં કદી પણ 'જ્વાલા' હોત તો તે પાણીથી ઠંડી પડીને હોલવાઈ ગઈ નહોત ! અને કદાચ હોલવાઈ ગઈ નહોત તો પણ બેભાન જયાની આંખમાં જ્વાલા જ્વલતી જયંત શી રીતે જોઈ શકે ? શેક્સપીઅરના 'મેકબેથ'માં લેડી મેકબેથ ઉંઘમાં ચાલે છે ત્યારે

દુઃખાતિરેકથી. 'અરેબીઆનાં અત્તરો પણ આની વાસ નહીં ઉરાડી શકે' એવું કૈંક બોલી પોતાના બંને હાથ મસળે છે. તે વેળા એના હાથમાં મીણબત્તી હોય છે, (આગળજ લખ્યું છે કે, લેડી મેકબેથ હાથમાં મીણબત્તી સાથે પ્રવેશ કરે છે.) તેનું શું થાય છે? લેડી મેકબેથ સળગી કેમ જતી નથી? એવી શંકા થાય એ સ્વાભાવિક પણ વ્યર્થ છે.

અંકગણિતોમાં તો આવું ઘણી વાર થાય છે. એમાં આ વસ્તુ શી રીતે બને એવો વિચાર કરવાનો રહેતોજ નથી. મારા એક અધ્યાપકે અંકગણિત લખવા માંડેલું હતું. તેમાં એમણે લખ્યું હતું: "હું એક મનુષ્યને ૫૦૦૦૦ રુપીઆ ધીરું........" આ વાત એમને ઓળખનાર કોઇ પણ મનુષ્ય માને એવી નથી. એઓ કોઇને એક પાઇ પણ ધીરે તો—એવો બનાવ મારાથી કલ્પી શકાતોજ નથી.

અંકગણિતની રચનામાં સુધારો કરવાની ઘણી આવશ્યકતા છે. સાહિત્યની દૃષ્ટિએ, એમાં ઘણા ફેરફાર કરવાની જરુર છે. એવા ઘણા ફેરફારો કેવી રીતે કરવા તે પણ મેં નક્કી કર્યું છે, પણ તે વળી કોઇક બીજે પ્રસંગે દર્શાવીશ. અત્યારે તો એટલુંજ કહેવું પ્રાપ્ત થાય છે કે આવા પ્રકારના દોષો અંકગણિતમાંથી શોધી કાઢવાની જરુર છે. એને ત્યાંજ રહેવા દેવા. આમ છતાં, એના હાથ વારના વાર લાંબા હતા, અથવા રા. બ. ખ. મોદી કિંવા ગુપ્તા પોતે અંકગણિતના 'ખાં' છે; અથવા 'એ ત્રણે વસ્તુ છે' એમ માનવાથી રા. સાહિત્ય પ્રિય'ની શંકાનું સમાધાન થાય એમ હોય તો એમને એમ માની લેવાની હું સાગ્રહ વીનંતી કરું છું.

તા. ૧૨-૪-૨૮

બે એક વર્ષ પર મેં એક નવલકથા લખી હતી. 'સાક્ષરોના ઉત્તમ અભિપ્રાય મળી ચુક્યા છે, એમ કૈંક ('ઉત્તમ' એ વિશેષણને લીધે 'કૈંક' શબ્દ અનિવાર્ય થઇ પડે છે) પ્રામાણિકતાથી કહી શકાય એટલા માટે છપાવતા પહેલાં મેં જાણીતા સાક્ષરો પર અભિપ્રાયાર્થે હસ્તલિખિત પ્રત મોકલી આપી હતી. એમાંના ઘણાખરા સાક્ષરોના અભિપ્રાયો આવી ગયા છે.

ઘણા લેખકો પોતાના પુસ્તકની સાથેજ એવા અભિપ્રાયો પ્રસિદ્ધ કરે છે. પરંતુ પુસ્તક છપાતાં પહેલાંજ 'સાક્ષરોના ઉત્તમ અભિપ્રાયો' પ્રસિદ્ધ કરવા એ મને વધારે યોગ્ય લાગે છે. જેમ 'મારા અપ્રસિદ્ધ પુસ્તકમાંથી' એમ લખીને એ અપ્રસિદ્ધ પુસ્તક વીશે જનતાની ઉત્કંઠા જાગ્રત કરવાની જરુર છે, તેજ પ્રમાણે 'મારા અપ્રસિદ્ધ પુસ્તક વીશે સાક્ષરોના અભિપ્રાયો' એમ પણ લખવાની આવશ્યકતા છે. આથી એ પુસ્તક કયું છે, કેવું છે તે જાણવા પહેલાંજ લોકોને થશે કે એ પુસ્તક ઉત્તમ છે; અને તેથી પુસ્તકની ખપત વધવાનો ઘણો સંભવ રહેશે.

દરેકના આખા અભિપ્રાયો અહીં ઉતારવા તે અભિપ્રાય આપનારને તેમજ જેના સંબંધમાં અભિપ્રાય અપાયો છે તે બંનેને માટે, અનેક રીતે, ઉચિત નથી. માટે અહીં એ અભિપ્રાયોમાંથી કેટલાક ઉતારાજ માત્ર આપું છું.

એક સાક્ષર લખે છે: "તમારી નવલકથા આખી વાંચી ગયો. વિષય ઐતિહાસિક હોવા છતાં વિધવાવિવાદ જેવા સામાજિક પ્રશ્નો વીશે તમે સૂચનાત્મક રીતે લખ્યું છે તે ઘણું પ્રશંસનીય છે. વિધવાવિવાહની પ્રથા ઇષ્ટ છે એવું તમારું મંતવ્ય હોય એમ લાગે છે."

બીજા એક પ્રસિદ્ધ વિદ્વાન લખે છેઃ "તમારું પુસ્તક ઉપર ઉપરથી જોઇ ગયો. વિષય સામાજિક હોવા છતાં; વિધવાવિવાહ જેવા લગભગ એતિહાસિક બનેલા પ્રશ્નને છેડયો નથી, એ આ પુસ્તકની ગંભીર ઉણપ છે. આમ છતાં સમગ્ર રીતે પુસ્તકનું બારીકાઇથી અવલોકન કરતાં તમે વિધવાવિવાહની વિરુદ્ધ હો એનો ભાસ થાય છે. એ તમારે માટે, આ સુધારાના જમાનામાં, ઇષ્ટ નથી."

એક ત્રીજા સાહિત્યપ્રિય જણાવે છેઃ "તમારું પુસ્તક વાંચતાં મને લાગે છે કે તમે વિધવાવિવાહ જેવો સામાજિક પ્રશ્ન, અથવા કોઇ એતિહાસિક વસ્તુ, તમારા ગ્રંથના વિષય તરીકે સ્વીકારી હોત તો વધારે સારું. માત્ર રાજકીય બાબતોનું નિરૂપણ કર્યું છે તેના કરતાં ઉપર લખેલી બાબતો પર ધ્યાન આપ્યું હોત તો તમારી સેવા વધારે ચિરંજીવી ને યશસ્વી નીવડતે."

એક પ્રસિદ્ધ વિવેચક જણાવે છેઃ "વસ્તુ વિધાન શિથિલ છે; પાત્રાલેખન ઘણું સુંદર છે. શૈલીનો એકધારો પ્રવાહ ઘડીભર મુગ્ધ બનાવે છે. તમે એક બીજી લખો."

એવાજ પ્રસિદ્ધ બીજા વિવેચક લખે છેઃ "પાત્રાલેખન નિર્જીવ છે; વસ્તુ વિધાન બહુ કૌશલ્યથી કરાએલું હોય એમ લાગે છે. શૈલીનો પ્રવાહ અસ્ખલિત નથી. તમે બીજી વાર્તા લખવાનો વિચાર કરો તે પહેલાં શૈલી સુધારવાનો પ્રયાસ કરજો."

એક ઉત્તમ કોટિના સાક્ષર શિરોમણિ લખે છેઃ "પુસ્તકનું ૨૭ મું પ્રકરણ 'master-piece' (ઉત્તમોત્તમ) છે. આખા ગુજરાતી સાહિત્યમાં એનો જોટો નહી જડે."

એટલીજ ઉત્તમ કોટિના બીજા વિચારક જણાવે છેઃ "તમે ૨૭ મું પ્રકરણ કાઢી નાંખો તો ? સોનાની થાળીમાં લોઢાની મેખ જેવું એ નથી લાગતું ? બધાં પ્રકરણો સરખી કોટિનાં હોય એમ હું કહેવા નથી માગતો. પણ આવું નિર્જીવ લખાણ આપણા આખા 'સાહિત્યમાં શોધ્યું નહીં જડે."

એક અન્ય વિદ્વાન એજ ૨૭ મા પ્રકરણ વીશે લખતાં જણાવે છેઃ "૨૭ મું પ્રકરણ આખા પુસ્તકનું કેન્દ્રસ્થાન છે; મધ્યબિન્દુ છે. બીજાં સર્વ પ્રકરણો એની આસપાસ પરિભ્રમણ કરી રહ્યાં છે. એકલું આ ૨૭ મું પ્રકરણ વાંચવાથી આખા પુસ્તકનું વિવક્ષિત સમજાઇ જાય છે. પુસ્તકમાંથી એ પ્રકરણ કાઢી નાખો, તો મનુષ્યના શરીરમાંથી હૃદય કાઢી લો ને તેની સ્થિતિ થાય, તેવી તમારા પુસ્તકની સ્થિતિ થાય."

જાહેરમાં એ વિદ્વાનના અભિપ્રાયોનું સર્વ સ્થળે સમર્થન કરનાર એમના મિત્ર એક અન્ય વિદ્વાન લખે છેઃ "તમારા પુસ્તકનું ૨૭ મું પ્રકરણ સારું છે. પણ અહીં એ અસ્થાને હોઇ અપ્રાસંગિકતાને પોષે છે. એ પ્રકરણ આ પુસ્તકમાંથી કાઢી નાખો તો જરા પણ રસક્ષતિ થવાનો, કે પુસ્તકનું હાર્દ સમજવામાં અડચણ આવવાનો સંભવ નથી."

ચોકસાઇને માટે પંકાતા એક સાક્ષરે લખ્યું છે; "તમારાં બધાં કાવ્યો વાંચી ગયો. તમારી કાવ્યશૈલી કંઇક મારા જેવીજ છે. વિષયોની પસંદગી પણ મારા જેવીજ છે. પણ ઘણે સ્થળે છંદોભંગ થાય છે, એટલી માગ કરતાં તમારી વિશિષ્ટતા છે." આ અભિપ્રાય મળ્યા પછી એક અઠવાડીઉં રહીને એમનો ખુલાસો આવ્યો, "તમારા પુસ્તકના સંબંધમાં મારી ભુલ થઇ છે. તમારી નવલકથાને બદલે ભુલમાં હું મારાં કાવ્યોજ વાંચી ગયો હતો. નકલ બીજા પાસે કરાવી હતી એટલે અક્ષર ઓળખાયા નહીં,

છંદોભંગ કોઈ સ્થળે થતો નથી, છતાં તે વેળા મને એમ કેમ લાગ્યું તે સમજાતું નથી. તમારા પુસ્તક વીશે સવિસ્તર અભિપ્રાય પછીથી લખી મોકલીશ."

હજી એમનો અભિપ્રાય આવ્યો નથી. કદાચ મારે બદલે કોઇ બીજાના પર મોકલાવ્યો હશે!

આવાં પરસ્પરવિરોધી અભિપ્રાયો જોઇને કોઇને લાગે કે આવા તે અભિપ્રાયો હોય? એમાં ખરું કોણ? ને ખોટું કોણ? પણ એવો વિચાર કરવાની જરુર નથી. અભિપ્રાયોમાં ખરાખોટાપણું જોવાનું હોતુંજ નથી. અભિપ્રાય એ કંઈ અંકગણિતમાંનો દાખલો નથી કે ખરા જવાબ હોય તે એકસરખાજ આવે. આપણો અભિપ્રાય લેવાનો ધર્મ છે, જગતનો આપવાનો ધર્મ છે. એમાં સત્યાસત્ય કે વાસ્તવિકતાનો વિચાર કરવાનો રેહેતો નથી. ઉલટું, બધાના અભિપ્રાયો એકજ પ્રકારના આવે તો આપણને વહેમ પડે કે આ લોકો માત્ર એક બીજાનું અનુકરણ તો નહીં કરતા હોય? હું એક વખત છ મહીના હવાફેર માટે ગયો હતો. ત્યાંથી પાછો આવ્યો ત્યારે એક મિત્રે કહ્યું: "વાહ! તારી તબીઅત ઘોડા જેવી થઇ છે. પાણી બહુ માફક આવ્યાં લાગે છે." આના પછી પાંચ મીનીટ રહીને બીજો અભિપ્રાય મળ્યો: "તમને કંઈ ખાસ ફાયદો થયો નહીં. સાધારણ ફેર પડ્યો છે, પણ આટલી બધી અગવડ, મહેનત ને ખર્ચના પ્રમાણમાં પડવો જોઇએ તેટલો પડ્યો નથી." ભાગ્યે દશ મીનીટ ગઇ હશે ને મારાં ઘરડાં કાકી મને મળવા આવ્યાં. મને જોઇને એકદમ અનુકંપા ઉભરાઇ આવી હોય તેમ દયામય સ્વરે એ બોલી ઉઠ્યાં; "ભાઇ! આ તે શું શરીર કરી નાખ્યું! તું તો છેક લેવાઇ ગયો. આદાની સુંઠ થઇ ગયો છે. મુઆં એવાં બહારનાં પાલીઆં પાણી તે આપણને સદે? ભુખે મરી મરીને તબીઅત આવી કરી નાખી તેના કરતાં મારે ત્યાં રહ્યો હોત તો તને ખાસ્સો ધાબડધીંગા જેવો બનાવી દીધો હોત."

આપણે પોતેજ આપણી પોતાની બાબતમાં કયાં વિરોધી અભિપ્રાયો નથી ધરાવતા? અર્ધો કલાક પર આપણું શરીર સારું લાગતું હોય, પછી તબીઅત એકદમ બગડી આવે છે એમ લાગે; પછી પાએક કલાક રહીને કંઇક ઠીક લાગે; વળી પાછી થોડી વાર રહીને એવેની લાગે; કલાક રહીને ખુશ મીજાજમાં આવી જઇએ; આવા આવા અનુભવો આપણને કયાં થતા નથી? આપણી પોતાની અમુક વસ્તુ અમુક વખતે ખુબ ગમતી હોય છે, ને પછી તેના તરફ અણગમો આવે છે; ત્યારે સ્વાભાવિક રીતેજ તે વસ્તુના ગુણાવગુણોમાં ઘણો ફેર પડી ગયો હોય એમ આપણને લાગે છે. વસ્તુત: ભેદ આપણી દૃષ્ટિમાં પડ્યો હોય છે.

આમ એક વસ્તુ માટે એક વ્યક્તિનો અભિપ્રાય પણ એકસરખો રહેતો નથી; તો જુદા જુદા મનુષ્યોના અભિપ્રાય તેને માટે એક સરખા શી રીતે હોઇ શકે?



# કેટલાંક સંવનન

સંપાદક:

રા. ચ્યવનરાય શુક્લ

[ નોંધ: સંવનનનું સાહિત્ય ગુજરાતી ભાષામાં નથીજ એમ કહીએ તો ચાલે. ખુદ સંવનન શબ્દનો અર્થજ આપણામાંનાં ઘણાંને અપરિચિત છે, અને જ્યાં પ્રેમયાચના, લગ્નગોઠવીજ ન હોય ત્યાં એના સાહિત્યની આશા શી રીતે રાખી શકાય? પણ જેમ બીજી કેટલીક બાબતોમાં બન્યું છે તેમ, અંગ્રેજી નવલકથાઓ તથા સંસ્કૃત નાટકો વાંચીવાંચી આદર્શવાદી બની हृदयं द्वितीयम् શોધનારાં નવલોહીઆં યુવકયુવતીઓ સંજોગો પ્રમાણે દબાતાંચંપાતાં કે ઉઘાડે છોગે લાઇબ્રેરીના ખુણા કે બાગની ઘટાઓનો આશ્રય લેતાં થયાં છે.

આ પછીનાં પૃષ્ટ પર આલેખાયલાં ચિત્ર એક સમદુઃખી યુવકયુવતીના કશીપણ અતિશયોક્તિવગરના ખરા પ્રસંગો છે. —સંપાદક. ]

૧

પૂર્ણિમાની આહ્લાદક ચંદ્રિકા કૈં નવો આસવ પુરતી હતી, કૈં નવો રસ જમાવતી હતી. એ વહાલુ મુખડું આજ અપૂર્વ સૌંદર્ય ધરાવતું જણાતું હતું. ચોગરદમ સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય હતું. ઝેરી જીભો કે અદેખી આંખો આજુબાજુ જણાતી નહોતી.

"લીલી!" મેં ડરતાં ડરતાં વાત છેડી; "આજની અપૂર્વ ઘડીએ મને મારું ઉર (જેવું હોય તેવું) ઉઘાડવા દો. મને મારા દીલનો એકરાર નિષ્કપટપણે કરવા દો; મને મારી લાગણીઓ નીખાલસપણે જણાવવા દો. મને મારો પ્રેમ ખુલ્લેખુલ્લો જણાવવા દો. આજના દૈવી વાતાવરણમાં આપણે આપણા આત્માની એકતા કરીએ, આપણે આપણાં હૃદય કદિ પણ ન ફાટે એવી રીતે સાંધી દઇએ તો કેવું મઝાનું? જે છું તે હું આ છું; પણ મને કહેવા દો કે હું તમને ચાહું છું, અંતઃકરણથી ચાહું છું. મને લાગે છે કે તમે મારાંજ છો. હું તમારોજ છું."

એકદમ હું ઘુંટણીએ પડવા ગયો. એનાં મોં સામું જોવા મારામાં હીંમત ન રહી. એના લટકતા હાથને મારા થથરતા ઓઠ અડકયા. તરતજ એણે પોતાનો હાથ મક્કમતાથી ખેંચી લીધો. બીતાં બીતાં મેં ઉંચું જોયું તો એ વદન પર કાળાશ તરી આવેલી દેખાઇ. એક પણ શબ્દ એ ઉચરી નહીં. કેટલોક વખત અમે મૌન ધારણ કર્યું. છેવટે ઉંડો નિઃશ્વાસ નાખી શાંતિનો ભંગ કરી બોલી: "બસ બહુ થયું."

"લીલી! મારાં થાઓ. તમારા અંતઃકરણના અવાજને માન આપો. જે શબ્દ તમારા ઓઠ પર આવી રહ્યા છે તે શબ્દ મારા તેમજ તમારા ભાવિને ઘડનાર છે, મારા તેમજ તમારા સુખ દુઃખને સર્જનાર છે."

અહીં આગળ હું અટકયો. એના ઉરમાં જ્વાળામુખી ધખી રહ્યો હોય એમ લાગ્યું. એનો જે હાથ હું પંપાળતો હતો તે હાથ એ જ્વાળામુખીના આંચકા મને સંભળાવી રહ્યો હતો. કુદરત આજના જેટલી રમણીય મેં કદિએ નહીં દીઠેલી.

"મુજ અભાગણીને તમે કાં ચાહો છો?" મહામુશીબતે અચકાતાં અચકાતાં એણે પુછ્યું.

"લીલી! કેવો વિચિત્ર, કેવો કઢંગો સવાલ! હું કેમ ચાહું છું તે તમે પુછો છો? જો તમારે મને આવો કચેતરો પ્રશ્ન પુછવો હોય તો હું પણ તમને પુછું છું કે બાળક શા સારુ અવતરે છે! પુષ્પ શા સારુ ખીલે છે? સૂર્ય ચંદ્ર શા સારુ પ્રકાશે છે? હું તમને ચાહું છું કારણ કે મારે તમને ચહાવાંજ જોઇએ. મેં જે જે બાળાઓ જોઇ તેમાં તમેજ મને ગમી ગયાં અને એટલાજ વાસ્તે તમે મને વહાલાં છો. તમે આદર્શ ગૃહિણી બની શકો એમ છો તેથીજ હું તમને ચાહું છું. તમે બોલુ બોલુ કરી રહ્યાં છો તે બોલી નાખો. કહો, કહો કે 'હું તમારી છું.' તમારી અંદર જે ચાલી રહ્યું છે તે તમે મને જાતેજ જણાવી દો. ઇશ્વરે તમારા પર દુઃખના ડુંગર નાખ્યા છે. એ ડુંગરા તમારા પરથી ઉથલાવી મારા માથે ચઢાવી લેવા ઇશ્વરે મને સરજ્યો છે. તમારો ભાર હું ઉપાડી લઇશ. તમારાં દુઃખ હું સહી લઇશ."

એ સાંભળ્યાજ કરતી હતી. જેમ જેમ હું બોલતો ગયો તેમ તેમ એના ગાલ પર રતાશ તરી આવી. હું બોલતો બંધ થયો એટલે એનાં ઢળેલાં નેત્ર ઉઘડ્યાં. એ નેત્રનાં અજબ તેજ આગળ ચંદ્રકિરણનું તેજ કુચ બીસાતમાં નહોતું.

"હું તમારીજ છું." એ બોલી શકી. "ઇશ્વરની એવીજ મરજી જણાય છે. જેવી હોય તેવી મને સ્વીકારો. હું હવે સદાને માટે તમારીજ છું. જે નવું જીવન જીવવાની જોગવાઇ ઇશ્વરે આપણને કરી આપી છે તેનો આપણે લાભ લઇએ."

૨

"લીલી!" થોડીવાર રહી મેં બોલાવી. મારા બોલાવવાથી જાણે ચમકી ઉઠી હોય એમ એણે કર્યું.

"લીલી!" હું ફરીથી બોલ્યો; "મારી તમારી પાસે એક માગણી છે. ફક્ત એકજ. તમે મારાં સહધર્મચારિણી થાઓ.

એણે મારા સામું ભાળ્યું. મને ભય ઉપજ્યો કે એની આંખમાંથી અગ્નિ વર્ષશે કે શું?

"આવા બોલ બોલવા એ સારું નહીં. સમજ્યા?" એ બબડી ઉઠી.

"સારુ નરસું, ખરું ખોટું હું કંઈ સમજું નહીં. હું તો એટલુંજ સમજું છું કે હું તમને ચાહું છું. મારે આબરુની પરવા નથી. નિંદાથી હું ડરતો નથી. તમારો પ્રેમ એજ મારૂ ધર્મધ્યાન છે."

એ લગાર દબાઇ. એનાં નેત્ર અસંખ્ય રંગ ધરતાં જણાયાં.

"લીલી!" દીનતાથી મેં કહ્યું; "હું માનું છું કે તમે પણ મને ચહાઓ છો."

એ દીનતા અસરકારક જણાઇ. એના હોઠ હાલતા જણાયા. કંઈ સંભળાયું, સમજાયું નહીં. કદાચ બોલી શકી પણ ન હોય.

"આપણો પ્રેમ આપણને જે રસ્તો લેવા સુચવે તે આપણે લેવોજ જોઇએ. એમાંજ આપણું શ્રેય. પરિણામની પંચાત અત્યારે શા માટે જોઇએ?"

"મને તમારા પર વિશ્વાસ છે." ઉત્તરે એ અસ્પષ્ટ શબ્દો ઉચરી. મારા ભણી ભાળી રહી. કંઈ વિચાર આવતાં એણે એનો એક હાથ મારા ખભે મુકયો બીજા હાથે મારો બીજો હાથ લઇ મૃદુતાથી બે ત્રણ વાર દબાવ્યો.

"લીલી! મને ખાત્રી છે કે તમે મને ચાહો છોજ; નહીં તો તમે આમ કરી શકો નહીં."

મેં એના સામું જોયું તો એના ગાલે શેરડા પડતા જણાયા, ગુલાબી પથરાતી જણાઇ. એની આંખમાંથી આંસુ ગરવા લાગ્યાં,

"લીલી !" મેં પુછ્યું; "આમ રડવાનું કંઈ કારણ ?"

એણે આંસુ ખાળવા માંડયાં પણ ખળી ન શકયાં.

"તમે જે કંઈ કહ્યું તેથી મને ઘણી અસર થઇ છે." બાલકના જેટલી સાદાઇથી એ બોલી. "તમે મારા માટે આટઆટલી કાળજી રાખો છો તેથી મને સારું લાગે છે. તમને હું કદાચ અભિમાની જણાઇ હોઇશ, તમને એમ પણ લાગ્યું હશે કે હું તમારી કીંમત કરી શકતી નથી, તમારા મનમાં એમ પણ ઠસી ગયું હોય કે હું બે કદર છું. સ્પષ્ટ કહું છું કે એવું કંઈજ નથી. મારા આ ઉદાસીન વર્તનનું એક કારણ છે."

"કારણ ?"

"હા કારણ. તમે જે વાત કરો છો તેનો સમય હજી દૂર છે. હમણાં કંઈ નહીં."

"લીલી ! મારા સામું જુઓ; જોઉં."

"તમારા સામુજ જોઉં છું."

"બોલો જોઇએ હું તમને ચહાઉં છું. હું તમારી છું."

"લાચાર, હું એ પ્રમાણે બોલી શકતી નથી. હું તમારી થઇ શકતી નથી."

"હું કેટલો બળી રહ્યો છું તે તમે નથી દેખતાં ? મને શું થાય છે તે તમે નથી જાણતાં ? તમને મારી તમા નથી ? તમને મારી દયા નથી ?"

"હું બધુએ જાણું છું, જોઉં છું. પણ બળવુંજ જોઇએ; જો બળવાનું વ્યાજબી કારણ હોય તો."

વજ્રના પ્રહાર જેવો આ ઉત્તર લાગ્યો.

"લીલી !" નિરાશ થઇ જઇ મેં કહ્યું "ત્યારે તમે મને નહીંજ ચાહી શકો ? તમે મને દૂર કરવા માંગો છો ? એકલું આંખથી નહીં પણ અંતરથી સુધ્ધાં ? શું મારે તમારી આશા મેલીજ દેવી ?"



એકદમ હું ઘુંટણીએ પડવા ગયો.

"જી હા. જો એમ કરવાની જરૂર હોય તો." ઠંડે કલેજે ટુંકો ટચ જવાબ મળ્યો.

" હું શું બોલું ? એકદમ માથે હાથ દઇ નીચે બેસી ગયો. મારા પગમાંથી કોઇએ જાણે હાડકાંજ કાઢી લીધાં હોય! એણે તો ચાલવા માંડયું. જતાં જતાં એ બોલી: " સાહેબજી! ગુડનાઇટ."

૩

" પ્રેમ, આશા, અભિલાષા મહત્ત્વાકાંક્ષા એ સર્વને જ્યારે મેં છેલ્લી સલામ કરી ચાલતી પકડી ત્યારે મને ફક્ત ...... વીસ વર્ષજ થયાં હતાં. મારે માટે અશાંત અંતઃકરણ અને સુસ્ત એક રંગી જીવન પથ હતો. મારાં વીતકડાને વર્ષો વીતી ગયાં. હવે એનાં સંભારણાંજ રહ્યાં છે. એમ છતાં આજ ફરીથી એ બધું તાજું કરી તમને સંભળાવવાનું કારણ શું તે તમે જાણો છો ! "

એણે ડોકું ધુણાવ્યું.

" લીલી ! તમે રડો છો ? " એને ગળે હાથ નાખી નરમાશથી પુછ્યું: "તમે શા માટે રડો છો ? તમને ખોટુ લાગે છે? તમને કૈં દુઃખ થાય છે ? અગર તમે મને ચાહો છો ? "

કૈંજ જવાબ ન મળવાથી ફરી પાછો મેં એજ સવાલ પુછયો.

" લીલી ! તમે મને ચહાશો ? "

એણે ઉંચી ડોક કરી મારા સામું ભાળ્યું.

" લીલી ડીઅર ! સાંભળો. હું તો પકકે પાયે માનું છું કે તમે મને ચાહો છો. તેથીજ અને તેથીજ હું આ સાહસ કરી શકું છું. તમે મને જે આપશો તેની સરખામણીમાં તો મારું આપેલું :નપાસ નીવડશે. છતાં હું અંતરના ઉમળકાથી આપું છું, એટલે એ છેક નાખી દેવા જેવું નહીં ગણાય. ઇંદ્રિય સુખનો હું લાલચુ નથી. મારી એ ભુખ તો કયારનીએ મરી ગઇ છે. હું તો તમારો પવિત્ર પ્રેમજ માગુ છું. તમે જોઇ શકયાં હશોજ કે મને તમારા પર કેટલી બધી , શ્રદ્ધા છે. હું તમારા પર કેટલો બધો વિશ્વાસ મુકું છું એ કૈં તમારાથી અજાણ્યું નથી. હું તમને મારાથી જુદાં ગણુતોજ નથી. હું તમારા આગળ કશો પણ ભેદભાવ, કશું પણ કુડકપટ રાખ્યા વિના મારું દીલ ખોલી રહ્યો છું. હવે હું તમને પુછું છું કે એ દીલ તમારા લાયક છે કે ? તમારા કામ આવે એમ છે કે ? તમારા કામમાં આવે તો તમે લઇ શકશો કે ? "

" હું તમને ચાહું છું " ફક્ત એટલુંજ એ બોલી.

" મારે હોઠના શબ્દ ન જોઇએ. હું તો હૈયાના શબ્દ માગું છું. મારું દુઃખ જોઇ દયાથી પીગળી જઇ મને ચહાતાં નહીં. પાછલી વાતો હવે સંભારવી નથી. ભૂતને ભૂત માની દૂર ભાગો એ દિવસો ગયા. આપણી યુવાનીએ બળી ગઇ. એ પછીથી અત્યાર સુધીનું મારું જીવન કેવું ગયું તે બતાડવાથી કૈં ફાયદો નથી. બેઠી ભોંયનો પોપડો ઉવેખવામાં કૈંજ માલ નથી. મારી ખરી સ્થિતિનો સાક્ષી એકલો ઇશ્વરજ છે. એ જીવન એ એક પ્રકારની વેઠ હતી. એ દિવસો, એ રાતો સંભારતાં આજ પણ હું કમકમી ઉઠું છું. ઘેલછા, બેવકુફી, ભુલોની એ એક પરંપરા હતી. હું તો good for nothing (નકામો) થઇ ગએલો. તપશ્ચર્યાનો અવધિ પુરો થયો એનું ફળ દ્દષ્ટિગોચર થાય છે. "

મેં દયામણે મોઢે પુછયું: " તમે મને ચાહો છો ? "

" હા. "

૪

હું એની પાછળ પાછળ ગયો. પહેલાંજ પગથીએ મેં એને પકડી પાડી. એણે પાછું વાળીને જોયું તો મને દીઠો. તરતજ મેં એનો હાથ પકડયો કે હવે એ નાશી ન જાય. હવે એ

છટકી શકે એમ ન રહ્યું.

"તમે મારાં થશો ?" મેં કંપતાં કંપતાં પણ મુદ્દાનો સવાલ એકદમ પુછયો.

એની આંખમાંથી ખળખળ આંસુ પડવા લાગ્યાં.

"અરે!" અસ્ફુટ સ્વરે એ બોલી; "તમને મારી દયા આવે છે. તેથીજ તમે મને આવું પુછો છો ?"

"ના," મેં કહ્યું; "એમ નહીં. હું તો તમને ચહાઉ છું. પ્રેમ, નહીં કે દયાના આ શબ્દો છે."

એના ગાલ પર જાણે ગુલાબ ખીલ્યાં. એના હાથ પરથી મારો કાબુ ઓછો થયો. એનો લાભ લઇ હાથ ખેંચી લઇ એ ધબધબ કરતી પગથીઆં ચઢી ગઇ. મેં પણ એની પુઠ પકડી. જ્યારે એને લાગ્યું કે હું એનો કેડો નહીં મુકું ત્યારે એ ઉપરની બારીની ઓથમાં ઉભી રહી. સમય ઉગતા શીઆળાના સૂર્યાસ્તનો હતો.

"મારું કહેવું થોડું ઘણું તો સાંભળો; મને તમારી સાથે મોકળા મને બોલવાની તક આપો. થોડીમીનીટો મારે માટે બહુ છે" મેં કહ્યું.

"અરે! હમણાં નહીં, હમણાં નહીં." બોલી ભાગી જવા પગ ઉપાડયો. હું સમજી ગયો. ઝટ મેં એનું કાંડુ પકડયું. આ વખતે એની જતાં રહેવાની દાનત ન જણાઇ. મેં પણ આ વખતે પોચુ પોચુંજ કાંડુ પકડી રાખ્યું. એ ધ્રુજતી ધ્રુજતી ઉભીજ રહી.

"કહો, કહો, હમણાં કેમ નહીં ?" મેં કહ્યું; "મારું કહેવું તમે સાંભળી લો. તમારી મરજી હશે તો હું ટુંકામાં અટપીશ. પણ તમે હમણાંજ, અબઘડી જવાબ આપો. જો જવાબ આપવો હોય તે આપો. હવે લંબાવો નહીં. મારું કહેવું તમે સમજો છો ? હું તમને વધારે વાર ખોટી નહીં કરું."

એણે કબુલ કર્યું. હું એનો હાથ ઝાલી લઇ ગયો. ત્યાં અમે એકાંતમાં બેઠાં. કલાકેક પછી હસીખુશીથીને અમે કોઇ આવતા પહેલાં અમારે રસ્તે પડ્યાં.

૫

"મને કહેવા દો કે ચાર વર્ષથી મેં તમને મારા હૃદયમંદિરમાં પધરાવ્યાં છે. કોઇ ન જાણે એવી રીતે હું તમારી પૂજા કરતો રહ્યો છું. તમને કોઇ પણ પદભ્રષ્ટ કરી શકે એમ નથી. તમે મને જાદુ કર્યું છે. હું પુરેપુરો પરવશ બની ગયો છું. હવે મારાથી તમારા વગર રહેવાશે નહીં. નાત જુદી, સ્થિતિ જુદી, સંજોગો જુદા તેથી શું ? તમારું હાલવું ચાલવું, બોલવું કરવું, પહેરવું ઓઢવું મને એટલું તો ગમી ગયું છે કે હું તમને ચાહું છું. હું તમને પ્રાણ કરતાં પણ પ્રિય ગણું છું."

શું કહેવું તે એ સમઝી શકી નહીં. બોલ્યો શબ્દ પણ એને ન મળ્યો. એ મને બોલતો ન અટકાવે એટલુંજ મારે જોઇતું હતું. મારે જે કહેવું હતું તે એકવાર ફરીથી હુ કહી ગયો.

"પછી ?" ટુંકોટચ સવાલ થયો.

"તમે તો કંઇજ નહીં બોલો ? તમે મને નહીંજ ચાહી શકો ?" નિરુત્તર.

"તમે નહીં માનો પણ હવે મને કામ ધંધો પણ સુઝતો નથી."

"ચાલો મને જવા દો. સતાવો નહીં."

"તમારે જવું છે ? અજબ છે કે તમે જઇ શકો છો. મારું હૃદય લઇને તમે કેટલે જશો ? હું તમને નહીં જવા દઉં. મારી આંખ આગળથી દૂર નહીં થવા દઉં. મારા કબજામાં-થી તમે નહીં છુટી શકો. હું બદલો માગું છું. મારું હૃદય તમે લીધું તો સાટામાં તમારું મને આપો. સમજ્યાં ?"

"તમે જે માગો છો તે ઠેકાણે નથી. કેટ-

લાક વખતથી ખોવાઇ ગયું છે. ચાલો જવા દો. હું શોધી કાઢું."

"ખોવાઇ ગયું છે? જો ખોવાઇજ ગયું હોય તો શોધવાની જરુર નથી. એ મારી કનેજ છે."

"તમે મને શું બતાડો છો? તમારા વગર મારે મરવું કે તમારા માટે મારે જીવવું? તમને શું ગમે?"

"તમને ગમે તે ખરું. હું શું કહી શકું?"

"ના. એમ નહીં. તમે તમારાજ શ્રીમુખે કહો કે તમે મને હતાશ કરવા માગો છો કે નવજીવન આપવા માગો છો?"

"જાઓ, જાઓ, બહુ થયું. હવે મને એકલી પડવા દો."

"તમને મારું મોં ન ગમતું હોય તો આ ચાલ્યો; પણ એક વાર ઉત્તર દો."

"તમને ગમે તો મારા વગર મરી જાઓ, હીંમત હોય તો મારી ખાતર જીવો. થયું?" છણકો કરી એ બોલી. એ છણકો રીસનો નહોતો એ કહેવાની જરુર નથી. "મહેરબાની કરી હવે મને વધારે પજવો નહીં."

"મારી સિંહણ! હું તમને પાળીશ એટલે મારે ડરવાનું નથી. હું તમારી ખાતર જીવીશ. હું તમારો છું અને તમારોજ રહીશ. તમે મારાં. હું તમારો."

[આ લેખનો વિશેષ ભાગ આવતા અંકે.]

—:o:—




લેખક:
રા. દયાશંકર મ. ભટ્ટ
સભ્ય, સાહિત્ય સંસદ.

---

**વસંત રજત મહોત્સવ સ્મારક ગ્રંથ:** છપાવી પ્રસિદ્ધ કરનાર ગુજરાત પત્રકાર મંડળ અને ગુજરાત સાહિત્ય સભા તરફથી રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ., અમદાવાદ. મૂલ્ય : રૂ. ૪-૦-૦.

ગુજરાતના સુપ્રસિદ્ધ ને શિષ્ટ માસિક 'વસંતે' પચ્ચીસ વર્ષ પુરાં કર્યા તે નિમિત્તે એ પત્રના પ્રાણભૂત આચાર્ય આનંદશંકર બાપુભાઇ ધ્રુવને 'ગુજરાત પત્રકાર મંડળે' વસંત રજત ઉત્સવ સમયે ખાસ અભિનંદન આપવાનો નિર્ણય કર્યો. "પરંતુ એ અભિનંદન માટે માનપત્ર આપવાની ચાલુ પ્રણાલિકા પસંદ નહીં કરતાં, એમના સહાધ્યાયીઓ, એમના મિત્રો, એમના શિષ્યો, એમના પ્રશંસકો અને વસંત માસિકના લેખક વર્ગ પાસેથી, તેમના પોતાના અભ્યાસના ખાસ લેખો મેળવી, તે લેખોનો સમગ્ર સંગ્રહ એક સ્મારક ગ્રંથરૂપે, જાહેર મેળાવડો કરી, અર્પણ કરવાનો સંકલ્પ કર્યો. અને તે કાર્યમાં 'ગુજરાત સાહિત્ય સભા'ની સહાયતા માંગી." અને એ સંકલ્પ તથા સહાયતાને પરિણામે આ 'દળદાર' ગ્રંથ પ્રસિદ્ધિ પામ્યો છે.

ગુજરાતી, સંસ્કૃત, અંગ્રેજી તથા હીંદી: એવા ચાર વિભાગમાં આ ગ્રંથને વહેંચેલો છે. પ્રથમ વિભાગ, સ્વાભાવિક રીતેજ, સૌથી મોટો છે. તેમાં રા. નરસિંહરાવ દીવેટીઆ, મહાત્મા ગાંધી, દી. બા. કેશવલાલ ધ્રુવ, સર રમણભાઇ લેડી વિદ્યાગૌરી, રા. લલિત, રા. ખબરદાર, અ. કાન્તિલાલ પંડ્યા, રા. કનૈયાલાલ મુનશી, રા. ડાહ્યાભાઇ દેરાસરી, રા. કૃષ્ણલાલ ઝવેરી, રા. કેશવ હ. શેઠ, અ. રામનારાયણ પાઠક, રા મંજુલાલ મજમુદાર, અ. ગજેન્દ્રશંકર પંડ્યા, રા. પ્રાણજીવન પાઠક, રા. દુર્ગાશંકર શાસ્ત્રી, અ. જયેન્દ્રરાય દૂરકાળ, રા. મનહરરામ મહેતા, રા. હીરાલાલ પારેખ; ઇત્યાદિ ગુજરાતના સુપ્રસિદ્ધ વિદ્વાનો ને લેખકોનાં નામ માલમ પડે છે.

રા. નરસિંહરાવે ઉપાદ્ઘાતમાં નર્મદાશંકર, નવલરામ, મણિલાલ ત્રિવેદી વગેરે લેખકોના

લેખમાંથી તથા લેખોના ઉતારા આપી ભાષાશૈલીનો વિકાસ શી રીતે થયો છે તેનું દિગ્દર્શન કરાવ્યું છે. તે ઉપરાંત 'સૂક્ષ્મ સૌંદર્યનું પૂજન' એ વીશેનું એમનું કાવ્ય પણ આ ગ્રંથમાં માલમ પડે છે.

રા. રત્નમણિરાવ ભીમરાવનો 'ગુજરાતનું વહાણવટું,' રા. મનહરરામ મહેતાનો 'ગુજરાતી પદ્યરચનાની મીમાંસા,' રા. રસિકલાલ પરીખનો 'એરીસ્ટોટલની કાવ્યમીમાંસામાંથી કેટલાક મુદ્દાઓ,' રા. ભરતરામનો 'આપણી વર્ણમાળાની પ્રાચીનતા,' આચાર્ય જીનવિજયજીનો 'કુવલયમાળા,' રા. પ્રાણજીવન પાઠકનો 'કલાનાં મૂલ તત્વોમાં સૌંદર્યનું સ્થાન,' અધ્યાપક રામનારાયણ પાઠકનો 'પરાર્થાનુમાનના નિયમો અને તેને ઉપકારક વ્યાપારો;' ઇત્યાદિ લેખો માહીતી અને નવીનતાથી ભરેલા છે. અને તે તે વિષયમાં રસ લેતા વાચકને વાંચવા યોગ્ય છે.

રા. લલિત, રા. ખબરદાર, રા. કેશવ શેઠ ને રા. દેરાસેરીનાં કાવ્યો તેમજ આ એકસરખા ભારે લેખોમાં ભાત પાડતી અને તે રીતે ખાસ આવશ્યક લાગતી રા. મુનશીની વાર્તા સર્વ પ્રકારના વાચકને આકર્ષક લાગશે.

અંગ્રેજી વિભાગમાં ડૉ. ભાંડારકરનો, પ્રો. બેલવલકરનો, રા. નાનાલાલ મહેતાનો તથા આચાર્ય વિધુશેખર ભટ્ટાચાર્યના લેખો ખાસ ધ્યાન ખેંચે એવા છે.

હીંદી વિભાગમાં માત્ર રા. બ. ગૌરીશંકર ઓઝાનોજ લેખ માલમ પડે છે.

એકંદરે ગ્રંથ ઘણો ઉત્તમ કોટિનો થયો છે એમાં સંદેહ નથી. આચાર્ય આનંદશંકર જેવા રસિક ને પ્રતિભાસંપન્ન વિદ્વાનને અર્પણ કરવામાં આવેલો આ ગ્રંથ એમની યોગ્યતાને સર્વ રીતે છાજે એવો બનાવવાનો 'સ્મારક ગ્રંથ સમિતિ'નો પ્રયાસ ઘણે અંશે સફળ થયો છે એમ કહી શકાય. વિદ્વત્તા ને અભ્યાસના શોખીનને આ ગ્રંથ ઘણો ઉપયોગી થઇ પડશે.

**કથામંજરી ભાગ ૩:** સંપાદક અને પ્રકાશક: રા. જીવનલાલ અમરશી મહેતા. અમદાવાદ, મૂલ્ય: રૂ. ૨–૦–૦.

જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનું આ ૫૪ મું પુસ્તક છે. રા. જીવણલાલે જુદા જુદા લેખકોની સામાન્ય વાચકો પણ સમજી શકે તેવા પ્રકારની વાર્તાઓનો સંગ્રહ રજુ કરી પ્રશંસનીય કાર્ય કર્યું છે.

આ પુસ્તકમાંની કેટલીક વાર્તાઓ અનુવાદ રૂપે છે, કેટલીક સૂચિત છે ને કેટલીક સ્વતંત્ર છે, ને કેટલીક અન્યત્ર પ્રસિદ્ધ થઇ ગએલી છે.

'રાજ્યશ્રીની વાર્તા' અમે અન્યત્ર કોઇક બંગાલી લેખકે લખેલી વાંચ્યાનું સ્મરણમાં છે; મોપાસાની નેકલેસની વાર્તાને લગભગ મળતી આવતી 'શરદ પૂર્ણિમા'ની વાર્તા રા. ધૂમકેતુનાં 'અમી ઝરણાં'માં આવતી 'હીરાની પીન' કે એવીજ કોઇક વાર્તા સાથેનું સામ્ય તાજું કરાવે છે, ને 'એક યાહુદી વીરાંગના'નું મુળસ્થાન અંગ્રેજીમાં છે.

આ વાર્તાઓમાં સરસતા કરતાં પ્રચારકાર્ય વધારે સધાયું છે: કલ્પનાપ્રધાન નથી પરંતુ ઉદ્દેશપ્રધાન વાર્તાઓ છે. સમાજમાં પ્રચલિત અનેક વહેમ, રુઢિઓ ને ભાવનાઓની વાર્તાના રૂપમાં પુલગુંથણી કરવી ને ગમ્મત સાથે જ્ઞાન આપવું એ આ વાર્તાઓનો ઉદ્દેશ સધાયો છે એમ કહેવામાં જરાકે અતિશયોક્તિ નથી. માત્ર એમાં કલા દૃષ્ટિની ઉણપ સાલે છે એટલુંજ અમે કહીશું.

'વડીલનો વારસો' 'માણેકની મુક્તિ,' 'આપવીતી,' 'જસોદાની સેવા બુદ્ધિ' એ વાર્તાઓ વાંચવા જેવી છે.

સામાન્ય જનતાને કદાચ ઘણું ગમી જાય એવું વાચન પુરું પાડવાના જે પ્રયાસો રા. જીવણલાલ કરે છે તે માટે અમો એમને અભિનંદન આપીએ છીએ.

[સ્થળ સંકોચને લેઇ બીજાં પુસ્તકો માટેના અભિપ્રાયો આ અંકમાં નથી આપી શકાયા—ઉપતંત્રી.]

# કરમાએલું કમળ

[ અનુસંધાન પૃષ્ઠ ૧૪૦ થી ]

૩

ટુંક મુદ્દતમાંજ મારા પિતાજીનું અવસાન થયું. થોડાક દિવસ અમારું ગામડાનું ઘર ઉઘાડું રહ્યું. રાતદિવસ માથાકુટ કરી હું જેમ તેમ પુરું કરતો. પરંતુ એ મને ભારે પડવા માંડ્યું. વળી મારે મારા ભાઈઓને ભણાવવાના હતા. છેવટે વતનના ઘરને તાળું દેવાયું. મારી બા ને નાનાં ભાંડુએ અમદાવાદ આવ્યાં. બીજાં સગાંનું અમે પોષણ કરી શકીએ તેમ નહોતાં. એમણે દરેકે પોતપોતાનું ઠેકાણું કરી લીધું.

અમારું પુરાણું ઘર જરી ગએલું હતું પણ વિશાલ હતું—હવા અજવાળાની ખોટ નહોતી. પરંતુ અમદાવાદનું ભાડુતી ઘર-એની તો બસ વાત ના પુછો: એને શોધતાં શોધતાંજ નવનેજા થયા. નવા જોડાનાં તળીઆં પણ સાફ થઇ ગયાં. છતાંએ મન તો મનાવવાનુંજ રહ્યું. મારી કોટડી કરતાં તો અવશ્ય સારું હતું—પણ વહાલા વતનની તોલે આવે ? મારી બાનું હાસ્ય તો ઉડીજ ગયું હતું. છતાંએ એના માયાભર્યા વદનને લીધેજ આ ગંધાતું ઘર પણ મારું વહાલસોયું વતન થઇ પડ્યું.

અમદાવાદમાં ગીચ વસ્તી છે કે નહીં તે તો રામ જાણે—પણ મિત્રો મળવા તો મુશ્કેલજ હતા. અમારા નાનકડા ઘરની ચોમેર રાજસી મકાનોનો ગંજ ખડકાયો હતો. દરવાજે દરવાજે પટાવાળા ખડા રહેતા. શેઠીઆની મોટરોનો ગડગડાટ સંભળાતો. કોઇ કોઇ વાર જીન્નતની હુર દર્શન દઇ અદૃશ્ય થઇ જતી. અમારે મન તો એ બધાં સજીવ રમકડાંજ હતાં. ચાલતાં ચિત્રો હતાં. એમને જીવતાં નરનારીઓ ભાગ્યેજ ધારી શકતા.

અમારું ઘર એક સાંકડી ગલીમાં હતું. સામેજ એક રાતા પથ્થરનું મહાલય ઝઝુમી રહ્યું હતું. એના આગળના ભાગમાં એક મનોરમ ઉદ્યાન હતો. એનું મુખ્યદ્વાર રાજમાર્ગ પર પડતું. અમારી ગલીમાં તો એની પછીત હતી. નોકરોની આવજા માટે એક નાનકડું દ્વાર હતું. મારાં ભાઇ બ્હેને તો માળી જોડે થોડાજ વખતમાં ભાઇબંધી કરી દીધી. બાગનાં ફળફુલ પણ ધીમે ધીમે મારા ઘરમાં આવવા લાગ્યાં. એ મહાલય કોનું હતું તેની મને ખબર નહોતી. અમારા તરફની બારીઓ ભાગ્યેજ ઉઘડતી.

એક દિવસ હું શાળામાંથી પાછો વળ્યો ત્યારે મધુ ને તારા રડતાં હતાં. મેં પડપુછ કરી તો જણાયું કે પેલા વિશાલ મહાલયમાં મોટી મીજલસ થવાની હતી. અતિથિઓને આનંદવા સુંદર યોજનાઓ કરવામાં આવી હતી. તારા ને મધુને વણનોતર્યાં પણ જવું હતું. બાએ તેમને ન જવા દેવાનો નિશ્ચય કર્યો હતો. મહામહેનતે મેં તેમને મનાવ્યાં ને પ્રમોધ જોડે વીકટોરીઆ બાગમાં ફરવા મોકલ્યાં.

શાળામાંથી પાછા વળ્યા બાદ પણ વિશ્રાન્તિ મારે કરમે નહોતી લખાઇ. ફરીથી લુગડાં પહેરી બીજા વિદ્યાર્થીઓને ખાનગી અભ્યાસ કરાવવા જવાનું હતું;

ગલીની બહાર આવતાંજ સમસ્ત વાતાવરણ સજીવ થઇ ગએલું લાગ્યું. ભારે તૈઆરીઓ થઇ રહી હતી. હરીઆળા નીલરંગી મયદાનમાં વીશાલ શમીઆનો ઉભો કરવામાં આવ્યો હતો. વિજળીની દીપાવલીનો સુમાર નહોતો. અંધકાર તો કયાંએ છુપાઇ ગયો હતો. બાગનો ફુલવૈભવ લુંટાઇ ગયો હતો—ઘરની યુવાન લલનાઓ કુદરતના એ અમુલ્ય ઉપહારને રહેવા દે ખરી ? દાસદાસીઓનાં વૃંદ આમ તેમ ઘુમી રહ્યાં હતાં. દરેક વ્યક્તિને મહોત્સવની તાલાવેલી લાગી રહી હતી.

પરંતુ એ બધું નીરાંતે નીહાળવાની મને ફુરસદ નહોતી. હું રસ્તે પડયો.

હું પાછો વળ્યો ત્યારે ઉત્સવની જમાવટ થઇ ગઇ હતી. મહિલાનો મધુર સ્વર સંધ્યાની શાંતિમાં ઉલ્લાસ ભરતો હવામાં સુગંધના તરંગ ઉછાળતો. ફરતી દીવાલ પર બહારના લોકોની મેદની જામી હતી. રસ્તો કરતાંએ મને કેટલીક માથાકુટ કરવી પડી. અવારનવાર સંગીતનો ઠમકો થતો. વાહવાહના અવાજો ગગનભેદી નાખતા. આમંત્રિત ગૃહસ્થો તો આ સર્વમાં ઓછોજ ભાગ લેતા. કોઇપણ ચીજની કીંમત આંકે એ પણ કેટલાકે તો પસાર કરી દીધી હતી.

ટોળું ગીચ થતું ગયું. મને માર્ગ ન મળ્યો. આખું મકાન દીપમાળાઓથી ઝળહળી રહ્યું હતું. બધાંએ બારીબારણાં ઉઘાડી નાખવામાં આવ્યાં હતાં. અંદરનો પ્રકાશ પણ બહારના અંધકારને ભેદી આકાશપ્રતિ ઉડી જતો.

એકાએક મારી દૃષ્ટિ થંભી ગઇ. આ શું ? એ અહીં કયાંથી ? મારા હૈયાએ પારખેલું અંગાર-ઝરતું સૌંદર્ય આ શૂન્ય ને ગંભીર મહાલય શી રીતે સાચવી શક્યું ? આટલા દિવસ હું અજાણ્યો-જ રહ્યો ?

વાતાયનને અઢેલી ઉભેલી સૌંદર્યમૂર્તિ સ્વર્ગની મહામાયા લાગી—એ સુવર્ણાજ હતી. એને મેં એના પિતાને આંગણે છેલ્લી દીઠી હતી. આજે તે ભવ્ય સુવર્ણાજ હતી. એની દેહલતા હીરા માણેકથી ઝગમગી રહી હતી. એની પહેલાંની મૃદુતાને સ્થાને આરસના પુતળાની સખ્તાઇ આવી હતી. છતાંએ હું ભુલ્યો તો નહોતોજ. એનાં ચમકતાં નેત્રો નિર્દોષતા ને નમ્રતાના ઝરણાં સમોવડાં નહોતાં રહ્યાં છતાંએ એને હું વીસરી શકયો નહોતોજ. એક ક્ષણભર તેણે નીચે બગીચામાં નજર નાખી. એનાં ચક્ષુઓમાં ધીકતો તિરસ્કાર ભર્યો હતો. તે દૂર થઇ. એક ધડાકા સાથે બારી દેવાઇ ગઇ. મેં બાજુ ઉભેલા માણસને પ્રશ્ન કર્યો—" આ શું છે તે ? "

" શ્રીમાન પ્રતાપરાય છત્રપતિને ત્યાં પૌત્ર પ્રાપ્તિ થઇ તેનું ઉજમણું છે. આજે મોટી મીજલસ રાખવામાં આવી છે. જુઓ, પેલા રહ્યા એમના જ્યેષ્ઠ પુત્ર " મેં જોયું. એક પ્રૌઢ મનુષ્ય આમતેમ ફરી રહ્યો હતો. એનું વદન આકર્ષક શરીર જરા સ્થૂલ હતું. એનું તાલવાળું માથું ચમકી રહ્યું હતું. સુવર્ણા—આની માતા !—"પ્રતાપરાય કયા ? " મેં પુછ્યું.

" પ્રતાપરાય ! ઓ રામ ! પ્રતાપરાય અહીં કયાંથી હોય ? એમને તો બે વર્ષથી લકવો થયો છે. તે જરાએ હરી ફરી શકતા નથી. "

સુવર્ણાના નયનમાંથી ઝરતા અંગારનો અર્થ હું હવેજ સમજ્યો. મારા હૃદયમાં કંઇક પ્રકાશ પડયો. જેમ તેમ કરી મેં મારો માર્ગ મોકળો કર્યો. હું ઘેર પહોંચ્યો. આખી રાત મીજલસનો કોલાહલ ચાલુજ રહ્યો. શયતાનના ચિત્કારથી મારા કર્ણ ભેદાઇ રહ્યા.

આજ સુધી એ રાતા મહાલયને હું નિર્જન સમજતો. પણ હવે મને એમાં રસ પડવા લાગ્યો. મારી જિજ્ઞાસા જાગ્રત થઇ. મેં જોયું કે રોજ અમારા તરફની એકાદ બારી તો ઉઘડતીજ. કોઇક વાર કોઇ દાસી ડોકીઉ કરતી તો કોઇવાર કોઇ બાલક નજરે ચઢતું. પરંતુ જેના માટે હું મથી રહ્યો હતો તે એકજ વાર દેખાઇ. અમારા ઘર તરફ તે તાકીને જોઇ રહી. શું તે જાણતી હશે ?

જાણતી હોય તોએ શું ? હવે તે શ્રીમંતાઇમાં સ્નાન કરતી. ને હું ?—ગુજરાતી શાળાનો ગરીબ શિક્ષક ! મેં ઘણુંએ મારા મનને મનાવ્યું. પરંતુ એ શાપિત શ્રીમંતાઇમાં એને ધકેલી દેનાર હુંજ હતો એ વાત હું ભુલી શકયો નહીં.

દિવસો ઉગ્યા ને આથમ્યા. કાલચક્રને

શ્રીમંતની પણ પરવા નથી, ગરીબની પણ દરકાર નથી. મારી બા પ્રબોધ માટે કન્યા શોધવાની ગડમથલમાં પડી હતી. એણે એમ. એ. ની પરીક્ષા પસાર કરી હતી. મેં એમાં જરાએ ડખલ કરી નહીં. મારા ઘરનું સુકાન હવે કૈં મારા કાકાના હાથમાં જનાર નહોતું.

અમે ઘણીએ કન્યાઓ જોઇ. પરંતુ કોઇને માટે પણ નિર્ણય કરી શકયા નહીં. કેટલીક મારી બાને ગમી તો પ્રબોધને ફાવતી ન આવી. કોઇ એને ગમી તો મારી બાની કસોટીમાં પસાર થઇ શકી નહીં. અમારી પાડોશમાં એક બાલા હતી. એની વાત પણ ઉપાડી જોઇ. એના પિતા ગરીબ હતા. કન્યા સુંદર હોય તો ગરીબાઇ હવે આડે આવે તેમ નહોતું. પરંતુ તદ્દન સાદી હતી તેથી મારી બાનું મન માન્યું નહીં.

વૈશાખનો સુરજ તપતો. અમારી શાળામાં રજા પડી હતી. પરંતુ કેટલાકને હું ખાનગી રીતે શીખવતો હોવાથી હું સવાર સાંજ મારા કામમાં ગુંથાએલોજ રહેતો. એક દિવસ ખુબ ઘામ થયો. જરાએ હાલવાનું દીલ થતું નહીં. પરંતુ બહાર નીકળ્યા વિના છુટકો નહોતો. મારા પડોશીની પેલી સાદી કન્યાનું તેજ રાત્રે લગ્ન હતું. પ્રસંગ પતવવા તેના પિતા ઘરને ઘરાણે મુકનાર હતા. સૌંદર્ય કરતાં લક્ષ્મીને વરવાનું ઘણાએ પસંદ કરતા. હું ઘરની બહાર આવ્યો તો તેના ઘરને આસોપાલવનાં પાનાંથી–શણગારમાં આવતું હતું. આંગણામાં વાજાંવાળાએ પોતાનું કામ શરુ કર્યું હતું. પાડોશનાં બાલકો એમની ચોમેર ઉલટી પડ્યાં હતાં. વાજાંની તાનમાં ડોલી રહ્યાં હતાં. મારા ભાઇ બહેન પણ સારાં સારાં કપડાં પહેરી ત્યાં હાજર થઇ ગયાં હતાં. મને ને પ્રબોધને પણ આમંત્રણ તો હતુંજ. પરંતુ અમે તો સાંજના હાજર રહી આપત્તિધર્મ નિવારનાર હતા. હું આગળ વધ્યો

એટલામાં પેલા રાતા મહાલયનું દ્વાર ઉઘડયું. રેશમી વસ્ત્રો પહેરી એક દાસી બહાર આવી. એના હાથમાં ઉપહારનો થાળ હતો. જમીનદારના કુટુંબનું એક ઝુલકું એની આંગળીએ વળગાડેલું હતું. ગરીબ પાડોશીના આનંદમાં ભાગ લઇ તેના પર આવી રીતે આભારનું પોટલું ચઢાવનાર હતા. મહાલયના મહાજનોને તો ત્યાં આવવાની ફુરસદ કયાંથીજ મળે ? મારે મોડું થતું હતું એટલે હું તો રવાના થયો.

મારા શિષ્યોને પાઠ આપી હું પાછો ફર્યો. ગલીઓમાં દીવા થઇ ગયા હતા. એટલે ઘેર જવાને બદલે મારા પાડોશીના આંગણા તરફજ વળ્યો.

પણ આ શું ? ઘડીભર મને લાગ્યું કે હું સ્વપ્નસૃષ્ટિમાં વિહાર કરી રહ્યો હતો. મારા જીવનની પેલી યાદગાર રજની ફરી ઉપસ્થિત થએલી લાગી. વરપક્ષ તરફથી પેલી સુજનજીની વાટાઘાટજ વંટાઇ રહી હતી. કન્યાનાં સગાં યુગયુગાંતરથી કરગરી રહ્યાં હતાં. મહિલામંડળના વણભુલ્યા આક્રંદ સુર ફરી એકવાર વાતાવરણને ગજાવી રહ્યા હતા. બીજીજ પળે લાગ્યું કે આવાં દશ્યોનો ગુજરાતમાં સુમારજ નહોતો.

હું આવ્યો ત્યારે નાટકનો છેલ્લો ભાગ ભજવાઇ રહ્યો હતો. વરનાં સગાં દમભેર બહાર પડ્યાં. થોડીજ વારમાં એમનો કોલાહલ શ્યામ રજનીમાં ભળી ગયો. કન્યાનો પિતા કહેલી પહેરામણી આપી શકયો નહોતો. તેથીજ એ કંગાલ પ્રસંગ ઉભો થવા પામ્યો હતો. બીચારી કન્યા એ ધમાધમથી બેભાન થઇ ઢળી પડી હતી. એની ભાળ કાઢવાની કોઇનેએ ફુરસદ હોય તેમ લાગતું નહીં. દરેક જણ સરી જતી આબરુ સાચવવા ગમે તેવો વર ગોઠવી દેવાની વેતરણમાં હતું –કન્યા ન પરણે તો કુટુંબ જ્ઞાતિ બહાર મુકાય.

એક ક્ષણ ભર આગળ વધવા મનેજ વિચાર થયો. કદાચ એમ હું મારા પાપનું પ્રાયશ્ચિત કરી શક્યો હોત. પરંતુ મારા પગ ઢીલા પડયા. કન્યાનો બચાવ કરવા જતાં એના જીવનને અકારું શાને બનાવી મુકવું ? એને હું શું આપત ? છતાંએ હૃદયભેદક વિલાપ સાંભળવા ભયંકર હતા.

એકાએક એક એકવડા બાંધાનો શ્યામળો યુવાન આગળ આવી કન્યાના બાપ પાસે ખડો થયો. "મુઝાશો નહીં. મહાશય !" તે બોલ્યો. "આપની સંમતિ હોય તો હું તમારી પુત્રીને પરણવા તૈઆર છું."

જાણે જાદુગરના જાદુઇ દંડથી એક પલકમાંજ બધુંએ પલટાઇ ગયું. જાણે મરેલાં માનવી સજીવન થયાં. હુ તો એ યુવાન જાદુગર તરફ જોઇજ રહ્યો. એને ગાઢ આલિંગન દેવા તલસી રહ્યો. વહાલા ભાઇ ! તારા માટે મેં જે જે કર્યું છે તેનો એક ઘડીકમાંજ તેં સામટો બદલો વાળી દીધો. મારા હીજરાતા હૈયા પરથી તેં પાપનો પડદો દૂર કર્યો.

ક્રિયા પુરી થઇ. પ્રબોધ કન્યાને લઇ ઘર તરફ વળ્યો. બા આગળ જાતેજ ભરમ ભાંગવાનો એણે નિશ્ચય કર્યો હતો. હું પણ તેની પાછળ ચાલ્યો.

બાએ દ્વાર ઉઘાડયું. એ તો આભીજ બની ગઇ. એનું મોં સીવાઇ ગયું. પલકમાંજ તે તમામ પરિસ્થિતિ કળી ગઇ. એનું વદન સખત થયું. પ્રબોધે વંદન કર્યું. બીચારી કન્યા તો એની નિરાશાથી ધરતીમાં સમાઇ જવા પણ તૈઆર હતી.

પણ આમ કયાં સુધી ? મારો જીવ ગુંગળાવા લાગ્યો. "માતાજી!" મેં રાડ નાખી. "મારી ખાતર પ્રબોધને ક્ષમા કરો. એમ નહીં કરો તો મારાં જીવન સાથે સંકળાએલો શાપ કદાપિ દૂર થશેજ નહીં. તારા પુત્રે મોટાભાઇના પાપનું આજ પ્રાયશ્ચિત કર્યું છે. એના દીલમાં અમી ધારા વહેવરાવી છે. એથી તને દુઃખ થાય ખરું ?"

મારી બાનાં નયનોમાં અશ્રુનું પુર ઉભરાયું. પ્રબોધ આગળ આવ્યો. વરકન્યા પગે પડયાં. અત્યાર સુધીનો ઢંગ જોઇ બીચારાં છોકરાં મૂઢ બની ગયાં હતાં. પરંતુ વાદળ વીખરાતાં તેઓ હર્ષઘેલાં થઇ નવવધૂને વધાવવા આવ્યાં. બીજે દિવસે પાડોશનો સ્ત્રીવર્ગ અમારે આંગણે ઉભરાયો. સવારની સાંજ પડી પણ અતિથિઓ ખુટયા નહીં. મને તો શું કરવું તેજ સમજ પડી નહીં. મારું ઘર ઘણુંજ નાનું પડવા લાગ્યું. મારે તો લગભગ આખો વખત બહારજ ભાગી જવું પડયું.

પરંતુ બહાર કયાં સુધી રહેવાય ? અંધારું થવા આવ્યું હતું. હવે હું નીરાંતે ઘેર જઇ શકીશ. હવે કોણ મળવા આવે ? પરંતુ ગલીમાં પેસતાંજ મારી ભુલ પરખાઇ—

સામેજ એક વ્યક્તિ ઉભી હતી. તેણે અંગ પર બદામી રંગની બનારસી સાડી ધારણ કરી હતી. એનાં પારદર્શક વસ્ત્રોમાંથી હીરામાણેક ડોકીઆં કરી રહ્યાં હતાં. મારી તરફ એની પુંઠ હતી—છતાંએ એ કોણ હતી તે હું કળી ગયો. પણ અમારા ગરીબના ઘરમાં એ કયાંથી ?

સુવર્ણાએ મને જોયો નહોતો. પ્રબોધના ખંડ તરફ તે વળી. દાસીએ પડકાર કર્યો—" કયાં છે બધાં ? બાસાહેબ કન્યાને જોવા આવ્યાં છે."

અમારે ત્યાં કામ કરનારી બહાર દોડી આવી. " પધારો—પધારો. મારાં બા હમણાંજ દેવમંદિરે ગયાં. અંદર આવો. આ આસન પર વિરાજો." મારી નાની બહેન તારા પણ અતિથિને સ્વાગત દેવા બહાર ધસી આવી. મારો ખંડ બાજુમાંજ હતો. તેઓ અંદર પેઠાં કે

હું મારા ખંડમાં લપાઇ ગયો. સુવર્ણાની હાજરીનું કારણ હું હજી પણ કલ્પી શકયો નહોતો.

અણુધાર્યો સુવર્ણાનો સ્વર સંભળાયો. તેણે પોતાની દાસીને બહાર જવા ફરમાવ્યું. દાસી બહાર ગઇ. અમારી કામ કરનારી પણ વીદાય થઇ. તે બંને જણ રસોડામાં જઇને બેઠાં. ગપ્પે ચઢ્યાં. આ બાજુ સુવર્ણાએ શરુઆત કરી. એનો અવાજ એવો તો કઠોર થઇ ગયો હતો કે હું ભયથી કમ્પી ઉઠયો. "ઘુમટો દૂર કર. મને જોવા દે કે તું કેવીક સુંદર છે." તે કન્યાને તડુકી. "કયા સદ્દગુણે તને આ ગૃહમાં સ્થાન અપાવ્યું? મારાથી તું વધારે લાવણ્યવતી છે? એમણે મને તરછોડી હતી. નરકાગારમાં ધકેલી દીધી હતી. ને તને ચઢાવા-તારી પૂજા કરવા-આજે તને અહીં આણી? તારામાં એમણે શું વધારે દીઠું? એ તારા પૈસાને મોહ્યા કે તારાં હીરામાણેકને? કહેતો ખરી-તું એમને કેમ ગમી?"

તારાથી તો ચીસજ પડાઇ ગઇ. હું પણ મારા ખંડમાંથી બહાર કુદ્યો. બીચારી નવવધુ! પલંગના એક ખુણામાં કોકડું વળી દબાઇજ ગઇ. એનું વદન ભયથી સાવ ફીક્કું પડી ગયું. સુવર્ણા ઉન્માદિની બની ત્યાં ઉભી હતી. એ બીચારી કુમળી કળી પર સુવર્ણાનાં શ્યામ નયનમાંથી અંગાર વરસતો.

અંદર આવતાંજ મેં તેને બોલાવી: "સુવર્ણા!"

તે ચમકી. મારા તરફ વળી. પછી એકદમ દોડી મને વળગી "હવે તમેજ કહો-તમારાં પત્નીથી તો બોલાવાતુંજ નથી. મારાથી એનામાં તમે વધારે શું દીઠું? સુંદરતા-લક્ષ્મી-સદ્દગુણ?"

"સુવર્ણા! તારી ગંભીર ભુલ થાય છે." મેં ધીમેથી શરુઆત કરી; "એ મારી પત્ની ન હોય. મારો ભાઇ પ્રબોધ એને વર્યો."

હવે સુવર્ણાથી ચીસ પડાઇ ગઇ. તેણે ફરી પુછ્યું: "તો એ તમારી નથીજ?"

એની દાસી રસોડામાંથી દોડતી આવી તેણે સુવર્ણાનાં વસ્ત્રો ઠીક કર્યાં. પછી મારા તર વળી દીનવદને બોલી: "ભાઇ! ખોટું ન લગાડ શો. હમણાંના થોડા દિવસથી મારાં બાન તબીએત ઠીક થઇ હતી. તેથીજ હું તેમને બહા લાવી શકી. આમ ઉશ્કેરાઇ જશે એમ ને નહોતું ધાર્યું. અહીં આવવા એમણે તો મારે જીવ લઇ નાખ્યો હતો- 'મંગુ! નવવધૂ જોવ મને લઇ જા' એ તદ્દન સાજાં લાગતાં. એમ મન મનાવવા મને પણ ઇચ્છા થઇ આવી. પણ જુઓને, ભાઇસાહેબ! એમના જીવનું ઠેકાણું નથી."

સુવર્ણાનો હાથ ઝાલી તે દ્વાર તરફ લ ગઇ. હું પણ એ તરફ ગયો. "તારાં શેઠાણ આવી સ્થિતિમાં ક્યારથી આવી પડ્યાં?" મેં પુછ્યું.

"બેએક વર્ષ થયાં હશે. હું આવી ત્યારે એમને આમ છે. બીચારા શેઠ! વૈદદાક્તરોમ પાણીની મીસાલે પૈસો વાપરે છે. પણ ફીણ લાગતીજ નથી!"

તેઓ ગયાં. હું મારા ખંડમાં ભરાયો મારા હૈયાનો ભાર દૂર થઇ શકે તેમ હતુંજ નહી હજીએ એ પાપ મને સતાવી રહ્યું હતું. એકન પાપ અન્ય ધોઇ નાખે-એ જમાના ગયા. માર પાપનું પ્રાયશ્ચિત પણ શું કરું? સાચો માર્ગ કોણ બતાવે?

વળી પાછા દિવસો ઉગ્યા ને આથમ્યા અંતે એક દિવસ પેલા રાતા મહાલયમાં દર પાછો કોલાહલ મચ્યો. લોકોનો અવરજવર વધ પડ્યો. પછી મુખ્યદ્વારે માણસ ભરાવા માંડ્યું હું એ તરફ ગયો. "શું છે?" મેં પુછ્યું.

એ દિવસેજ સુવર્ણાનું પ્રાણપંખેરું અ

ફાની દુનીઆનો ત્યાગ કરી વિધિના અગમ્ય પ્રદેશમાં વિલીન થયું હતું. આફ્ત અણધારીજ હતી. કોઇને કહેવાનો સમય નહોતો. કોઇ આવી શક્યું નહોતું. અસારે સૌ સ્મશાન યાત્રાની તૈઆરી કરી રહ્યા હતા.

હું ત્યાં ચોટીજ ગયો. આજ સુધી અમારા જીવનમાર્ગ અળગા હતા. એના અંતિમ પ્રવાસે એ નીકળી ચુકી હતી. મૃત્યુના શ્યામ અંધારે સમાઇ જનારને અંતિમ વીદાય દેવા હું પણ નીકળી પડયો.*

* મૂળ લેખિકા–શ્રી. સીતાદેવી.



# ગાંધીયુગ અને પૂર્વયુગની સરખામણી

[ અનુસંધાન પૃષ્ઠ ૧૪૨થી ]

જુદા ઘરમાં વસાવી તેમને ઘેર બેઠાં કામ આપવાની અને લેવાની વ્યવસ્થા કરી છે. નીશાળો, રમતગમત માટે મેદાનો, પુસ્તકાલયો, બાગ બગીચાઓ, મંડળીઓ વગેરે સામાજિક સુખનાં સર્વે સાધનો તેણે પોતાના કામદારોને પુરાં પાડ્યાં છે. અને તેમને નવરાશ મળે, મજુરી સીવાય બીજાં ઉચ્ચ કાર્યોમાં મન પરોવવાની તક અને સમય મળે તે માટે પણ સગવડો કરી આપેલી છે. અને એ દિશામાં તે હજી પણ વધારે આગળ પગલાં ભરીને નવી કાર્ય પદ્ધતિ અમલમાં મુકી મોટા પાયા ઉપર આવતા ઉદ્યોગોને પરિણામે જે હાનિ થાય છે તે દૂર કરી શકાય તેવી છે એવું તે સાબીત કરવા માગે છે.

વળી, યંત્રના અને આધુનિક સુધારાના ચિન્હ ગણાતાં સાધનોને "આદર્શ" જગતમાંથી બાતલ કરનારા "મહાત્મા" પણ પોતાના વર્તનમાં સામંજસ્ય સાચવી શકયા છે એમ કોણ કહી શકશે? 'નવજીવનની" ત્રીસ હજાર નકલો ખપ ની તે યંત્રને પ્રતાપે. અને એક વર્ષ સુધી સમસ્ત હીંદને ચારે ખુણે મહાત્માએ સંદેશો પહોંચાડયો તે પણ રેલ્વે, ટપાલ, તાર વગેરેનો ઉપયોગ કરીને.

હકીકત એમ લાગે છે કે પ્રત્યેક માનસિક આદર્શ તર્કવડે ગમે તેવો સકારણ લાગતો હોય પરંતુ વ્યવહારમાં તેને બાંધછોડ કર્યા વિના કદી ચાલતું નથી. અને એ બાંધછોડ કરવાની વૃત્તિમાં તેની નિષ્ફલતાનો આરંભ છે. ગમે તે માનસિક આદર્શ લ્યો. વિશ્વ બંધુત્વ, પ્રેમ, સેવા, પરોપકાર, અહિંસા–વગેરેની ઉત્તમતા દલીલ વડે સાબીત કરવી બહુજ સહેલું કામ છે. પરંતુ વ્યવહારમાં ઉતારતાં તે આદર્શો અશક્ય બની જાય છે; અથવા તો આજુબાજુની પરિસ્થિતિ જોડે તેમને બાંધછોડ કરવીજ પડે છે. "પ્રેમ" અને "ન્યાય" બન્ને ઈષ્ટ અને ઉત્તમ છે. પરંતુ એ બંનેનું સંપૂર્ણ પાલન વ્યવહારમાં કરવા જતાં પરસ્પર વિરોધી બની રહેવાનો સંભવ ઘણો વધી જાય છે. "ન્યાય" જે કરવાની ફરજ પાડશે તેનો "પ્રેમ" ઇન્કાર કરશે?

અને વર્તનમાં એવી બાંધછોડ સ્વીકારીએ તો પછી તેની સીમા કોણ નક્કી કરી શકે? હિંસા અહિંસાનો પ્રશ્ન પણ તેવો છે. માંસ ખાનાર માણસ હિંસા કરે છે અને વનસ્પતિનો ખોરાક લેનાર હિંસા કરતો નથી અથવા તો ઓછી હિંસા કરે છે એવું મનાતું હતું. આજે વનસ્પતિમાં પ્રાણીના જેવુંજ જીવન છે. એ એ ભૌતિક શાસ્ત્ર સાબીત કરી રહ્યું છે. અને તે બાદ કરતાં પણ "શ્વાસેશ્વાસે હિંસા થઇ રહી છે" એ કવિની અતિશયોક્તિ ભરી ઉક્તિ નથી, ભૌતિક શાસ્ત્રની એક નગદ હકીકત છે! અને જીવન ટકાવવા માટે "હિંસા" થવી અનિવાર્યજ હોય તો પછી તેની સીમા કઇ? "બુદ્ધિપૂર્વક મારવાનું" અને "નહીં મારવાનું" તેમાં પણ સમાજને ભયરૂપ થઇ રહેલ કુતરાંઓને જ્યારે મારી શકાય ત્યારે પ્રજાને કે સંસ્કૃતિને ભય રૂપ થઇ રહેલ શત્રુને શા માટે નહીં?

જીવનમાં હિંસાની અનિવાર્યતાનો સ્વીકાર કરવામાં આવે તો અહિંસાના ચુસ્ત હીમાયતી કેવી અર્થ વિનાની દલીલો કરે છે તેના એક બે પુરાવાઓ આપીશું. સત્યાગ્રહ આશ્રમના વિનોબા ભાવેએ નવજીવનમાં એકવાર એવી દલીલ કરેલી કે "આદર્શ અહિંસા અનશનવત કરી દેહત્યાગ કરવામાં સમાએલી છે!" અહિંસાના એવા હીમાયતીને પોતાના વિચારોમાં રહેલી અસંગતતા દેખાય નહીં એ સ્વાભાવિક છે. કેવળ દલીલ તરીકે તેનો સ્વીકાર કરતાં પણ તે ખરી હતી

ફાની દુનીઆનો ત્યાગ કરી વિધિના અગમ્ય પ્રદેશમાં વિલીન થયું હતું. આફત અણધારીજ હતી. કોઇને કહેવાનો સમય નહોતો. કોઇ આવી શક્યું નહોતું. અત્યારે સૌ સ્મશાન યાત્રાની તૈયારી કરી રહ્યા હતા.

હું ત્યાં ચોટીજ ગયો. આજ સુધી અમારો જીવનમાર્ગ અળગા હતા. એના અંતિમ પ્રવાહે એ નીકળી ચુકી હતી. મૃત્યુના શ્યામ અંધારે સમાઇ જનારને અંતિમ વીદાય દેવા હું પણ નીકળી પડ્યો.*

* મૂળ લેખિકા—શ્રી. સીતાદેવી.



આર્ય સમાજે ઘણે અંશે દૂર કરેલી હોવાથી તે દિશામાં પંજાબ બહુ હીંદુ કરવાનું હતું નહીં.

બંગાળામાં ડૉ. રોયે ખાદીકાર્યમાં જે રસભર્યો ભાગ ઉત્સાહપૂર્વક લીધો અને ખાદી પ્રતિષ્ઠાનની સંસ્થા સ્થાપન કરી એ ગાંધી યુગની બંગાળમાં થએલી વ્યવહારુ અસરનું ઉદાહરણ છે. બંગાળની વિચાર સરણીમાં કે તેના રાજકીય દૃષ્ટિબિંદુમાં ગાંધીવાદની મહારાષ્ટ્રમાં થઈ છે તેટલીજ–(નહીં જેવી)—અસર થએલી છે એમ કહીએ તો ખોટું નથી. અલબત્ત અસહકારની ભરતીના સમયમાં દેશબંધુ દાસ અને હજારો બંગાળીઓ જેલમાં ગયા–તેને તો આપણે તાત્કાલિક ઉશ્કેરણીના કાર્ય તરીકે ગણીશું: તે સમયે બંગાળના ઉપર ગાંધી વાદનો બાહ્ય વિજય તો થએલોજ હતો. મહારાષ્ટ્રમાં તિલક મહાવિદ્યાલય એજ અરસામાં સ્થપાયું–અને બેલગામના ગંગાધરરાવ દેશપાંડેએ તિલકને ગુરુસ્થાને મહાત્માને સ્વીકાર્યા! મહારાષ્ટ્રમાંથી ગાંધીવાદને મરાઠાની લાક્ષણિક દૃઢતાથી અને ચીવટાઈથી વળગી રહેનાર કાલેલકર, ગંગાધરરાવ દેશપાંડે, ભાવે વગેરે મહાત્માના રથીઓ મળ્યા. પરંતુ મહારાષ્ટ્ર પ્રદેશમાં તેની અસર ઉંડી કે સ્થાયી થઇ નથી.

અને ગુજરાત! ગુજરાતમાં તો પ્રજાજીવનનું એક પણ એવું અંગ નહીં હોય જેમાં ગાંધીવાદની થોડી ઘણી પણ અસર આપણને ન દેખાય. સમાજસુધારો, કેળવણી, મ્યુનીસીપાલીટી, સેનીટેશન, અસ્પૃશ્યતા નિવારણ, ગામડાનું રચનાત્મક કાર્ય, મંદિરોનો સુધારો; મેળાઓની ઉજવણી, પત્રકારના ક્ષેત્રમાં "નવજીવનની" શરુઆત અને વ્યવસ્થિત પ્રયત્નોનો આરંભ; કાઠીઆવાડની પ્રજામાં નવચેતનનું–પ્રગટી નીકળવું: ઠેકાણે ઠેકાણે ખાદી ભંડારો અને ખાદી કાર્યાલયોની સ્થાપના–એ અને એવાં અનેક કાર્યો ગાંધીયુગને સીધી કે આડકતરી રીતે આભારી છે એમ કહીએ તો તેમાં જરાપણ અતિશયોક્તિ નથી.

"નવજીવનમાં" દર અઠવાડીએ પ્રગટ થતાં સરળ અને જુસ્સાદાર લખાણોએ ગુજરાતી ભાષામાં રાજકીય લખાણનો નવો યુગ શરુ કર્યો એમ કહેવું જોઇએ. તેમાં ઈંદુલાલના પ્રેરક અને બળતા લેખો પણ ગણવા જોઇએ. "નવજીવનની" વિચારસરણીને અનુસરનારા લેખકોની એક ટોળીજ ઉભી થઇ, અને તેમણે પ્રજાને રાજકીય વિચારોનું શિક્ષણ આપવું શરુ કર્યું.

ગાંધીયુગે ખબરદારને પ્રેરણા આપી ગુજરાતી ભાષામાં દેશભક્તિનાં ગીતો રચાવ્યાં; નાનાલાલને "ગુજરાતના તપસ્વી"ની પ્રેરણા આપી અને કેશવ શેઠની કૃતિઓને જન્મ આપ્યો એમ કહીએ તો ખોટું નથી. રાયચુરામાં પણ ગાંધી યુગનું પ્રોત્સાહન સ્પષ્ટ છે. અનેક કવિઓની કલમને તે યુગે પ્રેરણા આપી છે.

કાઠીઆવાડનું "સૌરાષ્ટ્ર" અને મેઘાણીની સંદિલ સેવા; સુરતનું "નવચેતન" અને દયાળજીભાઇ તથા કલ્યાણજીભાઇ વગેરેની સુરતની સેવાઓ; દરબાર ગોપાળદાસનો ત્યાગ અને બોરસદના કાર્યની શકયતા; વલ્લભભાઇ અને તેમની સાથે અમદાવાદના બીજા બુદ્ધિશાળી દૃઢ અસહકારીઓનાં કાર્યો; સુરત, નડીઆદ અને અમદાવાદની મ્યુનીસીપાલીટીની સરકારના અંકુશથી સ્વતંત્ર કેળવણી આપવાની લડતો–ગોધરામાં શરુ થએલાં અંત્યજાશ્રમ અને અમૃતલાલ ઠક્કરનો ભીલીસેવાશ્રમ વગેરે અનેક નાનાં મોટાં રચનાત્મક કાર્યો–દેશ સેવાના અનેક સફળ અને નિષ્ફળ પ્રયોગો અને ઉચ્ચ જીવનો ગાંધીયુગને આભારી છે.

શુદ્ધ સાહિત્ય વીશે મહાત્મા ગાંધીના વિચારો જાણીતા છે. "ખેડુત માટે તમે શું કર્યું?",

એવો પ્રશ્ન તેઓએ ૧૯૨૦ ની સાહિત્ય પરિષદમાં વિદ્દદ્ ભોજ્ય લખાણ કરનાર લેખકોને પુછેલો હતો. પરંતુ–સાહિત્યનો આત્મા "કલા અથવા તો રસાત્મક કૃતિની ઉત્પત્તિ છે" એવો મત જો સ્વીકારીએ તો આપણે સખેદ કબુલ કરવું પડશે કે શુદ્ધ સાહિત્યના ક્ષેત્રમાં ગાંધીવાદે બહુ થોડી સેવા બજાવી છે. સાહિત્યનો આત્મા સૌંદર્ય, તેની પૂજા અને તેનો આવિર્ભાવ છે, એ દૃષ્ટિએ સાહિત્યમાં "રૂપ"ના સૌંદર્યને અનુપમ સ્થાન મળે છે; ગાંધીવાદમાં તે ગૌણ રહે છે. ટાગોરનાં કાવ્યો બંગાળમાં ઠીક પ્રચાર પામ્યાં છે. પરંતુ તેનો અર્થ બધા માણસો તે કાવ્યો સમજે છે એવો નથી થતો. વળી, લોકોમાં પ્રચાર પામવા માટે તેમનામાં રૂપના સૌંદર્યનો અભાવ હોવો જોઈએ એમ માનવું પણ સત્ય નથી. ગાંધીજીની પોતાની તે સમયની શૈલીમાં સરળતા, સ્પષ્ટતા અને ઓજસ આપણને સ્પષ્ટ જણાય છે. સચોટતા પણ ઓછી નથી. પરંતુ સુંદરતા, કલ્પના, રૂપની છટા ભાગ્યે જોવામાં આવે છે. એમની પોતાની શૈલીમાં સહૃદયતાની ઉંડી છાપ લગભગ હંમેશ હાજર હોય છે. પરંતુ એજ શૈલીમાં લખવા પ્રયત્ન કરતા એમના અનુયાયીએ લેખકોમાં આપણને એ સંગીનતાની ખામીનું દુઃખકર ભાન થયા વિના રહેતું નથી. ઘણે ભાગે તો સહૃદયતાની ગેરહાજરીને લીધે એ લખાણ કૃત્રિમ, શુષ્ક અને કોઈકવાર ડાહ્યું––દોઢ ડાહ્યું પણ–લાગે છે. અલબત, ગુજરાત વિદ્યાપીઠની સ્થાપનાને લીધે-રાષ્ટ્રીય પાઠ્યપુસ્તકોનાં લેખન તથા પ્રચારને પરિણામે અને પુરાતત્વ મંદિર સ્થાપવાને લીધે પ્રાચીન જૈન ગ્રંથોના અભ્યાસની વિશિષ્ટ શોધખોળને પ્રોત્સાહન મળ્યું છે. પરંતુ સર્જક સાહિત્યમાં ગાંધીવાદે વિવેચન અને રાજકીય સાહિત્ય સીવાય બહુ સંગીન ફાળો આપ્યો હોય એમ લાગતું નથી. ગામડાંઓને લગતું સાહિત્ય જેની આપણા સાહિત્યમાં ખોટ હતી–તે ગાંધીયુગની અસરને લીધે ઉભું થયું એમ કહેવું જોઈએ. ગ્રામ્ય જીવનના પ્રશ્નો રાજકીય કાર્યકર્તાઓની દૃષ્ટિ ખેંચી રહ્યા છે અને કેળવાએલા વર્ગના મનમાં ગામડામાં કામ કરવાની અગત્ય પૂર્વયુગ કરતાં વધારે સમજાવા લાગી છે, તે પણ ગાંધીયુગને લીધે.

પૂર્વયુગમાં સમાજ સુધારાના અને આર્થિક પ્રશ્નો ગૌણ ગણાતા અને રાજકીય પ્રશ્નોની પાછળ રહેતા–ગાંધીયુગમાં અસ્પૃશ્યતા નિવારણ અને ખાદી પ્રચાર રાજકીય પ્રશ્નોની આગળી હરોળમાં આવી ગયા. પૂર્વયુગમાં ભાષણો, ઠરાવો અને રાજકીય ચળવળ સીવાય બીજા કોઈ પણ કાર્યમાં મહાસભાનું રોકાવું અશક્ય જેવું લાગતું. જ્યારે ગાંધીયુગમાં રચનાત્મક કાર્યક્રમ, અસ્પૃશ્યતા નિવારણ—ખાદી, ચરખો વગેરે પ્રશ્નોનો મહાસભાએ સ્વીકાર કર્યો છે. ગાંધીયુગની સાથે રાજકીય ક્ષેત્રમાં એક પ્રકારની ભાવનાશીલતા આવી. નીતિના સિદ્ધાંતોને રાજકીય કાર્યક્ષેત્રમાં સ્થાન મળ્યુ, સ્વતંત્રતા કાજે દુઃખ સહન કરવાની અગત્ય પહેલાં કરતાં વધારે સ્વીકારાઈ અને રચનાત્મક કાર્યનો સ્વીકાર થઈ વ્યવહારુ પગલાંઓ ભરવા ઉપર ભાર મુકાયો.

સામાજિક પ્રશ્નોમાંથી અસ્પૃશ્યતા નિવારણ દારુનિષેધ અને સામાજિક જીવન સાથે જોડાએલા આર્થિક પ્રશ્નોમાં ચરખાને અગ્રસ્થાન મળ્યું. પૂર્વયુગમાં અસ્પૃશ્યતાને સશાસ્ત્ર ઠરાવનારા પંડિતો પણ મળી આવતા. ગાંધીયુગમાં તેમનો અવાજ સંભળાતો નથી. પૂર્વયુગમાં જેટલે અંશે અસ્પૃશ્યતાનો દોષ દૂર કરવામાં આવ્યો હતો તેના કરતાં ગાંધીયુગમાં થએલું વ્યવહારુ કામ અનંતગુણ વધારે કહેવાય.

પૂર્વયુગમાં હીંદુ મુસલમાન એકતાનો પ્રશ્ન અગત્યનો ગણાતો છતાં તેને ગાંધીયુગે જે અગત્ય આપી તેટલી તે સમયે અપાઇ ન હતી. મોટે ભાગે રાજકીય ચળવળનું કાર્ય સંસ્કારી હીંદુનેતાઓના હાથમાં હતું એમ કહેવામાં અતિશયોક્તિ નથી. પરંતુ ગાંધીયુગમાં મુસલમાનોને સ્વરાજ્યની ચળવળમાં હીંદુઓને પડખે ઉભા રાખવાની ઇચ્છાથી કેવળ શુદ્ધ ભ્રાતૃભાવની લાગણીથી પ્રેરાઇને મહાત્મા ગાંધીએ ખીલાફતનો ધાર્મિક પ્રશ્ન રાજકીય ચળવળમાં ભેળવ્યો. તેનું પરિણામ અજ્ઞાન, ઝનુની અને ધર્માંધ મુસલમાનોની જાગ્રતિમાં આવ્યું ખરું. પરંતુ ખીલાફતના સડી ગએલા જુનાં ખોખાને મુસ્તફા કમાલના નેતૃત્વ નીચે નવીન તુર્ક પ્રજાએ સદાને માટે તિલાંજલિ આપી હીંદી મુસલમાનોની દખલગીરીનો કડક રદીઓ આપ્યો; ત્યારે ખીલાફતની ચળવળને પરિણામે જાગ્રત થએલી ધર્માંધતા હીંદુઓ પ્રત્યે વળી અને કોહાટથી કુર્ગ અને મૈમનસિંગથી સહરનપુર, નાગપુર, અકોલા, અને અંબીમાં કોમી ઝઘડાઓ ફાટી નીકળ્યા. હીંદુઓની અવ્યવસ્થાનો, નિર્બલતાનો, ઉદાસીનતાનો, અને એકતાની ખામીનો તથા ઝનુનના અભાવનો, લાભ મુસલમાનોએ લીધો. અસહકારના સ્થંભ ગણાતા મુસલમાન નેતાઓએ—અલી બીરાદરોએ—ઉઘાડે છોગે રાષ્ટ્રીયવાદને તિલાંજલિ આપી, કોમી વાદને-સ્વીકાર્યો. પરિણામે, હીંદુ રાષ્ટ્રવાદી નેતાઓમાં પણ ભાગ પડયા. કોમીવાદનાં અનિષ્ટ સ્વરૂપો રાજકીય ક્ષેત્રમાં બહાર પડવાને લીધે નવીન પરિસ્થિતિ ગાંધીયુગની પાછળ ઉપસ્થિત થઇ છે. હજી દેશ એમાંથી મુક્ત થયો નથી. એક રીતે, હીંદુ-મુસલમાનનો અત્યાર સુધી અનુત્તર રહેલો પ્રશ્ન પાછો પ્રજાકીય નેતાઓની સમક્ષ એ રીતે પણ ઉપસ્થિત થયો છે તે સારું પણ છે. કારણ કે એનો ઉકેલ લાવ્યા વિના રાજકીય સ્વતંત્રતાની આશા મૃગજળ સમાન છે.

[ આ નિબંધનો વિશેષ ભાગ આવતા અંકે ]

## નૈવેદ્ય

[અનુસંધાન પૃષ્ઠ ૧૩૨ થી]

બાલા

ના. ના. પણ લોકો બબડે કે જોયું બીજા કોઇને વહુ હોય છે કે નહીં કે ભાઇ લઇને નીકળી પડયા ! તમારે માટે આવું બોલાય તે મારાથી નથી સાંભળી શકાતું.

કુમાર

જો ગાંડી. મારે એવી વાતો નથી સાંભળવી.

બાલા

ત્યારે શું બોલું ?

કુમાર

આપણે હિમાલય પરથી આવ્યા પછી તને ગમતું હતું કે ?

બાલા

મને તો બહુજ ગમતું હતું.

કુમાર

( કચવાતાં ) એટલે ?

બાલા

કેમ તમને નહોતું ગમતું ? મને તો બહુજ ગંમત પડતી હતી.

કુમાર

શેમાં !

બાલા

હિમાલયમાં શું શું જોયું તે બધુ યાદ કરવામાં.

કુમાર

યાદ કરવામાં તે કં ગંમત પડતી હશે ?

બાલા

( તોફાને નયન નચવતાં ) એ તમને નહીં સમજાય.

કુમાર

કેમ વારું !

બાલા

જુઓને, તમારાં બા અમારે ઘેર આવતાં પછી અમે બંને હિમાલયની વાતો કરતાં. મને બધુ રજે રજ યાદ છે, હું બધું કહેતી તે સાંભળવાની તમારી બાને બહુજ ગંમત પડતી. પણ તમારાં બા બહુ પક્કાં છે હો !

[ ઘડીભર કુમારને જોઇ રહે છે.

કુમાર

કેમ ?

બાલા

હું તમારી કં વાત કરું તો સાંભળે અને મારી વાત કરું તો કં નહીં.

કુમાર

પછી ?

બાલા

પછી શું ! હું એવી રીતે વાત કરતી કે મારી વાત આગળ એ ભેળી હેતી એટલે પછી સાંભળવીજ પડે.

કુમાર

ત્યારે પછી શું ? પક્કાં કેમ કહેવાય ?

બાલા

ત્યારે બીજુ શું ? વાત સાંભળતાં જાય અને કહેતાં જાય કે આપણા બેની જોડ કેવી સરસ થાય ?

કુમાર

( ધીમેથી ) એમાં શું ખોટુ !

બાલા

જાઓ નથી બોલવાની તમારી સાથે.

[ મોં આડું ફેરવીને પડી રહે છે. કુમાર હાથ લંબાવી એની લટો સાથે રમે છે.

કુમાર

તો ત્યારે હિમાલયની વાતો કરવીજ ન હતી.

બાલા

તે મારી મરજીની વાત છે. તમે કોણ કહેનાર ?

કુમાર

ત્યારે એટલુંજને કે તને મારી બા કહેતાં હતાં તે ગમતું હતું ?

બાલા

બીલકુલ નહીં.

કુમાર

દીલ એક કહે અને જીભ જુદુંજ લવે એ વાત ખરી લાગે છે.

બાલા

તદ્દન જુડી વાત. મને તો તમારે માટે એટલો બધો કંટાળો હતો !

કુમાર

કંટાળો કેમ આવ્યો ?

બાલા

અરે બધેથીજ જુલમ ! તમારી બા વાત કરે, મારી બા પણ એજ વાત કરે અને પાછી કહેતી જાય 'બાલા ! તને અને કુમારને ઠીક હળી ગયું છે' એવું કહેને મારો જીવ જતો રહે.

કુમાર

ત્યારે પરણી શું કામ !

બાલા

(તોરમાં) એમાં કેં અમારો બૈરાંનો ઉપાય ચાલે છે ? બધાંએ તમારાં વખાણ કરી કરીને મને તમારે ગળે વળગાડી દીધી.

કુમાર

બાલા, તું મારી સાથે લડે છે શું કામ ?

બાલા

લડું નહીં તો શું કરું ? હિમાલયમાં તમારા આપ્તજનનું વર્ણન કરીને અત્યાર લગી મને ગુંગળાવી નાખી.

કુમાર

બા... લા... !

બાલા

તમને કયાં દયા છે ? પુરુષ જેટલું જડ પ્રાણી દુનીઆમાં શોધ્યું ન જડે.

કુમાર

જો પાછી. તે દિવસે જતાં જતાં છેવટના મારા તરફ દીલના દર્દભર્યું જોઇ ગઇ હતી. એ નજરે મને આ છ મહીનામાં દીવાનો બનાવી મુકયો છે.

બાલા

( કુમાર તરફ મીટ માંડીને ) વહાલા !

[ કુમાર ચુમવા વાંકો વળે છે.

બાલા

( તોફાનમાં ) ના. હજુ પરણીને કુળદેવીને પગે લાગવાનું બાકી છે.

કુમાર

( હસતાં ) લુચ્ચી !

[ ત્રાંસી નજરે જોઇ રહે છે. બે ચાર પળ અનિમેષ વીતી જાય છે. દીલનો એકરાર પુરો થાય છે

બાલા

તમે કયારે બહારગામ જવાના છો ?

કુમાર

એ વળી તને કોણે કહ્યું ?

બાલા

મેં સાંભળ્યું કે કોઇ ઠેકાણે તમે અધ્યાપક થવાના છો.

કુમાર

ખરું.

બાલા

તમારાં બા બબડતાં હતાં કે ઘરનો ધંધો મુકી આવું ધતીંગ શું શોધી કાઢયું છે ?

કુમાર

એ એમને શી રીતે સમજાય ? બાલા, મારે જીવનમાં મારા આદર્શો ઉતારવા છે.

બાલા

એ શું વળી !

કુમાર

ભુલી ગઇ ? હિમાલય પર કહ્યા હતા તે.

બાલા

પણ તમે જતા રહો તે મને કેમ ગમે ?

કુમાર

એમ ગાંડાઇ કરે કેમ ચાલશે ? અધ્યાપક થઇ મારે ઉગતી પ્રજામાં પ્રાણ રેડવા છે. આજના વહેંતીઆ આદમી મહીંથી આપણી મહાનુભાવ વ્યક્તિઓ ( Superman ) સરજાવવાના મને કોડ છે. જીવન મહીં ઉત્સાહ વિનાની, સત્યના આગ્રહ વિનાની નિર્માલ્ય વ્યક્તિઓને બદલે રગેરગ મહીં નવચેતન રેલાતું હોય એવી નવી પ્રજા ઘડવાની અભિલાષા છે. માનવ જીવન ક્ષુલ્લક છે. છતાંએ એ મહીંએ મહત્તા વસે છે એ અનુભવ કરાવવાની મને તૃષ્ણા છે.

બાલા

(નિરાશ થતાં) પણ તમે જાઓ એટલે મને અહીં નહીં ગમે.

[ આંખમાં આંસુનાં બિંદુઓ ચમકી રહે છે. આથમતા સૂર્યના તેજમાં અશ્રુ બિંદુઓ બાલાને અતિશય મોહક બનાવે છે. કુમાર એને જોઇ રહે છે. સૂર્યાસ્ત થાય છે

કુમાર

બાલા, જોયું ? સૂર્ય પશ્ચિમમાં આથમ્યો અને પૂર્વ દિશા રંગાઇ રહી છે.

[ બાલા ઉંચે જુએ છે

બાલા

હા, એમ કેમ થયું ?

[ કુમાર ઉંચું જોતી બાલાને જમણા કપોલે ચુમે છે. બાલા ચમકે છે અને પાછું ફરે છે. મુખમુદ્રા પર લજ્જાની છોળો પથરાઇ રહે છે

કુમાર

બાલા ! (ડાબો ગાલ બતાવીને ) અહીં કેમ લાલી ચઢી આવી ?

[ બાલા સરોષ જોઇ રહે છે.

બાલા

ચાલો, તમને તો કોઇ જાતની લાજ શરમ નથી. સારું છે કે અહીં કોઇ નથી બાકી કોઇ જોઇ જાય તો કેવું ખરાબ લાગે !

[ કુમાર હસે છે.

મોડું થયું. તમારાં બાં. બુમ મારતાં હશે. ઘડપણે એમને રાધવું તે કેટલુ અઘરું થઇ પડે !

કુમાર

( હસતાં ) હવે મને ભુખ નથી રહી.

[ બંને એક બીજાના સામું ઘડીભર જોઇ રહે છે. થોડીવાર પછી બંને ખડખડાટ હસે છે. અને બંને ઉઠીને જાય છે

પડદો પડે છે.

[ આ નાટકનો વિશેષ ભાગ આવતા અંકે ]

---

## પાપીષ્ટા

[અનુસંધાન પૃષ્ઠ ૧૨૪થી]

એક બીજાને બતાવીને કહેતા "આ તો પેલી પ્રજ્ઞા, બાપ વિનાનાં છોકરાંવાળી પાપીષ્ટા" વગેરે.

સત્યકામના વિકાસ માટે તેને બધે સ્થળે લઇ જવાની જરુર પ્રજ્ઞાને લાગી. એક દિવસ તે તેને મંદિરમાં લઇ ગઇ. ત્યાંનો પુજારી જુવાન બ્રાહ્મણ હતો. પ્રજ્ઞાને દેવળના ઓટલા ઉપર ચઢતી જોઇને તે ગુસ્સે થયો. એકદમ બહાર આવ્યો. બહાર શું તમાસો થાય છે તે જોવા પ્રજ્ઞા પાછળ કેટલાક લોકો આવેલા હતા. લોકોને દેખી પુજારીને શુર ચઢ્યું અને પુછ્યું: "પધારો બ્હેન, આપ તો ઠાકોરજીનાં દર્શને પધારતાંજ નથી, કહો જોઇએ આ છોકરાનો બાપ કોણ છે?"

પ્રજ્ઞાને પણ કશીક નવી કસોટી થવાની વકી તો હતીજ. તેણે નિશ્ચિત મને જવાબ દીધો, "આપણો બધાનો બાપ પરમેશ્વર તેજ આ છોકરાનો બાપ છે એટલુંએ પુજારી થઇને તમે સમજતા નથી?"

પુજારી છોભીલો પડી ગયો. પ્રજ્ઞા ચાલી ગઇ.

બહારના જગતમાં આટલું બધું દુઃખ, વેદના, અપમાન, તિરસ્કાર સહન કરવાં પડતાં હતાં છતાં પ્રજ્ઞાનું ઘર તો સ્વર્ગીય આનંદોથી ભર્યું હતું. એ આનંદ નિત્ય નિત્ય નવીન સ્વરૂપ ધરતો હતો. પહેલાં સત્યકામે બોલવાનો પ્રયત્ન કર્યો, પ્રજ્ઞા તેને હાલરડું ગાતી હતી. એક પુરું થયું એટલે બીજું ઉપાડ્યું તે સત્યકામને ગમ્યું નહીં. તેણે તેનો સુકોમલ નાના હાથ લાંબા કરીને વિરોધ કર્યો, "આ–આ–આ–" પ્રજ્ઞાએ કહ્યું "આ આ નહીં, 'બા' કહે," અને સત્યકામે માતૃભાષાના પ્રથમ શબ્દનો ઉચ્ચાર સફલતાથી કર્યો. પ્રજ્ઞાને ખાત્રી થઇ કે તે માતા બની ચુકી.

એમ કરતાં કરતાંએ વર્ષો વહી ગયાં: સત્યકામ હવે આઠ વરસનો હરતો ફરતો થયો હતો. તેને વાર્તા સાંભળવાનો શોખ બહુજ હતો. એક સાંજે પ્રજ્ઞા બાગમાં બેઠી બેઠી સત્યકામની રમતો તરફ જોઇ રહી હતી. સત્યકામ રમતો છોડી ઉભો થયો ને હવામાં વાળનાં ઝુલ્ફાં ફરકાવતાં ફરકાવતાં આવીને તેણે પ્રજ્ઞાને કહ્યુંઃ "બા! બા! એક વાર્તા કહોને. મારે વાર્તા સાંભળવી છે" આ દિવસોમાં પ્રજ્ઞાને મન તેનું આખું વિશ્વ સત્યકામમાં સમાઇ ગયું હતું. તે તેની બધી નિર્દોષ માગણીઓ પુરી પાડવા તત્પર હતી. તેણે પુછ્યું: "નવી કહું કે જુની?"

ટેવથી બાલકે ઉત્તર આપ્યો "જુની"

"જુની; કઇ કહું"

"ના, ના, જુની નહીં નવી."

આ વખતે આ સ્વર્ગીય આનંદો વચ્ચે કોઇકવાર એક દુઃખદ વિચાર હમણાં હમણાં તેને સતાવવા લાગ્યો હતો તે એ કે હવે કોઇ આવીને સત્યકામની માગણી કરે અથવા બીજી રીતે તે અને સત્યકામ જુદાં થાય તો તેની દશા શી! સત્યકામ આવ્યા પહેલાં પણ તે એજ વિચારમાં હતી તેવામાં તેણે વાર્તાની માગણી કરી અને પ્રજ્ઞાએ વાર્તા શરુ કરીઃ—

"એક મોટો, મોટો રાજમહેલ હતો. એ મહેલમાં એક કુંવરી એકલી રહે. રોજ સવારે ઉઠીને કુંવરી તેની બારીમાંથી ડોકાય. પણ કોઇ નજરે પડે નહીં. ઘણી કુંવરીઓને મળવા રાજકુંવરો જાય પણ આ કુંવરીને મળવા કોઇ જાય નહીં."

"આ શું કામ નહીં જતા હોય?"

"કાં કે એ રાજકુંવરી બીજી કુંવરીનાં જેવી નહોતી. બીજી કુંવરીઓ તો રૂપરૂપનાં અવતાર અને આ તો બીચારી સાદી. કુંવરો

તે અટકી ગયા અને બોલવું હતું તે પણ એક દુર્દમનીય લાગણીના જોરે ભુલી ગયા.

"બહેન ! બહેન ! તેં મારા જેવા ઘરડાને આજે શરમાવ્યો છે. દુનીઆમાં ઉદાર માણસો થતાં હશે પણ બહેન કોઇકના છોકરા માટે વગર ગુન્હે દુનીઆની નિંદા સહેવાનું અને આટલું દુઃખ વેઠવાનું તો મહાત્માઓથીજ બની શકે. આજ આ તારો ગોવિંદજી કાકો બોલી શકતો નથી. બહેન બોલતો નથી પણ તારે પગે પડું છું. તું તો દેવી છો. મને માફ કર."

ગોવિંદજી શેઠની આ વૃત્તિઓમાં કશું નવાઇ ભરેલું ન હતું. અનેક વર્ષોના બ્રહ્મચર્યે પ્રજ્ઞાને દીપ્તિ આપી હતી, અનેક વેદનાની કેવળ પોતાનાજ મનમાં સમાવેલી યાતનાએ તેને સૌમ્યતા અર્પી હતી, અને અનેક દિવસો સુધી અવિરત વહ્યા કરેલા વાત્સલ્યના ઝરાએ તેની મુદ્રાને વિરલ સૌંદર્ય આપ્યું હતું.

સત્યકામ આમાં કશું સમજ્યો નહીં. તેણે તરત પુછ્યુંઃ "બા ! બા ! આ કોણ છે ?"

ઉત્તર મળ્યોઃ "આપણા ગોવિંદજી કાકા."

ફરી પુછ્યું: "આ બીજું કોણ છે?"

શીલકુમાર વચ્ચેજ બોલ્યોઃ "હું એ બાલકનો મામો છું. અને બહેન જ્યારથી વીરમગામના મજુર, જેની માનું જીવન આપને પ્રતાપે બચ્યું છે, તેની પાસેથી - શીહોરમાંથી, અહીંથી, ગોવિંદજીભાઇ પાસેથી આપની હકીકત સાંભળી ત્યારથી આપને માટે મારી કેટલી પૂજ્ય બુદ્ધિ જાગ્રત થઇ છે તે હું વર્ણવી શકતો નથી. જો હીંદુ સ્ત્રીનાં તેનેજ મોઢે વખાણ થઇ શકતાં હોય તો હું કહું કે આપ અદ્‌ભુત છો."

"શા માટે ? શું માતૃત્વ એ સ્ત્રી માત્રનો જન્મસિદ્ધ હક્ક નથી?"

"જરૂર છે. પણ હીંદમાં આવ્યા પછી આવાં વિરલ સાધ્વીનું દર્શન પામીશ એવો મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. પણ આજે તો અમે આપને રોકયાં. એક વધારે મહત્ત્વને કામે હું હવે પછી આપની રજા હશે તો આવીશ."

તેઓ ગયા. સત્યકામે દાવો ફરી રજુ કર્યોઃ "બા ! બા ! પેલી વાર્તા કહોને. પછી એ રાજકુંવરીના બાલકનું શું થયું ?"

"હમણાં નહીં. મને લાગે છે કે એ રાજકુમારીની વાર્તા તદ્દન ખોટી હતી. ચાલ હું તને અંદર જઇને બીજી વાર્તા કહું."

પણ એ વાર્તા ને આ વાર્તા સાથે સંબંધ નથી.

---

## ડાયરીમાંથી

[ અનુસંધાન પૃષ્ઠ ૧૫૧ થી ]

**તા. ૭ મી :** આપણે માત્ર દરવાન કે 'ઉઢાણી જેવી પાઘડી' ( સ્વ. ભોગીંદ્રરાવ ) વાળા વેપારી તરીકે જેને ઓળખીએ છીએ, તે આરબ કેટલો જ્ઞાનભુખ્યો છે ? તે સાતઆઠમી સદીમાં આપણા દેશમાં આવીને તક્ષશિલામાં ભણ્યો, ખગોળ ને ગણિત શીખ્યો, ને યુરપમાં એ ફેલાવ્યું. પછી ત્રણેક સૈકે એ પ્રજામાં અલબેરુની થયો—સંસ્કૃતનો પ્રખર પંડિત ને 'યોગસૂત્ર'ને અરબીમાં ઉતારનાર. ને આજે કેરોનો તાર છે કે આરબની જ્ઞાનપિપાસા એકલી એક અલઅઝાર યુનીવર્સીટીથી છીપતી નથી, એટલે તેના નેતાઓએ તેને માટે ગીઝામાં નવું-એકરી નવી યુનીવર્સીટી સ્થાપી છે.




પુસ્તક ૧૩ ] જયેષ્ઠ ૧૯૮૪ [ અંક ૩

## ગુજરાત અને યુગધર્મ

### ઉગતી પ્રજાને

સમાજ કે ધર્મે ઘડેલાં બીબાંમાં રહી નિશ્ચેતન ઢીંગલીઓ બનશો મા. તપથી શક્તિ મેળવજો, ભાવનાથી શુદ્ધિ મેળવજો. અભ્યાસથી કાર્ય દક્ષતા મેળવજો; જ્ઞાનથી સંસ્કાર સમૃદ્ધિ ભેગી કરજો; છે તેજ જીવનમાં રસ કેળવી ઉલ્લાસ અનુભવજો; અને આમ ઘડાએલી માનવતાને વ્યક્ત કરજો—શબ્દમાં, વિચારમાં, ચારિત્ર્યમાં ને કર્તવ્યમાં,–કોઈનો ભય ધાર્યા વિના, કશાની આશા રાખ્યા વિના, ગુજરાતને મહાન રાષ્ટ્ર થવું હોય, સંસ્કારનો મંત્ર દેવો હોય તો તેની ઉગતી પ્રજાને આ માનવતા સર્જાવવીજ પડશે.

—કનૈયાલાલ મુનશી

'કુમાર': આષાઢ '૮૩ના અંકમાંથી.




લેખક:

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

પ્રમુખ, સાહિત્ય સંસદ.

ચિત્રકાર:

રા. જગમોહન મીસ્ત્રી

---

સમય:

ઈ. સ. પૂર્વે ૩૨૦ ની આસપાસ.

## સ્થળોની માહીતી

પાટલીપુત્ર, કુસુમપુર, રાજગૃહ } પુરાતન મગધનું પાટનગર હાલ પટણા છે તેની પાસે.

તક્ષશિલા ... અફઘાનીસ્થાન આગળ આવેલું વિદ્યાને માટે વિખ્યાત હીંદુ રાજાનું પાટનગર.

---

## ક્રમવાર આવતાં પાત્રો

રાક્ષસ ...... મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો મંત્રી.

વક્રનાસ...... મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો અમાત્ય.

સુમોહા ...... તક્ષશિલાના રાજા સુબાહુની પુત્રી ને હિરણ્યગુપ્તની રાણી.

હિરણ્યગુપ્ત, ધનનંદ } શુદ્ર મહાપદ્મ નંદનો વંશજ અને પાટલીપુત્રનો ચક્રવર્તી રાજા.

શેષ...ક્ષુલ્લક માલ્લવોના દૂત પ્રણિધિ.
આંભિ...તક્ષશિલાનો યુવરાજ ને સુમોહાનો ભાઇ.
ભિખ્ખુ યસ...પૂર્વાશ્રમે કામંદકનો પુત્ર.
સેનાજિત......હિરણ્યગુપ્તના અંત:પુરના સૈન્યનો અધ્યક્ષ.
ગૌરી........સેનાજિતની પ્રિયતમા.
મૈનાકી......મહામાત્ર દર્શકની પત્ની.
આચાર્ય શકટાલ...ગૌરીના પિતા.
વિષ્ણુગુપ્ત...આંભિનો ગુરુબંધુ.
પ્રમંડક
કદ્રુ } ...આચાર્ય શકટાલના શિષ્યો.
શ્રીયક...
સ્થૂલભદ્ર } ...આચાર્ય શકટાલના પુત્ર.
કોશા...પાટલિપુત્રની વિખ્યાત ગણિકા.
કુમાર ચંદ્રગુપ્ત......નરેંદ્રદેવનો ભત્રીજો.

---

## આગલાં પ્રકરણોનો સાર

---

વાર્તા ઇ. સ. પૂર્વે ૩૨૦ ના આસપાસના સમયથી શરૂ થાય છે. મહાપદ્મ નંદના રાજ્યાભિષેકને એકાણું વર્ષ થયાં હતાં; અને તેનો પૌત્ર હિરણ્યગુપ્ત 'સર્વાર્થસિદ્ધિ'નું બીરુદ ધારી, મગધને સિંહાસને 'વીરાજતો હતો.

મહાપદ્મ નંદ તક્ષશિલાની કુંવરી સુમોહા સાથે પરણ્યો હતો. સુમોહાનો ભાઇ આંભિ ઘણે વર્ષે બહેનને મળવા આવ્યો હતો. તેની સાથે એનો બ્રાહ્મણ મિત્ર વિષ્ણુગુપ્ત હતો. નંદના રાજ્યમાં બ્રાહ્મણો પગે ચાલીને જાય એવી પ્રથા હતી. વિષ્ણુગુપ્તે આ આજ્ઞા ન સ્વીકારી. તે ચાલીને અંધ આચાર્ય શકટાલને ત્યાં ગયો.

આથી રાજ્યના અધિકારીઓમાં ચર્ચા ચાલીને ભય ઉત્પન્ન થવા લાગ્યો. મહાપદ્મ નંદ સ્વાર્થી હતો. સુમોહા એનાથી કંટાળી હતી. ભાઈ આવ્યાના સમાચારથી તે રાજી થઈ. મહાપદ્મ નંદે કંઈ હેતુ સાધવા સુમોહાદ્વારા આંભિને આમંત્રણ મોકલાવ્યું.

આચાર્ય શકટાલ એક વખત સત્તાના શિખરે હતા. હિરણ્યગુપ્તના સમયમાં તે રાજદ્રોહી હતા. તેની પુત્રી ગૌરી અંત:પુરના અધ્યક્ષ સેનાજિત સાથે વરાવવાની હતી.

સંનિધાતા દર્શકની પત્ની મૈનાકી, ઘરડા પતિની જુવાન પત્ની હતી. મૈનાકી સંનિધાતા ને રાજ્યથી કંટાળી હતી. તે કુમાર ચંદ્રગુપ્તને ચહાતી હતી. પણ તે ક્યાંક નાસી ગયો હતો. મૈનાકીને વિષ્ણુગુપ્ત આવ્યાના સમાચાર મળે છે. તે તેની પાસેથી મળે તો કુમારની ખબર જાણવા તેને મળવા જાય છે.

શકટાલને ત્યાં આચાર્ય વિષ્ણુગુપ્તને મળવા સિદ્ધ ક્ષપણક, રાક્ષસમંત્રી, ક્ષુદ્રક માલ્લવોના દૂત પ્રણિધિ વગેરે આવવા લાગ્યા. સેનાજિત પણ નવા આગંતુકને અને તેની પ્રિયા ગૌરીને મળવા આવ્યો. પણ તેને થોડી વાર રાહ જોયા પછી ઘરમાં પ્રવેશ થઇ શક્યો. આ અપમાનથી તેનું હૃદય આકુળ વ્યાકુળ થઇ ગયું. સેનાજિત શકટાલને લગ્નતિથિ નક્કી કરવા કહે છે.

વિષ્ણુગુપ્ત અહીંના ક્ષત્રિયોની અધમ દશાથી જાણીતા થાય છે. જ્યાં બ્રાહ્મણોની અવગણના થતી હોય ત્યાં બ્રાહ્મણોએ ન વસવું એમ કહે છે, ને બધાને આ સ્થાન છોડી જવા પ્રેરે છે.

શકટાલ ગૌરીને સેનાજિત સાથે વરાવવાના છે એ જાણી વિષ્ણુગુપ્ત આશ્ચર્ય પામે છે, ને વિષ્ણુગુપ્ત ગૌરીને પરણવા તૈયાર થાય છે.

નરેંદ્રદેવ આંભિ ને તેના બ્રાહ્મણ મિત્રના આગમનથી નગરમાં પ્રવર્તેલા હલચલાટથી ડરે છે ને એમને કેમ જલ્દી દૂર કરવા તેની યુક્તિ રચે છે. અને આંભિએ સુમોહા સાથે આવતી નોમે જવું એમ નક્કી થાય છે. પણ તે પહેલાં છઠ્ઠે આવનાર મહેમાનોના માનમાં સમાજની રચના થાય છે.

ગૌરી ઉપરા ઉપરી બનતા અદ્દભુત બનાવોથી કંટાળી ગઇ હતી. પોતે કોની સાથે લગ્ન કરે ? સેનાજિત કે વિષ્ણુગુપ્ત સાથે ? એ કંટાળી એનો એક ભાઇ સ્થૂલભદ્ર ગણિકાને ત્યાં પડયો પાથર્યો રહેતો તેની સલાહ અર્થે ચોરીછુપીથી તેને મળવા જાય છે, આ અણધાર્યા આગમનથી સ્થૂલભદ્રમાં એકદમ નવું ચેતન આવ્યું. તે કોશાને ત્યજી અંતે એક મહાવીરના અનુયાયી સાથે દીક્ષા લેવા ચાલી નીકળ્યો.

ગૌરી ભગ્નાશ થઇ ઘેર ગઇ. સેનાજિતે આવી શકટાલને કહ્યું : ' નરેંદ્રદેવે આપને નૈમિષારણ્ય જવાની રજા આપી છે, પણ લગ્નની તિથિ મહાદેવી પીએરથી પાછાં આવે ત્યાર પછી નક્કી થશે. '

આ સાંભળી શકટાલ નૈમિષારણ્ય જવાનું મુલતવી રાખે છે.

મૈનાકી વિષ્ણુગુપ્તને સંકેત પ્રમાણે આવી મળી. મૈનાકીએ ગૌરીને હેતભાવથી પોતાની કરી લીધી. ને લગ્નની વાતમાં સેનાજિત તરફ પક્ષપાત દેખાડી સલાહ આપી.

બીજે દિવસે સૌ સમાજમાં ભાગ લેવા ગયાં. સેનાજિત ગૌરીને મૈનાકીના પ્રેક્ષાગારમાં નીરાંતે મળી શકયો. ને તે રાતે તે એના ઘરમાં કેદ કરેલા કેદીને વીસરી ગયો. કેદી કુમાર ચંદ્રગુપ્ત ત્યાંથી નાસી છૂટી મૈનાકીને મળે છે. વિષ્ણુગુપ્ત કુમારને હાલ તુરત ત્યાંથી ચાલી જવા કહે છે.

( હવે આગળ વાંચો. )

## પ્રકરણ ૨૭ મું (ચાલુ)

—:o:—

### ચાણક્ય અને ચંદ્રગુપ્ત

"આ કારણથી કાયર બને છે ? તો જાણ હે મૌર્ય ! કે તારો પિતામહ કુમારગુપ્ત શૈશુનાગ મહાનંદીનો ઔરસપુત્ર પુત્ર હતો. મુરા દાસીનો પુત્ર નહોતો" આચાર્યે કહ્યું.

ચંદ્રગુપ્ત આંખો ફાડી શબ્દોના અર્થ ન સમજતો હોય તેમ જોઇ રહ્યો.

મૈનાકી પલ વાર જોઇ રહી, અને ઉઠીને ચાણકયની સામે આવી. તેનું તેજસ્વી મોઢું જિજ્ઞાસા અને દબાવેલા ઉત્સાહથી તપ્ત સુવર્ણ સમું જ્વલંત લાગતું હતું.

" કોણ ? કુમારગુપ્ત–મહાનંદીના ઔરસ પુત્ર ! "

" શું કહો છો ! " નિર્બલ અવાજે ચંદ્રગુપ્તે પુછ્યું.

" જો સવાર પડવા આવી છે ને વખત છે નહીં. તું દાસીપુત્ર છે તે ભુલી જા. તારા પિતામહ કુમારગુપ્ત મહાનંદીની મહાદેવી સુભગાના પુત્ર હતા."

" કયાંથી જાણ્યું !" મૈનાકીએ પુછ્યું. આ પ્રશ્નના જવાબમાં રહેલા ગાંભીર્યથી તેના મુખ પર લોહી તરી આવ્યું.

"આર્યોઓમાં શ્રેષ્ઠ ! જે હું જાણું છું તે હું જાણું છું." ચાણક્યે શાંતિથી જવાબ વાળ્યો. "મગધના નાથ મહાનંદીને તેની પ્રિય શુદ્રાના પુત્ર ઉગ્રસેને મારી નંખાવ્યા એ વાત સુવિખ્યાત છે."

ચંદ્રગુપ્ત જોઈ રહ્યો. મૈનાકીએ અધીરાઈથી પુછ્યું: "પછી?"

"પિતૃલોકમાં વિચરેલા તે મહાત્માને વરેલી પૃથ્વીનો પતિ થવાને તે ઉગ્રસેન ઉત્સુક થયો અને શૈશુનાગ વંશનો વિધ્વંસ કરાવ્યો. એ વાતની કોને ખબર નથી ?"

"મેં સાંભળ્યું છે" મૈનાકીએ કહ્યું.

"હે મૌર્યવર્ય !" આચાર્યે કહ્યું; "જ્યારે શુદ્રાપુત્ર ઉગ્રસેને મહાપદ્મ નંદનું નામ ધારી મહીને ફરીથી સનાથ કરી ત્યારે–પતિ વિયોગથી દુઃખી એવી સુભગા મહાદેવી શૈશુનાગની કીર્તિના બીજ રૂપ એવો તેજસ્વી ગર્ભ ધારતી હતી."

"હેં !" ચંદ્રગુપ્તને વાચા થઈ.

"સાંભળ વાત !" આચાર્યે કહ્યું. "કૃતાંત સમો મહાપદ્મ રખેને પુત્ર રૂપે અવતરેલા એ બીજનો વિનાશ કરે એવા ભયથી મહાદેવીએ તેને દુઃખથી ગર્ભ જેનો પડ્યો છે એવી મહાનંદીની પ્રિય દાસી મુરાને સોંપ્યો." પુરાણની કથા કહેતા હોય એવી તટસ્થતાથી તેણે ઉમેર્યું.

"પછી ?"

"સાંભળ, એ પુત્ર તે કુમારગુપ્ત મૌર્ય–મહાનુભાવ !–તારા પિતામહ. માટે ક્ષત્રિયકુલ-ઉદ્ધારક મૌર્ય ! શંકા છોડી તું કર્તવ્ય કરવા તત્પર થા."

આચાર્ય બોલી રહ્યા પછી ક્યાં સુધી કોઈ બોલ્યું નહીં. ચંદ્રગુપ્ત આંખે બે હાથ દઈ બેઠો હતો. આ વાત ખરી કે ખોટી તે તપાસવાની પણ તેનામાં હીંમત નહોતી. પોતે મહાનંદીના દાસી પુત્રનો પૌત્ર હતો એ ખ્યાલ તેના તેજસ્વી સ્વભાવને સાલ્યા કરતો. શું આ કલંક ખોટું હતું ? શું શૈશુનાગકુલના ભૂષણ મહાનંદીનો પોતે પ્રપૌત્ર હતો ? શું પોતે ક્ષત્રિય હતો !

પોતે અધમ છે એવી માન્યતાથી તે ઘણી વખત અધમતામાંથી ઉદ્ધરવાનો પ્રયત્ન કરતો નહીં, અને નંદની મહત્તાને નમતું આપતો. અત્યારે પલ વારમાં તેને પોતાનો પ્રતાપ અને નંદની નિર્માલ્યતા બંને વધતાં લાગ્યાં. અત્યાર સુધી પોતે કુલવિહીનતાની ખીણોમાં ઉભો ઉભો નરેંદ્રકુલના ગિરિશૃંગ પર વિરાજતા ધનનંદને પૂજ્યભાવથી જોઈ રહ્યો હતો. હવે બંને સ્થાન ફેર લાગ્યાં પોતે વ્યોમસ્પર્શી ગિરિરાજ પરથી નીચે ઉભેલા નરેંદ્રને જોઈ રહ્યો હતો. પોતે–શૈશુનાગ ક્ષત્રિય કુલોદ્ધારક !

"આચાર્ય !" આખરે તેણે પુછ્યું; "આ વાત ખરી એની ખાત્રી શું ?"

"અલ્પ શ્રદ્ધામાં આનંદ માનનાર ! મહાપદ્મને પોતાની વિદ્યાથી સહાય્ય કરતા હતા એવા બાલ્હિકાચાર્યે અણી વખતે પોતાને ઉપયોગ લાગે એવા મુદ્દાથી આ યોજના રચી હતી. તે આચાર્યવર્યને સ્વમુખે સાંભળનાર તેના પૌત્ર આચાર્ય શકટાલ અહીંઆંજ છે. સુકેતુ ! ગુરુદેવને બોલાવ."

સુકેતુ ગયો. કોઈ બોલ્યું નહીં. થોડી વારે સુકેતુ અંધ શકટાલને દોરીને લઈ આવ્યો. આચાર્ય વિષ્ણુગુપ્ત, મૌર્ય અને મૈનાકી હાથ જોડી ઉભાં રહ્યાં.

"ગુરુદેવ !" વિષ્ણુગુપ્તે કહ્યું; "મૌર્યને પોતાની જન્મ કથાની ખાત્રી નથી થતી."

શકટાલના હોઠ થોડી વાર કાંપ્યાં. તેણે કર્કશ અવાજે કહ્યું: "મૌર્ય ! તું મહારાજ મહાનંદીનો પ્રપૌત્ર છે એમાં કંઈ સંશય નથી."

ચિતામાંથી ઉભા થએલા કોઈ શબને જોતો હોય એવા ગભરાટથી ચંદ્રગુપ્ત આ ભય-

ફર મંત્રી તરફ જોઇ રહ્યો. "તમને" તેણે આખરે પુછ્યું; "કોણે–બાલ્હિકાચાર્યે કહ્યું?"

"હા." શકટાલે જવાબ આપ્યો.

"ગુરુદેવ! ગુરુદેવ!" ચંદ્રગુપ્તે અકળાઇને કહ્યું. "તમે અને આચાર્ય વિષ્ણુગુપ્ત મને બનાવો છો. આચાર્ય મને કહો ખરી વાત શી છે? હવે ખરું જાણ્યા વિના મારાથી જીવાશે નહીં."

"તારે પ્રસક્ષ પ્રમાણ જોઇએ છે? કુમારગુપ્તને મુરા દાસી પાસે લઇ જનાર બાલ્હિકાચાર્યના શિષ્ય મુનિ ઉદ્દાલક નૈમિષારણ્યમાં હજુ તપશ્ચર્યા આદરે છે."

"મુનિ ઉદ્દાલક!" ચંદ્રગુપ્તે પુછ્યું.

"કુમાર!" ધીમેથી આચાર્ય વિષ્ણુગુપ્તે કહ્યુંઃ "કામંદકનો પુત્ર યસ જવાની તૈઆરી કરતો હશે. હવે નીકળી જા."

ચંદ્રગુપ્ત આચાર્ય સામું ડોળા ફાડી ઘુરકી રહ્યો. "તમારે મને નૈમિષારણ્ય મોકલવો છે? એ વાત છે, કેમ?"

"હા." આચાર્યે કહ્યું.

"જો મુનિ ઉદ્દાલક ન મળે તો—"

"તો, પાછા આવતાં કોઇ તને રોકતું નથી."

"આચાર્ય! આચાર્ય!" અધીરાઇથી વિષ્ણુગુપ્ત તરફ હાથ કરી મૌર્યે કહ્યું; "તમેજ આ બધું તોફાન ઉભું કર્યું છે. પણ શા માટે તે કહેશો? આ બધી પુરાણી કથા ઉકેલવાનો મુદ્દો શો? તમે પરદેશી છો. આ પ્રપંચમાં મને ફચરી નાખવા શા માટે તૈઆર થયા છો?"

"તને પૃથિવી અપાવવા."

"પણ આ પરમાર્થ કેમ આદર્યો?" કટુતાથી ચંદ્રગુપ્તે પુછ્યું. "આ મૈનાકીને કેમ હાથ પર લીધી છે? આટલે વર્ષે આ વૃદ્ધ મંત્રી પાસે રહસ્યો કેમ ઉઘાડાં પડાવ્યાં? કઇ વ્યૂહરચનામાં મને સપડાવવો છે? આચાર્ય! શા માટે?"

"શા માટે!" આચાર્ય વિષ્ણુગુપ્તે કહ્યુંઃ અને તેના હોઠ જરાક કાંપ્યા. "મને સ્વાર્થ છે."

"શો સ્વાર્થ?"

"મારો સ્વાર્થ. હા. છે. અત્યારે પૃથ્વીનું આધિપત્ય જે આ દુષ્ટ શૂદ્ર–ધનનંદના હાથમાં છે, તે લઇ મારે તારા— ક્ષત્રિયના હાથમાં મુકવું છે."

"તમારે અમાત્યપદ લેવું છે–એમ કહોની?" ચંદ્રગુપ્તે કટાક્ષથી કહ્યું.

"હા. પણ મને એ પદની લાલસા નથી. તક્ષશિલાનું અમાત્યપદ મારા પિતાનું છે તે કાલક્રમે મારું થશે. ધારું તો વક્રનાસનું પદ લઇ શકું એમ છું. પણ ગુરુદેવની સામે જો. શેષને ભારરૂપ એવા અમાત્ય શ્રેષ્ઠ શકટાલની આ દશા જોયા પછી એ પદનો મોહ કયા મૂઢને રહે?"

"ત્યારે એ લોભ શા માટે રાખો છો?"

"કારણ કે એ પદ લેનાર રાજત્વનો અગ્નિહોત્રી બને છે. કુમાર! રાજત્વ પણ વૈશ્વાનર છે. તે બળે છે, બાળે છે; પોષે છે ને પુનિત કરે છે; વિનાશે છે ને સર્જન કરે છે. તેને જે સાચવે છે તે તેના પ્રતાપથી તપે છે છતાં તેના વડે મોક્ષ પામે છે ને પમાડે છે."

"ધનનંદનું રાજત્વ તે વૈશ્વાનર ને વક્રનાસ તેનો અગ્નિહોત્રી. હા. હા." ચંદ્રગુપ્ત પાછો કડવાશથી હસ્યો.

"ના, એ રાજત્વ વૈશ્વાનર નથી, વડવાનળ છે. એના હોતાએ એને સંસ્કારની મર્યાદા, ધર્મનું પોષણ ને વિદ્યાની પ્રેરણા નથી આપી. એમાં દેવત્વ નથી."

"ને આપણામાં આવશે."

"હા. જ્યારે એ વહ્નિ હું સાચવીશ ત્યારે દેવો મર્ત્યોમાં પ્રવેશશે. પણ ત્યારે નથી તને રાજ્યસુખ મળવાનું ને નથી મને વિજયસુખ મળવાનું" આચાર્યના અવાજમાં તટસ્થતા ઓછી

થઇ. તે સ્વસ્થ હતા છતાં તેના મોં પર હૃદયમાં બળતી જ્વાલાઓનાં તેજ દેખાવા માંડ્યાં.

"પણ ત્યારે એ ફાંફાં શા માટે ?"

"મૌર્ય ! એ પાવકની સ્થાપના એ મારા સંકલ્પની સિદ્ધિ–એજ મારો સ્વાર્થ." તે અટક્યા. તેની સ્થિર આંખોમાં હૃદયની જ્વાલાઓની આંચ લાગી ને તે ભભુકી ઉઠી. તેના અવાજમાં સર્વભક્ષી અગ્નિની વિનાશક ગર્જનાનો પ્રતિશબ્દ સંભળાયો. તે સદા શાંત ને તટસ્થ દેખાતા હતા, પણ અત્યારે જાણે અશાંત તેજોમય વૈશ્વાનરની મૂર્તિ જેવા જણાયા; અને તેમના વ્યક્તિત્વમાંથી પ્રદીપ્ત ભાવનાઓના શબ્દતણખા ઉડાવવા લાગી. "તે સંકલ્પ સિદ્ધિનું દર્શન કરવું છે ?"

કોઇ બોલ્યું નહીં. આચાર્યે આંખ મીંચી. તે પરાઇ દુનીઆની વાત કરતા નહોતા, પોતાના જીવન સર્વસ્વના રહસ્યનું દર્શન કરાવતા હતા.

"તાત ! તને હું રાજ્યદંડ હાથમાં લેતો જોઉં છું ત્યારે સર્વ ધર્મના આશ્રયરૂપ વિદ્યા તને હું પ્રેરતી જોઉં છું—પ્રજ્ઞા, વાક્ય ને ક્રિયામાં તને વિશારદ કરતી જોઉં છું—લોક કલ્યાણમાં તને મગ્ન રાખતી જોઉં છું. ત્રણે વેદો વડે લોકને રક્ષતો, વર્ણાશ્રમને સાચવતો, આર્ય મર્યાદાઓને જાળવતો, સ્વધર્મમાં પ્રજાને પ્રવૃત્ત રાખી તેને સ્વર્ગ ને આનંત્ય[1] અપાવતો હું તને જોઉં છું. હું તને ખેતી વધારતો, પશુને પાળતો વાણિજ્યથી વૈભવને વિસ્તારતો જોઉં છું. લોકયાત્રાના આધાર રૂપ દંડનીતિથી અલબ્ધનો લાભ મેળવતો–લબ્ધને રક્ષતો–રક્ષિતને વધારતો –વધારાને સુયોગ્યોમાં વહેંચતો હું તને જોઉં છું. અને મૌર્યશ્રેષ્ટ ! ચારે વિદ્યાથી રાજ્યચક્ર ચલાવતો, તારા છત્ર નીચે અનેક રાષ્ટ્રો ને ગણો સંઘરતો, આર્યોના ધર્મો વડે લોકસંગ્રહને ઉદ્ધારતો, મહર્ષિઓના જીવનમંત્રોને સનાતન કરતો, અવનિને આર્યાવર્તની સીમાઓ એક કરી નાખતો હું તને જોઉં છું. મૌર્ય ! આ મારો સ્વાર્થ !"

તે જરા વાર થોભ્યા. "ચંદ્રગુપ્ત !" તેણે આજ્ઞા કરી; "એ સ્વાર્થ સાધવા તત્પર થા. ચાલ."

આચાર્યની આજ્ઞાની ગર્જના બધાના હૃદયમાં ભય પ્રસારતી, ખંડમાં ભયંકર પ્રતિશબ્દ કરતી દૂર ને દૂર જતી સંભળાઇ. મૈનાકી પૂજ્યભાવથી અવાક્ બની જોઇ રહી. ચંદ્રગુપ્ત આંખો વિકાસી, સ્તબ્ધ બની સાંભળી રહ્યો.

શકટાલની નિસ્તેજ આંખમાંથી દડ દડ આંસુ પડતાં હતાં. તેના હોઠ થર થર કાંપતા હતા. હાથ લંબાવી, તે લથડતે પગે, તે એક બે ડગલાં પાસે આવ્યા. હાથવડે વિષ્ણુગુપ્તને શોધ્યો. તેનું માથું શોધી તેના પર તેણે જમણો હાથ મુક્યો.

"વિષ્ણુ... ! આયુષ્માન્...!" તેનો અવાજ રૂંધતો હતો; "વૃદ્ધ શકટાલની આશિષ" તે ગુંગળાઇ ગયા. તેણે હાથવતે વિષ્ણુગુપ્તને લીધાને છાતી સાથે દાબ્યા.

મૈનાકી ડુસકાં ભરતી હતી.

વિષ્ણુગુપ્તે છુટા પડી હાથ જોડ્યા. તેણે શાંતિ ને તટસ્થતા જોતજોતામાં પાછાં મેળવ્યાં.

"કૌટિલ્ય !" શકટાલે સબહુમાન કહ્યું; "આજે હું શિષ્યનો પણ શિષ્ય થવામાં સદ્ભાગ્ય સમજું છું. જા, વિજય કર !"

"જેવી ગુરુદેવની આજ્ઞા" કહી આચાર્ય ચંદ્રગુપ્ત તરફ ફર્યા.

ચંદ્રગુપ્ત ધ્રુજતો હતો. તેની આંખો, વળી પળમાં આંસુથી લાલચોળ થઇ ગઇ હતી. તે એકથી બીજા તરફ જોતો હતો.

---

૧. મોક્ષ.

"તાત!" ચાણક્યે શાંતિથી પુછ્યું; "શું કહે છે? મારો સ્વાર્થ સાધવા તૈયાર છે કે નહીં?"

ચંદ્રગુપ્તે એક પગલું ભર્યું–હાથ જોડ્યા તે ચાણક્ય આગળ પડ્યો અને તેણે માથું તેના પગ પર મુક્યું.

"આચાર્યદેવ! તમારો સ્વાર્થ તે મારો ધર્મ, હું તૈયાર છું."

"ચંદ્રગુપ્ત! યાદ રાખજે. જ્યારે મારા આ સ્વાર્થની સામે જશે તે દહાડે તું જીવથી જશે."

"ગુરુદેવ!" રડતે અવાજે ચંદ્રગુપ્તે કહ્યું; "તમારા સ્વાર્થ વીસરતાં પહેલાં હું પોતે જીવ-થી જઈશ."

"શતં જીવ તાત!" કહી ચાણક્યે તેને ઉઠાવ્યો ને કહ્યું; "તું મૈનાકીની રજા લઇ લે. સુકેતુ તને યસ પાસે લઇ જશે. વૈશાલીમાં તારે માટે બધી તૈયારી થઇ ગઇ છે."

"જેવી આજ્ઞા"

"આર્યે!" ચાણક્યે મૈનાકીને કહ્યું; "તમે પણ પાછાં જાઓ. સવાર પડવા આવી."

"જેવી આજ્ઞા!" કહી શરમાતી મૈનાકીએ નીચું જોયું.

---

## પ્રકરણ ૨૮ મું

---

### સેનાજિતનો દ્વેષ

છઠ્ઠની સવાર પડી ને ચોઘડીઆં વગડ્યાં. ખાનપાન ને ગંમતના નિશામાંથી રાજા ને પ્રજાની જાગવા વખત થઇ. પોતાના પ્રેક્ષાગારના ખંડમાંથી આંખો ચોળતી મૈનાકી બહાર આવી ત્યારે પણ સેનાજિત અને ગૌરીની વાતચીત પુરી થઇ નહોતી.

"હવે ઘણું થયું, સેનાજિત!" સેનાજિતને મૈનાકીએ કહ્યું; "ઉઠો, નહીં તો નરેંદ્રદેવને ઉંઘમાંથી ઉઠાડશે કોણ?"

"હા, ખરી વાત છે", કહી જરા શરમાઇ, જરા હસી સેનાજિત ગયો અને મૈનાકી અને ગૌરી તૈયાર થવામાં રોકાયાં.



ચંદ્રગુપ્તે એક પગલું ભર્યું–હાથ જોડયા, તે ચાણક્ય આગળ પડયો અને તેણે માથું તેના પગ પર મુક્યું.

થોડીક નાલિકા પછી નરેંદ્રનાં દર્શને પુરુષો-એ અને મહાદેવીનાં દર્શને સ્ત્રીઓએ જવાનું હતું એટલે આખા સમાજમાં પ્રવૃત્તિ આવી અને બધા નહાવા, ધોવા, વસ્ત્રાલંકાર પહેરવામાં રોકાયા.

વખત થયો એટલે સરસ્વતીના મંદિર આગળ પુરુષો આવી, દેવીનાં દર્શન કરી, નરેંદ્રની વાટ જોતાં બેઠાં.

નરેંદ્રદેવ આવ્યા; સાથે આંભિકુમાર, વક્રનાસ, સંનિધાતા, રાક્ષસ વગેરે મહાપુરુષો આવ્યા. લોકોએ જયજય પોકારી દર્શન કર્યાં, અને બધાની સમક્ષ સરસ્વતીનું પૂજન થયું.

અંતઃપુરના પ્રેક્ષાગારની પાછળના ચોકમાં વિધવિધ શણગાર સજી સ્ત્રીઓ ભેગી મળી. અલંકારોથી ઓપતાં, પાસે આવતી સ્વતંત્રતાથી ઉલ્લાસભર્યાં મહાદેવીએ દર્શન આપ્યાં. આ સમૂહમાં તેને હવે રસ નહોતો—તેની આંખ તો તક્ષશિલાના પર્વતો પર ઠરી હતી.

શંખ ફુંકાયા અને વાજિંત્રો વગડ્યાં અને નરેંદ્રદેવ પ્રેક્ષાગારમાં ગયા. લોકો વીખરાયા, અને નાના મોટા ટોળામાં વહેંચાઇ જઇ ગાવા, વગાડવા લાગ્યા. કેટલાક નટ, વિટ ને ગાયકો પોતાની કલાનું પ્રદર્શન કરવા બેઠા. કેટલાકો અબીલ ગુલાલ વહેંચવા લાગ્યા. કેટલાકો ઉડાવવા લાગ્યા. કેટલાક મદિરાનું પાન કરવા લાગ્યા. બધા ફુલોની લહાણુ કરવા લાગ્યા.

સ્ત્રીઓએ પોતાના પ્રેક્ષાગારોમાંથી હસી હસીને જોવા માંડ્યું. કેટલીક ગંમતમાં આવી સખીઓને ખભે હાથ નાખી કુદવા લાગી. કેટલીક તાળી લેવા લાગી, કેટલીક નીચે જતા આવતા લોકોની ચેષ્ટા કરવા લાગી.

આખા મેદાનમાં સામાન્ય લોકો ગાવા, કુદવા અને નાચવા માંડ્યા. ગુલાલથી વાતાવરણ લાલ થઇ ગયું. બધી તરફ પ્રેક્ષાગારમાં મહાપુરુષો ને સ્ત્રીઓ આ ગંમત જોઇ, ગંમતમાં આવવા માંડ્યાં.

નરેંદ્રદેવે પીચકારી ભરી કેસરથી નીચે જતા વૃંદને છાટી નાખ્યું. તરત અનેક પ્રેક્ષાગારો-માંથી કેસર ને કેસુડાની પીચકારીઓ નીચે મઝાહ કરતા લોકો પર રંગ વર્ષાવવા લાગી. ધીમે ધીમે પાસે પાસેના પ્રેક્ષાગારોમાંથી મહાજનો એક બીજાને રંગબીના કરવા લાગ્યા.

સ્ત્રીઓએ પણ એક બીજા પર કે સગાં સંબંધીઓ તરફ પીચકારીથી સદ્ભાવ દર્શાવવા માંડ્યો.

આંભિકુમારને પણ રસ ચડ્યો. તેણે પીચકારી ભરી નરેંદ્રદેવને છાંટ્યા. નરેંદ્રદેવે આંભિને છાંટ્યા. રાજપ્રેક્ષાગારમાં આનંદની રેલમછેલ થઇ.

અંતઃપુરમાં રાણીઓને પણ રસ લાગ્યો. કેસુડે તેમણે એક બીજાના પાલવો રંગી નાખ્યા.

નીચે લોકો તાનમાં આવી નાચવા લાગ્યા. રંગની રેલમછેલ થઇ રહી.

અધીરા સેનાજિતને કામ કે નહોતું તે સંનિધાતાના પ્રેક્ષાગારે ગયો. ત્યાં તોફાનનો સ્પર્શ નહોતો. ગોરી તો માત્ર જોવામાંજ રસ લેતી હતી. મોઢવી મૈનાકી અત્યારે ગંભીર નયનોએ, તિરસ્કારથી આ ઉત્સવ જોઇ રહી હતી.

"કેમ દેવી! તમે કંઇ રસ લેતાં નથી!"

"મને કહો છો તો તમે કેમ? ગોરી આ લે પીચકારી" કહી ત્યાં પડેલી પીચકારી તરફ તેણે આંગળી કરી.

ગોરી શરમમાં નીચું જોઇ રહી.

"દેવી—" સેનાજિત બોલવા જતો હતો.

"અધ્યક્ષરાજ!" મૈનાકીનો સેવક આવી સેનાજિતને પગે લાગ્યો; "બહાર આપનો માણસ આવ્યો છે તે બોલાવે છે."

[વધુ માટે જુઓ પૃ૦ ૨૪૫]




લેખક :
રા. દયાશંકર મ. ભટ્ટ
સભ્ય, સાહિત્ય સંસદ.

---o---

એક વખતની ગરીબડી ગુજરાતમાં આજે જીવનના એકેએક પ્રદેશમાં નવચેતન પ્રસરી રહ્યું છે, અને સાર્થ ગરવી ગુજરાત બને છે. ગુજરાતના જીવનમાં ધાંધલીઆ જીવનનું ઉપરછલ્લું ચેતન નહીં જણાય પરંતુ જીવનનાં નીરમાં તલ સુધીનો ખળભળાટ અને મંથન જણાશે ધીમી ને વ્યવહારુ ગતિએ ધ્યેય પ્રતિ આ ગુજરાત ચાલી રહ્યું છે. અનેકવિધ પ્રવૃત્તિઓના પરિવર્તન અને મંથનમાંથી નવ ગુજરાતનો જન્મ થઇ રહ્યો છે.

ગુજરાતના શરીરને સુદૃઢ, સ્નાયુઆળું સશક્ત, વીર્યવાન અને પ્રાણવાન બનાવવાની મહત્વાકાંક્ષા એક ઉગતા ગુજરાતી બ્રાહ્મણે આજથી વીસ વર્ષ પૂર્વે સેવી, એ મહત્વાકાંક્ષાની સિદ્ધિ અર્થે એણે ઉગ્ર પ્રયત્નો શરુ કર્યા.

૧૯૦૭ નું હીંદનું રાજકીય વાતાવરણ વડોદરાના કેટલાક યુવાનોને સ્પર્શ્યું હતું.. એમના અંતરમાં 'માતા' નો સાદ પડકારા દેતો હતો. કોઇ પણ પ્રકારે 'મા' ની મુક્તિ અર્થે સ્વાતંત્ર્યની સિદ્ધિ અર્થે, આ શરીરયષ્ટિનું બલિદાન દેવા તે તલસતા હતા.

આ યુવાનોની એક સભા મળતી. એક સભામાં પ્રમુખસ્થાને શ્રી. છોટુભાઇ પુરાણીને એઓ લેઇ આવ્યા. આ 'સાયન્ટીસ્ટે' નક્કર સત્યના પ્રયોગો હાથ ધરવા કહ્યું. અને તેજ સમયે ગુજરાતમાં શરીર–શકિતની ઉપાસના શરૂ થઇ.

શ્રી. પુરાણીના પોતાનાજ શબ્દોમાં આ શરીર, આરોગ્ય અને શક્તિની ઉપાસના કેમ શરુ થઇ તે કહીશઃ—

"૧૯૦૭ માં ભણતર પુરાં થતાં મેં વડોદરા રાજ્યમાં નોકરી લીધી. અને કલાભવનમાં દાખલ થયો. દેશોન્નતિના વિચાર મારા મનમાં નિરંતર ઘુમ્યા કરતા.

ભાઇ લક્ષ્મીનાથને ત્યાં કેટલાક યુવાનો મળતા હતા અને દર રવિવારે વિવિધ વિષયની ચર્ચા કરતા હતા. એકવાર બે ભાઇઓએ તેમની સભાનું પ્રમુખપદ લેવા મને કહ્યું. હું ત્યાં ગયો.

બધી ચર્ચા સાંભળી. જોસીલાં ભાષણ કર્યે કંઈ નહીં વળે પણ કે વ્યવહારુ કામ હાથ ધરવાથી દેશની સેવા સારી રીતે થઇ શકશે તે સમજાવ્યું. પ્રશ્ન પુછાયો કે ' દેશોન્નતિમાં વિદ્યાર્થીઓ શું કરી શકે ? ' મેં તુરતજ વ્યાયામના પ્રચારથી આપણા દેશના યુવાનોની કમજોરી દૂર કરવાની સુચના કરી, અને વાતો ન કરતાં હૃદયની બધી શક્તિઓ લગાડી એ કામમાં લાગી જવા સુચવ્યું. ભાઇ લક્ષ્મીનાથે પોતાના ઘર પાછળનો વાડો એ કામ માટે આપી દેવા કહ્યું. એટલે તેજ દિવસે ત્યાંની જમીન સાફ તથા સપાટ કરી અને થોડાજ દિવસમાં ત્યાં દંડ બેઠકનું કામ શરુ કર્યું. પાછળથી ફંડ કરી ત્યાં કુસ્તી માટેનો ખાડો કર્યો તથા મલખંભ વગેરે સાહિત્ય વસાવી છાપરું ઉભું કર્યું. આ અખાડો બાંધવાની બધી મજુરી અમે જાતેજ કરી હતી.

અમને કુસ્તી, મલખંભ વગેરે આવડતાં નહીં તેથી વડોદરામાં દક્ષણીઓને હાથ ચાલતા અખાડાઓમાં અમે નિયમિત જવા માંડયું પણ તે લોકોએ અમને કંઇ બતાવ્યું નહીં. એ અખાડાઓમાં અમને દક્ષણીઓ માટેનો તીવ્ર પક્ષપાત તથા વિદ્યાચોરીનું વાતાવરણ જણાયું. સવા રુપીઓ આપી ગુરુ કરે તોએ મરજીમાં આવે તો શીખવે. એમની પાસે શીખતાં ઘણો સમય તો નકામો જાય અને સમયના પ્રમાણમાં શીખવાનું ન મળે. વળી ત્યાં સેવા કે ઉચી ભાવનાનું વાતવરણજ ન મળે. અમે તો સારા ભાવનાશીલ દેશ સેવકો તૈયાર કરવાના હેતુથી અખાડો ખોલેલો હોવાથી નિશ્ચય કર્યો કે આપણે ત્યાં 'ઉસ્તાદી પદ્ધતિ' બીલકુલ દાખલ ન કરવી. જ્યાં જ્યાં શીખવા જેવું હોય ત્યાંથી શીખવું; જે જે સારું હોય તે શીખી લઇ દાખલ કરવું, અને તે છુટથી બીજાઓને શીખવવું. 'ઉસ્તાદી' પદ્ધતિનો ત્યાગ અમે આવા કડવા અનુભવો ઉપરથી કરેલો છે. એ પદ્ધતિએ ચાલતા અખાડાઓમાં વિદ્યા તથા આવાન વધારે હશે, પણ સામાન્ય વાતાવરણ વ્યક્તિનો વિકાસ કરે એવું હોતું નથી. આજકાલ કેટલાક જુના અખાડાઓ આ બાબતમાં સમયને અનુસરીને કંઇક સુધર્યા છે, પણ તે બહુ અલ્પ પ્રમાણમાં. ”

આ પ્રમાણે ગુજરાતમાં નવીન પદ્ધતિએ એટલે કે ' બીનઉસ્તાદી ' પદ્ધતિએ વ્યાયામ મંદિરોની સ્થાપના ઇ. સ. ૧૯૦૭ માં થઇ.

પરંતુ આ પ્રવૃતિ લગભગ ૧૯૧૪ માં વધારે જોશમાં આવી અને છેક ૧૯૧૬–૧૭ માં તો ગુજરાતમાં ઘણે સ્થળે અખાડા શરુ થયા.

આ નવીન અખાડાનું એક મુખ્ય લક્ષણઃ માત્ર શરીર સહનશીલ, આરોગ્ય અને અડીખમ, સ્નાયુઆળુ દૃઢ બને એટલોજ નહીં પણ બુદ્ધિવાદી ને દેશપ્રેમી યુવકો ઉત્પન્ન થાય એ હતું, ને છે. પરિણામે આજે આ અખાડામાંથી વિદ્યાથી અવસ્થા પસાર કરેલા ગુજરાતમાં કેટલાએ ઉત્તમ કોટિના મહાજનો છે.

દંડ, બેઠક મગદળ, મલખમ, લાઠી, લકડી, કુસ્તી, બોકસીંગ, જુજુત્સુ અને એવી બીજી કસરતો તથા રમતોથી નિયમિત રીતે શરીરને કસવું; ગામ કે શહેર બહાર છ સાત કે વધુ માઇલ સુધી અઠવાડીઆમાં એક વખત ફેરવા જવું અને રવિવારે બુદ્ધિ ખીલે, વિચારોની આપ-લે થઇ શકે એ હેતુથી એક રવિસભા ભરે; બીજો વિકાસ સાધી શકાય માટે એકાદ હસ્ત-લિખિત માસિક ચાલે, અને દર વર્ષે લાંબી ટુંકી, પગે ચાલીને ગુજરાતનાં જોવા લાયક સ્થળોની મુસાફરીઓ કરી ઐતિહાસિક ને વર્તમાન પરિસ્થિતિનું જ્ઞાન મેળવવું ને સાથે સાથે શ્રમ-વેઠવાળું (Hard life ) જીવન ગાળવાની ટેવ

આણ્યાં હતાં. ને એક વિશિષ્ટ અંગ તે બેંક. પરિષદે એક બેંક ખોલેલી. આ હજારો યુવાનોની થોડી ઘણી પુંજી-લક્ષ્મી હોય તેની સંભાળ રાખવા તદ્દન નવીન પ્રદ્ધતિએ એક બેંક કાઢેલી. ગમે તે માણસ એક આનાથી માંડી ગમે તેટલા રુપીઆ સુધી એમાં જમા કરાવી શકે. અને દિવસના સવાર અને સાંજના અમુક કલાકે પૈસા મુકી શકે યા લઇ શકે. દરેક ખાતેદારનું કાર્ડ; અને તેમાં જેમ ચોપડામાં જમા ઉધાર થાય તેમ તેમાં પણ જમે-ઉધાર થાય. આ વ્યવસ્થા પણ મુગ્ધ કરે તેવી હતી.

બીજી લક્ષ ખેંચે તેવી સોઇ તે ત્યાં ઉઘાડેલો સ્ટોલ. આ સ્ટોલમાં વ્યાયામવીરોને ઉચિત બધા ભોજ્ય પદાર્થો જેવા કે, બદામ, પીસ્તાં, ફળફળાદિ, ભોયશીંગ, ચણા, ગોળ, દુધ, મલાઇ, માવો, છાશ વગેરે મળે, માત્ર ચહા, કોફી કે એરેટેડ વોટર ( લેમન, સોડા ઇત્યાદિ ) ન મળે.

આ પરિષદ માટે કૈં મોટો ભવ્ય ને ખુબ શણગારેલો મંડપ ન જોઇએ. અહીં તો બધા અખાડાની માટીમાં શરીર પછાડનાર પડછંદા એકઠા થતા હતા. ચાર હજારની મેદની સમાઇ જાય એવડો મોટો ભવ્ય પણ સાદો મંડપ અહીંના અખાડાના વિદ્યાર્થીઓએજ પોતે જાતમહેનતથી ઉભો કર્યો હતો.

આ પરિષદમાં બહુ સ્વયંસેવકો પણ નહોતા. જ્યાં બધાએ યુવાનોનું નિયંત્રિત સૈન્ય હોય ત્યાં એમને તો શા માટે સ્વયંસેવકો જોઇએ ? સ્વયંસેવકો માત્ર પ્રેક્ષકો ને અતિથિઓ માટેજ હોય. એટલે બધા મળી આશરે સો સ્વયંસેવકો યુવતિઓ અને યુવકો મળી હતાં. ને તેમાંએ અખાડાનાજ વિદ્યાર્થીઓ અને તેમની બહેનો, સ્ત્રીઓ ને મિત્રોજ સ્વયંસેવક બનેલાં.

આટલી મેદની ત્રણ દિવસ સુધી જામેલી તોએ સ્વચ્છતા અજબ રીતે જળવાઇ હતી. મુતરડીનું પાટીયું હોય તેજ સ્થળ તેને માટે વપરાય અને પાયખાના માટેનાં સ્થળો તેજ ઉપયોગ માટે-ને જેમ સુચનાઓ ત્યાં ચોંટી હોય તેજ રીતે તેનો ઉપયોગ થાય.

આ સ્વચ્છતા ને નિયંત્રણ બંને મુગ્ધ કરે તેવાં હતાં.

૫ મી તારીખે સવારમાં સરઘસ હતું. ત્રણથી ચાર હજાર યુવાનોનું આવું ભવ્ય સરઘસ કોઇએ ક્યાંએ દીઠું નહીં હોય-બધા ખાદીના સફેદ ઝાંઘીઆમાં, લાહી ને બજરંગના ધ્વજ સાથે ! મોઢેથી શબ્દ નહી. માત્ર તાલબદ્ધ ચાલે ચાલ્યું જાય. મોખરે આ પ્રવૃતિના જનક છોટુભાઇ પુરાણી ને એમના જમણા હાથ સમા-સેનાપતિ ચંદ્રશંકર ભટ્ટ. તેમની પાછળ મુંબાઇની ગુજરાત વ્યાયામ મંડળની બેન્ડપાર્ટી ને કન્યાઓ. તેમની પાછળ મુદ્રાલેખો સાથે જુદા જુદા અખાડાઓ ટુકડી બંધ, વચમાં અમરેલી, ને વડોદરાની બેન્ડપાર્ટીઓ.

છેલ્લે ૨૦૦-૩૦૦ ગરવી ગુજરાતણો તેએ સફેદ સાડીના એકસરખા પોશાકમાં ચાર ચારની હારમાં ચાલતી; આ દેખાવ જોઇ ગયા મહાયુદ્ધના બેલ્જીઅમ અને જર્મન સ્ત્રીઓના પ્રસંગનું સ્મરણ થાય છે.

પાછળ સૌથી છેલ્લે પ્રમુખ સાહેબ ડૉ. હરિપ્રસાદ દેસાઇ, અને અતિથિઓનું મહાજન મંડળ. બધી પરિષદોના પ્રમુખ ગાડી યા મોટરમાં બેસે. પણ આ પરિષદ-વ્યાયામ પરિષદના પ્રમુખ તો ચાલતાજ હતા. માત્ર બધાથી નીરાળા પડે તેવી નીશાની તે એમના ગળામાં સુતર

અને ફુલના હાર. આમંત્રિત ગૃહસ્થો પણ બધા પાછળ ચાર ચારની હારમાં! આખુએ સરઘસ અડધા માઇલની લંબાઇથી ચાલતું હશે! ખરેખર આ ભવ્ય દેખાવ જોવા દેવો પણ આકાશમાંથી ઉતરી આવ્યા હશે.

સરઘસ પુરું થતાં ત્રણ કલાક થયા. ગામમાં ઉત્સાહ અવર્ણનીય હતો. લોકોએ ફુલ, તોરણ, ને મુદ્રાલેખો ધ્વજા પતાકા ને કુકમ સાથીયાથી ધરઆંગણાં ને શેરીઓને શણગાર્યાં હતાં.

સરઘસ લગભગ ૧૦ વાગે સંતરામના મંદિર સામે આવી ખડું થયું. અહીં એ દિવસથી ખાદી પ્રદર્શન ખુલ્લું મુકાઇ ગયું હતું. વ્યાયામ પરિષદને અંગે જુનાં અને નવાં અસ્ત્ર શસ્ત્ર અને સાધનોનું પ્રદર્શન વડોદરાવાળા પ્રો. માણેકરાવના હાથે ખુલ્લું મુકાયું હતું.

ડૉ. હરિપ્રસાદે પ્રો. માણેકરાવનું ટુંકમાં ઓળખાણ આપ્યું:

'વ્યાયામના પ્રચાર અર્થે એમણે જીંદગી સમર્પણ કરી છે. ને એમનાથી વધારે લાયક પુરુષ પદર્શન ખુલ્લું મુકવા આપણને બીજા કોણ મળી શકે? એમણે ગુજરાતમાં ફરી ગએલો વીરરસ જાગ્રત કર્યો છે.'

પ્રો. માણેકરાવે આ પ્રસંગે ચચોટ રીતે કહ્યુ: " માત્ર પથ્થર તોડવા કે દાંતથી પથ્થર ખેંચવો કે મોટર અટકાવવી એ આ વ્યાયામનો ને પરિષદનો હેતુ ન હોઇ શકે. આપણે દ્રોણાચાર્ય, ભીમ, અર્જુન અને એકલવ્યની શક્તિ અને તેજ મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. આ હથીઆરો જોઇ તમે આવો ઉપયોગ કરતાં શીખો એજ મારે તમને કહેવાનું."



ડૉ. હરિપ્રસાદ દેસાઇ.
પ્રમુખ, પ્રથમ ગુજરાત વ્યાયામ પરિષદ,
નડીઆદ.

શ્રી. ફુલચંદભાઇએ પ્રો. માણેકરાવનો ઉપકાર માનતાં એક નાનકડું પણ બહુજ વિચારશીલ ભાષણ આપ્યું. એમણે આ પ્રદર્શન ઉભું કરતાં કેવી કેવી મુશ્કેલીઓ ઉભી થઇ તેનો ખ્યાલ આપેલો. "આ હથીઆરો પ્રદર્શનમાં મુકવા

માટે પણ આપણે આ પરતંત્ર સરકારની પરવાનગી મેળવવી પડે છે અને એ બધી સરહદોમાંથી ન મળતાં, આ અપૂર્ણ દશામાં પણ અમે પ્રદર્શન ઉભું કર્યું છે."

ખરેખર આ પ્રશ્ન દરેક યુવકે વિચાર કરવા જેવો નથી? આ પ્રદર્શનમાંથી આ વિચારનો તણખો અનેક યુવક હૃદયોને સ્પર્શ્યો હશે તોએ આ પ્રદર્શનનો હેતુ અમુક સધાશે એવી મારી દૃઢ માન્યતા છે. બીજા દેશોમાં પ્રદર્શન માટે તો ઠીક પણ સ્વરક્ષણ અર્થે નાનું બાળક પણ હથીઆર રાખી શકે! માત્ર, આપણા દેશમાંજ પ્રાથમિક હકકો પણ ઝુટવી લેઇ, આપણું રક્ષણ કરવા સદાએ તત્પર રહેતી-પણ દરેક અણીની પળે નિષ્ફલ જતી આ સત્તા નીચેજ આપણે આમ કાપુરુષ બની બેસી રહેવું પડે છે.

સ્વાગત સમિતિના પ્રમુખે 'નવ ગુજરાત' ને ઘડી રહેલ અનેક શક્તિઓમાંની એક જ્વલંત મૂર્તસ્વરૂપ સમાન આ પ્રથમ ગુજરાત વ્યાયામ પરિષદના પ્રતિનિધિઓને તેમજ આ પ્રવૃત્તિ પ્રત્યેના પ્રેમથી પધારેલા માનનીય મહેમાનો, શુભેચ્છકો અને પ્રેક્ષકોને વધાવી લેતાં જણાવ્યું :

નડીઆદમાં રાષ્ટ્રસેવાની અનેક પ્રવૃત્તિઓ થએલી, તેમાં આ પરિષદનું સ્થાન કૈંક વિશેષ પ્રકારનું છે. આજે નડીઆદ કૃતાર્થ થયું છે. ખરેખર, આજે સ્વાગતસમિતિને જરાએ મુંજવણ નથી. તારુણ્યના બહારમાં મસ્ત એવા તાલીમયુક્ત યુવાનોનું આ સંમેલન સ્વાગતની મોજ નથી માગી રહ્યું. અહીં તો પ્રેમ અને શૌર્યના ઉપાસકો એકત્ર થયા છે. સ્વાગત કરનાર અને સ્વાગત સ્વીકારનાર એવો અહીં ભેદજ નથી જણાતો. સર્વ એકજનાવમાં બેસી અભેદ-નાં ગાન ગાઇ રહ્યા છે; બલ, તેજ, વીર્યની ઉપાસના કરી સર્વ શક્તિનું આહ્વાન કરી રહ્યા છે. આજે પ્રેમની ઝલક છવાઇ રહી છે.

અખાડાઓ માટે પહેલાં વડોદરા ગુજરાતમાં વિખ્યાત ગણાતું. વડોદરા નરેશ શ્રીમંત ખંડેરાવ મહારાજાના સમયમાં એને ઘણું ઉત્તેજન મળતું. ગુજરાતમાં ગામડાં પણ શ્રમજીવી અને બહુધા સ્વાવલંબી હોવાથી, ગામડાનાં સ્ત્રી પુરુષો આરોગ્ય અને લાંબુ આયુષ્ય ભોગવતાં. મર્દાનગીભરી રમતોથી પણ શરીર કસાતાં. જનતામાં રસ, ઉલ્લાસ અને સત્વ હતાં. સાઠ વર્ષનો ખેડુત એકસો ચાર ડીગ્રી તાવને ના ગણકારતાં ખેતરમાં ભજન લલકારતો હળ હાંકી શકતો. આજે તાવના સામાન્ય હુમલા સામે એજ ખેડુતના પુત્રો હોલાની પેઠે કંપે છે અને એ દશામાં મરણ-ને શરણ થાય છે. આ દશામાં નીતિ, ધર્મ કે ચારિત્ર્ય બલ ક્યાંથી હોય? આ દુર્દશા દૂર કરવાને ઘણાએ પોકળ શ્રાદ્ધ કરતા, પણ તે અરણ્ય રુદન સમાન નીવડતાં.

ખરેખર, આજે ગુજરાતમાં નિર્ભયતાનો સંચાર થઇ રહ્યો છે. દસ વર્ષ પહેલાનું ગુજરાત આજે નથી રહ્યું. આજે ગુજરાતનો દેહ અને આત્મા નિર્ભય બનતો જાય છે. એનાં મન, વચન અને કર્મમાં એકતા આવતી જાય છે. આજે ગુજરાતમાં ૮૦ અખાડા એવા ચાલી રહ્યાં છે કે જેમાં પુરાણી ભાઇઓનો આત્મા થનથનાટ કરી રહ્યો છે. અનેક રાષ્ટ્રીય અને અરાષ્ટ્રીય વિદ્યાલયોમાં વ્યાયામની આવશ્યકતા સ્વીકારાઇ છે. સરકારે પણ એનો શિક્ષણક્રમ તૈયાર કરવાને એક સમિતિ નીમી છે કે જેમાં ભાઇશ્રી છોટુભાઇ જેવા એના સભ્ય છે. આમ શક્તિની યથાવિધિ ઉપાસના થઇ રહી છે.

ભાઇશ્રી છોટુભાઇ પુરાણી અને એમના નાનાભાઇ અંબુભાઇ પુરાણીનું નામ નવયુવ-

રાતમાં અમર રહેશે. નવા યુગના વિધાતાઓમાં એમનું સ્થાન ચોક્કસ છે. વડોદરામાં વીસ વર્ષ પહેલાં એક બ્રાહ્મણનો પુત્ર સ્વેચ્છાથી કોઇની પણ પ્રેરણા વિના અનેક નિરાશામાં મહાપ્રયત્ને તાલીમ લેઈ કસરતબાજ બને તો તે છોટુભાઇજ. આ તાલીમ લેવામાં એમનો શુભ સંકલ્પ હતો, કે "ગુજરાતના શિરનું બાયલાપણાનું કલંક હું ધોઇ નાંખીશ." પોતે આ સંકલ્પની સિદ્ધિ અર્થે સાધનહીન દશામાં એકલે હાથે અખાડો કાઢ્યો. અખાડો, અખાડાના શાગીર્દ અને એના ઉસ્તાદ જે કહો તે પોતેજ, કિંવા પોતાના એકાદ બે મિત્ર ! લોકો હસે, વખને એહાં પાણી છંટાય; આમ અનેક પ્રકારની પજવણી થાય પણ ટેકીનો ટેક કેમ ચુકે ? એમણે પોતાના નાનાભાઇને તાલીમ આપી. કષ્ટમય જીવન અંગીકાર કર્યું–અંતે કેટલાક સમર્થ તપના પ્રભાવે–થોડા તાલીમ લેનાર યુવાનો મળ્યા. છોટુભાઇ લાહોરની દયાનંદ કોલેજમાં પ્રોફેસર બની ગએલા, ત્યાં પણ પુરાણીના અખાડાનો અવનાર ખરો ! ગુજરાતનો બ્રાહ્મણ પંજાબીને વ્યાયામની તાલીમ આપે એ આશ્ચર્યજ ગણાય. ત્યાં પણ અખાડાને પુરાણીનું નામ સ્વયંભૂ મળેલું. અખાડાઓના બંધારણમાં પુરાણીની મહત્તાના કારણ પ્રેમ, સંયમ, સરલતા, નિરભિમાન અને જ્વલંત રાષ્ટ્રપ્રેમ એ હતું. પુરાણીની તાલીમમાં કેવળ પશુબળ વધારવાનું નથી હોતું, પણ બ્રહ્મચર્ય, તપ, ઇન્દ્રિયનિગ્રહ, મલ્લ પ્રેમ, અને બહાદુરીના ગુણોનો વિકાસ થાય છે. ચારિત્ર્ય, સેવા અને સ્વદેશપ્રેમની સાધના થાય છે. આ માટે શાળા નથી હોતી. પુરાણીનું પોતાનું જીવનજ આ શિક્ષણ સરસ રીતે આપી રહે છે. ગુજરાતમાં એ ભાઇઓનાં પુરુષાર્થ અને ટેક વડેજ વ્યાયામની પ્રાણપ્રતિષ્ઠા થઇ છે.

આજે ગુજરાતના વ્યાયામમંદિરોમાં ભાવિનું ગુજરાત ઘડાય છે. શરીર બળ ઉપરાંત ચારિત્ર્ય અને રાષ્ટ્ર પ્રેમ ખીલી રહ્યાં છે. આજે આ અખાડાઓનું બાહ્ય સંગઠન નથી; છતાં, એક બીજાના દીલની ગ્રંથિ એટલી બંધાઇ છે કે, બધા અખાડા એકજ અંગની પેઠે ચાલી રહ્યા છે. આજ આ અખાડાના વિદ્યાર્થી પ્રત્યે સર્વ પ્રેમ, અભિમાન અને સમભાવથી જુએ છે. આ પ્રેમને એ પાત્ર છે. સમાજસેવા અને રાષ્ટ્ર સેવાનાં કાર્ય તનમનથી કરનારમાં આ વ્યાયામમંદિરોના વિદ્યાર્થી અગ્રસ્થાને છે. આગ, તોફાન, અકસ્માત, રોગ અને સંકટ સમયે મદદે દોડી આવનાર એજ વિદ્યાર્થી હોય છે. વિનય અને વિવેક; સ્વાભિમાન અને શૌર્યની સાચી તાલીમ આ અખાડાઓમાં મળી રહી છે.

આ પરિષદનું ધ્યેય ક્યારનુંએ નક્કી થયું છે. પ્રાચીનનું પુનર્જીવન થાય અને નવીન ઉપયોગી હોય તેને અપનાવાય, નવયુવાનો નિરોગી, આયુષ્યમાન, તેજસ્વી, શીલવાહન, હિંમતવાન ને ચપળ બની ઉચ્ચ ધ્યેયને ધારણ કરનાર થાય. આ માટેનાં જ્ઞાન અને સાધનને પ્રચાર જેટલો થાય એટલો ઓછો છે.

રાષ્ટ્ર જાગ્રતિનું મોજું જ્યે ફરી વળ્યું હતું, ત્યારથી સંરક્ષણ માટે શરીર સંવર્ધનની જરૂર જણાઇ છે. એ સમયે સરકારે પણ એનો વિરોધ કરેલો, છતાં સર્વત્ર વ્યક્તિગત પ્રયત્ન થવા લાગેલા. અસહકારના યુગમાં એને વધુ વેગ મળ્યો છે. ક્રીકેટ જેવી રમતોને બદલે ઘણા યુવાનો વ્યાયામમંદિરોમાં ઉમંગથી જાય છે. એસેમ્બલી અને કાઉન્સીલમાં પણ આ પ્રશ્ન ચર્ચાય છે. ડૉ. પ્રાંજપેએ પણ ફરજીઆત સૈનિક તાલીમનો પ્રશ્ન છેડ્યો હતો અને એની તો નહીં પણ દેખાવ માત્રની સ્કાઉટીંગ–બાલચમૂ–ની પ્રવૃતિ ઉપાડી લેવામાં આવી છે ! વળી મહાસભાના નેતૃત્વ નીચે ડૉ. હાડીંકરે ભારત સેવા દલ જમાવ્યું છે. શ્રી સાન

વલેકરે તો શાસ્ત્રીય નમસ્કાર વગેરેની વ્યાયામ પદ્ધતિનું નિરુપણ કરવા માંડયું છે. સાધુવસવાણી, પં. જવાહીરલાલ નહેરુ વગેરે પણ યુવક સંઘને ઉત્તેજી રહ્યા છે. આમ ચારે દિશામાં ઉત્થાનનાં ચિન્હ જણાય છે. નવયુગના પ્રસવની આ તૈયારીઓ છે, અને તે અભિનંદનીય છે. આપણે આપણા અને એ સર્વના અનુભવનું દોહન કરી આગળ વધવાનું છે. ખરું શિક્ષણ આ વ્યાયામ મંદિરમાંજ મળી શકશે. આપણે શરીર બલજ નહીં પણ આત્મબલ મેળવવા માગીએ છીએ. શરીર એ સાધન છે. શરીર અને મનનો અન્યોન્ય સંબંધ છે. આપ્ત વચન છે કે. शरीरमाद्यं खलु धर्म साधनम् આથીજ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ માટે બલની–શક્તિની ઉપાસના કરેજ છુટકો છે.

પ્રતિનિધિ બંધુઓ ! વિશેષ શું કહું ? તમો સર્વ આ તાલીમલેનાર છો. તમારામાં આશાઓ અને ઉમંગ ભરેલાં છે. તમારામાં માતૃભૂમિ માટે પ્રેમ છે. ગહન એવા સેવાના માર્ગે જવાના મનોરથવાળા છો. ભારત ભૂમિની સર્વ આશા તમારા ઉપર છે. રાષ્ટ્રની સંસ્કૃતિ અને ધર્મનું રક્ષણ તમારા વડે થનાર છે. તમોજ રાષ્ટ્રનું સર્વસ્વ છો. તમારા યૌવનને દીપાવો; તમો તમારા માટે નહીં પણ દેશ અને જગત માટે જીવી જાણો. આજની પરિષદથી કોને આનંદનાં આંસું નહીં આવે ! પોતાના અને પારકા સર્વ તમારા તરફ મીટ માંડી રહ્યા છે. સર્વને તમારા કરો. નિર્ભય અને નિર્ભ્રાન્ત બનો. દેશના એજ સાચા અમૃત પુત્રો છે. નવગુજરાત તમારા વડેજ ગૌરવવંતુ બનશે. ”

ને પ્રમુખસ્થાનેથી ડો. હરિપ્રસાદ દેસાઇએ એમની વિશિષ્ટ શૈલીથી કહ્યું:

“આ સંસ્થા ભાષણોને માટે નથી પણ કામને માટે છે. અને આપ સૌને અત્રે આવી મોટી સંખ્યામાં, આ કાળ ઉનાળાના દિવસોમાં એકઠાં કર્યાં છે; તે ભાષણો સંભળાવવા માટે નથી પરંતુ ૨૦ વર્ષથી અખાડાઓની જે પ્રવૃત્તિ ગુજરાતમાં શરુ થઇ છે તેને વધારે વ્યાપક કરવા માટે આપ સૌની અમારે મદદ જોઇએ છીએ.

પુરાણી ભાઇઓના અખાડા એ કંઇ ભીયા કે ભૈયાઓના અખાડા જેવા જડ નથી. શરીરનીજ ખાતર શરીરનો વિકાસ ત્યાં નથી થતો. “ પડયા રહે પહેલવાન; અખાડામાં પડયા રહે પહેલવાન ” એવાં પાડા જેવાં શરીર બનાવવાનો એનો ઉદ્દેશ નથી. “ સુદૃઢ શરીર હોય તોજ બુદ્ધિ તેજસ્વી બને છે. ” એ અંગ્રેજી કહેવત Sound mind in a sound body અનુસાર, ત્યાં આચરણ રાખવામાં આવે છે.

અત્યાર સુધી ક્રીકેટ કે કસરતમાં આગળ વધેલા, ભણવામાં ઘણે ભાગે મૂર્ખ રહેતા તેવું આ અખાડાઓમાં ના બને એને માટે ખાસ સંભાળ લેવામાં આવે છે. ચર્ચામંડળો, પુસ્તકાલયો, વિદ્વાનોના મેળાપ અને પરિષદો કે મેળા વખતે સેવા, એ આ અખાડાઓનાં ખાસ લક્ષણ છે. દેશાટન, “સ્કાઉટીંગ”, હોળીના તહેવારોને પ્રસંગે મરદાનગીની રમતો અને રમતગમતનાં મેળાવડા વારંવાર યોજવામાં આવે છે.

સ્વરક્ષાનો મોટો ગુણ અહીં કેળવવામાં આવે છે અને સાથે સાથે સંપ, અરસપરસ સહાય કરવાની ટેવ, વ્યવસ્થાશક્તિ અને નિયમન ( Descipline), ઉછરતી પ્રજામાં હું આવતાં જોઉં છું.

બ્રહ્મચર્યને માટે પ્રેમ વધતો જાય છે. લગ્નની વય આગળ વધે છે; સાદાઇ, જાત મહેનત,

[વધુ માટે જુઓ પૃષ્ટ ૨૫૭]

# વ્યાયામ પરિષદ, નડીઆદ :



શ્રી. સુભાશ બોઝ વ્યાયામ પરિષદમાં.




વ્યાયામવીરોનું સરઘસ.

## વ્યાયામ પરિષદ, નડીઆદ:



વ્યાયામ પરિષદના પ્રમુખ સાહેબ અને અતિથિઓ.



અમદાવાદના શારદા મંદિરની કન્યાઓના પ્રયોગો.

પત્નીની સ્વ. પતિભીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# નૈ વે દ્ય

લેખક :
રા. લલિતમોહન ચુનીલાલ ગાંધી

: પાત્રો :

કુમાર...............જગતનો એક યુવાન.
બાલા...............જગતની એક મુગ્ધા.
માતા ...............જગતની એક માતા.

---

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૯૬ )

## અંક ચોથો : પ્રવેશ પહેલો

સ્થળ : કુમારનું નિવાસ સ્થાન.
સમય : રાત્રિના બીજા પહોરનો.

[ કુમાર અગાસીમાં આંટા મારતો દેખાય છે. પ્રકૃતિ ઉદ્વિગ્ન જણાય છે. કુમારની માતા માગ પર બેઠાં છે. જ્યોત્સ્ના વરસી રહી છે. ]

માતા

મેં વહુને બહુએ ના કહી પણ એ ગઇ ! એનું દીલજ ઉઠી ગયું હતું. તું આજે આવવાનો હતો તે પણ કહ્યું પણ એનું અંજળ (અન્નજળ) ઉઠેલું એટલે એ એકની બે ન થઇ.

કુમાર

ભલે ! (કુમારના કપાળે કરચલીઓ પડે છે) જવું હોય તો જાય.

માતા

તેં એને એકદમ અહીં મોકલી દીધી તેથી એને વહેમ તો પડેલો. એ તો નાદાન છે. તારે નીભાવી લેવી જોઇએ.

કુમાર

(નયન સતેજ થાય છે) શું કહ્યું ? નીભાવી લેવાનું ! મેં મારું બનતું કર્યું પણ આખરે થોડી.

માતા

હજુ તો પરણ્યાંને બે વર્ષ પણ પુરાં થયાં નથી. આમ કંટાળે જીવન કેમ નભે ? ચાલ હું એને કહીશ ! છોકરી એવી મજેની છે કે કંઈ કહેવાની વાત નહીં. એના દીલમાં પાપ વસતુંજ નથી. મારું કહ્યું જરુર માનશે.

કુમાર

બા, તને આશા હોય તો ભલે ! મને તો હવે આશા નથી રહેતી. હું ગયો અને થોડે દહાડે અહીં તોફાન કરી એ ત્યાં આવી. મને એ જરાએ નહીં ગમ્યું.

માતા

તને કયાં ખબર છે ? એ તારા વિના એવી થઇ ગઇ હતી કે મને તો થયું એ કરમાઇ જવાની !

કુમાર

હશે, પણ ત્યાં આવીને મને એણે ઘડી જંપીને બેસવા દીધો નથી. દહાડો પડે અને ફલાણી બેન પાસે આવી સાડી છે અને આવી બંગડીઓ છે. મારે જોઇએ. આ ચેઇન તો જુની થઇ ગઇ. હવે નવી જાતની ચેઇનો તો આવી આય છે. એવું ને એવું કૈંને કૈં હોયજ.

માતા

હોય. બૈરાંને કપડાંલત્તાં અને દાગીનાનો શોખ ન હોય તો પછી બીજું કોણ શોખ કરવાનું ? પુરુષો કમાય તે શા માટે ?

કુમાર

પણ આવક હોય તેમ ખરચ થાયને.

માતા

બાલા કૈં એવી ગાંડી નથી કે ગાંડો ખરચ કરે.

કુમાર

એ તો માત્ર જોઇએ તે લવી જતી. મારાથી એને કેમ ના પડાય ? એના દીલને દુભવવું મારે માટે અશકયજ હતું.

માતા

ત્યારે એ કોનો વાંક ?

કુમાર

અધ્યાપક તરીકેની જગ્યાનું મારે રાજીનામું આપવું પડયું. મારા આદર્શ ઝતુની લાગ્યા. ઉશ્કેરણી કરે એવા રીતુરી લાગ્યા. ઉગતી પ્રજામાં પ્રાણ રેડવાની મારી અભિલાષા ભાંગી પડી. કમાણીનું સાધન ગયું અને એ આમ રોજ પજવે એટલે હું તો કંટાળી ગયો. ( એનાં વિષાદપૂર્ણ નયનો ઘડીભર મીંચાય છે. )

માતા

એમાં એ બીચારી શું કરે ?

કુમાર

છાપખાનાનું કામ હાથ પર લીધું. પત્રકારિત્વમાં પણ મારા મનોરથો નિષ્ફલ ગયા. મારા હાથ બધેથી પછા પડ્યા. જેટલા પૈસા હતા તેટલા બધા ગયા. આવતી કાલનો પુરુષ ઘડવાના મારા અભિલાષ હેઠા પડ્યા. જીવનનો આનંદ ગયો. આગ્રહ અને ઉત્સાહ સરી પડ્યા છતાં એ–બસ એનાજ ધ્યાનમાં. એને એ બધાંની પરવાજ ન હતી.

માતા

એને એ સ્થિતિ શી રીતે સમજાય? પુરુષોને સ્ત્રીઓને એવી વાતો કરવાની ટેવ નથી હોતી.

કુમાર

ખરું, પણ એ તો સમજી જવાય એવું હતું.

માતા

એમ માની લીધું તેજ ભુલ !

કુમાર

હશે, પણ શું,

માતા

હજુ એની શી ઉંમર વહી ગઇ? એ હજુ નાદાનજ ને! એ વરઘેલીને તું ન પરખી શક્યો!

કુમાર

મને ગમે તેનાથી એ ઉલટું જ કરે! મને



ખભા પર માથું મુકી એના મુખ તરફ નીહાળે છે.

કોઇ વાતનું સુખ નહીં. ઘરની બહાર જવું હોય તો ના કહે. લોકોના આત્મા મહીં વસતી સંસ્કારિક અસ્મિતા જગાડવા ગામે ગામ ફરવાનું મારું ગયું. એ તો જરી ઉંમરાની બહાર પગ મુકવાનો હોય તો કહે કે તમે જાઓ એટલે મને નહીં ગમે.

છેક સાદાં કપડાં ગમે. એ એકદમ ભપકાબંધ નવી તરેહના પાછળ ભમે. મને જીવનમાં સાદાઇ જોઇએ એને વિલાસ ગમે. સાચું કહું છું. મારો તો જીવ કપાંઇ જાય છે. આજીવિકાનાં સાધન ગયાં, મારા આદર્શોને લીધે મારી બુદ્ધિમાં મુર્ખાઇ લોકોને સુઝી. નહીં બહારનુ સુખ કે નહીં ઘરનું સુખ. જ્યાં ત્યાં મારે માટે તો હોળીજ સળગેલી.

માતા

ઘરમાં તને શું દુઃખ પડયું ? બાલાને સારો દહાડો આવ્યો વળી બીજુ કયું સુખ બાકી રહ્યું ! તમે ભણેલાને તો બધે દુઃખ માની લેવાની ટેવજ પડી ગઇ છે.

કુમાર

હા. એ માટેએ મારી સાથે એ લઢી. બા, તને શું ખબર એ એને પસંદ નથી. અને છેલ્લે જતાં જતાં કહેતી ગઇ કે હવે હું મરી જવાની.

માતા

એ તો નરી નિર્દોષતા છે. એ લવે છે. એ એ કયાં બોલે છે !

કુમાર

એના સ્નેહમાં આત્માની ઐકયતા સાધી મારે તો જીવનમાં વિશ્વપ્રેમ ઉતારવો હતો. હું વિચારું છું તે એ વિચારતી નથી. મને જે સાર અસાર દેખાય છે તે એ જોવા મથતી નથી. મારી કર્તવ્ય-બુદ્ધિ ઉડતી જાય છે. એને એવું કશુંએ થતું નથી. મારે હૈયે ને ઊર્મિએ અભિલાષ ઉછરે તે એને હૈયે વસતા પણ નથી. અનુકુળ સ્નેહ નહીં પછી જીવનમાં આનંદ કયાંથી જડે ! એનો સ્નેહ તો ગળપણ જેવો છે. એકલું ગળપણ ખાધે મોં ભાગી જાય. એનો સ્નેહ જીરવતાં જીવન જીવવાની ભુખ ભાંગી જાય છે.

માતા

ખરેખર તું તો ગાંડો થયો છે. આવી રૂપ-રૂપની ભરી છોકરી સારી નાતમાં શોધી જડે એમ નથી. એવી ભલી છે કે એની જોડ નથી. ખોટાં ખોટાં ચીમળાયા કરવાની પુરુષોને ટેવજ પડી ગઇ છે. કોઇ વાતમાં સંતોષજ નહીં. બાલા હજુ બાલકજ છે.

કુમાર

મારું દુઃખ કોઇથી કળી શકાય એવું નથી.

માતા

છેકજ ગાંડો જા, સુઇજા. દશ વાગે આવ્યો અને આમાં ને આમાં બહુ મોડું થયું. બારના ટકોરા સંભળાયાને ?

કુમાર

ચાલો, દુઃખમાં ઉંઘ પણ નાસી ગઇ.

[ બંને જાય છે.

:: પડદો પડે છે ::

---

# અંક પાંચમોઃ પ્રવેશ પહેલો

—:o:—

સ્થળઃ કુમારનું મંદિર

સમયઃ સવારનો

[ નિદ્રાદેવીને ખોળે સુતેલો કુમાર દેખાય છે. અંતરનો આભાસ મુખમુદ્રા પર આછો છવાએલો છે. જીવનના અનુભવની કરચલીઓ તેને કપાળે વળેલી દેખાય છે. પ્રભાતની મીઠી નિદ્રામાં પડેલો છે. કુમારની માતા અને બાલા ધીમે ધીમે દાખલ થાય છે. ]

માતા

લે જો. હજુ તો એ ઉંઘે છે. છેક મોડી રાતે એમ સુતાં. કેવી મીઠી નિદ્રામાં પડ્યો છે. હું તો છેકજ બાવરી બની ગઇ છે તો.

બાલા

મને ઘેર નજ ગમ્યું. સારી રાત મારી આંખ જરાએ મળી નથી. સવારની વાટ જોતાં જોતાં આંખોએ રાતી થઇ ગઇ. જેવું અજવાળું થયું કે બાને ઉઠાડીને અહીં દોડતી આવી.

[ કુમાર ધીમે ધીમે જાગ્રત થાય છે અને આંખો ઉઘાડી બંનેને વારા ફરતી જુએ છે.

માતા

( કુમારને ) જો મેં નહોતું કહ્યું એને તારા વગર ઘડીભર ચાલે એમ નથી. જોને હજુએ કેવી બાવરી બાવરી દેખાય છે.

[ કુમાર એક ક્ષણ બાલાને જુએ છે. બાલાની કીકીઓ મહીંથી કામણ વરસે છે. કુમાર દૃષ્ટિ ખેંચી લે છે.

કુમાર

બા, કેટલા વાગ્યા ! હું બહુ ઉંઘ્યોને !

[ બાલાનું મોં જરા લેવાય છે. ઉર અભિલાષ હેઠા પડ્યા તેવા કૈંક દીલમાં થતા કચવાટ મુખમુદ્રા પરથી જણાય છે.

માતા

હશે, હવે તેની શી ફીકર છે ?

[ બાલા તરફ જુએ છે.

કુમાર

ફીકર ! છે તેને છે નથી તેને કે નહીં.

[ એક ક્ષણ શાંતિ ફેલાઇ રહે છે.

માતા

જો પાછી ગાંડાઇ કરી કે ! ચાલ હું ચાહ કરી લાવું.

બાલા

ના, તમે બેસો. હું બનાવી લાવું !

માતા

ના. મને એને ચહા બનાવીને પાવાના કોડ છે. નાનો હતો ત્યારથી એને રોજ ઉઠે કે તરત ચહા મેં પાઇ છે. ( હસે છે—જાય છે. )

[ કુમાર બાલાને જોઇ રહે છે. બાલા ધરતી પર અને છત પર ભીંતો તરફ વારા ફરતી જુએ છે. એની જીભ ઉપડતી નથી.

કુમાર

કેમ મરી જવાની હતીને ! હજુ જીવે છે !

બાલા

હા.

[ કકડતી ટાઢાસ એના અવાજમાંથી વરસે છે.

કુમાર

તારું મારા પર જરાએ હેત નથી ?

બાલા

(આંખમાં આંસુ ચમકે છે) વહાલા !

કુમાર

આપણું આવું જીવન કેમ નભશે !

બાલા

શું થયું ? આપણા જેવું સુખી બીજું કોણ છે ! મને તો તમે મળ્યા એટલે બસ થયું.

કુમાર

ખરેખર તને એમ લાગે છે !

બાલા

નહીં ત્યારે !

કુમાર

મારું દીલ નથી માનતું. બાલા, જીવનના બધા આદર્શો, આશા, સ્વપ્નાંઓ સરી પડ્યાં. હવે જીવનમાં ઉમંગ નથી રહ્યો.

બાલા

એટલે! હું છું ને! (સ્નેહાળ મીટ માંડે છે.)

કુમાર

તું—હા. તું છે. પણ—

બાલા

પણ, વળી શું?

કુમાર

ખોટું ના લગાડતી. આપણી વચ્ચે અંતર કેટલાં વધતાં ગયાં છે? મારો માનસિક વિકાસ કેટલો થઇ ગયો? તું બીજે છેડે રહી ગઇ.

બાલા

તેમાં મારો શો વાંક?

કુમાર

તારો કશો વાંક નથી. તું તો સ્નેહની રસ-સરિતા છે.

બાલા

તમે કહો તે કરું.

કુમાર

શું કહ્યું?

બાલા

આર્ય અબળા માટી જેવી છે. કુંભાર જેવા ઘાટ ઘડે તેવી જુદી જુદી ભાત પડે. તેમ હીંદુ સમાજની સ્ત્રી ઘડાય છે. જેવી ધારો તેવી બનાવી શકાય છે.

કુમાર

'સાચું' પણ ઘાટ ઘડતાં આવડવા જોઇએ ને.

બાલા

તમને ન આવડે એ બને?

કુમાર

મને આરા સ્વપ્નાં જતાં કરતાં નથી આવડતું. જે આવ્યું તે નીભાવી લેવાનું મારાથી નથી બનતું. જીવન એટલે આત્મસંતોષ (Compromise) એ નથી બનતું.

બાલા

એ મને ન સમજાયું.

કુમાર

મારો ઉર સાગર ઉલટતો હોય અને તું વસ્ત્રોની વાત કરે, મારું અંતર આદર્શોની અફળતાના વિષદંશથી તરફડતું હોય અને તું મોજમઝાની વાતો કરે, તારું વર્તન અજાણ્યું નિર્દોષ સ્નેહથી નીતરતું હોય તોએ નીભાવી લેવાનું મારાથી બનતું નથી.

બાલા

હું તમે કહો તેવી થઇશ.

કુમાર

બા...લા!

બાલા

નાથ!

કુમાર

બાલા! મહત્વાકાંક્ષાને સંતોષના શીતળ જળ મહીં ઝબકોળી દઉં; જીવનને કલ્પનાના રંગે રંગવાજ દઉં; પ્રભુએ આપ્યું તેથી કૃતકૃત્ય થયો માનું, પ્રભુ ચરણે જીવનના નૈવેદ્ય ધરું --તો પછી સર્વત્ર આનંદ ને પરમ સુખજ છે.

બાલા

તો તમે એમ નહીં કરો?

[બાલા કુમારની નજીક જઇ ખભા પર માથુ મુકે છે. સ્નેહાળ મીટ માંડતી આશાભરી બાલા જોઇ રહે છે.

કુમાર

બા...લા! (નીચો નમી ચુમવા જાય છે.)

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૭૭]




લેખક :
રા. પ્રતાપરાય ભાનુશંકર પંડ્યા

---

કળાની દૃષ્ટિમાં તો, સમ્રાટનાં રાજભુવન ને ઝુંપડી સરખાંજ.

એનો આત્મા જગતની અન્ય કોઇ વસ્તુ કરતાં પોતાને હાથે દોરેલાં ચિત્રો જોઇ શાંતિ પામતો. એનો આત્મા પ્રતિદિન કળામાં વિકાસ પામતો. દુનીઆદારીથી લય પામતો. એની જન્મતિથિ કળામંદિરને શણગારવામાં ઉજવાતી. એના મિષ્ટ ભોજનનું નૈવેદ્ય કળાને ધરાતું. એની આરતીની ટોકરી કળાપૂજન સમયેજ વાગતી. એની ચાલમાં કળા ઝબકતી. એની વાણીમાં કલા ઓપ ચઢાવતી. કળા એની દૃષ્ટિ કસતી. એનું સંગીત કળા હતી. એનું કાવ્ય એની કળાજ.

એક વાત આજથી ભુલી જાઓ. અલગ થાઓ. ઉચ્ચ સંસ્કાર પામેલા, અને ઉચ્ચ સંસ્કારમાંજ જન્મેલાને કળા વરતી. ના! નહીંજ. કળા કુદરતથીજ નિર્માણ થએલ છે. એક બીજીજ કુદરત હોઇ સુકાં પાતરાં અને ખડથી ઢંકાએલ જુણું ઝુંપડાંમાં વસનાર, કો નવસ્ત્ર, અસંસ્કારી, કે અપંગમાંએ જન્મતી–ટહુકતી, હીંચતી.

આજે જામ્બુને વૃદ્ધપણાએ વટાવ્યો છે. પણ કળાએ એને વલોવી વલોવી કસદાર બનાવ્યો છે. આજે એની માળાના પારામાં કળાની અજબ ધુન છે. એની નીચે ઢળકતી સફેદ દાઢી કળાની શોધ કરી ચુકી છે. ગામના લોકોએ એને આકાશ સાથે વાતો કરતો જોયો છે.

એને આકાશમાં ઉંચે ઉંચે ઉડતાં, વિહંગોને ધરતીમાં ઉંડે ઉતારતો જોયો છે. ત્યારે કોઇએ તેને ઉંડા પાણીમાંથી બહાર નીકળતો જોયો છે. એની દુનીઆ પ્રત્યેની બેદરકારીએ જગતના લોકોએ પાગલ કહી સંબોધ્યો છે. એની પરીક્ષા જગતના લોકોને હાથે ક્યાં નિર્માએલી છે?

જામ્બુની ઝુંપડીમાં સમૃદ્ધિ નથી. ભવ્યતા છે. શણગાર નથી શાંતિ છે. એ ધનવાન નથી. ધનને ઇચ્છયુંજ નથી. કારણ કે ધનની ગુલામી ક્ષુદ્રતાજ છે. કળાની ગુલામી અમર રસની હેલ છે. પોને પીયે ને પરનેએ પાય.

ગામના લોકો એનાં ચિત્રો જોતા. ઘડીભર ગમ્મત લેતા. મુક્તકંઠે અનેરી પ્રશંસા કરતાં. ઘણાએ ચિત્રો વિનામૂલ્યે લઇ જતા. પૈસાની વાત જામ્મુ પાસે કરવી અને ભીષ્મને પ્રતિજ્ઞા ખંડન કરવા કહેવું એ બરાબર. એની પાગલતામાંએ ગામને ગૌરવ હતું. એમને આંગણે એક કલાકાર વસતો. સૌ કોના હૃદયમાં જામ્મુ પ્રત્યે પરમ ભક્તિભાવ હતો.

પણ જગતમાં કયાં નથી એવા કલા હૃદય-માંએ પરની પીડા? એવા સમર્થ કળાવીરને ઢાંકયો, એક ટચુકડી, લજ્જાળી, માટીનાં પુતળાં ઘડનાર બાળાએ.

જમની હંમેશાં જામ્મુના ઘર પાસેથી જળ આરે પાણી ભરવા જતી. એણે જામ્મુની કીર્તિ જગત લોકથીએ કૈંક વધુ સાંભળી હતી. એ જામ્મુને ઓળખતી. કોણ જાણે કેમ પણ જામ્મુની સફેદ દાઢીમાં એની નજર સંકેલાઇ હતી. જામ્મુ-થી એ લજ્જાતી, શરમાતી, છટકતી જાણે અજા-ણે કદીક તો ઉભય દૃષ્ટિ એકતાર થતી. ને વળી તરતજ નીચે ઢળી જતી. જેમ જેમ એ જામ્મુ-ને વધુ ને વધુ જોતી તેમ તેમ, તેનો ભાવ વધતો ગયો. હદ બેહદ વધ્યો. વધુ ને વધુ વખત પાણી ભરવા જવા લાગી. ઘરનું પાણી ભરાઇ રહે, આડોશી પાડોશીનું ભરે. જામ્મુએ એને સેવાવૃત્તિની કેવી અજબ દીક્ષા આપી!

જમનીના અનાથ કુટુંબનો આધાર માત્ર એક જમનીજ હતી. જમની રોજ અવનવાં પુતળાં કરતી. અને એનો મસ્તીખોર, બટકબોલો નાનો ભાઇ કાકુ ગામમાં વેચી આવતો. ભાગ્યેજ કાકુને આખું ગામ ફરવું પડતું. જમનીનાં પુતળાં પળવારમાં ખપી જતાં. રોજ નવાં કરે ને રોજ વેચાઇ જાય. દેવદેવીઓ-નાં પુતળાંમાં તો વૃદ્ધો સાક્ષાત સ્વરૂપનું દર્શન આને. વીરનાં પુતળાં જોઇ યુવકોમાં નવચેતન રેડાય. ઘડીભર તો અવશ્ય કમ્મર કસતા થઇ જાય. ઢીંગલી, પુતળી, રમકડાં માટે તો ઘેર ઘેર બાળકોના કજીઆ દરરોજ ચાલ્યા કરે. મા, બાપ તો જમનીને પરોક્ષમાં બેચાર સુણાવી પણ દે. વળી છોકરાંને રોજ ને રોજ કરેલાં રમકડાં અપાવવાં પણ પડે.

કેટલાંક માબાપ તો જમનીની કૃતિ માટે તલપાપડ થઇ રહે છે. કયારે નવાં આવે ને લઇએ. ગમે તે હો પણ લોક હૈયામાં જમની માટે ગૌરવભર્યા મીઠાં બીજ હતાં.

પણ ભલા! જગત ક્રમ એકસરખો કદી રહ્યો છે?

હવે જમની નવાં પુતળાં ઘડતીજ નથી. આજ એનાં નવાં પુતળાં લઇ કાકુ ચોરે ચૌટે નથી ભમતો. આજે જમની બીમાર થઇ પથારીવશ પડી છે. એ માંદી માંદી પણ એક પુતળું ઘડે છે. લોકોને જમનીની માંદગી અસહ્ય થઇ પડી. સૌના અંતરમાં ઉંડા ઉઝરડા થયા. બીચારી દેવ સરીખડી જમનીને વળી આ શું થયું? કેમ થયું? શું થશે? કયારે ઉઠશે ને કયારે અમને નવા પુતળાં ઘડી ઘડીને આપશે? વળી ઘણાએ ભવિષ્ય અશુભ કલ્પ્યું.. જગતમાં કલ્પના કોની છે?

જામ્મુને સવારે ઝુંપડીમાંથી બહાર જોવાની ટેવ પડી ગઇ હતી. હમણાં તો એ બારણા પાસેજ બેસતો. આજે એ લળી લળીને જોતો હતો, તેને આજે કયાંઇ ન હતો ઉત્સાહ કે નહોતો હંમેશનો આનંદ.

એના દીલમાં એકજ ચિંતા હતીઃ આજે જમની કેમ નથી જણાતી? આજે તો જમનીની છબી તેને આપવાનો હતો. અને એ રીતે આજે જીવનમાં પહેલીજ જમની સાથે વાત કરવાનો હતો. ને જો એમ થાય તો જામ્મુને આંગણે આજે કુમકુમ છંટાય ને બારણે તોરણ લટકે. અભિલાષાના

નવદીપક પ્રગટે. એની નાનીકરી ઝુંપડીમાં અમૃત અજવાળાં સાહે. એના જીવનમાં અમૃતની નાની નીક વહેતી થાય. અને નવી આશા ને નવો ઉત્સાહ એના સરલ જીવન પંથે વહે. જગતમાં જામ્ભુને કળા પ્રિય છે. પણ એથીએ વધુ પ્રિય તો જમની છે. જામ્ભુ કળામાં પ્રવીણ હતો. જમની પણ ક્યાં નહતી? ઉભય પોતપોતાને પંથે પારાંગત હતાં. છેક છેલ્લી ઘડીએ પણ, જીવન કક્ષાએ પણ. છતાં વધુ મહત્તા હતી એમના જીવનની સરલતાની. નહોતા જીવન ખોટા આડંબર. નહોતી ખોટી મોટાઇ. નહોતાં પંથે ખોટાં વન કે નહોતી તવંગરી.

જગતના મહાન રસ્તા પર માત્ર હતી એક તેની નાની કેડી. એમની કેડીમાં હતું એ ક્યાંએ બીજે નહોતું. કેડીમાં પ્રવાસી માટે પરબો ને વૃક્ષોનો છાંયડો હતો. પંથી બેસતાં-ગાતાં. એમનું જગત એમની ઝુંપડી હતી, એમનાં હથીઆર તેમનાં ભાંડું હતાં.



જમનીની છબી કાકુને બતાવી.

જામ્ભુ રાહ જોઇ થાકી ગયો. ક્યાંએ જમની ન દેખાય. બીજો દિવસ ગયો, ત્રીજો દિવસ ગયો. છતાં જમની તો નજ દેખાય. જામ્ભુ ચિંતામાં પડયો. જમની કેમ દેખાતી નથી? શું થયું હશે? આખરે ગુંચ જરા ઉકેલાઇ. કાકુ હાથમાં પાણીનું માટલું લઇ ભરવા આવ્યો હતો. પણ એ તો ઘેરથી કુવે ને કુવેથી સીદ્ધો ઘેર જાય.

નાના કાકુને જામ્ભુ પાગલ ગણતો હતો. એ કહેતો એને ક્યાં છે દુનીઆદારીનું ભાન કે સારા-નઠારાનીએ સાન? એને તો

ભલી એની ઝુંપડી ને ભલી એની પીંછીઓ.

કાકુને જોઇ જામ્બુ જમનીની છબી લઇ કાકુના રસ્તામાં આડો ઉભો. કાકુ ગાતો ગાતો છેક જામ્બુ પાસે આવી ગયો.

"કાકુ! તું પાણી ભરવા કેમ આવે છે?"

"અમસ્થો" બેદરકારીભર્યો જવાબ મળ્યો.

"લાવ લાવને હું તને પાણી ભરાવું" ખરી વાત સમજવા ઘડીવાર વૃત્તિ પરોપકારી બની ગઇ.

"ના રે ના! ભાઇ! આ કૈં પીંછી ફેરવવા-નું કામ છે?" કાકુએ સહેજ મીજાજમાં કહ્યું.

જામ્બુને લાગ્યું કે આમાં કૈં નહીં વળે. વાત ફેરવી. જમનીની છબી કાકુને બતાવી.

"અલ્યા કાકુ! આ કોણ છે? ઓળખે છે?"

કાકુએ છબી પારખી, ક્ષણવાર સ્થંભી ગયો. છબી સામું ટકટક જોઇજ રહ્યો અરે! જમનીની છબી જામ્બુએ કયારે ચીતરી હશે? કેમ ચીતરી હશે? ખરેખર છબી તો મારી જમની બહેનનીજ છે! બસ, એજ મોઢું કે જે મને ખાવું લેવા પાઇ આપે છે. છબી તો બસ, જમની-જમનીનીજ. પણ કાકુ જરાએ કાચો ન હતો.

એને જામ્બુ પ્રત્યે ત્રાસ છુટયો, જરા પાછો ખસી ગયો. અને મરડાઇને કહ્યું: "આ તો મારી બહેનની છબી, તમે કેમ ચીતરી?"

"તારી બહેને મને કહ્યું હતું. મેં આજે ચીતરી પુરી કરી છે. તું તારી સાથે લઇ જઇ તારી બહેનને આપીશ?"

જામ્બુને ઉડાવાના વિચારે કાકુએ નવી કરામત કરી.

"પણ બાપુ! બોલશો માં જરીએ બોલશો. માં, એં કયાં છે? આ દુનીઆમાં. ઓ બહેન! બહેન!"

બસ, જામ્બુના દેહ પર પ્રલયકાળ વ્યાપી ગયો. એની નસોનું ફરતું લોહી બંધ પડી ગયું. આંખોનું નુર ઉડી ગયું. આખું શરીર ધ્રુજી ગયું, આખરે દેહ ધરતી ઉપર પડયો. જમની એની આંખ આગળ તરવરી સ્થૂલ અને સૂક્ષ્મનાં તડ પડ્યાં. અને દેહ કેડી ઉપર, આત્મા કળા અને જમની પાછળ પાગલ બન્યો. જામ્બુ ગયો. કળા પરવારી ગઇ. લાંબી સમાધિએ શુદ્ધ અંતઃકરણે પ્રાપ્ત થએલી કળા નાના અણસમજુ, બટકબોલા બાળકનાં તીખાં જુઠાં વેણોએ અલોપ થઇ કળાપૂજકજ આંસુ પાડશે. અને જગત રડશે, લાંબા કાળ લગણ.

કાકુ! કાકુની આસપાસ એક મહાન કાવ્ય રચાઇ ગયું. કાકુ બાળક મટી ગયો. યુવાન થઇ ગયો. કાકુ આજ બાળક નથી. યુવાન છે. કાકુ સમજ્યો. પસ્તાયો મેં જગતની કળા કચરી નાખી. મેં આજે જગતનો ઇતિહાસ અડધો રાખ્યો.

અરે! હું બાળક, પણ બુદ્ધિએ તો બાળક હશે. હું કયા મોઢે જગત સામે ઉભો રહીશ? જગત મને કેવો માનશે? છબી જોઇ ખોટું વિચાર્યું. ખોટું બોલ્યો, ખોટું કર્યું. કળાનો ને જગતનો દ્રોહ કર્યો. દ્રોહ બદલ શિક્ષા અવશ્ય-સંભવેજ

જામ્બુના ઉંડા અંતરનો અર્ધ્ય સુચવતી જમનીની છબી અને મહાન કળાકારનો મૂલ્ય દેહ સાંજ રાખી કાકુ યુવાન થઇ ઘેર આવ્યો. આ વખતે જમનીએ એક પુતળું તૈઆર કર્યું હતું. માત્ર એને પાણીથી ધોઇ શુદ્ધ કરવાનું હતું. જમનીએ પાણી માગ્યું. પાણી કાકુ કયાંથી આપે. એ ચુપજ રહ્યો.

"ભાઇ કાકુ! પાણી જલદી આપને, હું વધુ વખત બેસી શકીશ નહીં."

કાકુ સાવ મુંગોજ થઇ ગયો. શું બોલે ? આજે એણે મોટું પાપ શિરે વહોર્યું હતું. એ જાણતો હતો કે જમની, જામ્બુ પ્રત્યે અભિલાવ રાખે છે.

"કાકુ ! સાંભળતો નથી ?"

કાકુએ સઘળી હીંમત ભેગી કરી. થરથરતી જીભે બનેલી વાત કહી સંભળાવી. બીચારા કાકુને ક્યાં ખબર હતી કે એના વેણે યમદૂત સાંપડે છે ?

જમની વાત સાંભળી ગાજી ઉઠી : "શું ? હેં ! જામ્બુ જગતમાં નથી ? શું પ્રભુના દરબારમાં કળાકારની ઉણપ હતી, કે જામ્બુને તેડાવ્યો ? પ્રભુ ! ધીરજ રાખ એકલા જામ્બુએ નહીં ચાલે. મારી જરૂર પડશે, જા...મ્બુ... કા...કા" જમનીનો દેહ પડ્યો. સ્વર્ગે આત્મા ગયો. કાકુના જીવનમાં બીજું દશ્ય. કાકુની યુવાની પરવારી ગઇ. વૃદ્ધ થયો. કાકુએ પોતાની જીભ કાપી નાખી. આખા ગામમાં આજે એકજ વાત સૌના મોઢાંમાં હતી. જમની ગઇ, જામ્બુ ગયો. આપણી કળા ગઇ. આપણા કોડ અધુરા રહ્યા. પ્રત્યેકનાં આંખમાં આસું ભરાઇ ગયાં. એમની ભ્રાંતિ આશા ઉડી ઉતરી ગઇ. સૌએ પ્રભુનો કોપ જાણ્યો.

કાકુએ જામ્બુનું પુતળું હાથમાં લીધું. આ એની બહેનની છેલ્લી કૃતિ હતી. પુતળું લઇ કાકુ કુવા તરફ ગયો. કાકુ આગળ ને ગામનાં લોકો પાછળ. સર્વ હૃદયશૂન્ય હતાં. એઉના મરણનું શું કારણ છે ? લોકોનાં હૃદય આ ભેદ ઉકેલવા મથતાં.

કાકુએ એક પુષ્પમાળ જમનીને ને બીજી જામ્બુનાં પુતળાંને પહેરાવી. પ્રણામ કરી એ પુતળાંના પગમાં માથુ નમાવી રડી રહ્યો.

નગરજનોએ જામ્બુને જમનીના સ્મરણચિહ્ન માટે ગામબહાર વડલાતળે ચોતરો બંધાવ્યો. ત્યાં જમનીની છબી ને જામ્બુનું પુતળું મુકાવ્યાં. એ ચોતરે આજે બે આત્મા વસતા હતા, જગતના ઘણા લોક ત્યાં દીવો કરતાં.



# કવિતા ક્યાં છે ?



: લેખક :

રા. જી. એચ. ઠાકર



( અંજની )

સુંદર સ્ત્રીના મધુર વદનમાં,
કે શાંતિના સુખદ સદનમાં,
કે ઉરના નૈરાશ્ય રુદનમાં,
કવિતા વસતી શું ?

પ્રેમભીના કૌમુદી ઝરણમાં,
કે વિરહીના દિન ગણનમાં,
કે કવિઓના કાવ્ય મનનમાં,
કવિતા વસતી શું ?

રસિકોના કો રસિક મિલનમાં,
પ્રિયતમ કેરા હાસ્ય ઝીલનમાં,
અંતરના રસભર ડોલનમાં,
કવિતા વસતી શું ?

આશતણા ઉન્નત હીંડોળે,
કે કુદરતના કમનીય ખોળે,
સાગર જલના હર્ષ હિલોળે,
કવિતા વસતી શું ?

બુલબુલના કો મધુર શબ્દમાં,
કોયલના ટહુકાર મહીં કાં,
કુમુદ કૌમુદી પ્રેમ કરે ત્યાં,
કવિતા વસતી શું ?

# ગાંધીયુગ અને પૂર્વયુગની સરખામણી

લેખકઃ રા. અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી

[ અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૯૨ થી ]

ગાંધીયુગનાં પરિણામોનો વિચાર કરતાં કેટલીક વસ્તુઓ ખુબ આગળ તરતી માલુમ પડી આવે છે. સામાન્ય જનસમૂહની અગત્ય ગાંધીયુગમાં ઘણીજ વધારે અંકાઇ છે. દેશનો સામાન્ય માણસ, પછી તે મજુર હોય કે ખેડુત હોય, તે દેશના કાર્યને માટે ઉપયોગી છે એટલુંજ નહીં, પરંતુ દેશની સેવા કરનારાઓએ તેનાથી શરુઆત કરીને પોતાની સર્વ સફળતાનું માપ એ સામાન્ય માણસને થએલા લાભાલાભ–ઉપરથી કાઢવું જોઇએ. આ વિચાર ગાંધીયુગમાં બળવાન થયો.

પરંતુ, કેવળ એજ વિચારને વળગીને અતિશયોક્તિ કરવામાં આવે તો પ્રજાને અંતે લાભ થવાનો સંભવ ઘટે છે. સામાન્ય જનવર્ગમાંથી નેતાઓ પણ ગાંધીયુગમાં પાકયા છે, પરંતુ એ અપવાદોજ ગણાય. બાકી, જનસમૂહ મોટે ભાગે, દોરતો નથી, પણ દોરાય છે. અને નેતૃત્વ સ્વાભાવિક રીતેજ પ્રકૃતિથી લાયક હોય તેવાઓના હાથમાંજ જઇ પડે છે.

બીજી એક વાત ગાંધીયુગના પરિણામરૂપે આપણને જણાઇ આવે છે તે એ છે કે હીંદના વિશાલ ખંડમાં શહેરે શહેર અને તેને ખુણે આવી રહેલાં ગામડાંઓમાં અને ઝુંપડાંઓમાં "સ્વરાજ"નો સંદેશ પહેલવહેલો સાંગોપાંગ પહોંચ્યો! હીંદ જેવા દેશને માટે એ કંઈ નાની સુની વસ્તુ ગણાય નહીં. શિવાજીના નેતૃત્વ નીચે જ્યારે મરાઠી સત્તાનો ઉદય થયો ત્યારે એવા પ્રકારનો અસ્પષ્ટ સંદેશો મરાઠી લશ્કરો ચોમેર ફરી વળ્યાં ત્યારે પહોંચ્યો હશે કે કેમ એ પણ શંકાની વાત છે. પરંતુ હીંદના ઇતિહાસમાં પહેલીવાર પ્રજા સ્વાતંત્ર્યનો સંદેશો, આત્મનિર્ણયના હક્કનો પ્રતિધ્વાન, સમસ્ત હીંદમાં પહોંચી વળ્યો હોય તો તે ગાંધીયુગમાંજ. હીંદમાં વસતા કેવળ શહેરીઓને અને કેળવાએલા માણસોને નહીં પરંતુ જુદા જુદા પ્રાંતમાં વસતા ગામગામડાના લોકોને ખબર પડી કે તેઓ હીંદી તરીકે એક છે,–તેમનો સ્વાર્થ સમાન છે, તેમના ઉપર એક પરદેશી રાજતંત્ર ચાલી રહ્યું છે; અને સ્વતંત્રતા મેળવવી હોય તો તેમણે બધાએ એકત્ર થઇને પ્રયાસ કરવા પડશે, સહન કરવું પડશે; અને સામાજિક, આર્થિક વગેરે જીવનના અનેક પ્રદેશોમાં ઘણું ઘણું નવું સ્વીકારવું પડશે અને જુનું ત્યાગવું પડશે.

ગાંધીયુગની બીજી મહાન સેવાઓ બાદ કરતાં પણ ઉપર જણાવી તે સેવા કંઈ જેવી તેવી નથી. ત્રીસ કરોડની વસ્તીવાળા. વિશાલ પ્રદેશમાં વિધવિધ જાતીય, પ્રાંતીય અને ભાષાના ભેદોથી વિભક્ત થએલી હીંદી પ્રજાના એકેએક માણસને એ સંદેશો ચાર કે પાંચ વર્ષના ટુંકા સમયમાં પહોંચાડવો એજ ભગીરથ કાર્ય છે.

વળી, દેશ સેવા કરવાને ઉત્સુક દરેક માણસને થોડુંઘણું જાતે કરી શકે તેવું કામ બતાવવામાં ગાંધીયુગ કૈંક અંશે ફ્તેહમંદ નીવડયો હતો. રેંટીયા, ખાદી, અંત્સજોદ્ધાર, કાયદાનો સવિનય ભંગ વગેરે પ્રવૃત્તિઓમાં કામ કરનારને પસંદગી કરવાની તક મળતી. અલબત્ત, રાજકીય કાર્યમાં ગાંધીજી સર્વે રાષ્ટ્રીય બળોને એકત્ર અને વ્યવસ્થિત ન કરી શક્યા તે તો આપણે આગળ નોંધેલું છે.

ગાંધીયુગમાં જાહેરજીવનની શુદ્ધિ થઇ એમ કહી શકાય. શુદ્ધિ એ અર્થમાં કે મન, વચન અને કાર્યની એકતાની માગણી જનસમાજે નેતાઓ પાસે કરવા માંડી. પરંતુ સખેદ કહેવું પડે છે કે એ શુદ્ધિની (જો તેને ખરી શુદ્ધિ માનીએ તોપણ)—સાથે સાથે દંભ, અપ્રમાણિકતા, વગેરે પણ ઓછા પ્રમાણમાં દાખલ થયાં નથી. રાજકીય ક્ષેત્રમાં નેતા થવું એ જવાબદારીનું, બુદ્ધિનું અને ચારિત્ર્યબળનું કાર્ય છે. પરંતુ બુદ્ધિ વિનાના, જવાબદારીના ભાન વિનાના નેતાઓ, જનસમાજની વાહ વાહ માટે આગળ પડે અને. ખાદીની ટોપી કે ખાદીનાં કપડાં પહેરવાના બાહ્ય દંભથી લોકોને દોરે ત્યારે જાહેર જીવનમાં અશુદ્ધિ પ્રવેશ કરે એ દેખીતું છે. અને અસહકારના યુગમાં એક કરોડ રુપીઆની વ્યવસ્થામાં ઘણી જગોએ જે પૈસાની ગેરવ્યવસ્થા થઇ હતી તે જાહેર જીવનમાં પ્રવેશ કરવા પામેલી એ અશુદ્ધિનો સબળ પુરાવો છે.

ગાંધીયુગના પરિણામ તરીકે એક વાત આગળ પડતી જણાય છે તે એ છે કે હીંદની પ્રજા મહાન વ્યક્તિઓથી દોરાય છે; ધાર્મિકતા, સાધુતા વગેરે સાત્વિક ગુણોને જોઇને ઘેલી થાય છે. આ એક સારો ગુણ હોઇ શકે, પરંતુ રાજકીય ક્ષેત્રમાં એનું પરિણામ બહુજ અનિષ્ટ આવે એ સહેલાઇથી સમજી શકાય તેવું છે. પશ્ચિમમાં રાજકીય પ્રશ્નો ઉપર વિચાર અને ચર્ચા કરનાર જનસમૂહ ભલે તે વિચાર પ્રમાણે વર્તન ન કરતો હોય. આપણા દેશમાં ગાંધીયુગ પહેલાં રાજકીય નેતાઓ અને કાર્યકર્તાઓ તથા કેળવાએલા માણસો વિચાર કરીને અભિપ્રાય બાંધતા. ગાંધીયુગ પછી રાજકીય પ્રશ્નોની વિચારણામાં જે અરાજકતા મહાસભામાં આવી તેમાંથી પ્રજાને બ્હાર કાઢવા માટે કહેવાતા નેતાઓમાંથી પણ ઘણા અચોટ પ્રયત્ન કરી શક્યા નહીં અને કેળવાએલા માણસો પણ વિચારપૂર્વક અભિપ્રાયો બાંધી શક્યા નહીં એ બીના ગાંધીયુગને પરિણામે પ્રજામાં આવેલી માનસિક પક્ષાઘાતની નીશાની છે. એ સમય તરફ દૃષ્ટિ કરતાં એમ લાગે છે કે જાણે પ્રજા વિચાર કરવા માગતી ન હતી; કેળવાએલા લોકો સ્વતંત્ર અભિપ્રાયો ધરાવતા નહતા, અને ધરાવતા તો ઉચ્ચારવાની હીંમત કરતા નહીં. વ્યક્તિપૂજા—વીરપૂજાના જમાનામાં અનેક લાભો થાય છે તેમ હાનિઓ પણ થાય છે. ગાંધીયુગમાં આપણે એ બંને પરિણામો જોઇ શકીએ છીએ.

વળી જાહેર જીવનમાં, તેમજ ખાનગી વ્યવહારમાં મહેનત મજુરીની પવિત્રતા અને મહત્તાનો સ્વીકાર થયો તે ગાંધીયુગને આભારી છે. દેશનેતા એટલે લોકોનો નાયક. અને લોકોનો નાયક એટલે તેનાથી કોદાળી લેવાયજ કેમ? એવી મનોદશા પૂર્વયુગમાં હતી તે ગાંધીયુગમાં

પલટાઈ ગઈ. અને દેશનેતા એટલે દેશ સેવક. અને સેવકને કોઈપણ પ્રકારની મહેનત કે મજુરીમાં વળી શરમ શેની ? એવી મનોદશા સમસ્ત દેશમાં જાગ્રત થઈ.

અસ્પૃશ્યતાના નિવારણ વીશે સુધારકોની પરિષદો પૂર્વયુગમાં ઠરાવો કરતી. પરંતુ એવી પરિષદના ઘણા સભાસદોએ અંત્યજોનો લત્તો પણ ભાગ્યે જોયો હશે ! જ્યારે ગાંધીયુગમાં અસ્પૃશ્યતા દૂર કરનારાઓને વ્યવહારુ પરીક્ષા આપવાનો સમય આવ્યો. અને ઘણુંખરું એવી સભાઓ અંત્યજોના લત્તામાંજ ભરાવા લાગી ! અંત્યજોના પછાત વર્ગ ઉપર એવી સભાઓની કેટલી બધી અસર થાય તે આપણે સહેલાઈથી કલ્પી શકીએ છીએ પૂર્વે આપણા ગુજરાતના આદ્ય કવિ ભક્ત નરસિંહ મહેતાએ જુનાગઢમાં ઢેડને ચોરે ભજન કરેલું એવી દંતકથા આપણે સાંભળી છે, પરંતુ સાબરમતીના મહાત્માએ દેશભરમાં જ્યાં જ્યાં બની શક્યું ત્યાં અસંત્યજવાડામાં હાજરી આપી અનેક સૈકાઓથી કચરાઈ રહેલા ગરીબ દેશબંધુઓને સામાજિક, રાજકીય અને આર્થિક સ્વતંત્રતાનો, ધાર્મિક જીવનનો અને સ્વચ્છતાનો પેગામ પહોંચાડ્યો છે. એમની એ મહાન સેવા માટે પ્રત્યેક હીંદુ તેમનો ઋણી છે.

ગાંધીયુગને પરિણામે દાંપત્ય જીવનનો પણ એક નવો આદર્શ કેળવાએલા લોકોમાં અને ખાસ કરીને દેશ સેવા કરનાર કાર્યકર્તાઓમાં દાખલ થયો છે. ગાંધીવાદમાં દેશસેવાને અર્થે અખંડ બ્રહ્મચર્ય વ્રતનું પાલન આવશ્યક મનાયું છે. પરંતુ દાંપત્ય જીવનનો તેમાં અસ્વીકાર નથી. પતિપત્નીનો સંબંધ સ્થૂલ દેહની વાસનાથી મુક્ત હોવો જોઈએ એવી તેની માગણી છે. પ્રજોત્પત્તિ કરવાની કુદરતી અંધ પ્રેરણા પ્રાણીઓમાં તથા માનસજાતિમાં છે. એની અવગણના કરવામાં કહો કે એના ઉપર સંયમ મેળવવામાં દેશભક્તિની ભાવના પુરેપુરી સફળ થાય કે કેમ એ પ્રશ્ન છે. વળી, વધારે મુદ્દાનો પ્રશ્ન તો એ ઉપસ્થિત થાય છે કે માનવમાં રહેલી એ વાસના શું કેવળ અસત્ય—પાપમય છે ? સ્વીકારી લઈએ કે જે સ્વરૂપમાં એ વાસના માનવમાં અત્યારે કાર્ય કરે છે તે અપૂર્ણ—અસત્ય અને અજ્ઞાનમય છે—છતાં તેની પાછળ કોઈ સત્ય કાર્ય કરવા મથતું જણાતું નથી ? અને જો તેની પાછળ કંઈ સત્ય હોયજ તો દાંપત્ય જીવનમાં તેને શા માટે સ્થાન ન આપવું ? પરંતુ ઔચિત્યાપદ વિષયને દૂર રાખીને આપણે ગાંધીયુગમાં દાંપત્ય જીવનમાં પતિપત્નીના સહચારનો, દેશ સેવાનો એક આદર્શ રજુ થએલો જોઈએ છીએ.

ગાંધીયુગની વિશિષ્ટતાઓમાં સ્ત્રીઓને જાહેર જીવનમાં જે સ્થાન મળ્યું છે તેની નોંધ લેવી ઘટે છે. પૂર્વયુગમાં રાજકીય કે સામાજિક જીવનમાં સ્ત્રીઓનું સ્થાન ભાગ્યેજ હતું. સભાઓમાં પણ બેચાર સન્નારીઓ ભાગ્યેજ દેખાતી. ગાંધીયુગમાં તો એક કરોડ રૂપીઆ ભેગા કરવામાં અને બીજાં જાહેર ફંડોમાં સ્ત્રીઓએ પોતાના શણગાર પણ ઉતારી આપવાના બનાવો હીંદમાં ઘણે ઠેકાણે બન્યા. પરદેશી કાપડનો સ્ત્રીઓ પાસે ત્યાગ કરાવી શકાય તો પુરુષો આપોઆપ સ્વદેશી કપડાં વાપરે એ મત મહાત્મા ગણતા હતા. એટલે તેમને સ્ત્રીઓ પાસે પરદેશી કપડાંનો ત્યાગ કરાવવા ઠેરઠેર સ્ત્રીઓની ખાસ સભાઓ ભરી અને પરદેશી કપડાંઓની હોળી કરી. અલબત એ કાર્યમાં તેમને સ્થાયી ફતેહ ઘણી ઓછી મળી. પરંતુ મોટે ભાગે ઘરમાં પુરાઈ રહેનાર અને બહારની દુનીઆથી કેવળ અજાણ્યુ હીંદી સ્ત્રીઓમાં દેશભક્તિના વિચારોનો સંચાર થયો એ તો નિઃસંશય છે. જાહેરજીવનમાં

પણ સ્ત્રીઓ બહાર આવવા લાગી અને સ્ત્રી કેળવણી સંસ્થાઓમાં આજીવની સેવિકાઓ તરીકે જન સેવિકાઓ તરીકે, અને પરિષદોમાં સ્વયં સેવિકાઓ તરીકે તેમણે ભાગ લેવા માંડયો.

એક બાબતમાં ગાંધીયુગ તેની પૂર્વના યુગ કરતાં પછાત પડે છે: તે મુત્સદીપણામાં. રાજકીય ચળવળનું ક્ષેત્ર હજી સુધી નીતિના નિયમોનો સંપૂર્ણ અમલ કરવાનું ક્ષેત્ર થયું નથી ત્યાં સુધી મુત્સદ્દીપણું, રાજકીય કાર્ય કરનારાઓનો અને ખાસ કરીને નેતાઓનો વિશિષ્ટ ગુણ મનાય છે. અને તે સકારણ છે. ગાંધીવાદના હીમાયતીઓ જીવનના સર્વ ક્ષેત્રોમાં નીતિના નિયમોનો નિરપેક્ષ અમલ કરવાની ખાહેશ ધરાવે છે અને તેની યોગ્યતા પુરવાર કરવા પ્રયત્ન કરે છે. તેમની દલીલ સામે વાંધો ન લેતાં પણ તેમના પોતાના વ્યવહારુ જીવનમાં એ નિયમોનો અખંડિત પ્રયોગ નથી થઇ શકતો એટલો પુરાવો કાં તો વર્તમાન જીવન તે નિયમોને માટે હજી તૈયાર નથી એમ બતાવે છે અથવા તો એ નિયમો જીવનને લાગુ પડે એવા વ્યવહારુ નથી, એમ સિદ્ધ કરે છે.

કલકત્તામાં રાઉન્ડ ટેબલ કોનફરન્સ બોલાવવા માટે સરકારે જે દરખાસ્ત કરી તેનો અસ્વીકાર મહાત્મા ગાંધીએ કર્યો. એ મુત્સદીપણાની ખામી હતી એવું ઘણા માને છે. પૂર્વયુગમાં લોકમાન્ય તિલકને કદાચ એવી તક મળી હોત તો તેઓ એનો લાભ લેવા ચુકત નહીં એમ ઘણા રાષ્ટ્રવાદીઓ માને છે ખરા.

બારડોલીનો સત્યાગ્રહ બંધ રાખવામાં તેમણે મુત્સદ્દીપણાની ખામી બીજી વાર બતાવી એવો પણ અભિપ્રાય ઘણા ધરાવે છે. એ સત્ય હોય કે નહીં, પરંતુ એટલું તો નક્કીજ છે કે બારડોલીનો સત્યાગ્રહ બંધ રાખવાને પરિણામે રાજકીય જીવનમાં ભારે ઓટની શરુઆત થઇ અને પ્રજા જીવનમાં જે અવ્યવસ્થા થઇ છે: તેમાંથી હીંદ હજી પણ બહાર નીકળી શક્યું નથી.

ખીલાફતના ધાર્મિક પ્રશ્નને રાજકીય ચળવળ જોડે ભેળવવામાં પણ મહાત્મા ગાંધીએ મુત્સદ્દીપણાની ખામી બતાવી છે એવું પણ ઘણા માને છે. એટલું તો નિઃસંશય છે કે ખીલાફતની સડી ગએલી સંસ્થાને કાયમ રાખવા માટે હીંદી મુસલમાનોએ રાજકીય નેતાઓ જોડે એકપક્ષ કર્યો; અને સ્વતંત્ર, નવીન તુર્ત પ્રજાએ જ્યારે તે હાનિકારક સંસ્થાને પોતાના દેશમાંથી જડમૂળથી ઉખેડી નાખી. ત્યારે હીંદીમુસલમાનોને આઘાત થયો. પ્રાચીનપ્રિયતા, ધર્મનું ઝનુન, અસહિષ્ણુતા, જુલમીપણું, અજ્ઞાન અને એશઆરામમાં પડેલા હીંદી મુસલમાનો મહાસભાને ટેકો આપતા તે ફક્ત તેમની ધાર્મિક ઝનુની–ધર્માંધ પણ કહી શકાય-વૃત્તિને લઇને. હીંદની રાજકીય સ્વતંત્રતા તેમને મન ગૌણ હતી. આ બાબતનો સબળમાં સબળ પુરાવો હીંદી મુસલમાન નેતાઓમાં "રાષ્ટ્રવાદી" "અસહકારી" "જહાલ" વગેરે પક્ષમાં ગણાતા "અલીભાઇઓ" એ રાષ્ટ્રવાદને બે વર્ષ ઉપર જે તિલાંજલિ જાહેરમાં આપી છે તે છે. નેતાઓમાં જ્યારે કોમીવાદ એટલો પ્રબળ છે તો પછી સામાન્ય મુસલમાનમાં તે કેવો હોઇ શકે તેનું અનુમાન, કોહાટ, મુલતાન, સાહરનપુર, કલકત્તા, પટના, પટુઆખાલી, નાગપુર, આર્વી, નેલોર, ગુર્મ–કુલબર્ગ–વગેરે સ્થળમાં થએલાં કોમી હુલ્લડો ઉપરથી આપણે સહેજમાં બાંધી શકીએ છીએ. બંગાળામાં અને ઉત્તર હીંદમાં દરરોજ મૂર્તિના ભાંગવાના સમાચાર છાપાંઓમાં વાંચવામાં આવે છે. હીંદુ સ્ત્રીઓના અપહરણના

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૭૧]

# મારી નોંધપોથી

લેખકઃ
રા. ગુપ્તા

તા. ૩૦-૪-૨૮.

એ, આ, પેલો, ઓલો વગેરે દર્શક સર્વનામો અને વિશેષણો અમુક ચોક્કસ વસ્તુનો નિર્દેશ કરવાને બદલે ઘણી વાર ઉલટો ગુંચવાડો ઉત્પન્ન કરે છે. જગતમાં ઘણી વાર કેટલીક વસ્તુ જે કાર્યની તેના તરફથી આપણે અપેક્ષા રાખીએ છીએ, તેના કરતાં ઉધુંજ કાર્ય કરે છે. અનથી સ્ફુર્તિ આવશે એમ ભોજન કરતી વેળા આપણને લાગે છે. વહેલા ઉઠવાથી તબીઅત સુધરે છે એમ ડોકટરો કહે છે, ને વહેલા ઉઠવાથી તબીઅતનો 'ભુક્કો' થઇ જાય છે એવો મારો અનુભવ છે. ઉંઘ સારી ન આવતી હોય તો સુતાં પહેલાં કસરત કરવી, એવો અનુભવસિદ્ધ સિદ્ધાંત મને મારા મિત્રે બતાવ્યો હતો. પણ તેમ કરવા જતાં સાધારણ આવતી ઉંઘ પણ ખોઇને "હાડકાં અતિશય દુ:ખે છે' એવા સતત ભાનમાં અનેક રાત્રિઓ વીતાવી છે. મારી સામે હજામોનાં નિવાસસ્થાન છે. આથી મારે હજામને શોધતાં કોઇ દિવસ હરકત પડવાની નથી, એમ હું નાનો હતો. જ્યારે દાઢીએ દર્શન નહોતાં દીધાં, ત્યારે માનતો હતો. પરંતુ હવે ઉલટું એજ. કારણને લીધે મારે હાથ હજામતનો હુન્નર કેળવવો પડયો છે. સવારે જાગીને જોઉં તો હજામ કોઇ ભાસે નહીં, સો ધંધાર્થે બહાર નીકળી ગયા હોય ને ઘેર પાછા આવે ત્યારે આરામ લેવા માંગતા હોય! મારી સામે રહેતા હજામો મને જ્યારે પોતાના ઘરમાં મળતા ત્યારે હજામરૂપે નહીં, પણ હજામત કરી આવીને થાકેલા, વિરામ લેવા માગતા માનવ બંધુઓ તરીકે મળતા.

પણ આ અપ્રસ્તુત પ્રશંસા છોડીને પ્રસ્તુત વિષય પર આવું.

એક જાણીતા વાર્તાલેખક મારા મિત્ર છે. તેમણે એક નવી વાર્તા હમણાંજ પુરી કરી છે. પ્રસિદ્ધ કરતાં પહેલાં એ વાર્તા કોઇને વંચાવવી એમ એમને લાગવાથી પોતાની હસ્તલિખિત પ્રત લઇને એ મારે ત્યાં આજે પધાર્યા હતા. 'આ વાંચીને કેવી લાગે છે તે જરા કહેજો' એમ એમણે મને વીનંતી કરી. મેં એમની પાસેથી હસ્તલિખિત પ્રત લીધી. ઉઘાડી, થોડાંક પાનાં ફેરવ્યાં, એમના હસ્તાક્ષરો જોયા ને એ પ્રત પાછી મુકી દીધી. અનેક સ્થળે ફરી આવેલા મુસાફરને માટે પણ એકાદ પ્રદેશ એવો હોય છે કે જ્યાં એ કદી જઇ શકે નહીં, તેજ પ્રમાણે

જાતજાતના હસ્તાક્ષરો મેં ઉકેલ્યા હતા. પણ આ હસ્તાહક્ષરોની તો સામુંજ જોવાની મારી હીંમત ચાલી નહીં ! સકારણ કે નિષ્કારણ મારાં કાકી કોપતાં ત્યારે પોતે ગુન્હેગાર નથી એમ પુરવાર કરવા પ્રયાસ કરવાનો વિચાર સુદ્ધાં મારા કાકા કરી શકતા નહીં ! એ પાછળથી કહેતા કે કેટલાંક કામજ એવાં કપરાં હોય છે કે તે કરવ નો વિચાર કરવાની પણ આપણી હીંમત ચાલતી નથી. મારા મિત્રના હસ્તાક્ષરો ઉકેલવાનું કાર્ય એવુંજ હતું. થોડાંક વિરામચિહ્નો, કેટલીક આ- કૃતિઓ ને ગુજરાતી લિપિઃ આટલાં સાધનો વડે માત્ર એક હાથથી એક મનુષ્ય કાગળના નાનકડા ટુકડા પર આટઆટલું અંધેર, આટઆટલી અવ્યવસ્થા, આટઆટલો પરિગ્રહ, આટઆટલો જુલમ ચલાવી શકે એ લગભગ મનાય નહીં એવી વાત છે.

"કેમ, આ પાછું મુકી કેમ દીધું ?" મારા મિત્રે પુછ્યું.

"ઇંગ્લંડના એક જાણીતા અમીરે–"

"અરે ! જાણીતા અમીરનું અહીં શું કામ છે ? તમે તમારે આપણીજ વાત કરોની."

"ઇંગ્લંડના એક જાણીતા અમીરે–"

"ઇંગ્લંડના કોઇ જાણીતા અમીર વાશે હું કૈં પણ જાણવા આવ્યો નથી. હું તો મારી આ વાર્તા વંચાવવા આવ્યો છું. તમારે એ વાંચવી છે કે નહીં ?"

"ઇંગ્લંડના એક જાણીતા અમીરે–"

"તમારે જો ઇંગ્લંડના જાણીતા અમીરનીજ વાત કર્યા કરવી હોય તો હું ચાલ્યો જાઉં છું."

"ઇંગ્લંડના એક જાણીતા અમીરે–"

"હા, બોલો, બોલો ! ઇંગ્લંડના એક 'જાણીતા' અમીરે શું કીધું ? કયારે કીધું ? કેમ કીધું ? એ સૌ જાણવાને હું બહુ આતુર છું. હું એટલા માટેજ જીવું છું. બોલો ઇંગ્લંડના એક 'જાણીતા' અમીરે શું કીધું ?"

"તમે જ્યારે આટલો ઉત્સાહ દર્શાવો છો ત્યારે કહું છું. ઇંગ્લંડના એક જાણીતા અમીરે પોતાનાં કાવ્યોની હસ્તલિખિત પ્રત, એને ઉછેરી- ને મોટો કરનાર આયાને વાંચવા આપી. તેણે એ પ્રત આમતેમ ઉથલાવીને કહ્યું: "હજી તમારી નાનપણની ટેવ ગઇ નહીં! કેટલા બધા સુંદર કાગળો તમે બગાડ્યા છે ! તમે નાના હતા ત્યારે કાગળ પર લીસોટા કાઢયા, તે જોઇને અમે બધાં હસતાં હતાં. પણ હવે, આટલી ઉમ્મરે પણ એવું કરો તે ઠીક કહેવાય નહીં—"

'હં. પછી પેલા 'જાણીતા' અમીરે શું કહ્યું ? તેનો પેલી આયાએ શો જવાબ દીધો ? એ જવાબનો વળી પાછો પ્રત્યુત્તર પેલા 'જાણીતા' અમીરે શો વાળ્યો ? કહો, કહો, બધું કહો.'

"તે બધાનું અહીં કૈં પ્રયોજન નથી–"

"ત્યારે આટલાનું પણ હતું ખરું ?"

"હા. એ આયાએ અમીરને જે જવાબ દીધો તેજ જવાબ મારે તમને પણ દેવાનો છે."

"એટલે તમે શું એમ કહેવા માંગો છો કે મેં પણ માત્ર કાગળોજ બગાડયા છે ?'

"એમ કહેવા માંગું છું એટલુંજ નહીં, પણ એમ કહું છું પણ ખરો. તમે માત્ર કાગળો- જ બગાડયા છે."

"જરા પણ વાંચ્યા વગર આવો અભિપ્રાય આપો છો તે તમારી બુદ્ધિ પણ પેલી આયા જેવીજ હોવી જોઇએ–એનાથી પણ ઓછી એનાથી તો કદાચ વંચાતું નથી.

"મારે માટે પણ તમારા હસ્તાક્ષરોની બાબતમાં તો એમજ છે. મારાથી તમારું લખાણ વંચાતું નથી."

"અરે ! ત્યારે એમ કહોની. લો, હું વાંચી સંભળાવું."

" આટલું બધું વાંચતાં પાર ક્યારે આવશે! એક કામ કરોની. તમે વાર્તાનું વસ્તુ શી રીતે કર્યો છે તે સંક્ષેપમાં વર્ણવો એટલે હું બધું સમજી જઇશ."

એઓ કબુલ થયા. અને વાર્તાનો સારાંશ એમણે કહેવા માંડયો. એમાં દર્શક સર્વનામો ખાસ કરીને ' પેલો, ' ' પેલી ' ને ' પેલું '—નો એમણે જેવો ને જેટલો ઉપયોગ કર્યો હતો, તેવો ને તેટલો ઉપયોગ એ શબ્દોનો કોઇએ કર્યો નહીં હોય. વૈયાકરણો કહે છે કે સર્વ દર્શક સર્વનામો તથા વિશેષણો અમુક નિશ્ચિત વસ્તુનો નિર્દેશ કરે છે. લગભગ એમનાજ શબ્દોમાં હું એ વાર્તાનો સારાંશ આપું છું ને જગતભરના વૈયાકરણોને એમાં વપરાએલાં દર્શક સર્વનામો તથા વિશેષણો કઇ નિશ્ચિત વસ્તુનો નિર્દેશ કરે છે તેનો નિશ્ચય કરવાનું જાહેર આહ્વાન કરું છું.

"એક જાણે વાર્તાનો નાયક, બીજી નાયિકા હવે પેલો હતો—"

" પેલો કોણ ?"

" કેમ, પેલો નાયક. તે પેલી જોડે—

" પેલી કોણ ?"

" કેમ, પેલી નાયિકા. "

"હા, હા. પેલો એટલે નાયક ને પેલી એટલે નાયિકા. વારુ, પછી ?"

" પછી પેલો પેલી જોડે પ્રેમમાં પડયો, તેમાં પેલાને વાંધો હતો. "

" ઉભા રહો. નાયક નાયિકા સાથે પ્રેમમાં પડયો એ બરાબર પણ તેમાં નાયકને પોતાનેજ વાંધો શી રીતે હોય શકે ?"

" નાયકને નહીં. પેલાને—એના બાપને. પણ પેલાનો દોસ્તદાર હતો તેની ઇચ્છા એવી હતી કે પેલાના પેલા વાંધાની જરાપણ દરકાર કર્યા વગર પેલાને ને પેલીને પરણાવી દેવાં. પણ એ કૈં એમ કબુલ કરે ખરો ? એણે આને ચોખ્ખું કહી દીધું કે એ નહીં બને. હવે પહેલાં બન્યું હતું એવું કે પેલાનો બાપ, પેલાનો જન્મ થયો તે પહેલાં પેલાની માતા સાથે પ્રેમમાં પડયો હતો. "

" એટલે છોકરાનો જન્મ થયો તે પહેલાંનો પેલાના બાપનો પેલાની મા—એટલે પોતાની પત્ની માટે પ્રેમ હતો ? "

" ઉંહું, એમ નહીં. પેલાની મા તે પેલાની મા નહીં !"

" એની તે કોઇથી નાં કહેવાય ? પેલાની મા તે પેલાની મા કોઇ પણ દિવસ હોય શકે ખરી ? કોઇની હીંમત છે કે પેલાની મા તે પેલાની જ મા એમ કહી શકે ? વારુ, પછી ?"

" પછી પેલું ખુન થયું હતું કેની—

" ખુન ? કયું ખુન ? તમારી સામે સુથાર રહેતો હતો તેના ખુનની વાત કરો છો ?"

" ના, ના. હું તો આ વાતમાંના ખુન વીશે કહું છું. પેલો ખુની પેલે ઠેકાણે સંતાયો હતો ......તમે સમજ્યા ?"

"હા; પેલો ખુની પેલે ઠેકાણે સંતાયો હતો."

"તેની પેલાને ખબર હતી. એણે એને કહ્યું કે આનો કૈં ઘાટ ગોઠવી આપે તો હું તને આમાંથી છોડાવું. એણે કહ્યું કે એ બધા જાણે તો ? એટલે એણે એને યુક્તિ કરવાનું કહ્યું. હવે જે પેલો હતો તેને પેલીની એક સખી સાથે ઓળખાણ હતું. એટલે એને પેલાની પેલી યુક્તિ ની પેલી પાસેથી ખબર પડી ગઇ. આથી પેલાએ જે કહ્યું હતું તે પેલાની જાણમાં આવી ગયું. એટલે પેલું થાય શી રીતે એટલે પેલું રીતે ! ......નહીં સમજ્યા ! "

" સમજ્યો બરાબર. પેલાનું પેલું પેલાની જાણમાં આવી ગયું એટલે પેલું થાય શી રીતે ?"

" હવે જે પેલો ખુની હતો તે પેલાનો છોકરો હતો પણ તેની પેલીનેજ ખબર હતી -

પેલાને નહીં; પણ પેલી પેલીને નહીં......તમે કૈં બરાબર સમજ્યા હો એમ લાગતું નથી."

"નહીં, બરાબર ન સમજાયું."

"કેમ? પેલાને ને પેલીને ખબર નહીં કે પેલો પેલાનો છોકરો હતો; પણ પેલી ને પેલો એ વાત જાણતાં હતાં."

"હાં, બરાબર. પછી?"

"પછી પેલાએ પેલા ઠેકાણે બોલાવ્યા ને પેલાં બધાંને પણ ત્યાં બોલાવ્યાં ને પેલી વાત કહી દીધી.........નહીં સમજાયું?"

હું માનું છું કે સામાન્ય રીતે મારી સાથે વાત કરનારને હું 'ડફોળ' લાગતો નથી. હું 'ડફોળ' હોઇશ તોએ બીજાના મન પર એવી છાપ ક્વચિતજ પાડુ છું. પરંતુ આ મારા વાર્તાકાર મિત્રની આગળ પા કલાકમાં, આખી જીંદગીમાં કોઇની આગળ નહીં દેખાયો હોઉં, એટલી વાર 'ડફોળ' દેખાયો હોઇશ એમ ધારું છું, છતાં બધું સમજું છું એવો ડોળ રાખી મેં કહ્યુ, 'ના, ના. બધું સમજાય છે. તમે આવી સારી રીતે કહો છો ને સમજાય નહીં?'

"પછી પેલાએ તો પેલી વાત બધાંને કહી દીધી. ને પેલા ખુનીએ પણ પેલાને કહ્યું કે તમે પેલાને પેલીને પરણાવશો નહીં તો હું પેલા ન્યાયાધીશ આગળ બધી વાત જાહેર કરી દઇશ. ભલે હું ફાંસીએ જઇશ. પણ તમારી આબરુ તો જશે!' એટલે આખરે પેલાને પેલાને ને પેલીને પરણાવવાં પડ્યાં. ને પેલાના પ્રયાસથી પેલો ખુની પણ છુટી ગયો ને આખી જીંદગી સુધી પેલા કામનો પસ્તાવો કરી જીવન સુધારી નાખ્યું. કેમ વસ્તુ કેવું છે?"

"બહુજ સુંદર છે. જરુર તમે છપાવો."

"પણ એનું નામ શું રાખવું? તમે કૈં સૂચવોની..."

"પેલાનું નામ શીર્ષક તરીકે રાખો."

"હા, એ ઠીક પડશે."

"અથવા પેલીનું નામ રાખો તો?"

"એ પણ કૈં ખોટું નથી."

"નહીં તો પેલુંજ નામ રાખો."

"હા, એ સૌથી સરસ લાગશે."

"અથવા પેલો, પેલી ને પેલું ત્રણેનું નામ મુકો તો કેવું?"

"એ બધા કરતાં સરસ. એજ રાખીશ." એમ કહી પ્રસન્ન વદને એમણે વદાય લીધી.

એ વાર્તા જેમ બને તેમ જલદી છપાય એવી મારી ઇચ્છા છે. એ વાર્તા છપાશે નહીં ત્યાં સુધી 'પેલો' 'પેલી' ને 'પેલુ' મારા મગજમાંથી જવાનાં નથી.

તા. ૫-૫-૨૮

આજે એક હાસ્યરસનું પુસ્તક વાંચ્યું. વાંચી રહ્યા પછી લેખકના કહેવા પરથી માલમ પડ્યું કે એ પુસ્તક હાસ્યરસનું હતું!

હું નાનો હતો ત્યારે રસ્તા પરથી પસાર થતી મોટરો જોવામાં મને બહુ મઝા પડતી. મારા બે ત્રણ બાલમિત્રોને લઇને ગોખમાં બેસીને આખો દહાડો મોટરો પસાર થતી જોતો. અમારો રીવાજ એવો હતો કે કદાચ અમારામાંથી એકાદ જણ ઘરમાં અંદર હોય ને આઘેથી મોટર આવતી દેખાય તો તેને બુમ પાડીને બોલાવવો. કેટલીક વખત હું અંદર હોઉં ત્યારે મોટર પસાર થઇ ગયા પછી મને ખબર કરવામાં આવતી. એ વેળા મને જેવી ચીઢ ચઢતી તેવીજ આજે એ પુસ્તકના લેખક પર ચઢે છે.

આખી નદી તરી જઇને તરસ્યા રહેવું પડે એનો શો અર્થ? હાસ્યરસનાં દોઢસો પૃષ્ઠો મારી આંખ આગળથી પસાર થઇ ગયા છતાં મારા મુખ પર એક પણ સ્મિતની રેખા ન આવી! લેખકે જો પુસ્તકના મુખપૃષ્ઠ પરજ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૬૩]



# એક યુવકની આત્મકથા

## અથવા

## હીંદુ સમાજની પામરતા

સંપાદક :

રા. રાવજીભાઈ જોરાભાઇ પટેલ

---

અષાડ મહીનાની એક સાંજે ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. દેડકાં અને તમરાંના અવાજથી દશે દિશા ગુંજી રહી હતી. મારી ઓસરીમાં ફાનસ સળગાવીને હું બેઠો હતો; તેવે વખતે મારો મિત્ર અબ્દુલ હમીર આવી પહોચ્યો. જે નીશાળમાં હું શિક્ષક હતો, તેજ નીશાળમાં તે પણ શિક્ષક હતો. હું હતો શુદ્ધ બ્રાહ્મણ, અને અબ્દુલ હમીર હતો ધર્મચુસ્ત મુસલમાન. છતાં પણ અમારી વચ્ચે ગાઢ સ્નેહ હતો. અબ્દુલ હમીર હતો પાયજામો પહેરનાર, અને હું હતો ઢીલું ધોતીયું પહેરવાવાળો, ગળામાં દુપટ્ટો નાખવાવાળો ત્રિપુંડ્રધારી આસ્તિક બ્રાહ્મણ. પણ કપડાંના આ ભિન્ન પહેરવેશથી અમારા બંનેના સ્નેહ-ભાવમાં રહેજ પણ ઉણપ આવી નહોતી. જો કે અબ્દુલ હમીર પોતાના ધર્મનો સંપૂર્ણ જ્ઞાતા હતો; તો પણ તે કટ્ટર મુસલમાન નહોતો. હીંદુ ધર્મ પર તેને તિરસ્કાર નહોતો, એટલુંજ નહીં પણ રામાયણ અને મહાભારત વાંચવાનો તેને બહુ શોખ હતો. સંસ્કૃત ભાષા પર તો તેને અત્યંત પ્રેમ હતો. તેના આવા આચરણથી મારી તેના પ્રત્યેજ નહીં, પણ ઇસ્લામ ધર્મ પ્રત્યે પણ શ્રધ્ધા વધવા લાગી. હું મનમાંજ કહેતો હતો કે "અહા! કેવો પવિત્ર મુસલામાન છે? જો દેશમાં આવા મુસલમાનો અધિક પ્રમાણમાં વસતા હોત, તો આ દેશ ક્યારનોએ સ્વર્ગ બની ગયો હોત." ટુંકામાં અબ્દુલ હમીરને જોતાંજ હું પ્રસન્ન થઇ જતો, અને મારો જીવ શાંત થતો. શાળાના બીજા હીંદુ શિક્ષકો અમને જોઇને મશ્કરી કરતા અને કહેતા "હીંદુ-મુસલીમ ઐક્યનો આ કેવો સુંદર નમુનો છે?" તેમની મશ્કરીની અમારા ઉપર જરાએ અસર નહોતી થતી. ઉલટો અમારા પવિત્ર મિલનનો અમને ગર્વ રહેતો.

હમીરને જોતાંજ આનંદમાં આવી જઇ મેં કહ્યું: "જનાબ, આકાશ વાદળાંથી ઘેરાએલું છે. આખા દિવસથી વરસાદ પડ્યા કરે છે; રસ્તા કીચડથી લથબથ થઇ ગયા છે, છતાં આપ ઘરથી નીકળ્યા. બહુ મહેરબાની કરી!"

"શું કરું ભાઇ, એકલા ઘેર ન ગોઠયું. તારા પ્રેમે મને ખેંચી આણ્યો. વિચાર કર્યો, ઘડીભર તારી પાસે બેસીશ. જે સમય આનંદ-માં ગયો તે ખરો." આમ કહેતાં કહેતાં

હમીરખાં મારી સામે પડેલી ખુરશી પર બેઠો.

આજે નિશાળમાં શિક્ષકોએ અમારી આ મિત્રતા પર કેટલાંએ કટાક્ષબાણુ માર્યા હતાં, અને તે સર્વે મારા સ્મૃતિપટ પર હતાં. બેસતાં જ હમીરખાંને મેં કહ્યું: "ભાઇ, આપણી આ મિત્રતા લોકોની આંખોમાં શુળની માફક ખુંચે છે. દુનીઆમાં આટલા બધા લોકો વસે છે; છતાં હું તારી સાથે કેમ મિત્રતા બાંધી બેઠો છું? મને લાગે છે કે પૂર્વજન્મમાં આપણે બંને સગા ભાઇઓ હોવા જોઇએ. નહીં તો આપણી વચ્ચે આવો ગાઢ પ્રેમ કેની રીતે હોય? કેમ ખરું ને?"

હમીરે હસીને કહ્યું: "સંભવ છે એમ પણ હોય."

હું ખડખડાટ હસી પડયો, અને બોલ્યો: "તમે લોકો તો પૂનર્જન્મને માનતાજ નથી, અને આજ સંભવ છે એ કેવું?"

"ભાઇ એમાં સંભવ અસંભવનો સવાલજ કયાં રહે છે? મારા ને તારા વિચાર મળતા છે, મારો તારી ઉપર સ્નેહ છે; અને તેં પણ મને તારા હૃદયમાં સ્થાન આપ્યું છે. પછી લોકો બળે તો ભલે બળતા." આટલું કહેતાં કહેતાં હમીરખાંનું મોં ઉતરી ગયું.

આ જોઇને મારા હૃદયમાં દુઃખ થયું. મેં તેને પ્રેમપૂર્ણ સ્વરે કહ્યું: "ભાઇ, તને દુઃખ લાગે એવી કોઇ વાત મેં કહી નથી. શું મારી ખરી વાતોથી તને ખોટું લાગ્યું?"

"તારી વાતોથી તે ખોટું લગાડવાનું હોય? કે નહી. એમજ પાછલી વાતો યાદ આવી ગઇ. હાય! મારા તે દિવસ નથી. નહીં તો આપણી આ પવિત્ર મિત્રતાની મજાક લોકો શું કરે!" આમ કહેતાં કહેતાં, તેની આંખો આંસુથી ભરાઇ ગઇ, ગળું રુંધાઇ ગયું. તેની આ દશા જોઇને હું ગભરાઇ ગયો. ખુરશી જરા તેની પાસે ખેંચીને સહાનુભૂતિપુર્ણ સ્વરે મેં કહ્યું: "ભાઇ, વાત શું છે; તે તો કહે? આટલો દુઃખી કેમ જણાય છે? પહેલાં તારા દિવસો કેવા હતા! તારા શબ્દોએ મને મુંઝવણમાં નાખ્યો છે. કહે, તારા જીવનનું દર્દ કહે!"

ઓશરીમાં શાંતિ પથરાઇ હતી. હમીર વિચારોમાં લીન હતો, હું એકી ટસે તેના મોં તરફ જોઇ રહ્યો હતો. ક્ષણે ક્ષણે તેના મોંઢાના ભાવ બદલાતા હતા. થોડા વખતમાં શાંતિનો ભંગ કરીને હમીર કહેવા લાગ્યો: "ભાઇ, આ પરદેશમાં તારા સીવાય મારું કોણ બેલી છે? મિત્ર કહું તોએ તું, અને હિતસ્વી કહું તોએ તું. મારા આકુળ હૃદયનું દુઃખ તને નહીં કહું તો કોને કહીશ? અહા! તે દિવસો કેવા હતા! તે દિવસોમાં હું કેવો હતો, હવે કેવો થઇ ગયો છું! તે દિવસોની યાદ આવતાંજ મારા રોમે રોમમાં દુઃખનો દાવાનળ સળગી ઉઠે છે. અને ભાઇ, ખોટું ન લગાડતો, મનમાં થાય છે કે તમારા આ ભીષણ અને નર્ક સમા હીંદુ સમાજને કચડી નાખું."

ખરેખર હમીરનું મોં રુદ્રમૂર્તિ સમ બની ગયું હતું. અને આંખો અંગારાની માફક લાલ થઇ ગઇ હતી. આ જોઇને તેની પીઠ ઉપર હાથ ફેરવી કોમળ સ્વરે મેં કહ્યું: "ભાઇ, તું આમ ખીજવાઇ કેમ ગયો છે? હીંદુ સમાજે તારા ઉપર શું જુલમ ગુજાર્યો છે? કહેતો ખરો, હું પણ સાંભળું."

"હીંદુ સમાજના જુલમનું તું પુછે છે? હીંદુ સમાજ જેટલો જુલમ ન કરે તેટલો ઓછો છે. તે પોતાનાંજ બાળકોને ગળે છરી ફેરવે છે. આનાથી બીજો જુલમ શું હોય? આવો જુલમ દુનીઆમાં બીજું કોણ કરે છે? અહા! તે વાતો યાદ કરવાથી આજે પણ

હૃદયમાં ભયંકર તોફાન ઉઠે છે. પણ નહીં, તે બધી વાતો તને કહીને આજે તે તોફાનનો વેગ હું ઓછો કરીશ. હૃદયનો ભાર હલકો કરીશ."

"ભાઇ તું જાણે છે કે હું મુસલમાન છું–કટ્ટર મુસલમાન છું! હા, હું મુસલમાન છું. પણ મને મુસલમાન કોણે બનાવ્યો તે તું જાણે છે? તારા હીંદુ સમાજેજ મને કટ્ટર મુસલમાન બનાવ્યો છે. હું તે પાપી સમાજનો એક અભાગી પુત્ર છું. એક કુલીન બ્રાહ્મણને ત્યાં મેં જન્મ લીધો હતો. પણ તે સમાજે મને પોતાને નિર્દય હાથેજ મૃત્યુના મુખમાં ધકેલી દીધો. જ્યારે મને કોઇની સહાયતા ન મળી, ત્યારે હું મુસલમાન જમાતમાં જઇ પહોંચ્યો. અને આજ આ રૂપે તારી સામે બેઠો છું. અહા! તે કથા બહુ હૃદય-વેધક છે. મહેરબાની કરીને મારી આ કથા બીજા કોઇને કહીશ ના. નહીં તો લોકોની નજરે હું નીચો પડીશ."

હમીરનું કથન સાંભળીને હું આભોજ બની ગયો, આશ્ચર્યચકિત થઇને તેની સામે જોઇ રહ્યો. ધીરેથી મેં તેને કહ્યું: "શું તું જન્મથી બ્રાહ્મણ છે! પછી મુસલમાન કેવી રીતે થઇ ગયો?"

હવે હમીરનો ક્રોધ શાંત થતો જતો હતો, અને મોઢા ઉપર એક પ્રકારની કોમળતા પ્રકટવા લાગી હતી. નરમાશથી તે બોલ્યો: "તેજ હું કહું છું! મારી આત્મ-કથા દુઃખ ઉપજાવે તેવી છે. તે સાંભળવાથી તને લાભ તો કંઇજ નહીં થાય, ફક્ત એટલું અવશ્ય સમજાશે કે હીંદુ સમાજ કેવી રીતે પોતાને હાથે પોતાના પગ ઉપર કુહાડી મારી રહ્યો છે. ઠીક, તો ધ્યાન દઇને સાંભળ."

"મારી જન્મભૂમિ કયી છે, તેનું નામ અને મારા પિતાનું નામ હું નહીં કહું; કારણ કે હવે એ વિષેની ચર્ચા કરવામાં કંઇ સાર નથી. ફક્ત એટલુંજ કહીશ, કે મારા પિતા એક કુલીન અને ધર્મનિષ્ટ બ્રાહ્મણ હતા; ઘરના સુખી હતા, જમીન, જાગીરી, મકાન ખેતીવાડી વગેરે સર્વ કંઇ હતું. યજમાનવૃત્તિની પણ સારી આવક. ન્યાત જાતમાં તેમનું માન-પાન સારું હતું. તે પોતાના પરિવાર સાથે શહેરમાંજ રહેતા હતા. માસ છ માસે ખેતીવાડી જોવા ગામ પર જઇ આવતા હતા. જો કે તે જુના વિચારના માણસ હતા તો પણ સતત શહેરમાં રહેવાથી વર્તમાન પરિસ્થિતિનો તેમના પર પુરો પ્રભાવ પડયો હતો. પરિણામે તે પ્રાચીનતાના પક્ષપાતી હોવા છતાં પણ નવી જાતનો વિશેષ વિરોધ કરતા નહોતા. પરંતુ કાર્ય પ્રસંગે તે જુના રીવાજ પ્રમાણેજ ચાલતા. સમાજનો તેમને બહુ ડર રહેતો હતો. પોતાનું નાક કાન સાબુત રાખવાના વિચારથી સમાજની ઉચિત અનુચિત સર્વ પ્રણાલિઓનું તે સમર્થન કરતા હતા, અને ચાલતા પણ તેને અનુસરીનેજ.

"હું મારા પિતાનો ત્રીજો પુત્ર હતો. મારાથી મોટા બીજા બે હતા. તેમાં મોટાભાઇ ખેતીવાડીની દેખરેખ રાખતા હતા, અને વચટ ભાઇએ યજમાનવૃત્તિ પસંદ કરી હતી. પણ મારી ઇચ્છા ઇંગ્રેજી ભણવા તરફ હતી જ્યારે ગુજરાતી પૂરું કરીને ઇંગ્રેજી ભણવાનો વિચાર મેં જણાવ્યો, ત્યારે પિતાજી વિચારમાં પડી ગયા. પહેલાં તો હા, ના, કરવા લાગ્યા, પણ માતા અને ભાઇઓના કહેવાથી માની ગયા. ઇંગ્રેજી ભણવું મેં શરુ કર્યું. અને તેમાં મારી હોંશીઆરી જોઇને પિતાજી બહુજ ખુશી થઇ ગયા. અને કહેવા લાગ્યા:—' ચાલો! ઇંગ્રેજી ભણીને સારી નોકરી મળશે, તો ઘરનું તો નામ કાઢશે!'

"જે વર્ષે હું મેટ્રીકમાં આવ્યો, તેજ વર્ષે મારું લગ્ન થઇ ગયું. લગ્ન બહુ ધામધુમથી

થયું. કન્યાનો બાપ પણ શ્રીમંત હતો, દશ બાર ગામનો તે જાગીરદાર હતો; મહા મહેનતે મારા જેવો વર તે મેળવી શક્યો હતો. તેનો દૃઢ વિશ્વાસ હતો કે, મારી સાથે તેની પુત્રી સુખમાંજ રહેશે. અને જ્યારે હું ઇંગ્રેજી ભણીને મોટો સાહેબ બની જઇશ, ત્યારે તો પોતાનું ગૌરવ અને માન ખુબ વધી જશે. આવી મિથ્યા લાલસાનો તે બીચારો એક પ્રકારે બલિદાન બન્યો હતો. લગ્નમાં તેણે છુટ્ટે હાથે ખર્ચ કર્યું હતું. અને દીકરીના નામે મારા પિતાને પુષ્કળ પરણુ પણ આપી હતી.

" મારી પ્રિય પત્ની સાસરે આવી. જ્યાં નહોતું તેનું કોઇ સગું, કે નહોતું તેની ઉપર કોઇ મમતા કરનારું. મારી પત્ની મારાથી ચાર વર્ષે નાની હતી. યૌવનાવસ્થામાં તેણે પ્રવેશ કરવા માંડ્યો હતો. તેનું મુખ ગુલાબ કળીની માફક ખીલી ઉઠયું હતુ. અને સ્ત્રી સુલભ લજ્જા, કોમળતા અને ભોળપણે તેના મુખતીની શોભા સોગણી વધારી મુકી હતી. તે કેટલી ગંભીર, કેટલી બુદ્ધિશાળી અને કેટલી પતિપરાયણા હતી ! ગુરુજનોની કેટલી આજ્ઞાધારિણી હતી ! તેના સદ્‌ગુણોની યાદ આજ પણ મને વ્યાકુળ બનાવે છે, મન અને જીવ બેચેન બની જાય છે.

" પત્નીના નિર્મળ પ્રેમ અને સતત સેવાથી મારો ચાહ તેના તરફ વધવા માંડ્યો; તે એટલે સુધી કે તે લક્ષ્મી ઉપર હું પ્રાણ પાથરવા લાગ્યો. અમારા બંનેના દિવસો આનંદમાં જવા લાગ્યા. પણ તેજ વખતથી અમારા સુખાકાશમાં દુ:ખના ધૂમકેતુના ઉદયની શરુઆત થઇ. અમારો પ્રેમ નવો નવો હતો, જીવન ઉમંગોથી ભરપુર હતું; એટલે દુ:ખના તે ધૂમકેતુની અમે ઉપેક્ષા કરી. અહા ! મનુષ્ય જીવનમાં કોઇ કોઇ વખતે એવી ગંભીર ભુલો થઇ જાય છે, કે જે ભવિષ્યના જીવનની સુમધુર કલ્પનામાં પોતાનું વર્તમાન, ભવિષ્ય અને જીવન સુદ્ધાં સર્વસ્વ નષ્ટ કરી દે છે. દુ:ખના તે ધૂમકેતુને જોઇને જો તે વખતેજ મેં મારા કર્તવ્યનો ભલી રીતે વિચાર કરી લીધો હોત, તો પ્રેમની તે દેવીને માટે હંમેશના હાથ ધોઇ બેસવાનો પ્રસંગ આજે ન આવ્યો હોત. અને જન્મભૂમિને છેલ્લટના પ્રણામ કરીને ધર્મભ્રષ્ટ થઇ આ પ્રકારે તારી સામે હું ન બેઠો હોત.

" હીંદુ સમાજ નૈતિક આદર્શમાં બહુ નીચો પડેલો છે. અને કેટલીક સામાજિક દુષ્ટ પ્રથાઓ એવી તો ઘર કરી બેઠી છે, કે ચાહે હીંદુ હો, મુસલમાન હો, યા જૈન, ગમે તે જાતિ હો, પણ સર્વમાં એકજ સ્વરૂપે તમને દેખાશે. પહેલાં તો અમારાં માતા પિતાને એક બે વાતોનો બહુ મોહ હોય છે. ઘરમાં કયારે નવી વહુ આવે, અને ઘરને દીપાવે. પણ એ મોહ, ઘરમાં નવી વહુનાં પગલાં નથી પડયાં હોતાં, ત્યાં સુધીજ રહે છે. વહુ ઘરમાં આવતાંજ સાસુની પ્રસન્નતા, ખિન્નતામાં ફેરવાઇ જાય છે. જે સાસુનું કર્તવ્ય વહુને દીકરી બરાબર સમજવાનું છે, જે નણંદનું કર્તવ્ય ભોજાઇને બહેન સમાન ગણવાનું છે; તેજ સાસુ વહુની અને નણંદ ભોજાઇની દુશ્મન બની જાય છે. એટલુંજ નહીં, પણ જો કદિ દીકરો વહુની સાથે પ્રેમથી વર્તતો હોય, તો તે તેમની આંખોમાં ખટકે છે. વહુના આવતા પહેલાં દીકરાની ગાળોને બાળ-લીલા સમજનારી માતાને મન વહુના આવ્યા પછી દીકરાની સેવા પણ ઝેર સમાન લાગે છે. વહુ દીકરાના પ્રેમની બરદાશ તેઓ નથી કરી શકતાં, તેમનો ખ્યાલ એવો હોય છે કે જે દીકરો આજ અમારો હતો; જેના ઉપર અમારોજ અધિકાર હતો તે હવે બીજાનો થઇ ગયો છે, તેના ઉપર બીજાએ અધિકાર જમાવ્યો છે. દીકરાનું ભલું થવા માટે પરમાત્માને તે પ્રાર્થના કરે છે, પણ જ્યારે

દીકરો તેની પાસે બેસીને મીઠી મીઠી વાતો કરે છે; ત્યારે તે મોં મરડી બેસે છે. પરિણામે હૃદયથી તે દીકરાને પોતાના તરફ ખેંચવા પ્રયત્ન કરે છે, પણ પ્રબળ આકર્ષણથી તે વહુની તરફજ

મુકાબલો કરવો પડયો, પણ તેમાં મેં બેપરવાઇ બતાવી; તેથી હું પરાજીત થયો, અને પવિત્ર પ્રેમ–રાજ્યથી હાથ ધોઇ બેઠો.

"મને ધર્મપત્ની મળી હતી, ગૃહલક્ષ્મી



હીંદુ સમાજના જુલમનું તું પુછે છે?

ખેંચાય છે. અને મા દીકરા વચ્ચેનું અંતર દિવસે દિવસે વધતુંજ રહે છે, તથા ઘર કજીયાનું કેંદ્ર બની જાય. મારે પણ આ પરિસ્થિતિનો

મળી હતી, પ્રેમની દેવી મળી હતી. પણ તેથી શું? ઘરવાળાઓને તો એક દાસી મળી હતી; અને એવી દાસી મળી હતી, કે જેનું મૂલ્ય ન-

હોતું ખર્ચવું પડયું; ઉલટું તેજ પોતાની સાથે અઢળક ધન લઇને આવી હતી. મારી પ્યારી પત્ની આવી ને થોડાએ દિવસ નહીં રહી હોય, ત્યાં તો તે બીચારી ઉપર ઘરનો બધો ભાર નાખવામાં આવ્યો. માતાએ તો પહેલેથીજ ઘરનું કામકાજ કરવાનું નેવે મુકયું હતું, હવે ભોજાઇઓનું પણ ચઢી વાગ્યું. મોટી ભોજાઇને માથાનું હંમેશનું દર્દ લાગું પડયું, અને વચટ તાવના દર્દથી પીડાવા લાગી. આ દશામાં ઘરનું કામકાજ કોણ સંભાળે? મારી પત્ની બધાથી નાની હતી, મોટેરાંની સેવા કરવી એ તેનો પરમ ધર્મ હતો. ઘરમાં જે બાઇ. નોકર હતી, તેને પણ મારી પત્નીના આવ્યા પછી રજા આપવામાં આવી હતી. એટલે કે તેને નોકરડીથી પણ કઠણ કામ સોંપવામાં આવ્યું હતું. કેમકે તે ઘરની વહુ હતી ને? બીચારી બે ઘડી રાત હોય ત્યારથી ઘરકામમાં જોડાતી, અને આખો દિવસ સતત કામ કર્યા પછી, મહા મુશીબને રાતના અગીઆર વાગ્યે છુટતી. પોતાને હાથેજ દળી, ખાંડી રસોઇ બનાવીને તે બધાંને જમાડતી; તથા વાસણ પણ હાથેજ માંજતી હતી. સાસુ તથા બંને જેઠાણીઓનાં કપડાં સુદ્ધાં તેને ધોવાં પડતાં, અને તેમના પરચુટણ કામનો ભાર પણ તેનેજ માથે હતો.

"આ ઉપરાંત ઘરમાં તેની સાથે બેસીનેએ મીઠી વાતો કરવાવાળું કોઇ નહોતું, ઉલટું સર્વ કોઇ તેને ધમકાવવા તૈયાર થઇ જતુ માતા પણ પોતાની બે મોટી વહુઓનોજ પક્ષ લેતી હતી. કેમકે મારી પત્નીથી તે મોટી હતી; અને તેની પાસેથી સેવા લેવાનો તેમને અધિકાર હતો. જો કદિ તેની તબીઅત બગડતી તો તે કામ નહીં કરવાનું બહાનું ગણાતું. તે સર્વથી નાની હતી ને? ભોજાઇઓ મજાકમાં મને કહેતી કે—'દીએરજી, તાહોં સાહેબને કૈં બહુ રાંખવી મુકયું છે. કામ કરતાં તો તેમની છાતી ફાટી જાય છે; જ્યારે અત્યારથીજ તેમની આ દશા છે, તો પછી ભવિષ્યમાં તમારું ઘર કેમ ચાલશે? સ્ત્રી જાતને આટલી માથે ચઢાવવી ઠીક નથી. અમે તો તમારા ભલાને માટે કહીએ છીએ, બાકી તમે જાણો ને તમારું કામ જાણે.' માતા પણ કહેતી કે દીકરા તે સાચુંજ કહે છે. તારી વહુ આખા દિવસમાં જેટલું કામ કરે છે, તેટલું તો જ્યારે હું તેની ઉંમરની હતી; ત્યારે વાતો કરતાં કરતાં કરી નાખતી હતી. તું કૈં કહેતો નથી, તેથીજ તે આવડી ફાટી છે. આવી સ્ત્રી તો મેં કોઇ જોઇ નથી, જ્યારે જુઓ ત્યારે પોતાનું શરીરજ જોયા કરે. કોઇ કોઇ વખત ધોલ ધપટ કરતો રહે, તો કૈંક સીધે રસ્તે ચાલવાની ટેવ પડે.

"હું સાંભળતો બધાનું પણ કરતો મારા મનનું, એથી કરીને ઘરનો સ્ત્રીવર્ગ મારા પર નારાજ રહેતો. અને કહેતો કે, વહુએ એને પોતાનો કરી લીધો છે. જાદું કર્યું છે જાદુ! અને તેથી તેની પાસે ચું કે ચાં કરી શકતો નથી. તેમની વાતો સાંભળીને મને હસવું આવતું. તેમની ઇચ્છા એવી હતી, કે હું મારી પત્નીને મારું. પણ પોતાની ઇચ્છા બર નથી આવતી જાણીને, તેઓ મારા ઉપર ખુબ કઢાપો કરતી હતી. સ્ત્રીને જો પતિનો પ્રેમ પ્રાપ્ત હોય છે, તો તે સર્વ કૈં સહન કરી શકે છે; પછી જોઇએ તો ઘરના માણસો તેનો ગમે તેટલો તિરસ્કાર કરે, અને મરજીમાં આવે તેટલું દુઃખ દે; તેની તે પરવા કરતી નથી. પણ પતિ જો તેનો સહેજે તિરસ્કાર કરે તો. તે તેનાથી સહન થઇ શકતો નથી; તેના રોમે રોમમાં દુઃખની વેદના ઉઠે છે. જ્યારે રાત્રે તે મારી પાસે આવતી, ત્યારેજ તેનું મધુર મુખ હું જોવા પામતો. અને તેના મુખ ઉપર પ્રસન્નતાની ઝલક જોઇ શકતો. જો કદિ હું તેને અમસ્તો

પણ ધમકાવતો, તો ઘરવાળાંનો અત્યાચાર યાદ આવતાં; તે વ્યાકુળ બની જતી. અને ડુસકે ડુસકે રડતી. જ્યારે હું તેને એ મીઠી વાતો કહેતો અને મારે હાથે તેનાં આંસુ લુછતો, ત્યારે તેનું મુખકમળ પ્રસન્નતાથી ખીલી ઉઠતું. ઘરવાળાના અત્યાચારની ફરીઆદ તો કદિ તેણે મારી પાસે કરીજ નથી. જો કદિ કોઇ વખત હું તેને પુછતો કે, કેમ ચાલે છે? તો તે પ્રસન્નતાપૂર્વક એવોજ જવાબ આપતી કે, સર્વ કંઈ ઠીક છે. અહા! તે અશિક્ષિત રમણી કેવી કષ્ટ-સહિષ્ણુ, અને ગંભીર હતી! ખેર, આમ કરતાં મેં મેટ્રીકની પરીક્ષા પાસ કરી.

"વેકેશનની રજા પુરી થતાંજ હું કોલેજમાં જવાની તૈયારી કરવા લાગ્યો. મારો આ વિચાર જાણતાંજ મારી પત્નીનો ચહેરો ઉદાસ થઇ ગયો. જે દિવસે મારે જવાનું હતું, તે દિવસે તે ખુબજ ઉદાસ રહી. તે દિવસે તેણે મને કહ્યું: "શુ આપ મને અહીં એકલી મુકીને ચાલ્યા જશો? ઓ પ્રભો! હવે હું કોને જોઇને મારો જીવ ઠારીશ? કોને જોઇને વિયોગના આ દિવસો વીતાવીશ? કોને જોઇને મારા દુઃખી મનને હસાવીશ? શું હવે આગળ વધુ અભ્યાસ કર્યા સીવાય ચાલે તેમ નથી? આટલું ભણ્યા પછી પણ ઉદર પોષણને માટે શું રોટલો નહીં મળી શકે?" મેં તેને છાતી સરસી ચાંપીને કહ્યું: "પ્રિયે! આટલી વ્યાકુળ કેમ થઇ જાય છે! હવે ચાર વર્ષજ બાકી છે. જેવી રીતે આજ સુધી રહેતી આવી છે, તેવીજ રીતે હવે પછી પણ રહેજે; જેમ તેમ આ દુઃખી દિવસો પુરા કરજે! દુનીઆમાં સુખ દુઃખ સાથે સાથેજ ચાલ્યા કરે છે. દુઃખના દિવસ જોયા વગર સુખનું દર્શન નથી થતું. ચાર વર્ષ કંઇ વધારે નથી. પછી તો હમેશાં સુખમાંજ રહેવાનું છે. અને હું કંઇ તને ભુલી જવાનો નથી. હું રહીશ આં પણ મારો જીવ તારામાંજ રહેશે. જ્યારે જ્યારે રજા પડશે ત્યારે ત્યારે અહીં આવતો જતો રહીશ" મારી વાતો સાંભળીને તેણે કહ્યું: "તો ભલે." પણ તેની આંખોમાંથી અશ્રુબિંદુ ટપકવા લાગ્યાં. જેમ તેમ તેને સમજાવી, અને ઘરનાં બધાંની રજા લઇને હું ઉપડયો!

"જો કે કોલેજમાં હું અભ્યાસ કરતો હતો, મિત્રોની સાથે આનંદ વિનોદ કરતો હતો; આમ તેમ સહેલ સપાટા પણ ખુબ મારતો હતો, છતાં પણ મારો જીવ ઘેરજ હતો. પત્નીની ચિંતાથી હું હમેશાં બેચેન રહેતો. કોણ જાણે તેના દિવસો કેવી રીતે જતા હશે, તેના મનની શી દશા હશે, ઘરવાળાં મારી ગેરહાજરીમાં કોણ જાણે હવે કેવે કેવે પ્રકારે તેને કેટલું એ સતાવતાં હશે? વગેરે વગેરે વાતોથી મારું મન હમેશાં ઘેરાએલું રહેતું. તે દિવસોમાં પંચાંગ જોવાનો મને બહુ શોખ હતો. પંચાંગમાં હું ફક્ત એટલું જોતો કે કયો તહેવાર કયારે આવે છે, અને તેને કેટલા દિવસ બાકી રહ્યા છે; તથા તેની કેટલી રજાઓ છે. રજા પડતાંજ કેટલી કેટલી અભિલાષાઓ સાથે હું ગાડીમાં બેસતો, ગાડી ઝડપથી ચાલતી; તોપણ મારા મનમાં ડ્રાઇવર બરાબર ચલાવતો નથી, એમ થયા કરતું. જ્યાં સુધી હું ઘર ભેગો નહોતો થતો ત્યાં સુધી મારું ચિત્ત અત્યંત બેચેન અને ખિન્ન બની રહેતું; અને ઘરમાં પગ મુકતાંજ કોણ જાણે કેમ મારો જીવ શાંત થઇ જતો. આજે વર્ષો વીતી ગયાં છે, તો પણ તે વાતો મારા હૃદયમાં તાજીજ છે. હું કેટલા ઉલ્લાસથી પત્નીને મળતો, અને પુછતો: "બધાં કુશળ તો છે ને?" ત્યારે તે, "આપની કૃપાદૃષ્ટિ જોઇએ" કહીને હસી પડતી. પણ તે વખતે તેની આંખોમાંથી એક બે ઉનાં આંસુ ટપકી પડતાં. તે આંસુમાં કેટલી વિરહ વેદના, કેટલી સહિષ્ણુતા, કેટલી કાયરતા અને કેટલીએ

મૌન પ્રાર્થનાઓ હતી ? હાય ! તે વખતે હું તેને સમજીને પણ ન સમજી શક્યો.

"આ પ્રમાણે ચાર વર્ષ પુરાં થયાં, અને બી. એ. ની પરીક્ષા આપીને હું ઘેર આવ્યો. આ વખતે બહુ બહુ ઉમંગ અને આશાઓ સાથે હું ઘેર આવ્યો હતો, પણ ઘરમાં પગ મુકતાંજ તે બધી ઉપર પડદો પડયો. આ વખતે મારું શયનગૃહ સુનું હતું. તેમાં પ્રેમની તે મૂર્તિ નહોતી. મને ખબર મેળવતાં વાર ન લાગી. બહુ દિવસ માંદી રહેવાથી, અને તેની સેવા ચાકરી કરી કંટાળી જવાથી; ઘરવાળાંએ તેના ઉપર દયા કરીને તેને પિતાને ત્યાં એક અઠવાડીઆથી મોકલી દીધી હતી. આ દુઃખદ ખબર મળતાંજ મારા હોશકોશ ઉડી ગયા, અને જીવ ઉંચો નીચો થવા લાગ્યો. હૃદયમાં એક પ્રકારની નિરાશા આવી ગઇ. હું વિચારવા લાગ્યો કે, "હે પ્રભુ ! સંસારનો આ કેવો કઠોર નિયમ છે ? હજારો રુપીઆ લઇને આ ઘરમા તે દાસી થઇને આવી હતી, અને દાસીની માફકજ રાત દિવસ ઘરવાળાંની સેવા કરતી હતી; જેના બદલામાં તેને ઘોર તિરસ્કારજ મળતો હતો. આટલું છતાં પણ તે કોઇને કદિ કંઈ કહેતી નહોતી, બધું ચુપચુપ સહનજ કરી લેતી. તો પણ ઘરવાળાંની આ નિર્દયતા ! તે આટલા દિવસ માંદી રહી, અને મને ખબર સુદ્ધાં ન મોકલી ! અને તેને ચુપચુપ પીયર મોકલી દીધી. કેમ જાણે આ ઘર સાથે તેને કંઈ સબંધજ ન હોય. મારાં આ ઘરવાળાં કેવાં ? માત પિતા અને ભાઇ ભોજાઇ પણ કેવાં ?" મને ઘરવાળાઓ ઉપર ખુબ તિરસ્કાર છુટયો. બધાં મારે મનથી ઉતરી ગયાં.

"સવાર થયું. કોઇને કંઈ કહ્યા વિના હું મારે સાસરે પહોંચ્યો. મારી પત્ની ખાટલા ઉપર સુતી હતી, મને જોતાંજ તે ઉઠીને બેઠી થઇ ગઇ. તેની તે આકર્ષક વિસ્તૃત આંખોમાંથી અશ્રુબિંદુ ગરવા લાગ્યાં. મને ખબર ન પડી કે તે આંસુ હર્ષનાં હતાં કે દુઃખનાં. તેનું તે ગુલાબ કળી સમ મોં કરમાઇ ગયું હતું. જ્યારે મેં તેને પુછ્યું: "તબીયત કેમ છે ?" ત્યારે તેણે ક્ષીણ સ્વરે ઉત્તર આપ્યો: "ઠીક છે, ખબર લેવાની કૃપા કરી તે સારું થયું." અહા ! તેના તે શબ્દોમાં કેટલી મનોવ્યથા હતી ! મારી ભુલ આ ભીષણ પરિણામ જોઇને મારા ભવિષ્ય સુખની કલ્પના ની તે મૂર્તિને જોઇ હું વ્યાકુળ થઇ ગયો.

"મારી પત્ની તેના પિતાને ત્યાં ગઇ હતી; પણ ત્યાંએ તેની દેખરેખનો કંઈ વિશેષ પ્રબન્ધ નહોતો. તેની મા પહેલેથીજ સ્વર્ગવાસી થઇ હતી, અને તેના પિતા વૃદ્ધ હતા. તેમની તો ઘણીએ ઇચ્છા હતી, કે દીકરીની દવા-દારુની બરાબર ગોઠવણ થાય; પણ ઘરમાં તેમનું સાંભળે તેવું કોઇ નહોતું. મારા સાળા ખેતીના કામમાં રોકાયેલા રહેતા, અને ગામમાં વૈદ ડાકટર પણ નહોતા. પછી તેની દવાનો બંદોબસ્ત કેવી રીતે થાય ? હવે રહી સેવા ચાકરીની વાત, જે કરવા જેટલી ફુરસદ તેની ભોજાઇઓને ઘરકામ અને બાળકોની દેખરેખ આગળ નહોતી મળતી. હા, તેની એક મોટી બહેન તેની સેવા ચાકરી તન-મનથી કરતી હતી. બીચારી તેને છાતી ઉપરજ રાખતી હતી. પણ આમ કરવાથી કંઈ દરદ થોડુંજ મટે છે ? તેને માટે તો કોઇ કુશળ વૈદ ડાકટરની જરુર હતી. આ સ્થિતિ જોઇને હું તેને શહેરમાં લઇ આવ્યો, અને સસરાની આજ્ઞાથી તેની સેવા ચાકરીને માટે મારી સાળીને પણ સાથે લેતો આવ્યો.

"ક્રૂર વિધાતા મારી તરફ પહેલેથીજ ક્રૂર નજરે જોઇ રહ્યો હતો. હું ગયો હતો તો ભલું કરવા પણ મારે હાથેજ બાજી બગાડી બેઠો. ગરમીના દિવસ હતા, અને ગાડાનો રસ્તો. મારી પત્નીને લુ લાગી. ઘેર પહોંચતાંજ તેની તબીયત

વિશેષ બગડી. ઘરવાળાઓને મારું આ કામ પસંદ ન પડયું. ભોજાઈઓ માંહેમાંહે કહેતી કે, "જોયું કેવી તાજી તડીંગા જેવી છે, છતાં મંડવાડનું બહાનું કાઢી બેઠી છે; અને તેને માટે આ અર્ધો અર્ધો થઇ જાય છે." આ તેમના સહાનુભૂતિના શબ્દો હતા; પણ તે લોકોની આ વાતોનો ખ્યાલ ન રાખતાં તત્પરતાથી હું તેની દવાદારુ કરવા લાગ્યો. શહેરમાં જેટલા પ્રખ્યાત વૈદ્ય ડાકટર અને હકીમ હતા, તે બધાએ ખુબ પ્રયત્ન કર્યો. પણ ઇશ્વરની ઇચ્છા આગળ કોનું જોર ચાલે છે? આઠમે દિવસે મારો લીલોછમ બાગ ઉજ્જડ થઇ ગયો! મારી બોલતી મેના પિંજરને સુનું મુકીને ઉડી ગઇ.

"હું ખુબ રોયો—પસ્તાયો. પણ શું વળે? ઘરમાં નાનું સરખું તોફાન ઉઠયું. સ્ત્રીઓ રોવા અને કુટવા લાગી. મા અને ભોજાઇઓ મને સમજાવવા લાગી. મા કહેતી: "દીકરા, તે અભાગણની પાછળ કયાં સુધી રડીશ? તે તો મરી ગઇ, હવે તારે પણ તેની પાછળ જીવ આપવો છે કે શું? હજુ તારી ઉંમર વહી ગઇ છે? હું તો તારા ચાર ચાર વખત વિવાહ કરીશ. તેનાથી પણ રુપાળી વહુ લાવી આપીશ." ભોજાઇઓ કહેતી: "દીયરજી, તમે પણ ગાંડા કેમ થાઓ છો? તમારા ઘરમાં શી વાતની ખોટ છે? જે જોઇએ તે છે. તમોને શી વાતનું દુઃખ છે, કે નાહક તે અભાગણીની પાછળ ગાંડા થઇ જાઓ છો. સ્ત્રી તો પગનું પગરખું છે, એક ફાટે તો બીજું. તમે તમારે આરામથી રહો, અને પછી જુઓ એક નહીં પણ પચાસ તમારી સામે હાથ જોડતી આવે છે કે નહીં? આ લોકોની વાતો મને ઝેર જેવી લાગતી હતી! આ લોકોએજ તેનો જીવ લીધો હતો, અને ઉપરથી આમ કહેતા હતાં. તેમની સાથે વાત કરવાને મારું મન માનતું નહોતું. મારું લુખું વર્તન જોઇને તે લોકોએ પણ મારી સાથે વાત કરવાનું બંધ કર્યું."

"આ વખતે ઘરમાં મારું દુઃખ જાણનાર મારી સાળી સીવાય બીજું કોઇ નહોતું. મારી પત્નીની તે સગી બહેન થતી હતી. અને તેના ઉપર તેનો પ્રેમ પણ વિશેષ હતો. તેના મરી જવાથી તેને બહુ દુઃખ થયું, છતાં પણ તે બહુ ધીરજવાન હતી. પોતાનું દુઃખ અંતરમાં સમાવીને ઉલટી તે મને સમજાવતી હતી; અને તનમનથી મારી સેવા કરતી હતી. તેની મધુરી વાતોથી, સેવા ચાકરીથી મને ખુબ શાંતિ મળતી હતી. વાત એમ હતી કે તે બીચારી પણ નાની ઉંમરથીજ દુઃખી હતી. પોતાના દુઃખની કથા મને કહીને મારું દુઃખ ઓછું કરવા તે પ્રયત્ન કરતી હતી.

"મને દુઃખી થતો જોઇને તે કહેતી: "તમે તો પુરુષ છો, જરા મારી તરફ જુઓ, હું સ્ત્રી છું. જ્યારે હું કૈંક સમજણી થઇ ત્યારે માતા દેવલોક પામી. માતાની મમતા કેવી હોય છે, તેનો પ્યાર કેવો હોય છે? તે હું જાણતી ન હતી. તેનો રહેજ પણ અનુભવ મને નહોતો થયો. તે પછી મારી અજ્ઞાનાવસ્થામાંજ મારું લગ્ન થઇ ગયું; પણ નિર્દય વિધાતાએ બચપણમાંજ મારું સૌભાગ્ય સિંદુર ભુસી નાખ્યું. મેં પતિનું મોં પણ જોયું નહોતું, પછી તેમનો પ્યાર પામુંજ કયાંથી? સાસરીવાળા તો મારું મોં જોવામાં પણ પાપ માનવા લાગ્યા. એટલે હવે હું જેમ તેમ પીયરમાં દિવસ વીતાવી રહી છું. પીયરમાં ભાઇ ધમકાવે તે જુદું, અને ભોજાઇઓ લઢે વઢે તે પણ જુદું. આ બધા અપમાનને કડવી દવા સમજીને હું પી જાઉં છું. જ્યાં સુધી પિતાજી છે, ત્યાં સુધી તો જેમ તેમ રોટલો મળે છે. પણ તેમના ગયા પછી તો કોણ જાણે મારી કેવીએ દશા થશે. એટલે સુખ દુઃખ તો વારા ફરતી બધાને માટે લખાએલુંજ છે. અને તમારે માટે તો સુખના દિવસ આવવાની આશા પણ

છે. અને મારું ભાગ્ય તો એક વાર ફુટ્યું તે ફુટ્યુંજ. વળી આ સંસારમાં કૈં થોડાજ તમે એકલા દુઃખી છો ? તમારા કરતાંએ અનેક ઘણા દુઃખી જીવ આં સંસારમાં છે. માટે મહેરબાની કરીને જીવ બાળવો મુકી શાંત થાઓ." આની દશા હું જાણતો નહોતો, એમ નહોતું. તો પણ તેની કરુણ કથા સાંભળવી મને બહુ ગમતી. જે હું બહુ ધ્યાનપૂર્વક સાંભળતો હતો, તેનાથી મારા દુઃખી મનને બહુ શાંતિ મળતી હતી.

"સંસારમાં કોઇ ચાહે તેટલો દુઃખી બનીને રહે, પણ તેનું કામ એક ક્ષણ માત્રને માટે બંધ રહેતું નથી. ઘરમાં પત્ની વિયોગથી હું રહ્યા કરતો હતો, ત્યાં પિતાજીની પાસે મારા વિવાહને માટે હંમેશાં સંદેશા આવ્યા કરતા હતા. લોકોની આ સ્વાર્થવૃત્તિ ઉપર મને ખુબ તિરસ્કાર આવતો હતો. એક દિવસ પિતાજીએ મને બોલાવ્યો. તેમની પાસે તે વખતે મારી માતા અને બંને ભાઇ બેઠા હતા. ત્યાં બેસતાંજ પિતાજીએ મને કહ્યું: "દીકરા જે થવાનું હતું તે થઇ ગયું, હવે નકામી ચિંતા કરવાથી શો ફાયદો ? તું ક્ષેમકુશળ હશે, તો કેટલીએ સ્ત્રીઓ આવશે, અને જશે. આજેજ વીરપુરના જમીનદારનો સંદેશો આવ્યો છે કે, તેમની એક નવ વર્ષની દીકરી છે જે સાંભળવા પ્રમાણે બહુ સુંદર છે તેનો સંબંધ તારી સાથે જોડવાની તેમની ઇચ્છા છે. ઘરના સુખી અને આબરુદાર છે. પૈસા ટકા પણ મોં માગ્યા આપવા કહે છે. અને મારી સમજ પ્રમાણે તો સંબંધ ઘણો સારો છે. જેની મેં હા પણ પાડી છે. જો કે છોકરીની ઉંમર જરા નાની તો છે. પણ તેથી શું? ઉકરડાને વધતાં વાર શી ? બોલ તારી શી મરજી છે ?

"અત્યાર સુધી પિતાજી ઉપર મારી જે થોડી ઘણી શ્રદ્ધા હતી, તે પણ ઉડી ગઇ. મારી મનોદશાનો એમને ખ્યાલ પણ નહોતો. એમને તો ફક્ત રુપીઆનીજ પડી હતી. ધનની લાલચથી મારા જેવા નવજુવાનને ગળે એક અબોધ બાલકીને બાંધવા તૈઆર થયા હતા. તેનાથી મને શું સુખ મળશે, તેની તો એમને કૈં ચિંતાજ ન હતી. મેં પિતાજીને જવાબ આપ્યોઃ "આપ જમીનદાર સાહેબને કહી દેજો, કે તે તેમની પુત્રીનો સંબંધ બીજી જગ્યાએ કરે, અને મારે ભરોસે બેસી ન રહે. મને પૈસા અને પરણવાનો જરાએ મોહ નથી. હું લગ્ન કરવાનો નથી." મારો જવાબ સાંભળીને પિતાજી ખુબ ગુસ્સે થયા માતાની આંખોમાં આંસુ આવ્યાં. અને ભાઇ મને જાત જાતના ઉપદેશ આપવા લાગ્યા; પણ હું મારા નિશ્ચયમાં દૃઢ રહ્યો. તે દિવસથી ઘરનાં બધાં મારી તરફ વક્ર દૃષ્ટિથી જોવા લાગ્યાં. ઘરવાળાંના જુલમ અને સગાં વહાલાંના આગ્રહથી હું હેરાન થઇ ગયો. અહા ! સમાજ કેવો નિષ્ઠુર છે. દુઃખમાં પણ દુઃખીને તે સેવા દેતો નથી. ધીરે ધીરે સમાજ પ્રત્યે મને ખુબ તિરસ્કાર આવવા લાગ્યો, અને તેના તરફ મારો જે પ્રેમ હતો, તે દિવસે દિવસે ઓછો થતો ગયો."

આટલી કથા કહીને હમીરખાં બોલ્યોઃ "ભાઇ, મારી કથા લાંબી થતી જાય છે. કદાચ તને કંટાળો પણ આવ્યો હશે. પણ આટલું સાંભળીને તને સારી રીતે સમજાયું હશે, કે મારી સ્થિતિ કેવી હતી; અને હું સમાજથી કેવી રીતે દૂર થતો જતો હતો. તે ઘર અને સમાજમાંથી કોઇએ મારા દીલને સબુરી મળે એવો પ્રયત્ન પણ ન કર્યો. કે જેથી સમાજ પ્રત્યે મારો વધતો જતો તિરસ્કાર ઓછો થાય. ખરું પુછો તો સમાજ પ્રત્યેના મારા તિરસ્કારેજ મને ડુબાડયો. ખેર, હવે હું તારો વધારે વખત નહીં લઉં. તને વખત તો છે ને ?"

મેં કહ્યું: "હા, હા, તું તારી કથા પુરી કર, હું તારી એકે એક વાત ધ્યાનપૂર્વક

સાંભળું છું."

હવે હમીરે તેની કથા આગળ શરૂ કરી.

"મારા તે ઘરમાં બધાં સ્વાર્થી હૃદયનાં માણસો હતાં, તે તો તેં જાણ્યું. તેમની એક એક વાતમાં મને સ્વાર્થની ગંધ આવતી હતી; મને કોઇની સાથે વાત કરવાનું મન નહોતું થતું. ફક્ત એકલી મારી સાળીજ એવી હતી, કે જેની વાતોથી મને કૈંક શાંતિ મળતી હતી. તે મોટે ભાગે તેની સાસરીવાળાંની નિષ્કાળજી અને કૈંક મારા આગ્રહથી અહીંઆં રહેતી હતી. બીચારી બાળ વિધવા હતી, અને ઘરવાળાની ગોદીઆરીથી ઘરકામમાં તે હોંશીયાર થઇ ગઇ હતી. તે મારી સાથે મીઠી મીઠી વાતો કરતી, અને મને વિવિધ પ્રકારે સમજાવતી. હું પણ ગ્રેજ્યુએટ થઇને તે અશિક્ષિત બાળાની વાતો પર લટુ થઇ જતો હતો, અને હૃદયનો ભાર હલકો કરતો હતો. મને સુખી જોવાને હંમેશાં પોતાથી બનતા પ્રયત્ન કરીને મોટે ભાગે મારી પત્નીની ગેરહાજરી તેણે મને ભુલાવી દીધી હતી.

"મારી સાળી મારી પત્નીથી બે વર્ષે મોટી અને મારાથી બે વર્ષે નાની હતી. તે વખતે તેની ઉંમર વીસ વર્ષની હતી. તેનું પ્રત્યેક અંગ લાવણ્યના તેજથી ઝળહળી રહ્યું હતું. તે મારી પત્નીના જેવીજ સ્વરૂપવાન હતી. તેવુંજ ગોર વદન, તેવુંજ ગુલાબ પુષ્પ સમ મુખ, તેવુંજ નમણું નાક, તેવાંજ કમળ સમાન નેત્ર, અને તેવાજ સુડોળ હાથ પગ; જાણે તેનીજ બીજી પ્રતિમા. બંનેમાં ફેર માત્ર એટલોજ હતો, કે મારી પત્ની હતી હસમુખી, અને આના મુખ ઉપર એક પ્રકારની અવ્યક્ત વેદનાની વિષાદમયી છાયા હંમેશાં દેખાતી હતી. પત્નીની માફકજ કર્તવ્યપરાયણ રહી તે મારી સેવા કરતી હતી. અને તે એટલે સુધી કે મારી પત્નીજ ઘરમાં હાજર છે, એવો ભાસ મને થઇ આવતો હતો, પણ જ્યારે તેના મ્લાન મુખ ઉપર દુઃખ છાયાએ કેવો અધિકાર જમાવ્યો હતો! તેની તેજસ્વી આંખોમાં કેટલી વેદના—કેટલી કરુણા હતી! જ્યારે તે મારી સામે જોતી, ત્યારે મને એમ લાગતું હતું, કે તેની તે આંખો સો સો શબ્દોમાં મને પોતાની દુઃખ કથા કહી રહી છે. અહા તેની તે નજર મારે માટે કેટલી મર્મ–વેધક હતી! મારા હૃદય પ્રદેશમાં ભાવોનું એક પ્રકારનું તોફાન ઉઠતું હતું. કેટલાએ વિચાર મને આવતા, અને લીન થઇ જતા. કોઇ વખત હું વિચારતો, "અહા ! આની સાથેજ જો મારું લગ્ન થયું હોત તો હું કેટલો સુખી હોત." વળી વિચારતો—"અહા ! બીચારી કેટલી દુઃખી છે ? એના ભાગ્યમાં સુખની છાયા પણ નથી. હે ભગવન ! શું કદિ આના દારુણ દુઃખનો વિનાશ થશે ખરો ? મને શાંતિ આપવાને માટે બીચારી કેટલી મહેનત કરે છે ? પણ તેને માટે હું શું કરું છું ? ભાવિના તોફાનથી જ્યારે મારી જીભ બંધ થઇ જતી હતી, ત્યારે હું પણ તેવીજ વિષાદમય આંખોથી તેના તરફ જોઇ રહેતો, અને દૃષ્ટિમિલન થતાંજ તેનાં નેત્ર બંધ થઇ જતાં. તેના મનને આનંદ આવે તેને માટે હું ભાત ભાતની વાતો કરતો હતો. અને તે ગુપચુપ ધ્યાનથી સાંભળતી હતી. જ્યારે મારી વાતો પુરી થતી, ત્યારે હું જોતો કે, મારા ઉદ્વિગ્ન મનનો ભાર હલકો થતો હતો; અને તેથી મને બહુ સંતોષ થતો હતો.

"ધીરે ધીરે અમારા બંનેમાં આત્મીયતા વધતી ગઇ, પ્રેમ–ભાવ દિવસે દિવસે બળવત્તર થતો ગયો. હવે મને બીલકુલ ચેન પડતું નહોતું, કોઇ કામમાં જીવ ચોંટતો નહોતો. મનમાં થયાં કરતું હતું, કે તેનીજ પાસે બેસી રહું, તેનીજ વાતો સાંભળ્યાં કરું; અને મારી વાતો તેને

સંભળાતું. જો કદિ થોડા વખતને માટે પણ હું બહાર જતો, તો આખો સંસાર મને ઉદાસીન લાગતો. મિત્રોની વાતો મને નીરસ લાગતી. પ્રકૃતિ જાણે મારી મશ્કરી કરતી હોય, સંધ્યાકાળની ઠંડી હવાના સુસવાટાથી જાણે મારુ દર્દ વધતું હોય; એમ મને લાગતું. અને ઘેર આવવા નેં માટે મારો જીવ તલપી ઉઠતો. ઘેર આવીને જ્યારે તેના વિષાદમય મુખનું દર્શન કરતો, ત્યારેજ મારો જીવ શાંત થતો. અમે ચાંદનીમાં ખુલ્લી અગાશીમાં બેસતાં, અને દીલ ખોલીને વાતો કરતાં હતાં. વાતો કરતાં કરતાં હું મારી શુદ્ધ બુદ્ધ ખોઇ બેસતો, ઘડીભર દુઃખ-દર્દ ભુલી જતો. આમાં મને એવો આનંદ આવતો હતો, કે જાણે હું મારી પ્યારી પત્નીની સાથેજ વાતો કરી રહ્યો હોઉં. પરંતુ વચમાં જ્યારે મને મારી વાસ્તવિક દશાનો ખ્યાલ આવતો ત્યારે મારું આ સુખસ્વપ્ન ક્ષણમાં હવામાં ઉડી જતું. ખેર, અમારા તે દિવસો સુખમાં જતા હતા. અમે પતિ પત્નીની માફકજ જીવનની ઘડીઓ વીતાવતાં હતાં. તેને મારા સુખની અને મને તેના સુખની ચિંતા હંમેશાં રહ્યા કરતી. છતાં પણ હજુ સુધી ન તો અમે કોઇ પણ પ્રકારે પાપી બન્યાં હતાં, ન તો અમારા મનમાં તે પ્રકારની ભાવના ઉત્પન્ન થઇ હતી.

"હા, એક વાત કહેવી ભુલી ગયો, તે સુખના દિવસોમાં પણ કોઇ કોઇ વખત હું ઉદ્વિગ્ન થઇ જતો હતો. જ્યારે હુ આ વાતનો વિચાર કરતો, કે આજ નહીં તો કાલે અને કાલે નહીં તો પરમે, મારા દુઃખી દિવસોમાં આરામ દેતી એ સ્નેહમયી મને સદાને માટે છોડી જશે; ત્યારે મર્મવેદનાથી હું વ્યાકુળ થઇ જતો. હવે સાસરીમાં સંબંધજ શો રહ્યો છે? જ્યારે અહીંઆંથી તે ત્યાં જશે, ત્યારે હું શું મોંઢું લઇને સાસરીમાં જઇશ. અગર તે ત્યાંથી શું કરવા અહીંઆં આવશે? બીચારી યુવાન વિધવા છે, છતાં સુખની કલ્પના સુદ્ધાં કરવાનો તેને લેશ માત્ર અધિકાર નથી! અને તેની સાસરીવાળા તો તેનું મોં જોવામાં પણ પાપ સમજે છે. ભાઇ ભોજાઇઓને મન સુખમાં એક કાંટારૂપ છે. તેના પિતાના મરણ પછી કોણ જાણે તેની શુંએ દશા થશે? દુનીઆ તેણે હજી પુરી જોઇ નથી. લુચ્ચા લફંગા લોકો આવી ભલી ભોળી રમણીઓની તપાસમાં હમેશાં ફરતાં રહે છે. ભગવાન જાણે કેવી લાલચમાં ફસાઇને કેવાએ દુઃખમાં જઇ પડશે! અહા! હીંદુ સમાજની દશા કેવી અંધકારમય છે! આવી બાળ–વિધવાઓને માટે સુખ શાંતિની ગોઠવણ કરવી તે પણ પાપ મનાય છે! મારો હવે તેની સાથે સંબંધ શો? તેને સહાય કરવાનો મને શો અધિકાર છે? આજે હું તેને મદદ કરીશ, કાલેજ લોકો તેની અને મારી ઉપર કલંક ચઢાવી બદનામ કરશે.

"આમ જ્યારે હું સુખ અને નિરાશાની લહેરોમાં ઝોકાં ખાઇ રહ્યા હતો, ત્યારે સમાજ મારા ગળા ઉપર તીક્ષ્ણ છરી ફેરવવાને તૈયાર થઇ ગયો હતો. કેમ જાણે વિધાતાએ આપેલું દુઃખ તેની નજરમાં મારે માટે ઓછુ હોય! ખરેખર જ્યારે દુઃખ આવે છે, ત્યારે બધી બાજુએથી સામટું આવી પહોંચે છે. એક દિવસે સંધ્યા સમયે હું મારી સાળી સાથે વાતો કરતો બેઠો હતો, તેવામાં પિતાજીએ મને કઠોર ગંભીર સ્વરે બુમ મારી. હું તરતજ તેમની પાસે ગયો. ત્યાં મેં શું જોયું? મેં જોયું કે પિતાજી સાક્ષાત ક્રોધની મૂર્તિ બની બેઠા છે, તેમની આંખોમાંથી અંગારા વર્ષી રહ્યા છે. અને સામે માતા બેઠી નિઃશ્વાસ નાખી રહી છે. આ દશા જોતાંજ હું બહાવરો બની ગયો. વાત શું છે, તે હું

[વધુ માટે જુઓ પૃષ્ટ ૨૭૬]

ભોળાનાથને પ્રાર્થના કરી ચુકી છું કે પુરુષોના હક્કને મોઢીયું ચઢાવો. નહીં તો યાદ રાખજો કે આખા સંસારની સ્ત્રીઓ પુરુષોના અધિકારોથી, તેમના નિર્દયતાભર્યા સ્વામિત્વથી અને તેમના કઠોર પ્રભુત્વથી, અકળાઇ છેક છેલ્લે પાટલે જઇ બેસશે. લગ્નની પ્રથા નાશ પામશે. પતિપત્નીનો સંબંધ ધુળમાં રગદોળાઇ જશે. અને ના નવીન પ્રજા ઉત્પન્ન થશે કે ના......"

બોલતાં બોલતાં પાર્વતીજીની છાતી શ્વાસથી ઉછળવા લાગી. તેનનાં નસ્કોરાં ફુલવા લાગ્યાં. તેમનાં ખભાં ઉંચાં નીચાં થવા લાગ્યાં. તેમના મુખપર શ્રમની કઠોર ભવ્યતા છવાઇ રહી. તેમનું આવું ઉગ્ર રૂપ જોઇ ભોળાનાથ ગભરાયા અને પાર્વતીજી કૈંક વધુ કહે તે પહેલાં તે બોલી ઉઠયાઃ "અંતે તમારી ઇચ્છા શું છે?"

"એજ કે સ્ત્રીઓ પુરુષો બની જાય, અને પુરુષો સ્ત્રીઓ" પાર્વતીજીએ કહ્યું.

"એટલે? સ્ત્રીને પુરુષ કરી દઉં અને પુરુષને સ્ત્રી?" ભોળાનાથે પુછ્યું અને પછી હસતાં હસતાં બોલ્યા.

"તો પછી આપણાથીજ શરુ થાય. શુભસ્ય શિઘ્રમ" આ સાંભળી પાર્વતીજી પણ હસી પડયાં.

"એમ નહીં! પુરુષો સ્ત્રીઓનું કામ કરે ..."



તે એક કોમળ રાડ પાડીને બીજી સન્નારીને

## ૨

ગામમાં આવીને જોયું તો આખી દુનીઆને કાંચિડાના રંગની પેઠે બદલાઇ ગએલી દીઠી. ઓફીસો, પેઢીઓ, કોરટો, કચેરીઓ, શોપો, વર્કશોપો, દવાખાના, સલુનો, હોટલો વગેરે વગેરે જ્યાં જ્યાં નજર મારી પડી, ત્યાં એજ ચોટલાવાળી, પતલીકમર લચકાવતી, મારકણી આંખો નચાવતી, રુપેરી ઘંટડીઓ ઘણુઘણાવતી ઘાઘરા પલટણની શુરી સીપાહીનીઓ ઝુમી રહેલી દીઠી. અને પુરુષો? પુરુષોનો તો ક્યાંય પત્તોજ ના મળે. બધાએ પોતપોતાના ઘરમાં પોતપોતાનાં કામો આટોપી રહ્યા હતા. કોઇ દળતો હતો, કોઇ રાંધતો હતો, કોઇ ચુલો ફુંકતો હતો, કોઇ છોકરાને હીંચોળી રહ્યો હતો તો કોઇ માથે પાણીનું બેડું મુકી રસ્તામાં મળતી સાળી, સાસુ વગેરેની લાજ કાઢતો ધસમસ્યો ઘર ભણી આવી રહ્યો હતો.

વળી એજ સમયના અનુકુળ સાહિત્ય, શાસ્ત્રો, કાયદા વગેરે વગેરે પણ તૈયાર થઇ ગયાં હતાં. પત્નીના ગુજરી જવા પછી પતિ માટે પતખા–વૃત્ત, વૈધુર્ય–પાલન આદિ વૃતો અને ધર્મો પણ સખત આજ્ઞા સાથે પુરુષો પાસે પળાવવામાં આવતાં હતાં. પરંતુ પતિના મરી જતાંજ ત્રીજે દિવસેજ પત્ની માટે બીજો પતિ કરવાની પણ એ શાસ્ત્રકારોએ ગોઠવણ કરી હતી. તથા એક પતિ પર બીજો પતિ કરવાની, અથવા પતિને તલાક આપવાની પણ એમના શાસ્ત્ર ગ્રંથોમાં છુટ હતી. એંસી વરસની બુઢ્ઢીને પણ જો લગ્નનો ઉમળકો આવે અથવા તેના પૂર્વજો નર્કમાં જતા હોય તો બાજુથી કોઇ ૫ વર્ષના લાડાને વરી લાવતી. પણ જો કોઇ ન પુરુષની પત્ની મરી જતી અને તે પુન-રતો તો સનાતન ધર્મના પાયા ડગમગતા આખો સમાજ ખળભળી ઉઠતો.

તાત્પર્ય કે પુરુષના ધર્મો ને સ્ત્રીના ધર્મો અને સ્ત્રીનાં કર્તવ્યોને પુરુષોનાં કર્તવ્યરૂપે ફેરવી નાખવામાં આવ્યાં હતાં. જ્યાં બે ચાર સ્ત્રીઓ બેઠી હોય ત્યાં પુરુષથી ઉંચા સાદે બોલાય પણ નહીં. અને ખાનદાન પુરુષથી બુરખા ઓઢ્યા સીવાય બજારમાં નીકળી પણ શકાય નહીં. ખાનદાન પુરુષો માટે બુરખાની બહુજ તાકીદ હતી. કારણ કોઇ સ્ત્રી પુરુષને જુએ પણ નહીં અને તેને નસાડી જાય પણ નહીં.

આ સઘળું જોતો કારવતો હું ઘેર આવ્યો. અને જેવોજ ઘરમાં પગમાં મુકું છું તેવોજ શ્રીમતીજીએ વાઘને શુધાટે ધાંટો પાડીને કહ્યું: "ખબરદાર આજ પછી બુરખા વિના બહાર નીકળ્યા તો."

શ્રીમતીજીની ગર્જના સાંભળીને મારાં તો મોતીઆંજ મરી ગયાં કે આ શું ! કોઇ દિવસે પણ ચું ન કરે તે બીલ્લી આજે મીયાંથીજ મીયાંઉ કરે ? મને ગુસ્સો આવ્યો કે શ્રીમતીને સટાક સટાક દેવાજ માંડું. અને તે પ્રમાણે શ્રીમતીજીનો બરડો ખંખેરવા મેં બહુએ બાવડાં ઉંચકર્યાં, બહુએ દેવોને મારી વહારે બોલાવ્યા, કલ્વાપીર, લોની અંમારી, વગેરે વગેરે દેવદેવીઓની બાધાઓ રાખી; પણ અફસોસ ! બરડો ખંખેરીજ ન શકયો. શ્રીમતીજીના રસકેભર્યાં નૈનથી મારા ક્રોધની જ્વાળે ભભુકતાં નયનો લઢતાં અને બંદા આઇસ્ક્રીમ જેવા ટાઢા હેમ બની જતા.

અંતે હારીને, થાકીને, હીંમતથી પાછળ હઠ્યો અને બહાદુરીથી મંનને મનાવવું પડયું કે "મનવા ! સૌની રાહ તે વહુની રાહ. એ તો બુરખો છે, ચોળી ને અણીઓ પહેરવાનું હોય તોએ શું ?"

વગેરે વગેરે પ્રચલિત રુઢિથી મંનને મનાવી ને બુરખો પહેરવાની આદત તથા ઇચ્છા નહીં હોવા છતાં, બુરખાનો સ્વીકાર કરીને પુરુષ ધર્મનું પાલન કરવુંજ પડયું.

એક દિવસની વાત છે કે હું બુરખો પહેરીને બજારમાં જતો હતો. બજારમાં જતાં રસ્તામાંજ એક બગીચો આવતો હતો. હું તે બગીચામાં દાખલ થયો. બગીચાની અંદર લટુડાં મટુડાં કરતો અને રસ પરિમલના પુંજ વર્ષાવતો અનિલ અટખેલીઓ કરી રહ્યો હતો. લતાઓ લચકી રહી હતી અને ફુલડાં ફોરી રહ્યાં હતાં. હું ઘણા દિવસથી ઘરમાં ગોંધાએલો હોવાથી અકળાએલો હતો. અને તેથી એ સુરભિત અનિલનો લહાવ લેવાનો મને ઉમળકો આવ્યો. વિચાર કર્યો કે પહેલાં બુરખાના સુરાખમાંથી મુછો બહાર કાઢવી અને જો કોઇ સન્નારી વાંધો ન લે તો બુરખાને બકુલે લટકાવીને આનંદથી વાયુનું સેવન કરવું. બસ આ વિચાર આવતાંજ મેં બુરખાના સુરાખમાંથી મુછો બહાર કાઢી અને અનિલની લહેરીઓમાં ફરફરતી મુકી દીધી. મુછો પણ ઘણા દિવસથી તાજી હવા નહીં મળેલી હોવાથી અનિલમાં નાચા નાચ કરવા લાગી ગઇ. અને હું બુરખાને કાઢી નાખવાની તૈઆરી કરતો સાંજ એક "પુરુષો માટે"ના બાંકડા પર બેઠો.

મારી પાસેનાજ બાંકડા પર બે ત્રણ સન્નારીઓ પણ વાયુસેવન કરતી બેઠી હતી. તેમાંની એકની નજર મારા એ પુરુષાર્થના વાવટા પર પડી. તે એક કોમળ રાડ પાડીને બીજી સનારીને કહેવા લાગી: "જોયું સખી ! આ મુવા નખ્ખોદીઆને જરા પણ લાજ કે શરમ છે? પુરુષ થઇને મુછો કેવી બુરખાથી બહાર રાખી છે ! અરેરે ! જ્યારે ખુદ પુરુષોજ આટલા બહેકે ને પુરુષ ધર્મનું ઉલ્લંઘન કરનારા બને તો પછી એમાં સ્ત્રીઓનો શો વાંક ?"

"ખરેખર જ્યાં સુધી આવા નિર્લજ અને

તમને વરસે વરસે ધોતી લાવી આપું ? અને તમારા માટે એ કેટલી શરમની વાત છે કે તમે ખાનદાન હોઇને શીવવું સાંધવુંએ નથી શીખ્યા ? હજુ સુધી તમને દાળમાં મીઠું સુદ્ધાં નાખતા નથી આવડતું. પછી આપણી ગૃહસ્થી નભશે કેમ ? તમારે ને મારે બનશે કેમ ? હાય ! મારી કીસ્મતમાં તમે ક્યાં લખી રાખ્યા હતા ?"

એક લાંબો નીસાસો નાખી શ્રીમતીજી ચટક મટક કરતાં ઓરીસ તરફ રવાના થયાં. મેં એક ખુણામાં બેસીને માબાપના નામનો છેડો વાળ્યો.

"વોત તારી આતો રડવા બેઠા ?" શ્રીમતીજી અડધે રસ્તેથી પાછાં આવીને કહેવા લાગ્યાં. "એય.....જુવો......"

હું આંસુ લુછીને તેના સામે જોઇ રહ્યો.

"તમારા ફુવડપણાં સહન કરતાં કરતાં મારી છાતી ઘસાઇ ગઇ છે. અને કાચું પાકું, ખારું, તીખું, મોળું મીઠું, ખાતા ખાતાં મારું પેટ અને હું કંટાળી ગયાં છીએ. હવે હું વધારે વાર કંટાળવા, સહન કરવા કે પડયું પાનું નીભાવી લેવા માંગતી નથી. તમને સાફ જણાવી દઉં છું કે જો હવેથી ખાવાનું બરાબર તથા ટાઇમ સર નહીં બને તો તમને તલ્લાક આપી સદા માટે છુટાં કરી નાખીશ."

૪

"ર..." શ્રીમતીજીએ સાંજે ઘરમાં પગ મુકતાંજ કહ્યું.

"જી...જી..." મેં બીતાં બીતાં જવાબ આપ્યો અને હાથ જોડીને ઉભો રહ્યો.

"શું શું રાંધ્યું છે ?"

"શાક, મેથી ને સુરણ—"

"શાક ને મેથી, કાબજ; ( હજમ નહીં થનારાં ) " વૈદકમાં પણ પારંગત - શ્રીમતીજી બોલ્યાં.

"સુરણ પણ છે ને—" મેં કહ્યું.

"ઓ માડી !" શ્રીમતીજીએ એક ઝીણી ચીસ પાડી. "સુરણ ગરમ આગ, માંશથી કેમ ખવાય ?"

મેં ધ્રુજતાં ધ્રુજતાં કહ્યું: "તો પછી તમારી જે ઇચ્છા હોય તે રાંધી આપું."

"હવે શું તમારા બાપનું કપાળ રાંધશો ?" કહી શ્રીમતીજી ખુણામાં નજર નાખતાં બોલ્યાં: "પહેલાંથી વિચાર કરવો હતો ને ? કે શ્રીમતીજી ઓરીસે ગયાં છે ત્યાંથી ભુખ્યાં આવશે તો શું ખાશે ? થોડોક મલીદાંજ કરી રાખ્યો હોત, કંસાર કે શીરોજ બનાવી મુકયો હોત. કે થોડુંક કેશરીઆ દુધજ ઉકાળી રાખ્યું હોત તો ! બસ દશ શેર પંદર શેર ઠોંસ્યું પેટ પર હાથ ફેરવ્યો અને આ ગધેડાની પેઠે આખો દિવસ આળોટયા. કોઇની ફીકર ન ચિંતા. કે કામ ન કાજ. રેંટીઓ પણ ન ફેરવવો"

કહીને શ્રીમતીજીએ સટ્ટાક લઇને મને એક ચોઢી કાઢી. મારી આંખમાંથી ખરખર આંસુ ખરી પડયાં.

"ઓ બાપ ! મરી ગયો."

"ખુબ રડો તમારા બાપને કે તમને આવા પેદા કર્યા." કહીને શ્રીમતીજી લુગડાં ઉતારવા ડ્રેસીંગ રુમમાં ગયાં. એના એકજ લાફાથી મારું દીલ એના ઘર પરથી ઉઠી ગયું, હુંએ રડતો રડતો એની પાછળ ગયો.

"શું છે ?" તપેલા લોઢા જેવી લાલ લાલ આંખો કાઢી તેણે પુછયું.

જવાબમાં હું હીંમત એકઠી કરવા લાગ્યો.

"બોલોને શું કહેવા માંગો છો ? અભાગી. ઓ મરતોએ નથી કેડીકો છુટે."

"જી......હું......" મારાથી વધારે ન બોલાયું.

"શું...હું...હું ? કે કહેશો કે હું હું જ કર્યા કરશો ?"

"જો...જો...તમે કહેતાં હો તો થોડાક દિવસ માટે મારે પીએર હું જઇ આવું." મેં હીંમતથી કહી નાખ્યું. શ્રીમતીજીનાં આશ્ચર્ય તથા ક્રોધનો પાર ન રહ્યો.

"હેં ! પીએર ?"

"હા ! થોડાક વખત જીવ ખુલાસો કરી આવું."

"અને અહીં રોટલા કોણ તમારો બાપ કરી જશે ? ખબરદાર ! પછીથી પીએર જવાનું નામ લીધું છે તો મારી મારીને ચામડુંજ ફાડી નાખીશ."

## ૫

હું ક્યાંક મારી નાખેની બીકથી જરા પાછળ ખસ્યો. પાછળ ખસતાંજ મારું માથું પલંગના પાયામાં અથડાયું જેથી મારી આંખ ઉઘડી ગઇ. હું આંખો ચોળતો ચોળતો ચારે બાજુ જોવા લાગ્યો. તે શંખણીના ક્રોધના તણખાને બદલે મેં મારા આખા પલંગપર ચાંદનીની રસ પાંખડીઓ વેરાયલી દીઠી. એ રસ પાંખડીઓમાં, એ અમૃત પાંખડીઓમાં મારા રસ જીવનની સૌંદર્ય રાણી ઘસઘસાટ ઉંઘી રહી હતી.

તેના સ્નિગ્ધ સૌંદર્ય ભરપુર અરુણ રંગી અંગોનાં અમૃત અજવાળાંઓ ઉંચા રંગી સાડીના લહરીયા લહરીયામાં ઉછાળા મારી રહ્યાં હતાં. જેવો આકાશના પલંગમાં ચંદ્ર, તેવીજ તે મારા પલંગમાં પ્રકાશતી.

તે નીંદ્રિત હતી છતાં તેના મૃદુ મુખપર હાસ્યની લહરીઓ રમી રહી હતી.

એ લહરીઓના અદ્ભુત દીદારે મારા હૃદયનો સાગર હિલોળે ચઢાવ્યો અને મેં અભિલાષ ભર્યા સ્નેહાવેશથી તેના કુસુમ કર્માતય કપોલોમાં ખળભળતા અખંડ અમૃત પાન કરી લીધાં.

"અરરર આ શું !" તેણે જાગ્રત થઇને કહ્યું અને પોતાનો ગાલ લુછયો.

"પ્રતિકાર !" મેં હસ્તાં હસ્તાં કહ્યું.

"ઓ મા ! શાનો પ્રતિકાર ?"

"મને હમણાંજ તેં લપડાક વગાવી હતી તેનો."

"ઉંઘમાં વાગી હશે."

"નહીં ક્રોધમાં."

"જો મેં તમને જાણી જોઇને લપડાક મારી હોય તો એ હાથ ભાંગી જાઓ" કહેતાં કહેતાં તે ગળગળી થઇ ગઇ ને તેની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં. મેં તેને મારી પાસે બેસાડીને બધી વાત કહી. સાંભળીને તે કહેવા લાગી.

"એજ ભાવના છે !"

"એમ કે ?" મેં હસીને કહ્યું.

"નહીં તો ઉંઘતાં માણસોને પજવો ખરા?"

"ઉંઘતું માણસ કૈં પરાયું હતું ?"

"પણ આ સામે છે તે પરાયો હતો."

કહીને તેણે ચંદ્ર ભણી આંગળી ચીંધી. હું પણ ઘડીક એ ખીલી રહેલા ચંદ્ર રાજને જોઇ રહ્યો. તેમની કળામાં અને અણુ અણુમાં અમૃત ઝરી રહ્યું હતું.

"કદી એ જોઇ જાત તો."

"તો શું થાત ?"

"જુઓ બા ! કેવા છે? કોઇને કહીના દે કે?"

"તો શું એ ચંદ્રદેવ ચાડીઆ છે ?"

"જાઓ! જાઓ! તમે તો એવાને એવાંજ રહ્યા. દેવનીએ મશ્કરી ને દેવીનીએ, મશ્કરી." કહીને એ મને ચામકી લેવા આવી. હું પલંગમાંજ બેઠાં હતો. ખુબ જોરથી પકડી.

"ઓમા!" તે અકળાઇ ગઇ.

"ચુપ! ચુપ! ચંદ્રદેવ સાંભળી લેશે તો કોઇને કહી આવશે." કહીને મે તેના વદનપર વદન ઝુકાવ્યું. તેણે મારા મોઢા પર હાથ મુકી દીધો.

"નહીં અમને મુકી દો."

"નથી મુકતા."

"બાને બોલાવીશ."

"બોલાવ."

"બા......"

પણ તેના ગળામાંથી અવાજ નીકળે તે પહેલાં તો એજ બાનો અવાજ આવી પહોંચ્યો.

"અલી, હજુ જાગે છે કે?"



ધમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

## વ્યાયામ પરિષદ

[ અનુસંધાન પૃષ્ઠ ૨૨૬થી ]

સ્વાશ્રય અને ટેક અહીં ઉછળતાં બાળકોમાં મને આવતાં લાગે છે.

વ્યાયામ પ્રચાર આખા ગુજરાતમાં કરવાના ઉદ્દેશથી એક મંડળ સ્થાપવાનું છે. એને પૈસાની અને માણસોની પુષ્કળ મદદ જોઇશે. આપ સૌને અખાડાના કામથી સંતોષ થયો હોય તો એ મંડળને આપ બનતી મદદ કરશો. અત્યારે ધ્યેય તો એ છે કે ગુજરાતનું એકે ગામ કે શહેર અખાડા વગરનું ના રહે એમ કરવું. અત્યાર સુધીમાં સ્ત્રીઓને માટે અંગબળ ખીલાવવાનું કામ જુજ થયું છે. હવે પછી કન્યાઓ અને મોટી ઉમ્મરની સ્ત્રીઓને કસરતના લાભ મળે એવી યોજના આપણે કરવી છે. આ પરિષદને અંતે હું ખાત્રીપૂર્વક માનું છું કે આપ સૌ સ્ત્રી પુરુષો એ કાર્ય તાકીદે શરૂ કરશો.

હમીર માતાની એક ગલોલથી ઘોડાનો પગ લંગડો થઇ ગયો હતો. લક્ષ્મીબાઇ, ઘોડેસ્વાર થઇ યુદ્ધ કરવા જતી અને મુગલ યુગમાં એકેએક ક્ષત્રાણી કટારનો ઉપયોગ કરી શકતી. હાલમાં યુરોપ અમેરીકાની સ્ત્રીઓ તરવાની, પટાબાજીકની, પહાડ પર ચઢવાની, હોડીઓને હલેસાં મારવાની, ધનુષ્યબાણની, કુસ્તીની એમ અનેક બળવર્ધક કસરતો કરે છે અને એમનાં કદાવર ખડતલ શરીર આપણને દિગ્મૂઢ કરી નાખે છે !

સ્પાર્ટન પ્રજા, પોતાનાં શરીર બળવાન અને તે માટે સ્ત્રીઓનાં શરીર સુદૃઢ કરતી. દેશ રક્ષાને માટે એમને વીર પ્રજાની જરુર હતી; અને વીર પ્રજાને નિર્માલ્ય માતાઓ જન્મ નજ આપી શકે એમ એમનું માનવું હતું.

આપણે પણ ભવિષ્યની પ્રજાને શુરવીર, પરાક્રમી, સાહસિક અને તંદુરસ્ત બનાવવી છે. ભય, નિરુત્સાહ, કાયરપણું અને મંદવાડ આપણે દૂર કરવા છે અને તે માટે એકલા છોકરા નહીં પણ છોકરીઓને પણ કસરતના લાભ પુરેપુરા આપવા છે. મુસલમાન ભાઇઓએ તુર્કસ્તાનની માફક હવે ઝનાના દૂર કરવા જોઇએ, હીંદુઓએ બાળલગ્ન બંધ કરવાં જોઇએ અને ખોટી કહેવાતી શરમ, લાજ મરજાદા અને મોટાઇના ખોટા ખ્યાલ દૂર કરી છોકરીઓનાં શરીર ખીલવા દેવાં જોઇએ.

લાંબુ ચાલવાની, આપણી નદીઓનાં મૂળ અને મુખ જાતે જોઇ આવવાની, આપણા પર્વતોનાં શિખરો અને ખીણો જોવાની, તરવાની, સાઇકલ પર કે ઘોડેસ્વારી મારફતે લાંબી મુસાફરીઓની અને એવી એવી હરીફાઇઓ માટે બનતી સવડો આપણા મંડળે આપવી પડશે.

યુરેપમાં વિજ્ઞાન, ભૂગોળ અને વ્યાયામ મંડળો આ કાર્ય કરે છે. ત્યાંની સરકાર અને પ્રજાના પ્રયત્નો જેવા પ્રયત્નો આ દિશામાં આપણા મંડળે કરવા પડશે. ઍવરેસ્ટના શિખરો પર અને ઉત્તર અને દક્ષિણ ધ્રુવની શોધખોળમાં જે સેંકડો વીરોએ, જાન અર્પણ કર્યા છે તે અધિકાર ગુર્જર યુવક યુવતિઓને મળે એ જોવા હું ઉત્સુક છું.

ગુજરાતનાં અને હીંદનાં ઐતિહાસિક અને કલામય તથા કુદરતની અલૌકિક શોભાથી ભરપુર સ્થાનો જોવા અને યાત્રાઓ કરવા આપણે પણ નવા જમાનાને યોગ્ય સંઘો કાઢવા જોઇએ.

અમેરીકાથી જે મુસાફરોનાં ટોળે ટોળાં આવી આપણો આખો દેશ જોઇ જાય છે અને પૃથ્વી પર્યટનો કરે છે તેવે વખતે આપણુ માવડી-મુખા કે ઘરકુકડી બની રહેવું યોગ્ય નથી. અસલના વખતમાં આપણા પૂર્વજોએ, દિગ્વિજયો કર્યા છે, સંસ્થાનો વસાવ્યાં છે. વ્યાપાર ધંધાને અર્થે દરીઆ ખેડ્યા છે, અને વહાણવટાં કર્યાં છે. ટીબેટને લિપિ આપણે આપી છે. ઍશીયાઇ તુર્કસ્તાન, ખોતાન, જાવા, સુમાત્રા અને કેંબોડીયા સુધી આપણો ધર્મ અને સંસ્કૃતિ પ્રસર્યાં હતાં. ચીન અને જાપાનને ધર્મ અને કલાનું જ્ઞાન આપણે આપ્યાં છે. અગત્સ્ય ઋષિએ દ્રવિડ દેશને સનાતન હીંદુ ધર્મનું જ્ઞાન આપ્યું અને વિંધ્યાચળને નમાવ્યો હતો એટલુંજ નહીં પણ એ સમુદ્રને પણ પી ગયા હતા!

અગત્સ્ય મુનિની સાથે અને એમના અનુયાયીઓની સાથે આપણા ગુજરાતનાં, દ્વારકાની આસપાસનાં અનેક બ્રાહ્મણ કુટુંબો, તામિલ દેશમાં ગયાં હતાં. એમનાજ વંશજો તે ત્યાંના આયર અને આયંગર બ્રાહ્મણો છે. દ્વારકાંની યાદવાસ્થળી પછી કેટલાએ યદુકુળો દક્ષિણમાં ગએલાં. હોએશાલે રાજાઓ, યદુવંશના હતાં; જેમના વખતમાં બેલુર અને હાલાબીડનાં ભવ્ય અને સુંદર ઉત્તમ શિલ્પકલાના નમુનારૂપ મંદિરો બન્યાં છે. વિજયનગરના પ્રતાપી રાજાઓ, યદુવંશના હતા અને એજ કુળમાં ઉતરી આવેલા હાલના મૈસુરના મહારાજા છે.

ગુજરાતના રાજાઓ અને સુલતાનો પાસે નૌકાસૈન્યો હતાં. અને મોઢેરાના વજ્રમુષ્ટિ પહેલવાનો, ગુજરાતનાં હીંદુરાજ્યો પડયા પછી દક્ષિણમાં ગયાં હતાં. હાલ ત્રાવણકોર અને વડોદરા રાજ્યમાં એમના વંશજો છે. અને ગુજરાતનાં બાહુબલ અને શારીરિક વિકાસની સંપૂર્ણતાનું સ્મરણ કરાવે છે.

ઉપરની હકીકતોથી સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો! આપની ખાત્રી થશે કે એકલા વકીલ દાક્તરો અને મહેતા મામલતદાર બનવાના કોડથી આપણું દળદર નથી ફીટવાનું. આ બાળવીર સેના અને આ અખાડાના વિદ્યાર્થીઓ ઍરોપ્લેન ઉડાવનારા નૌકાધિપતિઓ અને સૈનિકો; ટોરપીડો અને સબમરાઇન્સ ચલાવવાનું જ્ઞાન પ્રાપ્ત કરે એવી મહત્વકાંક્ષાઓ આપણે એમની આગળ ઉભી કરો!

આપણે ભવિષ્યની આખી પ્રજા આવી બનાવવી છે અને સ્વદેશાભિમાની, વીરતા, બહાદુરી અને બળ એનામાં આવે એ માટે આ પ્રયાસ છે.

અખાડાઓ અને ક્રીકેટ મેચો છતાં કસરતને સર્વવ્યાપી કરવા માટે દેશી રમતોનો પુનરુદ્ધાર કરવાનો છે. આ પ્રવૃત્તિદ્વારા એરંડા, ખોખો, હતુતુ વગેરે રમતોમાં ફેરફાર કરવામાં આવ્યા છે. અને ભવિષ્યમાં તમામ રમતોને જમાનાને યોગ્ય કરવામાં આવશે.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો! આમ આ પરિષદનો ઉદ્દેશ દેશનું તમામ વાતાવરણ બદલી નાંખવાનો છે. વૃદ્ધોની ઉદાસી અને બદહજમી એ દૂર કરવા માગે છે, સ્ત્રીઓના કલેશ, કંકાશ



લેઝીમના પ્રયોગ.

અને નબળાઇઓ એને મટાડવા છે. વૈદ દાક્તરોની કમાઇ એને ધીમે ધીમે ઓછી કરી આખરે બંધ કરવી છે. લગ્નના વરઘોડા અને શુભ અશુભ પ્રસંગે થતાં અઘટિત ખર્ચ પ્રજાની શરીર સુધારણા અને વિદ્યાવૃદ્ધિમાં ખરચાવવાં છે. મંદિરોના પ્રસાદ અને છપ્પન ભોગ ગરીબ બાળકોને કસરત પછી પુષ્ટિ માટે માટે મફત વહેંચાવી દેવાં છે અને ચોરાશીઓ યજ્ઞયાગ અને જમણવારોના પૈસા રશીઆની સોવીયેટ સરકારની માફક પ્રજાની મીલકત બનાવવા લુંટી લેવા છે.

અમારે દેશની અને જીવનની પુનર્રચના કરવી છે. આ આખા ભાષણમાં કે બીજા કાર્યક્રમમાં આપ, આ મંડળે સરકાર પાસે કશાની આશા રાખેલી નહીં જુઓ.

આવાં મહાન કાર્યમાં તેમ છતાં સરકાર કે સરકારી અમલદારોને મદદ આપવા હું અંતઃકરણપૂર્વક આમંત્રણ કરું છું. આ રાજકીય સંસ્થા નથી, અને સરકાર સામે એને સંસ્થા તરફ઼ે વિરોધ નથી. એનું સામાજિક અને રાષ્ટ્રીય કાર્ય ફતેહમંદ થશે તો સરકારને પણ ગૌરવનો વિષય છે.

આમ, અખાડાઓ જ્યાં જ્યાં થાય ત્યાંથી તમામ વસ્તીને, રમત ગમત અને ફરવા હરવામાં રસ લેતી કરીશું તો નીતિ, સંયમ, સહકાર અને સહિષ્ણુતાના ગુણ ખીલશે. સ્વભાવમાંથી ગંભીરપણું અને દોઢડાહ્યાપણું ઓછું થશે, નિન્દા, કુથલી અને દોષ જોવાની ટેવ ઘટશે અને આજથી એક જમાનામાં પ્રજા બદલાઇ જશે."

પરિષદનો ભાષણનો કાર્યક્રમ પુરો થયો ને પછી પ્રત્યક્ષ કાર્યરૂપે ગુજરાતના એકઠા થએલા ૮૦ અખાડાના ચુનંદા વિદ્યાર્થીઓના ઉત્તમ પ્રયોગોના નમુના રજુ થવાના હતા. એટલે આ પ્રસંગે દરેક અખાડાને કૈં ને કૈં નવીન જાણવાનું ને શીખવાનું મળે તેવો સુંદર પ્રસંગ હતો.

સંતરામના ચોગાનમાં દસેક હઝાર કરતાં વધારે સંખ્યામાં મેદની માઇ શકે. પરંતુ આજે

તો આ મોટા મેદાનમાં લગારે જગા નહતી. સ્ત્રીઓ કે નહીં તોએ બે ત્રણ હજાર હશે. અને આજુબાજુ છાપરાં, અગાસી ને ઝાડ વગેરે સ્થળે પ્રેક્ષકો જોવા ચઢી ગએલા. એક જણે કહેલું કે 'આખું નડીઆદ ઉલટયું લાગે છે.' એ આ મેદની જોયા પછી અતિશયોક્તિ નથી એમ અવશ્ય લાગે. આ બંને દિવસ સવારે ને સાંજે આટલી ઠઠ જામેલી રહેતી.

અંગમળના પ્રયોગોમાં મુંબાઈના ગુજરાત વ્યાયામ મંડળની, શારદા મંદિરની અને અમદાવાદની ધારશીરામની પોળની તથા નડીઆદના અખાડાની બાળાઓના પ્રયોગો આકર્ષક હતા. તેમાંએ મુંબાઇનું શુટીંગ અને શારદા મંદિરની લાઠી એ બે પ્રયોગોએ આખા પ્રેક્ષકવૃંદને સ્તબ્ધ કર્યું હતું.

બેન્ડ, કવાયત, લકડીપટા, લાઠી, બોકસીંગ, જ્યુજ્યુત્સુ, રોમનરીંગ, સીંગલબાર અને મલખમ વગેરેના પ્રયોગો અદ્દભુત ને સુંદર હતા.

રાતના સંવાદો ને સંગીતના જલસા થતા બાળલગ્ન, દેશી રમતો વિ. પરદેશી રમતો, યુવાનોમાં આવતી ફેશન વગેરેને લગતા સાદાઇ, બ્રહ્મચર્ય, વ્યાયામ અને પ્રસંગોચિત હાસ્યરસ ને કટાક્ષનાં ચટકાંથી રંગીત સંવાદો હતા. 'ભાડુતી પ્રમુખ' અને 'કોલેજીઅન'ના કટાક્ષો અતિ તીવ્ર હતા. જો કે આજના કોલેજીઅન માટે જે ખ્યાલ આ લખાણના લેખકે બાંધ્યો છે ને તે પ્રમાણે ચિત્ર દોર્યું છે તેમાં કેટલીક અતિશયોક્તિ છે અને ઉચ્ચ રસવૃત્તિની ઉણપ છે. ભાઇ અંબાલાલ અને કુબેરદાસના માર્મિક મર્મવિનોદની નોંધ લેવી જોઇએ. અમને આશા છે કે ભવિષ્યમાં આ ઉત્તમ કોટિના 'ચાર્લી ચેપલીન' યા 'હેરોલ્ડ લોઇડ' થઇ શકશે.

આ પ્રસંગે શ્રી. સુબોધ બોઝ અને ડો. સુધીન્દ્ર બોઝ દંપતીનું આગમન એક આકર્ષક પ્રસંગ હતો.

શ્રી. સુબાધ બોઝનો પરિચય કરાવતાં પ્રમુખે યથાર્થ કહેલું કે એ બંગાળનો પ્રાણ છે ને દેશના યુવકોની આશા છે. સુધીન્દ્ર બોઝ અમેરીકાની આયોવા યુનીવર્સીટીના રાજ પ્રકરણના તત્ત્વવિદ અધ્યાપક છે. અને એમના કેટલાક નવીન સિદ્ધાંતોથી ભલભલા રાજનીતિજ્ઞો ને બ્રીટનની બાદશાહી થરથરે છે.

આ મહેમાનોને જોઇ અનેક જુવાનોને નવીન પ્રેરણા પ્રાપ્ત થઇ હશે, ઘણાએ જીવનની તે ધન્ય ઘડીને રળીઆમણી માની હશે. એ શ્વેત ખાદીમાં વિભૂષિત થએલું ગૌર વાન, જરા દાસબાબુની નાની આકૃતિનું ભાન કરાવતી કાયા, તીક્ષ્ણ ને સ્થિર દૃષ્ટિ, સખ્તાઇમાં બીડાએલા છતાંએ કવચિત હાસ્યરેખાંકિત મુખમુદ્રા અને ઉઘાડા પગ—આ બધી સાદાઇથી ઉછળતાં લોહીને મુગ્ધ કરતું.

ઉંચા, સુકા વાનમાં નિરંતર ભડભડતા દાવાનળ સમા પ્રાણની ઝાંખી, સુધીન્દ્ર બોઝનાં વિચાર, વાણી ને વર્તનમાં થતી.

સુબાધ બોઝે આ ઉછળતી મર્દાનગી અને નવશોહીઆં સ્ત્રી પુરુષોનું જુથ, ઉત્સાહ, કાર્યદક્ષતા, સ્વાસ્થ્ય ને શક્તિ જોઇ પ્રફુલ્લિત થયા. એમણે પણ જીવનમાં એક અનુપમ તકનો લહાવો માણ્યો. ને સ્પષ્ટ શબ્દોમાં તેમણે તે કબુલ્યું.

"આજે ગુજરાતના વ્યાયામવીર જુવાનોની આ ભારે મેદની વચ્ચે ઉભા રહેતાં, મારા હૃદયમાં જે અનિર્વચનીય હર્ષનાં મોજાંની છોળો ઉડી રહી છે, તેનો હું તમને ખ્યાલ કેમ કરી આપી શકું...? અખાડાની હીલચાલે ગુજરાતમાં આટલું જોર જમાવ્યું છે, ગુજરાતના નોયુવાનોનો આટલો સખ્ત કબજો કર્યો છે, તેનો નડીઆદનો તમારો આ ઉત્સવ જોયા વિના મને

કદાપિ ખ્યાલ આવત નહીં. પ્રત્યેક વિદેશી સત્તા તેની એડી નીચે ચગદાએલી પરાધીન પ્રજાના આવા પ્રયત્નોને સદા રુંધેજ છે. અને આ બ્રીટીશ સત્તાનો પણ એજ રાહ છે. તમને યાદ હશે કે ૧૯૦૫ માં બંગાળમાં અને મહારાષ્ટ્રમાં આવી મંડળીઓ સ્થપાઇ હતી. ને આજ સત્તાએ એ મંડળીઓને પેલા અદ્‌ભુત કાયદા ક્રીમીનલ એમેન્ડમેન્ટ લોની, સહાયથી આ સભાઓને બંધ કરી હતી. પણ તમે એ વિદેશી શાસકોની એ દમદાટીથી ડરશો નહીં. તેના બધા પ્રયત્નો છતાં, હીંદનાં પુનરુત્થાનનું કાર્ય ઉત્તરોત્તર વિસ્તરતુંજ જવાનું છે. જગન્નિયંતાનું એ અચળ નિર્માણ છે.

આપણા રાષ્ટ્રનો આજનો સર્વોપરિ મહત્ત્વનો પ્રશ્ન એ સ્વાધીનતાની ભાવનાની જ્યોત હૃદયે-હૃદયે, ઝુંપડે ઝુંપડે, ને દેશના ખુણે ખુણે પહોંચાડવાનો છે. જો તમે એ ભાવનાની જ્યોત પ્રગટાવી શકો, એ પ્રકાશથી તમારા દેશજનોનાં હૃદયોને પ્રકાશિત બનાવી શકો, એ પુણ્ય પાવકને ગામે ગામ પહોંચાડી શકો, તો થોડાજ દિવસોમાં સારા હીંદુસ્થાનમાં એવો સર્વભક્ષી હુતાશન પ્રગટશે કે પછી જગતની કોઇ સત્તા, ત્રીશ કોટિ ભારત જનોને ગુલામીમાં નહીં રાખી શકે.



મુંબાઇના ગુજરાત વ્યાયામ મંડળની કન્યાઓના અંગકસરતના પ્રયોગો.

ગુજરાતના જુવાનોને મારો સંદેશ છે કે સ્વાધીનતાની ભાવનાના તમે સૌ પાગલ પુજારી બની જાઓ. એ ભાવનાને તમારા જીવનની ઝંખના બનાવી દો. ગુજરાતના જુવાનો! સ્વાધીનતાની ભાવનાના નશામાં ચકચુર બનો.

જે ભારત વર્ષે અનેક પ્રજાઓના ઉદય અને અસ્ત જોયા છે, અનેક સામ્રાજ્યોને રસાતળ જતાં નીરખ્યાં છે અને છતાં જગતના પુરાણામાં પુરાણા અને પ્રાણવાનમાં પ્રાણવાન રાષ્ટ્ર તરીકે જીવન્ત છે, તે ભારતવર્ષને માટે સ્વાધીનતાનો જુસ્સો પ્રગટાવવાનું કાર્ય એ કોઇ અશક્ય કાર્ય નથી. અનેકાનેક ક્રાન્તિઓ, પલટાઓ, દુર્ભાગ્યો

અને આક્રમણો છતાં ભારતવર્ષ સજીવ છે.

વિશ્વનું નિયમન કરનાર વિશ્વનાથે ભારતવર્ષને જગતનો પ્રશ્ન ઉકેલવાનો : જગતની જુદી જુદી સંસ્કૃતિઓનો ને જાતિઓનો સમન્વય કરવાનું, તેનો જીવન્ત પદાર્થપાઠ પુરો પાડવાનું કાર્ય માથે નાખ્યું છે.

યુવાનો! આપણી જવાબદારી જબ્બર છે. આપણે કલ્પના પણ કરવાની છે અને કાર્ય પણ કરવાનું છે. બુદ્ધિ અને શરીર બંનેને આપણે કસવાનાં છે."

પરિષદની બેઠક, વિષયવિચારિણી સમિતિ ને ઠરાવો બધાંજ વિશિષ્ટતાથી ભરપુર હતા. ગુજરાતમાં વ્યાયામનો પ્રચાર વધારે થાય એ હેતુથી એક વ્યાયામમંડળનું બંધારણ રચાઇ, તેનો ખરડો પરિષદની વિષય વિચારિણી સમિતિ આગળ મુકવામાં આવ્યો.

પહેલેથીજ કેટલાક કાર્યકર્તાઓનો નમ્ર પણ દૃઢ મત હતો કે કોઇ પણ સારા કાર્યને આપણે ને બંધારણની બેડીઓમાં નાખીએ છીએ, માત્ર આપણે ભાવનાને નહીં વળગી રહેતાં શબ્દોના ખોખાને વળગી રહી, એ કાર્યને વણસાડી નાખીએ છીએ અથવા નિર્જીવ બનાવી મુકીએ છીએ. અને તેથી આવી શુદ્ધ પ્રવૃત્તિને બંધારણની બેડીઓ ન નાખવી.

પરંતુ આ માન્યતા સર્વમાન્ય ન થઇ શકી બંધારણ ઘડાયું. અને 'બીન ઉસ્તાદી' અને એટલે 'ઉસ્તાદી' શબ્દ ઉપરજ પ્રથમ ચર્ચા શરુ થઇ.

મારી તો સ્પષ્ટ ને દૃઢ માન્યતા છે કે જ્યારે પણ સંસ્થાઓ 'ગુરુ' ભાવનાને શરણે જઇ પડે છે ત્યારે વર્ષોનાં વહેણ સાથે એ સંસ્થા નાશ પામે છે. એથીજ પ્રજાની મનોદશા ગુલામી બને છે. ધીરે ધીરે એ આખીએ પ્રજા ગુલામી મેરતી થઇ જાય છે.

'ઉસ્તાદ'નો અર્થ આપણે ત્યાં અખાડાનો અધ્યક્ષ–અથવા સ્વામી એવો થાય છે. એ એકજ વ્યક્તિની એ માલીકી બને છે, એના ઉપરજ એ જીવનનિર્વાહ કરે છે. સવા રુપીઓ આપી ગુરુ કરે તેને તે અખાડામાં દાખલ કરે છે, તહેવારોએ ભેટ પૂજા ધરે તેને પ્રસન્ન થઇ દાવપેચ શીખવે અને શાગીર્દ બનાવે. ને આમ છતાંએ કળાની ચોરી તો કરેજ.

સમગ્ર પ્રજાના શરીરનો વિકાસ સાધવો છે, આ માંયકાંગલી પ્રજાના શિરનું કલંક ધોઇ નાખવું છે, એવી ઉગ્ર દેશભાવનાથી પ્રેરિત એકજ યુવાને આ હજારો વર્ષોથી જડ ઘાલી બેઠેલી 'ઉસ્તાદી' પ્રણાલિએ ચાલતી સંસ્થા સામે બળવો કરી નવીન–'શીખ્યા તેટલું બીજાને શીખવવું; જ્ઞાનદાન લેવું તેટલુંજ દેવું.'— પદ્ધતિ સ્થાપી. ને આ પ્રવૃત્તિને વ્યાપક બનાવી.

ગુજરાતમાં આજે માણેકરાવજી છે અને મજમુદાર સાહેબ પણ છે. એ ત્યારે પણ હતા. પરંતુ એમના અખાડાઓ ત્યારે ને છેક હજુએ આ જુની પ્રણાલિને વશવર્તી છે. અને તેથીજ મારે સ્પષ્ટ રીતે કહેવું જોઇએ કે ઉગતા ગુજરાતનાં બુદ્ધિ ને શરીરના ઘડતરમાં પુરાણી ભાઇઓનું સ્થાન અનોખું ને અજોડ છે. અને તેથીજ ગુજરાતમાં 'બીન ઉસ્તાદી' પદ્ધતિએ વ્યાયામ મંદિરોના 'આદ્ય સ્થાપક'ના સ્થાનના અધિકારી તો માત્ર પુરાણીભાઇઓ અને તેમના ચાર ગોઠીયાજ છે ને હોઇ શકે.

આ મંતવ્ય માટે આગ્રહ રાખવો એને ભલે આ અખાડાની માટીમાં એક વખત જેણે રંગ માણ્યો નથી કે સ્વાદ ચાખ્યો નથી. માત્ર કાગળ ઉપરજ જેણે કુસ્તીઓ કરી છે એવા, એને 'દુરાગ્રહ' કહે કે 'અનિષ્ટ હઠીલાઇપૂર્વક પોતાના મતની બહુમતિથી સાચા પંથને

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૮૩]

## મારી નોંધપોથી

[ અનુસંધાન પૃષ્ઠ ૨૩૬ થી ]

લખ્યું હોત કે 'હાસ્યરસનું પુસ્તક' તો મારી આવી કરુણ સ્થિતિ થાત ખરી ?

પુસ્તકને માટે જેમ શિર્ષક લખવું આવશ્યક મનાય છે તેજ પ્રમાણે એ પુસ્તક, લેખકના મત પ્રમાણે, કયા રસનું છે તે પણ લખવું જરુરનું ગણાવું જોઇએ. આથી અનેક પ્રકારના લાભ થશે. લેખક પોતે કયા રસનું પુસ્તક લખવા માગે છે એ અત્યાર સુધી વાચકો સમજી નહોતા શકતા તે સમજી શકશે; પહેલેથી કયા રસનું પુસ્તક છે જાણવાથી તે રસનો આસ્વાદ લેવા પ્રથમથી તૈઆરી કરી શકશે, અને આંધળા મનુષ્યની પેઠે પંથ કાપ્યાની મહેનતજ નહીં પણ સૌંદર્ય જોવાનો લહાવો પણ લઇ શકાશે. આ તો કોઇને ત્યાં આપણે મળવા ગયા હોઇએ ને તે આપણને જમવા બેસી જવાનું કહે તેવી સ્થિતિ થાય છે. આપણી એ વસ્તુ માટેની કોઇ પણ પ્રકારની તૈઆરી હોતી નથી. કદાચ નાહ્યાજ ન હોઇએ. અથવા ઘેરથી જમીનેજ નીકળ્યા હોઇએ. પરંતુ નિમંત્રણથી આપણે જ્યાં ભોજન કરવાનું કબુલ્યું હોય છે ત્યાં તો સર્વ પ્રકારની તૈઆરી કરીનેજ, પચાવવાની એક બે ગોળીઓ સાથે રાખીનેજ જઇએ છીએ. તેજ પ્રમાણે મારામાં રુરુદિષા વ્યાપી રહી હોય, સેવા સીવાય બીજું કે કોઇ મારે માટે કર્તવ્ય નથી એમ મને લાગ્યાં કરતું હોય તે વેળા મારા હાથમાં હાસ્યરસનું પુસ્તક આવી ચઢે તો હું તેને યોગ્ય ન્યાય શી રીતે આપી શકું ? તેમ મારા હૃદયમાં ઉલ્લાસની ઊર્મિઓ ઉછળી રહી હોય તેવે વખતે કરુણ રસનું પુસ્તક હું વાંચું તો લેખક તરફ સમભાવ પણ શી રીતે રાખી શકું ?

આટલા માટે દરેક લેખકે પુસ્તકના મુખપૃષ્ઠ પર જે રસનું પુસ્તક હોય તે રસનું નામ લખવું; એટલુંજ નહીં પણ વચ્ચે વચ્ચે જે જે ગૌણ રસો, સંચારી ભાવો આવતા હોય તેનાં નામો પણ તે તે સ્થળે હાંસીઆમાં લખવાં. આથી જેને જે રસ જે સમયે વાંચવો હશે તે રસ તે સમયે વાંચી શકશે. તે પણ જે રસનું પુસ્તક એ વાંચવા માંડશે તેને માટે પહેલેથીજ તૈઆરી રાખશે. ને લેખક તરફ સમભાવ પહેલેથીજ એનામાં આવશે. દાખલા તરીકે હાસ્યરસનું પુસ્તક વાંચતી વેળા એ મોં મલકાવીને પુઠું ઉઘાડશે. પહેલી લીટી વાંચતાં આછું સ્મિત કરશે, બીજી લીટી વાંચતાં સ્પષ્ટ સ્મિત કરશે, ત્રીજી લીટી વાંચતાં ઘેરું સ્મિત કરશે, ચોથી લીટીએ સ્મિતને બદલે હાસ્ય આવશે; પાંચમી લીટીએ અટ્ટહાસ્ય કરશે ને પહેલું પાનું પુરું કરતાં પહેલાં આળોટવા માંડશે.

હું જે પુસ્તક વાંચી ગયો હતો તે હાસ્યરસનું પુસ્તક છે એમ માલમ પડ્યા પછી મેં એ પાછું વાંચવું શરુ કર્યું છે. અને લાગે છે કે એ પુસ્તક હાસ્યરસનું પણ હોઇ શકે.



## ભગવાન કૌટિલ્ય

[અનુસંધાન પૃષ્ઠ ૨૦૮ થી]

" કોણ ! " સેનાજિત એકદમ ફીક્કો થઇ ગયો. મૈનાકી ધ્યાનથી જોઇ રહી.

" શત્રુઘ્ન."

સેનાજિત ફલંગ મારી બહાર ગયો અને મૈનાકીના મુખ પર અસ્પષ્ટ હાસ્ય પ્રસર્યું. ગૌરીએ ચિંતાતુર મુખે જોયા કર્યું. થોડીવારમાં સેનાજિત તદ્દન બદલાઇ જઇ પાછો આવ્યો. તેની આંખો બહાવરી થઇ ગઇ હતી, તેના મોં પર ગભરાટ હતો.

બંને સ્ત્રીઓ તરફ તેણે ગભરાટથી જોયું, મુઠીવાળી અને બોલવાનો પ્રયત્ન શરુ કર્યો.

" શું છે ? " ગૌરીએ ગભરાઇને પુછ્યું. મૈનાકીના ગાંભીર્ય પર વિજયનો પાસ હતો.

" કૈં નહીં."

" પણ શું છે ? " હસીને મૈનાકીએ કહ્યું.

'કૈં નહીં" અરવરથ સેનાજિતે જેમ તેમ કહ્યું; " હું જાઉં છું."

" પણ આવ્યા કેમ ? ચાલ્યા કેમ ? એવું તે શું છે ?" મૈનાકીએ પુછ્યું: " હું વચ્ચે પડતી હોઉં છું. ચાલો હું સ્નાન કરવા જાઉં છું ". તેણે મચકો કરી, ત્યાં પડેલું પોતાનું ઉપરણું લીધું અને ચાલ પકડી.

સેનાજિત સ્તબ્ધ બની ગૌરીને જોઇ રહ્યો. મૈનાકી ગઇ એટલે ગૌરી તેની પાસે આવી દયામણે મુખે જોઇ રહી.

" શું છે ! " તેણે આર્દ્ર અવાજે પુછ્યું.

" ગૌરી" ગળગળે અવાજે સેનાજિતે કહ્યું; " ગૌરી ! મારું આવી બન્યું. "

" શું ? " ગભરાઇ જઇ ગૌરીએ પુછ્યું. " એવું શું બોલો છો ! "

" ગૌરી ! આજે સાંજે મને દેહાંત શિક્ષા થાય તો નવાઇ નહીં."

" પણ કેમ ?" ગૌરીની આંખો ભરાઇ આવી.

" તને કેમ સમજાવું ! મારી વલ્લભા ! ફરી મળીએ કે ન પણ મળીએ. ગૌરી ! નરેંદ્રદેવે મને એક કેદી સોંપ્યો હતો તે ગઇ કાલે છુટી નાસી ગયો. "

" કેમ કરતાં ! "

" કાલે રાતે હું અહીંઆં બેસી રહ્યો તેમાં. ગૌરી ! આપણું પુણ્ય પરવારી ગયું. નરેંદ્રદેવ આવા ગુનાહ માફ કરતા નથી" સેનાજિતે હાથમાં હાથ નાખી આમળી નાખ્યો. તેના હોઠ થરથર ધ્રુજતા હતા.

" પણ એવો તે કેવો એક કેદી હતો ?"

" ગૌરી ! એના પર તો કેટલાયના જીવનનો આધાર રહ્યો હતો. ચાલ હવે જાઉં ! જે થાય તે ખરું. પ્રિયે ! વિધિએ આપણું લગ્ન નજ નિરધારેલું તે શું કરીએ ?" તેણે દુઃસહ નિરાશાથી ઉંડો નિઃશ્વાસ મુકયો.

એકદમ ગૌરીએ ઉંચું જોયુ અને ગુંગળાતી હોય તેમ તેણે ગળે હાથ મુકયો. " મને હવે સમજાયું." તે બોલી અને ગભરાટથી ચારે તરફ જોઇ રહી.

" શું ? શું ! "

" સમજાયું. તમારો કેદી કોણ છોડી ગયો તે ખબર છે ?" બહાવરે ડોળે ગૌરી બોલી.

" ના. કોણ ! "

" આચાર્ય વિષ્ણુગુપ્ત," ગૌરીએ કહ્યું.

ભલી ભોળી ગૌરીને આ જ્ઞાન કેમ થયું એ કલ્પવાને અશકત સેનાજિત ચમકયો.

" મને અહીંઆં મોકલી એણેજ—તમે ગઇ કાલે રાત મારી જોડે વીતાવો માટે. આર્યપુત્ર હુંજ તમારી વેરી થઇ. "

શકુંતલે તેની બ્હેન પાસે નિમંત્રણ કેમ માગ્યું, મેનાકીએ એમને એકાંત કેમ કરી આપ્યું એ બધું સેનાજિતને હવે સમજાયું.

"જે થયું તે થયું ગૌરી !" સેનાજિતના કપાળ પર કરચલી વળી.

"આ બધાનું મુળ એજ છે. આપણા લગ્ન વચ્ચે પણ એજ આવ્યો. અત્યારે મારું મૃત્યુ સાધી રહ્યો છે. અત્યારે આપણને વીખુટાં પણ એજ પાડવા મથે છે."

"નાથ ! આપણને કોઇ વીખુટાં પાડે એમ નથી. પણ મને પણ હવે બધું સમજાય છે. આપણે એનાં રમકડાં થઇ ફરીએ છીએ." ગૌરીની આંખોમાંથી નિરાધારીનાં આંસુઓ ટપકવા માંડયાં.

"—ને મરીએ છીએ. એ દુષ્ટ બ્રાહ્મણનો પ્રાણ ક્યારે લઉં ?" દ્વેષથી મુઠ્ઠી વાળી સેનાજિત બોલ્યો.

"પણ તમારો કેદી—"

"આ બ્રાહ્મણ અહીંઆં ન હોત તો કેદી છુટત તેમાં કે બહુ ભય નથી."

"ખરી વાતછે, એજ—એજ બધાનું મૂલ છે."

"એ મુળજ ઉખેડી નાંખું છું." નિશ્ચયાત્મક અવાજે સેનાજિતે કહ્યું. "ગૌરી ! જો હું બચું તો પરણશેને—એ બ્રાહ્મણ વચ્ચે આવે તો એ ?" ગૌરી ફીક્કી થઇ ગઇ. તેના કાનમાં ગર્જના થઇ: "મહર્ષિઓના પાદ સેવશી ઋષિપત્નીની સ્પર્ધા કરશે, શિલાતલની શય્યા, ભિક્ષાપાત્ર; મૃગચર્મ ને વિભૂતિ ! તેની આંખે બાલ શંકર જેવા વિપ્રવર્યની મૂર્તિ દેખાઇ. તેને ચક્કર આવ્યાં. તેણે ટેકા માટે ભીંત પર હાથ મુકયો.

આ અકળામણનું કારણ શોધવા પુરતાં સ્વસ્થતા કે સમય સેનાજિત પાસે નહોતાં. તેને કર્તવ્ય યાદ આવ્યું.

"હું જાઉં છું. નરેંદ્રદેવને કહી દઉં નહીં તો..." તે ચાલી ગયો.

---

## પ્રકરણ ૨૯ મુ

### જેમાં સંનિધાતાની યુક્તિ સફળ થાય છે

સેનાજિત ઉતાવળો ઉતાવળો નરેંદ્રના પ્રેક્ષાગારમાં ગયો, પણ ત્યાં તો એવો રંગ જામ્યો હતો કે કોઇને કંઇ કહેવાય એવું નહોતું. વૃદ્ધ વક્રનાસ પણ ખુણે બેસી બાંડી આંખ તાકી પીચકારી મારી રહ્યો હતો. પોતાનાથી નરેંદ્રદેવને છોડી જવાય એવું નહોતું, બીજા કોઇને ચંદ્રગુપ્ત પાછળ મોકલાવાય એમ નહોતું. એટલે અધીરો બાવરો, તે ઉભો રહ્યો.

નરેંદ્રદેવ રંગ પર આવ્યા. તે આંભિને લઇ પીચકારી ભરી અંતઃપુરમાં ગયા, એટલે સેનાજિતની નોકરી શરુ થઇ. અકળાતે હૈયે તે નરેંદ્રદેવની પાછળ નોકરી બજાવવા ગયો.

ક્યાં સુધી નરેંદ્રદેવ, આંભિ, મહાદેવી ને બીજી રાણીઓએ તોફાન મચાવ્યું. સમય વહ્યો, ને મધ્યાન્હ થયો. ફરીથી શંખ ફુંકાયા, વાજિંત્ર વગડ્યા ને બધા જવાની તૈયારી કરવા લાગ્યા. નરેંદ્રદેવ અંતઃપુરમાંજ જમ્યા. સેનાજિત કર્તવ્ય બજાવી રહ્યો.

આખરે વક્રનાસને, તેણે એકલા જોયા એટલે પાસે ગયો. "ગુરુવર્ય ! મારે નરેંદ્રદેવને વાત કરવી છે."

"શી ?"

" આ બધાં દેખતાં કેમ થાય ? "

" હમણાં એ તારે માટે એકલા પડવાના હતા ?" તિરસ્કારથી વક્રનાસે પુછ્યું: "શું છે ?"

"પણ ઘણીજ અગત્યની છે. કુમાર રાતના નાસી છુટયા." તેનાં અંગે અંગ ભયથી કાંપતાં હતાં.

વક્રનાસની એક આંખ ઝીણી થઇ. તેણે તિરસ્કારથી કહ્યું: " પીડા ઓછી."

"શું કહો છો ?" સેનાજિતને આ અણધારેલો જવાબ સમજાયો નહીં.

" કાલે સવારે આ પીડા ટળે એટલે એને છોડવોજ હતો તો એક દહાડો વહેલો છુટયો. કે બગડવાનું નથી." સેનાજિતનો ગભરાટ જતો રહ્યો અને તેને શાંતિ વળી.

" પણ પેલો બ્રાહ્મણ છોડવી ગયો હોય તો ? " તેણે હોઠ પીસી પુછ્યું.

" કોણ ?" વક્રનાસના મુખ પર દ્વેષ વધ્યો. તેણે એક આંખે બાડું જોયું ને વિચાર કર્યો: " તક્ષશિલાવાળો ? "

" હા. "

અમાત્યના મુખ પર દ્વેષપૂર્ણ હાસ્ય છવાયું. " ફીકર નહીં, સંનિધાતા પાસે જા અને એની યુક્તિ અમલમાં મુક. છાનોમાનો જા."

" નરેંદ્રદેવ—"

" તેની ચિંતા તું છોડની." કહી વક્રનાસે જવા ફરમાવ્યું.

સેનાજિત ઉતાવળે પગે સંનિધાતાના પ્રેક્ષાગારમાં આવ્યો. ત્યાં દર્શક સંનિધાતા, મૈનાકી, ગૌરી ને એ ત્રણ મિત્રો જમવા બેઠાં હતાં. સેનાજિતે સંનિધાતાને બહાર બોલાવ્યા.

"શું છે સેનાજિત ?" વિશાલ પેટ પર હાથ ફેરવતાં તેમણે પુછ્યું.

"નરેંદ્રદેવની આજ્ઞા છે."

" શી ?"

" તમે જે યુક્તિ સુચવી હતી તે અમલમાં આપણે મુકવી એવી આજ્ઞા છે."

" વિષ્ણુગુપ્ત માટે—" સંનિધાતાનું મોઢું હસું હસું થઇ ગયું.

" હા. "

" મેં નહીં કહ્યું–કે મારી યુક્તિ સીવાય છુટકો નથી." હરખાતાં સંનિધાતાએ કહ્યું.

" પણ શી છે ? " સંનિધાતાએ તેના કાનમાં કહ્યું. સેનાજિતના મુખ પર સંપૂર્ણ પ્રસરી ને તેની આંખમાં ક્રોધ પ્રસર્યું.

" માણસોનું શું ? " તેણે પુછ્યું.

" તૈયાર છે" સંનિધાતા આત્મસંતોષમાં મલકાતા હતા. " મારી યુક્તિ વગર પત્તો ખાય નહીં તો. ચાલો, આવો. જમ્યા? આવો બેસો."

" ચાલો. " કહી સેનાજિત જમવા આવ્યો. તેની અસ્વસ્થતા દૂર થઇ હતી તે જોઇ ગૌરીના જીવમાં જીવ આવ્યો. તેમની આંખોએ સંદેશા કહ્યા ને સાંભળ્યા ને બંનેના હૈયાંમાં આશા ફરી સ્થપાઇ. તેવીજ રીતે સંનિધાતાની આંખોએ હર્ષના સંદેશા મૈનાકી પર મોકલ્યા. તે સમજી ને તેની આંખોએ પણ પાછા સંદેશા પાઠવ્યા. એ બેનાં હૈયાંમાં પણ આશા સ્થપાઇ: માત્ર એક નહીં પણ બે જુદી જુદી.

સમાજનો કાર્યક્રમ આગળ વધ્યેજ ગયો. રાત પડીને પાછો બીજો નાટક શરૂ થયો.

સેનાજિત ગૌરીની રજા લઇ ચાલી ગયો હતો અને આજે રાત્રે તે ફરી આવવાનો ન હોતો. સંનિધાતા પણ ગયા હતા, એટલે તે રાતે માત્ર મૈનાકીને ગૌરી બે રહ્યાં. મૈનાકી મનમાં મલકાતી હતી. તેનું ધારેલું બધું થતું હતું અને મહાદેવી-નું પ્રેક્ષાગાર પોતાનુંજ હોય એવો તેને ભાસ થવા માંડ્યો હતો.

ગૌરી ગભરાતી નહોતી, પણ અસ્વસ્થ હતી. હેને આ ખટપટમાં કૈં સમજ પડતી નહોતી,

અને છતાં પોતે જાણે તેનું મધ્યબિંદુ હોય એવું તેને જણાતું હતું.

ગૌરીનો હવે ઉપયોગ હતો નહીં અને આચાર્યને છોડી તે સેનાજિતને વરવાની અધમતા દેખાડી રહી હતી એટલે મૈનાકીને મન તે અકારી થઇ હતી. પણ આદરેલો ખેલ પુરો કરવો એવો નિશ્ચય કરી તે આ છોકરી તરફ સ્નેહ દેખાડતી હતી.

મધરાત થવા આવી. એમાંથી એકનું ચિત્ત નાટકમાં ચોંટતું નહોતું. ઓને નિરર્થક ક્રૂરતાના લહાવા લેવા ગમે છે. મૈનાકીને એ લહાવો લેવાનું મન થયું. "મધરાત થઇ!" તેણે કહ્યું; "ચાલો. સેનાજિતે પેલા આચાર્યને પુરા કર્યા હશે."

"હેં! શું?"

"હા. કેમ તને કહી ગયા નથી?"

"ના. ના. ત્યારે મેં ભુલ કરી. મારે તને નહોતું કહેવું જોઇતું."

"ના. મને કહો." ગૌરી મૈનાકીનો હાથ પકડી કરગરવા લાગી. "દેવી! આ શું છે? આ બધા આમ કેમ કરે છે? સેનાજિત ક્યાં ગયા છે? આચાર્યને શું થવાનું છે?"

"ગૌરી! તુ તો હજુ બાલક છે. આચાર્ય તારી ને સેનાજિતની વચ્ચે આવતા હતા ને." કટાક્ષથી મૈનાકીએ કહ્યું; "હવે નીરાંત થશે."

"પણ એ શુ કરવા ગયા છે.'

"તેને બાળી મુકવા."

"કેવી રીતે?"

"અરરરર— ને મારા પિતા—"

"સેનાજિત તેને કે કરવાના છે?"

"દેવી! દેવી! મને કહો. શું વિષ્ણુગુપ્ત બળી મુઆ હશે?"

"ક્યારના" મૈનાકીએ નીરાતે કહ્યું.

"ના. ના." ગૌરીનું હૃદય કાંપી ઉઠ્યું. "આવા તેજસ્વી વિદ્વાન આચાર્ય!"

"તારે શી પીડા પડી છે?" મૈનાકી ગૌરીને તીક્ષ્ણ નજરે જોતી હતી. "તું ક્યાં એને પરણવાની હતી?"

"તેમાં શું? પણ દેવી! કંઈ કરો. એને બચાવો. એ મહાત્મા છે. તપસ્વી છે. એને મારે સેનાજિતને બ્રહ્મહત્યા લાગશે. દેવી! કોઇને મોકલો. ઉઠો. કંઈ કરો."

"હું ઉઠીને શું કરું? મારું કે કોઇનું સેનાજિત કોઇ દિવસ માને છે. તું જા. વખત છે ને માને." મૈનાકીએ કહ્યું.

"ત્યારે મને જવાદો. માણસ આપો. મને જવા દો" દુઃખની મારી ગૌરી હાથમાં હાથ દાબી ઉભી થઇ.

"હા. જો થાય તો કંઈ કર. જો કે મને નથી લાગતું કે કંઈ થાય."

"હશે દેવી! નહીં તો સેનાજિતને બ્રહ્મહત્યા લાગશે."

મૈનાકી હંડે પેરે ઉઠી ને માણસોને આજ્ઞા કરવા ગઇ. થોડીવારમાં બધી તૈયારી થઇ અને બે વિશ્વાસુ માણસ ગૌરીને લઇ, ઘોડે બેસી; નગર તરફ ઉપડ્યા.

એક સેવકે ગૌરીને પોતાની પાછળ બેસાડી હતી, એટલે સ્વારીથી અપરિચિત ગૌરી જેમ તેમ કરીને એ સેવકને વળગી રહી. તેની તો સ્થૂલ અને સૂક્ષ્મ બંને સૃષ્ટિઓ સ્થિરતા ખોઇ બેઠી હતી.

ગૌરીના મગજમાં ધમકારા થતા હતા. તેનું હૈયું ચીરાઇ જતું હતું. આ શું? સેનાજિત આચાર્યને બાળી મુકે! બપોરની વાતો યાદ આવી; ક્રોધનો માર્યો તેનો સેનાજિત 'બાલ શંકર' જેવા આચાર્યને બાળી મુકશે? પછી? ને તેના અંધ પિતાને કંઈ થાય તો? શું થશે? નગર ક્યારે આવ્યું, દરવાજા કેમ વટાવ્યા, રસ્તો કેમ ગયો.

તેનું તેને ભાન રહ્યું નહીં. પોતાના ઘર પાસે આવતાં તેણે જોયું તો આકાશમાં લાલ ને તેજોમય ધુમાડો દેખાતો હતો.

“ઓ મારી મા !” એટલું જ તે બોલી ચુકી.

ઘોડેસ્વારો આગળ વધ્યા. ગોરીએ પોતાની આગળ બેઠેલા સ્વારની પડખેથી જોવાનો પ્રયત્ન કર્યો.

તેનાં ઘરની ભીંતો થોડીએક ઉભી હતી. છાપરું અંદર પડયું હતું. બારણાં ને બદલે બાકોરાં થઇ ગયાં હતાં. અંદરથી બળતાં નીકળતાં હતાં. તેનું ઘર ઘર રહ્યું ન હોતું—બળતી ચિતા થઇ ગઇ હતી.

તે ગાંડાની માફક બાવરી થઇ ગઇ. આગની જ્વાલાઓએ તેને આંધળી કરી મુકી. તેના મગજમાં પણ ભભુકા ઉઠ્યા. “આચાર્ય ! પિતા !......” તે બોલી અને ઘોડા પરથી બેભાન થઇને પડી.

[ આ વાર્તાનો વિશેષ રસિક ભાગ આવતા અંકે. ]



## નૈવેદ્ય

—

[ અનુસંધાન પૃષ્ઠ ૨૨૨થી ]

[ ચહાના પ્યાલાનો ખખડવાનો અવાજ આવે છે. બંને પાછાં ફરે છે—સ્વસ્થ થઈને જુદાં જુદાં બેસી જાય છે. કુમારની માતા ત્રણ પ્યાલા લઈને દાખલ થાય છે. બંને જુએ છે. બંનેની મુખ-મુદ્રા પર તોફાન રમી રહે છે.

માતા

કુમાર, લે ચહા લાવી.

[ કુમાર ને બાલા એક બીજા તરફ જોઇ રહે છે.

કેમ નથી બોલતાં ! વહુ દીકરા, શું થયું ?

બાલા

કૈં નહીં. અમે વાતો કરતાં હતાં. તમારા જીવનમાં કેટલો આનંદ છે ?

માતા

પ્રભુએ જીવન આપ્યું તે બારે દહાડા અને બત્રીસે ઘડી ચીમળાયા કરવા માટે ! ઋણાનું-બંધે બધું આવી મળે છે. આપણે તો માલીકનાં રમકડાં છીએ.

બાલા

(કુમારને) કેમ એમજ કહ્યુંને કે સર્જન-હારના સૃષ્ટિ કાર્યક્રમમાં જીવનનાં નૈવેદ્ય ધરવા-માંજ માનવજીવનની કૃતકૃતતા છે.

કુમાર

એટલે જીવનમાં કાયરતા ઉતારવી ?

નસીબની ખીલીએ પ્રારબ્ધ રંગાવી રાખવું !

વર્તમાનનાં પુતળાં બની ભવિષ્યને વેડફી દેવું !

માતા

નહીં, મહાનુભાવ માનવના સૃષ્ટિ મહીં ઉતારવા મથવું—એજ જીવતાં નૈવેદ્ય.

બાલા

સાચું કહ્યું તમે.

માતા

અખંડ સૌભાગ્ય—વહુ દીકરા—

[બાલાનાં ઓવારણાં લે છે. બાલા નમે છે. કુમાર અનિમેષ જોઈ રહે છે. માતા પીવાઇ રહેલી ચહાના પ્યાલા લઇને જાય છે.

કુમાર

( પાછો ફરીને ) હા— જીવનનાં નૈવેદ્ય એમાંજ માનવતા—નૈવેદ્યના ઇષ્ટદેવ નથી આરોગ-તા—ભાવનાજ ગ્રહે છે. જીવનમાં નિષ્ફલતા ભલે આવે. મનુષ્યને ક્ષુદ્રતા સાલે પણ ભાવના અનંતતામાં પથરાઇ જાય છે. એ ચિરંજીવ છે.

[બાલા કુમારની નજીક જાય છે. અને ખભા પર માથું મુકી એની મુખમુદ્રા નીહાળે છે.

બા...લા !

બાલા

(મુખ ઉંચું કરતાં) નાથ !

[ઉંચું થએલું મુખ કુમાર સત્કારે છે.

:: પડદો પડે છે ::



## ગાંધીયુગ અને પૂર્વયુગની સરખામણી

[ અનુસંધાન પૃષ્ઠ ૨૩૨ થી ]

કેસો પણ નજીવા નથી. ઘણાઓનું માનવું છે કે આ કોમી ચીખવાદને ખીલાફત ચળવળે ભારે પોષણ આપ્યું છે, કારણ કે રાજકીય મુક્તિનો પ્રશ્ન ગૌણ કરીને તેણે ધાર્મિક પ્રશ્નને જાહેર જીવનમાં વધારે અગત્ય આપી છે.

ઉપર પ્રમાણે જાહેર જીવનમાં ગાંધીવાદની અસરનું પૃથક્કરણ કરીને આપણે તે વાદના તત્ત્વોની કંઈક સમીક્ષા કરીશું અને પ્રાચીન આર્ય સંસ્કૃતિનાં તત્ત્વો જોડે પણ તેની સરખામણી કરીશું તો આવા નિબંધમાં તે અસ્થાને તો નહીં ગણાય.

આર્યસંસ્કૃતિનું મૌલિક લક્ષણ આધ્યાત્મિકતા છે એ તો હવે સર્વે સ્વીકારે છે. અને ગાંધીવાદ "આધ્યાત્મિક" છે; "આત્મબળ તેનો પાયો છે" એવો વિચાર પ્રચલિત છે. અલબત, જીવનના વિધવિધ ક્ષેત્રના વિભાગો એક લેખે જોતાં કૃત્રિમ છે, છતાં કામચલાઉ તેમનો ઉપયોગ કરી શકાય ખરો. એ તો ખુલ્લું છે કે ગાંધીવાદમાં અને મહાત્માજીના જીવનમાં નિર્મલ સહૃદયતા, ઉચ્ચ સાધુતા, પવિત્રતા, સેવાભાવ, સંયમ, દૃઢ ઇચ્છાશક્તિ, નિર્દોષ સરળતા, ક્ષમા, સિદ્ધાંતોનું પાલન કરવાની ધગશ, માનવજાતિ અને પ્રાણીઓ પ્રત્યે સહાનુભૂતિ અને પ્રેમ વગેરે અનેકાનેક તત્ત્વો છે. અને એ બધાં સીધેસીધાં કે આડકતરી રીતે આધ્યાત્મિકતાને પોષે છે એ પણ ખરું છે.

પરંતુ, આધ્યાત્મિકતા એટલે કે નીતિનું પાલન નથી. આધ્યાત્મિકતા નીતિથી બંધાતી નથી, ( નીદાન, આર્યાવર્તની આધ્યાત્મિકતાનો ખ્યાલ ) નીતિથી પર હોય છે. મીરાંબાઇ અને નરસિંહ મહેતાનું કે શ્રીરામકૃષ્ણ પરમહંસનું જીવન અને તેને દોરનારાં મૌલિક તત્ત્વોનો વિચાર કરવાથી સાત્વિક ઉચ્ચ મહાનુભાવતા અને આધ્યાત્મિકતામાં રહેલો ભેદ કદાચ વાંચનારના મનમાં સહેલાઇથી આવશે.

એ ભેદ વધારે સ્પષ્ટ કરવા માટે આપણે એમ કહી શકીએ કે ગાંધીવાદમાં "કરવાને" "કર્મને" મહત્વ અપાયું છે. કર્મ કરીને "થવું" એવો તેનો મુદ્રાલેખ હોય એમ જણાય છે. પ્રાચીન આર્ય સંસ્કૃતિનો આદર્શ "થવું" છે. "કરવું" એ તો ફક્ત "થવાનો" આવિર્ભાવ માત્ર છે. અર્થાત્ કર્મદ્વારા આંતર ચૈતન્યના પરિવર્તનદ્વારા જીવનનું રૂપાંતર કરવું એવો આર્ય સંસ્કૃતિનો આદર્શ છે. ખરું છે કે ગાંધીવાદમાં કર્મયોગ, ભક્તિયોગ, નીતિ, શમ, દમ, અહિંસા, તિતીક્ષા વગેરેનાં તત્ત્વો રહેલાં છે. પરંતુ સંપૂર્ણ અધ્યાત્મિક હેતુ અને ઉપાયોનો સ્વીકાર તેમાં થયો હોય તો પણ તે આગળ પડતો તો નથી એટલું નક્કી.

ગાંધીવાદમાં બીજું પણ એક તત્ત્વ છે જેનો સ્વીકાર આર્યસંસ્કૃતિમાં ગાંધીજી કરે છે તેવા રૂપમાં થએલો જણાતો નથી. એ તત્ત્વ એટલે "ગરીબાઇ"નો જીવનના આદર્શ તરીકે સ્વીકાર. ગરીબો જોડે સહાનુભૂતિ હોવી એ એક વાત છે, ગરીબાઇ સહેવી અને તેનો પરિચય પાડવાનું સામર્થ્ય હોવું એ પણ એક વાત છે. પરંતુ કોઇપણ પ્રકારના વૈભવ, સમૃદ્ધિ તથા ઐશ્વર્યના અભાવને જીવનની આદર્શ સ્થિતિ તરીકે સ્વીકારવો એ જુદી વાત છે. એ બે વિચારોમાંથી કયો ખરો છે તે નક્કી કરવાનું આ સ્થાન નથી. જુદી તો [illegible] ભૂમિમાં ખ્રિસ્તિ મતમાં "ગરીબાઇ"નો

જેવો સ્વીકાર થએલો છે (અને ગાંધીવાદમાં પણ જેવો થયો છે) તેવો સ્વીકાર થયલો જણાતો નથી એટલું બતાવી આપવાનો છે..

ઉપનિષદમાં એક ઋષિ બ્રહ્મજ્ઞાન સંબંધી પ્રશ્ન પુછે છે. ત્યારે જનકરાજા તેને કહે છે કે, "તમે એ પ્રશ્ન ન પુછો. તમારે જોઇએ તેટલી ગાયો અને સોનામહોર માગો." તેના જવાબમાં ઋષિ કહે છે: "શું મારે ઘેર ગાયોની ખોટ છે એમ તું માને છે? અને મારી પાસે સોનામહોરો નથી એમ તું સમજે છે?"

રામાયણમાં અયોધ્યાનું વર્ણન વાંચતાં પણ એક સમૃદ્ધિવાન શહેરનું આપણને ભાન થાય છે.

"સંન્યાસ" નો આદર્શ અને "ગરીબાઇ.ને આદર્શ સ્થિતિ" તરીકે સ્વીકારવાનો આદર્શ એક નથી એ અહીં આપણે ધ્યાનમાં રાખવાનું. સંન્યાસમાં "ગરીબાઇ" નથી પરંતુ જગતની વસ્તુઓ પ્રત્યે અમીરાઇભરી બેપરવાઇ છે!

આર્યપ્રજાના વિચારના નેતાઓ તો પ્રાણની વિપુલતાનો સ્વીકાર કરતા. સંકુચિત પ્રાણ વિશાળ જીવન જીવી શકતો નથી. પ્રજા ગરીબ થવાનો આદર્શ રાખે છે તે કૈં જ્ઞાનની પરાકાષ્ટાને લઇને નહીં પરંતુ પ્રાણની પરિમિતતાને લઇને હોય છે. આર્યાવર્તમાં તો સંપૂર્ણ જીવનમાં ગરીબાઇને સ્થાન નહતું. "દુઃખ" યા તો "સહન કરવું" એ પણ ગાંધીવાદનું એક મૌલિક તત્ત્વ છે. આર્યસંસ્કૃતિમાં તેનો અસ્વીકાર સ્પષ્ટ છે. દુઃખને ખમીને જીતવાનું તો તિતીક્ષા કહેવાય પરંતુ દુઃખનો અત્યંતાભાવ કેવળ આત્મામાં,–આંતર–ચૈતન્યમાંજ નહીં પરંતુ બાહ્યજીવનમાં પણ થવો જોઇએ એવો આદર્શ આર્યસંસ્કૃતિ સ્વીકારે છે.

ગાંધીવાદની સૌથી મૌલિક પરિમિતતા હોય તો તે એ છે કે, તે જીવનને અમુક માનસિક સિદ્ધાંતોની વાડમાં બાંધી લેવાનો પ્રયત્ન કરે છે. જીવન જાણે એક સાદા સીધા તત્ત્વનું બનેલું હોય નહીં એવી ગર્ભિત માન્યતા ગાંધીવાદમાં રહેલી જણાય છે. હકીકત તેનાથી જુદી છે. જીવનને કોઇ પણ માનસિક સિદ્ધાંતની વાડમાં બાંધવાનો પ્રયત્ન મિથ્યા છે. ઇતિહાસે તે અનેક વાર પુરવાર કર્યું છે. ઉપનિષદમાં તો हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम्। "સુવર્ણના ઢાંકણથી સત્યનું મુખ ઢંકાઇ ગયું છે" એવી ઉક્તિ વડે માનસિક આદર્શોની અપૂર્ણતા દર્શાવવામાં આવી છે. જીવનને એ પ્રમાણે પરિમિત કરવાનો એ પ્રયત્ન સફળ ભાગ્યેજ થાય છે, કારણ કે માનસિક સિદ્ધાંતની વાડમાંથી છટકી જવાનો માર્ગ જીવન શોધી કાઢે છે, અને દલીલોની પરંપરા આપીને મનને છેતરે છે!

જીવન 'વિવિધતાભર્યું'—વિવિધ દિશાવાળું છે; અને તેની વિવિધતાનો તથા એ વિવિધતામાં પણ સંપૂર્ણતા વ્યક્ત કરવાનો આદર્શ આર્યસંસ્કૃતિ સ્વીકારે છે. કોઇપણ તત્ત્વને બાતલ કરવું, નિગ્રહવડે તેનો ઉચ્છેદ કરવા મથવું, સંયમવડે માત્ર તેને પકડી રાખવું, અથવા તો પાપ ગણીને તેનાથી દૂર નાસવું—એ માર્ગ આર્યસંસ્કૃતિ સ્વીકારતી નથી. એ તો જીવનની વિવિધતા પ્રત્યે સમતાથી જુએ છે, માનવ સ્વભાવના પ્રત્યેક અંગના અજ્ઞાની કર્મને નીહાળે છે; તેના સત્ય સ્વરૂપની, તેના વાસ્તવિક તત્ત્વની, તે શોધ કરે છે; અને જ્યારે દેખીતા અજ્ઞાનની પાછળ કાર્ય કરી રહેલું જ્ઞાન તેને મળે છે ત્યારે અજ્ઞાનને દબાવવાની, તેનો સંયમ કરવાની કે તેનાથી દૂર નાસવાની તેને જરૂર પડતી નથી: જે જ્ઞાનનું વિકૃત સ્વરૂપ માનવનું અજ્ઞાન છે તે પ્રાપ્ત કરવાથી તેનું અજ્ઞાન જ્ઞાનમાં રૂપાંતર પામી જાય છે.

ઉપર જણાવેલા વિચારનું ઉદાહરણ ગાંધીવાદમાં અહિંસાના સિદ્ધાંતને જે સ્થાન આપવામાં આવ્યું છે તે પુરું પાડે છે. આર્ય સંસ્કૃતિ અહિંસાનો સ્વીકાર કરે છે, પરંતુ સાથે સાથે રુદ્રશક્તિની આવશ્યકતા પણ સ્વીકારે છે. એટલુંજ નહીં પરંતુ "રુદ્ર" ના સ્વરૂપની બીજી બાજુને "શિવ" તરીકે સ્વીકારે છે. એક બાજુ જગતજનની, કમળપુષ્પધારિણી દુર્ગાનો સ્વીકાર છે; બીજી બાજુ મહિષાસુર મર્દિની, નરમુંડમાલા ધારિણી ચંડીનો સ્વીકાર છે. અર્થાત ગાંધીવાદમાં અહિંસાના બાહ્યસ્વરૂપ અને આચરણને જે અતિશયતા આપવામાં આવેલી છે તેનો આર્યસંસ્કૃતિમાં સ્વીકાર થએલો જણાતો નથી.

વળી, હાલની હીંદીપ્રજાની નામર્દ અવસ્થામાં અને હથીઆરબંધીના કાયદાના જમાનામાં નિર્બલ હીંદી પ્રજાને અહિંસાના આચરણનો ઉપદેશ પણ ઘણાંને અસ્થાને લાગે છે. પરંતુ, અહીં આપણે એ વ્યવહારુ દલીલની યોગ્યતા જોવા અટકીશું નહીં.

વળી, ગાંધીવાદમાં કળાનું સ્થાન કંઈ વિલક્ષણજ છે. કળા વીશે તેમણે વધારે લખ્યું નથી, તેમ વધારે બોલ્યા પણ નથી. પરંતુ કળા વીશે છુટાછવાયા વિચારો દર્શાવ્યા છે તે ઉપરથી તો એમ કહેવું પ્રાપ્ત થાય છે કે આર્ય સંસ્કૃતિમાં કળાનું જે સ્થાન છે તેનાથી ગાંધીવાદમાં તેને ઘણુંજ ગૌણ અને અપરિચિત સ્થાન મળે છે.

"સત્ય એ સર્વોત્તમ કળા છે." એ કળાની નવી વ્યાખ્યા જરુર વિચારવા જેવી છે. વળી, એના સ્પષ્ટીકરણમાં ભીંતોના ઉપર ચિત્રો કઢાવવાની અનાવશ્યકતા પણ તેમણે જાહેર કરી હતી. તથા માનવકળાનો ઉત્તમોત્તમ નમુનો તારાજડિત આકાશના કળાવિધાયકની કળાને કદી પણ પહોંચી ન શકે એવી પણ દલીલ તેમણે દિલીપકુમાર રોય જોડેની મુલાકાતમાં કરી હતી.

તે ઉપરાંત "મધપુડા"—નામના હસ્તલિખિત માસિક—માં કોઈ આશ્રમવાસીએ કળા ઉપર એક લેખ લખ્યો હતો તેમાં તો બીચારી કલાની એટલી વ્યાખ્યાઓ આપવામાં આવી હતી કે તે ગુંગળાઇ ને રુંધાઇ જાય તોપણ આશ્ચર્ય નહીં!

કલાને ગાંધીવાદમાં "વિલાસ" તરીકે માનવામાં આવતી હોય એવો ભાસ મને થયા કરે છે. કળા સંસ્કૃતિનું આવશ્યક અંગ છે પ્રજાના પ્રાણનો એ આવિર્ભાવ છે એ ભાન ગાંધીવાદને થયું જણાતું નથી. પ્રભુની કળાકૃતિનો, કે આકાશની સુંદરતાનો ઇતિહાસની શરુઆતથી કોઇએ સ્વીકાર કર્યો નથી. પરંતુ, માનવના અંતરમાં ઉત્પન્ન થતી કળામય સૃષ્ટિ પછી ભલે તે રૂપમાં કે શબ્દમાં, સ્થાપત્યમાં—નૃત્યમાં ગમે તેમાં વ્યક્ત થાય–પણ પ્રભુની અદ્ભુત કલામય શક્તિનોજ આવિર્ભાવ છે એમ શા માટે ગાંધીવાદમાં સ્વીકારવામાં નહીં આવતું હોય? અને ભગવાનની કળાકૃતિઓમાં કવિ, ચિત્રકાર, સંગીતકાર કે સ્થાપત્યકારનો સ્વીકાર કરવો ઉચિત હોય તો પછી નિઃશબ્દ, તારાજડિત ઝળાંડોવાળા આકાશના કરતાં પણ વધારે સૌંદર્ય, રસ અને આશ્ચર્ય માનવ સ્વભાવમાં પ્રતીત થતાં કળા વિશ્વોમ નથી હોતાં!

"કળા શોખને માટે છે" એવો ખ્યાલ ગાંધીવાદમાં રહેલો લાગે છે. ખરું જોતાં કળા એ જીવનનું આવશ્યક અંગ છે; માનવતાનું આવશ્યક તત્ત્વ છે. જગતના સ્રષ્ટાની દારમા માનવ-વસ્ત્ર- બેસાડનાર- અનેક—ક્રિયાઓમાંની આવશ્યક એક ક્રિયા "કલાસર્જન" છે.

ગાંધીવાદમાં "ઉદાસીનતા", લગભગ કર્કશતા-કઠોરતા—વ્યાપ્ત હોય તેમ લાગે છે. ભાવદૃષ્ટિની વિપુલતા તેમાં જણાતી નથી જે

"સર્વભોગ સામર્થ્ય" કહે છે તેને ગાંધીવાદમાં સ્થાન નથી. અંગ્રેજીમાં Puritanical શબ્દમાં જે અર્થ છે તેનો ધ્વનિ કૈંક અંશે ગાંધીવાદમાં મળે છે કવિ નાનાલાલે મને યાદ છે ત્યાં સુધી "ગુજરાતનો તપસ્વી"માં આ વાતના ઉપર ધ્યાન ખેંચ્યું છે. ટાગોર અને ગાંધીજી એ બન્નેની સરખામણી કરતાં એ કળાવિધાયકનાં અને મહાત્માજીના કળાના આદર્શોમાં રહેતો ભેદ આપણે બરાબર સમજી શકીશું.

એક તત્વજ્ઞાની–વિચારક–તરીકે પણ મહાત્મા ગાંધીનો વાદ વિશિષ્ટતા ધરાવતો હોય એમ લાગતું નથી. અલબત્ત, યુરોપનો સમાજ સત્તાવાદ, ખ્રીસ્તી ધર્મ, અહિંસા, બૌધ્ધ મતનાં કેટલાંક તત્ત્વો, જૈનદર્શન અને વૈષ્ણવ ધર્મનાં તત્ત્વો એમના વાદમાં મોજુદ છે. વળી યાંત્રિક શોધ ખોળોની વિરુદ્ધ તેમના પડકારમાં પશ્ચિમના કેટલાક તત્વવેત્તાનું અનુસરણ છે. પરંતુ ગાંધીવાદના તત્ત્વજ્ઞાનમાં વિશિષ્ટતા હોય તો તે એ છે કે કેટલાક વ્યવહારુ જીવનના પ્રસંગોમાં તત્વજ્ઞાનના વિચારોનો ઉપયોગ કરવાને તેણે સહૃદય પ્રયત્નો આદર્યા છે. વિશ્વરચનાનો, પ્રભુનો, આત્માનો, માનવ સ્વભાવનો, ચૈતન્યનો, બ્રહ્મનો, માયાનો, સૂક્ષ્મ અતીન્દ્રિય ભૂમિકાઓનો, મરણ પછીના જીવનની શક્યતાનો અને તે વિષયના પ્રયોગોનો ગાંધીવાદમાં બહુજ થોડો વિચાર થએલો છે. ગાંધીવાદ જીવનનો કોયડો ઉકેલનારી તત્ત્વજ્ઞાનની વિચાર સરણી નથી; જીવનના વ્યવહારુ પ્રસંગોમાં અમુક સ્વીકારાએલા સિદ્ધાંતો પ્રમાણે નિર્ણયો બતાવનાર વ્યવહારુ પદ્ધતિ છે.

ગાંધીયુગની શરુઆતમાં ઘણાને એમ લાગતું કે નીતિનું અત્રુટ પાલન, અહિંસા, સત્ય વગેરે સિદ્ધાંતોનું અપવાદ વિના અનુસરણ એ તેનું મુખ્ય લક્ષ થશે, અને કોઇ પણ કાલે તેમાં અપવાદો નહીંજ સંભવે. આ કારણથી કેટલાક એમ પણ માનતા કે ગાંધીજીનું મન નવા વિચારોને સ્વીકારવાને તૈઆર નહીં રહે. પરંતુ "અહિંસા"ના સિદ્ધાંતના પાલનમાં તેમણે "નવજીવન"માં જે વિચારો હમણાં હમણાં રજુ કર્યા છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે ગાંધીજી પોતાના વિચારો બદલવાને કેટલેક અંશે તો તૈઆર રહે છેજ અને પોતાના માનીતા સિદ્ધાંતોમાં પણ અપવાદો સ્વીકારવાને તૈઆર હોય છે!

આપણે ટુંકામાં ગાંધીયુગ અને ગાંધીવાદની સમીક્ષા કરવાનો પ્રયત્ન કર્યો. એક કવિએ મહાન પુરુષોના હૃદયને "वज्रादपि कठोराणि, मृदुनि कुसुमादपि" કહ્યાં છે એવા લોકોત્તર પુરુષોના જીવનની સમીક્ષા કરતાં પણ આપણે તેમની મહત્તા કયાંથી વીસરી શકીએ! જ્યારે ગોપાળકૃષ્ણ ગોખલેનો સ્વર્ગવાસ થયો ત્યારે લોકમાન્ય તિલકે તેમની ચિતા સમક્ષ ભાષણ આપી તેમના વખાણ કર્યાં હતાં! તેમણે નરમ પક્ષને પુછ્યું: "તમારામાં બીજો ગોપાળ કૃષ્ણ ગોખલે તો મને બતાવો!" હીંદનો પ્રત્યેક પ્રજાજન મહાત્મા ગાંધીને માટે યથાર્થ અભિમાન ધરાવી શકે તેવી તે વ્યક્તિ છે. કયાં એ મહાન સાધુ જીવન અને કયાં કેળવાએલા નેતાઓનું જીવન? કવિવર ટાગોરે એક વાર કહ્યું હતું: He is a born leade of men મહાત્મા જન્મથી લોકનેતા છે—એમ સાંભળ્યું છે. એમાં જરાએ અતિશયોક્તિ છે એમ કોણ કહેશે?

ચાર વર્ષ સુધી એ કર્મવીર મહાત્માએ હિમાલયથી કન્યાકુમારી અને સિંધુથી બ્રહ્મપુત્રા સુધી હીંદી પ્રજાને પોતાનો સંદેશો પહોંચાડ્યો. તેના સ્વરથી પ્રજા મુગ્ધ થઇ તેના પર વારી ગઇ. પોતાના તાજવિનાના સમ્રાટપદે તેને સ્થાપન કરી ભણેલા અને અભણ સર્વેએ એનાં શાસનો સ્વીકાર્યાં! અજાતશત્રુ સમા તેણે પોતાના વિરોધીઓના હૃદયમાં પણ પ્રેમનું સિંચન કર્યું"!

નિરભિમાનતા અને નમ્રતાની મૂર્તિ બની તેણે અસ્પૃશ્યોની સેવા ઉઠાવી, હીંદને ગૌરવશાલી કરવા માટે તેણે સર્વસ્વ સમર્પ્યું—તેણે અથાગ પરિશ્રમ કર્યો અને કરે છે ! જે તેણે માન્યું તે તેણે જીવનમાં ઉતારવા તનતોડ સહૃદય, પ્રયત્ન કરેલા છે. હીંદુ–મુસલમાનની એકતા માટે તેણે અનશન વ્રત આદર્યું ! ચરખા પાછળ તે ગાંડો બન્યો ! જેલોનો તેને ભય રહ્યો નથી. અનેક નિરૂપયોગી જીવનોને તેણે ઉપયોગી અને ઉચ્ચ બનાવ્યાં છે ! હાથથી ગએલાઓને તેણે હાથમાં લીધા છે; ભાગ્યાનો તે બેલી થયો છે. સાદાઇ, ગરીબાઇ, મહેનત ને તેણે મહાન બનાવ્યાં છે. પ્રજાને તેણે જાગ્રત કરી છે: અમદાવાદની અદાલતમાં બ્રીટીશ સરકારના ન્યાયાધીશ સમક્ષ તેણે જે વચનો ઉચ્ચાર્યાં છે; અને એ ઐતિહાસિક પ્રસંગે જે અદ્વિતીયતાઓ દાખવી છે તેની બરોબર લોકમાન્ય તિલકના ઉદ્દગારો કે જીસસ ક્રાઇસ્ટના ઉદ્દગારોજ આવી શકે તેમ છે.

હીંદની પ્રજાના એ મહાન નેતાની કારકીર્દી આખી દુનીઆમાં કેટલી યશસ્વી નીવડી છે તે તો ભવિષ્યજ બતાવી શકે, પરંતુ તેના કાર્યોનો પડઘો તો સારીએ દુનીઆમાં પડ્યો છે એની કોઇ ના કહી શકે તેમ નથી. તેના આદર્શોની વ્યવહારુતા વીશે શંકા ભલે થાય, પરંતુ તેના જીવન માટે માન અને પૂજ્યભાવ કોઇને પણ ભાગ્યે થયા વિના રહે !

અને ગુજરાતે તો સવિશેષ ગૌરવ લેવાનું છે. પ્રજાજીવનમાં અન્ય પ્રાંતોની હારમાં અને તેમને મોખરે ગુજરાતને લાવી મુકનાર એ ગુજરાતનો જાયો " ઘણું જીવો " એવી ઉર્મિ પ્રત્યેક ગુજરાતીને થયા વિના રહે નહીં એ કેટલું સ્વાભાવિક છે ? સ્વાર્થી ગણાતા, વેપારી અમદાવાદને તેણે તીર્થ બનાવી મુક્યું. અને ગુજરાતને ગામગામડે તેણે દેશસેવાનો અગ્નિ પ્રગટાવ્યો—પ્રગટેલો હતો તેને પોષ્યો, અને સમૃદ્ધ હતો તેને દીપ્ત શિખામય બનાવ્યો ! ગુજરાતના યુવક વર્ગના ઉપર તેની અસર અમાપજ ગણાય !

જ્યારે ભવિષ્યમાં ઇતિહાસ લખાશે ત્યારે " મહાત્માના યુગને " તેમાં સ્થાન હશેજ; અને દુનીઆભરની મહાન ચળવળોમાં " સત્યાગ્રહ " અપૂર્વ સ્થાન ભોગવશે તથા તેના પ્રણેતા તરીકે " ગુજરાતના મહાત્માજી " ચિરસ્મરણીય રહેશે.

---

ફરીથી પિતાજીને કહ્યું: 'આપની આજ્ઞા પ્રમાણે હું વર્તીશ. પણ જ્યારે આપનેજ મારો વિશ્વાસ નથી પડતો, તો પછી બીજુ કોણ મારો વિશ્વાસ કરશે ? હું એને અહીંઆંથી કાઢી તો મુકીશ, પણ જ્યારે તેના પીયરવાળા તેને ઘરમાં પગ પણ નહીં મુકવા દે; ત્યારે તેની શી દશા થશે ?'

"તેમણે મને ખીજવાઇને જવાબ આપ્યો: 'હું તો તારો ઘણો વિશ્વાસ કરું છું; પણ મારામાં એટલી શક્તિ કયાં છે, કે હું સમાજનું મોં બંધ કરી શકું ? તને તારા માન આબરુની ફીકર છે કે નહીં ? અને તારે તેની પંચાતમાં પડવાનું કારણ પણ શું છે ? દુનીઆ કંૈ વાંઝણી નથી. જ્યાં તેને ફાવશે ત્યાં ચાલી જશે. તેની પાછળ કંૈ આપણે આપણી આબરુના કાંકરા કરવાના નથી.'

"મેં તેમને કેટલીએ વીનંતી કરી, કેટલોએ ગળગળો થઇને કહ્યું: 'તે બીચારી નિરપરાધ અસહાય બાળા પ્રત્યે આટલા કઠોર ન થશો. કંૈક તો ન્યાય કરો.' પણ તે સમાજના જુના જોગી હતા. તેમનું પથ્થર હૃદય જરા પણ ન પલળ્યુ. હું જેમ જેમ પ્રાર્થના કરતો હતો, તેમ તેમ તેમની કઠોરતા વધતી જતી. હાય ! પિતાજીએ તે દિવસ સત્ય પ્રત્યે સહેજ પણ મમતા બતાવી હોત; તો મારા નશીબે આજે આ દિવસ ન હોત !

"જ્યારે પિતાજી જરા પણ ન પીગળ્યા, ત્યારે મેં તેમને પ્રાર્થના કરી કે ભલે તેમ તો તેમ પણ ફક્ત બે દિવસ સબુરી પકડો, હમણાં કોઇ એને કંૈ કહેશો નહીં. દરમ્યાન શું કરવું, તે હું નક્કી કરી નાખીશ. અને જો મારી આટલી વીનંતી પણ નહીં સ્વીકારવામાં આવે, તો પરિણામ સારું નહીં આવે. આ શબ્દો મેં એટલી દૃઢતાપૂર્વક કહ્યા હતા, કે પિતાજીએ મારી વીનંતી સ્વીકારી. હવે હું મોટી ગુંચવણમાં પડયો. તે નિર્દોષ બાલાને માટે કેટલીએ વાતોનો વિચાર કરતો, પણ મગજ કામજ નહોતું કરતું. એકાએક મારા મગજમાં એક વિચાર સ્ફુર્યો. સ્વભાવથીજ વિધવા વિવાહને પાપ માનનારા એક બ્રાહ્મણનો હું દીકરો હતો. જ્યારે કોલેજમાં મિત્રોમાં આ સંબંધી વાત નીકળે, ત્યારે હું તેનો કેટલોએ વિરોધ કરતો; અને વિધવા વિવાહનાં માઠાં પરિણામ સમજાવવાને માટે કેટલાએ દાખલા દલીલો રજુ કરતો. આજે તેજ વિષય મારી સામે ફરીથી ઉપસ્થિત થયો હતો. મારો સામે એક અનાથ બાલ વિધવા હતી, જે પાપ શું છે, તે પણ નહોતી સમજતી; જેણે સંસારના ભોગ–વિલાસ અને પ્રલોભનની છાયા પણ નહોતી જોઇ. મારી દૃઢતા ઉપરજ તેનું જીવન નિર્ભય હતું. સૌથી મોટો પ્રશ્ન તો મારા મનમાં એ ઘોળાયા કરતો હતો, કે તેણે દુઃખના દિવસોમાં સાચા મિત્રની માફક મને સાથ આપ્યો છે; અને તેજ અપરાધને માટે તેના ગળા ઉપર છરી ફેરવાય છે. હવે મારું કર્તવ્ય શું છે ? શું તેને નિરાધાર રખડતી છોડી દઉં ? બીચારી ભલી ભોળી છે, કોઇ અત્યાચારીના ફાંદામાં ફસાઇ ગઇ તો ? તેને નિરાધાર રખડતી મુકી, તેના અમૂલ્ય જીવનને બરબાદ કરવું એ મહાપાપ છે. હાય ! સમાજ કેટલો ઘોર નિર્દયી છે ? આવા વ્યર્થ ખોટા વહેમો પર આજ સુધીમાં કોણ જાણે કેટલીએ કુમળી બાળાઓનું બલિદાન દેવાયું હશે ? હાય ! બાલપણમાં જો તે બીચારીનું લગ્ન ન થયું હોત, તો કુશીબતના આ દિવસો જોવાનો વખતજ કયાંથી આવત ! વળી જેણે પતિનું મોં પણ જોયું નથી, સંસારની ખરી ખોટી વાતોનું જેને જ્ઞાન સુદ્ધાં નથી, તેનું લગ્નજ કેવું ! આવી અબોધ અબળાઓનો પુનર્વિવાહ કરવો એ ઠીક, કે તેમના જીવનને જન્મભર દુઃખની આગમાં બળવા દેવું... અને પગલે પગલે પાપ કરાવવું એ ઠીક ? જો કે

વિધવા વિવાહની ઉપયોગિતા આજે હું ઠીક ઠીક સમજી શકયો; પણ મારા કર્તવ્યનો નિર્ણય ન કરી શકયો.

"અંતે મારા એક મુસલમાન મિત્રની પાસે હું ગયો. તે હતો તો કટ્ટર મુસલમાન પણ બહુ ઉદાર વિચારો ધરાવનાર પુરુષ હતો. હીંદુ—સાહિત્ય પ્રત્યે તેને અગાધ પ્રેમ હતો. અને હીંદુ ધર્મ અને સમાજ સંબંધીનું તેનું જ્ઞાન એક હીંદુને શરમાવે તેવું હતું. મારી સાથેનો તેનો વ્યવહાર અતિશય પ્રેમાળ અને નિર્મલ હતો. અમે બંને સાથે અભ્યાસ કરતા હતા. એવા એવા કારણોથી તેની અને મારી વચ્ચે ગાઢ સંબંધ બંધાયો હતો. પરિણામે બીજા અનેક હીંદુ સહાધ્યાયી હોવા છતાં પણ તેના ઉપર હું અધિક વિશ્વાસ કરતો હતો. ટુંકામાં તેનામાં એક સાચા મિત્રના સંપૂર્ણ ગુણો હતા. વખતો વખત તેની પાસેથી મને જોઇતી સહાયતા મળતી હતી. જ્યારે હું ગહન વિચારોમાં અટવાઇ જતો, મારું મગજ કામ કરતું અટકી પડતું; ત્યારે હું તેનું શરણ લેતો હતો. આજની બધી વાત મેં તેને કહી સંભળાવી. એટલે કેટલોક વખત વિચાર કર્યા પછી તે બોલ્યો. 'હા. કોયડો છે તો બહુ અટપટો, અને તારો સમાજ તેને એમ ને એમ જતો કરે એમ પણ નથી. હા, એક ઉપાય છે; પણ બહુ કઠણ ઉપાય છે. કદાચ તારાથી તે પ્રમાણે થઇ પણ નહીં

"મેં ઉત્સુકતાપૂર્વક કહ્યું: 'ખેર, કહેતો ખરો.' મિત્રે જવાબ આપ્યો: 'ઉપાય જેટલો કઠણ જણાય છે, તેટલો કઠણ ખરી રીતે નથી. ફક્ત થોડા સાહસનીજ જરુર છે. બસ, તું તેની સાથે લગ્ન કરી નાખ.' આ સાંભળીને હું તર્ક વિતર્કમાં પડી ગયો. ગભરાઇને મેં કહ્યું: 'એ કેવી રીતે બને? શું તને અમારા સમાજનો ખ્યાલ નથી? તેમ કરવાથી તો હું મહા મુસીબતમાં પડી જઇશ.' તેણે નિડરપણે જવાબ આપ્યો: 'મર્દ બચ્ચા મુસીબતોની પરવા કરતા નથી. મુસીબત કોને માટે છે? તું ધારે તો બધુ કરી શકે એમ છે. તે બીચારી વગર ગુન્હે તારી પાછળ બદનામ થઇ, અને હવે તુંજ તેને સાથ ન આપે, તો કોણ આપશે? કદાચ તું તેનો ત્યાગ કરશે, પણ ગુંડા તેનો ત્યાગ નથી કરવાના. તે પોતાના ફંદામાં ફસાવીને કાલેજ તેનું જીવન ધુળ કરી નાંખશે. પછી તેનું પાપ કોને માથે? તારેજ, ફક્ત તારેજ માથે! અને ન્યાયને દિવસે ખુદાની સામે તારા આ ગુન્હાનો તું શું જવાબ આપશે? હજી વખત છે. સમજી જા. તેનું જીવન બરબાદ કરવા કરતાં તુંજ થોડી મુસીબત, અગર જુઠી બદનામી વહોરી લે. મને તો એજ ઉપાય ઉત્તમ લાગે છે. બાકી મારે તો જે કહેવાનું હતું તે કહી છુટયો. હવે જેમ મરજીમાં આવે તેમ કર.' મિત્રની આ વાત સાંભળીને મારી જીભજ બંધ થઇ ગઇ. મેં ત્યાંજ સત્ય પર સ્થિર રહેવાનો દૃઢ નિશ્ચય કરી લીધો.

"ઘેર આવીને બધી હકીકત મેં મારી સાળીને કહી, જે સાંભળતાંજ તે બીચારી ગભરાઇને રોવા લાગી, એટલે મેં તેને પુછ્યું: 'હવે તું શું કરીશ?' તેણે કહ્યું: 'તમારાથી મારી કોઇ વાત અજાણી નથી. જ્યારે હું નાની હતી, અને કોઇ પણ વાતે બદનામ નહોતી થઇ; ત્યારે પણ સાસરીવાળા મારું મોં જોવામાં પાપ માનતા હતા. એક વખત હું ત્યાં ગઇ હતી, પણ ત્યાં ઘરમાં પહોંચતાંજ ઘરમાં એક છોકરું માંદું પડયું; એટલે મારી સાસુ મને ગાળો ભાંડીને કહેવા લાગી: 'આ ડાકણેજ મારા છોકરાનો જીવ લીધો છે, વળી તે આવતાંજ આ નવી આફત ઉભી થઇ છે; પ્રભુ જાણે તે કોનો જીવ લેશે. તેને હમણાં ને હમણાંજ ઘર બહાર કાઢો.'

બસ તેજ દિવસે મને પીયર મોકલી દેવામાં આવી, જે પછી મેં મારી સાસરીનો રસ્તો સુદ્ધાં જોયો નથી. જેમ તેમ પીયરમાં પડી રહીને દિવસ વીતાવતી હતી, હવે તે પણ બંધ થયું. પિતાજીને તો હું કંઈજ કહી શકતી નથી. પણ ભાઈઓના સ્વભાવથી હું ખુબ પરિચિત છું. તેમનાં હૃદય વજ્ર જેવાં કઠોર છે. એક વાર આવી રીતેજ વહેમમાં ને વહેમમાં તેમણે તેમની એક વિધવા ભોજાઈને મારી નાખી; રાતોરાત તેની લાશ ઠેકાણે કરી હતી. જેની કોઈને ખબર પણ નહોતી પડી. મને જોતાંજ કોણ જાણે તે કેવો અનર્થ કરી બેસશે. હવે તમારેજ શરણે છું, તમેજ મારી રક્ષા કરો.' આટલું બોલતાં બોલતાં તે મારા પગમાં પડી. તેનું તે નિઃશ્વાસપૂર્ણ રુદન અને દયા-ભાવ-ભર્યાં ચક્ષુ જોઈને મારું હૃદય પણ ભરાઈ ગયું.

તેનો હાથ પકડીને મેં તેને બેઠી કરી, અને કહ્યું: 'આટલી બધી અધીરી ના થઈશ, પ્રાણાન્તે પણ હું તારું રક્ષણ કરીશ. કહે, મારું કહેવું તને પ્રસંદ પડશે, કે કેમ તે એક પ્રશ્ન છે.' તેણે જવાબ આપ્યો: 'એ સંબંધમાં નિર્ણય કરવાની તાકાત મારામાં નથી. હું તો તમે જેમ કહેશો તેમજ કરીશ.' એટલે મેં તેને મારી ઇચ્છા જણાવી, અને તેણે જરા પણ આનાકાની કર્યા વગર તેનો સહર્ષ સ્વીકાર કર્યો. મારું મન એક પ્રકારે શાંત થયું. સિદ્ધાંત પાલન કરવાની દઢતા દેખાડવામાં પણ કેટલો સંતોષ છે! હું આનંદાવેશમાં આવી ગયો. બીજીજ ક્ષણે મેં પ્યારથી તેનો હાથ પકડ્યો, અને તેને મારા હૃદય સરસી ચાંપી. થોડા વખતને માટે તો ભીષણ તોફાન જાણે શાંત થઈ ગયું. કહો કે તેજ રાત્રે અમારું એક પ્રકારનું ગાંધર્વ લગ્ન થઈ ગયું. કેમકે બે હૃદયનું એક થવું—બે આત્માઓનું એકરૂપ થવું એજ ખરું લગ્ન છે.

"સવાર થયું. સૂર્ય ભગવાનનાં સોનેરી કિરણો કર્મયોગનો સંદેશો લઈને સંસારમાં ફરી વળ્યાં. ધડકતે હૃદયે મેં બીછાનું છોડ્યું. અને હજી હું નિત્ય કર્મથી પરવારું તે પહેલાંજ ઘરવાળાંએ મને ઘેરી લીધો. પિતાજીએ મને પુછ્યું: 'કેમ તેં શું નક્કી કર્યું? આ પાપણીને ઘરમાંથી કાઢે છે કે નહીં?' મેં તેમને દઢતા પૂર્વક કહ્યું: 'નહીં તે મારી પત્ની છે.' આ સાંભળતાંજ પિતાજીનો ચહેરો નિસ્તેજ થઈ ગયો, તેમનો ક્રોધ ઉડી ગયો. અને બહુજ નમ્રતાથી તે બોલ્યા: 'બેટા, મારાં ધોળાંમાં ધુળ ન ઘાલીશ. મારા મરી ગયા પછી તને ફાવે તે કરજે.' પરંતુ મારા મોટા ભાઈઓના ગુસ્સાનો પાર નહોતો. તે મને જેમ ફાવે તેમ બોલવા લાગ્યા. અને આખરે તો આખું ઘર માથે કર્યું. ભોજાઈઓએ તેને મારીને ઘર બહાર કાઢી મુકી. ઘરમાં રમખાણ મચી રહ્યું. અને સગાં વહાલાંથી ઘર ભરાઈ ગયું. બધાં જુદી જુદી રીતે મને સમજાવવા મંડ્યાં. પણ હું મારા નિશ્ચયમાં અડગજ રહ્યો. જુના વિચારના ઘરડા લોકો મનમાં આવે તેમ વાતો કરવા લાગ્યાં. કોઈ કહેતો; 'હરિ! હરિ, ઘોર કળિયુગ આવ્યો, છોકરાંને માબાપની ઇજ્જત-આબરુનો એ ખ્યાલ નથી.' કોઈ કહેતો- 'અરે, એતો મુસલમાન થઈ ગયો છે.' તો કોઈ કહેતો- 'નહીં યાર, એતો આર્યસમાજી થઈ ગયો છે. આજકાલ આર્યસમાજનું જોર ખુબ વધ્યું છે.' તો કોઈ સમજદાર એમ પણ કહેતા હતા-'ભાઈ, ઈંગ્રેજી ભણાવવાનું જ પરિણામ છે. છોકરાં જરા ઈંગ્રેજી શિખ્યા કે પાદરી થઈ જવાનાં. આજ કારણથી અમે અમારાં છોકરાંને ઈંગ્રેજી ભણાવતા નથી.' પરંતુ આવા તિરસ્કારોથી હું મારા નિશ્ચયમાં વધારે દઢ

થતો ગયો. છેવટે ન્યાતીલાઓએ પિતાજીને કહ્યું: 'તમારો પુત્ર ભ્રષ્ટ થઇ ચુકયો છે. હવે અમે એને ન્યાતમાં લેવાના નથી. અને જો તમે એને ઘરમાં રાખશો, તો તમને પણ ન્યાત બહાર મુકવામાં આવશે.' આટલું બોલીને ન્યાતીલા રસ્તે પડયા. અને અહીંઆં મારી ઉપર આપત્તિનો પહાડ તુટી પડયો, ભાઇઓએ મને મારીને બહાર કાઢી મુકયો.

"હવે હું મહા આફતમાં આવી પડયો. પાસે એક કોડી ન મળે, કયાં જાઉં ? શું કરું ? કૈં સુઝ ન પડી ચારે તરફથી નિરાશા આવતી હતી. છતાં પણ હું હીંમત ન હાર્યો. સગાં વહાલાંને ઘેરે ઘેર ગયો. મહોલ્લાવાળાઓને પણ મદદ માટે પ્રાર્થના કરી ચુકયો. પણ કોઇનાએ હૃદયમાં રામ ન વસ્યા ઉલટું બધા મને ધિક્કારવા લાગ્યા. કોઇ ન્યાતીલાના ડરથી તો કોઇ મારા પિતાજીના ડરથી મને મદદ દેવા નહોતા ઇચ્છતા. હવે હું મારા હીંદુ મિત્રોને ઘેર પહોંચ્યો. બધાએ કૈંકને કૈંક બહાનાં બતાવ્યાં. એકે તો મહોઢું મારીને કહ્યું: 'ખાં સાહેબ તો તારા જીગ્રજાન દોસ્ત છે. શું આવા કટોકટીના વખતે પણ તેમણે મદદ ન કરી ?' અંતે ચારે તરફથી નિરાશા અને ખિન્નતા અનુભવીને, હું મારા તેજ પ્રિયની પાસે ગયો. બધું સાંભળ્યા પછી તેણે પ્રસન્ન થઇને કહ્યું : 'આ ઘર તારુંજ છે. તને ફાવે ત્યાં સુધી મઝેથી રહે. પણ આગળ પાછળનો ખુબ વિચાર કરી લેજે. અહીંઆં રહેવાથી તારા ઉપર વળી કોઇ નવી મુશીબત આવી ન પડે.'

મેં કહ્યું: 'જ્યારે મુશીબતના રસ્તા ઉપરજ હું ઉભો છું, તો પછી તેનો ડર કેવો ! જે વીતશે તે ભોગવી લઇશ.' આ પછી હું મારી પત્નીને લઇને મિત્રને ત્યાં જઇ રહ્યો. હું આમળ જણાવી ગયો છું. કે સ્વભાવે તે ઉદાર પ્રકૃતિનો હતો. તેણે અમે આરામથી રહી શકીએ, એવી બધી વ્યવસ્થા કરી આપી. જેથી અમારો વખત શાંતિથી જવા લાગ્યો. આ દુઃખી દિવસોમાં પણ હું મને એક પ્રકારે બહુ સુખી માનતો હતો. મારા સદ્‌ભાગ્યે મને મારી પહેલી પત્નીના જેવીજ આ પત્ની મળી હતી. કેવળ સૌંદર્યમાંજ નહીં, ગુણોમાં પણ તે તેના જેવીજ હતી. અને મિત્ર પણ કહેવાનો નહીં, પણ સાચો મિત્ર હતો. હવે મને એટલીજ ચિંતા હતી કે કયારે હું કામ ધંધે લાગી જાઉં; અને નૂતન પત્નીને માટે સુખનાં સાધન ઉભાં કરું.

"મને આશા હતી કે ઘરવાળાએ ક્રોધાવેશમાં જો કે મને કાઢીજ મુકયો છે, પણ ક્રોધ શાંત થયા પછી તેઓ મારી ખબર જરુર કાઢશે. દરમ્યાન હું મુસલમાન થઇ ગયો છું, એવી ખબર શહેરમાં ફેલાઇ ગઇ. આમ ને આમ એક અઠવાડીઉં પુરું થયું. પણ ઘરવાળાએ મારી તપાસ સરખી પણ ન કરી. એટલે તો મારી રહી સહી આશા પણ નષ્ટ થઇ ગઇ. છતાં પણ હૃદય કઠણ કરીને મેં પિતાજીને પત્ર લખ્યો કે 'મારા મુસલમાન થઇ ગયાની ખબર તદ્દન ખોટી છે. જ્યારે કોઇએ મને મદદ ન કરી, ત્યારે મારા મુસલમાન મિત્રનો આશ્રય લેવો પડયો છે. તેનો આશ્રય આપદ્ ધર્મ સમજીનેજ મેં લીધો છે. મેં મારો હીંદુ ધર્મ છોડયો નથી. હજીએ મને ભ્રષ્ટ થતો બચાવશો.'

"પરંતુ તેમણે પત્રનો જે જવાબ આપ્યો તે ઉપરથી મારી આશાનો સદાને માટે અંત આવ્યો. તેમણે લખ્યું હતું: 'તારા જેવા કપુતને માટે તો મરી જવુંજ બહેતર છે. ચાહે બ્રાહ્મણ રહે કે મુસલમાન થઇ જા. હવે તું અમારા કામનો નથી. ખબરદાર, તારું કાળુ મોઢું કોઇને ન બતાવીશ. અમે સમજીશું કે તું અમારે ત્યાં જન્મ્યોજ નથી.' આ પ્રકારે ઘરવાળાંએ જુદી

માન મર્યાદા, અને ન્યાતે કુલીનતાને નામે મારું બલિદાન દીધું. હવે હું શું કરું ? હા ! આશાનાં થોડાં આછાં કિરણો બાકી રહ્યાં હતાં. આવી વાતોમાં ઘણું કરીને આર્ય-સમાજ વિશેષ આગળ પડતો ભાગ લે છે. એક દિવસ હું તેના મંત્રી મહાશયને મળ્યો, અને મારું દુઃખ તેમને જણાવ્યું. જે સાંભળી, તેઓ ખુશ ખુશ થઇ ગયા. અને મને કહેવા લાગ્યાઃ 'તમારું આ સાહસ બહુ પ્રશંસનીય છે, આદર્શ છે, અનુકરણીય છે. કાલેજ હું આવના પ્રશંસાપાત્ર કૃત્યનો રીપોર્ટ વર્તમાન-પત્રોમાં છાપવા માટે મોકલી આપીશ, આપનું નામ પ્રસિદ્ધિમાં લાવીશ સમાજ સુધારક આદરપૂર્વક આપને વધાવી લેશે. આપ સમાજ-મંદિરમાં આવજો. ત્યાં હું આપનું લગ્ન વૈદિક-વિધિ પ્રમાણે પૂર્ણ કરવાની ઉત્તમ ગોઠવણ કરી આપીશ.' મેં નમ્રતા-પૂર્વક કહ્યું : 'એ બધું તો થઇ રહેશે. પણ મારી ન્યાતમાં મારો વ્યવહાર શી રીતે ચાલશે ? કયા સમાજમાં રહીને મારું સામાજિક જીવન હું વ્યતીત કરી શકીશ?' આ સાંભળતાંજ મંત્રી-જીના હોશ ઢીલા થઇ ગયા, અને બોલ્યાઃ 'ભાઇ આ બાબતમાં હું શું કરી શકું ? સનાતન ધર્મી તો અમારી વાત પણ સાંભળતા નથી, સામાજિક જીવન વ્યતિત કરવાને માટે તો અમારે પણ તેમની પાછળ પાછળ ચાલવું પડે છે.' આટલું સાંભળીને હું ત્યાંથી રસ્તે પડયો. હું સમજી ગયો કે આર્ય-સમાજનો બધો કારભાર કેવળ કાગળ ઉપર છે. અને દેશમાં કેં ને કેં આંદોલન ચાલતું રહે તેટલા માટેજ આર્ય-સમાજની આવશ્યકતા છે.

"મનુષ્ય સામાજિક પ્રાણી છે. સમાજમાં રહ્યા વિના તેનું નાવ બરાબર ચાલી શકતું નથી. કોઇને કોઇ સમાજનું શરણ તેણે લીધે જ છુટકો. પછી તે સમાજ હીંદુઓનો હો, મુસલમાનોનો હો, કે ખ્રીસ્તીઓનો. પણ હવે હીંદુ-સમાજે તો મારો ત્યાગ કર્યો હતો. એટલે હવે હું ચિંતામાં પડયો કે કયા સમાજનો આશ્રય લઉં. પરંતુ ધર્મ પરિવર્તન કર્યા સીવાય બીજા સમાજનો આશ્રય હું કેવી રીતે લઇ શકું ? અત્રે હું એટલું જણાવવાની જરુર સમજું છું, કે હીંદુ ધર્મ ઉપર મને તિરસ્કાર નહોતો. હું તેને સર્વ શ્રેષ્ટ ધર્મ સમજતો હતો, અને તેના ઉપર મારો હાર્દિક પ્રેમ હતો. પરંતુ હીંદુ-સમાજે મને બરાબર સમજ પાડી હતી કે, હીંદુ-ધર્મ ચાહે તેટલો શ્રેષ્ટ હોય, પણ અમારી સાથે રહીને તું તેનું પાલન નહીં કરી શકે. "ભલા ભાઇ, તુંજ કહે કયાં હીંદુ ધર્મે સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરવાની આજ્ઞા આપી છે ? કયાં વિધવા વિવાહનો નિષેધ બતાવ્યો છે ? અને વિધવા વિવાહ કરનારને સમાજે દૂર કરવો એવી આજ્ઞા પણ કયાં આપી છે ? અસ્તુ." બહુ કષ્ટની સાથે હું હીંદુ ધર્મને છેવટના પ્રણામ કરવાની તૈયારી કરવા લાગ્યો.

"તું જાણે છે, કે મારા તે આપત્તિના વખતમાં કોઇ હીંદુ ભાઇએ મને જરા પણ મદદ નહોતી કરી. મદદ કરવાવાળો હતો, એક સાચો મુસલમાન. આવી સ્થિતિમાં સ્વાભાવિકજ રીતે મુસ્લીમ-સમાજ અને ધર્મ ઉપર મારી શ્રધ્ધા ચોંટી; મુસલમાનોનું સામાજિક સંગઠન જોઇને હું દંગ થઇ ગયો, તેમાં કેટલો ભ્રાતૃભાવ છે ! કેટલી અનેરી ઉદારતા છે ? તારા સમાજના મહા નીચ ભંગીને માટે સુદ્ધાં ઇસ્લામ ધર્મના દરવાજા સદા ઉઘાડા છે. ઇસ્લામ ધર્મની દીક્ષા લેતાંજ તે સમાજનું એક આવશ્યક અંગ બની જાય છે. કેટલા બધા નૈતિક અને ધાર્મિક અધિકાર તેને મળે છે ? મસજીદમાં જઇને મોટા બાદશાહની સાથે ઉભો રહીને તે નમાજ પઢી શકે છે. તે કઇ ન્યાતનો છે એમ પુછવાવાળુ નથી હોતું. મોટામાં મોટા કોઇ અમીર

ઉમરાવની સાથે એક થાળીમાં તે ભોજન કરી શકે છે, જ્યાં કોઇ એને ટોકી શકતું નથી. ઇસ્લામની આ ઉદારતા પર હું મુગ્ધ થઇ ગયો. અને મનથીજ ઇસ્લામનું શરણુ લેવાનો નિશ્ચય મેં કરી લીધો. મારો નિશ્ચય જાણીને મારો મિત્ર ખુબ ગભરાગો, અને બોલ્યો: "બાપુ ! બદનામીના આ દંભને મારે માથે ન ચઢાવીશ. ચાર હીંદુ મિત્રો જાણશે તો મને શું કહેશે ?" પણ મારો દઢ નિશ્ચય જોઇને છેવટે તે સંમત થયો. અને અંતે એક દિવસ હીંદુ-સમાજનો હું સળગેલો અભાગી પુત્ર મુસલમાન-સમાજનો બની ગયો. આજ દિવસો-માં શિક્ષણ-વિભાગમાં નોકરી મેળવવાને માટે મેં અરજી કરી. અરજી મંજુર થઇ, અને મારી અહીંઆં નિમણુંક થઇ. મારી પત્ની હજીએ મારી સાથેજ છે. તેના પ્રેમમય વ્યવહારે મારા ઘરને સ્વર્ગ સમું બનાવી મુક્યું છે. સંતાનનું સુખ પણ મને છે. અને મારું જીવન ખરેખર સુખી જીવન છે. જો કોઇ વાતનું દુઃખ મને જણાતું હોય, તો તે એટલુંજ કે, તે દિવસથી મેં મારી પવિત્ર જન્મભૂમિનાં દર્શન કર્યાં નથી. જન્મભૂમિનો પ્રેમ કોણ ભુલી શકે છે? બસ, આ મારી આત્મ-કથા છે."

પોતાની કથા કહીને થોડા વખત પછી હમીરખાં ઘેર ગયો. તેની કથા સાંભળીને હું બેચેન બની ગયો. અને હીંદુ-સમાજ સબંધીના ગહન વિચારોમાં પડી ગયો. ખરેખર હીંદુ-સમાજ અંધકારથી કેટલો છવાઇ ગયો છે ! આસ્તિક શ્રદ્ધાળુ બ્રાહ્મણને કેવી રીતે તેણે બળા-ત્કારે મુસલમાન બનાવ્યો, અને મુસલમાનની સંખ્યામાં વધારો કરી પોતાનું નુકશાન કર્યું ! આવી ઘટનાઓ સમાજ હંમેશાં નજરે જુએ છે. છતાં પણ તેની આંખો ખુલતી નથી. આવા કેટલાએ વિચારો મારા મગજમાં આવ્યા અને ગયા. અહા ! પ્રભુ ! હીંદુ-સમાજમાં આવા અત્યાચારો થતા ક્યારે બંધ થશે?

દુઃખની વાત એ છે કે પ્રિય મિત્રવર હમીર હવે આ સંસારમાં નથી. અને તેથીજ તેની આત્મ-કથા લખવાનું મેં સાહસ કર્યું છે. હીંદુ ભાઇઓ આથી કંઇ ધડો લેશે ?*

* હીંદી ઉપરથી.

## વ્યાયામ પરિષદ

[અનુસંધાન પૃષ્ઠ ૨૬૨ થી]

ઠરાવવાની થોડા ભાઇઓ 'દાદાગીરી' કરી ગયા' એમ કહે, પણ સામાને સત્સદર્શન થતાંજ નથી, એ અધિકાર તો આપણોજ છે એવી ખોટી માન્યતામાં ભમવું એ એથીએ વધારે 'દુરાગ્રહ' અને માત્ર 'દાદાગીરી' નહીં પણ 'વડદાદાગીરી' નહી તો બીજું શું કહેવું.

બાકી મુ. છોટુભાઇ જેવા 'તપસ્વી-મોટેરાનાં બોધ વચનોનો પણ અનાદર કરવાની' એમાં જરાકે વૃતિ નહોતીજ. 'સૌરાષ્ટ્ર'ના પ્રતિનિધિને ભાગ્યેજ ખબર હશે કે આ અખાડાનો એકેએક યુવક અમારા મોટેરાની આજ્ઞા કેટલી કડક રીતે પાળે છે. આજે ખુદ ગાંધીજી કહે કે 'અહીં તમારું શિર આપો' તો આમાંના સાહસિક-માંના સાહસિક પણ ઘડીભર વિચાર કરશે. પણ છોટુભાઇ કે અંબુભાઇ 'અહીં શિર આપો' એમ આજ્ઞા કરે તો પળ માત્રનો પણ વિચાર કર્યા વિના ત્યાં હજારો શિર ઝુકી રહે-રહેશે એટલી તો આદરવૃત્તિ છે. ને આ આદરવૃત્તિનો ખ્યાલ તો એ બે પૂજ્યનેજ આવી શકે તેમ છે. ને આ અખાડાની તાલીમમાં એજ એક મોટો ગુણ છે કે મોટના માટે ગમે તેટલું માન હોય, પ્રેમ હોય, પરંતુ ચર્ચા સમયે દરેક વ્યકિતને જે સાચ લાગતું હોય તે ખુશાથી ને આગ્રહપુર્વક રજુ કરી શકે. એમાં મુરબ્બીઓના 'મુરબ્બી-પણા'નો કે વડીલોની 'પૂજ્યતા'નો સીધો કે આડકતરો જરીકે ત્રાસ હોતોજ નથી. ને ગમે તેટલા મતભેદ હોય તોએ આજ્ઞા થઇ એટલે અમલ કરવો એ બીજી બાજુ છે. અને તેથીજ આ સંસ્થાઓ આટલી પ્રગતિ કરી શકી છે. તેથીજ ઉગતી પ્રજાનો સ્વતંત્ર વિકાસ સાધી શકી છે.

આમ છતાં એ બંધારણ અમુક ફેરફારો સાથે પસાર થઇ ગયું. અને પરિષદની એજન્ડા એ પાછું આવતી સભા ઉપર મુલતવીના ઠરાવ ઉપર પણ આવ્યું.

પરિષદમાં ઠરાવો પણ ઓછાજ હતા. એમાં ગુજરાતમાં વ્યાયામ પ્રચારને માટે ધન એકઠું કરવું; સ્ત્રીઓનો શારીરિક શિક્ષણ ક્રમ રચી પ્રચાર કરવો; તરવાની, દોડવાની, પર્વત પર ચઢવાની અને પગપાળા કે સાઇકલ પર લાંબા પર્યટન કરવાની શરતોને ધન વગેરેથી બનતી સહાય કરવા બાબત; ગુજરાત સમસ્તની વ્યાયામની સ્પર્ધાના વાર્ષિક મહાસંમેલન કરવા; શિક્ષણ સંસ્થાઓમાં વ્યાયામ ફરજીઆત કરવા; ને વ્યાયામને લગતું સાહિત્ય પ્રસિદ્ધ કરવાં બાબત. ઠરાવો પસાર થયા હતા.

આ સ્થળે એક વાત કહેવી જોઇએ. સમયના અભાવને લેઇ કેટલુંક જરુરી કાર્ય ન થઇ શક્યું.

અખાડાના વિદ્યાર્થીઓ એકઠા થાય ને સામાન્ય સામાજિક પ્રશ્નો ઉપર વિચાર કર્યા વિના વીખરાઇ જાય એ સારી સ્થિતિ તો નથીજ. જ્યાં બ્રહ્મચર્ય વીશે, સાદાઇ વીશે, પ્રમાણિક જીવન વીશે ઉગતી પ્રજાને વારંવાર કહેવાતું હોય ત્યાં આવા પ્રસંગે તો બાળલગ્નો નહીં કરવાં કે તેમાં ભાગ ન લેવા વીશે ૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવા વીશે, જીવનનાં અમુક વર્ષો ખડતલ જીંદગી ગાળવા વીશે, વ્રતો લેવાવાં જોઇએ ને આ ત્રણ હજાર યુવાનો ને યુવતીઓ એકઠાં થાય ત્યાં જેમ મુસાફરીઓમાં એકમેકનો પરિચય, 'અખાડાની રીતે' જ કરાવીએ છીએ તેમ એ પ્રસંગ પણ ગોઠવાઇ ન શક્યો.

આ બે અતિ જરુરી પ્રસંગો ન યોજી શક્યા તે ખરેખર શોકજનક છે.

[illegible] યુવક સંઘોને, અને બીજી સાર્વજનિક

સંસ્થાઓને અનુકરણીય એક લક્ષણ તરફ ધ્યાન ખેંચવુંજ જોઇએ. અહીં સ્ત્રી અને પુરુષ બંનેના સમાન હક્ક સ્વીકારાયા હતા. કસરતમાં, સેવામાં અને પ્રેક્ષકોમાં સ્ત્રીઓને માટે જેટલું પુરુષો માટે સ્વતંત્ર વાતાવરણ હતું તેટલુંજ સ્વતંત્ર હતું. અહીં આટલી મેદનીમાંએ સ્ત્રીઓનેજવું આવવું હોય તો જરાએ અડચણ નહોતી આવતી. નિઃસંકોચ અને નિર્ભય બની સ્ત્રીઓ અહીં ખુશીથી મહાલી શકતી.

અખાડામાં તાત્કાલિક મદદ (first aid)નું જ્ઞાન કેટલું ઉપયોગી છે તેની પણ અકસ્માતજ કસોટી થઇ ગઇ. પાસેના તળાવમાં આ બે દિવસમાં સ્થાનિક ત્રણ ચાર છોકરાં અકસ્માત પડી ગયાં. વડલાની છાંયમાં પાળ ઉપર ઉભેલા કે બેઠેલા વીરે જેણે આ જોયું તેણે તરતજ 'યા બજરંગ' કહી ઝંપલાવ્યું. બેને ડુબતાં, બીજા બે ડુબેલાંને એકદમ બચાવી બહાર આણ્યાં. પીધેલું પાણી કાઢી, શ્વાસોશ્વાસ આપી ભાનમાં આણી મુકયાં. ને આમ 'સંપાદન કરેલી કળા ને જ્ઞાનને સાર્થક કર્યાં; 'અખાડાગીરી'ને શોભાવી.



નવગુજરાતનો ઘડનાર
રા. અંબુભાઇ પુરાણી.

પરિષદનો કાર્યક્રમ પુરો થયો, ત્યારે રાત્રે મુ. છોટુભાઇએ ટુંકમાં બધા વિદ્યાર્થીઓને જે બે શબ્દો કહ્યા તે અવિસ્મરણીય છે. "અહીં આ પ્રસંગે આપણી કેટલીક ઉણપો તમે જોઇ શક્યા હશો, આ ઉણપો આવતે વર્ષે ન રહે તે માટે તમો સૌ પ્રયત્નો કરતા રહેજો. અહીં નવું શીખ્યા હો તે તમારે ત્યાં તરતજ બેસાડી લેજો."

ને આ રીતે આ બે ઐતિહાસિક દિવસો, આવતી કાલના ગુજરાતનાં સુખદ ને આશાભર્યાં સ્વપ્નો સેવવા મુકી ચાલ્યા ગયા. એને જીવનમાં ઉતારવા વધારે સામર્થ્ય, ચેતન ને શ્રદ્ધા ભરી ગયા. ઉછળતા ઉત્સાહ ને યૌવનનાં અજબ મસ્તીભર્યાં થનથનાટનાં મીઠાં સ્મરણો મુકી ગયા.




પુસ્તક ૧૩ ]　　　　આષાઢ ૧૯૮૪　　　　[ અંક ૪

# ગુજરાત અને યુગધર્મ

## ઉગતી પ્રજાને

સમાજ કે ધર્મે ઘડેલા બીબાંમાં રહી નિશ્ચેતન ઢીંગલીઓ બનશો મા. તપથી શક્તિ મેળવજો, ભાવનાથી શુદ્ધિ મેળવજો, અભ્યાસથી કાર્યદક્ષતા મેળવજો, જ્ઞાનથી સંસ્કાર સમૃદ્ધિ ભેગી કરજો; છતાં તેટલે જીવનમાં રસ રેડવો, ઉલ્લાસ અનુભવજો અને આમ ઘડાયેલી માનવતાને વ્યક્ત કરજો— શબ્દમાં, વિચારમાં, ચારિત્ર્યમાં ને કર્તવ્યમાં, કોઈનો ભય ધાર્યા વિના, કશાની આશા રાખ્યા વિના. ગુજરાતને મહાન સધ થવું હોય, સંસ્કારનો મંત્ર દેવો હોય તો તેની ઉગતી પ્રજાને આ માનવતા સજીવવી જ પડશે.

—કનૈયાલાલ મુનશી

(કુમાર: અષાઢ '૮૪ના અંકમાંથી)



આચાર્ય કૌટિલ્યે ઘોડો આગળ આણ્યો.




લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
પ્રમુખ, સાહિત્ય સંસદ.

ચિત્રકાર:
રા. જગમોહન મીસ્ત્રી

---

**સમય:**
ઈ. સ. પૂર્વે ૩૨૦ ની આસપાસ.

## સ્થલોની માહીતી

**પાટલીપુત્ર, કુસુમપુર, રાજગૃહ** } પુરાતન મગધનું પાટનગર હાલ પટણા છે તેની પાસે.

**તક્ષશિલા** ... અફ્ઘાનીસ્થાન આગળ આવેલું વિદ્યાને માટે વિખ્યાત હીંદુ રાજાનું પાટનગર.

---

## ક્રમવાર આવતાં પાત્રો

**રાક્ષસ** ...... મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો મંત્રી.

**વક્રનાસ**...... મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો અમાત્ય.

**સુમોહા** ...... તક્ષશિલાના રાજા સુબાહુની પુત્રી ને હિરણ્યગુપ્તની રાણી.

**હિરણ્યગુપ્ત, ધનનંદ** } શુદ્ર મહાપદ્મ નંદનો વંશજ અને પાટલીપુત્રનો ચક્રવર્તી રાજા.

શેપ...ક્ષુલ્લક માલ્લવોના દૂત પ્રણિધિ.
આંભિ...તક્ષશિલાનો યુવરાજ ને સુમોહાનો ભાઇ.
ભિખ્ખુ ચસ...પૂર્વાશ્રમે કામંદકનો પુત્ર.
સેનાજિત......હિરણ્યગુપ્તના અંતઃપુરના સૈન્યનો અધ્યક્ષ.
ગૌરી........સેનાજિતની પ્રિયતમા.
મૈનાકી......*મહામાત્ર દર્શકની પત્ની.*
આચાર્ય શકટાલ...ગૌરીના પિતા.
વિષ્ણુગુપ્ત...આંભિનો ગુરુબંધુ.
પ્રમંડક, કર્કુ ...આચાર્ય શકટાલના શિષ્યો.
શ્રીયક..., સ્થૂલભદ્ર ...આચાર્ય શકટાલના પુત્ર.
કોશા...પાટલિપુત્રની વિખ્યાત ગણિકા.
કુમાર ચંદ્રગુપ્ત......નરેંદ્રદેવનો ભત્રીજો.

---

## આગલાં પ્રકરણોનો સાર

---

વાર્તા ઇ. સ. પૂર્વે ૩૨૦ ના આસપાસના સમયથી શરૂ થાય છે. મહાપદ્મ નંદના રાજ્યાભિષેકને એકાણું વર્ષ થયાં હતાં; અને તેનો પૌત્ર હિરણ્યગુપ્ત 'સર્વાર્થસિદ્ધ'નું બીરુદ ધારી, મગધને સિંહાસને બીરાજતો હતો.

મહાપદ્મ નંદ તક્ષશિલાની કુંવરી સુમોહા સાથે પરણ્યો હતો. સુમોહાનો ભાઇ આંભિ ઘણે બહેનને મળવા આવ્યો હતો. તેની સાથે એનો બ્રાહ્મણ મિત્ર વિષ્ણુગુપ્ત હતો. નંદના રાજ્યમાં બ્રાહ્મણો પગે ચાલીને જાય એવી પ્રથા હતી. વિષ્ણુગુપ્તે આ આજ્ઞા ન સ્વીકારી. તે ચાલીને અંધ આચાર્ય શકટાલને ત્યાં ગયો.

આથી રાજ્યના અધિકારીઓમાં ચર્ચા ચાલીને ભય ઉત્પન્ન થવા લાગ્યો. મહાપદ્મ નંદ સ્વાર્થી હતો. સુમોહા એનાથી કંટાળી હતી. ભાઈ આવ્યાના સમાચારથી તે રાજી થઈ. મહાપદ્મ નંદે કંઈ હેતુ સાધવા સુમોહાદ્વારા આંભિને આમંત્રણ મોકલાવ્યું.

આચાર્ય શકટાલ એક વખત સત્તાના શિખરે હતા. હિરણ્યગુપ્તના સમયમાં તે રાજદ્રોહી હતા. તેની પુત્રી ગૌરી અંતઃપુરના અધ્યક્ષ સેનાજિત સાથે વરાવવાની હતી.

સંનિધાતા દર્શકની પત્ની મૈનાકી, ઘરડા પતિની જુવાન પત્ની હતી. મૈનાકી સંનિધાતા ને રાજ્યથી કંટાળી હતી. તે કુમાર ચંદ્રગુપ્તને ચહાતી હતી. પણ તે ક્યાંક નાસી ગયો હતો. મૈનાકીને વિષ્ણુગુપ્ત આવ્યાના સમાચાર મળે છે. તે તેની પાસેથી મળે તો કુમારની ખબર જાણવા તેને મળવા જાય છે.

શકટાલને ત્યાં આચાર્ય વિષ્ણુગુપ્તને મળવા સિદ્ધ ક્ષપણક, રાક્ષસમંત્રી, ક્ષુદ્રક માલ્લવોના દૂત પ્રણિધિ વગેરે આવવા લાગ્યા. સેનાજિત પણ નવા આગંતુકને અને તેની પ્રિયા ગૌરીને મળવા આવ્યો. પણ તેને થોડી વાર રાહ જોવા પછી ઘરમાં પ્રવેશ થઇ શક્યો. આ અપમાનથી તેનું હૃદય આકુળવ્યાકુળ થઇ ગયું. સેનાજિત શકટાલને લગ્નતિથિ નક્કી કરવા કહે છે.

વિષ્ણુગુપ્ત અહીંના ક્ષાત્રિયોની અધમ દશાથી નાખુશ થાય છે. જ્યાં બ્રાહ્મણોની અવગણના થતી હોય ત્યાં બ્રાહ્મણોએ ન વસવું એમ કહે છે. ને બધાને આ સ્થાન છોડી જવા પ્રેરે છે.

શકટાલ ગૌરીને સેનાજિત સાથે વરાવવાના છે એ જાણી વિષ્ણુગુપ્ત આશ્ચર્ય પામે છે. ને વિષ્ણુગુપ્ત ગૌરીને પરણવા તૈયાર થાય છે.

નરેંદ્રદેવ આંભિ ને તેના બ્રાહ્મણ મિત્રના આગમનથી નગરમાં પ્રવર્તેલા હયમચાટથી ડરે છે ને એમને કેમ જલ્દી દૂર કરવા તેની યુક્તિ રચે છે. અને આંભિએ સુમોહા સાથે આવતી નોમે જવું એમ નક્કી થાય છે. પણ તે પહેલાં છઠ્ઠે આવનાર મહેમાનોના માનમાં સમાજની રચના થાય છે.'

ગૌરી ઉપરા ઉપરી બનતા અદ્ભુત બનાવોથી કંટાળી ગઇ હતી. પોતે કોની સાથે લગ્ન કરે ? સેનાજિત કે વિષ્ણુગુપ્ત સાથે ? એ કંટાળી એનો એક ભાઇ સ્થૂલભદ્ર મલ્લિકાને ત્યાં પડયો પાથર્યો રહેતો તેની સલાહ અર્થે ચોરીછુપીથી તેને મળવા જાય છે, આ અણધાર્યા આગમનથી સ્થૂલભદ્રમાં એકદમ નવું ચેતન આવ્યું. તે કોશાને ત્યજી અંતે એક મહાવીરના અનુયાયી સાથે દીક્ષા લેવા ચાલી નીકળ્યો.

ગૌરી ભગ્નાશ થઇ ઘેર ગઇ. સેનાજિતે આવી શકટાલને કહ્યું : ' નરેંદ્રદેવે આપને નૈમિષારણ્ય જવાની રજા આપી છે. પણ લગ્નની તિથિ મહાદેવી પીયેરથી પાછાં આવે ત્યાર પછી નક્કી થશે. '

આ સાંભળી શકટાલ નૈમિષારણ્ય જવાનું મુલતવી રાખે છે.

મૈનાકી વિષ્ણુગુપ્તને સંકેત પ્રમાણે આવી મળી. મૈનાકીએ ગૌરીને હેતભાવથી પોતાની કરી લીધી. ને લગ્નની વાતમાં સેનાજિત તરફ પક્ષપાત દેખાડી સલાહ આપી.

બીજે દિવસે સૌ સમાજમાં ભાગ લેવા ગયાં. સેનાજિત ગૌરીને મૈનાકીના પ્રેક્ષાગારમાં નીરાંતે મળી શકયો. ને તે રાતે તે એના ઘરમાં કેદ કરેલા કેદીને વીસરી ગયો. કેદી કુમાર ચંદ્રગુપ્ત ત્યાંથી નાસી છુટી મૈનાકીને મળે છે. વિષ્ણુગુપ્ત કુમારને હાલ તુરત ત્યાંથી ચાલી જવા કહે છે.

વિષ્ણુગુપ્ત કુમારને તે મુરાદાસીનો પુત્ર નથી પણ શૈશુનાગ મહાનંદીના ઔરસપુત્ર કુમારગુપ્ત તેના પિતામહ હતા તેનો ભેદ ફોડે છે. ચંદ્રગુપ્તમાં નવી મહત્વકાંક્ષાઓ જાગે છે ને આખરે તે નૈમિષારણ્યમાં જવા ચાલી નીકળે છે.

સેનાજિતનો કેદી નાસી છુટયાની જાણ થાય છે. ગૌરી એ કેદી વિષ્ણુગુપ્ત છોડવી ગયો એમ કહે છે. હતાશ સેનાજિત વક્રનાસને ખબર આપે છે. અને સંનિધાતાની યુક્તિ–શકટાલની ઝુંપડી રાત્રે સળગાવી મુકવાની—સફળ કરી આવવા એને આજ્ઞા મળે છે. ગૌરીને આ ખબર પડે છે. તે આ ક્રૂર વિચારે હબકી જાય છે, તેના પિતાને ને આચાર્યને અગ્નિમાંથી ને સેનાજિતને પ્રઝંડાયામાંથી ઉગારવા તે મૈનાકીનું ઘર છોડી એની ઝુંપડી તરફ ધસી જાય છે.

(હવે આગળ વાંચો.)

## પ્રકરણ ૩૦ મું

### અર્ઘ્ય ?

બીજે દહાડે—સાતમે—સવારે આગલા દિવસની માફક લોકો તૈયાર થઇ સરસ્વતી મંદિરની સામે નરેંદ્રદેવનાં દર્શન કરવા, આચાર્ય વિષ્ણુગુપ્તને અર્ઘ્ય અપાતો જોવા અને કુમાર આંભિને વીદાય કરવા ભેગા મળ્યા.

મૈનાકીના મગજમાં અનેક યુક્તિઓ ને અનેક આશાઓ તરવરતાં હતાં. તે પણ નાહી, ધોઇ, વસ્ત્રાલંકારથી સજ્જ થઇ, અણધાર્યા પ્રસંગોની ઝાંખી કરતી તેના પ્રેક્ષાગારમાંથી જોઇ રહી. જીવનમાં પહેલી વખત

તેના પોતાના મુત્સદ્દીપણાનો પ્રથમ વિજયોત્સવ થઇ રહ્યો હતો. તેનું હૃદય પ્રફુલ્લ હતું. કુમારનાં સ્મરણો ને ભાવિ મહત્તાનાં સ્વપ્નો તેને રોમાંચ કરી રહ્યાં હતાં. ઘડીભર આખો સમાજ સ્વપ્નવત લાગતો હતો. પોતે શું મગધની મહાદેવી થવાની હતી?...કેવું ભવ્ય...તેણે ધ્યાનપૂર્વક બધા તરફ નજર નાખી.

આ મોટા લોકસમૂહમાં કાલ જેવો આનંદ, તોફાન ને ઉત્સાહ નહોતાં. ચિંતા ને ભય દરેક મુખ પર દેખાતાં હતાં, અને દરેક જીભને સંયમી બનાવતાં હતાં. ચારે તરફ અનેક ગપાટા ઉડી રહ્યા હતા. શકટાલનું ઘર રાતે બળી ગયું અને શકટાલ અને નંદનું અપમાન કરનાર તક્ષશિલાના આચાર્ય વિષ્ણુગુપ્ત તેમાં બળી મુઆ. એ ગપાટો તેની દાસી તેની પાસે લઇ આવી હતી. લોકોએ પણ તે સાંભળ્યો હશે. તે મનમાં હસી.

આવા ગપાટાઓ સાંભળતાં સામાન્ય લોકો ગભરાટમાં પડયા હતા. ધનનંદનું અપમાન કરનાર વિપ્ર માટે તેમના હૃદયમાં પૂજ્યભાવ ઉત્પન્ન થયો હતો. રાજ્યના જુલ્મથી ત્રાસતા છતાં એ બહાદુર પુરુષની હીંમત, ટેક ને વિદ્વતા માટે તેમણે સદ્ભાવ બતાવ્યો હતો. અત્યારે એ વિપ્રવર્યના આવા કારમા મૃત્યુથી અને ધનનંદના આવા ત્રાસદાયક પ્રતાપથી તેમનાં હૃદય કાંપી ઉઠયાં. આખરે નંદનું ભયજનક પ્રાબલ્ય વિધિના પ્રાબલ્યની માફક વિજય પામવાનુંજ એ ખ્યાલે તેમની હોંસ ને ઉલ્લાસ કચરાઇ ગયાં. તે હતા તેનાથી વધારે કાયર થઇ ગયા.

આ ગપ સાંભળી કેટલાંક નગર તરફ ચાલવા માંડ્યાં હતાં. ઘણાખરા આંભિકુમાર શું કરે છે તે જોવા ઉભા રહ્યા. કોણ શું કરશે કે કોને શું થશે તે કોઇ કહી શકે એમ નહોતું. ગભરાટને જેમ તેમ કાબુમાં રાખી કુતૂહલને વશ થઇ, આ બધા મંદિર આગળ આવીને બેઠા.

નરેંદ્રદેવ આવ્યા; મૈનાકીની દ્રષ્ટિમાં વેરભાવ ને દ્વેષ આવ્યાં. આ દુષ્ટને સ્થાને તેનો પ્રિયતમ કયારે બેસશે?

નરેંદ્રનું મોં આજે ઘણું મલકાતું હતું. સેનાજિતના મુખપર પણ વિજયનો હર્ષ હતો. નરેંદ્રદેવ સેનાજિતના ખભા પર હાથ રાખી હસી હસીને બોલતા હતા ને આંભિકુમારને તાલી દેતા હતા. ભલે એ મલકાય. મૈનાકીએ વિચાર કર્યો:-'આ પળ એની છે, આવતી પળ કોની આવશે?' નરેંદ્રદેવે હંમેશની માફક ભારોભાર અલંકારો, પીતાંબર અને પીછોડી પહેર્યાં હતાં અને બેગમ નિશ્ચલવાળું અર્ધચંદ્રાકાર પટ્ટસ કેડે લટકાવ્યું હતું. આંભિકુમારે પણ મુસાફરીની તૈઆરી કરી હતી. તેણે ડોકથી પગ સુધી લોહજાલિકા[1] પહેરી હતી, પણ માથું ઉઘાડું રાખ્યું હતું.

પાછળ વક્રનાસ ને સંનિધાતા પણ હસતા હસતા આવતા હતા. પાછળ આંભિના બે યોદ્ધાઓ પણ લોહજાલિકા પહેરી આવતા હતાં.

આ બધાના મુખ પરનો આનંદ જોઇ લોકોનો ગભરાટ જરા શમ્યો. પ્રેક્ષાગારમાંથી સ્ત્રીઓ ડોકાવી જોવા લાગી. મૈનાકીનું હૃદય તો તેની આંખોમાં આવ્યું.

સેનાજિતની આજ્ઞાથી ચોગાનમાં બેઠેલા લોકોએ વચ્ચે માર્ગ આપ્યો. એ વાટે આચાર્ય વિષ્ણુગુપ્ત અર્ધ્ય સ્વીકારવા આવવાના હતા. ચોગાન પુરું થાય ત્યાં આંભિના ત્રણસો કવચધારી ને સશસ્ત્ર યોદ્ધાઓ ઘોડે ચઢી પ્રયાણની વાટ જોતા ઉભા હતા. તેમની પાછળ રાજગિરિ-

1 માથાથી પગ સુધીનું લોઢાની જાળીનું બખ્તર

-ના હાળ પર આંભિના, બીજા માણસો, અને નંદના સૈનિકો વાટ જોતા હતા.

નરેંદ્રદેવ અને બીજા રાજપુરુષો મંદિરના ઓટલા પર જ્યાં રંગભૂમિ કરવામાં આવી હતી ત્યાં પાથરેલાં આસનો પર બેઠા અને આચાર્ય વિષ્ણુગુપ્તની વાટ જોવા લાગ્યા. વખત જવા લાગ્યો, આંભિ ઉતાવળ કરવા લાગ્યો. નરેંદ્ર વક્રનાસ ને સંનિધાતાએ સામસામું જોઇ મલકાયા કર્યું. મૈનાકીના મનમાં પણ ઉચ્ચાટ કે મલકાટ વધારે હતો તે કહેવાય એમ નહોતું.

"કેમ હજુ નહીં આવ્યા?" ગંભીર મુખમુદ્રા કરી વક્રનાસે ચિંતા દર્શાવી.

"મને પણ તેજ થાય છે" આંભિએ કહ્યું.

"મને પણ તેજ થાય છે" નરેંદ્રે ઉમેર્યું.

લોકો પણ થાકવા લાગ્યા. થોડી વારે અંતઃપુરમાંથી પાંચ શિબિકાઓ[1] નીકળી અને સરસ્વતીમંદિરની રંગભૂમિ આગળ એક તરફ ઉભી રહી. તેમાં મહાદેવી અને તેની સહચરીઓ પ્રયાણ કરવાને તૈયાર થઇ આવી હતી.

થોડીવારે પાંચ કવચધારી યોદ્ધાઓ ચોગાનની પેલી તરફ ઉભેલા આંભિના યોદ્ધાઓમાંથી છુટા પડી આંભિનો ઘોડો લઇ મંદિરના ઓટલા તરફ આવ્યા. અને શિબિકાઓ હતી તેની સામી બાજુએ ગોઠવાઇ ગયા.

આ પાંચમાના ત્રણ જણ આંભિ અને તેની સાથે બેઠેલા યોદ્ધાઓના ઘોડા દોરતા હતા અને તેમાંના એકના હાથમાં આંભિનાં શિરસ્ત્રાણ[2] અને અસિયષ્ટિ[3] હતાં. આ પાંચ જણાએ એકજ જાતનું સોનેરી ચિત્રવાળું લોખંડનાં પતરાંનું વારવાણ[4] શરીરે પહેર્યું હતું અને તેમનાં શિરસ્ત્રાણો માથા પર બાંધ હતાં. તેમના કવચધારી ઘોડા પર ધનુષ્યબાણ, કર્ણીઓ[5], અને તાલમુલ[6] વગેરે લટકાવ્યાં હતાં.

નરેંદ્રદેવ આ ભભકો જોઇ હસ્યા. આ શસ્ત્રસજ્જિત પાંચસો માણસોથી તેને આંભિ ગભરાવવા માંગતો હતો. પણ તે મૂર્ખને ખબર નહોતી કે રાજગિરિની તળેટીમાં બે હજાર યોદ્ધા અને આ સમાજમાં છુપે વેશે બીજા બે હજાર યોદ્ધાઓ તેની આજ્ઞાની વાટ જોતા ઉભા હતા. પણ રાતે લાંબી મસલત કરી તેણે ને વક્રનાસે નક્કી કર્યું હતું કે કોઇ પણ કારણે યુદ્ધ તો મચાવવુંજ નહીં. તક્ષશિલા અને ક્ષુદ્રક માલવો જોડે વેર કરવાનો હમણાં વખત નહોતો. મહાદેવીને અહીંઆં રાખવામાં પણ કંઇ મુદ્દો નહોતો. અને આવા નજીવાં કારણો માટે મગધની પ્રજાનો અસંતોષ વધારવામાં પણ કંઇ ડહાપણ નહોતું. ચાણક્યને બાળી મુકયો એ છેક ડહાપણભર્યું નહોતું, પણ એ બાબતમાં એથી વધારે પ્રતાપ દેખાડવામાં મુર્ખાઇ હતી. આથી આંભિને પોતાની શક્તિનો સ્વાદ ચખાડવાનો આ સમય નહોતો. નરેંદ્રદેવ હસ્યા. "જા હમણાં તો મઝા કર."

એટલામાં શેષ અને ક્ષુદ્રક માલવોના બીજા દૂતપ્રણિધિઓ આવી પહોંચ્યા તે સવારે વહેલા ઉઠી સિદ્ધાચાર્ય ક્ષણપકનાં દર્શન કરવા ગયા હતા. શેષ અને તેના સહયોગીઓ પણ અત્યારે રજા લેવાના હતા એટલે તે પણ શસ્ત્રસજ્જિત હતા. તેમણે માત્ર છાતીનુંજ રક્ષણ થાય એવાં પટ પહેર્યાં હતાં.

તેમની લાંબી દાઢીઓ હવામાં ફરફરતી હતી. શેષના મુખ પર અત્યારે સખ્તાઇ હતી. ને અવારનવાર નદી પસવારતો અને દૂર જોઇ આચાર્યના વાટ જોયા કરતો. આ દૂતપ્રણિધિઓ આવ્યા

૧. પાલખીઓ. ૨. માથું રક્ષતો કવચનો ભાગ; ટોપ ૩. લાંબી તીણી તરવાર. ૪. બખ્તર. ૫. હાથથી નાંખવાનું બાણ ૬. લાકડાની ઢાલ.

અને ઘોડા ઉપરથી ઉતરી નરેંદ્રદેવ અને આંભિકુમારને મળ્યા.

"હજુ આચાર્ય નથી આવ્યા?" શેષે પુછ્યું.

"ના. અમે તેનીજ વાટ જોઇએ છીએ" નરેંદ્રદેવે કહ્યું.

નરેંદ્રદેવ અને વક્રનાસ શીવાય બીજા બધા અધીરા થતા હતા. આંભિકુમાર હોઠ કરડતા હતા. મૈનાક્ષીનું હૃદય અધીરાઇ, આશા અને ચિંતાથી ધબકતું હતું; છતાં તે સ્થિરતાથી બધું જોઇ રહી. પણ એટલામાં શંખ ફુંકાયા અને સિદ્ધાચાર્ય ક્ષપણકના શિષ્યોનું ટોળું દોડતું દોડતું આવી પહોંચ્યું. એક પડછંગ બાવો હાથમાં એક મોટો ડંડો લઇ, શંખ ફુંકતો આવ્યો. લોકો અજાયબ થયા. નરેંદ્ર ને વક્રનાસના કપાળ પર કરચલી વળી. દરેક જણના હૈયામાં એવો ઉચ્ચાટ હતો કે, કૈં પણ અસાધારણ વસ્તુ બનતી, તો તે ગભરાઇ ઉઠતા. સેનાજિત ઓટલા પરથી નીચે ઉતરી આગળ આવ્યો ને બાવાને મળ્યો.

"કેમ?"

"જય જય જયંત! સિદ્ધાચાર્ય ક્ષપણક આચાર્ય વિષ્ણુગુપ્તને વીદાય કરવા આવ્યા છે."

"આચાર્ય વિષ્ણુગુપ્ત!" કટાક્ષથી સેનાજિતે કહ્યુ; "હજુ આવ્યા નથી. ઉભા રહો નરેંન્દ્રદેવની આજ્ઞા માગી આવું."

સેનાજિત નરેંદ્રદેવ પાસે આવ્યો. અને તેણે રજા આપી તેની ખબર આપવા તે બાવા પાસે ગયો. બાવો 'જય જય જયંત' ઉચ્ચારી ચોગાનની બહાર ગયો. આ અણધારેલી પધરામણીથી લોકોમાં સળવળાટ થયો.

"કૈં સમજાતું નથી." આંભિકુમારે શેષ તરફ જોઇ કહ્યું: "હજુ નથી આવ્યા? કોણ લેવા ગયું છે?"

"રાક્ષસ મંત્રી ગયા છેને" વક્રનાસે કહ્યું.

"હજુ એ કેમ નહીં આવ્યા?" મજાકમાં દયામણું મોહું કરી નરેંદ્રે કહ્યું.

"પછી મોડું થાય છે." શેષે કહ્યું. "આપણે હવે નીકળી જવું જોઇએ."

શંખ ફુંકાયા. 'જય જય જયંત'ની ઘોષણા થઇ, અને લાકડાની કાળી બેઠક પર ચઢી સિદ્ધાચાર્ય ક્ષપણક આવી પહોંચ્યા. લોકોએ લળી લળી પ્રણામ કર્યા. સંનિધાતા અને સેનાજિત તેને તેડવા આવ્યા.

પાલખી પરથી ઉચા ને પડછંગ સિદ્ધાચાર્ય ચારે તરફ જોઇ રહ્યા.

"જય જય જયંત! આચાર્ય ક્યાં છે? અર્ધ્ય અપાઇ રહ્યો?" તેણે બુલંદ અવાજે પુછ્યું.

"હજુ આચાર્ય આવ્યા નથી. રાક્ષસ મંત્રી તેડવા ગયા છે." સંનિધાતાએ પગે લાગતાં કહ્યું. "આપ ઉપર પધારો."

ઓટલા પર નરેંદ્રદેવાદિ તેને આવકાર દેવાને ઉભા રહ્યા હતા. સિદ્ધાચાર્યે તેમની તરફ જોયું, ઉપર જોયું, નીચે જોયું, શ્વાસ માપવા નાકને આંગળી લગાડી અને નીચેથી આંભિકુમારને કહ્યું: "આંભિકુમાર! જાઓ હવે મૂહુર્ત પુરું થવા આવ્યું છે."

"ઉપર પધારો" વક્રનાસે કહ્યું.

"ના" તેણે કહ્યું; "સિદ્ધાચાર્ય ક્ષપણક સરસ્વતીને અહીંઆંથીજ સાષ્ટાંગ પ્રણામ કરશે." કહી તેણે પ્રણામ કર્યા. શ્વાસ રુંધી મૈનાક્ષી અણધાર્યો રંગ જામવાની ક્ષણની વાટ જોઇ રહી.

---

૧ એક પ્રકારનું હાથ વગરના કોટ જેવું બખ્તર.

આંભિ અને શેષ આગળ આવ્યા. "નરેંદ્રદેવ! આચાર્ય નથી આવ્યા તેનું કૈં પણ કારણ હોવું જોઇએ. " નાગોદરિકાવાળા[૧] હાથ એક પર એક ઠોકી આંભિકુમારે કહ્યું.

" લેવા કોણ રાક્ષસ મંત્રી ગયા છે?" શેષે પુછ્યું. નરેંદ્રદેવ, આંભિ અને શેષ ઓટલાની છેક પાગેર આગળ ઉભા હતા. નીચે, વચ્ચોવચ સિદ્ધાચાર્ય હતા. એક તરફ મહાદેવીની શિબિકાઓ હતી. બીજી તરફ વારવાણુમાં સજ્જ થએલા આંભિના ઘોડેસ્વારો હતા.

" ક્યાં લેવા ગયા છે?" ક્ષપણકે કહ્યું.

" નગરમાં, મંત્રી શકટાલને ત્યાં " વક્રનાસે કહ્યું

" શકટાલને ત્યાં! હા, હા, હા." ક્ષપણક હસ્યો. "એ તો રાતે બળીને ખાખ થઇ ગયું."

લોકો કાંપ્યાં, અજાણ્યાં હતાં તે ચમક્યાં. આંભિકુમારે ભ્રૂભંગ કર્યો ને ખડગ પર હાથ મુક્યો. સંનિધાતા ને સેનાજિતે સમાસામી નજર કરી. નરેંદ્રદેવ ને વક્રનાસે દીલગીરી જાહેર કરી. મૈનાકીની આંખમાંથી અગ્નિ વર્ષ્યો.

" અરરરર—શું કહો છો?" નીચલો હોઠ લંબાવતાં દ્વેષી વક્રનાસે કહ્યું.

" અરર-અમારા ભાગ્યમાં અર્ધ્ય નજ આપવાનું—" નરેંદ્રદેવે ઉમેર્યું.

" જય જય જયંત!" સિદ્ધાચાર્યે મોટો બરાડો નાંખ્યો. અને બે હાથ ઉંચા કર્યા ને વિપલ વાર આંખ મીચી. "ફીકર કરો.નહીં. ઘર બળી ગયું, પણ આચાર્યને આંચ લાગી નથી." એના શબ્દોનો પડઘો બધે ફરી વળ્યો ને લોકો સ્તબ્ધ થઇ આ ગાંડા જેવા નાગા બાવાને જોઇ રહ્યાં. "સિદ્ધાચાર્યનું વચન છે. જય જય જયંત! જય જય જયંત!" તેણે મોટેથી ઘોષણા કરી, અને લોકોએ એકધ્યાને સાંભળી. "હિરણ્યગુપ્ત! અર્ધ્ય આપવો હોય તો તારો અર્ધ્ય લાવ." તેણે એક હાથ નરેંદ્ર તરફ કર્યો અને બીજો બીજી તરફ લંબાવ્યો. "આચાર્ય કૌટિલ્ય! અર્ધ્ય સ્વીકારો! જય જય જયંત! જય જય જયંત!"

જે તરફ સિદ્ધાચાર્યે દૃષ્ટિ કરી હતી તે તરફ બધાએ જોયું. આંભિના પાંચ બખ્તરવાળા યોદ્ધાઓ ઉભા હતા તેમાંના વચલાએ નાગોદરિકાવાળો હાથ ઉંચો કર્યો. અને પોતાનું શિરસ્ત્રાણ કાઢી નાખ્યું. બધાં હૈયાં પળ વાર અટકી ગયાં. વારવાણમાં સજ્જ આચાર્ય વિષ્ણુગુપ્ત તત્પરતાથી સિદ્ધાચાર્યને પગે લાગતા હતા.

---

## પ્રકરણ ૩૧ મું

### પ્રતિજ્ઞા

મૈનાકીએ આચાર્યનું તેજસ્વી ને નિશ્ચલ મુખ જોયું અને હર્ષનો ઉત્સાહ તેની રગેરગ ગુંગળાવી રહ્યો.

તેની વિજયઘેલી દૃષ્ટિ બધા પર પડી. સંનિધાતા, પહોળે મોઢે ને ફાટે ડોળે જોઇ રહ્યા હતા. સેનાજિતના મુખ પર કાળું વાદળ પ્રસર્યું હતું, અને ગભરાટથી બેભાન બની તે વાળ ખેંચતો હતો. વક્રનાસનાં ભવાં ભયંકર દ્વેષથી ભેગાં મળ્યાં અને તેનો નીચલો હોઠ છેક લબડી પડ્યો હતો.

લોકો ગભરાટની પરાકાષ્ઠાએ પહોંચ્યા હતા.

---

૧ હાથના લોખંડનાં મોજાં

આચાર્યે કૌટિલ્યે ઘોડો આગળ આણ્યો. ક્રોધથી અસ્વસ્થ નરેંદ્રની આંખો લાલ થઇ રહી હતી. તે હોઠ પીસી, ભવાં ભેગાં કરી, વિકરાળ ઝનુનથી આચાર્યને જોઇ રહ્યા. તેમના હાથનાં આંગળાં વિનાશકતાથી બીડાતાં ને ઉઘડતાં...

પોતે ઓટલા પર ઉભા હતા. આચાર્ય સામું ઘોડા પર બેઠા હતા. તેના મુખની પાસે, જરા નીચું, હાથમાં મસળી શકાય એમ આચાર્યનું મુખ હતું...

ઘાતક વૃત્તિ—ચંચલ પણ દુર્ધર્ષ—તેની રગોને પ્રેરી રહી...

આચાર્યની જટા તેના હાથ આગળ હતી. તેણે હિંસક પ્રાણીના જેવો નાદ કર્યો—હાથ લંબાવ્યા...ને આચાર્યની જટા બે હાથે પકડી.

નિઃશબ્દ જનસમૂહ, અનિમિષ, જોઇ રહ્યો.

આચાર્યના મુખે દેવોના મુખની સનાતન નિશ્ચલતા પ્રાપ્ત કરી. અભેદ્ય શાંતિથી લોખંડી હાથે તેણે નરેંદ્રદેવનું કાંડું પકડયું—કચર્યું.

રવિકિરણ સમી દઝાડતી તેજ રેખાઓ તેનાં નયનોમાંથી ફુટી—નરેંદ્રદેવ અંજાએલા જોઇ રહ્યા. તેની ઘાતક વૃત્તિ ગભરાટમાં ફેરવાતી હતી. તેની આંખની ઝનુનમાં ભીતિ પેઠી.

ધીમેથી આચાર્યના હાથની આજ્ઞાને વશ થઇ તેના હાથ જટા પરથી ખસ્યા, દૂર થયા.

આચાર્યના ભ્રૂભંગથી જાણે તેને ત્રીજું લોચન ઉઘડ્યું હોય એમ લાગ્યું.

તેના હાથને આચાર્યે છોડયા—તે હેઠા પડયા. તેનું મુખ ફીક્કું પડ્યું.

આચાર્યની જટા, સ્પર્શથી ઢીલી થએલી, તેના ખભા પર પડી.

"નંદ! તારા અગ્નિએ જેને બાળ્યો નહીં તે તારે હાથે મરશે! જવા દે! બધા મશ્કરી કરશે."

વારવાળુ ને જટામાં, સયમભરી છતાં ઉગ્ર ભયાનકતામાં કાર્તિકેય સમા આચાર્યનો અવાજ સ્પષ્ટ ને શાંત, બધે સંભળાયો.

એક વિપળ વાર પ્રસરેલી ધાકભરી નિઃશબ્દતાની શૃંખલા છુટી

લોકો પાસે આવ્યા. આંભિ, શૈવ, સેનાજિત ભદ્રસાલ બધા શસ્ત્ર પર હાથ મુકી પાસે આવ્યા. બધા આજ્ઞાની વાટ જોતા હતા.

વક્રનાસે તરત સ્વાસ્થ્ય મેળવ્યું ને નરેંદ્રના હાથ પર હાથ મુકયો. તે હસ્યો "કોણ આચાર્ય વિષ્ણુગુપ્ત! પધારો પધારો. અમે ક્યારના વાટ જોઇએ છીએ. અમને શી ખબર કે આજે વેશે તમે આવશો?" તેના અવાજમાં દ્વેષનો ડંખ હતો.

નરેંદ્ર તરત સમજી ગયા. તેણે ભય ને નિષ્ફલતાને જેમતેમ શમાવી શાંત થવાનો પ્રયત્ન કર્યો ને તે બબડયા: "પધારો! પધારો!"

મૈનાકીની ચમકતી આંખો એક દૃષ્ટિએ સમગ્ર દર્શન કરી રહી ને તેનું હૈયું ધબકી ઉઠ્યું. લોકો અસ્વસ્થ થતા હતા; નરેંદ્રના યોદ્ધાઓ પાસે આવતા હતા. શું કતલ ચાલશે? તેના જીવનનો પરમ પ્રસંગ આવ્યો તેને લાગ્યો. આખી મેદની તેની આંખ આગળ તરવા લાગી.

તેણે સિદ્ધાચાર્યને આચાર્યના ઘોડા પાસે આવતો જોયો. તેની મોટી દાઢી બધાનો પડકાર કરતી હતી. તેનો બુલંદ અવાજ ગાજ્યો. "જય! જય! આચાર્ય વિષ્ણુગુપ્તનો જય! આચાર્યનો જય!"

તેના શિષ્યોએ, શૈવ ને આંભિના અનુયાયીઓએ, અને કેટલાક લોકોએ ઘોષણા ઉપાડી લીધી. મૈનાકીને એ ઘોષણા જોર વગરની લાગી. પોતાનો અવાજ તેમાં ઉમેરવાની તેને ઇચ્છા થઇ, પણ હીંમત ચાલી નહીં.

[વધુ માટે જુઓ પૃ ૩૪૭]

# શત્રુંજય ને શ્રાવકો

લેખક :
રા. દેવશંકર મ. ભટ્ટ
સભ્ય, સાહિત્ય સંસદ.

આ઼ઇ ૨૬ મીની સાંજે જૈન જગતમાં હાકલ પ્રસરીઃ " જય જિનેશ્વર ! અહિંસા પરમો ધર્મઃ । સત્યમેવ જયતે ! " ને વાયુવેગે બધે સમાચાર ફરી વળ્યાઃ શ્રાવકોનો સત્યાગ્રહ સફલ થયો છે.

શ્રાંદરોડના સ્ટેશને પેશાવર મેલ આવવાને હજી તો એક કલાકની વાર છે ત્યાં જૈનો પડાપડી કરી રહ્યા છે. તસુભર જગા મળતી નથી. જેના હાથમાં જુઓ તેના હાથમાં ફુલના હાર છે. સ્વયંસેવકો તુકડીબંધ બેન્ડસહિત પ્લેટફોર્મ પર ને બહાર ઉભા છે. પેશાવર મેલ પ્લેટફોર્મ-માં દાખલ થયો. ' જિનેશ્વર ભગવાનની જય ' ને 'શત્રુંજયની જય ! 'ના જયનાદોથી સ્ટેશનનું વાતાવરણ ગુંજી રહ્યું. ગાડીમાંથી શેઠ કીકાભાઇ અને તેમના સાથીઓ ઉતર્યા ને શ્રદ્ધાળુ સ્વધર્મી-ઓએ ને સ્નેહીઓએ ફુલડે વધાવ્યા.

બબ્બે વર્ષના શત્રુંજયના યાત્રાત્યાગના સત્યા-ગ્રહની સમાધાની કરી સીમલાથી એમના જૈન પ્રતિનિધિઓ ઉત્સાહભેર વિજયશ્રી લેઇ પાછા ફર્યા હતા.

× × ×

સોરઠ દેવદેશ છે.

પશ્ચિમનો અરબી સમુદ્ર એની પાળોને પખાળ્યા કરે છે. સૂર્ય ને ચંદ્ર નિરંતર એની પરકમ્મા ફર્યા કરે છે. ચમારડીના ડુંગર ઉપર ઉભાં રહીને દક્ષિણ ભણી નજર કરો તો ખોખરાના ડુંગરની હારમાળા સિહોરને વીંટાતી જણાશે. ને એથીએ છેક પશ્ચિમમાં, દૂર ક્ષિતિજમાં કોઇ નાનકડો હાથી આળોટતો પડ્યો હોય તેમ પવિત્ર શત્રુંજય પર્વત જણાશે. સમુદ્ર-ની સપાટીથી સુમારે બે હજાર ફુટની ઉંચાઇ ઉપર, રાજમંદિરના જેવી બાંધણીઓથી ભરપુર એવાં દેવાલયોથી શોભતો એ કૈલાસસમી ભવ્યતા ધારે છે. એના પગ તળે પાલીતણા નાનુ-મહોળું થઇ સુતું છે. એના ગગન સ્પર્શતા સોનારા હાથણીની આજુબાજુ ચમકતા ભાલા-ની ભભકથી હુલી રહ્યા છે.

જૈન તીર્થંકર આદિ આદિનાથની તપશ્ચર્યા-નાં પુણ્ય સેજાની પાવન થએલ શત્રુંજય જૈનોનું પરમ યાત્રધામ બન્યું છે. ઉપલબ્ધ ઐતિહાસિક તવારીખ પ્રમાણે આ ઇતિહાસ પ્રસિદ્ધ સ્થળ ઇ. સ. ૪૨૧ માં અસ્તિત્વ ધરાવતું એટલું પ્રાચીન

છે. પાલીતાણા શહેરમાં એનું ને એના યાત્રાળુઓનું પ્રથમ રખોપું લેનાર ગોહિલોના વંશજો આજે રક્ષણકર્તાની પુરાણી કીર્તિ ઉજમાળતા રાજ્ય કરી રહ્યાં છે.

× × ×

ભાવનગર સ્ટેટની રેલ્વેના સીહોર સ્ટેશને થઇ પાલીતણા પહોંચાય છે. ત્યાંથી પર્વતની તળેટીમાં થઇ યાત્રાળુઓ ઉપર ચઢે છે. રસ્તે બંને બાજુએ સૂર્યકિરણોથી કોરાઇ રહેલી વડલાની ઘટા પથરાઇ રહે છે. તળાવ, કુવા; નાનાં દેરાસરો ને ચૈત્યો ઠેરઠેર ફુલોની પેઠે વેરાએલાં છે. શેરીઓ, ચકલાં ને ચોકથી, ભવ્ય દેવાલયોને તેના કોટથી ઓપતો ડુંગર કોઇ નગર સરીખો લાગે છે. ઉંચે આકાશ સાથે વાતો કરવા મથતાં દેદીપ્યમાન આરસપહાણનાં દેવાલયો, નીચેથી જોનારને અલકાપુરીનાં યક્ષમંદિરોની હરીફાઇ કરતાં જણાય છે. પ્રત્યેક ચૈત્યના ગંભારમાં અજીતનાથ કે આદિનાથ કે કોઇ બીજા સ્થિતપ્રજ્ઞ તીર્થંકરની મૂર્તિઓ શિલ્પીની ટાંચણીના પ્રભાવે ઉદાસીન વૃત્તિ ધારણ કરી બેઠેલી જણાશે. મૂર્તિઓ, દેરાસરો ને રચના તથા કોતરકામમાં પ્રથમ દૃષ્ટિએ પઠાણ કળાની છાયા તરવરતી જણાશે પરંતુ વસ્તુતઃ આ દહેરાં પ્રાચીન હીંદુ શિલ્પકળાનો અત્યુત્તમ અવશેષ છે રુપેરી દીવાઓના આછા પ્રકાશના છાયાભેદ, સંગેમરમરની નિર્મલતા, અગરબતીના પમરાટની મોહકતા, ચકચકિત ફરસબંધી ઉપર રંગબેરંગી વસ્ત્રાભૂષણો ને સુવર્ણના શૃંગારોથી ઝબમઘાટ મારતી, એકસ્વરી પણ મધુર સ્તવન ભણતી, શ્વેત પહાણ ઉપર ગોરા ગુલાબની ફુલપાંદડીઓ શી પગલીઓ પાડી પ્રદક્ષિણા ફરતી સુંદરીઓ કે અપ્સરાવૃંદશી, ભવ્યતા અર્પે છે. આ આખાએ પર્વતને એક આંગ્લકવિએ "પૂર્વની અદ્‌ભુત કથાના કોઇ રમણીય ડુંગરની" ઉપમા આપેલી સાર્થવતી શતી લાગે છે.

× × ×

"નાથ ! શું કરીશું હવે ?"

"ગાંડી, જય જિનેશ્વર કર, એમાં ગભરાય છે શું કામ ?"

પણ, નાથ હવે તો જરાએ આબરુ રહે તેમ નથી."

સોરઠના એક ખુણે કામ્પિલ્યપુર નગરી શ્યામ રાત્રિમાં નક્ષત્ર મંડળના ચંદરવા નીચે શાંત બની વિરામ લેઇ રહી છે. એક ભેળી બાંધણીના નાનકડા ઘરમાં શ્રાવક શ્રેષ્ઠિ ભાવડ અને તેની સ્ત્રી ભાવલા રહેતાં હતાં. અતિથિપૂજન, જિનપ્રભુનું સ્મરણ અને સ્તવન એજ એમનું નિત્યકર્મ હતું. ભાવલા રાંધે ને જમાડે. ભાવડ ફેરી ફાંટી કરે, થોડો ઘણો વેપાર કરે ને દેરાસરોમાં ફરતો ફરે. સાધુ, સાધ્વી, જતિ અને સ્વામીઓની પૂજા અર્ચા ને જીવનબોધ સાંભળવામાં જીવન ગાળે.

ચાર અતિથિઓ સંધ્યા પહેલાં બીજે જવા ઉપડી ગયા હતા. ઘરમાં અન્ન ન હતું. આજે રાત્રે ભાવિક દંપતીએ અપવાસ કર્યો હતો. થોડીવારમાં તો બીજા બે અતિથિઓ આવી લાગ્યા. રસ્તામાં આશ્રયસ્થાન નમળ્યું ને અહીં પહોંચતાં પહેલાં સૂર્યાસ્ત થવાથી નિરાહારીજ રહ્યા હતા. પ્રભાતમાં બીજે ગામ જવા એમણે જવુંજ જોઇએ એમ હતું. એ જાય તે પહેલાં ભોજન કરાવવું એ આ દંપતીની ઇચ્છા હતી. ઘરમાં કંઇજ નહતું.

"ભાવ ! ગભરાઇશ નહીં. હું હમણાંજ બહાર જઇ આવું છું." ખભે ખેસ નાખી, માથે એક નામનીજ પાઘડી કહી શકાય તેવી પાઘડી મુકી તે બહાર પડયો.

ભાવલાએ આતથિઓની આગતાસ્વગતા કરી. જતિ ત્રિકાળજ્ઞ હતો. એણે આ દંપતીના અતિથિ સત્કાર વીશે અદ્ભુત વાતો સાંભળી હતી. એના યજમાનની વૃત્તિ તાવી જોવાની તેને ઇચ્છા થઇ આવી.

"ભાવલા! સવારમાં જરા વહેલું જવાય તો સારું. ને મારે તો ગાયનું દુધ પણ જોઇશે. ફળફળાદિ મળે તો ઘણુંજ સારું." અતિથિએ જરુરીઆતો જણાવી.

"મહારાજ! બધુએ મળી આવશે. સુખેથી શયન કરો. જે કૈં જોઇએ તે ખુશીથી નિઃસંકોચ કહેશો, મહારાજ!" એના મુખ ઉપર પ્રસન્નતા ને ભક્તિભાવ નીતરતાં હતાં, માત્ર હૃદયમાંજ ખળભળાટ હતો.

ભાવડ અંધારી રાત્રે પાસેના ખેતરમાં ગયો. પટેલને ઉઠાડ્યા ને એમનું અનાજ તોળી આપવા માગણી કરી. ખેડુતે 'અત્યારે તો નહીં સવારે આવજે' એમ કહ્યું. બીજે ખેતરે, ત્રીજે ને ચોથે એમ છ સાત ખેતર ફરી વળ્યો. એક ખેડુતે હા પાડી. બાજરીનો સોમણ ઉપરનો ઢગ સામે પડ્યો છે. ને ભાવડે એક પગે પલાંઠી વાળી તાજવું હીલોળ્યું.

"જો ભાવડશેઠ! જોખવી હોય તો પુરી જોખી દેજે."

"હા, ભા, પુરી જોખી દેઇશ."

"જો ભુલ નો પડે હોં."

"બાપ; કે મહ્રતનું આવ્યું છે તે ભુલ પડે!"

અહીં તો એણે તાજવું હીલોળે ચઢાવી લાભ સવાયાં લાભોજી—આ બંનોજી કહી જોખવામાં તે મશગુલ થયો છે. સો મણ જોખ્યા પછી એને બે મણ બાજરી અને સો દદીઆં ઉપરામણી મળવાનાં હતાં. એમાં તો કેટલાએ અતિથિઓ સચવાશે એવી એને આશા હતી.

અતિથિઓ નિદ્રામાં પડયા હતા ને ભાવલા વ્યગ્રચિત્તે આંગણામાં ખાટલો ઢાળી બેઠી. પ્રહર બે પ્રહર ગયા ને એની ધીરજ ખુટી. એ ઉઠી ને પડોશણ ને ત્યાં ગઇ. વખતે દળવાનું મળે તોએ ઠીક. પણ અડધી રાતે કોણે દળણું તૈઆર કર્યું હોય તે એમ આપે? ફળીઆમાં ઘર ઘર ફરી વળી, પણ નીરાશ થઇ પાછી ફરી. હજુએ ભાવડ પાછો ફર્યો નથી. મધરાત વીતી ગઇ. ને ઉપર એક પ્રહરની ચોકીદારની બુમ સંભળાઇ. એને જરીકે જંપ વળતો નથી; એ ઉઠી. ગામમાં અત્યારે કોણ જાગતું હોય? એ એનાં ફાટાં તુટયાં લુગડાં તરફ જોઇ રહી. એની સ્થિતિના એને વિચાર આવ્યા. ઘડીભર પ્રભુમાંથી શ્રદ્ધા સરી ગઇ. પણ પાછું નશીબ યાદ આવ્યું. 'પાછલા ભવમાં ન કર્યું હોય તો આ ભવમાં કયાં--

## શત્રુંજયનું સમાધાન

—×—

:: :: :: નવું કરારનામું :: :: ::

૧. શત્રુંજય ડુંગર પાલીતાણા સંસ્થાનમાં આવેલો છે અને ૧૬ માર્ચ ૧૮૭૭ ના ૧૬૪૧ નંબરના ઠરાવમાં નક્કી થયેલી મર્યાદાઓ અને તે ઠરાવમાં લખાયેલા જૈનોના અધિકારો મુજબ પાલીતાણા સંસ્થાનનો એક ભાગ છે.

૨. ધાર્મિક ક્રિયાઓ અર્થે અને એવી ક્રિયાને લગતાં બીજાં કાર્યો માટે ગઢની અંદરની તમામ જમીન, વૃક્ષો, મકાનો અને છાપરાંઓનો ઉપયોગ કરવાનો, અને પોલીસ કામકાજ સીવાય દરબારના કોઇ પણ પ્રકારના અંકુશ કે દરમ્યાનગીરી વગર સદરહુ ધાર્મિક મીલકતનો વહીવટ કરવાનો જૈનોને હક્ક છે.

૩ જરૂર પડે ગઢની દીવાલો ફરીથી ચણવાની, સમરાવવાની અને સાચવવાની જૈનોને છુટ રહેશે, સીવાય કે એમ કરતાં તેનાં અત્યારના આકાર ને સ્થાનમાં ફેરફાર થવો જોઇએ નહીં. છતાં, અત્યારના મંદિરનો ભાગ હોય એની ગઢની દીવાલોનો એવો ભાગ સદરહુ મંદિરની બીજી કોઇ દીવાલની સરખી ઉંચાઇ સુધી વધારવાની તેમને છુટ રહેશે. સદરહુ ગઢની દીવાલોના બીજા ભાગ વધુમાં વધુ ૨૫ ફુટ ઉંચો બંધાવવાની પણ તેમને છુટ રહેશે.

૪. દરબારની કૈં પણ દખલ વિના ડુંગર પરનાં અને ગઢની બહારનાં દેવાલયોની વ્યવસ્થા જૈનો કરશે.

૫. ગઢની બહારના ડુંગર પરનાં પગલાં દેરીઓ અને છત્રિઓ તેમજ કુંડ ને વિસામાં પર જૈનોની માલીકી રહેશે, શરત એટલી કે કુંડ ને વિસામાનો ઉપયોગ ( જૈનતર ) જાહેર પ્રજા કરી શકશે; જૈનો તેમને મંજુરી વિના સમરાવી શકશે.

૬ સદરહુ કુંડોની સરવાણી પાલીતાણા દરબાર જાળવશે ને સમરાવશે.

૭. તળેટીથી ગઢ સુધીનો મોટો રસ્તો ને તેની વંડી પોતાને ખર્ચે જાળવવા અને વગર

થી પમાય? આમ નાસ્તિક થવા માટે પશ્ચાતાપ થયો. શૂન્યમને નીચી નજરે એ બેસી રહી. એની નજર પાછી એનાં કપડાં ઉપર પડી. ફાટેલું લુગડું જોયું. સાંધવાનું મન થયું. ત્યાં અચાનક એને યાદ આવ્યું: દરજીનો દીકરો અત્યારે જાગતો હશે. એ કૈંક કામ આપશે. એ ઉઠી ધીમે પગલે ઘરની બહાર પડી. કાપડ, અનાજ ને પરચુરણ સામાનનાં ચૌટાં વટાવી ચોકમાં આવી. માત્ર એકજ દરજી ધીમો દીવો બાળી હુકો ગગડાવતો બેઠો હતો. એના પગ ઉપર લુગડું પડયું હતું ને સોઇદોરો કાને લટકતાં હતાં. તેનામાં આશાએ સંચાર કીધો. ઉતાવળે પગલે તે ત્યાં પહોંચી ગઇ. પણ થોડીવાર તો શું કહેવું તેજ સુજ્યું નહીં. દરજીએ ઉંચી આંખ કરી. આ કોણ હતું? ને આમ મધરાતે કોઇ બાઇ! વખતે ભૂત હશે. તે મનમાં બીધો. એ બોલી ન શકયો. મહામહેનતે એણે કાતરને હાથ અરાડયો. ભાવલા સ્વસ્થ થઇ હતી. તેણે દરજીને કહ્યું: "ભાઇ કૈં કામ આપશો? વેતરવાનું કે ઓટવાનું?"

"કોણ ભાવલા! અરેરે, આમ મશ્કરી શું કરો છો! બોલો અત્યારે શું વેતરાવવું છે! બાપ! મને ત્યાં બોલાવ્યો હોત તો હું આવી જાત.. આમ. અરધી રાતે તમારા જેવાંને આવવું પડે?"

"ભાઇ, હું વેતરાવવા નથી આવી. મારે કૈંક કામ જોઇએ છે. હું ઓટી આપીશ. ઉંઘ નથી આવતી ને કામ ન હોય તો વિચારમાં ને વિચારમાં ગાંડા થઇ જવાય એટલે કામ કરવા આવી છું."

હા, ના કરતાં એક પહેરણ ઓટવાનું એને મળ્યું. ને ઓટામણ એને છ પૈસા મળવાના હતા.

× × ×

પ્રભાતનો કુકડો બોલ્યો ને પહેરણ ઓટાઇ રહ્યું.

"ભાઇ, આ પહેરણ!"

"હા, મુકો બહેન! પૈસા સવારે હું આપી જઇશ." દરજીએ ધીમેથી કહ્યું.

"ભાઇ, પૈસાનો અણવિશ્વાસ નથી પણ હમણાં આપો તો સારું. તમે સવારે આપવા આવો. નકામા ખોટી થાઓ, કામ બગડે અને લોકો જાણે કે શાના પૈસા હશે!"

કેમે કરતાં દરજીએ ગોદડા નીચેથી ચાર

પૈસા કાંઢી આપ્યા. બે આંકી રાખ્યા.'

ભાવલા ઉત્સાહભેર ઘેર પહોંચી ગઇ. પણ હજુએ ભાવડ ઘેર નહોતો આવ્યો. ભાવડ તો બાજરી જોખ્યેજ જતો હતો. પણ કેમે કરી ખુટેજ નહીં. ભળભાંખરું થયું ત્યારે તો ઢગનો લગ્ભગ અડધ ઉપર થોડો ભાગ જોખાઇ રહ્યો હતો. એને ઘર ને અતિથિઓ સાંભરી આવ્યા. કેટ-કેટલાએ વિચાર પછી મહામહેનતે એણે પેલા ખેડુતને સમજાવ્યો કે પાછાં રાત્રે આવી જોખી જશે. ને તેને પાંચશેર બાજરી ને આઠ ફદીયાં આપી. વદામ કર્યો તે ઉત્સાહભેર ઘેર ગયો.

× × ×

ભાવડ ને ભાવલા અતિથિએ ને પગે પડ્યાં. અતિથિની આંખમાંથી દડદડ આંસુ સરી પડ્યાં. "ભાવડ! ધર્મલાભ! અતિથિઓની પૂજા માટે આટઆટલો ટેક ને આટઆટલી સહન શક્તિ!"

"ભાવડ! આ એક ઘોડી આપું છું. ચમત્કારી ઘોડી છે. જા વિજય કર! તને આજથી કશુંએ દુઃખ ન પડે-જિન પ્રભુનો જય છે!" ભાવડ ને ભાવલા બાવભર્યાં અતિથિના પગમાં પડી રહ્યાં છે. ભક્તિભાવનાં આંસુથી પગ પખાળી રહ્યાં છે. સાધુ ધર્મલાભ બોલી ચાલી નીકળ્યા.

× × ×

વિક્રમ રાજા પૃથ્વીને ઋણમુક્ત કરવા ઉઠયો. પાપીનો પરાજય કરી મર્મીઓને સંરક્ષનો તે ચાલ્યો જાય છે. કામ્પિલ્યપુરની નજીકમાં તે ડેરા તાણી પડ્યો છે.

ભાવડ ઘોડાનો મોટો વેપારી બન્યો છે. રાજાને એણે સારા સારા ઘોડાની ભેટ ધરી. રાજા પાણીપંથા ને તેજીલા ઘોડા જોઇ ખુશ થઇ ગયો. રાજા રીઝે તો ગામ આપે. એણે ભાવડને મધુમાવની (હાલનું મહુવા) તાંબાપત્રાએ લખી આપ્યું.

ભાવલાને ત્યાં પુત્રરત્નની પ્રાપ્તિ થઇ. પુત્રનું નામ પેલા જતિની યાદગારમાં જાવડ પાડ્યું.

જાવડ દિનપ્રતિદિન ચંદ્રની કલાની પેઠે વૃદ્ધિંગત થવા લાગ્યો. એ એના પિતાની શ્રદ્ધાને પણ ટપી જાય એવો ધર્મશીલ છે, દેવ કરતાંએ વધુ દયાપણાનો એ ભંડાર છે. બાપના સ્વર્ગવાસ પછી એણે નગરનો કારભાર સંતોષજનક રીતે ચલાવવા માંડ્યો છે.

તક્ષશિલા તરફથી સિંધુને કીનારે કીનારે મ્લેચ્છો ઉતરી આવવા

મંજુરીએ સમરાવવાની જૈનોને છુટ રહેશે; માત્ર જાહેર પ્રજાને સદરહુ રસ્તાનો ઉપયોગ કરવા દેવો પડશે.

૮. (અ) શ્રી પુંજ ટુંક સુધીનો મોટો રસ્તો (બ) ઘેટી પાયગા, (ક) રોહીશાળા કેડી, (ડ) છ ગાઉ રસ્તા, (ઇ) શેત્રુંજી નદી કેડી, (ફ) દોઢ ગાઉ રસ્તા (ગ) છ ગાઉ રસ્તાના આડ માર્ગો અને રોહીશાળા રસ્તા ને છ ગાઉ રસ્તા વચ્ચેનો માર્ગ પાલીતાણા દરબાર પોતાને ખર્ચે સાચવશે અને સમરાવશે અને જૈનો એ ઉપર મરજીમુજબ આવજા કરી કરશે.

૯ મી. ગન્ડીના અહેવાલમાં લખેલ જૈનેતર મંદિરો પર જૈનોનો અંકુશ અને વહીવટ રહેશે. આમાં ઈંગારશા પીરનો સમાવેશ થાય છે અને મહાદેવના મંદિરનો સમાવેશ નથી થતો. સદરહુ મહાદેવના મંદિર ફરતી વંડી ચણી લેવાશે અને ગઢની દીવાલથી તેને અલગ રખાશે અને ગઢની બહારથી, મહાદેવ મંદિરની હદ બહાર અલગ રસ્તો રાખવામાં આવશે.

૧૦. ગઢનાં મંદિરો ને ટુંકોના તેમજ ડુંગર પરનાં બીજાં થાનકોના યાત્રાળુઓ માટે તમામ બાજથી ધારાધોરણ ઘડવાનો જૈનોને હક્ક રહેશે; પણ જૈનેતર થાનક સંબંધીનાં

લાગ્યા ને દેશમાં પથરાવા લાગ્યા. પણ અહીં આવી લુંટ કરી એ પાછા જતા. તેઓ સોરઠ, લાટ, કચ્છ, અને બીજા દેશોમાંથી ગાયો, અનાજ, અનેક પ્રકારની માલ મીલકત, સર્વ જાતિની સુંદર સ્ત્રીઓ અને પુરુષો પણ લેઇ ગયા. એમાં જાવડને પણ પકડી ત્યાં લેઇ ગયા. જાવડ તક્ષશિલા પાસેના એક ધર્મ-ક્ષેત્રમા ગુલામ તરીકે વેચાયો હતો. ત્યાં પણ તેની ધર્મશ્રદ્ધા અવિચલ હતી. ધીરે ધીરે તે ગુલામીમાંથી છુટી વેપાર કરવા લાગ્યો. અહીં ધર્મી-પુરુષો આવતા તેની તે સેવા ચાકરી કરતો. તેણે ધર્મી પુરુષો પાસેથી "જૈન લોકોના ૨૪ તીર્થંકર થયા તેમાંથી આદિ આદિનાથે સોરઠના સીહોરની પછવાડે ઉત્તમ આકારે ઉભેલા શેત્રુંજય પર્વત ઉપર તપશ્ચર્યા કરી પવિત્ર બનાવ્યો તેની પુણ્ય કથાઓ ને મહાત્મ્ય સાંભળ્યું."

ઋષભદેવના પુત્ર ભરતના નાનાભાઇ બાહુબલિના પુત્ર સોમ્યુશે શેત્રુંજય પર્વત ઉપર ઋષભદેવનો પ્રાસાદ બાંધ્યો; ને ભરતે તે તીર્થના ખર્ચને સારુ સૌરાષ્ટ્રની વાર્ષિક ઉપજ અર્પણ કરી. તે દિવસથી તે દેવદેશ કહેવાયો. પછીથી શત્રુંજય ઉપરનાં દેવાલયોનો મ્લેચ્છ લોકોએ નાશ કર્યો અને ઉજ્જડ વેરાન બનાવ્યો તેની હૃદયભેદક વાત કહી.

તેમણે કહ્યું કે પવિત્ર પર્વતના રક્ષણહારો માંસાહારી, દારુડીઆ ને પ્રાણઘાતક થઇ પડયા છે. સ્વધર્મત્યાગી કવદયક્ષ જૈન ધર્મના જે માણસો ત્યાં જવાની હીંમત ચલાવે છે તેનો નાશ કરે છે. શત્રુંજયની ચોગરદમ કેટલાક ગાઉ સુધી ભૂમિ ઉજ્જડ થઇ ગઇ છે. અને ઋષભદેવની પૂજા કરવાને કોઇ નથી. હે અતિથિધર્મોત્સુક ભાવડના કુલદીપક ધર્મપ્રિય જાવડ! આ ધર્મસ્થાનનું તું સંરક્ષણ કર. એનું પુનરુત્થાન તારે હસ્તેજ થવાનું નિર્માયું છે.

જાવડે ચક્રેશ્વરીની આરાધના કરી શકિત મેળવી. તેણે તક્ષશિલાના જગતપાલ રાજા પાસેથી ઋષભદેવની ચોરાએલી મૂર્તિ મહાપ્રયત્ને પાછી મેળવી. રાજાના આશ્રયથી સંઘ કાઢી મધુમાવતી આવી પહોંચ્યા. પર્વતને ચોખ્ખો કરાવ્યો ને વાજતે ગાજતે યાત્રાળુઓ મૂર્તિ સહિત ઉપર

ધારાધોરણ ત્યાં યોગ્ય ને વ્યાજબી પૂજા કરવામાં અડચણકર્તા નીવડવાં જોઇએ નહીં.

૧૧. મોટા રસ્તાની હદ અને ડુંગર પરનાં ને ગઢ બહારના સદરહુ મંદિરો, પગલાં. દેરીઓ છત્રીઓ, વિસામાં ને કુંડનાં સ્થાન નકશામાં નક્કી કરવામાં આવશે અને એ નકશો આ કરારનો એક ભાગ ગણાશે, અને સદરહુ નકશા પર કાયદેસર સહી સીક્કા લેવાશે.

૧૨. જૈન મંદિરની મૂર્તિઓના શણગાર માટે શેઠ આણંદજી કલ્યાણજી અલંકાર અને જર જવાહીર લાવે તે પર પાલીતાણા દરબાર કોઇ પ્રકારની જકાત કે કર ઉઘરાવશે નહીં. શેઠ આણંદજી કલ્યાણજીના મુનીમે કરેલા એકરારના આધારે આવી જકાતમુક્તિ મળશે.

૧૩. આ કરાર મુજબ જૈનોના અધિકારોને અંગે અગર તેને લગતો અગર આ કરારની શરતોના પાલનમાં વાંધો જાગે, ત્યારે પાલીતાણાનરેશ કારોબારી સત્તાધારીની રુએ, જૈનોની અરજી ઉપરથી, તે બાબતમાં નિર્ણય આપશે; અને જૈનોને આ ચુકાદો અસંતોષકારક લાગે તો તે એજંટ ટુ ધી ગવર્નર જનરલને અરજી કરી શકશે; તે બન્ને પક્ષોની ફરીયાદો સાંભળી ચુકાદો આપશે; અને ઉપલી સત્તાને

ચઢ્યા ને સ્થાપનાં કરી.

× × ×

આ ભક્તિ ને ધર્મ શ્રદ્ધાને વર્ષો વહી ગયાં. રાજસત્તાઓ ઉગી ને આથમી. પવિત્ર શત્રુંજય જૈન લોકોનું યાત્રાધામ બની રહ્યું.

સતરમી સદી અધવારી હતી. મોગલ સત્તા આથમતી હતી. દેશમાં મારફાડ, લુંટ ને જુલ્મ વધી રહ્યાં હતાં. બહારવટીઆ ને લુટારાની હાક વાગતી હતી.

જૈન લોકો આ સમયમાં પણ યાત્રાગમન કરતા. એમને લાગ્યું કે યાત્રીઓના જાન માલની સહીસલામતી માટે ચોકીદાર રાખવા એ ઇષ્ટ છે. એમણે ગરીઆધારના ગોહિલો સાથે મસલત શરુ કરી અને અમુક પૈસા અને માલ આપવાની શરતે એમણે યાત્રાળુઓનું રક્ષણ કરવું સ્વીકાર્યું. આ કોલકરાર ગોહિલોના મુખી થીકંધેજી સાથે પ્રથમ થયો.

આમ ગોહિલો સાથે શ્રાવકોનો પ્રથમ સંબંધ ઇ. સ. ૧૬૫૧માં બંધાયો ને જતે દિવસે રખે વાળી કરવા તેમને પાલીતાણામાંજ વસવાટ કરવો પડ્યો ને કાલક્રમે તેમણે તેમની સત્તા સ્થાપી.

ઇ. સ. ૧૭૮૮ સુધી પ્રથમના કોલકરારો પ્રમાણે શુદ્ધબુધ્ધથી કાર્ય ચાલુ રહ્યું પણ પછી ગોહિલો ધીરેધીરે યાત્રાળુઓ પાસેથી જુદા જુદા કર ઉઘરાવવા લાગ્યા ને જુલ્મ શરુ થયો.

કંપની સરકારની સત્તા અમલમાં આવી ને ઇ. સ. ૧૮૨૦ માં કાઠીઆવાડમાં એજન્સી સ્થપાઇ. શ્રાવકોએ મુંબાઇ સરકારને અરજી કરી. શ્રાવકોની અરજી ધ્યાનમાં લેઇ મુંબાઇ સરકારે પાલીતાણા દરબાર અને શ્રાવકો વચ્ચે ઇ. સ. ૧૮૨૧ ના ડીસેમ્બરની ૯ મી તારીખે સમાધાની કરી. અને વાર્ષિક રુ. ૪૫૦૦) દશ વરસ સુધી શ્રાવકોએ રક્ષણ પેટે પાલીતાણા દરબારને આપવાના કોલકરારો થયા.

આ કોલકરારો દશને બદલે ૪૦ વર્ષ સુધી બીનતકરારે કાયમ રહ્યા. ઇ. સ. ૧૮૫૨ માં પાલીતાણા દરબારે પાછી આ નિયત રકમ સ્વીકારવા ના પાડી.

પોલીટી એજન્ટ વચમાં પડ્યા ને દરબારને સખત સુચના આપી આ રકમ સ્વીકારવા લખ્યું.

ધોરણસર અપીલ કરવાનો હકક બન્ને પક્ષનેરહેશે.

૧૪. ૩૫ વરસ સુધી દર વર્ષે ૬૦૦૦૦ રુપીઆ સ્વીકારવા પાલીતાણા દરબાર કબુલે છે અને જૈનો તે ભરવા કબુલ છે. આ શરત ૧૯૨૮ ના જુનની ૧લી તારીખથી અમલમાં આવશે, અને પહેલું ભરણું ૧૯૨૮ના જુનની પહેલી તારીખે ભરાશે, અને ઉપર લખ્યાં વરસો દરમ્યાન દરવર્ષે એજ તારીખે ભરણું ભરાશે. ઉપરની રકમના અને પછીની વાર્ષિક રકમોના બદલામાં જાત્રાના કરને અંગે જૈનો પાસેથી કોઇ પ્રકારનો કર નહીં લેવાની પાલીતાણા દરબાર કબુલાત આપશે. આ રકમમાં માલ વગેરેના સંરક્ષણનો સમાવેશ થાય છે.

૧૫. ૩૫ વરસની મુદતને અંતે બેમાંથી એક પક્ષ સદરહુ બાંધી રકમમાં ફેરફાર કરવાની માગણી કરી શકશે, અને આવો ફેરફાર આપવા કે અટકાવવાનું, બન્ને પક્ષોને સાંભળ્યા પછી, બ્રીટીશ સરકારને હસ્તક રહેશે. બાંધી વાર્ષિક રકમનો આંકડો અને મુદતની મર્યાદા આવી મુદતને અંતે બ્રીટીશ સરકાર નક્કી કરશે.

૧૬. ઉપરની સ્થિતિમાં નક્કી થએલી તારીખથી પાલીતાણા દરબારે કયો માર્ગ લેવો તે એજંટ ટુ ધ ગવર્નર જનરલ નક્કી કરશે.

ઈ. સ. ૧૮૬૦ માં દરબારે આ કોલકરારો રદ કરાવ્યા. ને ઈ. સ. ૧૮૬૩ માં મુંબાઇ સરકારને અરજી કરી કે આ કોલકરાર કંઈ યાવચ્ચંદ્ર દિવાકરૌ નથી. આખરે ઇ. સ. ૧૮૬૩ના ડીસેમ્બરમાં દરેક દશ વર્ષે કોલકરારોમાં સુધારા વધારા કરવા ને હવેથી દર વર્ષે રૂ. ૧૦,૦૦૦, દશ વર્ષ સુધી આપવા એમ ઠરાવ્યું. ત્યાર પછી પણ અવારનવાર દરબારે વાંધા ઉઠાવ્યા કર્યા ને મુંબાઇ સરકારની દરમ્યાનગીરીથી એનું સંતોષકારક સમાધાન કરવામાં આવતું.

૧૭. મુંબાઇ સરકારના રાજપ્રકરણી ખાતાના ૫ જુલાઇ ૧૯૨૨ના ૧૮૩ ડી નંબરના અને ૨૫ મે ૧૯૨૩ના ૪૪–૧–૬ નંબરના ઠરાવોમાંથી અને હીંદી વજીરના ૯ ઓકટોબર ૧૯૨૪ના ૧૨૮૧ ની નંબરના પત્રમાં લખેલા ફરમાનોમાંથી જેટલા આ કરારથી વિરુદ્ધ કે અસંબંદ્ધ લાગે તેટલાં રદ કરવામાં આવે છે.

૧૮. આ કરારનામાંની બાબનમાં બન્ને પક્ષોએ કરેલી તમામ સહીઓ અને દરખાસ્તોનો આ કરારથી નીવેડો આવી ગયો સમજવો.

૧૯. દરબાર શબ્દના અર્થમાં પાલીતાણા સંસ્થાનનો સમાવેશ થાય છે અને જૈનો શબ્દમાં શેઠ આણંદજી કલ્યાણજી ને તેના વારસદારો જેના પ્રતિનિધિ છે તે હીંદુસ્થાનની શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન કોમનો સમાવેશ થાય છે.

આ કરારનામું ૨૬ મે ૧૯૨૬ ના રોજ સીમલા મુકામે બન્ને પક્ષોએ રજુ કર્યું છે અને હીંદી સરકારે મંજૂર રાખ્યું છે.

જૈનો તરફથી શેઠ કીકાભાઇ પ્રેમચંદ, કસ્તુરભાઇ નગરશેઠ, માણેકલાલ મનસુખલાલ, સારાભાઇ ડાહ્યાભાઇ, અમૃતલાલ કાળીદાસ અને પ્રતાપસિંહ મોહોલાલે જૈન કોમના સંસ્થાપિત પ્રતિનિધિઓ તરીકે ને પાલીતાણા રાજ્ય તરફથી પાલીતાણાના ઠાકોર સાહેબે સહી કરી છે. લોર્ડ ઇરવીને આ કરારના સાક્ષી તરીકે પોતાની સહી મુકી છે.

સત્તા આપનારો ઠરાવ આપ્યો.

આ આખીએ વિધિ અયોગ્ય હતી. જૈનોએ આ ઠરાવ સામે સખત અણગમો દેખાડ્યો ને સારથી 'શત્રુંજયનો યાત્રા ત્યાગ કર્યો.

આ પ્રમાણે સત્યાગ્રહ શરુ થયો.

× × ×

શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનના પ્રતિનિધિ તરીકે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી જાણીતી છે. પાલીતાણા દરબાર અને શ્રાવકો તરફથી આ પેઢી વચ્ચે કોલકરારો થાય છે: ને આ બંને જવાબદાર ગણાય છે.

૧૯૨૬ ના એપ્રીલમાં દેશમાં વાવડ ફરી વળ્યા: પાલીતાણા

ઇ. સ. ૧૯૨૫ માં દરબારે પાછો વાંધો ઉઠાવ્યો ને વધુ માગણીઓ કરી. ઓ. બી. વોટસન, એજન્ટ ટુ ધી ગવર્નર જનરલે, ઇ. સ. ૧૯૨૬ ના માર્ચ માસમાં આબુ પર્વત ઉપર દરબાર પક્ષ ને જૈનપક્ષને સાંભળી લઇ ૧૯૨૬ના જુનમાં ઇ. સ. ૧૮૬૬ ના કોલકરારો પ્રમાણે રૂ. ૧૫,૦૦૦ ને બદલે જૈનોએ વાર્ષિક રૂ. એક લાખ દશ વર્ષ માટે દરબારને ભરવા અને દશ વર્ષને અંતે દરબારને માણસદીઠ રૂ. ૨) થી વધારે નહીં એ પ્રમાણે વેરો વસુલ કરી લેવા

દરબારે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના વહીવટદારોને શત્રુંજય સંબંધી મસલત કરવા પાલીતાણા આમંત્ર્યા છે. વહીવટદારોની મંડળી સ્પેશીઅલ ટ્રેનદ્વારા ત્યાં જઇ દરબારની પરોણાચાકરી ચાખી આવી; પરંતુ શત્રુંજય બાબત કંઈ સંતોષકારક સમાધાન ન થઇ શક્યું.

શેઠ આણંદજી કલ્યાણજી તરફથી તેમના બાહોશ ધારાશાસ્ત્રી સર ચીમનલાલ સેતલવડે આ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૬૮]



" કેમ બહેન ! તમે કેમ રડતાં હતાં ? બાઈ સાહેબ વઢયાં ! "




દુનીઆમાં ઘણી બહેનો હોય છે તેવી તે બંને પણ બહેનો હતી. સગી નહી પણ પીત્રાઈ: એક દયા, બીજી દામિની. એક પ્રતિષ્ઠિત, ડાહી ગણાતી, ઉદાર મનાતી મોટા ઘરની, સત્તાપ્રેમી ગૃહિણી હતી. બીજી બહેનના આશ્રયે રહેતી, બહેનના અભિપ્રાયને અનુસરીને પળેપળની જીંદગી રચતી, જેને રુચિ કે અરુચિ ન હોવી જોઈએ એવી નાની બહેન હતી.

દયાકોરનો પતિ ચાર મીલોનો માલીક હતો; ઘરમાં ચાલીસ માણસોને પોષનાર હતો. એનામાં ડહાપણ હતું કે નહોતું એ કોઈ કહી શકે તેમ નહોતું. એમની આવડત વીશે પણ સારો કે ખોટો કશો અભિપ્રાય ખાસ સંભળાતો નહી. એમનામાં જે કંઈ કોઈ વખત ઓછું લાગતું તો તેની ઉણપ દયા તરફથી પુરી લેવામાં આવતી હતી.

હીંદુસ્તાનના લગભગ દરેક પર્વતપર સુર્યરામના—જેમને આખ્ખ જતો સુરજરામના નામથી ઓળખતા તેમના—બંગલા હતા. અને વારા ફરતી દરેક સ્થળે જઈ આવી પોતે ખરચેલા પૈસાનો શેઠ સાર્થ ઉપયોગ કરતા. દર વર્ષે તે સૌ સ્થળોની શેઠના ઘરમાં રહેતા સેક્રેટરી માધવલાલ તરફથી નાના પેમ્ફલેટના આકારની માર્ગદર્શક ચોપડીઓ લખાતી અને સ્વજનોમાં અને જેને જરુર હોય તેના ગાણસોમાં તેને છુટથી વહેંચવાનો પ્રબંધ શેઠ તરફથી થતો. અને શેઠના બંગલાઓનાં આકર્ષક ચિત્રોથી તે પુસ્તકો (પુસ્તિકાઓ કહીએ તો) ખુબ આકર્ષક બની રહેતાં.

સૌ. દયાનું આખું નામ દયાકોર હતું પણ જેકોર, મહાકોર, વીજકોરના જમાનાની યાદ આપતું એ નામ તેમને પસંદ નહોતું. અને તેથી દયાબહેનના સાદા નામથી તે વધારે ઓળખાતાં. એમની ઉમર ત્રીસ–પાંત્રીસથી વધારે નહોતી. દેખાવે તે જાજરમાન અને પ્રભાવશાળી હતાં. ધંધાને અર્થે ગએલા સુરજરામ શેઠની સાથે તે થોડો વખત જર્મની જઈ રહી આવેલાં

હતાં અને ત્યાંની સ્ત્રીઓના જેવી ખબરદારી તેમની પ્રત્યેક ક્રિયામાં જણાઇ આવતી. એમની સાથે વાત કરતાં ભલીભલી સ્ત્રીઓ અંજાઇ જતી તો પુરુષો તો અંજાય એમાં નવાઇજ નહોતી. શેઠ સૂર્યરામ સાધારણ રીતે પુરુષો પોતાની પત્નીને માટે ધરાવે છે તેથી ઘણો વધારે ઉંચો અભિપ્રાય દયાકોરને માટે ધરાવતા, અને કોઇ કોઇ વાર ખુશ મીજાજમાં હોય ત્યારે તેમની સલાહને અનુસરીને પોતે કાર્યો કરે છે એવો ગર્વ તે દેખાડતા.

અને દયાકોર દેખાવડાં તો નહીં પણ સંસ્કારી સ્ત્રીમાં ખપતાં. તેમનો કંઠ સુંદર નહોતો પણ સંગીત વિદ્યાની તાલીમ તેમણે લીધેલી હતી. પોતાને ત્યાં નવનવા શ્રીમાન, ધીમાન, કલાવાન, વિદ્વાન, સંસ્કારી જનોને નોતરવાનો તેમને શોખ હતો. અને તેઓ કલામય જીવન જીવે છે એવું તે એકલાંજ નહીં પણ તેમની આસપાસના સર્વ જનો માનતાં.

આવા એક સુવિખ્યાત અને સંસ્કારી ભગિનીના હાથ નીચે કેળવાવાનું સદ્‌ભાગ્ય દામિનીને મળ્યું હતું. અને દામિનીનું ચારિત્ર્ય પોતાની માફક સર્વોત્કૃષ્ટ થાય તેટલા માટે દયાકોર ઓછી મહેનત લેતાં નહીં.

દામિની દયાકોરની નાની પણ સુધરેલી આવૃત્તિ હતી. એને પણ ચાર માણસમાં ચમકવાનું, પોતાના અભિપ્રાયો અને આવડતની તારીફ સાંભળવાનું અને પોતે કહે છે તેજ ખરું છે એમ મનાવવાનું બહુ ગમતું. પણ આ જાતની તેની મનોદશા બીજદશામાં હતી અને તેને ફાલવા ફુલવાને માટે અનુકુળ હવા પાણીની જરુર હતી. અને દયાકોર આગળ રોફ મરવાની તો તેની હીંમત પણ ચાલતી નહીં.

પણ દામિની જેમ જેમ મોટી થતી ગઇ તેમ તેમ તેની અને દયાકોરની ઇચ્છા શક્તિ વચ્ચે અદશ્ય ઘર્ષણ શરુ થવા માંડયું. શરુઆતમાં એ ઘર્ષણનો પ્રકાર કળાય એવો ન હતો. પણ તેનું સ્વરુપ દિવસે દિવસે ઘડાતુ જતું હતું તે ચોકક્સ હતું.

ને ઘણી નજીવી બાબતોમાં એ ઘર્ષણના તણખા ઉડતા થયા. અથવા જેમ જેમ દામિનીને સ્વ–ભાન આવવા માંડયું તેમ તેમ તેને એવી નજીવી બાબતોમાંથી વધરે લાગવા માંડયું. એમ કહેવું વધારે ખરું છે. પહેલાં દયા બહેનની સુચનાઓ દામિની સદા આજ્ઞાધારકની નમ્રતાથી સાંભળી લેતી અને તેનો તરત અમલ કરતી. હવે બહારથી પરિણામ એનું એ રહ્યું છતાં એના મનમાં ધીરે ધીરે બંડનો સંચાર થવા માંડયો.

એક દિવસ દામિની કે વાર્તાનું પુસ્તક લઇ વરંડાપર વાંચવા બેઠી હતી અને એવામાં દયાકોર ત્યાં આવી ચડયાં. "શું વાંચે છે?" તેમણે સહેજ પુછ્યું.

દામિની સંકોચાઇ. "દેલવાડાકરની બારીસ્ટરની બૈરી" તેણે નીચી નજરે જવાબ દીધો.

દયાકોરે એક પળ એ પુસ્તક હાથમાં લીધું, આમ તેમ થોડાં પાનાં ઉથલાવ્યાં અને કહ્યું: "તને ખબર છે? આવાં પુસ્તકો તારા જેવી છોકરીઓએ વાંચવા જેવાં નથી. એનાથી મન પર બહુ ખરાબ અસર થાય છે."

દામિનીએ બીતાં બીતાં પુછ્યું: "બહેન! તમે વાંચ્યું છે?"

"ના, પણ મેં સાંભળ્યું છે" કહી દયાકોર પોતાના હાથમાં તે પુસ્તક લઇ ચાલી ગયાં.

દામિનીનો વાર્તારસ તુટયો અને તેને મનમાં વિચાર આવ્યો. "વાંચ્યા વગર બહેનને શું ખબર કે પુસ્તક સારું છે કે ખોટું?"

"ને ત્યારથી બ્હેનને નહીં ગમે એવાં પુસ્તકો બ્હેનની નજરે ન પડે એમ વાંચવાનું તેણે નક્કી કર્યું. અને દયાકોરનેજ પાછું એને એ પુસ્તક તેણે વાંચતાં જોયું ત્યારે તો તેને પોતાના નિશ્ચયમાં કૈં ખોટું લાગ્યું નહીં.

દામિનીની આવડતને માટે દયાકોરને સારો અભિપ્રાય નહોતો, અને તેનો અભિપ્રાય કેટલેક અંશે ખોટો પણ નહોતો. તેથી ઘણી વાર દામિની કૈં કાર્ય શરુ કરે ત્યારે રખેને તે બગડી જાય એ બીકે પહેલેથીજ તેને ટોકવાનું શરુ કરતાં અને દામિનીને હાથે "બ્હેન શું કહેશે" એવો સતત ધાક હોવાથી ભુલોજ થયા કરતી. અને એ ભુલોને માટે બંને બ્હેનો એક બીજાને જવાબદાર ગણતી. એક મ્હોંએથી; બીજી મનમાં. "હું નહોતી કહેતી? તારાથી એક કામ સીધું થવાનું નહીં" દયાકોર કહેતાં. "હું ધારતીજ હતી કે બગડવાનું છે. તમે આખો દિવસ જીવ લઇ નાખો ત્યારે શુ થાય." દામિની આ શબ્દો માત્ર મનમાંજ બબડતી.

એક વાર દામિની ચિત્ર કાઢતી હતી. દરીઆકાંઠે તાડોના વનમાં થઇ એક સ્ત્રી ઝપાટાબંધ જતી હતી. પવન ખુબ વાતો હોય તેમ તેનાં વસ્ત્રો ઉડતાં હતાં અને તેના મુખ પર ચિંતા હતી. આકાશમાં ચંદ્રમાનું અર્ધબિંબ લટકતું દેખાતું હતું. ચિત્રની કલ્પના સરસ હતી અને દામિની એકલી બેઠી બેઠી ધ્યાનથી એ ચિત્ર દોરી રહી હતી. સાથે મદદમાં એણે એક એને મળતું બીજું ચિત્ર મુક્યું હતું. થોડીવારે એ ઉઠી દોડતી દોડતી ચિત્ર લઇ દયા પાસે ગઇ; "બ્હેન! બ્હેન! જુઓ! આ ચિત્ર કેવું દોરાયું છે?"

દયાએ ચિત્ર લઇ જોયું, ન જોયું, ને કહ્યું "છે. ઠીક છે. પણ આ સ્ત્રી બરાબર નથી. ત્યારે થોડો હીંદી ચિત્રકલાનો વધારે અભ્યાસ કરવો જોઇએ. નંદલાલ બોઝનાં ચિત્રો કેવાં સુંદર આવે છે?" દાખલો આપવાને માટે જે પહેલું નામ સુઝયું તે તેણે આગળ ધરતાં કહ્યું.

દામિની નીરાશ થઇ "પણ બ્હેન! નંદલાલ બોઝ તો બંગાળી છે. તેમને વળી આખી હીંદી ચિત્રકળાના પ્રતિનિધિ શાના ગણવાના?"

"એ બંગાળીઓજ અત્યારે તો હીંદી કળાને સાચવી રહ્યા છે." દયાકોરને બંગાળી કળાનો ઘણો મોહ હતો.

"મને તો એમની કળા નથી ગમતી. શરીરની રેખાઓનાં તો ઠેકાણાં નહીં. 'ટેકનીક' તો બધી પરદેશી ને નામ ત્યારે હીંદી ચિત્રકળા" દામિનીએ પોતાના શિક્ષકનો અભિપ્રાય તે પોતાનોજ અભિપ્રાય હોય તેમ દ્રઢતાથી ઉચ્ચાર્યો. દયાના વિચારોનો વિરોધ કરવાની વૃત્તિ અજાણ્યેજ તેનામાં થઇ આવતી તેનું તેને હજુ ભાન નહોતું.

દયાકોરનો મીજાજ ગયો. "હજુ તારે ખરી કળા સમજવાને બહુ વાર છે. તું રેખા ને રંગ ને છાયાના ભેદોમાં હજી શું જાણે?" તેણે સત્તાદર્શક સ્વરે કહ્યું. એનો અર્થ એવો થતો હતો કે આગળ વાત બંધ કરવી. દામિની મનમાં બબડતી પાછી ગઇ. "બ્હેને બહુ ચિત્રો દોરેલાં ખરાં ને પાછાં!"

દામિની મેટ્રીક પાસ થઇને કોલેજમાં ગઇ. તેણે ધીરેધીરે પોતાના અભિપ્રાયો બાંધવા માંડયાં. અને કોઇ કોઇવાર દયાકોરના દીવાનખાનામાં કોઇ મળવા આવેલું હોય ત્યાં પણ વાતે ચઢવાની અને પોતાના અભિપ્રાયો ઉચ્ચારવાની ધ્રુષ્ટતા તેણે કરવા માંડી. એકવાર સહેજ વાતમાં તેણે બધાંના દેખતાં દયાકોરનાથી જુદો અભિપ્રાય દર્શાવવાની મુર્ખાઇ પણ કરી. મળવા આવનારાઓ દામિનીના આકળાપણા

પર અને આવી બહેનને કેળવવામાં દયાકોર કેટલો આત્મભોગ આપતી હતી તેની કદરદાનીમાં હસી. દયાકોર લાલપીળી થઇ ગઇ.

બધાં વિદાય થયાં ને દયાકોરે દામિનીને સંબોધીને કહ્યું; "આવડી મોટી છોકરીને શીખામણ આપવી પડે તે મને ગમતું નથી. પણ આજથી તારે એટલું યાદ રાખવાનું છે કે કોઇ મોટાં બોલે તેની વચ્ચે બોલવું કે તેનાથી જુદો અભિપ્રાય દર્શાવવો એ સારાં છોકરાંનાં લક્ષણ નથી. ફરી વાર આવી ભુલ કોઇના દેખતાં ન થાય તે ધ્યાનમાં રાખજે."

"વારુ બહેન!" દામિનીએ નીચી નજરે જવાબ આપ્યો અને ક્રોધે ઉકાળેલાં અશ્રુ ચક્ષુઓમાંથી બહાર ઉભરે તે પહેલાં તે ત્યાંથી ચાલી ગઇ.

દામિનીને આ વખતે ખુબ ખોટું લાગ્યું. બહેનને અપમાન લાગે એવું એ શું બોલી હતી એ એનાથી સમજાયું નહીં. કોલેજમાં છોકરીઓ અને છોકરાઓ સોશીઅલ ગેધરીંગ વખતે સાથે પાર્ટ કરે કે નહીં તે વીશે વાત ચાલતી હતી. દયાકોરના મત પ્રમાણે હજુ એટલી છુટ આપવાનો સમય આવ્યો નહતો. કોલેજના સ્વતંત્રતા અને સરખાપણાના હીમાયતી વાતાવરણમાં દામિનીનું મન ઘડાતું હોવાથી તે એની તરફેણમાં હતી. "શા માટે નહીં?" તેણે ભાર દઇને કહ્યું. "છોકરીઓ અને છોકરાઓ સાથે પાર્ટ કરે તેથી શું બગડી જવાનું હતું?" આટલો તેનો વાંક!

જ્યાં કોઇની નજરે ન પડે એવી તે ધીરે રહીને બાગમાં ઉતરી અને એક ખુણાની બાસ્ટી પર જઇ બેઠી, અને કોઇ જોતું નથી એવી ખાત્રીથી તેણે પોતાનું હૈયું ખાલી કરવા માડ્યું. "શું હુ બહેનને ઘેર રહું છું તેથી કે એની ગુલામ છું કે મારા પોતાના અભિપ્રાય પણ ન હોય!" સ્વતંત્રતાના નવા સિદ્ધાંતોએ તેના મનને પ્રશ્ન પુછાવ્યો અને જવાબમાં હોય તેમ થોડાં વધારે આંસુ વધારે જોરથી સરી પડયાં.

નીરાધાર સુંદરી બાગના એકાંત ખુણામાં રડતી રડતી બેઠી હોય એવા કાવ્યમય પ્રસંગે ઘણુંખરું કોઇ યુવકને મોકલીને એ પ્રસંગની સંપૂર્ણતા ન સાચવે એવો વિધિ અરસિક નથી, અને આ પ્રસંગે પણ શેઠનો સેક્રેટરી માધવલાલ હાથમાં અભ્યાસાર્થે એક પુસ્તક લઇ ક્યાંઇકથી ફરતો ફરતો આવી ચઢ્યો. તેણે પહેલાં તો દૂરથી દામિનીને રડતી જોઇ ન સમજાયું હોય એમ આંખો ચોળી. એક ક્ષણવાર તેને ત્યાંથી જતા રહેવાનો વિચાર આવ્યો પણ એકલી યુવતીને રડતી જોઇ તેને સાંત્વન ન આપે એવો છેક અરસિક તે નહતો. તે ધીરે ધીરે આગળ વધ્યો. રુદનમાં તન્મય થએલી સુંદરીએ તેને ન જોયો. છેક બાસ્ટી પાસે આવી પહોંચી તેણે પ્રશ્ન કર્યો.

"દામુ બહેન! આ શું? અહીં એકલાં બેસીને રડો છો? શું થયું?" તેણે ઉપરા ઉપરી સામટા પ્રશ્નો કર્યા. એટલે દયાની બહેનને ગુસ્સે થવું હોય તો પણ પ્રશ્નોની જાળમાં ગુંચવાઇને તે વીસરી જાય.

"કોણ માસ્તર?" શેઠોના સેક્રેટરીઓ ઘણુંખરું માસ્તરના નામે ઓળખાય છે. ને માધવલાલ તેનો અપવાદ નહોતો. તમે ક્યાંથી અહીં આવ્યા?" તેણે આંસુ લુછતાં પુછ્યું. "બહેને મને મનાવવા મોકલ્યા?" તેણે રડતી આંખે હસતાં કહ્યું.

માધવલાલ ડઘાઇ ગયો. જરાકવાર પર ડુસકે ડુસકે રડતી છોકરીની હસતી આંખો તે અજાયબીથી જોઇ રહ્યો. "क्षणे क्षणे यन्नवता-मुपैति" તેણે કોલેજમાં શીખેલું એક સંસ્કૃત

વાક્ય આ અવનવા પ્રસંગે યાદ આવ્યું. તે મોટેથી બોલ્યો. "કેમ બહેન! તમે કેમ રડતાં હતાં? બાઇ સાહેબ વઢ્યાં!"

"ના, વઢે શું! અમારે મતભેદ થયો. કૉલેજના મેળાવડા વખતે છોકરા છોકરીઓ સાથે પાર્ટ કરી શકે એવો મારો મત બહેનને ગમતો નથી. ને મારા સ્વતંત્ર અભિપ્રાય કોઇ આગળ દર્શાવવા નહીં એવું એમણે ફરમાન કર્યું છે."

માધવલાલનો મત પણ દયાકોરને મળતોજ હતો, છતાં દામિનીને મનાવવા તેણે કહ્યું. "અજબ જેવું છે કે બાઇ સાહેબ જેવાં આગળ પડતા વિચારનાં સ્ત્રી પણ આવા સાંકડા વિચાર ધરાવે છે!"



દામિનીએ માધવનો હાથ પોતાના હાથમાં લીધો "ચાલો, બહેનને કહીએ."

દામિનીને આશ્વાસન મળ્યું. "જુઓને મારતર! બહેન તો દહાડે દહાડે કેંક છેકજ વિચિત્ર થતાં જાય છે. આપણે કહીએ તેનાથી બહુંજ ઉંધું કહે. ને કોઇ વાર તો આપણે

તેમના વિચારોને મળતા થઈએ ત્યારે પાછા તરત તેમના વિચાર તેથી વળી કંઈ ત્રીજુંજ સ્વરૂપ પકડે " તેનો ઘણા દિવસનો ઉભરો આ અણધાર્યા પ્રસંગે બહાર નીકળી ગયો. " મને તો સમજણજ નથી પડતી કે શું કરું તો બ્હેન પ્રસન્ન થાય!" આત્મદયાથી ફરી દામિનીની આંખમાં આંસુ ઉભરી નીકળ્યા.

માધવલાલ અકળાઇ ગયો. તેને આવી સુંદર છોકરીને કેમ આશ્વાસન આપવું તે સુઝયું નહીં. " બહેન! તમે રડો નહીં. દયાબ્હેનનો સ્વભાવ હમણાં હમણાંથી એવો થતો જાય છે એવું મને પણ લાગે છે." આગળ શું બોલવું તે તેને સુઝયું નહીં પણ બાસ્ટીના બીજા છેડા પર તેણે હચુપચુ મને બેસવાની હીંમત કરી. આશ્વાસનનો સૌથી સારો પ્રકાર આ હતો એમ તેને તે ક્ષણે લાગ્યું.

દામિની પરતાઇ અને જોઇએ તે કરતાં માસ્તર પાસે વધારે બોલાઇ ગયું એવું તેને લાગ્યું. વખતે દયાબ્હેનને કાને વાત જાય તો! તેણે વાત ફેરવી તોલવા સ્ત્રીસુલભ અપ્રસ્તુતતા કે નવા કૉલેજીઅનની ધૃષ્ટતા જે કહો તે વાપરી. "માસ્તર? તમારું નામ માધવલાલ કોણે પાડયું? હવે હવે તો લાલ ને દાસ ને શંકર બધા Discount પર છે" તેણે ધૃષ્ટતાથી હસી માધવલાલ તરફ માથાથી તે પગ સુધી તપાસની એક દૃષ્ટિ નાખી. થોડીવારે સહેજ સુચના કરતી હોય તેમ તેણે ઉમેર્યું: " માસ્તર! તમે સ્હેજ ફેરફાર કરો તો કેવું? લાલ ને બદલે પ્રસાદ કરશો તો બહુ ફેર નહીં લાગે ને નામ તો તેનું તે રહેશે. ને સરસ લાગશે તે વધારામાં" ફરી પાછું તે હસી.

માધવલાલ ગભરાયો. તેના સુંવાળા, સુકુમાર, સ્ત્રી જાતિ તરફ સન્માનથી ભરેલા હૃદયમાં આ સુચના અવિવેકી લાગી પણ દામિનીને –બાઇ સાહેબની બહેનને–એમ કહેવાથી શો ફાયદો? તેણે તેને બદલે જવાબ દીધો. "તમારું કહેવું ખરું છે. મને ઘણીવાર મારું નામ બરાબર છાપ નથી પાડતું એમ લાગતું પણ તે બદલી શકાય એવો વિચાર મને આવેલોજ નહીં."

"પણ કરશો તો લાગશે સરસ" દામિનીએ પોતે છેલ્લું કહેલું વાક્ય ફરી ઉચ્ચાર્યું.

માધવલાલ વિચારમાં પડયો. નવો ફેરફાર કરતાં પહેલાં જરા અઘરો લાગે ખરો!"

" કોઇક દહાડો તો કરવો કેની તો જેટલો વહેલો તેટલો વધારે સારો" દામિનીએ ગંભીર થઇ જઇને કહ્યું ને હાથ પરની ઘડીઆળ જોઇ. " ચાલો માસ્તર! હવે જાઉં. મારે તો હજી વાંચવાનું છે" અને માધવલાલની નજરે લગભગ અદ્ધર ઉડતી હોય તેમ તે ચાલી જતી દેખાઇ. સાંજનાં સૂર્ય કિરણો એના ફરફરના વસ્ત્રની અંદરથી આરપાર ઉતરતાં હતાં. માધવલાલને આમ પહેલે સપાટે અંજાવી નાખવાથી તેને ખુબ આનંદ થતો હતો અને માથામાં પાછળ ત્રિલોચન પ્રગટયું હોય તેમ પોતાની પાછળ ખેંચાતી માધવલાલની પ્રશંસામુગ્ધ દૃષ્ટિને તે જોઇ શકતી હતી.

માધવલાલે તે ગઇ અને નિઃશ્વાસ મુકયો. " શું તેજસ્વી છોકરી છે?" વધારે આગળ વિચાર કરવાની તેનામાં શક્તિ રહી નહોતી.

૨

બીજાઓની સાથે સંબંધમાં આવતા પુરુષ હંમેશાં પહેલા પુરુષમાં વિચાર કરે છે "મને તે માણસો ગમ્યાં? અથવા મારે તેમનું કંઇ કામછે?" જવાબ હકારમાં આવે તો તે સંબંધ બાંધે છે અને નહીં તો તે બેપરવા થઇ ચાલ્યો જાય છે.

સ્ત્રીની સંબંધ બાંધવાની રીત એથી ઉંધી છે. એ પોતાની જાતને ' એ માણસો પોતાને ગમ્યાં કે કેમ ' એ સવાલ નહીં પુછે; પણ "પોતે-

તેમને ગમી ? અથવા પોતાની છાપ તેમના પર પડી ?" આ પ્રશ્નોના ઉત્તર પર તે પોતાનું વલણ નક્કી કરશે. માણસો સારા છે કે ખોટા એ એને મન ગૌણ બાબત છે.

માધવે મનને પુછયું: "દામિની કેવી સરસ છોકરી છે ? એનામાં બુદ્ધિ કેટલી છે !" મને હસીને કહ્યું: " ને કેવી એની સુંદરતા ?"

દામિનીને પણ એક બીજું મન હતુ ને દરેક બાબતમા તે તેની સલાહ લેતી. તેણે ગર્વથી મનને કહ્યું "માસ્તર બીચારા ભલા આદમી છે. એના ઉપર છાપ પાડવી એમાં કંઈ મોટી વાત નથી. પણ છતાં બે ઘડી વાત કરવાને માટે કંઈ ખોટા નથી. તું શું ધારે છે ?" મને સંતોષથી ડોકું ધુણાવ્યું ને તે જોઈ દામિનીને પણ આત્મ-સંતોષ થયો.

પારસમણિના સ્પર્શે લોહનું કાંચન થઈ જાય તેમ દામિની સાથેના જરાકવારના સંસર્ગથી માધવલાલના સ્વભાવની પાંખડીઓ ખુલી ગઈ. એને ધીમે ધીમે ચોક્કસ લાગવા માંડયું કે એનું નામ જુની ફેશનનું અને તેથી બીલકુલ અસરકારક નહોતું લાગતું. આખી રાત તેને તેનાજ વિચારો આવ્યા કર્યા તેણે પોતાનું નામ કેમ ફેરવવું તેના ઉપાયો યોજવા માંડ્યાં. "માધવપ્રસાદ રાખવું કે માધવકુમાર રાખવું ?" દરેક મિત્રો અને ઓળખીતાઓને નામ ફેરવ્યાની ખબર કેવી રીતે આપવી ? એક દિવસ બધા મિત્રોને ચહાપાણી પાઈ નામ ફેરવ્યાનો ઉત્સવ કર્યો હોય તો ?" વગેરે વગેરે વિચારો તેને આવ્યા. અને છેવટે એકદમ નવો વિચાર સુઝ્યો હોય તેમ એકલું 'મી. માધવ'જ રાખવાનું તેણે નક્કી કર્યું. "કેટલું સરસ ! માધવલાલ એટલે તો હજારો માધવલાલોમાંનો તે એક. મી. માધવ એટલે તો આ કરોડો માણસની ભરેલી સૃષ્ટિમાં તે એકલોજ. પહેલામાં ટોળાની ગંધ આવતી હતી. બીજામાં તો તેનું પોતાનુ જુદું વ્યક્તિત્વ લાગતું હતું. તેનો આત્મા, તેની માનવતા સૌ તેમાં જુદાં તરી આવતાં હતાં. 'મી. માધવ ! મી. માધવ !' આખી રાત તેના મગજમાં એ નામનું રટણ ચાલ્યાં કીધું.

બીજે દિવસે સવારે ઘાટીએ ચહા લઈ આવી બારણાં ઠોક્યાં. "માધવલાલ શેઠ ! તુમચી ચહા આણલેલી હય !" અને માધવલાલ ચમક્યો. હજુ તેને માધવલાલનું ગ્રામ્ય સ્વરૂપ વળગી રહ્યું હતુ તેથી આશ્ચર્ય થયું. તેણે બારણું ઉઘાડ્યાં અને ઘાટીએ અંદર આવીને ટેબલ પર ચહા મુકી. એટલામાં સુચના આપી. "ગણુ ! બઘ ! આતા માલા માધવલાલ શેઠ નાંહી સાંગાયચા પણ માધવ શેઠ સાંગાયચા." ગણું મોઢું ફાડીને જરા વાર ઉભો રહી ગયો. "કાય ? કાય ? શેઠ ! તુમાલા માધવલાલ શેઠ નાંહી સાગાયચા પણ માધવ શેઠ સાંગાયચા ? કા બરા ? અસા બરા નાવ સોડુન અસા ટોકડા નાવ કસાલા કરતે ?"

આવા નિરક્ષર માણસને શું જવાબ આપવો તે માધવલાલને સુઝ્યું નહીં. "તુલા સાંગીલ તસા કર !" તેણે રોફથી જવાબ આપ્યો.

"બરા શેઠ" ગણુ આંખો મીચકારતો ચાલી ગયો. માધવલાલે તે જોયું ન જોયું કર્યું અને એક ઘુંટડે બધી ચહા પીધી અને શેઠની પાસે જવાની તૈયારી કરવા માંડી.

સૌથી મોટી મુશ્કેલી શેઠની આગળજ વાત કરવાની હતી. તેમને તે શી રીતે કહે કે પોતે એક રાતમાં માધવલાલનો માધવ થઈ ગયો હતો ? તેઓ ભલે સુરજરામના સૂર્યરામ થયા હોય પણ માધવલાલનો માધવ થવાનો હક્ક તેઓ સ્વીકારશે કે કેમ એ એક શંકાની વાત હતી.

શેઠ પાસે તે ગયો ત્યારે તે દિવસે તેમને કૈં તેઓ નામ વારંવાર વાપરવાનુંજ શુર ચઢી આવ્યું હતું. "માધવલાલ! આનું આમ કરવાનું છે. માધવલાલ! તેનું તેમ કરવાનું છે" વગેરે વગેરે. મહામહેનતે શેઠની પાસેથી ઉઠવાનો વખત થયો ત્યારે તેણે હીંમત એકઠી કરીને આંખો પૃથ્વી પર ઢાળતાં કહ્યું : "શેઠ સાહેબ! હું મારું નામ બદલવા માંગું છું."

"શું? શું કહ્યું?" શેઠે સમજ્યા નહીં હોય તેમ આંખો ફાડી.

હવે પાછા હઠાય તેમ નહતું. "હું માધવ લાલને બદલે મી. માધવ એવું ટુંકું નામ રાખવા માંગું છું."

શેઠ એક પળ સમજ્યા નહીં, પણ પછી માધવલાલે કહેલી હકીકત ધ્યાનમાં આવતાં તેઓ ખડખડાટ હસી પડ્યા. એકવાર પોતાને પણ આ નામનો પ્રશ્ન કેવો મુંઝવતો હતો તે તેમને યાદ આવ્યું ને હસવું શમ્યું, એટલે સહાનુભૂતિથી માધવલાલનો ખભો થાબડ્યો અને કહ્યું: "મી. માધવલાલ...! માધવ હું તમને મુબારકબાદી આપું છું. અસંતોષ એ પ્રગતિનું ચિન્હ છે. અને તમારી આ ઇચ્છાજ તમને પ્રગતિ કરવાની કેટલી હોંસ છે તે બતાવી આપે છે. જાઓ ફત્તેહ કરો."

શેઠના શબ્દોથી માધવલાલની આંખમાં લગભગ આંસુ આવી ગયાં પણ તે તે જોવા ન રહ્યા- આવું મુશ્કેલ કાર્ય આટલું સહેલાઇથી પાર પડતાં તેનો હર્ષ તેના ચિત્તમાં માતો નહતો.

અકસ્માત બારણા પાછળથી દામિની વગર બોલે ચાલે આવીને ઉભી રહી અને તેણે માધવલાલ તરફ "ઠીક કર્યું" એવું કહેતી હોય તેવું એક સ્મિત કર્યું. "મી. માધવ! કેટલી સહેલાઇથી તમે બધી મુશ્કેલીઓ પાર ઉતારો છો!" તેના સ્વરમાં ઉત્તેજકની માદકતા હતી.

પોતાના નવા નામ સાથે સંબોધાએલાં આ પ્રશંસાના વચનો સાંભળતાં માધવના આત્માએ દિવ્ય આનંદ અનુભવ્યો. "દામુ બહેન! તમારીજ સુચનાના પ્રતાપે" તેણે આભાર વર્ચન કર્યું.

દામિની જાણતી છતાં આ વચનો તેને અસંત કર્ણમધુર લાગ્યાં. પોતે આ માણસના આત્મા પર સત્તા ચલાવે છે એ વાતનું ભાનજ સુખદ હતું. તેને પોતાની શક્તિની વધારે અજમાએશ કરવાનું મન થયું. "પણ મી. માધવ! તમારા આ નવા નામ સાથે તમારાં આ દેશી કપડાં નહીં ચાલે હોં. નહીં તો તમારો ને તમારા નામનો મેળ નહીં ખાય!"

આ નવું દૃષ્ટિબિંદુ માધવને સુઝ્યું નહોતું. તેણે દિન વદને નીચું જોઇ કહ્યું: "બહેન! મને એ વાત સુઝી નહોતી."

"તેમાં નાહીંમત શું થાઓ છો? ઉલટું તમે અંગ્રેજી પોશાકમાં તો વધારે શોભી નીકળશો. તમારું કાઠું સરસ છે ને રંગે ગોરા છો પછી શું જોઇએ!"

માધવના મુખ પર હાસ્ય પથરાયું "તમે એમ ધારો છો!"

"ત્યારે નહીં?" દામિનીની આંખો મસ્તીમાં હસી રહી. તે ખરેખર એમ ધારતી હતી કે માધવને બનાવીને માત્ર તોફાન કરવાની-જ તેની વૃત્તિ હતી તે સમજાતું નહોતું.

એક અઠવાડીઆમાં તો માધવલાલનો–મી. માધવનો અવતાર ફરી ગયો. તેણે પોતાના નવા નામ સાથેનાં એક હજારેક વીઝીટીંગ કાર્ડ છપાવી રાખ્યાં; અને દરજીને ત્યાંથી શીવાઇ આવ્યાં કે તરત તેણે કોટ પાટલુન પહેરવા શરુ.

[વધુ માટે જુઓ પૃષ્ટ ૩૪૯]




ગુજરાતની જમીન જેવુંજ ગુજરાતનું શરીર છે ઓગણીસમી સદીની શરુઆતથી "શારીરિક કેળવણી"ના પોકારો પડયા છે છતા આજે એ કેળવણીના બીજ જમીન ફોડી બહાર નીકળ્યાં નથી શારીરિક કેળવણીની જેટલી જરૂરીઆત દેખાડાય છે તેટલી દરકાર શરીર કળવવા પાછળ નથી લેવાય ગુજરાતના શરીરની ઓછામાઓછી આવશ્યકતાનો ઉજળો ખ્યાલ પણ કોઇને નથી પશ્ચિમની પ્રથાનુ અનુકરણ અથવા વેદકાળનો વ્યાયામ એવા બે મત વચ્ચે તોડ થયો નથી હજુ કુતરુ તાણે છે ગામ ભણી અને શીઆળ તાણે સીમ ભણી

ગુજરાતનું શરીર નબળુ છે એ નબળાઇ ગુજરાતના હવાપાણીની અસરને લીધે છે એમ મનાતુ આવ્યુ છે. ગુજરાતમા દક્ષિણના ડુગરાઓની હારમાળા નથી કચ્છના રણની રેતી નથી. ઉછળતી નદી કે મહાસાગરનાં મોજા નથી એને લીધે પ્રજામા મહારાષ્ટ્રની સાહસિકતા નથી, કચ્છની કડણ કઠોરતા નથી, કે વહાણવટાથી જોખમમા ઝપલાવવાની તાકાત નથી સ્વતંત્રતાની ઉપાસના સામર્થ્યથીજ થઇ શકે. સ્વતંત્રતાનો વાસ પહાડ કે પાણીમા છે તેટલો બીજે નથી. ઇંગ્લેંડ, સ્વીઝરલેન્ડ, એરેબીઆ આખ આગળ તરે છે જેટલે અંશે જીવનુ જોખમ તેટલે અંશે તેની સહામે થવાની શક્તિ

ગુજરાતની હવા નિરોગી, ગુણવંત નહીં ઉનાળામા ફક્ત બફાય કે વંટોળ ધુમેરી ગમે. આથી જરા આળસ થાય. ચોમાસામા તો આકાશ ચુવે લીલાજો મધુર ચટકે. ત્યાં ઇશ્વરે ન આપ્યુ તે માણસે મેળવી લેવુ જોઇએ

ગુજરાતનુ શરીર સુકાતુ જાય છે સૌંદર્ય શુષ્ક થયુ છે યુવાનીને એમ મતાડના શણગાર સજવા પડે છે દુધની તર જેવા ઉંચા વર્ગોમા આ ક્ષય વધારે છે પ્રજાના સૌંદર્યનો નાશ એ પ્રજાના પતનનુ પહેલુ નીશાન. મોનુ હત તો કટાત નહી કટાતું રોખડ ચળકે નહીં

ગુજરાતનુ હૃદય પોચુ છે. ઇતિહાસમા બીજા ભાગોએ ઘા સહ્યા છે ગુજરાતે તો ફક્ત ઉઝરડાજ ખમ્યા છે મુસલમાની તલવાર ને મ્યાન થયે વર્ષો ૭૫ પુરાં થવા છતા હજુ ગુજરાતમા મુસલમાનનો ડર છે ચરોતરના સુંદર વાડીઓ આજે પરદેશી પહાણા સાચવે છે ઘરની શાંતિ બીજાની દયા ઉપર જીવે છે. એક કારણ ગુજરાતનો ખોરાક ઘાસચારો છે.

ગુજરાતનું જીવન ચાર ઘડીનુ છે. છઠ્ઠીના સસ્કારને છઠ્ઠે દહાડે બારમાના સસ્કાર થાય છે એને માટે માતાના આંસુની અંજલિ બસ

નથી. કવખતે કરમાતા યુવાનો કેટલીએ સુંદરીઓના વૃંદાવનના કુંજ જેવા જીગરને સહરાના રણ સમુ કરી મુકે છે. યમરાજ યુવતિઓના જીવન તપથી સંતોષ નહીં પામે. કેટલીએ વનવેલીઓ દિવસ બે દિવસમાં સુકાય છે.

ગુજરાતની આંખમાં તેજ નથી એટલે બીજાના તેજમાં અંજાય છે. ગુજરાતની ચાલમાં છટા નથી એટલે બીજાના કદમથી ધ્રુજે છે. ગુજરાતમાં ધમધમાટ નથી. શાંતિ છે પણ સ્મશાન શાંતિ છે. આનંદ ઉત્સવોમાં ઉલ્લાસ નથી કારણ આળસથી આંખો મીચાય છે. હોળી જેવા દેહ ઉત્સવ રંગભીના થયા છે. ભાઇના આશ્વાસન માટે બહેન રક્ષા બાંધે છે. આ વિધ હજુ સમઝાયું નથી.

ગુજરાતમાં સહનશીળતા છે કારણ ગુજરાતનું લોહી ઉછળતું નથી, ઉકળતું નથી. જીવનનો અગ્નિ મંદ બળે છે. ગોળથુથીમાંથીજ એ મંદ જીવન પવાય છે.

ગુજરાત હીંદુસ્તાનનું ગુલીસ્તાન છે. ગુલાબ ખરી ગયાં છે. ગણ્યા ગાંઠ્યા રૂષ્ટપુષ્ટ યુવાનો એ ગુજરાતના અલંકારો પણ ગુજરાતનું શરીર નહીં. રખીઆમાં રહી ગએલા કોલસા શહેરોમાં, ગામડાના જીવનનો તો ઓળોજ પડે. શહેરો સુસે છે ગામડાં ભુખે સુવે છે. શહેરમાં બગડતો ખોરાક કેટલાંએ ગામડાંમાં પેટભર છે. અપચો અને ઉપવાસ બંને છે.

આપણી સુંદરતા કે શરીરનો ખ્યાલ આપણા ઉપર રાજ્યબળે ઠસાવવા માગતા ઉપરથી લેવાનો નથી. દૃષ્ટિ ક્ષિતિજે પહોંચવા દો. દુનીઆ ઉપર સુંદર પ્રજા અફઘાન પ્રજા છે. અફઘાન પ્રજાનું સૌંદર્ય આપણું સૌંદર્ય હોય. શરીર પણ તેમનુંજ. દમામ રશીઅન. કોસેકનો અને તાલીમ અંગ્રેજી. આપણો ખોરાક ગમે તે હોય. આપણા વિલાસનું સ્થાન કાશ્મીરની ખીણ કે કૈલાસની ટોચ હોય. આપણે જીંદગી મુઠીમાં લઇને ચાલીએ. આપણી રમતગમત અને મોજ પળેપળ મૃત્યુની આંખ નીચે રહે. તોજ આ હાડપિંજર જેવું શરીર પરમેશ્વરને વસવાલાયક મંદિર બને.

વહાણવટું કરનાર શરીરની સાથે કોઇની તુલના ન થાય. તેવા બીજે પહાડ કે રેતાળ રણમાં વસનાર આવે. ખલાસી અને લશ્કરી સીપાઇની સરખામણીથી સરસ ખ્યાલ થશે. મીલ મજુર અને દરીઆની ગોદીના મજુરને જરા તપાસો. તેમની વચ્ચેનો ફેર એ જીવનનો ફેર. જબરામાં જબરાં પ્રાણીઓ જંગલ કે સાગરના પેટમાંજ વાસો કરે. પાણીદાર ગુજરાતીઓ નદીની ભેખડોમાં વસે છે.

ગુજરાતમાં ભુખથી મરનાર કરતાં ચોખ્ખી હવા ન મળવાથી મરનાર વધારે છે. પ્રજાને ચોખ્ખા ઘી કરતાં ચોખ્ખા પાણીની વધારે જરુર છે. થોડા ખોરાકને માટે વધારે શારીરિક મહેનત એ લાંબા આયુષ્યનું તત્ત્વ છે. પથરામાંથી દાણા છુટા પાડતા કાઠીઆવાડના શરીર પાસે ગુજરાતનું શરીર હલકું છે. વ્યાયામ કે અંગ કસરત કુદરતી નથી. કુદરતમાં માણસ સીવાય બીજાં પ્રાણીને આવાં વ્યાયામની જરુર નથી. ફુલાવેલા ગોટલા કે છાતી આપો આપ મળે. તોજ ઉત્તમ હરણની દોટ સોટી જેવા હાડકા ઉપર છે. વાંદરાની ચપળતા દોરડા જેવા હાથપગ ઉપર છે. કોઈ દિવસ એવું તો નજ ઇચ્છીએ કે આખી પ્રજા સવારના ચાર વાગે ઉઠી દંડ બેઠક કરતી થઇ જાય. સરસ તો એજ કે કુદરતી રીતે જોઇતો વ્યાયામ મળે. ગુજરાતમાં લાકડાં ફાડનાર વાઘરીઓની જીંદગી તરફ જુઓ.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૫૧]

# અખંડ જ્યોતિ

લેખકઃ
રા. રમણિકલાલ જયચંદભાઇ દલાલ
ચિત્રકારઃ
રા. જગમોહન મીસ્ત્રી

૧

સંધ્યાનાં આછેરાં અંધારાં પૃથ્વીના પટ પર પથરાઇ રહ્યાં હતાં. પાટનગરની સાંકડી નાળમાં થઇ એક યુવાન ઉતાવળે પસાર થઇ રહ્યો હતો. એનાં વસ્ત્રો ફાટેલાં ને ગંદા હતાં. છતાંએ એના વદનનું માપ લેતાં એની ગૃહસ્થાઇ પરખાઇ આવતી; પણ સહેલાઇથી તો નહીંજ. તથાપિ કુલિનતા ને કેળવણીની છાપ તદ્દન સ્પષ્ટ હતી.

પેલી ગલીના છેલ્લા ઘર આગળ તે થંભ્યો. મુખ્યદ્વાર બંધ હતું. બારણાની અસંખ્ય ફાટો-માંથી રજનીના ઘોર અંધકારમાં સરી જતાં પ્રકાશકિરણો જોવાની રોજની પેઠે આજે પણ તેણે આશા રાખી હતી. પરંતુ એ આશા નિરાશામાં પલટાઇ ગઇ. એણે ધીમેથી સાંકળ ખખડાવી ને બુમ પાડીઃ "ચારુ! ચારુ!"

જવાબ ન મળ્યો. સાંકળ જરા જોરથી ખખડાવી. જરા જોરથી બુમ પાડીઃ "બા! ઓ બા!" આ વેળા ક્રોધથી ફુંફાડો મારતું દ્વાર ઉઘડ્યું. પેલો યુવાન સાચવીને અંદર પેઠો ને પુછવા લાગ્યોઃ "દીવો કેમ નથી કર્યો? બા! જુઓને, કેટલું બધું અંધારું છે!"

"તારો દીવો પ્રગટાવવા હું દેહ બાળું?" ધુંધવાતા ક્રોધને પરાણે ડારતો એની બાનો અવાજ આવ્યો. "મારો રોયો આગમાં બળતા મુકી દીસતો રહ્યો."

સદ્દગત પિતાજી ઉપર થએલા આ અતિશય સભ્ય ધડાકાથી યુવાનનું મો તદ્દન સીવાઇ ગયું. તેણે છાનામાના ઉપર ચઢવા માંડ્યું. પહેલા માળની એક નાનકડી ઓરડીમાં ચૌદેક વર્ષનો કુમાર ચીથરેહાલ દશામાં બીમારીને બીછાને પડ્યો હતો. મીણબત્તીના એક નાનકડા કકડાએ ત્યાં પ્રકાશ પુર્યો હતો. પીગળતું મીણ ભેગું કરતી એક નાનકડી બાલિકા તેની બાજુમાંજ બેઠેલી હતી.

પેલો યુવાન અંદર આવ્યો. "ચારુ! આ શું કરે છે?" તેણે પુછ્યું.

"મીણ એકઠું કરું છું, ભાઇ! એની નવી મીણબતી બનાવીશ." પેલી બાલાએ તુરતજ જવાબ વાળ્યો.

"ઓહો!" તેના ભાઇએ આશ્ચર્ય દર્શાવ્યું. "મોટી પંડિત થઇ ગઇ. નવી મીણબત્તી કેવી રીતે બનાવીશ!"

"અરે! એમાં તે શું? એ તો તદ્દન સ્હેલી વાત છે." ચારુએ ચલાવ્યું; "મોટાભાઇ મીણની પેલી ડબ્બી છેને–તેમાં આ કકડા ભરી સઘડી આગળ મુકીશ. એટલે બધું એ મીણ ઓગળી જશે. પછી તેમાં વાટ મુકીશ; ને ડબ્બી સઘડીથી દૂર ખસેડી મીણ ઠરવા આવે કે નવી મીણબત્તીની બહાર કાઢી લઇશ."

૨

એવામાં પેલો મોટો કુમાર તેમની તરફ વળ્યો ને પુછવા લાગ્યો: "મોટાભાઇ! મારું ખાવાનું લાવ્યા?"

"હજી તેં નથી ખાધું?" મોટાભાઇએ નિરાશામાં પ્રશ્ન કર્યો.

વાક્ય પુરું કરે તે પહેલાં એમની માતા રંગભૂમિ પર ઉપસ્થિત થયાં. "શું ખાય?" ચંડિકાસ્વરુપે તે તડુકયાં. "સવારનો થોડોક ભાત હતો. તેમાંથી ચારુએ ખાધું; ને થોડો તારે માટે રહ્યો છે. એને માટે મેં થોડી રાબ બનાવી હતી પણ આપણા નવાબજાદાને ગળે ઉતરે? ભાઇસાહેબને તો નારંગી ને દ્રાક્ષ જોઇએ છે.

પેલા યુવાનનો ચ્હેરો દુઃખથી ચકડી રહ્યો. તે ધીમે ધીમે ખંડ બહાર ચાલ્યો. "કયાં જાય છે?" તેની માએ પુછ્યું: "જરા ભાત ખાઇ લે ને."

"પ્રભાકરે કશું એ નથી ખાધું?" સુધાકરે જવાબ વાળ્યો. "એણે કશુંએ લીધું નથી ત્યાં સુધી મારે ગળે કેમ ઉતરે? ચારુ! તારી મીણબત્તી સળગાવ, તો દાદરમાં અંધારું છે. મારી જોડે નીચે ચાલ બારણું દઇ જા તો."

ચારુએ તેના બોલ વીણી લીધા. સુધાકર નીચે ઉતર્યો; ઘરની બહાર પડ્યો. ગલીને છેડે એક ક્ષણભર થંભ્યો. અંધારઘેર્યા આકાશ તરફ એક ઉડતી નજર નાખી. ધુમાડાનાં થર પથરાઇ ગયાં હતાં. શાંત વનનો એક શબ્દ પણ સંભળાતો નહીં. તે આગળ વધ્યો.

એક બીજા ઘર આગળ તે ફરીથી થંભ્યો. એના ઘરના જેવોજ આ ઘરનો પણ નિર્માલ્ય દેખાવ હતો. પરંતુ નીચે રસોડામાં એક દીપક પ્રકાશકિરણો વેરી રહ્યો હતો. રસોઇ તૈયાર થતી હતી. એક ઉગતી કુમારિકા ચુલા પાસે બેસી શાક સમારી રહી હતી. એને કેટલાં વર્ષ થયાં હશે એ કહેવું કઠિન હતું. એનું છાયલ મેલું ને ફાટેલું હતું. એની દેહલતા ઉપર આભૂષણનું નામનીશાન નહોતું. એના હાથે માત્ર બે હાથીદાંતની બંગડીઓજ હતી. લાંબી મુદતની હોવાથી એનો રંગ પણ ઉડી ગયો હતો. એ બાલા સુંદર નહોતી લાગતી પણ કદરુપી તો નહોતીજ. સારાં વસ્ત્રો પહેરે ને નીરાંત જીવે ફરે તો સારી દેખાય એમાં જરાએ શંકા નહોતી.

સુધાકર અંદર આવ્યો. રસોડાને ઉમરે ઉભો રહી બોલ્યો: "સરયૂ! સુંદર કયાં છે?"

પેલી બાલાએ ચમકીને ઉંચું જોયું. "તમે કયારે આવ્યા? તેણે પુછ્યું: "મને ખબર પડીજ નહીં. આગલું બારણું ઉઘાડું છે,?"

"હા" સુધાકરે કહ્યું. "કોઇપણ બદમાસ અંદર ઘુસી જઇ શકે. આમ ઉઘાડું ન રાખવું હાં!"

તે બાલા ફીકકું હસી ને બોલી: "બદમાસોને લલચાવે, એવું અહીં શું છે? થોડાંક ભાગલાં ઠીકરાં, ભાત ને શાક, બહુ માલમતા ન કહેવાય."

"છતાંએ એમનાથી છળી મરવું તો પડે ને?" યુવાને વાત સંભાળી. "પણ સુંદરભાઇ કયાં છે એ તો તેં કહ્યું નહીં."

"તે ભાગ્યેજ ઘેર આવે છે એ તમારાથી કયાં અજાણ્યું છે?" તે બાલાએ જવાબ

ચાલ્યો. "અત્યારે પણ તે ધંધાની શોધમાં બહાર રઝળતા હશે."

"પણ એમને કારકુનની નોકરી મળી હતીને?" સુધાકરે તપાસ કરી. "એ ઠેકાણે પડયો હશે એવો મને તો ખ્યાલ હતો."

"બહુ સારી ખબર રાખતા જણાઓ છો" પેલી બાલાએ કટાક્ષમાં કહ્યું. "નહીં તો એ ઠેકાણે નથી પડયા એ જાણ બહાર હોય?"

થોડાક દિવસથી અમે તો જીવ પર આવી ગયાં છીએ. એક એક દિવસ દોહ્યલો જાય છે. બીજી ભીડથી તો હું ટેવાઇ ગઇ છું, પરંતુ લોકોની ગાળો કેમ સહન થાય? લેણદારોનાં ટોળાં ઉભરાય છે. અમને જુઠ્ઠા ને દગાબાજ કહે છે. મને તો ધરતી માર્ગ દે તો સમાઇ જવાનું મન થાય છે."



ચૌદેક વર્ષનો કુમાર ચીથરેહાલ દશામાં બીમારીને બીછાને પડયો હતો

એનું ફીકકું વદન એ બાલિકાના શબ્દોએ જરા પ્રફુલ્લ થયું—"આ દોરંગી દુનીઆમાં તારા કરતાં ઘણાએ કમનસીબ જીવો પડ્યા છે. સરયૂ!" જરા થંભી તે બોલ્યોઃ "તું લેણદારો પર ચીડાઇ પણ શકે છે. મેં તો એ હક્ક પણ ગુમાવ્યો છે. ઘેર બધાંએ ભુખે મરે છે. મારા બીમાર ભાઇને ખાવા પીવા માટે કશુંજ નથી. થોડાક પૈસા મળતા હોય તો ગમે તેવું અપમાન વેઠી લેવા ઘડીભર તૈયાર છું. પણ તને શું કામ બોરી કરું? લે. હું જાઉં છું બારણું દઇ જા તો."

"પણ ભાઇ હમણાં આવશે" તે બાલા બોલી. "થોડી વાર રોકાવ—તમને જરુર મળશે."

"મને જોઇ તે રાજી નહીં થાય" સુધાકરે કહ્યું. "હું કેમ આવ્યો છું તે ન સમજી!"

બાલા જરા અચકાઇ. પછી ડોકું ધુણાવ્યું.

સત્યને છુપાવવાના એના પ્રયત્ન પર સુધાકરને હસવુ આવ્યું. "ભાઇને કહે જે કે હું આવ્યો હતો. એ સમજી જશે." તે બોલ્યોઃ "મને ન મળાયું તેથી એ જરાએ દીલગીર નહીં થાય."

સરયૂએ વાત બદલી. સુધાકર થોડાક પૈસા

માગવા આવ્યો હતો એવું તે સમજી શકી હતીઃ ત્યાં આવતાં સુધાકરને શુનું શું થઇ ગયું હશે એ પણ તે કળી શકી હતી. એને પૈસા ન અપાય એ સુંદરલાલને પણ ઓછું અકારું નહોતું. પણ તેઓ લાચાર હતાં. દારિદ્ય દાનવે એમને એના લોખંડી પંઝામાં જકડ્યાં હતાં. પ્રેમ, દયા, મૈત્રી, સભ્યતા કોઇ ચીજને ત્યાં સ્થાન નહોતું. એ કૈંજ કરી શકે તેમ નહોતાં.

સુધાકરને લાગ્યું કે હવે તેણે જવું જોઇએ. છતાંએ તે ઘડીભર થંભી ગયો. એના જીવનના શ્યામળા અંબરપટમાં એ એકજ તારલીઓ પ્રકાશી રહ્યો હતો. એનું સાન્નિધ્ય એજ એના જીવનનો અમુલો–એક માત્ર આનંદ હતો. "તેં અભ્યાસ છોડી દીધો ?" તેણે પુછ્યું.

"છુટકો નહોતો." સરયૂએ જવાબ વાળ્યો. "ભણવાને પૈસા જોઇએ. વળી બા અપંગ થઇ. એટલે ઘર કોણ સંભાળે ? એટલે ભણવાનું નેવે મુકી હું રસોડામાં ગુંથાઇ."

"રસોઇ, થઇ ?" કોઇએ ઉપરથી પુછ્યું.

"થવા આવી છે" તે બાલાએ જવાબ વાળ્યો. તે રાંધવાના કામમાં પડી. સુધાકર શરમાયો. જલદી બહાર પડયો.

વળી પાછો ગલીઓમાં એક ઘડીભર તે થંભી ગયો. પાછા વળવું કે બીજે નસીબ અજમાવવું? એના બીમાર ભાઇનું ફીકકું વદન એની નજર આગળ તરવરી રહ્યું. ખાલી હાથે તેની પાસે જવા તેનું દીલ ન ચાલ્યું. પણ કયાં જવું ? દરેક જણ તેનું લહેણદાર હતું. કોઇ એનો દેવાદાર ન હતો, ખરેખર ? માત્ર બે જણ એના જરા તરા ઋણી હતા. એક સુંદરલાલ—એના જેવાજ કમનસીબ. એની પાસે પૈસા માગવા તે કસાઇ થવા બરાબર હતું. એક બીજો દેવાદાર હતો. પરંતુ એણે કદાપિ દુઃખ જોયું ન હોતું એટલે બીજાનું દુઃખ તે પીછાની શકતો નહીં. સુધાકરે છેલ્લો દાવ ફેંકવા નિશ્ચય કર્યો.

"કયાં ઉપડ્યા ! સરકાર ! કોઇએ પાછળથી ટહુકો કર્યો: "આટલી ઉતાવળ શી ? ને તેમ આવી મોડી રાતે ?"

સુધાકર પાછો ફર્યો. એનો મિત્ર અરવિન્દ તેને બોલાવી રહ્યો હતો. "ચાલ ! ચહા પીએ."

સુધાકરને ભુખથી અંધારાં આવતાં હતાં. એને ખાવાની જરુર હતી. ફેશનેબલ પીણાની નહીં છતાંએ અરવિન્દનું આમંત્રણ એણે સ્વીકાર્યું.

સુધાકરનો મિત્ર બુદ્ધિશાળી યુવાન હતો. એણે ચહા સાથે સુધાકર માટે થોડું ખાવાનું પણ મંગાવ્યું. સુધાકરને તેનો નાનો ભાઇ યાદ આવ્યો. એણે બીચારાએ કશુંએ ખાધું ન હોતું. સુધાકર ન ખાય તેથી એનું કશુંએ ભલું થનાર નહોતું. સુધાકર ખાય તો સહેજ શકિત આવે—ભાઇ માટે કૈં કરી શકે. એટલે એણે ખાધું, એનો મિત્ર એની બાજુમાંજ બેઠો; ચહા ચઢાવતો ને ગપ્પાં હાંકતો. સુધાકર તેને ભાગ્યેજ સાંભળતો. એ પોતાના વિચારમાંજ લીન હતો.

તેઓ બહાર આવ્યા. હજી બહુ મોડું થયું નહોતું. અરવિંદ છુટો પડયો. સુધાકર ફરી ગલીમાં ઉભો.. વિચારે ચઢયો. ઘેર પાછા જવું કે અનુપમને ત્યાં નસીબ અજમાવવું? ઘરના વિચારે એનું હૈયું ધડકી ઉઠયું. નાનકડું વિષાદઘેર્યું ઘર હવા અજવાળા વિનાનું આંગણું એને આકર્ષી શકયું નહીં. ત્યાં નિદ્રા પણ આવે તેમ હતું. પણ અનુપમને ત્યાં જાય તો કૈં લાભ થાય ? એમની ઓળખાણને વર્ષો થઇ ગયાં હતાં–પરંતુ તે બહુ પલટાય તેવો નહોતો. સુધાકરે એક પણ ઉપાય જતો ન કરવા નિશ્ચય કર્યો. તે આગળ વધ્યો.

સંધ્યાકાળ પછી અનુપમનું ઘર હંમેશાં

બંધ રહેતું. પહેલા માળની નાનકડી બારીજ ઉઘાડી રાખવામાં આવતી. ઘરધણીનું કામ હોય તે એ બારીમાં એક કાંકરો નાખે. પરંતુ આજે એ બારી પણ બંધ હતી. છતાંએ નિરાશામાંએ આશા ઝીલતો સુધાકર આગળ થયો. દ્વાર ખખડાવ્યું. કેટલીએ ખટાપટ પછી એક તીણા સ્વરે અંદરથી કોઇએ પુછ્યું: "કોણ છે?"

"અનુપમ ઘેર છે કે?" સુધાકરે પુછ્યું.

"એ—નથી છ." પેલા સ્વરેજ જવાબ વાળ્યો. "એ ત્રણ કલાક પછી પાછા વળશે."

સુધાકર ફરી ગલીઓમાં ટહેલવા લાગ્યો. એની પાસે ઘડીયાળ નહતું. એથી કેટલીક વારે બે કલાક વીતી ગયા હશે એમ તેને લાગતું. કોઇવાર પાંચ મીનીટ પણ નહીં થઇ હોય એમ ભાન થતું. પહેરેગીરો, પદાતિઓ, દુકાનદારો બધાએ એના તરફ શંકાભરી નજરે જોતા જણાતા. એને અકળામણ થવા લાગી. જલ્દી પાછા વળાય તો ઠીક એમ તેને થવા લાગ્યું.

એકાએક દસનો ટકોરો થયો. સુધાકરે માની લીધું કે અનુપમને ઘેર તે આઠ વાગે ગયો હશે. હવે અનુપમ આવીજ ગયો હશે. અનુપમ નહીં મળે તો પોતે પાછો વળશે. તે તદ્દન થાકી ગયો હતો. આરામની ખાસ જરુર હતી. તે ફરીથી અનુપમના ઘર આગળ આવી ઉભો રહ્યો. તેણે ઉપર જોયું. બારી ઉઘાડી હતી. તેણે બારણાને ધક્કો માર્યો ને બુમ મારી: "અનુપમ?"

બારણે સાંકળ નહોતી દીધેલી. સુધાકરનો હાથ પડતાંજ તે ફડાક દઇને ઉઘડી ગયું. અનુપમને ઘેર આમ બને એ અજબ જેવું હતું. પચીસ પચાસ વાર ખખડાવ્યા વિના—એ દ્વાર કદાપિ ઉઘડતું નહીં. એટલે આમ તુરત બારણું ઉઘડી ગયું તેથી સુધાકર વિસ્મીત થયો. અંદર પ્રવેશ કરતાંએ તે અચકાયો. અંદર નર્કાગારનો અંધકાર હતો—સમાધિની શાંતિ હતી.



બંને હાથે તેણે સરયૂનો હાથ દબાવ્યો.

એક બે પળમાં એણે નિશ્ચય કરી પ્રવેશ કર્યો. ઘરમાં માત્ર ત્રણજ માણસો હતાં તેની એને ખબર હતી. અનુપમ ને બીજી બે વૃદ્ધાઓ,

એક અનુપમની બા, બીજી કામ કરનાર બાઈ. એ બીજી બાઇ રાત્રે પોતાના ઘેર જતી! આખા દિવસના કામથી તે કંટાળી જતી, રાત્રે દૂર રહેવામાંજ તે આનંદ માનતી. એટલે સુધાકરને અંદર આવ્યા પછી કોઇ પણ માણસ નજરે ન ચઢયું તેથી આશ્ચર્ય થયું નહીં. કામ કરનાર બાઇ ઘેર ગઇ હશે. અનુપમની બા અંધ ને બહેરી હતી. એ અત્યારે ઉંડી નિદ્રામાં પડી હશે. પણ અનુપમનું મુખ્યદ્વાર ઉઘાડું રહે એ અજબ બનાવ હતો.

મહામુશ્કેલીએ તેણે દાદર શોધી કાઢયો. અથડાતો કુટાતો તે ઉપર ચઢયો. અનુપમના ખંડમાં પણ અંધારૂં હતું પરંતુ દ્વાર ઉઘાડું જણાયું. સુધાકરે ખીસ્સામાંથી દીવાસળીની પેટી કાઢી; ને એક સળી સળગાવી.

બીજીજ પળે તે દાદર તરફ કુદ્યો–ભયનો માર્યો ભાગ્યો. દીવાસળી બુઝાઇ ગઇ. બીજી સળગાવવા જીવ ન ચાલ્યો. અંદરના દેખાવે એના મગજમાં દાવાનળ પ્રકટાવ્યો.

એ ખંડમાં બધી ચીજો અસ્તવ્યસ્ત સ્થિતિમાં પડી હતી. કાગળો, ચોપડીઓ ને બીજી વસ્તુઓ જમીન પર વેરાએલી હતી. ટેબલ ઉંધુ વાળવામાં આવ્યું હતું. એના ઉપરનો દીવો પણ ગબડી ગયો હતો. ખંડની વચ્ચે એક મનુષ્ય શબવત સ્થિતિમાં પડયો હતો. એના દેહ પર અનેક ઘા પડેલા હતા. નુર ઉડી ગયું હતું.

સુધાકર પલકમાં બધી વસ્તુસ્થિતિ કળી ગયો. શું બન્યું હશે એ તેના ધ્યાનમાં આવી ગયું. પાડોશના બદમાસો અનુપમને સારી રીતે પીછાનતા. અનુપમ શ્રીમંત કંજુસ હતો એ તેમની ધ્યાન બહાર નહોતું. ઘણીજ સંભાળ લેવાની ટેવને લીધેજ આટલા દિવસ બચી ગયો હતો. કોણ જાણે કયા ખુણામાંથી એની કમનસીબી આજે અંદર ઘુસી ને એના જીવનને તેમજ સંપત્તિને લુંટી લીધી! અજાયબ જેવું તો એ હતું કે કોઇએ કશીએ ગરબડ સાંભળી નહોતી. જો કે એ વસ્તી ખરાબ હતો પરંતુ ત્યાંની વસ્તી ગીચ હતી. વળી હજી રાત પણ બહુ નહોતી ગઇ. જરાપણ નજરે ચઢયા વિના ખુની કેવી રીતે છટકી ગયો હશે?

પરંતુ નિર્બલતાએ એના ચરણો કંપાવી મુકયા. તે દોડતો દાદર ઉતરી ગયો. પલકમાં બારણાથી બહાર પડયો. છુટા મેદાનમાં આવી છુટકારાનો દમ ખેંચ્યો, ભયભીત નજરે એણે ચોમેર નજર નાખી. કોઇ એને જોતું તો નહોતું? પછી ઉતાવળે પગલે ચાલવા લાગ્યો. અવસાન પામેલા અનુપમની મૂર્તિ જાણે એની પાછળ દોડી રહી હતી. અનુપમ ને સુધાકરનાં કુટુંબોમાં કજીઓ જગજાહેર હતો. એટલે રાત્રિની એ ઘડીએ કોઇ એને અનુપમના ઘર આગળથી દોડી જતો જુએ તો તુરતજ એના પર અનુપમના ખુનનું આળ ચઢાવે.

સુધાકર લગલગ એ ગલીની બહાર નીકળી ગયો. એવામાં એકાએક કોઇ મનુષ્ય એની સાથે અથડાઇ પડયો. સુધાકર નિરાશાથી બાજુએ હઠયો. જોડેની બત્તીના થાંભલાના આધારે મહામનતે પડતો બચ્યો.

"વળી પાછો સુધાકર!" આવનાર બોલી ઉઠયો. "આજે કલાકે કલાકે તને મળવાનું લખેલું જણાય છે. આ ઘડીએ આ બાજુએ કયાંથી? અનુપમ પાસે ગયો હતો? ફાવ્યો!"

"હું નહીં યાર!" સુધાકર મુશ્કેલીથી બબડયો. એના મિત્ર અરવિંદ પાસેથી ઉતાવળે છુટો પડયો. ગમે તેમ દોડયાજ ગયો, છેવટે પગ થાકી જવાથી એને અટકવું પડયું. પગથી પર પટકાઇ પડયો. એક પગલું પણ ભરવાની તેનામાં તાકાત નહોતી.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૫૪]





પવિત્ર શત્રુંજયના બે વર્ષના યાત્રાવિરહને અંતે શ્રદ્ધાળુ સંઘ.

[ શત્રુંજયે ને આવકો.



ગુજરાત : અષાઢ '૮૪] પવિત્ર શત્રુંજય ઉપરનાં જૈન દેરાસરોનું તળેટીમાંથી દશ્ય. [શત્રુંજય ને શ્રાવકો.

# સાચી જુઠી

લેખક:
રા. રાધારમણ



ચિત્રકાર:
રા. જગમોહન
મીસ્ત્રી

ઘણાં વરસોની વાત છે આજે અચાનક યાદ આવી ગઇ છે. બહાર મધુર અનિલ [illegible]હી રહ્યો છે. પુષ્પોની સુગંધ બહેકી રહી છે. [illegible]રસો પહેલાં આજ સમય હતો. આજ વસંત [illegible]તી. તરુણોનાં હૃદયોને ઉન્માદતી આજ મદ[illegible]લી વસંત પોતાને મદે આખા જગતને મદ[illegible]ાતી કરતી હતી.

આ મારા ગત પ્રેમની ઝાંખી છે. મારા જીવનના આછા અને ઘેરા રંગે રંગાએલા ચત્રપટનું એક ઝાંખું ચિત્ર છે. હાય! એ પ્રસંગો [illegible]મત્સારે મારી સામે કેવા તરે છે ?. મેં પ્રભાને [illegible]સમજવામાં ભુલ કરી હતી કે પ્રભાએ મને ? [illegible]આખી જીંદગી ઉપરદેખી શાંતિમાં કાઢ્યા પછી [illegible]મત્સારે એ પ્રશ્નો મને કેવા ગુંચવે છે ?

પ્રિય વાચક ! તને મારા લખવામાં કશું એ [illegible]સમજાયું નહીં હોય. જન્મથી અમુક કાળ સુધી [illegible]સ્થિર રહેલા હૃદયને ચેતનવંતી કોઇ તરુણીએ [illegible]લકે હાથે ટકોર મારી હલાવ્યું છે ? મારી આ [illegible]ાથા તેના માટે છે. આમાં હું જગતને કશુંએ આપવાનો દાવો કરતો નથી. મારા જેવા પ્રેમદગ્ધ જીવડાઓ માટે એ સધ્યારો છે, દીલાસો છે.

હું તે વખતે–કોલેજમાં હતો. અમારી પરીક્ષાના દિવસો નજીકમાંજ હતા. આખુંએ વરસ રમતગમત અને મોજમજાહમાં ગાળ્યા પછી પરીક્ષા આવે ત્યારે કેવું સખત વાંચવું પડે છે એ અત્યારે પણ મને બરાબર યાદ છે. વર્ગના સાધારણ વિદ્યાર્થી કરતાં જરા વધારે બુદ્ધિમાન હોવાથી મને કોઇ પણ પરીક્ષાએ ગભરાવ્યો નથી.

૧૯–નો એપ્રીલ મહીનો હતો. વાંચવાના દબાણ છતાંએ 'એપ્રીલ ફુલ' નો દિવસ અમારી હોસ્ટેલ તથા કોલેજમાં, વિદ્યાર્થી, વિદ્યાર્થીનિઓ તથા પ્રોફેસરો વચ્ચે સારો ઉજવાયો હતો. 'એપ્રીલ ફુલ'ની રજા એકએ કોલેજમા હોતી નથી. અમારી કોલેજ એ દિવસ 'ફુલીંગ' કરવામાં ગાળતી એ દિવસ માટે કેટલીએ રાત્રિનાં ખુન કરવામાં આવતાં. કેટલીએ નિર્દોષ જીંદગીઓને પજવવામાં આવતી. હા !

એ દિવસ યાદ આવતાં ફરી એકવાર નાના થઇ જવાનું મન થઇ આવે છે! પણ અત્યારે હું જગતના ડાહ્યા અને સભ્ય ગણાતા લોકો માંહેનો એક છું!

એ વખતે મારું પોતાનું વાંચી, લતા અને કમલાને વંચાવવું પડતું. એટલે સાંજે ઘેર હોસ્ટેલમાં આવતાં મોડું થતું. અમારો કોલેજના કમ્પાઉંડમાં લેબોરેટરી પાસેના લીમડાના છાંયડાવાળો એક સુંદર ખુણો હતો. એ જગ્યાએ અનંત કાળ સુધી ત્રણ સ્ટુલ અને એક ખુરસી પડયાં રહેતાં. લેકચરની રીસેસમાં, જ્યારે વખત મળે ત્યારે અમારા ત્રણેનો ત્યાં દરબાર ભરાતો. એ અમારી નાનકડી નીશાળ હતી.

રાત્રે હું આવી તરત જમી લેતો અને જમીને વાંચવા બેસતો. મારી વાંચવાની રીત વિચિત્ર હતી—ત્યારે હતી અને હજુએ છે. હૃદયની શાંતિ એકવાર ખોયા પછી માણસ હંમેશાં આવુંજ વિચિત્ર થઇ જાય છે. રાત્રે અગીઆર સાડા અગીઆર વાગે સુઇ અઢી વાગે ઉઠતો. Sleep is not a necessity but a luxury (ઉંઘ એ જરુરીઆત નથી પણ વિલાસ છે) એમ હું માનતો અને મારા મિત્રોને મનાવતો.

"ઠક, ઠક, ઠક?"

"કોણ એ!" મેં પુછ્યું.

"સાહેબ, એ તો હું" Outdoor ના વૉર્ડ બોય બેચરનો અવાજ આવ્યો.

"આ ચીઠ્ઠી લાવ્યો છું."

પરીક્ષાનો વખત હોવાથી Outdoor duty હોવા છતાંએ અમારા House surgeonની મહેરબાનીથી અમે રુમપર વાંચતા કેસ આવતાં માણસ બોલાવવા આવતો. હજુ ગઇ રાત્રિએજ મારી ડયુટી હતી અને આજ આ ચીઠ્ઠી શાની? હું ઉઠયો અને બારણું ઉઘાડયું.

ભાઇ શ્યામ,

આ ચીઠ્ઠી વાંચતાં તુરતજ ચાલી આવજે. સાંજે Mother બારીમાંથી પડી ગયાં છે. સખત વાગ્યું છે. ફ્રેક્ચર હોવાનો સંભવ છે.

શંભુ.

મેં ટોપી અને કોટ ઉંચકયાં અને બારણું બંધ કર્યું. હોસ્ટેલથી હોસ્પીટલ બહુ દૂર નહતી એટલે થોડી વારમાં ત્યાં પહોંચ્યો.

"કેમ ભાઇ આવ્યો?"

"હા, બા, હવે કેમ છે?"

શંભુનાં માતુશ્રી હમણાંજ શુદ્ધિમાં આવ્યાં હતાં. સ્ટુડન્ટનાં સગાં હોવાથી તેમને સ્પેશીઅલ રુમ આપવામાં આવી હતી. શંભુના પિતાશ્રી, બેન વગેરે બધાં હતાં.

"Good evening, sir!"

"Good even..." ધોળી 'ગ્રાઉંડ' ઉપર લાલ પટ્ટાવાળી 'વીએલા'નો 'સ્લીપીંગ સુટ' પહેરી, માથે 'નાઇટકેપ' ચઢાવી લાકડી ઠોકતા અમારા સ્થૂલદેહી, હસમુખા 'હાઉસ સર્જન'ની મૂર્તિ પધારી.

આવતાં વેંત હંમેશની રીત પ્રમાણે "What is the 'હીસ્ટ્રી'?" એવો સવાલ કર્યો.

શંભુલાલ મારો સહાધ્યાયી હતો. કોલેજમાં દાખલ થતાંજ મારી અને એની ઓળખાણ થઇ હતી. વખત જતાં એ ઓળખાણે નિઃસ્વાર્થ બંધુપ્રેમનું રૂપ પકડયું હતું. બે જુદાંજ ઘરોને જોડી દઇ બનાવેલું શંભુનું મકાન હતું. સુવાના વગેરે ખંડોથી રસોડું એકદમ અલગ હતું. એ મકાનનો માળ શંભુએ રાખેલો. રસોડાની બારીઓ આગળ ચોકમાં પડતી અને ચોક પથ્થરથી જડેલો. જુના વખતની બાંધણીનું ઘર હોવાથી બારીઓને સળીયા ન હતા પણ લાકડાનાં આડાં મારેલાં. પુખ્ત ઉમરનું માણસ બહાર ડોકીયું કરે તો તોલ જઇ નીચે જઇ પડવાના




એજ વખતે તેણે મારી સામું જોયું. તેની સામે આંખોએ આંખો મળી !

વાનો સંભવ હતો. મેં ઘણીએ વાર એક વધારે આડું મરાવી લેવાનું કહેલું પણ એ વાત ભુલી જવાતી. તે દિવસે સાંજે નીચેની પાડોસણ જોડે વાત કરતાં બાનો ઝોક ગયો અને એકદમ ધબાકો થયો. બારેક ફુટની ઉંચાઇએથી એકદમ અજાણતાં પડતાં ગમે તેમ પડાયું અને સખત વાગ્યું. પાકી કાઠીનાં હોવાથી શુદ્ધિ એકદમ ગઇ નહીં પણ બોલાયું નહીં. પાડોસણે અને બધાંએ એમને ઉંચકી ઘરમાં આણ્યાં અને દેશી દવાઓ શરુ કરી પણ હાડકાં તુટી ગએલાં એટલે સજ્જડ થઇ ગયાં. શંભુ બહારથી આવતાં ગાડીમાં ઘાલી એકદમ હોસ્પીટલમાં લાવ્યો.

હાઉસ સર્જને તપાસવા માંડયું. જમણો હાથ બીલકુલ હલતો નહોતો એટલે હાથનું હાડકું ભાગ્યું છે એમ કહ્યું. જમણો સાથળ પણ અચલ હતો એટલે સવારે X'ray લઇ ખાત્રી કરીશું એમ કહી પાટા બાંધી તેઓ ગયા.

બધાંનું કામ નહતું એટલે તેમને ઘેરે મોકલ્યાં. શંભુએ અને મેં ત્યાં સુવાની તૈઆરી કરી. મેં રુમ પરથી ચોપડીઓ તથા ઓઢવા શાલ મંગાવી.

૨

" કુમારભાઇ ! ઓ કુમારભાઇ ઉઠો " મારે કાને અસ્પષ્ટ ગણગણાટ થયો. મેં ધીમે રહીને આંખ ઉઘાડી તો બારીએ સૂર્યદેવ ડોકીયું કરી રહ્યા હતા. તેમનું હસમુખું મોઢું જોઇ હું પણ હસ્યો. બધુંએ વાતાવરણ મને પ્રસન્ન લાગ્યું. આંખ ઉઘાડતાંજ ઉઠવાની મને ટેવ ન હતી. હજુએ નથી ! શીઆળાની સવારોમાં રજાઇમાં મોઢું ઘાલી વિચાર કરતાં પડયા રહેવાની કેવી મજા આવે છે ? મારી દૃષ્ટિ બહુ ચપળ છે, લતા અને કમલા પણ એમજ કહેતાં. તેમાં વળી કમલા તો ખાસ મારા દૃષ્ટિપથમાંથી કૈં ચુકે નહીં એટલે તેમને મારા remarks માટે બહુ સંભાળ રાખવી પડતી. એ Observation ની શક્તિએ મને આ નિરસ જીવન જીવવામાં બહુ મદદ કરી છે. કૈં નહીં તો એ ગત પ્રસંગો સંભારી બે આંસુ પાડી હૃદયનો ઉભરો શાંત કરવા માટે તો ખરીજ. એ એકજ પળમાં મેં જોયું કે બાના પલંગ ઉપર એક આધેડ વયની સ્ત્રી બેઠેલી. એકાદ વાર જોઇ હોય એવું પણ લાગ્યું. મારી પથારી જોડે આગળ સ્ટવ મુકી મારી તરફ મોઢું કરી બેઠેલી એક બાલા જોઇ. તે એવી રીતે બેઠેલી કે મારાથી બાનું કે પેલી સ્ત્રીનું મોઢું બરોબર ન જોવાય.

સ્ટવનો અવાજ સાંભળ્યો છે ? ઘણાંએ નવોઢ યુગલો ' સાયલન્ટ ' પસંદ કરે છે. એમને એ રણકારના સંગીતનું કયાં ભાન છે ? પ્રાતઃ કાલમાં આંખ ઉઘડતાંજ એક અલૌકિક બાલાનાં દર્શન થવાં એ અહોભાગ્ય નહીં ? ભાગ્યેજ ૧૫–૧૬ વરસની ઉમર હશે. મેં આંખો મીંચી દીધી. એનું ધ્યાન ચહામાં હતું.

પાંચેક મીનીટ પછી મેં આંખ ઉઘાડી તેનેજ જોવા માટે ! એજ વખતે તેણે મારી સામું જોયું ને તેની સામે આંખોએ આંખો મળી ! આંખોનાં કામણ જાણો છો ? હજારો લલનાઓ નીહાળી હોય છતાં એક અનેરે ચોઘડીએ આપણે જાગ્રત થઇએ છીએ. હું આ ' Love at first sight ' નહીંજ કહું–જુની ઓળખાણ તાજી થાય, ભુલી ગએલાં, વીસરી ગએલાં પાછાં યાદ આવે એવું કૈંક એ હતું. મને કૈંનું કૈં થયું. પાછી આંખ બંધ કરી.

થોડીવારે સ્વપ્નમાંથી એકાએક જાગ્રત થાય એમ એકદમ ઉઠી, બ્રશ લઇ મોંઢું ધોયું. પેલી બાઇને તો શંભુનાં મામી એમ મેં ઓળખ્યાં.

" કેમ મામી કયારે આવ્યાં ?"

" આ અબઘડીજ આવી ને પ્રભા ચાહ-મુકે છે " પેલી બાળા તરફ જોતાં તેમણે કહ્યું.

એ કોણુ એ મારે પુછવાનું રહ્યુંજ નહીં. એ બધાએ વખત તેની દૃષ્ટિ મારા તરફ હતી.

" શંભુ ક્યાં ગયો ?"

" એ ઘેર ગયો છે હમણાં આવશે." અમે ચહા પીધી અને બાને પાઇ. થોડીજ વારમાં અમારે–પ્રભાને અને મારે–છુટાપણું થઇ ગયું. ચહા ઘણી થઇ હતી. અમે વધી એટલી હોંસે હોંસે પી ગયાં. તેણે મને પાઇ એમ કહું તો ?

" પ્રભા. ત્યારે હું જાઉં છું. તું ભાઇ જોડે શાંતા આવે તેની સંગાથે આવજે" મામી ઉઠતાં બોલ્યાં. " હું બપોરના આવીશ. "

" વારુ" એ ટુંકા જવાબમાં કેટલું માર્દવ અને મીઠાશ હતાં! હજુએ એ અવાજ મારે કાને પડકાર કરી રહ્યો છે.

મામી ગયાં એટલે મેં પણ જવાની તૈઆરી કરવા માંડી. એણે મારી સામે વ્યાકુળ નજરે જોયું.

" ભાઇ ! શંભુ આવે એટલે જજોને ? તારે શી ઉતાવળ છે ? વળી દાકતર આવે તો ?–"

ભાવતું હતું અને વૈદે બતાવ્યું. પલંગને એક છેડે મેં ખુરશી ઉપર ઝુકાવ્યું. મારી સામે બીજે છેડે બાના પગ દાબતી પ્રભા બેઠી. થોડી વારમાં બા ઉંઘી ગયાં અને વાંચવામાં મારું ધ્યાન લાગે જ શાનું ? ધડકતે હૈયે અમે બેસી રહ્યાં. શરમનો પડદો તેની આગળ ઝુકી રહ્યો, શરમના શેરડા તેને મુખચંદ્રમાએ ચમકી રહ્યા.

૩

શંભુ આવ્યો અને હું ગયો. જતી વખત મારી સ્થિતિ શોચનીય હતી. શંભુ અને બાની નજર ચુકાવીને મારે પ્રભાને જોવી હતી, નીરખવી હતી. એ કેટલી કઠણ તપસ્યા હતી એ જાણો છો ?

રુમ ઉપર આવી નહાવા માટે ટુવાલ ખભે નાખી હું બેસી રહ્યો. વિચાર કર્યા કર્યા. અનંત-કાળ સુધી શાંત રહેલા ઉદધિને કોઇ ક્ષુબ્ધ કરે એમ મને આજ થયું હતું.

નહાઇને જમ્યો. કલબને આજના પૈસા હરામના આપું છું એમ મને લાગ્યું. આવી અસ્વસ્થ સ્થિતિમાં મારાથી લતા અને કમલા સાથે કેમ વંચાશે, તેમનો વારો આવ્યાથી હવે તેઓ કેવું વેર લેશે એ વિચારોએ મને વધારે દુભવ્યો.

" પ્રણામ, ગુરુજી ! " ભક્તિ ભાવથી લીન થઇ હોય, છતાંએ આંખોમાંનું ટીખળ અને હસું હસું કરી રહેલા ઓઠ ન છુપાય એવી કમલા બોલી.

"હું પણ પ્રણમું છું–" ડોકુ નમાવી લતાએ શરુ કર્યું. " છો તો સ્વસ્થના ? "

કોલેજ શરુ થતાં પહેલાં અમે એટલે કમલા, લતા અને હું અમારા દરબારમાં મળતાં. વિદ્યાર્થીગણુની દૃષ્ટિએ અમારું ત્રય એ દર્પાનો વિષય હતો. લતા અને કમલા મારી સહાધ્યાયિની હતી. સ્ત્રી જાતથી દૂર નાસનાર હું આ સ્ત્રી યુગલમાં કેમ સપડાયો એ મારા મિત્રોનો એક ચર્ચાનો વિષય હતો !

મને મેળવવા માટે તેમણે કેવા પ્રયત્નો આદર્યા હતા. અત્યારે એની સ્મૃતિયે આનંદકારક છે. અમારી ઓળખાણુ થતાં પહેલાં મારા પ્રત્યે તેમની માનતી, સ્નેહની લાગણી હતી. પહેલી ટર્મમાં મારી 'બેંચ'માં અમે ચાર જણુ હતા. એક જણુ માંદો પડવાથી એણે કોલેજ છોડી. અર્ધી ટર્મ હોવાથી અમારી અધુરી 'બેંચે' કામ ચલાવ્યું. પણ બીજી ટર્મમાં તો મારે એક ' પાર્ટનર ' ખોળી લેવો રહ્યો.

શંભુ શહેરમાં રહેતો હોવાથી અને હાઇસ્કુલમાં લતા જોડે ઓળખાણુ હોવાથી કોલેજમાં તેમની ઓળખાણુ વધી. મારી 'બેંચ'માં આવવા, મારી સાથે વાંચવા એ બન્ને એટલી તલસતી કે બીચારા શંભુની ભોળાઇથી એમણે એક કાવતરું

રમ્યું. શંભુ ખરેખર ભોળો હતો. એમને મારી 'બેંચ'માં લેવા તેમણે શંભુને કહ્યું. 'ડીમોન્સ્ટ્રેટર' વાંધો ન લે તોએ હું એમને 'બેંચ'માં લઉં એ જરા અસંભવિત હતું. પણ તે તોફાની છોકરીઓ એટલેથી થોડીજ જંપી રહેવાની હતી. તેમણે શંભુને બીજી 'બેંચ'માં જવા સમજાવ્યો. એટલે મારી 'બેંચ'માં બે જગ્યાઓ ખાલી પડી. બીજા બધા અંદર અંદર સમજી ગયા. ફક્ત મારી અને એમની 'બેંચ' અધી' હતી.

નામ આપવાના છેલ્લા દિવસ આડો હવે એકજ દિવસ રહ્યો. શંભુએ ખબર આપ્યા કે હું તો બીજી 'બેંચ'માં જઉં છું પણ એથી આપણા પ્રેમમાં, સ્નેહમાં કંઈ અંતર આવશે નહીં. એ બેંચમાં જરા સારા સ્ટુડન્ટની જરુર હોવાથી હું તને છોડું છું. મને તે દિવસે ખાવું પણ ભાવ્યું નહીં! હવે એકને બદલે બે 'પાર્ટનર' ખોળવાની મુશ્કેલીમાંથી કેમ મુક્ત થવું તેનો વિચાર કરતો હતો. તપાસ કરતાં બધી 'બેંચો' ભરાઇ ગઇ હતી. એટલે મારે ન છુટકે લતા અને કમલાને લેવાં પડે. શંભુએ પણ એ સુચના કરી. હું કેવો સપડાયો હતો તે હવે સમજાયું. એમના પુછતા પહેલાંજ સ્ત્રીદાક્ષિણ્ય વાપરી મેંજ એમને પુછયું; પહેલાં તો એકદમ હા પાડી નહીં. સ્ત્રીઓનો હંમેશાં ટગવવાનો—tantalising નો સ્વભાવ હોય છે ને? કાલે અગીઆર વાગતાં પહેલાં કહીશું એમ કહ્યું. બીજે દહાડે નામો અંપાયાં. અમે જોડાયાં 'કંપેનીઅન્સ' તરીકે—!

સહવાસથી મારો સ્ત્રીજાત પ્રત્યેનો દુરાગ્રહ દૂર થયો. અમે બેનપણાં કર્યાં! એમને ભાઇ ન હતો. મને બહેન નહતી. ભાઇ બહેનના એ નિઃસ્વાર્થ પ્રેમસાગરમાં અમે ઉછળતે હૈયે નહાતાં નવરાવતાં!

મારા મોઢા ઉપર હજુએ ક્ષુબ્ધતાનાં ચિન્હો હતાં. હજુએ હું અસ્વસ્થ હતો. ઘંટ વાગ્યો અમે વર્ગમાં ગયાં. શાનું 'લેકચર' હતું અને કોણ આપતું હતું તેનું મને હજુએ ભાન નથી. મારું નામ આવતાં જોડનાએ પેન્સીલનો ગોદો મારી વિચાર નિદ્રામાંથી જગાડયો. "યસ પ્લીઝ" કહી પાછો હું સ્તબ્ધ થયો. વર્ગને એક ખુણેથી ચાર આંખો મને કયારનીએ નીરખી રહી છે તે અત્યારે સમજાયું. મને ખબર પડતી હતી કે મારી સ્થિતિએ તેમનેએ કેટલાં ચિંતાતુર કર્યાં હતાં.

કોલેજ બંધ થઈ. અમે વાંચવા ગયાં.

"કેમ ભાઇ, આજે શુ થાય છે?" બોલકણી કમલા આજે શાંત હતી. વર્ગમાં કે બહાર મને ભાઇ કહી બોલાવતાં તેઓ શરમાતાં.

"મને ખબર નથી પડતી કે આજે શું થયું છે" મેં નિશ્વાસ મુકી કહ્યું. "But I am much depressed to-day."

"ત્યારે આજે હું વાંચુ અને તમે સાંભળો" લતાએ, નીખાલસ અને પ્રેમાળ લતાએ ફરમાવ્યું.

"હા, તુંજ વાંચ ત્યારે. ભાઇ સાંભળશે."

અર્ધોપોણો કલાક વંચાયું હશે. વાંચવામાં આજે કોઇનુંએ ધ્યાન નહોતું. નિત્યની સંતાકુકડી રમતાં ખીસકોલાં, ચીંચીં કરતાં ચકલાં અને મંદમંદ અનિલે વહેતા નીમ પત્રોએ આજે મને પ્રસન્ન કરવા અસમર્થ હતાં. કોઇ દિવસ નહીં એવી આજે મારા અંતરમાં આગ સળગી હતી.

"શંભુલાલ આવતા લાગે છે" લતાએ આંખના ખુણામાંથી જોતાં કહ્યું. અત્યારે બા પડી ગયાં એ યાદ આવ્યું અને મેં બધી વાત કરી.

"ચાલો, તમે બધાં. બાને અત્યારે ઘણું સારું છે. X'Ray લીધું, Humerus અને Femus ભાગી ગયા છે. Ospubis પણ ભાગ્યું હોય એમ લાગે છે." મેં પુછતા પહેલાં તેણે બધુંએ સુણાવી દીધું.

ચોપડીઓ બંધ થઇ, અમે ફર્યાં. હોસ્પીટલ અને કોલેજ એકજ કમ્પાઉંડમાં હોવાથી અમે થોડીવારમાં ત્યાં પહોંચ્યાં.

હોસ્પીટલની રુમ તે કેટલીક મોટી હોય! એક પલંગ અને થોડી ખુરસીઓ વચ્ચે એટલી એ મોટી હતી. જતાં સામે એક બારી હતી. બાજી જમણે હાથે. એ બાજુજ બાનો પલંગ હતો. ત્યાં જતાં મનમાં કેવુંએ થતું હતું. પ્રભા નહીં હોય તો? ધડકતે હૈયે હું અને બધાં ચઢ્યાં. દૂરથી મેં જોયું કે તે ત્યાં હતી. મને નીરાંત થઇ. હું સ્વસ્થ થયો! હું સવારે બેઠેલો એજ જગ્યાએ તે બેઠી હતી. સોળેક વરસની કોઇ મધુર કુમારીને પગ ઉપર પગ ચઢાવીને ધ્યાન મગ્ન જોઇ છે? કોઇ શાપભ્રષ્ટ દેવતાની જેમ તે ત્યાં બેઠી હતી. મને જોયો ને તરતજ મોઢું હાસ્યથી મલકયું—જાણે મને આવકાર આપતી ન હોય?

"કેમ બા, કેમલાગે છે હવે?" મેં પુછ્યું. લતા અને કમલા નીચે શેતરંજી પર બેઠાં, હું અને શંભુ બાની પાસે બેઠા.

"હવે સારું છે ભાઇ" દુખાને સ્વરે હસવાનો પ્રયત્ન કરતાં બા બોલ્યા. ઘડીભર તેની આંખો મારા તરફ જોતી. ઘડીભર લતા–કમલા તરફ એની આંખોના ભાવ કહું! સામા માણસ



સોપતી મારી હથેળીમાં મુકી તેની સાથે પે.વાનો નાજુક હાથ પણ મુકાયો. મેં મારો બીજો હાથ તે ઉપર દાબ્યો.

નું હૃદય જાણવાની મારી શકિત છે એમ લતા, કમલા કહેતાં, હું એ માનનો–છતાં મારા હૃદયનું જાણનાર મને હજુ કોઇ મળ્યું નથી ! આપણી વસ્તુ કોઇ પચાવી પડે આપણે જે ગુસ્સાથી જોઇએ છીએ તેવી તેની આંખો હતી. મારી સામે જોતી ત્યારે મારી દયા નથી આવતી એ એમ તે કહેતી. એની આંખમાં ઇર્ષાનાં કિરણ સ્ફુરી રહ્યાં હતાં, રોષથી આંગળાં મચકોડી, નાકનું ટેરવું ચઢાવી તેણે pose બદલી. જાણે પીઠ ફેરવી બેસતી હોય તેમ બેસી મારી સામે ગર્વથી જોયું. આ બધું કેમ બનતું હતુ અને કેટલી વારમાં તેનો હીસાબ ન હોય !

થોડીવાર સુધી બધાં ચુપ હતાં. લતા ને કમલા ઉપર પ્રભાના શાંત સોંદર્યે અસર કરી હતી. સમજુ કમલા તેમાં ઘણુંએ સમજી. અર્થપૂર્ણ દૃષ્ટિએ તેણે લતા સામું જોયું–બન્ને એકદમ હસ્યાં.

Lets' see the X'rays લતાએ ફરમાવ્યું. ટેબલ પરની X'ray ની શીશો ઝડપાઇ, અમે બધાં બારી પાસે ગયાં. લતાના હાથમાં 'શીટ્સ' હતી અને કમલા જોડે હતી. શંભુ તેમની પાછળ અને હું તેમની જમણી બાજુ એટલે પ્રભાની ખુરસીની પાસે. આ હાડકું અહીં ભાગ્યું છે. તેનાં કારણ, નિદાન બધું હું મોઢે બોલતો હતો પણ મારો જીવ કયાં હતો ? મારી પાસે તે બેઠી હતી ! મારા અંગ ઉપર તેના ઉષ્ણશ્વાસ પથરાતા. એક વખત અજાણતાં મારો હાથ તેના ગાલને અડકી ગયો હતો. એ પળો મને કેવી લાગી હશે ?

"કંઇ ગભરાવા જેવું નથી. એકાદ મહીનામાં તદ્દન આરામ થઇ જશે" મેં છેવટે મત આપ્યો.

"હા બા, તમે ફીકર કરશો નહીં, હં" લતાએ ટાપસી પુરી.

"કંઇ નહીં ભાઇ, એ તો ભોગ ભોગવવા લાગ્યા તે છુટકો છે ?"

"મામી ગયાં ?" મેં પુછ્યું. આ વખતે તેણે મારી સામું જોયું. એટલીવાર તેનું માથું અવનત હતું.

"હા, હમણાંજ ગયાં" બા બોલ્યાં. "તારી તો કેટલીએ વાટ જોઇ."

મેં છુટકારાનો દમ ખેંચ્યો.

"ત્યારે અમે હવે જઇશું. બા, આવજો હં પ્રભાબહેન !" લતા–કમલા ઉઠતાં બોલ્યાં.

પ્રભાએ તેની આંખમાં પ્રેમમૈત્રી જોયાં. તેનો રોષ ઉતર્યો.

"આવજો લતાબહેન, કમલાબહેન આવજો" હસતે મુખડે તે બોલી.

"બા, ત્યારે હું પણ જાઉં છું. સાંજે 'બાસ્કેટ' લઇનેજ આવીશ. કુમાર ! હું આવું ત્યાં સુધી બેસજો હં. કદાચ ડોકટર round ઉપર આવે" મારી તરફ ફરતાં શંભુ બોલ્યો. મને બોલવાનો વખતજ મળ્યો નહીં. પ્રભા શાન્તા આવે ત્યાં સુધી બેસવાની હતી.

બધાં ગયાં. એમને મુકવા ફાટક સુધી હું ગયો. પાછો આવ્યો તો તેના મોઢા ઉપર વિજયનું હાસ્ય જોયું.

"લ્યો, બેસવું હોય તો ખુરશી ખાલી કરી આપું" નયનો ચમકાવતાં તે બોલી.

"Oh thank you !"

"એમાં વળી શાનું 'થેંકયુ !' ખુરશીને લાયક ખુરસી ઉપરજ બેસેને !" મંદમંદ હસતાં તે બોલી.

કાલ બેઠાં હતાં તેમ આજેએ બેઠાં, મેં વાંચવાનો પ્રયત્ન કર્યો.

"રજાઓ કયારે પડે છે ?" બાએ પુછ્યું.

"પહેલી મે થી"

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૬૦]



# બારડોલીમાં એક દિવસ

લેખક:
**સૌ. લીલા મુનશી**
સભ્ય, સાહિત્ય સંસદ

—o—

અમે લીધી પ્રતિજ્ઞા પાળશું રે
ભલે કાયાના કટકા થાય—અમે.

—લોકગીત

બારડોલી વિશે અનેક પ્રકારના પરસ્પર વિરુદ્ધ હેવાલો સાંભળ્યા પછી અમે તા. ૧૪ મીની રાત્રે સાશંક હૃદયે બારડોલી જવા નીકળ્યાં. સાશંક હૃદયે એટલા માટે કે વ્યક્તિગત છુટા પ્રયત્નો બાદ કરતાં આપણા લોકો વીરતા દાખવે, ધૈર્ય સાચવે અડગ ટેક નિભાવે એ બધી વસ્તુઓ કેટલીક સદીઓ થયાં એટલી બધી અપરિચિત થઇ પડી છે કે જગતમાં જબરા આશાવાદીથી પણ લોકોના એવા મહાપ્રયત્ન તરફ પહેલી દૃષ્ટિએ અવિશ્વાસથી સહજ જોવાઇ જાય છે, અને થોડાં ઘણાં પણ વીરતા, ટેક, ધૈર્ય દાખવ્યાં હોય તો સ્વપ્ને એટલે હદે વાત આવી પહોંચે કે જેથી નાના નજીવા પ્રયત્નો પણ છેક તુટી જાય અને દેશ તેમજ આત્મવિશ્વાસ લોકો ગુમાવી બેસે એવો ભય થઇ આવે છે.

પણ એવી અશ્રદ્ધા કાપવાને બારડોલીમાં એક દિવસ અમને બસ નીવડ્યો. જે શ્રદ્ધા, ટેક અને આત્મવિશ્વાસ અમે તે દિવસે જોયાં તે જોયા પછી હિંદુસ્તાનનું સ્વાતંત્ર્ય તે એક ઘણાં લાંબા કાળ લગી જોઇ રહેવાનું સ્વપ્નું છે એવી નિરાશા તે વખતે તો અદૃશ્ય થઇ ગઇ.

એવી નિરાશાને કાઢનારા થોડા પ્રસંગો આ સ્થળે લઇએ.

તા. ૧૫ મીએ સવારે અમે બંને અને રા. બા. ભીમભાઇ નાયક બારડોલીના સ્ટેશને ઉતર્યાં અને રા. વલ્લભભાઇ આવેલા તેમની સાથે આશ્રમમાં ગયાં. આખા આશ્રમમાં ઉત્સાહનું, પ્રેમનું, સ્વાતંત્ર્યનું વાતાવરણ વ્યાપી રહેલું હતું. શોક, દુઃખ, ચિંતા, દૌર્બલ્ય ક્યાંએ જણાતાં નહતાં. ત્યાંની પરિસ્થિતિ વિશે રા. વલ્લભભાઇએ અમને માહીતગાર કર્યાં અને આશ્રમના

પ્રકાશન વિભાગ તરફથી તૈયાર થએલા બારડોલીમાં બનતી દરેક વિગતો અને બનાવોનાં કાગળીઆં જોઇ જવાથી રા. મુનશીને પણ ઘણી વસ્તુઓ થોડીવારમાં સમજી લેવાની તક મળી. બારડોલીનું પ્રકાશનખાતું અત્યારે ઘણું સરસ કામ કરી રહ્યું છે.

પણ સૌથી ખરેખરો અનુભવ તો હજી આવવાનો હતો તે અમે ત્યાંથી જમી પરવારી મોટર લઇ ગામડાંઓ જોવા નીકળ્યાં ત્યારે મળ્યો. વરસાદ આવી ગયો હતો એટલે ધુળ બેસી ગઇ હતી અને તડકાની છાંટ છતાં તાપ નહીં એવી બપોરે ગાડાંઓએ ચીલા પાડેલા ખરબચડા રસ્તાઓમાં ફોર્ડના છેલ્લા મોડેલની મોટરમાં બેસી રા. બા. ભીમભાઇ અને અમે નીકળ્યાં. રસ્તામાં આ લડતની ઘણી કરુણ કથનીઓ અમે સાંભળી.

સૌથી પહેલાં અમે સરભોણ ગયાં. ત્યાં, આવતી વખતે વધારે રોકાવાનું કહી અમે બાબલા ગામે ગયાં...

અરેબીઅન નાઇટ્સમાં કોઇ નિર્જન શહેરની વાર્તા વાંચતાં હોઇએ તેવું આખું ગામ દેખાતું હતું. દરેક ઘરનાં બારી બારણાં બંધ હતાં અને એ ઘરોમાં જીવતા આત્માઓ કોઇ વસતા હશે એવું પહેલી નજરે જોનારને તો નજ લાગે. એક બાજુની ઓળના ઓટલાઓ ઉપર માત્ર એક ડોસા ફરતા હતા તેણે અમારી મોટર ઉભી રહી એટલે તરત બુમ પાડી. " અલ્યા, ઉઘાડો આશ્રમની મોટર છે, આશ્રમની." અને ધીરે ધીરે એક પછી એક બારણાંઓ ઉઘડવા માંડયાં.

અમે એક ઘરમાં ગયાં અને ત્યાં જે દશ્ય જોયું તે તો જીંદગીભર ભુલાય એવું નથી. માત્ર બારણા વાટેજ પ્રકાશ અને પવન આવી શકે એવું એ ઘર બારીઓ વિનાનું હતું. એ ઘરમાં ત્રણચાર સ્ત્રીઓ છોકરાંઓ લઇને ઉભી હતી. એક બાજુના ભાગમાં ભેંસો, પાડીઓ વગેરે ઢોરો બાંધેલાં હતાં. બંને પાસનાં બારણા ઉઘાડાં હતાં છતાં પણ એ ઘરમાં અંધારું લાગતું હતું.

પણ એ ઘરનાં બારણાં વસાય ત્યારે બધાની શી દશા થાય તે કોઇ કલ્પી શકે તેમ છે ? કલકત્તાની અંધારી કાળી કોટડી કરતાં એ વધારે અંધારુ કારાગૃહ બનતું અને આવા માત્ર એકજ નહીં પણ અનેક ઘરોમાં સ્ત્રીઓ, બાળકો અને ગંદવાડમાં બંધાઇ રહીને રોગથી સડી ગએલાં અને ધોળાં પડી ગએલાં ઢોરો એક સાથે રાત્રિદિવસ આજે ત્રણ ત્રણ માસ થયાં વસતાં. એમનાં પ્રિય ઢોરો વાડામાં રહી જપ્તી અમલદારને હાથે પકડાઇ કપાઇ જાય તે કરતાં આ સ્થિતિમાં દુર્ગંધ, ગંદવાડ, મંદવાડ, અંધારુ વેઠવું પડે તે વેઠવાને આ લોકો તૈયાર હતાં. અને જપ્તી અમલદારની નિર્દયતા વધારે ચાલતી હોય ત્યારે તો કેટલીકવાર શૌચાદિને માટે પણ બહાર ન જઇ શકાતું તેથી ઘરમાં ખાડા ખોદી લોકોને મળમૂત્ર તેમાં દાટવાં પડતાં. અને આટ આટલાં દુઃખ સહન કરવા છતાં સ્ત્રીઓના મુખ પર પણ કાયરતાની કે દુઃખની નીશાની દેખાતી નહોતી.

આ બધું જોતાં જોતાં ઘરનાં એક વૃદ્ધ માજીને મેં સહેજજ કહ્યું: " માજી ! આટલું દુઃખ સહન કરો છો ત્યારે પૈસા આપી દો તો કેવું ? "

જવાબમાં એ વૃદ્ધ બાઇ હસી. " હવે આટ આટલું સહન કર્યું અને પૈસા આપી દઇએ ? ન્યાય કરશે ત્યારે પૈસા આપીશું, અન્યાયની એક દમડી વધારે નથી મળવાની. "

ફરી ધૃષ્ટતા કરીને મેં એક બીજા બાઇને કહ્યું: " સરકાર વલ્લભભાઇને પકડી જશે તો શું કરશો ? "

"એક વલ્લભભાઇ જશે તો બીજા એવા અનેક વલ્લભભાઇ પાકશે" જવાબ મળ્યો. આટલી દૃઢતા આગળ નિર્બલતાનો એક શબ્દ પણ બોલવો તેમાં પાપ હતું.

આ અરસામાં તો ગામનાં લગભગ બધાંજ માણસો એકઠાં થઇ ગયાં હતાં. તેમની આગળ થોડી વાતો કરી તેમનાં સુખ દુઃખ જાણવાનો થોડો પ્રયત્ન કરી તેમની મક્કમતાને વખાણતાં અમે આગળ ચાલ્યાં.

× × ×

સરભોણના આશ્રમમાં ગયાં ત્યાં ડા. સુમંત અને સૌ. શારદા બહેનને મળ્યાં. થોડીવાર ત્યાં બેસી ભુવાસણ નામે પાસેનું ગામ જોઇ આવ્યાં અને સરભોણ ગામમાં જવા નીકળ્યાં. ત્યાં પહેલેથી ખબર હોવાથી લગભગ આખા ગામનાં લોક રા. લલ્લુભાઇને ત્યાં એકઠાં થયાં હતાં.

આ રા. લલ્લુભાઇ ઉપર કોઇના સગીરના વાલી નાજરને ગામ લોકનો ઠરાવ—પૈસા ન ભરવા બાબતનો – પહોંચાડવા બાબતનો કેસ સુરતની કોર્ટમાં ચાલે છે. એમ કરવામાં એમણે શો ગુન્હો કર્યો એ કોઇ આ સરકારના તંત્ર વગર બતાવી શકે તેમ નથી.



બારડોલીના લોકને મન વલ્લભભાઇ માત્ર માર્ગદર્શકજ નહીં પણ તારણહાર છે.

પણ આમ અમે ક્યાં ક્યાં ફર્યા તે કહેવા કરતાં અમે શું શું જાણ્યું તે જણાવવાનું અત્રે વધારે અગત્યનું છે.

ખરું પુછો તો અત્યારે બારડોલીમાં સરકારનો ડર અને રાજ્ય તરફનું માન એ બેમાંથી એકે વસ્તુ રહી નથી. જેટલા વલ્લભભાઇની છાવણીના હુકમ પળાય છે તેટલા સરકારી હુકમો હાસ્યાસ્પદ બનવાની સ્થિતિએ ત્યાં પહોંચી ગયા છે. પટેલો અને તલાટીઓએ રાજીનામાં આપ્યાં અને લોકોએ ઘરોના નંબરો લઇ ઉંચા મુકયા એટલે હવે લોકોને કે જમીનોને ઓળખનાર કોઇ રહ્યું નથી; અને જપ્તીની અને ખાલસાની નોટીસો વગર ઓળખે ગમે ત્યાં અને ગમે તેને ત્યાં બંધાય છે. લોકો નથી તે પીળા કાગળના ફરફરીઆને જોતા કે નથી તેને વાંચતા. લોકો તો એમજ માને છે કે "જમીન અમારી છે તો સરકાર કોણ થાય છે?"

કોઇ સરકારી અમલદારને ત્યાં પૈની ચીજ કે વાહન નથી મળતું. ચહા પીવાને પાશેર દુધ તેને કોઇ આપવાને તૈયાર નથી. તેનું કોઇ પણ પ્રકારનું કામ કરવાને રાની પરજનાં માણસો પણ મળતાં નથી. એક અમલદારની મોટર કાદવમાં ખુંચી જાય તો કલ્લાકો સુધી લોકોને ધમકી અને લાલચો આપ્યા છતાં તેને ત્યાં વાટ જોયાં કરવી પડે પણ કોઇ તેને હાથ ન લગાડે. અને વલ્લભભાઇ આવે ત્યારે તેમની આજ્ઞાથીજ લોકો તેને તે કાઢી આપે એ સ્થિતિ ત્યાં છે.

અને સરકારી અમલદારો યોગ્યાયોગ્યનો બધો વિચાર લગભગ વીસરી ગયા છે. ચાલીસ હજારની જમીન ચારસોમાં વેચી, એટલાથી ન ધરાતાં રાંધવાનાં વાસણ અને ઘરનાં ગાડી ઘોડા સુદ્ધાંતની એક થોડાક સો રુપીઆની મહેસુલને

માટે ત્યાં હરરાજી થાય છે. પણ આ જમીનો કોઇને પચવાની નથી; શ્રીમતી મીઠી બહેન, મણિ બહેન, સૌ. ભક્તિલક્ષ્મી વગેરે બહાદુર બહેનોએ એ જમીનોનો કબજો કયારનો લઇ લીધો છે, અને તેમને ત્યાંથી ખસેડયા સીવાય એ જમીનનો કબજો કોઇના હાથમાં આવે તેમ નથી. પણ એ તો લગભગ અશક્ય વાત છે.

સરકારી અમલદારના મનસ્વી હુકમોમાંથી એક હુકમ તેમનાથી ત્યાં નીભાવી શકતો નથી. કલેકટરના બંગલાની બહાર ચોકી કરતા ત્રણ જુવાનોને એક પછી એક પકડયા અને વધારેને પકડવાનો સંભવ ઉભો થતાં કલેકટરનેજ ત્યાંથી નાસી જવું પડયું એ સુપ્રસિધ્ધ બીના ભાગ્યેજ કોઇથી અજાણી હશે. વંડી કુદાવી કાયદા વિરુદ્ધ ગાડીની જપ્તી કરી પણ તેને જોડવાને બળદ કે ખેંચવાને મજુર ન મળતાં આજની ઘડી સુધી લોકોની દ્દઢતાના કીર્તિસ્થંભ સમી તે રસ્તા વચ્ચે ઉભી રહેલી છે.

પઠાણોના ત્રાસે પણ હદ કરી. તેમના નગ્ન થઇને નહાવાની વાત, સ્ત્રીઓને સતાવવાની વાત, સાકર ધારી મીઠાની ગુણ ફાડી ચોરી કરવા બાબતની વાત, લોકોના ઘરમાં બળજબરીથી ગમે તે રીતે પેસી જવાની વાત એ સૌ વાતો પણ વિગતવાર દૈનિક છાપાંઓમાં આવી ગએલી છે. અમલદારોએ પણ એમના અધિકારોને ખુબ મરડયા છે. જપ્તી દિવસે સૂર્યોદય પછીજ થઇ શકે એવો નિયમ છતાં પરોઢના ચાર ને સૂર્યાસ્ત પછી સંધ્યાકાળે કરતાં એમનો કાયદો તુટતો નથી. તાળાં ન તુટે એવો નિયમ તેઓ ઘરનાં બારણાંના નકુચા ઉતારી તોડી શકે છે.

આ જપ્તી અમલદારો ઘરના સગા થઇ આવતાં પણ શરમાતા નથી. એક રાત્રે એક જણનાં બારણાં ઠોકયાં. "ફલાણા ભાઇ! બારણાં ઉઘાડો તમારા વહેવાઇ આવ્યા છે." ધરધણી કહે: "અમારા વહેવાઇ હશે તો સવારે આવશે. અત્યારે બારણાં નહીં ઉઘડે." પેલી પંચતંત્રમાંની બીલાડી ઉંદરભાઇને ઘેર જઇ પોતે તીર્થ કરી આવી અહિંસાનું વ્રત લીધું છે તેથી બહાર નીકળવાની વીનંતી કરતી હતી એવી વાર્તા આ લાગે છે.

પણ કોઇ વેળા ખરેખરા પરોણા પણ આવે છે, ને તેમ એક જણને ત્યાં પરગામથી કેટલાંક સગાં આવ્યાં. બારણાં ઉઘાડી શકે તેમ હતું નહીં પણ ઘરધણીએ ઘરમાં ચહા કરી બારી વાટે દોરડુ બાંધી લોટો ભરીને ઉતારી અને ઓટલે સગાને રાત રાખી સવારે વિદાય કર્યા. ભુલે ચુકે બારી ઉઘાડી રહે તો તેમાંથી પઠાણો કુદીને આવે અને વાડાની ભીંતો પર ચઢાય તો તેમ કરવામાં તેઓ પાછું વાળીને ન જુએ. ઘણીવાર ભુખ્યાં તરસ્યાં ઘરોમાં પુરાએલાં માણસોને સ્વયંસેવકોને છાપરે કાણું પાડી પાણી ને ખાવાનું પહોંચાડવાં પડતાં. ને છતાં આ સ્થિતિ લોકો વગર ફરીઆદે સહન કરે છે.

એક વખત એક બાઇ સહેજ બારણું ઉઘાડી વાડામાં કૈં કામ કરવા આવી. એવામાં તો જપ્તી અમલદાર આવ્યાજ છે. બાઇ તરત ઘરમાં પેસી ગઇ અને અમલદાર બારણું પકડી ઘરમાં આવે તે પહેલાં બારણું વાસવા માંડયું. તેનો પર તે અમલદારે પોતે બારણામાં પગ મુકયો છતાં બારણું બંધ કરવાનો અને પોતાનો પગ કચરવાનો કેસ ચલાવ્યો. બાઇનો પતિ બીચારો ભલો માણસ હતો તે પહેલીવાર બરાબર જવાબ ન દઇ શકયો. બીજીવાર કોરટમાં જવાનો વખત થયો ત્યારે બાઇ સાથે ચાલી અને વરને ગાડીમાં હીંમત આપવા લાગી. "આવા રોતા જવાબ આપી ડરો છો શું? જે બન્યુ હોય તે બરાબર કહેજો અને છ મહીના

જેલ આપે તો બાર મહીનાની માંગજે. અને પુછશે તો હું તો ખરેખરું કબુલ કરવાનીજ છું કે મેં એને ઘરમાં ન આવવા દીધો.'' બારડોલી-ની આ લડતમાં આમ સ્ત્રીઓ પુરુષોને ખરેખરા ટકાવી રાખે છે.

અને બારડોલીની આ બહેનોનો જુસ્સો કંઈ જેવો તેવો નથી. જેટલાં દુઃખો પડે છે તે તેઓ હસતા મુખે સહન કરે છે, અને પોતાના સ્વયંનિર્મિત કારાગારમાં મહીનાઓ થયાં પુરાયા છતાં વિષાદની એક વાદળી એમના અંતરને કલુષિત કરતી નથી. શ્રીયુત વલ્લભ-ભાઈ પર તો એમની શ્રદ્ધા અજબ છે. એ જ્યાં જાય ત્યાં ગામની સ્ત્રીઓ એક પછી એક આવી એમના લલાટમાં કુંકુમનું વિજયતિલક કરી પોતાની શક્તિ પ્રમાણે રૂપીઆ બેબે રુપીઆની ભેટો જે વિશ્વાસ અને ભક્તિબળથી મુકતી જાય છે તે જોતાં ગમે તેવા અશ્રદ્ધાળુનું હૃદય પીગળી જાય, અને એમના લોકગીતના સુરોમાંથી દૃઢતા અને આત્મવિશ્વાસ નીતરતાં દેખી આ અજ્ઞાન લોકોના આત્માની મહત્તા આગળ આપણું હૃદય નમી જાય.

પણ વલ્લભભાઈ પરનો આ વિશ્વાસ જોવાની તક તો અમને છેક સાંજના મળી. નાની ફરોદનાબળા ગામે તે સાંજે તેમનુ ભાષણ હતું ત્યાં અમે સાથે જવા નીકળ્યાં. અને ત્યારેજ રસ્તામાં આવતાં ગામોમાં જે ઉમળકાથી, ભાવથી, ભક્તિથી તેઓ તેમનું સ્વાગત કરતાં, અને સ્ત્રીઓ એમને કુંકુમ, અક્ષત અને પુષ્પ ચોઢી એમની આગળ ભેટ ધરતી તેનાં અપૂર્વ દશ્યો અમને જોવાનાં મળ્યાં. બારડોલીનાં અઠ્યાશી હજાર સ્ત્રી પુરષો ને બાળકોને મન વલ્લભભાઈ માત્ર તેમના માર્ગદર્શકજ નહીં પણ તારણહાર છે, અને એમની આજ્ઞાતેઓ પ્રાણને પણ પાળવાને તત્પર છે.

અમે લીધી પ્રતિજ્ઞા પાળશું રે
ભલે કાયાના કડકા થાય–અમે.

આ ઘોષ માત્ર એકજ ગામની બહેનોનો નથી પણ આખી બારડોલીની વસ્તીનો છે. સરકાર એમને ડરાવવાનીવાત કરે તો તે મિથ્યા છે. ત્યાં સ્ત્રીઓ ગાય છે કે:

સરકાર તેને અભાગીઆ શું લાગી
તારા બાર ઉપર બે ગયા વાગી.

કોણ કહેશે કે આ લોકો હારની જરાએ આશંકા રાખે છે ?

નાની ફરોદામાં રા. વલ્લભભાઈનું ભાષણ સરસ થયું અને લોકોમાં ઉત્સાહ પણ વધારે હતો. સરકારી રીપોર્ટર શરમાતો હોય તેમ આવી પાછળની જગા પર બેસી ગયો રા. મુનશી પણ વલ્લભભાઈની આજ્ઞા થતાં "ગુજરાત એક અને વ્યવસ્થિત જોવાનાં પોતાનાં સ્વપ્નો કદી પણ સિદ્ધ થઈ પોતાના જીવનમાં તેને સત્ય હકીકત રૂપે જોઈ શકાશે એ વીશે પોતાને શંકા હતી પણ આજ તે નષ્ટ થઈ'' એ વીશે લાગણી પૂર્વક બે શબ્દો બોલ્યા. એમના અંતરમાં આજનું દશ્ય જોતાં ખુબ અસર થઈ હતી.

બારડોલીનો એક અપૂર્વ દિવસ આમ પુરો થયો અને સૌ સમલખ વીસેક માઈલ દૂર આવેલા નવસારીના સ્ટેશન તરફ ચાલ્યાં. રસ્તામાં રા. વલ્લભભાઈએ આ લોકોની દૃઢતા વીશે કરુણ વિનોદની અનેક નાની નાની કથાઓ કહી અને આટલો ઉત્સાહ, આટલી દૃઢતા, આટલો આત્મવિશ્વાસ, આટલી શ્રદ્ધા અને મરી ફીટવાની આટલી તૈયારી એ બધું જોવા પછી એમનાથી સરકારનું ગમેતેવું સમાધાન સ્વીકારી પ્રજાનો વિશ્વાસઘાત કેમ થાય એમ એમણે પ્રશ્ન પુછ્યો. એનો ઉત્તર કોઈપણ ગુજરાતી નકાર સીવાય બીજી કઈ રીતે વાળે ?

વાતો કરતાં નવસારીના દીવા દેખાયા અને ગામમાં ગાડી જરાવાર ઉભી રહી ત્યારે મી. ગારડા સાથે સખત સામાજિક બહિષ્કાર ચાલી રહ્યો છે એવી ખબર કોઇકે આપી. પોતાની શકિતનો પરિચય કરવવાનું આ શસ્ત્ર પ્રજા પુરેપુરું વાપરતાં શીખી ગઇ છે.

બારડોલીમાંથી પઠાણો ગયા ને પોલીસ આવ્યા પણ ખાલસા કરેલી જમીનમાંએ લોકો ખેતી કરવા મંડી પડ્યા છે. પરિણામ શું આવશે ? વલ્લભભાઇ પકડાશે? લોકો સત્યાગ્રહ કરશે ? સરકાર ગોળીબહાર કરશે ? આ બધા માત્ર તર્કો છે. એનો ઉત્તર શોધવાની માથાકુટમાં પડવાની આપણે જરુર નથી. આપણો ધર્મ તો માત્ર વ્યવસ્થા અને મહત્તાનો જે પાઠ બારડોલી અત્યારે શીખવી રહ્યું છે તેને ગ્રહણ કરવાનોજ છે.

આમ આ એક દિવસમાં સંગ્રહેલાં સ્મરણો લગભગ જીવનભર એ ન ભુંસાય એવી છાપ પાડી રહ્યાં તે લઇ અમે ટ્રેનમાં બેઠાં અને ભવ્યમાંથી સામાન્ય દુનીઆં તરફ પાછાં વળ્યાં.

હરિનો મારગ છે શુરાનો
નહીં કાયરનું કામ જોને.

ફરોદની સ્ત્રીઓએ ગાએલું ગીત ટ્રેનનાં પૈડાં સાથે મારા કાનમાં ફરી ફરીને પડઘા પાડતું હતું.






જ્યાં મનભેદ થાય ત્યાં દુષ્ટ દાનતનું આરોપણ કરવું એ જનસમાજનું સામાન્ય લક્ષણ સામાન્ય રીતે 'સાહિત્ય' પત્રનું નથી. પણ છેલ્લા અંકમાં પરિષદ મંડળની કાર્યવાહી સમિતિએ રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને મંડળના પ્રમુખ તરીકે ચુંટી કાઢ્યા તે બાબતમાં આ લક્ષણની આંચ લાગી દેખાય છે. જુનના 'સાહિત્ય'માં પરિષદ મંડળ પર આક્ષેપ કરતાં નીચેની દલીલો લખવામાં આવી છે.

૧ એમની ચુંટણી બંધારણની વિરુદ્ધ છે.

૨ એ બંધારણ જાણી જોઇને અને ઇરાદા પૂર્વક તોડવામાં આવ્યું છે.

૩ એ બંધારણ તોડવાનો હેતુ રા. કૃષ્ણલાલનું મન મનાવી લેવાનો છે.

સાહિત્યે રજુ કરેલા આ ત્રણ મુદ્દામાંથી પહેલો મુદ્દો બીનપાયાદાર છે કારણ કે બંધારણની કલમ ૨૭ મી નીચે પ્રમાણે છેઃ

" કાર્યવાહક સમિતિની મુદત દરમ્યાન કોઇ સભાસદના મૃત્યુથી કે રાજીનામાથી કોઇ જગ્યા ખાલી પડશે તો કાર્યવાહક સમિતિ બીજા કોઇ સભાસદની નીમણુંક કરીને તે જગ્યા પુરશે; અને સમિતિમાં ખાલી પડેલી જગ્યા ઉપરની રીતે પુરાય ત્યાં સુધી સમિતિના બાકીના સભાસદો પોતાની સત્તાનો અમલ કરશે."

બંધારણ કોઇ પણ ઠેકાણે છેલ્લી પરિષદના પ્રમુખથી પહેલાના પ્રમુખોનેજ ચુંટવા એવી આજ્ઞા કરતું નથી.

ધારો કે આ બંધારણ જાણી જોઇને ઇરાદાપૂર્વક તોડ્યું એનો પુરાવો ચોપાનીઆના લેખકો પાસે કોણ લઇ શકે?

ત્રીજો મુદ્દો રજુ કરવા માટે આવી જાતના ઇરાદાનું આરોપણ થયું હોય એમ સ્પષ્ટ લાગે છે. કાર્યવાહક સમિતિએ બંધારણ તોડ્યું એ માની લેવાની ઉતાવળ 'સાહિત્ય' પણ કરે એ 'સાહિત્ય'ના તંત્રી મહાશયનો સ્વભાવ જોતાં જરા વિચાર કરવા જેવી બાબત લાગે છે.

રા. કૃષ્ણલાલનું મન મનાવી લેવાનો મુદ્દો હતો એ આરોપણ જેવું ગેરવ્યાજબી છે તેવુંજ બીનપાયાદાર છે. કૃષ્ણલાલભાઇને ચુંટયા તે એમની લાયકાતને લીધે નહીં, પણ એમનું મન મનાવવા, એવા સૂચનથી 'સાહિત્ય'ને શો હેતુ પાર પાડવો છે એ સમજવું કઠણ છે. શું રા. કૃષ્ણલાલભાઇ પાસે રાજીનામું અપાવવું છે કે તેમની અને કાર્યવાહી સમિતિ વચ્ચે વૈમનસ્ય ઉભું કરવું છે?

આખરે એક વાતનો તો અમને સંતોષ છે કે રા. કૃષ્ણલાલભાઇની ચુંટણીને 'સાહિત્ય' પણ સાર્થક લેખે છે. એમના આવ્યાથી પરિષદ મંડળમાં જે 'અહંતા' 'મંદતા,' 'અનુદારતા'

'સાહિત્ય'ને દેખાય છે તેનો રોધ રા. કૃષ્ણલાલભાઇ કરી શકશે. હું પરિષદ મંડળની કાર્યવાહી સમિતિનું સદ્‌ભાગ્ય ગણું છું કે એમણે કરેલા સંકલ્પથી આવો ફાયદો 'સાહિત્ય' જોઇ શકે છે. અને કે નહીં તો એટલા માટે એ ચુંટણીને વ્યાજબી ગણવાનો સંતોષ હું લઇ શકું છું.

મને આશા છે કે 'સાહિત્ય'ની કીમતી મદદ આ અને બીજી રીતે પરિષદ મંડળને મળ્યાં જ કરે.

## સ્વીકાર

નીચેનાં પુસ્તકોની સમાલોચના આ અંકમાં સ્થળસંકોચને લેઇ પ્રસિદ્ધ કરી શકયા નથી. તે આવતા અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવશે. વિલંબ માટે અમે દીલગીર છીએ:—

**દ્વિરેફની વાતો**: લેખક: રા. રામનારાયણ પાઠક. પ્રકાશક: પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય: ૧–૪–૦.

**પડઘા**: લેખક: રા. ધૂમકેતુ. પ્રકાશક: ગુજરાત સાહિત્ય મંદિર, અમદાવાદ. મૂલ્ય: ૦–૩–૬.

**સુંદર વાતો**, **દેવકથાઓ**, **લેરુ**: પ્રકાશક: ગુજરાત સાહિત્ય મંદિર, અમદાવાદ. મૂલ્ય: ૦–૪–૦; ૦–૪–૦; ૦–૬–૬.

**બાલકાવ્યો**: **સંદબાદ શેઠ**: પ્રકાશક: પુસ્તકાલય સહાયક સહકારી મંડળી લી. વડોદરા. મૂલ્ય: ૦–૭–૦.

**સ્નેહપૂર્ણા**: **વ્યાસજીની વાર્તાઓ**: લેખક: રા. ગોકળદાસ રાયચુરા.

**પાપીની દશા**: **સાહિત્યનો વિકાસ કેમ થાય?** **સાહિત્યનાં પ્રેરકબળો**: લેખક: ડૉ. હરિપ્રસાદ દેસાઇ.

**વેણીનાં ફુલ**: લેખક: રા. ઝવેરચંદ

**ચીનગારી**: લેખક: રા. સુંદરલાલ નાથાલાલ જોષી. મૂલ્ય: રૂ. ૦–૧૨–૦.

**બુદ્ધિનું બજાર**: **૯ નવી વાતો**: લેખક: રા. જ. દ. ખંધડીઆ. પ્રકાશક: ધી જનરલ બુક ડીપો. મુંબાઇ.

**પકવાન પોથી અથવા પાકશાસ્ત્ર**, ત્રીજી આવૃત્તિ) લેખક: ગં. સ્વ. લલિતગૌરી સામરાવ તથા ગં. સ્વ. નિમળાગૌરી મગનલાલ. નડીઆદ, મૂલ્ય: રૂ. ૩–૦–.

**અબળાની આહુતી યાને સળગતો સંસાર**: લેખક, પ્રકાશક: રા. જેઠાલાલ મોતીરામ ભટ્ટ, અમદાવાદ, મૂલ્ય: ૦–૧–૦.

**આયુર્વેદામૃત**: યોજક અને પ્રસિદ્ધ કર્તા વૈદ્ય જીવનરામ માણેકરામ ઓઝા, સુરત, મૂલ્ય, રૂ. ૨–૦–૦.

સામાન્ય રીતે આપણા વૈદ્યો પોતે જે ખાસ પ્રયોગ જાણતા હોય છે તેનું બહુજ કાળજીથી સંગોપન કરે છે. પરંતુ રા. જીવનરામે પ્રસ્તુત પુસ્તકમાં પોતાના ખાસ પ્રયોગો પ્રસિદ્ધ કરી એ પુરાતન પ્રણાલિકાનો ભગ કર્યો છે તે બદલ તેમને અભિનંદન ઘટે છે. વ્યાધિનાં ચિહ્નો, તેનાં કારણો ને ઉપાયો: ઇત્યાદિની આમાં ચર્ચા કરી છે. વૈદકમાં રસ લેનારને આ પુસ્તક ઉપયોગી નીવડે એવું છે.

:o:



# સરિતા

( એક ચાલુ એકાંકી નાટક )

લેખક:
આ. જયેંદ્રરાય ભ. દૂરકાળ

### પ્રવેશ પહેલો

સરિતા : (સ્વગત, મંદ સ્વરે) હું નાની છું પણ કેવી નિર્મળી ને રૂડી દેખાઉં છું !

---

### પ્રવેશ વચલો

સરિતા : (સ્વગત, સુસ્વરે) હવે હું મોટી થઈ. (પોતાને નિરખતી) રંગ બદલાવા મંડ્યો, હો!

---

### પ્રવેશ છેલ્લો

રિતા : (સ્વગત, ઘુઘવાટથી) હવે તો, —ચાલ, સાગરને મળું.

# મારી નોંધપોથી

લેખક:
રા. ગુપ્તા

તા. ૫-૬-૨૮

આજે એક પુસ્તકમાં વાંચ્યું, "જગત એટલે સ્વાર્થ સાધુઓનું નિવાસ સ્થાન."

જગત ને જગતના માનવીના સ્વાર્થીપણા વીશે આવાં અનેક વિધાનો મહાપુરુષોએ કર્યાં છે. મનુષ્ય સ્વાર્થનું પુતળું છે, એવો અભિપ્રાય લગભગ દરેક મહાપુરુષે દર્શાવ્યો છે. પરંતુ તે પરથી એટલુંજ સિદ્ધ થાય છે કે મહાપુરુષો પણ ભુલ કરી શકે છે; મહાત્માઓનું દર્શન પણ અવાસ્તવિક હોઇ શકે છે. એમ ન હોત તો ઇશ્વર જેવો પુરુષ (?) જગત જેવી વસ્તુ રચવાની ભુલ કરે ખરો ?

અનેક અનુભવો મેળવીને તેમજ જગતનું બાહ્ય અવલોકન તથા મારી પોતાની જાતનું આંતર અવલોકન કરીને હું એવા નિર્ણય પર આવ્યો છું કે મનુષ્ય સ્વાભાવિક રીતેજ પરાર્થી છે; સ્વાર્થ જેવી વસ્તુ જગતમાં છેજ નહીં. એ અમૂલ્ય વસ્તુ કદાચ કૈલાસ કે વૈકુંઠમાં હોય તો કોણ જાણે; પણ અહીં, આ મૃત્યુલોકની ભૂમિમાં તો એનાં દર્શન દુર્લભ છે..

મનુષ્ય જેટલો પારકાનો વિચાર કરે છે તેટલો પોતાનો કરે છે ખરો ? અને પોતાનો વિચાર કરે છે ત્યારે પણ બીજા પોતાને માટે શું ધારશે એવોજ વિચાર એ કરે છે.

'ઇશ્વર ! તને મારી ફીકર છે' એમ હું બોલું છું ત્યારે ઇશ્વર તરફની મારી અનન્ય શ્રદ્ધા પ્રગટ કરતાં મારી આસપાસના મનુષ્યોને હું અન્યાય કરું છું, એ વાત હું ભુલી જાઉં છું.

મારી સામાજિક, નૈતિક, આધ્યાત્મિક, આધિભૌતિક, આર્થિક, શારીરિક ઇત્યાદિ સર્વ પ્રકારની ઉન્નતિ માટે જેટલી ફીકર ઇશ્વરને છે, અને જેટલી ફીકર મને પોતાને છે, તેથી વિશેષ ફીકર મારાં હિતેચ્છુઓને છે, એવી અનેક અનુભવને આધારે, મારી પ્રતીતિ થઇ છે.

એક એવો વર્ગ છે કે જેને મારી સામાજિક સ્થિતિ માટે ઘણીજ કાળજી છે. સમાજ સાથે મારે કેવો સંબંધ રાખવો, મારે પરણવું કે નહીં, પરણવું તો કેવી કન્યા પસંદ કરવી, કેટલી ઉંમરે પરણવું વગેરે વગેરે બાબતો મારે માટે માત્ર પરમાર્થ વૃત્તિથીજ નક્કી કરનારાં એટલાં બધાં છે કે તે વીશે મારે જરા પણ વિચાર કરવાની જરુર રહેતી નથી. તેઓ માત્ર સલાહ આપીનેજ અટકતાં નથી. મારે પરણવું જોઇએ એવો એમનો

'હસ્તલિખિત પત્ર'માં કદી લખ્યું નથી. છતાં તે 'માંહેના વિદ્યાર્થી અવસ્થાનાં લખાણો' 'મારી નોંધપોથી'માં કયાંથી 'ચાલ્યાં આવે છે' તે સમજાતું નથી. 'કદાચ રા. તીરંદાજ હસ્તલિખિત પ્રતને બદલે વર્ણવ્યત્યય કરી 'હસ્તલિખિત પત્ર' કહેતા હશે. અને જો એમ હોય તો તેમાં મારો ઉપાય નથી.

મુદ્રણાલયમાં મોકલવા માટે હસ્તલિખિત પ્રત તૈઆર કર્યા વગર છુટકો નથી. હસ્ત શીવાય બીજા કોઇ અવયવ વડે લખવાની મારી અશક્તિ હું કબુલ કરું છું. પાદલિખિત, નાસાલિખિત, મુખલિખિત કે એવી કોઇ હસ્તેતરાવયવલિખિત પ્રત મારાથી, આ તો શું પણ આવતા જન્મમાં પણ તૈઆર થઇ શકે એમ નથી. રા. તીરંદાજ જો 'હસ્તલિખિત પત્ર' એ શબ્દો વાપરી 'હસ્તલિખિત પત્ર 'જ કહેવા માંગતા હોય, તો એઓ જે કહેવા માંગે છે તે બરાબર કહી શકે છે, એટલા બદલ હું એમને અભિનંદન આપું છું. પરંતુ એઓ જે કહેવા માગે છે તે તદ્દન ખોટું છે એટલા માટે હું મારી દીલગીરી પણ જાહેર કરું છું. કારણ કે મેં હજી સુધી 'વિદ્યાર્થી અવસ્થામાં' કે જ્ઞાનીની અવસ્થામાં હસ્તલિખિત પત્રમાં કદી પણ લખ્યું નથી. છતાં જે અસ્તિત્વ જ નથી ધરાવતાં એવાં મારાં 'હસ્તલિખિત પત્ર માંહેનાં લખાણો ચાલ્યાં આવતાં' રસ્તામાં રા. તીરંદાજને મળે તો બેશક એમણે એવાં લખાણો શરસંધાન કરી અર્ધે રસ્તેજ વીંધી નાખવાં.

મેં આગળ લખ્યું છે તેમ જગત પરાથી છે; મનુષ્યને પોતાના કરતાં પારકાની ચિંતાજ વિશેષ થાય છે. મારા લખાણમાં વિદ્યાર્થી અવસ્થાની લેખોની અપક્વતા ન ઘુસી જાય તે બદલ રા. તીરંદાજને કેટલી ફીકર થાય છે તે ઉપર ટાંકેલા એમના અવતરણ પરથી સમજાય છે. પરંતુ હું પણ રા. તીરંદાજ જેટલોજ પરાથી છું. મારે માટે જેટલી એમને કાળજી છે. તેટલીજ એમને માટે મને કાળજી છે. આથી એમણે મને 'નમ્ર સુચના' કરી છે, તો હું પણ એમને એમનાજ શબ્દોમાં જરા ફેરફાર કરી અતીવ નમ્ર સુચના કરવા રજા લઉં છું કે—

"સૌ ટીકાકારોને મારું સૂચન છે કે કેવળ પ્રકાશન માટે આવડી બધી ઇન્તેજારી ન રાખજો, અજાણ અવસ્થામાં કરેલી ટીકા ઘણીવાર અસત્ય અને નમાલી હોય છે. એવી ટીકાને પ્રકાશ આપવામાં સાર નથી."






[ બારડોલીના ખેડુતોની વ્યાજબી માગણીને સરકારે ઠોકરે ચઢાવી દમદાટીથી મહેસુલ વસુલ કરવાની રાજનીતિ અખત્યાર કરેલી છે; તે નજરોનજર જોઇ રા. મુનશીએ, યુનીવર્સીટી-ના મતદારોના પ્રતિનિધિ તરીકે ધારાસભામાંથી રાજીનામું આપી, એમના મતદારોનો ફીકાલહુકમ માગતાં, નામદાર ગવર્નરને, બીનજવાબદારીભરી નીતિનો સખ્ત ઝાટકણી કાઢતો નીચે પ્રમાણે પત્ર લખ્યો છે.

રા: મુનશીએ પત્રમાં લખ્યા પ્રમાણે શ્રી. હુસેનભાઇ લાલજી, શ્રી. શીવદાસાની, ડો. ગીલ્ડર, રા. બ. ભીમભાઇ નાયક, શ્રી. ચંદ્રચુડ, શ્રી. ખેર અને શ્રી. મુનશીની, ધારાસભાના ચાલુ અને માજી સભ્યોની બીનસરકારી સમિતિ સ્થાપી છે અને તેઓ એક વખત બારડોલી જઇ, કેવી રીતેતપાસ શરુ કરવી વગેરે નક્કી કરી આવ્યા છે. —ઉપતંત્રી. ]

## શ્રી. મુનશીનું રાજીનામુ

૧૧૧, એસ્પ્લેનેડ રોડ, મુંબઇ.
જુન ૧૭, ૧૯૨૮.

વહાલા સર લેસ્લી સાહેબ,

આ પત્ર લખતાં મને ખેદ થાય છે પરંતુ મને લાગે છે કે મારે મારી ફરજ બજાવી આ પત્ર આપને લખવો જોઇએ. કારણ મેં હંમેશાં ધાર્યું હતું કે અમારામાં કેટલાકની ઇચ્છા પ્રમાણે આપ નામદાર વચ્ચે પડી બારડોલીના મામલા-નો સંતોષકારક નીવેડો લાવશો. આપ નામદાર જાણો છો કે બંધારણપૂર્વકની સર-કારનું અસ્તિત્વ ભયમાં આવી પડે એવી કોઇ પણ ચળવળને હું ટેકો નજ આપું, પરંતુ મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે કોઇપણ સરકારને કાયદાના સવિનયભંગની ચળવળ સામેની લડતમાં પણ પ્રજાની વ્યાજબી ફરીઆદો દૂર કરવાની ના પાડવાનો, એ લડતના ભોગ થઇ પડેલાં નિર્દોષ પ્રજાજનોને વેઠવાં પડતાં દુઃખો બાબત અખાડા કરવાનો, એ લોકોની સામે કઠોર અને અન્યાયી નીતિ અખત્યાર કરવાનો કે વેર લેવાનું વલણ અંગીકાર કરવાનો અધિકાર નજ હોય. સરકાર જો એમ વર્તે તો ગમે તેવા ચુસ્ત બંધારણવાદીને પણ પોતાનો વિરોધ

સબળ રીતે બતાવવાની દુઃખદાયક આવશ્યકતા-ને વશ થયા સીવાય છુટકો ન રહે.

## ધારાસભાના સભ્યોની માગણી

૨ બારડોલી તાલુકાની જમીનમહેસુલની આંકણીના સંબંધમાં ધારાસભાના ગુજરાતના સભ્યોની કેવળ એટલીજ માગણી હતી કે સ્વતંત્ર સરકારી અમલદારો પાસે ફેરતપાસ કરાવો. ફેરતપાસની વીનંતી એ નરમમાં નરમ માણસો કરી શકે અને ઓછામાં ઓછી નરમ સરકાર પણ સહેલાઈથી મંજુર કરી શકે એવી અતિ નરમ માગણી છે. બારડોલીના દાખલામાં બન્યું છે એમ જ્યાં દેખીતી રીતે ભુલભરેલા આંકડાઓ પર અમુક અહેવાલ રચાયો હોય ત્યાં આપખુદમાં આપખુદ સરકાર પણ આવી માગણી વિના આનાકાનીએ મંજુર રાખે એવી આશા રખાય. છતાં આવી નમ્ર માગણીનો પણ જે ઇન્કાર કરવામાં આવ્યો છે એ કારણેજ આ કમનસીબ મુશ્કેલી ઉભી થવા પામી છે.

## સરકાર પ્રત્યે અપ્રીતિ ફેલાશે

૩ અત્યારે ઠરાવેલું મહેસુલ નવી આંકણી કરાવ્યા પછી અયોગ્ય છે એમ ભલે ન સાબીત થાય પરંતુ થએલી આંકણી જો યોગ્યજ હોય તો પછી આપની સરકારે અખત્યાર કરેલું વલણ કોઇ પણ પ્રકારની જવાબદાર સુધરેલી સરકારને છાજે એવું એ નથી એ નિર્વિવાદિત છે. લાગતા વળગતા દરેક માણસ તરફથી દબાણ થયા છતાં આપની સરકારે ફેર તપાસ કરવાની ના પાડી છે અને પોતે જ કલ્પેલી ઉદારતાથી સંતોષ માન્યો છે, પોતાના નિર્ણયના વ્યાજબીપણાની ખાત્રી કરવા દેવાની તકને એણે ઠોકર મારી છે, અને આવી નજીવી બાબતમાં પણ લોકમતને નમતું ન આપતાં એવો માર્ગ ગ્રહણ કર્યો છે કે જેને પરિણામે બારડોલીના વર્તમાન ખેડુતો કાં તો સદંતર નાશ થશે અથવા તો લોહી રેડાશે, અને નિઃશંકપણે પ્રજાના દુઃખને લીધે સરકાર પ્રત્યે જ્યાં ત્યાં અપ્રીતિ ફેલાશે. ફેરતપાસની માગણી જેવા નાનાકડા પ્રશ્નને આટલું અજુગતું મોટું સ્વરૂપ પકડવા દેવું, એ ઓછામાં ઓછી કડક રીતે કહું તો પણ હીંદુસ્તાન જેવા નિરાધાર લોકો વીશે અને હીંદી સરકાર જેવી જબર જસ્ત સરકારના સંબંધમાંજ શક્ય છે.

## બારડોલીની લડત રાજકીય નથી

૪ જાતતપાસ પરથી હું જોઇ શક્યો છું કે બારડોલીની લડતના આગેવાનો પોતાની પ્રવૃત્તિને કોઇ પણ રાજકીય સ્વરૂપ આપવાની વિરુદ્ધ છે, સીવાય કે સરકાર એમને એમ કરવાની ફરજ પાડે. આ દાખલામાં અત્યાર સુધી ચુસ્તમાં ચુસ્ત અસહકારીએ પણ કેવળ એટલીજ માગણી કરી છે કે સ્વતંત્ર તપાસ કરાવો, અને તાલુકાના લોકોને એવી તક આપો કે સરકારી આંકડાઓનું ખરાખોટાપણું તપાસી શકે અને પોતાના આંકડા રજુ કરી શકે. આ માગણી તપાસપંચ સાથે સહકાર કરવા દેવાની છે. અને તેથી કરીને સરકાર વિરુદ્ધની અથવા અસહકારના પક્ષની એમાં કોઇ પણ ગંધ છે એમ કહી શકાયજ નહીં, પરંતુ આ દાખલામાં મને તો એમ જણાય છે કે સરકારની ઇચ્છા કેવળ બારડોલીમાં વિરોધ ઉઠાવવાનો જુસ્સો ખીલવનાર અસહકારીઓને કેવળ કચરી નાખવાનીજ છે; અને એમ કરતાં થોડાં હજાર કુટુંબો જમીનદોસ્ત થઇ જાય એની એને પરવા નથી. વંધિ દર્શાવવાના અંતિમ ઉપાય તરીકે સવિનયભંગ, જેને ભડકણીઆઓ રાજદ્રોહી-હીલચાલ તરીકે વર્ણવે છે, તે હીંદના જાહેર જીવનમાં હવે તો સ્થાવી થઇ ચુક્યો છે; અને એ હીલચાલના કેટલાક આગેવાનો, પછી તેમને અમે એવા અણઇચ્છવા જોગ ભલેને ધારતામાં

આવ, આ દેશના સૌથી પ્રતિભાવાન અને સાધુચરિત આત્માઓ છે. અને એમણે નિયત કરેલા સ્વધર્મના માર્ગથી ભય કે લાલચ કશાથી એઓ ચ્યુત થવા સંભવ નથી એ વાતનો સરકાર સ્વીકાર કરી લે એ સમય હવે આવી પહોંચ્યો છે. આ સંજોગોમાં લોકો આગળ પોતાની જુલ્મ કરવાની શક્તિનું પ્રદર્શન કરવાનો કે તેમના પર તેનો ઉપયોગ કરવાનો પ્રયત્ન કરવા કરતાં સરકારની ન્યાયબુદ્ધિ વીશે લોકોમાં વિશ્વાસ ઉત્પન્ન થાય એવો પ્રયત્ન કરવો એ સરકાર માટે ડહાપણભર્યું થઇ પડશે.

### સરકાર હાસ્યસ્પદ બને છે

સત્તાના શિખર પર બેઠેલા અમલદારોના મોંએ સહેલા થઇ પડેલા તિરસ્કારથી નામના ગુન્હાઓ માટે ફરમાવવામાં આવતી અસાધારણ મજબૂત શિક્ષાઓથી, તુમાખીભર્યા જાહેરનામાંની ગર્જનાઓથી અને અમલદારોની તલવારોના ખખણાટથી પ્રજા આજે ડરતી નથી, જો તેનું કંઇ પણ પરિણામ આવતું હોય તો તે એજ કે સરકાર એથી હાસ્યાસ્પદ બને છે. આ ઇલાકાની સરકાર, જેણે અસહકારના પુર જોશના દિવસોમાં ડહાપણભરી રાજનીતિ અખત્યાર કરી હતી તે આજે આવી જરીપુરાણી રીતોનું શરણ લેવા જેટલી ભાનભુલી બની ગઇ છે એ ખરેખર ખેદકારક છે. આ રીતોથી નથી સરકારની આબરુ વધવાનો સંભવ, કે નથી લોકોમાં રાજપ્રીતિની લાગણીઓ ઉત્પન્ન થવાનો સંભવ.

૫. મેં આપ નામદારને કયારનું લખી જણાવ્યું છે તે પ્રમાણે સરકારની શિક્ષાસહસ્રીના જેને લેશમાત્ર ડર નથી એવા માણસોને હાથે "ગુજરાતને પોચો પોચો તાલુકો સવિનયભંગનો પાઠ પઢી રહ્યો છે. અમલદારોના અહેવાલોએ આપ નામદારને, અને મને ભય છે કે આપની સરકારને, બારડોલી તાલુકાની પુરી ગંભીરતાનો ખરો ખ્યાલ આવતો અટકાવ્યો છે. ૧૩૦ ગામડાં અને ૧, ૨૬,૦૦૦ એકર ખેતીલાયક જમીનવાળા બારડોલી જેવા મોટા તાલુકામાંથી ૭૦ માંથી ૬૯ પટેલોએ અને ૩૫ માંથી ૧૧ તલાટીઓએ રાજીનામાં આપ્યાં છે.

### લોકોનો નિશ્ચય.

ત્યાં ૮૦,૦૦૦ મરદો, બૈરાં અને બાળકો સુસંગઠિત વિરોધ દાખવવાની ભીષ્મ ભાવનાથી કૃતનિશ્ચય થઇ ઉભેલાં છે આપના જપ્તી અમલદારને હજામ મળતો નથી ને તે સારુ તેને માઇલો સુધી રખડવું પડે છે! આપના અમલદારની મોટર, જે કાદવમાં ખુંચી ગઇ હતી તે શ્રી. વલ્લભભાઇ આપના કહેવા પ્રમાણે બારડોલીના લોકો પર ઉજનાર ધાંધલીઓ—ન હોત તો ક્યાંની ત્યાંજ રહી હોત. ગાર્ડા જેને હ હજારોની કીંમતની જમીન માત્ર નામના મૂલ્યે વેચી દેવામાં આવી છે તેને એના ઘર માટે ઝાડુ કાઢનારો ભંગી પણ મળતો નથી. કલેકટરને રેલ્વે સ્ટેશન પર એક વાહન મળતું નથી, સીવાય કે શ્રી. વલ્લભભાઇ તેની પરવાનગી આપે. મેં જે થોડાં ગામડાંની મુલાકાત લીધી તેમાં એક પુરુષ કે એક સ્ત્રી મને એવી ન મળી કે જે પોતે પસંદ કરેલા વલણ માટે દીલગીર હોય, યા તો પોતે સ્વીકારેલા ધર્મમાર્ગમાં ડગુમગુ હોય. શ્રી વલ્લભભાઇ એક ગામથી બીજે ગામ પસાર થતા ગયા તેમ તેમ મેં જોયું કે ગામેગામ પુરુષો, સ્ત્રીઓ અને બાળકો સ્વયંસ્ફુર્ણાથી તેમને વધાવવા દોડી આવતાં હતાં. અભણ સ્ત્રીઓ, વૃદ્ધ અને જુવાન, પોતાનાં ફાટ્યાંતુટ્યાં કપડાં પહેરી તેમને કપાળે અક્ષત કુંકુમ લગાડતાં હતાં, અને મહામહેનતે મેળવેલા પોતાના એકાદ બે રૂપીઆ પોતાના તાલુકાના ધર્મયુદ્ધને ખાતર

એમના ચરણે ભેટ ધરતાં હતાં. અને એમનાં ગામડીઆ ઢાળ અને ઉચ્ચારણોમાં 'અભાગીઆ સરકારનાં દુષ્કૃત્યો 'નાં ગીતો ગાતાં હતાં. આ બધું જોઇને મારે મારા મનમાં કબુલ કરવું પડ્યું કે સરકારી રીપોર્ટોમાં જે એમ જણાવવામાં આવ્યું છે કે આ ચળવળ તો ઉભી કરેલી બનાવટી ચળવળ છે અને લોકો પર એમની મરજી વિરુદ્ધ લાદવામાં આવી છે એ નરમમાં નરમ શબ્દોમાં કહું તો સાવ ખોટું છે.

## સરકારની આબરુ રહી નથી

લોકોને થથરાવી નાખવાના આપની સરકારના પ્રયત્નની લોકો ઠેકડી કરે છે. એમણે હીંમત પૂર્વક સહન કર્યું છે અને હજી સહન કરવા તૈઆર છે. વધારેમાં વધારે સભ્ય રીતે બોલાવવો હોય ત્યારે મી સ્માર્ટને લોકો 'ભેંસડીઓ વાઘ' કહે છે અને જપ્તી અમલદારને ' છોટા કમીશ્નર ' કહે છે. આપના સાહસિક અને મહત્ત્વાકાંક્ષી મી. અલમૌલાનું એમણે જે નરમમાં નરમ નામ પાડ્યું છે તે પત્રમાં લખવાની હું હીંમત કરતો નથી. સરકારના સ્વાર્થની દૃષ્ટિએ પણ મી. અલમૌલા જેટલા ઉત્સાહી છે એટલા શાણા થાય તો સારું એમ હું ઇચ્છું છું. આ બધું હું એવી આશાથી લખું છું કે મારા જેવાના અંગત અનુભવો જાણીને આપ નામદારના અને આપની સરકારના હૃદયમાં કે નહીં તો વસ્તુસ્થિતિની જાતતપાસ કરવાની ઇચ્છા જાગે. આવા જુસ્સાની અવગણના કરવાનો કે એને કચરી નાખવાનો પ્રયત્ન કરવો એ બ્રીટીશ સરકાર માટે પણ ડહાપણભર્યું નથી. આવા મક્કમ નિશ્ચયવાળાં ૮૦,૦૦૦ સ્ત્રીપુરુષો અને બાળકોને આપ ટુકડા રોટલા માટે રડવતા કરી શકો; આપને પસંદ હોય તો આપ એમને તોપે ચડાવી શકો; પરંતુ આ ભોગમાં સરકારની આબરુ, જેને માટે આટલું બધું કહેવાય છે અને કરાય છે તેવી કોઇ વસ્તુજ રહી નથી. આબરુ એ એવી વસ્તુ નથી, જે હુકમ કરવાથી મેળવી શકાય; એ તો પેદા કરવી પડે છે અને એને માટે હંમેશાં લાયક બનવું પડે છે.

## અમલદારોની ડંશીલી નીતિ

૬ પરંતુ બારડોલીનો પ્રશ્ન મારા અભિપ્રાય મુજબ આજે બદલાઇ ગયો છે. હવે પ્રશ્ન કેવળ એ નથી રહ્યો કે સ્વતંત્ર ફેરતપાસની માગણી મંજુર કરવી કે નહીં; પરંતુ નવો પ્રશ્ન ઉભો થયો છે કે અમલદારોને ગમે તે ભોગે મહેસુલ વસુલ કરવાની પોતાની ડંશીલી નીતિનો અમલ ચાલુ રાખવા દેવો કે નહીં ? જપ્તીદાવા વિશેષે કરીને દીવાની અધિકારોના પ્રકારના છે. અને એથી કરીને એવીજ આશા રખાય કે એની અમલબજાવણી કરતાં અમલદારો એનો ઇન્સાફબરદારીનો ઉંચો દરજ્જો નહીં ભુલે. પરંતુ મને ખેદ છે કે મી. સ્માર્ટ અથવા તો જે કોઇ અમલદાર એને માટે જવાબદાર હોય તેણે વેરી વિજેતાનો ભાગ ભજવવાનું માથે લીધું છે અને વધારેમાં વધારે દુઃખ ફેલાવવાનો નિશ્ચય કર્યો છે. એની આ મુરાદ બર નથી આવી. એનું કારણ એ છે કે લોકોએ આગ્રહપૂર્વક અને સુસંગઠિત રીતે અને છતાં ઉશ્કેરણીઓ કરવામાં આવી છે તે જોતાં ઘણાં આત્મસંયમથી એનો વિરોધ કર્યો છે.

૭ આશરે રૂ. ૭૦૦ જેટલી જમીનમહેસુલ ને ખાતર વીરચંદ નામના આસામીની ૩૦ થી ૪૦ હજાર સુધીની કીંમતની જમીનો ખાલસા કરવામાં આવી છે. એક બીજા માણસનો ૩૩ એકરનો ખીજો પાટ, જેના ગમે ત્યારે વધારે નહીં તો રૂ. ૧૫,૦૦૦ તો ઉપજેજ ઉપજે તેને રૂ. ૧૬૧ માં વેચી માર્યો. જાણે આ પુરતું ન હોય એમ રૂ. ૬૫ ખાતર એનાં રાંધવાખાવાનાં વાસણો જપ્ત કર્યાં. એના બે ઘોડા ખાનદેશના કોઇ મુસલમાનને નામની કીંમતે હટકારી માર્યા.

અને એના ભંત્રીજા પર ખોટા સોગન ખાધાના આરોપસર ફોજદારી મુકદ્દમો ચાલુ છે ! રૂ. ૨૫૦ નો કપાસ ૨૧ રુપીઆમાં વેચી માર્યો. રૂ. ૩૧૬ નું જમીનમહેસુલ નહીં ભર્યા માટે દારૂખ-જીનો રૂ. ૨,૦૦૦નો દારુ જપ્ત કર્યો. અને દુકાને તાળું મારી સીલ કરી. ત્યાં એક પોલીસ બેસાડ્યો આટલેથી ન ધરાયા તે વિશેષ જપ્તી કરી. કેટલોએ દારુ તો ઢોળ્યો અને બાકીનો રહ્યો તે નજીવી કીંમતે વેચી દીધો. અને એમ છતાં પણ રૂ. ૩૧૬ માંથી રૂ. ૧૪૪-૮-૬ લેણા કાઢ્યા અને એ પેટે એની રૂ. ૩૦,૦૦૦ ની કીંમતની જમીનો ખાલસા કરી. એક જીનીંગ ફેકટરીએ પૈસા આપીને ખરીદેલું રુ ખાલસા કર્યું છે, અને એના વેચાણથી ઉપજે તે રકમ ખેડુતોના બાકી ખાતાં પેટે દાખલ કરવાની ધમકી આપી છે. આ તો હું જાતે જોઇ તપાસી શક્યો એવા થોડાજ દાખલા છે. આ પ્રકારના અસંખ્ય દાખલા કોઇ પણ ન્યાયપંચ આગળ હું સાબીત કરી આપવા તૈયાર છું.

### બીનજવાબદાર જપ્તીદારો

૮ પણ આ પુરતું નહોતું. ગમે તેટલી જમીનો ખાલસા કરવાથી પણ લોકો દબાઇ જાય એમ નથી એમ જોયું ત્યારે ભેંસો પર ચઢાઇ કરવાનો પેંતરો રચવામાં આવ્યો, જે પેંતરાને લીધે મી. સ્માર્ટે પોતાને માટે 'ભેંસડીઆ વાઘ'ના તિરસ્કારભર્યા ઉપનામની કમાણી કરી. જપ્તી અમલદારોની ભેંસોની ભુખ અસાધારણ હોય એમ જણાય છે. ભેંસો કોની માલકીની છે એની કશીજ પુછગાછ કર્યા વિના ભેંસો જપ્ત કરવામાં આવતી. કેટલીક વાર બીનખાતેદારોની ભેંસો પકડાતી, અને માલીક શોધતો આવે ને માગે ત્યારે જેટલો વખત એમ રોકી રાખી હોય એટલા વખતનું ખર્ચ આપ્યા પછીજ તે પાછી આપવામાં આવતી. વડોદરા રાજ્યની પ્રજાની ભેંસો પણ જપ્ત કરવામાં આવી હતી. એક ભેંસ થાણામાં માવજતને અભાવે મરી પણ ગઇ. એક બીજી ભેંસને એટલો બે સીતમ માર મારવામાં આવ્યો કે એ ઉભેથી ભાંગી પડી અને ફરી કદી ઉભી ન થઇ શકી. મેં સાંભળ્યું કે ઘણી જપ્તીઓ તદ્દન ગેરકાયદેસર કરવામાં આવી છે. ઘણા દાખલાઓમાં પંચ-નામાં પણ કર્યાં નથી. જપ્તીમાં લીધેલી મીલ-કતનો કોઇ પણ જાતનો હીસાબ માલધણીને આપવામાં આવ્યો નથી. જપ્તીમાં ન લેવાય એવી વસ્તુઓ પણ જપ્ત કરવામાં આવી છે. સર્વ પ્રકારની વસ્તુઓ જપ્ત કર્યાના અને હસવું આવે તેવી જુજ કીંમતે વેચી દીધાના અસંખ્ય દાખલા અત્યારે હું ટાંકવા છોડી દઉં છું.

### પઠાણોથી સરકારની નાલાશી થઇ

૯. અને ભેંસો જપ્ત કરવામાં ઘટતી ગંભીરતા અને ત્રાસમાં જે બાકી હતું તે પુરું કરવા પઠાણોને બોલાવી લાવવાની વિચક્ષણ યુક્તિ પણ કરી જોઇ. પઠાણોને હવે પાછા બોલાવી લેવામાં આવે છે એ માટે હું આપ નામદારનો આભાર માનું છું. પરંતુ પોતાની ગેરવર્તણુંક માટે નામચીન થએલા વર્ગની મદદ-થી કોઇ પણ સરકાર પોતાના દીવાની દાવા-ઓની અમલ બજાવણી કરે તે કદી નહીં સાંખ ભેલી વસ્તુ છે. એક જપ્તી અમલદાર કોઇ એક બંધ ઘર આગળ ઉભો રહે અને પઠાણોને વાડ કુદવા અથવા તો ભીંત ચઢી ઘરમાં ઉતરવા અને બારણું ઉઘાડું ન હોય તો જબરદસ્તીથી ઉઘાડી ઘરમાંની કોઇ પણ વસ્તુ જોરાવરીથી કબજે કરી લેવા કહે, એની નૈતિક અસર કેવી થાય તે સરકારનો કોઇ પણ માણસે વિચાર્યું છે? આપ નામદાર પરના મારા પત્રમાં મેં અગાઉ જણાવ્યું હતું એમ પઠાણો લાવવાનો પાછળ રહેલો હેતુ સ્પષ્ટ હતો. અને તે એ કે (અ)

સરકાર પોતાનાં તમામ વિશાલ સાધનો છતાં આ વિષયમાં ઇજ્જતદાર હીંદીઓનો સાથ મેળવી શકતી નથી; અને (બ) જમીનમહેસુલની આના જેવી નનકડી બાબતમાં પણ પોતાની નીતિનો અમલ કરાવવા માટે આવા માણસોનો ઉપયોગ કરવા પણ સરકાર તૈયાર છે: પઠાણોદ્વારા વસ્તીમાં થથરાટ ફેલાવવાનો મુળ હેતુ સર્યો નહીં અને ઉલટું એમનો ઉપયોગ કર્યા બદલ સરકાર-ની નાલેશી થઇ.

## મધ્યકાલિન યુગની રાજનીતિની પુનરાવૃત્તિ

૧૦. આ વિષયમાં ૧૭,૦૦૦ ખાતેદારો સંડોવાયેલા છે, એ અને એમનાં કુટુંબો મળીને ૪૦,૦૦૦ માણસો થાય છે. એમનાં સૌનાં મળીને લગભગ ૧૪,૦૦૦ ભેંસો છે જેને એમના માલીકો કેટલા વહાલથી ચાહે છે તે કેવળ જન્મથી ખેડુત એવા લોકોજ સમજી શકશે. પોતાનાં વહાલાં ઢોર લુંટાઇ જતાં બચાવવા માટે ૪૦,૦૦૦ સ્ત્રી, પુરુષો અને બાળકો આ ઢોરો સાથે ત્રણ ત્રણ મહીના થયાં પોતાનાં નાનાં અને અનારોગ્ય ઘરોમા પુરાઇ રહ્યાં છે. ખાલી અને નિર્જન થઇ ગએલાં, ગામોમાં થઇને હું પસાર થયો ત્યારે ત્યાં એક ચકલું પણ ફરકતું નહોતું, માત્ર રસ્તાના અમુક અમુક નાકે પહેરેગીરો ગોઠવેલા હતા. રખે જપ્તી અમલદાર આવતો હોય એવા ભયથી સ્ત્રીઓ બારીઓના સળીઆમાંથી કોઇ કોઇ ઠેકાણે નજર કરતી જોવામાં આવતી હતી. જ્યારે તેમની ખાત્રી થઇ કે હું જપ્તી અમલદાર નહોતો ત્યારે તેમણે પોતાના મકાનનાં બારણાં ઉઘાડ્યાં અને મને અંદર લીધો. જ્યારે મેં એ ઘરોમાંનું અંધારું, છાંણ, વાશીદું અને દુર્ગંધ જોઇ, જપ્તી અમલદારોની નિષ્ઠુરતાનો ભોગ થવા દેવા કરતાં રોગથી પીળાં પડી ગએલાં, ચાંદાવાળાં દુઃખી એવાં પોતાનાં પ્રિય ઢોરો સાથે એકજ ઓરડામાં ગોંધાઇ રહેવું બહેતર સમજતાં સ્ત્રી, પુરુષો અને બાળકોની પોતાનાં વહાલાં ઢોર ખાતર હજી પણ લાંબો સમય આ કારાગૃહવાસ સ્વીકારી લેવાની દૃઢ પ્રતિજ્ઞા સાંભળી; ત્યારે મારે વિચારવુંજ પડયું કે જમીની આ નિષ્ઠુર નીતિની કલ્પના કરનારનો, એનો અમલ કરનારની કડકાઇનો, અને એની મંજુરી આપનાર રાજનીતિનો જોટો મધ્યકાલિન યુગનાં ઇતિહાસનાં પૃષ્ઠો સીવાય બીજે કયાંય જડવો મુશ્કેલ છે.

## ન્યાયની મશ્કરી

૧૧. મને કહેતાં દુઃખ થાય છે કે ફોજદારી કાયદાનું ષડયંત્ર ત્યાં કેમ ચાલે છે એ જાણ્યું ત્યારે મારું દીલ ભરાઇ ગયું હતું જપ્તીની બાજીમાં મદદ કરવા માટે ફોજદારી કાયદાનાં ષડયંત્રની મદદ લેવામાં આવી છે એ અમલદારશાહીની લડતનું એક અસાધારણ સ્વરૂપ છે. અત્યાર-સુધીમાં ૧૯ સખ્સોને જુદીજુદી સજાઓ ફરમાવવામાં આવી છે. એમાંની ઘણીખરી સજાઓ ફોજદારી કાયદાના સાધારણ વેલીવટનું જ્ઞાન ધરાવનાર માણસને તો ભયંકરજ લાગશે. આ સજાઓ જે પુરાવાને આધારે ફરમાવવામાં આવી છે તે વીશે તો જેટલું ઓછું કહું એટલું સારું છે. કલેકટર સાહેબ જે બંગલામાં થોડા વખત માટે ઉતર્યા હતા તેના કમ્પાઉન્ડથી કેટલેક છેટે જાહેર રસ્તા પર ઝાડ તળે એક છોકરો બેઠો હતો. બંગલો એ જગ્યાએથી એટલો દૂર છે કે એમાં શું ચાલી રહેલું છે તે એ જોઇ શકેજ નહીં. છતાં પણ એક જાહેર અમલદારના કમ્પાઉન્ડની સામે બેસી અંદર જતા આવતા માણસોની તપાસ રાખવાના આ મહા ગુન્હા માટે એને બદચાલ માટે ત્રણ છોકરાઓને પચાસ પચાસ રુપીઆના દંડની અને એ ન ભરે તો બબ્બે મહીનાની સાદી જેલની

સજા ફરમાવવામાં આવી. એ છોકરાઓ જેલમાં ગયા છે છતાં પણ, ત્યાર બાદ થોડાજ દિવસોમાં એમાંના એક છોકરાના પિતાની માલીકીની એક ભેંસ, એક પાડી અને એક ગાડું પેલો રૂ. ૫૦ નો દંડ વસુલ કરવા માટે જપ્ત કરવામાં આવ્યાં છે ! સરભોણના એક વૃદ્ધ અને સન્માન્ય આગેવાને એક નાઝર, જે સંજોગવશાત એક ખાતેદાર સગીરનો વાલી છે તેને જમીન મહેસુલ નહીં ભરવા બાબતના ગામલોકોના ઠરાવની નકલ મોકલી તે માટે મેં સાંભળ્યું છે કે એના પર પીનલ કોડનાં સેકશન ૧૮૯ પ્રમાણેનો ગુન્હો કરવા બદલ નોટીસ આવી છે.

### સુધરેલી ગણાતી સરકારને અણછાજતી નીતિ.

૧૨. સાહેબ, બારડોલી જઇ જાતે તપાસ કર્યા પહેલાં મેં ત્યાંથી આવતી વાતોને કદી સાચી માની નથી બારડોલીમાં અખત્યાર કરેલી રીતો પોતાને સહેજ પણ સુધરેલી ગણાવતી કોઇ પણ સરકારને ન છાજે એવી છે, એ મારો અભિપ્રાય દર્શાવતાં મને લેશ પણ આનાકાની થતી નથી. જમીનમહેસુલનો પ્રશ્ન તો કયાં રહ્યો, પણ આ રીતોનો બીજોજ પ્રશ્ન ઉભો થયો છે. જમીન મહેસુલના પ્રશ્નનો નીકાલ આવે કે ન આવે, પરંતુ સ્વમાન અને સ્વતંત્રતાના જરીક પણ ખ્યાલવાળા કોઇ પણ માણસ માટે પ્રજાના દીલમાં ત્રાસ વર્તાવવાની આ રીતો પ્રત્યે બેદરકાર રહેવું અસંભવિત થઇ પડ્યું છે. અને આ બધું પ્રજાના કયા ગુન્હા માટે ? ગુન્હો તો એજ ને કે રાજ્યવહીવટને લગતી એક ફરીઆદ દૂર કરવાની આ લોકો દૃઢતાપૂર્વક માગણી કરી રહ્યા છે ? આપ નામદારે, અને દેખીતી રીતે આપની સરકારે, સ્થાનિક અમલદાર વિષેના પોતાના હરદમેશનાં વિશ્વાસ મુજબ આ અહેવાલો માનવાની ના પાડી છે. મેં જે હકીકતો ઉપર રજુ કરી છે તેની સત્યતા મારી પાસેનાં થોડાં સાધનોથી પણ હું પુરવાર કરી આપવા તૈયાર છું. બારડોલીના જમીનમહેસુલના સવાલનું ગમે તે થાય, પણ આ પ્રકારની રીતો વીશે પુરી તપાસ કરવાની અને ઉઘાડી પાડવાની જરૂર છે. બ્રીટીશ સામ્રાજ્યના નાગરિકો તરીકે આ રીતો વીશે તપાસ ચલાવવાની આપની સરકાર પાસે માગણી કરવી એ વધારે પડતું થઇ પડશે. પરંતુ હું અને આ ઇલાકાના બીજા પ્રતિનિધિઓ આ રીતોની, કાયદો અને વ્યવસ્થા પણ કાયદેસર અને સુવ્યવસ્થિત રીતે અમલમાં મુકાય એ બાબતની ખબરદારી રાખવાનો બીજાઓની જેમ હીંદીઓને પણ હક છે. મને ભય છે કે તપાસ કર્યા સીવાય સુખે નજ બેસી શકીએ. સરકારે અખત્યાર કરેલી આ રીતો વીશે તપાસ કરવામાં મને મદદ દેવા માટે હું ધારાસભાના કેટલાક સભ્યોને લખવાનો છું. આપ નામદારને હું ખાત્રી આપી શકું છું કે એ તપાસના પરિણામે એવી હકીકતો બહાર આવશે કે જેને યોગ્ય ઠરાવવાનું યા તો નિર્દોષ જણાવવાનું એક સદ્ગૃહસ્થ તરીકે અગર બ્રીટીશ રાજપુરુષ તરીકે આપને કદાપિ મન નહીં થાય.

### વિશ્વાસ માટે નાલાયક

૧૩. આપ નામદારે સવિનયભંગ સામેની સરકારની લડતમાં સઘળા બંધારણવાદીઓની મદદ માગી છે. ધારાસભામાંના બંધારણવાદીઓએ પોતાના સિદ્ધાંતોની ખાતર સરકારને અમુક હદ સુધી ટેકો આપ્યો છે, પરંતુ મને કહેવા દો તો આપની સરકારને એમનો વિશ્વાસ મેળવવાનો બહુ થોડો હક રહ્યો છે. આપની સરકારે ધારાસભામાં વાડાબંધી કરીને તેને મુઠીમાં રાખવાની નીતિને સંપૂર્ણતાએ પરાંચડી છે; અને રાજદ્વારી ક્ષેત્રમાં તલમાત્ર પણ રસ નહીં ધરાવતા સભાસદોનાં સમૂહની મદ[illegible] રાજદ્વારી ક્ષેત્રમાં કામ કરતા સભાસદોના કાંડા કાપી

લીધાં છે. આ જમીનમહેસુલની બાબતની જેમ દરેક બાબતમાં રાજદ્વારી વિચારના સભાસદોના સમૂહના અભિપ્રાયની અવગણના કરવામાં આવી છે. એમના દપકાને ઘોળી પીધો છે, અને એમની અપીલો સામે નાક મરડવામાં આવ્યાં છે. વાડા પાડીને કબજે કરેલી ધારાસભામાં સલામત રહીને આપની સરકાર એમ માનતી થઇ ગઇ છે કે પ્રજાપક્ષના સભાસદોના વિભાગ સામે વધુ મત ઉભા કરવા એ સરકારને સ્થિર કરવા બરાબર છે. જમીનમહેસુલના વીખવાદનો ઇતિહાસ શો છે તે હું પુછું ? પાર્લામેન્ટની સંયુક્ત સમિતિએ દરખાસ્ત કરેલી કે જમીનમહેસુલનું નિયમન કરનારા સિદ્ધાંતો પર ધારાસભાનો કાબુ મુકવો જોઇએ. ૧૯૨૪ માં ધારાસભાએ વધુમતિથી ઠરાવ કર્યો કે ઉપર્યુક્ત પ્રકારનો કાયદો અમલમાં ન લેવાય ત્યાં સુધી નવું જમીનમહેસુલ ઉઘરાવવું નહીં. ૧૯૨૭ માં ધારાસભાએ એજ અર્થનો ઠરાવ ફરીથી કર્યો. જમીનમહેસુલની આંકણી કરનાર સમિતિએ ધારાસભાના સભ્યોની એક સલાહકાર સમિતિની દરખાસ્ત કરેલી છે. અને છતાં સુરત જીલ્લાના મારા મિત્રો રાવ બહાદુર નાયક અને શ્રી. શિવદાસાનીએ મી. એન્ડર્સનના હરકોઇ આરપાર જોઇ શકે એવા ભુલભરેલા અહેવાલ સામેજ પોતાનો બધો હુમલો ચલાવ્યો ત્યારે તેમની ફરીઆદોને તુમાખી-ભર્યા તિરસ્કારથી કાઢી નાખવામાં આવી. એમની ખાનગી મેળે કરેલી આજીજીઓ પણ નિષ્ફલ નીવડી. કેવળ એક અકસ્માતથીજ બજેટની ચર્ચા વખતે અમને બારડોલીનો સવાલ ચર્ચવાની થોડી મીનીટો મળી શકી, અને એના બદલામાં અમને શું મળ્યું ? જેની તપાસના આંકડાના ખરાપણાની જતરીજી આખા ઇલાકા-માં મશ્કરીનો વિષય થઇ પડી છે એવા આંકણી અમલદારનો કેવળ બહુબોલકણો સ્વચ્છંદાચાર ! અમે મત આપવા ગયા અને આપની સરકારે પોતાની હંમેશની કુનેહભરી ભેદનીતિથી તત્કાળ માટે જગતને એમ દર્શાવવામાં સફળતા મેળવી કે ધારાસભામાંના રાજ્યદ્વારી વિચારના બંધારણવાદીઓ ધારાસભાનો કે ઇલાકાનો અભિપ્રાય રજુ કરતા નથી. આવી રીતે મેળવેલો ધારાસભાનો અભિપ્રાય એટલો સગવડભરી રીતે પવિત્ર થઇ પડયો છે કે જે સરકારે ધારાસભાના જુના ઠરાવોને જ્યારે એ પ્રજાપક્ષના અભિપ્રાયને રજુ કરતા હતા ત્યારે ઠોકરે ચઢાવ્યા તેજ સરકાર હવે આ છેલ્લા પોતાને અનુકૂલ થઇ પડેલા ઠરાવને ઘડી વિસરતી નથી. અને લોર્ડ વીન્ટરટન પણ એના પર મુસ્તાક રહેતાં શીખ્યા છે. અને હવે જ્યારે બારડોલીના લોકોએ દૃઢતાપૂર્વક સવિનયભંગની લડત આરંભી છે; હવે જ્યારે એ લોકો સાબીત કરે છે કે ધારાસભામાંનું અમારું વલણ બરાબર હતું, એટલુંજ નહીં પરંતુ લોકમતના પ્રતિનિધિરૂપ હતું—એની પાછળ તો આખા ઇલાકાનો જબરદસ્ત લોકમત ખડેપગે હતો; હવે જ્યારે એમણે ધારાસભામાં આપની સરકારે યુક્તિપ્રયુક્તિથી મેળવેલા મતનું પોકળ બહાર પાડી દીધું છે; જ્યારે એમની હીલચાલના પરિણામે આપની સરકારને ગયા ફેબ્રુઆરીમાં અમારા સ્વપ્નની સૌથી હોંશીલી ઘડીઓમાં અમે મેળવવા ધારેલું એના કરતાં પણ વધારે આપવું પડશે અને તેમ છતાં તે વખતે જો આપની સરકારને વીશે અમારી સહાનુભૂતિ કે વિશ્વાસ રહે તો અમે માણસજ ન કહેવાઇએ. આજે જો આ લડતમાં બંધારણવાદીના નામને છાજતો એક પણ માણસ આપની સરકારના પક્ષમાં ન ઉભો રહી શકે, તો તેને સારુ ધારાસભામાંના રાજ્યદ્વારી વિચાર ધરાવનારા સમૂહોને વેડી લેવાની અને અંતગણનામાં ઉથલાવી પાડવાની એક નાહકની પીડારૂપ ગણવાની આપની સરકારની નીતિ એકલીજ જવાબદાર છે.

## હવે સરકાર અમારી રહી નથી

૧૪. ગયા ફેબ્રુઆરી મહીનામાં જે રાવ બહાદુર નાયક માગતા હતા, જે એ અને રાવ સાહેબ દાદુભાઇ ગયા મે મહીનામાં માગતા હતા, તે જો એ વખતેજ આપવામાં આવ્યું હોત તો આનંદથી વધાવી લેવાયું હોત અને એથી અમને પણ એમ લાગત કે સરકાર આપણી છે. એ વખતે જે માગવામાં આવ્યું હતું તે જો આજે આપવામાં આવે તો અમે અજમાવી જોએલી રીતો કરતાં જે આગળ વધેલા છે તે તેને વીરોના તિરસ્કાર અને ધિક્કારને લીધે એની સામું પણ નહીં જુએ ! અને આપની સરકાર હવે નમતું મુકે કે જુલ્મ કરે, ગમે તે કરે, એ સરકાર હવે સાચી રીતે અમારાં દુઃખો તરફ સહાનુભૂતિ ધરાવનાર અથવા તો કલ્પનાશક્તિ પર ગમે એટલું તાણ કરીને પણ અમે એને અમારી કહી શકીએ એવી નથી રહી.

૧૫. સાહેબ, ગયા રવિવારે હું આપની પાસે આવ્યો હતો તે એવી સાચી ઉમેદથી કે કે નહીં તો દમનનીતિનાં પગલાં તો મુલતવી રાખવામાં આવશેજ, અને તટસ્થ તપાસ ફરમાવવામાં આવશે. મારી એ ઉમેદને કશો પાયો હોય એવું મને જણાયું નથી. બારડોલીમાં મને બાતમી મળી છે કે ત્યાં ૨૮૦ હથીઆરબંધ પોલીસો મુકવામાં આવનાર છે, અને ચાર ખાસ મેજીસ્ટ્રેટો તથા સ્પેશીઅલ પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે આવતા મી. હીલી ત્યાંના લોકોના ભાગ્યવિધાતા બનવાના છે. આ વલણ જોતાં, અને બારડોલીમાં મારા જોવામાં આવ્યા તે સંજોગો જોતાં, જો હું મુંબાઇ ઇલાકાના મારા ગ્રેજ્યુએટ મતદારો પાસે નીચેના પ્રશ્નોનો નીકાલહુકમ ન માગું તો એમના પ્રતિનિધિ તરીકેના મારા સ્થાનને અણછાજતું વર્તન મેં કર્યું ગણાય. એ પ્રશ્નો તે આઃ (અ) બારડોલીના લોકોને સ્વતંત્ર અને ખુલ્લી ફેરતપાસ મેળવવાનો હક્ક છે કે કેમ; (બ) આવી તપાસ ન થાય ત્યાં સુધી વધારેલું જમીનમહેસુલ મોકુફ રાખવું કે નહીં; અને (ક) જપ્તીદાવાઓનો અમલ કરવા માટે સરકારે અખત્યાર કરેલી રીતે સરકારને લાજમ છે કે નહીં.

## સ્વમાનને છાજતો જવાબ

૧૬. મોર્લી—મીન્ટો સરકારની પૂર્વેના દિવસોમાં સર ગોકુળદાસ પારેખ, જે એ વખતે ધારાસભાના સભ્ય હતા, તે જમીનમહેસુલના વિષયમાં ખુલ્લી તપાસ મેળવી શક્યા હતા. છેલ્લા સુધારા અમલમાં આવ્યા તે પૂર્વેની સરકારના સમયમાં જ્યારે એક હોદ્દી સભાસદ અને મોર્લી—મીન્ટો કાઉન્સીલથી વહીવટ ચાલવવામાં આવતો હતો, ત્યારે સવિનયભંગ થયા છતાં ખેડા સાથે સહાનુભૂતિભર્યું વર્તન ચલાવવામાં આવ્યું હતું. અત્યારે જ્યારે કારોબારી મંડળીમાં પાંચ હોદ્દીઓ છે અને 'જવાબદાર' સરકારનો વહીવટ ચાલે છે, ત્યારે અમે લાચાર થઇ પડ્યા છીએ ! મુંબાઇની ધારાસભા એવી પ્રતિનિધિક સંસ્થા છે કે જ્યાં લોકોના મોટા પક્ષના પ્રતિનિધિઓના અભિપ્રાયની સદા અવગણના કરવામાં આવે છે અને એમના મતને ઠોકરે મારવામાં આવે છે. આપ નામદાર અને અર્લ વીન્ટરટન બન્નેએ આવી ધારાસભાના અભિપ્રાય પર આધાર રાખ્યો છે. આવી પરિસ્થિતિમાં હું એકજ જવાબ આપી શકું એમ છું, અને તે એ કે મારે મારી ધારાસભામાંની જગાનું રાજીનામું આપવું અને મારું મતદાર મંડળ જે આખા ઇલાકામાં ફેલાયેલું છે તેનો આ સવાલો પર નીકાલહુકમ માગવો. આવાં અસાધારણ સંજોગોમાં મને લાજમ છે કે હું એવા મતદાર-સંઘનો પ્રતિનિધિ છું કે જેને બારડોલીનાં દુઃખો

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૭૭૨]

# કેટલાંક સંવનન

સંપાદક:

રા. ચ્યવનરાય શુક્લ

[અનુસંધાન વૈશાખ પૃષ્ઠ ૧૭૮ થી]

૬

શીઆળાની એક અમર સાંજે અમે સામસામુ જાયું. દખાણથી પ્રારબ્ધ લેખ લખાયો. અમારું ઉર અમારી આંખો પરથી વાંચી શકાતું હતું. વાણિથી વ્યક્ત કરવાની ક્યાં પણ અગત્ય નહોતી.

" તમે મારાં થશો ? " કશો પણ ઉપોદ્‌ઘાત કર્યા વગરજ મેં સીધોસટ સવાલ કર્યો.

" તમે મને ઓળખો તો છોને ? " સામો પ્રશ્ન પુછાયો.

" હું તો તમને મુળથીજ ઓળખું છું, સારી રીતે ઓળખું છું અને તેથીજ પુછવાની હીંમત કરી છે. " મેં કહ્યું.

" ડુંગરા દૂરથી રળીઆમણા હોય છે, પણ પાસે જતાં બીહામણા લાગે છે. જો; જો પસ્તાતા, જે કરો તેનો ખુબ વિચાર કરવો. મને પાલવવી અને હાથી બાંધવો બરાબર. તમે થોડાજ વખતમાં મારાથી કંટાળી જશો. "

" લીલી ડીઅર ! હું તમને ચાહું છું. "

" ત્યારે હું પણ તમને ચાહું છું. હમણાં જે સળવળાટ મને થઇ રહ્યો છે તે એને લીધેજ આ સુખ મને છાજશે ? હું અભાગણી છું. જો જો મારા પર આટલું દુઃખ ન પડયું હોત તો આજ હું ભાગ્યેજ જીવતી હોત. શું તમે મારાજ છો અને મારાજ રહેશો ? હું પણ તમને કેટલાં ચાહું છું તે હું તમને બતાવી શકતી નથી. "

પહેલવહેલું ચુંબન મેં એને આ પ્રસંગેજ કર્યું. કોઇ ભક્ત પોતાના આરાધ્ય દેવના પગ જેવા ભાવથી ચુમે તેવાજ ભાવથી મારું આ ચુંબન કરાએલું હતું. પ્રેમની સત્તા અજબ હોય છે. એના શીવાય હું આંધળો ભીંત. હું તદ્રૂપ બની ગયો. દુનીઆં મને એ રૂપ લાગી.

૭

" લીલી ! " મેં નરમાશથી કહ્યું; "સાંભરે છે ? મેં તમને એકવાર કહ્યું હતું કે ' હું તમને ચાહું છું. એ બોલ બોલાએ ઘણો વખત થયો છતાં એના એજ શબ્દો, એના એજ ભાવથી આજ હું ફરીથી બોલું છું. આટલું બધું થવા છતાંએ હું તમને ચાહું છું. "

" એમ ? " પગની પાની ઢાંકતાં એણે પુછ્યું.

" જાણો છો ? " એનો હાથ મારા હાથમાં લઇ હું બોલ્યો; " હું તો તમને આદર્શ યુવતી માનુ છું. તમે મારાં સહધર્મચારિણી થાઓ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૬૯]

## ભગવાન કૌટિલ્ય

[અનુસંધાન પૃષ્ઠ ૨૯૨ થી]

લોકો વીખરાવા માંડ્યા. આવા અર્ધ્ય અપાતો જોવા કરતાં દૂર જવું ઘણાને ડહાપણભર્યું લાગ્યું.

આ લોકો ચાલી જતા કેમ નથી? મેનાકી કચવાઇ ને બગડી. સેનાપતિ ભદ્રસાલ ને સેનાજિતને આજ્ઞા કરી માણસો એકઠા કરતા તેણે જોયા.

આંભિકુમાર ને શૈલ અને તેમના માણસો પોતપોતાને ઘોડે બેસવા લાગ્યા.

અસ્વસ્થતાથી કાંપતા નરેંદ્રના કાનમા વક્રનાસ કંઈ કહેતો હતો. મેનાકીએ નરેંદ્રદેવને કહેતા સાંભળ્યા: "આચાર્ય પધારો!"

"આંભિકુમાર!" આચાર્યનો અવાજ આ ગડબડમાં પણ સ્પષ્ટ સંભળાયો: "વખત જાય છે ચાલો!"

"આંભિકુમાર!" નરેંદ્રે કહ્યું. તેનો અવાજ ધ્રુજતો હતો. "જરા થોભો. આચાર્ય ક્ષમા કરો આ અર્ધ્ય—"

સેનાજિતે આવી આચાર્યના ઘોડાની લગામ પકડી. આચાર્યે ઘોડાને આડ કર્યો, અને તેના તોફાનથી આસપાસના લોકો દૂર ખસ્યા.

આમ થએલા વર્તુલમાં આચાર્યે ઘોડાને પાછો સાધો કર્યો. નરેંદ્ર ઓટલા પર, આચાર્ય ઘોડા પર એકમેકની સામે જોઈ રહ્યા.

નરેંદ્રના મુખ પર દબાવેલા ક્રોધ ને નિષ્ફલતાની અસ્વસ્થતા હતી. આચાર્યનું મુખ પાષાણની નિશ્ચેતનતા ધારતું હતું.

"હું અહીંઆં અર્ધ્ય લેવા આવ્યો નથી" તેના અવાજમાં મહારુદ્રની તાંડવગર્જનાનો પ્રતિશબ્દ હતો. "નંદ! હું હમણાં જાઉં છું. પાછો ફરી આવીશ. પણ મારી પ્રતિજ્ઞા સાંભળતો જા. જ્યારે, ભૂતલ પરથી નંદોને ઉખેડી કાઢશે ત્યારે કૌટિલ્ય તારી છોડેલી આ શિખા બાંધશે."

...અને હજારો નયનોએ શંકરસમા કૌટિલ્યની ખાંધે નંદોના કાલ સમા કોઈ કર્કોટકને વિસ્તરતો જોયો.

અને મેનાકી હસી...મગધનું, મહીની મહાદેવીપદ તેની આંખ આગળ તરી રહ્યું...

આચાર્યે ઘોડો ઉછાળ્યો ને ધસાવ્યો. આંભિકુમાર આગળ વધ્યો. તેણે આજ્ઞા કરી. એક સહસ્ર શંખ ફૂંકાયા. ગભરાએલા, કચડાએલા, લોકોએ માર્ગ આપ્યો.

આંભિ ને શૈલના માણસો ચોગાનની બહાર નીકળ્યા: પાછળ મહાદેવીની શિબિકાઓ પણ ચાલી.

લોકોમાં ભંગાણ પડ્યું. ચારે તરફ તુમુલ નાદ થઈ રહ્યો. સેનાપતિ ભદ્રસાલ ને સેનાજિત આજ્ઞાની વાટ જોતા ઉભા રહ્યાં. વક્રનાસની આંખો ઉંડી પેસી ગઈ હતી. નરેંદ્ર અવાચક થઈ ગયા હતા.

નરેંદ્રને ભાન આવ્યું ત્યારે આંભિકુમારના ઘોડાઓ ચોગાન વટાવી રાજગિરિ પરથી ઉતરી જતા હતા. નરેંદ્રે બુમ મારી.

"સેનાજિત! ભદ્રસાલ! આ દુષ્ટોને—" વક્રનાસે તેનો હાથ પકડ્યો ને તેના કાનમાં કહ્યું: "નરેંદ્રદેવ! વીરનું ભૂષણ ક્ષમા છે. શંખ, વાદ્યત્ર વગાડો, સમારંભની પૂર્ણાહુતિ કરો."

નરેંદ્રના મોં પર ફીણ આવ્યાં હતાં. તેના કાનમાં ગર્જના થતી હતી. "પૃથ્વી પરથી નંદો ઉખેડશે ત્યારે..." તેની આંખો ઉંડી ને ઉંડી ગઈ. વીખરાતો સમાજ લોહીઆળ રંગનો બન્યો હતો...

"જય જય જયંત" બોલતા અવાજોની ઘોષણા તેના કાનમાં વિશ્વવિનાશના કડકડાટ

પણ જેટલું ડહાપણ પરવશ પડેલી સ્ત્રી રાખી શકે તેટલું ડહાપણ એકવાર જેની કલ્પના ઉત્તેજાઇ હોય એવો પુરુષ કદી રાખી શકયો છે? અને જે સ્ત્રીની અસરથી તે ઘડાય તે સ્ત્રીના સ્વપ્ન ન જુએ-ભગિની રૂપે, પત્ની રૂપે, માતા રૂપે કે પુત્રી રૂપે–એવો પુરુષ કદી પાકયો? ત્યારે દામિનીનાં સ્વપ્નો માધવ ન જુએ એવું બનેજ કેમ? અને તેનાં સ્વપ્નાં જુએ તો તેને મળવાના વધારે પ્રસંગો યોજ્યા વિના તેનાથી રહેવાયજ કેમ? દામિનીને કૈંને કૈં મીષે તે મળવાના પ્રસંગો શોધી કાઢતો અને તેની સાથે બને તેટલી વાત કરવાની પળો લંબાવતો.

૩

દયાકોર ચેત્યાં. તેમને માસ્તરનાં ને દામિનીનાં લક્ષણ સારાં ન લાગ્યાં. તેમણે દામિનીને બોલાવીને હુકમ ફરમાવ્યો.

" પેલા ત્રણ બદામના માસ્તર સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ આજથી રાખ્યો છે એમ મને જણાશે તો ભણવા ગણવાનું મુકી દઇ અહીંથી વીદાય થઇ જવું પડશે" તેમણે જેલરની સખ્તાઇ સ્વરમાં આણીને કહ્યું. એમાં જો જરા માયાનો અંશ હોત તો દામિની જરુર તામે થાત. એને માધવ માટે કોઇ પ્રકારનું માન નહોતું. ભાવ પણ નહોતો. માત્ર પ્રયોગશાળામાં પ્રયોગ થતી વસ્તુપર પ્રોફેસરને જેટલો રસ હોય છે તેટલોજ રસ તેને તેનામાં હતો, પણ દયાકોરના સત્તાશીલ અવાજે તેની પોતાની સત્તાની ભાવના વધારે ઉશ્કેરાઇ. " માધવની સાથેના એના સંબંધમાં વાંધો લેવા જેવું શું હતું કે દયાબહેનને આવું કહેવું પડે! એને શું માણસ તરીકે કોઇની સાથે બોલવાનો પણ અધિકાર નહોતો?"

પણ જવાબ દેવાની તેનામાં હીંમત નહોતી અને એકવાર દયાબહેનની આજ્ઞા થઇ એટલે તે ઉથાપાય એમ પણ નહોતું. નીરાધારીના, ગુસ્સાનાં આંસુ દાબતી દાબતી તે ત્યાંથી ચાલી ગઇ.

તેણે માધવને છેલ્લીવાર મળી લેવાનો સંકલ્પ કર્યો. માધવની આંખો તેને શોધતીજ હશે એમ તેને ખાત્રી હતી. તે બાગમાં ઉતરી.

દામિનીમય માધવની દૃષ્ટિ દામિની બાગમાં ઉતરે ને ન પડે એવું બનેજ નહીં. પા કલાકમાં તે પણ સૌની દૃષ્ટિ ચુકાવી બાગમાં ઉતરી પડયો.

મહાશોકમાં હોય તેમ હથેલીમાં માથું ટેકવીને દામિની બાસ્કી પર બેઠી હતી. એની આંખમાંથી દડદડ આંસુ પડતાં હતાં.

માધવનું અંતઃકરણ ચીરાઇ ગયું. " દામુ બહેન! આ શું? કેમ રડો છો?".

દામિનીએ ઉચું જોયા વગર રડ્યાંજ કીધું. થોડી વારે તેણે આંખો લુછીને ઉચું જોયું. "માધવ! બહેનનો હુકમ થયો છે કે મારે તમારી સાથે આજથી બોલવાનું બંધ કરવું."

માધવનું હૃદય સહેજવાર ચાલતું અટકી ગયું. "શું? શું કહ્યું?"

"બહેનનો હુકમ થયો છે કે મારે તમારી સાથે બોલવું નહીં" દામિનીએ ફરી તેનું તે વાકય કહ્યું. "મને તે બાબતનું તો કૈં લાગતું નથી પણ બહેન વિચારીને કે અવિચારીને ધારે તેવો હુકમ કરે ને તે મારે પાળવો? હું શું માણસ છું કે ઢોર?"

માધવનું હૃદય ઘવાયું. દામિનીનાં અશ્રુનું કારણ પોતે નહીં પણ તેનું અભિમાન હતું. એ ભાને માધવનું હૃદય ઘવાયું. પોતાની સાથે બોલવું બંધ કરવું પડે તેનું તેને જરાએ દુઃખ થતું નહોતું. તેને શું બોલવું તે સુઝયું નહીં. "બહેન! બાઇ સાહેબ કહે એટલે બીજું શું થાય?" તેની આંખ રડું રડું થઇ રહી.

દામિની દયાથી આ માધવજંતુ તરફ જોઈ રહી. "ચાલો, તમે શાનાં રડો છો? તમને તો કોઈ કંઈ કહેતું નથી!"

માધવનો અવાજ છેક ગળગળો થયો, "દામુબહેન! તમે છેક દયા વગરનાં છો. તમારા વગર–તમારી સલાહ વગર" તેણે સુધાર્યું; "મારાથી કેમ જીવાશે!"

દામિનીએ અનુકંપાથી તેના તરફ જોયું. "બીજું શું વાત?"

દુબળો માણસ છેલ્લી ઘડીએ અપ્રતિમ હીંમત બતાવે તેમ દામિની વગરના જીવનમાં આવવાના ભણકારે માધવમાં અપૂર્વ સાહસ આવ્યું. "દામુબહેન! દામુ! એક રસ્તો છે. મને તમે પરણશો? તમે ધારો છો તેવો હું છેક નમાલો નથી. તમને હું દેવી કરીને પુજીશ." પોતે કરેલા સાહસથી ગભરાયો હોય તેમ તેણે નીચું જોયું.

દામિની સમજી. તે–તે–આ–આ માણસને–માધવને પરણે! એક પળ તે તિરસ્કારથી ધ્રુજી ઊઠી. શી આ માણસની ધૃષ્ટતા! તેને માધવને એક તમાચો મારીને કાઢી મુકવાનું મન થયું.

પણ બીજી જ પળે તેનો વિચાર બદલાયો. "શા માટે નહીં! દામિની કંઈ તેની સગી બહેન નહોતી. તેના પિતા સાધારણ સ્થિતિના માણસ હતા. ને આમ વર્ષોના વર્ષો દયાબેનની દયા પર જીવ્યાં કરતાં ને આ માણસને પરણે તો શું ખોટું! પોતે જેવો ધારશે તેવો ઘાટ તેને તે આપી શકશે. પરમેશ્વરને પણ સૃષ્ટિ બનાવવામાં ને સત્તા ચલાવવામાં આટલો આનંદ પડે છે, તો પોતે પણ પોતાની નાનકડી સૃષ્ટિ બનાવે તેમાં શું ખોટું!"

"માધવ! હું પરણું પણ એક શરતે." તેના અવાજમાં લાગણી કે આવેશનો અંશ નહોતો. "આખી જીંદગી મારું કહ્યું કરવું પડશે."

માધવ આ નવા અણધારેલા આવેલા સુખથી ગભરાઈ ગયો. દામિની તરફ એક ડગલું આગળ ભરવાની તેની હીંમત નહોતી. "કબુલ છે." તેણે છેક બીતાં બીતાં કહ્યું.

દામિની ઊઠી. માધવનો હાથ તેણે પોતાના હાથમાં લીધો. "ચાલો, બહેનને કહીએ" તેણે સ્વસ્થતાથી કહ્યું ને બંગલા તરફ ચાલવા માંડ્યું.

"હા. ચાલો" નીરાધારીથી માધવ ખેંચાયો.

આવા નિરસ જણાતા દંપતિના જીવનમાં રસ રેડવી હોય તેમ કોકિલા ક્યાંકથી ટહુકી રહી.



## ગુજરાતનું શરીર

[અનુસંધાન પૃષ્ઠ ૩૨૨થી]

પ્ખી હવાની કસરતોથી મગજ શકિત વધે દી પણ નિરોગી રહે. બાપદાદાનો વ્યાયામ કરાને તંદુરસ્ત જીંદગીની જોગવાઇ કરી આપે લ્ટલે છોકરાને આળસુ થયે ન પરવડે. ્હ્મચર્યના આદર્શ જોડે હઠયોગ અને દેહ મનના વિચારોના ભેળસેળથી બ્રહ્મચર્ય પાળવું ાણ અશક્ય કરી મુકયું છે. બ્રહ્મચર્ય એટલે ાત્વિક સંયમ કરતાં વધારે હોય તો પ્રજા ાળી નજ શકે.

ગુજરાતીઓના આખા જીવનને પલટો લેવાનો છે. રામ સિંહની કુસ્તાઇ કરતાં પણ ળડાયું. કુસ્તાઇ જોનાર જેટલા કુસ્તાઇ કરનાર ન હતા. ભલભલા અખાડાઓ દેશને ીભાવી ન શકે. દેશનું એકે એક મેદાન આજે દેશની વ્યાયામ શાળા હોય. રહેવા કરતાં રમવાની જગા વધારે હોય. જંગલે જંગલ મોરના ટહુકાર જોડે મનુષ્યનો પગરવ સંભળાય. પાણીના મોજાના સ્વચ્છંદ સંગીતમાં મનુષ્યના આલાપ ભળે. મદમસ્ત માનવીઓને પડઘો આપતાં પણ પહાડો થાકે તો દેશ જરૂર અમર થાય.

યુવાની તોફાનીથી છુટી ન પડે. યુવતી અને યુવકની તાલીમમાં કે તુલનામાં લેશ પણ ફેર ન હોય. વાયુ જેટલી સ્વતંત્રતા આજે દેશની યુવાનીને હોય, જેટલો ભોગ અકસ્માતથી લાચારીએ "દેવે કર્યું" કહી આપીએ છીએ તેટલો ભોગ ખુશીથી મર્દાનગી માટે આપીએ, તો જરૂર ઋષિકુળ દીપે. ગુરખાંઓ યુરોપને વિક્રમથી આંજે છે. ગુરખા આગળ પરદેશી પણ નમ્યા. ગુજરાતે પણ રમતી આળ અને રણવાસને લાયક થવા દોડવું જોઇએ. આરામ ખુરશીનો વ્યાયામ મુકવોજ જોઇએ. ગુજરાતના સાહિત્યમાં શૃંગાર છે તેટલાંજ વિરાગ અને વિચાર જોઇએ છે. ગુજરાતના ઘરસંસારમાં જેટલો કલેશ છે તેટલુંજ પ્રચંડ હાસ્ય જોઇએ. ગુજરાત એટલે આર્યભૂમિની આરસી હોય. ગુજરાતે બે ચાર સામટીજ કાંચળી ઉતારવાની છે. નહીં તો ગુજરાતના ગાડાનો વેગ શરીરનો વેગ હશે.

---

# અખંડ જ્યોતિ

[ અનુસંધાન પૃષ્ઠ ૩૧૬ થી ]

થોડી વાર પછી તે ઉભો થયો. કોઇ દવા-વાળાની દુકાન સુધી ઘસડાતો ગયો. ત્યાં ઘડી થંભી શાંતિથી વિચારવા પ્રયત્ન કર્યો. એના મગજનું ઠેકાણું ન હતું. એને શું થયું હતું? ત્રણ કલાક પહેલાં તે ગરીબાઇ લઇ ગલીની બહાર પડયો હતો. ગરીબાઇ એજ માત્ર એની ફરીઆદ હતી. પરંતુ આટલા થોડા કાળમાંજ એક નિર્દોષ માણસમાંથી પલટાઇ તે ન્યાયાસનથી ભાગી જતો ગુનેહગાર બની ગયો હતો! એણે કશુંએ કર્યું ન હતું. અત્યાર સુધીમાં ખુન જાહેર થઇ ગયું હશેજ, આટલી મોડી રાત્રે અનુપમને મળવા ગયો હતો એવું પુરવાર કરનાર સાક્ષીઓ મળી શકે તેમ હતા. મોડી રાતે અરવિંદે પણ એને ફરી જોયો હતો. અનુપમના ઘરથી તેને ગલીમાં દોડી આવતો તેણે જોયો હતો. સુધાકર સ્વસ્થ તો નહોતોજ જણાયો. એટલે એને માથેજ આળ ઠોકી બેસાડવામાં આવશે એ વાત નક્કીજ હતી. એનું મગજ ભમવા લાગ્યું. હવે એણે શું કરવું?

એણે નાસી જવુંજ જોઇએ. એની પાસે એક ફુટી બદામ પણ નહોતી. દુનીઆમાં એનો કોઇ દોસ્ત નહોતો. એની વિધવા માતા ને અનાથ ભાઇ બહેનોનું શું થશે? પરંતુ હવે એ રહે ને તેમને જરાએ મદદ કરી શકે તેમ નહોતો. એ ગુનેહગાર ઠરશે. એના પર ખુનનો આરોપ આવશે. બહારની દુનીઆ સાથેનો એમનો બધોએ સંબંધ તુટી જશે.

તે ઉભો થયો. એની માતા, ભાઇ બહેન--બધાંએ યાદ આવ્યાં. એમની સાથે બીજું એક નાનકડું વદન એના દ્દષ્ટિપથે તરવરી રહ્યું. સરયૂની યાદીથી એનું હૃદય ચીરાઇ ગયું. હવે બધાએનો અંત આવી ગયો હતો. એને હવે તે મળી શકશેજ નહીં. પોતાની બનાવવાની આશા તો સદાને માટે અદશ્ય થઇ ગઇ હતી.

દારુડીઆની માફક લથડીઆં ખાતો તે ફરીથી ચાલવા લાગ્યો. આજ રાત્રેજ એણે નાસી જવું જોઇએ. તદ્દન છુપી રીતે. જરાએ નીશાની રાખ્યા સીવાય. પણ એ કેમ બને? એણે વિચાર્યાજ કર્યું. કોઇ પણ નિર્ણય પર તે આવી શકયોજ નહીં.

અજાણેજ તે પોતાના લત્તામાં આવી ચઢયો હતો. સામેજ સરયૂનું ઘર આવી ઉભું હતું. કોઇ અદશ્ય શક્તિથી તે એ તરફ પ્રેરાયો. એક વાર એને મળવુંજ જોઇએ. એના ભવિષ્યને છાવરી દેતી અનંત રાત્રિ એની નજર આગળ વિસ્તરી રહી હતી. એનાં લથડતાં પગલાંને મક્કમ બનાવવા એ જરાક જ્યોતિ ઝડપી લેવા પ્રયત્ન કરે તો યોગ્ય નહોતું?

તેણે ધીમેથી સાંકળ ખખડાવી. ધીમેથી સાદ દીધોઃ "સરયૂ! સરયૂ!"

એ યુવાન બાલા હજીએ રસોડાના કામમાં ગુંથાઇ હતી. વાસણ માંજતી હતી. એણે તુરત એનો અવાજ ઓળખ્યો. તુરત તે બારણું ઉઘાડવા દોડી. એનું વદન હર્ષથી ચમકી રહ્યું. હસીને પ્રશ્ન કર્યોઃ "જોય જોતાં શોખી આવ્યા કે શું?"

સુધાકર મુઝાયો. "એટલે?" તેણે પુછ્યું. "આટલી મોડી રાત્રે આ ઘેર આવવાથી તમને લાભ થશે એમ શાથી જાણ્યું?" તે બાલાએ કહ્યું. "આમ ચિંતાતુર કેમ જણાઓ છો? અત્યાર સુધી રઝળ્યાં કર્યું?"

"હા!" સુધાકરે ટુંકામાંજ પતવ્યું. "પણ કયા લાભની તું વાત કરતી હતી?"

"હું નહીં કહું" હસીને સરયૂ બોલી. "સાંભળવું હોય તો અંદર આવીને બેસો."

સુધાકર એક ક્ષણભર અચકાયો. પછી અંદર ગયો. પેલી બાલાએ એને પાટલો ઢાળી આપ્યો. પછી તે બોલી. "એક ઘડીક થોભો. હું ઉપર જઈ આવું."

તુરતજ તે પાછી વળી. ચલણી નોટોની એક થોકડી તેની આગળ ધરી. "ભાઇ તમારે માટે મુકી ગયા છે." તે બોલી.

સુધાકરે યંત્રવત નોટો લીધી. ગણી. સો રુપીઆ. "આ ક્યાંથી લાવ્યો?" તેણે પુછ્યું.

"વર્ષો પહેલાં પિતાજીએ એમના કોઇ મિત્રને રુપીઆ ધીર્યા હશે." સરયૂએ ખુલાસો કર્યો. "આટલા બધા લાંબા ગાળા પછી તે આજે આવ્યો ને સ્વેચ્છાએજ તે પાછો આપી ગયો. ભાઇએ એમાંના અર્ધા રુપીઆ તમને આપવાના કહ્યા છે. અર્ધા અમે રાખ્યા છે."

સુધાકરને શું કહેવું તે સમજ પડી નહીં. ધર્મ ને સદ્‌ભાવનાનું આ સંસારમાં અસ્તિત્વ હશે કે કેમ તે એ લગભગ ભુલી ગયો હતો. પરંતુ હજીએ એ ઝરો ચિરંજીવ હતો તેની આજે તેને પ્રતીતિ થઇ. દશ રુપીઆ તે પોતે રાખશે. બાકીના તે એની બાને આપશે. એટલે એમનું ગાડું નભશે. બે મહીના તો જરુર સારા જશે. પછી તો માલીકની મરજી.

તે જવાને ઉભો થયો. તેણે સરયૂ તરફ જોયું. એનો સંયમ સરી ગયો. બંને હાથે તેણે સરયૂનો હાથ દબાવ્યો. થરકાએલા અવાજે બોલ્યોઃ "સરયૂ મને ભુલીશ નહીં હોં! દુનીઆ મને ડાભીનું ગણશે પણ તું એમ ન માનીશ."

એના સ્પર્શથી તે બીચારી બાલા કંપી ઉઠીઃ "તમે ક્યાં જાઓ છો?" તે પુછવા લાગી.

"વિધિ જ્યાં દોરશે ત્યાં" તેણે જવાબ વાળ્યો. ને તુરત તે બહાર દોડ્યો. અર્ધઅંધારી ઓરડીમાં એકલડી સરયૂ ઘડીભર થંભી ગઇ—એનાં નયનોનાં નીર નીતરી રહ્યાં.

સુધાકર એ રાત્રે અદશ્ય થઇ ગયો. કોઇને એણે વાત કરી નહીં. કશુંએ તે લઇ ગયો નહીં. બીજે દિવસે એના મિત્રોએ તેમજ શત્રુઓએ એને માટે આકાશપાતાળ એક કરી મુક્યાં. પરંતુ એ કમનસીબ યુવાનનો પત્તોજ નહોતો.

૨

"સરયૂ! ઓ સરયૂ! બારણું કેમ નથી ઉઘાડતી? બહેરી થઇ છે? અર્ધા કલાકથી બુમો પાડી રહી છું ને?"

સરયૂએ ભીજાજમાંજ બારણું ઉઘાડયું. "શું છે?" તે ચીઢાઇને બોલી એક ઘડી પણ આરામ નહીં છતાંએ તેણે પોતાનો કોપ દબાવ્યો. ક્રોધથી ફુંફાડા મારે કશુંએ વળનાર નહોતું. "નથી જાણતી? વરરાજા વગેરે આજે તને જોવા આવનાર છે. આપણી પાડોશણ સુમતિને મેં બોલાવી છે. એ તને જરા તૈઆર કરશે. એ આવતીજ હશે. તેથી હું તને બોલાવું છું."

"મને તૈઆર કરવાની?" સુક્કા હાસ્ય સાથે સરયૂએ પુછ્યું. "મને શું તૈઆર કરવાની છે? મારી કુરૂપતા વસ્ત્રોથી છુપાશે ખરી?"

"કુરૂપતા!" તેની માતા બોલી ઉઠી. "તું જરાએ કદરૂપી નથી. જરા સારાં વસ્ત્રો પહેરે, જરા ઠીક ઠીક ખાય તો સ્વરૂપની પરી બની જાય."

"ભલે" પુત્રીએ ચલાવ્યું: "આપણે ત્યાં સ્વર્ગની સુંદરીનેએ પહેરામણી આપવી પડે છે. તમે શી પહેરામણી આપશો? આંતરે દિવસે આપણે ઉપવાસ કરવા પડે છે એવી વેળાએ તમને મારો વિવાહ કરવાનું ક્યાંથી સુઝે છે?"

"પણ કરવું શું?" જરા રેંકીને આંખી તેની માતાએ પ્રશ્ન કર્યો. "તારે લીધે અમારે ન્યાત-

બહાર મુકાતું? તારી વય માટે તો મેં કેટલાંએ જુઠાણાં ફેંકી ગુપ્યાં છે. પણ એમ લોકો ભોળવાય? તું તાડ જેવડી તો ઉંચી વધી છે. તને ચૌદ વર્ષ થયાં છે એમ કોણ માને? આટલું બની શક્યું કારણ કે વરપક્ષ મોટી કન્યાની શોધમાં છે. કદાચ તેઓ પહેરામણી નહીં માગે. માત્ર તું એમને ગમવી જોઇએ."

સરયૂ કશુંએ બોલી નહીં. પાડોશણ પાસેથી આ વરરાજા વીશે તમામ હકીકત તેણે મેળવી હતી. તે અનીતિનો ભંડાર હતો. એના ઉડતા તરંગોને શૃંખલાબદ્ધ કરવાજ એના કુટુંબીઓ મોટી કન્યાની શોધમાં હતા. આ વિવાહની વાત સાંભળતી ત્યારે તે લજ્જાથી મરતી—દુઃખી થતી. પોતાના ભવિષ્ય પ્રતિ એ બેદરકાર બની ગઇ હતી. પોતાનું શું થશે એની તેને પરવા નહોતી. પોતાના બલિદાનથી પણ કુટુંબીઓ સુખી થતા હોય તો તે તેમ કરવા તૈયાર હતી. પણ આ બલિદાન એના જીવનનું નહોતું એના સ્ત્રીત્વનું હતું. એના વિચારેજ તે કમ્પી ઉઠતી. એને ગુંગળાવી નાખવા એ કલ્પનાજ પુરતી હતી. એણે એકને આત્મસમર્પણ કર્યું હતું. કૌટુમ્બિક સંયોગોથી હવે તે બીજાને વેચાવા તૈયાર થઇ હતી. હીંદુ સ્ત્રીઓના પ્રખ્યાત પાતિવ્રત્યની કેવી બલિહારી! બાલા પોતાનું હૃદયદાન દઇ શકે—પણ દેહ કેવી રીતે વેચી શકે?

છતાંએ એની માતાનું મન મનાવવા તે તૈયાર થઇ હતી. કદાચ એના બીજાં ભાઇ બહેનોનાં જીવન એથી પલટાઇ જશે. તેના બલિદાનથી તેઓ સુખી થશે. સુધાકરને તો તે હવે મરી ગએલો માનતી હતી. છેલ્લાં બે વર્ષથી એના ક્યાંએ સમાચાર નહોતા. એની માતા નાનાં બાલકોની સહાયથી દોહ્યલા દિવસો વીતાવતી.

એ પળેજ સુમતિ ત્યાં ઉપસ્થિત થઇ. ટાપટીપનો બધોએ સરંજામ તે લેતી આવી હતી. સરયૂની માતા પાડોશમાંથી થોડા અલંકારો પણ માગી લાવી હતી.

સુમતિને શણગાર સજાવતાં આવડતું. એ કલામાં તે સંપૂર્ણપણે પારંગત હતી: એણે છેલ્લામાં છેલ્લી ઢબે સરયૂનો અંબોડો લીધો. પાવડર ને ફુલથી એનું મધુરું વદન શણગાર્યું. આછી સુવર્ણી સાડી ને એવાજ પોલકાથી એના દેહને દીપાવ્યો. સરયૂ સોહામણી બની રહી. સરયૂની માતા તો માગી આણેલા તમામ અલંકારો સરયૂની દેહલતા પર લાદવા ચ્હાતી હતી. પરંતુ સુમતિની ઇચ્છા વિરુદ્ધ તે કશુંએ કરી શકી નહીં. "નહીં કાકી!" સુમતિએ છેવટનો નિર્ણય કર્યો: "એ નહીં બને. તમારે મારી તમામ મહેનત પર પાણી ફેરવવું છે, એમ આભૂષણો લાદવાથી તો એ પ્રદર્શનની પુતળી જેવી લાગશે."

સરયૂ એમ માનતી હતી કે એની કુરુપતા કવચની ગરજ સારશે, પરંતુ અરીસામાં નજર કરતાંજ એ આછેરી આશા પણ વણસી ગઇ.

વરરાજા ને તેમના અંગત મિત્રોનું આગમન થયું. કન્યા તો તુરતજ ગમી ગઇ. સરયૂને અંદર લઇ જવામાં આવી. પછી વ્યવહારી બાબતો હાથ ધરવામાં આવી. વરપક્ષે પ્રથમ તો સરયૂની માતાને ખાત્રી આપી હતી કે તેઓ એક પાઇ પણ પહેરામણીમાં નહીં માગે. પણ હવે તો લગ્ન ખર્ચને પહોંચી વળવાને બહાને તેમણે ચારસો રુપીઆની માગણી કરી. એમણે જોયું કે કન્યાનો કન્યાકાળ વીતી ચુક્યો હતો. એટલે કોઇ પણ માગણી સ્વીકાર્યા વિના કન્યાપક્ષને છુટકો નહોતો. માથેથી ભાર ઉતારવા એના વડીલો એક પગે થઇ રહ્યા હોવા જોઇએ. એમની માગણી સાંભળતાંજ સરયૂની માતાએ મોં વાળ્યું. સરયૂના અંતરમાં આશાની આછેરી રેખા અંકાઇ. એ બહાનેએ કદાચ તેને મુક્તિ મળશે.

-હાય નહીજ ! એત્રણ ડ્ચકાં ખાઈને તેની માતા શાંત પડી. વરપક્ષને સંદેશો મોકલાવ્યો કે માગી તાગીનેએ તે ત્રણસો રૂપીઆ કરી આપશે–વધારે બનવું અસંભવિત છે. વરપક્ષ રાજી થઇ રવાના થયો.

તુરતજ સરયૂએ ભાવુતી વસ્ત્રાલંકાર દૂર કર્યો, અને પુછવા લાગી: " હેં બા ! આ ત્રણસો રૂપીઆ તું કેવી રીતે લાવીશ ? આપણે વેચાઇએ તોએ એ રકમ પુરી થાય તેમ નથી."

" હું તારા મામાને લખી જણાવીશ. આવી અણીની પળે પણ તે આપણને મદદ નહીં કરે ?"

સરયૂ ફીકકું હસી. " હજીએ તમે મોટી આશાઓ રાખતાં જણાવ છો–હોં બા ! " તે બોલી; " આપણે ભુખે મરતાં હતાં ત્યારે તો મામાએ મદદ કરી નહોતી. ન્યાત બહાર મુકાઇએ એ ખોટું ખરું પરંતુ જીવ જાય એ તો એથીએ બદતર. તમારે પહેરામણી કબુલ નહોતી કરવી."

" બેસ બેસ ડાહીલી ! એમની માગણી કબુલ ન કરું તો કરું શું ?" તેની માતા ગાજી ઉઠી. "જ્યાં હોય ત્યાં માથું મારવાની તારે શી જરુર ? આવી તે લાજ વગરની કોઇ હશે !"

સરયૂ એની માતા પાસેથી ઉઠી રસોડામાં ગઇ. કામે વળગી. લગ્નનો દિવસ આવી પહોંચ્યો. કોઇએ કશીએ તૈયારીઓ કરી નહીં. મહામહેનને થોડી ચીજો ભેગી કરવામાં આવી. એક સોંઘી લાલ સાડી લાવવામાં આવી. બહેની સુમતિએ સરયૂને રેશમી પોલકું ભેટ આપ્યું. એની બા પાસે બે સાદી હેમની બંગડીઓ હતી. બસ. એટલી વસ્તુઓ નવવધૂ માટે પુરતી હતી. સુંદરલાલ મહામહેનને સો રુપીઆ એકઠા કરી શક્યો. એટલા તો જમણવારમાંજ પુરા થઇ જવાના, પછી પહેરામણીનું શું ? છતાંએ વિવાહ તોડી નાખવા સરૂની બાએ માન્યું નહીં. જકડી ઘેટાની પેઠે પોતાની મમતામાં તે મક્કમ રહી.

૩

" પણ બા હવે કોઇ પણ ઉપાયે તારે એ ગોઠવણ કરવી પડશે. મેં આગળથી બનતું બધુંએ કર્યું. તેં અમને શીશામાં ઉતાર્યા છે તારેજ હવે બહાર કાઢવાનાં."

પરંતુ માતા તો રોકકળ કરવામાંથી નવરીજ પડતી નહીં. જવાબ તો વાળેજ શાને ? લગ્નનાં વસ્ત્રાભૂષણ પહેરી સરયૂ એક ખુણામાં બેઠી હતી. ખુશી થવું કે દુઃખી થવું એની તેને ગમ નહોતી. જ્ઞાતિબહાર મુકાયાથી એનું શીયળ બચી જાય; પણ કુટુંબ પર સીતમ ગુજરે.

આખા આંગણામાં મૃત્યુની શાંતિ પથરાઇ રહી હતી. કહેલ. પૈસા નહીં મળવાથી વરપક્ષના માણસો મીજાજમાંજ રવાના થયા હતા. પણ તેઓ બહુ દૂર નહોતાજ ગયા. બાજુનાજ ઘરમાં ભરાઇ બેઠા હતા. અતિશય દમ ભીડાવવાથી એ વિધવા નીચોવાશે એવી એમને પુરેપુરી ખાત્રી હતી.

સુંદરલાલનાં વચને એની માતાનું આક્રંદ વધ્યું એજ. "હું શું કરું ?" એમ કહી તેણે ઠુઠવો મુકયો. " હું તો નિરાધાર વિધવા છું. તું હવે મોટો થયો. કુટુંબનો થંભ કહેવાઉં. જ્ઞાતિબહાર થતાં બચાવવા તારેજ કંઇ કરવું જોઇએ. "

" તો વિવાહ કરતી વેળાએ તો મને પુછવાએ નહોતાં આવ્યાં ! તમને કોણ કહેવા આવ્યું. હતું ? હું ક્યાંથી રુપીઆ લાવું ? મારી જાત વેચું ત્યારે. "

ને ઘરની બહાર દોડ્યો. આક્રંદસ્વર ગાજી રહ્યા.

સુંદરલાલ ગલીની બહાર પડ્યો. એકાએક કોઇએ તેના ખભા પર હાથ મુક્યો.

ઝટ તે ફર્યો; દિગ્મૂઢ બની ગયો.

. . "સુધાકર!" મહામહેનને તે બોલાવી શક્યો.

"હા–હું સુધાકર." સુધાકરે જવાબ વાળ્યો "હું પાછો ફર્યો છું. મારાથી એમ નાસભાગ ન થઇ શકી. ફાંસી મારી વાટ જોઇ રહી છે છતાંએ હું આવ્યો છું. કોઇ અદૃશ્ય શકિત મને ખેંચી રહી છે. તું કુશળ છે?" .

"હા! કુશળ છું." સુંદરલાલ કડવાશથી બોલ્યો. "જેના ભલા માટે તું મરી પડે છે તે ટેકરીની ધાર પર છે. એને માટે હું આમ ગાંડાની માફક દોડી રહ્યો છું."

સુધાકરના વદન પર વિષાદવાદળ ઘેરાઇ વળ્યું. "સરયૂને શું થયું છે?" તેણે પુછ્યું.

"એને લીધે અમે ન્યાત બહાર મુકાવાની અણી પર છીએ. આજે તેનાં લગ્ન હતાં પરંતુ અમે પહેરામણી ન આપી શકયાં તેથી તેઓ વરને લઇ વીદાય થયાં છે. હું પૈસા મેળવવા જાઉં છું. હું જાતે વેચાવા તૈઆર છું."

"પણ અત્યારે તને કોણ ખરીદશે?— આટલી રાતે?" કપરા હાસ્યથી સુધાકરે કહ્યું.

"છે એક જણ," સુંદરે જવાબ વાળ્યો. "બાજુની ગલીમાં એક મહાશયને ત્યાં બહેરી ને મુગી કન્યા છે. એક દિવસ એમણે મને પહેરામણીના હજાર રુપીઆ આપવા કહ્યા હતા. પણ હું કબુલ થયો નહોતો. એણે મને ફરી પરણવાની પણ છુટ આપી હતી. વળી એની પુત્રીને પાલવવી પડે તેમ પણ નહોતું. છતાંએ મેં માન્યું નહોતું. પણ મારે છુટકો નથી. આપણી સમાજના વિધાતાને હું મારું બલિદાન દઇશ."

"જા—નસીબ અજમાવ" સુધાકરે કહ્યું. "હું અહીં ઉભો ઉભો તારી વાટ જોઉં છું."

. સુંદર દોડી નજર બહાર ગયો. એક ઘરના બંધ બારણે અઢેલી સુધાકર ઉભો રહ્યો. એના અંતરમાં આગના તણખા ઝર્યા.

પાંચેક પળમાંજ સુંદર પાછો ફર્યો. "મારું બલિદાન અસુરું પડ્યું." તેણે ખુલાસો કર્યો. "એણે મને કુતરાની ગતે ઘર બહાર હાંકી કાઢયો. એને પોતાની કન્યા માટે બીજો કોઇ યુવાન જડયો છે. હવે આત્મઘાત કર્યા સીવાય મુકિત નથી."

"ચાલ મારી સાથે–સુંદર!" અંતે સુધાકરે કહ્યું. "હું તને પૈસા અપાવું."

"કેવી રીતે?" સુંદર આશ્ચર્યચકિત થઇ ગયો. સુધાકરે જવાબ ન દીધો. પસાર થતી ભાડુતી ગાડીને સાદ દીધો. બંને મિત્રો અંદર ચઢયા. સુધાકરે પોલીસ સ્ટેશને લઇ જવા સુચના કરી.

ગાડીવાને જિજ્ઞાસાથી એના સામે જોયું ને ગાડી હંકારી. સુંદર ગાંડાની પેઠે બુમો–ગાજી રહ્યો: "ઉભી રાખ. ઉભી રાખ. હું નહીં આવું. ગાંડો થયો છે? સુધાકર! હું કસાઇ નથી. ચંડાળ નથી."

"બેસ છાનો માનો" સુધાકરે તેને બેસાડી દીધો. "પકડાવાનો નિશ્ચય કરીનેજ હું અહીં આવ્યો છું. નાસભાગથી હું કંટાળી ગયો છું. મારાથી છુપા રહી શકાય તેમ નથી. મારા મૃત્યુથી સરયૂને લાભ થતો હોય તો વિવાહથી રળીઆમણું શું?"

પોલીસ સ્ટેશને ગાડી ઉભી રહી. સુધાકર ઉતર્યો. સુંદરને હીંમત આપી. "મારે માટે સંતાપ ન કર. મારા જીવન કરતાં મૃત્યુ હજાર દરજ્જે સારું છે." તેઓ અંદર ગયા. સુંદરલાલ એકલોજ બહાર આવ્યો. અર્ધો કલાક વીતી ગયો હતો. સુધાકરને પકડી લાવનાર માટે જાહેર થએલું ઇનામ તેને મળ્યું હતું

પરંતુ એ રાત્રે સરયૂને પરણવાનું વિધાતાએ નિર્માણ્યુ નહોતું કર્યું. સુંદરે ઘરમાં પ્રવેશ કર્યો ત્યાં આક્રંદનો પડછંદ પડયો. ચિંતાથી તે આભો

બની ગયો. વળી પાછું શું થયું થશે? નવું સંકટ કયું આવ્યું હશે!

એનો નાનો ભાઈ દોડતો આવ્યો. "કંઈ નહીં. મોટાભાઈ! આપણે બ્રહ્મોસમાજમાં ભળી જઈશું. બ્રાહ્મણમાં ગયો આપણો સમાજ ને તેના જુની કાયદાઓ."

"ગાંડુ થયું છે શું?"—સુંદરે પુછ્યું.

"પેલો હરામખોર વર પેલી બહેરી મુંગીને પરણી ગયો. આપણી બહેન કુંવારી રહી ગઈ. મંગલમુહૂર્ત વીતી ગયું."

"સુધાકરને નકામો શુળીએ ચઢાવ્યો." સુંદર કકળી ઉઠ્યો.

"શું કહ્યું!" દરેક જણે સુંદરને વીંટાઈ વળ્યું. માત્ર સરયૂને કશું પુછવાનું નહોતું. સુંદરના વચનેજ તે મૂર્છા ખાઈ ઢળી પડી.

૪

ચાર દિવસો વહી ગયા. ફીક્કી નિર્માલ્ય સરયૂ બીમારીને બીછાને પડી હતી. મહામુસીબતે વિશ્રામ હવે તેને મળ્યો હતો. લગ્નના દિવસથી જ વૈદે તેને પથારી છોડવાની મનાઈ કરી હતી. એની માતા રસોડામાં કામે ચઢી હતી.

સુંદર એના ખંડમાં આવ્યો. એના વદન પર આનંદનો અતિરેક હતો. વૈદની સૂચના ભુલી જઈ સરયૂ પથારીમાં બેઠી થઈ ગઈ. "ભાઈ! શું ખબર?" તેણે પૂછ્યું.

"અખંડ જ્યોતિ ટળી ગઈ નથી." તેના ભાઈએ ખુલાસો કર્યો. "અવસાનને આરે ઉભેલા એક ખૂનીએ હાજર થઈ અનુપમનું ખુન કર્યાની કબુલત દીધી. સાક્ષીઓ રજુ કર્યા. સુધાકરને છુટો કરવામાં આવ્યો."

સરયૂના ફીક્કા વદન પર આભારદર્શક આનંદના ઓઘ નીતરી રહ્યા. *

---

* મૂળ લેખિકા—શ્રી. સીતાદેવી.



# સાચી જુઠી



[અનુસંધાન પૃષ્ઠ ૩૨૪ થી]

"ત્યારે તું પણ પહેલીએજ જવાનો હઈશ."

" ના, ભાઈનો કાગળ આવ્યો છે કે ૧૦-
૧૨ દહાડા મોડા આવજે. એ પણ મોડા જવા-
ના છે " મેં કહ્યું. "માટે મારે રોકાવાનું થશે."

પ્રભાએ મારી સામું જોયું. હું સમજ્યો.
એએ સમજી. અમે બંને આછું હસ્યાં !

પાછું મેં વાંચવા માંડયું. પણ એ મને
એમ વાંચવા થોડીજ દેવાની હતી.

" કુમાર ! વાંચવા માટે તમને ભાઈ એ બેસાડ્યા હશે નહીં ? " દમ ભરાવતી હોય તેમ બોલી.

" ત્યારે બેસીને શું કરું ? એટલે વાંચવું. "

"આજે હું આવતી હતી ત્યારે તમારા બાગનાં પેલાં ધોળાં ફુલોની એવી તો સુગંધ આવતી હતી. એ શાનાં ફુલો છે ?" તેણે શરુ કર્યું.

" નામબામ તો નહીં જાણીએ. બાકી છે તો ફક્કડ. મારી રુમમાં હંમેશા એક ગુચ્છ રાખું છું " મેં જવાબ આપ્યો.

" મનેએ એ ફુલ બહુ ગમે છે" એ બાગમાં જઈએ એમ કહેવાની એ રીત હતી. બા પણ સમજ્યાં કે છોકરી બેસીને કંટાળી હશે.

" જાને ભાઈ, જા, પ્રભાને તમારું ઇસ્પીતાળ અને બાગ દેખાડી આવ. " બાએ પરવાનગી આપી.

હૃદયમાં કોઈ વાતની ઇચ્છા હોય અને તેજ સુચવાય ત્યારે આપણે તેનો મનમાં કેટલો આભાર માનીએ છીએ ? કૃતજ્ઞ હૈયે અમે ઉઠ્યાં.

" હમણાંજ આવશું-અમે. જોઈતું કરતું હોય તો આયાને બોલાવજો. " જતાં જતાં મેં

કોઈ સૌંદર્યવતી તરુણી તમારી જોડે ચાલતી હોય ત્યારે છાતી કેટલી ફુલે છે તે જાણો છો ? એ એક અલભ્ય લહાવો છે.

અમે ચાલતાં નહોતાં, જાણે મોજાં ઉપર તરતાં હતાં !

" ઇસ્પીતાલ જોવી છે કે બાગમાં જવું છે ? " મેં પાણી માપવા માંડયું.

" ઇસ્પીતાલ ક્યાં ભાગી જાય છે ! આજે તો આપણે બાગમાંજ ફરીએ" એક જોર પ્રકારે ડોકી હલાવી તેણે હસતાં કહ્યું. પક્ષાધિપ જેવુંજ કંઈક આ ડોકહાલિત હતું. અપૂર્વ હતું !

ફરતાં ફરતાં અમે વચ્ચેની રોશમાં આવ્યાં વચ્ચે આરસ પહાણની એક, કલાની પ્રતિમા સમો સુંદર ફુવારો હતો.

ચાલતાં એ મારી સામું જોવામાં હસવામાં અને હુંકારા આપવામાંજ સ્રત હતી. મારા શબ્દોનું પાન કરી તે તૃપ્ત થતી નહોત એમ લાગતું. ફુવારાની ફરતાં પેલાં શુભ્ર ગુચ્છાનાં ઝાડ હતાં.

" આજ પેલાં ફુલ " એમ કહી હસતી કુદતી તે દોડી ગઈ. નિમિષ માત્ર હું આ કુદરતની પ્રતિમા સામું જોઈ રહ્યો.

કયા ભાગ્યશાલીની અર્ધાંગના થવા એ સર્જાઈ હશે !

" કુમાર ! હું એ થાકી ગઇ છું. આપણે ક્યાંક બેસીએ " યાચનાની દ્રષ્ટિએ તેણે સુચવ્યું.

હોસ્પીટલનો બાગ એ વિક્ટોરીઆ ગાર્ડન નહોતો કે ઠેર ઠેર બેસવાનાં સ્થળ મળે. હું જરા ગુંચવાયો.

" પેલું ' બોવર ' જેવું શું છે ? " આંગળી ઉપરની વીંટી ચમકાવતાં તેણે પુછ્યું. સૂર્યાસ્તનો સમય હતો. તેનાં લાલ કિરણો એના નાજુક ગાલોને વધારે લાલ કરી રહ્યાં હતાં. વાળની થોડી લટો પવનથી આમ તેમ ઝુલી રહી હતી, સાડીનો છેડો ખસું ખસું થઇ રહ્યો હતો. સુવર્તાને, તમારી મન માનીતી તરુણીને આમ જોવાના જુજ પ્રસંગો મળે છે.

" સાંભળ્યું ? " કોયલ ટહુકી.

" ઓહો ! હું સમજી ! " એક કટાક્ષ ફેંકી તે બોલી.

" મને જોવા આવ્યા છે કે બતાવવા ? " મને ચીઢવવા સાડીનો છેડો તેણે આગળ ખસડ્યો અને હસી.

" અમે તો બોલ્યા કરીએ તેમાં કોઇનેએ શું ? " તે જરા રોશથી બોલી.

" પ્રભા ! મને માફ કરજે હું ! મારું ધ્યાન બીજે હતું. " મેં કબુલ કર્યું.

" ત્યારે તમારું ધ્યાન ક્યાં હતું ? " કોર્ટ-વાળા ચોરને દંડતો હતો.

મૂકદ્રષ્ટિએ મેં તેની સામે જોયું. વધારે હું શું બોલત ? મારી ચોરી પકડાઇ હતી.

" આ ગુન્હા માટે તમને સજા કરવી જોઇએ " ટચલી આંગળી દાંતમાં કરડતાં, પગ ઠપકારતાં મોટા ડોળથી તે બોલી.

" તમે કરો તે ખરી " મેં પણ ઢોંગ કર્યો.

" ત્યારે પેલી ગુલાબી વેલનાં થોડાં ફુલ લઇ આવો. જાઓ જલદી ! "

ન્યાયાધીશ સજા ફરમાવે એવા ડોળથી તે બોલી.

એટલી વારમાં અમે ' બોવર 'માં આવ્યાં. એ કુંજ અમારી ' સીસ્ટરે ' પોતાને બેસવા માટે બનાવી હતી. એમાં એક નાનલુંસું બાંક અને ઘણાં કુંડા હતાં ' સીસ્ટર ' રજા ઉપર ગએલ હોવાથી કુંજ વપરાશમાં ન હતી. આજુ-બાજુ બે વેલીઓની ઘટા હતી. સાધારણ માણસને તો એનું અસ્તિત્વજ ન જડે.

" આ બાંક ઉપર બેસજે, હમણાં હું આવું છું " રુમાલવતી સાફ કરતાં મેં હસ્યું. જવાબ-માં એક નાજુક ડોકું સ્હેજ કહ્યું !

જેટલી ઝડપથી ચલાય તેટલી ઝડપથી ચાલી હું વેલ પાસે પહોંચ્યો. અમારા એક ' વોર્ડ 'નો આગલો બધો ભાગ એ વેલોથી ઢંકાએલો હતો. એ વેલનુંએ નામ મને ખબર નથી. નાના નાના ગુલાબી રંગના પુષ્પોની સાંકળ જેવી એ વેલ શોભતી. મેં ૧૦-૧૨ સાંકળો ચુંટી કહાડી.

" સેવક હુકમ તાલીમ કરી આવ્યો છે ! " ફુલ આપતાં મેં ઉંદું હાંક્યું.

" વારુ ! ત્યાં બેસો " ફુલ લેતાં તે બોલી.

દોઢ માણસ માટે બનાવેલ બાંક--અમારી ' સીસ્ટર ' જરા સ્થૂલાંગી હોવાથી અમે તેને દોઢ માણસ કહેતાં !--ઉપર આજે બે માણસ બેઠાં હતાં. મારી અને તેની વચ્ચે બહુજ થોડી જગ્યા હતી. ફુલ આપતાં અમારાં આંગળાં અડક્યાં--કંઇક થયું !

મેં જોયું તો પેલા ગુચ્છાઓની વિભાગણી થઇ હતી.

" મારી સામે જોવું હોય તો હવે પેટ ભરીને જોજે " ટીખળી રીતે આંખો નચાવતાં તેણે કહ્યું. વેલોને ચુંટી ગોઠવણી કરવા માંડી. હું પુતળાની જ્યમ બેસી રહ્યો હતો. વેલોને ગુંથી તેણે એક સુંદર શી વેણી બનાવી. મહારાષ્ટ્રીય લલનાઓને આ વેણીનો અલંકાર કેટલો મનોરમ

લાગે છે પણ તેનું સૌંદર્ય મહાલવા માથુંએ ખુલ્લું રાખવું જોઇએ.

" જરાં બે મીનીટ આમ જોશે ? "

" કેમ ? " મેં કુતૂહલથી પુછ્યું.

" તે આ વેણી માથામાં ઘાલી લઉં " અસ્ફુટ હસતાં, લજ્જાવન્જા મુખે તે હસી. " તો હું જોઉં તેમાં શો વાંધો છે ? " અજાણ પણાનો ઢોંગ કરતાં મેં પુછ્યું. " પેટ ભરીને જોવાની તો તમે પરવાનગી આપી છે ને ? " મેં એને પકડી પાડી.

" પણ મને...જરા...શરમ..."

" વારું " કહી મેં બીજી તરફ જોવાનો ડોળ કર્યો. પણ આંખોના ખુણા મહીંથી હું તેને જોતો હતો ! મારું હૃદય તેનેજ જોતું હતું ! આસ્તે રહીને છેડો ખસ્યો અને નાજુકશી ડોક ઉપર રહેલો અંબોડો દેખાયો. બહુ નાનોએ નહીં તેમ મોટોએ નહીં. તેમાં સાદાઇ છતાં સૌંદર્ય હતું, મસ્તી હતી. મેં જોયું કે તેના વાળમાં સોનેરી છાંટ હતી. તેના ગૌરવર્ણને તે દીપાવી રહ્યા હતા. ડોક વાળને શોભાવી રહી હતી કે વાળ ડોકને ? હજુએ હું તેનો નિર્ણય કરી શક્યો નથી. છટાથી હાથ ઉંચકી તેણે વેણી બાંધી. વચ્ચે બે ગુચ્છ ખોસ્યા.

" લ્યો, હવે જુઓ " મારા તરફ ડોકી મરોડી તે બોલી.

જવાબ આપવાની મને ફુરસદ કયાં હતી ? અત્યારે એ દેવાંગનાસમ લાગતી હતી. તેના ચરણોમાં પડવાનું મને મન થયું હોય તો શી નવાઇ ? મને થયું કે એના ચરણ ચુમી લઉં !

થોડી વારે મને ભાન આવ્યું.

" આ ફુલ કોને માટે રાખ્યાં છે ? " વધેલા ગુચ્છ બતાવી મેં પુછ્યું.

" તમારેજ માટે તો—"

" પછી તારે ?—"

" મને તમે આપો તે—" આંખોના ખુણા માંથી જોતાં તે બોલી.

હળવેથી હાથ લંબાવી એક સુંદર ગુચ્છ ઉંચકાયો. જાણે વાસ લેતી હોય તેમ તેની સાથે તેણે રમવા માંડયું. મારું ધ્યાન નથી એમ ધારી એક નાજુક ચુમી લઇ "આ તમારી મહેનતનો બદલો" એમ કહી એ ગુચ્છ મને ધર્યો. એને કયાં ખબર હતી કે મારી આંખોએ ચપલ છે. મેં હાથ લંબાવ્યો. મારો હાથ ધ્રુજતો હતો. તેનોએ. એ ગુચ્છ લેતાં મને સદીઓ વીતી એવું લાગ્યું.

મેં ગુચ્છ લીધો મારો હાથ હૃદય તરફ વળ્યો. એક ઉંડી સાસ લઇ તેને મેં અંતર સાથે ચાંપ્યો. એ બધું કેમ થયું તેની મને બરાબર ખબર નથી. અમે પૃથ્વીનાં પાર્થિવ નહોતાં કૈંક ઉંચે ભવ્યતામાં વિહરતાં બે પ્રેમીઓ હતાં !

થોડીવાર થતે અમે ભાનમાં આવ્યાં. મેં નિર્જીવ રીતે હાથ લંબાવ્યો. વધેલા ગુચ્છને ઉંચક્યો. તેની સામું જોતાં મારા ઓઠ પાસે લાવી એક ઉંડું ચુંબન લીધું !

" આ મારી યાદ–"

સ્વપ્નમાં હોય તેમ તેણે હાથ લંબાવ્યો. એક વાર વાસ લઇને, ચુમી આપી, ગાલે ફેરવ્યો.

" શ્યામ–"

" પ્રભા–"

" કેટલું સુંદર ! " તે બોલી.

' હા, કેટલું સુંદર ! "

મારો ગુચ્છ તે હૃદયકપાટમાં સાચવવી હતી તેનો ગુચ્છ મારી પાસે હતો !

અમે બોલ્યા વગર ઉઠયાં. મુંગા મુંગાં પાછાં આવ્યાં. રસ્તામાં બાને માટે થોડાં પુષ્પો વીણી લીધાં.

શંભુ આવ્યો હતો એટલે હું જવા નીકળ્યો. શાંતા આવી હતી એટલે એએ જવા નીકળી. ફાટકની બહાર જુદાં પડતાં અમે આંખોએ રજા

લીધી. બોલવાની ક્યાં સાન હતી ?

"આવજો—"

"આવજો–"

હજુએ તે ગુચ્છ મેં જાળવી રાખ્યો છે !

૪

તે રાત્રિ મેં કેવી ગાળી હશે ? અનંતતા વચ્ચે લટકતા, ઝોલાતા લોલકને કો દિવસ શાંતિ સાંભળી છે ? મારું હૃદયએ આજે લોલક બન્યું હતું. પ્રેમની પરિસીમાઓ વચ્ચે એ લટકી રહ્યું હતું. આશાનિરાશા વચ્ચે ઝોલાઈ રહ્યું હતું !

બીજે દિવસ ઉગ્યો ને આથમ્યોએ ! આજે પણ તેનાં દર્શન થયાં !

ત્રીજેએ દિવસ ઉગ્યો ને આથમ્યો. તમારા ઉપર કોઈ પ્રેમ કરતું હોય અને તમે કોઈ પર પ્રેમ કરતા હો એવી જીંદગી અનુભવી છે ? એજ જીવન છે એજ જીંદગી છે,

પરીક્ષા આવી અને ગઇ. મન ક્ષોભને કારણે છતાં તેના પ્રેમના, આશ્વાસનથી સારું લખાયું હતું. બાને દિવસે દિવસે સારું થતું જતું હતું. અમે હંમેશાં મળતાં પણ વાતચીત કરવાનું ધૈર્ય કોઇને હતું નહીં. અમારાં નયનો બોલતાં !

એ વખતે એક અણચિંતવ્યા પ્રસંગે અમે પાસે આવ્યાં. રજાઓમા 'મેસ' બંધ થતા જમવાની કેવી અગવડ-પડે છે તેનો બધાએનેએ અનુભવ હશે. બા અને શંભુના આગ્રહથી મેં તેને ત્યાં જમવાનું રાખ્યું. પ્રભા, ભાભીને મદદ કરવાં ત્યાં આવી રહી હતી.

જમતી વખતે પ્રભાજ પીરસતી, મને પીરસતાં તેના હાથમાં અમૃત નહોય એવું મને લાગતું. હું ખુબ જમતો. હું અને શંભુ સાથે જમવા બેસતા. શંભુ ન હોય ત્યારે મારે એકલા બેસવું પડતું. પ્રભાને એવખતે રોટલી વણવાની હોંસ થઇ આવતી !

એક સુઘડ ગૃહિણી જેમ રોટલી વણતા તેના ગૌર હાથ હજુએ મારી સામે છે. જે પ્રેમ અને આગ્રહથી તે જમાડતી એ મેં બીજે ક્યાંય ચાખ્યો નથી !

રજાઓમાં ઘરે જતા પહેલાનો છેલ્લો દિવસ હતો. હું ધારું છું કે એ ગુરુવારનો દિવસ હતો. તે દિવસે મારી છેલ્લી 'ડયુટી' હતી. હું વહેલો જમી હોસ્પીટલમાં ગયો હતો. એટલે ચાર વાગે 'ડયુટી' ખલાસ થતાં હું શંભુને ત્યાં ગયો. ત્યાંથી અમે સાથે ફરવા જવાનું રાખ્યું હતું.

મારી હંમેશની રીત પ્રમાણે મેં દાદર ઉપર એકદમ ધસારો કર્યો. અર્ધે આવી બુમ મારી "શંભુ, શંભુ–"

"શંભુભાઇ નથી, તમે ઉપર આવો" હૃદય પરિચિતાનો પ્રેમાલ સાદ આવ્યો. ઉપર જતાં હું જરા ચમક્યો. શંભુની ગેરહાજરીમાં બનતાં સુધી હું બહુ રોકાતો નહીં.

"ઉપર નથી આવવું ?" ખેદમિશ્રિત, રોષપૂર્ણ અવાજ આવ્યો. તેની મૂર્તિ દાદર ઉપર આવી ઉભી રહી. હંમેશની શરમાળ મારી સામે છેડાએ સંકોરતાં લજ્જાતી પ્રભા આજે અપૂર્વ વેષે ઉભી હતી. મેં પગથીયાં ચડી નજર કરી કોઇ દેખાયું નહીં.

"શાંતા વગેરે ક્યાં ગયાં ?"

"શાંતા અને ભાઇ દવાખાને ગયાં છે અને ભાભી તો તમે જાણો છો–જમણે હાથે વાળમાં કાંસકો ખોસી, ડાબે હાથે અંદરના ખંડ તરફ આંગળી બતાવી.

ભાભી–મારાં !–એ શંભુના ઘરનું અણમોલું રત્ન હતું. જુના વિચારના કુટુંબમાં ઉછરેલાં હોવાથી અને મુજે શરમાનાં હોવાથી લાજ કાઢવાની ચાલુ હતું. વળી શંભુ કરતા હું સહેજ મોટો હોવાથી મારો તો પગરવ સંભળાતાં અંદરના ખંડના આસરો લેવાતો !

હું હસ્યો અને ઉપર ચડ્યો. હાંતવની પાલવ સાચવતાં તેણે ખુરશી આગળ કરી.

"' બેસો.' કટાક્ષ ફેંકતાં કહ્યું. " બાએ બોલાવવાથી બાપુ ત્યાં ગયા છે. તમને બેસવાનું કહી ગયા છે " મારા પુછતા પહેલાં તેણે બકી નાખ્યું. હું ચાલી જવાનો પ્રયત્ન કરીશ એમ તેને કદાચ લાગ્યું હશે !

"ત્યારે તો આ બેઠા–" કોટ કાઢતાં મેં કહ્યું

"Thank you" આરસી આગળ બેસતાં તેણે કહ્યું

"આટલો અંબોડો બાંધી ચહા મુકું એટલી વાર તો ખમાશેને ? " નીચી આંખે આરસીમાં જોવાનો ડોળ કરતાં તેણે પુછ્યું.

" છટ, એટલી ધીરજ કોને છે?" આંખ મચકાવતાં મેં કહ્યું. હુંએ હવે તોફાની બન્યો હતો

" આમ શું કરતા હશો ? તો પછી પરણ્યા પછી શું કરશો ?" ભવિષ્યનાં ઉચ્ચ સ્વપ્નામાં રંગાતાં તે બોલી. મને મારામાં, તેના પ્રેમનાં વિશ્વાસ આવ્યો !

" લો ચાલો ત્યારે" અંબોડો બાંધી બોલી; " શાનું તેલ છે ખબર છે ? " હાથ ઘસતાં તે બોલી.

" હાથ સુંઘવા દે તો કહું."

" મારી સામે અલ્હડપણે તેણે હાથ ધર્યો. નાક લંબાવતાં ને હાથને અડકી ગયું.

" જો લુચ્ચા નહીં તો ? આટલાજ માટે હાથ સુંઘવા હતા નહીં ?" રંગી ગરસાથી તે બોલી; " હું તો આ ચાલી" હળવે હાથે મારા ગાલોને સ્પર્શ કરી તે ચાલી ગઇ ! હું જોઇ રહ્યો. હજુએ તે મધુર સ્પર્શ મારે ગાલે સ્ફુરે છે. કેટલીક વાર સુધી તે તેલ લુછવાનું ગમ્યું નહીં.

આજે અમે એકલાં હતાં. ઘણે દહાડે, બંધ રહેલાં હૈયા ઉઘડ્યાં, બોલ્યાં. એ દિવસની યાદી મારાથી કદી ભુલાશે નહીં !

" અહીં આવોને " 'સ્ટવ 'પર ચાહ મુકતાં તેણે ટહુકો કર્યો.

" ના, અહીંજ ઠીક છે " વધારે છુટ લેવી સારી નહીં એમ ધારી મેં કહ્યું.

" ના ના, એક વાત છે, ન આવે તો મારા સમ ! " કરગરતે કંઠે તે બોલી.

જેની છંદગી હું છવતો હતો તેણે સમ આપ્યા ! હું ઉઠ્યો. રસોડાને બારણે ઉભો રહ્યો.

" તમે છો ત્યાં સુધી ભાભી બહાર આવશે નહીં" પાટલો ઢાળતાં તેણે કહ્યું. " એટલે હવે હાથ ઝાલી બેસાડવાનું રહ્યું હતું. તેએ તે બાકી રાખત નહીં !

હું બેઠો, મારી હૃદયેશ્વરી પાસે બેઠો ! તેનું ચહામાં ધ્યાન નહોતું !

" તમે હો છો ત્યારે મારાથી કશુંએ થતું નથી " આજે પહેલીવાર એણે હૃદય ખોલ્યું. "મારો જીવ તમારામાંજ હોય છે" પાલવ જોડે રમતાં તે બોલી.

"મેં આ દિવસો કેમ ગાળ્યા છે તેની તને ખબર છે !" મેં કહ્યું. "ચોવીસ કલાક તારી મૂર્તિ મારી સામે હોય છે !"

" આપણે પ્રેમમાં પડયાં છીએ નહીં ? " શરમનો પડદો ઉંચકી ઐક્ય કરતી હોય તેમ 'સ્ટવ ' બંધ કરતાં તે બોલી. આનો જવાબ અમારી આંખોએ આપ્યો ! અમે એક થયાં હતાં !

ચહા ગાળી પ્યાલાભરી અમે દીવાનખાનામાં આવ્યાં. એ નીચે બેઠી હું ખુરશી ઉપર.

" ભાભીને ચહા આપી આવું. હં " પ્યાલો લઇ ઉઠતાં તે બોલી. ચહા આપીને આવી અને રકાબીઓ ભરી. આખુંએ જગત અમને પ્રેમ-

"આમાં તેલ થઇ રહ્યું લાગે છે" દીવો હલાવતી શાંતા રસોડામાંથી કોઠારમાં ગઇ.

હજુએ અંધારું હતું. એક બીજાનાં મોઢાં દેખાતાં નહોતાં. એ કૃષ્ણપક્ષ હતું!

"ઓ મા, આમાં તો બહુ ભાર છે–" પ્રભાએ દાદરેથી બુમ મારી.

"ઉભી રહેજે. હું આવું છું" હું ઉઠ્યો. હું જ ઉઠ્યો અને શંભુ કેમ નહીં એ મને હજુએ સમજાયું નથી!

હજુએ અંધારું હતું!

ડોલ ઉચકવા મેં જમણો હાથ લંબાવ્યો એ દાદરથી બે પગથીઆં નીચે હતી. હાંય ડોલ સુધી પહોંચતાં પહેલાં તેણે પકડી ધીમેથી દાબ્યો!

હું બધુંએ સમજી ગયો!

ડાબા હાથમાં એ મોટી ડોલ પકડી દાદર પર ઉભી હતી. જમણે હાથે મારો હાથ પકડ્યો હતો. પ્રેમની મસ્તીએ તેને મસ્ત બનાવી હતી. મારે ગાલે તેના શ્વાસ અથડાતા હતા, અમે એક બીજાની અડોઅડ ઉભાં હતાં!

પછી શું થયું એ બરાબર યાદ નથી. મારો હાથ ઉંચકી તેણે પોતાને હોઠ મુક્યો. કેટલી વાર? ઘણી વાર સુધી! એ અમારું પહેલું અને છેલ્લું ચુંબન! પછી ત્યાંથી લઇ એણે પોતાની છાતી સરસો ચાંપ્યો!

અમે આમ પાંચેક મીનીટ સુધી ઉભાં હઇશું.

હવે અજવાળું થયું. ટેબલ લેમ્પ પાછું આવતું હતું.

ડોલ ઉચકી મેં રસોડામાં મુકી. એ ધીમી ચાલે મારી પાછળ આવી.

૫

બીજી રાત્રે હું ઘરે જવાનો હતો. હૈયું કહ્યું નહોતું માનતું. બપોરે જમ્યા પછી મેં જવાની તૈઆરી કરવા માંડી, શંભુ મને મુકવા આવવાનો હતો. પ્રભાનું ચાલત તો એએ આવત પણ આખરે એક હીંદુ કુમારિકાને? આજે અમે છુટાં પડવાનાં હતાં. સદા માટે નહીં તો થોડા વખત માટે. એક વખત ઘરેએ જવાનું માંડી વાળવાનો વિચાર થએલ ને કાગળ લખી નાખેલ.

પ્રભાને ઘરે જવું હતું મારે એ બાજુ રહેજ કામ હતું એટલે મારેજ પ્રભાને મુકવા જવી એમ નક્કી થયું.

અમે નીસર્યાં.

એ સૌંદર્ય દેવીની સાથે ચાલવાનો છેલ્લોજ પ્રસંગ હતો!

"આપણે બે સાથે કેવાં લાગીએ છીએ?" કૈંક વિચાર આવતાં તે બોલી.

"આખુંએ જગત જેનો દ્વેષ કરે એવું એક પ્રેમીજોડું નહીં?" મેં સસ્મિત પુછ્યું.

ખુશીથી તેનું ડોકું હલ્યું!

જે રસ્તે તેનું ઘર હતું ત્યાં અમે આવી પહોંચ્યાં.

"તમે જાઓ, અહીંથી હવે હું જઇશ એકલી" તે બોલી.

"વારું" કહી મેં ચાલવાનો પ્રયત્ન કર્યો પણ મારા પગજ ઉપડતા નહોતા. મેં જોયું તેની આંખમાં આંસુ હતાં. મારીએ આંખમાં!

"રજાઓમાંથી આવો કે તુરત મને મળશોને?" વિશ્વાસથી તેણે પુછ્યું.

"નહીં તો બીજા કોને?" મેં ગદગદ કંઠે કહ્યું.

"આવજો હં, વહાલા" મારી પાસે આવી ધીમેથી બોલી. મારાથી કશુંએ બોલાયું નહીં. હું આંખો લુંછતો ચાલવા માંડ્યો–હું દેખાઉં ત્યાં સુધી એ ઉભી હતી. મારી જીવન પ્રતિમા!

૬

વાચક! આ મારી કથની! બસ? નહીં

હજુ થોડી બાકી છે. એ સાચી લાગે તો સાચી માનજો નહીં તો જુઠી ! એ સાચા પ્રેમીઓને પ્રેમ કરતા શીખવ્યાં એ સાચી બાકી બધું જુઠું ! આ જગતમાં બધુંજ ખરું પાકતું હતે તો પછી સ્વર્ગ ક્યાં રહેત ?

રજાઓમાંથી પાછો આવ્યો ને સાંભળ્યું કે પ્રભાનાં લગ્ન થયાં. એ સાંભળી મને ધક્કો લાગ્યો હજુએ તેમાંથી મુક્ત થયો નથી. જીંદગી મને અકારી થઇ પડી !

બે નિર્દોષ પ્રેમીઓને ડુબવવામાં કોણે સાર કાઢ્યો ?

એ બધો કોનો વાંક ? મારા પ્રશ્નોને હજી એ ઉત્તર મળતો નથી !

કે કારણસર તેનાં એકદમ લગ્ન લેવાયાં, સાધારણ ભણેલા માણસની એ દેવાંગના–પત્ની બની ! તેને કે કહેવાનો વખતજ આપવામાં આવ્યો નહીં. નહીં તો એ મનેએ ખબર કહેવડાવત !

જગતનાં માતપિતાઓ ! તમારાં લાડકવાયાં બાળકોને લગ્નસંબંધમાં જોડતાં એમનાં પ્રેમ-અંકુરો ન બાળો. ચેતવણી લેજો ! હું દાઝયો છું એટલે બધાએનેએ કહેવું !

હું નાગર હતો એ બ્રાહ્મણ ! છતાંએ ભગવાન મનુના વર્ણાશ્રમ ધર્મના એકજ અંગ હતાં ને ?

સમાજની વેદી ઉપર અમારા જેવા કેટલાં પ્રેમીઓના પ્રેમની આહુતી લેવાય છે ?

બે મહીના પછી પ્રભા, મારી જીવનજ્યોત પ્રભા આથમી, શમી ગઇ. મારાથી રીસાઇને ચાલી ગઇ !

અત્યારે મારી સામે તેનો ફોટો પડયો છે અને પેલો કરમાએલો ગુચ્છ !

વરસો સુધી તેઓ સાથે રહ્યાં છે અને હવે મારી સાથે શમશે !



## શત્રુંજય ને શ્રાવકો

[ અનુસંધાન પૃષ્ઠ ૩૦૦ થી ]

બાબતમાં ના. વાયસરૉયને અરજી (અપીલ) કરી.

કેટલાક પત્રવ્યવહાર પછી છેવટે તા. ૨૪–૫–૨૮ ના રોજ પાલીતાણા દરબાર તેમના ધારાશાસ્ત્રી શ્રી ભુલાભાઇ દેશાઇ સાથે અને જૈનો તરફથી તેમના પ્રતિનિધિઓ શ્રી. કીકાભાઇ પ્રેમચંદ, શ્રી. કસ્તુરભાઇ નગરશેઠ, શ્રી. માણેકલાલ મનસુખભાઇ, સારાભાઇ ડાહ્યાભાઇ અમૃતલાલ કાલિદાસ અને પ્રતાપસિંહ મોહોલાલભાઇ સાથે સર સેતલવડ નામદાર વાઇસરોય સમક્ષ રાઇન્ડટેબલ કોન્ફરન્સમાં એકઠા થયા.

બંને પક્ષની દલીલો ને ચર્ચાઓ સંભળાઇ. આખરે ના. વાઇસરોયે સમાધાનની શરતો સુચવી ને બંને પક્ષે થોડી ઘણી છુટછાટ સાથે સ્વીકાર્યું કે જૈનો વાર્ષિક રુ. ૬૦,૦૦૦ પાંત્રીસ વર્ષ સુધી પાલીતાણા દરબારને ભરે અને બદલામાં પાલીતાણા દરબાર યાત્રાળુઓનું ને સ્થળનું રક્ષણ કરે અને કોઇ પણ જાતનો બીજો કર લે નહીં. ને પાંત્રીસ વર્ષના અંતે કોઈ પણ પક્ષ આ કોલકરારોમાં સુધારા વધારા સુચવી શકશે અને બંને પક્ષની દલીલો સાંભળ્યા પછી બ્રીટીશ ગવર્નમેંટને આ સુધારા વધારા સ્વીકારવા કે કેમ તેનો છેવટનો નિર્ણય કરવાનો હક્ક રહેશે.

ને આ ખત ઉપર બંને કુશળ ધારાશાસ્ત્રીઓની સમક્ષ બંને પક્ષે તા: ૨૬ : ૫ : ૨૮ ના રોજ મતુમાર્યું ને ના. લોર્ડ ઇરવીન, વાઇસરોય અને ગવર્નર જનરલે સાખ આપી આને કાયદેસર જાહેર કર્યું.

દરેક સવાલને બે બાજુ હોય છે. એક પક્ષ એવો પણ છે કે જેને આ સમાધાન રુચતું નથી. પરંતુ જો શાંત ચિત્તે શત્રુંજય અને પાલીતાણા દરબાર વચ્ચેના પ્રથમ સંબંધથી તે ગઇકાલ સુધીનો ઇતિહાસ ઉકલશો તો એકજ વસ્તુ જણાશે કે આ બાબતમાં કૈં ને કૈં બાંધછોડ કરવીજ પડી છે ને સમાધાની સ્વીકારાઇ છે. ને આ વખતે જે સમાધાન થયું છે તેને ઝીણવટથી જોઇશું તો ઉલટું જૈનોએ પોતાના હકકો વધુ સુરક્ષિત કર્યા છે.

સર સેતલવાડ, કીકાભાઇ પ્રેમચંદ અને તેમના સાથીઓ, પાલીતાણા દરબાર અને ભુલાભાઇ દેસાઈ આ સર્વને આ મહત્વના સવાલનું સંતોષકારક સમાધાન આણવા માટે અમે અભિનંદન આપીએ છીએ. ને જૈનલોકને તો અમે, એમની યાત્રાવિરહની અસહ્ય વેદના સહીને, દેવનાં દર્શન કરવાની જીવનની અમૂલ્ય તકોને જતી કરીને પણ સત્યાગ્રહ કર્યો ને લીધી પ્રતિજ્ઞા પાર પાડી તે માટે એમને ધન્યવાદ ને અભિનંદન આપીએ છીએ.

બબ્બે વર્ષના દેવદર્શનના વિરહને અંતે તા: ૧ : ૬ : ૨૮ ના રોજ યાત્રા કરવાની છુટી થઈ. અને આ પુણ્ય દિવસે, આ વિજ્યોત્સવ અને સત્યની ઝાંખી થતાં આવેલી આત્મશ્રદ્ધાના ગૌરવ ને આનંદથી હીલોળે ચઢેલાં જૈનહૃદયનો અપૂર્વ ઉત્સાહ; યાત્રા માટેની દોડધામ ને યાત્રા ખુલ્લી મુકાતાં દરબારે આપેલું ટુંક પણ હૃદયંગમ ભાષણ, એ શુરા ક્ષત્રિયની સંરક્ષણ આપવાની ચીવટાઇ ને ઉત્સાહ પર્વત ચઢવામાં એનુંજ મુખીપણું ને યાત્રાળુઓએ અને વહીવટદારોએ એ હૃદયપલટાનું કરેલું આમંત્રણ ને પૂજનઃ આ ભવ્ય દર્શન કરવા દેવો પણ તે દિવસે પર્વતને શિખરે શિખરે ઘુમી રહ્યા હશે !

* આ લેખ નીચેનાં પુસ્તકોને આધારે લખ્યો છે. ૧. શત્રુંજય મહાત્મ્ય. ૨. Aryan Rule in India by E. B. Havel. ૩. રાસમાળા. ૪. Appeal from Sheth Anandji Kalyanji to H. E. The Viceroy against Watsons award. ૫. Agreement of 1928. ૬. "જૈન"—(સાપ્તાહિક) તા. ૧૦ : ૬ : ૨૮ નો અંક.

## કેટલાંક સંવનન

[ અનુસંધાન પૃષ્ઠ ૩૪૬ થી ]

એવી મારી માગણી છે. તમે મારું જીવન સફળ કરો. "

એણે પોતાનો હાથ ખેંચી લીધો નહીં.

" મને જે જે લાગે છે, જે જે થાય છે તે હું કહી શકતો નથી, જણાવી શકતો નથી. મારી ભાષા કઠોર છે, મારી વાણી કર્કશ છે. મારા ઉચ્ચાર ઠંડા છે. પણ લીલી ! ડીયર લીલી ! એ તો સ્પષ્ટ છે કે હું તમને ચાહું છું. "

કંગાલ બની મેં એના સામું જોયું.

" મને લાગે છે કે તમે મને ચાહો છો. " હસતાં હસતાં એ બોલી." આપણને કોઇ ચહાય એના જેવું મઝાનું તે બીજું શું ! "

મેં એનો હાથ ચુમી લીધો. ધીમે ધીમે એ હાથ એણે ખેંચી લીધો.

" સાચે. શું કહેવું, શું કરવું તે હું સમજી શકતી નથી. તમે મને બહુ ગમો છો. " આમ બોલી પલવાર એણે મારી આંખથી આંખ માંડી અને પછી નીચું ભાળી દીધું.

" વહાલી ! " મેં એને કમરમાંથી પકડી લીધી અને એના હોઠ પર ઉપરાછાપરી ચુંબન કર્યાં.

મારી બાથમાંથી એ ઝુઝીને છુટી. લગાર વેગળી ઉભી રહી બોલી: " ના. ના. બસ્યું આમ શું કરો છો જો ? દુનીઆમાં બીજી ઘણીઓએ છે. મારા કરતાં પણ વધારે સુખ તમને એ આપી શકશે. "

હું એને કેટલી બધી પુજતો હતો, હું એનો સ્વભાવ કેટલો બધો પસંદ કરતો હતો, એના સૌંદર્ય એની સહૃદયતાનાં હું કેટલાં બધાં વખાણ કરતો હતો તે બધું મેં એને મારી ભાગીતુટી ભાષામાં જણાવ્યું. મારા મનોરાજ્યની મારી પ્રિયતમા એજ હતી એ મેં એને બતાડી આપ્યું. એ આદર્શ ગૃહિણી નીવડશે એ મેં એને સમજાવ્યું. મારા લાયક એજ છે એની મેં એને ખાત્રી કરી આપી. હું વાગ્પટુ નથી, વાતમાં રસ જમાવતાં મને આવડતો નથી છતાં મારું કહેવું એણે બધું સાંભળ્યા કર્યું.

" તમે મને બરાબર પીછાનો નથી. " મારું કહેવું સાંભળી લઇ એ બોલી.

" ગમે તેમ. પણ તમે મારી માગણી કબુલ તો રાખો છોને ? હું માનું છું કે તમે ખુશી છો, રાજી છો. "

" એમ ? ક્યારે ? " એણે હસતાં હસતાં પુછ્યું. એ હસવું સ્વીકારતું હતું. એની આંખો દરવાજા ભણી ફરી. એના હોઠ હાલ્યા.

" વહાલા ! " એકવાર ઉંચુ જોઇ એ બોલી " તમે સાચું બોલો છો ! તમે મને ખરેખર ચાહો છોજ ? તમે મને છેતરતા નથી ? જો તમે મને દગો દેશો તો હું જીવી શકીશ નહીં. "

૮

લીલી પર હું છાપ પાડી શક્યો હતો. કોઇ અજબ રીતે હું એને આકર્ષી રહ્યો હતો. પણ મારી આ દરખાસ્ત એની શકયતાની કક્ષામાં નહીં આવેલ હોવાથી પ્રથમ તો એ દિગ્મૂઢ બની ગઇ.

" ના. ના. " ઉંચુ ભાળી એ બોલી. મારી આંખોમાં એ શું વાંચી શકી તે પ્રભુ જાણે પણ ફરી મારા સામું ભાળવા એનામાં હીંમત ન રહી.

" હું તો માની શક્યો છું " મેં ચલાવ્યું, " તમે મારા પ્રત્યે સહાનુભુતિ ધરાવો છો. મારી માગણી ભલે કબુલાય કે તિરસ્કારાય પણ તમે જાણી શક્યાં, જોઇ શક્યાં તો હશોજ કે હું તમને ચાહું છું. જ્યારથી મેં તમને જોયાં ત્યાર થીજ હું તમને ચાહું છું. "

હું ધીમે ધીમે, શાંતિથીજ બોલતો હતો, છતાં લીલી મને રોકી શકી નહીં; કે. જવાબ આપી શકી નહીં. એ તો આભીજ બની ગઇ.

"મારે બીજુ કંઇજ કહેવું નથી. હું ફક્ત એટલુંજ પુછું છું કે તમે મને ચહાશો ?"

લીલી હવે બોલવા તૈઆર થઇ. એના ગાલે શેરડા પડ્યા. લુગડાથી પગની પાની ઢાંકતાં ઢાંકતા બોલી: "તમે ગાંડા તો નથી થયા ? લોક શું કહેશે ? તમે કોણ, હું કોણ ?"

"લીલી !" હું એકદમ બોલી ઉઠ્યો. "ઇશ્વરની ખાતર સાચુ બોલો. જગતની દીવાલો આપણી વચ્ચે ન આવવા દો. મેં ઉતાવળ કરી હશે એ ખરું. વિવેકબુદ્ધિને પણ કદાચ ગીરો મુકી હોય. પણ હવે જે તીર મેં ફેંક્યું તે ન ફેંક્યું નથી થનાર. હવે તો મારુ જીવન તમારા હાથમાં છે: મારો કે તારો."

"સારે મારુ પણ તેમજ." સ્ત્રીઓની સ્વાભાવિક લજ્જાને અળગી કરી એ પણ ઉત્સાહમાં આવી બોલી.

"લીલી ! મને શરુઆતમાંજ કહેવા દો કે જો તમે અલ્પજીવી આવેશમાં આવી જઇ આમ બોલ્યા હો તો એ ફોક કરવા હજુ સમય છે. સાહસ ન કરતાં. બોલતાં પહેલાં બેવાર વિચાર જો. જો તમારામાં હીંમત હોય, જો તમે મક્કમ રહી શકો તોજ આવું પગલું ભરજો. તમે તમારા અંતઃકરણને પુછી જુઓ કે હું તમારા લાયક છું કે કેમ ? તમારી અભિલાષાઓ મારાથી પુરાય એમ છે કે કેમ ? તમારાં સ્વપ્ન હું સત્ય કરી શકું એમ છું કે કેમ ? અલબત, હું પોતે તો તમારી ખાતર ગમે તેવું જોખમ ખેડવા જ્યારે કહો સારે તૈયારજ છું. સંકટમાત્ર ખુશીથી સહન કરવા તત્પર છું. ફક્ત નહીં સહાય એક તમારો વિયોગ."

ઉભરો શમતો જણાયો, પાણી ઉતરતાં દેખાયાં. મેં એનો હાથ પકડી કહ્યું: "વહાલી લીલી ! હું પોતે તે માનું છું કે તમારા માટે હું નાલાયક નથીજ. તમારી મારે કેટલી બધી ગરજ છે તે હુંજ જાણું છું. તમારા માટે મેં કેટકેટલું વેઠ્યું છે તે હું તમને કહી બતાડવા નથી માગતો. લીલી ડીઅર ! જો તમને મારા પર શ્રધ્ધા હોય, જો તમને મારા વચનમાં વિશ્વાસ હોય, હું સાચો છું, વફાદાર રહી શકુ એમ છું એવું તમને લાગતું હોય તો તમે મારાં સહધર્મચારિણી થવાની ના નહીંજ પાડે."

હળવેથી હાથ દબાવી મેં આગળ ચલવ્યું. "મારે કબુલ કરવું જોઇએ કે હું ગાડી-ઘોડાવાળો નથી; દીલગીર છું કે બીજાના જેવી મોજમઝા હું તમને મણાવી શકું એમ નથી. છતાંએ મારી પાસે જે છે તે સઘળુ તો હું તમારે ચરણે ધરું છુ. હું કે સદ્ગુણસંપન્ન નથી. મારામાં અનેક દોષ હશે છતાં પણ હું 'જેવો તેવો હું દાસ તમારો, કૃપાસિંધુ અહોની કર મારો.' મારી અપૂર્ણતાઓ સામુ ન જોતાં, મારા ભાવ, મારી લાગણી ભણી જોજો. મારી પ્રિય-તમાને મનમાન્યા ભોગ વિલાસ હું ન ભોગવાવી શકું તેથી મને કેટલું દુઃખ થાય છે તે હુંજ જાણું."

એના ઓઠ મલકયા. સાહસ કરી મેં એને હાથ ચુમી લીધો અને આગળ વધ્યો.

"જેવો હાથ આપ્યો તેવુ હૈયું આપો એટલે બસ. અત્યાર સુધી તમે મારા પ્રત્યે જે કઠોરતા વાપરી છે તેમાંએ કૈં કારણ હોવું જોઇએ."

"વહાલા ! તમારા પરથી દીલ ઉઠાડી લેવા મેં ઘણું કર્યું પણ હવે......"

૯

"મી. રાય !" દુઃખાતી હોય એમ એ બોલી; "આવું આવુ ન બોલો. એમાં તમારું

અને મારું બન્નેનું ખોટુ."

"લીલી ! ડીયર લીલી !" મેં પુછ્યું; "તમને ખોટું લાગ્યું ? તમને શું થયું ?" હળવે હળવે એની પાસે જઈ ધીમે રહી મેં એનો હાથ ઝાલ્યો.

"હરગીજ નહીં," એ બોલી. પણ આ ખોટુ ગાંડું."

"વહાલી લીલી !" મેં પુછ્યું, "પ્રામાણિક પ્રેમમાં ખોટું શું, ગાંડુ શું? જો માણસો ચાહી ન શકે તો પછી ઈશ્વરે એમને હૃદય શા સારુ આપ્યાં હશે ? જે હૃદય ચાહી ન શકે એ હૃદયનો ઉપયોગ શો ? કહો, કહો. મારા બોલવાથી તમને માઠું લાગ્યું ? તમારી લાગણી દુઃખાઈ?"

"અરે ! અરે ! આ શું !" મારી બાથમાંથી છુટા થવાનો મિથ્યા પ્રયાસ કરતી તે બોલી, "કોઈ આવશે, દેખશે. મને જવા દો."

"ના, ના. હું એમ તો નહીં જવા દઉં" મેં છાતી સાથે દબાવતાં કહ્યું, "તમારી હા કે ના મારે સાંભળવીજ છે. કેટલાએ વખતથી મેં તમારીજ પ્રતિમા મારા હૃદયમંદિરમાં પધરાવી છે. તમારા સીવાય બીજા કોઈનું ધ્યાન હું ધરતો નથી, ધરનાર નથી. હું ફરી જાઉં એવો નથી. કોઈપણ પ્રકારની બીક રાખતાં નહીં. આત્મશ્લાઘાત નથી કરતો છતાં પણ કહ્યા વગર નથી રહેવાતું, કે યુવાનોના દોષથી હું મુક્ત છું. જે સૂર્ય અત્યારે આપણા માથે તપી રહ્યો છે તે પણ મારા કરતાં વધારે વફાદાર નહીં હોય. અત્યારે, આપણો સાક્ષી એજ છે. તમે મારા નેત્રની કીકી છો, તમે મારા ઉરનો ધબકાર છો. ચોક્કસ માનજો કે જ્યાં સુધી તમે મારાં નહીં થાઓ ત્યાંસુધી સુખ અને શાંતિ મારા માટે સર્જાયાં નથી."

લીલી મને રોકી શકી નહીં. હું બોલતો ગયો, એ કાંપતી ગઈ! મારું પીંજણ થતા પહેલાં તો એણે મારા ખભે પડતુ નાખ્યું. બોરબોર જેવડાં આંસુ એની આંખમાંથી નીકળી પડ્યાં.

હું છોભીલો બની ગયો. એની આ લાગણીનું શું કારણ હોવું જોઈએ તે એકદમ ન કહી શકાયું. હું એને સારી રીતે ઓળખતો હતો તેથી એની આ વખતની સ્થિતિ મને કંઈક વિચિત્ર લાગી. એને શાંત પાડવા કરવું જોઈએ તે મેં કર્યું. ડુમોશમ્યા પછી મેં લગાર સંકોચ પામી કહ્યું:" લીલી ડીઅર ! મારા બોલવામાં કંઈ અણછાજતી ભાષા આવી ગઈ હતી ?

[આ લેખનો વિશેષ ભાગ આવતા અંકે.]

## સરકારનાં દુષ્કૃત્યો

[અનુસંધાન પૃષ્ઠ ૩૪૫ થી]

મારા જેટલાંજ ખુંચી રહ્યાં છે એ મારે પુરવાર કરવું.

**આપણું રાજતંત્ર નથી પ્રજાકીય કે નથી વ્યક્તિગત.**

૧૭. અંતમા બારડોલી પ્રત્યે અને મારા જેવાઓ જેણે એના હિતનો સવાલ આપની સમક્ષ રજુ કરવાનો પ્રયત્ન કર્યો છે તેવાઓ પ્રત્યે આપે જે અતીવ સભ્યતા અને સહાનુભૂતિ દાખવી છે એની હું આભાર સહિત નોંધ લઉં છું. આપણા જેવું રાજતંત્ર પરંતુ કે જે નથી પ્રજાકીય કે નથી વ્યકિતગત તેમાં તે સરકારના સૌથી વડા હાકેમની સહાનુભૂતિ પણ પ્રજાની ઇચ્છાના જેટલીજ વ્યર્થ થઇ પડે છે.

આપનો વગેરે,

કનૈયાલાલ માણેકલાલ મુનશી.

---



કાર : ]　　　ચોમાસાની ઝડી　　　[ ૨૮. કનુ દેસ

માત્ર રેખાંકનથી જુદી જુદી ગતિ અને વાતાવરણ પ્રકટ કરવા માટે ભાઈ કનુ દેસાઈએ આ ચિત્ર ઉઠાવ્યું છે. ાવનનાં તીરકસ ઝાપટાથી વળી જતું વાંસડાનું જુથ જુદી જુદી રેખાઓમાં વાંક વળે છે તેમાં પ્રાકૃતિક ંધારણ અને મજબુતીના નિયમો દેખાઈ આવે છે. વાતાવરણની વિક્ષુબ્ધ સ્થિતિમાં બે નિરાધારણ કાગડાઓને ીજું કોઈ આશ્રયસ્થાન મળ્યું નથી એ જોઈ આપણને સહેજ તેમની દયા આવે છે. ચિત્રકારમાં કુદરતની માવી સહજ લીલા ચીતરવાનો ખાસ શોખ જણાઈ આવે છે. સાધારણ બીનાને ચિત્રયોગ્ય કરવાની નિપૂણતા ે ભાઈ કનુ દેસાઈની વિશિષ્ટતા છે.—ર. મ. રાવળ.




પુસ્તક ૧૩ ] અધિક શ્રાવણ : શ્રાવણ ૧૯૮૪ [ અંક ૫

# ગુજરાત અને યુગધર્મ

## ઉગતી પ્રજાને

સમાજ કે ધર્મે ઘડેલાં બીબાંમાં રહી નિશ્ચેતન ઢીંગલીઓ બનશો મા. તપથી શક્તિ મેળવજો, ભાવનાથી શુદ્ધિ મેળવજો. અભ્યાસથી કાર્ય દક્ષતા મેળવજો; જ્ઞાનથી સંસ્કાર સમૃદ્ધિ ભેગી કરજો; છે તેજ જીવનમાં રસ કેળવી ઉલ્લાસ અનુભવજો; અને આમ ઘડાએલી માનવતાને વ્યક્ત કરજો— શબ્દમાં, વિચારમાં, ચારિત્ર્યમાં ને કર્તવ્યમાં,–કોઇનો ભય ધાર્યા વિના, કશાની આશા રાખ્યા વિના, ગુજરાતને મહાન રાષ્ટ્ર થવું હોય, સંસ્કારનો મંત્ર દેવો હોય તો તેની ઉગતી પ્રજાને આ માનવતા સર્જાવવીજ પડશે.

—કનૈયાલાલ મુનશી

"કુમાર" : આષાઢ ('૩નાં અંકમાંથી.



ચિત્રકાર: ]　　　ગાંડી જેવી ગૌરી આવી પિતાની પાસે બેભાન થઈ પડી　　　[ રા. રવિશંકર રાવળ.

ભગવાન કૌટિલ્ય: પૃષ્ઠ ૩૮૦ ]　　　[ ગુજરાત: સં. શ્રાવણ-ભાદરવો ૧૯૮૪.




લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
પ્રમુખ, સાહિત્ય સંસદ.

ચિત્રકાર:
રા. રવિશંકર મ. રાવળ

સમય:
ઈ. સ. પૂર્વે ૩૨૦ ની આસપાસ.

## સ્થલોની માહીતી

પાટલીપુત્ર, કુસુમપુર, રાજગૃહ } પુરાતન મગધનું પાટનગર હાલ પટણા છે તેની પાસે.

તક્ષશિલા ... અફઘાનીસ્થાન આગળ આવેલું વિદ્યાને માટે વિખ્યાત હીંદુ-રાજાનું પાટનગર

## ક્રમવાર આવતાં પાત્રો

રાક્ષસ ......મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો મંત્રી.
વક્રનાસ......મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો અમાત્ય.
સુમોહા ......તક્ષશિલાના રાજા સુબાહુની પુત્રી ને હિરણ્યગુપ્તની રાણી.
હિરણ્યગુપ્ત, ધનનંદ } શુદ્ર મહાપદ્મ નંદનો વંશજ અને પાટલીપુત્રનો ચક્રવર્તી રાજા,

શેષ...ક્ષુલ્લક માલ્લવોના દૂત પ્રણિધિ.
આંભિ...તક્ષશિલાનો યુવરાજ ને સુમોહાનો ભાઇ.
ભિખ્ખુ યસ...પૂર્વાશ્રમે કામંદકનો પુત્ર.
સેનાજિત......હિરણ્યગુપ્તના અંત:પુરના સૈન્યનો અધ્યક્ષ.
ગૌરી........સેનાજિતની પ્રિયતમા.
મૈનાકી......મહામાત્ર દર્શકની પત્ની.
આચાર્ય શકટાલ...ગૌરીના પિતા.
વિષ્ણુગુપ્ત...આંભિનો ગુરુબંધુ.
પ્રમંડક } ...આચાર્ય શકટાલના શિષ્યો.
કદ્રુ
શ્રીયક...} ...આચાર્ય શકટાલના પુત્ર.
સ્થૂલભદ્ર
કોશા...પાટલિપુત્રની વિખ્યાત ગણિકા.
કુમાર ચંદ્રગુપ્ત......નરેંદ્રદેવનો ભત્રીજો.

---

## આગલાં પ્રકરણોનો સાર

વાર્તા ઇ. સ પૂર્વે ૩૨૦ ના આસપાસના સમયથી શરૂ થા- ય. મહાપદ્મ નંદના રાજ્યાભિષેકને એકાણું વર્ષ થયાં હતાં; અને તેનો પૌત્ર હિરણ્યગુપ્ત 'સર્વાર્થસિદ્ધ નું બીરુદ ધારી, મગધને સિંહાસને વીરાજતો હતો.

મહાપદ્મ નંદ તક્ષશિલાની કુંવરી સુમોહા સાથે પરણ્યો હતો. સુમોહાનો ભાઇ આંભિ ઘણે વર્ષે બહેનને મળવા આવ્યો હતો. તેની સાથે એનો બ્રાહ્મણ મિત્ર વિષ્ણુગુપ્ત હતો. નંદના રાજ્યમાં બ્રાહ્મણો પગે ચાલીને જાય એવી પ્રથા હતી. વિષ્ણુગુપ્તે આ આજ્ઞા ન સ્વીકારી. તે ચાલીને અંધ આચાર્ય શકટાલને ત્યાં ગયો.

આથી રાજ્યના અધિકારીઓમાં ચર્ચા ચાલીને ભય ઉત્પન્ન થવા લાગ્યો. મહાપદ્મ નંદ સ્વાર્થી હતો. સુમોહા એનાથી કંટાળી હતી. ભાઈ આવ્યાના સમાચારથી તે રાજી થઈ. મહાપદ્મ નંદે કંઈ હેતુ સાધવા સુમોહાદ્વારા આંભિને આમંત્રણ મોકલાવ્યું.

આચાર્ય શકટાલ એક વખત સત્તાના શિખરે હતા. હિરણ્યગુપ્તના સમયમાં તે રાજદ્રોહી હતા. તેની પુત્રી ગૌરી અંત:પુરના અધ્યક્ષ સેનાજિત સાથે વરાવવાની હતી.

સંનિધાતા દર્શકની પત્ની મૈનાકી, ઘરડા પતિની જુવાન પત્ની હતી. મૈનાકી સંનિધાતા ને રાજ્યથી કંટાળી હતી. તે કુમાર ચંદ્રગુપ્તને ચહાતી હતી. પણ તે ક્યાંક ચાલી ગયો હતો. મૈનાકીને વિષ્ણુગુપ્ત આવ્યાના સમાચાર મળે છે. તે તેની પાસેથી મળે તો કુમારની ખબર જાણવા તેને મળવા જાય છે.

શકટાલને ત્યાં આચાર્ય વિષ્ણુગુપ્તને મળવા સિદ્ધ ક્ષપણક, રાક્ષસમંત્રી, ક્ષુદ્રક માલ્લવોના દૂત પ્રણિધિ વગેરે આવવા લાગ્યા. સેનાજિત પણ નવા આગંતુકને અને તેની પ્રિયા ગૌરીને મળવા આવ્યો. પણ તેને થોડી વાર રાહ જોયા પછી ઘરમાં પ્રવેશ થઇ શક્યો. આ અપમાનથી તેનું હૃદય આકુળ-વ્યાકુળ થઇ ગયું. સેનાજિત શકટાલને લગ્નતિથિ નક્કી કરવા કહે છે.

વિષ્ણુગુપ્ત અહીંના ક્ષાત્રિયોની અધમ દશાથી જાણીતા થાય છે. જ્યાં બ્રાહ્મણોની અવગણના થતી હોય ત્યાં બ્રાહ્મણોએ ન વસવું એમ કહે છે. ને બધાને આ સ્થાન છોડી જવા પ્રેરે છે.

શકટાલ ગૌરીને સેનાજિત સાથે વરાવવાના છે એ જાણી વિષ્ણુગુપ્ત આશ્ચર્ય પામે છે: ને વિષ્ણુગુપ્ત ગૌરીને પરણવા તૈયાર થાય છે.

નરેંદ્રદેવ આંભિ ને તેના બ્રાહ્મણ મિત્રના આગમનથી નગરમાં પ્રવર્તેલા હચમચાટથી ડરે છે ને એમને કેમ જલ્દી દૂર કરવા તેની યુક્તિ રચે છે. અને આંભિએ સુમોહા સાથે આવની નેમે જવું એમ નક્કી થાય છે. પણ તે પહેલાં છઠ્ઠે આવનાર મહેમાનોના માનમાં સમાજની રચના થાય છે.

ગૌરી ઉપરા ઉપરી બનતા અદ્ભુત બનાવોથી કંટાળી ગઇ હતી. પોતે કોની સાથે લગ્ન કરે ? સેનાજિત કે વિષ્ણુગુપ્ત સાથે ? એ કંટાળી એનો એક ભાઇ સ્થૂલભદ્ર ગણિકાને ત્યાં પડયો પાથર્યો રહેતો તેની સલાહ અર્થે ચોરીછુપીથી તેને મળવા જાય છે, આ અણધાર્યા આગમનથી સ્થૂલભદ્રમાં એકદમ નવું ચેતન આવ્યું. તે કોશાને લઇ અંતે એક મહાવીરના અનુયાયી સાથે દીક્ષા લેવા ચાલી નીકળ્યો.

ગૌરી ભગ્નાશ થઇ ઘેર ગઇ. સેનાજિતે આવી શકટાલને કહ્યું : ' નરેંદ્રદેવે આપને નૈમિષારણ્ય જવાની રજા આપી છે. પણ લગ્નની તિથિ મહાદેવી પીએરથી પાછાં આવે ત્યાર પછી નક્કી થશે. '

આ સાંભળી શકટાલ નૈમિષારણ્ય જવાનું મુલતવી રાખે છે.

મૈનાકી વિષ્ણુગુપ્તને સંકેત પ્રમાણે આવી મળી. મૈનાકીએ ગૌરીને હેતભાવથી પોતાની કરી લીધી. ને લગ્નની વાતમાં સેનાજિત તરફ પક્ષપાત દેખાડી સલાહ આપી.

બીજે દિવસે સૌ સમાજમાં ભાગ લેવા ગયાં. સેનાજિત ગૌરીને મૈનાકીના પ્રેક્ષાગારમાં નીરાંતે મળી શક્યો. ને તે રાતે તે એના ઘરમાં કેદ કરેલા કેદીને વીસરી ગયો. કેદી કુમાર ચંદ્રગુપ્ત ત્યાંથી નાસી છુટી મૈનાકીને મળે છે. વિષ્ણુગુપ્ત કુમારને હાલ તુરત ત્યાંથી ચાલી જવા કહે છે.

વિષ્ણુગુપ્ત કુમારને તે મુરાદાસીનો પુત્ર નથી પણ શૈશુનાગ મહાનંદીના ઓરસપુત્ર કુમારગુપ્ત તેના પિતામહ હતા તેનો ભેદ ફોડે છે. ચંદ્રગુપ્તમાં નવી મહત્ત્વકાંક્ષાઓ જાગે છે ને આખરે તે નૈમિષારણ્યમાં જવા ચાલી નીકળે છે.

સેનાજિતનો કેદી નાસી છુટયાની જાણ થાય છે. ગૌરી એ કેદી વિષ્ણુગુપ્ત છોડવી ગયો એમ કહે છે. હવાશ સેનાજિત વક્રનાસને ખબર આપે છે. અંતે સંનિધાતાની યુક્તિ–શકટાલની ઝુંપડી રાત્રે સળગાવી મુકવાની—સફળ કરી આવવા એને આજ્ઞા મળે છે. ગૌરીને આ ખબર પડે છે. તે આ ક્રૂર વિચારે હબકી જાય છે, તેના પિતાને ને આચાર્યને અગ્નિમાંથી ને સેનાજિતને બ્રહ્મહત્યામાંથી ઉગારવા તે મૈનકીનું ઘર છોડી એની ઝુંપડી તરફ ધસી જાય છે.

બીજે દિવસે સવારે અર્ધ્ય અપાતો જોવા સૌ લોકો સરસ્વતી મંદિરની સામે આવી એકઠાં થયાં, વક્રનાસ, સંનિધાતા ને સેનાજિત આવી ગયા. આંભિ તેના યોદ્ધાઓ સાથે આવી લાગ્યો. શેષ ને ક્ષુદ્રક માલ્લવોના દૂતપ્રણિધિઓ આવ્યા. પણ હજી આચાર્ય વિષ્ણુગુપ્ત આવ્યા ન હતા. કેમ નહોતા આવ્યા તેની ચર્ચા શરૂ થઇ હતી. સિદ્ધાર્થ ક્ષપણક આવ્યા. એમણે પુછપરછ કરી ત્યાં સમાચાર મળ્યા આચાર્ય શકટાલના ઘરમાં રાત્રે આચાર્ય બળી મુઆ. ક્ષપણકે યોગસિદ્ધિથી પ્રાર્થના કરી ' આચાર્ય ! અર્ધ્ય સ્વીકારો ' ને આંભિના યોદ્ધામાંથી આચાર્ય બહાર પડયા. નરેંદ્ર ને સૌ સ્તબ્ધ બની ગયા. નરેંદ્રે આચાર્યની શિખા પકડવા હાથ નાખ્યો. શિખા છુટી ગઈ. રાજા પણ સાચવી ગયો. આચાર્યે નંદ નિકંદનની પ્રતિજ્ઞા લીધી આંભિ ને તેનું લશ્કર મહાદેવીને લઇ ચાલી નીકળ્યું. સેનાજિત તેમની પુંઠે પડયો.

( હવે આગળ વાંચો.)

## પ્રકરણ ૩૨ મું

### ગૌરી નૈમિષારણ્ય જવા કેમ નીકળી

ગૌરી ભાનમાં આવી. તે કોઇના સુંદર મકાનમાં, પથારી પર પડી હતી. એક દાસી પવન નાખતી હતી. તે જાગતી હતી કે ઉંઘતી હતી? સમાજ, દક્ષયજ્ઞ, સેનાજિત, અંધારી રાતે ઘોડા પર મુસાફરી અને પોતાનું બળતું ઘર, આ બધી વસ્તુઓ તેના મગજમાં આવતી ને જતી. તેના હૈયાને સ્થાને એક વિશાલ બખોલ હતી—તેમાં એક ચિતા ભડભડ બળ્યા કરતી. તે ચિતાનું એકજ રૂપ હતું. થોડી ભીંતો ઉભી હતી, છાપરું પડી ગયું હતું, બારણાની જગ્યાએ બાકોરાં હતાં. આ ભયંકર ચિતા તેના ઘરની, વિષ્ણુગુપ્તની, પિતાની, તેની આશાની, મનોરથોની ને જીવનની ચિતા હતી. એના રાતાપીળા ભડકા તેની આંખ આગળ નાચતા. એના બળનાની ઝાળ તેના માથાને અને ગાત્રને તપાવતી હતી.

તેણે પથારીમાં બેઠા થઇને ચારે તરફ જોયું. મગજકું થવા આવ્યું હતું. તેની આંખે બધે બળતાં દેખાતાં હતાં. તેણે વિચાર કરવાનો પ્રયત્ન કર્યો ને આખરે વિચાર એકજ આવ્યો: સેનાજિતે તેના પિતા અને તેના વિષ્ણુગુપ્તને બાળી મુકયા! તેને ક્મકમાં આવ્યાં. તેણે ગભરાટમાં બંને હાથ લંબાવ્યા.

તેની આંખ આગળ ઘર બળતું દેખાયું; શકટાલ ને વિષ્ણુગુપ્ત બળીને ભસ્મ થતા દેખાયા; બંનેની કારમી ચીસો તેને સંભળાઇ. બંનેના બળેલા હાડકામાંથી લીલી ભુરી જ્વાલા નીકળતી દેખાઇ. તેણે લમણે હાથ મુકી આ ચિત્રપરંપરા દૂર કરવા નિષ્ફલ પ્રયત્ન કર્યાજ કર્યો.

સેનાજિત ક્રૂર થયો; ઘાતકી થયો; પિતૃઘાતી થયો; બ્રહ્મહંતા થયો. હવે તે તેનો નહોતો. તેનો વેરી હતો, તેનાં લાડનાં સ્મરણો તેને સાપનાં ડંખ જેવાં વેદના દેવા લાગ્યાં. જે હાથ સેનાજિતે હાથમાં લીધો હતો તે ઝળઝળ બળતો હતો. તેનો મોહ, પ્રેમ બળીને ભસ્મ થઇ ગયો.

દુષ્ટ સેનાજિતે કોને બાળી મુકયા? શકટાલ અને વિષ્ણુગુપ્તને? તેના પ્રિય પિતા, તેના જીવનનો આધાર, તેની સેવાના પૂજ્ય અધિકારીઓને? અંધ ને વૃદ્ધ પિતાએ આટઆટલા દુઃખમાં તેને માટે શું શું કર્યું હતું? પુત્રોને વીસારી પુત્રીના આશ્રય નીચે તેણે ઘડપણ ગાળવાનો નિશ્ચય કર્યો હતો; તે પુત્રીના પ્રણયીએ આખરે એને દગો દીધો, જીવતા બાળી મુકયા. નંદના ક્રોધે અને વક્રનાસના દ્વેષે જે ન કર્યું તે આ પ્રણયીની ઇર્ષ્યાએ કર્યું. આખરે તેજ તેના પિતાની વેરી થઇ. તેની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. "પિતા! પિતા! દીકરાઓ તો માત્ર છોડી ગયા, મેં તો તમને બાળી મુકયા. પૂજ્ય પિતા! જે સ્તંભ પર તમે આધાર રાખ્યો તેણેજ તમને કચરી નાખ્યા" તે બબડી.

આગ લાગી હશે ત્યારે વૃદ્ધ પિતા થરથરતે પગે નાસી જવા ઉઠયા હશે. પણ સદાના અંધકારમાં તેને દોરીને બહાર કોણ કાઢે? હંમેશાં તે દોરતી હતી—આજે પોતે તેની પાસે કેમ નહોતી? પોતે મજાહ કરવા ગઇ હતી, પ્રણયીની વાતો સાંભળતી હતી. અને કેવો ક્રૂર પ્રણયી! તેણે કેવા કોડથી સેનાજિતને પરણવાની ઇચ્છા રાખી હતી! હવે લગ્ન કેવું! કોડ કેવા! તેની અને સેનાજિતની લગ્નવેદી પર પૂજ્ય પિતાનું કારમું જળેલું શબ આડું પડયું હતું!

તેમનાં ઉગ્ર નયનોમાંથી આંસુઓ પડવા લાગ્યાં. "દુષ્ટા ! દુષ્ટા ! એ વેદ ને વર્ણાશ્રમ સ્થાપત. એ વિદ્યાનો ઉદ્ધાર કરત. પણ એને તેં પાપિણીએ બાળી મુક્યો" તે ગાંડી જેવી ઉઠી. "મેં બાળી મુક્યા. હા. ક્ષમા કરો. મને મારી નાખો." દિશાઓ ક્રોધથી કાંપી. શેષનાગ ડોલવા લાગ્યો. ભયંકર શાપોની ગર્જના તેના કાનમાં થવા લાગી. "ના. ના. તું જીવતી બળ્યા કર."

"ના, ના, ના," કહી ચીસ પાડતી તે ઉઠી મહર્ષિઓના શબ્દોનો ભયંકર પ્રતિશબ્દ થયો. "અમને કોણ અંજલિ આપશે ? આર્યાવર્તને કોણ ઉદ્ધારશે ? વિદ્યાને કોણ સંરક્ષશે ? પાપિણી ! અમારું શું થશે ?"

તે ગુંગળાઇ ગઇ. આ ભયંકર શબ્દો તેની પાછળ પડ્યા, તે આગળ દોડી. "ઉભી રહે ! અમારું શું થશે ?" આમ પાછળ કોઇ બોલતું હતું. શબ્દો તેનાથી સહ્યા જતા નહોતા. તે ક્યાંથી નીકળી, ક્યાં ગઇ તેનું તેને ભાન નહોતું. પાછળ બધા દોડતા હતા, આગળ એ જતી હતી. "અરે આ શું કરે છે ? અમારું શું થશે ?" એ શબ્દો પાછળ ને પાછળ આવતા હતા.

સૂર્યોદય થયો. તે દોડતી ગઇ. વગો પરિચિત હતો. ત્યાં લોકોની ઠઠ ભેગી મળી હતી. કોની ઠઠ ? પૂર્વજોની ? કયા પૂર્વજોની તે તે કહી શકે એમ નહોતી. "આચાર્ય બળી ગયા." બધા કહેતા હતા "અમારું શું થશે ?" એમ પાછળ ગર્જના થતી હતી. તે આ ઠઠમાં પેઠી. બધાએ રસ્તો આપ્યો. તે આગળ ગઇ ને તેની આંખે અંધારાં આવ્યાં.

તેણે બળેલા ઘરના કોલસા જોયા, તેમાંથી નીકળતો ધુમાડો જોયો. તે આગળ દોડી. આ તેનું ઘર ! પાછળથી "ઉભી રહે, ઉભી રહે" ના પોકારો કોઇ કરતા હતા...ચારે તરફ બધા —કોણ ?—પૂર્વજો ?—ઉભા હતા.

બળતા ઘર આગળ કોઇ બેઠું હતું. કોણ હતું ? આ શું ? તેના પિતા—હતા તેવા—બળતાં ઘર આગળ રસ્તામાં બેઠા હતા ! શું તે પિતૃલોકમાં આમ બેઠા હતા કે ખરેખરા જીવતા ! પિતા ! દયા કરો " તેણે આક્રંદ કર્યું. તે આગળ આવી. વૃદ્ધ શકટાલે હાથ લંબાવ્યો. "બેટા ગૌરી" તેજ અવાજ ! તેજ હાથ ! તે ફસડાઇ પડી. પણ તેની નજર બળતાં ઘર તરફ ગઇ... આ બળતાં નીચે મહર્ષિઓને પ્રિય એવા બાલ શંકરનાં અસ્થિ પડ્યાં હતાં..."ક્ષમા કરો " તેણે ચીસ પાડી.

કોઇએ તેને પકડી. તેનાં ગાત્ર શિથિલ થયાં. અંધકાર પ્રસરી રહ્યો......

ઘર આગળ ગામલોક એકઠું થયું હતું. બળતાં ઘર આગળ અંધ શકટાલ ભયંકર એકલતામાં પોતાની સ્વસ્થતા જાળવી બેઠા હતા. આચાર્ય વિષ્ણુગુપ્ત ઘર નીચે દબાઇ બળી ગયા હતા એમ લાગતું હતું. ગાંડી જેવી ગૌરી આવી પિતાની પાસે બેભાન થઇ પડી.

આ જોઇ લોકોનો કોપ વધી ગયો. ચારે તરફ બડબડાટ થવા માંડ્યો. નંદના તરફ દ્વેષ વધ્યો. નિર્બલ પ્રજામાં પણ પલવાર બળ આવ્યું.

કેટલાક જણે શકટાલને ત્યાંથી ખસવા વીનવ્યા.

"ના, મારું ઘર બળી ગયું. હવે મને આગ ક્યારે મુકાય છે તેની વાટ જોતો હું બેઠો છું."

લોકો ત્રાસ્યા અને આવા કુકર્મી નંદ પર દેવો કેમ કોપતા નથી તેનો વિચાર કરવા બેઠા. મેનાકીનાં માણસો ગૌરીની પાછળ આવ્યાં હતાં તે તેને ઉપાડી ગયાં.

આખરે કેટલાકે ઘર, છાપરું, બળેલાં લાકડાં જુદાં કર્યાં, અને તેઓ આચાર્યનાં હાડકાં શોધવા બેઠા. એટલામાં સિદ્ધાચાર્યના કેટલાક બાવાઓ આવી લાગ્યા અને ખબર આપી.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૭૭]



પોમ્પીઆઈનો મેરીન ગેટ પહેલાં હતો તેવો.



પોમ્પીઆઈનો મેરીન ગેટ હાલમાં છે તેવો.

—ગુજરાત: અ. શ્રાવણ : શ્રાવણ ૧૯૮૪. —એક પ્રવાસ.



વીટાનું ઘર એ પૈસાદાર ભાઈઓનું રહેઠાણ હતું. પહેલાં હતું તેવું.



વીટાનું ઘર એ પૈસાદાર ભાઈઓનું રહેઠાણ હતું. હાલ છે તેવું.

# વહાલી

લેખક:
રા. પૂર્ણાનંદ છગલાલ વ્યાસ

---

૧

મલક મલક મુખડું મલકાવી,
ધીરે ઘેરાં નયન નચાવી,
ઝીણાં ઝાંઝરને ઝમકાવી,
વહાલી આવે છે.

૨

શ્વેત સાડી સ્હેજે સંકેલી,
ધીરે વહાલા પાછળ આવી,
મૃદુલ હસ્તથી નયનો ઢાંકી,
વહાલી ઉભી છે.

૩

મધુર સુગંધી સઘળે વેરી,
પલક નાથને મુગ્ધ બનાવી,
સોડ મહીં નિજ દેહ સમાવી,
વહાલી ઝુલી રે'ય.



# એક મૂર્તિનાં નીરનીરાળાં છ પ્રતિબિંબ

લેખક:
રા. ચતુરભાઇ ઉમેદભાઇ પટેલ

---

## પ્રતિબિંબ પહેલું:

ઉફ્ ઉંધું ! એ તે કેવાક છે ? હું તો એમને સમજીજ નથી શકતી. જ્યારે જોઉં ત્યારે નવા નવા. કોઇક દિવસ ચોપડીમાં આખો દિવસ માથું ઘાલી રાખે, કોક દિ' પેલી-ઓ... ગને એ શાં...નાં નામ તો સાંભરતાંજ નથી. બાપ રે ! કેવાંક નામ ! મુઆ લોકોએ શી રીતે બોલતા હશે... સાથે કલાકના કલાક ગપ્પાં મારે છે ! એ બધાં એવી તે શી વાતો કરતાં હશે ? અને બોલે છે તેએ જાણે ધાણી ફુટી. આ નવી વીજળીની ગાડી નીકળી છે તેએ એટલી ઝડપથી નથી ચાલતી. એમે તે દિવસે વીક્ટોરીઆ પાર્કે ગયાં ત્યારે રસ્તામાં પેલી કાળ-મુખી મળી હતી તેની સાથે કેટલી વાતે ચડ્યા હતા ! અર્ધો કલાક સુધી હું તો મુંગીમંતર બેસી રહી'તી. મને કોઇ બોલાવે તો બોલુંને ? અને વચ્ચે ટાપસીએ શી રીતે પુરું ? એ જણા ટોપી-વાળાની ભાષામાં દઇ જાણે શું એ બકતાં હતાં. અને બોલતાં બોલતાંએ કેટલા ચાળા ! અને પેલીએ તો લાજશરમ ધરેજ મુકી હતી ! વાત વાતમાં એ કેવું ખડખડાટ હસતી. છેક બેશરમ, નિસ્ફીકર ! ભાયડાઓ સાથે આવી રીતે વાતો થાય ? અરે રે ! સ્ત્રીઓનું શું થવા બેઠું છે ! અને ઇશ્વરેએ આવી ભ્રષ્ટતા કેમ સાંખી શકે હશે ? મારું ચાલે તો એવાં છોકરાં બધાંને દેશપાર કરું !......

અને એમનેએ લાજ નથી તો. બીજાની વહુ દીકરીઓ સાથે આવું છુટથી બોલાય. મને તે એમનાં આ ચેટક જરાય નથી ગમતાં. હાય એમને શી ખબર ! એ એવી બેશરમ રીતે છોક પારકાં સાથે બોલે ત્યારે મારું હૈયું કેવું ચીરાઇ જાય છે... પણ એમાં હું— મૂખનિક વાંક નથી ?

પરણીને આ ઘરમાં પહેલી આવી ત્યારે શો હર્ષનો ઉછાળો ! હૃદય તો એ ઉછાળે જાણે તુટું તુટું થઇ રહ્યું હતું ! અને સાસુજીએ કેવા સ્નેહથી ઉછંગે લઇને પંપાળી હતી... આછા ઘુંઘટમાંથી સસરાજીના મોં પર નાચી રહેલો આનંદ જોઇ મારા હૈયામાં કેવાં ગલગલીઆં થયાં હતાં !... અને એમની સાથનો પહેલો મેળાપ ! એ ફુલડાંની સેજ ! એમનું ધીમું ધીમું બોલવું ! એ આંખોના ચમકારા ને ત્યાંથી નીતરતા વહાલની અમરત શી

સેરા! ...ને મારો ઉન્માદ! "ઓ પ્રભુ! સદાએ આ સુખ દેજે" એવી કોઈ દિવસ નહીં ને એ દિવસે કરેલી પ્રાર્થના! એ શીતળ ચાંદની! એ તારા ટીપકીથી શોભતી મીઠું મીઠું મલકતી સુંદર રાત! એ મધુર સંભારણું! મારા હૈયાનું મોંઘેરું રતન! અરેરે! આજે એ કેટલું અળખામણું લાગે છે! એ સાંભરે છે ને હૃદયમાં આગ ઉઠે છે, ભડકા બળે છે...

એ અરસામાં એ પણ મારા પર કેવા વારી જતા? કેટલીક વાર તો મારી પગલીઓ ગણતા હોય એમ મને લાગતું... અને ચોર પગલે કોઈ ન જાણે એમ મારી પાછળ આવી કેવી આંખો દબાવી જતા...! અને ત્યારે મારું હૈયું કેટલું ઉછળતું... એ હસતાએ કેવું મીઠું... આખો દહાડો હસતા ને હસતાં. ઓ બાપુ તો એમને જોઈ અર્ધા અર્ધા થઈ જતાં. એમનો પગ ઘરમાં પડતાંજ આનંદની કેવી મધુરં ફોરમ સંઘળે પસરી જતી?

ખરેજ, મારાં ગયા જન્મનાં પાપ હશે તે એમનો સ્વભાવ બદલાયો: એમ કેમ થયું તે હવે હું સમજું છું. પણ બળ્યું! એમાં મારો શો વાંક? એ તો કહે કે તું ચોપડી લઈ ભણવા બેસ! હું તે કંઈ નાની કીકી-બીકી છું તે એમ પાટી લઈ બીલાડાં ચીતરવા બેસું? અને હું એ પક્કી તો ખરી, એમને મનાવવા મેં બે ચાર દિવસ કેવો ઢોંગ કરેલો! ચિત્ત ચોંટાડવાની તો વાતજ નહોતી. પરણેલાં તે વળી ભણતાં હશે? પુરુષોને અમને ભણાવી ગણાવી મડમ જેવી બનાવવાની તે શું હોંસ હશે? આ પેલો ફાટી ગયેલો સુમનં એની—બળ્યું શું એનું નામ. હાં હાં...ચાંદાવળી લઈ બગલમાં હાથ ઘાલીને ફેરવે છે એમ નફ્ફટપણે ફરતાં અમને શીખવવાની એમની દાનત. તોબ્બા પુરુષોથી એમને હવે લાજ શરમનું ભાનજ નથી રહ્યું. ઓ ભગવાન; આ કળજુગની નફ્ફટાઈથી મને બચાવી લેજે. અને એ મને ભણાવવાની વાત કરે! આખો દહાડો ઘાંચીના બળદની પેઠે ઘરની ઘાણી ચલાવવાની ને જરાક થાકેએ ખાવાનો ન હોય? રાતે તો બાપ! આપણાથી ન વંચાય! અને હવે તે હું નાની છું? એકાદ વરસમાં તો એ ...પણ મરદો આ બધું શું સમજે?

અને મારાં બીજાં પણ ઓછાં દુઃખ છે? એમને તો હવે ઘેલુંજ લાગ્યું છે. ચાર પાંચ દિવસથી તો એ ને એમની કલમ ... અને ઓ ભગવાન! અંદર લખે છે, એમાં કેવાં કેવાં નામ પાડ્યાં છે! વિમળા, કુમુદ ... હાય! આ બધીઓને એ કયારે મળ્યા હશે? એમની ઓળખાણ થયા વગર, સાથે ફર્યા વગર તે આવું લખી શકાતું હશે? કેવું કેવું, લખ્યું છે! સંભારું છું ને માથું ફરે છે. પુરુષો બધાએ આવા હશે? એમને પુછીએ છીએ ત્યારે કેના ડાહ્યાડમરા થઈ બેસે છે? બળ્યું. મને તો કંઈ સુઝ નથી પડતી. નહીં વાત, નહીં ચિત. આખો દિવસ લખવાનો જ ધંધો અને તેએ આવું લખવાનું! આ જીંદગીથી તો પ્રભુ તોબ્બા! અમારેએ જીવ તો છે ને? અમારો હક્ક બે ઘડી આનંદથી વાતો કરવાનોએ નહીં? અને એમનામાં કોણ જાણે દયાનો છાંટોએ રહ્યો નથી. મધુ આખો દહાડો રોયાં કરે તોએ એ જરાક દોરી ઝાલી હીંચકો ન નાખે. અને વહાલની વાતો કરવા મુક્યાં હોય તો! એવું તે લખતાંમાં શું બગડી જતું હશે તે જરા હાથએ લાંબો ન થાય?

આ આરસો! એને પહેલાં હું કેવો ચહાતી! હવે તો એને જોઈને એવી ચીઢ ચઢે છે કે જાણે ભાંગીને ચુરેચુરા કરી નાખું! મને મારા રૂપનો કેટલો ગર્વ હતો! અને ઓ આંખો નચાવતા હસતા હસતા મારા ભણી આવતા ત્યારે હું એમ

માનતી કે મારી પાછળ એ ઘેલો થયા છે; મારા રૂપનાં વશીકરણથી મેં એમને આંજ્યા છે. એ તો મારાજ છે ને સદાએ રહેવાના. પરંતુ એ મારી કેવડી મોટી ભુલ હતી ? આરસામાં જોઉં છું તો અત્યારેએ મને ; તો હું હતી એટલીજ સુંદર લાગું છું. છતાં નાથ કેમ નમેરા થયા છે તે કળાતું નથી. પ્રભુ, જનમ આપીને આવાં દુઃખ શું કામ સામે ખડાં કરતો હશે ? ઓ દીનાનાથ, આ અનાથ પર દયા લાવ. શું એ હવે સદાએ આવી રીતે મારાથી દૂરના દૂરજ રહેવાના ? એમને પાછા મારી પાછળ ઘેલા કરવાને ઓ પ્રભુ ! મને જાદુ શીખવ, કામણ શીખવ ! મારું અન્ય લુંટી જાય તે હું કેમ સહન કરું ?

## પ્રતિબિંબ બીજું :

રમુ તદ્દન હાથથી ગયો છે...

એ જ્યારે ત્રણ વર્ષનો હતો ત્યારે કેટલો ચાલાક હતો ! એટલી નાની ઉમરે એ કેવું સુંદર ને સ્પષ્ટ બોલતો ! એની બાએ એક બે ગીત એને શીખવેલાં તે ભાંગ્યાંતુટયાં પણ કેટલાં મધુર કંઠે એ ગાતો ! અને આંકના ઘડીઆ તો એ ચાલીસા સુધી વગર ભુલે સડસડાટ બોલી જતો. ત્યારે મારા હૃદયમાં હર્ષનાં મોજાં ઉઠતાં. હું ધારતો કે એ કૈંક કરશે. કુળનું નામ ઉજાળશે.

એ સાતઆઠ વરસનો હતો ત્યારે પોળના લોકો એની ચાલાકી પર વારી જતા. મને વણપુછે કહી જતા ! " મોહનલાલ તમારો રમુ બહુ ચાલાક છે; હોં ! એકોતેર પેઢી તારશે. " ત્યારે અભિમાનથી મારી છાતી અક્કડ થતી ને હું ગર્વભર્યું સ્મિત કરતો. એ દશેક વર્ષનો થયો ત્યારે વાંચતો તેએ કેવા શાંત ચિત્તે ! મને શુકમુનિ કે વિવેકાનંદની ઝાંખી થતી. એની પ્રત્યેક રમતમાં પણ નવીનતા હતી. એ સમયે મેં કેવાં સ્વપ્નાં ઘડેલાં ? હું ધારતો કે એના બુદ્ધિબળે એ કુળની ગત જાહોજલાલી પાછી લાવશે ને રીસાઇ ગએલ લક્ષ્મીને પાછી ગૃહલક્ષ્મી બનાવશે, પરંતુ આજે હું શું જોઇ રહ્યો છું ? ધરડી આંખે નવા તમાસા !...

અંગ્રેજી કેળવણી આપી મારા સ્વાર્થ ખાતરસ્તો. જાણ્યું કે પુત્ર સારી સરકારી નોકરી મેળવી મોટે હોદ્દે ચઢશે. એ તો સ્વતંત્રતાનો ઝુંડો લઇ નીકળ્યો છે ! પૈસા પાણીમાં ગયા. દુનીઆંનું એને ભાન નથી. એના મનમાં એમ ઠર્યો છે કે હું જાણે જગતને ઉથલાવી નાખીશ. જુના વિચારોને એ ધિક્કારે છે. ધર્મને એ ધતીંગ માને છે. ઋષિમુનિઓ ને શાસ્ત્રકારોને જગતધુતારા લેખે છે. જગતને છેતરવાને અથવા પોતાની બ્રાહ્મણ જાતિનાં વગર મહેનતે પેટ ભરાય એટલા સારું એ ધૂર્ત લોકોએ શાસ્ત્ર રચ્યાં એમ એ માને છે...! અજબ વિચારો ! આ સુધારો ? આ કેળવણી ? સમતોલ મગજ વિનાના આવાં તરંગી ચક્રમ પ્રાણીઓજ અત્યારની કેળવણીનું કારખાનું પેદા કરે છે ! અરેરે ! મારા રમુ જેવો બુદ્ધિશાળી છોકરો આવો થયો તો બીજા મંદ અક્કલોનું તો શું જ થતું હશે...!

અને આ નવો સડો ! હીંદને માટે કેટલું હીણપતભર્યું ! સ્ત્રીઓને એમનું પરમ આભૂષણ લજ્જા તેને તિલાંજલિ આપી અંગ્રેજોનીએ કેટલી વાંદરીઆ નકલ. ન જોવી નાત, જાત. ન જોવો માણસ, ગમે તેવા પરપુરુષ સાથે છચોક બીનશરમે વાત થાય, હાહાહીહી ને મીઠી મજાકો થાય. સંકોચ વિનાની આ સ્વતંત્રતા

એટલે સ્વચ્છંદ. રમુને આ કહેવાતી સ્વતંત્રતાના છાંટા ઉડયા છે એ જોઇ મને ખેદ થાય છે ! પ્રભુ, એને સન્માર્ગ સુઝાડજે...!

એ બધું તો ઠીક. રમુના સ્વચ્છંદને તો હું સહી લઉં. પરંતુ જ્યારે દીકરી કુસુમને જોઉં છું ત્યારે તો મને કૈંનું કૈં થઇ આવે છે. જાણે એ છોકરાને બે તમાચા લગાવી એનું ભેજું ઠેકાણે આણું ! આવી ત્યારે કેવી નિર્દોષ, રમતીઆળ, ટીખળી, હાસ્યમૂર્તિ સમી એ હતી અને અત્યારે ઓ દીનાનાથ ! એનું મોં જોઉં છું ત્યારે મારું પથ્થર જેવું હૈયું એ ભેદાઇ જાય છે. એનું કમળ જેવું મોં કેવું કરમાઇ ગયું છે ! જાણે સો પાંખડીઓ સૂર્યના તાપે કરમાઇ ન ગઇ હોય ! અને પેલા ભૂતને તો એની દરકારજ ક્યાં છે ? શેની હોય ? પ્રભુ, ઘડપણમાં આવું જોવાનો ક્યાં વારો આવ્યો ?

## પ્રતિબિંબ ત્રીજું :

કોણ કહેશે કે આતે એજ દીએરજી ! પહેલાં આ દુનીઆ સરજનારની બુદ્ધિ માટે મને માન હતું. હવે લાગે છે કે એ બાળક સમો નાદાન છે. મનુષ્ય ઘડીઆળના કાંટા ફેરવવામાંએ એ કેટલી બેદરકાર છોકરવાદી બતાવે છે !

જ્યારે હું પહેલવહેલી આ ઘરની મહેમાન બની ત્યારે મારી ઉમર તેર વર્ષની હતી, અને દીએરજીની આઠ. સાસરે મારી ઉષા ઉગી ત્યારે દીએરજીરૂપી કમળની પાંખડીઓ અધખુલી હતી. કેવું સુંદર, રમ્ય, મધમધતું એ અધવિકસિત કમળ હતું !

એ શાળાએથી આવતા ત્યારે દફતર એક ખુણામાં નાખી કેવા "બા, ભાભી કયાં ગઇ?" કરી સાદ કરતા ! હું બહાર હોઉં તો સીધા "ભાભી, એય ભાભી" એવી મોટેથી બુમો મારતા ચારે બાજુ ફરી વળતા. શો એ મધુરો ટહુકાર ! મને ખોળી કાઢી એ કેટલું પજવતા ! એ મીઠો મધુર શો ટહુકો ! એ મસ્તી ! એ અનિયંત્રિત સ્નેહ !

હું કુવે પાણી ભરતી હોઉં તો દોડયા દોડયા ત્યાં આવતા ત્યારે સાથે પાણી ભરનારીઓ કેવી ટકોર કરતી ! અલી બા, જો તારો દીએરીઓ આવ્યો, તારાથી જરાએ વીસો નથી રહેતો ખરું ને !

એમને છુટી હોય ત્યારે તો અમારો આનંદોત્સવ ! બાગની ગલીકુંચીઓમાં અમે સંતાકુકડી રમતાં. મેદીની છોડની ઓથે હું સંતાઇ જતી. ન જડું તો એ અજબ ધમપછાડા કરતા. કોઇકવાર અચાનક હું પકડાઇ જતી તો મુકકીઓ મારી મારો બરડો હળવો કરી દેતા ! કોઇક વાર પકડવામાં નિષ્ફળ થતા તો રોઉંરોઉં થઇ ગએલા એમને છુપાએલી જગાએથી જોતી ને પછી ખડખડાટ હસી પ્રકટ થતી. અને પછી પોતેજ જાણે વિજય મેળવ્યો હોય એમ બતાવી મને પકડી સાથે ખડખડાટ એએ હસતા ! એ અંતરને આનંદથી હલમલાવી મુકતું હસવું ! હૈયાની ગોખમાં પધરાવેલ એ અમર હસવું !

અમારી તડકીશીળીની રમતો, આંગણે આવેલ આંબાડાળે બાંધેલ હીંચકે હીંચવાં, એકમેકથી વીખુટાં થતાં અધું અધું થઇ જવું... એ નિર્દોષ સ્નેહ ! એ મધુરું મોહક સ્વર્ગ !

તે સમયે દીએરજીને હું કેટલી ચાહતી ? અથાગ અથાગ શબ્દોએ મારા એ સ્નેહને વર્ણવવા બસ નથી. એક માતા એના પુત્રને ચહાય તેથીએ અધિક હું એમને ચાહતી. ને વારંવાર હું એમને નહોતી કહેતી કે દીએરજી, એમના સીવાય, આ જગતમાં હું તમને સૌથી વધારે ચાહું છું. એમનો નંબર પહેલો ને તમારો નંબર બીજો. આવું કહેતી

ત્યારે કોણ જાણે કેમ અસંતોષની એક વાદળી એમના મોં પર આવી ઉડી જતી.

પણ કોણ જાણે શાથીએ અંગ્રેજી ચોથા ધોરણમાં ગયા પછી એ નિર્દોષ ગમ્મત, એ ઉન્માદજનક મસ્તી! એ મંદમંદ હસવું સૌ ઓસરવા લાગ્યાં. એમના મોં પર ધીમે ધીમે ગંભીરતા, કઠોરતા આવતી ગઇ. ધીમે ધીમે એ મારાથી દૂર રહેવા લાગ્યા. કેટલીકવાર તો દિવસમાં હું એમને ફક્ત બેજ વાર જોવા ભાગ્યશાળી થતી, અને તેએ ફક્ત જમતી વખત. આ ફેરફારનું કારણ હું સમજી ન શકી. મેં ધાર્યું કે એ ભણે છે તેમાં તોફાન મસ્તી કરવાની મના કરવામાં આવતી હશે; અથવા તો ભણતરને લીધે એ ડાહ્યા થતા જતા હશે!

હું ધારું છું કે જ્યાં સુધી માણસો ભણે છે ત્યાં સુધી તરંગી, ભાવનામય બહુ હોય છે. નહીં નહીં ભણતાં ભણતાં એવા બની જાય છે. એ મોટા થતા ગયા તેમ તેમ એમની વિશાલ થતી ભાવનાસૃષ્ટિમાં મારા જેવી સાદી, રૂપમાં સાધારણ ને બીનભણેલી સ્ત્રી માટે સ્થાનજ નહીં રહ્યું હોય!

આ કોયડો બીજી શી રીતે ઉકેલાય? પરણ્યા તેથી મારા તરફ બેદરકાર થઇ ગયા એવું તો નથીજ, કારણ કે બાપડી કુસુમની તો મારાથીએ માઠી દશા લાગે છે. મન મુકીને એની સાથે એમણે ઘણા દિવસથી વાત કરી હોય એમ પણ મને નથી લાગતું. પરણીને આવી ત્યારે પ્રફુલ્લ ગુલાબના પુલ જેવી સુકોમળ ને સુંદર એ હતી, અને અત્યારે જાણે તાપે કરમાઇગએલું કરેણનું પુલ!

ખચીતજ એમને ઘર કરતાં બહારનું આકર્ષણ હાલ વધારે છે. કોલેજમાં ગયા પછી તો એમનામાં અજબ પલટો! ત્યાંની છોકરી સાથે ફરવામાં એ ઘરને તો તદ્દનજ વીસરી ગયા લાગે છે. હું તો જાણે ઠીક, પણ બાપડી કુસુમ–મૃદુ પુલ જેવી કુસુમ–તો ખરેખર કમનસીબજ લેખાય!

સાસુજી ને સસરાજી તો ફાટુફાટુ થઇ રહેલ જ્વાલામુખી જેવાં લાગે છે.

અત્યારે દીએરજી ભલે નગણા થયા; પરંતુ અંતર સાક્ષી પુરે છે કે અંતે તો એમને અમારા વગર નથીજ ચાલવાનું. હું એજ દિવસની વાટ જોઉં છું જ્યારે દીએરજી એકવાર આથમતા ચંદ્ર સમા ફીક્કા વદને પોતાના ઘેલાપણા માટે અફસોસ કરતા અમારી પાસે આવે! અને ત્યારે વ્યાજ સાથે. વ્યાજ છોડું ખરી... મને જે વ્યથા ભોગવવી પડી છે તેનું વેર લઇશ. એવા ચીંતવીશ એવા ...કે બળીને ખાક થઇ જાય. આ ઘેલા અંતર! તારાથી એ દીએરીઆ તરફ એટલું નિર્દય થવાશે કે? તૈઆર રહેજે એ સમય દૂર નથી.

## પ્રતિબિંબ ચોથું:

આ મારો રમેશભાઇ! લગ્ન થયાં ને કુસુમભાભી સાસરે આવ્યાં ત્યારે ભાભીને જોઇ ઘેલો ઘેલો થઇ જતો તેજ આ રમેશભાઇ? બંનેને સાથે જોતી ત્યારે મનમાં હું કેવી હરખાતી ને બોલતી: "રાધાકૃષ્ણ જેવાં શોભે છે, મારાં ભાઇભાભી", ને તે વખતે ભાભીને 'કા'નઘેલી' કહી ઓછી ખીલવતી? ભાભી પણ જખરો ટાણો મારતાં "તમે નહીં થાઓ તે જોઇશું ને બહેન! અમારોએ એક દિવસ આવશે, હોં કે!

મોટાં ભાભી હેમાં વગર એને એક પળ ન ચાલતું. સેંજ વીખુટાં થાય તો કેટલો બેચેન થઇ જતો? અને એ પીઅર ગયાં હોય ત્યારે

કેટલો ઉદાસ રહેતો, જાણે કાળી વાદળીએ ઘેર્યો ચાંદલીઓ! પણ ભાભીનાંએ હેત એણે ભીસારે મેલ્યાં.

હું નાની હતી–ચાર પાંચેક વર્ષની–ત્યારે તો પીઠ પર નાંખી એ ગોળ પોટલાં કરતો, અને ન કરે તો હું ઓછી પજવતી? રીસાઉં, રડું, ને ગોળપોટલાં કરાવું ત્યારેજ છાની રહું. ને મારાં ખાવડાં ઝાલી એ મને કેવી ચક્કર ચક્કર ફેરવતો! આખું જગત ત્યારે ભમરડાની પેઠ ચક્કર લેતું લાગતું. એ ફેરફુદડીના ફેરની રમઝટ હજીએ સ્મૃતિ તાજી થતાં આખા અંગમાં પસરે છે. એ નિર્મલ આનંદ! મધુરા દિવસો!

હવે તો હું મોટી થઈ છું...ગણાઉં છું. બા બાપુ તો મને પરણાવવાની વાતો કરવાએ મંડી પડ્યાં છે! પણ આપણે એમ પરણવાનાં નથી. પરણવું થા સારું? કુસુમભાભીની પેઠ આમ દુઃખી થવા? એ તો કુસુમભાભીજ આમ સહન કરે! હું હોઉં તે તો... પણ આપણે તો ખચીતજ પરણવાનાં નહીં એટલે એવો વિચાર કરવાનો પ્રસંગજ ક્યાં રહ્યો? કેવી રુપાળી, કહ્યાગરી, સ્નેહાળ ભાભી! તેને આવું સહન કરવાનું?

રમેશભાઈનાં બહેનપણાં તો જુઓ! પેલી ઇન્દુડી છે તે બોલવે તો ઘણીજ ચબરાક! પણ એ 'ગોટપીટ' કરે છે એટલુંજ. કાતર જેવી જીભ ચલાવી જાણે છે, બીજું એનામાં શું બળ્યું છે? નળીયા જેવું નાક ને આંખ્યો તો કાચબા જેવી. ભમ્મરના વાળ તો ચુવા ચોરી ગએલા... એની સાથે તે રમુભાઈ જેવાને શી દોસ્તી! મરદોનાં મન પારખવાં મુશ્કેલ તો ખરાંજ!

...ને પેલી શારીનાં! જાણે શું શ્રીમંતની દીકરી! જીંદગી ભર એક પગે તપ કરે તોએ મારી સહીઅર એ ન થાય! એ તો રમેશભાઈની ખાસ સહીપણી! કલાકોના કલાક વાતો કરે તોએ ન ધરાય. બાપ્પ! એવી તે એ લોકો શું વાતો કરતાં હશે? ગમે તેમ પણ કુસુમભાભી કરતાં એ લોકો હોંશીઆર અને ચાલાક તો હોવી જોઈએ. નહીં તો રમુભાઈ જેવાં સ્નેહમાં અંજાય નહીં. બડી અક્કલબાજ હોવી જોઈએ. એ વિના બીજું તે શું આકર્ષણ હોય? પણ અમે બધા ધારીએ છીએ એવું ન પણ હોય. હું તો ધારું છું કે રમુભાઈ કુસુમભાભીને હજીએ ચાહે છે. નહીં ચાહતા હોય તો ચાહવું પડશે, ને જો જ્યારે ફરીથી ચાહતાં શીખશે ત્યારે બમણા જોરથી.

બીજું બધું તો ઠીક પણ લાઈએ આપણને એક પાઠ શીખવ્યો. પરણવુંજ નહીં કારણ કે પુરુષોનાં મગજ ચકી જેવાં. પવનનો સપાટો આવે કે ચક્કર ચક્કર ફરવા માંડે! આપણે તો બા, આ અડગ નિશ્ચય! બાપુ નહીં માને તો ત્યારે જોઈ લેવાશે.

પણ રમુની આ બધી હીલચાલ પાછળ કૈં જુદોજ આશય હશે તો? ખરેજ એ પહેલાંનો રમુભાઈ નથી. પરંતુ મને તો એ સાગર જેટલો ઉંડો, અને સુરજ જેટલો નિર્મલ લાગે છે. મારા વીરામાં મને અખંડ શ્રદ્ધા છે. એ તો અવશ્ય વેષધારીના વેષ.

## પ્રતિબિંબ પાંચમું :

રમુઃ મારા અંતરનો આરામ, મારી આંખોનું તેજ રમુ.
એને જન્મ દીધો, ઉર ધાવણથી પોષ્યો; પાંખો ફુટયા પછી સંસાર... ...

સંસારના ગગનમાં એને ઉડવાની શક્તિ આવી ત્યાં સુધી એકધારી મમતાથી જોયા કીધો; જેના નાના દોષને ગુણ કરી માન્યા. અરેરે! એના સામું આજે બોલવું પડે તે પહેલાં જીભ તુટી કેમ નથી જતી? હૃદય ચચણી રહ્યું છે એટલે ઉભરો કાઢયા વિના નથી રહેવાતું.

એ તો રમુને ઓળખીજ શકતા નથી. એના સામે નકામા શંકાભરી નજરે જુએ છે. પુત્રમાં કેટલું બળ છે તે માતાજ જાણે. ધાવણમાં મેં એને ચારિત્ર્ય પાયું છે. મારો રમુ ભલેને સ્ત્રીઓના ટોળામાં ભમે પરંતુ મેં વજ્રકવચ બક્ષ્યું છે. એ નારીઓની નિકટ દુનીઆની આંખે દેખાય છે છતાં મારું અંતર સાક્ષી પુરે છે કે એ એમનાથી દૂરને દૂરજ રહે છે. માતાનું હૃદય કદિ ચુકેજ નહીં.

...અને એ તો એવા વહેમી છે! રમુને સ્ત્રીમિત્ર તો બેચારજ છેને? પુરુષમિત્ર એને ક્યાં ઓછા છે! એ ભાઇબંધો સારા નરસા હોય એ જોવાની એમને ફુરસદ નથી, પરંતુ બેચાર સ્ત્રીમિત્ર, પછી ભલેને એ સારી હોય કે નરસીની, સામે એમનું નાકનું ટીચકું ચઢે! સ્ત્રીઓ તરફ પુરુષો આટલી વહેમની નજરે કેમ જોતા હશે? અમે શું એટલી બધી હચુપચુ મનની હોઇએ છીએ? મરદો એમજ માને છે કે અમારામાં સ્થિરતા નથી, ચારિત્ર્યબળ નથી. અમારી કીંમત આંકવાની એમની હામ તો જુઓ! પ્રભુ, મરદો ક્યારે અમને ને અમારા બળને સમજતા થશે?

છતાંએ કેટલીક વાર મારું શ્રદ્ધાળુ હૃદય પણ ડગુમગુ થઇ ઊઠે છે. આ આજકાલની છોકરીઓ. પ્રભુ બચાવે. ઓછી, લુચ્ચી! એમના ચાળા-ચટકા, હાવભાવ બધુંએ જાણે નાચનારીઓના જેવું! અમારા વખતમાં તો બા, માથા પરથી સાળુની કોર સેજ ખસી હોય તો વડીલની આંખ ફાટે ને સાસુજીના ટોંણા સાંભળવા પડે તે જુદા. ઠપકાઓનો તો શ્રાવણભાદરવો વરસે... અને અત્યારની આ બધીઓનાં તો માથે ઓઢવાનાંએ ક્યાં ઠેકાણાં છે? વધારે ભણીને એ લોકોને આવું ડહાપણ આવતું હશે! મારા રડયા એમના માસ્તરો કોઇવાર નીતિના બે બોલ પણ કહેતા હશે કે નહીં? રમુને આવી છકેલ કોલેજીઅનો સાથે જોઉં છું ત્યારે મારી શ્રદ્ધા ડગમગી જાય છે. એમના ઢંગ ને ચાળા-ચટકાથી તો તોબા! એ છોકરીઓ રખે મારા રમુને ભરમાવે ને ભોળો એ આડે માર્ગે જાય તો! ...પણ આ તો કોઇક પળેજ આવું થઇ આવે છે. નહીંતર મારી શ્રદ્ધા રમુમાં અચળ છે. મારાં દુધ જો પવિત્ર હોય તો એ દુધનો પીનાર અપવિત્ર ક્યાંથી સંભવે? મારું દુધ લાજે.

## પ્રતિબિંબ છઠ્ઠું :

જીવન કેવું રંગબેરંગી છે! બા બાપુ તો મને ઉખડી ગએલજ માને છે. આ બુદ્ધિપ્રધાન [illegible] છે. એ જમાનાને અનુરુપ જીવન ઘડતું [illegible]વા મથવું જોઇએ એ સત્ય હું [illegible] શી રીતે સમજાવું! અને કુસુમ...ઘેલી કુસુમ...તો એમજ માને છે કે હું એનો રહ્યો નથી. છેકજ હાથથી ગયો છું. સ્ત્રીઓ પુરુષને સમજતી ક્યારે થશે? પરંતુ એ તો ક્યાંથી સમજવાની છે? એનામાં એટલા વિચાર કરવાની શક્તિ જોઇએ ને! ઇશ્વરેએ કેટલો ભેદ કર્યો છે! વિધાત્રી જેવી મૂર્ખ, કમઅક્કલને લેખ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૩૭]

# ચંદ્રિકા અને તેના ઉપાસકો.

લેખક:
રા. ચંદ્રાનુરાગી

—— o ——

મહીનામાં જેટલા દિવસ ચાંદની પુર બહારમાં ખીલી રહે તેટલા દિવસો પણ ખરા આનંદના હોય છે. એ વખતે હું શહેરની ધમાલથી દૂર દૂર "પબ્લીક પાર્ક"માં જઇ ત્યાં એક ખુણા પર નાખેલા બાંકડા પર બેસતો. મને બીજી કોઇ બેઠક ગમતીજ નહીં. અને તે બાંકડા પર મારી પહેલાં બીજો કોઇ આવી બેસી ગયો હોય તો તેના તરફ હું એક દુશ્મનની નજર ફેંકતો, અહીં તહીં આંટા મારતો; તેને ન કહેવાનાં વચનો મનમાં કહેતો અને જેવો તે ઉઠે તેવોજ હું એક સચોટ તરાપ મારી તે બાંકડા પર શાંતિથી બેસી જતો અને ચંદ્રિકાના તેજમાં જાદુગરની સૃષ્ટિ જેવી લાગતી શ્વેત મકાનોની હાર તરફ મીંટ માંડી રહેતો. આ સ્વર્ગીય દેખાવ જોઇ મગજમાં તાજમહેલના ઇતિહાસનાં પાનાં ફરવા માંડતાં. અને આ સ્થિતિમાં ત્રણ ચાર કલાક સહજ પસાર થઇ જતા.

એક દિવસ હું અહીં ચારેક કલાક ગાળી ઘર તરફ જતો હતો. હજુ પુરા બાર નહોતા વાગ્યા. ચંદ્રનું ભપકાદાર તેજ ચોમેરે પથરાતું હતું. રસ્તે પ્રેમજી પટેલના ઘર આગળ આવી હું અટકી ગયો. અંદર ગાંગો ભગત ભજન ગાતા હતા. ઢોલીઓ ઢાળી, તેના પર બગલાની પાંખ જેવો ઉજળો ચોફાળ પાથરી તેના પર બેઠા બેઠા, હાથમાં તંબુરો તથા મંજીરાં લઇ ભજનથી અદ્ભુત ધુન મચાવી રહ્યા હતા. આસપાસ બેઠેલું પટેલીઆઓનું મંડળ મંત્રમુગ્ધ બની ગાંગા ભગતના મોઢા સામું જોઇ રહ્યું હતું.

ગાંગા ભગતનાં ભજન મને બહુજ ગમતાં. મેં તેને એકવાર મારે ઘેર ગાવા બોલાવ્યા હતા. ગામમાં પણ જ્યાં જ્યાં ગાંગા ભગત ભજન ગાવા જતા ત્યાં ત્યાં હું પણ વગરતેડયો વણ-નોતર્યો જતો.

આજ પણ તેવુંજ બન્યું. હું થોડીવાર બહાર ઉભો રહ્યો અને ભજન સાંભળવા લાગ્યો. અંદરથી પ્રેમજી પટેલનું ધ્યાન મારા પર પડ્યું.

"આવોને, શરીખંગ ભાઇ" પટેલે બહાર આવી મારો હાથ પકડતાં કહ્યું.

મારા નામનો આટલો અપભ્રંશ સહન કરવાની શક્તિ મારામાં જરુર હતી. અને નહોત તો પણ પટેલે મારા નામની પાછળ "ભાઇ"નું પુછડું લગાડવાથી આવી જાત. વળી "ગવર્નર"ને "ગવંડર" કહેતા અને "મેનેજર"ને "મણીઝર" કહેતા અમણ ગામડીઆઓ તમારો સત્કાર કરવામાં તમારા નામનો ગમે તેવો અપભ્રંશ

કરે તો પણ તે સાકર જેવો મીઠો લાગશે, અને જરાપણ ખોટું નહીં લાગે. તમે તેની અસંસ્કારી વાણી સાંભળી હસશો–તેઓની અજ્ઞાનતાપર નહીં પણ તેનાં મન અને વાણીની સાદાઈ જોઈ તમને વિનોદ થવાથી.

હું ઘણીજ ખુશીથી અંદર ગયો. અંદર જતાં વારજ સૌ પટેલીઆઓ "આવો, આવો" કહેતા અનેક રીતે મારી પ્રશંસા કરવા મંડયા. "આ આપણે...ભાઇના દીકરા શરીખંગ ભાઇ" "બહુ નરમ માણસ છે" "ઇંગરેજી નવ દશ ચોપડીઓ ભણેલા છે" વગેરે વગેરે. પણ ગાંગો ભગત તો તેના તંબુરાના સુમધુર સાદા ગુંજારવમાં અને મંજીરાના ટણકારમાં પોતાના ભજનની અખંડ હલક પુરતા, આમ તેમ ડોકું હલાવતા હતા. ચંદ્રના અજવાળામાં તેનો આનંદથી છલોછલ ચહેરો હું ઘડી ભર જોઇ રહ્યો.

ગાંગા ભગતની આજની ચમક કૈંક ઓર હતી. મેં તેની બાબતમાં નહીં અનુભવેલી કોઇ દિવ્ય છાયા તેના ચહેરા પર વિલસતી હતી. હું આશ્ચર્યમાં ગરકાવ થઇ થંભી ગયો.

ભજન ગવાઇ રહ્યા બાદ હું ઉઠીને ગાંગા ભગત પાસે ગયો.

"ગાંગાબાપા," મેં કહ્યું; "તમારાં આજનાં ભજન મને તો એવાં સરસ લાગ્યાં..."

પોતાની વિશિષ્ટતા જાણનાર માણસ પોતાનાં વખાણ સાંભળી જે જાતનું હાસ્ય કરે તેવું હાસ્ય ગાંગા ભગતના ચહેરા પર ફરકયું.

"ઠીક છે, ભલા, બે ઘડી ભગવાનનાં નામ લઇએ છીએ.'

"તે તો સમજ્યા, પણ તે દિવસે આપણે ત્યાં તમે આવાં ભજન ગાયાં નહોતાં."

"કયારે ?"

"દીવાળી ઉપર"

"તે દિ' અંધારીઉં હતું ને !"

"એટલે ?"

"અજવાળીઆ વિના ભજન ગાવાની મઝા આવે ?"

બરાબર. ગાંગા ભગતનું કહેવું હું હવે સમજ્યો. તેના હૃદયની ચાવી મારા હાથમાં હવે આવી. તેને ભજન ગાવામાં ચંદ્રિકા એ અગત્યની ચીઝ હતી. હવે જ્યારે જ્યારે ગાંગા ભગતનાં ભજન મારે સાંભળવાં હોય ત્યારે જો ચાંદની પુરેપુરી ખીલી હોય તોજ તેને મારે ઘેર બોલાવું. અને તે વખતે ઓટલા પર ગોદડું નાખી બેસાડું અને દુધનો પ્યાલો પાઇ તેની પાસે બેસું. પછી જોઇ લ્યો મઝા ! એક, બે, ત્રણ એમ કરતાં પચીશ પચાસ ભજન તે લલકારી નાખતા. સાંભળનારા તો સાંભળતાં થાકેજ નહીં. પણ જ્યારે તેનો શ્વાસ ખુટતો ત્યારે તે બે હાથ જોડી, જરા સ્મિત કરી, તંબુરો તથા મંજીરા એક તરફ મુકતા.

ગાંગા ભગતનો ચાંદની પર આવો પ્રેમ જોઇ મને આનંદ થયો. પણ સાથે દ્વેષની લાગણી થયા વગર રહી નહીં. મારી ખાત્રી છે કે "પબ્લીક પાર્કમાં"માં ગાંગો ભગત હાજર હોય તો પેલા બાંકડા માટે મારી સાથે જરુર તકરાર કરે અને કદાચ મને હરાવી દઇ તે બાંકડા પર જઇ બેસે અને ચાંદનીમાં નહાતાં મકાનો અને વૃક્ષો તરફ જોઇ, ધીમે ધીમે તાળાઓ પાડતા, "હરણાં હેર્યાં, લખચાર સતી રાણી" એ ભજન મનમાં ગણગણ્યા કરે.

ચંદ્રિકા તરફનો આપણો આ પક્ષપાત અકારણ કે અસ્થાને નથી. માણસનો સ્વભાવ એવો છે કે "શાંતિ, શિતલતા તથા મધુરતા, સૌંદર્ય, શોભા, પ્રભા"વાળી દરેક વસ્તુ તરફ તેનું મન કુદરતી રીતે આકર્ષાય છે. એ જોનાં બાળકથી વૃદ્ધ પર્યંતનો ચાંદની તરફ નિઃસીમ પ્રેમ છે

તે સ્વાભાવિક છે એમ લાગ્યા વિના રહેતું નથી. કવિઓ તો કહે છે કે સજીવ એટલાજ નહીં પણ નિર્જીવ પદાર્થોએ ચંદ્ર પર અનહદ પ્રીતિ રાખે છે અને તે સાબીત કરવા માટે તેઓ વિજ્ઞાનશાસ્ત્રીઓનો જરાપણ ભય રાખ્યા વગર છુટથી કહે છેઃ—

द्रवति च हिमरश्मावुद्गते चंद्रकान्त ।

× × ×

નીરખી હરખે શું કુમુદ ? હું પુછું ચંદા.

—( રા. જટિલ )

× × ×

હસતી કોમલ રાત્રિ દિગન્તમાં,
વસતી સિન્ધુની ઊર્મિ વિલાસમાં.

—( રા. દેશાઇ)

× × ×

સૂર્યના તેજ માટે આપણને એટલી બધી લાગણી નથી. તેમાં શોભા અને પ્રભા છે. પણ શાંતિ, શીતળતા અને મધુરતા તો તેમાં નથીજ. તેના સૌંદર્યમાં કુમાશ નથી; તેમાં ઉગ્રતા અને ભપકો છે. આને લઇને સૂર્ય પૂજનીય, વંદનીય છે, પણ ચંદ્ર તો મધુર, મનમોહક હોવાને લીધે કમનીય પણ છે. નક્ષત્ર ગણોથી વીંટાએલો ચંદ્રમા મંદ મંદ હસી રહ્યો હોય, વૃક્ષોને પાંદડે પાંદડે બત્તીઓ પ્રકટાઇ હોય ત્યારે તમે જો બહાર ફરવા નીકળો તો તમારાં દુઃખ જરુર ભુલી જશો. આવી ચાંદનીમાં સૌ પોતાનું ભાન ભુલે તો બીચારા ગાંગાભગતનો શું વાંક ?

પેલા સર વોલ્ટર સ્કોટ પણ ચંદાનો જબરો શોખીન હતો. તેને માટે ઇર્વિંગના શબ્દો ટાંકવા ઠીક પડશે. "દિવસની કડાકુટ શાંત થતાં અમે રાત્રિએ ઘાસનાં મેદાનોમાં ફરવા નીકળી પડતાં—ખાસ કરીને ચાંદનીને વખતે. ત્યારે તે ( સ્કોટ ) જરા પણ કંટાળ્યા વિના નીચેની



ગાંગો ભગત તંબુરાના સુમધુર ગુંજારવમાં ને મંજીરાના રણકારમાં ભજનની અખંડ હલકપુરતા.

લીટીઓ ઉપરા ઉપરી બોલ્યા કરતોઃ—

The Moon, sweet regent of the sky,

Silvreed the walls of Cumonor Hall,
And many an oak that stood thereby.

પણ આ બાબતમાં આપણા રા. સુમન્ત તેના કરતાંએ ચડી જશે. તેની ચંદ્રિકા જોતાં જોતાં આપણી આસપાસ કોઇ પવિત્ર વાતાવરણ ફેલાતું લાગે છે. પ્રભુતા અને વિશ્વવ્યાપી પ્રેમનો ઓઘ ચોમેર ઉછળતો લાગે છે. હજુ તેની અસર અનુભવીએ તે પહેલાં તો તેની ચંદ્રિકામાંથી નિર્ઝરતો ગંભીર, શાંત, શુભ્ર રસ આપણને વીંટી વળશે અને એ દિવ્યરસનો ઉભરાતો જુવાળ આપણા આત્માને ઉન્નતિના શિખરે પહોંચાડતો હોય તેમ લાગશે. દાખલા તરીકેઃ—

" ઉઘાડી બારીમાંથી સ્મિતભરી ચંદા દુધ જેવી ઉજળી ચાંદનીનો અમી છંટકાવ કરી રહી હતી; અને શીતળ વાયુની મીઠી લહેરો શાંતિનો સંગીતભર્યો સુવાસ અંતરાત્માની ઉંડી ઉંડી કુંજોમાં ઉતારતી હતી. જેથી જગતના હળાહળ ઝેરની પીડા પણ ઘડીભર વીસારે પડી છે.

× × ×

" આકાશમાંથી શરદ પુનમની શીતળ ચંદ્રિકા વરસી રહી હતી. ચંદ્રિકાનો સુવાસભર્યો અનિલ નદી ઉપરથી મીઠી મીઠી લહરો લાવી ગાત્રને સુધાપાન કરાવતો હતો. અને ગાન ઝરણાંના નન્દન સૂર, મનુષ્યઉરનાં ઉંડા ઉંડા આત્મવાજીંત્રોના નાદ સાથે ભળી જઇ પૃથ્વી અને આકાશ બંનેને સંગીતની દેવીનું એક મૂર્તિમંત વિરાટ સ્વરૂપ પ્રત્યક્ષ કરી સંયુક્ત કરી નાખતા, ઉંચા ઉંચા ઉડુપનો પ્રસાયે જતા હતા. × × ×

" મધ્ય રજની ગઇ હતી. સ્વર્ગના નંદનવનની ખુશબો પવનની પાંખ્યો ઉપર સ્વારી કરતી ચોતરફ વિસ્તરતી હતી. ચંદ્રમંડળમાંથી ઝરતાં મુક્તામય કિરણોમાં દેવદૂતોનાં ટોળાં રુપેરી કળશો ભરી ભરીને દિવસના તાપથી તપેલી—તૃષાતુર થએલી પૃથ્વી પર ' ઉજળા દુધ જેવી ' અમૃતમય આહ્લાદ આપતી મીઠી શીળી ચાંદની ' ઢોળતાં હતાં. પ્રેમભર્યા જીવનનાં આનંદ—ઊર્મિ, રસકુંજોનાં સુધાઝરણાં જગતમાં ફેલાવતા હતાં.........." ( યોગિની )

રા. નાનાલાલની ચંદ્રિકાનો તમારે આસ્વાદ લેવો હોય તો આસપાસનાં દીવો બદલી નાખવાં પડશે—જો કે ક્ષિતિજ તેનું તેજ રહેશે. રા. સુમન્તની ગંભીર, શાંત, ચંદ્રિકા દૂર થશે અને તેને બદલે સુંદરીઓના નુપૂર ઝંકારથી ડોલતી, તેઓના રાસની સુમધુર લહરીઓથી ગુંજતી ચંદ્રિકાની ઉન્મત્ત છાયા તમારી આસપાસ તરવરવા માંડશે. પ્રભુનું ધ્યાન ધરવા યોગ્ય રા. સુમન્તની ચંદ્રિકા અદશ્ય થઇ તમારી નજર આગળ અપ્સરાઓના ક્રીડાસદનની છબી દેખાશે. " ઉષા "—એ ચંદ્રિકામાં ઉદ્‌ભવેલી સ્વપ્નસૃષ્ટિનું પહેલુંજ દશ્ય, જાણે ચાંદનીના રસમાં ઝબોળીને બહાર કાઢયું હોય તેવું લાગે છે. ચંદાનું ખરું તત્ત્વ બતાવી આપવામાં એ બેમાંથી કોણ વધારે સરસ કામ કરે છે તેનો નિર્ણય કરવાનો જરાપણ પ્રયત્ન હું નહીં કરું. પણ " પુન્ડરીક પાર્ક "માંના મારા બાંકડા માટે તે બંનેને અંદર અંદર તકરાર કરતાં જોવાનો પ્રસંગ મળે તો હું એક ઝાડના પાછળ ઉભો ઉભો જોવા ચુકું નહીં અને મારું ચાલે તો કદાચ રા. સુમન્તને મદદ પણ કરું......

રા. નરસિંહરાવ દીવેટીઆની " ચંદા " માટે મને જોઇએ તેટલી સારી લાગણી નથી. એટલે હું એમ કહેવા નથી માગતો કે તેમાં કવિત્વ નથી. ખરું જોતાં " ચંદા "માં કવિત્વના આછા ચમકાર ઢાંકયા રહેતાજ નથી.

"વણી સેજ વિચરું ખેલવા આ વ્યોમ કેરી વાડીએ."
"માંહી વ્હેતી વ્યોમ ગંગા દુધ જેવી ઉજ્જ્વલી
ને ફુલડાં, ખાસ્યાં રૂપાનાં તે ગણુન્તી ફરું વળી.

ફુલ શા માટે ગણતી હશે ? એ પ્રશ્નનો ઉત્તર આપવાનો લેશ પણ પ્રયત્ન રખે કરતા. કારણ કે એક નાની દશ બાર વર્ષની રમતીઆળ બાળા ફુલ શા માટે ગણે તેનો ઉત્તર આપવા પહેલાં પુખ્ત ઉમરે પહોંચેલો પેલો ડો. જોન્સન ફ્રાનસના થાંભલા શા માટે ગણાતો હશે તે સવાલનો જવાબ આપવાની પ્રથમ ગોઠવણી કરી રાખવી પડશે.

વાંકું વળીયું રમ્ય રીતે અણીવાળું નાકડું
× × ×
અહીં મુકું તરતું તે સ્વચ્છંદ ચાલ્યું જાય ત્યાં,
ઉંડું ભુરું આકાશ કેરું જળ અમળ ફેલાય જ્યાં.

મૃગલાનાં બચ્ચાની પાછળ દોડતી શકુન્તલા કે અનેકવિધ તરંગોથી ભરપુર કુમુદની નાની બેન–કરતાં આ બાલિકા જુદાજ પ્રકારની છે. નભોમંડળની આ નાનકડી મહારાણી જ્યાં ફાવે ત્યાં જાય છે અને જે ધુન મગજમાં ઉઠે છે તેને અનુસરે છે.

Keats ની ચંદા જરા વધારે ગંભીર અને પ્રૌઢ છે એટલુંજ.

...... Tender is the night
And happy the queen-moon is on her throne
Clustered around by all her starry fays

રા. નરસિંહરાવની કવિત્વ શક્તિ માટે મને શક નથી, તો પણ એક વાત મને કાંટાની માફક ખુચે છે. તે એજ કે તેની ચંદામાં વિજ્ઞાન ( Science ) અને સાહિત્યનું મિશ્રણ કરવાનો ભયંકર પ્રયત્ન છે.

કન્યકા હું કુળવતી મુજ માત મોટી મેદિની,
તેજસ્વી સૂર્ય પિતાજી મારા એમનાથી રહુ બીતી.
માત મારી પૂજ્ય તેની પ્રદક્ષિણા કરું હરખી
મુજ તત તે પણ પૂજ્ય તેવા વંદના કરું દૂરથી.
× × ×
ને જે સમે દેખાઉં નહીં તે સમે તાતની ગમ રહું
એક ફેરી ફરી રહું માડી પછાડે જ્યાહરે
જઉં એક વેળા ભેટ લેવા તાતની તો, ત્યાહરે.

હાઈસ્કુલમાં શીખાએલા ગ્રહ અને ઉપગ્રહ પરના પ્રાથમિક પાઠોનો આટલી છુટથી કવિતામાં ઉપયોગ થાય તેને માટે મને બહુ માન નથી. ખરું પુછો તો ગેલીલીઓ કે કોપર્નીકસ તમારી પાસે છંદ, મેળ અને માત્રામેળ ઉપર વ્યાખ્યાન આપવા માંડે ત્યારે તમને જેટલું હસવું આવે તેટલું કે બલકે તેથી પણ, પ્રેમાનંદ કે દયારામ શરીરશાસ્ત્ર કે ખગોળ શાસ્ત્રપર બોલે ત્યારે, મને વધારે હાસ્ય છુટે."

આપણા સંસ્કૃત ભાષાના કવિઓ પ્રકૃતિ દેવીના સૌંદર્ય પર લખી લખીને ખીચોખીચ પાનાં ભરવાનો યત્ન કરતાજ નહીં. તેઓ જેમ બને તેમ થોડા શબ્દોમાં, જેમ બને તેમ વિપુલ અને સુંદર દશ્યો આપણી માનસિક દૃષ્ટિ આગળ ખડું કરી આપતા. મેઘદૂતમાં ચંદ્રકિરણોથી તરબોળ થએલી અલકાપુરીની સુંદરતા અને મધુરતા આંખ આગળથી એક ઘડી પણ ખસતી નથી.

गन्तव्या ते वसतिरलका नाम यक्षेश्वराणां
बाह्योद्यान स्थित हरशिरश्चंद्रिका धौतहर्म्या ।

H. G. Wellsનું કામ પણ ઓછું નથી.

"...... the soft immensity of Indian night... Striped off, the superficial reality of things, the moon was full and high overhead, and the light had not gone so much as changed from... the blazing glitter...to a translucent and unsubstantial clearness.

આપણા કવિઓએ પણ પોતાનાથી બનતું કર્યું છે. રા. હરિલાલ ધ્રુવના "રાત્રિ વર્ણન અને મધુરાકાશ દર્શન"માં ચાંદનીની તદ્રુપતા અસ્પષ્ટ રહેતીજ નથી.

શાંતિ શીતળતા તથા મધુરતા
સૌંદર્ય, શોભા પ્રભા,
રાત્રિરાણી સુહાવી સાડી
શરીરે, દીપાવી આ જ્યોત્સ્ના.

જ્યોત્સ્નાના અનેકવિધ ગુણોનો સરવાળો કરતાં કવિત્વને જરાપણ ઝાંખપ આવતી જણાતી નથી.

તારા મંડળ સાથ રાસ રચીને બાળા તરંગોન્વાલા
શી આદર્શ સમે સરોવર જળે નાચે શશીની કળા.

પણ મને ખરો મોહ તો હું છઠ્ઠી ગુજરાતી ચોપડી ભણતો ત્યારથી રા. મધુવચ્છરામની "કુદરતનું વર્ણન" એ નામની કવિતાથી થયો છે. તેની કવિતામાં કલ્પનાનાં ઉંચાં ઉંચાં ઉડ્ડયનો નથી; કવિતા બનાવવાનાં કૃત્રિમ સાધનોની સહાય તેમાં નથી; કે અટપટા શબ્દોની વ્યૂહ રચના નથી. ચાંદનીનું સુંદર રેખાચિત્ર તેણે એક બાળક પણ સમજી શકે તેવી ભાષામાં ઉતાર્યું છે.

હિસત જંગલ મંગલકારી રે,
મનુષ્યના પરિતાપ નિવારી રે.
મધુર કોમળ ચંદની શી ખીલે !
તરુવરો સહુ અમૃતને ઝીલે !

ચંદ્રિકાના અદ્‌ભુત પ્રભાવથી જંગલમાં મંગળ વર્તી રહ્યું છે. સર્વ વનસ્પતિ ચંદ્રદેવની અમૃત પ્રસાદી આનંદથી ઝીલી રહી છે.

પવન શીતળ મંદ વિહાર તો,
જળ મહીં ઝીણી લહેરી પ્રસરતો

× × ×

કિરણ ચંદ્ર તણાં રમતાં જળે
શશી તણી છબી અંતર ઉછળે.

× × ×

પથિક ઓઢણ તાણી નીરાંત રે
સુઈ ગયા ભયની તજી ભ્રાંત રે

× × ×

"દેવતાઓને પણ ઘડીભર વાસ કરવો ગમે" એવાં આ રમણીય સ્થળમાં ભયનો સંચાર કયાંથી હોય ?

ખળળ શબ્દ બહુ જળમાં થતા,
શ્રમ થકી બહુ નાવિક હાંફતા,

× × ×

નદી મહીં જળ તાવડી કાપતી
શઢ સફેદ ફુલ્યો પવને અતિ;

× × ×

નાવિકોની પ્રવૃત્તિમય જીંદગી આવી અજવાળી રાત્રિએ છેક નિવૃત્તિ ભોગવવામાં સંમત થતી નથી.

નદી તીરે છુટી ગાડી સમો જતાં,
બળદ બેસી શું ઘાસ વગોળતા;
કદીએ વાંકડી શીંગડી ડોલતી
મધુર ઘંટડી કંઠની ગાજતી.

ખરે મધ્યાન્હે પણ આ કવિતા વાંચવા બેસીએ તોપણ ચાંદનીનું સુકુમાર વાતાવરણ આપણી નજર આગળ અનેક દૃશ્યો ધરે છે.

એ કડી વાંચતાં વાંચતાં તો કવિને Tennyson કે Wordsworth સાથે સરખાવવાનું મન થઇ જાય છે.

બાણની ચંદ્રા કૈક રાક્ષસી સ્વભાવની છે. કામાતુર પુંડરિક ચંદ્રના કિરણમાં બળતો રહે છે અને તેની પ્રિયતમા તેને બચાવવા આવી પહોંચે તે પહેલાં તો તેને શરણ થાય છે. ચંદ્રમાં આવો ભાવ કલ્પવાનું સાહસ કરવા માટે બાણને હું કદી માફી નજ આપું.

શેકસપીઅરની ચંદ્રિકા જરા જોવા જેવી છે.

How sweet the moonlight
sleeps upon these banks!

શેકસપીઅરની ચંદ્રિકા સરિતાના તટપર નિરાંતે ઉંઘ્યા કરે છે ! હું ધારું છું કે ચંદ્રિકાનો

(વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૩૮)

# એક ટ્રીપ ગોઠવો

લેખક:
રા. મનહરનાથ માણેકનાથ ધારેખાન

"આ પણ બધાં અહીંઆં ઘણા વખતથી રહીએ છીએ પણ એકત્ર મળતા નથી, એ બહુ શોચનીય છે." અતિશંકર બોલ્યા.

"વાત સાચી છે. આપણે બધાં એકવાર પણ હજી એકજ સ્થાને એકત્ર મળ્યા નથી. આપણાં પાંચ સાત વચ્ચે પણ સ્નેહસંમેલન જેવું થવું જોઇએ. શી યોજના કરીશું?" માનચંદ્રે વિચારવમળમાં ડુબકી મારતાં પુછ્યું.

"એક ટ્રીપ ગોઠવો! આપણે બધાં બોરીવલી પાસે આવેલી કેનેરીની ગુફાઓ જોવા જઇએ. બધાં સાથે બે કલાકની મુસાફરી કરી શકીશું અને પાંચ સાત કલાક સાથે ફરી અનન્ય અને અવર્ણનીય આનંદ મેળવી શકીશું!" અતિશંકરે સુચવ્યું.

"સુચના ઠીક છે. અમને 'બાનુઓ' ને પણ એ ટ્રીપ ઠીક આલ્હાદજનક લાગશે" અતિશંકરનાં પત્નીએ કહ્યું

"આપને ઠીક પારસીઓનો સહવાસ લાગ્યો હોય એમ લાગે છે. આપણા ગુજરાતી મંડળમાં પણ 'બાનુ' શબ્દનો ઉપયોગ કરો છો." માનચંદ્રે કહ્યું.

"વિચાર ઠીક છે. ટ્રીપજ ગોઠવો" વિનોદલાલે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"ઠીક ત્યારે, હું રજા લઉં. ટ્રીપનો વિચાર રાખજો. ભાઇ વિનોદ, એક દિવસ મુંબાઇ આવો, એટલે આપણે કાર્યક્રમ નક્કી કરીએ" માનચંદ્ર રજા લઇ વીદાય થયા.

આ ગોષ્ઠી જોગેશ્વરીમાં એક નાના બંગલામાં, સંધ્યા સમયે બે ત્રણ મિત્રો વચ્ચે ચાલતી હતી. તેઓ સુરતના અને લાંની-એકજ જ્ઞાતિના હતા. અતિશંકર વિનોદલાલ તથા સૂર્યશંકર જોગેશ્વરીમાં રહેતા હતા; તથા માનચંદ્ર, ભાનુશંકર, બાળકરામ અને જટાશંકર, મુંબાઇમાં રહેતા હતા. કેટલાક ગ્રેજ્યુએટ થઇ, અહીં કાયદાના અભ્યાસ માટે લૉ-સ્કુલમાં હતા, અને કેટલાક વિજ્ઞાન વગેરેના ઉંચા અભ્યાસ માટે વીલ્સન તથા ઝેવીઅર કોલેજમાં હતા. કેટલાક પત્ની રહેતા હતા, અને કેટલાક પોતાના "ફેમીલી" ને વતનમાંજ રાખી, અહીં નાની રુમ રાખીને રહ્યા હતા. સ્ત્રીમંડળમાં અતિશંકરનાં પત્ની સૌ. સર્વલક્ષ્મીએ ઠીક કેળવણી લીધી હતી. અંગ્રેજી, સંસ્કૃત વગેરે સારું ભણ્યાં હતાં, તેથી પુરુષમંડળમાં બેસી વિવેચનમાં ભાગ પણ લેતાં હતાં; જ્યારે વિષય ગહન હોય ત્યારે એમ જણાતું હતું કે એમનું જ્ઞાન અર્ધદગ્ધ હતું. અંગ્રેજ લેખક સ્કોટનાં

બધાં પુસ્તકો વાંચ્યાં છે એમ સવાલ થાય તો અને સ્કોટનું પ્રમલ્શન વાંચ્યું છે? એમ પુછવામાં આવે તો ચોક્કસ "હા" કહે એટલું જ્ઞાન હતું.

જોગેશ્વરીમાં નક્કી થયા પ્રમાણે વિનોદલાલ-એક દિવસે મુંબાઇ જઇ, બધો કાર્યક્રમ નક્કી કરી આવ્યા. બીજા રવિવારે સવારની પહેલી વીરાર લોકલમાં મુંબાઇના મંડળે નીકળવું, અને જોગેશ્વરીનું મંડળ તે સ્ટેશનથી જોડાશે, એમ ઠર્યું. પ્રસાદને માટે, અતિશંકર તથા તેમનાં પત્ની સૌ. સર્વલક્ષ્મી બધાં માટે પ્રસાદ બનાવી, ફ્રુડ-ઓકસીસ લઇ લેશે, તથા તેઓ સ્ટવ-તપેલું તથા ચાહની સામગ્રી પણ લઇ લેશે એમ ઠર્યું. મુંબાઇની મંડળીએ કંઇ પણ લેવું નહીં.

ઠર્યા પ્રમાણે ભાનુશંકર, માનચંદ્ર, બાળકરામ તથા જટાશંકર અને સ્ત્રી મંડળે, રવિવારે સવારની પહેલી વીરાર લોકલમાં પ્રયાણ શરૂ કર્યું. વાતોના વિનોદનો "લહાવો" લેતાં તથા બધાં પ્રથમ વારંજ એકત્ર મળીશું એ શુભ વિચારમાં વખત વહેતાં, અંધેરી ગયું અને જોગેશ્વરીને આવવાનો વખત થયો. પુરુષમંડળ એક જગ્યાએ, તથા સ્ત્રીમંડળ બીજી જગ્યાએ એમ પૃથક પૃથક બારીએથી જોવા માંડયું. જોગેશ્વરી દેખાયું પણ સૌ. સર્વલક્ષ્મી બહેન વગેરે સ્ત્રીમંડળ દેખાયું નહીં. ટ્રેન ઉપડી રહેવા આવી, ત્યારે વિનોદલાલ તથા અતિશંકર દેખાયા. અતિ ત્વરાથી, બે ફુડ ઓકસીસ, એક મોટું તપેલું, એક સ્ટવ વગેરે ટ્રેનમાં આવીને પડયાં.

"અરે, વિનોદલાલ જલદી આવી જાઓ, તમે અતિભાઇ જલદી આવો. સીટી વાગી. સીગ્નલ અપાઇ–રહી જશો" એમ ટ્રેનમાં બેઠેલા મંડળમાંથી બુમો સંભળાઇ.

"મારી તબીયત નરમ છે. લાચાર છું. માફ કરો. મારાથી નહીં અવાય." વિનોદલાલ બોલવા માંડયા.

"કાર્યક્રમ પ્રમાણે ફ્રુડ-ઓકસીસ વગેરે લાવ્યો છું. ટ્રેનમાં મુકી દીધાં છે. સંભાળી લેજો મારાથી પણ નહીં અવાય-......" કંઇ કારણ દર્શાવવા જતા હતા, તેટલામાં ગાડી ઉપડી ગઇ.

ટ્રેનમાં બેઠેલું મુંબાઇનું મંડળ તો વીમાસણમાં પડી ગયું. "વિદ્યુત ત્વરાથી આ શું થયું? આ આપણે સ્વપ્નમાં જોયું કે ખરું દૃશ્ય જોયું!" એમ એકે ગણગણાટ કર્યો.

"હવે શું કરીશું? જઇશું કે પાછા મુંબાઇ તરફજ વીદાય થઇએ?" બીજાએ પુછ્યું.

"સંઘ કાઢ્યો છે તે જઇ આવીએ; નહીં તો ભાઇ અતિશંકરને તથા સૌ. સર્વબેનને થશે કે એમના વિના કોઇ કાર્ય સિદ્ધ થાય નહીં. જવું તો જોઇએજ. સર્વ સાધનો તો આપણી પાસે છે." ભાનુશંકરે સુચવ્યું; બધાએ અનુમોદન આપ્યું.

આકસ્મિક ઉપસ્થિત થએલાં આવરણોમાં કાર્યક્રમ રચતાં બોરીવલી સ્ટેશન આવી પહોંચ્યું; સામાન બધો ઉતારી લીધો. ફુડ-ઓકસીસ સ્ટવ તપેલું વગેરે બધું સંભાળી લીધું અને ટ્રેન ઉપડી.

હવે શું કરવું? એ વિચારમાં ઉભા હતા, એવામાં-ભાનુશંકરના એક મિત્ર ફમાકાંત સ્ટેશન ઉપર દેખાયા. તેમની મદદથી વાહન તથા દૂધ સંબધી યોજના કરી, ગુફાઓ પ્રત્યે પ્રયાણ પ્રારંભ્યું.

વાહનમાં સામાન ગોઠવ્યો હતો, તથા સ્ત્રીમંડળે સ્થાન સંભાળ્યું હતું.

બોરીવલીની હદ મુકી, નિર્જન વિભાગની મર્યાદા શરૂ થતી હતી, તે સમયમાં સ્ટવ અને તેમાંનું કેરોસીન સાંભર્યું. માનચંદ્રે સુચવ્યું કે સ્ટવના કેરોસીનથી ફુડ-ઓકસીસ બગડે નહીં, તેમ સંભાળીને ગોઠવજો ત્યારે સ્ત્રી-મંડળમાંથી

મવાજ આવ્યો કે સ્ટવમાં કેરોસીનજ નથી. રતજ માનચંદ્રે કહ્યું કે સ્ટવજ ત્યારે સળગે મેવોજ નહીં હોય. "પ્રથમ ગ્રાસે મક્ષિકા" મેવું થયું એમ જણાવ્યું.

"હજી, આપણે બોરીવલીની હદમાં હોઇએ મેમ લાગે છે. અહીં એકાદ દુકાન હશે ત્યાંથી રોસીન લઇએ" ભાનુશંકરે સુચવ્યું.

જટાશંકરે દુકાન શોધવા માંડી પણ કૈં શ્યમાન થઇ નહીં. તેમ આગળ કોઇ બંગલો ણ દેખાયો નહીં. તેવામાં એક આશ્રમ જેવું ખાયું.

"કેમ ભાઇ, આટલામાં કોઇ દુકાન હશે?" જટાશંકરે પુછ્યું.

"શું કામ છે" આશ્રમનિવાસીએ સામો શ્ન કર્યો.

"એક મિત્રે અમને એમનો સ્ટવ જોગેશ્વરીથી આપ્યો છે, પણ તેમાં કેરોસીન નથી. તેની શોધ માટે પુછીએ છીએ." બાળકરામે ખુલાસો કર્યો.

"હજી બોરીવલીની દુકાનો અહીંથી આઘી નથી. દસેક મીનીટમાં જઇ પહોંચાશે. એક ભાઇ જાઓ. હમણાં આવી પહોંચશો." આશ્રમનિવાસીએ ઉપાય સુચવ્યો અને પોતાના ગ્રહસ્થાશ્રમનો વિવેક દર્શાવ્યો.

"ભાઇ બાળકરામ, હવે કૈં પાછા જવાય નહીં અને કેરોસીન આવે નહીં. તેના વગર ચલાવી લઇશું. એ ભાઇનો વિવેક પાશ્ચાત્ય પદ્ધતિનો લાગે છે. ચાલો," ભાનુશંકરે સમાધાન કર્યું.

"ભાઇ, આટલામાં કૈં કેરોસીન મળશે? અમારા એક મિત્ર જોગેશ્વરીમાં રહે છે, તેમણે એમનો સ્ટવ અમને આપ્યો છે પણ કેરોસીન



કૈં કારણ દર્શાવવા જતા હતા તેટલામાં ગાડી ઉપડી ગઇ......

નથી. હમણાંજ ખબર પડી, તેથી સ્ટેશન ઉપરથી લેવાયું નહીં." માનચંદ્રે એક બીજા ગૃહસ્થને પુછ્યું.

"આ બંગલો છેલ્લો છે. આના પછી કોઇ પણ નિવાસસ્થાન હવે આવશે નહીં. દુકાનો તો બધી પાછળ રહી. પણ મારી પાસેથી લેતા જાઓ; હેરાન થશો નહીં." તે ગૃહસ્થે વિવેકપુરઃસર કહ્યું.

"આપને હરકત પડશે. એવી કેરોસીનની અગત્યતા નથી. કોઇ દુકાન હોત તો લઇ લેત" માનચંદ્રે કહ્યું.

આ વાત ચાલતી હતી, તેટલામાં બાળકરામ વાહનમાંથી સ્ટવ લઇ આવ્યા. પેલા ગૃહસ્થે ઘણા આગ્રહ સાથે કેરોસીન આપ્યું. બધાએ એમનો ઉપકાર માન્યો અને પ્રયાણ આગળ ચલાવ્યું.

"શંકર, મનુષ્યના સ્વભાવમાં કેટલો ફેર હોય છે તે જોયું ! એક કહે છે કે દોડતા જઇને સ્ટેશનેથી લઇ આવો, બીજા ગ્રહસ્થ અત્યંત આગ્રહથી પોતાના નિવાસમાંથી આપે છે. પૂર્વ અને પશ્ચિમના વિવેકમાં આટલોજ અંતર." માનચંદ્રે ભાનુશંકરને સંબોધીને કહ્યું

બધું મંડળ આનંદલહરીમાં, ખુલ્લી હવામાં, વાર્તાવિનોદમાં ડુબેલું હતું; ગુફાઓ લગભગ દૃષ્ટિ મર્યાદામાંજ હતી; ત્યાં એક નાનું જળાશય આવ્યું. તે સ્થળે ત્રણેક ગ્રામ્યનિવાસીઓ મજુરીની આશાથી ઉભેલા હતા.

"બાઇ, ગોષ્ઠી કરું નકો; હી લોક ભૂત આહે" વાહનવાળો સ્ત્રી મંડળના કાનમાં બબડયો.

સ્ત્રી મંડળ ચમકયું. પુરુષમંડળને ત્વરાથી–અતિત્વરાથી–પાસે આવવા સંજ્ઞાઓ કરી.

જટાશંકરે દોડીને પુછ્યું અને વાહનવાળો બબડયો હતો તે કહ્યું. તેજ વખતે વાહનવાળાએ બળદો છોડ્યા અને પાણી પાવા લઇ ગયો. બધાના જીવ હવામાં ઉડવા માંડ્યા. માનચંદ્ર જરા વનસૌંદર્ય નીહાળવા ઉભા રહ્યા હતા, તેથી તેમના અને મંડળ વચ્ચે થોડુંક અંતર હતું. પેલા ગ્રામ્યાનવાસીઓ સમજે તેમ મંડળ અંદર અંદર–ધીમે ધીમે ગણગણવા માંડ્યું. "આપણા માનચંદ્ર પાસે તો રીવોલ્વર છે. તેઓ તો મોટા સરકારી મીલીટરી ઓફીસર છે. છ બહારની તો પીસ્તોલ છે–બહુ મજબુત છે. એતો બીજા સેન્ડો છે–ત્રણ ચારને તો સ્વધામ જ પહોંચાડી દે છે. એ માનચંદ્ર આવ્યા–આવો, આવો, તમારી રાહ જોતા હતા–ક્યાં છે તમારી પીસ્તોલ?" આ બડબડાટ સાંભળીને માનચંદ્ર તો સ્તબ્ધજ થઇ ગયા.

માનચંદ્રે ખાખી ખમીસ–અડધી પાટલુન–લાંબા મોઝાં–બુટ–ખાખી હેટ ધારણ કરેલાં હતાં. બગલમાં એક હંટર જેવી સોટી હતી, અને હાથમાં પીસ્તોલ રમાડતા, મીલીટરી અધિકારી જેવા લાગતા હતા. એમને જોઇ ભાનુશંકર એમની પાસે ગયા, અને ધીમેથી વસ્તુસ્થિતિ વર્ણવી. દીપોત્સવીમાં છોકરાં રમે છે તેવીજ પીસ્તોલ હતી.

"જુઓ, શીકાર માટે આ પીસ્તોલ લાવ્યો છું. ગુફાઓમાં તો હું શીકાર કરવાનો છું. છ બહારની તો પીસ્તોલ છે. ચાલો કેમ ઉભાં રહ્યાં છો? વિલંબ કેમ?" માનચંદ્રે એમના મંડળ પ્રત્યે ધડકતા હૃદયે ઉદ્ગારો કાઢયા.

આ સમયે વાહનવાળો બળદલઇને આવ્યો.

"જે ભૂત" થી બીન્યા હતા, તે પણ વાહન જોડે ચાલવા માંડયો. તેનો વેષ વિચિત્ર હતો. શરીરે તો શ્યામ હતો, પણ આંખે બાડો હતો; વળી પાતળો અને ઉંચો; કપડામાં કેડે કડકો લંગોટી, અને તેમાં ભેરવેલું દાતરડું. આ દૃશ્ય જોઇ કોને ભયંકરતા ન લાગે? અને તેમાં

વાહનવાળાની ચેતવણી. માનચંદ્રના મીલીટરી પોષાકથી ઉદ્દભવેલા ધૈર્યથી, પણ ધડકતા હૃદયથી, પરમેશ્વર પ્રત્યે પ્રાર્થના કરતાં અંતિમ મૌનથી ઘેરાએલા વાદળોના આચ્છાદન નીચે મંડળે પ્રયાણ પ્રારંભ્યું.

આ સ્થિતિમાં ચાલતાં, પાંચેક મીનીટમાં ગુફાઓનું મુખ દેખાયું, અને મનુષ્યના કંઠનો અવાજ સંભળાયો; તે સાથેજ બધાંમાં ધૈર્ય આવ્યું–જરા આનંદમાં પણ આવ્યાં.

" ભાઇ, તમને કોઇ આના જેવો મનુષ્ય મળ્યો હતો ?" ભાનુશંકરે ગુફાઓના મુખ આગળ બેઠેલા કેટલાક મંડળના એક સભ્યને, પેલા બાંડા "ભૂત" ને દાખવી પુછ્યું

"હા, અહીંથી થોડેક દૂર એક જળાશય છે ત્યાં મજુરો ઉભા રહે છે. આપણાજેવા મુસાફરોને મજુરની જરુર પડે, તેથી તેઓ ત્યાં ઉભા રહે છે, અને દરેક વાહનની જોડે એક માણસ આવે છે. આપનો સામાન વગેરે ઉંચકાવવો હશે તો તે કામ લાગશે " તે ગૃહસ્થે જવાબ આપ્યો.

" ઠીક," કહી ટુંકેથી ભાનુશંકરે પતાવ્યું.

રવિવારનો દિવસ હતો, તેથી તે મંડળના જેવાં બીજાં પણ કેટલાંક ગુફાઓ જોવા આવ્યાં હતાં, અને ગુફાઓમાં જવાના ઇરાદાથી ત્યાં પ્રાથમિક પડાવ નાખ્યો હતો.

ગુફાઓ એક ટેકરી ઉપર છે. તે જોવા જવા, થોડોક ચઢાવ ચઢવો પડે છે. ડુંગરમાંની દરેક ગુફા કોતરી કાઢેલી છે. દરેક ગુફામાં ઓસરી બે બાજુ મોટા ઓટલા, અંદર ત્રણ ઓરડા અને લગભગ દરેકમાં ટાંકાં છે. પ્રથમ સભા મંડપ આવે છે. તે ઘણો વિશાલ છે અને કોતરણી કામ જોવા જેવું છે. અંદર પેસતાંજ બે બાજુ ટેકરીમાંથી કોતરી કાઢેલી બુદ્ધની મૂર્તિ છે. ઉંચાઇમાં લગભગ તે ૩૦ ફુટ હશે. સભા મંડપમાં બે બાજુ સ્થંભોની હાર છે. દરેક હારમાં લગભગ બાર સ્થંભ છે. તેમની ઉંચાઇ પણ બુદ્ધની ઉંચાઇ જેટલીજ છે. કહે છે કે એવી ગુફાઓ ઘણી છે અને ગણવી એ મુશ્કેલનું કામ છે. પગથીઆં પણ ટેકરીમાંથી કોતરી કાઢેલાં છે. તે ટેકરીની ઉંચાઇ, પાવાગઢ ઉપર જે ઉંચાઇએ પ્રથમ તળાવ આવે છે તેટલી આ ટેકરીની હશે. કેટલીક ગુફાઓ તો ઘણી મોટી છે. અંદરથી ઠંડક બહુ રહે છે. રજાના દિવસે ઘણા લોક જોવા જાય છે. કેટલાક તો સંગીતના જલસા પણ જમાવે છે. ઘણા મિજબાન પણ ત્યાંજ બનાવે છે, અને આખો દિવસ આનંદમાં ત્યાં કાઢે છે. પાણી પણ પુરા પ્રમાણમાં મળે છે. ઘણી ગુફાઓના ટાંકાં સારાં છે, અને પાણી નિર્મલ હોય છે. તે ટેકરી અને ગુફાઓ એક ગ્રહસ્થની માલકીના છે. ત્યાં ચુલા કરી, ગુફાઓ બગાડવાની મનાઇ છે, પરંતુ એ મનાઇ હુકમનો અમલ ઘણા કરતા નથી એ શોચનીય છે. આપણામાં આવી વ્યવસ્થા જાળવવાનો સ્વભાવ નથી, તેથી સ્વરાજ આપણાથી આવું જતું હશે એમ લાગે છે.

ભાનુશંકર–મંડળ, ટેકરી ચઢતું–ગુફાઓ નિહાળતું–વનશ્રીલાનું દૃશ્ય અનુભવતું–એક ગુફા આગળ આવ્યું અને તેની ઓશરીના ઓટલા ઉપર સ્થાન લીધું.

" હવે ચાહ બનાવવી જોઈએ " બાળકરામે સુચવ્યું.

સ્ત્રી મંડળે એ કામ ઉપાડી લીધું. સ્ટવ સળગાવવા, અંદરથી કેરોસીન કાઢવા પ્રયત્ન કર્યો, પણ જે સ્ટવમાં કેરોસીન નહોતું તે સળગે ખરો ? મહેનત વ્યર્થ.

" ભુલથી રીટાયર થએલો સ્ટવ આપણને આપ્યો હશે " જટાશંકરે કહ્યું.

આજુબાજુથી સુકા ઝાડના છોડવા વીણવાનું કામ શરુ થયું. ગુફાઓથી છેટે, ધુમાડો

અસર ન કરે તેવી જગ્યાએ, ત્રણ પથ્થર ગોઠવાયા અને સ્ટવની અંદરના કેરોસીનની મદદથી, અગ્નિદેવનું આહ્વાન થયું. ચાહ થઈ, અને પીવાઈ.

"ચાલો. થોડી બીજી ગુફાઓ જોઈ આવીએ." ભાનુશંકરે સુચવ્યું.

"નહીં હવે તો ફુડ-બોક્સીસ ઉઘાડો. એને અન્યાય નહીં કરવો જોઈએ" બાળકરામે કહ્યું. બધાનું અનુમોદન મળ્યું.

એક ફુડ-બોક્સ ઉઘાડયું-પછી બીજું ઉઘાડયું. બધાનાં મુખ પહોળાં થયાં. જીભ બહાર નીકળી. આંખો ઉંચે ચઢી, હાથ લાંબા થયા. "શું છે? કેમ આવી ગભરામણ?" માનચંદ્રે આ દૃશ્ય નીહાળી આતુરતાથી પુછ્યું. તેઓ જરા ગુફાઓનું દૃશ્ય જોવા રોકાએલા હતા, તેથી ફુડ-બોક્સીસ તરફ નજર નહોતી.

"આમાં તો પેટના પોષણ માટે સામગ્રી નથી.-પણ મગજના પોષણ માટે છે" ભાનુશંકરે કહ્યું.

"અંદર, 'પાટણની પ્રભુતા' 'ગુજરાતનો નાથ' 'કોનો વાંક'-'રેખાચિત્રો'-'રાજાધિરાજ' 'ગુજરાતના જ્યોતિર્ધરો' તથા ચિત્ર-કાગળો પેન્સીલ-શ્રશી-વગેરે સામગ્રી છે" જટાશંકરે કહ્યું.

માનચંદ્રે ચોપડીઓ લઈ જોવા માંડી-ચિત્ર કાગળો તથા ચિત્ર ચીતરવાનાં સાધનો લીધાં અને વિચાર કરવા માંડયો.

"આ શું સુચવે છે તે સમજ્યા?" માનચંદ્રે પુછ્યું.

"મને એમ લાગે છે કે આવા એકાંત સ્થળમાં બેસી આ પુસ્તકોનું અધ્યયન કરો-એવી ગુફાઓ જોઈ તેનાં ચિત્રો કાઢો-અને માનસિક આનંદ ભોગવો" ભાનુશંકરે કહ્યું.

"વાત તો એમ હશે-પણ એમ નહીં. ગુફાઓનાં ચિત્રો કાઢી એમને આપીએ તો ઘેર બેઠે ગંગા મળે એમ નહીં-દરેક પુસ્તક વાંચી દરેક પુસ્તક ઉપરથી એવું ચિત્ર દોરો કે જે ઉપરથી અથવા એ ચિત્ર જોવાથી તે પુસ્તકનો આખો ભાવાર્થ સમજાય" માનચંદ્રે સુચવ્યું.

આ કાર્યમાં બધાં ગુંથાયાં-ચિત્રો દોરાવા માંડયાં.

"મને જોવા દો" બાળકરામે કહ્યું.

"ના, એ તો કોઈને જોવાનાં નહીં." એ તો ફક્ત અતિશંકર અને તેમનાં પત્ની સૌ. સર્વલક્ષ્મી બહેન માટેજ છે."

આ વાત ચાલતી હતી તેટલામાં "કેમ—માનચંદ્રભાઈ તમે અહીં કયાંથી? પધારો—પધારો—" એમ અવાજ આવ્યો. મંડળનું ધ્યાન તે તરફ દોરાયું અને માનચંદ્ર બોલી ઉઠયા: "અહો આનંદભાઈ તમે અહીં? આવો, આવો!"

તે નવા ગ્રહસ્થ આનંદશંકર માનચંદ્રના બાળમિત્ર હતા. મુંબાઈમાં વેપાર કરતા હતા અને સુખી હતા. તેઓ સહકુટુંબ ગુફાઓ જોવા આવ્યા હતા.

"જુઓ માનચંદ્રભાઇ, આવો, અમે તો પેલી મોટી ગુફામાં પડાવ નાખ્યો છે. સ્ટવ વગેરે લાવ્યા છીએ. સ્ટવ ઉપર દૂધપાક પુરી વગેરે થાય છે. તમારા બધા મંડળે અમારે સાંજ જમવાનું.-સ્ટવ ઉપર પ્રસાદ બનાવાય છે, જેથી ગુફાઓ બગડે નહીં-ચાલો-વધારે આગ્રહ કરાવશો નહીં" આનંદશંકરે આગ્રહ કર્યો.

× × ×

પાટલાની જમાવટથી-રંગોળીની ઝમકથી, કેળની પતરાળીમાં પ્રસાદને ન્યાય આપી, બધાં બેઠાં હતાં; ત્યારે માનચંદ્રે ભાનુશંકરને સંબોધીને કહ્યું: "પેલાં જે આપણે ચિત્રો દોર્યાં છે તેમાં એક વધારવું પડશે. તે ચિત્રદર્શનમાં આવું દૃશ્ય આવવું જોઈએ એથી જોગેશ્વરીની જોગ-

માયા જાણે કે માનસિક સાથે પેટનો પણ ખોરાક મળ્યો હતો."

તે ચિત્ર પણ દોરાયું અને ફુડ ઓફરીસ બંધ થયાં.

આનંદશંકરભાઈનો ઉપકાર માની સંધ્યા સમય થવાથી, સર્વેએ ઘરતરફ પ્રયાણ શરૂ કર્યું.

× × ×

ફુડ-ઓફરીસ-ચિત્રો સાથે-જોગેશ્વરી પહોંચ્યાં-અને સર્વ મંડળ પોત પોતાના સ્થાને ગયું.

× × ×

"ભાઈ માનચંદ, માફ કરશો. જરા કોલેજીયનોના તોફાની સ્વભાવે તમને બહુ હેરાન. કર્યાં, પણ મારે કબુલ કરવું જોઈએ કે અર્ધ-દગ્ધ જ્ઞાનરૂચી શ્રીની સુચનાને અનુસર્યો તેથી કોલેજીયનોની મીઠી મશ્કરીની મર્યાદા બહાર ટૂ ગયો અને તમે બધાં હેરાન થયાં." અતિશંકરે માનચંદને કહ્યું.

"અમને જ્ઞાન સાથે ગમ્મત મળી-તેથી તમે દીલગીર થશો નહીં. એ તો આપણે બધા કોલેજીયનો છીએ અને રહેવાના. કોલેજ છોડીશું, અને દુનીઆંમાં પ્રવેશીશું ત્યારે સૌ થઈ પડશે" માનચંદે શાંત પાડતાં સમાલોચના કરી.

"રજા લઉં છું. હવે આપણે બીજી દ્વીપ ગોઠવીશું." અતિશંકરે રજા લેતાં કહ્યું.



# રંગઘેલી

લેખક:
રા. વાસુદેવ રામચંદ્ર શેલત

---

રંગે રમે રસ–રાસ, રંગઘેલી રંગે રમે રે
હૈયાં હસે શાં સુહાસ, રંગઘેલી રંગે રમે રે:

પૂર્ણિમા પ્રફુલ્લ ચારુ ચમકે શી ચાંદની!
વેરતી શા વિશ્વમાં વિલાસ;

રંગઘેલી રંગે રમે રે!

પલકે શી સ્નેહઘેરી તેજ તરલ તારિકા,
આછેરાં નીતરે ઉજાસ;

રંગઘેલી રંગે રમે રે!

કોકિલા સુધા રસે રસેલ શી રસિકડી!
ચપળા શી ચેતના ચકોર!

રંગઘેલી રંગે રમે રે!

સૃષ્ટિમાં ઉલ્લાસ રંગ રેલ શી રેલાવતી,
હળવે હિલોળે ઉર–દોર;

રંગઘેલી રંગે રમે રે!

રમ્ય શી રસેશ્વરી સૌભાગ્ય સ્નેહ શોભના,
શોભતી સુહાસિની સમસ્ત;

રંગઘેલી રંગે રમે રે।

પુષ્પશી પ્રફુલ્લ પ્રાણ, પ્રેમપૂણ્ય પદ્મિની।
આત્મ શા હુલાવતી અનરત;

રંગઘેલી રંગે રમે રે।

સ્નેહના સોહાગ સુર, શાંતિ શી સુધા મધુર;
ઉછળે ઉમંગ–ઘેરાં ઉર।

રંગઘેલી રંગે રમે રે।

પ્રાણમાં શા પ્રેમપુર, નેનોમાં નેહ–નુર।
હૈયાં શાં હેત ઘેલાં–તુર।

રંગઘેલી રંગે રમે રે।

રંગે રમે રસ–રાસ, રંગઘેલી રંગે રમે રે।
હૈયાં હસે શાં સુહાસ, રંગઘેલી રંગે રમે રે।






લેખક :—
રા. મંગળભાઇ ઇશ્વરલાલ દરુ

---

રમાના સહચારથી મારું સંસારશકટ ઠીક ઠીક ગબડયું જાય છે. વચ્ચે વચ્ચે હેલ્લે ચઢવાના પ્રસંગો આવે છે ખરા પણ તે હું યુકિતપ્રયુકિતથી સમાલી લઉં છું. કોણ જાણે કયા શિક્ષકે કે કઈ શિક્ષિકાએ કોઇ અધન્ય પળે રમાના મગજમાં ઘુસાડી દીધું છે કે પુરુષો તો આપખુદ છે, તેમને સ્ત્રીત્વ દબાવી રાખી આપખુદ સત્તા ભોગવવી પડે છે, અને જ્યાં ત્યાં પુરષોએ સ્ત્રીની નાલેશીજ કર્યા કરી છે. વળી તે બધાજ પુરુષોએ સાક્ષરો અને નિરક્ષરોએ, કવિઓએ અને તત્વજ્ઞોએ અને તે બધા સમયમાં, ભૂતમાં અને વર્તમાનમાં, દુનીઆં ઇતિહાસ લખતી થઇ ત્યારથી તે આજ સુધીમાં.

અને એના મગજમાં આવા વિચારોની જડ હોવાથી, જે જે ગ્રંથકારો રમા વાચે છે તે તે ગ્રંથકારોએ કયા કયા શબ્દોમાં અને કેવી કેવી રીતે સ્ત્રી નિંદા કરી છે તે તરફ એનું પ્રથમ લક્ષ જાય છે અને તેથી રમા કોઇક વાર જરા સફ્રેજીસ્ટ જેવી બની જાય છે. કેટલીકવાર તો પેલી ગ્રામ્ય કહેવત–માર ખાય ભગલો ને માર ખાય જગલો–જેવું બને છે. ગામમા ખીમુકાકા પીસ્તાળીશ વરસની ઉંમરે બીજી વાર પરણવા જાય અને રમાં જરા મોં મચકોડી ભ્રૂભંગ કરી મને સંભળાવે. જાણે એમાં પણ મારો ગુનોહ હોય એમ! જોયો તમારા પુરુષોનો પ્રેમ! બાપડી રુખીકાકી ખીમુકાકાને દેવની જેમ પુજતી ને છતે છોકરે કાકો પરણવા નીકળ્યો! છે એના દીલમાં ભરી ગએલી બૅરીને માટે છાંટોએ પ્રેમ! આવા તમારા પુરુષો. આપણે પણ હાજી હા, ભણીએ અને 'મૂર્ખો' એટલું ઉચ્ચારી વાત આગળ ચાલતી અટકાવીએ.

આમ અમારા સુખાકાશમાં કવચિત્ રોષનાં વાંદળાં ગર્જે છે. શબ્દોની વીજળીઓ ચમકે છે. મહેણાં ટોણાંની ફટોરીઓ ઉછળે છે. પણ હું એની બહારની લડાઇ ઘરમાં પેસવા માંડે કે તરતજ તેને બહાર કાઢવાના ઉપાય અજમાવું છું. રમા કોઇક વખત એરીસ્ટોટલપર ગુસ્સે થાય છે ને ફફડી ઉઠે છે. 'જુઓ તમારો એરીસ્ટોટલ, જોયું એનું ફીલસુફીનું છીછરાપણું! લખી બાળ્યું. 'Woman is a mutilated man' હું સામો પંડિતાઇભર્યો જવાબ આપી વાત ત્યાંથીજ ટુંકાવવા



હું વાળુ કરીને જરા નીરાંતે આરામ ખુરસી પર પડયો હતો ત્યાં તો રમા રસોડામાંથી પરવારીને આવી, અને પાન બનાવતાં બનાવતાં પુરાણ શરુ કરી દીધું.

હું સામો જવાબ આપું છું—'રમા, એમાં એ બાપડાનો દોષ ન હતો. કમનસીબે એની ધણીઆણી વઢકણી હતી, અને તેથી એણે એમ લખ્યું.' પણ રમાના મુખમાં દલીલ તૈયારજ છે. 'પણ તેથી કંઈ પેટનાં બળ્યાં ગામ બળાય? અને અપવાદ ઉપરથી સામાન્ય નિયમ તારવાય કે? અને પાછું મારાજ પંડીતાઈના ભાથામાંનુ એક તીર રમા આબાદ રીતે ફેંકે છે અને મને મહાત કરવા પ્રયત્ન કરે છે. 'અને સોક્રેટીસની સ્ત્રી કર્કશા હતી એ વાત બુદ્ધિગમ્ય નથી. અપ્રસ્તુત છે. ગ્રીક ઇતિહાસનો એટલો ભાગ ક્ષેપક છે!

માંડું છું, અને દલીલ કરું છું. 'રમા! આમાં તમારી સમજફેર છે. અહીં તો માત્ર વ્યક્તિગત સ્ત્રીની વાત નિર્દિષ્ટ છે. સ્ત્રીજગત–સમષ્ટિગત–અર્થ વિવક્ષિત નથી! પણ રમા મારી એવી પંડીતાઇ સાંભળેજ શાની? એ તો એનું લેકચર ચલાવ્યેજ જાય છે. 'અને તમારો સોક્રેટીસ, ભલેને તમે એનાં વખાણ કરો પણ મને તો લાગે છે કે એ બુઢ્ઢાએ જીંદગીથી કંટાળીનેજ સીત્તેર વર્ષની વયે વિષ પીધેલું. જોયા સ્ત્રી માટેના એના વિચાર! Woman thou art the gate of hell. આવું લખતાં એની જીભે કાંટા કાં ન વાગ્યા!'

પણ આમ દલીલોમાં ઉતરવાથી હું ડરું છું. કારણ કે એ વિતંડામાંથી કૈં તત્વબોધ નીકળવાનો છે? અને કદાચ રોષનાં વાદળાં ઘેરાતાં અથડાઅથડી થાય અને વાગ્બીજળીઓ ચમકે; પરિણામે અશ્રુવૃષ્ટિ વરસે અને અમારા સુખોદ્યાનની પગથીઓના પંક પખવાડીઆ સુધીએ ન સુકાય.

'આની હું બહુ કાળજી રાખું છું. એક બે દલીલ કરી, હા હા હા હા કરીને એક મોટું અટ્ટહાસ્ય કરું છું. રમાની કટારીઓને દલીલોની ઢાલ પર ઝીલવાને બદલે રુના ગાભલા જેવા હાસ્યમાં ઝીલું છું. અને પછી આગગાડી પાટો બદલે તેટલી સરળતાથી વાત બદલી નાખું છું. ' અને રમા ! બાબુને ત્રીજું વર્ષ બેસશે એટલે ડો. મોન્ટેસોરીની પદ્ધતિએ એને શિક્ષણ આપીશું!' આમ શરુઆત કરી પછી મોન્ટેસોરી પદ્ધતિનું પીંજણ પીંજી મુળ વાત વીસરાવી દઉં છું.

અને રમા હું આમ વાત ઉડાવું તે સમજતી, પણ આજ તો વાતનો મારે મેઢેજ તોડ લાવવાનો એનો વિચાર હતો. પૂર્ણિમાનો દિવસ હતો. રાત્રિનો સમય હતો. બાબુ ઉંઘી ગયો હતો. હું વાળુ કરીને જરા નીરાંતે આરામ ખુરસીપર પડયો હતો ત્યાં તો રમા રસોડામાંથી પરવારીને આવી, અને પાન બનાવતાં પુરાણ શરુ કરી દીધું.

'' સાંભળો છ કે ? તમે લોકો બહુ મીન્ઢા. જુના જમાનાના પુરુષો ગમે તેવા તોએ નીખાલસ અને આ જમાનાના ખંધા. દાખલા તરીકે તમેજ. મારી વાત કેવી ઉડાવો છો ! સ્ત્રીઓ માટે માન અને પ્રેમની વાતો તમે કરો ખરા પણ તમારા હૃદયની ગહ્વરમાં શું શું છે તે દૈવ જાણે !''

'તમારા લોકોનાં સ્વાર્થ, અભિમાન, આપખુદી અને સ્ત્રી-નિંદા કરવાની ધગશથી તો તોબા ! પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય, દુનીઆભરના ડાહ્યલાઓએ અમારી કેટલી બદગોઇ કરી છે? અને તમારા શ્રુતિકારો અને સ્મૃતિકારોને સમદૃષ્ટિ હતીજ કયાં ?'

'તમારા મનુને મન સ્ત્રી એટલે છલકપટ, અધમતા, લોલુપતા અને ચંચળતાની જીવંત મૂર્તિ. સ્મૃતિકાર લખી ગયો. 'જડ, મુગાં, આંધળાં સાથે સ્ત્રીઓને પણ રાજકાર્યની સલાહ વખતે દૂર રાખવી.'

હું બોલ્યો 'પણ રમા એમાં ખોટું શું છે ? આજેએ પાર્લામેન્ટના બીજા મેમ્બરોને કેબીનેટની મીટીંગના રાજમંત્રો વખતે દૂર રાખવામાં આવે છે. તેથી શું પુરુષોનો દરજ્જો ઉતરી ગયો કહેવાય ?

રમા તડુકી ' કાં તો તમે મારું કહેવું સમજ્યા નથી કે કાં તો મુત્સદ્દીગીરી કરો છો. આંધળાં અને મુગાંની પંગતમાં બેસાડી મનુએ સ્ત્રી જગતનું હડહડતું અપમાન કર્યું છે.

' અને यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता। અને સ્વર્ગ દારાધીન છે વગેરે પણ મનુએજ લખ્યું છે ને. તેનો વિચાર નહીં કરવો કે ? ' હું બોલ્યો.

' વિચાર કરવાનો; પણ તે આ ઠેકાણે નહીં. અને એ સ્તુતિભર્યા શબ્દોનો પણ નિરાસ થઇ શકે છે. મનુએ કરેલાં વખાણ તે પ્રરોચનાર્થે અથવા તો ઘેર બ્રાહ્મણીને રાજી કરવા માટે.

' અને સ્ત્રી નિંદા તે એક જણાએ કરી છે ? શહેનશાહ સોલોમનને તો સાતસેં સ્ત્રીઓને અંતઃપુરમાં પુરવાનો ખુદાઇ ઇજારો મેળવ્યો હતો ! પછી લખ્યું:--મરણ કરતાંએ મને સ્ત્રી બકારી લાગે છે.' મોતીની માળા આપવા કરતાં એને ચોદમું રતન દેખાડવુંજ ઠીક છે !' અને તમારા ટરટુલીઅને પણ પેટ ભરીને બદગોઇ

કરી સ્ત્રી અનર્થનું મુળ છે. પુરુષના ધિક્કારથી હું ડરું છું. તેથીએ વધારે હું સ્ત્રીના પ્રેમથી ડરું છું.' અને તમારા યુરીપીડીસ તો સ્ત્રીઓ પર લ્યાનત વરસાવતો થાકતોજ નથી. હોમરને મન તો સ્ત્રી કરતાં અધિકતર પાપી અને કુટિલ જંતુ દુનીઆ પર વસતુંજ નથી! અને એરીસ્ટોફેનીસે તો ચુકાદો આપી દીધો. 'સ્ત્રીઓ ભાગ્યેજ છેતરાય, કેમકે છેતરવાની કળામાં તેઓ નિષ્ણાત છે.'

અને રમાએ તો આમ એક પછી એક કવિઓ અને ફીલસુફોનાં અવતરણો ઉચ્ચારવા માંડયાં. વાગ્ધારા અખંડ હતી. આજે એનામાં ચંડીની જરાક ઉગ્રતા જણાતી હતી. સરસ્વતીની સ્મરણશક્તિ પણ આજેજ એનામાં ઉતરી હોય એવું લાગ્યું. એણે તો ચલાવ્યેજ રાખ્યું.

હવે જરા તમારા ગુજરાતી કવિઓ તરફ જુઓ. પ્રેમાનંદે પાઘડી ન પહેરી ગુજરાતી ભાષાની સેવા ભલે બજાવી હોય, તેમાં અમારે શું? એકજ દાખલો બસ થશે. સુભદ્રાહરણની દ્રૌપદીનું એનું પાત્રા લેખન જુઓ અને સ્ત્રી વીશેના એના વિચારોનો કયાસ કરો. શાંતં પાપં, પ્રાતઃ સ્મરણીય સતીને માટે એણે કેવું ખરાબ લખ્યું છે? પ્રભુ જાણે માણ વગાડી મોડી રાતે ઘેર આવી, ભરઉંઘમાંથી ભટાણીને જગાડી અણે કેટલીએ વેળા બાપડીને નકામી નકામી ભાંડી હશે!'

'અને તમારો ફાંકડો કવિ દયારામ. દયારામને બદલે કોઇ દયાકોરે દયારામના જેવું લખ્યું હોત તો ગોવર્ધનરામભાઇ 'અક્ષર દેહ' લખવા નીકળત કે? 'સજની' ને 'રજની'નાં વર્ણન કરતો તમારો કવિ કેટલો લોલુપ! છતાંએ પુરુષ પુરુષનો બચાવ કરે છે. ગોવર્ધનરામભાઇ એના વ્યભિચરી વિચારોને પ્રેમલક્ષણા ભક્તિ સાથે ઘટાવે છે, અને જ્યાં ઘટાવી શકતા નથી ત્યાં કહે છે કે કવિ વાયરે ચઢે છે. કેવો રુડો બચાવ! વકીલ ગોવર્ધનરામ આવી વકીલાત કરી કોર્ટમાં જીતે ખરા કે?'

રમાને રોકવા પ્રયત્ન કરતાં મેં કહ્યું: 'રમા, એ તો ગઇ કાલની વાતો. આજનો યુગ તો સ્ત્રીપ્રત્યે માન અને પ્રેમથી ભરેલો છે. પશ્ચિમમાં સ્ત્રીસન્માનનો યુગ બેલ્ઝેકના વખાણથી શરુ થાય છે. બેલ્ઝેકનું કહેલું તું કયાં નથી જાણતી? Woman is a creature between man and an angel અને ગુજરાતીઓમાં આપણા રમણભાઇ. 'રાઇનો પર્વત'ની એમની અર્પણપત્રિકામાં સ્ત્રીમાટે માન અને પ્રેમભરી કોમળ લાગણીઓ કેવી નીતરે છે!

'બેસો હવે' મને આગળ બોલતો અટકાવી રમા બોલી. તમારા રમણભાઇ ને ભ્રમણભાઇ, બધાએ સોક્રેટીસ, મનુ અને એરીસ્ટોટલના અનુજો. તે સ્પષ્ટવકતા અને આ મીંઢા, સમજ્યા? રમણભાઇએ રાઇનો પર્વત ભલેને સ્ત્રીની મહત્તા વધારવા લખી નાખ્યો હોય પણ એમનું પુરુષહૃદય છુપાવ્યું છુપાતું નથી. એક મર્માળા શ્લોકથી—જો રાજનીતિ શાસ્ત્રકાર સ્ત્રીઓ હોત તો સામ, દામ વગેરે ઉપાયોમાં પાંચમો અશ્રુપાતનો ઉપાય પણ સ્ત્રીઓ લખી નાખત એમ વર્ણવી સ્ત્રીજગતનું રમણભાઇએ કેટલું અપમાન કર્યુ છે તેનો વિચાર કર્યો છે?'

પંદરવીસ દિવસના દુધભર્યા વાછરડાનું અવલોકન કર્યુ છે? કદાચ ખીલેથી તે છુટી જાય છે તો ગમે તે દિશામાં, ગમે તેવા રસ્તામાં આંખો મીચીનેજ દોડ્યા કરે છે, એટલે સુધી કે આખરે એના આગલા પગ વળી જાય છે અને ગુલાંટ ખાઇ ભોંય પર પડે છે. રમાની દલીલોની પણ આવીજ દોટાદોટ. એ કયાં જઈ અથડાઇ પડશે તે કહેવાય નહીં. એને અટકાવવાનો રસ્તો એજ કે ગમે તે રસ્તે એને બોલતી અટકાવવી.

આપણે એટલું બોલવું કે એને બોલવાનો વખત-જ ન મળે.

રમાની વાગ્ધારા ચાલુજ હતી. ' સમજ્યા કે'ની ! ' રાઈનો પર્વત ' એટલે ભલાંભોળાં વિદ્યાબહેનને પ્રસન્ન કરવાની રમણભાઈની મુત્સદ્દી-ગીરી ! અને તમારા મુનશી. જુઓ એમનાં નવલોનાં સ્ત્રીપાત્રો. મીનળ અને મંજરી, મુંજાલ અને કાક આગળ કેવાં નમ્ર, ઝાંખાં થતાં, વિરૂપ થતાં ચીતર્યાં છે ? બધેએ તમારા પુરુષોનું આધિપત્ય. બધેએ સ્ત્રીત્વ દબાવી રાખવાનો પ્રયત્ન. તમારે બદલે અમારા હાથમાં સત્તા હોત તો આવું ન થાત. '

મેં તો રમાના છેલ્લા શબ્દોજ પકડી લીધા. અને આંખ મીચીને બોલવું શરુ કરી દીધું કે જેથી રમાને બોલવાનો અવકાશજ ન મળે.

' તમારા આધિપત્યમાં આવું ન થાત કે ? સ્ત્રીસત્તા યુગમાં તો રમા, ઋગ્વેદમાં કોઈક રડ્યાખડ્યાજ પુરુષો મંત્રદ્રષ્ટા હોત. વાક અને વિશ્વવારા, અરુંધતિ અને લોપામુદ્રાજ બધા મંત્રો લખત. અને પુરુષોનાં નામ સાથે જોડાએલા કોઈ રડયા–ખડયા મંત્રો જોઈ, વેદના મંત્રોનું વિવરણ કરનાર કોઈ વિદુષી સ્ત્રી અહો-બુદ્ધિથી પ્રેરાઈ લખી નાખત.

लोपामुद्रायाब्रह्मविदुष्या अगस्त्यनामा पतिर्महर्षिः स्वात्मानमस्तौत् ।

' અને કોઈક સ્ત્રી સ્મૃતિકાર સ્મૃતિગ્રંથમાં લખી નાખતઃ પુરુષે બાલ્યાવસ્થામાં માતાના તાબામાં રહેવું, યૌવનાવસ્થામાં પત્નીના તાબા-માં રહેવું અને વૃદ્ધાવસ્થામાં પુત્રીઓના તાબામાં રહેવું, કેમ કે न ना स्वातंत्र्यमर्हति ।

મેં તો ગબડાવ્યેજ રાખ્યું. 'અને કોઈક વનવાસી સાધ્વી ગંગાસ્નાન કરવા જતા ક્રૌંચ ક્રૌંચીની જોડી ખંડિત થતી જોઈ, અનુષ્ટુભ છંદોમાં એક રડું કાવ્ય લખી કાઢત. તેમાં અયોધ્યાની વૃદ્ધ લોલુપરાણી કેકય દેશના યુવાન રુપાળા કુમારને પરણી લાવત, અને પછી કોસલના કુમારથી થએલી પાટવી પુત્રીને ગાદી-એ બેસાડવા નક્કી કરત. પણ આથી તો પેલો કેકય કુમાર છેડાઈ પડત. પછી તો વૃદ્ધ રાણી અંતઃપુરમાં જઈ રુષણે ચઢેલા કેકય કુમારને પગે પડત અને વીનવત–'અપરાધી હું મુજ લાડકા પતિ રોષ પરહરીએ ' અને એક સુંદર કાવ્ય લખાઈ જાત.

' અથવા તો સ્ત્રી સત્તાયુગમાં કોઈક શ્યામા ભટાણી કોઈક રુખીપટલાણીની ઓસરીમાં બેસીને પુરુષના વ્યભિચારના પ્રસંગો કલ્પી કલ્પી ' મેના બાવની ' લખી નાખત. અને અનેક છપ્પા જોડી પેટ ભરીને પુરુષોની નિંદા કરત. તેની છેલ્લી લીટી આમ આવત. 'શ્યામા કહે રુખી સાંભળો પુરુષ નરકનો પહાડ છે. '

' અને અમનેએ તે તમે પડદામાં રાખત કે રખેને કોઈ સ્ત્રીઓ અમારા પર કુદષ્ટિ કરે ! અને અમારામાંથી ઘણાએ પડદાનશીન પુરુષો જાહેર રસ્તા પરથી પડદાવાળી ગાડીમાં જતાં પડદાની કનાત અમારી મેંદી મુકેલી, હીરાની વીંટીથી શણગારેલી આંગળીઓએ સહેજ ખસે-ડી મનુષ્યકૃત સૌંદર્ય અને રાહદારી સ્ત્રીઓને આંખો ભરીને જોત. '

' અને પીસ્તાળીસ વરસનાં કમળા કાકી તેર વરસના લક્ષ્મીદાસને પરણવા જાત; પછી તે પુત્રેચ્છાથી કે ભોગ લાલસાથી. આગળ રજાકમીયાંનું નહીં પણ કોઈક ગુલશન બીબીનું બેન્ડ વાગત, અને પાછળ અમે બધા હોત જાંદરણીમાં. અને શું હોત ? અમારો બપકો ! અમે પણ કેવા ફેશનદાર થઈ ગયા હોત. હાથમાં મોતીની બંગડીઓ હોત ! ચીનાઈ રેશમનાં ધોતીઆં તો તમેજ અમને અપાવત, અને અમેએ તે રેશમી ધોતીઆં કમરે ફરતી કરચલીઓ

વળે તેમ તેમ પહેર્યો હોત! લલ્લુકાકા ધરડા ધરડા પણ ઝીણો જામો પહેરત. કદાચ આની કાની કરત તો હીરા કાકી ખોસ કરીને પહેરાવત અને અમેએ ફેશનમાં, ને શણગારમાં કમી રાખત કે? મુછોમાં તો જાયજુઈનાં પુલ ગુંથત. દાઢીએ તો ગુલાબના ગજરા બાંધત. અને વહુ રાણીની ઘોડીની પાછળ, સાતે સુર, ત્રણે ગ્રામ અને એકવીસે મૂર્છનાનો કચ્ચરઘાણ કરતા કર્કશ અવાજે અમે ગાતા ગાતા ચાલત— 'કેસર ભીની જાન લાવી, જાન લાવી રે'.

છુટકારાનો એકદમ કાઢતાં મેં કહ્યું; 'રમા તમારા આધિપત્ય નીચે બધું થઇ જાત, આમ ઉલટ-પાલટ Topsy-turvy સમજી?' હવે તો મારી કલ્પના પણ ખુટી હતી અને રમાનો જુસ્સો પણ - મીજાજમાં આવ્યો હતો.

'હા, પણ આવીજ સ્થિતિ તમારી જો ખરેખર હોય તો તમને જીવન કેવું લાગે? રમાએ પુછ્યું.

'ગાંડી!' મેં જવાબ દીધો. 'છે તેવું ને તેવુંજ. નહીં સુખથી ઉભરાઇ જતું કે નહીં દુઃખમાં ડુબી જતું. સ્રીઓની મહત્તા અથવા તો અધમતા, કે પુરુષોની મહત્તા કે અધમતા અથવા તો બંનેની આપખુદી કે પરાધીનતા બધાંએ કવિઓ અને ફીલસુફોનાં મગજનાં ભૂત છે.'

'ખરું કહ્યું રમા! સંસારીઓનું જીવન એટલે સુખ અને દુઃખના મિશ્રણનું, પ્રકાશ અને છાયાની મેળવણીથી બનેલું એક ચિત્ર. નથી એમાં અત્યંત સુખની સેરો કે અગાધ દુઃખના દરીઆ. બંનેએ છે અને તે સમાણુ. તેથીજ જીવન શકય. કવિઓ અને ફીલસુફોમાંના કોઇક જીવન કેવળ દુઃખમયું જુએ છે તો કોઇક કેવળ સુખ ભયું'. બંનેએને વાસ્તવિક જીવનનું ભાન નથી. વિચારકો અને કલ્પનાકોવિદોનાં ભેજાં ગગનમાં વિહરે છે, અને તેમના પગ ધરતીમાં અદ્ધર લટકે છે. વહેવારુ વાસ્તવિક જીવનનો સ્પર્શ તે ભાગ્યેજ કરે છે. તેથીજ, કેટલાક જીવનમાં આશાની ઓટજ નીરખ્યા કરે છે, કેટલાક તેથી ઉલટું.



રમા ઘોડીઆ પાસે ક્યારની પહોંચી ગઇ હતી અને હાલા ગાવા શરુ કર્યાં હતા. 'ભાઇ તો મારો ડાહ્યો ને પાટલે બેસી નાહ્યો'

ખરું જીવન જે આપણે જીવીએ છીએ તે વહેવારુ જીવન ઘરડનું જીવન. ટેવના બળથી, રુઢિથી, વ્યવસાયથી જેમાં સુખ અને દુઃખ ઘડીભર દેખા દે છે. અને વિલીન થઇ જાય છે એવું જીવન. કૈંક પરમાર્થ, કૈંક દ્વેષ, કૈંક પ્રેમ, કૈંક સ્પર્ધા, કૈંક આપવડાઇ અને કૈંક પરસ્પર સુખ આપવાના ઝાંખા

રંગોએ રંગાએલું એક ચિત્ર. એમાં સુખનાએ પ્રસંગો છે અને દુઃખનાએ છે. પણ તે અલ્પ-ઝલ્પ. છે, છે'ને નથી નથી. અને આ 'છે છે નથી નથી' જેવી વસ્તુને કેંદ્રીભૂત કરી પેલા કવિઓ અને ફીલ્સુફો મોટી મોટી ઇમારતો ચણે છે અને વિપુલદર્શક કલ્પના અને વિચારોએ આ ઇમારતોને રંગે છે. માટેજ રસભર્યાં છતાંએ એમનાં લખાણો અવાસ્તવિક અને એમની આંખોએ જોએલું તારું સ્ત્રીત્વ તેએ તેવુંજ.'

આપણાજ જીવનમાં જોને હું આપખુદ છું? તારું સ્ત્રીત્વ કચરાયું છે? સવારના વખતમાં રસોઇ કરવામાં અને બપોરે નાની મોટી સત્તર આખતોમાં, મારી અને બાબુની સગવડ સાચવવામાં, તું કેવી ગુંથાઇ જાય છે? ત્યારે તને સ્ત્રીત્વ અને પુરુષત્વના વિચારોએ આવે છે? નવરું મગજ ક્લેશ ઉત્પન્ન કરવાનું કારખાનું કહ્યું છે તે સત્ય છે.

'સ્ત્રીજાતને કદાચ દુઃખ હશે; પુરુષજાત પણ સુખી નહીં હોય. પણ મનુષ્યપ્રાણી ટેવનું ગુલામ છે. તેને ભાગ્યેજ પોતાના સુખદુઃખની ખબર હોય છે. પણ વહેવારુ જીવનની પર ઉભેલા પેલા પંડિતો, કલ્પના અને તત્ત્વજ્ઞાનના ગોળા ગબડાવી, જનતાના જીવનમાં જ્વાળામુખી સળગાવે છે.'

અમારી જીભાજોડીથી બાબુ જાગી ઉઠ્યો હતો. 'મારો બાબુડો' એમ બોલતી રમા તો ઘોડીઆ પાસે ક્યારની પહોંચી ગઇ હતી અને હાલા ગાવા શરુ કર્યા હતા. 'ભાઇ તો મારો ડાહ્યો ને પાટલે બેસી નાહ્યો'ના ભાવભર્યા સુર સાંભળતાં, એક છુટકારાનો શ્વાસ લઇ આળસ મરડી, ખુરસી પર લંબાઇ, હું મનમાં બડબડ્યોઃ 'આ કવિઓ અને ફીલ્સુફોએ જનતાના ગૃહજીવનમાં રસ રેડ્યો છે કે વીખવાદ!

તા. ક.: 'ગુજરાત'ના વ્યવસ્થાપક પર મોકલતા પહેલાં આ લેખ રમાને વંચાવ્યો છે. રમા તો કહે છે કે આખાએ લેખમાં લેખકનું હૃદય અછતું રહ્યું નથી. અને લેખમાં મારી આપખુદી અને મુત્સદ્દીગીરીના તાણાવાણા સજ્જડ છે. પણ દલીલોનું પોત પાતળું છે. છેલ્લે રમાએ વિચાર કરતી મુખમુદ્રા કરી ફરમેવું: 'બાબુના હેતભર્યા મોટાભાઇને, અને મારા પર નિસ્સીમ પ્રેમ રાખનાર પતિ તરીકે તમને હું ઓળખી શકું છું. પણ આ લેખના પંડિત—લેખક તરીકે તમે મને અગમ્ય છો.' મેં પણ મુછમાં હસી જવાબ આપ્યો. 'બાબુની અને મારી નાની મોટી સગવડો સાચવતી, અહોરાત્ર જાગ્રત, અને ઘડીઆળની નિયમિતતાથી, મારા ઓફીસથી આવવાના વખતે, બાબુને હાથ પર લઇ દરવાજામાં ઉભી રહેતી, અને મને જોતાંજ ફુલડાં ફેરે તેમ મીઠું હસી દેતી, વહાલસોઇ મારી રમાને હું પુરેપુરી પીછાનું છું પણ સ્ત્રી-સન્માન અને—આપખુદીની તતુડી ફુંકતાં સૌ. રમાગૌરી મનેએ અગમ્યએ છે."





# આજનાં આપણા યુવાનોને શું જોઈએ ?*

લેખક:
સૌ. લીલા મુનશી
સભ્ય, સાહિત્ય સંસદ.

---

પ્રમુખ સાહેબ, સન્નારીઓ અને સજ્જનો,

ગઈ કાલે સ્ટેશન પર મને જ્યારે યુવક સંઘ તરફથી અત્રે ભાષણ કરવાનું આમંત્રણ મળ્યું ત્યારે મને ગભરાટ થયો. ભાષણો કરવાની મને ઘણી ઓછી ટેવ એ ગભરાટનું એક કારણ અને એક દિવસમાં ભાષણને માટે સારો વિષય તૈયાર ન થઈ શકે એ બીજું કારણ હતું. પણ પછી વિચાર કરતાં મને લાગ્યું કે યુવકસંઘ જેવી સંસ્થા કે ઉદ્દેશથી; યુવાનોની ભાવનાઓ, વૃત્તિઓને વિકાસનો વધારે માર્ગ મળે એવા ઉદ્દેશથીજ સ્થપાઈ હશે અને તેથી હું પણ યુવાનો વીશેજ કંઈ બોલું તો તે વિષય એમના આદર્શો સાથે સંવાદી બનશે. અને તેથીજ મેં આજનો વિષય "આજના આપણા યુવાનોને શું જોઈએ" એ રાખ્યો છે.

પણ એ વિષયની પસંદગી મારે માટે જરા વિચિત્ર છે. જીંદગીમાં બધું પરવારીને કોઈ ઘરડાં ડોસીમા આજનાં નવાં છોકરાંઓને શું જોઈશે એ પ્રશ્નનો અજાયબીથી માળા ફેરવતાં ફેરવતાં વિચાર કરતાં હોય તેના જેવું હું "આજનાં યુવક યુવતીઓને શું જોઈએ" એના પર બોલું એવું લાગે છે. એમાં એક ભ્રાન્તિ હું જાણે ગઈ કાલની થઈ ગઈ હોય એવો નીકળે છે જે મારે કબુલ નથી અને આશા છે કે તમને પણ કબુલ નહીં હશે. પણ જો તમે મને ખરેખરી ડોસીમા માનતા હશો તો તો મારે મારું અવાર્ધક્ય પુરવાર કરવા માટે નાનાં છોકરાં જેમ કાંકરા નાખે તેમ મારે પણ શબ્દોરૂપી કાંકરા તમારા પર નાખવા પડશે. અને એવું ગાંડુ કામ કોઈ ઘરડાં માણસ કરે નહીં એની તો તમને ખાત્રી હશેજ.

પણ એક વાર રા. મુનશીએ કોઈક ઠેકાણે કહ્યું હતું તેમ વિશ્વામિત્રીની ઉત્તરના લોકોમાં ગાંભીર્ય બહુ હોય છે અને હું પણ વિશ્વામિત્રીની ઉત્તરે જન્મી હોવાથી એ દોષથી મુક્ત નથી. એટલે કોઈ કોઈ વખતે "ફલાણાને શું જોઈએ" અને "ફલાણાએ શું કરવું જોઈએ"

* સુરત યુવક સંઘ તરફથી તા. ૩૦ : ૬ : ૨૮ ના રોજ આપેલું ભાષણ.

એવા ડાહ્યા ડાહ્યા પારકા માણસોને લગતા પ્રશ્નો પર વિચાર કરવાનું મને મન થઇ જાય છે. એ દોષ છે એવું કબુલ કરી લઉં છું પણ એ દોષ લગભગ સ્વભાવજન્યજ થઈ પડ્યો છે અને તમારા જેવા સારા માણસો મહલાવવાની તક આપે છે ત્યારે તો છેક કાબુમાંથી જતો રહે છે. જો કે વિશ્વામિત્રીની ઉપરજ રહેવા છતાં, ઉત્તરના લોકોના પડોશી વડોદરાએ મને એવું ડહાપણ ન કરવાની ચેતવણી આપી દીધી છે પણ શીખામણ આપવાની નબળાઇને ન વશ થાય એવા બહુ વિરલ માણસો આ દુનીઆમાં પાકે છે, અને હું તેનો અપવાદ નથી.

પણ મને ખરેખર વિશ્વામિત્રીની ઉત્તરના માણસો વઢશે એવો ભય લાગે છે માટે દક્ષિણે આપેલો પાશ છોડી હું જરા ગંભીર થવાનો પ્રયત્ન કરું.

આપણા આજના યુવાનોને–યુવાન શબ્દ હું બંને અર્થમાં વાપરું છું–શું જોઇએ એ વીશે જો વિચાર કરવા બેસીએ તો એક બીજાની અનુપૂર્તિ કરે એવી ઘણી ઘણી વસ્તુઓ આપણે જોઇએ છે એમ આપણને લાગ્યા વિના નહીં રહે. અને તે બધી વસ્તુઓની એક યાદી કરવા બેસીએ તો ઘણી લાંબી થઇ જાય. કોઇ કહેશે આપણામાં સાહસ નથી તે તેજ જોઇએ. કોઇ કહેશે કે આપણામાં સંયમ નથી; કોઇ કહેશે કે આપણામાં મહત્વાકાંક્ષા નથી; કોઇ કહેશે કે આપણામાં વિનોદજ નથી, તો કોઇ કહેશે કે આપણામાં પોતાની જાતમાં વિશ્વાસ કે નિડરતા નથી. કોઇને આપણામાં Push ( આગળ ધપવાની વૃત્તિ ) ઓછો લાગશે; કોઇને આપણામાં સભ્યતા ઓછી જણાશે. કોઇને આપણામાં કાર્ય કરવાની વૃત્તિજ નહીં દેખાય તો કોઇને આપણામાં સ્વતંત્રતાની ખામી લાગશે. શૌર્ય તો આપણામાં છેજ નહીં એમ સૌ માની બેઠા છે. આમ એકબીજાની અનુપૂર્તિ જેવા અનેક ગુણોની ખામીઓ બધા શોધી કાઢશે.

આ બધા ગુણો આપણા યુવાનોમાં જોઇએ એમ તો સૌએ કબુલ કરશેજ પણ ગુજરાતના મહાપુરુષોના વિચારો પણ આ બાબતમાં એકમત નહીં હોય. વલ્લભભાઇ કહેશે કે સાહસ પહેલું જોઇએ, ત્યારે ગાંધીજી કહેશે કે ના, સંયમ પહેલો જોઇએ, સાહસ પછી. વિઠ્ઠલભાઇ વળી કહેશે કે સાહસ અને સંયમની વાત તો સારી છે પણ સાયમન કમીશનનો સંપૂર્ણ બહિષ્કાર કરવા જેટલી સ્વતંત્રતા ને નિડરતા કેટલામાં છે ? તે તો લાવો, પછી બીજી બધી વાત કરો. વળી રા. મુનશી જુદુંજ કહેશે. એ કહેશે કે તમારામાં મહત્વાકાંક્ષા નહીં હોય અને તે સાથે આદર્શને ખાતર મરવાની તાકાત અને જીંદગીની નાની મોટી અકળામણો તરફ વિનોદવૃત્તિ નહીં હોય તો તમે કશું કરી શકવાના નથી. કાકા કાલેલકર જેવા કહેશે કે તે બધું ખરું પણ જ્યાં સુધી તમને તમારી જાતમાં વિશ્વાસ આવ્યો નથી ત્યાં સુધી કશું થઇ શકશે નહીં; માટે તમે તમારામાં આત્મવિશ્વાસ ઉત્પન્ન કરો. આપણા 'સૌરાષ્ટ્ર'વાળા રા. અમૃતલાલ શેઠ કહેશે કે તમે બધી વાત મુકી દઈ આગળ ધસતાં શીખો. તમારી જાતને 'Push' કરો. ગિજુભાઇ કહેશે કે બધું મુકી તમે બાળ કેળવણીમાં રસ લેતા થાઓ. બાળકો સુધરશે એટલે દેશ બધો સુધરેલો જ છે. રવિશંકર રાવળ કહેશે કે સાચી કળાને ઓળખો. યુવાનોને તો અત્યારે કળા જોઇએ છે. આપણા પુરાણી ભાઇઓ કહેશે કે તમે અમારા અખાડામાં આવો અને શરીરબળ કેળવો તોજ ઉદ્ધાર થશે. ડા. મુંજે જેવા કહેશે કે તમને હથીઆર ચલાવતાં ન આવડે ત્યાં સુધી કશું વળવાનું નથી માટે હથીઆર ચલાવવાની તાકાત મેળવવા ઘેર મરણી-

ઓ પાળો ને ઈંડાં ખાઓ. સરકાર કહેશે કે તમારામાં કાર્ય કરવાની વૃત્તિજ નથી તે પહેલાં અમારી પાસેથી શીખો; પરદેશીઓ કહેશે કે તમે અમારી સભ્યતા તો શીખો!

આમ દરેક મગજમાંથી આજના યુવાનોને શું જોઈએ તે વીશે જુદા જુદા અભિપ્રાયો નીકળશે. અને તેમાં મુખ્ય શું ને ગૌણ શું તેના પણ ઘણા પેકા અભિપ્રાયો મળશે. આપણે આમાંનું ઘણું બધું-લગભગ બધુંજ જોઈએ. એટલે અત્યારે આપણે એમાં શું સારું ને શું ખોટું; કયું વધારે ને કયું ઓછું ઉપયોગી તેનો ભેદ નહીં પાડીએ.

અને આ ગુણોની નામાવલિ આટલેથીજ સમાપ્ત નથી થતી. પ્રમાણિકતા, સત્ય, સ્વાશ્રય ચોકસાઈ, ચોખવટ, વખતની કીંમત, બીજાને મદદ કરવાની વૃત્તિ, બીજાને ન્યાય આપવાની તત્પરતા આવા આવા ઘણા ઘરગથ્થુ સદ્‌ગુણો આ ઉપરાંત તેમને જોઈશે.

તમે કહેશો કે માણસોના સદ્‌ગુણોની મોટી યાદીજ આ તો ગણાવી ગયાં. હવે તો બાકીજ શું રહ્યું!

એવી માન્યતા કોઈ રાખે તો તે તેની ભૂલ છે. આ તો માત્ર હાલના યુવાનોને આંતરિક વૃત્તિઓ કેવા પ્રકારની જોઈએ તેનો કૈંક ખ્યાલ છે. એ બધી વસ્તુઓ બહાર નથી દેખાતી પણ માણસના વર્તન પરથી તેનું અનુમાન થઈ શકે છે. પણ આ ઉપરાંત બીજી દેખીતી એવી કેટલીક વસ્તુઓ છે કે જે આજના યુવાનો માગી રહ્યા છે.

સૌથી પહેલાં તો આજના યુવાનોને પ્રજાકીય કેળવણીની મોટી જરુર છે. હું પ્રજાકીયનો અર્થ જરા વિશાલ રીતે વાપરું છું. કેળવણી પ્રજાકિય સંસ્થાઓમાં અપાતી હોય કે યુનીવર્સીટી મારફતે અપાતી હોય પણ જે કેળવણીમાં આપણી પ્રજાકીય ભાવનાને પોષે એવાં તત્ત્વ હોય તેને હું પ્રજાકીય કેળવણી કહું છું. પ્રજાકિય સંસ્થાઓમાં બેદરકારી કે બહુમતોને પરિણામે ને સરકારી કેળવણીમાં સરકારી તત્ત્વ વધારે હોવાને લીધે બંનેમાંથી એક સ્થળે એ ઉદ્દેશ પુરેપુરો સફળ થતો નથી, અને તેથીજ આજના યુવાનોની સૌથી વધારેમાં વધારે અને મોટામાં મોટી જરુરીઆત અણપુરાએલી રહી હોય તો તે પ્રજાકીય કેળવણીની છે. પણ એ દિશામાં કેટલાક છુટા છવાયા પણ સુંદર પ્રયત્નો શરુ થઈ ગયા છે અને લોકમત પણ એ દિશામાં વધારે વિચાર કરવા લાગ્યો છે એ ઘણા સંતોષની વાત છે.

એના જેટલીજ અગત્યની બીજી જરુરીઆત તે સ્ત્રીઓના માનસ પર લાગેલી બેડીઓ તોડવાની છે. જગત જ્યારે વિમાનની ત્વરાએ આગળ વધે છે, અને યુરોપની સ્ત્રીઓ હવે વિમાનીઓ થઈ જગતયાત્રાએ એકલી નીકળી પડે એટલી સાહસિક, પાવરધી અને પોતાના બળ ઉપર ઝુઝનારી થઈ છે ત્યારે આપણે અહીંની સ્ત્રીઓ હજુ ઘર સીવાય બહારના ક્ષેત્રમાં જઈ શકાય કે નહીં તેનો વિચારજ કરે છે. હજુ તેમનો માનસિક ઓઝલ પડદો ગયો નથી. અને તેથી એની સામે બંડ ઉઠાવી આજના યુવાનો માગે છે કે સ્ત્રીઓએ વધારે આગળ આવવું. સ્ત્રી પુરુષો એ સ્ત્રી પુરુષો તરીકે નહીં પણ મનુષ્ય વ્યક્તિઓ તરીકે એક બીજાની સાથે વધારે છુટથી મળવું; સ્ત્રીઓના કાર્યક્ષેત્ર પર જે કૃત્રિમ બંધનો મુકાયાં છે તે કાઢી નાખવાં અને સ્ત્રી પુરુષોને કેળવણીની, વિકાસની સરખી તક આપવી.

અને આને પરિણામે સ્ત્રીઓ ઘર સીવાય બીજા ક્ષેત્રોમાં જતી થશે તો કુટુંબ સંસ્થા ચાલતી અટકી પડશે કે સૃષ્ટિનો વિકાસ અટકી

પડશે એ ભય કોઇએ રાખવા જેવો નથી. નવા સંયોગો ઘડાશે તેમ નવી જાતના સમીકરણોથી કુટુંબ સંસ્થા ઘડાશે પણ મા, બાપ અને બાળક એ ત્રણેનો સંબંધ સૃષ્ટિ પર જયાં સુધી માનવીઓ વસે છે ત્યાં સુધી તો જવાનો નથી અને સૃષ્ટિમાં નકામાં માણસો વધતાં અટકી પડે તો તેમાં ફાયદો છે, ગેરફાયદો નથી.

પણ આને પરિણામે બીજાં પણ કેટલાંક પરિણામો થશે જે મારા મતે તો આવકારદાયક છે. સ્ત્રીઓને જે રીતે બાર વર્ષે ચોકઠામાં જડી શકાતી તે તે એકવીસ વર્ષની થાય તો એની મરજી વગર ભાગ્યેજ કોઇ ચોકઠામાં એને બેસાડી શકે; અને બેસાડે તો એ ચોકઠાનાં બંધનોને એ તોડતાં વાર નહીં લગાડે. એને પણ એના મનુષ્યત્વના હકોનું ભાન થશે ને પરિણામે ન્યાતો તુટશે. લગ્નની સંસ્થા વિશાલ થશે અને આપણી સંસ્કૃતિના જુદા જુદા પ્રાંતમાં વસતા સંસ્કારી જનોમાં તેથી જે જાતનું ઐક્ય આવશે એવું બીજા કશાથી નહીં આવે.

આને પરિણામે માનસિક દૃષ્ટિબિંદુને વિશાલતા પણ આપોઆપ આવશે. લોકોના જીવનનું ધોરણ વધારે ને વધારે સંસ્કારી થતું જશે. લોકોના જીવનના આદર્શ પોતાની ન્યાત કે ગામના સાંકડા ધોરણથી નહીં ઘડાય.

તે જેમ જેમ સ્ત્રી પુરુષોને વધારે ને વધારે પરન્યાતો સાથે, પરપ્રાંતો સાથે સંબંધમાં આવવાની તક મળશે તેમ તેમ તેમની વ્યવસ્થા શક્તિ વધારે ને વધારે કેળવાશે; તેમને વધારે ને વધારે મોટું સંઘબળ કેળવવાની જરુર પડશે; તેમને-સંપનું વધારે ને વધારે વ્યવસ્થિત સ્વરૂપ અજમાવ્યા વિના ને સ્વીકાર્યા વિના નહીં ચાલે. બારડોલીએ આપણને અત્યારે બતાવી આપ્યું છે કે નિર્બલમાં નિર્બલ પ્રજા પણ એ સંપ અને સંઘબળ તેમનામાં હોય તો કેટલું કરી શકે છે.

આ સંઘબળ-સંપ-વ્યવસ્થા શક્તિને અભાવે આપણી ઘણી સંસ્થાઓ નથી ચાલતી અને એના વિના આપણે પરદેશીઓને આધારે નિરાધાર થઇને પડ્યા છીએ. એક વર્તુલની અંદર બીજાં નાનાં નાનાં થતાં અનેક વર્તુલોની અંદર દબાઇ દબાઇને આપણું જીવન અને દૃષ્ટિમર્યાદા સાંકડાં ને સાંકડાં થતાં ચાલ્યાં છે. અને એક વર્તુલમાંથી બીજા વર્તુલની અંદર સંબંધમાં આવતાં આપણને અનેક વીટંબણાઓ નડે છે. કોઇ પણ ભોગે આજના યુવાનોએ આ વસ્તુસ્થિતિને કાઢવીજ જોઇએ.

યુવાનોએ ત્રીજો પ્રશ્ન પોતાની જરુરીઆતોનો ગણવો હેય તો તે પ્રજાકીય તંદુરસ્તીનો સવાલ છે. પંજાબીઓ અને બીજા ઉત્તરના લોકો બાદ કરતાં હીંદના બીજા ભાગમાં શરીરશક્તિ, ઉંચાઇ, ખમીર, સ્નાયુબળ ઘણાં ઓછાં હોય છે અને સ્ત્રીઓ પણ એટલી નાજુક થઇ છે કે તેમનાં સ્વાભાવિક કાર્યો પણ એમને માટે ઘણાં દુષ્કર બની ગએલાં છે.

આ સ્થિતિ થવાનાં કારણો ઘણાં છે. બાળલગ્નો, અપૌષ્ટિક ખોરાક, ખોટી રહેણીકરણી વગેરે કારણો આના મુળ તરીકે શોધી કઢાય. આખા દેશના યુવાનો એકજ ઇચ્છાશક્તિથી શરીરબળ સુધારવા મંડી પડશે એટલે એ બધાં કારણો આપોઆપજ દૂર થવા લાગશે.

અને યુવાનો આ અને આવી બીજી વસ્તુઓ એમને જોઇતી હશે તે મેળવશે પછી ક્યાં અટકશે ? પણ હજી અટકવાનું તો શાનું હોય ? આટલી તો એમની જાતને, એમના ઘરોમાં, એમના સમાજમાં શું શું જોઇશે તેની રૂપરેખા થઇ. આ ઉપરાંત તો એમને બીજા ઘણા પ્રશ્નોનો નીકાલ કરવાનો છે, દાખલા તરીકે એમને

રેંટીઆરાજ્ય જોઇશે કે યંત્રરાજ્ય ? બીજા શબ્દોમાં એમને કારખાનાં જોઇશે કે ગૃહઉદ્યોગ ? એમને પોતાનું લશ્કર જોઇશે કે પારકા લશ્કરે ચાલશે ? એમને સંપૂર્ણ સ્વરાજ્ય જોઇશે કે ઇંગ્લાંડના એક વિભાગ તરીકે ગણાવું એમને ગમશે ?

આ બધા પ્રશ્નોના ઉત્તર હું આપવાના પ્રયત્ન ન કરું. પણ પહેલા પ્રશ્ન માટે એક બે વસ્તુ તો હું કહું. છેલ્લા બે પ્રશ્નોને માટે તો શંકાનો કૈં અવકાશ રહેવાનોજ નથી. મારા નમ્ર મત પ્રમાણે રેંટીઆ રાજ્ય સરસ હશે પણ યંત્ર રાજ્ય છેક કાઢી નાખવા જેવું નથી અને કારખાનાંઓ ગમે તેટલાં ખરાબ હોય પણ માત્ર ગૃહઉદ્યોગોથી દેશની જરુરીઆતો પુરી પડશે કે કેમ એ એક સવાલ છે. પરદેશથી સંચા આવે અને તેનાં કારખાનાં ઉભાં કરવામાં આવે એ નીરાધારી આપણે કાઢી નાંખવી જોઇએ એ વાત મારે કબુલ છે પણ આજનું આપણું અર્થશાસ્ત્ર અને દુનીઆની સાથેનો આપણો સંબંધ એ બંને ફેરવાયાં છે તે વખતે યંત્રો વિના ચાલી શકે એ મને અશકય લાગે છે.

પણ અત્યારે મોટરથી માંડીને ટાંકણી સુધી અને ઘરમાં દીવાથી માંડીને સોયદોરા સુધી આપણે પરદેશી વસ્તુઓ વાપરતા થયા છીએ. કેટલાકના ઘરોમાં તો ટીનફુડસ, અનાજ, વગેરે ખાવાની વસ્તુઓ પરદેશી આવે છે. અને મીઠું પણ અહીંના કાળાને બદલે ત્યાંનું ગોરું વપરાય છે.

આમાંની કોઇ પણ વસ્તુ આપણા તેત્રીસ કરોડ માણસોમાંથી કોઇને અત્રે બનાવવાનું મન ન થાય ? એ વસ્તુઓ વિના ચલાવવાની આળસુ વૃત્તિ કરતાં જાપાનની માફક એવીજ વસ્તુઓ અત્રેજ પેદા કરવાનો લોભ કેમ કોઇ રાખતાં નથી ? મનુષ્ય સ્વભાવ જે જાતનો છે તે જોતાં પહેલાં કરતાં બીજો પ્રયોગ વધારે ઝડપથી સફળ થશે અને આખા જગતની પ્રગતિમાંથી છેક પાછળ નહીં પડી જવાય. અને તેથી આજના યુવાનોને કોઇ જાતની જો ખુબ જરુરીઆત હોય તો જીવનની જરુરીઆતની તમામ વસ્તુઓ અત્રેજ પેદા કરવામાં ગુંથાઇ જવાની છે.

આ ઉપરાંત પણ આખા દેશની દૃષ્ટિએ વિચાર કરનારા યુવાનોની બીજી ઘણી ઘણી જરુરીઆતો છે. એ બધાંની લાંબી ચર્ચા ન કરતાં માત્ર તેમનો નિર્દેશ કરીનેજ આજ તો આપણે સંતોષ માનીશું.

આજના યુવાનોને પોતાના સ્વદેશ બાંધવો ભુખે મરે અને અહીંનું અનાજ પરદેશ ચઢે એ પાલવતું નથી. આજના યુવાનોને ઢોરોની દીન, દુર્બળ દશા અને ધીરે ધીરે દુર્બળ થતું અને નાશ પામતું પશુધન જોઇ હૃદયમાં ઝાળ ઉઠે છે. આજના યુવાનોએ ડેરીઓના પ્રશ્નનો વિચાર કર્યા વિના છુટકો નથી. આજના યુવાનોએ વૈજ્ઞાનિક દૃષ્ટિએ ખેતીવાડીની સુધારણા વીશે તાત્કાલિક પગલાં લેવાંજ જોઇએ. આજના યુવકોએ વિજ્ઞાન, વૈદક, આરોગ્ય સુધારણા જેવા પ્રશ્નો પર વધારે ને વધારે લક્ષ આપવું જોઇએ. આજના યુવકોએ લશ્કરી તાલીમ લેવાનો પ્રશ્ન ઠામ ઠામ વધારે જોરમાં ઉપાડવો અને સાથે સાથે આજના યુવકોએ સમાજ સુધારણા, પતિત સ્ત્રીઓનો પ્રશ્ન, વિધવાઓનો પ્રશ્ન, બાળલગ્નો એ બધી વસ્તુઓમાં એટલી જોરથી પ્રગતિ કરવી જોઇએ કે આજથી દસ વર્ષે ગુજરાતમાં એ વસ્તુઓનું નામ નીશાન ન રહે.

સન્નારીઓ અને સજ્જનો ! તમને મારી આ વાત સાંભળીને પેલા એક આંધળા બ્રાહ્મણની

વાત યાદ આવશે. કોઇને એ વાત ન યાદ હોય, તો આજે હું ફરી સંભળાવું છું. એક દરિદ્ર અને આંધળો બ્રાહ્મણ હતો. તે પોતાના દુઃખથી એટલો કંટાળી ગયો હતો કે એક શિવાલયમાં જઇ તપ કરવા બેઠો. તેને થયું કે કાં તો શિવજી પ્રસન્ન થાય ને જન્મારાનું દુઃખ ટળે ને કાંતો આ દુઃખી અવસ્થામાં જીવવા કરતાં દેહ પડે.

હવે આ બીચારા દુઃખી બ્રાહ્મણને જોઇને પાર્વતિજીએ મહાદેવજીને વીનંતી કરી કે "મહારાજ! આપ આના પર પ્રસન્ન થાઓ. મારાથી એનું દુઃખ જોવાતું નથી." આમ પત્નીથી સત્કાર્યમાં પ્રેરાએલા—સ્ત્રીઓજ ઘણુંખરું પુરુષોને સત્કાર્યમાં પ્રેરે છે—મહાદેવજી પેલા બ્રાહ્મણની પાસે પ્રત્યક્ષ થયા અને કહ્યું: "હે બ્રાહ્મણ! માગ! માગ! હું તારા પર પ્રસન્ન થયો છું માટે તું જે માગે તે આપું. માત્ર શરત એટલી કે તારે મારી પાસે એકજ વરદાન માગવું."

પેલા બ્રાહ્મણે વિચાર કર્યો હું શું માંગુ? હું આંધળો છું, મારે બૈરી નથી, છોકરાં નથી, ધન નથી. મારે તો આ બધુંજ જોઇએ છે ને શિવજી કંઇ ફરી ફરીને આવવાના નથી માટે શું માગું? છેવટે તેણે વિચાર કરીને કહ્યું: "મહારાજ! આપ પ્રસન્ન થયા હો તો મને એવું વરદાન આપો કે મારા સાતમા માળની હવેલીએથી મારા છોકરાના છોકરાના છોકરાની વહુને હું સોનાની ગોળીમાં મારી આંખે છાશ વલોવતાં જોઉં." બીચારાએ એક વરદાનમાં એવું માંગ્યું કે શિવજી પણ એની ચતુરાઇથી પ્રસન્ન થયા અને તથાસ્તુ કહીને ગયા.

આ બ્રાહ્મણની માફક આજના યુવાનોને પણ આમ એક બે નહીં પણ અનેક વસ્તુઓ જોઇએ છે. એમને: સેન્ડો જેવું શરીરબળ, બૃહસ્પતિ જેવું બુદ્ધિ બળ, રોક ફેલર જેવું ધન બળ, ટાગોર જેવું સંસ્કાર બળ, બારડોલી જેવું સંઘ બળ, ગાંધીજી જેવું આત્મબળ, આ બધું જ જોઇએ છે અને તેથી એણે એવી રીતે પ્રયત્ન કરવા મંડી પડવું જોઇએ કે એની જાત મહેનતરૂપે શિવજીજ એને આ બધું એક સામટું આપી દે.

સન્નારીઓ અને સજ્જનો! મારી ભાષણ કરવાની શક્તિ જોતાં મારે માટે આ ભાષણ ઘણું મોટું થઇ ગયું લાગે છે. છતાં છેવટના બે શબ્દો કહ્યા વિના મારાથી ચાલતું નથી. જે પ્રેમથી અને આગ્રહથી તમે આજે મને આમંત્રણ આપ્યું છે તે માટે હું આપ સૌની અત્યંત ઋણી છું.





# જીવવું કોના માટે?

લેખક:
શા. મોહનલાલ પોટા

ચિત્રકાર:
શા. રસિકલાલ

—:o:—

૧૯૨૭ની સાલના જુલાઇ માસના છેલ્લા અંધવાડીઆને ગુજરાત કેમ ભુલશે? મહાપ્રલયનાં મહાપુર અને શિવજીનાં એ અઘોર તાંડવનૃત્યને સંભારતાં હૃદય કંપી ઉઠે છે. મહાગુજરાતની કાચું સોનું ઉત્પન્ન કરી શકે તેવી ભૂમિને ઉજ્જડ કરવા વિધિએ માંડેલા એ વિધાનોનો કોયડો કોણ ઉકેલી શકે એમ છે? માનવહૃદયનાં સત્ય, ન્યાય, દયા, ધર્મ વગેરે લક્ષણો લુપ્ત થવા માંડ્યા હોય અને એ ઇશ્વરી અંશોનો જનતાએ ત્યાગ કર્યો હોય તેના અપરાધની શિક્ષારૂપે વિધિપ્રેરિત એ પ્રલય ચેતવણીના રૂપમાં તો નહીં આવ્યો હોય? ઉત્તર આપી શકાય તેમ નથી. ભારતવર્ષની પુનિત ભૂમિમાં વાસ કરનાર માનવીઓ તો એવોજ કોઇ ઉત્તર અંતઃકરણના ઉંડાણમાંથી મેળવી લઇ મનનું સમાધાન કરી લે છે. ઇશ્વરની અકલિત લીલાના અનેક વિશિષ્ટ પરચાઓ મનુષ્યને સન્માર્ગે લઇ જવા માટે નિર્માએલા હોવા જોઇએ એમજ ઘડીભર લાગ્યા વિના રહેતું નથી.

શનિવારથી વરુણદેવે પોતાનું ઉગ્રરૂપ બતાવવાની છુપી છુપી તૈયારીઓ કરવા માંડેલી: રવિવાર બપોરથી આકાશ વિશેષ ઘનઘોર થવા માંડ્યું. વાયુદેવે પણ તેના પુરાણા મિત્રનો આ વખતે પુરેપુરો સહકાર કરવા નિશ્ચય હોય કર્યો એમ ભાસવા માંડ્યું. રાત્રિનો અંધકાર પૃથિવીપટને વિશેષ અંધારમાં ઢાંકી દઇ ભીષણતાને વધારવા લાગ્યો. આખી રાત્રિ વરસાદની ઝડી તથા પવનના સુસવાટાએ વડોદરાની પ્રજાને તેમના નિશ્ચયની ઝાંખી કરાવવાની શરુઆત કરી. સોમવારનું સવાર આવ્યું. વચ્ચે વચ્ચે વરસાદની ઝડી નરમ પડતી. તથા પવન પણ ધીમો થતો. નવ દસ, અને અગીઆર વાગ્યા. તેટલામાં તો ઇન્દ્રદેવે તથા વાયુદેવે પુરો નિશ્ચય કરી લીધો હોય તેમ જણાયું. પાવાગઢના પર્વતની બેખડોમાંથી ઝીણાં ઝરણાં માફક બહાર નીકળતી વાંકાચુંકા પ્રવાહવાળી "વિશ્વામિત્રી"નું રૂપ આજે કંઇ વિલક્ષણ દેખાતું હતું. આજે તે ઉન્મત્ત બનવા માંડી હતી. પતિના લાંબા સમયના વિરહની અગ્નિ જ્વાળાઓથી દગ્ધ બનેલા હૃદયવાળી; પતિએ ત્યાગ કરેલી અપમાનિતા–ખંડિતા–નાયિકા, એક છંછેડાએલી નાગણી કે વીફરેલી વાઘણ માફક ક્રોધાંધ બનેલી એ "વિશ્વામિત્રી" આજે હમેશાની વિશ્વામિત્રી

ન હતી. તેણે તો આજે નિશ્ચય કરેલો કે જેટલી અને તેટલી ત્વરાથી, જેટલી અને તેટલી ધૃષ્ટતાથી અને પોતાને પરાણે નિયંત્રિત કરવા માટે નિયત કરેલા માર્ગને પણ સજી દઇને પોતાના પતિને જઇને મળવું—તેની સાથે યુદ્ધ મચાવવું અને તેને પણ બતાવી આપવું કે પતિદેવો તેની પત્નીઓને વીસરી જાય તો પછી પત્નીઓ પણ શું કરી શકે છે ?

બે કાંઠા વચ્ચે પાણીનો પ્રવાહ તથા વેગ વધતાં ચાલ્યાં. અને બંને કાંઠાઓ ઉપર આવી રહેલાં નાનાં મોટાં અસંખ્ય ગામડાંના વાસીઓની કલ્પનામાં પણ આવે તે પહેલાં પાણીએ માઝા મુકી. કાંઠા સુધી પાણી આવ્યું. ઘડી બે ઘડીમાં ઉપરવટથી એ પ્રમત્ત બનેલી ઘેલી વિશ્વામિત્રીએ માઇલોના માઇલ સુધી પોતાના જળને પાથરી દીધું. આકાશ તુટી પડ્યું હોય એમ દશે દિશાના પવનોની મદદ સાથે વર્ષાદ શરુ થયો. બારે મેઘ એકસાથે વરસવા લાગ્યા. મહાગુજરાતના પાટનગર વટપુરની આસપાસ આજે એ નદી વીંટળાઇ વળી. પાણીનાં પુર ચઢવા લાગ્યાં. બપોરના ત્રણ વાગ્યા તેટલામાં તો શહેરના નીચાણના ભાગમાં આવેલા લત્તાઓમાં કેડપુર પાણી ચઢ્યાં. હમેશના અનુભવથી લોકો થોડી વાર તો છેતરાયા. "હમણાં પાણી ઉતરશે." "હવે વધારે નહીં ચઢે. હવે તો જરુર થંભી જશે." આવા આવા વિચારોથી બારીમાં તથા છજામાં ઉભેલાં સ્ત્રી પુરુષો તથા બાળકો શાંતિ મેળવતાં હતાં. સૌ ચઢતાં પાણી જોવાને આતુર હતાં. આવું દશ્ય ફરી ફરી ક્યાં આવવાનું હતું ? લોકોમાં હજુ સુધી તો આનંદ તથા એક પ્રકારની અનુપમ મઝા દેખાતાં હતાં. ઘર આગળ આટલું પાણી જોઇને હર્ષ ઘેલા બનેલા યુવાનો તો પાણીમાં [illegible] તથા તરી શકે તો તરવાનો લહાવો લેતા હતા. પરંતુ જેમ જેમ સાંજ પડવા માંડી તેમ તેમ લોકોની માનસિક દશા બદલાતી ચાલી. ધીમે ધીમે તેઓને જણાવા માંડ્યું કે પુર તો વધતાંજ હતાં. હવે બહાર નીકળવું અને પાણી સાથે રમવું તેમાં ભય હતો. પાછી રાત પડી. અને સાથે વિશેષ ગંભીરતા, ભય તથા કંઇક અકથનીય—ન સમજાય તેવી મુંઝવણ સૌના ચહેરા ઉપર સ્પષ્ટપણે દેખાવા લાગી. ભોંયતળીએ રહેનારા માણસોની તો ચિંતા બહુજ વધી ગઇ. ઉમર સુધી પાણી આવ્યું. જરાવારમાં અંદર આવ્યું. ઘરનો સામાન તથા ઘરવખરી ઉંચે અભરાઇઓ ઉપર તથા કબાટોમાં મુકાઇ. પરંતુ હવે તો નીચે પાણી ભરાયાં—વધવા માંડ્યાં. બીજે મજલે રહેતા પાડોશીઓ પોતાનો ધર્મ સમજ્યા. અને નીચેવાળાઓને ઉપર આશરો આપવા લાગ્યા. નાત જાતના ભેદ ભુલાયા. મનુષ્ય હૃદયમાં રહેલા ઇશ્વરી અંશનો વિજય થયો. આફતોથી મનુષ્યનાં હૃદય ખરેખરાં કુણાં બને છે તે અનુભવાયું.

આવી રીતે ચારે તરફ ચિંતા તથા ભય સર્વના ચહેરા ઉપર હતાં. ત્યારે દાંડીઆ બજારમાં આવેલા છઠ્ઠા કે સાતમા ઘરમાં બીજે માળે રજનિનાથ સોમવારની બપોરના બે વાગ્યાથી નીરાંતે ઉંઘવા માંડ્યા હતા. તે હજુ રાતના આઠ વાગ્યા સુધી ઉંઘતાજ હતા. તેની આવી અઘોર નિદ્રાથી એમજ જણાતું હતું કે તેને આવા વરસાદની ઝડીઓ કે પવનના સુસવાટની જરાએ પરવા ન હતી. છેવટે આઠ બજે તેઓ જાગ્યા. બહાર છજામાં આવ્યા. માણસોનો કોલાહળ, નીચેથી ઉપલે મજલે ભરાઇને ગભરાતાં માણસોનાં ટોળાંઓ, વચ્ચે વચ્ચે દૂરથી આવતા ગભરાટના અવાજો, વીજળીની બત્તીઓ રસ્તા ઉપર ઠરી ગએલી તેથી ચારે તરફ પ્રસરેલો અતિ ગાઢ અંધકાર, ધોધમાર વરસાદ તથા ભયંકર

ઝંઝાવાત વગેરે જોઇ રજનિનાથને પણ એક વાર તો ફમકમાં આવ્યાં. આસપાસની ભયંકર જીવ-લેણ પરિસ્થિતિનો તેને તુરતજ ખ્યાલ આવ્યો. તેવામાં "કડડડ, કડડડ, ભુસ" એવા અવાજો ઉપર આવવા લાગ્યા. "ઓ પેલા ઘાંચીનું ઘર પડયુ" "અરેરે પેલા પાનવાળાની દુકાન બેઠી", એવા પોકારો સંભળાવા લાગ્યા. તે પોતે પણ અસ્વસ્થ બન્યો. "આ ઘર પડશે તો ?" એ વિચાર ક્ષણ ભર તેના મગજ ઉપર દબાણ કરવા લાગ્યો. બીજીજ પળે તેના ચહેરા ઉપર નીડરતા દેખાઇ આવી. તે સહેજ હસ્યો. અને મન-માંજ બોલી ઉઠ્યો: 'ઘર પડે તો પણ શું ? મારે આ જગત સાથે શી લેવા દેવા છે ? ક્રૂર વિધિએ મારું સર્વસ્વ લઇ લીધું નથી ? મારી પતિપરાયણ, વહાલ સોઇ પત્નીને મારી પાસેથી, ઝુંટવી લીધી. અરે એટલેથીજ એ ક્રૂરતા અટકી નહીં. મારો હીરા જેવો એકનો એક પાંચ વર્ષનો પુત્ર પણ લઇ લીધો. ભલે આખા જગતનો પ્રલય થાય! ભલે સમસ્ત વિશ્વના ચુરે ચુરા થઇ જાય! હું જીવું તો પણ શું અને મૃત્યુને ખોળે જઇ પડું તોપણ શું! હવે જીવવું ? હવે કોના માટે જીવવું ? આવા આવા અનેક વિચારો એ લગ-ભગ ત્રીસેક વર્ષની ઉમરના, સુદૃઢ બાંધાના, ગૌર વર્ણના સુંદર તથા મોહક ચહેરાવાળા યુવક-ના મગજમાં ઘોળાતા હતા. તેની પત્ની એક વર્ષ ઉપરજ મરણ પામેલી હતી અને ત્યાર પછી તેનો એકનો એકજ પાંચ વર્ષનો પુત્ર પણ ક્રૂર કાળે ઝડપી લીધેલો. મધરાતનાં અઘોર પહોર-ની શરૂઆત થઇ ગઇ હતી, બહાર રસ્તા ઉપર



કુમુદ, જો નિશાનાથ કેવો ખીલ્યો છે ?

નવ, દસ ફુટ જેટલાં પાણી ચઢ્યાં હતાં. કાળાં ભમ્મર જેવાં એ પાણીનો ખળખળ વહેતો ધસમસતો પ્રવાહ એ અંધકારને વિશેષ ભયાનક બનાવી રહ્યો હતો. રજનિનાથ બહાર ઓશરીમાં વિચારશૂન્ય અવસ્થામાં, જડવત્ ઉભા હતા,

એકાએક પોતાની સામેના મકાન ઉપર દૃષ્ટિ પડી. એક બીજણુ દૃશ્ય તેણે જોયું. આંખે તમ્મર આવી. સામેનું મકાન પડવા માંડયું હતું. એક બાજુનો કરો પડયો. ત્રીજે મજલે રહેતું ત્રણ ચાર યુવકો તથા ત્રણેક સ્ત્રીઓનું એક કુટુંબ તો જેમ તેમ કરી બાજુના છાપરે થઇ પાછળથી સુરક્ષિત સ્થળે ચાલ્યું ગયું. પરંતુ બીજે મજલે રહેતાં એક વૃદ્ધ દંપતી તથા તેમની એકની એક સત્તર, અઢાર વર્ષની પુત્રી ભયંકર આફતમાં આવી પડેલાં હતાં એમ રજનિનાથ તુરતજ સમજી ગયો. બીજો કરો ધસી પડવાની તૈઆરીમાં હતો. સામેથી એ બાળાએ આક્રંદ કરવા માંડ્યું 'ઓ...ભાઇ, ભાઇ, અમને બચાવો!" એ શબ્દો રજનિનાથના કાન સાથે અથડાયા. "કોને માટે જીવવું?" એ પ્રશ્નનો ઉત્તર તેને મળ્યો. આવે સમયે પોતે સશક્ત, હીંમતવાન તથા મહાન ઉત્તમ પ્રકારની તરવાની શક્તિવાળો હોવા છતાં, પોતાની સામેજ નિરાધાર મનુષ્યોને મરવા દે એ તેને પોતાની અધમતાની પરાકાષ્ઠા લાગી. લોક કલ્યાણ કરવા માટે પોતાનું શેષ જીવન શા માટે ન ગાળી શકાય? બસ નિશ્ચય થઇ ગયો. તેણે પોતાના છજામાંથીજ બુમ મારીઃ "ગભરાશો નહીં. હું આ આવ્યો." કચ્છ મારી, નીચેને મજલે જઇ તેણે પાણીમાં ઝંપલાવ્યું. વીજળીની ગતિથી ઝપાટાબંધ પાણી કાપી સામે જઇ પહોંચ્યો.

પેલી બાળાએ અંતરની આશિષો વર્ષાવી. પોતાનાં વૃદ્ધ માતાપિતાને પ્રથમ લઇ જવા વીનંતી કરી. બાળાની માતૃ તથા પિતૃભક્તિ જોઇ રજનિનાથની, ઘણા સમયની સુકી રહેલી આંખો ભીની થઇ. એક પછી એક એ વૃદ્ધ દંપતીને પોતાની પીઠ ઉપર લઇ તરીને પોતાને ઘેર લઇ જઇ છજામાં મુકયાં અને અંતે તે બાળાને પણ તેવીજ રીતે લાવ્યો. તેજ ક્ષણે એ સામેનું ઘર "ધરરરરર" કરતું પૃથ્વીમાતાના ખોળે પડી, જળશાયી બની ગયું. વરસાદ તો તેટલાજ જોરથી વરસી રહ્યો હતો, અને પવનના સુસવાટાઓ ચાલુ હતા.

"કુમુદ બહેન તમે અંદરના ખંડમાં બેસો. આજે તો આખી રાત્રિ જાગવાનુંજ છે." આમ કહીને કુમુદ તથા તેનાં વૃદ્ધ માતા પિતાને રજનિનાથ અંદર લઇ ગયો. પોતે પાછો બહાર આવી ઉભો. કુમુદ તો આ બધું જોઇ ઝાડ જેવી થઇ ગઇ હતી. તેના મૌન હાસ્યે રજનિનાથને આશિષ આપી. અને ટાઢથી થરથર ધ્રુજતાં માતા પિતાને આશ્વાસન આપી શાંત કરવા પ્રયત્ન કરવા લાગી. બહાર ઉભેલા રજનિનાથની ચિંતા વધવા લાગી. એ ભયમાંથી ઉગારી લાવેલા આ નાના કુટુંબની તેને હવે ફીકર થવા લાગી. પોતાનુંજ ઘર પડું પડું થતું હોય એમ તેને શંકા થયાજ કરતી હતી. "જો ઘર પડે તો અત્યારે શી સ્થિતિ થશે?' એ વિચારે તે ગાંડો બન્યો. તેને પોતાની ફીકર ન હતી. પરંતુ ત્રણ જીવોને તેણે પોતાના ઘરમાં આણી મુકેલા તેનું શું? તેવામાં અંદરના ભાગની એક દિવાલ ધસી પડી. અને જબરો કડાકો સંભળાયો. કુમુદ ચીસ પાડી બહાર આવી. "અરે ભાઇ. આવો. આવો. મારાં માતાપિતા દબાયાં." તેનો અવાજ ફાટી ગયો. તે નખથી શિખ સુધી થરથર કાંપતી હતી. રજનિનાથના તો હોશજ ઉડી ગયા. તે એકદમ અંદર ગયો. સ્થિતિ સમજી ગયો. વૃદ્ધ દંપતીએ છેવટ સુધી એક બીજાનો સાથ રાખી પરલોકમાં પણ સાથેજ પ્રયાણ કર્યું હતું! રજનીની આંખે અંધારાં આવ્યાં. તે દિગ્મૂઢ બની અવાક્ ઉભો રહ્યો. કુમુદ તેના ચહેરા ઉપરથી વાત સમજી ગઇ. "રજનીભાઇ મારાં માતાપિતા નહીં નીકળે? જો, ભાઇ એ તો

[વધુ માટે જુઓ પૃષ્ઠ-૪૭૧]



તે ઊભી થઈ. "ભાઈ, હવે આપણે શું કરશું ?"

—જીવવું કોના માટે ? પૃષ્ઠ ૮૭૧ ]　　[ ગુજરાત : અ. શ્રાવણ–શ્રાવણ ૧૯૮૮



જાગી જાગી રે શય્યારસભરી. તપાસે સેજલડી ફરી ફરી.

# ઉષાહરણ કે અનિરુદ્ધહરણ?§

લેખક:

સ્વ. સૌ. ચૈતન્યબાલા મજમુદાર

આખ્યાન ઓખાહરણનું અનિરુદ્ધ કથાય.

—પ્રેમાનંદ કૃત 'ઓખાહરણ' કડવું ૨–૪.

એ એક દીવાળીની રાત્રિ હતી. દીપપૂજન કરતાંજ રાત બહુ ગઇ હતી. એટલે રાતે અગીઆર વાગે અમે અમારા અભ્યાસગૃહમાં દાખલ થયાં. વાચક જાણી લે કે એ અભ્યાસગૃહ એટલે અમારા ઘરના ત્રીજા માળનું માળીયું. રાત ગઇ હતી; છતાં ઉંઘ આવતી નહતી. શેરીમાં દીવ.ઓનો પ્રકાશ હજી દેખાતો હતો: ફટાકાની લુમોના અવાજ છેક શમ્યા નહોતા. જગત હજી જંપ્યું

§ 'લલિત કલા અને બીજા સાહિત્ય-લેખો' એ નામના લેખિકાના છપાતા લેખ સંગ્રહમાંથી, અપ્રસિદ્ધ લેખનો એક ભાગ.

ન હતું. દીવાળીના દહાડા એટલે તો સપરમા દહાડા. એવા ઉત્સાહના દિવસોમાં અજબ સ્ફુર્તિ રહે છે તે શું ખોટી વાત છે ?

એટલે કંઈ વાંચીએ એમ થયું. પણ શું વાંચવું ? કોઇક કાવ્ય વાંચીએ એમ ઇચ્છા થઈ. તરતનાં પરણેલાંને ગંભીર કવિતા ભાગ્યેજ ગમે એટલે શેમાંથી વાંચવું તે પ્રશ્ન થયો. એકાએક અમારી નજર ઉપરના નીચા છાપરા તરફ ગઈ. અને વળી અમે બંને હતાં પણ એકલાં. એટલે અમને "ઓખાબાઈનું માળીયું" સાંભર્યું. હવે શું વાંચવું તે પણ અમને સુઝયું.

નાનપણમાં એકલાં મેં 'ઓખાહરણ' કહેવાતું સાંભળેલું; 'અલુણાં 'એ કરેલાં; પણ સળંગ કાવ્ય વાંચેલું નહીં. તેથી એકડી બેકે, પ્રેમાનંદકવિવાળું 'ઓખાહરણ' વાંચવાનું અમે શરુ કર્યું. વાંચતાં વાંચતાં, વર વાંચ્છતી ઉષાને

ભામણ દે છે ચિત્રલેહા જો,
તું તો સાંભળ બાળસ્નેહા જો.
મારી ઓખાબાઈ સલુણાં જો,
તમે મત કરોને અલુણાં જો.

—એ સખીના ઉપદેશવાળી મેવાડાની દેશી: સ્વપ્નું આવ્યા પછી ઉષા સફાળી જાગે છે તે વખતના વર્ણનની

જાગી જાગી રે રામા રસભરી,
તપાસે સેજલડી ફરી ફરી.

—એ સામેરીની દેશી: સ્વપ્નું સંભારીને પસ્તાતી ઉષા

આશાભંગ થઇ ભામિની,
કરે સ્તુતિ કરે સ્વામીની.

—એ "ઓખાહરણનો ઢાળ"ના નામથી પ્રસિદ્ધ થએલી વેરાડીની દેશી: (ગોવર્ધનરામ ભાઇએ 'જોગીરાજ ! ઉભા રહોને જરી: મને વાટ બનાવોની ખરી'—એ પ્રસિદ્ધ ચોપાઇ આજ ઢાળમાં લખી છે) ઉષાસૌંદર્યમુગ્ધ અનિરુદ્ધનું

નારી તારી નાસિકાનો મોર,
નો'ય ભૂષણ ચિત્તનો એ ચોર;
મોહ્યો મોહ્યો તે મુખને મોડે,
મોહ્યો મોહ્યો તે ભ્રકુટિને જોડે.
ઓખા સ્નેહ તણો સાગર,
તેણે વીસાર્યો રત્નાકર

—એ પ્રમાણે અલંકાર યુકત વર્ણન કરતી ચોપાઇ: સ્નેહમાં ખલેલ પાડનાર પિતાનો ક્રોધ ઉષાની જાણમાં આવે છે; અને સૈન્ય એમને ઘેરી લે છે ત્યારનું વર્ણનઃ

કામિનીએ જ્યારે કટક દીઠું,
ત્યારે થઈ નિરાશ;
અરે દૈવ! તે એ શું કીધું?
મને હુતી મોટી આશ.
વહાલા ! કેમ વટશો રે?
મારા નાંધડિયા ભરથાર

—આવા રસ ભરેલા આખ્યાનમાં કંઈ કંઈ રસ સરોવરો દેખાયાં; કંઈ કંઈ વાણીના વિલાસો દીઠા; કંઈ કંઈ વસંતનું વાતાવરણ જામેલું જોયું: ઉલ્લાસ અને વિલાસના પ્રદેશો પણ વચમાં વટાવ્યા; પણ થોડીકજ ક્ષણોમાં

એમ કરીને ઓખા અળગી કીધી,
ભડ ગાજ્યો ને ભોગળ લીધી

—એ પ્રમાણે પ્રેમ શૃંગારમાંથી પ્રેમ શૌર્ય નો રસ પલટો થયો. તેમાં કવિની કલાનાં દર્શન થયાં. પછી તો, જેને રસમાં તણાવું કહે છે—એવું અમે પ્રત્યક્ષ અનુભવ્યું.

યુદ્ધ વર્ણન અને બાણાસ્તુતિ કરે છે. 'નમો નમો' વાળો શિવ વિષ્ણુના સંત્તનનો ભાગ ઝડપથી અમે પસાર કર્યો. વિવાહ વર્ણન હોંસભેર વાંચ્યું.



ાળ્યો આવ્યો દ્વારિકાનો ચોર,
લાખેણી લઇ ગયો રે

અને

ળાએ વાળી ગાંઠ,
છબીલી દોરડો નવ છૂટે.

એ કડવા સુધી અમે
ાંચી પહોંચ્યાં ને બહાર
'સપેરમેં દહાડે સબરસ''
ી ધુમો સાંભળી; ત્યારેજ
મારી આનંદની સમાધી
ટી.

'શું સવાર થયું ?'
મે બારીમાંથી જોયું તો
રેજ, પહો ફાટવાની
ૈયારી હતી. વિક્રમ રાજ-
ી સંવત ૧૯૭૭ નો એ
ોઢ હતો. હવે, બેસતા
ર્ષના મંગલ વખતે ઉંઘવું
ે શોભે ? ઉંઘવાનું માંડી
ાળ્યું; અને અમે આખ્યાન
ંબંધી ચર્ચા ચલાવી.
ાખ્યાન વાંચતાં વાંચતાં
ીચેની બે લીંટીઓએ
મારું ખાસ ધ્યાન
ોંચ્યું હતું:–

શુકદેવ કહે પરિક્ષિતને,
સુણ બાસઠમો અધ્યાય;
આખ્યાન ઓખાહરણનું,
અનિરુદ્ધ કહાય.

—કડવું ૨, ટુંક ૪.

અહીં આખ્યાન ઉષા-
રણનું: કથા અનિરુદ્ધહરણ
ી: એમ કેમ ? એમાં થયું

એમ કરીને ઓખા અજારી કીધી, બાંધ ગાજ્યો ને ભોજન લીધી.

તે ઉષાહરણ કે અનિરુદ્ધહરણ ?  ખરેખર એમાં હરણ તો અનિરુદ્ધ નુંથાય છે; ઉષાને તો કોઇ હરી જતું નથી ?—આ રસિક પ્રશ્ન પહેલ વહેલો તે દિવસે ખડો થયો હતો. પછી વચમાં વર્ષો વહી ગયાં. છતાં એ કોયડો જ્યારે જ્યારે સાંભરતો ત્યારે મનને રમ્ય મુઝવણ થતી. અહીં એ કોયડાનો કંઇક ઉકેલ સુચવવા પ્રયત્ન કર્યો છે.

'ઉષાહરણ' માંના 'હરણ' શબ્દમાં બલાત્કારનો ધ્વનિ છે. લગ્નના જે આઠ પ્રકાર કહ્યા છે તેમાંથી ગાંધર્વ, અસુર, રાક્ષસ અને પિશાચ–એ ચાર ક્ષત્રિયોમાં પ્રચલિત હતા; એમાંનો રાક્ષસ વિવાહ માત્ર રાજવંશીઓમાં થતો હતો. આ જાતના પ્રસિદ્ધ પૌરાણિક દૃષ્ટાંતો તરીકે 'રુક્મિણીહરણ', 'સુભદ્રાહરણ', 'લક્ષ્મણાહરણ' વગેરે ગણાવી શકાય.

આપણા પ્રાચીન આર્યાવર્તમાં, સમાજમાં જે જુદા જુદા વિવાહના પ્રકાર પ્રચલિત હતા તેનું વર્ગીકરણ સ્મૃતિકારોએ કર્યું; અને એના આઠ પ્રકાર ઠરાવ્યા તેમાંથી બ્રાહ્મ, દૈવ, આર્ષ અને પ્રાજાપત્ય–એ પ્રકાર બ્રાહ્મણોમાં પ્રચલિત હતા, અને તેમાંએ બ્રાહ્મવિવાહ પદ્ધતિ વર્ષમાં શ્રેષ્ઠ ગણાતી. આ વિવાહમાં વરનું કુલ, શીલ, વિદ્વતા, આચરણ, આરોગ્ય વગેરે જોઇને પોતાની કન્યા માટે સર્વ રીતે યોગ્ય છે એવું જણાઇ આવે તેને સુમુહૂર્તપર કન્યા આપવામાં આવતી.

ક્ષત્રિયોમાં, મુખ્યત્વે કરીને, ગાન્ધર્વ અને રાક્ષસ પદ્ધતિ ચાલુ હતી. ઉપરાંત બ્રાહ્મ પદ્ધતિથી તેમનામાં સવિધિ લગ્ન થતાં. ગાન્ધારી અને ધૃતરાષ્ટ્રનો તેમજ સાવિત્રીનો વિવાહ એવીજ રીતે થયો હતો. ગાન્ધર્વ વિવાહમાં ઉપવર કન્યા પોતાના વડીલોને ન જણાવતાં પોતાને પસંદ એવા પુરુષ સાથે લગ્ન કરી નાખતી. શકુન્તલા અને દુષ્યંતનું લગ્ન આવા પ્રકારનો વિવાહ હતો.

રાક્ષસ વિવાહ પદ્ધતિ બહુ ભયંકર હતી. એમાં કન્યાનું હરણ બળજોરીથી કરવામાં આવતું. કન્યાના ભાઇઓની મરજી વિરુદ્ધ તેને બલાત્કારથી લઇ જતા. આ પ્રકારના વિવાહમાં પરણનારનું શૌર્ય ખાસ વખણાતું એમ જણાય છે. કન્યાને સંબંધીઓમાંથી ઉપાડી જવી; અને પછી સામે મોંએ યુદ્ધ કરી, પોતાનો હરણ કરવાનો હકક સાબીત કરવો–એ પ્રકારની માન્યતા ક્ષત્રિય વીરોમાં હોય એમ લાગે છે. શ્રી કૃષ્ણે રુક્મિણીનું હરણ આવી રીતેજ કર્યું હતું. મહાભારતમાં, વિચિત્રવીર્યને માટે ભીષ્મે પણ અંબિકા અને અંબાલિકાનું હરણ આ પ્રમાણે કર્યું હતું.

આસુરી વિવાહમાં કન્યાનાં માબાપને 'શુલ્ક' અથવા કન્યાનું મૂલ્ય આપવું પડતું. કૈકેયીનો દશરથ સાથે અને માદ્રીનો પાંડુ સાથે થએલો વિવાહ આ પદ્ધતિનો હતો. બ્રાહ્મણોના આર્ષ વિવાહમાં, જેમ વર પાસેથી બે ગાયો લઇને કન્યા આપવાનો એક પ્રકારનો વિક્રય હતો,* તેમ બીજા વર્ણોમાં છોકરા છોકરી બંનેનો વિક્રય કરવાની આસુરી પ્રથા દાખલ થઇ ચુકી હતી. સીતાને 'રામાયણ'માં વીર્યશુલ્કા કહ્યાં છે. એમનું મૂલ્ય પરાક્રમ બતાવીને યોગ્યતા સિદ્ધ કરવામાં આવી જતું હતું: અને રામે ધનુર્ભંગના પરાક્રમથીજ સીતાને મેળવ્યાં હતાં.

* જી રે ચઢાણુમાં ચાર ગોતી, બે આપો, બે રાખો રે;
જી રે વહેવાઇને ત્યાં ચાર ગાયો, બે આપો બે રાખો રે.
—એ વિવાહગીતમાં આ આર્ષ વિવાહનું સૂચન હશે ?

'Only the brave deserve the fair.

—એ લીટીના રહસ્યનો તેમાં સાક્ષાત્કાર થાય છે.

ક્ષત્રિય રાજવીઓમાં પ્રચલિત રાક્ષસ વિવાહના અવશેષ બીજી વર્ણોમાં અધમ સ્વરૂપમાં હાલ જોઇ શકાય છે. કદાચ, 'વર' ને 'રાજા'નું બહુમાન આપણે આપીએ છીએ; અને ' કોણુ સ્રયનો બેટડો, કોણ છે નામ રે; ક્યારે નગરના ગરાસીયા ? એ તથા

લાડીયે બાપ જગાડીઓ,
માંડવે આવડો શો હોર રે ?
કે રે આવ્યો રાણો રાણો,
કે રે આવ્યો સુલતાન રેઃ
કે રે ચંદ્રમાએ મહ કીધો,
કે રે ઉગ્યો ભાણ રે—

—એવાં એવાં વિવાહગીતોમાં જોઇ શકાય છે તેમ લગનના ચાર દિવસ તેને 'વરરાજા'જ માનીએ છીએ તે ઉપરથી ક્ષત્રિયોમાં પ્રચલિત વિવાહ પદ્ધતિના કેટલાક આચારવિચાર પણ આપણી વિવાહ પદ્ધતિમાં પ્રવેશ્યા હોય એમ લાગે છે.

ખાસ કરીને આપણી સમાજ સ્થિતિના સ્થૂલ ઇતિહાસરૂપ આપણાં લગનગીતોમાં રાક્ષસ વિવાહના અવશેષ દૃષ્ટિગોચર થાય છે.

વર ઘોડે ચટે તે વખતનુ ગીતઃ—

કુંઅર †પાવડે પગ દઈ ચઢીઆ રે,
તારા વેરીને ધ્રાસકા પડીઆ રેઃ
કુંઅર દહીંનાં ગોરસ ખાધાં રે,
તારા વેરીનાં ‡હૈયડાં ફફડ્યાં રે,
§કયો રે રાણો રાજિયો રે ?
નથી આવ્યો રે રાણો રાણો રે
પુત્ર આવ્યો રે લેવા કન્યાદાન રે—

—એમાં કન્યાને લઇ જવા, ઘોડે ચઢી સામેથી વીરક્ષત્રિય આવતો હોય અને તેની પ્રતિમાથી કન્યાનાં માબાપને સર્વ જે અસ્વસ્થતા દેખાય છે તેનો આછો ધ્વનિ છે.

વરકન્યાને વદાય કરે છે ત્યાર પછી કન્યાનું મહીએર કેવું સુનું સુનું લાગે છે તે વખતનું ગીતઃ—

માંડવડે સોહે રે અજવાળાં કે દીકરી ક્યાં ગઇ રે ?
આવ્યો હતો ફલાણાનો પુત્ર,
લાખેણી લાડી લઇ ગયો રે,
વહેવાઇ તારો માંડવો સંભાળ,
તારી બેટી ક્યાં ગઇ રે ?
આવ્યો હતો ફલાણાંનો જાયો
લાખેણી લાડી લઈ ગયો રે ?

—એમાં કન્યાના પિતાની આંખમાં ધુળ નાખીને વર "લાખેણી લાડી" નું હરણ કરી જાય છે એવો સ્પષ્ટ ઉલ્લેખ જણાય છે.

વરવાળાં કન્યાને લઇને દરબમેર જાય છે ત્યારે જતાં જતાં ગાય છે તે ગીતઃ

અમે કુંઅરીઓ ગઢ જીત્યાં રે, આનંદ ભયો
અમે આવ્યા વહુઅર લેવા રે, આનંદ ભયો
અમે વહુઅર ઘેર લઇ જાશું રે, આનંદ ભયો

—એમાં, તથા

અડક દડક બોય ચીકણી, ફોફળ લાવી લાવી જાય રે
કીયા ભાઇ તમારે માંડવે કીયા ભાઈ જીતીને જાય રે
શું રે જીત્યા રે ? જીત્યા વગી, પડી રે પરોજે ભાત રે:
ભાત પડી રે ભીંજે નહીં, ગઈ રે દેશાવર વાત રે.

—એ બન્ને ગીતમાંથી કન્યાને યુદ્ધ કરી જીતી જવાના રાક્ષસ વિવાહના ભણકારા સંભળાય છે. વળી,

† 'દેઈ લઇ' પાઠાન્તર. ‡ 'ફડક' પાઠાન્તર § 'ઇંદરિયો' પાઠાન્તર.

×આવ્યો આવ્યો ચોટડાનો ચોર,
લાખેણી લાડી લઇ ગયો રે
આવ્યો આવ્યો નગર ધુતારો,
લાખેણી લાડી લઇ ગયો રે
આવ્યો આવ્યો કીયા ભાઇનો બેટો,
લાખેણી લાડી લઇ ગયો રે.

—આ ગીતમાંથી તો કન્યાનું અપહરણ કરી ગયાનો ખુલ્લો અર્થ નીકળે છે.

વળી 'કેટલીક નાતોમાં ફટાણાં ગાઇ જે બંને વેવાઇઓમાં પરસ્પર વાગ્યુદ્ધની લડાલડી થાય છે તેપણ એ રાક્ષસ વિવાહના પરિણામમાં થતી મારામારીના પડઘા કેમ ન હોય?'— એવો સંભવિત તર્ક ગોવર્ધનરામભાઇએ "પ્રાચીન હીંદુ ધર્મશાસ્ત્રમાંની વિવાહ પદ્ધતિઓ" —એ અંગ્રેજી લેખમાં કર્યો છે. કન્યાનું હરણ કરી જવાનો રાક્ષસી રીવાજ હલકી કોમ સીવાય બીજે કોઇ ઠેકાણે ગુજરાતમાં અસ્તિત્વમાં નથી અને આ હલકી કોમોનું મુળ તપાસવા બેસીશું તો જણાશે કે કોઇ ક્ષત્રિય વંશમાંથી ભ્રષ્ટ થએલી એ જાતો હોય છે. આ રીતે આવા વિવાહની છાપ આપણાં લગ્નગીતો ઉપર પડી હોય એમ લાગે છે.

એટલું ખરું કે પ્રાચીન કાળમાં કન્યાઓ પોતાનું લગ્ન કોની સાથે થશે તે પણ ભાગ્યેજ જાણી શકતી, કોણ જાણે કયેએ ગામ જવાનું થશે!—એવા અજાણ્યા ભવિષ્યની માત્ર કલ્પના જ એ કરતી. એ દીકરીઓ તો માત્ર એટલુંજ જાણતી કે—

અમે રે લીલા વનની ચકલીઓ,
ઉડી જશું પરદેશ જો.
આજ રે દાદાજીના દેશમાં,
કાલે જશું પરદેશ જો—

તેથીજ નીંદરણીઓ ગાય છે કે,

એક આવ્યો હતો પરદેશી પોપટો,
બેની રમતાં'તાં માંડવહેઠ; ધુતારો ધુતી ગયો—
બેને મેલ્યા ઢીંગલા, મેલ્યા પોતીઆ,
બેને મેલ્યો સહીઅરોનો સાથ ધુતારો ધુતી ગયો.

ઉષા અને અનિરુદ્ધનો તો પ્રીતિ-વિવાહ કહેવો પડે છે કારણ કે 'ઉષાહરણ'માં જે પ્રસંગમાંથી હરણ થાય છે તે ઉષાના હૃદયનું.* રાક્ષસ વિવાહમાં કન્યાનું જે સ્થૂલ હરણ, થાય છે તે અહીં થતું નથી. ઉષાનું તો માત્ર સ્વપ્નમાં વરી ગએલા અજાણ્યા પુરુષથી દીલ ચોરાય છે. ઉલ્ટુ ખરું હરણ, ખરી ચોરી

---

× પ્રેમાનંદને હાથે લગ્ન ગીતો વગેરેના ઉમેરાથી વધારેલા 'ઓખાહરણ'માં આ ગીત પ્રસંગોચિત ફેરફાર પામ્યું છે. ઢાળ માટે 'ફટાણાની દેશી' એમ નામ આપ્યું છે (કડવું ૫૧)

આવ્યો આવ્યો દ્વારિકાનો ચોર, એના વડ પિતાએ ચાર્યો ઢોર;
લાખેણી લાડી લઈ ગયો રે
આવ્યો આવ્યો ગોપીઓનો માખણ ચોર, એતો નાગરનંદકિશોર.
લાખેણી લાડી લઇ ગયો રે. વગેરે

* સરખાવો :—

(અ) માહરું એ વર રે, સુણ સહીઅર રે, મન એણિ હરી લીધઉં રે
—જનાર્દન કૃત 'ઉષાહરણ', કડવું ૧૩–૮

(આ) શ્રી કૃષ્ણ સુત જે પ્રદ્યુમ્ન, તેહ તણો અનિરુદ્ધ તન;
ચિત્તવિત્ત તેણે હરી લીધું, ભયું વિહ્વલ મન.
—માધવદાસ કૃત 'ઓખાહરણ' કડવું ૮–૧૫

(ઈ) ઘણું રૂપ સબળ છે સારું, તેણે ચિત્તડું ચોર્યું છે મારું.
—પ્રેમાનંદ કૃત 'ઓખાહરણ,' કડવું ૧૮–૨૨

તો અનિરુદ્ધની થાય છે. એટલે 'રુક્મિણી હરણ,' 'સુભદ્રાહરણ' 'લક્ષ્મણા હરણ' જેવા કૈંક અવનવા રસિક પ્રકારનું આ ઉષાહરણ છે.

આવા પ્રીતિવિવાહ, પ્રાચીન કાળની સ્વયંવર પદ્ધતિના પ્રચારથી શક્ય હતા. કન્યા પરણવા યોગ્ય થતી ત્યારે તેને યોગ્ય પતિ શોધી કાઢવાનું કામ તેના માતપિતા કરતાં; અથવા કન્યાને પણ પોતાના જીવનનો સાથી ખોળી લેવા માટે કહેવામાં આવતું; પરંતુ આવી રીતે પસંદ કરેલા પતિને પરણતાં પહેલાં તે બાબતમાં પોતાના પિતાની સંમતિ તેને લેવી પડતી. સાવિત્રીએ સત્યવાનને પસંદ કર્યો ને ઘેર પાછી આવી ત્યારે, તેના પિતાએ કહ્યું હતું કે, " તેં જેને પસંદ કર્યો હોય તે કોણ છે તે મને કહે. હું તેને માટે વિચાર કરીને પછી, તને તેની સાથે પરણાવીશ. " આમ સંમતિ મળ્યા પછી, વર્ણાશ્રમ ધર્મને યોગ્ય એવી વિવાહ પદ્ધતિથી લગ્ન થતાં હતાં. ઉષાએ પણ પોતાનો વર પોતે ( સખીની સહાયથી ) ખોળી કાઢ્યો હતો. પરંતુ તે પછીની વડીલોની સંમતિ લેવાનો માર્ગ એણે ઉલ્લંધ્યો હતો. તેથીજ બાણુનો કોપ એને ખમવો પડ્યો હતો.

વડીલોની મરજી વિરુદ્ધ કન્યાઓએ વરેલા ઇચ્છાવરનાં દષ્ટાંતો પુરાણ અને ઇતિહાસમાંથી મળી શકે છે. મેનાની પુત્રી પાર્વતી જ્યારે શિવને પરણ્યાં ત્યારે તેમને દેવ માનીને એ પરણ્યાં નહોતાં. પોતાને યોગ્ય વર એજ છે એવું સમજીને શિવને પરણ્યાં; અને પોતાના બાપની મરજી વિરુદ્ધ એમણે એ પ્રીતિવિવાહ કર્યો હતો. એમને મેના કે હિમાલય કોઈ વારી શક્યું નહોતું. સુભદ્રા બળરામની મરજી વિરુદ્ધ અર્જુનને પરણી; શકુન્તલાએ કણ્વમહર્ષિની અનુમતિ લીધા વિનાજ દુષ્યંત સાથે ગાંધર્વ વિવાહ કર્યો. સાવિત્રીએ પણ અલ્પાયુષી તો અલ્પાયુષી પરંતુ પોતેજ પસંદ કરેલા સત્યવાનનું પાણિગ્રહણ કર્યું. દેવતાઓને પણ જતા કરનાર દમયંતી અને નળનો પ્રતિવિવાહ જાણીતો છે. શ્રીકૃષ્ણને વરવાનો રુક્મિણીએ નિશ્ચય કર્યો અને અંતે બીજાને વરવાનો વખત આવ્યો ત્યારે કેવી યુક્તિથી એ અણુપાલવતો વિવાહ એણે ટાળ્યો એ વાત પણ પ્રસિદ્ધ છે.

સ્વયંવર અને પ્રીતિ લગ્નમાં સહજ ભેદ છે; કારણ કે સ્વયંવરમાં તો શરત પુરી કરનારને જ કન્યાએ પરણવું પડે એવું સામાન્ય * બંધન હોય છે. તેથી તેમાં પસંદગી કે ના પસંદગીનો સવાલજ રહેતો નહોતો. પ્રીતિવિવાહ કરનારાં દંપતિનું વય તો સુયોગ્ય હોવાથી પોતાનું હિત એ વિચારી શકતાં અને જાતેજ પરણતાં—એમ આ ઉપરથી લાગે છે. પ્રીતિ વિવાહની ઉચ્ચ ભૂમિકાનાં દર્શન પણ આ ઇતિહાસોમાંથી આપણને ક્વચિત ક્વચિત થાય છે.

મહાભારતમાં પ્રસંગ છે કે, અંબાના મનમાં ભીષ્મની સાથેજ પરણવાનો નિશ્ચય હતો પરંતુ ભીષ્મે આજન્મ અવિવાહિત રહેવાની પ્રતિજ્ઞા કરી છે એમ એને પાછળથી ખબર પડી, ત્યારે તેણે પણ બીજા અયોગ્ય વરને વરવા કરતાં ન પરણવુંજ સારું ગણ્યું હતું. અંબાના જેવીજ ઘટના કાઠીઆવાડી લોક–સાહિત્યમાંના 'મેહ જેઠવો અને ઉજળી'ના પ્રેમપ્રસંગમાં વર્ણવાઇ છે. મેહ, ચારણકન્યા ઉજળીને પરણવાનું વચન આપીને જાય છે; પણ પછી આણું મોકલતો નથી. એટલે, (દુષ્યન્તે આણું ન મોકલવાથી જેમ શકુન્તલા જાતેજ રાજસભામાં જઇ ચઢી હતી તેમ ) અધીરી ઉજળી મેહને સામી મળવા

* 'સામાન્ય' કારણ કે 'દ્રૌપદી સ્વયંવર' જેવામાં દ્રૌપદીએ સૂતપુત્ર કર્ણ ને શરત પુરી કરે તો પણ પરણવાની ના પાડી હતી.

ગઇ. ત્યારે ભીષ્મની પ્રતિજ્ઞાને મળતું બહાનું મેહ જેઠવાએ આગળ ધર્યું:—

ચારણ એટલા દેવ, જોગમાયા કરી જાણિયે:
ચારણથી મન ચળે, બુડે બારડાનો ધણી!

ઉજળી આ બહાનાથી બહુ આશાભંગ થઇ: ક્રોધથી બળું બળું થઇ ગઇ. આખરે પ્રેમીએ તરછોડેલી ઉજળી સાધ્વી થઇ ગઇ: અંબાની પેઠે, બીજાની સાથે વિવાહ ન કર્યો: અને પાર્થિવ પ્રેમને ભક્તિમાં પલટી નાખી પોતાનું દુઃખ ભુલી ગઇ.

મધ્યકાળના રજપુત ઇતિહાસમાંથી પૃથ્વીરાજ અને સંયુક્તાનો વિવાહ આવો પ્રીતિવિવાહ કહી શકાય. સ્વયંવરમાં ન નોતરેલા, છતાં પુતળારુપે દ્વારપાળ તરીકે અપમાન પમાડેલા પૃથ્વીરાજનેજ સંયુક્તાએ વરમાળ પહેરાવી હતી. પિતાની મરજી વિરુદ્ધ આ પસંદગી થઇ હતી. એટલે શ્રીકૃષ્ણની જેમ પૃથ્વીરાજ રુક્મિણી જેવી સંયુક્તાને શત્રુઓની મધ્યમાંથી ઉપાડી લઇ પોતાના રથમાં બેસાડી રાજધાનીમાં લઇ ગયો હતો.

પ્રીતિવિવાહની મીમાંસામાંથી બીજું એક રસિક તત્ત્વ આપણે કાઢી શકીએ છીએ. સામાન્ય રીતે, નાયિકાનાં રૂપ, ગુણ, લાવણ્ય વગેરેથી નાયક આકર્ષાય છે. ઘણે ભાગે, Love at first sight—' દષ્ટો દષ્ટ મળતાં ' જે લગ્ન થયાનું વાંચીએ છીએ તેમાં યુવકની ઇચ્છાજ આગળ પડતી જણાઇ આવે છેઃ યુવતીતો માત્ર એ ઇચ્છાને સંમતિ આપે છે. પુરુષ એ સૌંદર્ય પિપાસુ અને સ્ત્રી એ સૌંદર્યનું સરોવરઃ એવા સંબંધથી આ આકર્ષણ જન્મેલું હોય છે.

પરંતુ નાયકજ જ્યાં નાયિકાને આકર્ષે છે એવું વિરલ દૃષ્ટાન્ત તો અનિરુદ્ધ અને ઉષાનું છે. ઉષાના તીવ્ર સ્નેહને લીધેજ ચિત્રલેખાને અનિરુદ્ધની ચોરી કરી લાવવી પડે છે. ઉષાનો અનુરાગજ એની પાસે આવું સાહસ ખેડાવે છે. સ્વપ્નના સુખથી મોહી પડેલી ઉષા એ સ્વપ્નમાં વરી જનારને મેળવવા તલસે છે. તેથી સ્ત્રીઓનાં ભૂષણરુપ લજ્જા અને સંયમ પણ ઉષા ખોઇ બેસે છે. એ બધું એક અજાણ્યા પુરુષના મોહને લીધેજ.

કન્યાને, વર થવા લાયક યુવક પ્રત્યે અનુરાગ કેવી કેવી રીતે જાગે છે અને પછી દૃઢ થાય છે તે સંબંધીનું વિવાહગીપત ણુ રમ્ય છે.

લાડકડી અહી રે હમાડ, સુંદર વરને નીરખવા રે
દાદાજી મુજને પરણાવો, *મેં ન્યાળ્યો નીશાળીઓ રે:
'કહે બેટી ક્યાં થકી દીઠો કે ક્યાં તારાં દીલ વસ્યાં રે?'
નીશાળે ભણતેલો દીઠો કે અક્ષરે મારાં દીલ વસ્યાં રે
સરોવરીયે નાતેલો દીઠો,
કે †ચોટલીએ મારાં દીલ વસ્યાં રે.
... ... ...
સોના ગેડીએ રમતેલો દીઠો,
કે દડુએ મારાં દીલ વસ્યાં રે
... ... ...
સોના થાળીએ જમતેલો દીઠો,
કે કોળીએ મારાં દીલ વસ્યાં રે

—આવા સુંદર વરનું ચિત્ત કન્યા પછી કેવી રીતે ચોરે છે તેનું આપણું વિવાહગીત તેટલુંજ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૬૭]

* ' એ વર છે વરણાગિયા રે ' પાઠાન્તર.

† ' સીતા વિવાહ'માં સીતા, રામને ધનુર્ભંગ કરવા જતા પહેલાં જોઇને રૂપમુગ્ધ થાય છે, તે વખતનું રામનું સ્વરૂપ એટલે

છોટી કછોટી ને શીશ ચોટી કમળ કામળવાન
કેસરી લંકે લટકતા રઘુનાથજી શીનલેવાન

—ચોટલીની આ મોહકતા ધ્યાન ખેંચનારી છે.

# સર્પદંશ

લેખક:
રા. પરશોત્તમ ત્રીકમદાસ

મુંબાઇના પ્રખ્યાત ખાનગી ડીટેકટીવ શેરખાનનું નામ ભાગ્યેજ કોઇને અપરિચિત હશે. ૧૯૦૫ માં લંડનના સ્ટ્રેંજ કેસના એમના બાહોશ ખુલાસા પછી એમનું નામ અતિ પ્રસિદ્ધ થઇ ગયું. દુનીઆના ઘણા દેશોમાં વખતો વખત એમણે આલાક ગુનેહગારોને મહાત કરી વિશેષ કીર્તિ મેળવી હતી. ૧૯૧૮ ના જુલાઇ માસની ૧૨ મી અને શનિવારે જમ્યા પછી હુકકો ગટગટાવતો શેરખાન ઇઝીચેર પર પડયો હતો. પાસેની એક ખુરસી પર બેસી હું શેરખાનના ગુનેહગારો અને ખાસ કરીને એક મહારાજાના મહેલમાં બનેલા વિચિત્ર બનાવોની કહાણી સાથેના દ્વંદ્વ-યુધ્ધોનો રસિક વૃત્તાંત સાંભળતો હતો. લગભગ રાતના સાડાદશ વાગ્યા હશે. દરવાજાની ઘંટડી વાગી અને નોકરે આવી કહ્યું: "ડૉ. જીવણલાલ આવ્યા છે" નોકર જાય તે પહેલાં તો જીવણલાલ દાખલ થયા. જીવણલાલ શરીરે પતળા તથા ઉંચા હતા. આંખોમાં જે હોંશીઆરીથી એણે સર્જન તરીકેની નામના મેળવી હતી, તેની ઝમક સ્પષ્ટ જણાતી હતી. તેનો ચહેરો વિચારશીલ તથા જરા ગમગીન દેખાતો હતો.

"કેમ જીવણલાલ, બહુ મોંઘો થઇ ગયો છે ? હાલમાં તો હું માંદો થાઉં તોજ તારાં દર્શન થાય છે; પણ આટલે મોડેથી અને સ્મશાનમાંથી હમણાંજ પાછો ફર્યો હોય તેવું મોઢું કરી કેમ આવ્યો છે ? શું મારા કોઇ દુશ્મને મારા મૃત્યુના ખોટા સમાચાર તો નથી મોકલ્યા કેની ? ગભરાતો નહીં; હજી તો હું જીવતો છું. ચાલ કોફી પી જરા તાજો થા અને તારા હસમુખા ચહેરાને થતો અન્યાય દૂર કર."

"ના, એ વિષ તનેજ મુબારક હો" કહી જીવણલાલે કોફીની ના કહી. શેરખાનની કોફીને એણે વિષની ઉપમા આપી તે યોગ્યજ હતી. કારણ શેરખાન બહુજ ઉકાળેલી દુધ, સાકર વિનાની શાહી જેવી કોફી પીવામાં મજા માનતો હતો. જમ્યા પછી એ કોફીના લગભગ અર્ધા ડજન પ્યાલા તો સહેલાઇથી તે ખલાસ કરતો.

" વારુ કોશી નહીં તો વ્હીસ્કી લે. મુસલમાને આપેલી વ્હીસ્કી ભાગ્યેજ મળશે " કહીને વ્હીસ્કીને સારો જેવો ડોઝ ભરી ગ્લાસ જીવણલાલ પાસે મુકયો.

" બોલ, શું છે ? ઘણીજ ગંભીર વાત લાગે છે. રામલાલની સંકોચ રાખવાની જરુર નથી. ગુનેહગારો સાથે મારે જીવલેણુ યુદ્ધ થતું, ત્યારે એ હંમેશ સાહાય્ય આપતો. એ મારો સહાયક ને સહચર છે. એની મદદ નહોત તો આજે કેટલાએ ગુનેહગારો દુનીઆમાં વાઘ વરુની પેઠે છુટા ફરતા હોત. કેમ રામલાલ ? " શેરખાનને વાતમાં અતિશયોકિત તથા મજાક જરા વધારે પસંદ હતાં.

" હા, ઘણીજ ગંભીર વાત છે. મોંબાસાવાળા શેઠ અબ્દુલ કરીમનું અચાનક મૃત્યુ થયું છે. હું એમને ઘેરથી પરભાર્યોજ આવું છું. ડાકટરોના કહેવા મુજબ મૃત્યુનું કારણુ સર્પદંશ છે. "

" ડાકટરોના કહેવા મુજબ એટલે ? તું પણુ ત્યાં હતો ને ? "

" એટલેજ કહું છું. અમે ચાર ડાકટરો હતા. બરાબર ચોક્કસ રીતે કહું તો ત્રણ ડાકટરોના અભિપ્રાય પ્રમાણે. "

" એ ત્રણે ખોટાજ હોવા જોઇએ. એમને ખોટા પાડવા મારી મદદની જરુર તો નથી, પણુ જરુર પડે તો બંદાને ખુશીથી ફરમાવજે."

"મશ્કરીની વાત નથી. એ ભુલે છે એમ મારો મત છે. એ વાત મોરે સાથે મેં છેડી જોઈ. બીજા બે ડો. વાઇકર અને ડો. કેશવલાલ તો ગધેડાજ છે, પણુ મોરેએ પણુ મારી વાત હસી કાઢી, એટલે વધારે બોલવામાં સાર નથી, એમ મને લાગ્યું. આખી જીંદગીમાં સર્પદંશનો દોઢ કેસ એમના જોવામાં આવ્યો હશે. મેં એ વીષે જ્ઞાન મેળવવા અમેરીકામાં ત્રણ વર્ષ ગાળ્યાં છે. વળી મારો અભિપ્રાય બરાબર હોય, તો દાળમાં કૈં કાળું હોવું જોઇએ, એમ લાગવાથી બીજા કોઇ સાથે વધારે વાત ન કરતાં હું અહીં તારી પાસે આવ્યો. "

" મૃત્યુ કઇ રીતે અને કયાં થયું ? "

" જેટલું હું જાણું છું તેટલું ટુંકમાં કહીશ. સાડા આઠ વાગે ટેલીફોન આવતાં હું અબ્દુલ કરીમને બંગલે ગયો. મોરે, વાઇકર, તથા કેશવલાલ આવ્યા હતા. શેઠ બપોરે સાડાબાર વાગે, શનિવાર હોવાથી એમના હંમેશના રીવાજ પ્રમાણે મોટરમાં જુહુને બંગલે ગયા. એમની સાથે કોલોનીઅમાંથી આવેલો ગૃહસ્થ હતો. સાંજના છ વાગ્યાને સુમારે એ બે જણુ ફરવા ગયા અને લગભગ સાડાસાત વાગે પેલો માણુસ અબ્દુલ કરીમને ઉંચકી બંગલે લાવ્યો. શોફર બંગલાના ઓટલા પરજ હતો. તે માણુસે શોફરને કહ્યું કે રસ્તામાં ચાલતાં શેઠને સાપ કરડયો. શોફરના કહેવા પરથી શેઠ તે વખતે બેભાન અવસ્થામાં હતા. મોટરમાં નાખીને મલબારહીલને બંગલે લાવ્યા અને ડાકટરોને ટેલીફોન કરી બોલાવ્યા. બંગલે લાવ્યા તે વેળા પેલો માણુસ મોટરમાં સાથે હતો, અને જો કે મહમદઅલી શેઠનો જયેષ્ઠ પુત્ર બંગલે હતો, તો પણુ આ અકસ્માતના ખબરથી એને એટલો આઘાત થયો કે એ માણુસને બનાવ શો બન્યો હતો, તે પુછી જોવાનું ભાન પણુ એને રહ્યું નહીં. હું ગયો તે પહેલાં એ ચાલ્યો ગયો હતો એટલે મારાથી પુછી શકાયું નહીં. પણુ એ માણુસ બ્રાઝીલની સ્ફીમની બાબદમાં શેઠને મળવા આવતો એથી વધારે કૈં માહીતી એના વીશે મળી શકી નહીં. પણુ એનું સરનામું લાવ્યો છું. એ માણુસ ચોપાટી પર રહે છે અને અહીં આવતાં પહેલાં એની પાસેથી વધારે

ખબર મેળવવા એના બંગલા સુધી હું ગયો પણ એટલામાં વિચાર આવ્યો કે જો કંઈ દગો હોય તો એમાં એ માણસ જરુર શામીલ હોવો જોઇએ એટલે માંડી વાળ્યું અને અહીંજ આવ્યો."

" એ સારું કર્યું."

" અમે બધાએ શેઠનું શબ તપાસી જોયું. મૃત્યુ એ અઢી કલાક પહેલાં થયું હતું. દંશ જમણા પગ ઉપર સ્પષ્ટ જણાતો હતો. મોરેએ, વાડ્કરે તથા કેશવલાલે તપાસીને કહ્યું કે સર્પ દંશથી મૃત્યુ થયું છે. મને એ દંશમાં કંઈ વિચિત્ર લાગ્યું. દંશ લગભગ ઘુંટણ પાસે હતો. ચાલતા માણસને એટલો ઉંચો દંશ દઈ શકનાર સાપ મોટા જંગલોમાં હોવાનો સંભવ છે પણ જુહુમાં તો નહીંજ. અથવા સાપ પગે વીંટળાઈ ગયો હોય તો એટલે ઉંચે દંશ દઇ શકે પણ તેવું કંઈ થયું નથી, એમ પેલા માણસના કહેવા પરથી લાગે છે. વળી સર્પ દંશથી મૃત્યુ પામેલા માણસના શરીર પર કેટલાંક સ્પષ્ટ ચિન્હો દેખાય છે તે બારીકીથી તપાસતાં તે દેખાયાં નહીં. એ ચિન્હો—"



વ્હીસ્કીનો સારો જેવો ડોઝ ભરી ગ્લાસ જીવણલાલ સામે ધર્યો.

" ચિન્હો હું જાણું છું એટલે એ બાબતની વિદ્વતાભરી ચર્ચા કરવાની જરુર નથી. અને હું જાણતો ન હોઉં તોએ અનુભવી ડોકટરનું કહેવું માન્ય કરું છું એટલે એ ચિન્હોની ચર્ચાની જરુર રહેતી નથી. ચિન્હો બાજુ મુકતાં દંશના દેખાવમાં કંઈ વિચિત્ર હતું ?"

" કંઈ નહીં. પણ વધારે અજાયબીની વાત તો એ હતી શેઠનું મૃત્યુ ગુંગળાવાથી થયું હોય એવાં ચિન્હો દેખાતાં હતાં. અને એજ રીતે શેઠનું મૃત્યુ થયું એમાં મને જરા પણ શક નથી. મોરેને બતાવતાં તેણે હસીને freak case કહેવા ઉપરાંત વધારે ધ્યાન આપ્યું નહીં."

" જુહુમાં શેઠની સાથે બીજું કોણ હતું?"

" શોફર તથા પેલો માણસ તથા બંગલાનો નોકર એ સીવાય બીજું કોઇજ નહીં."

" ત્યારે જો કંઈ દગો હોય તો એ ત્રણ જણ સીવાય બીજા કોઇની તપાસ કરવાની જરુર નથી. બંગલાનો નોકર તેમજ શોફર એમાં શામીલ હોઇ શકે એમ લાગતું નથી, કારણ પેલા માણસેજ કહ્યું છે કે રસ્તામાં ફરવા ગયા હતા ત્યાંજ આ બનાવ બન્યો; તે છતાં એ માણસોને પુછી કંઈ વધારે ખબર મળી શકે તો મેળવવી જોઇએ. મહમદઅલી પેલા માણસ વીશે ખાસ જાણતા હશે અને માહીતી આપી શકશે, પણ હમણાં તો બહુજ મોડું થયું છે એટલે એ બાબતમાં વધારે તપાસ કાલ સવાર સુધી મુલતવી રાખીશું. આજ તો મારા વિશ્વાસુ માણસોને ચોપાટીના બંગલાની ચોકી કરવા

સુકશું. નામ શું એનું ?"

"કુટો. ક્રીશ્ચીઅન છે."

"શેઠનું મૃત્યુ સર્પદંશથી થયું નથી તેની ચોક્કસ ખાત્રી છે કે ?"

"ચોક્કસ."

"ત્યારે આવતી કાલે સવારના સાડાછ વાગે આવીશ કે બહુ વહેલું થશે ? કાલે જરુરી છે ?"

"સાડા અગીઆર વાગે. હું સાડા છએ આવી પહોંચીશ."

"ખોદા હાફીઝ."

જીવણલાલના ગયા પછી શેરખાને કુટોના ઘરની ચોકી કરવા બે માણસો મોકલી આપવાનો બંદોબસ્ત કરવા મને કહ્યું, અને મેં તે પ્રમાણે તરતજ કર્યું.

"શું ધાર્યું શેરખાન ?"

"કેસની બારીક માહીતી વગર ચોક્કસ અભિપ્રાય તો આપી શકાય નહીં, પણ જીવણલાલ કહે છે તે પ્રમાણે થવું અશક્ય નથી."

"કેવી રીતે ? હું ન સમજ્યો."

શેરખાન વિચારમાં મગ્ન હોવાથી જવાબ મળ્યો નહીં અને મેં વધારે પુછવાનું મુલતવી રાખ્યું.

"માણસ હોંશીઆર તો ખરો."

"કોણ જીવણલાલ ?" મેં પુછયું.

"ના, કુટો. ચાલો સવારે વાત સુઇ જા."

ઉપલી વાતને લગભગ દસ વર્ષ વીતી ગયાં હોવાથી એ વાત ઘણા વાંચકોના ધ્યાનમાં ન હોય, એ સ્વાભાવિક છે. માટે શેઠ અબ્દુલકરીમના જીવનચરિત્રના આ બનાવ સાથે સંબંધ ધરાવતા ભાગ વીશે હું ટુંકમાં માહીતી આપીશ. અબ્દુલ કરીમ મુંબાઇના આગેવાન કરોડાધીશ ગૃહસ્થ હતા. મૃત્યુ વખતે એમનું વય જોકે ચાળીસ વર્ષનું હતું છતાં પરોપકારી અને કોલોનીઝની બાબતમાં આગળ પડતો ભાગ લેનાર તરીકે જાણીતા થયા હતા. કોલોનીઝ પ્રત્યે એમનું વિશેષ ધ્યાન હોય, તે સ્વાભાવિક હતું, કારણ કે એમની અઢળક સંપત્તિ એમણે પૂર્વ તથા દક્ષિણ આફ્રીકા તથા બ્રીટીશ ગાયેના સાથેના વેપારમાં મેળવી હતી. સંસ્થાનોમાંનો કોઇ પણ હીંદીવાન એમની પાસે વેપાર અર્થે યાતો હીંદી લોકોના ઉદ્ધાર અર્થે મદદ માટે આવતો, અને એની વાત તદ્દન બીનજવાબદાર ન હોય, તો તે નિરાશ થઇને પાછો ફરતો નહીં. નવા દેશોમાં હીંદીઓનું સંસ્થાન સ્થાપવું અને એ બાબતમાં બનતી મદદ કરવી એવી એમના મનની ઉંડી ઇચ્છા હતી. એમના મૃત્યુ પહેલાં બ્રાઝીલ દેશમાં હીંદી કોલોની સ્થાપવાનો એમણે વિચાર કર્યો હતો. જાતે દક્ષિણ અમેરીકા જઇ બ્રાઝીલની સરકાર પાસેથી ત્યાંના રીયો ગ્રાંડે પ્રાંતમાં જમીનનું કન્સેશન નક્કી કર્યું હતું. એ યોજના માટે પચીસ લાખ રુપીઆ સુધીની મદદ કરવા જાહેર કર્યું હતું અને હીંદુસ્તાનમાં શહેરે શહેરે ફરી, એ બાબતમાં ભાષણો આપી યોજના સફળ કરવા એમણે સંગીન પ્રયત્નો કર્યા હતા. અને ઉપર જણાવ્યા પ્રમાણે કુટો એ યોજનાનીજ બાબતમાં શેઠને વખતો વખત મળવા જતો હતો.

બીજે દહાડે બરાબર સાડાછ વાગે જીવણલાલ આવી પહોંચ્યો. શેરખાન તૈયારજ હતો. હું પણ એમની સાથેજ મોટરમાં જુહુ ગયો. અબ્દુલકરીમને બંગલે ફક્ત એક નોકર હતો; અને શેઠને બેભાન અવસ્થામાં પેલો માણસ બંગલે લઇ આવ્યો એ ઉપરાંત કૈં વિશેષ ખબર એને નહોતી. સાપ કયી જગ્યા પર દંશ્યો હતો તેની પણ એને ખબર ન હતી. પણ શેઠને કયી દિશામાંથી

પેલો માણસ લઇ આવ્યો હતો તે એણે બતાવ્યું.

"ચાલો અહીં વખત ગુમાવવામાં સાર નથી."

જીવણલાલે કહ્યું: "પગલાં તપાસવાં નથી?"

"ધુળ તથા રેતીના રસ્તા પર આખી રાત પવન ફુંકાયા પછી 'પગલાં' ઉપરથી કૈં પણ શોધાણી તો ફક્ત ડીટેક્ટીવ વાર્તામાંજ શોધી શકાય. કૈં એવી વાતો બહુ વાંચતા દેખાય છે." શેરખાને મજાક કરતાં કહ્યું.

પછી અમે મલબારહીલ પર અબદુલ કરીમને બંગલે ગયા. શેઠનો ઘણો જુનો નોકર હતો. અને એને પુછતાં કૈં વધારે ખબર મળી શકી નહીં.

"એ ગૃહસ્થ પહેલાં કાંઇ વાર શેઠની સાથે જુહૂ ગયો હતો કે કેમ?" શેરખાને પુછ્યું.

"સાહેબ, ત્રણ શનિવાર થયાં એ સાથે આવતો. બીજે દહાડે સવારે શેઠની સાથેજ પાછો મુંબાઇ જતો."

"ચાલો, જરા કુટોના મહેલનાં દર્શન કરી આવીએ. હું તો રાતેજ જઇ આવ્યો છું. નાનો બંગલો છે, અને બીજું કાઇ રહેતું નથી. વખતે એકાદ નોકર હશે. પણ આપણાં માણસો વધારે ખબર આપી શકશે."

બંગલો શેરખાને કહ્યા પ્રમાણે નાનો અને બેઠો હતો અને આસપાસ સાધારણ કંપાઉંડમાં નાનો બગીચો હતો. બંગલો રસ્તા પરથી બહુ દેખાતો નહોતો. આવીને પુછતાં અમારા માણસોને ખબર મળી કે એ લગભગ દોઢ મહીના થયો ત્યાં રહેવા આવ્યો હતો અને ઘરમાં એના ઉપરાંત એક નોકર સીવાય બીજું કોઇજ નહોતું.

કુટોને, જુરી સમક્ષ સાક્ષી આપવા આવ્યો ત્યારે મેં પ્રથમ જોયો. એણે ભભકાદાર વીલાયતી પોષાક પહેર્યો હતો. શરીરે મજબુત, ખાસો છ ફુટ ઉંચો, તથા આંખોમાં એક પ્રકારની ક્રૂરતા ભરી ઝનુન ન હોત તો દેખાવડો કહી શકાત. બહારથી તદ્દન શાંત દેખાતો હતો. હું બહુજ બારીકાઇથી એની દરેક હીલચાલ તપાસતો હતો અને મને કોઇ કોઇ વખત એની આંખો શીકારીઓથી ઘેરાએલા જનાવરો જેવી ભયગ્રસ્ત જણાતી; કદાચ મારી એ માન્યતા ભ્રમ પણ હોય. સાક્ષી તદ્દન શાંત તથા સ્પષ્ટ અવાજે આપી.

"શેઠ અબદુલકરીમની બ્રાઝીલની સંસ્થાનની યોજનાની વાત સાંભળ્યા પછી અમને દક્ષિણ અમેરીકામાં વસતા કેટલાક હીંદીઓને લાગ્યું કે નવા સંસ્થાનવાસીઓને જરુરની વસ્તુ થોડે નફે પુરી પાડવા તેમજ તેમને માટે બેંક ઉભી કરવા, હીંદીઓનાંજ નાંણાથી એક કંપની કાઢવી. એ કંપની માટે શેઠની મદદ માગવા હું અહીં આવ્યો. કંપની માટે લગભગ એક કરોડ રુપીઆની થાપણની જરુર છે તેમાંથી ચાળીસ લાખ તો અમે દક્ષિણ અમેરીકાના હીંદીઓ પાસેથી શેરો ભરાવી ભેગા કર્યા, અને બાકીનું નાણું હીંદુસ્થાનમાંથી ઉઘરાવવાના હેતુથી મને અહીં મોકલવામાં આવ્યો. શેઠે બનતી મદદ કરવાની કબુલાત આપી અને પોતે પરમ દહાડેજ પાંચ લાખનો ચેક પણ આપ્યો. હવે અમારી એ યોજના માટે જોઇતાં નાંણા શેઠની મદદ વિના ઉઘરાવવાનું અશક્ય થશે. શેઠના શોચનીય અકાળ અવસાનથી અમારો સંસ્થાનવાસીઓનો એક શુભેચ્છક તથા મિત્ર, પિતાની નજરે જોનાર મિત્ર જતો રહ્યો એમ કહું તો તેમાં જરાએ અતિશયોક્તિ નથી. ના, હું એમને પહેલાં ઓળખતો નહોતો એટલે પ્રત્યક્ષ

ઓળાપ નહોતો થયો. નામ તો અજાણ્યું હોયજ કેમ? મને અહીં આવ્યે લગભગ દોઢ મહીનો થયો અને શરુઆતથીજ શેઠની મારી પર મહેરબાની થઇ. છેલ્લા ત્રણ શનિવારથી શેઠની સાથે હું બપોરે જુહુ જતો. ગઈ કાલે પણ, તે પ્રમાણે અમે સાડાબાર વાગે ગયા. સાંજના ચહા પીધા પછી ફરવા ગયા. પાછા ફરતી વખતે બંગલાથી લગભગ અરધો માઇલ છેટે પગથી પર સાપ દેખાયો. અમારાથી લગભગ ત્રણ ફુટપર હશે. શેઠે હાથમાંની લાકડી ઉગામી પણ તે સાપને વાગી નહીં અને છંછેડાઇ તે સાપ શેઠને પગે કરડ્યો અને તરત અદ્રશ્ય થઇ ગયો. તરતજ શેઠને પગે મારો રુમાલ મેં બાંધી દીધો, અને બનતી ઝડપથી અમે બંગલા તરફ ચાલવા માંડ્યું પણ બે ત્રણ મીનીટમાં શેઠને અસહ્ય વેદના થવા લાગી અને જરાવારમાં બેભાન થઇને પડ્યા. એમને ઉંચકી હું બંગલે લાવ્યો અને મોટરમાં બેસાડી મુંબાઇ લઇ આવ્યો. પણ મુંબાઇ પહોંચતા પહેલાંજ, મારા ધારવા પ્રમાણે એ મૃત્યુ પામ્યા હશે."

ઉપલી વાત એણે સરળ તથા સચોટ રીતે કહી. શેરખાન પણ ઘણીજ બારીકીથી એની સામે જોઇ રહ્યો હતો અને એની જુબાની ધ્યાનપૂર્વક સાંભળતો હતો.

"ડાકટરોની જુબાની પુરી થતાં સુધી તમે અહીંજ થોભજો. વખતે તમારી જરુર પડે." કોરોનરે ફુટોને કહ્યું.

શેરખાને મને બાજુએ બોલાવી ને કહ્યું કે, હજી આ તમાશો કલાકેક ચાલશે. હું જરા ફુટોના ઘરની ઝડતી લેવા જાઉં છું. પાછો આવું ત્યાં સુધી ફુટોને ગમે તેમ કરી જવા દઇશ નહીં.

"તમાશો" પુરો થયા પહેલાં શેરખાન આવી પહોંચ્યાથી મારી જવાબદારી પુરી થઈ.

પોલીસના વડા અમલદારને બાજુએ બોલાવી શેરખાને કે વાત કરી અને બેઉ જણ ત્યાંથી જતા રહ્યા. સાંજના ૭ વાગ્યા સુધી શેરખાન દેખાયો નહીં. સાંજે કોફી પીતાં એ બોલ્યો: "જુબાની તો સરસ આપી, કેમ! ડાકટરોને સાંભળ્યા પછી જુરીનો અભિપ્રાય તો "સર્પદંશથી અચાનક મૃત્યુ" એવોજ આવ્યોને? જીવણલાલે જુબાની આપી કે કેમ?"

"ના, બે ડાકટરોને સાંભળ્યા પછી કોરોનરે કહ્યું કે બીજા ડાકટરોને તસ્દી આપવાની જરુર નથી. એટલે જીવણલાલને બોલાવ્યા નહીં. અને જુરીનો અભિપ્રાય તમે કહો છો તેમજ આવ્યો."

"જીવણલાલે જો શેઠનું શબ જોયું ન હોત તો એ પાંચ લાખ રુપીઆ લઇ શાહુકારની માફક ચાલ્યો જાત."

"ત્યારે શું તમે એને કેદ કર્યો?"

"ના, આપણી અદાલતો એના ગુન્હાની તપાસ કરી શકે એમ નથી. અલ્લાહની અદાલત હશે તો ત્યાં એ જવાબ આપવા ગયો છે."

"શું આત્મહત્યા કરી? શું થયું?"

"તને યાદ હશે કે જુબાનીમાં ફુટોએ રુપીઆ પાંચ લાખનો ચેક આગલે દહાડેજ મળ્યો હતો એમ કહ્યું હતું. એ માણસને જો બ્રાઝીલની કંપની સાથે સંબંધ ન હોય, તો એ શેઠના મૃત્યુનું કારણ થઇ પડે એમ સંભવિત હતું. મહમદઅલીને બાજુએ બોલાવી પુછવાથી એણે કહ્યું કે શેઠ એ કંપની માટે પચાસ હજાર રુપીઆ આપવાની વાત કરતા હતા પણ પાછળથી વિચાર ફેરવી પાંચ લાખ કર્યા હોય તો કોણ જાણે. મહમદઅલીની સાથે હું વાત કરતો હતો એટલામાં શોફર મારી પાસે આવ્યો અને અને કહ્યું: "સાહેબ સવારના હું એક વાત

કહેવી ભુલી ગયો હતો. અમે ઓફીસમાંથી નીકળ્યા પછી પેલા માણસના કહેવાથી ક્વીન્સ રોડપર એક મોટરની દુકાન પાસે મોટર ઉભી રાખી. એ અંદર જઇ ટેલીફોન કરવા લાગ્યો. મોટરને લગતી કોઇ વસ્તુ જોઇતી હોવાથી હું પણ અંદર ગયો. ટેલીફોન સામેના ટેબલપરજ હતો અને એ કોઇને અંગ્રેજીમાં કહેતો હતો કે ચેક બરાબર છે. એમાં કંઇ વાંધો નથી. એટલું મેં સાંભળ્યું. હમણા ચેકની વાત એણે કરી એટલે યાદ આવ્યું." મહમદઅલી કયી બેંકમાં શેઠનું ખાતું હતું તેનું નામ પુછી કુટોને બંગલે ગયો. આપણા માણસોએ મારા કહેવાથી એના નોકરને વાતે વળગાવ્યો હતો એટલે કોઇ પણ જાતની અડચણ વગર બંગલામાં હું તાળું ઉઘાડી દાખલ થયો. એના સુવાના ઓરડામાં એક ટેબલનું ખાનું તપાસતાં આ બાટલી તથા આ સાપનો ડંખ જડ્યો." એમ કહી એણે પીળા રંગના પ્રવાહીથી ભરેલી એક નાની બાટલી અને આંગળીમાં પહેરી શકાય એવી વીંટી સાથે ચોંટાડેલી સાપના ફેણના આકારની એક પોકળ સોય મારી સામે મુકયાં.

"શેઠને દંશનાર સાપ આજ. આ બાટલીમાં ભરેલું પ્રવાહી એનું ઝેર. તું જાણતો હશે કે સાપનું ઝેર સુકવી તેના ગાંગડા કરી ગમે તેટલો વખત રાખી શકાય છે. એને ફરીથી પ્રવાહી બનાવવું હોય તો ફકત થોડા પાણીનીજ જરુર છે. આ બાટલીમાંનું પ્રવાહી એજ પ્રમાણે તૈયાર કરવામાં આવ્યું છે. એ વસ્તુઓ જોયા પછી તો મારી ખાત્રીજ થઇ કે એણે શેઠનું ખુન કર્યું છે. છગનલાલે ગઇ કાલે વાત કરી ત્યારેજ મને વિચાર આવ્યો કે કોઇ માણસને મારી નાખ્યા પછી હાઇપોડરમીક સીરીંજથી તેના શરીરમાં ઝેર દાખલ કરવામાં આવે તો એ ઝેર શરીરમાં ફેલાયા વગર જ્યાંનું ત્યાંજ પડી રહે. કુટોએ વધારે કુશળતા દાખવી. એ સીરીંજ સાપની ફેણની આકારની બનાવી. એની ભુલ એટલીજ થઇ કે દંશ દેતાં પહેલાં શેઠને બેશુદ્ધ કરવા જતાં એ ગુંગળાઇને મૃત્યુ પામ્યા. એમ જો ન થાત અને જો શેઠના જીવતાંજ એમને દંશ દઇ શકાયો હોત તો કોઇ પણ પારખી શકત નહીં, કારણ મૃત્યુ ખરેખર વિષથીજ થાત.

એ વસ્તુઓ પાછી ઠેકાણે મુકી હું પાછો શેઠને બંગલે આવ્યો અને તને ખ્યાન હશે કે સુપરીન્ટેન્ડન્ટ સાથે હું ત્યાંથી ગયો. અમે બેંકના મેનેજરને બંગલે ગયા અને ચેક બાબત પુછતાં જણાયું કે ચેક સાડાબાર વાગે બેંકમાં આવ્યો હતો. મોટી રકમનો ચેક હોવાથી અને અનક્રોસ્ડ હોવાથી શેઠને ટેલીફોન કરી પુછી જોવાનો એમને વિચાર થયો. એટલામાં તો શેઠનો ટેલીફોન આવ્યો અને એમણે કહ્યું કે 'પાંચ લાખનો મારો ચેક આવ્યો હોય તો બરાબર છે કંઇ વાંધો નથી. એ પછી અમે તે ચેક સ્વીકાર્યો." ત્યાંથી પાછા શેઠને બંગલે આવ્યા પણ એટલામાં તો જુરી વીખરાઇ હતી અને મૈયતની તૈયારી ચાલતી હતી. છતાં મહમદઅલી પાસેથી શેઠના ચેકો ભરનાર કેશીઅરનું ઠેકાણું લઇ એને ઘેર ગયા. કેશીઅરને પુછવાથી ખબર મળી કે એ ચેક ફકત પચાસ હજારનો હતો પાંચ લાખનો નહીં. હવે તો કોઇ પણ જાતનો શક રહ્યો નહીં. એટલે અમે કુટોને બંગલે ગયા. અમારા નામનાં કાર્ડો મોકલ્યાં અને કુટો બહાર આવ્યો. બંગલાની આસપાસ મેં આપણાં માણસો ગોઠવી રાખ્યાં હતાં.

"મારું શું કામ છે, ગૃહસ્થો ?"

"તું સારી પેઠે જાણે છે."

"ના, હું જાણતો નથી તેથી દીલગીર છું.

દરકત ન હોય તો કહો." એણે જબાબ દીધો. એ ઉપરથી ઠંડે કલેજે વાત કરતો હતો છતાં જરા ગભરાએલો લાગ્યો.

"શેઠ અબ્દુલકરીમનું ખુન કરવા માટે તને પકડવા આવ્યા છીએ."

આ સાંભળીને એ ખટખડ હસ્યો. "તમે ડાકટરોની જુબાની સાંભળી હોય એમ દેખાતું નથી."

"અમને કોઇની જુબાનીની જરુર નથી. શેઠનો કેશીઅર અને તારા ટેબલમાંની વસ્તુઓની જુબાની બસ છે. ચાલ વધારે વાત કરવામાં વખત ગુમાવવો નકામો છે."

"હું આવ્યો એક મીનીટમાં" કહીને એ અંદરના ઓરડામાં ગયો. પાછો બહાર આવ્યો ત્યારે આંગળી પર પેલી વીંટી પહેરેલી હતી. "ટેબલમાંની વસ્તુ તે આજ કે નહીં? પણ તમે કેમ જાણ્યું?"

"શેઠને દંશ દીધા પહેલાં સુંગળાવીને બેશુદ્ધ કરતાંજ એમનું મૃત્યુ થયું અને એમના શબનેજ તેં દંશ દીધો એટલે" મારો હાથ ગજવામાં રહેલી રીવોલ્વર પર હતો કારણ એ દંશનો પ્રયોગ કદાચ મારા પર કરે એવી મને જરાક બીક હતી, જો કે એવો સંભવ નહોતો. મારી સામે જોઇ જરા તિરસ્કારથી એ હસ્યો અને દંશનો પ્રયોગ કર્યો—મારા પર નહીં; પોતાના પર. સુપરીન્ટેન્ડન્ટને ન્યાયના પંજામાંથી એ છુટી જાય એ ઠીક ન લાગ્યું. "હું ડોકટરને લાવું છું."

કુરો બોલ્યો: "આ વિષ એટલું કાતીલ છે કે કોઇ ડોકટર એનો ઉપાય કરી શકે એમ નથી. વ્યર્થ તસ્દી લેશો નહીં."

પાંચ મીનીટમાં એ બેભાન થઇ પડયો. સુપરીન્ટેન્ડન્ટે ડાકટરને—જીવણલાલને—મારા કહ્યાથી બોલાવ્યો પણ ડોકટરના આવ્યા પહેલાં તો અલ્લાહની અદાલતમાં ઇન્સાફ લેવા તે ચાલ્યો ગયો હતો.

બીજે દહાડે સવારના શેરખાને બ્રાઝીલથી આવેલો ટેલીગ્રામ મારા હાથમાં મુકયો. શેરખાને ટેલીગ્રામ મોકલ્યો હતો તેના જવાબમાં પોલીસનો એ ટેલીગ્રામ હતો. "તમે લખો છો તેવા માણસ પર ખુન માટે અહીં વોરંટ છે. અહીં ડી ક્રોસ્ટાને નામે ઓળખાતો હતો."



કુબેરનું ભવન પહેલાં હતું તેવું.



કુબેરનું ભવન.

—ગુજરાત: અ. શ્રાવણ : શ્રાવણ ૧૯૮૪ —એક પ્રવાસ



સ્નાનાગારમાં સુંદરીઓ.



શિવજીની ધુણી સરખો સનન ઝગનો વીસુવીઅસ પર્વત.

એમની સ્વ. પત્નીશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત [illegible] આણંદજી ચાવડા
[illegible] સાહિત્ય ...




લેખક :

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
પ્રમુખ, સાહિત્ય સંસદ.

## ખંડ ૫ : પોમ્પીઆઈ ને વીસુવીઅસ

૨૦ મી માર્ચ ૧૯૨૩ ની સવારે ગઇ રાતે સાંભળેલા ઓપેરાના સંગીતની ધુનો મગજમાં સાચવી રાખી, હું ઉઠ્યો.

જીવન સૌંદર્ય ને કદ્રુપતા, ગમ્મત અને ગાંભીર્ય વચ્ચે ઝોલાં ખાયાંજ કરે છે. એનામાં એમાંથી એકને વળગી રહેવાની હીંમત નથી. ઓપેરાની ધુન મગજમાંથી નીકળી ગઇ તે પહેલાં યાદ આવ્યું કે અમારે આજે પોમ્પીઆઇ જવાનું છે, એટલે અમે તૈઆર થઇ, મોટરમાં બેસી, નેપલ્સનાં પરાં જેવાં લાગતાં ગામોમાં થઇ પોમ્પીઆઇ તરફ ગયાં. રસ્તે લાવા ને માટીના ઢગ નીચે હરક્યુલેનીઅમ શહેર પડ્યું છે તેનાં દર્શન કર્યાં, અને એક ઇટાલીઅન હોટેલમાં જમ્યાં. જમતાં જમતાં રખેને અમારી પાચનક્રિયા અટકી પડે એવા ભયથી, એક ખુંધા જાડા ઠીંગુજીએ ખુબ હસવું આવે એવા ચાળાથી થોડાં ગાયનો ગાયાં, તે સાંભળ્યાં અને—'અરેબીઅન નાઇટસ'માં એક શહેરની વાત વાંચેલી યાદ આવી. શહેરમાં ઘર હતાં, બાગ હતા, બગીચા હતા; ઘરોમાં બધી વસ્તુઓ તૈઆર પડી હતી; પણ માણસ નહોતાં સુના રાજમહેલમાં એકલો રાજા હતો—અડધો પથ્થર અને અડધો માણસ. તેની જાદુગરીણી સ્ત્રીએ બધા મનુષ્યોને માછલી બનાવી પડોશના જલાશયમાં નાખી દીધાં હતાં. પોમ્પીઆઇના જાદુગરે અડધો માણસ પણ રહેવા દીધો નહોતો. માછલીઓ

ક્યાં હતી તેની કોઇને ખબર નહોતી...

ઇ. સ. ૭૯માં એટલે આજથી ૧૮૫૦ વર્ષ પૂર્વે પોમ્પીઆઇ રોમન સામ્રાજ્યનું વ્યાપારી મથક હતું. આશરે ત્રીશ પાંત્રીશ હજાર શહેરીઓ તેમાં વસતા. તે વખતે પાસે હાલનો વીસુવીઅસ પર્વત નહોતો, પણ તેની પડખેજ ઉભેલો શાંત અને સુંદર 'લા સોમા'નો પર્વત હતો. એ પર્વત પર રચેલાં અનેક સુંદર ઘરોની છાયા પોમ્પીઆઇ પર પડતી.

તેજ વર્ષે ૨૩ મા ઑગસ્ટે 'લા સોમા' પર્વત ગગડ્યો, ફાટ્યો અને તેમાંથી નીકળના બળતા અંગારા ને વંટોળીઆની ગરમ ધુળ નીચે તે શહેર દટાઇ ગયું. અર્વાચીન શોધકોએ ૧૭૦૦ વર્ષે એ રાખ ને ધુળ ખસેડી; અને લગભગ જેવું હતું તેવું પોમ્પીઆઇ-પેલી અરબ્બી જાદુગરીણીના નગર જેવું ત્યાં આજે ઉભું છે.

પોમ્પીઆઇને આઠ દરવાજા હતા. અમે દરીઆ દરવાજે-'મેરીન ગેટ'થી-અંદર દાખલ થયાં, અને પાસે એક નાનું મ્યુઝીઅમ છે તેમાં ગયાં.

મ્યુઝીઅમમાં આ ગામમાં જડેલી કેટલીક વસ્તુઓ ગોઠવવામાં આવી છે. જાડા કાચ જેવી બાટલી જેમાં ૨૦૦૦ વર્ષ પહેલાં તેલ હતું તે હજી તેમની તેમ તેલ સહિત ત્યાં પડી છે. ૨૩ મી ઑગસ્ટે ઇ. સ. ૭૯ ને દિવસે અંગારાનો વરસાદ પડ્યો, ત્યારે મધરાત પછી બે વાગે અટકેલું ઘટિકાયંત્ર હજી મધરાત પછીના બે દર્શાવી રહ્યું છે. અને અગ્નિમાંથી બચવાનો નિષ્ફળ પ્રયત્ન કરતી એક છોકરી ઝાડ પર ચઢવા જતી હતી તે તે ક્રિયામાં પાષાણ થઇ ગએલી તેજ દશામાં કાચના કબાટમાં પડી છે......

૨

હું એ કન્યા તરફ જોઇ રહ્યો. આંખો, નાક ચઢવાની ક્રિયામાં લાંબા ટુંકા કરેલા હાથ ને પગ. ચેતનની મૂર્તિ અને છતાં નિશ્ચેતન—

રાત અંધારી હતી. તે રોમન નાગરિકની પુત્રી હતી. રાત પડે છાનાંમાનાં તેને તેના પ્રિયતમને મળવું હતું. એમણે કેટલાક દિવસથી સ્થળ અને સમય નક્કી કર્યાં હતાં. તેના પિતા રોમના સમ્રાટની આજ્ઞાને તાબે થઇ રોમ ગયા હતા...

અભિસારિકા જ્યુપીટર દેવના ભવ્ય મંદિર આગળ થઇને ઝપાટાબંધ આગળ ચાલી. એપોલો-સૂર્યદેવના મંદિર આગળ પળવાર ઉભી રહી ને પ્રણયીને મળવાના કોડમાં બાધા લીધી. ન્યાય મંદિરના ભવ્યસ્તંભોની છાયામાંથી તે આગળ વધી અને ઝાડ નીચે ઉભી રહી.

પળે પળે તેને પ્રિયતમનાં પગલાંના પડઘા સંભળાતા ને તેની રગેરગ તેને આલિંગવા તલસી રહી...પણ કોઇ આવ્યું નહીં. તેનો તલસાટ તેમજ ગભરાટ વધ્યાં. આટલો વિલંબ કેમ થયો? એકદમ પવન વાયો. તેણે નજર કરી તો લા સોમાના શિખર પર એક કાળું વાદળું આવ્યું હતું.

તે બીધી, પણ તેને જવાનું મન થયું નહીં. પ્રિયતમ હમણાં આવે અને તે ન મળે તો શું થાય? બીક અને તલસાટમાં ગુંગળાતી તે ત્યાં ઉભી રહી......

પૃથ્વીના બંધ તુટતા હોય તેમ તે કંપી; દશે દિશાઓમાં પ્રાણભેદક કડાકાઓ થયા ઘરો પડવાનો અવાજ સંભળાયો. ભયભીત તે ચારે તરફ જોઇ રહી; નાસી જવાનો પ્રયત્ન કરવા જતી હતી ને વાદળમાંથી ધગધગતી ગંધકીઆ વરાળ ઉતરી આવી. તે ઝાડની છાયામાં દોડી. પ્રિયતમ તો આવ્યા નહીં, ને આ શું થવા બેઠું હતું?...

તે વિચાર કરે તે પહેલાં બળતા અંગારાની કાંકરીઓનો જોસભેર વરસાદ પડવા લાગ્યો. આત્મસંરક્ષણની વૃત્તિને વશ થઇ તે બેભાન જેવી ઝાડ પર ચઢી. બળતા કાંકરાઓ

ખર્યાંજ ગયા. એના પ્રણયીને રમરવા જેટલું પણ સ્વાસ્થ્ય એને રહ્યું કે નહીં તે કાણ કહી શકે?

બે દહાડા અંગારા વરસ્યા. ત્રીજે દિવસે આખા ગામ પર રાખોડી ને ઠંડા પડેલા અંગારાએ ડુંગર કરી મુકયો હતો.

ઉંચકીને કાચના કબાટમાં પધરાવી—ચેતન, કોડ ને તલસાટથી તરવરતી આ સુકુમાર બાળા પાષાણી, નિશ્ચેતન આંખો એ ઝાડ પર ચઢતી હતી તેવીજ બધાં સામે જોયાં કરે છે, એનસ કોડ ન પુરાયા તે નજ પુરાયા!



એપોલો–સૂર્યદેવનું મંદિર, પહેલાં હતું તેવું.

પ્રણયી આવવાનો હતો તે નજ આવ્યો. ૧૮૦૦ વર્ષ વીતી ગયાં. પુનર્જન્મ પામેલા પ્રણયી સમો એક સંશોધક આવ્યો. પૂર્વજન્મના બળથી હોય તેમ અવ્યકત આકર્ષણથી અનેક કાંકરાઓનો ઢગ ધીમેથી તેણે સાચવીને ખસેડયો. તેણે જોયું અને તેને ઓળખી.

૧૮૦૦ વર્ષના તલસાટથી તીવ્ર થએલો તેનો પ્રેમ તેના કાબુમાં ન રહ્યો...ઘેલછા પ્રણયીની હતી કે સંશોધકની?... સંશોધક નીચો વળ્યો, કાંકરામાંથી પાષાણી પ્રિયતમાને બહાર કાઢી, હર્ષઘેલા બની તેણે તેને ચુંબન કર્યું. તેની આસપાસ કચરો સાફ કર્યો... તેને

૩

પોમ્પીઆઇ રોમન સામ્રાજ્યનું એક નાનકડું નગર હતું, અને છતાં એના ભવ્ય મંદિરોના અવશેષો રોમની ભવ્યતા શું હશે તે કલ્પવાનાં સાધન પુરાં પાડે છે. આ નાનકડા નગરનું ન્યાયમંદિર, એપોલોનું મંદિર વગેરે. મંદિરોની ભવ્યતા રોમન સ્થાપત્યની કંઇક ઝાંખી કરાવે છે, અને તે વખતની પૃથ્વીના પતિઓ રોમનોના પ્રતાપનો પણ ખ્યાલ આપે છે. મોટા પથ્થરના નાના સાંકડા રસ્તાઓ, એકેક માળનાં મકાનો, દુકાનો, મંદિરો અને દરવાજા તે સમયના રોમની જાહોજલાલીની સાક્ષી પુરી રહે છે. કેલીગ્યુલાની કમાન અને છજાવાળું

ઘર એ નગરનું સૌંદર્ય પુરેપુરું બતાવે છે. ને ઉદ્યાને શોભે છે પૈસાવાળાનાં ઘર; એક નાના ગામના રોમન ધનાઢયોના વૈભવનો ખ્યાલ આપે છે. The House of Faun પોમ્પીઆઇના મુખ્ય અમલદારનું ઘર હતું. Vetti-વીટ્ટાનું ઘર બે પૈસાદાર ભાઇઓનું રહેઠાણ હતું. આ બંનેમાં વિશાલ ખંડો હતા. આરસ અને બ્રોન્ઝની અનેક મૂર્તિઓ હતી, ફુવારા હતા અને બાગ હતા. ભીંતો અને છતો પર રંગબેરંગી કામદેવનાં ચિત્રો હતાં. આ બધાના અવશેષો અત્યારે દેખાય છે, અને તેમના સાંદર્યથી આકર્ષે છે. જ્યારે તે સારાં તાજાં હશે ત્યારે કેવાં સરસ હશે?

–પણ સાથે સાથે તે સમયના લોકો બિભત્સ રસના કેવા રસીઆ હતા તેનો ખ્યાલ પણ ઠેકઠેકાણે લાકડાના ખાનાંમાં બંધ કરેલી કેટલીએ મૂર્તિઓ દેખાડે છે. પાછળથી રોમે જે બિભત્સ રસ કેળવ્યો એ જોતાં કે વાંચતાં કપારી છુટે છે...

પાછળના સમયના રોમનોએ જેવો વિલાસ કેળવ્યો તેવો કોઇ સમયમાં કોઇ પ્રજાએ ભાગ્યેજ કેળવ્યો હશે. અને તેનો કંઇક ખ્યાલ પોમ્પીઆઇનાં સાર્વજનિક સ્નાનાગારો આપે છે...

હીંદમાં સ્નાન એ અગત્યની વસ્તુ ગણાય છે, વિશુદ્ધિ પામવાની પ્રથમ ક્રિયા છે. એથીજ મુક્તિ મળે છે એમ આપણા હૃદયમાં સદાએ રહેલું છે, છતાં તે પણ આપણે રસમય કરી શકયા નથી. નદીમાં જઇ નહાતા લોકો કછોટો મારી ભુસકા મારે છે, તળાવમાં નહાનારાઓ કાદવમાં પણ કુદે છે, જમવા બેસતો બ્રાહ્મણ બે લોટે ને ટુંકે પંચીએ શુદ્ધ થઇ શકે છે. યાત્રાળુ તીર્થસ્થળે સ્થાપેલી ગંધાતી કોઠીઓમાં પડી પાપ પુણ્યની કસોટી કરે છે; અને ગંગા કે ગોદાવરીના ગંદા ઘાટો પર સ્નાન કરતાં મુક્તિ મેળવે છે. સુધરેલો હીંદી સાબુ ઘસે છે, જુનો લહેરી તેલફુલેલ ઘસી સ્નાનને સુવાસિત બનાવે છે, આપણો અખાડાબાજ તેલ ચોળી નહાય છે. આ બધું વૈતરાંવિદ્યાથી આપણે કર્યાં જઇએ છીએ...

રોમન દિવસના અનેક વખત ઘરનાં સુંદર સ્નાનખંડમાં નહાતો અને વળી સાર્વજનિક સ્નાનાગારોમાં જતો. જો તેને ટંડા પાણીમાં નહાવાની ઇચ્છા હોય તો આગારના કુંડમાં તરવા પડતો—અથવા એક બીજા ખંડમાં, જ્યાં બેત્રણ પગથીઆં પુર પાણી એક કુંડમાં રાખવામાં આવતું, ત્યાં નહાતો. ચારે તરફ કપડાં સુકવાને માટે પ્રથ્થરનાં ખાનાં રાખવામાં આવતાં.

જો એને ગરમ પાણીએ સ્નાન કરવું હોય તો તે ત્રીજા ખંડમાં જ્યાં ભીંતોની તડમાંથી ગરમ વરાળો પ્રસરી રહેતી ત્યાં જતો. વચ્ચે બ્રોન્ઝની મોટી ધૂપદાનીઓમાંથી ધૂપ ચારે તરફ મઘમઘાટ પ્રસારી મુકતો. ચોથા ખંડમાં એથી પણ વધારે ગરમ સ્નાન કરી શકાતું. ત્યાં ગરમ શગડીઓમાંથી તાપ આવતો અને ભીંતોમાંથી ગરમ વરાળો પ્રસરતી. આ ખંડની વચ્ચે ગરમ પાણીનો કુંડ હતો જેમાં ગરમીનો દર્શકી પણ સંતોષ લઇ શકતો. સ્નાન પુરું કરી તે પડોશના અખાડામાં કુસ્તી કરવા જતો.

સ્નાનાગારોના બે વિભાગ હતાઃ એક પુરુષો માટે; બીજો સ્ત્રીઓ માટે.

આવાં નાનાં મોટાં સ્નાનાગારો રોમન નગરોના જીવનનાં અગત્યનાં અંગ હતાં. પોમ્પીઆઇ જેવા નાના ગામનું મોટામાં મોટું સ્નાનાગાર મંદિર જેવું ભવ્ય હતું, સ્ત્રીઓને ઠંડા પાણીમાં નહાવાના ખંડની વિશાલતા પણ એ આગારની આકર્ષકતા બતાવી આપે છે.

રોમનોએ જીવનના નાના મોટા પ્રસંગમાંથી જેટલો રસ લુંટયો છે તેટલો બીજા કોઇએ લુંટયો નથી.

## ૪

પોમ્પીઆઇ પુરું કરી અમે વીસુવીઅસ તરફ ગયાં.

કુકની ઇલેક્ટ્રીક રેલ્વે નીચેથી છેક મથાળા ઉપર લઇ જાય છે તેમાં અમે બેઠાં. એ રેલ્વેની ગાડી ખરું જોતાં એક બારી બારણાંવાળો દાદર છે. વીજળીથી એક દાદર ઉપર ચઢે ત્યારે બીજો નીચે ઉતરે છે. આવી નવા પ્રકારની ગાડીમાં, નવા પ્રદેશમાં, નવા સંસ્કારોથી ઉત્તેજાએલી મનોવૃત્તિથી અમે છેક નીચેના પગથીઆ પર ઉભાં રહ્યાં અને અમારો દાદર ઉપર ખેંચાતો ચાલ્યો.

હતો. અમે આખરે ઉપર પહોંચ્યાં...

વીસુવીઅસ આશરે ૩૯૦૦ ફીટ ઉંચો છે. ઇ. સ. ૬૩ માં, જ્યારે સમ્રાટ નીરોના હાથમાં રોમનો સામ્રાજ્ય દંડ હતો, ત્યારે એની જગ્યાએ બીજો પર્વત—લા સોમા—હતો: હાલ છે તેવો નહીં પણ આપણા દેશમાં હોય છે એવો સુંદર લીલોતરીથી છવાએલો પર્વત હતો. માત્ર તેનું શિર બળેલા જેવું લાગતું.

ઇ. સ. ૬૩ માં પહેલી વાર એ ફાટ્યો ને આસપાસનાં શહેરોને નુકશાન કર્યું. સોળ વરસ રહીને એ ફરીથી ફાટ્યો અને એની ધગધગતી રાખે હરકયુલીનમ ને પોમ્પીઆઇને દાટી દીધાં.



એપોલોનું મંદિર—હાલ જેવું છે તેવું.

પર્વતની તળેટીથી થોડેકજ દૂર સુંદર, નિર્મળો અખાત વિસ્તરી રહ્યો હતો. શીતલ પવન વાતો હતો. અને જેમ ગાડી ઉપર જતી તેમ અમારી નીચે થઇને કાળા બળેલા પથ્થરના લાવાના કંકરાથી છવાએલો પર્વત સરી જતા

પછી એને અવારનવાર ફાટવાની ટેવ પડી ગઇ. સૈકાંઓ પહેલાં એક વાર એણે વમન કરેલા મોટા ખડકાએ મ ધ્રલોના માઇલો સુધી વિનાશ પ્રવર્તાવ્યો હતો. ઘણી વાર એના ધુમાડે અને રાખે વાદળ બંધાયું હતું; ઘણી વાર એમાંથી

નીકળેલો ઉકળતો લાવા રસ દરીઆમાં આવીને ઠર્યો હતો. ૧૯૦૬ માં એ ધરણીજ વીફર્યો હતો.

મારાં સ્મરણમાં આવેલો તે આ વિલાસી, અસંતોષી ફાઉસ્ટ નહીં પણ



સ્નાનાગારનો પગથાર-પહેલાં હતો તેવો.

અનેક સદીઓ થયાં એ ધણીએ વાર ગર્જે છે, અને સદાએ જ્વાલાઓ ભભુકાવે છે.

આ જીવતા જાગતા પર્વતની આસપાસ યુરોપીય સાહિત્યમાં અનેક દંતકથાઓ વીંટાઇ વળી છે.

૫

—વીસુવીઅસ સાથે મધ્યકલીન યુરપની એક કાલ્પનિક મૂર્તિ મારા સ્મરણમાં સદાએ જોડાઇ રહી છેઃ—વિદ્યાના બળે પૈશાચી સિદ્ધિ મેળવનાર જર્મન ડાકટર ફાઉસ્ટની, પણ એ મૂર્તિ તે ગેટીએ કાવ્યદ્વારા સર્જેલા ફાઉસ્ટની નહીં.

—ગેટીનો ફાઉસ્ટ સર્વે વિદ્યાઓ વશ કરી તોએ સંતોષ પામી શકતો નથી, અને અસંતોષથી પ્રેરાઇ જ્ઞાનની પર જવાનાં ફાફાં મારતો સેતાનને સેવે છે. તે અત્યંત દુઃખ પામે છે. કારણ કે એને પર્વ વસ્તુનું મુળ શોધી કાઢવું છે. કેટલાક નવલકથાકારોનો ફાઉસ્ટ એ ફાઉસ્ટ ભયંકર વિદ્યાઓનો સ્વામી છે, અને અડગ ઇચ્છા શક્તિથી સર્વે પ્રકારની મહત્તા અને સુખ મેળવવાનો નિશ્ચય કરે છે. મનુષ્ય માટે કેવું મુર્ખાઇ ભર્યું સાહસ! દેવો પણ એ સાહસ ખેડી શકયા નથી. તે સેતાનને મંત્રથી નિમંત્રે છે અને પોતાનો આત્મા તેને ગીરવી મુકી પોતાને જોઇતી મહત્તા ને સુખ મેળવે છે.

ફાઉસ્ટ સેતાનની સહાયથી ઉમરાવ બને છે; મહા સામન્ત બને છે; સામ્રાજ્યોની ઉથલ પાથલ કરવા માંડે છે; રાજાઓની સત્તા અને સમૃદ્ધિનો ધણી થઇ બેસે છે. તે એક સુંદર સ્ત્રીને વરે છે; વિશુદ્ધ પ્રણયનો અધિકારી બનવા જાય છે; અને ગીરોની મુદત પુરી થયે સેતાન આવીને ઉભો રહે છે. એક વાર્તાકારે આ પળે

તેને થરથરતો, રડતો થોડાક વર્ષોની વધુ મહેતલ આંગતો, કરગરતો ચીતર્યો છે. તેના આંસુની પરવા કર્યા વિના સેતાન તેને મહત્તા અને સુખમાંથી એકદમ ખેંચી લેછે ને તેનાં સ્વપ્નાંઓની વિડંબના કરતો પોતાનાં સામ્રાજ્યનું દ્વાર—વીસુવીઅસ—તે વાટે તેને લઇ જાય છે...

ફાઉસ્ટ પોતાની વિદ્યાના પ્રતાપે મહત્વાકાંક્ષા સિદ્ધ કરનાર અડગ ને દુર્ધર્ષ આત્માનો અધિકારી હતો, એમ મધ્યકાલીન યુરોપીય દંતકથા માને છે. એ આત્માની કારકીર્દી જોતાં આવો અંત જરા નિર્બલ અવાસ્તવિક લાગે છે.

મારી કલ્પનામાં ઘણીવાર એ ચિત્ર ઉભું થાય છે...



સ્નાનાગારનો પથથાર—હાલમાં છે તેવો.

ફાઉસ્ટના હાથમાં આખા યુરોપની સત્તા છે. તેની પ્રિયતમાને પહેલો પુનઃઆવતરે છે.

અકલ્પ્ય મહત્તા, સુખ અને વિજય તેના હાથમાં રમી રહ્યાં છે. મધરાત થઇ છે. સીંગડાં અને પુંછડીવાળો, વિડંબનાપૂર્ણ હાસ્ય કરતો ભયાનક સેતાન બારણા આગળ આવી ઉભો રહે છે: "ફાઉસ્ટ!" સેતાન ઉચ્ચારે છે; "સમય પુરો થયો; હું તને લઇ જવા આવ્યો છું. ગીરો લેનાર ગીરવી હક્ક સિદ્ધ કરવા માગે છે."

ફાઉસ્ટને કપાળે પળ વાર કરચલી પડે છે, ને તેની આંખોમાં વેદના દેખાય છે. અંદર સુતેલી પ્રિયતમા તરફ તે વહાલભુખી નજરે જુએ છે. "સેતાન!" તે ધીમેથી બોલે છે. "આવ્યો તો આ ઘડીએ શા માટે આવ્યો? આટલું સુખ અને આટલી સત્તા જરા વાર તો ભોગવવા દે."

સેતાન ક્રૂરતાથી હસે છે: "હું ભોગવવા દઉં! મૂર્ખ! તારો આત્માનો માલીક થયો છું તું હવે છુટી શકે એમ નથી." ક્રૂરતાથી સેતાન હસે છે.

ભવ્યતાથી ફ્રાઉસ્ટ ઉભો થાય છે, ઉંચું જુએ છે. "સેતાન જેમ દેવોને તું ડરાવે છે તેમ મને ડરાવવા માગે છે? સેતાન! તું હાજર થયો! તેં મને બધું આપ્યું તે તારી મહેરબાનીથી નહીં, મારી પોતાની મહેનત, ખંત ને ઇચ્છા શક્તિએ મેળવેલી વિદ્યાથી. જે મારી શક્તિથી તું મારો દાસ બન્યો તે પરવારી ગઇ. પણ હું ડરતો નથી; મને ડરાવવાની તારી ઇચ્છા ફળવાની નથી. ચલ તારી સાથે આવવા હું તૈયાર દ્વારના ઉંબર પર પગ ધરે છે...અને સેતાનના સામ્રાજ્યમાં સંચરે છે.

આવા ભવ્ય ફાઉસ્ટના સ્મરણોથી ભવ્ય બનેલો કે વીસુવીઅસને કલ્પેલો; અને મારી કલ્પના રીઝે એવોજ આ વીસુવીઅસ મને દેખાયો: કાળો, શુષ્ક, ભયંકર, ધુંધવાતો, જ્વાલામય..."

૬

ઇલેક્ટ્રીક ગાડી છોડ્યા પછી, પગથી પર



વીસુવીઅસ પર્વત ઉપર જતી કુકની ઇલેક્ટ્રીક ગાડી.

છું." ગૌરવભર્યાં ડગ ભરતો, પોતાની નીડરતાથી સેતાનને પણ વિસ્મય પમાડતો તે વીસુવીઅસ પર ચડે છે અગ્નિના ભડકામાં ઉઘાડટે થતું નરકનું દ્વાર નજર આગળ દેખાય છે.

સેતાન વિડંબના કરતો હસે છે. ફાઉસ્ટનું માનમર્દન કરવાનો હવે પ્રસંગ આવશે એમ તેને લાગે છે જવાબમાં ફ્રાઉસ્ટ ગર્વભર્યા તિરસ્કારથા ને સર્વદ્રાહી દૃષ્ટિથી સેતાન તરફ જુએ છે...માથું ઉંચું રાખી ભડકામાં ઉઘાડટે થતા થઇને ઉપર જ્વાલામુખ (creter)ની કોર પર જવાય છે. મારાં મિત્રની જિજ્ઞાસા વધી પડી લાગી. પર્વત પર ચડવાની તેમની શક્તિ સારી હતી તે હું જાણતો હતો, અને તે બધી અહીંઆંજ અજમાવવાનો તેમનો ઇરાદો દેખાતો હતો; પણ તેમને ફાઉસ્ટ ગયો તે દ્વારે જવા દેવાની મારી ઝાઝી ઇચ્છા ન હતી. થોડીક વ્લગો મારી હું આગળ જઇ ઉભો રહ્યો. "આપણે પાછાં જઇએ" મેં કહ્યું.

પળ વાર તે જોઇ રહ્યાં. " કેમ ?"

"આ પ્રમાણે આ પર્વત ચઢવાની જરુર મને દેખાતી નથી."

પળ વાર તેમની આંખમાં બંડ ચમક્યું, શમી ગયું અને અમે બધાં ધીમે ધીમે સાથે ચઢવા લાગ્યાં.

જ્વાલામુખી એ એક વિશાલ ને ઉંડું, કાળા પથ્થરનું પગ્રાણું છે. એની વચ્ચે એક પીળા, ભુરા ને કાળા પથ્થરની પ્રચંડ ધુણી છે. એમાંથી ગંધકનો વાસ પ્રસારતો અનેકરંગી ધુમાડો નીકળ્યે જાય છે; અંદરથી કોઇક બોઇલરમાંથી નીકળે તેમ ફફ–ફફ–ફફ અવાજ કરતા લાલ પીળા ને ભુરા ભયાનક ભડકાઓ ઉંચે સુધી નીકળી આવે છે; થોડી થોડી વારે અંગારા ને પથરાઓ અંદરથી ઉછળીને બહાર પડે છે. કેટલેક ઠેકાણેથી ધગધગતો ખદખદતો લાવા તેમાંથી નીકળ્યે જાય છે...

ભયંકર ને સુની ધુણીઃ શિવજી જાણે જગનનું કલ્યાણ કરવા નીચે ઉતર્યા હોય, અને પળ વાર પોતાની પ્રચંડ ધુણી સુની મુકી હોય તેવી; જેનો અગ્નિ, આપણને પરિચિત એવો અગ્નિ નહીં, પણ રૂપ, રસ, ગંધ, શબ્દ ને સ્પર્શમાં રૌદ્ર બનેલો, તાંડવનૃત્ય વખતે ભયંકર ભૈરવનાથે પ્રગટાવેલો અગ્નિઃ પળ વાર એ અગ્નિ પ્રગટાવનાર મહારુદ્રની પ્રતિમા મારી આગળ ખડી થઇ, ને મેં આંખ મીંચી...

" ચાલો, આપણે નીચે ઉતરીએ " મારા મિત્રે કહ્યું, ને બે ત્રણ અમેરીકન પ્રવાસીઓ એક ભોમીઆને લઇ નીચે ઉતરતા હતા તે તરફ આંગળી કરી. મને પણ એ સાહસ ખેડવાનું મન થયું. લક્ષ્મીએ ડોળા કાઢ્યા...મેં કહ્યું: " દરેક રસથી સાવચેતરસમાં વધારે રસ પડે છે એની કોણ ના કહી શકે ?" મુંગાં મુંગાં અમે પાછાં ચાલવા માંડ્યું.

નીચે આવવા અમે પાછાં ગાડીમાં બેઠાં. પાછાં આવતાં સાંજ પડી ગઇ હતી, અને શાંત અને સોનેરી સૂર્ય વીસુવીઅસની સામેના અખાતમાં આથમતો હતો. હું ઉતરતી ગાડીના પહેલા પગથીએ જઇ હાંકનારની બાજુમાં ઉભો.

ગાડીની રેલ સીધી ને સીધી નીચે જતી હતી, અને રેલ પુરી થતી હતી ત્યાંથી લગભગ આથમતા સૂર્યબિંબે સમુદ્રતરંગોની પરંપરામાં પ્રતિબિંબો પાડી સુવર્ણમય માર્ગ રચ્યો હતો. એથી વધારે સરસ દૃશ્ય જોવું કે કલ્પવું મુશ્કેલ છે.

કાળા પથ્થર પરથી સફેદ માર્ગે નીચે જઇ નીલા ભુરા સાગરમાં રચાએલા સુવર્ણસોપાને સૂર્યબિંબમાં સીધા ને સીધા ચાલ્યા જવું...

" આવા ગાદક વાતાવરણમાં, ને આવા અપરિમિત ઉત્સાહથી આ પંથે જતાં, બધા પંથનાં પ્રયાણો શુષ્ક લાગે. "કૈલાસમાં શિવજીની ધુણીનાં દર્શન કરી આપણે સ્વર્ગે જઇએ છીએ." મેં કહ્યું, ને સૂર્યતેજનો માર્ગ બતાવ્યો. અનિર્વાચ્ય આનંદથી આ સરસતા હું જોઇ રહ્યો હતો. આવા લહાવા લેવા પણ જન્મ લેવો સાર્થક હતો...

હું હસ્યો ને દરેક સ્વર્ગના માર્ગને છેડે આવે છે તેમ ધરતી આવી.

: આ રસિક પ્રવાસનો વિશેષ ભાગ હવે પછી આપવામાં આવશે :

# રડતા બાળુને !

લેખક:

શ્રી. વ્રજનાથ વિ. મહારાજ

૧

રે ! રે ! બાળુ ! રડ નહીં હવે, કાં રડે તે કહેને,
કોણે તારું હૃદય રડવ્યું બ્રહ્મમાં તું રમે છે;
બાપુ ! છાનો, અરરરર ! તુજને દુઃખ લાગ્યું ઘણું શું ?
ભોળું તારું હૃદય કુમળું દુભવ્યું રે ! ઘણું શું ?

૨

રે ! રે ! તારું વદન દિસતું મ્લાન તેજે વિહોણું,
શાને આવું રુદન કરવું શાંત થાને રમાડું;
તું તો મારો જીવન દિવડો પ્રાણ આધાર તુંજ,
વહાલા બાળુ ! જગત મહિ ના અન્ય છે, માત્ર તુંજ.

૩

તારું હૈયું મૃદુલ વદ શું વાકય બાણે વિંધાયું ?
પારાધીના શરથી હરણું બાપડું શું ઘવાયું ?
ચિત્કારો આ તુજ મુખતણા સંભળાતા હવે'ના,
આંસુડાં આ, ડગ, ડગ, સરે તેમ જોઈ શકું ના.

૪

બાપુ ! ધીરો અધિર નહીં થા, ઘુઘરો લાવી આપું,
ઝુલાવું હું પ્રણય હૃદયે પ્રેંખમાં આવ બાળુ !
છાનો, છાનો, હૃદય સરસો આવને બાળુ ! ચાંપું,
બાપુ ! તારા શશિવદનને વહાલથી આવ ચુંબું.



# મારી નોંધપોથી

લેખકઃ
રા. ગુપ્તા.

તા. ૨૫-૭-૨૮.

તા. ૨૨-૭-૨૮ ના 'બે ઘડી મોજ'માં રા. કનૈયાએ ટુંકાં, એકાંકી નાટકો પ્રસિદ્ધ કર્યાં છે. પ્રો. ઠાકોરે 'ગુજરાત'માં 'સરિતા' પર એક ટુંકું નાટક લખ્યું હતું, તે જોઇને રા. કનૈયાએ 'બે ઘડી મોજ'માં એવાં ટુંકાં-ઘણાં ટુંકાં નાટકો લખ્યાં છે.

આ જમાનો ટુંકાનો છે. એક લાખ શ્લોક-નાં મહાકાવ્યોને બદલે ધીમે ધીમે ખંડ કાવ્યો ને ઊર્મિગીતો પ્રચારમાં આવ્યાં ને હવે તો આપણે કુસુમમાળાને બદલે ફુલપાંદડી પર આવ્યા છીએ. લાખ શ્લોકના પુરને છોડી એકાદ બે વાકયના નાનકા રસઝરણાથી આપણે તૃપ્ત થઇએ છીએ. દશ દશ ભાગની લાંબી નવલકથા-ઓને બદલે સામાન્ય કદની નવલકથા અને તેને સ્થાને ટુંકી વાર્તાઓ દિવસે દિવસે લોકપ્રિય થતી જાય છે. બાણ ને મનઃસુખરામ જેવી લાંબી વાકય રચનાને સ્થાને ટુંકાં ટુંકાં વાકયો-વાળી લેખન શૈલી તરફ લોકવૃત્તિ થતી જાય છે. દશાંકી, પંચાંકી ને ત્રિઅંકી નાટકો પરથી આપણે એકાંકી નાટકો તરફ અને તેમાએ એક પાત્રના નાટક તરફ વળ્યા છીએ. -માનવ જીવનની પેઠે સાહિત્યની કૃતિઓ પણ ટુંકાણ તરફ વળતી જાય છે.

> ટુંકી ભાષા, ટુંકી કડી, ટુંકી વાત વિવેક
> ટુંકામાં ટુંકું કથે, તે સાક્ષર જન એક.

એ પ્રમાણે સાક્ષરનું કોઇ લક્ષણ બાંધે તો ખોટું નહીં.

આ લાઘવપ્રિયતા સર્વેશ્વરમાં પણ છે. एकोऽहं बहुस्याम्। એવી વૃત્તિ એને થઇ, તે પણ લાઘવપ્રિયતાને પરિણામેજ. વિરાટ રૂપે એને સંતોષ ન થયો તેનું કારણ પણ એજ છે. ઇશ્વર-ના સંતાન—મનુષ્યગણમાં પણ એ વૃત્તિ વારસો રૂપે-ઇશ્વર હજી જીવતો હોવા છતાં, વરસા રૂપે—ઉતરી આવી છે. શબ્દોમાં પણ આપણે ટુંકા પસંદ કરીએ છીએ, પરિભાષાનો પ્રયોગ કરીએ છીએ, જેમ બને તેમ નાનાં નામો શોધીએ તે સર્વ આપણી લાઘવપ્રિયતાની પ્રતીતિરૂપ છે. Brevity is the soul of wit (લઘુતા એ પ્રતિભાનો આત્મા છે) એમ વીલીઅમ શેકસપીઅરે કહ્યું છે તે યથાર્થ છે; જો કે એનું નામ ઘણું-લાંબું- છે તે ટુંકું કરવાનું એને

સુઝયું નહીં. આપણે આપણા પૂર્વજોના પ્રમાણ-માં ઘણી પ્રગતિ કરી છે એની કોઇથી ના કહી શકાય એમ નથી. અને કદમાં આપણે આપણા પૂર્વજો કરતાં ટુંકા ને નાના થતા જઈએ છીએ, એ પણ નિઃસંદેહ છે. આ ઉપરથી સ્વાભાવિક રીતે ફલિત થાય છે કે પ્રતિભાની પેઠે પ્રગતિનો આત્મા પણ લઘુતા છે. આ દૃષ્ટિબિંદુથી જોતાં આપણું સાહિત્ય જે પ્રગતિ કરી રહ્યું છે તે અભિમાન લેવા યોગ્ય છે. ટુંકી બુદ્ધિ વડે ટુંક વખતમાં લખાએલાં અને ટુંક સમયમાં છપાએલાં કાવ્યો, નાટકો વિવેચનો, અવલોકનો, સમીક્ષાઓ વગેરે પ્રસિદ્ધ થયાં જાય છે.

એ વૃત્તિ સારી છે કે નહીં તેનો ઉહાપોહ પણ અહીં કરવો નથી. મેં પણ એવાં કેટલાંક ટુંકા નાટકો, ટુંકી વાર્તાઓ, ટુંકાં કાવ્યો ને ટુંકાં વિવેચનો લખ્યાં છે તે પ્રસિદ્ધ કરીને ટુંકાણમાં નાટકકાર, વાર્તાકાર, કવિ ને વિવેચક-નું પદ પ્રાપ્ત કરવાનો વિચાર રાખું છું.

## ટુંકાં નાટકો

૧

### નિદ્રાને આરે

એક એકાંકી, 'એક પ્રવેશી' 'એકપાત્રી' નાટક.

સ્થળઃ શયનાગાર; સમયઃ રાત્રિના ચાર.

પાત્રઃ રસસ્વિની, હેમલતા, ગંગા, લખમી કે એવા કોઇ પણ નામવાળી સ્ત્રી.

[એક ખુણે પથારી પડી છે. પાસે રસસ્વિની, હેમલતા, ગંગા, લખમી, કે એવા કોઇ પણ નામવાળી સ્ત્રી બગાસાં ખાતી ઉભી છે.]

રસસ્વિની

(ઉંઘ આવતી હોય તેમ પથારી સામે જુએ છે ને સુઇ જાય છે.)

[પડદો પડે છે.]

૨

### તુટતી દીવાલ

સ્થળ તથા સમયઃ કોઇ પણ

[એક જીર્ણ મકાનની દીવાલ—તુટવાની અણી પર. વરસાદ, વાવાઝોડું, તોફાન વગેરે. મકાનની નીચે રસ્તા પર જતો એક મનુષ્ય.]

મકાનની દીવાલ

હવે તો આ માણસ પર હું તુટી પડું.

(તુટી પડે છે. ટેબ્લો.)

[પડદો પડે છે.]

૩

### અનંત શબ્દ

એક એકાંકી, ત્રણ પાત્રી 'ત્રણ પ્રવેશી' નાટક

પ્રવેશ ૧ લો

પાત્ર ૧ :—વહાલી!

પ્રવેશ ૨ જો

પાત્ર ૨ :—વહાલા!

પ્રવેશ ૩ જો

પાત્ર ૩ :—હાલા!

[પડદો પડે છે]

૪.

**જીવન**

એક એકાંકી, ત્રણ પ્રવેશી નાટક

પ્રવેશ ૧ લો

(કોઇ પ્રવેશતું નથી.)

પ્રવેશ ૨ જો

(કોઇ પ્રવેશે છે.)

પ્રવેશ ૩ જો

(કોઇ ચાલ્યું જાય છે)

[ પડદો પડે છે. ]

---

આ નાટકો પરથીજ ટુંકી વાર્તાઓ લખી શકાય. દાખલા તરીકે છેલ્લા નાટક પરથી ત્રણ પ્રકરણની નીચે મુજબ ટુંકી વાર્તા લખી શકાય.

**જીવન**

એક ટુંકી વાર્તા

પ્રકરણ ૧ લું.

ત્યાં કોઇ હતું નહીં.

પ્રકરણ ૨ જું.

ત્યાં કોઇ આવ્યું.

પ્રકરણ ત્રીજું.

ત્યાંથી કોઇ ચાલ્યું ગયું.

[ સમાપ્ત ]

---

ચિત્તક્ષોભના પરિણામે સ્ફુરેલા એકાદ બે અથવા તેથી વધારે શબ્દનાં કાવ્યો મેં ઘણાં લખ્યાં–દાબ્યાં છે. તેમાંથી કેટલીક રસવાનગી નીચેની રસ જગામાં રસપિપાસુઓને અર્થે રસ વૃત્તિથી ઉતારું છું.

**ઊર્મિગીતો**

ગીત ૧ લું.

અરે !

ગીત ૨ જું.

ઓ !

ગીત ૩ જું.

ઉફ્ !

ગીત ૪ થું.

છી : !

ગીત ૫ મું.

અંધારી રાત્રિના કુતરાઓ ! તમે ગધેડા છો.

ગીત ૬ ઠું.

?

ગીત સાતમું.

!

આજ પ્રમાણે વિવેચનો પણ પુસ્તક સમજાતું ન હોય અથવા તે આશ્ચર્યજનક હોય તો ?! એવાં વિરામચિન્હો વડે અથવા પુસ્તકની વિરુદ્ધ કે તરફેણમાં મત દર્શાવવો હોય, પુસ્તકની પ્રશંસા કરવી હોય તો 'ઉંહુ' 'ના !' 'બરાબર' 'એમજ' 'સરસ' ઇત્યાદિ એકાક્ષરી શબ્દપ્રયોગ વડે અત્યંત ટુંકાં કરી શકાય.

તા. ૨૯–૭–૨૮.

તા. ૧૫ મીના 'પ્રજામિત્ર ને કેસરી'નાં 'શર-સંધાન'માં છપાએલા "શૃગાલ રૂદન" શબ્દ પર 'ગુજરાતી'માં 'બાળપોથી'ના લેખકે ઘણી રમુજ કરી છે.

રુઢિ, શુદ્ધિ, શાસ્ત્રીયતા, સરળતા ઇત્યાદિ વિવધ પ્રકારનાં દૃષ્ટિબિંદુવડે સાક્ષરોએ જોડણી વિષયમાં જે વૈવિધ્યક્ષમતા આણી છે તે સર્વથા અભિનંદનીય છે. અંગ્રેજી સાહિત્યમાં રસ લેતા મારા એક મિત્રને ગુજરાતી સાહિત્ય તરફ વળવા મેં યત્ન કર્યો; કૈંક લખવા આગ્રહ કર્યો. એમણે જવાબ દીધોઃ 'ગુજરાતીમાં લખું ? હું કૈંજ જાણતો નથી.' મેં પુછ્યુંઃ 'તમે પ્રાચીન કવિઓ વાંચ્યા છે ?—ના ? ત્યારે અર્વાચીન નવલકથા, ટુંકી વાર્તા, કાવ્યો વગેરેનું અધ્યયન કર્યું છે ?—તે પણ નહીં ? ત્યારે ભાષાશાસ્ત્ર શીખ્યા છો ?—ભાષાશાસ્ત્રનું નામ પણ નથી સાંભળ્યું ? ત્યારે તો ગુજરાતી ભાષાની જોડણી વીશે ચર્ચા કરવાને તમારા જેવો વિદ્વાન મળવો મુશ્કેલ.' 'પણ મને કૈં ખબર નથી. હું શા આધારે ચર્ચા કરું ?' 'સૌંદર્યના દૃષ્ટિબિંદુથી જોડણીની કોઇએ હજુ સુધી ચર્ચા કરી નથી. તમે એ નવીન દૃષ્ટિબિંદુ સ્વીકારો. દાખલા તરીકે 'કીડી' 'કિડી' 'કિડિ' 'કીડિ' એમા શું સુંદર લાગે છે ? જે રીતે એ શબ્દ સુંદર લાગે તેજ પ્રકારની જોડણી કલા ને સૌંદર્યને ખાતર ગ્રાહ્ય થવી જોઇએ,' મારી આ સુચના વીશે હજી મારા એ મિત્ર વિચાર કરી રહ્યા છે. એમને હજી ખબર નથી પડી કે જોડણીના વિષયમાં અભિપ્રાય આપવાને દરેકને હક છે. ગુજરાતી ભાષામાં વપરાતા શબ્દોની જોડણી એ દરેકની વ્યકિતગત વસ્તુ છે. એ શબ્દના અક્ષરોની અવયવઘટનામાં, પ્રોગ્રામમાં નાટક કંપનીના મેનેજરને હોય છે તેમ, ફાવે તેવા ફેરફાર કરવાનો દરેક વ્યકિતને સંપૂર્ણ અધિકાર છે.

આથી ક્ષણે ક્ષણે નવીનતા પામનારી રમણીયતાનું સુભગ ને વિરલ દર્શન આપણી ભાષાના શબ્દોમાં બહુ સુલભ ને સામાન્ય થઇ પડ્યું છે. જે અલૌકિક આનંદ વાચકને થાય છે તે કલા ને સૌંદર્યના દર્શનથી થતા આનંદ કરતાં કોઇ પણ રીતે કનિષ્ટ પ્રકારનો નથી. દાખલા તરીકે 'દૃષ્ટિબિંદુ' એ શબ્દને એકજ રીતે લખવા વાંચવાથી જે કંટાળો ઉત્પન્ન થાય છે, તેનો પુરેપુરો બદલો એ શબ્દને અનેકાનેક રીતે લખાએલો જોવાથી જે આનંદ થાય છે, તે વડે મળી રહે છે.: 'દૃષ્ટિબિંદુ', 'દ્રુષ્ટિબીનદુ' 'દરસતી બીનદૂ' 'દુરસ્તી બિંદુ' 'દુરશટી બીનદૂ' 'દ્રૂસ્ટી બિંદુ' વગેરે વગેરે રૂપો જોઇ 'દૃષ્ટિબિંદુ' એ કરેલી પ્રગતિથી ગુજરાતી ભાષાના અભિમાનીને જે સંતોષજનક આનંદ થાય છે તેનું વર્ણન કરવું અશકય છે.

જાણીતા અને અજાણ્યા સાક્ષરો ઉપરાંત દૈનિક પત્રો, 'પ્રજામિત્ર ને કેસરી' સમાં અનેક અઠવાડિકો તથા કમ્પોઝીટરો જોડણીના વૈવિધ્યમાં ભારી ફાળો આપ્યા જાય છે, એટલુંજ નહીં પણ જોડણીની બાબતમાં એમના જેટલી સરળતા બીજું કોઇ આણી શકયું નથી.

સંયોગ એ સરળતાનો શત્રુ છે–જીવનમાં તેમજ સાહિત્યમાં. લગ્ન–સ્ત્રીપુરુષનો સંયોગ–ને લીધે કેટકેટલા ગૂઢ પ્રશ્નો માનવજીવનમાં ઉપસ્થિત થયા છે ? તેમજ જોડણીની બાબતમાં સંયુકતાક્ષરોને લીધે કેટલી અગવડ પડે છે તે સર્વવિદિત છે. ફારસી શીખવવાનો મેં એક વખતે આરંભ કર્યો હતો. થોડો વખત ઉત્સાહથી કાર્ય ચાલ્યું. ફારસી શીખવું કૈં અઘરું નથી એમ મને લાગવા માંડયું ને પછી અક્ષરો જોડવાનું પ્રકરણ આવ્યું. છેડેથી, વચ્ચેથી, અંતથી એમ જુદી જુદી રીતે અક્ષરોને જોડવાનો વિધિ જોઇ આ જન્મમાં ફરીથી ફારસી ન શીખવું એવો નિશ્ચય કરી ફારસીના અભ્યાસને મેં તિલાંજલિ આપી. સંસ્કૃતના સંયુકતાક્ષરો પણ શીખનારને આવીજ

કફોડી સ્થિતિમાં મુકે છે. અને સંસ્કૃતના સર્વ સંયુક્તાક્ષરોને ગુજરાતીમાં પણ સ્થાન આપવું તે યુક્ત છે? બધા ગુજરાતીઓ સંસ્કૃત જાણે છે? ને જે જાણતા હશે તે બધાને પણ અત્યારે તે યાદ છે? આવી સ્થિતિમાં સંયુક્તાક્ષરોનો સર્વથા બહિષ્કાર કરવો એજ ઉચિત છે.

મારા એક પારસી મિત્ર કહે છે 'તમે વાનીઆ સોકો એદીના પારા છેવ. અકસરો બી અરધા અરધા લખી મરોય. તમારાથી સોજ્જા, પુરા અંકસર બી નહીં લખતા. ને આય તમે અકસર પર અંકસર જોરોય તે લાગેય બી કેવું અસ્સી!' વિચાર કરતાં એમની વાત ખરી લાગે છે. છુટા, આખા અક્ષરો જેટલા સુંદર લાગે છે, તેટલા સંયુક્ત કે અર્ધ અક્ષરો લાગતા નથી. દાખલા તરીકે—

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥

એના કરતાં આપણાં દૈનિક તથા અઠવાડિક પત્રો ને કોમ્પોઝીટરોની પેઠે—

पतंर पुवपं फलं तोयं यो मे भकतया परयचछति ।
तदहं भकतयुपहरतमशनामि परायततातमनः ॥

એમ લખ્યું હોય, તો તે કેટલું સુંદર, ગૌરવભર્યું અને સાંભળવું લાગે છે?

આ યુગ સ્વાતંત્ર્યનો છે: સ્ત્રી પુરુષ એક બીજા વગર અપૂર્ણ છે. કોઈ પણ વસ્તુના અસ્તિત્વ કે વિકાસ માટે અન્ય વસ્તુની આવશ્યકતા છે, એવી ભ્રમણાઓ ભુંસાતી જાય છે. સ્ત્રી સ્વાતંત્ર્ય, પ્રાન્તિક સ્વરાજ્ય (પ્રોવીન્શીઅલ ઓટોનોમી) સ્થાનિક સ્વરાજ્ય (Local self-Government) ને નરક સ્વરાજ્ય (Home-rule for hell)ના આ જમાનામાં અક્ષરો પરાવલંબી બનાવવા એના જેવું અનુચિત કાર્ય બીજું શું હોઇ શકે? કાળગંગાને કાંઠે બીજા વ્યંજનોની વાટ જોઇ ઉભા રહેલા બીચારા, ખોડા, અપંગ ક્ ચ્ ટ્ ત્ પ્ વગેરેને જોઇ, શકુંતલાને સાસરે વદાય કરતા કણ્વની પેઠે, કયા સ્વાતંત્ર્ય પ્રેમીની આંખો અશ્રુજડ નહીં થાય? કોનો કંઠ ગદ્ગદિત થઇ રુંધાઇ નહીં જાય? બીજા વ્યંજનો ન આવે ત્યાં સુધી એ બીચારા અપંગ વ્યંજનોના વિકાસનો તો શું પણ તેમના અસ્તિત્વનો પણ સંભવ નથી. એક શબ્દમાં એક વ્યંજન અર્ધો ને બીજો આખો, એકની કીંમત એક માત્રા, બીજાની અર્ધી માત્રા ને ત્રીજાની બે માત્રા એવી એવી વિષમતા અક્ષર રાજ્યમાં પ્રવર્તાવનાર આપણે. આ રાજા ને આ પ્રજા, આ દ્રવ્યવાન ને આ ભીખારી; આ ન્યાયાધીશ ને આ ચોર; આ સન્માન યોગ્ય ને આ તિરસ્કરણીય: એવા કૃત્રિમ વૈષમ્યો સામે મિથ્યા બબડીએ તેમાં શું વળે? અક્ષર સામ્રાજ્યને વીશે આપણે પોતેજ પ્રસારેલી વિષમતાઓને જ્યાં સુધી આપણે દૂર કરી શકીએ નહીં ત્યાં સુધી અભ્યુદય કે નિઃશ્રેયસની આશા રાખવી વ્યર્થ છે.

આથી દૈનિક પત્રોએ, અઠવાડિકોએ તથા પ્રેસના કોમ્પોઝીટરોએ કૃપા કરી વ્યંજનોને જે સ્વરાજ્ય સમર્પ્યું છે તે બદલ આપણે તેમના ઋણી છીએ. સારું ગુજરાત એમના એ કૃત્ય માટે મગરુર છે.



બારડોલીના

# સ્વપ્નદ્રષ્ટાને—

લેખક:
રા. લલિત
સભ્ય, સાહિત્ય સંસદ.

૧

જાગ્યો પુરો, ત્યમ જગવજે શુર તું, સ્વપ્નદ્રષ્ટા !
જોઈ કે તેં ઉર–ઉછળતી બારડોલીની સત્તા ?
આખા હીંદે વીજ સળકતી જોઈ સ્વાતંત્ર્યની કે ?
એનીએ, જો ! ઝબુકી ઝળકે અસ્મિતા ગુજરાતે !

૨

સત્યાર્થે, જો ! યુવક યુવતી ગુર્જરી તુજ જેવાં—
સ્હેતાં, સ્હાતાં, રણરમણમાં, યુઝતાં ધન્ય કેવા !
સૌરાષ્ટ્રે, યે, પ્રભુજીની પ્રજા, હુંકતી સિંહ શી જો !
કચ્છે જાગ્યો જગસફરના ઝાઝ શો, ભાવ ભીનો !

૩

સ્વપ્નાદર્શો ઝીલી, તું ય રચે સિદ્ધ સાહિત્યસૃષ્ટિ—
તેવાં વાંછે તુજ જીવિતનાં દર્શનો, દેશ–દૃષ્ટિ !
તું ગુંજે તો મન–ઉરતણી યોગલીલા પ્રકાશે:
પંચ–પુછયો પ્રખર ઘુમજે ભાર્ગવીવીર ! દેશે !

૪

ગાંધીજીએ પરખી, જગવી ગુર્જરી વલ્લભે, જે—
હીંદે તો એ અમર દીપતી બારડોલી સ્વરાજ્યે !
તેવા યોગો કેં પ્રકટશે જાત ભોગેજ હીંદે—
ત્યારે સ્હાશે પ્રભુની કરુણા લક્ષ્મી પુણ્યારવિન્દે !

૫

સ્નેહે સેવ્યાં પુનિત ચરિતે, દ્વારિકેશે કનૈયે—
ધર્મે સ્હાયાં પ્રભુજન, મહાભારતે: એ રવૈયે—
સાહિત્યે, યે હીરહૃદયનાં ગ્રંથિયે એક સૂત્રે,
એ રજ્જુએ જનની ભૂમિને રક્ષિયે એક તંત્રે !

---



ચિત્રકાર : ]                                                    [ રા. રવિશંકર રાવળ.

એક ઘાસની ઝુંપડી આગળ એક માણસ આંખ મીંચી
હાથ ગૌમુખીમાં રાખી બેઠો હતો.



[ચિત્રકાર] ના. વ્રજમોહન મીસ્ત્રી

પ્રમદાએ બારીએ ઉભી હતી ત્યાંથી ચમકી પાછું ફરીને જોયું.

# ઘડપણની લાકડી

લેખક :
સૌ. લીલા મુનશી
સભ્ય, સાહિત્ય સંસદ.

ચિત્રકાર :
રા. જગમોહન મીસ્ત્રી

ભીચારી પ્રમદા બારીએ ઉભી હતી. આખો ખંડ વીજળીના દીવાઓથી ઝળાંઝળાં થતો હતો. લગ્નની ધામધુમના અવાજ હજુ ઘરમાંથી શમ્યા નહતા. અને વારંવાર છોકરાંઓની ચીસો, ઘણા વપરાવાથી ખોખરા થએલા અવાજે મોટાંઓની ધાંટાધાંટ, યુવાનોની હસાહસ, હજુએ બહારના ખંડોમાં ચાલતી તે તેને સ્પષ્ટ સંભળાતી. લગભગ મધ્યરાત્રિનો સમય થવા આવ્યો હતો પણ જાણે હજુ રાત્રિ હવેજ શરુ થતી દેખાતી હતી.

આજે પ્રમદાનાં લગ્ન મુંબાઇ શહેરના પચાસ વર્ષની ઉંમરના જાણીતા સજ્જન લીલાધર સાથે થયાં હતાં. ૭ માસ પહેલાં એમનાં પહેલી વારનાં પત્ની સૌ. કરસુખબા ગુજરી ગયાં અને તેથી એમણે ઉત્ત ··માં પત્ની વગર પડવાના દુઃખોથી ત્રાસી બે ત્રણ માસ પછી તરતજ પંદર વર્ષની જુવાન સોહામણી પ્રમદા સાથે વિવાહ મેળવ્યા હતા. એમને ન્યાય આપવાને એટલું કહેવું જોઇએ કે એમણે મોટી ઉંમરની કન્યા મેળવવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો. જે સુધરેલાં માબાપોએ કન્યાઓને કોલેજમાં કેળવણી આપી મોટી વય સુધી અવિવાહિત રાખવાની ધૃષ્ટતા કરી હતી તેમાંથી કોઇને માથેથી પણ બોજો ઉતારવાને તેઓ તૈઆર હતા. અને ન્યાત બહાર રહેવાનો હીંમતભર્યો પ્રયોગ કરવાનો પણ એમને વાંધો નહોતો. પણ એમની વય અને છોકરાંઓને લીધે, બાવીસ બાવીસ વર્ષની છોકરીઓની ચિંતા માથે છતાં કોઇને પોતાના માથા પરનો ભાર હલકો કરવાનું ગમ્યું નહીં, અને છેવટે ન્યાતના ગોપાળદાસ કાપડીઆની મોટી ઉમ્મરની પ્રમદા સૌથી સારામાં સારી છોકરી હતી એમ ગણી તેની સાથે તેમણે વિવાહ મેળવ્યો.

પણ આથી સુધારો કરવામાં ખરેખરા આડા આવનારા તો સુધારકોજ છે એવી એમની માન્યતા દૃઢ થઇ. એમને. મોટી વયની કન્યા પરણવી હતી; ન્યાત બહાર રહેવાનું સાહસ પણ કરવું હતું; પણ અભિમાની, મૂર્ખ માબાપો

એમના જેવા સારા વરને કન્યા દેજ નહીં પછી એ શું કરે ? અને શેઠ લીલાધરનું સ્થાન મુંબાઇ શહેરમાં કે જેવું તેવું ન હતું. તેઓ ઠીક ઠીક પૈસાપાત્ર હતા પણ લોકો એમને ભારે પૈસાદાર ગણતા. તેમનાં દાનો બધાં જગજાહેર હતાં. તેમને વક્તૃત્વકળા પણ વરી હતી અને તેથી ઘણી સભાઓના પ્રમુખપદને તેઓ સ્વીકાર કરી શોભાવતા. તેઓ અવારનવાર છાપાંઓમાં લેખો પણ લખતા હતા. તેમનો ખાસ ધંધો શેર બજારનો હતો પણ તેમની વાતો પરથી અનેક ધંધાઓનું તેમને જ્ઞાન હોઇ બધાંમાંથી તેઓ પૈસા પેદા કરતા એમ લાગતું. આવા કલારસિક, શ્રીમંત, સંસ્કારી પુરુષને આધેડ વયમાં ઘરભંગ થવાનું દુઃખ ખરેખરું અસહ્ય હતું.

અને પ્રમદા આખી ન્યાતમાં સુંદર છોકરી ગણાતી. તેણે ગુજરાતી છ ચોપડી સુધીનો અભ્યાસ કર્યો હતો. તેને રાંધતાં, ભરતાં, ગુંથતાં સરસ આવડતું. તેને વાર્તાઓ વાંચવાનો ઘણો વધારે પડતો શોખ હતો અને તેથી તેની મનોવૃત્તિ પણ અત્યંત ચંચળ બની હતી. બાવીસ વર્ષના છેલ છબીલા યુવાન વરને પરણવાનાં સ્વપ્નો તેણે બાર વર્ષની વયથી ઘડી મુકયાં હતાં અને લીલાધર શેઠ જેવા વર રાંડયા નહોત તો કદાચ તે સફળ થાત પણ ખરાં !

જુના વિચારના કયા હીંદુ માબાપ છોકરીને સારા ઘરનો, દલ્લાવાળો વર મળતો હોય, તો વરનાં વય કે રૂપગુણનો વિચાર કરવા થોભે છે ? "બીજવર તો લાડ લડાવે, ઘાટ ઘડાવે, ખોબલે નાણાં આપે જો–બીજવરની પરણી મહા સુખ પામશે" એ લોકગીતમાંનું તથ્ય તેમના અંતરમાં ઊંડે ઉંડે પેસી ગએલું હોય છે. વર જીવે ત્યાં સુધી મોજમજાહ કરાવે; મરી જાય તો પાછળ દીકરી જીવે ત્યાં સુધી સુખે ખાય એટલો દાબડો મુકી જાય; પછી છોકરીને બીજું શું જોઇએ ? જુવાનીના કોડ તો બધા ચાર દહાડાના છે. બે છોકરાંની મા થાય એટલે એ બધાં શમણાં શમી જાય અને ન થાય તો મોટી ઉંમરે બેઠી બેઠી ભગવાનનું ભજન કર્યાં કરે કે જેથી તેના આત્માનો ઉદ્ધાર થાય. આમ બીજવરને પરણવાથી તેનાં આલોક ને પરલોક બંને સુધરે એમ હોય છે અને ન કરે નારાયણ ને કૈં રાજકદૈવક થયું, તો તો તેમાં છોકરીની ગ્રહદશાનો વાંક. તેમાં દલાલ જેવાં માબાપ બીચારાં શું કરે?

પ્રમદાનાં માબાપે પણ આમજ ધાર્યું અને પ્રમદા પરણીને સાસરે આવી. પ્રમદાથીએ મોટી ઉંમરના લીલાધર શેઠનાં છોકરાં શોકથી, ક્રોધથી, કુતૂહલથી નવી માનું સ્વાગત કરવાની તૈયારી કરી રહ્યાં.

ને એજ પ્રમદાના લગ્નની આ પહેલી રાત હતી. લીલાધર જીવે શોખીન હતા અને તેથી તેમણે નવી પત્નીને રીઝાવવાની અને ઘણા વર્ષોથી–કરસુખખા આધેડ થયા ત્યારથી–પોતે નહોતા રીઝાયા તેનું સાટું વાળવાની તૈયારીઓ કરી મુકી હતી. નવી વહુને માટે વસ્ત્રો હતાં, અત્તર હતાં, ફુલ હતાં. નહોતી માત્ર એના બાલક હૃદયને સમજવાને એના જેવા બાલક થવાની તેમનામાં કળા, અને તેના વિના આ બધી વસ્તુઓની અસર ફીકી પડી જતી હતી.

લીલાધર શેઠ હસતા હસતા ઓરડામાં આવ્યા. તેમના ઘણા ખરા વાળ ધોળા થએલા હતા અને દાંતમાં પણ એકાદ બે જગાએ ખાડા દેખાતા. શરીરે તે નીચી કાઠીના ને સુકા હતા. પણ એમની આંખોમાં હજી તેજ હતું અને લાલસાથી અત્યારે તે ચળકતી હતી. કોઇ અકથ્ય આનંદ એમનાં સર્વ અંગોને પ્રફુલ્લ કરી રહ્યો હતો. પ્રમદાએ બારીએ ઉભી હતી ત્યાંથી ચમકી પાછું ફરીને જોયું અને શેઠને જોતાં

પાછું ફરીને તે બારી બહાર નજર કરતી ઉભી. શેઠે પાછળથી આવી તેના ખભે હાથ મુકયો. પ્રમદા ગભરી પણ કૈં બોલી નહીં.

"પ્રમદે ! બારી બહાર બહુ જોયું. જરા આમ તો જો." શેઠે રસિકની ભાષામાં આરંભ કર્યો. પ્રમદા નિરુત્તર રહી અને તેણે બારી બહારજ જોયાં કર્યું. એને શરમ આવતી હતી કે સંકોચ થતો હતો તે કશું કળાતું નહતું.

લીલાધર શેઠે પ્રમદાને બારી આગળથી ખસેડી બારી બંધ કીધી અને હાથ ખેંચી તેને એક ખુરશી પર બેસાડી. "પ્રમદે! હવે શરમ કયાં સુધી રાખશે ? મારી સાથે વાત તો કર."

જવાબમાં પ્રમદાની આંખમાં જોરથી આંસુ નીકળી પડયાં. લીલાધર શેઠ ચમકયા. એમનો આનંદ બધો સરી જતો લાગ્યો. એમને પ્રમદા પર ક્રોધ ચઢવા માંડયો પણ સંયમ રાખી નરમ સ્વરે પુછયું: "આવે વખતે કેમ રડે છે ? તને કૈં થાય છે ?"

"તમે મને શું કામ પરણ્યા ?" ધ્રુસકાં ખાતાં ખાતાં અસ્પષ્ટ સ્વરે પ્રમદા માત્ર એટલુંજ બોલી શકી. તેને પોતાને પણ પોતે શું કરતી હતી તેનું ભાન નહોતું.

એક પળ પર ખુશમીજાજમાં આવેલા શેઠનો મીજાજ આ શબ્દો સાંભળી ગયો. "તારા માબાપે પરણાવી તેમાં" પણ બીજીજ પળે તેમણે જોયું કે આમ મીજાજ કરવામાં કૈં મુદ્દો સરે તેમ ન હતો. તેમણે મીઠાશથી કહ્યું: "આમ પહેલે દહાડે આંસા જેવી રડ નહીં. અપશુકન થાય. જા, મોં ધોઇ નાખ. પછી હું તને કૈં બતાવું." તેઓ હાથ પકડી પ્રમદાને મોરી પાસે લઇ ગયા અને મોં પર પાણી છંટાવ્યું અને તે ન ભડકે માટે આવીને તેને ખુરશી પર બેસારી અને પોતે પાસેના ટેબલનું ખાનું ચાવી લઇ ઉઘાડી એક મખમલનો દાબડો કાઢયો અને ઉઘાડયો. તેનાં મુખ સામે ધર્યોઃ "આજના દિવસની ભેટ" તેમણે ગર્વથી હસતાં કહ્યું. તેમના ચીમળાએલા મુખ પર આનાથી ધારી અસર થવાની ખાત્રી હોય એવો આનંદ હતો.

દાબડામાં એક કીંમતી હીરાનો હાર ઝળાંઝળાં થતો જોનારની આંખને અંજાવી રહ્યો હતો. એને જોઇ એક પળ પ્રમદા પોતાનું દુઃખ ભુલી ગઇ અને જિજ્ઞાસાથી તેણે તે હાથમાં લઇ જોવા માંડયો.

"પહેરી જુએ તો" શેઠે ધીરે રહી સુચના કરી. આવો સરસ કીંમતી હાર પોતાનો હોય કે પારકો પણ તે પહેરી જોવાની લાલચ કયી બાલાને થયા વિના રહે ? પ્રમદાએ તે બીતાં, શરમાતાં પહેર્યો. તેનાં આંસુ ઘડીવારને માટે સુકાઇ ગયાં. લીલાધર શેઠ આ પરિણામ જોઇ પ્રસન્ન થયા અને પોતાની પત્ની રીઝવવાની કળાનો વધારે ઉપયોગ કરતાં કહ્યું: "આરસીમાં તો જો."

પ્રમદા ગભરાતી ગભરાતી ઉઠી અને એક કબાટની આરસી પાસે ગઇ. તેના ગળામાં ઝળકતો હાર તેના સ્વરૂપવાન મુખને દીપાવતો હતો. તેણે હર્ષથી, કૃતજ્ઞતાથી આરસીમાં પાછળ દેખાતી શેઠની આંખો સામે જોયું.

શેઠે પળ વીચારી તેના ખભા પર હાથ મુકયો પણ આભારમાં ગરવાઇ ગએલી બાળા કૈં બોલી શકી નહીં. તે પછી આખા દિવસનાં થાકેલાં વરવહુ ઉંઘી ગયાં ત્યારે લીલાધાર શેઠે મન, વચન, કર્મથી પ્રમદાના પતિ તરીકેનો અધિકાર સંપૂર્ણ રીતે સ્થાપી દીધો હતો.

## ૨

પ્રમદા સવારમાં મોડી ઉઠી અને ઉઠતાં વાતજ પોતે કૈં ખોટું કર્યું છે એવી વૃત્તિ તેને થવા માંડી. તેને કોઇને મોઢું બતાવવામાં પણ

શરમ આવતી હતી, પણ ખંડ બહાર ગયા વિના ચાલે એમ નહતું. તે બહાર નીકળી ત્યારે આગલા ખંડમાં આખું કુટુંબ તેની વાટ જોતું એકઠું થયું હતું. પહેલે દહાડે આટલી મોડી ઉઠે તે વહુ બેશરમ તો હશેજ એવો એમાંના ઘણા જણનો મત થવા માંડ્યો હતો. લીલાધર શેઠનાં છોકરાં ને છોકરાંનાં છોકરાં જિજ્ઞાસાથી નવી માના ઉઠવાની રાહ જોઇ રહ્યાં હતાં.

એ બહાર આવી ત્યારે સૌની આંખો તેના પર ટંકાઇ અને રાત્રે ભુલમાં રહી ગએલા એના ગળામાંના ચમકતા હારે સૌનું ધ્યાન ખેંચ્યું. ગભરાટમાં પ્રમદ ને લાગ્યું કે પોતે ગઇ રાતે કરેલો ગુન્હો આ સૌ જાણી ગયાં હતાં. ધરતી માતા માર્ગ આપે તો સમાઇ જવાનું તેને મન થયું. તેનું અંતઃકરણ રડું રડું થઇ રહ્યું. રડવાનું કૈ કારણ શોધવા તેણે ઉમરા પર જાણી જોઇને ઠેસ વગાડી અને ચીસ પાડીને તે બેસી ગઇ.

"શું થયું ? શું થયું ?" કરતાં સૌ તેની આસપાસ ટોળે વળ્યાં. પ્રમદાની આંખમાંથી આંસુ નીકળતાં હતાં. "કૈં નહીં, ઠેસ વાગી" તેણે કહ્યું ને ઘણી કળ ચઢી હોય તેમ પગ પર હાથ દાબ્યો.

એક જરાક જેટલી ઠેસ માટે આટલો બધો દેખાવ કરે એવી નવી માને માટે છોકરાંઓનો મત હતો તેથી વધારે ઉતર્યો. અને કૈં કરવાનું ન સૂઝતું હોય તેમ સૌ આસપાસ બાઘા જેવા ઉભા રહ્યા.

ગરબડાટ સાંભળી લીલાધર શેઠ ઓરડામાંથી બહાર આવ્યા અને એમને જોઇ પચીસ વર્ષની ઇતુ સાંભરી આવ્યું હોય તેમ પગ પર ધાર કરવા પાણી લેવા દોડી. વીમુ–શેઠના મોટા છોકરાની વહુ–પાટો બાંધવા લુગડાંની ચીંદરી શોધવા ચાલી. સરોજ અને કાંતા 'ક્યાં વાગ્યું' તે જોવા નીચાં વળ્યાં. બીજાં નાનાં છોકરાં જરા દૂર જઇ ઉભાં.

પ્રસંગ જોઇએ તેના કરતાં વધી પડ્યો એમ પ્રમદાને લાગ્યું. "એ તો જરા ઠેસ વાગી હતી તેની કળ ચઢી હતી" તેણે ફીકકું હસીને કહ્યું. અને ઉઠીને શેઠનાં મોટીબહેન મહાલક્ષ્મી બેઠાં હતાં ત્યાં જઇ બેઠી.

પ્રમદાના સંસારના પહેલે દહાડે ગણેશ આમ મંડાયા. તે પછીના બેચાર માસ શેઠે તેને ઢીંગલીની માફક સાથે ફેરવી, નાટક સીનેમા દેખાડયાં, અને મોજ કરાવી. પ્રમદાની માતાનો હર્ષ દીકરીનું સુખ જોઇને માતો નહતો.

પણ આટલાં બધાં વસ્તારની ધણીઆણી તે કૈં જન્મારો મોજ કરી શકે? ઘરમાં એનાથી મોટી વહુઓ ફરતી અને એનાં ભાંડુ હોય એવડા છોકરાંઓની તે દાદીમા હતી. સૌ તેને જોઇ છાનું છાનું હસતાં અને તેના છોકરવાદપણાની ટીકા કરતાં. ઘરમાં સગાંવહાલાં આવતા તે હાલતે ચાલતે કરસુખબાને સંભારતાં અને મરનારીનાં ગુણ ગાતાં. સૌથી નાની પ્રમદાને ઘરમાં કોઇ ગાંઠે એ તો અસંભવિતજ હતું. અને તેને માન આપવાનો ડોળ લીલાધર શેઠના ધાક પુરતોજ થતો. ઘરનાં નાનાં મોટાં સૌ એને બને તેટલી પજવવાનો–ચીઢવવાનો પ્રયત્ન કરતાં. નોકર ચાકરો સુદ્ધાં તેને ગણકારતા નહીં અને તે કૈં પહેરે ઓઢે કે શેઠની જોડે બહાર જાય તો "બાપા નવીને ફેરવે છે" એમ સૌના મતે ઠરતું.

બીચારી પ્રમદાને આથી દહાડામાં દસ વખત રડવું આવે એવા પ્રસંગો બનતા. બનતા સુધી તે બહુજ ઓછું બોલતી અને કોઇને કશું કહેતી નહીં પણ તે તો તેના અભિમાનીપણાનું કારણ મનાતું. ધીરે ધીરે તેણે પોતાજ ઓરડામાં વધારે બેસી રહેવા માંડ્યું–

પણ તે તેના અતડાપણાનું પરિણામ ગણાવા લાગ્યું. ઘરમાં કોઇને એવું નાનપણ ગમતું નહતું અને બળજબરીથી તેની પાસે અકાળે જ્રદ્દત્વ કેળવાવાને માટે આ બધા પ્રયત્નો થતા હતા. વીમુને ને સુરેંદ્રને રાત્રે નાટકમાં જવું હોય તો છોકરાં રાખવાની ફરજ પ્રમદાની હતી એમ તેઓ માનતાં. જીતુના ઘરનો ધાડી માંદો પડે તો તેનો વસ્તાર પણ દાદીમાએ સાચવવો એવી સૌની માન્યતા હતી. વિધવા કાંતા ને કુમારી સરોજ ઘરમાં ફરતાં હોય ત્યારે શેઠની સાથે ભપકો મારીને લટકમટક બહાર જવું એ સૌની આંખમાં અતિશય અજુગતું લાગતું. ઘરમાં એની સ્થિતિ લગભગ હરાયા ઢોર જેવી હતી. કોઇ એની સાથે બહુ બેસતું કે બોલતું નહીં. જીતુનાં ને સુરેંદ્રનાં છોકરાં એની સામુ બોલતાં ને મશ્કરીઓ ઉડાવતાં. એની નાની મોટી ખોડો જોવાને સૌની આંખો સદાએ સાવધાન થઇ રહેતી.

પ્રમદાના મન પર આ બધો બોજો અસહ્ય થઇ પડવા માંડયો અને પરણ્યાને વર્ષ દિવસ થયાં નહીં એટલામાં તો તેને તાણ આવવા માંડયું. તેનું હસવું બોલવું સુકાઇ ગયું હતું. આધેડ વર અને ગાડુ ભરીને વસ્તાર એ બેની વચ્ચે તેની હોંસ બધી મરી ગઇ હતી. તેનું શરીર પણ નબળું પડવા માંડયું હતું. રાત્રિ દિવસ આમાંથી શી રીતે છુટવું તેનાજ વિચારો તેને આવ્યા કરતા.

અને દુનીઆંની નજરમાં પ્રમદા સુખી હતી. તેને ફરવા ગાડી ઘોડો હતાં, પહેરવા વસ્ત્રાલંકાર હતાં, રહેવા મુંબાઇનો સુંદર માળો હતો, મન ભાવે તે ખાવા મળી શકે તેમ હતું. તેને દુઃખ શું ? ઘણીએ સ્ત્રીઓને આમાંની એકે વસ્તુ હોતી નથી.

ધીરે ધીરે પ્રમદાની તબીયત વધારે બગડવા માંડી અને ડાક્ટરે લાંબા વખતને માટે હવાફેર મોકલવાની સલાહ આપી. સાથે સાથે એનું મન પ્રફુલ્લ રહે એવું કરવાનું પણ કહ્યું. પત્ની વિના આટલે વર્ષે આમ લાંબો વખત એકલાં રહેવું પડે એ પહેલાં તો લીલાધર શેઠને ન ગમ્યું પણ પછી એને છેક ખોવી પડે એ બીકથી પુનામાં એને માટે બંગલો રાખ્યો અને પ્રમદાને એક દક્ષણી બાઇ કંપેનીઅન સાથે ત્યાં રાખવાની વ્યવસ્થા કરી. લીલાધર શેઠથી એટલો લાંબો વખત મુંબાઇ બહાર રહી શકાય તેમ નહતું.

અને ત્યારથી પ્રમદાનો સીતારો ફર્યો કહો કે સ્વભાવ ફર્યો કહો પણ તેનામાં ફેરફાર થવા લાગ્યો. તેની સાથે રાખેલી બાઇ કર્વેના આશ્રમની ગ્રેજ્યુએટ હતી. તેને સંગીત પણ સારું આવડતું. તેણે સ્વાભાવિક વિચક્ષણતાથી પ્રમદાનું દરદ પારખ્યું અને પ્રમદાને જરાક ઠીક થયું કે ભણાવવા અને થોડુંક સંગીત શીખવવા માંડયું.

અહીંઆં પ્રમદાને લીલાધર શેઠનો આત્માને કચડનો સહવાસ નહનો તેમના વસ્તારની હૃદય બાળે પણ કોઇને ન કહેવાય એવી પજવણીઓ નહોતી. હતો માત્ર પાર્વતીબાઇનો મીઠો ને મધુર સહવાસ. તેનાં દુઃખ દર્દ નાસવા માંડ્યાં. મરુભૂમિમાંથી આવેલો મુસાફર લીલું ઝાડ જોઇ આનંદ પામે તેમ તેનો આત્મા શીતલતા અનુભવવા લાગ્યો.

આ અરસામાં લીલાધર શેઠ એક બે વખત આવી ગયા અને છેલ્લી વખત તો પ્રમદાની તબીયત ઠીક લાગી એટલે સાથે લઇ જવાનો વિચાર પણ કર્યો પણ જવાની વાત સાંભળતા પ્રમદાને તાણ આવ્યું અને છેવટે શેઠ એને મુકીને ગયા. છ મહીનાના ખરચેલા પૈસા નકામા

જાય અને અધુરી સુધરેલી તબીયતે પ્રમદા પાછી આવે તેમાં એમને કૈં અર્થ લાગ્યો નહીં. જો કે પત્ની વગર એમના દિવસ દોહ્યલા જતા હતા અને આવી માંદલી, કુંજરાએલી બૈરી આ ઉંમરે શેઠને મળી તેથી તેમના કર્મની કઠણાઇ ઉપર લોકો દયા ખાતાં હતાં તે જુદાં. પણ ભવિષ્યના સુખને માટે આટલો આત્મભોગ આપવો તેમને જરૂરી લાગ્યો.

૩

પારુબાઇના છ માસના સહવાસે પ્રમદાનો આત્મા વિકાસ પામ્યો. માત્ર વિકાસ પામ્યો એટલુંજ નહી પણ મજબુત થયો. તેનો આનંદી સ્વભાવ પાછો આવ્યો. તેનાં ગાત્રો પ્રફુલ્લ થવા માંડ્યાં. તેનો રોગ લગભગ જતો રહ્યો.

તેણે વિચાર કરી કરીને એક સૂત્ર શોધી કાઢ્યું. "મારે આ બધાંની સાથે નથી રહેવું."

'આ બધાં' એટલે લીલાધર શેઠ શીવાય આખા ઘરનાં માણસો. પતિની સાથે ન રહેવાનો વિચાર તો ભાગ્યેજ કોઇ હીંદુ પત્નીને આવે અને પ્રમદાને પણ ન આવ્યો. આવ્યો હોત તો પણ તે જાણતી કે આખી દુનીઆમાં તેને શેઠ વગર કોઇ સંઘરે એમ નહતું. દીકરી પરણે ત્યારથી માબાપ તો તેને ઘરમાં રાખેજ નહીં અને કમાતાં આવડે નહીં એટલે સ્વતંત્રતાથી છવી શકવાનાં સાધનો કૈં હોય નહીં. ત્યારે આત્મા કચડાઇ જતો હોય તોએ હીંદુ સ્ત્રી બીજા શું કરે? કાં તો પતિને વશ રહે ને તેમ ન કરે ને બહાર જાય તો ત્રાસદાયક અધઃપાતનો ઉંડો ખાડો તેને ગળી જવા તૈઆર હોય. એને ન પોતાની જાતનું રક્ષણ કરતાં આવડે, ન પોતાના પગ પર ઉભા રહેતાં આવડે. એ ક્યાં જાય!

આ વાત બહુ ચોક્કસાઇથી નહીં પણ સ્વાભાવિક બુદ્ધિથી સૌ હીંદુ સ્ત્રી જાણે છે અને આ સુકુમાર બાલા પણ એટલી વાત તો સારી રીતે સમજતી.

શેઠે જુદાં રહેવાની પ્રમદાની શરત પહેલ તો કબુલ ન કરી પણ પ્રમદા એ બાબતમ એટલી જીદ્દે ચઢી કે મુંબાઇ જવાનીજ ના પા અને શેઠ તેને બળ જબરીથી લઇ જાય તે ઉપવાસ કરી દેહ પાડવાની ધમકી આપી.

હતી તો એ માત્ર ધમકી પણ તેના મગજ ની હાલતથી બીતા શેઠ પર તેની તરત અસ થઇ. તેમને આ 'પાછલી અવસ્થા'માં બ દહાડા પ્રમદાથી દૂર રહેવું પસંદ નહતું અ આટલાં બધાં છોકરાંઓના ઘરમાં નવી પત્ન સાથે પોતાનાથી બને તેટલી છુટથી આટલ વર્ષોની દાબી રાખેલી રસિકતાનો બધો ભા ઠલવાતો નહતો. એટલે જુદાં રહેવું એમને પ છેક અનનુકૂળ નહોતું.

૪

પ્રમદાને જુદું ઘર માંડે પાંચ છ વર્ષ વીત ગયાં. એના આયુષ્યના સુખના, સંતોષનાં (જ એ નામ ઘટે તો) સારામાં સારાં આ વર્ષો હતાં સુખ એટલું કે લીલાધર શેઠ તરફની એની ફરજે એ બજાવતી પછી કોઇ એને બીજી રીતે સતા વતું નહીં. સંતોષ એટલો કે પળે પળે એન આજ્ઞાની અવગણના કરવાના લાગ જોતી, એં બનાવીને મજાક કરવાને સદા તત્પર એવી કો સેના ત્યાં હાજર નહોતી.

અને લીલાધર શેઠ પણ એને એમનાથ સુખ આપવાની જેટલી શક્તિ હતી તે બધીથ સુખી કરવાનો પ્રયત્ન કરતા. પ્રમદાને ગમે એવી એને શોભે એવી કૈંક વસ્તુઓની ભેટ તે હંમેશ આણતા. એને તેઓ લાડ લડાવતા, ઘાટ પ ઘડાવતા, પૈસા પણ વાપરવા આપતા. અ

પોતાના પર એનું મન પ્રસન્ન રહે એવી કૈં કૈં યુક્તિઓ કરતા.

આ પાંચ વર્ષમાં પ્રમદાને બે છોકરાં થયાં હતાં. એક મરી ગયું હતું; બીજું માંદુ રહેતું હતું. અને સુવાવડો, બાળઉછેર, પોતાની તબીયત અને લીલાધર શેઠ વચ્ચે પ્રમદાને બહુ વિચાર કરવાનો, આત્મવિકાસનો વખત મળ્યો નહતો. એની વૃત્તિઓ, વિચારો, ઊર્મિઓ તો બધાં કચડાઈ ગયાં હતાં એટલે તે કૈં તેના અંતર પાસે માગે એવી સ્થિતિમાં નહતાં. જીંદગી જે કૈં આપે તે તે લેતી. વધારે માંગવાની કે આશા રાખવાની તેનામાં શક્તિ નહોતી.

પણ લોકો—સગાંઓ—તેને દુષ્ટ સ્ત્રી તરીકે કલ્પતા. જે સ્ત્રી આવતાંને વાર વરના આત્મા પર એટલી સત્તા મેળવે કે જેથી તે જુની સ્ત્રીનાં પચીસ ને ત્રીસ વર્ષના છોકરાંને એકલવાયાં જુદાં કાઢી એકલો નવી સ્ત્રી સાથે રહેવા જાય એ સ્ત્રી કેટલી કપટી હોવી જોઇએ એ વીશે તેઓ ખુબ વિચાર કરતાં. આધેડ વરને પરણી આવી આખા કુટુંબની સેવા કરવાને બદલે અને એ રીતે સુશીલ સ્ત્રીનું પદ પ્રાપ્ત કરવાને બદલે માત્ર પોતાનુંજ સુખ તકાસે તે સ્ત્રીની સ્વાર્થપરાયણતા વીશે પરમાર્થી દુનીઆં તિરસ્કાર વર્ષાવતી પણ ઘડપણમાં તેની ગતિ ગએલી એટલે દુનીઆના આવા સારા માણસોના અભિપ્રાયની એમના પર કશી અસર થતી દેખાતી નહીં.

પહેલાં તો આ નવી નિંદાઓ સાંભળવામાં



રા. મારફતીઆના આ શબ્દો પુરા થાય તે પહેલાં પ્રમદા બેભાન થઇને પડી.

અને શેઠને ખુશ કરવામાં પ્રમદાનો વખત જતો. પ્રમદા ધીરે ધીરે સમજી ગઈ હતી કે શેઠને ખુશ કર્યા વિના તેને જીવવાનો કે અધિકાર ભોગવવાનો બીજો કોઇ માર્ગ નહતો. ઘણી વખત એનું અંતઃકરણ ઉદાસ થઇ જતું. તે એકલી એકલી રડતી, કકળતી, પણ પાછી અનુભવ લઇને ઘડાતી તેની વૃત્તિઓ શાંત થઇ જતી.

પણ હમણાં હમણાંથી એને પાછો ઉકળાટ, આત્મવિકાસ કરવાની ઇચ્છા, શેઠની સાથેના પોતાના સંબંધ તરફ ઘૃણા એવા એવા ભાવો થવા માંડ્યા હતા. અને તેથી કોઇ કોઇ વાર અણધારી રીતે તેની નમ્રતા જતી રહેતી અને તેને બંડ કરવાનું શૂર ચઢી આવતું.

પતિપત્ની સાથે બેસીને તો આનંદજ કરે એ નિયમાનુસાર એકવાર પ્રમદા અને લીલાધર શેઠ એમના સેન્ડહર્સ્ટ રોડ પરના માળાની નાની સરખી અગાશીમાં બેસી આનંદ કરતાં હતાં. શેઠ બેઠા બેઠા એમના અડધા દાંત વગરના મુખમાં જમીને પાન ચાવતા હતા. પ્રમદા પોતાના છોકરાને ખોળામાં લઇ રમાડવાનો પ્રયત્ન કરતી હતી.

"નવી !" શેઠે પ્રમદાનું નામ ઘણાં વર્ષોથી નવી પાડયું હતું. "મારો વિચાર આ સીઝનમાં પુને જવાનો છે."

"એમ !" કે જિજ્ઞાસા દેખાડ્યા વગર પ્રમદાએ કહ્યું.

"હવે તારો મીજાજ જરા ઉતારશે કે નહીં. મારાથીએ હવે તો તારામાં વધારે ઘડપણ આવ્યું દેખાય છે" નવીને પ્રસન્ન કરવાના અનેક નિષ્ફળ પ્રયત્નોમાં આ એક ઉમેરાયો તેથી ખિન્ન થતાં શેઠે કહ્યું. "જુની હોય તો મારા એક શુકને અડધી અડધી થઇ જાય."

"કારણ તમે બંને જુનાં કેની એટલે થાય" રોજની નમ્ર પ્રમદા આજે એકદમ ધૃષ્ટ બની હતી. "આજે જીવતાં હોત તો તમારે પુને જવાનીએ મહેનત કરવી ન પડત અને એ અડધાં અડધાં થઇ જાત."

શેઠ ચમકયા પણ ગળી ગયા. થોડી વારે તેમણે વાત બદલતાં કહ્યું: "તું ગામને છેડે જઇને બેઠી છે તે જરા આમ તો આવ."

"ખોબલા જેટલી અગાશી, તેમાં આઘે શું ને પાસે શું ? અહીંઆ છું સાંજ ઠીક છું." પ્રમદા પોતે હતી ત્યાંજ બેસી રહી.

આવા પ્રસંગો કોઇ કોઇ વાર આવતા પણ આજ લીલાધર શેઠનો મીજાજ હાથથી ગયો. અધુરામાં પુરું એમણે પ્રમદાને ઘરના મહેતાજી સાથે એક બે વખત જોઇએ તે કરતાં લાંબી વાત કરતાં જોઇ હતી એનો એમને વહેમ હતો. એમને હમણાં હમણાંથી પ્રમદાનો પહેરવા ઓઢવાનો હરસો પણ ગમતો નહીં. એમણે આ બધી બાબતમાં પ્રમદાનું બંડ એક સપાટે દાબી નાખવાનો આજે લાગ શોધ્યો. એક વિપળમાં તેમનું સ્વરૂપ રૌદ્ર થયું. તેમણે બરાડો માર્યો: "આમ આવે છે કે નહીં ?" એમણે ડોળા કકડાવી પ્રમદા સામે જોયું. એમના મોંમાંથી થોડું ઘણું શુંક ઉડયું.

પ્રમદા થથરી. નમ્રતા એ એના સ્વભાવનો જ ગુણ હતો એટલે બંડ કરવું ને જારી રાખવું એને આવડતું કે ફાવતું નહીં. પણ ચારે પાસથી પુરાએલી બીલાડી નાસવાનો માર્ગ ન મળે તો ટોટો પીસે એવીજ કૈં વૃત્તિ તેને આ ઘડીએ થઇ. તેણે રડી દેવાને બદલે સામું પુછયું: "કેમ શું કહો છો ? આ આવી." તેની આંખમાં સ્પષ્ટ તિરસ્કાર હતો. ને અંતરમાં લાગતી બીક બહાર બીલકુલ દેખાતી નહોતી.

કોણ જાણે શાથી લીલાધર શેઠે પોતાના સ્વભાવ પરનો બધો કાબુ તે દિવસે ખોયો હતો. તેમણે જવાબ દેવાને બદલે મન ફાવે તેવી ગાળો પ્રમદાને દેવા માંડી. પ્રમદાએ એક અક્ષર સામો બોલવાને બદલે મુંગા મુંગા અદબ વાળીને એ બધી ગાળો સાંભળ્યા કરી.

હજી ધારેલી અસર ન થતી જોઇને લીલાધર શેઠે ફરી એક મોટો બરાડો પાડયોઃ " કમજાત! મારા ઘડપણમાં તારે ધુળ નાખવી છે પણ યાદ રાખજે કે હું તને..." પણ એમનું વાકય પુરું થાય તે પહેલાં એમને ખાંસીની સખત ગુંછ આવી અને તેમાંથી કોઇ કોઇ વાર આવતા પરોણા દમે એકદમ હૂમલો કર્યો.

આ દંપતીના આનંદની છેલ્લી સાંજ આમ પુરી થઇ અને તે દિવસથી શેઠ ખાટલે પડ્યા. શેઠની કોથળી અને તકીઆઓથી ભરેલું બીછાનું એ તેમનાં રોજનાં સંગી થઇ પડ્યાં.

પ્રમદાની બંડ કરવાની ઉગતી વૃત્તિ આ મંદવાડમાં સુકાઇ ગઇ. એ બંડ કરે પણ કોની સામે કરે? શું મેળવવા કરે? શાને માટે કરે! શેઠની સારવારમાં, તેમને તેલ ચોળવામાં, શેક કરવામાં અને બાકીનો વખત માંદા બાળકને સાચવવામાં તેના ચોવીસ કલાક પુરા થતા. એને વીસ એકવીસ વર્ષની ઉગતી વયમાં તો લગભગ વૃદ્ધત્વ આવ્યું હોય એવો ભાસ થતો હતો. એના ફીકા મુખ પરથી એકવાર એ સ્વરૂપવાન ગણાતી હશે એ કળાવું પણ મુશ્કેલ હતું.

અધુરામાં પુરું લીલાધર શેઠ માંદા પડ્યા ત્યારથી તેમના સ્વભાવમાં એક બીજું તત્ત્વ પેઠું, અને તે અદેખાઇનું. એમને એકદમ તીવ્ર ભાન થઇ આવ્યું કે પ્રમદા અને પોતાની વયનો ઘણો મોટો ફેર છે. પોતે તો લગભગ જીવન પરવારી ગયા પણ પ્રમદા તો હજુ માત્ર વીસ એકવીસ વર્ષનીજ થઇ હતી. એની યુવાની, એનો આત્મવિકાસ એ તો હજી હવે બધું આવવાનું હતું. અને ન કરે નારાયણ અને પોતાને કૈં થાય અને પછી "પ્રમદા જો ઠીક ન ચાલે તો પોતાની આબરુનું શું?" તેમને ઘણાં જોરથી આ વિચાર આવવા માંડયો અને પોતાની માલીકીની વસ્તુ પત્ની તે પોતાના શીવાય ભવિષ્યમાં પણ બીજા કોઇ પુરુષનો વિચાર કરશે એવા કાલ્પનિક ભયે એમનો પુરુષત્વભર્યો આત્મા અદેખાઇ અને ક્રોધથી કંપી એમના મંદવાડને વધારે ઉગ્ર સ્વરૂપ આપી રહ્યો.

અને ત્યારથી પ્રમદાને કોઇ પુરુષ સાથે વાત કરતાં જુએ તો તો તેમના ઝનુનને સીમા રહેતી નહીં. પ્રમદા એમની નજરથી એક પળ આઘી જાય તે તેમને પરવડતું નહીં. એનો બાળક શરીરને રોગીના સતત સહવાસમાંથી જરા વાર આરામની જરુર હશે, કે ઉંઘ અને સુખ જેવી જરૂરીઆતો પણ એનો થોડો સમય માંગતી હશે, એ વાત એ લગભગ વીસરી ગયા હતા. ચોવીસે કલાક તેઓ પ્રમદાને પાસે રાખતા. એમના શરીરની જરૂરીઆતો, દવાદારુ વગેરે સૌ પ્રમદાને હાથેજ થતું. બીજાને હાથે લઇ પ્રમદાને બેદરકારીની ટેવ તેઓ પડાવવા માગતા નહોતા.

ને સગાં કહેતાંઃ "છોકરાંને આમાં કાઢી બાઇ સાહેબ સુખ ભોગવવા નીકળ્યાં. લ્યો લેતાં જાઓ. સુખ તો ભોગવતાં ભોગવાશે પણ અત્યારે...... તો જીવ નીકળી જવાનો છે."

કોઇક કહેતાં "બીચારો જુનીનો આત્મા પોતાનાં છોકરાંનું દુઃખ જોઇને સ્વર્ગમાંએ ઝંપે? ઉપર પડીને આવી તો ખરી પણ એમ પારકાનું સુખ લેવું સહેલું નથી." કેમ જાણે પ્રમદા જુનીને મારી ઉપર પડીને આવી હોય અને

પ્રમદાને હાથે છોકરાંઓએ ઘણું દુઃખ ખમ્યું હોય !

લીલાધર શેઠ એક બપોરે ઉંઘતા હતા. અથવા પ્રમદાને એમ લાગ્યું કે એમની આંખ જરા મળી હતી. અત્યંત દુઃખથી ઘેરાએલા તેના આત્માએ જરા સ્વાતંત્ર્ય શોધ્યું અને બાજુના ઓરડામાં જઇ તે જમીન પર પડેલી ચટાઇ પર પડી ચોધાર અશ્રુએ રડવા માંડી.

પ્રમદાની માતા લાડકોરબાઇ આ વખતે ત્યાંજ હતાં. તેમણે પ્રમદાને આશ્વાસન આપવા માંડ્યું. "પ્રમદા ! બ્હેન ! આમ રડે છે શું ? આમ દુઃખ કોને નથી આવી પડતું ? હોય એ તો."

આ શબ્દોએ પ્રમદાને છંછેડી મુકી. "દુઃખ આવી પડે છે કે દુઃખ જાણી જોઇને હોરેલું છે ?"

લાડકોરબાઇ આ અણધારેલા શબ્દોથી ઝાંખાં પડયાં પણ બોલ્યાં: "બ્હેન ! અમે તો તારે માટે ઘણુંએ સારું જોયું હતું, પણ તારું નશીબ એવું તેમાં કોઇ શું કરે ?"

"મારું નશીબ ? તમારા જેવાં ફોડનાર ન બેઠાં હોત તો મારું નશીબ તો ઘણુંએ સારું હતું. તમારે આ દસ્લાવાળો જમાઇ જોઇતો હતો તે સુંઘો હવે એ દસ્લાને. મારો અવતાર બાળનારને કીડા પડજો." પ્રમદા અત્યારે પોતે શું બોલતી હતી તેનું કશુંજ ભાન તેને નહોતું. જે શબ્દોના પડઘા તેના હૈયામાં વારંવાર પડતા તે તેના મુખમાંથી અત્યારે ભાન વગર બહાર નીકળતા હતા.

લાડકોરબાઇ ડઘાઇ ગયાં. દીકરી થઇ માબાપને શાપ આપે ? તેમણે સેતાન જેવી મીઠી જીભે જવાબ આપ્યોઃ "બ્હેન ! એ દસ્લો તનેજ મળશે કેની ! જીવી જીવીને રોસા કેટલું જીવવાના છે ? અત્યારે થોડું દુઃખ પડે છે પણ પછી પૈસા મળશે તે તને કૈં કડવા લાગવાના નથી."

પ્રમદા બેઠી થઇ ગઇ. તેણે પોતાની માને મુખે આવું નગ્ન સત્ય સાંભળવાની આશા ન હોતી રાખી. તે ઉછળી બોલીઃ "પણ મારો અવતાર રદ થઇ ગયો તેનું શું ?"

"કોઇનો અવતાર રદ થતો નથી" લાડકોરબાઇ મીઠાશથી બોલ્યાં. "તારો જીવ જરા અકળાઇ ગયો છે. કાલે તું મંદિરમાં મહારાજ પાસે મારી સાથે આવજે. એઓશ્રી એવો ઉપદેશ આપશે કે તારો જીવ શાંત થઇ જશે."

પ્રમદા વીફરી ને ઘાંટો પાડીને કૈં કહેવા જતી હતી એવામાં ચીડવાએલો સાદ આવ્યોઃ "નવી ! નવી ! ક્યાં ગઇ ? મારી દવાનો વખત થઇ ગયો તેનું કૈં ભાન છે ?"

આંસુ લુછી પ્રમદા એકદમ ઉઠી અને દોડી. લીલાધરશેઠનાં કડવાં વચનો અને મહેણાં ટોણાંનો ભય એના આત્મામાં અત્યંત પેસી ગયો હતો.

"વખતે વાત સાંભળી હશે તો ?" એ ભય પ્રમદાને થયો પણ લીલાધરશેઠે એને કૈં કહ્યું નહીં અને રોજની માફક પાણી, દવા, પીકદાની, કુટ એ બધાંની ખોડ ખાંપણો કાઢતી કચકચ કર્યા વિના મુંગા મુંગા દવા પી પાસુ બદલી સુતા. પ્રમદા પોતાના દુઃખમાં ડુબી ગઇ ન હોત તો તેને તેમાં કૈં અસાધારણ લાગ્યા વિના રહેત નહીં.

પણ તે દિવસથી શેઠનો કચવાટ વધી પડયો. તે વારંવાર પ્રમદાને જોઇ રહેતા, ઉંડા નિઃશ્વાસ મુકતા અને ઘડી ઘડી તેના પર નિષ્કારણ ક્રોધે ભરાતા. જાણે તે તેમના મરવાની વાટ જોઇ રહી હોય; તેમના મુઆ પછી તેમના પૈસે મઝાહ કરવાની તૈઆરી કરી રહી

હોય અને વખતે... વખતે બીજું પણ તે કે કરવાની હોય એવું તેમને લાગતું.

ઘણા વિચારને અંતે તેમને આનો એક ઉપાય સુઝયો. એક સાંજે એમણે ખાસ આગ્રહ કરી પ્રમદાને બહાર જઇ આવવાનું કહ્યું. બહુ દિવસથી જે મીઠાશ અદૃશ્ય થઇ ગઇ હતી તે પાછી તે વખતે તેમનામાં દેખાઇ. ગમે તો પારુબાઇને મળતા આવવાની પણ તેમણે સલાહ આપી. આટલે દહાડે આ પિંજરમાંથી છુટતાં અને પારુબાઇને મળવાના વિચારે પ્રમદાનો આત્મા પ્રસન્ન પ્રસન્ન થઇ ગયો.

પ્રમદાના કાનમાં હમણાં હમણાંથી લાડકોરબાઇની મીઠી જીભે કહેલી વાતના પડઘા વાગતા હતા. "ડોસા જીવી જીવીને કેટલું જીવવાના છે? વરસ, બે વરસ ને પછી તો પોતે સ્વતંત્રજ થવાની કેની! એ બધાનો બદલો તે દિવસે મળશે."

તેને પોતાની મુક્તિ શીવાય બીજું કે જોઇતું નહોતું જે માણસ પર પ્રેમનો છાંટો કદી તેને આવ્યો નહતો. તેની વાસનાની અને હવે તેની માંદગીની ગુલામીમાંથી તે છુટવા માંગતી હતી. તેનું યૌવન, જીવન, સુખ, આશાઓ એ બધું એ માણસે કચરી નાખ્યું હતું. તેની જીંદગી હવે એક કોડીની કીંમતની પણ રહી નહતી. ક્યાં સુધી આ ગુલામીમાં તેણે બંધાઇ રહેવું?" તેનો આત્મા પોકારીને કહેતો હતો.

પણ વર્ષોના અભ્યાસે પડેલી ટેવો પ્રમાણે તે પોતાનું કાર્ય નિયમિત રીતે કર્યાં જતી. માત્ર ન્હારી આશા એને કાનમાં કહેતી કે 'એક દિવસ એ સ્વતંત્ર થવાની છે.' 'એક દિવસ તે ક્યારે!' 'જલદી, જલદી, બહુ દૂર નથી.'

તેણે આજે ગાડીમાં બેઠાં બેઠાં પોતાની સ્વતંત્રતાના વિચાર કરવા માંડ્યા. પોતે સ્વતંત્ર થશે એટલે પહેલું કામ તો પાર્વતીબાઇને પોતાની સાથે રાખવાનું કરશે. એ એકજ સ્ત્રી એવી હતી કે જેની મીઠાશ અને મધુરતા તેના જીવનમાં સંજીવિનીની ગરજ સારતાં. પછી પોતે મુસાફરીએ જશે અને આટલા દિવસનાં કારાવાસનો સામટો ખંગ વાળશે. પછી પોતે એક આશ્રમ કાઢશે તેમાં પોતાના જેવી સંસારની બળેલી સ્ત્રીઓને તે લાવીને રાખશે. પણ આશ્રમ કાઢવા જેટલા પૈસા શેઠ મુકી જશે?" તેના મગજે કુતૂહલથી પ્રશ્ન કર્યો. પણ એવી શંકા નિરર્થક હોય તેમ તેણે એ પ્રશ્ન પર બહુ ધ્યાન નહીં આપ્યું.

તેણે ગાડી પાલવા તરફ લેવડાવી. ઘણે દિવસે મળેલી છુટનો તેણે ઉપયોગ કરવા માંડ્યો. ગાડી ચાલતાં મોઢા પર અથડાતો પવન તેના થાકેલા શરીર અને મનને ખુબ સુખદ લાગતો હતો.

રસ્તામાં જતી આવતી લોકલોને તે કુતૂહલથી જોતી. બેન્ડસ્ટેન્ડ પર રમતાં છોકરાંઓ જોયાં અને પોતાના માંદા બાળકના વિચારે તેણે નિઃશ્વાસ નાખ્યો. "એ બાળકને માટે પણ કે કરવુંજ પડશે તો."

ભાવિના વિચારો ઘડતું તેનું મગજ આ વિચાર આગળ અટક્યું અને એ છોકરાંનું શરીર અને મન કેમ સુધરે એના એણે લાંબા લાંબા વિચાર કરવા માંડ્યાં. એને પણ પોતાનું બાળક આ છોકરાંઓ જેવું નિરોગી અને તંદુરસ્ત થએલું જોવું હતું.

તે આવતી વખતે પારુબાઇને ત્યાં ગઇ પણ તે મળી નહીં. તોએ તેણે ગાડી આમતેમ ફેરવાની બે ત્રણ કલાક તે ઘેર આવી. તે આવી ત્યારે મારફતીઆ સોલીસીટર તેના પતિની પાસે બેસી કે ગંભીર વાતો કરી રહ્યા હતા.

× × ×

ઘણા દિવસની ચિંતાથી કહો કે સોલીસીટર-ની સાથે વાત કરવાના શ્રમથી કહો પણ તે રાત્રે શેઠનો મંદવાડ વધ્યો. એમની આસપાસ સગાં-વહાલાંઓ અને એમનાં છોકરાંઓ ભરાઇને બેઠાં. સુરેંદ્ર અને જીતુએ તો બાપાએ તીજોરી-ની કુંચી ક્યાં મુકી હતી તેની શોધ પણ કરવા માંડી.

શેઠને દર્દ થતું હતું પણ એક પ્રકારના ઉન્માદ જેવો આનંદ તેમનાં વાણી અને વર્તન-માં જણાતો હતો. એક ઘડી પ્રમદા તરફ તેમનામાં દયા અને ભાવ જણાતો અને તેને ત્યાંથી ખસવાજ ન દેતા. બીજી ઘડીએ તેના તરફ તેઓ તિરસ્કાર વર્ષાવતા અને ગમે તેવા શબ્દો એને સંભળાવતા. લોકો કહેતા કે શેઠને સનેપાતનાં ચિન્હો શરુ થયાં હતાં.

"શં...ને મને મારી નાખવો છે તે દવા શાની આપે?" ત્રુટક સ્વરે શેઠે બુમો પાડવા માંડી. પ્રમદા ધીરે રહી તેમના મુખ આગળ વાંકી વળી. "હજી દવાનો વખત નથી થયો" તેણે બને તેટલી શાંતિથી કહ્યું. એના શબ્દો સાંભળતાં, એનું મુખ પાસે જોતાં શેઠનો ગુસ્સો એકદમ વધી ગયો. "નથી થયો? નથી થયો? દવાનો વખત નથી થયો? મને દવા વગર મારી નાખવો છે?" તેમણે ભાનમાં, બેભાનમાં એક તમાચો જોરથી પ્રમદાને ચોઢી કાઢ્યો. અને તેમનો પ્રાણપખી જતાં જતાં પ્રમદાને આ છેલ્લી ભેટ આપી ઉડી ગયો.

પ્રમદા ફળ ખાઇ ખાટલા આગળ પડી.

× × ×

ઘણા દિવસના શ્રમથી, ઉજાગરાથી, માન-સિક ગડમથલથી પ્રમદા તેજ ક્ષણથી માંદી પડી તે એને છેક ચાર પાંચ દિવસે ભાન આવ્યું. એનો બાળપુત્ર પણ અચિંત્યો શેઠના પછી બે ત્રણ દિવસે મૃત્યુ પામ્યો હતો. એના મંદવાડમાં ઘરનું રાચરચીલું ને કીમતી વસ્તુઓ સુરેન્દ્રે જુને ઘેર કયારની મોકલાવી દીધાં હતાં.

તે પછી પાંચ સાત દિવસે સુરેન્દ્ર એની આગળ આવીને બેઠો. એનું મુખ ગંભીર હતું. પ્રમદાની સામે જોયા વગરજ એણે વાત શરુ કરી. "બાપા તો ગયા, હવે આપણે ભવિષ્યનો કંઈ વિચાર કરવો જોઇએ."

પ્રમદાને એક પળ કંઈ સમજાયું નહીં. "બાપા ગયા? ક્યાં ગયા?" તેનું મગજ ગુંચવાયું પણ બીજીજ પળે સુરેન્દ્રનું મુખ જોતાં *મગજમાં પ્રકાશ પડયો. "શેઠ મરી ગયા! શેઠ મરી ગયા!"* તેના બહેર મારી ગએલા મગજમાં-થી શબ્દો ઉઠયા.

તેને એ શબ્દોનું મહત્ત્વ બરોબર સમજાયું ત્યારે એક પ્રકારના છુટકારાની વૃત્તિ તેને આખા શરીરમાં થઇ આવી. *"હું છુટી, હું છુટી, હું છુટી"* તેના મગજમાં ગણગણાટ શરુ થયો. તેની આંખમાં આંસુ આવ્યાં. પોતાની એ વૃત્તિને સંતાડવા તેણે પાસુ બદલ્યું. થોડી વારે એના બોલવાની વાટ જોઇ જોઇ થાકેલા સુરેન્દ્રના શબ્દોએ એને ભાનમાં આણી.

"હવે રડશો તેથી કંઈ બાપા પાછા આવવા-ના છે? હવે તો ભવિષ્યનોજ વિચાર કરવાનો રહ્યો." તેણે આશ્વાસન આપવાનો ડોળ કર્યો અને ધીરે રહીને ઉમેર્યું. "બાપાનું વીલ વંચાવવાનું છે. તમારી તબીયત ઠીક હોય તો સોલીસીટરને બોલાવીએ."

"તમને યોગ્ય લાગે તેમ કરો" રડતાં રડતાં પ્રમદા એટલોજ જવાબ દઇ શકી.

× × ×

સુરેન્દ્રે વીલ વંચાવવાનું કહ્યું ખરું પણ પાછળથી એણે બહુ ઉતાવળ દેખાડી નહીં અને તે વંચાતાં છેક એક મહીનો વહી ગયો.

સ્વાતંત્ર્યની આશામાં પ્રમદાનો મંદવાડ વહેલો ગયો. તેનું યૌવન બગડ્યું, આશા ગઇ, તેનો ઉલ્લાસ ગયો. તેનું જીવન નકામું થઇ ગયું પણ એ બધી કીંમત આપ્યા પછી એ શારીરિક અને માનસિક ગુલામીમાંથી મુક્તિ મળે એ કંઇ જેવો તેવો સંતોષ નહોતો. અને તેથી એને એની તરફ બધાં બેદરકારીથી વર્તતાં તે પણ બહુ લાગતું નહીં. તે માત્ર પોતાનાં બધાં દુઃખોનો અંત આવવાનો હતો તેની રાહ જોઇ બેઠી હતી.

વીલ વંચાવાના દિવસે વાંચવાના નિયત સમય કરતાં કલ્લાક પહેલાં સુરેન્દ્ર, જીવુ, વીમુ, કાન્તા, સરોજ, ઘરડા મુનીમ, શેઠના એક બે ખાસ સંબંધીઓ વગેરે બધાં આવીને બેઠાં. કાં તો વીલની હકીકત તેઓ જાણતાં હોય કે ગમે તે કારણસર પ્રમદા તરફ છોકરાંઓનો મરડાટ માતો નહતો. મુનીમ પણ વારંવાર દયાની દૃષ્ટિ પ્રમદા તરફ નાખતા. સંબંધીઓ તો માત્ર તમાશગીરો જેટલો રસ દાખવી બેસી રહ્યાં હતાં.

વચ્ચે વચ્ચે એક બે શબ્દો શીવાય કોઇ કંઇ બોલતું ન હતું અને સમય ખુબ લાંબો લાગતો હતો. પ્રમદાનું અંતઃકરણ તો જેમ જેમ સમય જતો તેમ તેમ વધારે જોરમાં ધડકતું. અને મુક્તિના ભણકારા તેના કાનમાં વાગતા હતા. એક એક પળ તેને એક એક યુગ જેવડી લાંબી લાગતી હતી. પણ બહારથી તો તે માથું નીચું કરી આછું ઓઢી બેઠી હતી.

બહાર ગાડીનો ખડખડાટ થયો અને કાન્તા ને સરોજ ઉતાવળાં ઉતાવળાં બારીએ જઇ જોઇ આવ્યાં. "મારફતીઆકાકા છેવટ આવ્યા ખરા" તેમણે પાછાં આવીને કહ્યું. પ્રમદાનું હૃદય ખુબ જોસમાં એ શબ્દો સાંભળતાં ધબકી રહ્યું.

મી. મારફતીઆ ઓરડામાં આવી કંઇ બોલ્યા ચાલ્યા વિના સુરેન્દ્ર પાસે જઇ બેઠા. "કેમ! બધાં તૈઆર છે?" તેમણે ધીમે સ્વરે પુછ્યું અને ખીસામાંથી ચસમાં કાઢીને લુછવા માંડ્યાં. સુરેન્દ્રે માત્ર ડોકું ધુણાવ્યું.

એટેચી કેસમાંથી સોલીસીટર સાહેબે સહી સીક્કાવાળું શેઠનું વીલ કાઢ્યું. દૃષ્ટિ આમતેમ ફેરવી તેમાં નજર નાખી થોડી વાર બધાંની આતુરતા તેમણે ઉશ્કેરી. અને ગળું ખંખારી વાંચવા માંડ્યું. પ્રમદાનો બધો જીવ કાનમાં આવી વસ્યો હતો.

શરુઆતમાં વીલમાં છોકરીઓ, છોકરાંનાં છોકરાં, નોકર ચાકરો, ધર્માદા વગેરે ઘણી વીગતો હતી. પ્રમદાના પુત્રનો વાલી તેમણે સુરેન્દ્રને ઠેરવ્યો હતો. પ્રમદાને લગતો ભાગ તેમાં આ પ્રમાણે લખેલો હતોઃ

મારી નવી ઓરત પ્રમદાને જો તે મારા પુત્ર સુરેન્દ્ર સાથે કુટુંબમાં રહે તો માસિક દસ રુપીઆ અને જુદી રહે તો વીસ રુપીઆ તેને દર માસે મળે એવી વ્યવસ્થા કરવાનું હું મારા વારસોને ફરમાવું છું.

આ ઉપરાંત તેને બે હજાર રુપીઆ રોકડા આપવા જેનો ઉપયોગ એ પોતાની મરજી મુજબ કરી શકે. તેમજ દર પાંચ વર્ષે મારી નવી ઓરત બાઇ પ્રમદાને રુપીઆ સો યાત્રા ખર્ચના પણ મારા વારસોએ આપવા...

રા. મારફતીઆના આ શબ્દો પુરા થાય તે પહેલાં પ્રમદા બેભાન થઇને પડી.

## ઉપાહરણ કે અનિરુદ્ધહરણ?

[ અનુસંધાન પૃષ્ઠ ૪૨૯ થી ]

સુંદર છે:

તું તો બોલની રે, મારા મનની કોયલ
તારા તે શબ્દ સોહામણા:
કોયલ કેમ કરી રે, તમે આ વન વસીયાં
કેમ કરી ભમ્મર ભોળવ્યો?
... ... ...
અમે વનફળ ચરી ચરી, આ વન વસીયાં,
લટકે તે ભમ્મર ભોળવ્યો.
તમે બોલોની રે, મારાં કીધાં વહુ ગોરાં,
તમારા તે શબ્દ સોહામણા.
વહુઅર! કેમ કરી તમે આ ઘર વસીયાં?
કેમ કરી નાવલો રીઝવ્યો?
અમે તે પુત્ર જોઇ જોઈ, આ ઘર વસીયાં,
લટકે તે નાવલો રીઝવ્યો.

—ઉપાએ પણ અનિરુદ્ધને પોતાને 'લટકે' રીઝવ્યો હતો, અને ભોળવ્યો હતો. પરિણામે અનિરુદ્ધ પણ કેવો મોહ પામ્યો હતો તેનું રસિક વર્ણન—

મોહ્યો મોહ્યો તે મુખને મોડ,
મોહ્યો મોહ્યો તે ભ્રકુટિને જોડ

—વાળી લીટીઓમાં પ્રેમાનંદે કર્યું છે.

આટલા અન્વેષણ ઉપરથી જણાયું હશે કે 'ઉપાહરણ'ની લોકપ્રિયતા જે છે તે તેમાંના રસને લીધે: તેમાંની સ્નેહકથાને લીધે, એમાંનાં સુંદર વર્ણનોને લીધે. ગોવર્ધનરામભાઇ ઉપાનો આ પ્રીતિવિવાહ વાંચીને એવું વિધાન મુકવા તૈઆર થઇ ગયા હતા કે પ્રેમાનંદ વગેરેના જે સમાજમાં વડીલોની મરજી વિરુદ્ધ આવાં સાચાં સ્નેહલગ્નની કથાનો સ્વીકાર થતો હતો તે સમાજ કેટલો બધો આગળ વધ્યો હશે? તો પણ એમણે એ પણ સાથે સાથે ઉમેર્યું છે કે 'ઉપાહરણ'ની કથામાત્રથી જે લોકો મુગ્ધ થાય છે તેજ લોકોની સમક્ષ આ તોફાની ઉપા આવીને ખડી થઇ જાત તો એ બંડખોરને સમાજ, પોતાની પાસે હોત તેવી ભારેમાં ભારે સજા ફરમાવવાનું ભાગ્યે ચુકત! આટલું છતાં, આ રમ્ય કથાની માહીતી આજે પણ એવી ને એવી રહી છે એટલી કવિઓની અને મુળ કથાની પથરેખા સમજવાની છે.

# ૭ પ્રતિબિંબ



[ અનુસંધાન પૃષ્ઠ ૩૮૮ થી ]

[ અનુસંધાન પૃષ્ઠ ૩૮૮ થી ]

લખવાનું શીદ સોંપ્યું હશે ? મારા જેવા એક મહત્વાકાંક્ષી યુવાન સાથે એના મેળ મેળવવાનું એને શું સુઝયું ? ખરે, જગત એટલે તો એ પરમ ચાણાક્યનો શેતરંજ. ને માનવીઓ તો સોગઠાં. એની મુન્સફી મુજબ બેજવાબદાર રીતે એમને ગમે ત્યાં ચલાવી, ગમે તેમ ગોઠવી, ગમે તેમ ગમે ત્યારે મારી નાખવાં એ એ એકલવાયની રમત. એ બીચારા પરમેશ્વરને એકલા વખતેએ શી રીતે ગાળવો ? મનને પ્રફુલ્લિત રાખવા કૈં વ્યવસાય તો કરવો જોઇએને ? અરે ! મારું તરંગી મગજએ કયાંનું કયાં દોડી જાય છે ?

કુસુમને હું ચાહું છું. એના હૃદયની મને સંપૂર્ણ કીંમત છે. એ મને અંધપ્રેમથી ચાહે છે. પરંતુ મારા પ્રેમનેઆકર્ષી પોષવાની એનામાં શકિત નથી; મારી અસંતોષી તલસતી બુદ્ધિને સંતોષવાનું એનામાં બળ નથી. છતાએ મારા અંતરમાં એનું સ્થાન અદ્વિતીય છે. જગતમાં અન્ય કોઇથી એ પુરાય એમ નથી. હું એ જાણું છું છતાં મને સંતોષ નથી. એ નિર્દોષ છે, હસમુખી છે, સુંદર છે, પરંતુ આટલુંજ મને સંતોષવાને બસ નથી. ઘણી સ્ત્રીઓને હું મળું છું, પરિચય કેળવું છું. નહીં કે તેમની સાથે પ્રેમ કરવા કિન્તુ મારી પ્રજ્ઞાને તીવ્ર કરવા. મારી મહત્વાકાંક્ષાની નીસરણીનાં પગથીઆ ચઢવા તેમનો ઉપયોગ કરવા. મારું દઢ મંતવ્ય છે કે નારીસ્વભાવના જ્ઞાન વિના પુરુષનો વિકાસ અધકચરો રહે છે. સંપૂર્ણ વિકાસ સાધવાની આકાંક્ષાવાળાને એ જ્ઞાન આવશ્યક છે. અને પરિચય વિના સ્વભાવજ્ઞાન શકયજ કયાં છે ? સ્ત્રીઓ મારી પાછળ મધમાખોની જેમ ભમે છે. કેટલીએ વાર તિરસ્કાર કે ગૂઢ વાક્-



પ્રકારથી હું એમને ઉરાડી મુકું છું, અને છતાં એ હું મધપૂડો હોઉં એમ એ લોકો મારી પાછળ ઉભરાય છે. જીવન કેવું વિચિત્ર છે ! મનુષ્યના ધાર્યા પ્રમાણે સંસારમાં બનતું હોય તો સંસાર કેટલો શુષ્ક થઇ જાત ! માનવ ભ્રમ શામાંજ માનવ જીવનનું અખુટ સૌંદર્ય છે, માનવજીવનની અનંત રમણીયતા છે.

કુસુમને તે હું શું સમજાવું ? મારી નવલકથાનાં સ્ત્રી પાત્રોનેએ એ તો જાણે ખરાં હોય એમ માની લે છે. આવા મૂર્ખ ભ્રમને તે શી રીતે ટાળવો ? અને એને સમજાવુંએ શી રીતે ? નાયકનાયિકા સાથે પ્રેમમાં પડે તો એ એમજ કલ્પી લે છે કે નાયક...ને હું ને નાયિકા તે કોક સ્ત્રી જેની સાથે મારે કૈંક... પ્રભુ ! આવી નાની નાની વાતોમાંથી કેવી ભ્રમણાઓ ઉભી થાય છે ? દુનીઆંની કેટલીએ કરુણકથાનાં મૂલ આવી ભ્રમણાઓ હશે ? એની ઘેલાઇ તો તોબ્બા ! એ તો એમજ ઇચ્છે કે હું નવરો પડું એટલે એની પાસેજ બેસી રહું, એને ટીકાટીકીને જોયાં કરું. આંખ્યોનીએ ધારજને અવધ હોય કે નહીં ? અને એની સાથે બેસીને શી વાત કરું ? હું વાત ઉપાડું તે એ ન સમજે; ને હું બોલ્યા કરું તો એ હું જાણે શબ્દજાદુગર હોઉં એમ મારી સામે ફાટયે ડોળે જોઇ રહે ! ને એ વાત કરે તે મેં એની પાસેથી સત્તરસો વાર સાંભળી નાખેલી હોય. કુચ્ચા ફરી ફરી પીરસાય તે કેમ ખાધો જાય ?

પિતાજી તો હું કુલાંગાર ઉઠયો એમજ માને છે, ને માતાનું હેત–અખુટ હેત–પણ સેંજ સેંજ ઓસરતું જાય છે. અને હમણાં હમણાં બહેન કુમુએ હું જાણે વિચિત્ર પુતળું હોઉં એમ મારી સામે જોઇ રહે છે !

કેવી વિચિત્રતા ! હું જાણું છું કે હું તદ્દન ઠંડા મગજનો માણસ છું. મારી શુધબુધ ઠેકાણે

છે. પરંતુ બધાંજ મને વીફરેલ માની લે એટલે સહજ ગભરાટ વછુટે છે. છતાં મને એક સંતોષ છે. હું જોઇ શકું છું કે મારામાં વ્યક્તિત્વ છે, કંઇક નવીનતા છે, વિશિષ્ટતા છે. શ્રીકૃષ્ણચંદ્રની પેઠ હુંએ નવનવાં રૂપ ધારણ કરી શકું એમ છું. નહીંતર જુદી જુદી આંખે હું જુદો જુદો કેમ ભાસું? અવરને ભાસતી આ ઈંદ્રયાપી બહુરૂપતામાં મારું ઉજ્જ્વળ ભાવિ છુપાયું હશે તો? મને લાગે છે કે હું મોટો માણસ થઇશ. અવશ્ય થઇશ! પ્રત્યેક વ્યક્તિ મને જુદે જુદે સ્વરૂપે જુએ. હું સર્વને ભિન્નભિન્ન આકર્ષણથી મારી તરફ આકર્ષું એવી મારામાં કળા છે, એ તો નક્કી. એ કળાને કેળવવી એજ મારા વિજયની ચાવી. પછી જોઉં છું જગત કેમ નથી નમતું. મારા પ્રફુલ્લિત વ્યક્તિત્વથી જગતને આંજી નાખીશ ત્યારેજ મને સંપૂર્ણ સંતોષ થશે. મારું ધ્યેય બાપડી કુસુમ શું સમજે? અરેરે! પણ એના તરફથી મને પ્રેરણા–પ્રસાજન્ય પ્રેરણા હોત તો મારું કામ કેટલું સરળ થાત! મનુષ્યની આકાંક્ષાઓને હદ નથી. પરંતુ ઇશ્વર પણ બડો પક્કો છે. કંઇને કંઇ અવરોધ નાખવાનોજ અને એવા કંટકો વેરવામાંજ એની મોટાઇ છે ને? નહીંતર મનુષ્યો ક્યારનાએ એને માથે ચઢી બેઠા હોત!

અંતરાય આવે કે ન આવે. મારી સર્વતોમુખી મહત્વાકાંક્ષા સાધવા સારુ મેં લીધેલો માર્ગ મને યોગ્યજ લાગે છે. મારાં સ્વજનને ભલે એ ભુલભર્યો લાગે. મને ખાત્રી છે કે ટુંક સમયમાં હું એમને બતાવી આપીશ કે હું જે કરું છું તે દીર્ઘદષ્ટિથી કરું છું. ઓ મહત્વાકાંક્ષા! તારી સાધના એજ જીવનનું ધ્યેય! એ ધ્યેય સાધતાં સ્વજનના સ્નેહનો હોમ આપતાં પણ હું નહીં અટકું. સ્નેહ જો મહત્વાકાંક્ષાને ન પોષી શકતો હોય તો એવા નિર્બલ સ્નેહની મને જરુર નથી. સ્નેહને હું સ્વપ્ન સાધનાનું સાધન માત્રજ લેખું છું.

---

## ચંદ્રિકા અને તેના ઉપાસકો

( અનુસંધાન પૃષ્ઠ ૩૯૪ થી )

અપરાધ કરવામાં કવિ શેક્સપીઅર બીજે નંબર છે. પણ મને લાગે છે કે તેનો દોષ બહુજ ઓછો છે. કારણ કે તેના દેશમાં અખંડ પથરાઇ રહેતા ધુમ્મસના ઘુંઘટપટની પાછળ ચંદ્રિકાનું મુખ બરાબર નહીં દેખાતું હોય અને તેને પરિણામ ઉપરની ભ્રાન્તિ ઉપજવા પામી હશે.

કોલેજમાં અમારા ગુજરાતીના પ્રોફેસર ચંદાના આ દોષો ટાળવા માટે પ્રયત્ન કરે છે. તેઓશ્રી કહે છે કે ચંદા મનુષ્યના હૃદયમાં અમુક લાગણી ઉત્પન્ન કરતી નથી પણ તેના હૃદયમાં તે વખતે જે લાગણી હેય છે તેને પ્રજ્વલિત કરે છે.

કદાચ તેની વાત ખરી હશે. હું ઇચ્છું છું કે તે ખરી હોય.

## જીવવું કોના માટે ?

[ અનુસંધાન પૃષ્ઠ ૪૨૦ થી ]

હમણાંજ દબાયાં. જુઓ અહીંજ છે. હજુ બચશે. બચાવો. બચાવો...અરે ...રે" બોલતાં બોલતાં તે બાળા જમીન ઉપર ઢળી પડી. તેનાથી સહન ન થયું. તે બેભાન થઇ ગઇ. રજનિનાથે જોઇ લીધું કે હવે તેનું ઘર સલામત ન હતું. એક ફરો પડયો. બીજો પડું પડું હતો. કાંકરાઓ ખરખર નીચે પડતા હતા. કુમુદનાં માતા પિતા તો ગયાં. પરંતુ જવું કયાં ? ચારે તરફ જળ, જળ અને જળજ હતું. ઉપરથી વરસાદનો મારો તો ચાલુજ હતો. "ગમે તેમ થાય. તો પણ ગમે તે ઉપાયે આ નિરાધાર બાળકીનું રક્ષણ થવુંજ જોઇએ" એવો દઢ સંકલ્પ તેણે કરી લીધો. થોડી વારે કુમુદ હાલી. અર્ધ ભાનમાં આંખો ઉઘાડી કંઇક અસ્પષ્ટ, ન સમજાય તેવું બડબડવા લાગી. "જા, નાદાન, જા. દૂર થા. ન બચાવીશ મને કે મારા માતા પિતાને ! લુચ્ચા,...... સ્વા—ર્થી !" પાછી બેભાન થઇ ગઇ. રજની કંઇ સમજ્યો નહીં. આ શબ્દો કોને ઉદ્દેશીને કહ્યા તે તે કળી શકયો નહીં. પરંતુ અત્યારે વિચાર કરવાનો સમય ન હતો. તેણે ફરીથી પોતાનો કચ્છ બરોબર મજબુત કર્યો. જડવત્ બનેલી કુમુદને પીઠ ઉપર નાંખી એક હાથે બરાબર પકડી રાખી તેણે પાણીમાં ઝંપલાવ્યું. મહાન મુશ્કેલીથી રસ્તાને એક છેડે પહોંચ્યો. ત્યાં લીમડાનું એક ઝાડ હતું. તેની આસપાસ પથ્થરનું થાળું બાંધેલું હતું તે તેને યાદ આવ્યું. રાત ત્યાં થાળાં ઉપર કાઢવી બીજો રસ્તો ન હતો. ત્યાં તે પહોંચ્યો. અને ઝાડની ઓઠે કુમુદને મુકી, શ્વાસ ખાધો. તેની સશક્ત ભુજાઓ પણ શ્રમથી થાકી ગઇ હતી. પરંતુ અંતે રાતની રાત નીકળે તેવે સલામતીને સ્થળે તે પહોંચ્યો એટલે જરા નીરાંત વળી. કુમુદને થોડી વારે ભાન આવ્યું. "હું કયાં છું ? માજી બચ્યાં તે ! બાપુને બહુ વાગ્યું નથી કે ?" વગેરે પ્રશ્નો તે કરવા લાગી. રજનીએ તેને ધીરજ રાખવા કહ્યું; કુમુદ પળવારમાં પરિસ્થિતિ સમજી ગઇ. તે ઉભી થઇ. "ભાઇ, હવે આપણે શું કરશું ? કયાં જઇશું ?" તેણે પ્રશ્ન કર્યો.

"સવારે સૌ સારાં વાનાં થઇ રહેશે. અત્યારે તો માત્ર આપણે આપણા આત્મબળે ટકવાનું છે" રજનીએ દઢતાથી જવાબ આપ્યો. હવે તો એ થાળાં ઉપર પણ પાણી આવ્યું. અંતે લીમડાની મોટી ડાળ ઉપર કુમુદને ગોઠવી, રજનિનાથ નીચે પાણીમાં થાળાં ઉપર ઉભો રહ્યો ! સવાર પડયું. સાત વાગ્યાનો વખત થયો. સૂર્ય મહારાજે તો રુસણાં ચાલુજ રાખ્યાં હતાં. દર્શન આપવાની તેમની જરા પણ ઇચ્છા ન હતી. વાયુ અને વરુણનો સહકાર પણ જેવો ને તેવોજ ચાલુ હતો. નંદનવનને તથા ત્યાંના વાસીઓને હજુ પુરો દંડ અપાયો ન હતો! અંતે રજનીએ કુમુદને ત્યાં એમની એમ બેસવા દીધી. "બચાવ કરવાનાં સાધનો લઇને હમણાં આવું છું" કહી તે ફરી પાણીમાં પડયો. જરા આગળ ગયો એટલે બાજુની ગલીમાં તણાતી એક લાકડાની સીડી સામે ચાલી આવતી હતી. તેનાં પાટીઆંઓ વીખાઇ ગએલાં હતાં. તે સીડી રજનીએ ખેંચી લીધી. અને ઝાડને થાળે ઘસડી લાવ્યો. તેમાં ચાર પાંચ આડાં પાટીઆં તથા બે બાજુનાં પાટીઆં જુદાં કરી, ત્રાપો તૈયાર કરવા તેણે વિચાર કર્યો. પરંતુ બાંધવાને દોરી જોઇએ તે કયાંથી લાવવી ? તેટલામાં સામે-ઘરમાં ઉભેલા એક ગૃહસ્થ આ સ્થિતિ સમજી ગયા અને તેમણે દોરડાંનું એક ગુંચળું ફેંકયું. તે વડે એક ત્રાપો રજનિનાથે તૈયાર કર્યો. અને

તેના ઉપર કુમુદને બેસાડી સલામતીભરેલા સ્થળે જવા લાગ્યો. અંતે તે રસ્તાને છેડે, જ્યાં પાણી ન હતું ત્યાં જઇ પહોંચ્યો, અને છુટકાનો દમ ખેંચ્યો. પરંતુ હવે તેને બીજી ચિંતા ઉભી થઇ. "કુમુદને કયાં લઇ જવી?" તેને પુછતાં માલુમ પડ્યું કે વડોદરામાં તે બીજા કોઇને ઓળખતી ન હતી. છેવટે પોતાના એક ઓળખીતા ગૃહસ્થને ત્યાં કુમુદને તે લઇ ગયો અને બે ચાર દિવસ તેને ત્યાં રાખવા ગોઠવણ કરી. કોરાં કપડાંઓ પહેરી, સગડી વગેરે કરી આખી રાતની ટાઢ દૂર કરી બંને જરા સ્વસ્થ થયાં. પરંતુ લોકકલ્યાણ કરવાની રજનિનાથની ઇચ્છાએ હવે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. અને કુમુદને મિત્રને ત્યાં રાખી, પુરમાં સપડાએલાં નિરાધાર લોકોને મદદ કરવા તે બહાર પડ્યો.

મંગળવારની સવારથી આખા શહેરમાં હાહાકાર થઇ ગયો. સપડાએલાં લોકોને સલામતીવાળા સ્થળે લઇ જવા માટે સ્વયંસેવકો તથા શહેરના જુદા જુદા અખાડાના યુવાનો બહાર નીકળી પડ્યા હતા. માનવહૃદયની કસોટી થઇ ચુકી. માનવતા જીતી ગઇ. તરવાની કળા જાણનારાઓએ તો તે દિવસે અનેક માણસોને ઉગાર્યા. અને તેમ કરી જનતાની સેવા કરવાનો અનેરો લહાવો લીધો. રજનિનાથે તો સુરસાગરમાં પડેલી એક જુની હોડી હાથ કરી લીધી. અને તેમાં કેટલાક સાહસિક યુવાનોને લઇ ચોમેર ઘુમવા લાગ્યો. અને પોતે કંઇક કરી શક્યો તેથી જીવનની સાર્થકતા થઇ એમ અનુભવવા લાગ્યો. મદદની બહુ જરુર હતી. શહેરના અમલદારો તે સમયે શહેરની બીજી બાજુએ, વિશ્વામિત્રીને સામે કાંઠે વસાવેલાં પરામાં આવેલા બંગલામાં સપડાઇ ગએલા. તેઓનાં મકાનોમાં પણ નીચેને મજલે પાંચ, છ ફુટ પાણી ચડેલાં. સત્તાના નીશામાં ઘુમનારા એ સત્તાધીશો તેમજ ગરીબ ઝુંપડામાં રહેતા મજુરીથી પેટ ભરનારા ગરીબ ગુલામો-એમ સૌની સ્થિતિ કુદરતે એક પલકવારમાં સરખી કરી દીધેલી. નાતજાતના ભેદો, ઉંચનીચના તફાવતો તથા અમીરી તથા ફકીરી વચ્ચેનાં અંતરો આ આફતમાં વીસારે પડ્યાં. ઇશ્વરની ન્યાયતુલામાં સૌ સરખાં છે એમ સૌએ કબુલ્યું.-અનુભવ્યું. આખા શહેરમાં એ ચાર દિવસોમાં સરકાર કોણ છે તે જણાયું નહીં. આ સ્થિતિમાં જેનાથી જે બન્યું તેણે તે કર્યું. બદમાશો, લુચ્ચા તથા લબાડ લોકોને પારકાનું લુટી લઇ પોતાનું ઘર ભરી દેવાની આ સંધિ ઠીક મળી ગઇ હતી. અને આ અરાજકતાનો તેઓ લાભ લેવા ચુકયા નહીં. પ્રલયકાળનાં દર્શન થતાં હોય તોપણ નીચ લોકો નીચતા છોડતા નથી એ સૂત્ર પણ સરળતાથી સમજાયું. જે વાતો અનેક ગ્રંથો કે આચાર્યોનાં અસંખ્ય ભાષણોથી ન સમજાય તેવી અને ગુંચવણ ભરેલી બાબતો આ ચાર દિવસમાં કુદરતે જનતાને શીખવી. રજનિનાથે બહુ મહેનતથી અઢીસો જેટલાં માણસોને સલામતીવાળી જગ્યાએ પહોંચતાં કર્યાં. "હવે શા સારું જીવવું?" એ પ્રશ્નનો ઉત્તર દેવાઇ ગયો.

૨

ગુરુવાર આવી પહોંચ્યો. સવારના દસ વાગ્યાથી પ્રલયનાં પ્રચંડ પુરો હટવા માંડ્યાં. લોકોના જીવમાં જીવ આવ્યો. વરુણદેવનો કોપ શમ્યો. માત્ર તેમણે કરેલા ઉલ્કાપાતનાં ચિહ્નો ચારે તરફ જેમનાં તેમ હતાં. પડી ગએલાં ખંડેરો, રસ્તાઓ ઉપર દુર્ગંધ મારતું સડતું અનાજ અને પંખી, તથા મનુષ્યોનાં વિશ્વામિત્રીને કાંઠે ઘસડાઇ આવેલાં અસંખ્ય મડદાંઓ, જડમુળથી ઉખડી ગએલાં મહાન વિશાલ વૃક્ષો અને ઘરબાર વિનાનાં થઇ પડેલાં રઝળતાં-

નિરાધાર માણસોનાં ટોળાંઓ દૃષ્ટિગોચર થતાં હતાં.

રજનિનાથે બીજા લત્તામાં એક નાનું સરખું મકાન શોધી કાઢ્યું અને ત્યાં જઈ રહેવાનું નક્કી કર્યું. પરંતુ "કુમુદનું શું કરવું ?" આ વિચારથી તે ઘણો મુંઝાયો. અંતે એને પોતાના એક જુના રીટાયર્ડ થએલા ભલા ચીફ ઇંજનેર સાહેબ સાંભર્યા. તેઓ દયાળુ સજ્જન હતા. વળી બ્રાહ્મણ હતા. ગયે અઠવાડીએજ રજનિનાથને રસ્તામાં મળ્યા ત્યારે કોઈ રસોઈ કરે તેવું માણસ ખોળી કાઢવા કહેલું કારણ કે તેમનો રસોયો નાસી ગએલો. એમને રૂ. ૪૦૦)નું માસિક પેન્શન હતું અને ઘરના સુખી હતા. બે ત્રણ બંગલાઓ તથા ગાડી ઘોડા વગેરે પણ હતાં. તેમની સ્ત્રી તથા પુત્ર પુત્રીઓ મળી આઠ, દશ માણસનું બહોળું કુટુંબ હતું. "જો એ માણેકલાલભાઈ કુમુદને પોતાના ઘરમાં થોડો વખત આશરો આપે તો થોડા વખતમાં કુમુદને લાયક કોઈ યોગ્ય વર શોધી તે તેની ફરજ બજાવી મુક્ત થઈ શકે" એવો વિચાર તેને સુઝ્યો. તે તુરતજ માણેકલાલભાઈને ત્યાં ગયો. ભાઈ ઘેરજ હતા. બધી વાતચીત ટુંકામાં સવિસ્તર રીતે સંભળાવી. એમને એમ આશ્રય ન અપાય તો તો કુમુદ જરૂર બાઈસાહેબને રસોઈ વગેરે કરવામાં બહુ ઉપયોગી નીવડશે એવી પણ ખાત્રી આપી. માણેકલાલભાઈનું દયાળુ હૃદય પીગળ્યું. પરંતુ પોતાની ધર્મસહચારિણીનો મત લીધા સીવાય એઓ એક પણ પગલું ભરતા નહીં. પોતે પ્રથમથીજ આજ્ઞાંકિત પતિ તથા પત્નીપરાયણ હોવાથી, રજનિનાથને, દીવાનખાનામાં બેસવાનું કહી પત્નીની સલાહ લેવા બાજુના ખંડમાં ગયા. પતિ પત્ની વચ્ચે જે વાર્તાલાપ થયો તે રજનિનાથ સાંભળી શકે તેટલા જોરથી થયો. બાઈસાહેબ છંછેડાઈ ગયાં અને તડાકો કરી બોલી ઉઠ્યાં: "મારે મારા ઘરમાં એવી બલા જોઈએ નહીં. ઓળખાણ પાળખાણ વિનાની કોઈ રખડતી યુવાન છોકરીને હું ઘરમાં નહીં ઘાલું. તમને ધોળાં આવ્યાં પણ બુદ્ધિ તો કોઈ દિવસ આવીજ નહીં. બહુ દયા આવતી હોય તો મારાજ ભાઈના છોકરાને કોલેજમાં ભણવા માટે જરૂરના પૈસા આપો ને ! ત્યાં તો મને દસ વાતો સંભળાવો છો ! એવા તો ઘણાએ ધુતારાઓ પારકે પૈસે પરમાનંદ કરાવવા તથા પારકા છોકરાંને જતી કરવા આવશે. હવે કૈંક સમજો પાંસઠ વર્ષને ઘેર ગયા."—વગેરે વગેરે વાગ્બાણની જબરી ધારા શરૂ થઈ. રજનિનાથે આ સાંભળ્યું. પતિ પત્નીના આવી રીતે યુદ્ધ કરવાના પુરાણા હક્કોની વચમાં તેને આવવાનો અધિકાર ન હતો એ તે સમજ્યો. અને માણેકલાલભાઈની આબરુ જાળવવા તેની દયા ખાઈ જગતમાં કેવી કેવી વિચિત્ર વ્યક્તિઓ એ વિચિત્ર વિધિએ સર્જેલી છે તે સંબંધી વિચાર કરતો ચુપચાપ રસ્તે પડ્યો. હાલ તો કુમુદને પોતાની સાથે રાખવી એવો નિશ્ચય કર્યો.

૩

ઉપલા બનાવને ચાર મહિના વીતી ગયા. રજનિનાથ પોતે સંસ્કારી, ભણેલોગણેલો તથા બી. એ. ની પદવીવાળો, ઉચ્ચ આદર્શોવાળો યુવાન હતો. ઇજનેર ઓફીસમાં તે હેડ ક્લાર્ક હતો. અને ૨૫૦ થી ૩૫૦ ની ગ્રેડમાં પહોંચ્યો હતો. કુમુદનું ઠેકાણું નક્કી કરી તેને સુખી કરવી એવું તેણે એ ભયંકર કાળરાત્રેજ નક્કી કરેલું. પરંતુ એ કેવી રીતે કરવું તેની તેને સુઝ પડી નહીં. કુમુદ તો તેના જીવનમાં [illegible] તથા આશ્ચર્યતાથી એટલી બધી [illegible] ગઈ હતી કે એ પોતાના બનેવી રજનિનાથ-

ની સગવડો સાચવતી. ઘરનું સઘળું કામકાજ રાંધવું સીવવું વગેરે સર્વે એવી સુઘડતા તથા સ્વચ્છતાથી કરતી કે રજનિનાથને ઘરની જરા પણ ચિંતા ન રહી. પોતાની મૃત પત્નીનાં કપડાંઓ ઘરમાં નકામા હતાં તે પણ તેણે કુમુદને વાપરવા માટે આપ્યાં. નિરાધાર કુમુદ જાય પણ ક્યાં ? તેણે તો આ સ્થિતિ બહુજ શાંતિથી વિનયપૂર્વક સ્વીકારી લીધી. તે પણ સંસ્કારી બાળા હતી. અને મેટ્રીક સુધીનો અભ્યાસ કરી આગળ વધવાની તેની ઇચ્છા હતી. અત્યારે તો એ બધી વાત બાજુએ રહી ગઇ. પરંતુ "મૃત્યુના મુખમાંથી ઉગારનાર રજનિનાથના ઉપકારનો બદલો હું કેવી રીતે વાળી શકીશ ? " એ પ્રશ્ન હંમેશાં તેના સામે ઉભો રહેતો. ઘરનો સઘળો કારભાર ઉઠાવી રજનિનાથની રીતભાતથી વાકેફ થઇ તેણે કાર્યદક્ષતાથી રજનિનાથની અગવડો દૂર કરી. પરંતુ આવી રીતે યુવાવસ્થાના મદભર સ્થિતિથી ભરેલા કાળમાં યુવાન બાળા, કોઇ પુરુષના ઘરમાં રહે તે જગત કેમ સાંખે ? કુમુદ તથા રજનિનાથ સંબંધી ગણપણ ગણપણ કેટલી વાતો થવા લાગી. જ્યાં બે કે ચાર બૈરાંઓ ભેગાં થાય ત્યાં એની એજ વાત. કુમુદને બહાર જતાં આવતાં દેખે તો મોં મચકોડે. કુમુદ આમાનું કશું જાણતી નહીં. જાણતી તો પોતાનો અપરાધ શો છે તે સમજી શકી નહીં. જગજત્રીશીમાંથી કોણ બચવા પામ્યું છે તે રજની કે કુમુદ બચે ?

કુમુદ તો નિર્દોષ કલ્લોલ કરતી પોતાની સુવાસ ફેલાવતી સુંદર ખીલેલી કળી હતી. તેને ભાન કે ગુમાન ન હતું. માત્ર પોતાના જીવનદાતાને કેવી રીતે ઉપયોગી નીવડું એજ તેની કાંક્ષા હતી. પરંતુ રજનિનાથ આસપાસના બનાવો ન સમજે એવો મૂઢ ન હતો. હવે તેને એમજ લાગ્યું કે પોતાની આબરૂ સાચવવી હોય તો કુમુદને યોગ્ય ઠેકાણે પરણાવી દેવી જોઇએ. આ વિચારથી તે હમેશાં ખિન્ન રહેતો. કુમુદ તેને આવી રીતે દીલગીરીમાં જોઇ તેની દીલગીરીનું કારણ પુછતી, પરંતુ એ તેનો જવાબ સંતોષકારક આપી ન શકતો. અંતે તેને યુક્તિ સુઝી આવી. તેની એક વૃદ્ધ માસી અમદાવાદ રહેતી હતી. તેને થોડો વખત પોતાને ત્યાં આવવા આમંત્રણ મોકલ્યું. ઘણે વખતે ભાણેજે યાદ કરી તેથી માસી આવ્યાં. રજનિનાથના માસા પાંચેક વર્ષ ઉપર મરણ પામેલા અને તેના મૃત્યુ પછી માસી બહાર નીકળતાં નહીં. તેથી આટલે વખતે બહુ આગ્રહ કરી રજનીએ માસીને બોલાવ્યાં. માસીને કંઈ સંતાન ન હતું અને કુટુંબમાં પોતાની બહેનના દીકરા સીવાય બીજું કોઇ હતું નહીં તેથી ભાણેજ ઉપર બહુ વહાલ હતું. આ આમંત્રણ તેઓ ઠેલી શક્યાં નહીં. અને તેઓ તુરતજ વડોદરા આવ્યાં. પ્રચંડ પુર આવી ગયા પછી પહેલીજવાર માસી ભાણેજ મળ્યાં. પરસ્પર આનંદ થયો. રજનિનાથે એ રાત્રે કુમુદના સુઇ ગયા પછી તેના સંબંધી સર્વ હકીકત માસીને કહી. પંચાવન વરસને ઘર ગએલાં અનુભવી માસી બધી વાત સમજી ગયાં અને "આ પ્રશ્નનો ધીરે ધીરે નીકાલ કરશું" એમ કહી રજનિનાથને આશ્વાસન આપ્યું.

૪

માસીબાને આવ્યે દશેક દિવસ થયા હશે ત્યાર પછી એક દિવસે સવારની ટપાલમાં રજનિનાથને એક પત્ર મળ્યો.

"મી. રજનિનાથ

તમારી નફટાઇનો હવે ત્યાગ કરો. બીજાની સાથે સંબંધ કરેલો એવી એક યુવાન કન્યાને આવી રીતે તમે છડેચોક ઘરમાં રાખો છો, તેની તમને જરા પણ શરમ કેમ આવતી નથી ? તમે લોકલજ્જાનો ત્યાગ કરી આવી અઘટિત રીતે પર સ્ત્રીનું

થએલી યુવાન છોકરીને તમારી જાળમાં ફસાવોછો, તે તમને બહુ ભારે પડશે. એ કન્યા સાથે તેનાં મરણ પામેલાં માબાપે મારો વિવાહ કર્યો હતો. માટે મને તે કન્યા સોંપી આપશો. આ બાબતનો ફડચો કરવા હું આજે સાંજે પાંચ બજે તમારે ત્યાં આવીશ. લી૦

રમણ....."

રજનિનાથ આ પત્ર વાંચી પહેલાં તો ઉકળી ગયો. પોતે હજુ સુધી પુરેપુરો પવિત્ર રહી એ બાળા સાથે ભાઈ જેવો સંબંધ રાખી રહ્યો હતો તે ન સમજનાર આ કોઇ મૂર્ખ છોકરો આવું લખેજ કેમ, એ તેનાથી ન સમજાયું. સાંજે પાંચ બજે તે આવે ત્યારે તેને મેથીપાક ચખાડવાનો તેણે નિશ્ચય કર્યો. પરંતુ બીજીજ પળે તેણે વિચાર્યું કે જગતની દૃષ્ટિએ પોતે તદ્દન નિર્દોષ છે એમ જણાય નહીં એ આવી સ્થિતિમાં સ્વાભાવિક હતું. ગમે તેમ કરી સાંજે આ વાતનો નિર્ણય થશે અને કુમુદની આ અજ્ઞાત યુવક સાથે પરણવાની ઇચ્છા હશે તો તેના ઉપરથી એક મોટો ભાર હળવો થશે એ આશ્વાસન તેને આ પત્રમાંથી મળ્યું.

સાંજે પાંચ વાગે ચાલુ જમાનાની ફેશનના નમુના રૂપ, અપ-ટુ-ડેટ પોશાકમાં, માથે વાંકી ટોપી, હાથમાં ઝીણી કેન, તથા પગમાં સફેદ ટેનીસ શુઝ પહેરેલો એક યુવાન તેની સાથે ત્રણ બીજા મિત્રોને લઇ રજનિનાથને ત્યાં આવ્યો.

રજનીએ આવકાર આપતાં પેલા યુવકને સંબોધીને કહ્યું : "પત્ર લખનાર તમેજ કે ?"

"હા, હુંજ. એ છોકરીને હમણાંજ મરે સ્વાધીન કરો નહીં તો તમને ભારે પડશે." રમણ બોલ્યો.

તેની તોછડાઇ તથા નફટાઇ જોઇ રજનીની આંખમાંથી તણખા ઝર્યા. પરંતુ તેણે શાંતિ રાખી કહ્યું: "તમે કહો છો એ વાત ખરી શા આધારે માનવી ? ઉભા રહો, હું કુમુદનેજ અહીં બોલાવું છું. તેનેજ પુછી સર્વ નક્કી કરીશ."

તેણે કુમુદને બોલાવી. કુમુદ કે જાણતીજ ન હતી. તેણે ઓરડામાં ચાર યુવાન છોકરાઓને જોયા. તેમાં રમણ પણ હતો. કુમુદનું મોં લાલ થઇ ગયું. તેના હોઠ ગુસ્સાના આવેશમાં ફરકવા લાગ્યા. રજનિનાથ આ જોઇ શક્યો. રજનીએ ટુંકામાં રમણનો દાવો રજુ કર્યો.

"મારાં માતા પિતાની એવી ઇચ્છા હતી ખરી. આ ગૃહસ્થ અમારી ઉપરના માળામાં રહેતા હતા. અને પેલી ઘોર પ્રલયની રાત્રે તેઓ અમને છોડી નાશી ગયા. તે વખતે મેં તેમને કરગરી, હાથ જોડી, કાલાવાલા કરી, મારાં વૃદ્ધ માતાપિતાને બચાવવા વીનંતી કરી. પરંતુ એ શુરા, ખાનદાન યુવાને અમને તરછોડી એટલુંજ કહ્યું કે અમને અમારી પડી છે. ત્યાં તમારું અમે શું કરી ? તમે તમારું ફોડી ખાજો. નહીં તો જે થાય તે ભોગવજો. એવા નાદાન, બાયલાઓથી જગતનો શો ઉદ્ધાર થવાનો છે ? મારે એનું મો હું પણ જોવું નથી. કુમુદનો જુસ્સો એકદમ ઉછળી આવ્યો. શાંત, ગરીબ તથા સંસ્કારી કુમુદનાં અંગે અંગમાં ક્રોધ દેખાતો હતો. તેનો પિતૃપ્રેમ અનુપમ હતો. રજનિનાથ સ્થિતિ સમજ્યો. તે સમે બેભાન અવસ્થામાં કુમુદે ઉચ્ચારેલ શબ્દોનો અર્થ તે પુરેપુરો સમજ્યો. કુમુદ અંદર ચાલી ગઇ. માસીબાએ સઘળું સાંભળ્યું તથા જોઇ લીધું. રજનિનાથે રમણને સાફ સાફ કહી દીધું કે કુમુદના હાથની તેણે સ્વપ્ને પણ આશા રાખવી નહીં. અંતે કેટલુંક ન બોલવાનું બોલી, કેટલીક ધમકી આપી રમણ પોતાના મિત્રો સાથે ચાલ્યો ગયો.

૫

"ભાઇ તું ફરીથી ઘરસંસાર ન માંડે ?" માસીબાએ એક દિવસ રજનિનાથને પુછ્યું.

"માસીબા, આ પ્રશ્ન કેમ ઉઠ્યો; મારો નિશ્ચય તો તમે જાણો છો ?"

"રજનુ, જો, તું, તો સમજું છે. તારી

ઉંમર કંઈ બહુ નથી. વળી અમો બે બેનોમાં અમને તારોજ સંતોષ. તારે ત્યાં પારણાં બંધાય અને વંશનો વેલો વધે એ અવસર અમને જોવાની તક કેમ ન આપે ?"

"માસીબા ! એ બધું ખરું. પરંતુ ગયું તેવું માણસ ફરી ક્યાંથી મળે ?" રજનીએ ગુંચવાતાં ગુંચવાતાં કંઈક જવાબ આપવો જોઈએ માટે આપ્યો.

"એવું કોઈ હોય તો ?"

"ક્યાં છે ? બતાવો."

"તારા ઘરમાંજ. છોકરી કેવી ડાહી છે ? મેં તો ઘણો અનુભવ લીધો છે. પરંતુ કુમુદને જોઈ ત્યારથી એમજ થાય છે કે આવી વહુ મારા રજનીને મળે તો ?"

"માસીબા ! આ શું કહો છો. લોકો શું કહે છે ?" રજનિનાથનું મગજ ચક્કરે ચઢ્યું. તેના હૃદયમાં કંઈ નવા તરંગોનો ઝણઝણાટ થયો. તે શું થાય છે તે સમજ્યો નહીં. હા. પણ કુમુદ બીજાને પરણી જશે ત્યારે તેને કેવું થશે ? એ કલ્પનાથી તેનું મસ્તક ફરવા લાગ્યું.

"રજની, ભાઈ, આટલું સાંભળ. આ રત્ન અનાયાસે સાંપડ્યું છે તેને ફેંકી ન દઈશ."

"પરંતુ તેમાં કુમુદ પોતે શું કહે છે ?"

"અરે ભાઈ એ તો મેં વગરકહ્યે જાણી લીધું છે. જો તારી હા હોય તો તે તને પરણવા જરૂર ખુશી બતાવશે."

રજની વિચારમાં પડ્યો. "આ પગલું વ્યાજબી કહેવાય કે કેમ ?" તે સંબંધી અનેક વિચારો મગજમાં આવ્યા. "પરંતુ કુમુદનીજ ઇચ્છા હોય તો પછી શી હરકત ?"

પ્રેમીઓ પોતાના મનને આમજ મનાવે છે ને ? ખરેખર પ્રેમ એ કોઈ અનેરી અપૂર્વ ભાવના છે. રજનીના હૃદયમાં તેણે ક્યારે પ્રવેશ કર્યો અને કેવી રીતે છુપાઈ રહેલો, તે રજની પોતે કહી શક્યો નહીં. અંતે તેણે માસીબાને કહી દીધું કે કુમુદનો વિચાર સ્પષ્ટપણે જાણવા લેવાય પોતે કંઈ કહેવા માગતો નથી.

× × ×

રજની બહાર પરસાળમાં બેઠો હતો. અંદરના ઓરડામાં થતી વાતચીતે તેનું ધ્યાન ખેંચ્યું.

"કુમુદ, રજનીભાઈ તને હવે યોગ્ય સ્થળે પરણાવી દેવા માગે છે."

"માજી ! એ તો ઠીક છે. પણ મારે તો પરણવું નથી. માત્ર એમને ભાર રૂપ થઈ કેમ રહેવાય એજ વેદના મને હવે થાય છે."

"સારું ઠેકાણું મળે તો તને શો વાંધો છે ?"

"સારાં ઠેકાણાં જગતમાં છે ક્યાં ?"

"તારી નજરમાં કોઈ છે ?"

"ના. માજી ! હું એ સંબંધી શું જાણું ? હું જગતથી અજ્ઞાન છું. હું તો એકજ હૃદયને ઓળખી શકી છું."

"તે કયું ?"

"રજનિભાઈનું."

"ત્યારે એને પરણીશ ?"

"જો મારા પ્રાણદાતા મને સ્વીકારે તો જરૂર......"

"ઠીક છે."

× × ×

રજનિએ આ વાત સાંભળી હતી. તેના હૃદયમાં પણ એજ વાતનો પ્રતિધ્વનિ થયો. જગતમાં જીવવું કે કેમ ? કોને માટે જીવવું ? શા માટે જીવવું ? વગેરે પ્રશ્નોનો હવે તો પુરેપુરો નીકાલ થઈ ગયો.

× × ×

લગ્ન પછી બે એક મહીને રજનિનાથ તથા કુમુદ પોતાના ઘરની અગાસીમાં બેઠાં હતાં. ચંદ્રની શીતળ, આહ્લાદકારી ધવળ જ્યોત્સ્નામાં એ પ્રેમી યુગલ પ્રેમ રસનું પાન કરી રહ્યું હતું. "કુમુદ, જો નિશાનાથ કેવો ખીલ્યો છે ?"

"નાથ ! મારે ત્યાં શા માટે જોવું પડે. મારા નિશાનાથ–રજનિનાથ–તો પૃથ્વી ઉપર મારી સોડમાંજ છે."

"કુમુદ હમણાં હમણાં તું કેમ ખીલી રહી છે ?"

"વાહ ! શું એટલુંએ નથી જાણતા. કુમુદ રજનિનાથની સાંનિધ્યમાંજ ખીલેના ?"

## ભગવાન કૌટિલ્ય

[અનુસંધાન પૃ ૪ ૩૮૦ થી]

સિદ્ધાચાર્યે મંત્રથી આચાર્યને કેમ બોલાવ્યા, આચાર્યે શું કહ્યું, આચાર્ય નિર્દિને ગામ છોડી કેમ ગયા તેની બધાએ વાત સાંભળી. લોકોની અજાયબીનો પાર રહ્યો નહીં. દેવો આખરે નંદ પર રૂઠ્યા ખરા તેની તેમને ખાત્રી થઇ, અને તેના પુરાવા તરીકે તેમણે વિષ્ણુગુપ્તની પ્રતિજ્ઞા મોઢે કરી લીધી.

શકટાલના ઘરમાંથી લોકોએ કચરો સાફ કર્યો, અને કેટલાકોએ માટી વગેરે લાવી નવા ઘરની તૈઆરી કરવા માંડી. થોડીક વારે સંનિધાતાનાં માણસો આવી, એ કામમાં મદદ કરવા લાગ્યાં.

શકટાલે ત્યાંથી એક ડગલું પણ ખસવાની ના પાડી.

મૈનાકી લગભગ મધ્ય રાત્રે ઘેર આવી. ગૌરીની માવજતમાં પડી અને જ્યારે ભાનમાં આવી ત્યારે તેને ખવડાવી પીવડાવી તેણે બધી વાત કરી. પિતા અને આચાર્ય બચી ગયા એ વાતથી ગૌરીમાં જીવ આવ્યો, અને વિષ્ણુગુપ્તે પ્રતિજ્ઞા કેમ લીધી તેની હૃદયપ્રેરક વાત ઉત્સાહી મૈનાકીને મોઢે સાંભળતાં તેની નિર્બલતા દૂર થવા લાગી. અને તેણે પોતાને આવેલા થોડા ઘણા વિચારો મૈનાકીને કહ્યા.

બપોર પછી સંનિધાતા ઘેર આવ્યા, અને સેનાજિતને જે આજ્ઞા કરવામાં આવી હતી તેની વાત તેમણે મૈનાકીને કરી: તે ચમકી, અને સંનિધાતા ખાઇને સુતા એટલે સુકેતુને બોલાવ્યો અને તેની સાથે તેણે થોડી મસલત કરી. પછી ગૌરી સુતી હતી ત્યાં તે આવી. તેના મુખ પર ભારી ચિંતા દેખાતી હતી.

" ગૌરી ! પાછા ભોગ જાગ્યા. "

" શું છે ? " ચમકીને ગૌરીએ પુછ્યું. આપત્તિપરંપરા ક્યારે આવતી અટકશે તે કલ્પી શકે એમ તે નહોતી.

" આચાર્યને મારી નાખવા નરેંદ્રદેવે સેનાજિતને મોકલ્યો છે. "

" હેં ? "

" હા " મૈનાકીએ માથે હાથ મુક્યો.

" ને સેનાજિ—" ગૌરીની જીભ અટકી. " ગયા ? "

" હા, ક્યારના. "

" શું કરીએ ! " ગૌરીએ પુછ્યું.

" આ તો બધું યુદ્ધ તારેજ માટે ચાલે છે. "

" મોઇ હું ! મરતાં કોઇએ વિષ પણ નહીં દીધું. "

" એમ શું હારી ખાય છે? એક કામ કરીએ. હું આ સુકેતુને માણસો લઇ સેનાજિતની પાછળ ખબર રાખવા મોકલું છું. તું એની સાથે જા. જો કોઇ આપત્તિ દૂર કરી શકે એમ હોય, તો તે તુંજ છે. "

" તમે કહો તેમ કરું. " નિરાધાર ગૌરીએ કહ્યું.

" સુકેતુ જોડે જા ને આચાર્ય શકટાલને પુછી આવ. "

" ના ના. દેવી ! હું પિતાજીને શું મોઢું લઇ પુછવા જાઉં ? મારું કર્મ હુંજ ફોડું. પણ જો આચાર્ય બચે એમ હોય તો હું જાઉં. "

" તું જશે તોજ બચશે. "

ગૌરીએ વિચાર કર્યો ને એકદમ ઉઠી. "દેવી ! એમને કોઇ પણ રસ્તે બચાવવા જોઇએ. હું તૈઆર થાઉં છું, સુકેતુને કહો કે મને લઇ જાય. "

" ધન્ય છે ગૌરી ! " મૈનાકીએ કહ્યું.

ગૌરી આચાર્યને બચાવવા પ્રાણ આપવા તત્પર થઇ.

# પ્રકરણ ૩૩ મું

## નૈમિષારણ્ય

સેનાજિતનું કામ એણે ધાર્યું હતું તેના કરતાં ઘણું અઘરું નીકળ્યું. પોતે પાછળ પડયો છે તેની જાણ આંભિના સૈન્યને ન પડે એવી તેને ચોકસી રાખવી પડતી. તે ઉપરાંત કુમાર ચંદ્રગુપ્ત આવીને વિષ્ણુગુપ્તને મળ્યા કે કેમ તેની ગૂઢ પુરુષો મોકલી ખબર કઢાવ્યા કરવી પડતી.

સેનાજિતની અકળામણનો કંઈ પાર નહોતો. તેના તંતુએ તંતુ વિષ્ણુગુપ્તને મચડી નાખવાને ઉછળી રહ્યા હતા. દિવસો જેમ જતા હતા તેમ તેની અધીરાઇ વધતી હતી.

મગધની સીમા તેણે વટાવી ત્યારે તેને કંઈ ચેન પડયું. હવે તેના પર મુકાએલો અંકુશ દૂર થયો. ઝપાટાબંધ જઇ, સામાસામી યુદ્ધ કરી, આ દુષ્ટનો અંત આણવાનો તેને વિચાર આવ્યો. પણ આંભિ ને શેષ બન્નેના રસાલામાં લગભગ બે હજાર યોદ્ધાઓ હતા અને વખત છેને પોતાના ચાર હજાર યોદ્ધાઓને એ હરાવે તો? ના; ઉતાવળ કરવાનું કે મુર્ખાઇભર્યું પગલું ભરવાનું કંઈ કારણ નહોતું.

સેનાજિતે ઉંઘ ને અન્ન બંને છોડ્યાં હતાં. વિચાર, ડહાપણ, સેવા, પ્રેમ એમાંથી કોઇએ વસ્તુ તેને રુચતી નહોતી. વિષ્ણુગુપ્ત પાછળ, જેમ જલ પાછળ-તરસ્યો મૃગ દોડે તેમ, તે દોડી રહ્યો હતો.

તેની પ્રિયતમા તેણે લઇ લીધી. તેનો કેદી તે છેડાવી ગયો. તે બળના ઘરમાંથી નાસી ગયો. તેનાં પર નરેંદ્રની મહેરબાનીની હતી તે તેણે ખોવડાવી, આખા પાટલિપુત્રમાં તેની હાંસી કરાવી; તેની પ્રતિષ્ઠા, તેની કીર્તિ, ને તેનું સુખ ખુંચવી લીધું. અનેક વર્ષોનું તેનું તેજસ્વી જીવન થોડી પળોમાં ચુંથી નાખનાર આ પિશાચનો વિનાશ એજ તેને પરમ ને પ્રથમ ધ્યેય જણાયું.

દિવસ ને રાત તે આવા વિચાર કર્યા કરતો. એકાગ્રતા એકાગ્રતાને સરળ કરી આપે છે. જાગતાં તે વિષ્ણુગુપ્તના વિનાશના વિચારો કરતો; સુતાં તેના લોહીમાં હાથ ઝબોળતો.

અનેક દિવસો પછી તે મુંઝવણમાં પડયો. આંભિનું સૈન્ય મોટો રસ્તો છોડી, ઉત્તર તરફનો રસ્તો લેતું હતું. આનું કારણ શું? તેણે ગૂઢ પુરુષો મોકલી તપાસ કરાવી પણ કંઈ પત્તો ખાધો નહીં. તેણે પણ તેજ રસ્તો લીધો.

ત્રણ દિવસની મજલ પછી પર્વતમાલાઓ દેખાઇ, અને શીતલ પવન વાવા લાગ્યો. રસ્તો હવે સપાટ નહોતો, પણ ઉંચો નીચો થતો હતો, અને પર્વતોનાં નાનાં મોટાં શિખરો ચારે તરફ દેખાવા લાગ્યાં હતાં. હવે એક બીજાથી દૂર કે છુપા રહેવાય એમ નહોતું. ગૂઢ પુરુષો ખબર લાવ્યા કે આંભિ નૈમિષારણ્ય તરફ જતા હતા.

સેનાજિતનું સૈન્ય આગળ વધ્યું, અને આંભિનું સૈન્ય દેખાય એવી રીતે રાતવાસો કર્યો.

સેનાજિતે નૈમિષારણ્યની અનેક વાતો સાંભળી હતી પણ તે જોયું નહોતું. ધનનંદના દરબારમાં નૈમિષારણ્ય એટલે ભુખાળવા, અસંતુષ્ટ ને દુષ્ટ બ્રાહ્મણોનું નિવાસસ્થાન એમ મનાતું, અને તેને માટે તિરસ્કારવૃત્તિ સીવાય બીજી વૃત્તિ કેળવાતી નહોતી. તેણે વડીલો પાસે આ અરણ્યની કથાઓ સાંભળી હતી, પણ મોટપણે તેને તે હસી કાઢતો હતો. સેનાજિતને મનમાં હસવું આવ્યું —ભૂત સ્મશાને પાછું જતું હતું!

આવી જગ્યા જોવાનું તેને મન થયું.

સેનાજિત સવારે ઉઠ્યો ત્યારે આંભિનું સૈન્ય હતું ત્યાંજ એક પર્વતની તળેટી આગળ છાવણી નાખી પડ્યું હતું. સેનાજિતની ધીરજ હવે રહી નહીં. તેણે પણ લશ્કરને છાવણી નાખવાની આજ્ઞા કરી અને સો ચુનંદા ઘોડેસ્વાર યોદ્ધાઓ લઇને તે આગળ વધ્યો.

એક વૃદ્ધ યોદ્ધાએ વાંધો ઉઠાવ્યો. "અધ્યક્ષ-રાજ! શસ્ત્ર સજીને નૈમિષારણ્યમાં કેમ જવાય?"

સખ્તાઇથી સેનાજિત જોઇ રહ્યો. "આ હિરણ્યગુપ્ત નંદનું રાજ્ય છે—પરીક્ષિતનું નથી" તેણે કડવાશથી કહ્યું ને યોદ્ધો મુંગો રહ્યો. તેઓ આંભિની છાવણી આગળ આવી પહોંચ્યા. એક ઝાડ નીચે થોડા યોદ્ધાઓ વીસામો ખાતા હતા, તે એકદમ ઉભા થઇ સામું આવ્યા. એક જણે ધમનિકા[1] ફુંકી એટલે બીજા યોદ્ધાઓ છાવણીમાંથી બહાર આવવા લાગ્યા.

"હું લડવા નથી આવ્યો. ગભરાશો નહીં." સેનાજિતે કહ્યું. "આંભિકુમાર ક્યાં છે?"

એક શિબિરમાંથી કદ્રુનું હાસ્ય સંભળાયું. "કોણ સેનાજિત!" કદ્રુ બહાર આવ્યો. તેનું વિશાલ મોઢું મજાકમાં હસતું હતું. "કેમ તમે ભુલા પડ્યા?"

"આંભિકુમાર ને મહાદેવી ક્યાં છે?" સેનાજિતને આ પ્રચંડ ને હસમુખા બ્રાહ્મણનું મોં ન ગમ્યું.

"એ બધા કુલપતિ ભદ્રાક્ષને આશ્રમે ગયાં છે" કદ્રુએ એક આંખ મીંચી કહ્યું.

"કેમ?"

"વ્યાસતીર્થે સ્નાન કરવા. બેસો; થાકી ગયા હશો. બેસો."

"નાં મારે એમનું કામ છે." સેનાજિતે સખ્તાઇથી કહ્યું.

"શાનું?" ને કદ્રુના મોંએ હસ્યાંજ કર્યું.

"આંભિકુમારનું."

"ચાલો, રસ્તો બતાવું."

"ના, હું જઇશ." સેનાજિતે જીદ કરી.

કદ્રુ ખડખડ હસ્યો. "હું એકલો ક્યાં તમને ખાઇ જવાનો છું! સેનાજિત! ગભરાશો નહીં. મારે પણ ત્યાંજ જવું છે. હું આઘો આઘો ચાલીશ" કહી તેણે ઝોળી ખભે ભેરવીને ચાલવા માંડ્યું.

"આવો, આવવું હોય તો" સેનાજિતે કહ્યું.

"—ને આ ઘોડા ને શસ્ત્રો પણ સાથે લઇ જશો?" કદ્રુએ પુછ્યું.

"કેમ શો વાંધો છે?"

"નૈમિષારણ્યમાં કોઇ લઇ જતું નથી. પછી તમારા જેવા મહારથીને કોઇ ના કહી શકયું છે?" કદ્રુએ હસીને કહ્યું. સેનાજિતે ક્રોધમાં હોઠ ભીડ્યા અને જવાબ દીધો નહીં. કદ્રુએ ચાલવા માંડ્યું, અને સેનાજિત અને તેના યોદ્ધાઓ સાથે સાથે ચાલ્યા.

તળેટીમાંથી તે બધા એક ટેકરી પર ચડ્યા. જેવા તે ત્યાં ચઢ્યા એટલે સેનાજિતે ઘોડો ઉભો રાખ્યો ને ચારે તરફ નજર નાખી. તેઓ એક પર્વતના સપાટ મથાળા પર ઉભા હતા.

ધૂમ્રમય પણ પારદર્શક વાતાવરણ ચારે તરફ વિસ્તરેલી પર્વતમાલાઓ પર પ્રસરી રહ્યું હતું. ઉત્તરમાં દૂર ને દૂર પર્વતો મોટા વધતા હતા અને વાદળાની પેલી તરફ એક ગિરિરાજનું હિમમય શૃંગ ગગન ભેદતું હતું. તાપ આછો હતો; પવન શીતળ હતો; થોડાંક નાનાં સોનેરી વાદળો સીવાય વ્યોમ નિર્મલ હતું. ગરમી, ઠંડી, તેજ ને છાયા બધાનો અદ્‌ભુત સમન્વય જોનારની દરેક ઇંદ્રિયને મુગ્ધ કરી અવારતવિક રમણીયતાભર્યું ચિત્ર ઉભું કરતો હતો.

૧. બુંગળ

પણ આ બધામાં પર્વતમાલા વચ્ચે આવેલી ખીણ ધ્યાન ખેંચતી હતી.

આ વિશાલ ખીણ ઉભરાઈ રહેલી લીલોતરી નીચે સંતાઈ રહી હતી, અને તેની વચ્ચે થઈ એક નદી કોઈક વાર સૂર્યના તેજમાં દીપતી, કોઈક વાર ઝાડોમાં લપાઈ જતી, આગળ વધતી દેખાતી હતી. નાના મોટા ઝરાઓ ઠેકઠેકાણે હીરાની માફક ચમકતા હતા. ઠેકઠેકાણેથી ધુમાડાની સેરો લીલોતરીની ઉપર ચાલી આવતી હતી.

પાટલિપુત્રમાં રહેતા બ્રાહ્મણોના વાસ જેવું નૈમિષારણ્ય કૈંક હશે એવો સેનાજિતને ખ્યાલ હતો.

તેણે પર્વતની ધાર પર ઘોડા લાવી એકીટશે જોયા કર્યું.

દૂર બે પર્વતમાલાઓ મળી જતી ત્યાં સુધી આ લીલોતરી ને સરિતાનો પ્રવાહ જતો; વરૂળાઓની ચમક રંગમાં ભભક આણતી; ધુમાડાની સેરો ઉંચે ને ઉંચે આવવા મથતી. કોઈક ઠેકાણે જટાધારી માણસો કે છોકરાઓ જતા. કોઈક ઠેકાણે ગાયો વિહરતી પડી હતી. એક ઠેકાણે–વચ્ચે–વિભૂતિની એક નાની ટેકરી રંગમાં ભાત પાડતી હતી. કોઈક ઠેકાણેથી ધુમાડાની સેરો સાથે સુવાસ આવતી; કોઈક ઠેકાણેથી ઘંટનાદનો મીઠો ધ્વનિ આવતો. કોઈક ઠેકાણેથી કોઈના હોંકારા કે હાસ્યનો અવાજ આવતો, અને અનેક ઠેકાણેથી મંત્રોચ્ચારનો મીઠો, પ્રેરણાવાહક ધ્વનિ સુવાસ અને બીજા ધ્વનિ સાથે ભેગો મળી, જાણે આ શાંત ને રમણીય સ્થલનો વિશુદ્ધ ને સમૃદ્ધ પ્રાણ હોય તેમ, વરુણદેવના વ્યોમસિંહાસનને સ્પર્શવા તીવ્ર મહેચ્છાથી ઉપર ને ઉપર આવતો હતો.

અનેક ઈંદ્રિયોદ્વારા આત્મામાં અમી રેડતા આ અરણ્યે સેનાજિતને જરા શાંત કર્યો પણ બીજી પળે ભ્રૂભંગ કરી તેણે એ શાંતિને હડસેલી મુકી. આ અરણ્યનો પેલો વિષ્ણુગુપ્ત કીડો હતો. મહાપદ્મ નંદ અને તેના પુત્રોના પ્રતાપથી નાઠેલા બ્રાહ્મણો જે વર્ષો થયાં અહીંઆં ભરાઈ બેઠા હતા તેનો એ પ્રતિનિધિ હતો. એ આચાર્યનો વિજય તે આ અરણ્યનો વિજય; આ અરણ્યની મોહિની તેજ એનો પ્રતાપ. સેનાજિત ક્રૂરતાથી હસ્યો. વિષ્ણુગુપ્ત સાથે આ અરણ્યને પણ આગ મુકાય તો કેવું ?

"સેનાજિત !" કહુએ મજાકમાં પુછ્યું, પહેલા કદી આવ્યા હતા કે ?" તેણે મુગે મોઢે ના કહી, અને થોડી વાર પોતાની વિનાશકતા પોષી રહ્યો. રમણીયતા, શાંતિ, પ્રાણવાહક ધ્વનિનું માધુર્ય એ સૌ તેને સકલ સૃષ્ટિના કલંકરૂપ લાગ્યાં; તેનો બધાનો વિનાશ કરવા તેના હાથ તલસી રહ્યા. મહાપદ્મ નંદે આરંભેલા બ્રાહ્મણવિનાશના શુભ કાર્યને આ અ:ણ્ય ખાળી મુકીને ક્યારે સિદ્ધિ અપાવે ?

" પેલા બ્રાહ્મણનો આશ્રમ ક્યાં છે ?"

"પેલો બ્રાહ્મણ!" હસીને કહુએ કહ્યું અને જેવી તોછડી રીતે સેનાજિતે પુછ્યું હતું તેવીજ રીતે, પણ મજાકમાં, જવાબ વાળ્યો;" કોણ પેલા બદમાશ ? આ રસ્તે જા" તેણે આંગળીવતી રસ્તો બતાવ્યો. સેનાજિતે બોલ્યા વગર બતાવેલી પગથી પર ઘોડો મારી મુકયો. થોડે આગળ જઈ તેણે જોયું તો તેના સાથીઓ ઘોડા આગળ ચલાવતા નહોતા.

"ચાલો" સેનાજિતે ગુસ્સામાં આજ્ઞા કરી. બધા થોડેવાર તેની પાછળ ગયા. કહુ બીજી પગથીએથી દોડતો દોડતો અદષ્ટ થઈ ગયો.

સેનાજિત અંધારાથી ખીણમાં ઉતર્યો. સપાટ જમીન પર તે આવ્યો. એટલે પગથી ઝાડેની છાંય નીચે સુરંગ તરીકે તમાં થઈ જતી જણાઈ.

અહીંઆં સવિતાનારાયણે પણું માધુર્ય રેળવ્યું હતુ. તેમનાં કિરણો ઝાડોનાં પાંદડાં સાથે ઝુલતાં હતાં, ભોંય પર કુદી, રમતાં ભમતાં, તેજ-છાયાના ચંચળ પાથરણાં પર જુદી જુદી ભાત પાડતાં હતાં. જ્યાં સુધી નજર જાય ત્યાં સુધી મોટાં, વિશાલ વૃક્ષોની પરંપરા દેખાતી; અને વચ્ચે વચ્ચે લુટાતી વેલો દૃષ્ટિપથમાં અવનવી કારીગીરી રચતી હતી.

આ બધાએ રચેલા અપૂર્વતાના દર્શનમાં કિરણોએ પાડેલાં ભાતભાતનાં કુંડાળાં અદષ્ટ વનદેવીઓનાં નૃત્યથી પડતી પદરેખાઓ જેવાં લાગતાં. પ્રખરતાવીહોણા સૂર્યથી તાપ અને પ્રકાશ બંને સુકુમાર બન્યાં હતાં; સ્વપ્નામાં સુલભ એવું સુકુમાર વાતાવરણ પ્રસરી રહ્યું હતું અને વૃક્ષપરંપરામાં થઈને અનંત અપૂર્વતા પોતાની ઝાંખી કરાવતી હતી.

વૃક્ષ અને વનલતામાં વનનું વૈપુલ્ય હતું ને ઉપવનના સંસ્કાર હતા. વૃદ્ધ વૃક્ષોને થાળાં હતાં, નાનાં વૃક્ષોને ક્યારા હતા. વનલતાઓ, સ્નેહભરી તેમને વીંટાઇ કિસલયને પુષ્પથી પોતાના સુખી દામ્પત્યનો વિજય દર્શાવતી હતી.

કોઇ ઝાડ પાકાં લીલાં, તો કોઇ લીલાશ-ભર્યાં પીળાં, તો કોઇ રાતાં પત્રોથી શોભતું હતું. ગોગમના લીલા ઝાડ પર એક તરફ આછા ફીર-મજીઆ પુષ્પોનો પુંજ, ઇંદ્રાસન પરથી સિંધુરે રંગાએલા પુષ્પોનો ઢગ એ ઝાડ પર ખરતો હોય, એવો ભાસ આપતો હતો. એક વિશાળ પારિજાતક પર તારાઓ ચમકે તેમ દેવપુષ્પો ચમકતાં હતાં ને ક્યાં સુધી સુવાસ પ્રસારતાં હતાં. ઠેકઠેકાણે લીલી જાસુદીનાં મોટાં, ધારીલાં, ઘેરાં, લાલ પુષ્પો આનંદથી ડોલી લીલી લાગતી સૃષ્ટિમાં રંગવૈવિધ્યની છાંટ પાડતાં હતાં.

આ રમણીય સમૃદ્ધિ પાષાણને શાંત કરત, પણ સેનાજિતમાં સહિષ્ણુતા પણ ન લાવી શકી.

તેણે હોઠ પીસી ઘોડાને એડ મારી અને ઉંચું જોયું—એક વાંદરો એની સામું દાંત કચ-કચાવતો હતો. એણે પણ સામું દાંત પીસ્યાં.

વચ્ચે વચ્ચે નાના વહેળા, નાના, સુંદર, સફેદ પથ્થરો પર થઇ વહી જતા હતા. તેનાં જલ નિર્મલ ને શીતલ હતાં. તેના ઘોડાએ માથું નીચું કરી પાણી પીવા માંડયું એટલે સેનાજિતે ન છુટકે શ્વાસ ખાધો. તેની નજર વહેળાના પ્રવાહ તરફ ગઇ. ખળખળ વહેતો નાનકડો પ્રવાહ કલ્લોલ કરતો, નાના છોડો નીચે છુપાઇ જતો હતો. માથા ઉપર એક વનલતા પુષ્પોના ઝુમખાઓથી તેને ખીજવી રહી હતી.

દૂરે એક કોયલ બોલી. તેણે હોઠ પીસી ઘોડા-ની લગામ ખેંચી ને વહેળો ઓળંગી તે આગળ વધ્યો.

વચ્ચે નાનું ચોગાન આવ્યું. પગથીઓ એ ત્રણ દિશામાં જતી હતી. ક્યાં જવું તે વિચારવા તેણે ઘોડો રોકયો. સામે એક પગથી પર એક કૃષ્ણ અને ત્રણ બીજા એમ ચાર મૃગો જાણે એની દયા ખાતાં હોય તેમ ઉભાં ઉભાં જોયા કરતાં હતાં.

"રાજપુરુષો મહેનત કરી મરે ને આ આળસુ પાડાઓ શું મોજ કરે છે ?" તેણે વિચાર કર્યો. તેણે મૃગો તરફ ઘોડો દોડાવ્યો. ક્યાં સુધી તો આશ્રમના મનુષ્યથી પરિચિત મૃગો શાંતિથી ઉભા રહ્યા, પણ આખરે આ જોસભેર આવતા ઘોડેસ્વારો પર વિશ્વાસ ન પડવાથી, ગભરાઇ નાસી ગયા.

બીજો વહેળો આવ્યો. તે જરા મોટો હતો. ત્યાં પાણી ઉંચાં નીચાં પથ્થર પરથી વહેતું ગાન ને નૃત્ય બંને કરતું હતું. એક ઠેકાણે વહેળાનાં પાણીનું નાનકડું તળાવડું થયું હતું. તેમાં એક નીલકમલના પુષ્પની આસપાસ સારસની જોડી ગેલ કરતી હતી. દૂર એક સ્ત્રી ઘડો ભરી ચાલી

જતી હતી. ઉછળતા ઘોડા ને સજ્જ સૈનિકો જોઇ સારસોએ ચીસ પર ચીસ પાડી નાસવા માંડયું. પેલી સ્ત્રીના હાથમાંથી ઘડો પડીને ભાંગી ગયો અને તે પાછું જોયા વિના ચાલી ગઇ.

સેનાજિતે શ્વાસ ખેંચ્યો, ને ઘોડાની લગામ પણ ખેંચી. સારસની ચીચીઆરીઓ તરફ તે જોઇ રહ્યો. એક ઝટકે તેમનો પ્રાણ લેવાનું તેને મન થયું, પણ અંતરમાં શરમ વ્યાપી. આવા રમણીય સ્થલમાં, જ્યાં મૃગો ને સારસ નિર્ભય રીતે વિહરતાં ત્યાં એક બ્રાહ્મણને મારવા સો શસ્ત્રસજ્જિત સૈનિકો લઇને તે જતો હતો! તેને પોતાના પર ચીઢ ચઢી.

"બાકી બધા પાછા જાઓ. દશ માણસ મારી સાથે ચાલો" તેણે આજ્ઞા કરી.

તેનાં માણસો તેની મજાક તો નહોતાં કરતાં તે જોવા તેણે સખ્તાઇથી પાછું જોયું અને ઘોડો આગળ ચલાવ્યો. આખું નૈમિષારણ્ય તેની મજાક કરતું હતું! ચારે તરફની શાંત રમણીયતામાં એ અને એનાં માણસો વિચિત્ર–જાણે કલંકરૂપ–હોય એવાં લાગતાં હતાં.

---

# પ્રકરણ ૩૪ મું

## કુલપતિ ભદ્રાક્ષ

એક ઘાસની ઝુપડી આગળ એક માણસ આંખ મીચી હાથ ગૌમુખીમાં રાખી બેઠો હતો. સામે એક મૃગ મૃગીઓને રીઝવતો હતો. સેનાજિત તે તરફ ગયો, પણ માણસે ઉંચુ જોયું નહીં ને આંખ ઉઘાડી નહીં. તે થોડીવાર ઉભો રહ્યો, ને પેલો માણસ જાપ જપી રહ્યો. અને મૃગ મૃગીઓને રીઝવ્યો ગયો. ઝાડ પર ટહુકતા કોઇક પંખીના ટહુકાર સીવાય બધું શાંત હતું. સેનાજિતના અશાંત હૃદયને ન છુટકે શાન્તિ કેળવવી પડતી હતી. તેને પેલા મૂઢ પર ઘોડો ચલાવવાનું મન થયું. નરેંદ્રનો એક પ્રતાપી અધ્યક્ષ એક ધ્યાનસ્થ માણસ પર ઘોડો કેવી રીતે ચલાવે છે તે દેખાડવા મૃગ મૃગીઓનું ધ્યાન ખેંચી રહ્યો. મૃગ પણ તેની મશ્કરી કરતો લાગ્યો. તેણે કચવાઇને ઘોડો આડો ફેરવી આગળ દોડાવ્યો.

બકુલ વૃક્ષોની આસપાસ રચેલો એક લતામંડપ આવ્યો. એક પારિજાતક રસ્તામાં સુવાસનાં પ્રાણ સરખાં ફુલડાંઓ વેરી બેઠું હતું. તે પુષ્પતારલાઓને પોતાના ઘોડાની ખરીથી કચરાતાં તેને પોતાની શક્તિમાં શ્રદ્ધા આવી ને આનંદ થયો.

તેના ઘોડાના અવાજથી બે હરણો દોડતાં નાઠાં. એક હંસ કોઇના હાથમાંથી છુટી નાનાં ઝાડવાં પાછળ આવેલાં જલાશય તરફ ઉડી ગયો. બે નાનકડાં માંથાં લતામંડપની પાછળથી આગળ આવ્યાં. બે કાળા કેશકલાપ લીલાં પાતરાંમાં શોભી રહ્યાં. ચાર ભયવ્યાકુલ, રૂપાળી આંખો તેને જોઇ રહી.

આવી બે આંખો ગૌરીની હતી તે દુષ્ટ વિષ્ણુગુપ્ત ચોરી ગયો હતો.

"ભદ્રાક્ષનો આશ્રમ ક્યાં?"

એક છોકરીએ આંગળીવતી દિશા દેખાડી. જ્યાં સુધી વિષ્ણુગુપ્ત ભૂમિને ભારે મારતો હતો ત્યાં સુધી આવી રૂપાળી છોકરીઓ તેને અકારી લાગતી હતી. તે આગળ ગયો.

સુકુમાર અવાજે તપોવનની શાંતિનો ભંગ કરી રહ્યા.

अयं नपातमवसे नविताररमुपस्तुहि—

જે તરફથી અવાજ આવતો હતો તે તરફ તે ગયો તો ચારે તરફ નાની નાની અનેક ઝુંપડીઓ દેખાઇ. એક ઝુંપડી આગળ ઝાડ નીચે ૭ સાત શિષ્યો વેદોચ્ચાર કરતા હતા. તે આ કાલ જેવા આદમીને જોઇ એકદમ ગભરાઇ ગયા ને અટકયા. આ સૃષ્ટિમાં તે પોતેજ વિસંવાદરૂપ હતો.

"ભદ્રાક્ષ કયાં છે?" તેણે કચવાઇને પુછ્યું.

છોકરાઓ વિસ્મય પામ્યા. તેમનાં નિર્દોષ નયનો આ અપરિચિત પ્રશ્નથી પહોળાં થઇ ગયાં. એકથી બોલાઇ ગયું: "ભદ્રાક્ષ!"

"હા" સેનાજિતે દાંત પીસી કહ્યું.

એક છોકરાએ એક પગથી પહોળી થતી જતી હતી તે તરફ આંગળી કરી, ને સેનાજિત તે તરફ ગયો. છોકરીઓ, છોકરાઓ, મૃગ, પોપટ ને હંસ કયારે પુરાં થશે ને પેલો એનો વેરી કયારે દેખાશે?

તે પગથીએ થઇને ગયો એટલે વિશાલ વૃક્ષોથી વીંટાએલું વિશાલ ચોગાન આવ્યું. ઝાડો નીચે નાની મોટી અનેક નીચી ઝુંપડીઓ હતી. ત્યાં આગળ કોઇ બેઠું હતું. વચ્ચે મધ્યમાં એક મોટી વેદી કરેલી હતી. ત્યાં ત્રણેક શિષ્યો સમિધ ગોઠવતા હતા. એક તરફ દૃષદ્વતીનાં દર્શન થતાં હતાં. તેનો પ્રવાહ આ ચોગાનને સ્પર્શીને ધીમેધીમે વહી જતો હતો. બંને તીરે નાના, નીચા, પુષ્પભર છોડો પવનમાં નાચી રહ્યા હતા. પેલે તીરે એક બગલું બેઠું હતું. અહીંઆં મનુષ્ય, પશુ ને વનસ્પતિની જીવનચર્યા અપૂર્વતાની આહ્લાદક સ્વસ્થતા પામી રહ્યાં હતાં.

"ભદ્રાક્ષનો આશ્રમ આ?" કર્કશ અવાજે સેનાજિતે પુછ્યું. તે આ પ્રશ્ન પુછી પુછી કંટાળી ગયો હતો.

એક તપસ્વી ઉભો થયો. "હા. આપ કોણ છો?" શાંત અવાજ ને મર્યાદાશીલ પ્રશ્ને સેનાજિતને વધારે કચવ્યો. "ભદ્રાક્ષ કયાં છે?" તેણે તોછડાઇથી પુછ્યું. પેલા તપસ્વીએ પણ પ્રશ્નની અપરિચિતતાથી આંખો ફાડી, પણ "પધારો" કહી તે તેને એક ઝાડ તરફ લઇ ગયો. આવા અરણ્યમાં આ રમણીયતા, આ શાંતિ, આ સમય, આ વિનય તેના ક્રોધને ગુંગળાવી રહ્યાં. જેમ જેમ તેના ક્રોધને બહાર નીકળવાનો અવકાશ મળ્યો નહીં, તેમ તેમ અંદર ને અંદર તે ધુંધવાતોજ ગયો.

એક વૃદ્ધ વડ તરફ તે ગયા. તેના મોટા થાળા પર એક તરફ બે મુળીઆ વચ્ચે લાકડાં બાંધી પથારી જેવું કર્યું હતું. બીજી તરફ એક વૃદ્ધ પુરુષ મૃગચર્મ પર આંખો મીચી બેઠો હતો.

એ પુરુષ ઘણો વૃદ્ધ લાગતો હતો. તેની દાઢી ને જટા મોટાં ને સફેત હતાં. તેની આંખો ધાટીલી હતી. તેણે દર્ભનું વસ્ત્ર પહેર્યું હતું. ને પહોળું, સ્વચ્છ ને શ્વેત યજ્ઞોપવીત તેની ગૌરવર્ણી ડાબી ખાંધેથી, હિમાલય પરથી ગંગા ઉતરે તેમ, ઉતરી રહ્યું હતું. તેણે કપાલ પર ભસ્મનું ત્રિપુંડ્ર કર્યું હતું, અને હાથે ને છાતીએ ભસ્મ લગાડી હતી. આ વૃદ્ધ ને તેજસ્વી તપસ્વી આ પુનિત, પુરાણ ને સાત્વિક સ્થળની મૂર્તિસમા લાગતા હતા. તેના શાંત વ્યકિતત્વમાંથી શાંતિ ચારેતરફ પ્રસરી આખા અરણ્યને શાંતિમય બનાવતી લાગતી હતી. સેનાજિતને અત્યારે શાંતિ કે સાત્વિકતા કંઈ રુચે એમ નહોતું. આ ડોસા જેવો કોણ? એને કયાંક જોયો હતો એવો એને અસ્પષ્ટ વિચાર આવ્યો. ને પોતે આ વડની પાસે આવ્યો એટલે તેણે અધીરાઇથી પેલા તપસ્વીને પુછ્યું: "ભદ્રાક્ષ કયાં છે?" પેલા વૃદ્ધ તપસ્વીએ ધીમેથી આંખો ઉઘાડી, પ્રફુલ્લ કમલને જેની ઉપમા અપાય, એવાં વિશાલ નયનોનાં સૌમ્ય ને સ્નેહભર્યાં તેજનો પ્રવાહ તેના તરફ વહ્યો, અને પળ વારમાં તેને પખાળવા લાગ્યો. સેનાજિતે ભ્રૂભંગ કર્યો. પોતે આવા ઢોંગી-

ઓને ઓળખતો હતો. એ કેં પલળે એવો હતો ?

"કયા ભદ્રાક્ષનું કામ છે ?" વૃદ્ધ પુરુષ જરાક હસ્યા. એ હાસ્ય મહાનને પણ મહાત કરે એવું હતું. ક્ષોભથી અકળાતો સેનાજિત વધારે તોછડો થયો: "ભદ્રાક્ષ—જેનો આ આશ્રમ છે તે. જેને ત્યાં આંબિકુમાર આવ્યા છે તે."

વૃદ્ધ પુરુષ ફરીથી હસ્યા. તેની આંખોમાં મમતાજ હતી અને પોતે આ મમતાથી પળેપળ શૈશવની અલ્પતામાં સરકતો હતો. એક વૃદ્ધ મૃગ આવી કુતૂહલ દર્શાવતો ઉભો. તેને પેલા વૃદ્ધે પંપાળવા માંડ્યો.

"જરા શાંત પડો" તેણે હેતભર્યા અવાજે કહ્યું.

"ભદ્રા—' સેનાજિત ક્રોધમાં મોટે અવાજે બોલવા ગયો, અને પાસેની પગથી પરથી કેટલાંક માણસો આ તરફ આવતાં તેણે જોયાં. તે ચમક્યો. ને બોલતો અટકી પડ્યો. ક્ષોભમાં તેણે લગામ ખેંચી હોવાથી ઘોડો ઉભો થઈ ગયો...

પગથી પરથી પહેલો, યજ્ઞોપવીત, દર્ભનું વસ્ત્ર, ને ભસ્મમાં સુશોભિત, પેલા તેજસ્વી વૃદ્ધની યુવાવસ્થાની છબી સરખો, પ્રમંડક આવ્યો. પછી આંબિકુમાર, શસ્ત્ર વિનાનો, એક માત્ર પીતાંબરમાં, ઉઘાડે પગે, ભસ્મથી આચ્છાદિત; પછી સુમોહા મહાદેવી, ભસ્મ માત્રથીજ અલંકૃત, એક વલ્કલમાં; પછી શેષ, માત્ર દર્ભના વસ્ત્રમાં; પછી અનેક દાસીઓ અને તક્ષશિલાના ને શુદ્રક માલ્લવોના ઘોડાઓ, એવાજ સૌમ્ય સ્વરૂપમાં; બધા સાદા ને અલંકાર વિનાના, ને ભસ્મે આચ્છાદિત—ધન, વૈભવ ને શક્તિના કૃત્રિમ આડંબર વીહોણાં, નૈમિષારણ્યની નિર્મલતા પ્રાપ્ત કરી પુનર્જીવન પામેલાં નરનારીઓ.

સેનાજિત ધ્રુજ્યો. આ બધા દેખતાં પોતે ઘોડા પર, બખ્તરમાં શસ્ત્ર સાથે, ક્રોધાવિષ્ટ સ્વરૂપમાં, અધીરો, તોછડો, વિનયહીણો! આ આખી સૃષ્ટિમાં પોતે એક કલંક રૂપ–પાપરૂપ !

આ બધાં આવ્યાં ને પેલા વૃદ્ધને લાંબા થઈ પગે લાગ્યાં. વૃદ્ધે હાથ લંબાવ્યાઃ "વત્સો ! આયુષ્યમાન્ થાઓ."

મહાદેવી જેને પ્રણિપાત કરે તેને એણે કેવી રીતે બોલાવ્યા હતા ? તે ગળગળો થઈ ગયો. શરમને લીધે તેને પરસેવાના રેલા નીકળ્યા.

વૃદ્ધ પુરુષ આશીર્વાદ આપી તેના તરફ ફર્યા ને મમતાથી કહ્યું: " વત્સ ભદ્રાક્ષની ખબર પુછે છે ? આશ્વલાયનનો વંશજ ભદ્રાક્ષ તે હુંજ. "

સેનાજિતને જીભ કરડવાનું મન થયું. તેના રોમેરોમ શરમથી, આત્મતિરસ્કારથી ઉભાં થઈ ગયાં. તે ઘોડા પરથી ઉતર્યો, શસ્ત્ર ફેંકી દીધાં. " આચાર્ય ! ક્ષમા કરો ! "

મહાદેવીએ જરાક અધીરાઈથી, તિરસ્કારથી તેના તરફ જોયું. તે હવે અંતઃપુરના કારાવાસમાં નહોતી. " ભગવાન ! કૃપા કરો ને અમને તીર્થો બતાવો. "

" વત્સે ! રાજી થા " કહી કુલપતિ ભદ્રાક્ષ આશ્વલાયન ઉઠ્યા.

સેનાજિત અલ્પતાનો કડવામાં કડવો આસ્વાદ ચાખી રહ્યો. તેનું બખ્તર તેને કચરી નાખતું હતું. " વત્સ ! " કુલપતિ તેમના તરફ ફર્યા. " જા, તું અને તારા મિત્રો શસ્ત્રકવચ ઉતારી સ્વસ્થ થાઓ. અને અમે વ્યાસતીર્થે જઈએ છીએ ત્યાં આવી પહોંચો. પ્રમંડક તમારી પરિચર્યા કરશે. "

તે બાઘો બની ઉભો રહ્યો, ને કુલપતિ મહાદેવી વગેરેને લઈ ધીમે ધીમે ચાલી ગયા. બધા ચાલી ગયા પછી તે પ્રમંડકની સાથે એક ઝુંપડી તરફ ગયો. શસ્ત્રકવચ કાઢ્યાં ને વ્યાસતીર્થ જવા તૈયાર થયો. "આચાર્ય વિષ્ણુગુપ્ત ક્યાં છે ? તે કેં દેખાયા નહીં ?" ઘણા વખત

જ્યાં જીભ પર આવી રહેલો પ્રશ્ન તેણે પુછયો.

"આચાર્ય મુનિ ઉદ્દાલકને આશ્રમે ગયા છે."

"તે વળી કેટલેક દૂર છે?"

"બે એક યોજન હશે."

સેનાજિતના મનમાં આનંદ થયો. વિષ્ણુગુપ્તને અહીંઆં સ્પર્શવો અઘરો પડે. પણ બે યોજનના એકાંતમાં શું એ થાય! તે બંને ઝપાટાબંધ વ્યાસતીર્થ ગયા, વ્યાસતીર્થ આગળ દૃપદ્વતી વિસ્તાર પામી, ધીમે ધીમે વહી જતી હતી. બંને તીરે ઝાડો નીચાં નમી પોતાનું સૌંદર્ય તેના નિર્મલ જલમાં જોઇ રહ્યાં હતાં. ઠેકઠેકાણે સારસ અને હંસો તરતાં હતાં. સામે તીરે વિભૂતિનો ડુંગર હતો. ઓવારા પર વરુણનું મંદિર હતું. આ ધર્માત્માઓના ટોળામાં વખત કેમ નીકળશે તેનો વિચાર કરતો, વિષ્ણુગુપ્તને મળતાં થતા વિલંબથી અકળાતો સેનાજિત કુલપતિની વાતો સાંભળી રહ્યો.

"અહીંઆં ભગવાન વેદવ્યાસે વર્ષોની તપશ્ચર્યા કરી ત્રણે વેદ અને ઇતિહાસનો ઉદ્ધાર કર્યો." કુલપતિ કહેતા હતા. સેનાજિત હસ્યો. આ હજુ જુની કથા પાછળ જીવન બગાડતા હતા. એ મૂર્ખાઓને ભાન નહોતું કે મગધને સિંહાસને વેદોનો વિનાશક મહાપદ્મ નંદનો પુત્ર રાજ્ય કરતો હતો, અને પોતે, તેનો અધ્યક્ષ ધારે તો આખા અરણ્યને સળગાવી દે એમ હતો!

"અહીં તો કેટકેટલા મહાત્માઓ તરી ગયા!" શેષે પૂજ્યભાવથી કહ્યું.

"આ પુણ્યોદકે કોને નથી તાર્યા? ...કહેવાય છે કે પૂર્વે ચક્રવર્તી માંધાતા અને બ્રહ્મર્ષિ વસિષ્ઠ, રાજા સગર અને મહર્ષિ ઔર્વ, પૃથ્વીપતિ પ્રતીપ અને પુરોહિત સોમદેવ અહીંઆં સ્નાન કરી સદ્ગતિ પામ્યા હતા. જ્યારે ભગવાન વેદવ્યાસ આ અરણ્યમાં તપશ્ચર્યા કરતા હતા ત્યારે હે વત્સ! તે અહીંઆં સ્નાન કરી પાવન થયા હતા. અને તપસ્વીમાં શ્રેષ્ઠ, શાંતનુના પુત્ર દેવવ્રત ભીષ્મ દાન ને વીરતામાં અદ્વિતીય એવા કુન્તીપુત્ર કર્ણ, અને ભગવાન પારાશરે જેને સ્વહસ્તે અર્ઘ્ય આપ્યો હતો, એવા નરોમાં ઉત્તમ કૃષ્ણ વાસુદેવ—"

"ખોટાં, નકામાં નામો." સેનાજિત બબડયો.

"—હું ભગવાન વ્યાસ કેવા હતા તેની કલ્પના કરું છું ત્યારે મને તો તમે યાદ આવો છો." શેષે કહ્યું.

"વત્સ! આજકાલના ઘણા એમ કહે છે, પણ કયાં સ્વયંભૂ સૂર્ય અને કયાં તેના તેજથી ચમકતો સ્ફટિક! જેવા હું એમને કલ્પું છું એવા તમે કલ્પી શકો એમ નથી."

"એવા તે ભગવાન કેવા હશે?" મહાદેવીએ પુછ્યું. પાટલિપુત્રના અંતઃપુરમાં ભ્રષ્ટ થએલો પૂજ્યભાવ તે વિશુદ્ધ કરવા પ્રયત્ન કરતી હતી. સેનાજિતને મનમાં હસવું આવ્યું. નરેંદ્રદેવનાં આ મહાદેવી આવા નિર્માલ્ય સવાલો પુછતી હતી! અને પોતે, જેના શબ્દોથી મહાદેવી કાંપતી, તે આમ બાપડો બીચારો થઇ ઉભો રહ્યો હતો!

"વત્સે! મારી કલ્પના મારા પિતામહની વાતો પર રચાઇ છે." સુંદર વાર્ધકયમાં મોહક લાગતા કુલપતિએ કહ્યું. "આ યુગના નાના જીવોને—આપણને ભગવાનનો શો ખ્યાલ આવે? ઇતિહાસ ભ્રષ્ટ થયો હતો, વેદ વીસરાઇ ગયા હતા, વિદ્યાઓ અધમને હાથે ચઢી હતી ત્યારે સત્યવતીના એ સર્વદર્શી પુત્રે ભરજુવાનીમાં અહીંઆં—આ વરુણદેવનું મંદિર છે ત્યાં—તપશ્ચર્યા આદરી. ઘણી વખત જ્યારે હું અહીંઆં એકલો બેસું છું ત્યારે તે હતા એવા મને દેખાય છે.

ફળમૂલ પર રહેતા, ભૂમિ પર સૂતા, વર્ષોનાં વર્ષો સુધી એકાગ્રચિત્તે સર્વ વિદ્યાઓનું ધ્યાન કરતાં એ કૃષ્ણ દ્વૈપાયનને, અહીંઆં વિદ્યા ને વાચાનું ઐશ્વર્ય હાથ લાગ્યું. તેના પ્રુલ્લારવિંદ જેવા નેત્ર આગળ સકળ સૃષ્ટિ શબ્દરૂપે ને શબ્દ-સામર્થ્ય પ્રણવરૂપે પ્રગટયાં. અનેક વર્ષ તપશ્ચર્યા આદરતાં એને શબ્દબ્રહ્મનો સાક્ષાત્કાર થયો. ભગવાન પોતે પાર્થિવતા ત્યાગી શબ્દની મૂર્તિ થયા, સર્વવ્યાપી, સર્વશક્તિમાન, સનાતન શબ્દના અવતારરૂપે એ મહાત્મા સંચરવા લાગ્યા, ત્યારથી આ નૈમિષારણ્ય શબ્દનું વિશુદ્ધ સામર્થ્ય સાચવવાનો કોશાગાર બન્યું." વૃધ્ધ કુલપતિનો મીઠો ને શાંત અવાજ બધાનાં હૃદયમાં પૂજ્યભાવ પ્રેરી રહ્યો. પોતાની પ્રિય કલ્પના વીશે બોલતાં કુલપતિ સંયમ રાખી શકયા નહીં.

"વત્સો" તેમણે આગળ ચલાવ્યું; "મત્સ્ય-ગંધાના પુત્ર દ્વૈપાયનને મુનિ પરાશર અહીંઆં લઇ આવ્યા, અને તેણે તપશ્ચર્યાનો પ્રારંભ કર્યો, ત્યાર પછી ધરા કેટલીએ વાર ડોલી. યાદવો નાઠા, જરાસંધ પડયો, કુરુક્ષેત્રે ભારત સમાપ્ત થયું. યાદવાસ્થલીમાં વાસુદેવે વૈકુંઠગમન કર્યું! પછી પરીક્ષિતે સાર્વભૌમ થઇ અહીંઆં યજ્ઞ કર્યો ત્યાં સુધી એ મહાવરાહે જ્ઞાનસૃષ્ટિને ઉધ્ધારી. અને ત્યારે વિદ્યાઓ અધિકારીઓને વરી, ઇતિહાસ પૂર્વજોનાં સ્મરણો હતો તે અનુ-જોની સમૃદ્ધિ થયો, અને વેદો—દ્રષ્ટાઓએ પ્રથમ જોયા હતા તેવા-દૈવી અપૂર્વતામાં સનાતનતા પામી દ્વિજત્વ પામ્યા" કુલપતિએ હસીને નીસાસો મુકયો. "કલિયુગ પેઠો ત્યારે પૂર્વયુગોના સત્વ સરખા વ્યાસ ભગવાન અહીંઆં દશ સહસ્ર શિષ્યો સમેત તપશ્ચર્યા આદરતા હતા."

"બહુ વર્ષ જીવ્યા!" મહાદેવીએ કહ્યું.

"કાલ પોતે એમનું પૂજન કરવા થંભી ગયો હતો." કુલપતિએ કહ્યું.

"ત્યારે આ અરણ્યની શી ખુબી હશે?" શેષે કહ્યું.

"વત્સ! એમના છત્ર નીચે તપશ્ચર્યા આદર-તા હતા વિશ્વમનસના શિષ્ય, કુલપતિ ઉદ્દાલક, પથિતના શિષ્ય, કુલપતિ વિદર્ભી કૌડિન્ય; કુલપતિ દેવપ શૌનક ને કુલપતિ કવશના પુત્ર મહર્ષિ તુરકાવશેયઃ એવા મહર્ષિઓ કે જેના શબ્દો સંજીવની સમા હતા, જેની દૃષ્ટિ ત્રિકાળને પેખતી, જેની તપશ્ચર્યા ધરાને ધારતી, જેના સંસ્કારે નૈમિષારણ્ય બ્રહ્માંડનું કેંદ્ર બન્યું હતું. અહીંઆંથી વત્સો! ધર્મનો સ્રોત પ્રગટતો, ને નીચે વહેતો વહેતો, રાજત્વને નિર્મલ કરતો, લોકસંગ્રહને મોક્ષમાર્ગ બતાવતો, બધાને ઇંદ્રિયજય સરળ કરી આપતો, આર્યાવર્તને દેવભૂમિથી ઉર્દ્વલ ને પિતૃલોકથી નિર્મલ બનાવતો."

અને કુલપતિ પાછા હસ્યા. બધાએ ઉંડો શ્વાસ લીધો. આ વૃદ્ધ ઋષિના શબ્દવિમાને બેસી બધાના આત્મા ભૂતકાલમાં વિહરતા હતા. અને અણકલ્પેલી સૃષ્ટિની સમૃદ્ધિ જોઇ બધાનાં હૈયાં વિશુદ્ધ અને પૂજ્યભાવભીનાં થતાં હતાં.

સેનાજિતના હૃદયમાં કંઇ ફેરફાર થયો. આ વૃદ્ધ પુરુષમાં, આ વ્યાસતીર્થમાં, આ નૈમિષારણ્ય-માં રહસ્યો હતાં તે તેને પહેલી વાર દેખાયાં. તેનાં રોમ ઉભાં થયાં. પણ પાછું તેને હસવું આવ્યું. નૈમિષારણ્ય પહેલાં ગમે તે હોય; અત્યારે નરેંદ્રના પ્રતાપથી નાસી છુટેલાઓનો વાસ હતો! ને આ બધાએ શું કર્યું ? મહાપદ્મ એક રાજ્યકાલમાં બધું ઉખેડી નાખ્યું. પણ મહાદેવીના પ્રશ્ને તેની વિચારમાલા તોડી—તે તેનાજ હૃદયના ભાવો દર્શાવતી હતી.

"પણ ભગવાન્!" સુમોહાએ કટાક્ષથી કહ્યું; "ત્યારે નરેંદ્ર મહાપદ્મ નંદનો જન્મ નહોતો થયો. તે કલિનો સંચાર નહોતો થયો. આજે

તો આ અમારા એક અધ્યક્ષની સ્વેચ્છા આગળ આ આખા અરણ્યનો હીસાબ નથી." કુલપતિ હસ્યા—જેમ સેનાજિત તરફ પહેલાં હસ્યા હતા તેમ–મમતાથી. "વત્સે! મહર્ષિઓ અહીંઆં વ્યર્થ જીવ્યા નથી. તેમની ભસ્મ હજી આ ભૂમિમાં પડી છે. તેમના શબ્દો આ વૃક્ષોએ સાચવી રાખ્યા છે. તેમની તપશ્ચર્યાની પ્રેરણા અમારાં જીવન ઘડે છે. મહાપદ્મો નૈમિષારણ્ય નહીં વિસરાવી શકે. નૈમિષારણ્ય મહાપદ્મોને વીસરાવશે. 'સર્વભૂમિ' થવા ઇચ્છતા જનમેજય પારીક્ષિતનું દષ્ટાંત ક્યાં નથી?"

"એ શું છે?" આંભિએ પુછ્યું.

"આ પેલો વિભૂતિનો ડુંગર જોયો?" કુલપતિએ સામે તીરે આવેલો ડુંગર બતાવ્યો. "એનું નામ સત્રશૃંગ. એનીએ કથા છે."

"શી?" મહાદેવીએ પુછ્યું.

"પાર્થના પૌત્ર પરીક્ષિતની કથા તો જાણો છોને? પેલે તીરે, આ શૃંગ છે ત્યાં, પારાશરની કૃપાના આકાંક્ષી એ કૌરવ્યે પહેલો સત્ર કર્યો. એને અથર્વણો તેને મૃત્યોથી પર એવો દેવ લેખે છે. પછી તેના પુત્ર જનમેજયે સમંત પૃથ્વીને જીતી અહીંઆં અશ્વમેધ કર્યો. કુલપતિ ઇંદ્રોત દૈવાપ શૌનક જેવા મહર્ષિએ ઐંદ્રમહાભિષેકે તેને દુર્જેય કર્યો, ત્યારે તે બોલ્યોઃ "મને દિવ્ય કે માનુષ્ય બાણો પહોંચતાં નથી. હું સર્વ આયુ જીવીશ. હું સર્વ ભૂમિનો ધણી થઇશ."

"પછી?"

"હે વત્સો! મહર્ષિઓના તપના પ્રભાવથી રક્ષિત પરીક્ષિતે પૃથ્વી જીતી અને પાછો અહીંઆં-જ બીજો અશ્વમેધ કર્યો. ત્યારે વિજયમદમાં મસ્ત જનમેજયના ગર્વની સીમા રહી નહીં. એને લાગ્યું કે એની કૃપા પર નૈમિષારણ્યનો પ્રભાવ અવલંબે છે. એણે તપસ્વીઓને તિરસ્કાર્યા, વિદ્યાની વિડંબના કરી, ધર્મને પગની ધુળ ગણી. આંભિકુમાર! સામાન્યો ને સંયમની જરુર છે તેથી વધારે જરુર રાજાઓને છે. આખરે પોતાના ગર્વના ભારથી તે મુઓ અને અહીંઆં આ સત્રશૃંગે, અશ્વમેધની પવિત્ર ભૂમિ પર કુલપતિ દ્રુતિ ઐંદ્રોતે તેના પુત્ર શતાનિકને પૃથ્વીનો પતિ કર્યો. વત્સે! નંદોનું તપ તપે ત્યાં સુધી ઠીક છે; પણ વિદ્યાવીહોણું રાજતંત્ર સદાએ ચંચળ છે."

"ભગવાન્! આવું પાટલિપુત્રમાં કૈં સંભળાવતા જાઓ તો સારું, કે કૈં અમારો ઉદ્ધાર થાય."

કુલપતિ હસીને ફર્યા. "વત્સે! ગમે તે મુખે, ગમે ત્યાં, જ્યાં વિદ્યા ઉચ્ચારાય ત્યાં નૈમિષારણ્ય બોલે છે. અહીં જે શબ્દ પ્રગટે છે તેજ શક્તિ પામે છે. જે જ્ઞાન પ્રગટે છે તેજ શાંતિ અપાવે છે, કારણ કે જેને અહીંની તપોમયતા સ્પર્શે છે તેજ સનાતન બને છે. હવે મોડું થાય છે, તમે નાહી લો."

અને જેવો સેનાજિત નહાવા પેઠો, જેવાં દૃષદ્વતીનાં નીર તેને સ્પર્શી આગળ વહેવાં માંડ્યાં, તેવા તેને પાટલિપુત્રના સંસ્કારો જાણે છોડી વહી જતા લાગ્યા; અને જ્યારે તેની નજર ઓવારા પર ઉભા ઉભા હાસ્યથી શાંતિ ને સદ્ભાવ પ્રસારતા કુલપતિ પર પડી, ત્યારે પોતાની અધમના હાથમાંથી સરી જતી તેને દેખાઇ. તરત તેની કર્તવ્યપરાયણતા પિતતુલ્ય હિરણ્યગુપ્ત, ગૌરીને ચોરી જતો, તેની વિડંબના કરાવનો, દુષ્ટ વિષ્ણુગુપ્ત સ્મર્યો. તેણે સંકલ્પ કર્યો કે જરા પણ નિર્બલતા હૃદયમાં પેસવા દેવી નહીં, અને, કોઇ પણ પ્રકારે વિષ્ણુગુપ્તને શોધી, તેને મારી નાખવો. પાટલિપુત્રજ તેનું હતું, તે પાટલિપુત્રનો હતો અને નૈમિષારણ્ય ને તેના વાસીઓ તેની સૃષ્ટિનાં કલંક હતાં.

[ આ વાર્તાનો વિશેષ રસિક ભાગ આવતા અંકે. ]

વિભાગ ૧

# ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળ

## કાર્યવાહક સમિતિ

ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળની કાર્યવાહક સમિતિની એક સભા તા. ૨૪-૬-૨૮ ને રવિવારે સવારે સાડા આઠ વાગે મુંબાઇમાં રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને ત્યાં મળી હતી. તે વખતે નીચેના સભ્યો હાજર હતાઃ—

| | |
|---|---|
| રા. કૃષ્ણલાલ ઝવેરી | રા. ચંદ્રશંકર પંડ્યા |
| ,, મનહરરામ મહેતા | ,, મોતીચંદ કાપડિયા |
| ,, ભરતરામ મહેતા | ,, વ્યોમેશચંદ્ર પાઠકજી |

શરૂઆતમાં રા. મનહરરામે ગઇ કાર્યવાહક સમિતિની સભાનો અહેવાલ વાંચી સંભળાવ્યો હતો અને તે મંજુર રાખવામાં આવ્યો હતો.

ત્યાર બાદ નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતાઃ—

( ૧ ) મધ્યસ્થ સભા આગળ રજુ કરવાનો કાર્યવાહક સમિતિનો અહેવાલ (પરિશિષ્ટ અ) તથા મંડળનો હિસાબ (પરિશિષ્ટ આ ) તથા અંદાજપત્ર ( પરિશિષ્ટ ઇ ) તેમ જ સામાન્ય સભા આગળ રજુ કરવાનો મધ્યસ્થ સભાનો અહેવાલ ( પરિશિષ્ટ ઉ ) સંભળાવ્યા તે મંજુર કરવામાં આવે છે.

( ૨ ) ગામડાંમાં વાંચનાલય ખોલવાને માટે વાર્ષિક રૂપિયા ૫૦૦ ની મદદ માટે રા. મોતીભાઇ અમીન તરફથી આવેલા પત્રના ઉત્તરમાં એમને જણાવવું કે મંડળની આર્થિક સ્થિતિ જોતાં કાંઇ મદદ થઇ શકે એમ નથી.

( ૩ ) રા. ચતુરભાઇ પુરુષોત્તમદાસ પટેલના, પાઠ્ય પુસ્તક ચોથાના પદ્યવિભાગની "નોટ્સ" લખવાની પરવાનગી માટેના પત્રના ઉત્તરમાં જણાવવું કે મૂળ ( ટેક્સ્ટ ) સિવાય માત્ર "નોટ્સ" પ્રસિદ્ધ કરવાની એમને પરવાનગી આપવામાં આવે છે.

( ૪ ) પરિષદ ભંડોળ કમિટીવાળાં પુસ્તકોના સ્ટોક બાબત રા. હીરાલાલ પારેખના પત્રના સંબંધમાં મંડળના મંત્રીઓને ૫૦ ટકા સુધીના કમિશનથી બુકસેલરને આખો સ્ટોક વેચી દેવાની પરવાનગી આપવામાં આવે છે.

( ૫ ) ક્રમિક પાઠ્ય પુસ્તક નં. ૪ ના પદ્યવિભાગની નકલ વડોદરાના રા. કુલીનચંદ્ર દેસાઇ તથા ઘનસ્યામ મહેતા તરફથી, મંડળની પરવાનગી વિના, પ્રસિદ્ધ કરવામાં આવ્યાનું જાણી આ સમિતિ દિલગીરી જાહેર કરે છે, અને એ બાબતમાં બ્રિટિશ હિંદુસ્તાનમાંના બુકસેલરોને નોટિસ આપવાનું કાર્ય મંડળના સોલીસિટર તરીકે રા. મોતીચંદ કાપડિયાને સોંપવામાં આવે છે. ઉપરાંત

એ બાબતમાં સઘળાં યોગ્ય પગલાં લેવાનો તેમ જ રા. કોઠારી જે પગલાં લે તેને સલાહ, સાબીતી વગેરે સંબંધી મદદ કરવાનો રા. મોતીચંદ કાપડિયા તથા રા. મનહરરામ મહેતાને અધિકાર આપવામાં આવે છે.

(૬) શ્રીયુત કાંટાવાળા ટ્રસ્ટ ફંડને અંગે પ્રસિદ્ધ કરવાનાં પુસ્તકો સંબંધી વિષય પસંદ કરી તે બાબત રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાની સૂચના મંગાવવી.

## પરિશિષ્ટ અ

### કાર્યવાહક સમિતિનો અહેવાલ.

ગઇ તા. ૧૮–૯–૨૭ ને રોજ મળેલી મધ્યસ્થ સભા સન્મુખ તે તારીખ સુધીનો અહેવાલ રજુ કરવામાં આવ્યો હતો. ત્યાર પછી આ સમિતિએ અત્યાર સુધીમાં જે કાંઇ પ્રવૃત્તિ કરી છે તેનો વિગતવાર અહેવાલ સામાન્ય સભા આગળ રજુ કરવાના મધ્યસ્થ સભાના અહેવાલમાં આવી જાય છે એટલે તે વાંચવામાં આવતાં આપને સર્વ હકીકત વિદિત થશે.

રીતસર તપાસાવેલો હિસાબ અંદાજપત્ર તથા સામાન્ય સભા આગળ રજુ કરવાનો મધ્યસ્થ સભાનો અહેવાલ આ સાથે આપની સન્મુખ મુકવામાં આવે છે.

## પરિશિષ્ટ આ

### ૧૯૨૭–૨૮ નો આવકજાવકનો હિસાબ

| | | | |
|---|---|---|---|
| ૩– ૦–૦ | સામાન્ય સભાસદ ફી ૧૯૨૬–૨૭ | ૧૫૬– ૧–૯ | ખર્ચ ખાતે ઉધાર. |
| ૫૭– ૦–૮ | સામાન્ય સભાસદ ફી ૧૯૨૭–૨૮ | ૮૩૯–૧૨–૦ | ઇંપીરિયલ બેંક ચાલુ ખાતે |
| ૧૦– ૦–૦ | સંસ્થા સભાસદ ફી ૧૯૨૭ ૨૮ | ૪૫૦– ૦–૦ | સાહિત્યપ્રકાશન ખાતે 'વિજ્ઞાનવિનોદ'ની છપાઇના. |
| ૧૪૭૦– ૫–૦ | ઇંપીરિયલ બેંક સેવીંગ બેંક એકાઉંટ. | ૩૫૦૦– ૦–૦ | શ્રી ગળિયારા ઇનામ ખાતે. |
| ૬૮૦–૧૧–૦ | કાંટાવાળા ટ્રસ્ટ ફંડ ખાતે વ્યાજ | ૯– ૦–૦ | છપામણી ખર્ચ ખાતે. |
| ૧૯– ૨–૦ | વ્યાજ ખાતે જમે | | |
| ૨૫૦૦– ૦–૦ | શ્રી ગળિયારા ઇનામ ફંડના આવ્યા | ૪૯૫૪–૧૩–૯ | |
| ૪–૧૧–૯ | શ્રી મનહરરામ મહેતા ખાતે જમે | | |
| ૧૦– ૦–૦ | પત્રિકા લવાજમ પ્રથમ વર્ષના. | | |
| ૪૯૫૪–૧૩–૯ | | | |

(સહી.) મોતીચંદ કાપડિયા
ઑન. ખજાનચી.

(સહી) મનહરરામ મહેતા,
મંત્રી.

We have examined the above statement of account and hereby certify the same to be correct.

(Sd.) R. C. MEHTA & Co.,
Incorporated Accountants
and Auditors.

# પરિશિષ્ટ ૬

## અંદાજપત્ર

| આવક | | ખર્ચ | |
|---|---|---|---|
| ૨૦૦– ૦–૦ | સભાસદોની ફીના. | ૫૦૦–૦–૦ | કાર્યવાહક સમિતિના તા. ૧૨–૧૦–૨૬ ના ઠરાવ ૧૨ ની રૂએ દિ. બ. કેશવલાલ ધ્રુવને અપભ્રંશનું વ્યાકરણ અને શબ્દકોશ તૈયાર કરવા સારૂ. |
| ૭૯– ૮–૦ | રૂ.૨૦૦૦ નાં ડીબેંચરોનું વ્યાજ. | ૩૦૦–૦–૦ | કાર્યવાહક સમિતિના તા. ૩૧–૧૦–૨૬ ના ઠરાવ ૧ ની રૂએ રા. શંકરપ્રસાદ રાવળને હસ્તલિખિત પ્રતોની યાદી તૈયાર કરવા સારૂ. |
| ૧૧૫૨– ૪–૩ | ગયા વર્ષની બાકી. | ૨૦૦–૦–૦ | કાર્યવાહક સમિતિના તા. ૨૫-૧૨–૨૬ ના ઠરાવ ૨ અ, આની રૂએ પાઠ્ય પુસ્તકો સારૂ. |
| | | ૭૫૦–૦–૦ | કાર્યવાહક સમિતિના તા. ૨૫-૧૨–૨૬ ના ઠરાવ ૬ ની રૂએ ભાલણની કૃતિઓ તથા પ્રેમાનંદની કૃતિઓ પ્રસિદ્ધ કરવા સારૂ. |
| | | ૧૫૦–૦–૦ | ટપાલ ખરચ, છપામણી ખરચ, મુસાફરી વગેરે પરચુરણ ખરચ સારૂ. |
| ૧૪૩૧–૧૨–૩ | | ૧૯૦૦–૦–૦ | |

## પરિશિષ્ટ ૩

### તા. ૧ લી એપ્રિલ ૧૯૨૭ થી તા. ૩૧ મી માર્ચ ૧૯૨૮ સુધીની મંડળની પ્રવૃત્તિનો અહેવાલ.

૧ આ મંડળના સભાસદોની સંખ્યા ૧૦૨ ની છે. તેમાં ૩ ગત પરિષદના પ્રમુખો, ૧૦ સન્માન્ય સભાસદો, ૫ આશ્રયદાતાઓ, ૩૧ આજીવન સભાસદો, ૫૨ સામાન્ય સભાસદો અને ૧ સંસ્થા સભાસદ છે.

૨ વર્ષ દરમિયાન મધ્યસ્થ સભાની એક બેઠક તા. ૧૮-૯-૨૭ ને રોજ થઇ હતી અને કાર્યવાહક સમિતિની બે બેઠકો થઇ હતી. સમિતિએ કેટલાએક ઠરાવો પરિપત્રદ્વારા કર્યા હતા.

૩ પ્રાચીન ગુજરાતી શિષ્ટ સાહિત્યના પ્રકાશનના સંબંધમાં આપને જાણીને આનંદ થશે કે દિ. બ. કેશવલાલ ધ્રુવે ભાલણની કાદંબરીનો પહેલો વિભાગ બીજી આવૃત્તિને માટે અને બીજો વિભાગ પ્રથમ આવૃત્તિને માટે તૈયાર કરી મંડળને સોંપ્યા છે અને તેના પ્રકાશનાર્થે આ સમિતિ ગોઠવણ કરી રહી છે.

૪ ક્રમિક શિષ્ટસાહિત્યમાળાના સંબંધમાં આપને જાણીને આનંદ થશે કે પુસ્તક ચોથાનો પદ્યવિભાગ મુંબાઇ યુનિવર્સિટીએ સ્કુલ લીવીંગ સર્ટીફિકેટ પરીક્ષાને માટે નિર્માણ કર્યો છે. આ પુસ્તક માટે પસંદ કરેલી કૃતિઓમાંથી નમૂના પસંદ કરવાનું કામ રા. હીરાલાલ પારેખે કર્યું છે. તે ઉપરાંત રા. મંજુલાલ મજમુદાર, ગજેંદ્રશંકર પંડયા, જ્યોતીંદ્ર દવે અને શંકરપ્રસાદ રાવળે આ વિભાગની બાબતમાં બહુ કિંમતી મદદ કરી છે. આ પ્રસંગે એમનો ઉપકાર માનવામાં આવે છે.

પણ આ વિભાગના સંબંધમાં એક વાત જાહેર કરતાં બહુ ખેદ થાય છે કે બે કેળવાએલા ગુર્જર ગૃહસ્થોએ મંડળની પરવાનગી સિવાય આ વિભાગની નકલ છપાવી પ્રગટ કરી છે. એ બાબતમાં યોગ્ય પગલાં ભરવાની તજવીજ કાર્યવાહક સમિતિ કરી રહી છે અને ભવિષ્યને માટે આ સમિતિ આશા રાખે છે કે આપણો સુશિક્ષિત વર્ગ સ્વાર્થને પરિષદ મંડળ જેવી એક સાર્વજનિક સંસ્થાના હિત કરતાં ગૌણ ગણશે.

આ ચોથા પુસ્તકનો ગદ્યવિભાગ રા. પારેખ તૈયાર કરી રહ્યા છે; અને પ્રો. જયેંદ્રરાય દૂરકાળ, પ્રો. રમણલાલ યાજ્ઞિક અને રા. શંકરપ્રસાદ રાવળ એમણે પોતપોતાનાં પુસ્તકો લગભગ તૈયાર કરી દીધાં છે.

૫ પરિષદ મંડળ પત્રિકા પ્રસિદ્ધ કરવાનું કામ ચાલે છે. ગઇ સાલના ત્રણ અંક પ્રસિદ્ધ થઇ ગયા છે. ઉપરાંત ચાલુ સાલનો એપ્રિલનો અંક પણ પ્રસિદ્ધ થઇ ચૂકયો છે અને જુલાઇનો અંક વખતસર પ્રસિદ્ધ કરવામાં આવશે.

૬ ગુજરાત વ. સોસાયટીનાં હસ્તલિખિત પુસ્તકોની યાદી જે રા. શંકરપ્રસાદ રાવળને સોંપવામાં આવતાં એમણે તૈયાર કરી હતી તે પ્રસિદ્ધ કરવાની ગોઠવણ સદરહુ સોસાયટી કરી રહી છે.

૭ શ્રીયુત સી. વી. ગળિયારાએ ગઇ સાલ રૂ. ૫૦૦૦ ઇનામોને માટે આપ્યા હતા તેમાંથી રૂ. ૧૦૦૦ આપવાના બાકી રહ્યા હતા. એમાંના રૂ. ૫૦૦ જે શ્રીયુત ધર્માનંદ કોસંબીને આપવાના હતા તે અપાઇ ગયા છે અને રૂ. ૫૦૦ જે શ્રીયુત કવિ નાનાલાલને આપવાના હતા તે શ્રીયુત કવિએ લેવાની ના પાડતાં દિ. બ. કેશવલાલ ધ્રુવને આપવામાં આવ્યા છે.

૮ શ્રીયુત સી. વી. ગળિયારાએ વળી પાછા રૂ. ૨૫૦૦ નીચે જણાવેલી વિગતે આપવા ચાલુ સાલમાં માગણી કરી હતી. તેનો સમિતિએ સાભાર સ્વીકાર કર્યો હતો અને તે રૂપિયા પણ તે તે ધણીઓને અપાઇ ગયા છે.

૧ રૂ. ૫૦૦ રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાને દેશ અને સમાજ હિતના સરળ લેખો માટે.

૨ રૂ. ૫૦૦ શ્રી. ગિજુભાઇ અને તારાબ્હેનને "શિક્ષણપત્રિકા" કાઢવા માટે.

૩ રૂ. ૫૦૦ શ્રી. અમૃતલાલ શેઠને "સૌરાષ્ટ્ર"ના લેખો માટે.

૪ રૂ. ૫૦૦ શ્રી. રવિશંકર રાવળને "કુમાર"ના પ્રથમ વર્ષોના અંકો માટે.

૫ રૂ. ૫૦૦ શ્રી. કાલેલકરને ગુજરાતી ભાષાની સેવા માટે.

૯ આપણા પ્રમુખ સર રમણભાઇના અવસાનની સખેદ નોંધ લઇ એમની જગ્યાનો સ્વીકાર કરવા શ્રીયુત કૃષ્ણલાલ ઝવેરીને વિનતિ કરવામાં આવી હતી,× અને આપને જાણીને આનંદ થશે કે સમિતિની એ વિનતિ શ્રીયુત ઝવેરીએ મંજુર રાખી છે.

૧૦ નડિયાદની પરિષદ મુલતવી રહી તેના સંબંધમાં સૂચના કરવામાં આવી છે કે ગમે તેમ થાય તો પણ પરિષદ આસો માસ આગળ તો ન જ લંબાવવી.

૧૧ આપણી નાણાં સંબંધી સ્થિતિ નીચે પ્રમાણે છે:—

સભાસદોની ફીના રૂ. ૭૦ વસુલ થયા છે. તેમાં ડીબેંચરોના વ્યાજના રૂપિયા ૭૯–૮–૦ અને ગયા વર્ષની બાકી રૂ. ૧૧૫૨–૪–૩ ઉમેરતાં એકંદર રૂ. ૧૪૩૧–૧૨–૩ આપણી પાસે શિલક છે.

ખર્ચ ખાતે મુખ્ય રકમ રૂ. ૪૫૦ ની શ્રી. પોપટલાલ શાહના "વિજ્ઞાનવિનોદ" નામના પુસ્તકની છપામણી સારૂ ખર્ચાઇ છે અને રૂ. ૧૫૬–૧–૯ પોસ્ટેજ, પરચુરણ છપામણી વગેરે સારૂ ખરચવામાં આવ્યા છે.

શ્રીયુત કાંટાવાળા ટ્રસ્ટના વ્યાજ ખાતે રૂ. ૧૧૦૧–૧૨–૪ એકઠા થયા છે.

શ્રીયુત સી. વી. ગળિયારા તરફથી ગઈ સાલ મળેલા રૂ. ૫૦૦૦) ની બાકીની રકમ રૂ. ૧૦૦૦ અપાઇ ગઇ છે. ઉપરાંત એ જ ગૃહસ્થ તરફથી બીજા રૂ. ૨૫૦૦ આવેલા તે પણ ધણીધણીને અપાઇ ગયા છે.

ઓડિટ થએલો હિસાબ આ સાથે રજુ કરવામાં આવ્યો છે.

ડીબેંચરો અને ટ્રસ્ટની સીક્યુરીટીઓ ટ્રસ્ટીઓના નામ પર અને ચાલુ ખાતાની તથા વધારાની રકમ ત્રિજોરરોનાં નામ પર ઇંપીરિયલ બેંકના સેવીંગબેંક ખાતામાં રાખવામાં આવી છે.

---

× આ વાક્યમાં મધ્યસ્થ સભાએ નીચે પ્રમાણે સુધારો કર્યો હતો:—શ્રીયુત કૃષ્ણલાલ ઝવેરીને ૭ વિરુદ્ધ એક મતે વિનતિ કરવામાં આવી હતી.

આ પ્રમાણે સુધારેલો અહેવાલ સામાન્ય સભા આગળ રજુ કરવામાં આવ્યો હતો.

## મધ્યસ્થ સભા

ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળની મધ્યસ્થ સભાની એક બેઠક તા. ૨૪-૬-૨૮ને રવિવારે સવારે નવ વાગે મુંબાઈમાં રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને ત્યાં એમના પ્રમુખપણા નીચે મળી હતી. તે વખતે પ્રમુખ ઉપરાંત નીચેના સભ્યો હાજર હતાઃ—

| | |
|---|---|
| રા. મનહરરામ મહેતા | રા. ચંદ્રશંકર પંડ્યા |
| „ વ્યોમેશચંદ્ર પાઠકજી | „ ભરતરામ મહેતા |
| „ કાંતિલાલ પંડ્યા | „ મોતીચંદ કાપડિયા |
| „ મંજુલાલ મજમુદાર | „ અંબાલાલ જાની |
| સૌ. લીલાવતી મુનશી | „ રાજેંદ્રરાવ દલાલ |

શરૂઆતમાં રા. મનહરરામે ગઈ સભાનો અહેવાલ વાંચી સંભળાવ્યો હતો અને તે મંજુર કરવામાં આવ્યો હતો.

તે પછી પ્રમુખે અમુક કારણોસર સભામાં નહિ હાજર થઈ શકાય તે બાબત દિલગીરી જાહેર કરતો રા. મુનશીનો પત્ર વાંચી સંભળાવ્યો હતો.

ત્યારબાદ રા. મનહરરામે કાર્યવાહક સમિતિનો અહેવાલ તેમ જ સામાન્ય સભા આગળ રજુ કરવાનો મધ્યસ્થ સભાનો અહેવાલ વાંચી સંભળાવ્યા હતા.

તેમ થતાં મધ્યસ્થ સભાના અહેવાલની કલમ ૯માં "શ્રીયુત કૃષ્ણલાલ ઝવેરીને વિનતિ કરવામાં આવી હતી" એ વાક્યને બદલે "શ્રીયુત કૃષ્ણલાલ ઝવેરીને બહુમતે વિનતિ કરવામાં આવી હતી" એમ લખવું એવો સુધારો રા. અંબાલાલ જાનીએ રા. ભરતરામ મહેતાના ટેકાથી મુકયો હતો.

રા. મોતીચંદ કાપડિયા અને વ્યોમેશ પાઠકજીએ સુધારા વિરુદ્ધ વાંધો લીધો હતો. પણ મત લેતાં રા. અંબાલાલનો સુધારો ૭ વિરુદ્ધ ચાર મતે પસાર થયો હતો.

તે ઉપરથી રા. મનહરરામે એવી સૂચના કરી કે જો "બહુમતે" એમ લખવું જ હોય તો મતની સંખ્યા નિર્દિષ્ટ કરવી અને તેથી "બહુમતે" ને બદલે "૭ વિરુદ્ધ એક મતે" એમ લખવું. આ સૂચના રા. અંબાલાલે સ્વીકારી હતી અને પરિણામે સર્વાનુમતે એવું ઠર્યું હતું કે અહેવાલમાં "શ્રીયુત કૃષ્ણલાલ ઝવેરીને ૭ વિરુદ્ધ એક મતે વિનતિ કરવામાં આવી હતી" એ પ્રમાણે લખવું.

ત્યારબાદ રા. અંબાલાલે બંધારણના સંબંધમાં કાંઈ વાંધો ઊઠાવવાની ઇચ્છા જણાવી હતી. પણ એમનો જે કાંઈ વાંધો હોય તે એમણે સામાન્ય સભામાં ઊઠાવવાનું પ્રમુખ સાહેબે એમને જણાવ્યું હતું.

તે પછી રા. અંબાલાલે રા. રાજેંદ્રરાવના ટેકાથી નીચેનો ઠરાવ રજુ કર્યો હતોઃ—

મધ્યસ્થ સભા કાર્યવાહક સમિતિને ભલામણ કરે છે કે હવે પછીના શિષ્ટ સાહિત્યની યોજનાના ગ્રંથો પ્રકટ કરવામાં આવે તે પૂર્વે તે વિશેષ અંશમાં સર્વગ્રાહી તથા પ્રતિનિધિત્વવાળા બને તે માટે પ્રયાસ કરવો.

આ ઠરાવનો વિરોધ કરતાં રા. વ્યોમેશચંદ્ર પાઠકજીએ આ ગ્રંથો બને તેટલે અંશે સર્વગ્રાહી અને પ્રતિનિધિત્વવાળા બને તેટલા સારૂ કાર્યવાહક સમતિએ જે ધોરણે કામ કર્યું હતું તે વિગતવાર સમજાવી રા. જાનીનો ઠરાવ કેવળ મોઘમ હોઇ તે પસાર નહિ કરવા સભાને વિનતિ કરી હતી. પરિણામે ૭ વિરુદ્ધ ચાર મતે એ ઠરાવ ઊડી ગયો હતો.

સારબાદ રીતસર તપાસાવેલો હિસાબ તથા અંદાજપત્ર રા. મોતીચંદ કાપડિયાએ વાંચી સંભળાવ્યાં હતાં અને તે મંજુર કરવામાં આવ્યાં હતાં.

છેવટે પ્રમુખનો ઉપકાર માની સભા બરખાસ્ત થઇ હતી.

## સામાન્ય સભા

ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળની સામાન્ય સભાની એક બેઠક તા. ૨૪-૬-૨૮ ને રવિવારે સાંજે પાંચ વાગે મુંબાઇમાં એસ્પ્લેનેડ રોડ પર આવેલા રા. કનૈયાલાલ મુનશીના ચેંબરમાં મળી હતી. તેમાં પ્રમુખ ઉપરાંત નીચેના સભ્યો હાજર હતા:—

| | |
|---|---|
| રા. મનહરરામ મહેતા | રા. મણિલાલ નાણાવટી |
| ,, વ્યોમેશચંદ્ર પાઠકજી | ,, દુર્ગાશંકર શાસ્ત્રી |
| ,, ભરતરામ મહેતા | ,, મોહનલાલ મહેતા |
| ,, અંબાલાલ જાની | ,, જ્યોતીંદ્ર દવે |
| ,, રાજેંદ્રરાવ દલાલ | ,, તનમનીશંકર શિવ |

તથા સૌ. લીલાવતી મુનશી.

સભાનું કામ શરૂ કરતાં રા. મનહરરામે ગઇ સામાન્ય સભાનો અહેવાલ વાંચી સંભળાવ્યો હતો અને તે મંજુર કરવામાં આવ્યો હતો.

બાદ રા. મનહરરામે મધ્યસ્થ સભાનો અહેવાલ વાંચી સંભળાવ્યો હતો અને રીતસર તપાસાવેલો હિસાબ રજુ કર્યો હતો. તે સભાએ બંને મંજુર કર્યાં હતા.

તે પછી રા. અંબાલાલ જાનીએ રા. ભરતરામના ટેકાથી નીચે પ્રમાણે ઠરાવ મુકયો હતો:—

પરિષદ મંડળના તથા મધ્યસ્થ સભાના અને કાર્યવાહક સમિતિના પ્રમુખની જગ્યા રાજીનામાથી અથવા બીજા કોઇ કારણથી ખાલી પડે તો તે સંબંધે શું કરવું તે બાબત હાલનું બંધારણ સ્પષ્ટ નથી તેથી આ મંડળ કાર્યવાહક સમિતિને એવી ભલામણ કરે છે કે તેવા પ્રસંગે સમગ્ર પરિષદના પ્રમુખ તરીકે પસંદ કરેલા ક્રમાનુસાર પાછલી પરિષદના જીવંત પ્રમુખને નવા પ્રમુખ રીતસર ચૂંટાઇ આવતાં સુધીને માટે નીમવા બદલની સ્પષ્ટ કલમ મંડળના બંધારણમાં દાખલ કરવી.

આ દરખાસ્તનો પ્રમુખે નીચે પ્રમાણે ફેંસલો કર્યો હતો:—

કલમ ૧૩ માં લખેલા કાર્યમાં આ આવતું નથી. માટે ઠરાવ મુકવા દેવામાં આવતો નથી. સભાસદોએ બંધારણ સુધારવા માટે પગલાં લેવાં.

છેવટે પ્રમુખનો ઉપકાર માની સભા બરખાસ્ત થઇ હતી.

पोतानी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દાહ્યાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



યોગેંદ્ર : બેટા તું આમ મારું દર્દીનું માથું પંપાળે એ પુણ્ય

—સાક્ષી ગોપાલ: ૫૪ ૫૦૪ ]




લેખક:

રા. કુસુમાકર

ચિત્રકાર:

રા. કૃષ્ણલાલ ભટ્ટ

---

## પાત્રો

યોગેન્દ્ર........નિવૃત્ત કવિ.
ચન્દ્રહાસ......બટુક બ્રહ્મચારી.
શ્રી ગોપાલ....મોહિની સ્વરૂપે.
અન્નપૂર્ણા......યોગેન્દ્રની પત્ની.

સનત્કુમાર, અરુણ ... } યોગેન્દ્રના પુત્રો.
ઉષા........યોગેન્દ્રની પુત્રી, ચન્દ્રહાસનું પ્રીતિપાત્ર.

પુરજનો : પુરપતિ : વગેરે.

---

## પ્રવેશ પહેલો

સ્થળ: યમુના કિનારા પર નિકુંજ.

યોગેન્દ્ર

(સરિતાતટે અપૂર્વ લાવણ્યથી નિરખતાં ગાય છે.)

नमामि यमुनामहं सकल सिद्धि हेतुं सदा
मुरारि पदपंकज स्फुरदमन्दरेणूत्कटाम् ॥

तटस्थ नवकानन प्रकट मोद पुष्पाम्बुना
सुरासुर सुपूजितः स्मरपितुः श्रियं बिभ्रतीम् ॥

तरङ्ग भुजाङ्कण प्रगट मुक्तिका वालुका
नितम्बतट सुन्दरीं नमत कृष्णतुर्यं प्रियाम् ॥

इयंतव कथाधिका सकल गोपिका संगम
स्मरश्रम जलाणुभिः सकल गात्रजैः संगमः ॥

[ કોકિલાનો મીઠો ટુહુકાર આવે છે તે સુણતાં—

(સ્વગત) શો મીઠો કુહુરવ ! ક્યાંથી

આવ્યો ! જાણે ગેબના ગુંબજ જેવો ! ક્યાં લપાઈ હશે કોકિલા ?–દૂર વિદૂર આમ્ર રસાલ મંજુમંજરીમાંથી ! આત્મામાંથી છૂપો આમન્ત્ર ટહુકો આવે છે. (જમનાજીની જળ લહરીપર નજર કરતાં) શી અદ્‌ભુત જળલક્ષ્મી ! તરંગો જાણે નીમાળા ખાય છે !

ઝરૂક ઝરૂકી શીતળ જળલહરીઓ કિલકિલે છે. કાળાં કાળાં આ પાણી જીવન પરનો જાણે અંધાર પછેડો ! એની કાલિમાનીએ અમૃત સરી ઊજળાંને તો ઊજળાય. જીવન એટલે અંધકાર. આગળ અંધકાર, પાછળ અંધકાર ને વચ્ચે જ્યોતિ જેવું જીવન ઝબુકે છે તે ઢાંકવાનેજ પણ અંધકાર. ને અંધકારનાં આવરણે શાં ખોટાં ? પુણ્યધવલ પ્રભાપુંજ નીહાળનાર કીકી આખર- નો કાળીજને ? તેજગર્ભ અંધકારનાં સહોદર સમાં આ શ્યામ વારિ ! સર્જન જુનાં તમે સનાતન સહોદર દીસો છો. (ઘડી વળી થંભી ગએલાં દીસતાં જળ સામું જોતાં) શૂન્યમુખી ચિદાકાશની નીરવતાને નિઃશબ્દતાનું ભાન કરાવ- તાં મૌન વારિ ! કિલકાર ઉડી ગયો; કલ્લો ઉડી ગયો ! રહ્યું નહીં એક તમારાં અનલગી ગાનનું સંભારણું ! (કંઈક ચિત્તે વિકાર થતાં) મને પુષ્પ વાટિકાઓ કાં સાંભરે ? જગત પાછળ મુક્યું છે; માત્ર સંભારણાંઓ લઈ ચઢ્યો આવ્યો છું. ગોગરો ! પ્રિયાની લટે !

(સ્વરભંગ થાય છે; ત્રુટિત ગુંજન હવામાં ઉડી જાય છે. વળી પાછું કમળા પ્રભાતના ફુટતા આછેરા રંગ તરફ નજર જતાં) પ્રભાત- ના રંગ ! તમારી આછેરી સેરો, કૂંળી અદૃશ્ય રેખામાં જગત પ્રતિબિંબરૂપ છે ! આછેરા સ્વપ્નતંતુ ગુંથી આશા સુંદરી જાણે મીઠાં મર- કલડાં વેરે છે. મીરાંનો પ્રકટ પ્રભુ તે આ હશે ? આત્મા ઉછળી ઉછળી સ્વમ રંગે પ્રેર્યો શું ઓસા ખાય છે ! પુરાં સૌંદર્ય કરતાં અદ્દભુતમાં સૌંદર્ય વધુ રમણીય–વધુ કમનીય–નથી શું ? ઘુંઘટને પટ લાવણ્યથી ઢંપાય ને નાખ્યાં નીરખ્યાં કરે નીરખ્યાં કરે. બુરખા ઢાંક્યા હસતા મુખ સતેરે કવી કલ્પનાને ગલીપચી નથી કરી ?

હરિ ! હરિ ! આ શું વૃત્તિઓનાં બંડ ! યોગ એટલે ચિત્તવૃત્તિનો નિરોધ. समत्वं योग उच्यते ॥ હાં, મુમુક્ષ મને છે હજી ઉરનાં એકાન્તે ! ગુરુદેવ ! તમે પાગલ ન હતા. ગુરુદેવ ! તમારા અખતરાનાં હૃદય હવે સમજાય છે. ગુરુદેવ એક હાથમાં સુવર્ણ ને બીજા હાથમાં મૃત્તિકા લઈ તમે ગંગા ચિત્તને પઢાવ્યું–સુવર્ણ એટલે મૃત્તિકા ! મૃત્તિકા એટલે સુવર્ણ ! (એક જંગલી ગુલાબને હાથમાં લઈ) બાપુ ! હજી તું મને આટઆટલું કાં ગમે છે ? (કંટકો ખેરવતાં) લાવ એક કંટકપર ચિત્ત વૃત્તિ ઠેરવું (એક હાથમાં કંટક રાખી તથા બીજા હાથમાં ગુલાબ રાખી) કંટક તું ગુલ છે. ગુલ તું કંટક છે ! મ રાથી હસી પડાય છે. મારાથી શું એમ નહીંજ મનાય ? (રૂપ સુંઘે છે. કંટક- ને અંગુલિમાં ખુંચવે છે.) વીખ તે વીખ ને અમૃત તે અમૃત. અમૃતને વીખ માનવાં ! વીખને અમૃત માનવાં ! નહીં હોય અધિકાર મારો ! (એક નાનું કુરંગું નજરે પડતાં) શું રૂપાળું ! બાળુના રમકડાં સરખું ! (અણજાણતાં આંખમાંથી આંસુ ટપકી જાય છે. હરણીયું ખોળામાં રમવા માંડે છે) સ્નેહથી ઓઢાવે તેને કેમ ઠેલાય ? પણ ના બાપુ ! મારે વળી એ લાડ શાં ! (તરછોડે છે–દીલના તાર તુટતા લાગે છે છતાં તરછોડે છે) કુરંગની નાની કીકીમાં- થી છતાં કરુણા દયાનાં કિરણો ફુરે છે. લાલમ ઘેલી કીકીનાં કામણો ચિત્તને ચમકાવે છે.) પ્રિયાની કીકીની ફુમાસ ! હરિ ! હરિ ! વનમાં ને જનમાં મનનો એનું એરો ! चंचलं हि मनः कृष्णप्रमाथिबलवदृढम्।

મારે વળી પ્રિયા શી ! ક્રીડા શી ! કામણ શાં ! ગુરુ દેવ ! જગતે તો ઉપહાસ કર્યો હશે ! પુરુષ ભાવનાનો લય ! આપે સ્ત્રીનાં વસ્ત્ર પરિધાન કર્યાં. નારીની ગોહિની છતવા નારી બન્યા. નરદેહની ભાવના નષ્ટ કરવા શાં મનોમન્થન કર્યાં ! 'વૃંદાવનમાં પુરુષ એકજ છે' આજ એનાં રહસ્ય ઉંડાં ઉરમાં ઉતરે છે. 'દયાના પ્રીતમ'નાં મર્મ વેધક વેણુની કંક ગમ પડે છે. નરસૈયા ગોપીનું પુરુષ ભાવ ગોપન ગળે ઉતરે છે. મુરલીની મોહિની મુરલીનાં તાન ! બધું આજ સમજાય છે.

(હળુહળુ કોઇ પુણ્ય પગલીના કાનમાં ભણકાર થતાં) નયનમાં શી છબી તરવરે છે ! એજ એજ મીઠાં મરકલાં ! ત્રુટાંની આંખોનાં જાદુ ભર્યાં ટીખલ ! સર્જન ભરમાં છે કોઇ સુખી તમ સરખું ? 'માધાના ઓધા' ને 'અળગી વાત'ની ઓળખ આપી, મને નહીં આપો રાધિકે? (એ સ્ત્રી પુતળીની આછેરી છાયામાંથી કંદર્પસમી બાળ કનૈયાની મૂર્તિ તરવરે છે) આછું હસો, આછું હસો મારા જગત કિશોર ! ફુલ વેરાઇ જશે ! (જોત જોતામાં નયન આગળ પ્રલયનાં પુર વહેતાં દેખાય છે. સારી સૃષ્ટિ જળમય દીસે છે. સૃષ્ટિ જલધિજલથી જાણે આચ્છાદિત થઇ છે; આ એકજ વૃક્ષની એકજ ડાળીને ઓથે બાલમુકુન્દની મૂર્તિ કિલકિલતી નજરે પડે છે. ઉષા, અરુણ, સનતની છબી સાંભરી આવતાં એક અદશ્ય આંસું સરકી પડે છે, બાલમુકુંદની મૂર્તિ કંક માગવા કહેતી દીસે છે.)

પ્રત્યુત્તરમાં યોગેંદ ગાય છે—

હે ! હરિ ! હાથ હજાર વરસી રહ્યા
પય પુરંદર બન્યો શું હું માગું ?
મધુર રસ વર્ષણે, અજબ આકર્ષણે,
નીંદમાંથી પિતા ઉર જાગ્યું,
આવડી શી હવેલી મહીં હેલીઆં રેલી
હું તો રહ્યો કેમ ઝીલું ?



મીરાંનો પ્રકટ પ્રભુ તે આ હશે ?

નાનકાં નેત્રને નાનકા ઉરમાં
પુર અમીનું શમે શું રસીલું ?
અમૃતના થાળ તું નાથ ઢળવી રહ્યો,
શું હું આપું અને શું ન આપું ?
રત્ન ચિંતામણિ રમકડાં તેં દીધાં,
બાળ શું રાખું ને શું ન રાખું ?
નાથ ! રસછોળમાં ગુંગળાઇ જઉં !
હે ! દયાનિધિ ! તો જે દેખાઉં !
છોળમાં રોળ્ય ત્યાં અમૃત અંગોળમાં
અંગ અંગે પિતાજી ઝીલાઉં !

ઝીણીનાં કિરણુ કિરણે પિતા! ચમી રહ્યાં.
કૃપણુ શું હોટી હોટી કરુણા,
આજ અજવાળીઆં દરમાં, શું ઉગ્યાં,
અંશુનાથા ફુલ્યાં ને અરુણાં.
શવરી સ્વપ્ન સહુ ચમકી ઠમકી ગયાં,
નીંદનાં ઘેનથી આજ જાગું,
જગતાં જ્યોતિ તુજ ઝીલતાં ઝીલતાં હઇ
ભીઠી સ્મિત પ્રભા નાથ માગું ?

અમૃતના ઓધમાં સ્વામી! નાહી રહો,
તુજ પ્રસાદી સુખો સર્વ પામી,
આપના આપ એકા અમી હો પિતા!
હોય ત્યાં ખોટ કે કાંય ખામી ?.
માગવા કહો છતાં નાથ! તો આટલું
માગી માગી પિતા! આજ માગું,
જાણું હું યે નહીં એમ અણુજાણતાં
સત્કૃતિ કરી દઉં એજ માગું. *

# પ્રવેશ બીજો

સ્થળ—એજ: ચન્દ્રિકાના ચમકારમાં.

યોગેન્દ્ર

(સ્વગત) સંધ્યાના રંગ શા સંતાકુકડી રમી રહ્યા છે! મારી જીવન સંધ્યાનાએ ખ્વાબી રંગો શી સંતાકુકડી રમે છે! અડપલાં એનિલથી કેશવ સાથે રમી રહ્યો છે! અડપલાં અલકલટો! હરિ! હરિ! (ઉગતા ચન્દ્રદેવપર નજર પડતાં) આભની અટારીપર શું ચંદ્રરાજ સુધાકુંભ લઇ ઉભો છે? હલવ! રસરાજ હલવ! (યમુનાના જળતરંગની રુપેરી ફુદડીપર નજર જતાં) આવે આવે ને ઉડી જાય!

શું? પૂર્વજન્મનાં મીઠાં સંભારણાંરતો! તરંગો! તમારી રસફુદડી શાં સ્મરણોને સળકાવે છે? જમુનાજળ! ચંદ્રદેવ ઉગ્યો પણ તમારે ખાસ ભરતી નહીં! ભરતી નહીં ત્યાં ઓટે નહીં રતો! છતાંએ આટલો થનગનાટ શા માટે? ચાંદરણુંનો ફુલ પછેડો ઓઢી હું શું કહેવા જતો હતો! અંતરનાં તોફાન અંતરમાં શમો! રાગ અનુરાગ સૌ પાછળ જગતમાં મુકી આવ્યો છું. મારે તે વળી વિતરાગને ચાંદરડાની ચુંદડી ને જળસુંદરી! આ બધું શું? (સર્વ વૃત્તિઓને અંતરાત્મમાં સમેટતાં) બંડખોર વૃત્તિઓ! થનગનાટ ન કરો. (જળ લહરી પર નજર પડતાં) આ ચંદ્રકલાજળસ્રોતમાં થનગને છે કે થરથરે છે! વૃત્તિઓનાં નૃત્ય થાકયો; હું તમારાથી તો!

મીરાના પ્રકટ પ્રભુ! દષ્ટિ હોત તો દેખતે. ચંદ્રરાજરૂપે સુધાકુમ્ભો ઢલવી રહ્યા છો! આવે આવે ને ઉડી જાય! શું? ખ્વાબના રંગો! ના, હરિ! હરિ! તારી છબીની તેજ છાયાઓ! આભની અટારીએ રમી રહ્યા છો ચંદ્રદેવ! નહીં રમો આંખની અટારીએ! આભની અટારીએથી અંશુનાથ! અમી ઢલવો છો! નહીં ઢલવો આત્માની અટારીએથી! હરિ! હરિ! નહીં હોય એ અમરતનો અધિકાર! (ગાય છે.)

માગું હું એકજ મટકું, મધુવર! માગું હું એકજ મટકું
રસનાં કુંડાં કહું ન ઢલવવા, એકજ દે રસ ચાટું
—મધુવર૦

રસનિધિ સર સરિતાભર્યાં લખી દે! હરિ! હોજ૦
છાકમ છોળ રસ લહરીઓ, માગે ઘુંટડાનો દાવોજ
—મધુવર૦

કદી એનો એના અધિકાર કહી હું આ ધરી અટકું
—માગું૦

તરસી ઝુમથી આંખડી; .વાં ટળે માપ.
દરશાનીયાંનું ઘેલું લાગ્યું, ક્યારે દઉં સુધાપાન
—મધુવર૦

* લેખક પોતે.

નાશોમનોનાશોમહોદયઃ ) બેટા ! ગુંજે છે તો ખીલવાનું નહીં પણ ખરવાનું.

ચંદ્રહાસ

એતો આમે ગણગણીએ ને તેમે ગણગણીએ. ‘ ગોષ્ઠની પાછળ ગુંજન ને ગુંજનની પાછળ ગાન ’ ગુરુદેવ ! એવું એવુંસ્તો.

યોગેંદ્ર

બેટા ! તારી આ હસતી નાચતી કુદતી કીકી ભયંકર છે.

ચંદ્રહાસ

કેમ, ગુરુદેવ !

યોગેંદ્ર

એ રસ છોળો તો ન સંભારવાનું કંક સંભારી દે છે.

ચંદ્રહાસ

ગુરુદેવ ! નાસ્તિક ન બનો. હૈયામાં સીંચેલાં સ્મરણોને ન સળકવા દેવાં એનાથી કીયો બીજો નાસ્તિવાદ ?

યોગેંદ્ર

બેટા ! તારી કીકી કલ્લોલ છે. કંઠ વળી કોવોએ કલ્લોલનો હશે ?

ચંદ્રહાસ

ગુરુદેવ ! આંખે ગાયું; ઉરે ગાયું; હવે ગાવાજ બેઠો છું તો વળી કયાં અટકીશ ? ( ગાય છે )

समझ दिल ढूंड खोज पियारे,
आशक होकर सोना कया ? ॥
जिन नैनों मे नींद गँवाई,
तकिया लैफ बिछाना कया ? ॥
रुखा सूखा रामका टुकडा,
चिकना और सलोना कया ? ॥
कहत कमाल प्रेमके मारग,
सीस दिया फिर रोना कया ? ॥

[ રોના કયા–રોના કયા સ્વરનાં અમૃત આંદોલનો હવામાં ઉછળે છે.

યોગેંદ્ર

આવો રુપેરી ઘંટડીનો રણકો મને એ અવાજનું અનિવાર્ય સ્મરણ કરાવે છે. બેટા ઉષા ! તારા હાસ્યનો કિલકિલાટ તો ફરી સાંભળવાનો નહીંજને ? !

ચંદ્રહાસ

ગુરુદેવ ! ઉષા ઉરમાં આનંદના સાથીએ પુરતી તો ઉષા પછી અરુણ ને અરુણ પછી અંશુનાથ ! અમૃતના અભિષેક કરવા એ તો જીવન કર્તવ્ય છે મારે !

યોગેંદ્ર

ને બેટા ! શી રીતે આદરીશ એ અભિષેક ?

ચંદ્રહાસ

ભણ્યું ભુલાવીને–ગીત્યું વીસરાવીને; પણ મહારાજ ! તમારે તો ज्ञानामृतं भोजनम् ચાલે ? અમારે કૈં વાતોના વાળું ચાલે ?

[થોડાંક ફળ ફળાદિ લાવી ગુરુચરણે ધરે છે ને ફળ પ્રાશન કરે છે.]

યોગેંદ્ર

તારી પ્રીતિની આ મીઠી પ્રતીતિ !

ચંદ્રહાસ

ગુરુદેવ ! આપને તો शय्याभूमितलम् નો આદર્શ હશે. પણ મારે કૈં ચાલશે ?

[ થોડાં સુંવાળાં સુંવાળાં પાંદડાં પાથરે છે ને ઉપર મહેકતાં પુષ્પો વેરે છે. સુંવાળી બીછાના પર ગુરુને સુવરાવે છે. પાસેજ ખોળામાં ઢળી પડે છે.]

## પ્રવેશ ત્રીજો

સમય: વર્ષો પછી. સ્થળ: વૈકુંઠનાથજીનું મંદિર.

યોગેંદ્ર

બેટા ચંદ્રદાસ ! આજ મહેમાન આવશે,
મહારાજના ઘરનો મોંઘેરો મહેમાન આવશે.
( સ્વરભંગ થાય છે. )

ચંદ્રદાસ

ગુરુદેવ ! એનાં શાં શાં સન્માન કરશું ? શી શી મહેમાની કરશું ? પ્રાણની પાંખડીએ પોંખીશું, એનું અભિષેક શું, મહારાજ !

યોગેંદ્ર

મૃત્યુ.

ચંદ્રદાસ

ગુરુદેવ ! શું અળખામણું નામ છે એનું ! એવા કદરૂપા ને કુબડા મહેમાનને તો હું ન બોલાવું.





કુંવર ! વરસાદ વરસાવો રે કુંવરજી ! ક્યાંથી ભુલાં પડયાં ?

( ધીમે રહે મન હાથે શિર ચાંપે છે; જળ પ.પ છે. )

યોગેંદ્ર

બેટા ! હવે તો હું ચાલ્યો જઇશ !

ચંદ્રહાસ

કયાં મહારાજ ! શું મને એકલો મુકીને ?

યોગેંદ્ર

બેટા ! જ્યાં આખર સૌને જવાનું છે ત્યાં; એકલપંથીના એકલ પ્રવાસજ હોય.

ચંદ્રહાસ

એ વડે લાંબે મજલે કૈં એકલું ગમે ? એકથી બે ભલા કહ્યું છે ને મહારાજ ! પુરાણુ—અતિ પુરાણુ કાળનાં રાજેન્દ્ર ને રાણી કેવાં ડાહ્યાં ? મોટા માણસ કૈં એકલાં જાય ? રાણીઓ મરે ને સાહેલીઓ શિર ધરે મહારાજ ! લાંબે પલ્લે કૈં એકલાં જવાય ? જોઇએ ને સાહેલીઓની સાથે ગુલાબી ગુફતેગો ! મહારાજ ! મને બધી રમત આવડે છે. આ તમે વળી મરવાની નવી રમત કાઢી. ઓતનારીની આ તે કૈં નવી રમત છે. મને શીખવો ને ગુરુદેવ ! મરવાનું.

યોગેંદ્ર

બેટા ! તારાં મર્માળાં હાસ્યે મારું દર્દ ઓછું થઇ જાય છે. ( ચંદ્રહાસ ગુરુને ખોળામાં સુવરાવે છે. ને કુમળે હાથે શિર પંપાળે છે. )

ગુરુદેવ ! તમારી સાથે શુ લઇ જશો ?

યોગેંદ્ર

બેટા, ત્યાં તો એકલાં પુણ્ય ને પાપના ભથ્થાં લઇ જવાનાં.

ચંદ્રહાસ

વળી એ પુણ્ય ને પાપ કેવાં હશે ?

યોગેંદ્ર

બેટા તું આમ મારા દર્દીનું માથું પંપાળે એ પુણ્ય.

ચંદ્રહાસ

સમજાયું, સમજાયું, પુણ્ય તો આવું હસતું રમતું ને પાપ કેવું હોય ?

યોગેંદ્ર

બેટા તું મારી આટઆટલી સેવા અંતિમ ઘડીએ કરે છે ને હું તને કશું એ દીધા વિના જાઉં એવું નામ પાપ.

ચંદ્રહાસ

એમ ન જવાય ત્યારે, ગુરુજી ! આપો આપવું હોય તે હા ! આપજો આપવું હોય તેટલું ! પણ જો જો ! પણ જો જો હો, આ મારી હથેલી તો નાની છે. ઉંચકાય એટલું આપજો. હો !

યોગેંદ્ર

બેટા ! હું તને મારી 'ઉષા' આપું છું.

ચંદ્રહાસ

હથેલીમાં ઉચકાય એવી હલકી ફુલ છે કે નહીં મહરાજ ! મારાથી ન ઉચકાય ને ધબદઇને નીચે પડી જાય તો મારો વાંક ન કાઢશો.

યોગેંદ્ર

બેટા ! એનો તો હસ્ત ઝલાય ને હથેલીમાં ન ઝીલાય.

ચંદ્રહાસ

ને એની અંગુલિ ઝાલી કયાં લઇ જાઉં ? એ તો મારી હેત પુતળીને ?

યોગેંદ્ર

સંસારકુંજમાં.

ચંદ્રહાસ

મહારાજ ! પછી શું રમીએ ?

યોગેંદ્ર

સંસાર માંડવાનુ બેટા !

ચંદ્રહાસ

એ રમત વળી મને નથી આવડતી. એને તમે શીખવી મેલી છે ને ?

યોગેંદ્ર

હા ! બેટા ! એ ચકોર જાત છે.

[વધુ માટ જુઓ પૃષ્ઠ ૫૫૫]



# બ્રહ્મપુરાણ અને વિષ્ણુપુરાણના સમયનો વિચાર

લેખક :
રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
સભ્ય, સાહિત્ય સંસદ

---

## બ્રહ્મપુરાણ

આ પુરાણનું નામ વિષ્ણુપુરાણવાળી પુરાણાનુક્રમણિકામાં પહેલું આવે છે, એનો અર્થ એટલો થઇ શકે કે વૈષ્ણવ પુરાણોમાં આ જુનામાં જુનું હોય. બ્રહ્મપુરાણની વંશાવળીઓ વાયુસ ને બ્રહ્માંડની પરંપરાની પણ એની બીજી આવૃત્તિ જેવી છે. પાર્જીટર કહે છે કે "વંશવર્ણનમાં બ્રહ્મપુરાણ અને હરિવંશ ઘણે અંશે મળતાં છે અને નજીવા ફેરફારો સાથે એકજ પાઠ આપે છે. પણ બ્રહ્મ-પુરાણનો પાઠ હરિવંશ કરતાં પણ ત્રુટિત છે." મતલબ કે હાલના બ્રહ્મપુરાણનો વંશો એ મુખ્ય વિષય નથી.

વંશ સાહિત્યમાં જેમ બ્રહ્મપુરાણ વાયુ-બ્રહ્માંડ અને કદાચ હરિવંશ પછીનું છે તેમ કૃષ્ણચરિત્રની બાબતમાં આ પુરાણ હરિવંશ પછીનું પણ વિષ્ણુપુરાણ પહેલાનું લાગે છે. અને માટેજ વિષ્ણુપુરાણવાળી પુરાણાનુક્રમણિકામાં એને પહેલું સ્થાન મળ્યું છે. આ પુરાણના ૧૮૦મા અધ્યાયથી ૨૧૨ સુધીના ૩૨ અધ્યાયો-માં શ્રી કૃષ્ણચરિત્ર ... અ વિષ્ણુપુરાણના પાંચમા અંશના ૩૮ અધ્યાયોમાં શ્રી કૃષ્ણચરિત્ર છે. અને બેય પુરાણોમાંના શ્રી કૃષ્ણચરિત્રનો ઘણો ભાગ શબ્દશઃ એક છે. એ બેયને સરખા-વવાથી સ્પષ્ટ જણાય છે.

તેમાં પણ બ્રહ્મપુરાણ વિષ્ણુપુરાણમાં કહેલું કૃષ્ણચરિત્ર હરિવંશ કરતાં આધુનિક છે, એ હરિવંશ સાથે સરખાવતાં દેખાય છે. અલબત્ત હરિવંશનો મહાભારત શૈલીનો વિસ્તાર બ્રહ્મે અને વિષ્ણુએ છોડી દીધો છે. અને ભાગવત તો વિષ્ણુપુરાણનેજ અનુસરે છે. વિષ્ણુપુરાણના પાંચમા અંશનો પહેલો અધ્યાય અને ભાગવત-ના દશમસ્કંધનો પહેલો અધ્યાય એકજ છે.

શ્રી કૃષ્ણચરિત્ર પછી, ૨૧૩ મા અધ્યાયમાં બ્રહ્મપુરાણમાં વરાહ, નૃસિંહ, વામન, દત્તાત્રેય જામદગ્ન્ય, દાશરથિરામ, શ્રી કૃષ્ણ અને કલ્કિ એટલા અવતારોનું સંક્ષિપ્ત ચરિત્ર છે. આ અવતાર ચરિત્રો વિષ્ણુપુરાણમાં નથી. અને વિષ્ણુપુરાણોક્ત પ્રહ્લાદ ચરિત્ર, ધ્રુવ ચરિત્ર વગેરે ભાગો બ્રહ્મપુરાણમાં નથી. વૈષ્ણવ ભક્તિ માર્ગમાં પ્રહ્લાદચરિત્ર વગેરેનું સ્થાન જોતાં બ્રહ્મપુરાણના

આ વૈષ્ણવ ભાગો વિષ્ણુપુરાણના વૈષ્ણવ ભાગો કરતાં પ્રાચીન લાગે છે. અને હરિવંશ કરતાં અર્વાચીન, અને કાલિદાસ પરશુરામને અવતાર નથી ગણતા માટે કાલિદાસ પછીના એટલું નક્કી. વળી બ્રહ્મપુરાણ વિષ્ણુપુરાણ જેવું વૈષ્ણવ પુરાણ નથી. બ્રહ્મપુરાણમાં સૂર્ય સ્તુતિ છે. ( જુઓ અ ૩૩ ) રુદ્ર મહિમાનું વર્ણન છે. ( અ ૩૪ ) પાર્વતી આખ્યાન, શિવસ્તુતિ, દક્ષયજ્ઞ ભંગ વગેરે શૈવ વસ્તુઓ પણ છે ( અ ૩૪, અ. ૩૭ અ. ૩૯ ) અને આ વિષયોમાં આ પુરાણ વાયુ કરતાં અર્વાચીન અને બીજાં શૈવપુરાણો કરતાં પ્રાચીન જણાય છે. એમાં શૈવ, વૈષ્ણવોના ઝગડાનો અંશ નથી. બાકી આ પુરાણ નથી વૈષ્ણવ કે નથી શૈવ એ વસ્તુતઃ તીર્થપુરાણ છે.

મહાભારતના વનપર્વના તીર્થ પ્રકરણ સાથે આ પુરાણને ઘણો સંબંધ હોવાનો સંભવ છે. અને તેના ૭૦ મા અધ્યાયથી ૧૭૫ માં સુધીના અધ્યાયો તીર્થ માહાત્મ્યના છે. પણ આ તીર્થ વર્ણનને બીજાં સ્કંદ વગેરેનાં તીર્થ વર્ણનો સાથે સરખાવતાં આ પુરાણનું તીર્થ વર્ણન પ્રાચીનતર જણાય છે. ૭૦ પહેલાંના અને ૨૧૩ પછીના ઘણા અધ્યાયોમાં વંશો, સર્ગ, પ્રતિસર્ગ, વર્ણાશ્રમ ધર્મ, શ્રાદ્ધ વગેરે સામાન્ય પૌરાણિક વિષયો છે. આનંદાશ્રમ સંસ્કૃત સીરીઝમાં છપાએલ બ્રહ્મપુરાણમાં કુલ ૨૪૫ અધ્યાયો છે. અને આનન્દાશ્રમ પાસેની દસ પ્રતોનું વર્ણન વાંચતા ગૌતમી માહાત્મ્ય નામથી ઓળખાતો તીર્થ વર્ણનવાળો ભાગ એમ બે ભાગ જુદા હોય એવું દેખાય છે.

બ્રહ્મપુરાણનો વંશાદિ વર્ણનવાળો ભાગ હરિવંશથી અર્વાચીન છે એ જોતાં એ ભાગ ઇ. સ. ૪૦૦ ની આસપાસનો હોવાનો સંભવ છે. અને શ્રી કૃષ્ણ ચરિત્રવાળા અધ્યાયો પણ એ અરસાના અથવા સો વર્ષ પાછળના હોય, કારણ કે બાણ કવિ તો કૃષ્ણચરિત્ર માટે હરિવંશનું જ નામ લખે છે. ગૌતમી મહાત્મ્યવાળા ભાગ માટે ચોક્કસ કહેવું મુસ્કેલ છે. પણ શ્રી કૃષ્ણચરિત્ર વાળા ભાગ કરતાં એ ભાગને બહુ અર્વાચીન માનવાનું ખાસ કારણ નથી. પણ આ બ્રહ્મ-પુરાણમાં અમુક અધ્યાયો પાછળથી ઉમેરાયા છે. દા. ત. ૧૭૬ મા અધ્યાયમાં અનન્ત વાસુદેવના મહાત્મ્યનું, ૧૭૭ મા અધ્યાયમાં પુરુષોત્તમ ક્ષેત્ર માહાત્મ્યનું અને ૨૮ માં અધ્યાયમાં કોણાદિત્ય માહાત્મ્યનું વર્ણન છે. આ ત્રણે તીર્થ સ્થાનો ઉડિયામાં છે. તેમાં અનન્ત વાસુદેવનું મંદિર ૧૦ મા શતકનું, અને પુરુષોત્તમ ક્ષેત્રનું એટલે કે પુરીના જગન્નાથનું મંદિર બારમા શતકનું છે અને કોણાદિત્ય અથવા કોણાર્કનું પણ લગભગ એ વખતનું કે સો વર્ષ પાછળનું હશે. ૨૮મા અધ્યાયમાંજ ઓડ્ર દેશના બ્રાહ્મણો-ની સ્તુતિ છે એ જોતાં ઉડીયાના પંડિતોએ બારમા તેરમાં શતકમાં ઉડીયાનાં આ તીર્થોના માહાત્મ્યો બ્રહ્મપુરાણમાં ઉમેર્યાં હોય એ સંભવિત છે. આ કોણાદિત્ય મહાત્મ્ય ઉપર આધાર રાખી વીલ્સને બ્રહ્મપુરાણને ૧૩ મા કે ૧૪ મા શતકનું ગણેલું પણ આખા પુરાણને એટલું અર્વાચીન માનવાનું કારણ નથી એમ તો હવે પાશ્ચાત્ય પંડિતો પણ સ્વીકારે છે. આ પુરાણોને ઉદ્દેશીને રેપ્સન ખરુંજ કહે છે કેઃ—
The elementary fact that the date whether of building or of a literary production is not determined by its latest addition is in their case generally ignored, ( Cambridge History of India Vol. I. p. 300 )

અર્થાત બ્રહ્મપુરાણમાં છેવટનો ઉમેરો ઇ. સ. બારમા તેરમા શતકનો છે પણ તેનો મોટો

ભાગ વિષ્ણુપુરાણ પહેલાંનો અર્થાત ઇ. સ. પાંચમા શતક જેટલો જુનો છે. શ્રી કૃષ્ણચરિત્ર નો દાખલો ઉપર આપ્યોજ છે. બીજો દાખલો કંડુ આખ્યાનનો છે. રા. રા. મુનશીએ આ જમાનામાં 'ગુજરાત'માં પ્રસિદ્ધ કરેલું કંડુ આખ્યાન બ્રહ્મપુરાણમાં અને વિષ્ણુપુરાણમાં છે. (અ. ૧૭૮) ત્રીજો દાખલો હરિશ્ચંદ્રાખ્યાનનો જોવા જેવો છે. બ્રહ્મપુરાણોક્ત હરિશ્ચંદ્રાખ્યાનનો (અ. ૧૦૦) ઐતરેય બ્રાહ્મણને અનુસરે છે. જ્યારે માર્કંડેય પુરાણમાં સત્યવ્રત હરિશ્ચંદ્રની પ્રસિદ્ધ કથા છે.

બ્રહ્મપુરાણ મુળ જુનું હોવા છતાં એમાં પાછળથી કેવા ઉમેરા થયા છે એ ઉપર કહ્યું છે એથી પણ સરસ દાખલો તામોલુપ્ત માહાત્મ્યનો છે. તામ્ર લિપ્ત અથવા તામુલક નામનું જુના કાળમાં ગંગાના મુખ આગળ બંદર હતું એ પ્રસિદ્ધ છે. તે હાલમા મીદનાપુર જીલ્લાનું એક ગામ છે. આ ગામમાં એક બર્ગાભીમા નામનું મંદિર છે. આ મંદિર ૧૪ મા શતકમાં મુળના બૌદ્ધ વિહારને ફેરવીને બાંધવામાં આવ્યું છે. આ મંદિરનું વર્ણન તામોલુપ્ત માહાત્મ્યમાં છે. પણ આ આખું માહાત્મ્ય પ્રક્ષિપ્ત છે. કેટલીક પ્રતોમાં મળે છે અને કેટલીકમાં નથી મળતું. (જુઓ Indian Antiquary 1925 July p. 603).

વિષ્ણુપુરાણઃ પૌરાણિક સાહિત્યમાં વિષ્ણુ પુરાણનું સ્થાન ઘણું મહત્વનું છે. એ પુરાણ શ્રી ભાગવતનું મૂળ છે. શ્રીમદ્ ભાગવત મુખ્યત્વે એનો આધાર રાખીને ચાલે છે. વિષ્ણુપુરાણના ૭ અંશોના ભાગવતે બારસ્કંધો કર્યા છે. વિષ્ણુ પુરાણે કહેલી વિષ્ણુ ભક્તિ અથવા કૃષ્ણ ભક્તિ નો ભાગવતે વિસ્તાર કર્યો છે. વિષ્ણુપુરાણની ભક્તિ કરતાં ભાગવતની ભક્તિ વધારે ઉંડી વધારે સૂક્ષ્મ, વધારે કવિત્વમય તથા વધારે તીવ્ર છે. વળી વિષ્ણુપુરાણમાં જેટલું છે તેટલું સંગ્રહી લીધા પછી ભાગવતે જે નવા ઉમેરા કર્યા છે તે જોતાં ભાગવત અને વિષ્ણુપુરાણ વચ્ચે ઠીક સમય ગયો હોય અને એટલા સમયમાં સારું વૈષ્ણવ ભક્તિ સાહિત્ય ઉત્પન્ન થયું હોય એમ જણાય છે. અર્થાત ભાગવતનો સમય નવમાં શતકમાં માનતાં ભાગવત પહેલાં બસ્સો ત્રણસો વર્ષ ઉપર વિષ્ણુપુરાણ રચાયું હોવાનો સંભવ લાગે છે. બીજી તરફથી વિષ્ણુપુરાણ વાયુપુરાણને, સર્ગાદિ વિષયોમાં અને હરિવંશને તથા બ્રહ્મપુરાણને વૈષ્ણવ વિષયોમાં અનુસરે છે. એટલે વાયુપુરાણ, બ્રહ્માંડપુરાણ, હરિવંશ, મત્સ્ય (માત્ર વંશ વિભાગ) અને બ્રહ્મપુરાણ કરતાં વિષ્ણુ પુરાણ અર્વાચીન જણાય છે. બાણ કવિએ વિષ્ણુપુરાણનું નામ નથી લીધું, વળી વિષ્ણુ પુરાણમાં ભક્તિપોષક તરીકે પ્રલ્હાદ ચરિત્ર કહ્યું છે, પણ ભક્તિ તરીકે પ્રલ્હાદનો ઉલ્લેખ વાયુમાં, હરિવંશમાં, મત્સ્યમાં કે બ્રહ્મપુરાણમા નથી અને એ પ્રકારની ભક્ત કથાઓ પ્રચારમાં આવતાં કંઇક વખત લાગવો જોઇએ એ બધું જોતાં હરિવંશ, બ્રહ્મપુરાણ પછી સો બસ્સો વર્ષે એટલે કે ઇ. સ. ૬૦૦ ની આસપાસમાં વિષ્ણુપુરાણ રચાયું હોવાનો સંભવ છે. પાર્જિટર પાંચમા શતકથી પ્રાચીન નથી એમ કહે છે. વળી નવમા શતકના ગ્રંથકાર શંકરાચાર્યના બ્રહ્મ સૂત્ર ઉપર ભામતી ટીકા લખનાર ઇ. સ. ૮૫૦ ની આસપાસમાં થયેલા વાચસ્પતિ મિશ્રે ભામતી માં 'યમે ગાયું છે' એમ કહીને નીચેનો અર્ધો શ્લોક ઉતારેલો છેઃ—

हरि गुरु वशगोस्मि न स्वतन्त्रः
प्रभवति संयमने ममापि विष्णुः ।
। —ब्र. सू अ. ३.२४

આ શ્લોક વિષ્ણુ પુરાણ અં. ૩ અ. ૭ માં

( શ્લો. ૧૫ ) છે. ભાગવતકારે અજામિલાખ્યાનમાં વિષ્ણુપુરાણની આયમ ગાથાઓનો પોતાના શબ્દોમાં અનુવાદ કર્યો છે. એ જોતાં પણ ભાગવતની રચના થઇ ત્યારે નવમા શતકમાં પ્રસિદ્ધ થઇ ગએલું વિષ્ણુપુરાણ ઇ.સ. ૬૦૦ની આસપાસમાં રચાયું હોવું જોઇએ. વિષ્ણુપુરાણનું કલિવંશ વર્ણન વાયુ અને મત્સયના કલિવંશ વર્ણન કરતાં અર્વાચીન છે એ હકીકત પણ ઉપલા અનુમાનને પુષ્ટિ આપે છે. વીલ્સને યવન, મલેચ્છ, તુરુક્ક વગેરે શબ્દોનો અર્થ મુસલમાન સમજીને વિષ્ણુપુરાણને ઇ. સ. ૧૦૪૦ ની આસપાસમાં માન્યું હતું, પણ એ માન્યતા ખોટી છે. આ નામો ગ્રીકલોકોના, તથા મધ્ય એશીઆની જંગલી જાતોનાં વાચક છે. વળી ગુપ્તોના સમયની વીલ્સનને ચોક્કસ ખબર ન હતી એટલે ... ખોટું અનુમાન દોરેલું પણ સંસ્કૃત સાહિત્યના અત્યારે ઉપલબ્ધ ઇતિહાસની માહીતી સાથે વિષ્ણુપુરાણના સમય વીશે ઉપર દોરેલું અનુમાન સુસંગત છે.

વિષ્ણુ પુરાણનું પૃથક્કરણ–વિષ્ણુ પુરાણનું પૌરાણિક સાહિત્યમાં મહત્વ જોતાં એનું ટુંકામાં પૃથક્કરણ કરી વ ... રાણનાં વસ્તુ સાથે વિષ્ણુ પુરાણના વસ્તુને ... ટુંકામાં સરખાવ્યું છે.

વાયુ પુરાણમાં પહેલા ત્રણ અધ્યાયોમાં પુરાણનાં પરંપરા ક ... . વિષ્ણુ પુરાણમાં પહેલા અંશના પ્હેલા ... યમાં એ પુરાણની પોતાની પરંપરા ... પુરાણના ચોથા અધ્યાયમાં કરેલી ... મરદાદિની ઉત્પત્તિ વગેરે ... પુરાણના બીજા અધ્યાયમાં કહ્યો ... પુ ... સર્ગક્રમમાં માત્ર સાંખ્ય પ્રક્રિયા ... ત્યારે વિષ્ણુ પુરાણ ... આપે છે (જુ ...

૩૦ ) પછી વિષ્ણુ પુરાણના ત્રીજા અધ્યાયમાં આપેલી માન પરિભાષા વાયુપુરાણના ૧૦૦ અ. મા. છે પછી વાયુ પુરાણ અ. ૬ માં કહેલું કલ્પ વર્ણન વિષ્ણુ પુરાણ અ. ૫માં છે. એજ અધ્યાયમાં વાયુ પુરાણ અ. ૯ ના કેટલાક શ્લોકો આવી જાય છે. પછી વિષ્ણુ પુરાણ અં. ૧ અ. ૬ ની વાત વાયુ પુરાણ અં. ૮ માં શ્લો–૩૬ થી શરુ થાય છે. વાયુ પુરાણ બ્રહ્માંડ પુરાણ અને માર્કંડેય પુરાણ ત્રણેના લગભગ એક સરખા પાઠનો વિષ્ણુ પુરાણે સંક્ષેપ કર્યો છે. આજ અધ્યાયમાં વર્ણાશ્રમ ધર્મોનું વર્ણન છે ( સરખાવો વિ. પુ. અં. ૧ અ ૬શ્લો ૩૩ થી ૩૭ અને વાયુ પુ. અ. ૮ શ્લો–૧૬૧ થી ૧૯૦ ).

વિષ્ણુ પુ. અ. ૭ ના શ્લો. ૪થી ૧૩ અને વાયુ પુ. અ. ૯ના શ્લો. ૬૭થી ૭૭ એક અર્થના છે. પછી વાયુ પુરાણ અ. ૧૦ માં સ્વાયંભુવમનુની ઉત્પત્તિ કહી છે તે વાત વિ. પુ. અ. ૭ ના શ્લો– ૧૪ થી ૩૫ માં છે. વાયુ. પુ અ. ૧૦ ના ૪૩ મા શ્લોકથી અ. ૨૬ માથી અધ્યાય સુધીનો ભાગ શૈવ હોવાથી સ્વભાવિક રીતે વિષ્ણુ પુરાણમાં નથી. પછી વાયુ પુ. અ. ૭ અને વિ. પુ. અં. ૧ અ. ૮ શ્લો ૧થી૧૪ સમાનાર્થ છે. વિ પુરાણે વાયુ ના શબ્દોના સાર ... છે. પછી વાયુ પુ. ૨૮ મા ઋષિ વંશ વર્ણન છે. વિષ્ણુ પુરાણ અ. ૮ મા ઋષિ વંશ વર્ણનની શરૂઆતમાં ભૃગુ ... ત્રી લક્ષ્મીનું નામ આવતા લક્ષ્મીનું સ્તો ... જે વાયુમાં નથી- વિ. પુ. અ. ૯ દુર્વાસા ... શાપ અને સમુદ્ર મંથનની કથા છે. ... શાપની વાત પણ નવી છે ... વાયુમા, હરિ વંશમાં મત્સયમાં રામાયણ ... મહાભારતમાં નથી. એટલે એ અધ્યાયનાં લક્ષ્મા સ્તુતિ ... વિ. પુ. અં. ૧ અ. ... વંશ વર્ણન વાયુ ... ૨૮ ને

અનુસરી ચાલુ થાય છે. એજ અધ્યાયમાં શ્લો ૧૩ થી આગળ વાયુ પુ. અ. ૨૯ માં કહેલ અગ્નિ વંશ વર્ણન વાયુ કરતાં ટુંકામાં છે. વિ. પુ. અધ્યાય ૧૧ માં ઉત્તાન પાદના પુત્રના પ્રસંગમાં ભક્ત તરીકે લાંબું ધ્રુવચરિત્ર આવે છે જે વાયુ વગેરેમાં નથી, પણ વિષ્ણુને અનુસરી ભાગવતમાં, પણ (સ્વર્ગખંડમાં) અગ્નિ પુરાણમાં અને નારદીય પુરાણમાં છે. આ પ્રસંગમાં વાયુ, મત્સ્ય, હરિવંશ અને બ્રહ્મ પુરાણમાં ઉત્તાનપાદને સુનૃતા નામની એક સ્ત્રી કરી છે પણ વિષ્ણુ પુ. અને તેને અનુસરનારાં ભાગવત વગેરે સુરુચિ અને સુનીતિ બે સ્ત્રીઓ કહે છે.

વિ. પુ. અં. ૧ અ. ૧૨ માં આગળ ધ્રુવની સંતતિની કથા ચાલે છે તે વાયુ પુ. અ ૬૨ માં છે. પછી વિ. પુ. અ. ૧૩ માં વૈન્ય પૃથુની કથા છે તે વાયુ પુ. અ ૬૨ (શ્લો ૮૨ થી આગળ) માં છે. આ પ્રસંગમાં વેનનાં અવગુણો ગણાવતાં વિ. પુ. એને વિષ્ણુ નિન્દક કહે છે તે વાત વાયુ પુ. માં નથી. વિ. પુ. અં. ૧ અ. ૧૪ની પ્રચેતસોની કથા વાયુ પુ. અ. ૬૩ માં છે. પણ પ્રચેતસોએ કરેલી સ્તુતિ (શ્લો. ૯ થી ૪૯) વિ. પુ. માંજ છે. પછી વિ. પુ. અ. ૧૫ વાયુ પુ. અ. ૬૩ શ્લો ૨૯ થી આગળને અનુસરે છે. આ પ્રાચેતસ આખ્યાન પણ વિ. પુ. મુળ વાયુ જેવા પુરાણમાંથી પૌરાણિક કથા લઈ એમાં વૈષ્ણવ તત્વો કેવી રીતે ઉમેરે છે તેના દાખલા તરીકે જોવા જેવું છે. અને આ રીતે ઉમેરા કરતાં કેટલીકવાર ગરબડ પણ થાય છે. વિ. પુ. અં. ૧ અ. ૧૫ ના પહેલા દશ લોકો વાયુમાંથી ઉતારેલા છે પણ ૧૪ માં અધ્યાયનાં વિષ્ણુએ પ્રચેતસોને વરદાન આપી દીધેલું હોવાથી પ્રચેતસોના મુખમાંથી વાયુ અને અગ્નિ નીકળવાની વાત તદ્દન અસ્થાને છે.

વિ. પુ. અં. ૧ અ. ૧૫ માં આગળ બ્રહ્મ પુરાણમાંથી લીધેલું કંડુ આખ્યાન પ્રચેતસોના આખ્યાનમાં જોડી દીધું છે. પછી દર્ય્ય અને સત્રજાશ્વત્રની કથા આવે છે તે વાયુ પુ. અ. ૬૫ (શ્લો ૧૨૨ થી ૧૫૯) નો સાર છે. પછીનો વિ. પુ. નો ૧૫ મો અધ્યાય વાયુ પુ. ૬૬ ને અનુસરે છે. પછી વાયુ પુ. અ. ૬૭ (શ્લો ૪૭ થી ૬૧) માં હિરણ્ય કશિપુની વાત છે. એમાં હિરણ્ય કશિપુની દુષ્ટતાની કે પ્રહ્લાદની ભક્તિની વાત નથી, વિષ્ણુ પુ. માં બરાબર આજ ઠેકાણે અ. ૧૫ (શ્લો. ૧૨૮ થી આગળ) માં શરુ થાય છે પણ પછીના પાંચ ૧૬, ૧૭, ૧૮, ૧૯ અને ૨૦ માં લંબાણથી પ્રહ્લાદ ચરિત્ર કહ્યું છે. આ પ્રહ્લાદ ચરિત્ર આ પ્રમાણે ભાગવતમાં છે. પછી વાયુ. ૬૭ માં દિતિમાંથી મરુતના જન્મની કથા છે. તે વિ. પુ. અં. ૧ અ. ૨૧ માં છે. અને વાયુ. અ–૬૮ માં કહેલો દનુ પુત્રોનો વંશ પણ વિ. પુ. માં ૨૧ મા અધ્યાયમાંજ કહ્યો છે ૨૧ મા અધ્યાયના બાકીના શ્લોકોમાં વાયુ પુ અ. ૬૯ નો સાર ખેંચ્યો છે. વિષ્ણુ પુ. અં. ૧ અ. ૨૨ મો સ્વતંત્ર ભક્તિમય વેદાંતનો છે. બળ આ રીતે વિ. પુનો પહેલો વંશ પુરો થયે એની ઉપર જરા વિસ્તારથી વાયુ સાથે સરખામણી કરી છે. વિ. પુ. વાયુના ક્રમને કેવું દ્રઢ તે અનુસરે છે અને માત્ર નવા વૈષ્ણવ વંશો કેવી રીતે ઉમેરતું જાય છે એ ઉપલી સરખામણીથ બરાબર દેખાય છે. હવે બાકીના પાંચ વંશે ટુંકામાં જોઈએ

વિ. પુ. અં. બીજાના પહેલા પાંચ અધ્યાયોમ વાયુ પુ. ના અ. ૩૩ થી ૪૯ સુધીમાં કરેલ ભુવન કોશ વર્ણનનો સાર છે. વિ. પુ. અં. ૨ થી ૬ માં નરકોનું વર્ણન છે જે મુળ વાયુ પુ માં નહીં હોય પણ પાછળથી ૧૦૧ મા અધ્યાયમાં ઉમેરાયું જણાય છે. વિ. પુ. અં.

પાંચ થી ૧૨મા અધ્યાયોમાં વાયુ પુ. અ. ૫૦થી૫૩ માં કહેલું જ્યોતિષપ્રચાર વર્ણન છે. વિ. પુ. અં. ૨ ના છેલ્લા ચાર અધ્યાયોમાં જડ ભરતનું આખ્યાન અને ઋભુ તથા નિદાઘનો સંવાદ છે જે વાયુ વગેરેમાં નથી પણ ભાગવતે વિષ્ણુમાંથી લીધેલ છે.

વિ: પુ. ના ત્રીજા અંશમાં ભવિષ્યના મન્વંતરોનું વર્ણન છે. જે વાયુ અ. ૧૦૦ માં છે. વેદની શાખાઓનું વર્ણન અં. ૩ અ. ૩ થી ૬ માં છે તે વાયુ પુ. અ. ૬૦, ૬૧ માં છે. છઠ્ઠા અધ્યાયમાં પુરાણમાંનુક્રમણિકા છે. તે વાયુ પુ. અ. ૧૦૩ માં છે. વિ. પુ. અં. ૩ થી ૮થી ૧૨ માં વર્ણાશ્રમોના આચારોનું પ્રકરણ છે. વા. પુ. માં આ પ્રકરણ ટુંકામાં અ. ૮ માં છે. પણ બીજાં પુરાણોમાં દાત્તકુર્મમા, પદ્મમાં, વામનમાં અગ્નિમાં અને ગરુડમાં ઠીક વિસ્તારથી છે. વિ. પુ. અ. ૧૨ થી ૧૬ માં શ્રાદ્ધ પ્રકરણ છે. વાયુ પુ. માં અ. ૭૧ થી ૮૪ માં શ્રાદ્ધ પ્રકરણ છે. આ પ્રકરણ વાયુ, કુર્મ, માર્કંડેય, વામન, ગરુડ, મત્સ્ય, પદ્મ (સૃષ્ટિખંડ) બ્રહ્મ, અગ્નિ અને વરાહ એટલાં પુરાણોમાં ઓછા વધુ વિસ્તારથી છે. વિ. પુ. અંક અ. ૧૭, ૧૮, માં જૈનો અને બૌદ્ધોની નિંદા છે.

વિ. પુ. અં. ચોથામાં વંશાવળીઓ છે. આ પ્રકરણના ૨૪ અધ્યાયો વાયુના ૮૫ થી ૯૯ અધ્યાયોને અનુસરે છે. પણ વિ. પુ. આ બાબતમાં જ્યાં વાયુથી જુદું પડે ત્યાં હરિવંશ અને બ્રહ્મ પુરાણને અનુસરે છે, આ પ્રકરણનો પાર્જિટરે વિગતવાર અભ્યાસ કર્યો છે. વિ. પુ. અં. ૫ તો સ્વતંત્ર કૃષ્ણ ચરિત્રનો છે. અને વિ. પુ. અં. ૬ ના આઠ અધ્યાયો વાયુ પુ. ના ૧૦૦ થી ૧૦૩ અધ્યાયોને અનુસરે છે.





# પુષ્પબાણ વિલાસ*

અનુવાદક :

રા. "પુંડરિક"

—o—

૧

ગાઢાં ચંદનની ગરી રજ્યદા આલિંગતાં ગોપિકા,
થાતાં ઘર્ષણ સાથ પીન સ્તનની વ્યાપે સુવાસો મીઠા;
જેનાં રક્ત ઉજાગરે નયન બે અર્પે સવારે પ્રભા,
તે જારાગ્રણી વેણુનાદ રસિયા રક્ષા કરો સર્વદા.

૨

યુવતિ સહિત ખેલી ચિત્રવિચિત્ર રંગો,
વિદિત જગ વિષે છે નંદસુનુ ચરિત્રો;
મનમહીં અભિલાષો ધારી આલંબનો તે,
રતિપદ રચવાને શારદા તુષ્ટ થાજે.

૩

આમોદે વિકસિત નેત્ર કમલો: સ્વામી નિહાળી થયાં,
વ્યાપ્યાં રોમ અખિલ અંગ ઉપરે એકાન્ત ભેળાં થતાં;
કાયા કળી ઉઠી પયોધર વિષે થાતાં યદા સ્પર્શને,
નીવી સુદ્ઢ જે ઢીલી પડી ગઇ આલિંગતાં કંઠને.

૪

મીઠાં મંદ કરે સરોજ સમજે મુખે દુરેથી સ્મિતો,
જેનાં ઉન્નત કૂચથી સરી રહ્યો છેડો પરિધાનનો;
સાંનિધ્યે જન વંચનાર્થ પટુ જે પાણિ પ્રસારી પછી,
ગંડસ્થાન સુટેકવી નિરખતી મૃગાક્ષી એકીટસી.

* સંસ્કૃત ઉપરથી.

૫

રે જોઇ લે સદન માધવીનું નિરન્ધ્ર,
મધ્યે નિકુન્જ વિખરેલ જહીં કુસુમ;
જો કુજિતો કરી રહે રસસુંદરીઓ,
પિકોતણા કલરવે ન સુણાય તે તો.

૬

ડંખી બિંબસમાન ધારી અધરો વ્યાકુલ દોડી થતાં,
ભૂસાયું શ્રમસ્વેદથી તિલકને વિંધાઇ કાંટે જતાં;
કર્ણે કર્કશ કંકણો સ્વર કરે હા હસ્ત ધૂમાવીને,
શાને જો વન શુક્ર પાછળ ભમે પુષ્પો નણંદી વિણે.

૭

ઝાલી વેણી છુટેલ એક કરથી ને અન્ય હાતે વળી,
સાડીના સરકી ગયેલ પટથી તુંગ સીનો ઢાંકતી;
ચર્ચી ચંદન અંશ કૈંક તનુએ તામ્બુલ રક્તોષ્ઠડી,
જાયે પ્રિય ગૃહેથી પુષ્પ શરની સાક્ષાત જયશ્રી સમી.





સરદાર શ્રી. વલ્લભભાઈ પટેલ.

[ 'નવગુજરાત'ના સૌજન્યથી.



સામે પેલો માણસ કેડ પર હાથ દઈને ઉભો હતો.




લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
પ્રમુખ, સાહિત્ય સંસદ.

ચિત્રકાર:
રા. રવિશંકર મ. રાવળ

---

**સમય:**
ઈ. સ. પૂર્વે ૩૨૦ ની આસપાસ.

## સ્થલોની માહીતી

પાટલીપુત્ર, કુસુમપુર, રાજગૃહ } પુરાતન મગધનું પાટનગર હાલ પટણા છે તેની પાસે.

તક્ષશિલા ... અફઘાનીસ્થાન આગળ આવેલું વિદ્યાને માટે વિખ્યાત હીંદુ રાજાનું પાટનગર.

---

## ક્રમવાર આવતાં પાત્રો

રાક્ષસ ...... મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો મંત્રી.

વક્રનાસ...... મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો અમાત્ય.

સુમોહા ...... તક્ષશિલાના રાજા સુબાહુની પુત્રી ને હિરણ્યગુપ્તની રાણી.

હિરણ્યગુપ્ત, ધનનંદ } શુદ્ર મહાપદ્મ નંદનો વંશજ અને પાટલીપુત્રનો ચક્રવર્તી રાજા.

શેપ...ક્ષુલ્લક માલ્લવોના દૂત પ્રણિધિ.
આંભિ...તક્ષશિલાનો યુવરાજ ને સુમોહાનો ભાઇ.
ભિખ્ખુ યસ...પૂર્વાશ્રમે કામંદકનો પુત્ર.
સેનાજિત......હિરણ્યગુપ્તના અંતઃપુરના સૈન્યનો અધ્યક્ષ.
ગૌરી........સેનાજિતની પ્રિયતમા.
મૈનાકી......મહામાત્ર દર્શકની પત્ની.
આચાર્ય શકટાલ...ગૌરીના પિતા.
વિષ્ણુગુપ્ત...આંભિનો ગુરુબંધુ.
પ્રમંડક, કહુ ...આચાર્ય શકટાલના શિષ્યો.
શ્રીયક..., સ્થૂલભદ્ર ...આચાર્ય શકટાલના પુત્ર.
કોશા...પાટલિપુત્રની વિખ્યાત ગણિકા.
કુમાર ચંદ્રગુપ્ત......નરેંદ્રદેવનો ભત્રીજો.

---

## આગલાં પ્રકરણોનો સાર

વાર્તા ઇ. સ પૂર્વે ૩૨૦ ના આસપાસના સમયથી શરૂ થાય છે. મહાપદ્મ નંદના રાજ્યાભિષેકને એકાણું વર્ષ થયાં હતાં; અને તેનો પૌત્ર હિરણ્યગુપ્ત 'સર્વાર્થસિદ્ધ નુ બીરૂદ ધારી, મગધને સિંહાસને વીરાજતો હતો

મહાપદ્મ નંદ તક્ષશિલાની કુંવરી સુમોહા સાથે પરણ્યો હતો. સુમોહાનો ભાઇ આંભિ ઘણે વર્ષે બહેનને મળવા આવ્યો હતો. તેની સાથે એનો બ્રાહ્મણ મિત્ર વિષ્ણુગુપ્ત હતો. નંદના રાજ્યમાં બ્રાહ્મણો પગે ચાલીને જાય એવી પ્રથા હતી. વિષ્ણુગુપ્તે આ આજ્ઞા ન સ્વીકારી. તે ચાલીને અંધ આચાર્ય શકટાલને ત્યાં ગયો.

આથી રાજ્યના અધિકારીઓમાં ચર્ચા ચાલીને ભય ઉત્પન્ન થવા લાગ્યો. મહાપદ્મ નંદ સ્વાર્થી હતો. સુમોહા એનાથી કંટાળી હતી. ભાઈ આવ્યાના સમાચારથી તે રાજી થઈ. મહાપદ્મ નંદે કૈં હેતુ સાધવા સુમોહાદ્વારા આંભિને આમંત્રણ મોકલાવ્યું.

આચાર્ય શકટાલ એક વખત સત્તાના શિખરે હતા. હિરણ્યગુપ્તના સમયમાં તે રાજદ્રોહી હતા. તેની પુત્રી ગૌરી અંતઃપુરના અધ્યક્ષ સેનાજિત સાથે વરાવવાની હતી.

સંનિધાતા દર્શકની પત્ની મૈનાકી, ઘરડા પતિની જુવાન પત્ની હતી. મૈનાકી સંનિધાતા ને રાજ્યથી કંટાળી હતી. તે કુમાર ચંદ્રગુપ્તને ચહાતી હતી. પણ તે ક્યાંક ચાલી ગયો હતો. મૈનાકીને વિષ્ણુગુપ્ત આવ્યાના સમાચાર મળે છે. તે તેની પાસેથી મળે તો કુમારની ખબર જાણવા તેને મળવા જાય છે.

શકટાલને ત્યાં આચાર્ય વિષ્ણુગુપ્તને મળવા સિદ્ધ ક્ષપણક, રાક્ષસમંત્રી, ક્ષુદ્રક માલવોના દૂત પ્રણિધિ વગેરે આવવા લાગ્યા. સેનાજિત પણ નવા આગંતુકને અને તેની પ્રિયા ગૌરીને મળવા આવ્યો. પણ તેને થોડી વાર રાહ જોયા પછી ઘરમાં પ્રવેશ થઇ શક્યો. આ અપમાનથી તેનું હૃદય આકુળ-વ્યાકુળ થઇ ગયું. સેનાજિત શકટાલને લગ્નતિથિ નક્કી કરવા કહે છે.

વિષ્ણુગુપ્ત અહીંના ક્ષાત્રિયોની અધમ દશાથી ત્રણીતાં થાય છે. જ્યાં બ્રાહ્મણોની અવગણના થતી હોય ત્યાં બ્રાહ્મણોએ ન વસવું એમ કહે છે. ને બધાને આ સ્થાન છોડી જવા પ્રેરે છે.

શકટાલ ગૌરીને સેનાજિત સાથે વરાવવાના છે એ જાણી વિષ્ણુગુપ્ત આશ્ચર્ય પામે છે. ને વિષ્ણુગુપ્ત ગૌરીને પરણવા તૈઆર થાય છે.

નરેંદ્રદેવ આંભિ ને તેના બ્રાહ્મણ મિત્રના આગમનથી નગરમાં પ્રવર્તેલા હચમચાટથી ડરે છે ને એમને કેમ જલ્દી દૂર કરવા તેની યુક્તિ રચે છે. અને આંભિએ સુમોહા સાથે આવની નોમે જવું એમ નક્કી થાય છે. પણ તે પહેલાં છટ્ઠે આવનાર મહેમાનોના માનમાં સમાજની રચના થાય છે.

ગૌરી ઉપરા ઉપરી બનતા અદ્ભુત બનાવોથી કંટાળી ગઇ હતી. પોતે કોની સાથે લગ્ન કરે ? સેનાજિત કે વિષ્ણુગુપ્ત સાથે ? એ કંટાળી એનો એક ભાઇ સ્થૂલભદ્ર ગણિકાને ત્યાં પડયો પાથર્યો રહેતો તેની સલાહ અર્થે ચોરીછુપીથી તેને મળવા જાય છે, આ અણધાર્યા આગમનથી સ્થૂલભદ્રમાં એકદમ નવું ચેતન આવ્યું. તે કોશાને લઇ અંતે એક મહાવીરના અનુયાયી સાથે દીક્ષા લેવા ચાલી નીકળ્યો.

ગૌરી ભગ્નાશ થઇ ઘેર ગઇ. સેનાજિતે આવી શકટાલને કહ્યું : ' નરેંદ્રદેવે આપને નૈમિષારણ્ય જવાની રજા આપી છે. પણ લગ્નની તિથિ મહાદેવી પીએરથી પાછાં આવે ત્યાર પછી નક્કી થશે. '

આ સાંભળી શકટાલ નૈમિષારણ્ય જવાનું મુલતવી રાખે છે.

મૈનાકી વિષ્ણુગુપ્તને સંકેત પ્રમાણે આવી મળી. મૈનાકીએ ગૌરીને હેતભાવથી પોતાની કરી લીધી. ને લગ્નની વાતમાં સેનાજિત તરફ પક્ષપાત દેખાડી સલાહ આપી.

બીજે દિવસે સૌ સમાજમાં ભાગ લેવા ગયાં. સેનાજિત ગૌરીને મૈનાકીના પ્રેક્ષાગારમાં નીરાંતે મળી શકયો. ને તે રાતે તે એના ઘરમાં કેદ કરેલા કેદીને વીસરી ગયો. કેદી કુમાર ચંદ્રગુપ્ત ત્યાંથી નાસી છુટી મૈનાકીને મળે છે. વિષ્ણુગુપ્ત કુમારને હાલ તુરત ત્યાંથી ચાલી જવા કહે છે.

વિષ્ણુગુપ્ત કુમારને તે મુરાદાસીનો પુત્ર નથી પણ શૈશુનાગ મહાનંદીના ઔરસપુત્ર કુમારગુપ્ત તેના પિતામહ હતા તેનો ભેદ ફોડે છે. ચંદ્રગુપ્તમાં નવી મહત્વકાંક્ષાઓ જાગે છે ને આખરે તે નમિષારણ્યમાં જવા ચાલી નીકળે છે.

સેનાજિતનો કેદી નાસી છુટયાની જાણ થાય છે. ગૌરી એ કેદી વિષ્ણુગુપ્ત છોડવી ગયો એમ કહે છે. હતાશ સેનાજિત વક્રનાસને ખબર આપે છે. અંતે સંનિધાતાની યુક્તિ–શકટાલની ઝુંપડી રાત્રે સળગાવી મુકવાની—સફળ કરી આવવા એને આજ્ઞા મળે છે. ગૌરીને આ ખબર પડે છે. તે આ ક્રૂર વિચારે હબકી જાય છે, તેના પિતાને ને આચાર્યને અગ્નિમાંથી ને સેનાજિતને બ્રહ્મહત્યામાંથી ઉગારવા તે મૈનાકીનું ઘર છોડી એની ઝુંપડી તરફ ધસી જાય છે.

બીજે દિવસે સવારે અર્ધ્ય અપાતો જોવા સૌ લોકો સરસ્વતી મંદિરની સામે આવી એકઠાં થયાં, વક્રનાસ, સંનિધાતા ને સેનાજિત આવી ગયા. આંભિ તેના યોદ્ધાઓ સાથે આવી લાગ્યો. શેષ ને ક્ષુદ્રક માલવોના દૂતમણિધિઓ આવ્યા. પણ હજી આચાર્ય વિષ્ણુગુપ્ત આવ્યા ન હતા. કેમ નહોતા આવ્યા તેની ચર્ચા શરુ થઇ હતી. સિદ્ધાર્થ ક્ષપણક આવ્યા. એમણે પુછપરછ કરી ત્યાં સમાચાર મળ્યા આચાર્ય શકટાલના ઘરમાં રાત્રે આચાર્ય બળી મુઆ. ક્ષપણકે યોગસિદ્ધિથી પ્રાર્થના કરી ' આચાર્ય ! અર્ધ્ય સ્વીકારો ' ને આંભિના યોદ્ધામાંથી આચાર્ય બહાર પડયા. નરેંદ્ર ને સૌ સ્તબ્ધ બની ગયા. નરેંદ્રે આચાર્યની શિખા પકડવા હાથ નાખ્યો. શિખા છુટી ગઈ. રાજા પળ સાચવી ગયો. આચાર્યે નંદ નિકંદનની પ્રતિજ્ઞા લીધી. આંભિ ને તેનું લશ્કર મહાદેવીને લેઇ ચાલી નીકળ્યું. સેનાજિત તેમની પુંઠે પડયો.

સેનાજિત નૈમિષારણ્યમાં આવી લાગ્યો. એણે લશ્કરને મુખ આગળજ રહેવા દીધું અને થોડા ચુંટી કાઢેલા સૈનિકો સાથે તે આગળ ચાલી નીકળ્યો. તેને ત્યાં મહાદેવી વગેરે મળે છે. નૈમિષારણ્યમાં તે એકલો

અટૂલો લાગે છે, સંસ્કારવિહીન જણાય છે. નૈમિષારણ્યનો પ્રભાવ તેને સાલે છે. તે કુલપતિ ભદ્રાક્ષને મળી વિષ્ણુગુપ્ત જ્યાં ધ્યાન કરે છે તે તરફ જાય છે.

(હવે આગળ વાંચો.)

## પ્રકરણ ૩૫ મું

### જેમાં સેનાજિતને નૈમિષારણ્ય છોડવું પડે છે

સ્નાન કરી બધાં એક ટેકરા પર આવેલા વરુણને મંદિરે ગયાં. મંદિર નાનું ને ખડબચડા પથ્થરનું હતું અને તેના પર એક વૃદ્ધ પીપળો પોતાની ઘટા વિસ્તારી રહ્યો હતો. ત્યાં દર્શન કરી બધાં મધ્યાહ્ને આશ્રમમાં ગયાં. સાથે સાથે સેનાજિત પણ ગયો.

સેનાજિત જેમ આ સ્થળનો પરિચય મેળવતો ગયો તેમ તેના હૃદયમાં પૂજ્યભાવે વાસ કર્યો. ડગલે ડગલે વૃદ્ધ, આધેડ, યુવક ને બાલક જે મળતું તે કુલપતિને પ્રણામ કરતું અને એ હસીને આશીર્વચન કહેતા. બધાં પુરુષ અને સ્ત્રીના મુખ પર જે શાંતિ વિષ્ણુગુપ્તના મુખ પર સંપૂર્ણ રીતે હતી તેનો થોડો કે વધતો અંશ હતો. બધાં આત્મનિષ્ઠ ફરતાં હતાં. ઘણાં વિદ્વાન લાગતાં હતાં, કોઇ ગૌરવ વીહોણું નહોતું કોઇ દંભી નહોતું. શેષ ને અંભિ ને મહાદેવી પણ જાણે પળે પળે નિર્મલ થતાં જતાં હોય એવું લાગતું હતું. તે એકલોજ ઝેરી નાગ હતો. તે મનમાં ને મનમાં ક્રૂરતાથી હસ્યો હા, તે ઝેરી નાગ હતો, નંદના દરબારનો નાગ હતો, અને આ બધું વિષમય કરવું એજ તેનું કર્તવ્ય હતું.

આશ્રમ આવતાં જે ચોગાનમાં એને પહેલવહેલા કુલપતિ મળ્યા હતા ત્યાં બધાં આવ્યાં. ત્યાં અનેક સ્ત્રી પુરુષો આખા ચોગાનને લીંપીગુંપી પવિત્ર કરી રહ્યાં હતાં.

મહાદેવીએ એનું કારણ પુછ્યું.

"વત્સે" કુલપતિએ કહ્યું: "આ સ્થળ વ્યાસતીર્થ અને સત્રશૃંગ જેવુંજ પવિત્ર ને ફલદાયી છે. એને આ તમારા અશ્વએ આજે ભ્રષ્ટ કર્યું તેથી એને ફરીથી વિશુદ્ધ કરીએ છીએ."

બધા તિરસ્કારથી સેનાજિત તરફ જોઇ રહ્યા. તે શરમમાં માથું ઉચું ન કરી શક્યો. તેણે માત્ર હાથજ જોડયા.

"વત્સે! હોય" ઔદાર્યથી હસીને કુલપતિએ કહ્યું: "એને શી ખબર કે જે પુણ્યભૂમિને તે તેના ઘોડાની ખરીથી ઉખેડી રહ્યો હતો ત્યાંની વેદીને નંદથી મહા પ્રતાપી નરાધિપો અને તપ ને જ્ઞાનમાં મહાન એવા મહર્ષિઓ પ્રણિપાત કરી ગયા છે? વત્સે! આ અગ્નિ કુલપતિ શૌનકે બાર વર્ષનો સત્ર આરંભ્યો ત્યારે પ્રગટયો હતો."

"ઓ હો હો!" મહાદેવીએ કહ્યું. સેનાજિત ભષ્ટ કરેલા અગ્નિ તરફ જોઇ રહ્યો.

"ત્યારે સૂતઃ પૌરાણિકે ભારત અહીંઆંજ કહેલું!" શેષે પુછ્યું.

કુલપતિના શ્રીનામંદને એ મહાપ્રસંગની ખબર હતી. અને એ પ્રસંગ અહીંઆંજ બન્યો જાણી તેમનાં હૈયાં ને કલ્પના ઉત્તેજાયાં. સેનાજિતના મનમાં ભારત જે કથારૂપે હતું તે વાસ્તવિક જીવન રૂપે પ્રગટ થયું. તેણે અગ્નિ તરફ જોયું. આજ અગ્નિ આગળ મગધના નરેંદ્રોએ ભારત સાંભળ્યું હતું! આ સનાતન અગ્નિની જ્વાલાથી તે દાઝતો હોય એમ તેને લાગ્યું.

"વત્સ!" કુલપતિ શેષને જવાબ વાળતા



એક રીંછ ઘડાવતી પાણી ભરતું હતું.

હતા. "હા. આજ સ્થળે મારા આશ્રમનાં આ વૃક્ષોએ સૂતશ્રેષ્ઠ લોમહર્ષણના પુત્ર ઉગ્રશ્રવાના શબ્દો સંઘરી રાખ્યા છે."

મહાદેવીએ જાણે કલ્પનામાં બધું જોઇ રહ્યાં હોય એમ ચારે તરફ જોયું.

"વત્સે!" કુલપતિએ કહ્યું. "આજ વૃક્ષ નીચે, જ્યાં હું બેઠો છું ત્યાં, કુલપતિ શૌનક શિષ્યો સમેત બેસતા હતા. આ શેષ બેઠા છે ત્યાં પુરુશ્રેષ્ઠ જનમેજયના પૌત્ર અધિસીમ કૃષ્ણ તેના પુત્ર નિચક્ષુને સાથે લઇ બીરાજતા હતા.

અને આ તરફ મગધરાજ સેનાજિત તેના મહારથીઓ સહિત બીરાજતા હતા. અપૂર્વ યુગ હતો—જ્યારે આર્યાવર્ત્તમાં શકિત અને સંસ્કારની પાંખે ચઢી ધર્મ દશે દિશામાં વિહરતો હતો."

"ભગવાન !" મહાદેવીએ કહ્યું; "ત્યારે નૈમિષારણ્યમાં મહર્ષિઓમાં શ્રેષ્ઠ એવા કોણ હતા ?"

"નૈમિષારણ્યનો ત્યારે મધ્યાહ્ન તપનો હતો. અને આ આશ્રમનો પણ."

"એમ, શું કહો છો ?" પ્રમંડકે સબહુમાન કહ્યું. "ભગવાન આશ્વાલાયનનો વખતમાં પણ એવોજ હતો."

"ના" કુલપતિએ ડોકું ધુણાવ્યું. "ભગવાન વ્યાસ પછી મહર્ષિઓમાં ઉદ્દાલક આરુણિની જોડે કોણ બેસે એમ છે ? મહર્ષિ અરુણ જેવાના પુત્ર અને મહર્ષિ શ્વેતકેતુ જેવાના પિતા. કુલપતિઓ એના શિષ્યો હતાઃ કૌશાંબીના પ્રોતી કૌસુરુબિંદિ, જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ એવા યાજ્ઞવલ્કય વાજસનેય, અને કૌશીતકિ. એનાં દિવ્ય ચક્ષુઓએ આત્મા ને પરમાત્માનો ભેદ ભાંગ્યો હતો, ને ૐકારનો સાક્ષાત્કાર કર્યો હતો. એની વાણીના પ્રભાવે સંહિતાઓ, આરણ્યકો ને ઉપનિષદો સજીવ થયાં. એની પ્રેરણાથી એના શિષ્યો આ આર્યાવર્ત્તને ઉજ્જવલ કરતા. "હા, કબંધી કાત્સાયન, સુકેશા ભારદ્વાજ,—— ભગવાન ગુણાખ્ય સાંખાયન પૈષ્કિરસાદિ અને—

"હવે ફીકર નહીં કરશો ! એવા કોઇ થવાના નથી." મહાદેવીએ કટુતા બતાવી.

"વત્સે ! મારા વખતમાં એવા મહર્ષિઓ ભેગા થયા મેં જોયા નથી. પણ થશે એની મને ખાત્રી છે."

"કેમ ?" હસીને આંભિકુમારે પુછ્યું.

"વત્સ ! એ ખાત્રી કરી આપવી તારા હાથમાં છે. મારા બે પુત્રો તું લઇ ગયો છે તે પાછા આપ-પ્રમંડક અને વિષ્ણુગુપ્ત." કુલપતિ હસ્યા. "અરે તારો વિષ્ણુગુપ્ત એકલોજ પાછો આપ, તો ભગવાન દ્વૈપાયનનું હતું એવું નૈમિષારણ્ય હું બનાવી દઉં" સેનાજિતે કાન ફફડાવ્યા. પાછો વિષ્ણુગુપ્ત આવ્યો !

"ભગવાન !" શેષે નમ્રતાથી કહ્યું; "નૈમિષારણ્ય તો અહીંઆં પડયું ને અમારે નૈમિષારણ્ય ઘર આંગણે જોઇએ છે. એમને પાછા આપીએ તો એ કોણ કરશે ?"

સેનાજિત ચમકયો. આ શાંત ને રમણીય નૈમિષારણ્ય અને પેલા દુષ્ટ આચાર્ય વચ્ચે શી સામ્યતા !

"હું જાણું છું. તેમાંજ તો એને મેં તમને સોંપ્યો છે." કુલપતિ હસ્યા.

"ઓ ત્તારી !" સેનાજિત બબડયો.

"કે અમને બધાને એમને સોંપ્યા છે ?" આંભિકુમારે હસીને કહ્યું.

"અમે એને જીવતો રહેવા દઇશું તો ને" કટાક્ષથી મહાદેવીએ કહ્યું.

"વત્સે !" ગાંભીર્યથી કુલપતિએ કહ્યું. "નૈમિષારણ્ય જેવી પુણ્યભૂમિના ભૂત ને વર્તમાન મહર્ષિઓની આશિષો એને રક્ષે છે."

સેનાજિત ક્ષણ મનમાં કડવાશથી હસ્યો. એ આશિષો એને હવે રક્ષવાની નહોતી.

"ભગવાન !" પ્રમંડકે કહ્યું; "જમવાની વખત થઇ."

"ચાલો" કુલપતિએ કહ્યું.

સેનાજિતને જમતાં જમતાં અહીંઆં આવવાનું કૈં બહાનું કાઢવાની તક મળી: આંભિકુમારને તેણે કહ્યું કે મહાદેવી વગર ભયે સ્વદેશ પહોંચે માટે તેને નરેંદ્રદેવે મોકલ્યો હતો. બધા હસ્યા, કારણ કોઇને આ બહાનું બંધ બેસતું

લાગ્યું નહીં. સેનાજિતને લાગ્યું કે બધા એને મૂર્ખ ગણતા હતા. ખરેખર ! તે મૂર્ખ જ હતો, ગધેડો હતો ને દેખાતો હતો. શા માટે ? નૈમિષારણ્ય ધર આંગણે લાવવા મથનાર વિષ્ણુગુપ્તનું ખુન કરવા આવ્યો હતો તેથી ? કે આવી નજીવી વાતો સાંભળી પોતે સંશયાત્મા થતો હતો તેથી ?

બપોરે બધા યાત્રાળુઓ સુતા તેમ તે પણ સુતો અને વાતાવરણ કે સાંભળેલી વાતોને લીધે ઘણે દહાડે તે ઘસઘસાટ ઉંઘ્યો.

તે ઉઠ્યો ત્યારે સાંજ પડવા આવી હતી. બીજાં બધાં વીખરાઈ ગયાં હતાં, અને એક નાનો શિષ્ય તેની ઝુંપડી પાસે બેઠો હતો. એને જ્યાં જવું હોય ત્યાં લઈ જવાની તેને આજ્ઞા હતી.

સેનાજિતે એ શિષ્યને વાતે ચઢાવ્યો. શેષ કુલપતિ પાસે બેઠો હતો. આભિકુમાર એક શાસ્ત્રપારંગત ઋષિનું વિવેચન સાંભળતા હતા. મહાદેવી તાપસીઓ સાથે વાત કરતાં હતાં. કોઈ ઉપનિષદ સાંભળવા ગયું હતું. કોઈ ઇતિહાસ પુરાણ સાંભળવામાં પડ્યું હતું.

" ત્યારે અહીંઆં કોઈ શસ્ત્રાચાર્ય નથી ?" સેનાજિતે ધીમે રહીને પુછ્યું.

"શસ્ત્રાચાર્ય ગયા પછી હમણાં કોઈ નથી."

" કોણ શસ્ત્રાચાર્ય હતું ?"

" કદ્રુ આચાર્ય. "

કદ્રુ-વૃદ્ધ અગ્નિહોત્રીનો મૂર્ખ પુત્ર ! સેનાજિત વિચારમાં પડ્યો ને તેણે ધીમેથી પુછ્યું: " વિષ્ણુગુપ્ત કૈં શીખવે છે ? "

શિષ્યે માનભેર આંખો ઉંચી કરી. " આચાર્ય ચાણક્ય પહેલાં શીખવતા હતા. "

" શું ? "

છોકરો હસ્યો " શસ્ત્ર ને શાસ્ત્ર-બધું. જે જોઈએ તે એને શું ? " તેણે પૂજ્યભાવથી ઉમેર્યું.

" એ ક્યાં ગયા છે ? "

" સવારે આવીને ચાલી ગયા. " નિર્દોષ છોકરાએ કહ્યું.

"ક્યાં ? મારે એમને મળવું છે" સેનાજિતે ઉમેર્યું.

" ઘણુંખરું મુનિ ઉદ્દાલકને આશ્રમે."

" તે ક્યાં આવ્યો ! "

" વરુણદેવનું મંદિર છે ત્યાંથી ઉપર ને ઉપર જઈએ ત્યારે છેક પેલા શિખર પર તેનો આશ્રમ છે. " કહી તેણે દૂર એક ઉંચું શૃંગ બતાવ્યું.

" એ કોણ છે ? "

" મોટા તપસ્વી છે ! બસેં વર્ષના છે એમ લોકો કહે છે. ને એકલા રહે છે. "

" એકલા ! " સેનાજિતે કહ્યું.

વૃક્ષોની છાયા લંબાવવા લાગી, પવન શીતલ થતો ગયો, પક્ષીઓનો કોલકોલાટ વધ્યો.

લોકો સાયંસંધ્યા કરવા દ્દષદ્વતીના શાંત નીરમાં જઈ ઉભા. આશ્રમ વધારે સુરમ્ય થતો ગયો. સેનાજિતને આમાંથી એકે વસ્તુ જોવાની ઇચ્છા નહોતી. મુનિ ઉદ્દાલકનો આશ્રમ કઈ તરફ છે તે જોવા વરુણદેવનાં દર્શન કરવાને બહાને તે ત્યાં ગયો. ત્યાંથી એક પગથી પર્વત પર જતી હતી.

" મુનિ ઉદ્દાલકનો આશ્રમ આ પર્વત પર છે ? "

" હા. "

" પણ ત્યાં એકલા રહીને શું કરે છે ? "

" તપશ્ચર્યા ! " છોકરાએ પ્રશ્નમાં રહેલા અજ્ઞાન પર હસીને જવાબ દીધો. "મુનિ બીજું શું કરે ?"

એકલો બસેં વર્ષનો માણસ તપશ્ચર્યા કરે

ત્યાં વિષ્ણુગુપ્ત જાય એ વાત સેનાજિતને ગળે ઉતરી નહીં. રાત પડવા આવી એટલે તે પોતાની ઝુંપડી પાસે આવ્યો. આંભિકુમાર અને તેનો એક શસ્ત્રસજ્જિત યોદ્ધો તેની વાટ જોતા હતા. અંધારામાં એ કોણ હતો તે જોવાની એણે કાળજી પણ કરી નહીં.

"સેનાજિત !" આંભિકુમારે પાસે આવી ને કહ્યું. તેનું કદાવર શરીર સેનાજિત પર ઝઝુમી રહ્યું. "મહાદેવીની ચકચાર જોવા આવ્યો છે, પણ આ તારું અંતઃપુર ન હોય."

"ના—ના"—

"તું ક્યારે અહીંઆથી જાય છે ?" આંભિએ અધીરાઈથી પુછ્યું.

"આપની આજ્ઞા હોય ત્યારે" તેણે વિનયથી બોલવાનો પ્રયત્ન કર્યો.

"ઠીક. એ ડાહી વાત કરી. જા કુલપતિનાં દર્શન કરીને ચાલી જા—જલદી. ને જો અમારી પાછળ આવ્યો છે તો"—

"કુમાર !" ગૌરવથી સેનાજિતે કહ્યું; "મારે તો મારા કૃપાનાથની આજ્ઞા પ્રમાણે કરવાનું છે."

"જે મારી સાથે હોય તેને તો મારીજ આજ્ઞા પ્રમાણે કરવાનું છે. જા" આંભિએ પણ તેવાજ ગૌરવથી કહ્યું. "તને જીવતો જવા દઉં છું. ને તને આજ્ઞા આપનારને જઈને મારો સંદેશો કહેજે—"

"શો ?"

"કે ફરી તક્ષશિલાના કુમારને બચાવવા સૈન્ય નહીં મોકલે. હું મારું રક્ષણ કરી શકું છું. ને વળી કહેજે કે જે માણસો તમે મોકલ્યાં છે તેમાંનાં અડધાં નાસી ગયાં ને અડધાંએ શસ્ત્ર છોડી દીધાં," હસીને કુમારે ઉમેર્યું; "તું સશસ્ત્ર નૈમિષારણ્યમાં પેઠો તેથી તેમને પિતૃઓનો શાપ લાગ્યો."

"પણ મારું સૈન્ય !" સેનાજિત ખબર સાંભળી સ્તબ્ધ બની ગયો.

"હા." ખડખડ હસીને આંભિકુમારે કહ્યું "તારા સૈન્યમાં તું ને આ તારા દશ સાથીઓ."

"પણ નરેંદ્ર" હારથી કચવાએલો સેનાજિત અભિમાનથી બોલવા ગયો.

આંભિકુમારે તેને ખભે હાથ મુક્યો. "સેનાજિત ! આ કદ્રુ જરા ખરાબ સ્વભાવનો માણસ છે. એ વિશ્વાસ કરવા લાયક નથી." સેનાજિત પાસે ઉભેલા માણસ તરફ ફર્યો. સવારે જોએલો તે શસ્ત્રાચાર્ય !

"અગ્નિ હોત્રીનો કદ્રુ !"

"અરે ! અરે !" કદ્રુના ખડખડાટ હસવાનો અવાજ સાંભળી તેને તમ્મર આવ્યાં. "સવારે મને સાથે નહીં આવવા દીધો તે શું કરું ? સીધાવો, તમારાં ઘોડા ને શસ્ત્ર નૈમિષારણ્યને સીમાડે આંભિકુમારની છાવણીમાં પડયાં છે."

"આ તમારો આશ્રમ ? આ તમારા ઋષિઓ ! આ તમારી વિદ્યા !"

આંભિકુમારે સખ્તાઈથી સેનાજિતને ખભે હાથ મુક્યો. "સેનાજિત ! છાનોમાનો ચાલ્યો જા. જ્યારે તારા જેવા નિકંદન કાઢનારા નીકળે ત્યારે રક્ષણ કરનાર પણ કોઈ નીકળેને ?" આંભિએ સેનાજિતને ખભે ભાર દઈ વાક્ય પુરું કર્યું.

"હવે સીધાવો અધ્યક્ષરાજ !" કદ્રુએ કહ્યું.

"કુલપતિનાં દર્શન કરીને જજો"

સેનાજિતે ડહાપણ રાખ્યું. દશ ભગ્નગૌરવ યોદ્ધાઓ કુલપતિને પ્રણામ કરી બહાર પડયા.

"હું મુકવા આવું ?" કદ્રુએ પુછ્યું.

"ના" દબાવેલા ક્રોધથી, કચવાટથી, નિરાધારીથી સેનાજિતે જવાબ દીધો.

[વધુ માટે જુઓ પૃ૪ ૫૭૩]




# મંત્ર

લેખકઃ
શ્રી. બ્હેન જ્યોત્સ્ના શુક્લ
ચિત્રકારઃ
રા. જગમોહન મીસ્ત્રી

સંધ્યાનો સમય હતો. ડાક્ટર લાલભાઈ ગોલ્ફ રમવા જવાની તૈઆરી કરતા હતા. દરવાજા આગળ મોટર તૈયાર ઉભી હતી. એટલામાં બે મજુર એક ડોળી ઉંચકીને આવતા દેખાયા. ડોળીની પાછળ એક ડોસો લાકડીનો ટેકો લઈ ચાલતો હતો. દવાખાના પાસે આવીને મજુરોએ ડોળી નીચે મુકી. ડોસાએ દવાખાનાના બારણા પર નાખેલા જાળીદાર પડદામાંથી અંદર નજર કરી. આવી સાફસુફ જમીન પર પગ મુકવા માટે કદાચ કોઈ એને ઠપકો આપશે એ ભયથી એ ધ્રુજતો હતો. ડાક્ટર સાહેબને મેજની પાસે ઉભેલા જોવા છતાં એને કંઈ બોલવાની હીંમત ન આવી.

ડાક્ટરે પડદાની અંદરથી પુછ્યું: "કોણ છે ત્યાં? શું જોઈએ છે?"

ડોસાએ હાથ જોડીને કહ્યું: "સાહેબ, ગરીબ માણસ છું. મારો છોકરો થોડા દહાડાથી..."

ડાક્ટર સાહેબ સીગાર સળગાવી બોલ્યા: "કાલે સવારે આવજો, આ વખત દરદીઓને જોવાનો નથી."

ડોસો ઘુંટણીએ પડીને માથું જમીન પર ટેકવી બોલ્યો: "ભગવાન તમારું ભલું કરશે સાહેબ; દયા કરો, છોકરો મરી જશે, ચાર દહાડાથી આંખ નથી...."

ડાક્ટરે ઘડીઆલ તરફ નજર કરી. તેને જવાને ફક્ત દશ મીનીટની વાર હતી. ગોલ્ફ સ્ટીક ખીંટી પરથી લેતાં લેતાં તેણે કહ્યું: "સવારે આવો, સવારે; આ મારો રમવાનો વખત છે."

ડોસાએ પાઘડી ઉતારી રોતાં રોતાં કહ્યું: "સાહેબ, એકવાર એના તરફ જોઈ લો–ફક્ત એકવાર, છોકરો હાથથી ચાલ્યો જશે મારા બાપ, એકજ વાર જુઓ. સાત છોકરામાંથી આ એક બચ્યો છે. અમે રોઈ રોઈને મરી જઈશું. સાહેબ! દયા કરો."

ડાક્ટર સાહેબને ત્યાં આવા કેટલાએ માણસ આવતા. એમના સ્વભાવથી ડાક્ટર ખુબ પરિચિત હતા. કોઈ ગમે એ કહે, તેઓ કદિ કોઈનું કહેવું સાંભળતા નહીં. ધીરેથી પડદો ખસેડીને ડાક્ટર મોટર તરફ ગયા. ડોસો પાછળ જતાં જતાં કહેવા લાગ્યો: "સાહેબ, ધર્મનું કામ છે, બહુ ગરીબ માણસ છું. મારે દુનાં

બીજું કોઇ નથી. ઇશ્વર તમને આબાદ કરશે મારા પ્રભુ!"

પણ ડાકટરે પાછું ફરીને જોયું સુદ્ધાં નહીં. મોટરમાં બેસીને તેણે કહ્યું: "કાલે સવારે આવજો."

મોટર ચાલી ગઇ. ડોસો થોડીવાર સુધી પુતળાની માફક નિશ્ચલ ઉભો રહ્યો એને નવાઇ લાગી. સંસારમાં એવા પણ માણસ હોય છે કે જેઓ પોતાના મોજ શોખની આગળ બીજાના જાનની પણ પરવા નથી કરતા? પણ આ વાત હજી એ માની ન શક્યો. સભ્ય સમાજ એટલો બધો નિર્લજ્જ, આટલો બધો કઠોર છે એ વાતનો આવો મર્મભેદી અનુભવ અત્યાર સુધી એને થયો નહોતો. એ જુના જમાનાનો માણસ હતો. આગ હોલવવા માટે, મુડદાને બાંધી આપવા માટે, લડાઇ ટંટો પતાવવા માટે ને બીજાનાં દુઃખમાં મદદરૂપ થવાને માટે જેઓ સદા તત્પર રહેતા તે જમાનાનો એ માણસ હતો. જ્યાં સુધી મોટર એની દૃષ્ટિએ પડી ત્યાં સુધી એકીટશે એણે તે તરફ જોયા કર્યું. ડાકટર સાહેબ હજીએ પાછા આવશે એવી એને આશા હતી. મોટર દેખાતી બંધ થઇ એટલે એણે મજુરોને ડોળી ઉપાડી લેવાનું કહ્યું. ડોળી જ્યાંથી આવી હતી ત્યાં પાછી ચાલી ગઇ. બધી તરફથી નિરાશ થયા પછી ડોસો ડાકટર પાસે આવ્યો હતો, ડાકટર લાલભાઇનાં એણે બહુ વખાણ સાંભળ્યાં હતાં. એને ત્યાંથી પાછા ફર્યા પછી એ બીજા કોઇ પાસે ગયો નહીં. કપાળે હાથ ઠોકીને એ ઘરમાં બેઠો.

એજ રાતે એનો હસતો રમતો સાત વર્ષનો બાળક આ દુનીઆ છોડી ચાલ્યો ગયો. વૃદ્ધ માતાપિતાના જીવનનો એકલો આધાર એ છોકરો હતો. એ દીવો હોલવાતાંજ તેમના જીવનપર જાણે સદાને માટે અંધારી રાત છવાઇ ગઇ. ઘડપણની માયા તુટેલા જીગરમાંથી જોસથી નીકળીને એ ભીષણ અંધકારમાં આર્ત સ્વરે રડવા લાગી.

× × ×

કેટલાંક વર્ષ વીતી ગયાં. ડાકટર લાલભાઇએ ખુબ ધન ને કીર્તિ મેળવ્યાં હતાં. પણ તેની સાથે તેણે પોતાના સ્વાસ્થ્યનું પણ રક્ષણ કર્યું હતું એ એક અસામાન્ય વાત હતી. નિયમિત જીવનને પરિણામે પચાસ વર્ષની વય થયા છતાં તેની કામ કરવાની તાકાત અને સ્ફુર્તિ યુવાનને પણ લજ્જિત કરે એવાં હતાં. તેના દરેક કામનો સમય ઠરાવેલો હતો. એ નિયમમાંથી તે કદિ ચલિત થતા નહીં. સામાન્ય રીતે લોકો રોગ થયા પછી નિયમો પાળે છે. પણ ડાકટર ઉપચાર અને સંયમનું રહસ્ય સારી રીતે સમજતા હતા. તેને ત્યાં સંતતિની સંખ્યા પણ આ નિયમને આધારે હતી: ફક્ત એક પુત્ર અને એક પુત્રી-ત્રીજું બાળક એને થયુંજ નહીં. આ કારણથી તેની પત્ની પણ હજુ સુધી પોતાનું આરોગ્ય જાળવી શકી હતી. પુત્રીનાં લગ્ન થઇ ગયાં હતાં. પુત્ર કોલેજમાં ભણતો હતો. માતા પિતાના જીવનની સઘળી આશાઓ એનામાંજ સમાઇ ગઇ હતી. શીલ અને વિજયની મૂર્તિ સમો, કોલેજના ભૂષણરૂપ, રસિક, ઉદાર, પ્રતિભાયુક્ત એ યુવાન યુવક સમાજની શોભારૂપ હતો. આજ એનો વીસમો જન્મદિવસ હતો.

સંધ્યાનો સમય હતો. ભોજનને માટે હરીઆળાં ઘાસ પર પાટલા મંડાયા હતા. એક તરફ શહેરના પ્રતિષ્ઠિત સજ્જનો બેઠા હતા, બીજી તરફ કોલેજના વિદ્યાર્થીઓ બેઠા હતા. વીજળીના દીવાઓથી આખું મેદાન ઝગઝગી રહ્યું હતું રમત ગમતનાં સાધનો પણ હાજર હતાં. એક નાનું સરખું પ્રહસન થવાનું હતું. પ્રહસન મંગળે પોતે લખ્યું હતું. એજ મુખ્ય એક્ટર હતો. રેશમી પહેરણ પહેરીને ખુલ્લે

માથે મિત્રોની સરભરા કરવા માટે એ ફર્યા કરતો હતો. આમથી તેમથી બધા એને ઓસા-વ્યાજ કરતા હતા.

અચાનક એક યુવતિએ કહ્યું: "કેમ મંગળ; તારા સાપ ક્યાં છે? આજે એના ખેલ મને બતાવશે કે નહીં?"

મંગળે કહ્યું: "મૃણાલિની, આજે નહીં, કાલે જરુર બતાવીશ."

મૃણાલિનીએ કહ્યું: "તું ગમે એ કહે, આજે હું જોયા વિના નથી રહેવાની. તું રોજ ઉડાવ્યા કરે છે, પણ આજે તો બતાવવાજ પડશે."

મૃણાલિની અને મંગળ સહાધ્યાયી હતાં; એક બીજાનાં પ્રીતિપાત્ર હતાં. મંગળને સાપ પાળવાનો, તેમને રમાડવાનો, તેમને નચાવવાનો ખુબ શોખ હતો. એણે જાત જાતના સાપ પાળ્યા હતા. તેમના સ્વભાવનું અને તેમના ચારિત્રનું અવલોકન કરવામાં એ ખુબ રસ લેતો. થોડાજ દિવસ પર તેણે કોલેજમાં 'સર્પ જાતિ' પર એક વ્યાખ્યાન આપ્યું હતું. સર્પોને નચાવ્યા પણ હતા. પ્રાણીશાસ્ત્રના અથંગ અભ્યાસીઓ પણ એનું વ્યાખ્યાન સાંભળીને મુગ્ધ થઇ ગયા હતા. એ વિદ્યા એક વૃદ્ધ મદારી પાસેથી એ શીખ્યો હતો, સર્પની જડીબુટ્ટીઓ એકઠી કરવાની એને ઘેલછા લાગી હતી. અમુક વ્યક્તિ પાસે કોઇ સરસ જડીબુટ્ટી છે એવું એ સાંભળે તો તે હાથ કર્યા વિના એને ચેન પડતું નહીં. જાણે આ એક વ્યસન એને લાગ્યું હતું. એ એ વ્યસનજ પાછળ હજારો રૂપીઆ એણે ખરચી નાખ્યા હતા. મૃણાલિની કેટલીએ વાર એને ત્યાં આવતી હતી, પણ આમ જોવા માટે આવી આતુરતા તેણે કદિ બતાવી નહોતી. સાપ જોવા એ ખરેખરજ ઉત્સુક હતી, કે મંગળના પરના પોતાના અધિકારનું પ્રદર્શન કરવા ઇચ્છતી



મોટર આવી ગઇ. ડૉસો ઘોડી વાર સુધી પુતળાંની માફક નિશ્ચલ ઊભો રહ્યો.

હતી તે કોણ જાણે; પણ એણે પોતાનો આગ્રહ ચાલુ રાખ્યો. આટલા લોકોની વચ્ચે રાતની વખતે સાપને છોડવાથી તે કેવા ચમકશે અને તેનું શું પરિણામ આવશે એ કંઈજ એના લક્ષમાં રહ્યું નહીં.

મંગળે કહ્યું: "કાલે જરુર બતાવીશ. અત્યારે ઓરડામાં તસભાર જગ્યા નહીં રહે અને બરાબર બતાવી પણ શકાશે નહીં."

એક મિત્રએ કહ્યું: "અરે, બતાવને હવે; જરા સરખી વાતને માટે આટઆટલા કાલાવાલા શું કરાવે છે? મીસ મહેતા, તમે એનું કંઈજ સાંભળશો નહીં."

બીજા મિત્રએ કહ્યું: "મીસ મહેતા બીચારાં તદ્દન ભોળાં છે, તેથીજ મંગળ આટલી હઠ કરે છે. બીજી કોઈ સ્વતંત્ર મીજાસની સ્ત્રી હોય તો હમણા એને બતાવી આપે."

ત્રીજાએ મજાક કરી: "અરે એની સાથે બોલે પણ નહીં કે વાત છે? મીસ મહેતા આમ કાલાવાલા કરે ને એ સાંભળે નહીં એટલે શું? મૃણાલિનીને માટે એ જાન કુરબાન કરે તોએ ઓછું છે."

મૃણાલિનીએ જોયું કે આ બધા એને ઉશ્કેરતા હતા. એણે કહ્યું: "તમારે કોઈએ મારી વકીલાત કરવાની જરુર નથી, મારે જે કરવું હશે એ હું પોતે કરી લઈશ. આજે હું સાપના ખેલ જોવા ઈચ્છતી નથી. ચાલો આ વાતનો અહીંજ અંત આવ્યો."

બધા મિત્રો મજાક કરતા હસી પડયા. એક જણે કહ્યું: "જોવા તો બધાં ઈચ્છે પણ દેખાડે છે કોણ?"

મૃણાલિનીનો ફીક્કો ચહેરો જોઈ મંગળને પણ લાગ્યું કે પોતે એની માંગણીની અવગણના કરી એ ઠીક નથી થયું. ભોજન પુરું થયું અને ગાયનની શરુઆત થઈ હતી; તે વખતે મૃણાલિની અને બીજા મિત્રોને લઈને મંગળ સાપના ઓરડામાં ગયો ને મરફૂવ વગાડતાં વગાડતાં વારા ફરતી એક એક કંડીઓ ખોલી તેમાંથી સાપને બહાર કાઢી બતાવવા લાગ્યો. બધાને લાગ્યું કે એની એકે એક વાત, એના મનના એકે એક ભાવ એ સર્પો સમજતા હતા. મંગળે કોઈને હાથ પર લીધો, કોઈને ગળામાં નાખ્યો, કોઈને ખભા પર નાખ્યો. મિત્રો અજબ થઈ જોઈ રહ્યા.

પણ મૃણાલિનીનો જીવ ઠેકાણે નહોતો. એ રહી રહીને મંગળને કહેવા લાગી: "મંગળ તું આમ સાપને ગળામાં ન નાખ. માત્ર એને દૂરથી બતાવ, જરા નચાવ ને પાછા મુકી દે." મંગળના ગળામાં સાપને વીંટલાએલો જોઈને એના પ્રાણ જાણે નીકળી પડતા હતા. એને થયું 'મેં સાપ જોવા માટે નકામી હઠ કરી.' પણ મંગળ એની કોઈ વાત સાંભળતો ન હોતો. પ્રિયતમાની આગળ પોતાની સર્પકળાનું પ્રદર્શન કરવાનો આવો ધન્ય અવસર એ વ્યર્થ કેમ જવા દે? એક મિત્રએ ટીકા કરતાં પુછ્યું: "દાંત તોડી નાખ્યા છે?"

મંગળે હસીને કહ્યું: "દાંત તોડી નાખવા એ મદારીઓનું કામ છે. આમાંના એક પણ સાપના દાંત તોડેલા નથી. બતાવું?"

આમ કહી એક કાળા સાપને ઉંચકતાં એ બોલ્યો: "આનાથી મોટો અને ઝેરી સાપ મારી પાસે બીજો નથી. આ જો કરડે તો માણસ પાણી પીવા પણ ન ઉભો રહે. એના ડંસને માટે મંત્ર નથી, જડીબુટ્ટી નથી—કોઈ ઉપાય નથી. એના દાંત બતાવું?"

મૃણાલિનીએ એનો હાથ પકડીને કહ્યું: "ના મંગળ, ઈશ્વરને ખાતર એને છોડી દે."

એક બીજા મિત્રએ કહ્યું: "મને તો વિશ્વાસ નથી આવતો પણ તમે કહો છો એટલે માનું છું."

મંગળ સાપની ગરદન પકડી બોલ્યો: " ના ભાઇ, તમારી આંખે જોઇને પછી માનજો. દાંત તોડ્યા પછી સાપને વશ કરવા એમાં શું? પણ સાપ બહુ સમજદાર પ્રાણી છે. એની ખાત્રી થાય કે આ માણસ આપણને હેરાન નહીં કરે તો એ તેને કદિ કરડતો નથી."

ગરદન ખુબ દબાવીને એનું મોં ઉઘાડી દાંત બતાવતાં મંગળ બોલ્યો: " જેને શંકા હોય તે પાસે આવીને જોઇ જાઓ." મિત્રો પાસે જઇને જોઇ આવ્યા. મંગળે પુછયું: "હજી કંઇ શંકા છે?" પણ દાંત પ્રત્યક્ષ જોયા પછી શંકાને સ્થાન કયાં રહ્યું? મિત્રો ચકિત થઇ ગયા.

સાપની ગરદન ઢીલી કરીને મંગળ ધીરેથી એને કંડીઆમાં મુકવા જતો હતો. પણ એ કાળો નાગ ક્રોધથી ગાંડો થઇ



" ના. મંગળ, ઇશ્વરને ખાતર એને છોડી દે," મૃણાલિનીએ કહ્યુ.

મૃણાલિનીએ જોયું કે મંગળ અત્યારે મમત પર ચઢયો હતો. એણે આ રમત બંધ કરવાના ઇરાદાથી કહ્યું: "ચાલો ચાલો, આપણે અહીં ખોટી થયાં: જુઓ ગાયન શરુ પણ થઇ ગયું. આજ હું પણ કંઇક સરસ સંભળાવીશ. એમ મંગળને ખભે હાથ મુકી પાછળ આવવાની નીશાની કરી ઓરડામાંથી તે ચાલી ગઇ. પણ મંગળે વિરોધીઓની શંકાઓનું નિવારણ કરવાનો નિશ્ચય કર્યો હતો. એણે સાપની ગરદન પકડી જોરથી દબાવી; એટલા જોરથી દબાવી કે તેનું મોં લાલ લાલ થઇ ગયું, શરીરની નસો ફુલી ગઇ. સાપને એવો અનુભવ કદિ થયો ન હોતો. મંગળ એની પાસે શું કરાવવા માગે છે તે એ સમજી ન શકયો. એને એમજ લાગ્યું કે એ એને મારી નાખશે. આત્મરક્ષાને માટે એ તૈયાર થઇ ગયો.

ગયો હતો. ગરદન ઢીલી થતાંજ એણે માથું ઉંચકયું, મંગળની આંગળી પર જોરથી ડંખ્યો અને તરત ત્યાંથી નાસી ગયો. મંગળની આંગળીમાંથી ટપટપ લોહી ટપકવા માંડયું. આંગળી

દબાવી રાખીને તે પોતાના ઓરડા તરફ દોડયો. ત્યાં ટેબલમાં એક જડીબુટ્ટી પડી હતી. એણે સાંભળ્યું હતું કે એ ઘસીને ચોપડવાથી પ્રાણ ઘાતક વિષ પણ ઉતરી જાય છે.

મિત્રોમાં દોડાદોડ થઇ રહી. બહાર ખબર પહોંચી ડાક્ટર સાહેબ ને સુરજલક્ષ્મી દોડતાં આવ્યાં. આંગળી પર જોરથી પાટો બાંધી લીધો ને જડી ઘસવા આપી. ડાકટરને જડી પર વિશ્વાસ નહોતો, એ નસ્તર મુકવા જતા હતા પણ મંગળે ના પાડી. મૃણાલિની મંગળની રાહ જોતી દીલરુબા વગાડતી બેઠી હતી. આ ખબર સાંભળી. એણે તે પણ દીલરુબા ફેંકીને દોડી આવી ને મંગળની આંગળી પરથી લોહી લુછવા લાગી. એટલામાં તો મંગળની આંખ ઘેરાવા લાગી, ઓઠ પીળા પડવા માંડયા; એનાથી ઉભા રહી શકાયું નહીં, એ બેસી ગયો. ઓરડો માણસોથી ભરાઇ ગયો. અનેક જણ અનેક ઉપાય સુચવવા લાગ્યા. જડી ઘસાઇને આવી, મૃણાલિનીએ તેનો લેપ લગાવ્યો. પણ મંગળને અકળામણ થવા લાગી, એ સુઇ ગયો ને હાથવતી પવન નાખવાની ઇશારત કરી. સુરજલક્ષ્મી એનું માથુ ખોળામાં લઇને બેઠી વીજળીનો પંખો ચાલુ થયો.

ડાક્ટરે પુછ્યું: " મંગળ હવે કેમ છે ?" મંગળે ધીરેથી હાથ હલાવ્યો પણ બોલી ન શક્યો. મૃણાલિનીએ કરુણ સ્વરે પુછયું: ' જડી કૈં અસર નહીં કરે ?" ડાકટરે કપાળ પર હાથ મારી કહ્યું: " શું કરું, મેં એની વાત માની લીધી. હવે તો નસ્તરથી પણ કૈં ફાયદો નહીં થાય."

અડધા કલાક સુધી આ સ્થિતિ કાયમ રહી. મંગળની તબીઅત વધારે લથડતી જતી હતી. એની આંખોનું તેજ ઓછું થઇ ગયું, હાથ પગ ઠંડા પડી ગયા, ચહેરા પર ફીકાશ આવી ગઇ, નાડી ધીમી પડી; મૃત્યુનાં તમામ લક્ષણ જણાવા લાગ્યાં. ઘરમાં હાહાકાર થઇ રહ્યો. સુરજ લક્ષ્મી છાતી માથાં કુટવા લાગી. મૃણાલિની ચિત્તભ્રમ થયો હોય એમ રડતી રડતી દોડાદોડ કરવા લાગી. ડાકટરને મિત્રોએ પકડી રાખ્યા ન હોત તો મંગળની આંગળી પર ન મુકાએલું નસ્તર એ પોતાની આંગળી પરજ મુકી દેત.

એક ગૃહસ્થે કહ્યું: " અરે સાહેબ કબરમાં સુવાડેલી લાશ પણ પાછી ઉઠી છે; એવા મંત્ર પઢનારા હોય છે. "

ડાક્ટરે કપાળ કુટી કહ્યું: ' મારી અક્કલ ચરવા ગઇ હતી. નસ્તર મુકી દીધું હોત તો આમાનું કૈં થાત નહીં. અરેરે ! હું રોજ કહેતો કે ' બેટા, સાપ ન પાળો ' પણ કોણ સાંભળે ? બોલાવો, જંતર મંતરવાળાને બોલાવો, જેને બોલાવવા હોય તેને બોલાવો; મારું બધું લઇ લો, હું મારી તમામ મીલકત તેને ચરણે ધરી દઇશ; લંગોટી પહેરીને ઘરની બહાર ચાલ્યો જઇશ, પણ મારો મંગળ, વહાલો મંગળ આંખો ઉઘાડીને બેઠો થાય તો બસ છે. ઇશ્વરને ખાતર જલદી કોઇને બોલાવો. "

એક ગૃહસ્થને કોઇ મંત્ર જાણનારા સાથે ઓળખાણ હતું. તે દોડીને તેને બોલાવી લાવ્યો. પણ મંગળનો ચહેરો જોતાંજ મંત્ર અજમાવી જોવાની તેની હીંમત ન ચાલી. તેણે કહ્યું: "સાહેબ હવે શું થઇ શકે ? જે કૈં થવાનું હતું તે થઇ ચુક્યું. "

"અરે મૂર્ખા ! જે નહોતું થવું જોઇતું તે થઇ ચુક્યું એમ કેમ નથી કહેતો ? જે થવાનું હતું તે ક્યાં થયું ? શું માતા પિતાએ પુત્રનો ઉદય જોયો ? મૃણાલિનીની કામનાઓ પરિપૂર્ણ થઇ ? આશાવૃક્ષ નવ પુષ્પ પલ્લવિત થઇ ગયાં ? જીવનના ઉછળતા, આલ્હાદક સમુદ્રમાં આનંદ રસ લુંટતાં લુંટતાં એમની નૌકા શું જલશાયી નથી થઇ ગઇ ? જે નહોતુ થવું જોઇતું તે થઇ ચુક્યું."

એજ દરીઆણું મેદાન હતું એજ રુપેરી ચાંદની નિઃશબ્દ સંગીતની માફક પ્રકૃતિપર છાઈ રહી હતી; એજ મિત્ર મંડળી હતી, એજ ગમ્મતનાં સાધનો હતાં; પણ ત્યાં હાસ્યનો કિલકિલાટ હતો ત્યાં હવે કરુણ આક્રંદ અને શોકાશ્રુનાં પુર હતાં.

× × ×

શહેરથી કેટલાક ગાઉ દૂર એક ઝુંપડામાં એક ડોસો અને એક ડોસી શગડી પાસે બેઠાં હતાં. ડોસો હુકકો પીતો હતો અને વચ્ચે વચ્ચે ઉધરસ ખાતો હતો. ડોસી ઘુંટણપર માથું ટેકવીને દેવતા તરફ જોઇ રહી હતી. એક ટીકરાના કોડીઆમાં દીવેલનો દીવો બળતો હતો. ઘરમાં નહોતો ખાટલો, નહોતું એક ગોદડું. એક ખુણામાં થોડી પરાળ પડી હતી. એજ ઓરડીમાં એક ઇંટનો ચુલો હતો. ડોસી કદિક ઘાસ કાપતી, કદિક ઝાડની સુકી ડાળીઓ કાપી લાવતી, ને ડોસો તેની ભારી બાંધીને બજારમાં વેચી આવતો; કદિક ડોસો ને ડોસી ભારી બાંધીને બજારમાં વેચી આવતાં; કદિક ડોસો ને ડોસી સુતર કાંતતાં આ એમનું જીવન હતું. એને ન કોઇ હસતાં દેખતું, ન કોઇ રડતાં દેખતું જીવતા રહેવામાંજ એમનો વખત પુરો થતો હતો મૃત્યુ બારણા પર ઉભું હતું, હસવાની કે રોવાની ફુરસદ પણ કયાં હતી? ડોસાએ પુછ્યું: "કાલને માટે રુ તો છે નહીં, કામ શું કરીશું?"

"રામજી શાહને ત્યાંથી શેર રુ ઉધાર લઇ આવીશ."

"એના પહેલા પૈસા તો આપ્યા નથી. ઉધાર કેમ આપશે?"

"નહીં આપે તો રહ્યું, ઘાસ તો છે ને? બપોર સુધીમાં બે આનાનું ઘાસ પણ નહીં કાપી શકું?"

એટલામાં બહારથી કોઇએ બુમ પાડી. "ભગત, ભગત, કેમ સુઇ ગયા? જરા બારણું તો ઉઘાડો"

ભગતે ઉઠીને બારણું ઉઘાડયું. એક માણસે અંદર આવીને કહ્યું: "કૈં સાંભળ્યું? લાલભાઇ ડાકટરના છોકરાને સાપ કરડયો."

ભગતે ચમકીને પુછયું, લાલભાઇ ડાકટરના છોકરાને? પેલા ત્રણ ચોકી પરના બંગલાવાળાને?"

"તેરતો. શહેરમાં ખળભળાટ થઇ રહ્યો છે. જતા હો તો જાઓ ન્યાલ થઇ જ શો."

ડોસાએ કઠોરતાથી માથું ધુણાવ્યું. "હું કૈં નથી જતો. એજ ડાકટર. હું એને બરાબર ઓળખું છું, કૃષ્ણને લઇને એનીજ પાસે ગએલો. એ રમવા જતો હતો. હું એને પગે પડયો; કહ્યું કે 'એક વાર જોઇ લો' પણ એણે સામું જોઇને વાત પણ ન કરી. ભગવાન સાંભળતો હતો. હવેજ ખબર પડશે કે દીકરાનો ઘા કેવો લાગે છે. કેટલા છોકરા છે?"

આવનારે કહ્યું: "અરે આ એકજ છોકરો હતો. સાંભળ્યું છે કે બધાએ હાથ ઉઠાવ્યા છે."

"ભગવાન બેઠો છે. તે વખતે મારાથી રડી દેવાયું હતું, પણ એને જરા દયા નહોતી આવી. હું તો એને બારણે ઉભો હતો તો પણ ધ્યાન નહોતું આપ્યું."

"ત્યારે નહીં જાઓ? મેં તો સાંભળ્યું એટલે કહેવા આવ્યો."

"સારું કીધું. કાળજે ટંડક વળી. આંખો પણ ઠંડી થઇ. છોકરો પણ ઠંડો થઇ ગયો હશે. તમે જાઓ. આજે હું નીરાંતે ઉંઘીશ. કહું છું જરા તંબાકુ લાવ તો, એક ચલમ વધારે પી લઉં. હાશ, હવેજ લાલાજીને ખબર પડશે. સત્યાનાશ વળી જશે. મારું શું બગડી ગયું? દીકરો મરવાથી કૈં રાજ નથી જતું રહ્યું. છ દીકરા ગયા હતાં ત્યાં સાતમો ચાલ્યો ગયો.

તમારું તો રાજ સૂનું પડી જશે. એને માટે તો બધાનાં ગળાંમાં દવા રેડી રેડીને ધન એકઠું કર્યું છે. હવે શું કરશો ? એકવાર એને જોવા જઇશ હમણાં નહીં. થોડા દહાડા પછી જઈશ; ખબર પુછી આવીશ. "

આવેલો માણસ ચાલ્યો ગયો. ભગતે બારણું બંધ કર્યું: ચલમ પર તમાકું મુકીને એ દમ પર દમ મારવા લાગ્યો.

ડોસીએ ધીરેથી કહ્યું: " આટલી રાતે ઝાડ ઝાંખરામાં કોણ જાય ? "

" અરે બપોર હોય તો પણ હું ન જાઉં. ગાડી લેવા આવે તો પણ ન જાઉં. ભુલી નથી ગયો. કૃષ્ણાનું મોં આજ પણ આંખ આગળથી ખસતું નથી. એ નિર્દયે એકવાર એના તરફ જોયું પણ નહોતું. છોકરો જીવવાનો નથી એ વાત શું હું નહોતો જાણતો ? બરાબર જાણતો હતો. ડાકટર કૈં ઇશ્વર નહોતો કે એની એક નજરથી અમૃત વરસી જાય. પણ મન મનાવવાનું હતું. તેથીજ એની પાસે ગએલો. હવે એક દિવસ જઈશ ને કહીશ: "બોલો સાહેબ, શો રંગ છે ?" લોકો મને નિર્દય કહેશે, છો કહેતા. કૈં પરવા નથી. ગરીબ માણસોમાં તો બધા દુર્ગુણજ હોય છે; મોટા લોકોમાં કોઇ દુર્ગુણ નથી હોતા. બધા દેવ હોય છે."

આવા સમાચાર સાંભળ્યા પછી સ્વસ્થ બેસી રહેવાનો પ્રસંગ ભગતના જીવનમાં આ પહેલોજ હતો. સાપની ખબર સાંભળીને દોડી ગયો નહોય એવું એંશી વર્ષની એની જીંદગીમાં કદી બન્યું નહોતું. માગશર પોષની કકડતી ટાઢ હોય, ચૈત્ર વૈશાખની લુ વરસતી હોય, કે શ્રાવણ ભાદરવાની વૃષ્ટિથી ભરપુર નદી નાળાંમાં થઇને જવાનું હોય; પણ એ કશાની એણે કદી દરકાર કરી નહોતી. એ તરત ઘરમાંથી નીકળી પડતો. કેવળ નિઃસ્વાર્થ અને નિષ્કામ. આપવા લેવાનો વિચાર પણ કદિ એને આવેલો નહીં. એ એવું કામ પણ નહોતું. પ્રાણનું મૂલ્ય કોણ આપી શકે ? એ તો ધર્મકાર્ય હતું. હતાશ થઇ ગએલા સેંકડો લોકોને એના મંત્રોએ જીવતદાન આપ્યું હતું. પણ આજ એ ઘરની બહાર પગ કાઢી ન શકયો. સાપ કરડયાની ખબર સાંભળ્યા પછી પણ એણે સુવાની તૈઆરી કરવા માંડી.

ડોસીએ કહ્યું: " તંબાકુ સગડી પાસે મુકયો છે. બીડીવાળીના પણ અઢી પૈસા ચઢયા છે, આજે તંબાકુ આપતી પણ નહોતી."

આટલુ કહીને ડોસી સુઇ ગઇ. ડોસાએ દીવો હોલવી નાખ્યો, જરાવાર ઉભો રહેયો, પછી બેસી ગયો, અંતે સુઇ ગયો. પણ આ ખબર એની છાતી પર શિલાની માફક પડી હતી. એને લાગ્યું, એની કોઇ ચીજ ખોવાઇ ગઇ છે; જાણે એના પગ કાદવથી ખરડાઇ ગયા છે; જાણે કોઇ એના મનમાં બેઠું બેઠું એને બહાર જવા માટે ધકેલી રહ્યું છે. જરાવારમાં ડોસીની ઘોર બોલવા લાગી. ઘરડાં માણસ વાત કરતાં કરતાં ઉંઘી જાય છે, સહેજ અવાજ થતાં જાગી ઉઠે છે. ભગત ઉઠયો, લાકડી લીધી અને ધીમેથી બારણું ઉઘાડયું.

ડોસીએ પુછયું: " કયાં જાઓ છો ? "

" જતો નથી, રાત કેટલી ગઇ છે તે જોઉં છું. "

" હજી બહુ રાત છે, સુઇ જાઓ. "

" ઉંઘ નથી આવતી. "

" ઉંઘ શાની આવે ? ચિત્ત તો ડાકટરના ઘર પર લાગ્યું છે. "

" ડાકટરે મારી સાથે શી ભલાઇ કરી છે કે ત્યાં જાઉં ? એ આવીને પગે પડે તોએ ન જાઉં. "

" તમે ઉઠયા તો એ ઇસારાથી. "

[વધુ માટે જુઓ પૃષ્ઠ પ૬૧]




લેખક:
રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા
સભ્ય, સાહિત્ય સંસદ

ચિત્રકાર:
રા. જગમોહન મીસ્ત્રી

—:o:—

ફંડની સંસ્થા શ્રિમનીજ છે અને આપણે તેને હમણાં હમણાં અપનાવી છે કે વસ્તુ-સ્થિતિ એથી તદ્દન ઉલટી છે કે એ સંસ્થા સારીએ દુનીઆંમાં પ્રથમથીજ હતી એ પ્રશ્ન સાક્ષરોએ શોધખોળ કરીને ઉકેલવાની જરુર છે. મને આ સંસ્થાને માટે પ્રથમથીજ પક્ષપાત છે અને મેં એ ઉપરથી પ્રખર સાક્ષર શ્રીયુત માર્ક ટ્વેનની આદમ બાવાની તેમજ ઇવની નોંધ-પોથીઓ વાંચી નાખી પણ આ બાબત ઉપર ઝાઝો પ્રકાશ પડી શક્યો નહીં. બાવા આદમે જે વખતે પોતાના કુટુંબસહ સ્વર્ગમાંથી રુખ્સત લીધી તે વખતે તેને માનપત્ર વગેરે આપવા માટે એક વગવાળી કમીટી નીમાઇ હતી કે નહીં અને તે કમીટીએ તે પ્રસંગના ખરચને પહોંચી વળવા એક ફંડ ખોલ્યું હતું કે નહીં એ પ્રશ્ન સંબંધી કંઇજ પ્રકાશ જુના શિલાલેખો અને તામ્રપત્રો ઉપરથી પડી શકતો નથી.

રામાયણ અને મહાભારત કે ઇલીયડ અને ઓડેસી તપાસીએ તો તેમાં પણ ધામધુમના પ્રસંગો આવે છે અને તે ભારે ઠાઠમાઠથી ઉજવાયા હતા પણ ખરા. ભોજનો થએલાં, તોરણો ટંગાડવામાં આવેલાં અને ભાષણો પણ થએલાં. એ બધી હકીકત ઉપરથી એમ ધારીએ કે તે સમયમાં પણ ફંડની સંસ્થા હોવી તો જોઇએ તે ખોટું નહીં કહેવાય. માત્ર આપણે એટલું યાદ રાખવું જોઇએ કે તે વખતે એ સંસ્થા ઉગતી હતી એટલે તે સંસ્થાને આપણે હાલ જે પરિપક્વ દશામાં જોઇએ છીએ તે દશામાં તો તે વખતે નહોતીજ. મારા આ દિશામાં લાંબા સમયના પ્રયાસને લઇને આ અનુમાન બાંધવામાં આવેલ છે છતાં જો કોઇ વિદ્વાન એ બાબતમાં બીજા વધુ સંતોષકારક નિર્ણય ઉપર આવશે તો હું મારા મનનું સમાધાન થતાં તે સ્વીકારવાને તૈઆર છું. પણ અત્રે

એ સંસ્થાની ઉત્પત્તિ તેમજ તેનો ઇતિહાસ એ વર્ણવવાનો મારો આશાય નથી એટલે આટલુંજ બસ છે. અહીં તો મારે એ સંસ્થાનું હાલનું સ્વરૂપ કેવું છે અને તેમાં ગુણ દોષ કેવા કેવા છે તેનું અલ્પ ભાન કરાવવું છે.

ફંડની સંસ્થા કોઇવર્ણું મહાનમાં 'મહાન કાર્યથી માંડીને અલ્પમાં અલ્પ કાર્યને માટે અસ્તિત્વમાં લાવી શકાય છે. અલબત, માત્ર એકજ વસ્તુ એ બાબતમાં આવશ્યક છે અને તે એ ફંડને અસ્તિત્વમાં લાવનાર વ્યક્તિઓની એ કાર્યમાં શ્રદ્ધા ! અમુક વિદ્યાર્થી અહીંની પરીક્ષાઓમાં પરિક્ષકો જોડેના કોઇ સૂક્ષ્મ મત ભેદને લીધે પસાર ન થઇ શકે અને તે પછી તે વિદ્યાર્થી ' વધુ અભ્યાસ ' ને માટે યુરોપ જાય તો તે વખતે પણ ફંડ ઉભું થઇ શકે અને બારડોલી જેવી લઢતમાં સહાય આપવી હોય .તો તે વખતે પણ ફંડની સંસ્થાને અસ્તિત્વમાં લાવી શકાય છે. એટલે આપણે ધારો કે એવું કૈં એક કારણ મળ્યું અને બે પાંચ માણસોના હૃદયમાં ( એક હીંમતવાન માણુસ હોય તો પણ બસ છે ) એ બાબતમાં ફંડ ઉભું કરવાની ઊર્મિ જાગી. બસ, વધુની જરુર નથી.

ફંડની સંસ્થામાં કોઇ એક એવી વિદ્યુતની શકિત છે કે તેનાં બીજ રોપાયા પછી તેનો વિકાસ થતાં વાર લાગતી નથી. કોઇ વૃક્ષને ફળ આવતાં પચાસ વરસની વાર લાગે. કોઇને સો વરસની વાર લાગે. વહેલામાં વહેલાં એક રોપાને તૈયાર થતાં કદાચ એક બે દિવસ જોઇતા હશે. પણ આમાં તો બીજીજ ક્ષણે તેનો વિકાસ થઇ જાય છે. જેમના હૃદયમાં ઊર્મિ જાગી તેઓ તરત ભેગા મળે છે અને પ્રમુખથી માંડીને માનદ મંત્રીઓ અને કમીટીના સભ્યો વગેરે બધું નીમી દેવામાં આવે છે.

પરંતુ આટલું થતા સુધીમાં એનો વિકાસ જમીનની અંદરજ થાય છે એમ કહીએ તો ચાલે. પણ જ્યારથી સ્વયંસેવકો છાપેલી રસીદ બુકો લઇને અથવા તો ગલ્લાઓ લઇને નીકળી પડે છે ત્યારથી એ વિકાસ દુનીઆં જોઇ શકે છે. યુરોપ, અમેરીકા, ચીન જાપાન ઇત્યાદિ દેશોમાં ફંડ સંબંધી જનસમાજ કેવી દ્રષ્ટિ રાખે છે તે બાબતની શોધખોળ હજી આ લેખકને કરવાની રહી છે. પણ વહાલા વતનમાં તો આપણો જનસમાજ ફંડ ભુખ્યો છે એમ કહીએ તો ચાલે. કારણે ગમે તેવો સારો, પ્રતિષ્ઠિત માણુસ આવીને, ગમે તેવી કાકલુદી કરીને આપણી પાસે અમુક કાર્યને માટે પૈસા માગે કે કપડાં માગે તો આપણે–આપણામાંથી ઘણા સાફ ના પાડે. પણ તેજ વીનંતી એક ફંડના નામ હેઠળ આપણી પાસે આવે તો આપણે–આપણામાંથી ઘણા આંખ વાંચીને તેમાં પૈસા કપડાં વગેરે આપીએ. ફંડના નામમાં કે એની યોજનામાં અમુક પ્રકારની વિદ્યુત રહે છે અને તે આપણને પોતા ભણી આકર્ષે છે કે કેમ એ પ્રશ્નનો ઉત્તર તો સર જગદીશચંદ્ર બસુજ આપી શકે. આપણે તો એટલું અનુભવ ઉપરથી કહી શકીએ કે કોઇપણ ફંડમાં કૈંપણ ભરાયું નહીં હોય એવું બન્યું નથી અને ભવિષ્યમાં બનવાનું નથી.

આવી વખતે સ્વયંસેવકો અને સ્વયંસેવિકાઓ પણ કયાંથી ઉભરાઇ આવે છે એ સમજાતું નથી. બાકી એટલું તો ચોકકસ છે કે કોઇપણ જાતનાં ફંડ ઉઘરાવવા માટે સેવકો અને સેવિકાઓની ખોટ પડતી નથી. આટલું પણ યાદ રાખવું . કે આધુનિક જમાનામાં કોઇ પણ કમીટી કે સ્વયંસેવકોનું દલ સ્ત્રી જાતિના પ્રતિનિધિ વિના રાખ્યું તો દુનીઆ ઉંધીજ વળી જવાની ! પછી ભલે એઓ શોભાના ગાંઠીઆ જેવાં નીવડે; પણ એમનું પ્રતિનિધિત્વ તો હોવું જ જોઇએ. આ સેવકો અને સેવિકાઓ સાધારણ

મનુષ્યો હોય છે પણ જે ક્ષણથી તેઓ આ કાર્યમાં જોડાય છે તેજ ક્ષણથી તેઓમાં એક અજબ પ્રકારનો ઉત્સાહ, કોઇ નવીજ જાતની જવાંમર્દી અને આખા જગતનાં સ્ત્રી પુરુષો તેમના સાત સાત પેઢીનાં ઓળખાણવાળાં હોયને એ જાતની માન્યતા પ્રકટી નીકળે છે.

એક બહેનને હું માત્ર નામથીજ ઓળખતો હતો, સાહેબજી સલામનો પણ મારે વ્યવહાર ન હતો. હું સાહેબજી કરવા ગયો હોત તો પણ તે બહેન તે સ્વીકારત કે નહીં એ શંકાસ્પદ વાત



હું માત્ર એક પંચયું પહેરીને સ્ટવને પ્રાસોથી ચળકતો કરવા મથતો હતો.

છે. અચાનક એ બહેન એક ફંડમાં સ્વયંસેવિકા તરીકે જોડાયાં અને છાપેલી રસીદ બુક તેમના હાથમાં આવી. બસ થઇ ચુક્યું ! એક રવિવારની સવારે હું માત્ર એક પંચયું પહેરીને સ્ટવને પ્રાસોથી ચળકતો કરવા મથતો હતો. પાસે મારી નાની બુચી મારા સખ્ત વિરોધની સામા થઇને એ પ્રાસોનો સ્વાદ કેવો હશે તે જાણવા ચાખી જોવાને મથતી હતી. આ દ્રશ્ય જોઇને, બધો વાંક મારોજ છે એમ કોઇપણ દાખલા દલીલ સાંભળ્યા વિના ધારી લઇને પત્નીશ્રી "છોકરીને મારવા બેઠા છે. એના કરતાં ઝેર આપીને સીધીજ પહોંચાડીદે.ને" એ મતલબનું ભાષણ કોઇ બંડખોર આત્માની યાદ આપતું ચલાવી રહ્યાં હતાં. ત્યાં એ બહેન

હાથમાં રસીદ બુકોનો ચોડો લઈને દાખલ થયાં.

"કેમએમ ? નાનાભાઇ ! આવું કે ?" તેમણે મીઠા મધુરા સુરથી કહ્યું. "ભાભીને ભારે તો નહીં પડું ને ?"

"આવો, બેસો." હું તો નજર નાખતાંજ ચેતી ગયો હતો એટલે બને એટલી અકડાઇથીજ બોલ્યો: "શું કામ છે ?"

"ના...આ...રે–બીજું શું હોય? બહેનને ભાઇની પાસે, જરૂર પડયે માગવામાં શરમ શાની ? આ તો પેલાં–ફંડને માટે આવી છું." બહેન બોલ્યાં; "પચીસ લખું ?"

રસ્તામાં મળે તો જાણે કીડીથી પણ હું તુચ્છ પ્રાણી હોઉં એવું વર્તન રાખનાર આ વિદુષી સન્નારી એક ફંડના કાર્યમાં જોડાતાંજ આટલો સ્નેહ, આટલી નમ્રતા, આવી મૃદુતા જીવનમાં ઉતારી શકે એ ફંડની સંસ્થામાં રહેલ અનેક ગુણમાંથી એક મોટો ગુણ અલબત્ત, એ ફંડનું કાર્ય સમાપ્ત થતાં એ ગુણ એ સન્નારીમાં રહેજ એવું નથી. પણ અમુક કાલ પણ આ જાતનું ચરિત્ર જે વસ્તુ ખીલવી શકે તે વસ્તુને આપણાથી ઉતારી પાડી તો નજ શકાયને. આપણે આપવાને ના પાડીએ તો મીઠાશભરી બાનીથીજ આપણને દેશદ્રોહી, નીચ, કંજુસ, માત્ર મોજશોખમાંજ જીવન વ્યતિત કરનાર કુચ્છંદો વગેરે વિશેષણો આ સ્વયંસેવકો અને સેવિકાઓ સંભળાવે છે અને છતાં આપણાથી એક પણ વિરુદ્ધ શબ્દ ઉચ્ચારાતો નથી એ આપણું ફંડઘેલાપણું સાબીત કરે છે.

જેવી રીતે ફંડ ઉઘરાવનારાઓનો વર્ગ છે. તેવીજ રીતે ફંડ ભરનારાઓનો વર્ગ પણ હોવો જોઇએ એ દેખીતુ છે. એ બન્ને વર્ગમાં હાસ્યરસને પીછાણનારાઓનો અને તે રસનો સદુપયોગ કરનારાઓનો વિભાગ પણ સારી સંખ્યામાં હોય છે. ફંડ ઉઘરાવનારાઓમાંથી અમુક વિભાગ એ ફંડ ઉઘરાવતુ જાય છે તેમ તેમ એને ઘટતે સ્થળે જમે કરાવવાને બદલે અપૂર્વ હાસ્યરસના આવેગને વશ થઇ પોતાના ઉપયોગમાંજ લેતો જાય છે. તેજ પ્રમાણે ફંડ ભરનારાઓમાંથી ઘણા એ ઉઘરાવનારાઓ જેટ રકઝકમાં ઉતરતાજ નથી, ઉઘરાવનારાઓ બસોએકની રકમ ભરવાની કહે તો પણ મીઠું સ્મિત કરીને પોતે તેટલી રકમ ભરી આપે છે. એમનો હેતુ બારણે આવનાર મનુષ્યને નિરાશ ન કરવું એજ હોય છે.

"આપણે એ પ્રમાણે ના કહીએ તો બીચારાંઓ ઉત્સાહભંગ થઇ જાય છે. તે આપણને પસંદ નથી." આમ તેઓ ઠંડે કલેજે કહી શકે છે. પણ પછી જ્યારે ફાળો ઉઘરાવવાનું કામ શરુ થાય છે ત્યારેજ એ પ્રકારના ફંડમાં ભરનારાઓની શક્તિનું આપણને ભાન થાય છે. અલબત, ફંડના જગતમાં મૃત્યુનું પ્રમાણ બહુ હોય છે એટલે સોમાંથી પચાસ વખત તો ઉઘરાવનારાઓ તેમને બારણે ફેરા ખાવા માંડે તે પહેલાંજ કાંતો એ ફંડમાં જોઇતી રકમ ભરાઇ ગઇ હોય કે કાંતો એ મૃત્યુશરણ થયું હોય. જો આમ થાય તો તો વધુ મુશ્કેલી વિનાજ તેઓ નિવૃત્ત થઇ જાય છે. પણ એમ નહીં થયું તો પહેલાં તો એ લોકો વાયદાની કલાનો આશ્રય લે છે. એ કલાનો સંપૂર્ણ ઉપયોગ કરી લીધા પછીજ તેઓ પોતાનું બ્રહ્માસ્ત્ર વાપરે છે. ફંડનો ઉપયોગ બરાબર નથી થતો અને થવાનો પણ નથી એમ કહી એઓ રુદ્રાવેશમાં આવી જાય છે અને "એટલી રકમ હું કોઇ ગરીબગુરબાને આપી દઇશ. બાકી તમને એમાંથી રાતી પાઇ પણ આપવામાં હું પાપ સમજું છું." આ

જાતના ઉદ્‌ગારોથી સાંભળનારાઓને મહાત કરી કોઈ બીજા ફંડ ઉઘરાવનારાઓના હૃદયને શાંતિ અર્પવા તેઓ કહે છે તેટલા રુપીઆ ભરી આપવાના કાર્યમાં મશગુલ થઈ જાય છે.

ફંડોની સંખ્યા અને તેના અંગોની આ ટુંકી રૂપરેખા છે. એને વીશે ઘણું લખી શકાય તેમ છે; પણ આ ગતિના જમાનામાં ઉંડું જ્ઞાન બતાવવું એ અસ્થાને ગણાય છે તેમજ બતાવ્યું હોય તો કોઈને તે પચાવવાની પરવા નથી. ફંડોમાંથી કેટલાંય મૃતવતજ જન્મે છે. કેટલાંય જન્મીને તરત મૃત્યુશરણ થાય છે. કેટલાંય જીવન્ત છતાં મૃતવતજ પોતાનું જીવન ગાળ્યા કરે છે. માત્ર થોડાં—બહુ થોડાં જે ધામધુમ અને ગાજવીજથી જન્મ લે છે તેજ ધામધુમ અને ગાજવીજ પોતાના જીવન પર્યંત જાળવી શકે છે. આટલું છતાંય એના જન્મનું પ્રમાણ આ જગતમાં—આ દેશમાં તો નકકીજ—ઘટતું નથી. દિવસે દિવસે વધતું જતુંજ જોવામાં આવે છે. લોકો અને સમાજ દિનપ્રતિદિન વધુ અને વધુ "ફંડપેલા" થતા જાય છે. સ્વયંસેવકો તેમજ સ્વયંસેવિકા વધુ અને વધુ સંખ્યામાં એને સહાય આપવા મેદાને પડતાં જાય છે અને ફંડ ભરનારાઓની સંખ્યા પણ તેજ પ્રમાણમાં વધતી જાય છે એ નિઃસંશય છે. દેશની કંગાલ સ્થિતિ, નાણાંભીડ, અર્થશાસ્ત્રના અનેક સિદ્ધાંતો એને સ્પર્શતા નથી. આનું શું કારણ?

મારા જેવા આ વિષયના અંથગ અભ્યાસીને પણ એ સમજાતું નથી. બીજાને સમજાશે?







# પારકે પાને પડયાં !

લેખક:
રા. મધુસૂદન કે. ભટ્ટ

આભને આંગણે ઉચેરાં ઉડતાં
ભુલાં પડયાં પરદેશ રે—
પારકે પાને પડયાં !

વહાલી ભૂમિના પંથ ભૂલ્યાં ને
ગયાં તે વસમી વાટ રે—
પારકે પાને પડયાં !

ભુલી વહાલેરા વાસને અભાગી
વસ્યાં અહીંડે પંથ રે--
પારકે પાને પડયાં !

શીળી સુગંધી લેતાં ગુલાબી
આવે હવે વિષ લહેર રે—
પારકે પાને પડયાં !

તેજના અંધારે તેજલી આંખે
આગીયા દીવે આવે ઝાંખ રે—
પારકે પાને પડયાં !

માનસ-સરનાં મીઠાં પંખીડાં
ખારા જળે અથડાય રે--
પારકે પાને પડયાં !

દેવ પંખીડાં દેવ ભૂમિનાં
પડયાં તે માનવદેશ રે—
પારકે પાને પડયાં !

# પોસ્ટ કર્યા વિનાના પત્રો*

લેખકઃ
રા. શાંતિલાલ તોલાટ

દુનીઆનો દાઝેલો એક મહાપુરુષ ઇસવી સન પૂર્વે કહી ગયો છે કે વિચારો કરવા પણ તરત ને તરત અમલમાં ન મુકવા; એ કરેલા વિચારો પર વધુ "વિચારો" કરવા. મારા જેવા આળસુને આના કરતાં વધુ પ્રિય શું હોય ?

તમને ખબર તો છે ને કે મને પત્રો લખવાનો બહુજ શોખ છે ! કેટલીક વખત તો મને પત્રો લખ્યા વિના ઉંઘ પણ આવતી નથી. ઘણીએ વખત તો વિચાર કર્યા વિના અથવા ક્ષણિક વિચારને અંતે, એમ લાગે કે કાગળ ચીતરી નાખવોઃ આ કરવાનો સમય ન હોય તો મનમાં તો એને રચી કાઢવોજ. દુર્ભાગ્ય એટલું જ કે આવી રીતે ઉદ્ભવેલા પત્રો માંથી ઘણા ખરા પોસ્ટ થતાજ નથી.

અને આવા પોસ્ટ કર્યા વિનાના પત્રો કોને લખાએલા હોય છે તે જાણવાની તમને ઉત્કંઠા હશે. ઘણીય વખત કોઇ નાટક કંપનીના માલીકને, એવા પત્રો લખવાનું મન થઇ આવતાં, લખ્યા છે..." તમે મારા પૈસા ધુતી લીધા. તમારો ડાયરેકટર ગધેડો છે કે પેલા ત્રીસ વર્ષના જાડા બણુચકને સોળ વર્ષની સુંદરીનો પાર્ટ આપ્યો. તમારા એકટરોને ભેંસાસુર રાગજ આવડતો હશે...મહેરબાની કરીને આવાં નાટકો બતાવવાં બંધ કરો નહીં તો મારો આશ્રય ગુમાવી બેસશો. વગેરે વગેરે" પણ થોડો વખત વિચાર કર્યા પછી મને માલમ પડે છે કે એ લોકો મારા કહેવાથી કૈં નાટક બંધ કરવાના નથી. અથવા હું નહીં જાઉં તો કંપની દેવાળું પણ નહીં કાઢે. હશે આવતી દીવાળીએ એજ કંપની કોઇ સારો નાટક પાડશે ત્યારે મને જોવાનું મન થશે...આવા વિચારો કર્યા પછી હું પત્ર ટપાલમાં નાખવાનું માંડી વાળું છું.

કેટલીક વખત તો પત્રો મનમાંજ રચાઇને તરતજ કાગળ પર કાળા બીલાડાની માફક, ચીતરાઇ જાય છે, પણ પરબીડીઆંનાં ફાંફાં પડવાથી પોસ્ટ થઇ શકતાં નથી. ઉદાહરણ તરીકે વાંચો ઇલેકટ્રીક સપ્લાઇ કંપનીને મારો સખ્ત અણગમો દર્શાવતો નીચેનો પત્રઃ—

સાહેબો,

તમારું રુ. ૧૦૮–૭–૦ નું બીલ આજે સવારે મળ્યું. એ વાંચીને મને ખાત્રી થઇ ચુકી

* સૂચિત.

છે કે તમો બધા સોનેરી ટોળીના સભ્યો છો અને તમારી કંપની એક "બદમાશોનો સંઘ" છે. તમો લખો છો કે મેં ઉપલી રકમનું બીલ આપ્યું નથી: આ વાત સાવ પાયા વગરની છે. મેં તમારું બીલ ચુકવી આપ્યું છે. મને એ વાતની બરાબર ખબર છે. મારી પાસે રસીદ નથી એનો અર્થ એમ નથી થતો કે મે બીલ આપ્યું નથી. ચહાના પ્યાલાં મુકવામાં એ રસીદ તણાઇ ગઇ હશે. મારું મન કહે છે કે મેં તમારું બીલ ચુકવી આપ્યું છે. આના કરતાં વધારે સાબીતી કઇ આપુ?

આ મારી લાગણીને તમારે માન આપવું જોઇએ. તમારા માણુસને બીલ ચુકવી આપ્યું છે એ તો મારા ડીકાની બને પણ ખબર છે: તમારા માણુસને નહીં તો બીજા કોઇ પણ માણુસને એ બીલ ચુકવી આપ્યું છે એ વીશે શંકા છેજ નહીં. તમે બધા મવાલીઓ અને બદમાસો છો એ તમારો હીસાબજ બતવી આપે છે. મારા બ્લૉકમાં આઠ બત્તીઓ છે. પાંચ છ મહીના થયાં હું સાન્તાક્રુઝ રહેતો હતો એટલે પાવર વપરાયો પણ નહોતો, છતાં તમને રુ. ૧૦૮-૭-૦ નું બીલ મોકલતાં શરમ લાગતી નથી. તમારો મીટર વાંચનારો નોકર હરામખોર છે એ હું જાણુતો નથી એમ નહીં.

જે હોય તે. મને ચોખ્ખે ચોખ્ખું કહી દેવા દો કે હું તમને એક રાતી પાઇ પણ પરખાવવાનો નથી. હું જેલમાં વખત આવ્યે જઇશ પણ તમને તો પૈસા નહીંજ આપું. અને એટલું યાદ રાખજો કે મને તમે મૂર્ખો નહીં બનાવી શકો. મારા લાગવગવાળા મિત્રો ઘણાં છે એ ભુલશો નહીં. મારો એક લંગોટીઓ દોસ્ત પોલીસ ઇન્સપેક્ટર છે: બીજો એક રોડી એમ. એ. એલ એલ. બી. છે, અને મારે દૂરનો સાળો એક પ્રખ્યાત બેંકમાં હેડ કેશીયર છે. મારી સામે માથું ઉંચકશો તો તમારે ખરાબ પરિણામ ભોગવવાં પડશે: તમારી કંપની દેવાળું કાઢશે.

લી.

તમારા જેવા કમઅક્કલોનો દુશ્મન

આ આખો કાગળ લખ ઇ ગયો અને ડીકાની બાએ એક નકલ પણ ઉતારી લીધી કે જેથી, વખત આવે તો, કૉર્ટમાં પુરાવા તરીકે રજુ કરી શકાય. પણ પરબીડીયું નહીં મળવાથી આ કાગળ એમને એમ હવા ખાતો બીજે પડી રહ્યો. બીજે દિવસે સવારના મેં એ પત્રને ટેબલ પર જોયો મને થયું, "ચાલ જીવ! મારે શા માટે મવાલીઓની સાથે મવાલી બનવું! એવાઓને તો, ગાંધીજી કહે છે તેમાં પ્રેમથી વશ કરવા જોઇએ...વખતે એ લોકો મવાલી પણ ન હોય. લુચ્ચાઓ હોય તો કંપની આટલાં બધાં વર્ષો ટકી ન શકે. મારી ભુલ પણ થતી હોય. અને આટલું મોટું બીલ થવાનું કારણુ એમ પણ હોય કે અમે સાન્તાક્રુઝ ગયા ત્યારે અમારા બંધ બ્લૉકમાં આઠે આઠ બત્તીઓ પાંચ મહીના સુધી અખંડ બળતી રહી હશે...હશે. આ વખતે ભલે ઇલેકટ્રીક કંપનીને ખાટવા દો. બીજી વખતે હું બહારગામ જઇશ ત્યારે મેઇન સ્વીચ ઑફ કરતો જઇશ, રસીદ બરાબર સાચવીશ અને હું જાતે જ મીટર તપાસી જોઇશ કે ભુલ થતી નથી."

અને નીચેનો પત્ર મેં પોસ્ટ કર્યો:—

વહાલા સાહેબો,

આપને બીલ મોકલતાં વિલંબ થયો માટે મારી દીલગીરી દર્શાવું છું અને આ સાથે રુ. ૧૦૮-૭-૦ નો ચેક બીડું છું.

લી.

તમારો સદાનો.

મારી છત્રી ખોવાઇ ગઇ ત્યારે રેલ્વે કંપનીને મેં નીચેનો પત્ર લખી કાઢયો હતો. એ પણ પોસ્ટ થયો નહોતો:—

સાહેબો,

ચર્નીરોડની ઓફીસમાંથી કંઈ જવાબ ન મળવાથી તમારી હેડ ઓફીસમાં આ પત્ર લખવાની ફરજ પડે છે. તમારી ચર્નીરોડની ઓફીસનાં ભાડુતી માણસોએ મને ન્યાય આપ્યો નથી એટલે હેડ ઓફીસના દેવતાઓ પાસે ન્યાય માંગી રહ્યો છું.

ગએ અઠવાડીએ ચર્નીરોડથી વીરાર જતાં તમારી કંપનીની એકાદેક લોકલ ટ્રેનમાં, વહાઇટવે લેડલોના સેલમાંથી લીધેલી, મારી છત્રી રહી ગઇ છે. કઇ લોકલ હતી તે મને ખબર નથી. તમારી લોકલોના ટાઇમ એટલા કઢંગા હોય છે કે કોઇને પણ ધ્યાન ન રહે, ટાઇમ ટેબલ હું મારી પાસે રાખતો નથી.

માટે મહેરબાની કરીને મારી છત્રી જલ્દી પાછી મોકલી આપજો. ઉતાવળથી મોકલજો કારણ કે વાયુશાસ્ત્રીના વર્તારા પ્રમાણે ત્રણ દિવસમાં સખ્ત વરસાદ પડશે અને મારે છત્રી જોઇશે.

મારી છત્રી શોધતાં તમને જરા પણ આપદા નહીં પડે: ચર્નીરોડથી વીરાર સુધીમાં તમને એ જડી આવશે. અત્યાર સુધી તમારા ભાડુતી નોકરોએ મને જરા પણ દાદ આપી નથી. આવા બેવકુફ નોકરોને શા માટે ઝાડુ નથી આપતા?

આનો ચોવીસ કલાકમાં જવાબ નહીં મળે તો હું મારા વકીલની સલાહ લઇશ.

તમારો.

તા. ક.

મારો એક મિત્ર ખબર આપે છે કે મારી અથવા મારા જેવી–છત્રી તમારી કંપનીના એક પારસી ગાર્ડ પાસે જોવામાં આવી છે.

આ પત્ર હું પોસ્ટ કરતે તો રેલ્વે કંપનીને જવાબ આપવોજ પડતે; વકીલની સલાહ લેવાની ધમકીની તરત અસર થતે. પણ પત્ર પોસ્ટ કરવા જતો હતો ત્યાં કીકાની બાએ ખબર આપી કે છત્રી કબાટ પાછળથી સહીસલામત જડી છે.

આવા પોસ્ટ થયા વિનાના પત્રો લખવાનું બીજું કારણ તો એ છે કે મને ઘણી ઘણી વખત ઉદાર થઇને સખાવત કરવાનું મન થઇ આવે છે. અનેક વખત મારા હૃદયમાં વિશ્વબંધુત્વની દિવ્ય ભાવના પ્રગટી ઉઠે છે. એક વખત મેં વાંચ્યું કે હોઆંગહો નદીમાં રેલ આવી અને અસંખ્ય ચીનાઓ તણાઇ મુઆ. આ વાંચીને તરતજ ચીન દેશ પ્રત્યેના મારાં સ્નેહ ઝરણો ફુટી નીકળ્યાં અને "ગરીબોનો મિત્ર" એવી સહી સાથે રુ. ૫૦૦૦) નો 'એલાયન્સ બેન્ક ઑફ સીમલા' પર ચેક પણ લખી કાઢયો. પણ આ આ પોસ્ટ કરવા જતો હતો ત્યારે મારા કીકાની ભુગોળ મારા હાથમાં આવી અને એમાંથી માલમ પડયું કે ૪૮ કરોડ ચીનાઓ આટલા નાના પ્રદેશમાં રહે છે. આવા નાના દેશમાં આટલા બધા લોકોથી કેમ રહી શકાય? એ લોકો ડુબી નહીં જાય તો શું કરે? કંઇ નહીં. હવે ભવિષ્યમાં યાંગસેકયાંગ નદીમાં રેલ આવશે ત્યારે જરુર મદદ મોકલીશ: એમ કરીને પત્ર પોસ્ટ કરવાનો વિચાર માંડી વાળ્યો.

પણ કેટલીક વખત બહુ બહુ વિચારો કરવાથી મારી ઉદારતાનાં ઝરણો સહરાના રણમાં વહી જઇ સુકાઇ જાય છે. 'ચરખા પ્રચારક સંઘ'ના એક કાર્યકર્તા પર લખેલો નીચેનો પત્ર આ વાતની સાક્ષી પુરશે:–

મહાશય,

આ સાથે ચરખાના પ્રચાર માટે રુ. ૧૦૦૦.) અંકે એક હજાર નો ચેક મોકલું છું તે સ્વીકારી સેવકને આભારી કરશો.

આપ મને ઓળખતા નહીં હો, પણ હું તો આપને બાવા અદમના સમયથી ઓળખું છું. આજે સવારે ચરખાના પ્રચાર વીશેનું આપનું ભાષણ સાંભળી મારા પર બહુજ અસર થઇ છે, અને મારું અન્યથા કઠણ હૃદય બરફની માફક ઓગળી ગયું છે. ખાદી અને ચરખો આપણા દેશનો કેવી રીતે ઉદ્ધાર કરી શકશે તે હું જાણતો નથી–જાણવા માગતો પણ નથી– છતાં આપને આ નાનીશી રકમ મોકલું છું તે સ્વીકારશો.

આપે પંચમહાલનાં ભીલ લોકોમાં ચરખા અને ખાદીનો પ્રચાર કરવા વીશે, "બે શબ્દો કહીશ" એમ કહેતા છતાં, બસો કલાક હતાં. આપનું ભાષણ હું બરાબર સમજી શકયો નથી છતાં હું એમ અનુમાન બાંધી શકું છું કે બાપડા ભીલો અભણ છે, એ લોકોના દેશમાં પીઅર્સના સાબુ મળતા નથી અને "બેનહુર" જેવી સારી સારી ફીલ્મો બતાવવામાં આવતી નથી. ટુંકમાં એ લોકો દુઃખમાં છે અને ખાદીજ એમનો ઉદ્ધાર કરી શકશે. આપને એ પ્રદેશમાં થોડા સેવાભિલાષી કાર્યકર્તાઓ જોઇએ છે એમ પણ આપે કહ્યું હતું. મહાશય, હું જાતેજ આપની સાથે પંચમહાલ આવું એવો મને વિચાર આવ્યા કરે છે. મને તો એમ લાગે છે કે આપને હજાર રુપીઆ મોકલવા કરતાં હું મારી સેવાજ આપના કાર્યમાં અર્પણ કરું. આ બધા વિચારોને અંતે હું એમ નિશ્ચય પર આવ્યો છું કે મારે આપની સાથે પંચમહાલ જવું અને ભીલોનો ઉદ્ધાર કરવો. આપ દાહોદ સુધીના મારા સેકન્ડ કલાસ ગાડીભાડાની વ્યવસ્થા કરી શકતા હો તો હું જરુર આવીશ.

આપનો પ્રત્યુતર મળે ત્યાં સુધી ઉપલી રકમનો ચેક મારી પાસેજ રાખું છું.

લી.

સેવાભિલાષી

આવા આવા તો ઘણાએ પત્રો મેં લખ્યા. પણ નાખવાનું મન હતું પણ પરબીડીયું ન મળ્યું અને કેટલાક જાણી જોઇને પોસ્ટ ન કર્યા. એક વખત તો સાહિત્ય પરિષદના મંત્રીઓને પત્ર લખ્યો હતો કે સાહિત્ય-પરિષદ સુરતમાં તિલક મેદાનમાં ભરવી અને રા. "દાલચીવડા" અથવા કોઇ રા. "સક્કરપારા"ને પ્રમુખપદ આપવું પણ––

જુઓને ! આમ તમને મારા બધાએ પત્રો વંચાવી દઉં એ મારા કીકાની બાને ગમતું નથી એટલે લાચાર. *

* સ્ટીફન લીકોક પરથી સૂચિત.





# કેટલાંક સંવનન

સંપાદક :

રા. ચ્યવનરાય શુકલ

[અનુસંધાન : પુ. ૧૩ : અં. ૪—પૃષ્ઠ ૩૭૧.]

૧૦

"ઠીક ત્યારે. જાઉ છું. મેં ઘણીઘણી આશાઓ રાખી હતી, મેં ઘણી ઈમારતો ચણી હતી પણ હવે તો બધું એ નિરર્થક ને ! તમને ચ્હાવાં એમાં મારી મૂર્ખતા, પશુતા હરીને ? તમે નહીં જાણતાં હો, નહીં માનતા હો પણ હું તમારે આધારેજ ટકી રહેલ. હું તો તમને ચાહુ છું. ન ચાહુ એવું કદાપિ પણ નહી બને. હું તમને કેટલો ચાહુ છું તે હવે હું તમને બતાડી આપીશ. તમારી ઇચ્છા, તમારા હુકમને હું હંમેશાં માન આપી મારા માથે ચઢાવીશ. તમે મને અહીંથી ચાલ્યા જવા ફરમાવો છો. તો મારી ફરજ છે કે તમારા ફરમાનને મારે અનુસરવું. ઠીક ત્યારે સાહેબજી !"

મેં પુઠ ફેરવી ચાલવા માંડયુ. પણ આ શું ? તરાપ મારી એણે મારું કાંડુ કેમ પકડયું ?

"સાંભળો, સાંભળો મી. રાય ! ખોટું ન લગાડો. ઉંધો અર્થ ન કરો. તમેં મને હૃદયશૂન્ય સમજો છો ? અરે ! મને શું શું થઇ રહ્યું છે તે તમે જાણતા નથી, સમજી શકતા નથી."

મંત્રમુગ્ધ સાપ માફક હું ત્યાંજ ચોટી ગયો. એનું કહેલું સાંભળી થઇ હું બોલ્યો: "લીલી ! વહાલી લીલી ! હવે ભુલ ભાગી. ત્યારે તમે પણ મને ચાહોછોજ. હું તમારો, તમે મારાં, કોઇ આપણને જુદાં નહીંજ પાડે."

એણે પોતાનું મોં બે હાથથી ઢાંકી દીધું અને ડચકીયાં ખાતી બોલી: "મી. રાય ! કહો, કહો, અરે ! તમે મને કયી બાજુ ઘસડી જાઓ છો તે."

"કહ્યું પણ નહીં. આખા વિશ્વનો પ્રેરક આપણને પ્રેરી રહ્યો છે. કહો, કહો તમારા જેવાં ધર્મભીરુ એની પ્રેરણાની અવગણના કરી

શકશે ?"

"વહાલા ! મારી બુદ્ધિ બહેર મારી ગઇ છે. લો, આ કાગળ તો વાંચો."

મેં લીધો, વાંચ્યો અને ચીંદરીંચીંદા કરી કાપલીઓ બુટ તળે ચગદી નાખી.

"કેવું કપટ ? કેવું તરકટ ? લીલી ડીયર ! હું કહુ છું કે આવી શુષ્ક ફીલ્સુફીથી ભોળવાઇ જઇ તમે તમારો અવતાર ન બગાડો. વિધવા માટે બ્રહ્મચર્ય સ્વર્ગની સીડી છે. કેવું સુંદર કથન ? હું પુછું સંસારીઓ, ગૃહસ્થાશ્રમીઓ માટે નહીં કે ? વિધવા માટે પુનર્લગ્ન પાપ કેમ ? વિધુર માટે પુર્નલગ્ન પુણ્ય કેમ ?" એણે જવાબ ન આપ્યો. મેં જેજે કહ્યું તે ફક્ત સાંભળ્યાંજ કર્યું. થોડીવાર થાક ખાઇ મેં આગળ ચલાવ્યુ. "વહાલી ! ઇશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન કરશો ? વિધિનું વિધાન ફેરવી શકશો ? આપણો સંયોગ કેવી સુંદર રીતે થયો છે ? અને એ કરાવનાર કોણ ? આપણું પરસ્પરનું આકર્ષણ કેવી અજબ રીતે થયું છે ? આપણા મીલને મને ખાત્રી કરી આપી છે કે વિશ્વનો કર્ત્તા છે તે આપણો મદારી છેજ. મારું ઉપરાણું લેવાની બુદ્ધિ તમને કોણે સુઝાડી ? મારો પ્રશ્ન લેવાની અક્કલ તમને કોણે આપી ? કહો. કહો, જે કહેવું હોય તે સાચે સાચું કહો. તમારા અંતરમાં અત્યારે શું ચાલી રહ્યું છે તે હું તો સમઝીજ ગયો છું. હું તો માનુ છું કે તમે મને ચાહોછોજ."

એને એક ચમકી આવી ગઇ. આંખો ઉઘાડી ભાગ્યાતુટયા શબ્દમાં એ બોલી: "હું તમને ચાહું છુંજ."

૧૧

"તમે તો દેવી છો. તમે મને જે હમણાં કહ્યું તે તો હું કયારનોએ જાણું છું."

"તમે જાણતા હતા શું ? ચમકી હોય એમ એ બોલી: "જાણતા હતા છતાં તમે મને ચહાઓ છો ?"

"હા. હાલ હું તમને જેવું અને જેટલુ ચહાઉં છું તેવું અને તેટલું તો તે વખતે નહીંજ. તે વખતે હું એટલુંજ ઇચ્છતો કે એકવાર તમને મારા પર વિશ્વાસ બેસે, એકવાર તમે મારા આગળ વિના સંકોચે તમારું ઉર હલકુ કરી શકો."

"વહાલા ! હું બોલુબોલુ એમ મને ઘણી વાર થએલું પણ તમે મને કઠોર, ઉદ્ધત અને બેપરવાં લાગતા. અને તેથી હું તમારાથી ડરતી."

"તો હવે ?"

"હવે !" મંદ હાસ્ય કરતી તે બોલી; "હવે તો લગારે ડર રહ્યો નથી. તમે મને ખરેખર ચાહો છો ? તમારા માનની હું કેટલી બધી ભુખી હતી તે મારું મનજ જાણે છે."

"હા ! હું તો તમને પુજું છું. તમે તો પુર્નજીવન બક્ષનાર અમૃતસંજીવની છો. હું મારી જાતને ભાગ્યશાળી માનું છું. હું આજના દિવસને ધન્ય માનું છું. તમે મારાં પત્ની કહેવાઓ એમાં શોભા છે, તમને તેમજ મને. હું તમારો પતિ થવા લાયક છું ?"

એણે હાથ પહોળા કર્યા અને એ ચુડમાં હું ભીડાયો.

૧૨

લપઝપ વાત કર્યા પછી એણે...જવા ટ્રંક તૈઆર કરવા માંડી. ચિંતાગ્રસ્ત મુખે મેં પુછ્યુ: "સાચે, ડીયર ! તમે ત્યારે જશોજ શું ?"

"હારતો" ટ્રંકમાં લુગડાં ભરતાં ભરતાં જવાબ આપ્યો.

"આટલાં બધાં અચીત્યાં, આટલાં બધાં જલ્દી ? હવે આપણે કયારે મળવાનાં ?" મેં દીનવદને પુછ્યું.

"પણ મારા જવાથી તમને નુકશાન શું છે ?" પરાણે ઠાવકું મોઢું રાખી તે બોલી.

"લીલી ડીયર ! હજુ પણ તમને મારા પર વિશ્વાસ નથી ? મારી વાત તમારા માન્યામાં નથી આવતી ?"

"ઉહ."

"કહો, કહો. તમે કહો તે રીતે ત્યારે હું તમને ખાત્રી કરી આપું ?"

"બહુ થયું. મને જવા દો હવે કોઇ આવશે. જોશે." ગભરાતાં ગભરાતાં બોલી.

"ત્યારે તમે જવાનાંજ. ખરું ને ?" એના હાથ રમાડતાં રમાડતાં મેં કહ્યું: "તમે ક્યારે આવવાનાં તે નહીંજ કહોને ? મને કૈં પણ આશા નહીં આપો ? તમારા વિયોગે હું શી રીતે ટકી શકીશ ?"

"હવે જવા દો. મહેરબાની કરી જવા દો. કોઇ આવશે તો ભોગ થશે." હાથ છોડાવવાનો યત્ન કરતાં તે બોલી.

"ખરેખર !" ઘુંટણીએ પડી દયામણે મોઢે ઉંચુ ભાળી એનો હાથ હલાવતાં મેં કહ્યું: "ખરેખર ! જો તમે મારાથી કંટાળી ગયાં હો તો તે કહો. હું તમને બહુ ત્રાસ આપુ છું ખરું ?"

"અરે ! અરે ! આ શું કરો છો ? ઉભા થાઓ. મને પાપમાં ન નાખો. મને પગે લાગો છો ! આવું ફારસ ન કરો." એ મને ઉઠાડતાં બોલી.

"વહાલી !" મેં કહ્યું; "હજી પણ તમને આ ફારસજ લાગે છે શું ? નસીબ ! હું તો તમને પુજું છું. તમે તો મારાં આરાધ્ય દેવી છો. તમે તો મારો આધાર છો. તમે સર્વ ગુણ સંપન્ન છો. તમે આદર્શ યુવતી છો. તમે મને કેટલાં વહાલાં છો તે હું વાણીથી વ્યક્ત કરી શકતો નથી.

તે પળની અમારી લાગણીઓનો ખ્યાલ આપી શકાય એમ નથી. મારો શ્વાસોચ્છવાસ જાણે અટકી ગયો હોય, બંધ પડી ગયો હોય. લોહીની ગતિ જાણે થંભી ગઇ. મારા પગ પણ જાણે ગાભાનાજ બનેલા હોયને !

કેટલીક વાર અમે શાન્ત રહ્યાં. પણ છેવટે મારી કાકલુદી, મારી આજીજી નિષ્ફલ ન ગઇ. એણે પોતાની કઠોરતા બદલ માફ માગી! મારે જોઇતુ હતું તે મેં એની પાસેથી કઢાવ્યું.

એ પછી શું શું બન્યું તેનું વર્ણન કરવાની કૈંજ જરૂરે નથી.

૧૩

એણે હાથના ઇસારે મને બેસવા સુચવ્યું પણ હું તો એના આગળ ખડો રહીનેજ મારો કેસ રજુ કરવા લાગ્યો.

"ચમકશો નહીં." આ ઉપોદ્ઘાતે એના હોઠ પર સ્મિત આણ્યું. મેં ધાર્યું લીલી પર આ પહેલવેહલીજ ચઢાઇ હતી. પણ ખરું જોતાં એના પર તો આ અગાઉ આથી ઘણી ચઢાઇઓ થઇ ચુકી હતી. આ ચઢાઇ અને અગાઉની ચઢાઇઓમાં તફાવત એટલોજ કે અત્યાર સુધી એ હલ્લાઓની ટક્કર ઝીલી શકી હતી પણ આ વખતે તે ઝીલી શકી નહીં.

"હું માનું છું કે" મેં આગળ ચલાવ્યું "કોઇને એકદમ મોઢા મોઢ કહી દેવું કે—હું 'તમને ચાહું છું' એ કૈં સહેલ નથી."

એના હોઠ મલક્યા. મેં તો ચાલુંજ રાખ્યું

"લીલી ! જો મારું બોલવું ઢંગધડા વગરનું લાગતું હોય તો મને માફ કરજો. હું તમને ક્યારનો ઓળખું છું. એટલા વખતમાં આવો પ્રેમ ('પ્રેમ' શબ્દ ઉચ્ચારતાં ધાર્યા કરતાં વધારે વખત લાગ્યો. જેવાં ભાવથીનું ભક્ત રામકૃષ્ણનું નામ ઉચરે તેવાજ ભાવથી એ શબ્દ ઉચરાયો હતો. અને લીલી પણ એ ભાવ પામી ગઇ હતી) જાગે એ કદાચ તમારા માન્યામાં નહીં આવતું હોય પણ ના એ પ્રેમ, એનો પ્રેમ જાગ્યો છેજ.

હવે, મારું જીવન તમારા હાથમાં છે. અલબત ! હું જે તમારી પાસે માગું છું એ કૈં નાનુંસુનું નથી. પહેલાં તો એજ જોવાનું છે કે હું તમારા માટે લાયક છું કે કેમ. સાંભળો. હું તમને મારા જીવનનાં સાથી બનાવવા માગું છું. હા. તમને હંમેશાં સુખી રાખવાં એ તો મારી ફરજજ છે."

બસ, આથી વધારે મારાથી બોલી શકાયુ નહીં.

"મી. રાય !" લીલીના શબ્દ દેખીતી રીતે ઠંડાગાર કરી નાખે એવા હતા પણ ખરું જોતાં તો લ્યાનતી દેવીની એ વાણી હતી, "તમે જે માગો છો તેનું મહત્વ સમજો છો ? આ કૈં બચ્ચાંના ખેલ નથી. મને પુરતો વિચાર કરવાની તક આપો. નિર્ણય પર આવવાને સમય જોઇએ એમ છે."

"ના, ના. મારે તો હમણાંજ જવાબ જોઇએ," મેં હઠ લીધી. તે ઉંમરા પર બેઠી હતી. ત્યાંથી એણે મારા તરફ ઉંચું જોયું. અમારી મુલાકાત દરમ્યાન આ પહેલીજવાર મારી આંખ એની આંખ સાથે ભળી. અતિશયોક્તિ કરવાની કૈંજ જરુર નથી. હું પ્રેમમાં પડયો હતો. પ્રેમ ગમે એવા દઢ સંયમીઓ પર પણ પોતાનો પ્રભાવ પાડે છે. એ નેત્રનું તેજ અલૌકિક હતું. હું ઘુંટણીએ પડયો. એનો ગભરુ હાથ લંબાયો. મારા બે હાથમાં એ આવી ગયો.

"ના, જે કહેવું હોય તે મને હમણાંજ કહો. હા કે ના." મેં અસરકારક તાણ કરી.

સંવનન ઘણાં થએલાં પણ આ રીત તો નવી હતી. હાથ ચુમતો જાઉં અને આંખથી આંખનુ તેજ પીતો જાઉં. આ સ્થિતિ લગાર ગભરાવે એવી ખરી પણ ન ગમે એવી તો નહીંજ. એના બન્ને હાથ મારા હાથમાં પકડી ઉભો થઇ એના ગાલ ભણી લળી અટકચાળું કર્યું. સાહસિક બનતાં મેં કહ્યું. "લીલી ડીયર ! હા નહીંજ કહે ? ના, ના. આમ ન થાય."

એણે હા પાડીજ, એનું ડોકું મારા ખભે પડયું. મારા પ્રથમ ચુમ્બને એના હોઠ પર આણેલી ઉષ્ણતાની અસર લાંબો સમય ટકી.

૧૬

"લીલી ! ડીયર લીલી ! જો મારી સમજ ફેર થતી હોય તો તમે મને સુધારો, જો હું ભુલ કરતો હોઉં તો તમે મને રોકો, પણ મને તો લાગે છે કે સર્વશક્તિમાને સંસારશકટ ચલાવવા આપણ બન્નેને એકજ ધૂરી નીચે જોડાવા સર્જ્યાં છે."

"અરે મી. રાય ! હજીસુધી તો પુનર્લગ્ન કરવાનો વિચાર સરખો પણ મને નથી આવ્યો."

"ના. મને તો આવ્યો છેજ. અને તે પણ કેટલાએ વખતથી."

"તમને આવ્યો હશે પણ મને તો આવ્યો નથી કે આવવાનો સંભવ પણ નથી."

"વિધવા શરુઆતમાં તો એમજ કહે. મેં એવું વાંચ્યું છે, સાંભળ્યું છે, અનુભવું છું."

"પણ હું કૈં બીજી વિધવાઓ જેવી નથી. સમજ્યા ?"

"હું તમને ઘણા વખતથી ઓળખું છું, સારી રીતે ઓળખું છું. તમે પણ મને ન ઓળખતાં હોય એમ ન બને."

એણે સાંભળ્યાજ કર્યું.

× × ×

એ તોરણ બનાવતી હતી. મારા તરફ જોવા પરવા ન કરતી હોય એમ લાગ્યું. ગળગળા સાદે મેં કહ્યું: "મને આમ તરછોડો નહીં, ધુતકારો નહીં તમારી કઠોરતા મારું હૃદય ભેદી નાખે છે. બીજા યુવાનો ભલે એક ઠેકાણેથી ઉડી બીજે ઠેકાણે વળગે પણ હું એવો નથી. હું વાક્પટુ નહીં હોઉં, ફુલફટાક નહીં હોઉં એ કબુલ; પણ હું

તમને ખાત્રી આપું છું કે તમને અનુકુળ આવવા હું મારાથી બનતુ કરીશ. તમારી ઇચ્છાને હું ઇશ્વરી આજ્ઞા માની અનુસરીશ, દૈવી ફરમાન માની તાબે થઇશ. તમારા કોડ પુરા પાડવા હું પાછી પાની નહીં કરું. મારી પાસે જે હોય તે તમારુંજ છે. વગર માગે તમે લઇ શકશો. હું કોઇ પણ કાર્યમાં નિષ્ફલ નીવડયો નથી. મારી બધી આશાઓ પૂર્ણ થઇ છે. ફકત એકજ બાદ. તમારી બાબતની. મારી આશા શું નહીં પુરાય ?"

મારી આંખમાં ઝળઝળીમાં આવી ગયાં. એની આંખો પણ આંસુથી પુર હતી.

"ઠીક છે. હું જોઇશ." ફકત એટલુંજ તે બોલી શકી.

"વહાલી લીલી ! એમાં જોવાનું શું છે ?" મેં દીનતાથી પુછયું.

"તો વહાલા ! હવે પુછવાપણું રહ્યું છેજ કયાં ? અબળાનું અંતર ઉકેલતાં તમને નથી આવડતું ? મારે મોઢે તમે શું કહેવડાવો છો ?"

૧૪

"ત્યારે, આપણું લગ્ન નહીંજ થાય ને ? તમે મને નહીં પરણી શકો ?"

"સાચે. આ વાત હવે આટલેથીજ અટકાવો. હું કે તમને સહેલાઇથી નકારી શકતી નથી. છતાં એ પણ એક રીતે ઠીક થયું. તમે કહેલું સત્ય સમજી શકયા."

"પણ હું માનું છું કે પ્રેમની અવગણના તો તમે તથીજ કરતાં. બ્રહ્મચર્યપાલનજ તમારો એક પુરો ઉદ્દેશ છે. સંભોગનો તમને અણગમો છે. એજ કે બીજું કંઈ ?"

"તમે ખરું કહો છો અને વળી જે સ્થિતિમાં હાલ હું છું તે સ્થિતિ પણ કંઈ ખોટી નથી."

"પણ જો તમે મને ચહાતાંજ હો તો તમે મને ન પરણી શકો ? આપણે સુખી થઇશું. તમે તમારા વિચાર ન ફેરવો ? કદિ પ્રયાસ કરેલો ખરો ?"

"મારા વિચાર ભાગ્યેજ ફરી શકે."

હું ખસતો ખસતો એની પાસે ગયો. છજા પર સુકવેલું લુગડું ફરફર ઉડતું હતું.

"મને માફ કરો હું ચક્રમ છું. તમે વાયલ છો આપણે બન્ને વિચિત્ર પ્રકૃતિનાં છીએ. આથી જ હું માનું છું કે જો તમે મને ખરેખર ચહાતાં જ હો તો તમે મને ન પરણી શકો એમ નજ બને. જો તમે મારી માગણી કબુલ રાખો તો હું તમને તમારો ટેક પાળવામાં મદદ કરીશ. હું એથી દુ:ખી નહીં જાઉં. ઉલ્ટું હું તો મગરુર થઇશ. ધુની સ્ત્રીનો ધણી થવામાં હું તો માન સમજું છું. તમે બ્રહ્મચર્ય પાલન કરશો અને કરાવશો, પવિત્ર બનશો અને બનાવશો, ઉન્નત થશો અને કરશો. ઉન્મત્ત પ્રેમનો આ સન્નિપાત નથી. હું જે કહું છું તે ખરું કહું છું, અંતઃકરણપૂર્વક કહું છું. તમારાં સ્વપ્ન સત્ય ઠરાવવા હું મારાથી બનતું કરીશ.



મારા પ્રથમ ચુંબને—

બસ એ હસીજ.

"મારાં સ્વપ્ન શાં છે તે તમે જાણો છો ? મેં તમને આ સંબંધી કયારે વાત કરી છે ? તમે બોલવામાં બંધાઇ જતા પહેલાં ખુબ વિચાર કરજો નહીં તો પસ્તાશો. લગ્ન મારા આદર્શની આડે ન આવવું જોઇએ. લગ્ન મને બંધનકર્તા ન હોવું જોઇએ. લગ્ન મને ઉત્તેજન આપે

આડ ખીલી ન કરે. સ્ત્રીત્વનું સાફલ્ય એની તન્મયતામાં છે. એના. પ્રેમમાં એના શોખમાં વિભાગ ન હોવા જોઇએ. પોતાની વ્યાજબી ધુન પુરી કરવા પોતાનો આત્મભોગ આપવો જોઇએ."

"જો હું મોટો માણુસ હોત તો સ્ત્રીના પ્રેમને હું પાત્ર ઠરી ચુકયો હોત. મારામાં જો કોઇ શક્તિ હોયજ તો તે પણુ હજુસુધી તો ગુમજ છે. તમારી કસોટીમાં હું શી રીતે કસાઉં ? શું થાઉં ? સ્ત્રીઓ મોટા માણુસની લોભી હોય છે. ભુખી હોય છે. મારા જેવો તમારી શી ગણુતરીમાં ? તમારી દષ્ટિએ મારો શો હીસાબ ? હું મોટો માણુસ કદાચ નએ થઇ શકું છતાં મને એટલો તો વિશ્વાસ છે કે તમારી સહાય હોય તો હું એકાદ ઉપયોગી કામ ન કરી શકુ એમ નહી. સદ્ભાગ્ય છે આપણું કે તમારા અને મારા વિચાર ઘણી બાબતોમાં મળતા આવે છે. જ્યારથી હું તમને સમજી શકયો છું, ઓળખી શકયો છું ત્યારથી હું આ જોઇ શકયો છું, જાણી શકયો છું."

"એ તો મને પણુ ખાત્રી છે કે તમે ઉપયોગી કામ કરી શકશો."

"શું તમને પણુ એમજ લાગે છે ? તો તો કેવું મઝાનું !"

"પણુ તમે એક ભુલ કરો છો, મને અન્યાય કરો છો. યાદ રાખજો, હું મોટા માણુસનેજ ચહાઉં એવું કંઈ નથી."

"કારણુ ?"

"કારણુ હું સમજાવી શકતી નથી, હું પોતે જ જાણી કે સમજી શકતી નથી. પણુ મારું કહેવું તો સાચું છે. પણુ હું એટલું કહી શકું છું કે મારા જેવા સ્વભાવની સ્ત્રીઓ નૈતિક બળ ધરાવનાર પુરુષને પસંદ કરે છે. અમારે મન ખરો મર્દ તો તેજ કે જે ભલો હોય, ઉદાર હોય, સુહૃદ હોય, આસ્તિક હોય, સલુકાશવાળો હોય, શ્વેત અંતઃકરણનો હોય. મારા જેવી સ્ત્રીઓ તો મસ્તક કરતાં હૃદયનેજ વધારે વજન આપે. ખરો કદિ મોટા મનનો હોય. નજીવી વાતોમાં એ કદિપણુ માથુ ન મારે.. એનુ પેટ મોટુ હોય, એને એકલા કાન ન હોય, સાન પણુ હોય."

"પણુ લીલી ડીયર ! મને તો લાગે છે કે પુરુષો સ્ત્રીઓ માટે મરી ફીટે છે છતાં સ્ત્રીઓ તો બેપરવાજ હોય છે. પુરુષોને સ્ત્રીઓ માટે લાગણી થાય છે પણુ સ્ત્રીઓને પુરુષોને માટે લાગણી થતી નથી."

"એમ ?" નિઃશ્વાસ નાખી એ બોલી. "આ બાબતમાં હુ તો તમારાથી વિરુદ્ધ મતની છું. ચોક્કસ માનજો કે હૃદય એકલું પુરુષનેજ નથીઃ સ્ત્રીઓને પણુ હોય છેજ. અને મેં મારી લાગણીઓ તો તમને ઘણીયવાર બતાડી છે. અફસોસ ! મારે માટે કોઇ પુરુષનો પ્રેમ નીમાયો નથી."

"હું કંઈ સમજી શકતો નથી. કહો, કહો મારુ કહેવું શું ખોટું છે ? તમારા જેવી અજબ સ્ત્રી તો મેં કોઇપણુ ન જોઇ. તમે કબુલ કરો કે ન કરો પણુ તમારા જેવી હેતભીની સ્ત્રી તો મેં કયાંય પણુ નથી જોઇ. માફ કરો. તમારા અંતરમાં અત્યારે શુ ચાલી રહ્યું છે તે હું સારી પેઠે જાણુ છુ, સારીરીતે જોઉ છુ. તમે ઇચ્છો તો તમે મારું ઘર દીપાવી શકો. તમે એની ના પાડી શકશો ? નહિજ. જો તમે ના પાડશો તો હું માનીશ કે તમે તમારા અંતરાત્માને છેતરો છો."

"શાન્તં પાપં ! અંતરાત્માને છેતરવાનુ પાપ મારા હાથે થાયજ નહીં. અલબત. એ તો ખરું કે જો આજને આજ તમને કહી દઉ કે પ્રેમ અને લગ્ન—ઉભય તે માટે હું આજેજ તૈયાર છું તો તો મેં મારા અંતરાત્માને છેતર્યો કહેવાય. જન્મ મૃત્યુને માટેજ છે તેમ સ્ત્રી લગ્નને માટેજ

છે એવી આપણી માન્યતા છે તે હું નથી જાણતી એમ તો નહીં પણ..."

"પણ ધારો કે તમારા આ વિચાર ભવિષ્યમાં ફરે તો હું તમને અત્યારથી કહી મુકું છું કે તમે તે વખતે મારા તરફ જોજો. હું તમને વચન આપું છું કે તમારો ટેક તો હું તમને પાળવા દઇશ જ. એ બાબતમાં હું તમને નહીં દુભવું. ભાગ્ય પલટતાં કંઈ વાર લાગતી નથી. એવો વખત આવે કે જ્યારે તમને ઘણી મુઝવણો થાય, જ્યારે તમને મારી સેવાની અગત્ય પડે ત્યારે તમે મને બેલાશક બોલાવી શકશો. ઠીક ત્યારે, સાહેબજી."

"સાહેબજી."

× × ×

"આટલી હદ સુધી વાત આવી તોએ તમે સંદેશોએ ન મોકલ્યો." આધિવ્યાધિ ઉપાધિથી ત્રાસી ગએલ વ્યક્તિના દુઃખદ શબ્દ નીકળ્યા.

એણે ફક્ત માથુજ ધુણાવ્યુ. એનાં પોપચાં ફુલેલાં લાગ્યાં. એની આંખો ભારે જણાઇ.

"દોસ્તીનો દાવો પણ તમે ન જાળવ્યો?"

"ના."

"દહાડે દહાડે હું ઘસાતો ગયો. દિનપ્રતિદિન હું ગળતો ગયો. તમે આવશો, આશાનો એક બોલ બોલશો એમ વહાણુ વાય ને હું માનતો પણ સંધ્યા થાય એટલે ફીકકો પડતો. મરણ કીનારે આવી પહોંચ્યો તોએ તમે તમારો હાથ ન લંબાવ્યો."

"ના."

"તમે ડરતાં હતાં?"

એનાં પોપચાં ઢળ્યાં.

"તમે ડરતાં હતાં?" ફરીથી એનો એજ પ્રશ્ન થયો.

"હા. હું ડરતી હતી." અચકાતાં અચકાતાં બોલાયું.

"શા માટે? કોનાથી?"

"શા માટે? તમે મને જણાવ્યું નહીં તે માટે. કોનાથી? તમારાથી." હીંમત આણી તે બોલી.

"જો મેં તમને કહાવ્યું હોત તો તમે આવત? તમને મારી લાગણી હતી, છે? તમારાથી અવાત? મારા લલાટે તમે તમારો કર રાખત? તો તો પછી એ માંદગી પણ મને આશીર્વાદ થઇ પડત."

"વહાલા! હું મૂર્ખી માનમાં મરી ગઇ. મને માફ કરો. બાકી દર પળે મને એમજ થતું કે જો તમે મને અડધો શુકન કહો તો હું દોડતી આવુ. અભિમાનમાં હું આંધળી બની ગઇ હતી, મને કૈં કૈં થતું છતાં પણ મેં કાળજુ કઠણુ રાખ્યુ હતું. અરે પ્રભુ! મારા નાથ!"

૧૫

મેં ફરીથી કહેવા માંડયું: "બાજી તમારે હાથ છે. મારી જીવનદોરી તમે છો. હવે તો તમે પણ એ ન જાણતાં હો એ બનેજ નહીં."

લીલીનું હૃદય ધબકારા મારવા લાગ્યું. સાળુની કોરનો ઉકલી ગએલો દોરો તોડી નાખતાં એ બોલી: "મી. રાય! હું ચોખ્ખે ચોખ્ખી વાત કરું? હું સ્પષ્ટ કહું? ખુલ્લે ખુલ્લું બોલુ? આપણી વચ્ચે કોઇપણ પ્રકારનો પડદો રહેવો ન જોઇએ. તમે પણ ઉંધો અર્થ નહીં કરો. જો મારું બોલવું તમને કઢંગુ લાગે તો તમે મને માફ કરજો."

"જે કહેવું હોય તે બેલાશક કહી નાખો. ખમચાશો નહીં, અચકાશો નહીં. હું અવળો અર્થ નહીં કરું."

"અત્યાર સુધી તમે મારા પ્રત્યે જે માયા, સુજનતા, સલુકાઇ રાખ્યાં છે તે બદલ હું તમારો શો પાડ માનું? હું તમારું ઋણ શી રીતે ફેડી શકીશ? તમે મારા માટે આટઆટલું કરો અને

હું તમારા માટે કૈંજ ન કરી શકું એ મને બહુ સાલે છે. મને કૈંકૈં થાય છે."

"તમને શું થાય છે ? તમને શું સાલે છે ? મને કહો. તમારી શંકાનું હું નિવારણ કરું. તમારી પાસે હું જે માગુ છુ તે નજીવું નથી."

"જો મારાથી કહેવાતુ હોય તો તો હું ખુશીથી કહું. હું મારું હૃદય ખોલવા આતુર છું. મારે માટે હવે એ એકજ રસ્તો છે."

આટલું બોલતાં એ અચકી ગઇ. રમતમાંને રમતમાં બારસાકની ઉખડી ગએલી ચીપ એણે ખેંચી કાઢી અને આગળ ચલવ્યું: "આ વાત મારા સિદ્ધાંતથી ઉલટી છે, વિરુદ્ધ છે. તમે જાણુતા હશોજ કે માણસ માત્રના કોઇને કોઇ સિદ્ધાન્ત હોય છેજ. અલબત્ત મારે કબુલ કરવુંજ જોઇએ કે બીજા કોઇની જેટલી કાળજી હું નથી રાખતી, બીજા કોઇની જેટલી પર્વા હું નથી રાખતી તેટલી હું તમારી રાખુ છું."

આ પછીના એના શબ્દ એટલા અસ્પષ્ટ નીકળવા લાગ્યા કે હું આ મધુર શબ્દ બહુજ આછા સાંભળી શકયો. હું બોલવા જતો હતો ત્યાંથી અટકાવી એણે આગળ ચાલુ રાખ્યું.

"સાંભળો. મને તમારી લાગણી થાય છે. પણ હું નથી કહી શકતી કે એટલી લાગણી બસ છે, પુરતી છે કે કેમ."

એનો અવાજ ધેરો થવા લાગ્યો. મારી આંખથી આંખ મેળવી એણે કહ્યું: "તમે સભ્યતાઇથી વર્ત્યા છો. તમે મારા પર માયા રાખી છે. તમે મારી તબીયત સાચવી છે. મારા બોલ ઝીલી લીધા છે. મારી યોગ્ય અયોગ્ય ઇચ્છાઓ તમે પુરી છે. દુનીઆના નિયમ પ્રમાણે આવી આવી વાતો સ્ત્રીઓ પર સારી છાપ પાડી શકે છે. હું પણ એક સ્ત્રી છું."

મારા હોઠ ફલકયા.

"ઘણા વખતથી આપણે એક બીજાને ઓળખીએ છીએ. તમે મારી ટેવ જાણો છો, હું તમારી ટેવ જાણું છું. તમે ઉઘાડે છોગે કહી શકો છો કે "હું તમને ચાહું છું." હું પણ કહીશ કે મારો પણ તમારા પર ભાવ છે. પણ મને શંકા છે કે એને પ્રેમ કહેવાય કે કેમ. ભાવ પ્રેમ હોઇ શકે ? જે પ્રેમ આપણે કલ્પેલો હોય તે પ્રેમ એ ભાવ નએ હોઇ શકે."

આવી સ્પષ્ટવક્તા સ્ત્રી બીજી કોઇ હશે કે કેમ તે હું મારા મનને પુછવા લાગ્યો. ઉઘાડેલી ચોપડીની માફક હું એનું ઉર વાંચી શકયો. એના વદન, એની વાણીમાં અવારનવાર થતા ફેરફારો એના હૃદયમાં શો ખળભળાટ મચી રહ્યો હતો તે દીવા જેવું સ્પષ્ટ બતાડી આપતા હતા. મેં પોતે બોલવાનું માંડી વાળ્યું કારણુ કે હું જોઇ શકયો કે આજ તો મારા કરતાં એને વધારે બોલવાનું છે.

"મને વધારે ચોખ્ખી વાત કરવા દો." એ ચુંટી ચુંટીને શબ્દોનો ઉપયોગ કરતી હતી અને અશાન્તિ દાખવવા ખળભળાટ શમાવવા બનતા પ્રયાસ કરતી હતી. "હું તો ઇચ્છું છું કે તમે મારાથી ઘડીપણ વેગળા ન ખસો. જ્યાં સુધી તમે મારી પાસે હો છો ત્યાં સુધી મને સારું લાગે છે. મારું ચાલે તો હું તો તમને ક્યાંય પણ ન જવા દઉં. ઇશ્વર કરશે તો એવો વખત જલ્દી આવશે કે જ્યારે તમારી ઇચ્છા જણાતાંજ હું આ બધાંનો ત્યાગ કરી સદાને માટે તમારી છાયામાં આવી વસીશ. આપણી મુલાકાતો છુપી કયાં સુધી રહેનાર છે ? પણ એટલું તો ખરું કે આજ તો એને માટે હું તૈઆર નથી. એ બધાંની માયા મારાથી અબઘડી ઉતારી શકાય એમ નથી, અત્યારે ને અત્યારેજ બેન બેનેવીની ઓથ મારાથી તજી શકાય એમ નથી."

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૭૭]

# સંસદની વાર્ષિક સભા

રવિવાર, તા. ૯ મીની સાંજે સાડાપાંચ વાગે 'શ્રી મહાવીર જૈન વિદ્યાલયના હોલ'માં સાહિત્ય સંસદનો કૃષ્ણ જયંતિ ઉત્સવ અને ૬ ઠ્ઠો વાર્ષિક ઉત્સવ સંસદના પ્રમુખ રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીના પ્રમુખપણા હેઠળ થયો હતો.

શરુઆતમાં સંગીત થયું હતું.

તે બાદ સંસદના મંત્રી રા. મનહરરામ હ. મહેતાએ નીચે પ્રમાણે અહેવાલ રજુ કર્યો હતો.

**મહેરબાન પ્રમુખ સાહેબ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,**

સંસદના આજના છઠ્ઠા વાર્ષિક ઉત્સવનું કાર્ય શરુ કરતાં મને કાલિદાસનું "नीचैगच्छत्युपरी च दशा चक्रनेमिक्रमेण" યાદ આવે છે. ગયે વર્ષે જ્યારે આપણે એકત્ર થએલા ત્યારે ગુજરાત પર પ્રભુનો મહાકોપ થયો હતો, અને ગુજરાતનું નંદનવન જોતજોતાં રૌરવ સમાન થઇ ગયું હતું આ વિપત્તીની કાળી છાયાએ ઉત્સવ પ્રસંગનો ઉત્સાહ મંદ કરી નાખ્યો હતો અને જો કે આપણે ઉત્સવ નિમિત્તે મળ્યાં હતાં પણ જે પ્રકારનું વાતાવરણ આવા ઉત્સવને પરમ આનંદમય બનાવવાને આવશ્યક હોય છે તેનો તો અભાવજ હતો.

આ વર્ષે પરિસ્થિતિ ઉલટી છે. બારડોલીના વિજયના ધ્વનિઓ હજી ગુર્જરાકાશમાં ગર્જ્યાં કરે છે. અને તેને પરિણામે આજે દરેક ગુર્જરનું હૃદય હર્ષથી પ્રફુલ્લિત છે. સંસદને એક સંસ્થા તરીકે રાજદ્વારી પ્રકરણો સાથે કંઈ સંબંધ નથી. ડૉ. સુમંત, સૌ. શારદા, ડૉ. ચંદુલાલ, શ્રી. મુનશી વગેરે સંસદના સભ્યોએ આ પ્રસંગે એવા પ્રકારનું કાર્ય કર્યું છે કે તેને માટે સમસ્ત ગુજરાત અભિમાન ધરાવે છે. તો તે વૃત્તિમાં સંસદ ભાગ પડાવે એ અયોગ્ય તો નહીંજ કહેવાય.

આટલા પ્રાસ્તાવિક વિવેચન પછી આપણે સંસદની પ્રવૃત્તિ તરફ વળીએ.

દર વર્ષે આપની સન્મુખ આગલા વર્ષની પ્રવૃત્તિનો અહેવાલ જે સંતોષથી અમે રજુ કરતા હતા તે સંતોષ ગત વર્ષની પ્રવૃત્તિનો અહેવાલ રજુ કરતાં અમે અનુભવતા નથી. જે પળે આપણા પ્રમુખે રાજદ્વારી ક્ષેત્રમાં ઝંપલાવવાનો નિશ્ચય કર્યો તેજ પળે અમને ભય લાગેલો કે એમના એ કાર્યથી રાજદ્વારી ક્ષેત્ર સમૃદ્ધ થશે, પણ પરિણામે સંસદની પ્રવૃત્તિ પર અનિષ્ટ અસર થયા વિના નહીં રહે. અને ખરેખર અમારો એ ભય મોટે અંશે ખરો પડ્યો છે. એની મુખ્ય અસર તો આપણા માસિક 'ગુજરાત' પર કેવી થઇ છે તે આપ જોતાજ હશો. એ માસિક ચાલે છે તેમ ચાલે છે ખરું, પણ આજનું 'ગુજરાત' આગલા વર્ષના 'ગુજરાત' જેવું નથી તે તો અમારે સખેદ કબુલવું પડે છે. પ્રત્યેક સૂક્ષ્મ વિગત પરની આપણા પ્રમુખની દેખરેખનો અભાવ આજના 'ગુજરાત'માં સ્પષ્ટ તરી આવે છે. ઉપરાંત 'ગુજરાત'ની મુદ્રણ-વ્યવસ્થા અને પ્રકાશનને લગતો વહીવટ વડોદરે લઇ જતાં કેટલીએક અણધારી મુશ્કેલીઓ

ઉભી થઇ છે. 'ગુજરાત'ને વડોદરે મોકલ્યું એ માત્ર એક પ્રયોગજ હતો. અને એ પ્રયોગ સફળ નથી થયો એમ તમારી કાર્યવાહક સમિતિએ જોઇ લીધું છે. એટલે આપને જાણીને સંતોષ થશે કે એ બાબત કાર્યવાહક સમિતિ ગંભીરતાપૂર્વક વિચાર ચલાવી રહી છે. અને ઇશ્વરેચ્છા તો અલ્પ સમયમાં સર્વ મુશ્કેલીઓનો તોડ કાઢી 'ગુજરાત'ને પાછી પૂર્વસ્થિતિમાં મુકવાને તે સમર્થ થશે.

પુસ્તક પ્રકાશનને લગતી પ્રવૃત્તિ પણ હાલ શાંત છે. 'ગુજરાતનો નાથ'ની પાંચમી આવૃત્તિ છપાય છે, પણ કોઇ નવું પુસ્તક ગત વર્ષમાં પ્રસિદ્ધ કરી શકાયું નથી. પણ સાહિત્યના ઇતિહાસના સંબંધમાં કૈંક જાણવા જેવી પ્રગતિ થઇ છે. ગત વર્ષમાં નર્મદ સાહિત્ય અને તેનો ઇતિહાસ, ગુજરાતીઃ જુનુ અને નવું એ નામના સર્વ ખંડો તૈઆર થઇ ગયા છે અને પ્રેમાનંદ યુગ, સામળ યુગ અને દયારામ યુગ એ ત્રણ ખંડો તૈઆર થાય છે.

આપણા સભ્યોની સંખ્યા હાલ ૩૭ ની છે. તમારા અધિકારી મંડળમાંથી રાં. લાભશંકર પ્રભુરામ ભટ્ટ નિવૃત્ત થયા છે. અનેક ઉપાધિઓને પરિણામે એઓ સંસદના કાર્ય તરફ પૂર્વવત લક્ષ આપી શકતા ન હતા અને તે કારણે એમને નિવૃત્ત થવું પડયું છે. તેને માટે અમે ઘણા દીલગીર છીએ અને એમણે અત્યાર સુધી સંસદની પ્રત્યેક પ્રવૃત્તિના સંબંધમાં તનતોડ મહેનત, ઉત્સાહ અને અનુભવથી અમારી સાથે મેલ કરેલી તે બાબત અમે ખરેખરા અંતઃકરણપૂર્વક આ જાહેર રીતે એમનો ઉપકાર માનીએ છીએ.

પણ તમો જાણીને આનંદ થશે કે રા. લાભશંકરની ખાલી પડેલી જગાએ ગત વાર્ષિક સભામાં સૌ. લીલાવતી મુનશીની નીમણુંક કરવામાં આવી છે. એ અમિત ઉત્સાહી વિદુષીને આપ એટલી સારી રીતે ઓળખો છો કે એમના સંબંધમાં અમારે કૈં પણ કહેવાની આવશ્યકતા રહેતી નથી. અનેક વર્ષો થયાં એઓ સંસદની પ્રવૃત્તિમાં અને વિશેષ કરીને 'ગુજરાત'ના તંત્રમાં સક્રિય ભાગ લેતાં આવ્યાં છે, અને અમને ખાત્રી છે કે એમના પતિની ઇતર પ્રવૃત્તિઓને લીધે સંસદને પડેલી ખોટ મોટે અંશે એઓ પુર્યા વગર નહીં રહે.

અંતમાં સંસદને અનેક રીતે સહાય કરનારા તેમજ આજના ઉત્સવને વિશેષ રીતે આનંદમય બનાવવાને ઉઘુક્ત થએલા સજ્જનો તથા સન્નારીઓનો અને અમારા નિમંત્રણને માન આપી અત્રે પધારવા બદલ આપ સર્વનો ઉપકાર માની હું બેસી જવાની રજા લઉં છું.

તે પછી, પ્રમુખ શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ પ્રમુખસ્થાનેથી ભાષણ કર્યું હતું. જે અમે અન્યત્ર આ અંકમાં આપ્યું છે.

પ્રમુખના ભાષણ બાદ કવિ લલિતજીનાં ગીતો ને શ્રી. રાયચુરાનાં લોકગીતો બાદ પ્રમુખનો ઉપકાર રા. કેશવપ્રસાદ દેસાઇની દરખાસ્તથી ને પ્રો. જી. એન. જોષીના ટેકાથી મનાયો હતો. જે પછી ચહાપાણી લેવાયાં હતાં.

ચહાપાણીને ન્યાય અપાયા પછી શ્રીમતી માણેકબહેન મરચંટે સુરીલું સંગીત ગાયું હતું ને તે પછી શ્રી. ચંદ્રવદન મહેતાએ જુદા જુદા ભાવવાળા પ્રયોગો કરી પ્રેક્ષકોને ખુબ હસાવ્યા હતા. છેવટે, સૌ. લીલાવતી મુનશી અને પ્રો. દેવધરના સંગીત બાદ કવિ પ્રાણજીવન જોષીએ સોરઠી સાહિત્યની પ્રસાદી આપી હતી ને રાત્રે મેળાવડો વિસર્જન થયો હતો.

---

☞ નોંધ: સાંમે પૃષ્ઠ ૧ થી ૧૨ છે તેને બદલે પૃષ્ઠ ૫૪૯થી ૫૬૦ વાંચવું.

# મૂલ્યપરિવર્તન*

લેખકઃ રા. કનૈયાલાલ મુનશી,
બી. એ. એલએલ. બી.,
એમ. એલ. સી., એડવોકેટ,
પ્રમુખ, સાહિત્યસંસદ.

**સંસદના સભ્યો, સન્નારીઓ ને સદ્‌ગૃહસ્થો,**

**આ**જે સાહિત્યસંસદનો વાર્ષિક ઉત્સવ છઠ્ઠી વાર આપણે ઉજવવા ભેગા થયા છીએ. સંસદ્‌ની હતી તેવી જ જબરી જાદુગીરી આજે આપણને એક બનાવી રહી છે,—આપણા વચ્ચે સ્નેહભાવ, સાહચર્ય ને ઉત્સાહના બંધ બાંધી રહી છે. એ જાદુગીરીનો પ્રભાવ દર વર્ષ વધતો જોવા કોણ ઇચ્છા નહીં રાખે ? પણ એટલું તો મારે કહેવું પડે છે કે એ ઇચ્છા ગયે વર્ષ સફળ નથી થઇ. પ્રેસની ગેરહાજરી અને એ ગેરહાજરીથી પરિણમતી મંદતાથી એ પ્રભાવ વધતો અટક્યો છે. પણ હતો તેવો પ્રભાવ રહ્યો છે તેને માટે મંત્રીઓનો, ઉપમંત્રીનો, અને રા. દયાશંકર ભટનો જેટલો આભાર માનું એટલો ઓછો છે.

આ વર્ષે સંસદમાં એક ફેરફાર થયો તેની નોંધ ન લઉં તો મારા આજના પદને કલંક લાગે. પોતાના રોજગારના વ્યવસાયને લીધે રા. લાભશંકરના ઉત્સાહ અને સમયનો લાભ સંસદને નહીં મળતો હોવાથી તેમને સ્થાને એક મંત્રી શોધવાનું કામ તેના પર આવી પડ્યું હતું. 'ગુજરાત' દ્વારા જ જેણે સાહિત્ય પ્રવૃત્તિ આદરી ને સાહિત્યક્ષેત્રમાં કીર્તિ સંપાદન કરી, જેણે સંસદના પ્રથમ ઓસભ્ય થવાનો અધિકાર પ્રાપ્ત કર્યો, જેણે સંસદની પ્રવૃત્તિ જોડે સદાય તન્મયતા સાધી છે તેને નવા મંત્રી તરીકે આવકાર દેતાં આપણને જરુર આનંદ થયા વિના નહીં રહે.

ગયે વર્ષે ગુજરાત રેલસંકટની ગીરફતારીમાં પડ્યું હતું; આ વર્ષે બારડોલીનો વિજયોત્સાહ ઉજવે છે. ગયે વર્ષે એ પ્રકૃતિના મદ સાથે લઢ્યું; આ વર્ષે રાજમદ સાથે લઢ્યું. બંને વર્ષે એણે વિજય પ્રાપ્ત કર્યો–પણ આ વર્ષે પહોરથી મોટો. પ્રકૃતિ સાથે બાથડવાનું કાર્ય બધા કર્યાં જ કરે છે, રાજ સાથે બાથડવાની ગુજરાતની ટેવ તો સૈકાઓથી ઘસાઈ ગઇ હતી.

ગયે વર્ષે સાહિત્યમાં માનવતાનો આદર્શ જોવા મેં પ્રયત્ન કર્યો હતો; આ વર્ષે માનવતામાં

---

* સાહિત્યસંસદના છઠ્ઠા વાર્ષિક ઉત્સવ તથા કૃષ્ણજયંતિ નિમિત્તે થયેલા મેળાવડાના પ્રમુખપદેથી આપેલું ભાષણ. (તા૦ ૯–૯–૨૮)

સાહિત્યનો આદર્શ જોવાનું મન થાય છે. પણ એમાં નવાઈ જેવું શું? સાહિત્યના આદર્શોનું બીજ માનવતાના મૌલિક રહસ્યોમાં જ રહેલું છે. આઠ મહીના પહેલાં બારડોલી એટલે નિર્માલ્ય ગુજરાતીનો એક તાલુકો; આજે બારડોલી એટલે ગુજરાતનું જીવંત મહાકાવ્ય. ધગધગતા માનવ સંકલ્પોના એક અદ્ભુત કીમીઆની કથામાં સાહિત્યના આદર્શોનું મૂલ કેમ નહીં જડે?

માનવતાના કીમીઆમાં શું નથી રહ્યું? મહાપુરુષની મહત્તા એટલે આ કીમીઓ કરવાની શક્તિ. મહાયુગનો આરંભ એટલે આ કીમીઆની શરુઆત. મહાન રાષ્ટ્રનો જન્મ એટલે આ કીમીઆનું સાફલ્ય. નવી કીંમત, નવી આંકણી, નવા સંકલ્પ, નવું જીવન, નવાં પરાક્રમો, ને નવાં માહાત્મ્ય, મૂલ્યનાં પણ નવાં મૂલ્ય કરવાં–એ જ મહત્તા; અને એ જ મહત્તામાં મહાકાવ્યનું વસ્તુ સમાયું છે. એક્લીસે પોતાની મહત્તાથી એક સ્ત્રી પાછી લઈ જવા આવેલા ચાંચીઆઓને દેવો બનાવ્યા; શ્રીકૃષ્ણે પોતાની મહત્તાથી પાંચ ભાયાતોને ધર્મોદ્ધારક ચક્રવર્તી કરી સ્થાપ્યા. એકના કીર્તિગાનમાંથી હોમરે ઈલીયડ બનાવ્યું; બીજાના ગુણગાનમાંથી વ્યાસે મહાભારત રચ્યું. જીવંત મહાકાવ્યોની ઝાંખી, શાબ્દિક આવૃત્તિ તે સાહિત્યનાં મહાકાવ્યો. આવાં મહાકાવ્યો રચવા માટે સમયનું અંતર ને મહાકવિની પ્રતિભા બે જોઇએ. પાસે ઉભેલા સામાન્ય જનોને તો એવી મહત્તાનો નિર્દેશ જ કરી સંતોષ માનવો પડે.

૨

મૂલ્યનાં પણ નવાં મૂલ્ય કરવા સહેલાં નથી જીવન આખું કોઇ એક મૂલ્ય પર રચાય છે ને વહે છે. કોઇક તેનું મૂલ્ય સુઘડ ઘર. સુંદર પથારી ને સરસ શાક વડે કરે છે; કોઇ પૈસા વડે કરે છે; કોઇ કીર્તિ વડે કરે છે; કોઇ સત્તા વડે કરે છે; કોઇ તપ વડે કરે છે; કોઇ ગુણ વડે કરે છે. મતિએ મતિએ મૂલ્ય જુદાં હોય છે; અને છતાં તેનાં પરિવર્તન બહુ અઘરાં હોય છે.

ગુજરાતી એટલે મોજીલો, શોખીલો, પાન ચાવતો, ગપાટા હાંકતો ફુક્કડ કે કસરીઓ, પેટે પાટા બાંધી 'જંઇ' ભેગા કરતો, સ્વાર્થી વેપારી. એના અંતરમાં આદર્શ નામ માત્ર જ અને એની બુદ્ધિમાં સર્વગ્રાહિત્વ કરતાં વ્યાવહારિકતા વધારેઃ—એના પૂર્વજોના રુધિરે ચૈતન્યો ને શંકરો સરજાવેલા નહીં. એના કીર્તિપટ પર પ્રતાપની, શિવાજીની, કે રણજીતની છાંય સરખી નહી. એ પૈસા બનાવે, સંઘરે કે ખર્ચે, શ્રીનાથજી કે પાલીતાણામાં પથ્થર સીંચે, બહુ થાય તો હરિકીર્તન કરે ને અલી ને અલીનાં છૈયાં માટે વારસો મુકી જાય......

અનેક વર્ષ પર મુંબાઇના પેડરરોડ પરના એક ભવ્ય બગીચામાં મુંબાઇની સમૃદ્ધિ ને મહત્તા એકઠી થએલી સાંભરે છે. અપાર શોભા હતી. અનંત ભભક ચમકતી.

ત્યાં અતિથિ આવ્યો–નિર્જીવતાના અવતાર જેવો તે લાગતો. એના પગ ઉઘાડા હતા–અને પારસી સ્ત્રીઓ બેભાન બની ગઇ; એનું ધોતીયું જાડું ને ટુંકું હતું–અને સુશોભિત ગૃહસ્થોએ નાક ચઢાવ્યાં. એણે કાઠીયાવાડી ફેંટો બાંધ્યો હતો, ને એક જણથી કહેવાઇ ગયું: "ધનો દરજી"

આ માણસમાં મૂલ્યોને અવનવાં મૂલ્યો

આપવાની અગાધ શક્તિ હતી. એની ઇચ્છા-શક્તિમાં અડગતા હતી. એ મતભેદમાં માનતો નહીં: જે એ માનતો તે સત્ય. પયગમ્બરોની અદ્દભુત આત્મશ્રદ્ધા તેનામાં હતી. તેણે કીમીઓ કર્યો. સત્ય ને અહિંસા, યોગવાસિષ્ઠમાંના રંગણાં, પાર્થિવ મુત્સદ્દીપણાનાં સિદ્ધાંત બની સંચરવા લાગ્યા. જાડી, ગંદી ખાદી ગર્વપદ સંસ્કારિતાનું ચિહ્ન લેખાયું. ભીષ્મ ત્યાગ એ ગુજરાતીનું લક્ષણ મનાયું. નિર્ભયતાએ ખટપટનું સ્થાન લીધું. ફક્કડ ગુજરાતી અડગ વીર બન્યો. લહેરી જીવનમાં સચોટ વ્યવસ્થા આવી... બીચારું બારડોલી નિઃસીમ બહાદુરીનું ઉપમેય થઈ પડ્યું! મૂલ્યનાં પણ મૂલ્ય ફરી અંકાય એવા આ કીમીઆની કોણ અવગણના કરી શકે?...

આ કીમીઆગરશ્રેષ્ઠ, અર્વાચીન દધિચિની માફક, હાડકાંમાંથી વજ્ર બનાવવા મથતો હતો; આપણી કાયરતા, રીસાળતા, નિઃશસ્ત્રતા અને ધર્માંધતાને તપાવી તપાવી સત્યાગ્રહ બનાવતો હતો. આપણી પાસે શસ્ત્ર નથી એટલે ધાર્યું કરવા આપણે સામાને મારી ન શકીએ—પણ આપણે મરી શકીએ. વર્ષો પરની વાતચીત યાદ આવે છે: "કોઇ જોર જુલમથી આપણી પાસે કાંઈ કરાવવા આવે. આપણે ન કરીએ, અને તે આપણને મારી નાંખે તો જીત્યો કોણ? આપણે કે તે! આપણે જ! એનું ધાર્યું એ આપણી પાસે ન કરાવી શક્યો." વિજયનું વિચિત્ર દર્શન! એના શસ્ત્રને એ મૃત્યુંજય મંત્રથી સીંચે છે: 'આ વાતમાં મરણ પથારીએજ પડવાનું છે.'...'આ તો ફર્યેજ છુટકો' દરેક માણસ જીવનની બાજીમાં સામે રમતા યમની પકડમાંથી સરકવા પ્રયત્ન કરે છે.

"દાવ રમીયે નવ નવા
સોગઠાં જ બચાવવા,
ગૂઢ શક્તિ સમર્થ એ
ના દે કંઇ પણ ફાવવા"

આ કીમીઆગરે આ રમત નકામી ઠેરવી. આ અસમાન રમનારાઓની સોગઠાબાજી પાછળ જીવન ને શક્તિ શા માટે ગુમાવવાં? તેના પરિણામની બીકમાં શા માટે ધ્રુજ્યા કરવું? આવા ખોટા દાવ ખેલવા કરતાં આગ્રહ ફળે નહીં ત્યાં સુધી યમના હાથમાં જઇને ન બેસવું? યમના હાથમાં જ બેઠા એટલે કયાં તો સંકલ્પની સિદ્ધિ થાય કે પછી સંકલ્પ ન સરે તેવી દુનીઆ છોડી જવાય. 'છુટી ગઇ મૃત્યુ ભીતિ' કવિએ ગાયું, પછી, 'સતત શાંતિ અનંત;' કીમીઆગરે ઉમેર્યું: 'સતત શક્તિ અનંત.' સંકલ્પ કરવો; તેને સત્યથી ને અહિંસાથી વળગી રહેવું; વળગીને મરવુંજ છે એવો પ્રયાસ આદરવો; વખત આવે તો પ્રયાસ સફળ કરવો—મરવું—પણ આગ્રહ છોડવો નહીં—સાદાં, સામાન્ય સૂત્રો ખરાં, પણ તેમાં વિજય અને મૃત્યુ બંનેની ફરીથી આંકણી આવી જાય છે; મૃત્યુંજયનો નવો મંત્ર દર્શન દે છે.

મૃત્યુંજયના અનેક મંત્ર છે. યમની અવગણના કરતા, વિડંબના કરતા, તેને ડારતા ઉલ્લાસી ને ગર્વિષ્ઠ માનવો પણ એક મૃત્યુંજય મંત્રનો જાપ જપે છે; પણ તે મંત્રથી આ જુદો છે. આનાથી માનવ જ્યાં સુધી પોતાનો આગ્રહ ન ફળે ત્યાં સુધી નમ્ર ભાવે પણ અડગતાથી મૃત્યુના હાથમાં જાણી જોઇને જઈ બેસે છે. કેટલાક આને જીદ કહે, કેટલાક આને ગાંડપણ માને, પણ કીમીઆગર એ મંત્રબળે પોતાનું સત્યાગ્રહનું વજ્ર દુર્જેય કરે છે.

૩

આ વજ્રને ધાર ચઢાવવાને, મહાત્મા ઉદ્યુક્ત છે. ચશ્મા પરથી જોતી આંખો વડે તે ભાવિને પુછે છે, 'એનો કોણ ક્યારે ઉપયોગ કરશે?' ગહન પ્રશ્ન! પાસે વહેતી સાબરમતીના કલ્લોલમાં પ્રશ્નના પડઘા શમી જાય છે.

તે શમતા પહેલાં શિષ્ય આવે છે—શ્રીકૃષ્ણ પાસે પાર્થ આવ્યો હતો તેમ. તે લગભગ વૃદ્ધાવસ્થાને સ્પર્શી રહ્યો છે. આકારવીહોણી તેની કાબરચીતરી મુછો ફરફરે છે; નીશાભરી હોય એવી તેની આંખો ઉગ્ર છે; એનો સીનો ડરાવે એવો છે—એને રસ્તે જતાં જોઈએ તો આડે નહી આવીએ. એ પોતાને 'ગુજરાતનો સુબો' કહાવે છે. ગુજરાતનું દુઃખ પોતાને માથે વહોરવા, તેનો ભય પોતાને હાથે વિદારવા, તેની કીર્તિ પોતાને પરાક્રમે વધારવા તે તત્પર છે. ગયે વર્ષે પ્રકૃતિ કોપી ત્યારે તે તે તેને શમાવવા મથ્યો; આજે રાજા કોપ્યો ત્યારે તેને ડારવા તૈઆર થયો. 'ગુજરાતનું કોઈ નામ લેશો મા' એના કીર્તિલેખ તરીકે લખાય. જે ગુજરાતની અસ્મિતા આપણે માત્ર સાહિત્યદ્વારા સેવીએ છીએ તેને એ કર્તવ્યદ્વારા સેવે છે.

મહાત્મા હસે છે; એમને કાબરચીતરી મુછોના ફરકાટમાં આજે જુદી જ ગતિ દેખાય છે. મુંગે મોઢે તે કારણ પુછે છે.

"બારડોલી—આપણા પ્રિય બારડોલીના ખેડુતો પર અન્યાય વર્તો છે. અસાધારણ મહેસુલનો ભાર પડ્યો છે. મહેસુલ એટલે મરાઠી ચોથનો અર્વાચીન અવતાર. દાદ નહી, ફરીઆદ નહી. આપો નહીં તો રાજની મીલકત ખાલી કરો. ભીમભાઈ પ્રાર્થી પરવાર્યો, દાદુભાઈ વીનવી પરવાર્યો—મને હવે નિમંત્રે છે. મારા છતાં ગુજરાતમાં આ આપત્તિ? મહાત્માજી! આજ્ઞા કરો."

કીમીઆગર હસ્યા. "ના બાપુ! ના. સમય સાનુકૂલ નથી. હીંદુ ને મુસલમાન લડે છે. સાઈમન આક્રમણ કરવાનો છે. હમણાં આ ક્યાં?" શિષ્ય ડોકું ધુણાવે છેઃ "હું તો આશિષ માગવા આવ્યો છું." ગુરુ સમજ્યા, "જા વિજય કર." કાબરચીતરી મુછો સાબરમતી પરથી આવતા પવનમાં જોશબંધ ફરફરે છે.

સુબાનું શાસન ફરી વર્ત્યું. સત્યાગ્રહ કાજે મરણપથારીએ જ સદા સુતેલા ગુર્જર વીરાએ બારડોલીનો રસ્તો લીધો. એમાંનાં થોડાનાં નામો વીસરાય એમ નથી.

સાબરમતીતીરેથી નીકળ્યા અબ્બાસ અલી—સીતેર વર્ષે સત્તર વર્ષનો ઉત્સાહ દાખવતા યુવક; ઇમામ સાહેબ—ઇશ્વરપ્રિય, સરળ ને શ્રદ્ધાળુ જીવ; મહાદેવ દેસાઈ—મહાત્માની ભક્તિભુખ્યા કમલભ્રાજ; આનંદ સ્વામી—જેની આંખો, ને કાન બધું ગ્રહે પણ જેની જીભ તે ઉચ્ચારે નહીં એવા અપૂર્વ કારભારી; જુગતરામ અને બીજા ઘણા...સૌરાષ્ટ્રે પાઠ્યા અમૃતલાલ શેઠ—તીક્ષ્ણ કલમ ને ઝમકભરી જીભના ધણી. ખેડાએ મોકલ્યા ગોપાલદાસ—સત્યાગ્રહજોએ ભટકતા ભર્તૃહરિ ને તેમનાં પત્ની; મોહનલાલ પંડ્યા "ડુંગળી ચોર"—જે સદાએ આચરે છે તપશ્ચર્યા ને જળે છે સ્વાતંત્ર્યની ઝાળે; ને ભીલોના ઉદ્ધારક રવિશંકર. વડોદરેથી નીકળ્યાં સેવાધર્મી દંપતી ડા. સુમંત

સૌ. શારદા બહેન–બંને સંસદના સભ્ય. ભરુચે મોકલ્યા ઉત્સાહમૂર્તિ ડાકટર ચંદુલાલ–એ પણ આપણા સભ્ય, સુરતથી આવ્યા ડાકટર ઘીઆ–અચાક ને સર્વવ્યાપી; ને કલ્યાણજી–જેના ઉત્સાહથી કુનેહ ચઢે, જેની કુનેહથી વ્યવસ્થાશક્તિ વધે તે...અમદાવાદથી બારડોલી માટે દશે દિશામાં સતત ગતિથી સંચરતા મણિલાલ કોઠારી...સૌમ્યતાની નિર્મળ મૂર્તિ લાગતાં છતાં અડગ સત્યાગ્રહ સેવતાં મીઠુબહેન પીટીટ. chip of the old block કુમારી મણિબહેન અને બીજા અનેક...ઘણાંજ પરિચિત, આજે જેમને જોતાં મારા શબ્દો અતિશયોક્તિભર્યા લાગે એવા સામાન્ય પુરુષો પણ છ મહીનાના અદ્ભુત પરાક્રમે અંકિત એવાં, હીંદ સ્વતંત્ર હોત તો ઇતિહાસને શણગારે એવાં સ્ત્રી પુરુષો.

સુબો બારડોલીને મહાત્માજીના 'મૃત્યુંજય'નો જાપ જપાવવા માંડે છે. "અહિંસાની પ્રતિજ્ઞા પરથી ન ચળશો, શાંતિથી ને સંયમથી દૃઢ રહેજો કે મારે હાથે કરીને સરકારને પાઇ પણ નહીં મળે. જોઇએ તો જપ્તીઓ કરો, ખાલસા કરો, ખેતર પર જાઓ, હરરાજીઓ બોલાવો. જે કાંઇ કરવું હોય તે જબરદસ્તીથી કરો. મરજીઆત કાંઇ નહીં કરાવી શકો." આટલેથી તેને સંતોષ નથી. "હું જો તમારામાંનો ખેડુત હોઉં તો હું કહી દઉં કે મારા ટુકડા કરો તોપણ આવા પૈસા નહીં આપું." આ મંત્ર રોજ રોજ ફરી ફરી તે સંભળાવે છે. "અમે મરવા સુતા છીએ; મારી નાંખો પણ નવું મહેસુલ નહી મળે."

શિષ્યે ગુરુના મંત્રથી જુનાં મૂલ્યને નવાં મૂલ્ય આપવા માંડ્યાં. જુનાં મુલ શાં તેની આપણને ક્યાં ખબર નથી? ઇતિહાસકાળમાં હીંદુ ખેડુતે કોઇ પણ વિજેતાને ચોથની ના કહી નથી; 'લેવું હોય તે લે ને જીવતો જવા દે' એજ એનો પેઢીધર ઇતિહાસ. તેમાં આ વ્યવસ્થિત વિદેશી રાજ્યચક્રના સત્તાધીશોનો પડતો બોલ ઉઠાવનાર તે આ ખેડુત. તે અવતાર આખો વહીતરું કરે, ભુખે મરે, રાજ્યનું દાણ ચુકવે, અને માલીકી વગરની જમીન 'મારી મારી' કરી મરે. એનો જીવનક્રમ–ખાવું, પીવું, વહીતરું કરવું, દાણ ભરવું–આજે આ ઉથલાવનાર પાક્યો. રાજ્ય પર ખેડુતનો આધાર નથી, ખેડુત પર રાજ્ય ટકે છે; રાજની આજ્ઞા પ્રજામાન્ય નથી, પ્રજાનો સંકલ્પ રાજમાન્ય છે; મરવું ભલું, દાણ ભરવું ખોટું: ભયંકર વિપ્લવકારક સત્રો, જે હીંદમાં સુણાયાં નહોતાં, તે બારડોલીમાં સંભળાય છે. ગામ પર ગામ સત્યાગ્રહનો સંકલ્પ કરે છે. "સઘળાં કષ્ટ સહન કરવાં પણ અન્યાયી મહેસુલ ભરવું નહીં."

અજબ માણસ છે–આ ગુજરાતનો સ્વયંનિર્ણીત સુબો. દીવાની અને ફોજદારી કજીઆ; મ્યુનીસીપલ અને જાહેરજીવનનો કારભાર; કોન્ફરન્સો ને કોન્ગ્રેસો; અમદાવાદનાં લોહીઆળ બંડો અને નાગપુરનો શાંત સત્યાગ્રહ; રાજકીય ખટપટ અને મહાત્માજીનો અહિંસાત્મક અસહકાર;—આ બધામાં રમી રમીને પાકો પરેશાન થઇ રહ્યો છે. રાજ્યસત્તા અને લોકપ્રાબલ્ય બન્નેની નિર્બળતા જાણે છે; બન્નેને નચાવવામાં કુશળ છે. એ કૌશલ્ય પર કીમીઆગરના કીમીઆનો પાશ લાગ્યો છે, છતાં તે ઓછું થયું નથી. એનો ગાંધીવાદ ગાંધીજીના વાદથી જરા જુદો છે,–મહાયાન બૌદ્ધધર્મ બુદ્ધના પોતાના સિદ્ધાંતોથી જુદો હતો તેમ.

ઉત્તમ વાક્પાટવના મુખ્ય અંગ હોય, તો આં વલ્લભભાઇનાં બારડોલીનાં વ્યાખ્યાનો ગુજરાતી વાક્પાટવના ઇતિહાસમાં સીમાચિહ્ન લેખી શકાય.

એની કટાક્ષમયતા, એનો વિનોદ સચોટ છે—સામાને ભયંકર છે; પોતાનાંને પ્રોત્સાહક છે. એની ટેકડીમાં હીંમત પ્રેરવાની અજબ શક્તિ છે. દરરોજ લોકોની પ્રિય ભેંસો લુંટાય છે, હરરાજ થાય છે. તે સમયે કોઇ તે માટે આંસુ સારે તે પહેલાં ભસો પકડવાનો હુકમ કરનારને તે 'ભેંસોનો વાઘ'નું બીરુદ આપી દે છે. ગુજરાતીઓએ 'માખીનો વાઘ' સાંભળ્યો છે. 'ભેંસોના વાઘ'ના ભાષામાં અને બારડોલીમાં જન્મ થએલો સાંભળી બધા હસે છે, બીક જતી રહે છે, હીંમત પ્રગટે છે, સામાવાળા માટે તિરસ્કાર પ્રગટે છે. ઘરમાં અંધારામાં મહીના થયાં રહેલી ભેંસો રોગિષ્ટ થઇ સફેદ બને છે. માલીકોના હૈયાં આ રંગ જોઇ દ્રવે છે. બીજી ટેકડી એ કરે છે. "ગોરા સાહેબને કાળી ભેંસ ન ગમી તે ખડખડી કરી નાંખી !" ગામેગામ, જિહ્વાએ જિહ્વાએ એ ટેકડી સંભળાય છે—"ભેંસોને સાહેબે ખડખડી કરી નાંખી"! આ ભયંકર વિનોદ-રસ દરરોજ કૈં નવું નવું કાઢે છે; દુઃખીઆં દુઃખ વીસરી નિર્બળતાનાં ભોગ થતાં અટકે છે. આ માણસની ટેકડી શસ્ત્રથી પણ સબળ છે.

હવે કોણ કહે શુંશાની કીંમત પૈસા ચાર છે?

૫

સામ્રાજ્ય સમરાંગણે ચઢ્યું. તેના અમલ-દારોનો બોલ કોઇએ ઉથાપ્યો નહોતો, કોઇ ઉથાપી શકે એમ હતું નહીં. આ પદ્ધતિ પર તો સામ્રાજ્યે આખી અવનિનો કબજો લેવાનો કાર્યારંભ કર્યો છે. એ પદ્ધતિ ખરી જ છે તે પુરવાર કરવા માટે તેની પાસે અગણિત સૈન્ય, અસંખ્ય તોપો, શસ્ત્રસજ્જિત વિમાનો છે. તેની મહેસુલની આંકણી સામે વિરોધ કરનાર આ બારડોલી! સત્તાધીશોના પ્રાસાદોમાં વિડંબના અને હાસ્યની ગર્જના પ્રસરી રહી. શું જેન અને સ્મીથોને બદલે દેસાઇઓ અને પટેલોનાં શાસનો ચાલશે? જુના હોદ્દાથી પરિચિત જેને નવાં મૂલ્ય સમજાયાં નથી, ફ્રામીઆગરનો ફ્રામીઓ જેણે જોયો નથી તે સત્તાધીશો કટિબદ્ધ થઇ બારડોલી પર ઉતરી પડ્યા.

આ બધી સ્વારી એકજ સંકલ્પ પર—મહેસુલ વધારો નહીં આપવાના. મહેસુલ આપી દે તેને સુખ મળે, તેની વિટંબણા જાય, તેની જમીન રહે, સત્તાધીશ સાહેબ પાન આપે, સામ્રાજ્ય પોતાનો કહી માન આપે. સંકલ્પને વળગી રહ્યો તે મુઓ. આ સામ્રાજ્ય તરફનાં મૂલ્ય.

બીજી તરફ માત્ર મૃત્યુંજયનો સંકલ્પ—મારી નાંખો, નવું મહેસુલ નહી ભરીશું. જીવથી, મીલ્કતથી, સ્ત્રી પુત્રોથી, આબરુથી, અધિકતર માત્ર એક સંકલ્પ—સત્યનો આગ્રહ, જે ક્ષણેક્ષણે તોડવામાં આપણા બધાનો અવતાર જાય છે એવો એક બોલ! વિચિત્ર મૂલ્યપરિવર્તન! કોઇ માની શકે નહી; કોઇએ ક્યાં સુધી માન્યું નહી. શું બધા ગાંડા થયા છે કે બધું જવા દેશે?

આપણે ડરી ડરી જીવન વીતાડીએ છીએ; રખે કારાવાસ નિમંત્રે એવી બીકે બધી પ્રવૃત્તિ

ઘઠીએ છીએ; રાજ્યદંડમાંથી બચવા ધારાશાસ્ત્રી શોધીએ છીએ, ધારાનાં ધોરણો ઘડીએ છીએ, અદાલતો સેવીએ છીએ. ધારાના ધાકનું જીવનમાં કાંઇ નાનુંસુનું સ્થાન છે ?

બારડોલી નવાં મૂલ્ય કરે છેઃ સંકલ્પભંગ કરવા કરતાં કારાવાસમાં જઇએ. રોજેરોજ વલ્લભભાઇ પોકારે છે. "હું બધા શાબ્દિક સ્વાતંત્ર્યને નિયમન કરનારા ધારા તોડું છુંઃ અને પકડો!" ગુલ્લાલા સમ છોરુઓ રાચે છે 'અમને લઇ જાઓ, અમારે કારાવાસ જવું છે.' એક જાય છે, બીજો હાજર થાય છે; બીજો જાય છે, ત્રીજો હાજર થાય છે. પચાસ યુવકોની હાર તૈઆર થઇ ઉચ્ચારે છે 'લઇ જાઓ, કારાવાસનો લાવો ક્યાંથી ?' બેડી ક્યારે પડે તેની વાટ જોતા સ્વયંસેવકો અધીરા બેસે છે.

હીંદુ સ્ત્રી એટલે પતિભક્તા; પ્રાણ જાય પણ પ્રાણાધારને તસ્દી પડવા ન દે. પતિને જગાડવા કરતાં પુત્રને મરવા દીધો. આવી સ્ત્રી પતિભક્તિનું મહાત્મ્ય બદલે છેઃ આજ્ઞા કરે છે, "બોલ નહી છોડશો, જેલમાં જવું હોય તો જાઓ, હું છોકરાં પાળનાર બેઠી છું."

સ્ત્રીઓ પોકારે છે "કોઇ પકડી જાઓ, પુરુષો ચાલ્યા, અમે રહી ગયાં." મીઠુ બહેન પીટીટ કારાવાસને ગામેગામ શોધે છે. મણિ બહેન વેચાએલી જમીનનો ગેરકાયદેસર કબજો લઇ કારાવાસ નિમંત્રે છે.

સત્તાધીશ જંજીરો ખખડાવે છે. પંદર દહાડા પછી બધાને પરહેજ કરીશું. ફીમીઆગર કહે છે. "હું આવ્યો," લાલા લજપતરાય, પંડિત માલવીયા, અકાલીઓ, મદ્રાસીઓ, ગામે ગામના ઉત્સાહી ગુજરાતીઓ તલસે છે કે "આખરે અમારો વારો કયારે આવશે?" મિતભાષી મુંબઇગરાઓ વિચારે છે, સુરત સ્ટેશન પર પ્રતિષેધ થાય તો પાછા ન આવવું!

કારાવાસના હજ્જીની મોહિનીનાં આટલાં મૂલ્ય કદી હીંદે દીઠાં નથી. આ હજ્જ ક્યારે કરાય એની જ અધીરાઇ જોઇ જુના મૂલ્યે જીવનારા વિસ્મય પામે છે. "શું આ લોકો કારાવાસ સેવશે? ને સેવશે તો કેટલા? એ તો તડાકા છે. વલ્લભભાઈ જાય નહીં." જે જોઈ શકતા નથી તેનાથી વધારે અંધ બીજા કોણ? અંધાપાનો પાર નથી. એક જણ કહે છે "હું એના પર બદનક્ષીનો મુકરદમો કરીશ, જેલમાં મોકલીશ"...બીચારો શું જાણે કે આ ફીમીઆંની ક્રિયામાં પીનલકોડની રાખ પણ રહી નથી.

૬

મીલ્કત અને તેને લીધે મળતી પ્રતિષ્ઠા જીવનના ઉષઃકાળથી મનુષ્યને પ્રાણથી પણ વધારે પ્રિય છે. એક હાથ ધરતી માટે ઘણાએ પ્રાણ ગુમાવ્યા છે ને ઘણાએ વંશપરંપરાના મુકરદમાઓમાં બધું ખેદાનમેદાન કરી મુકયું છે. એ તકરારી એક હાથની ધરતી માટે કેટલાએ ભાઇઓએ, કેટલાએ પિતાપુત્રોએ, કેટલાએ માદીકરાઓએ, સ્નેહસંબંધને વિષમય કરી મુકયો છે. તેમાં ગામડામાં તો જીવનનું ખરું મૂલ્ય જમીનદારી.

મૂલ્ય બદલાય છે. ફીમીઆગર ફીમીઆનાં વસાણાં નાંખ્યો જાય છે. "પોતાની ટેકના કરતાં કે આબરુના કરતાં જમીન વધારે નથી......જમીનવાળાની જમીન ગઇ, રેલમાં

ધસાઈ ગય ને તેની ઉપર રેતીના રણ જામ્યાં છે. ગુજરાતીઓ જેમ આસમાનીને ધીરજ ને વીરતાપૂર્વક વશ થયા તેમ બારડોલીના સત્યાગ્રહીઓ આ સુલતાની રેલને વશ થાઓ ને પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરો."

ઈસ્માઈલ ગબા પાસે હજારોની જમીન છે. નાનકડા તાલુકામાં આ જમીનને સાટે મળતી પ્રતિષ્ઠા તે ભોગવે છે. એ પ્રતિષ્ઠાને લીધે બારડોલીમાં એ મોટો માણસ છે. પણ એની એ મોટાઈ કરતાં એને મન એના બોલની કીંમત વધી પડી. એક પળમાં સરકારની અવકૃપાથી તેની જમીન ચાલી ગઈ, તેની મીલકત બીજાની થઇ, બધું વેચાઈ ગયું. એક બોલ માટે તે ભીખારી થઈ ઉભો–માનનીય, આંસુવીહોણો, સત્યમાં જ જેને શ્રદ્ધા રહી છે, પોતાનો સંકલ્પજ જેની સમૃદ્ધિ અને જે પ્રતિષ્ઠા છે એવો ઇસ્માઇલ–અડગ, શાંત, નવા મૂલ્યે મહાન.

વીરચંદ માત્ર વેપારી છે. પેઢીધર એનું જીવન એટલે 'જંડ'. પૈસામાંથી પૈસા કરવા એજ એનો ધર્મ. એ પૈસામાંજ એની પ્રતિષ્ઠા. એ બારડોલીમાં પ્રતિષ્ઠાપાત્ર છે, ગાડીઘોડે ફરે છે. ગાડીઘોડે ફરવું એ કયા જમાનામાં પ્રતિષ્ઠાનું લક્ષણ નથી મનાયું? ભયંકર ટીમીઓ થયો. વ્યાપારી વીરચંદે શપથ લીધા, પાળ્યા. એક દિવસનું વ્યાજ જતાં જેનો જીવ જાય તેની હજારોની મીલકત જપ્ત થઇ, હરરાજ થઇ; ઘરમાં ભંગાણું પડ્યું, ઘોડાઓ હરરાજ થઇ ગયા. વીરચંદ હસ્યાં કરે છે. એણે એનો સંકલ્પ પાળ્યો છે.

આ પરિવર્તન નજરે ન જોયું હોત તો અકલ્પ્ય રહેત. વીરચંદોના જીવનમાંથી મીલકતોનાં માહાત્મ્ય જાય, પછી શું રહે? દુનીઆની જુની ઘડતર પુરી થઇ; નવા ઘડતરનો પ્રારંભ થયો, બીજું શું? અને બધા મહેસુલ આપવા ના કહે છે. મજુરી કરતી ખેડુતોની સ્ત્રી જમીનો તારાજ થવા દે છે, ઘરોમાં ધાડ પડવા દે છે, ભેંસો વેચાવા દે છે, પતિઓને કારાગ્રહ સેવવા પ્રેરણા કરે છે, અને દિનપ્રતિદિન આ યુદ્ધ મચ્યું જ રહે તે માટે રુપીઓ બે રુપીઆ સુબાને ચરણે ધરે છે. આ યુયુત્સુ સ્ત્રીસંઘ નીડર છે એટલું જ નહીં, નિર્યોગક્ષેમ બન્યો છે.

મૂલ્યપરિવર્તનો થતાં જ જાય છે. માણસો પ્રકૃતિ બદલે છે, પ્રકાશને બદલે દિવસ ને રાત અંધકાર સેવે છે, પશુઓ જોડે પુરાઇને પડી રહે છે. ચાર આંગળના ઘરમાં બાલબચ્ચાં ને ઢોરો સાથે મહીનાના મહીના જીવન વીતાવે છે. એક જણ ગભરાતું નથી, એક જણ અધીરું થતું નથી. "એમાં શું? બોલ પાળીએ છીએ ને?" બોલ તુટે કે ઢોરો વેચાઇ જાય તેના કરતાં સડતાં ઢોરોને ગળે વળગી પડી રહેવામાં તેમને જીવનની કીંમત જણાય છે.

૭

પણ મોટામાં મોટું પરિવર્તન થયું હોય તો તે રાજ્યસત્તા તરફની ગુજરાતની દૃષ્ટિનું. ઇતિહાસકાળના પ્રારંભથી હીંદી જીવનના વ્યોમ પર રાજ્યસત્તાનું અંધારું વાદળ છવાએલું હતું. તેની ગર્જનાથી તે કાંપતો; તેની વિદ્યુલ્લેખા જોઇ તે પ્રણિપાત કરતો. રાજા કાલનું કારણ, અન્નદાતા, કૃપાનાથ, દેવાધિદેવનો પ્રતિનિધિ. એ રાજાઓ ગયા, અને માબાપ બ્રીટીશ સલ્તનત આવી. એ સલ્તનતની પ્રૌઢ છાયા જેટલી રક્ષતી તેટલી ગુંગળાવતી. એનો અવતાર ગોરો કલેકટર બહાદુર–સર્વસત્તાનો અધિકારી. મુગલ શહેનશાહના દમામથી તે ગામોમાં ફરતો;

આપણામાંના શ્રેષ્ઠ તેને ઓટલે ઉભા રહી શિર ઝુકાવવામાં જીવનસાફલ્ય માનતા. ડેપ્યુટી કલેક્ટર એટલે આવી સતાનો હીંદી અવતાર; મામલતદાર એટલે તાલુકાનો ધણી. મામલતદાર સાહેબ આવે ત્યારે ગામ બધું ઘેલું થતું. એને નામે એક હવલદારે કરેલી આજ્ઞા કોની મગદુર હોય કે શિરસાવંદ્ય ન ગણે? આ જુનાં મૂલ્યનું ચિત્ર એક વણટેવાએલી બાલક દૃષ્ટિએ કેવું લાગે, તેનું વર્ષો પર મેં આવું વર્ણન આપ્યું હતું:

"તેને [સુદર્શનને] એક ભાન રહ્યું. તેની ને તેના પૂર્વજોની મહત્તા, તે માત્ર તેની ખોટી કલ્પના હતી. તે બધા દેશીઓ–માધવલાલ, પ્રમોદરાય તે માત્ર જુદે જુદે સ્વરૂપે માભાઇ શેઠ ને દલાલ વકીલ હતા. તાજા શીખેલા સંસ્કૃત શબ્દોથી તેના મગજમાં એક ચિત્ર ઉભું થયું. એ બધા

"लाङ्गूलचालनमधश्चरणावपातम् ।
भूमौ निपत्य वदनोदरदर्शनं च–"

ની ક્રિયામાં જીવન વીતાડતા હતા. તેની પીડિત કલ્પનાશક્તિએ મોટી શ્વાનસૃષ્ટિ ઉભી કરી. તે તે બધા સ્મીથને બંગલે જતા હતા. માભાઇ શેઠ જેવા બંગલામાં બેસી ચહા પી પુંછડું પટપટાવતા હતા; દલાલીઆ શ્વાનો બંગલામાં ન જઇ શકવાથી હૃદયભગ્ન બની બહાર પુંછડી હલાવતા હતા; અને ઓટલા પર બેસી ચહા પીવાના લહાવા માટે એકમેકની સામે ઘુરકતા હતા."

બારડોલીમાં આ બધું બદલાઇ જાય છે. વેઠીઓ ચાકર સરકારનું ફરમાન પુરું કરતાં પહેલાં વંશપરંપરાની ચાકરી છોડે છે. પેઢીધરનો પટેલ, જેને જોરે ગામનું રાજ્યતંત્ર ચાલે તે રાજ્યસત્તાની આજ્ઞા માનવા કરતાં, પોતાની પદવી જતી કરે છે; ૨૭ વર્ષની નોકરીથી વૃદ્ધ તલાટી પોતાનો રહેજ ફરીકાર પડતો મુકે છે. મામલતદારો, ઓ..... કલેકટરો વીનવે પણ રસ્તાનો ચાકર ભાર તેમને મળતો નથી–તેમનું માનતા નથી. કલેકટર સાહેબનાં નિમંત્રણો સ્વીકારાતાં નથી–એમનાં પાન પડ્યાં પડ્યાં પેટીમાં સુકાઇ જાય છે. મહાન સત્તાધીશો ત્યાં જઇ શકતા નથી. કેમ કરી જવાય? કોઇ વાહન આપશે નહીં, કોઇ ખાવાનું આપશે નહીં. ...બે હાથની ઝુંપડીમાં નગ્ન રહેનાર એક કાળીપરજીઆ પાસે ઈંડા માગવા સત્તાધીશોનો સેવક જાય છે. સર્જનકાળથી જેણે સેવા કરી છે એવો કાળીપરજીઓ પડકાર કરે છે. "જા જા, હું નથી આપવાનો. અમે તો સ્વરાજમાં ભળ્યા છીએ."

અવનિના ધણી થવાની આકાંક્ષા છે એવી રાજ્યસત્તાના પ્રતિનિધિઓ, અવિનયી પરોણાની તોછડાઇ સહેતા, સરકારી થાણામાં એકલા અટુલા પડી રહે છે. જ્યારે તેઓ બહાર ફરે છે ત્યારે તેમની સામે કોઇ જોતું નથી. સત્તાધીશો દાંત કચકચાવે છે, બારડોલી તેમની નિરધારી જોઇ હસે છે.

સત્તાધીશોમાં શ્રેષ્ઠનો જેને સકારણ 'સામંતચક્રચુડામણિ' કહી શકાય, જેના નિમંત્રણોને મહાપુરુષો પણ મોક્ષ લેખે છે તે આવે છે. તેના નિમંત્રણનો કોઇને લોભ નથી. જેવો તે આવે છે તેવો તે પાછો જાય છે........ ભયંકર મૂલ્ય પરિવર્તન! કોઇએ સામ્રાજ્યની કારકીર્દીમાં આવું સાંભળ્યું હતું? આવા સત્તાધિકારીના નિમંત્રણથી શું ગામડીઆઓની પ્રતિજ્ઞાઓ ચઢે? કાંઇ વાત છે?........ સત્તાધીશ ઉગ્ર પ્રકોપમાં સાંકળો ખખડાવે છે, તોપના ધડાકાના પુરોગામી પડઘા પાડે છે.

જ્યાં મૂલ્યપરિવર્તન થયું નથી એવા પુનામાં, જે નવાં માહાત્મ્ય સમજ્યા નથી તેવાં હૈયાંઓ હોલવાઇ જવાની તૈઆરી પર છે. સુભો બારડોલીમાં પ્રતિશબ્દ કરે છે. "તમારાં તોપો લશ્કરો લાવો તો ખરાં, અમે

એને માટે પૈસા આપ્યા છે. એક વખત અમારા ગામડામાં તેનાં દર્શન તો કરાવો." બારડોલીમાં તોપના ધડાકાના પુરોગામી પડઘા સાંભળી બધા હસતા હતા. 'આજે ધડાકા થવા દો, કાલે આખું ગુજરાત, આખું હીંદ સજીવ થશે,'...એ પડઘા ફીમીઆગરે અમદાવાદમાં સાંભળ્યા. શાંત, સ્વસ્થ, ચિંતા જેને સ્પર્શતી નથી એવે અવાજે તેણે કહ્યું "આપણી શરતોનો છુટકો તો સરકારને પાયે જ છુટકો."..........આ મૂલ્યપરિવર્તનના વિજયપ્રમાણને મર્યાદા નથી. રાજ્યસત્તાના પ્રબળ અંગ સર ચુનીલાલને પણ એ પરિવર્તન પોતાનું કરે છે. સત્તાધીશને પણ પલાળે છે....

રાજ્યસત્તાનો ભય ગુજરાતમાંથી ગયો–પુરો થયો. હવેથી રાજા કાલનું કારણ નહીં; પ્રજા રાજાનું કારણ અને આધાર.

૮

આક્ષેપ કરવાના ઇરાદાથી મને બારડોલીના સરદારનો સ્વયંનિર્ણીત અંગરક્ષક કેટલાક કહે છે એ શું એક મૂલ્યપરિવર્તન નથી? ધનસેવી ધારાશાસ્ત્રી વગર ફીએ વખત ખુએ, અદાલતનો અનુભવી અભ્યવહારુ દેખાતા પ્રતિજ્ઞાપાલનના દર્શનથી આર્દ્ર બને, સમાધાન એ રાજકીય પ્રવૃત્તિનો આત્મા છે, એમ માનનાર અડગતા સેવી અપજશ લે, ડારતી કંપાવતી માનવતાનો પ્રશંસક અહિંસામય અને સહનશીલ સત્યાગ્રહથી પ્રશંસામુગ્ધ બને–એ પણ આજ મૂલ્યપરિવર્તનનું એક દૃષ્ટાંત. ગુજરાતના હૈયાના ધબકારે પોતાનું હૈયું ધબકવા દેવું એમાં નાનમ શી? જેમને એમાં નાનમ લાગે તેમને ગુજરાતી જનનીને પેટે પડવાનો અધિકાર નથી.

મેં જીવને અડગ ને અભય એવાં પુરુષ ને સ્ત્રી જોયાં. ન્યાત જાત ને સંપ્રદાયની તેમને પરવા નહોતી; ધન વૈભવ ને પ્રતિષ્ઠાનો તેમને મોહ નહોતો; બધાં માનવ નિર્મલતાની સીમાઓ વટાવી ગયાં હતાં. બધાં બારડોલી માટે ને બારડોલીદ્વારા એક ને અભેદ થઈ ગયાં હતાં. પ્રતિજ્ઞા માટે પ્રાણ દેવાની એકજ તેમને હોંસ હતી. એકજ શાસન હતું–જાતે નીમેલા સરદારની આજ્ઞાનું. એકજ ઇચ્છા હતી–વિજયની; એકજ ધર્મ હતો–બારડોલીના ટેકનો. વિરાટ પુરુષનાં બધાં એકતાન અંગ બની ગયાં હતાં. પ્રચંડ માનવતાના અધિકારીઓના વિશુદ્ધ સંગઠન પર રચાએલાં, એક પ્રેરણાએ સજીવન, એક ધ્યેય તરફ સંચરતા, ગુજરાતનાં ભવ્ય સ્વપ્નાં મેં જન્મભરથી સેવ્યાં હતાં. તે ગુજરાતનો ઉદય મેં બારડોલીમાં જોયો. એ ધન્યપળે સ્વપ્નસૃષ્ટિમાંથી ઉતરી આવેલા આ સત્યને મેં અંતરથી આવકાર આપ્યા, મૂલ્યપરિવર્તનનાં રહસ્ય પારખ્યાં, અને સત્ય જોયાં છતાં તેનો અસ્વીકાર કરવાની કાયરતામાંથી બચ્યો.

૯

મૂલ્યપરિવર્તનનું આવું જીવંત મહાકાવ્ય ગુજરાતમાં આ વર્ષે ગુજરાતીઓએ પોતાના જીવન વડે રચ્યું. એના લયના પડઘા હજી સંભળાય છે. એ પરિવર્તનનો અર્થ શો? જે વસ્તુઓ અત્યાર સુધી જીવનનો આધાર હતી તે વીસરાય, જે વસ્તુઓનો હીસાબ નહોતો તે વધાવાય:–આમ જીવનનાં મહાત્મ્ય નવાં અંકાય એટલે શું? એટલે વિપ્લવ. જ્યાં મૂલ્યપરિવર્તન પુરેપુરાં થાય છે ત્યાં વિપ્લવનો આરંભ થાય છે. જે રાજ્યક્રાંતિને પુરાણું ફ્રાંસ દુઃખ, ક્રૌર્ય ને અધમતાનો આરંભ લેખે છે, તેને માટે મીકલેટ ઘોષણા કરે છે; "હું વિપ્લવની વ્યા-

ખ્યા આપું છું-નિયમનનો સંચાર, માનવના અધિકારનો પુનરુદ્ધાર અને ન્યાયનો પુનર્જન્મ.” જે બારડોલીના વિજયને ઘણા અશાંતિનો ઉપોદ્‌ઘાત લેખે છે, તેને હું સ્વાતંત્ર્ય, સ્વાશ્રય ને શક્તિભર્યો ગુજરાતનું પહેલું પ્રકરણ લેખું છું.

વિપ્લવ શસ્ત્રના ઉપયોગથી કે લોહી રેડવાથી થાય છે એવી ભ્રમણા પ્રચલે છે. વિપ્લવથી માણસોની વૃત્તિ સંયમવીહોણી થઇ જઇ કેર વર્તાવે છે, એ હકીકત પણ ઇતિહાસમાં ઠેરઠેર જડે છે. પણ બધા જ વિપ્લવો સંયમ વિનાના નથી હોતા. પ્યુરીટનોએ ક્રોમવેલની પ્રેરણાથી કરેલો વિપ્લવ સંયમવીહોણો તો ન જ કહી શકાય. નેપોલીયનના વિગ્રહ પછી જર્મનીએ પુનરુદ્ધાર માટે કરેલા વિપ્લવમાં સંયમ થોડો નહોતો. સંયમ અને વ્યવસ્થા સહગામી છે, અને જે વિપ્લવ વ્યવસ્થાને પ્રથમ સ્થાને મુકે તેને સંયમવીહોણો કહેવાય નહીં. કડીતોડ વ્યવસ્થા એ બારડોલીના વીરોનું પ્રથમ લક્ષણ હતું. જ્યાં સરકારની સત્તા દેખાતી નહીં ત્યાં પણ જીવનક્રમ વ્યવસ્થિત રીતે જ ચાલ્યાં કરતો. પાંચ મહીનામાં રાજ્યતંત્રથી ચાલે છે તેનાથી પણ સુંદર વ્યવસ્થા થઇ હતી. આ વિપ્લવ અવ્યવસ્થામાંથી સ્વાશ્રયી વ્યવસ્થા પ્રગટાવે છે એ એનાં અનેક સુંદર લક્ષણોમાંનું એક સુંદરમાં સુંદર લક્ષણ છે.

એ અહિંસાત્મક છે, એ પણ એની વિશિષ્ટતા છે. અત્યાર સુધી અહિંસાને મુખ્ય અંગ ગણી એકે વિપ્લવ થયો નથી એ છેલ્લે સુધી અહિંસાત્મક રહેશે કે કેમ એ તો ભવિષ્યનો એક મહા પ્રશ્ન. પણ અત્યારે અહિંસાએ બારડોલીનો પ્રયોગ વિજયી કર્યો છે એ તો નિર્વિવાદ છે, અને જ્યાં સુધી હાલ નજર પહોંચે છે ત્યાં સુધી એ અહિંસાત્મક રહે તેમાંજ એનો જયવારો છે.

વિપ્લવ જીવનક્રમની જરુરીઆત છે. વૃદ્ધ રાષ્ટ્ર બળી મરે છે, રાખમાંથી નવું રાષ્ટ્ર પ્રગટે છે. એ પુનર્જન્મની ક્રિયા તે વિપ્લવ. જે દેશનું વાર્ધક્ય જર્જરિત થયું છે તેને એવા પુનર્જન્મ શીવાય વિનાશમાંથી બચવાનો બીજો માર્ગ નથી. એ વિપ્લવ અને તેના મૂલરૂપ મૂલ્યપરિવર્તનને આવકાર દેવો તેમાં જ ભાવિની સેવા સમાઇ છે.

જે વિપ્લવ બારણાં ઠોકી રહ્યો હતો તે બારડોલી વાટે પેઠો છે. જુના ગુજરાતની ભસ્મમાંથી નવું ગુજરાત પ્રગટયું છે—નવું ગુજરાત જેની રૂપરેખાની આગાહી આપણે દરેક વર્ષે આ પ્રસંગે કરતા હતા તે. અને જ્યારે પોતાને બળે તે પોતાના સંસ્કાર અને જીવન ઘડવાનાં સાધનો પ્રાપ્ત કરશે,—જ્યારે પોતાની યુનીવર્સીટી અને પોતાના રાજ્યતંત્રથી શોભશે,—જ્યારે તેનું સાહિત્ય અપૂર્વ વિશિષ્ટતાના સુવર્ણમય કૈલાસે પગ દેશે—ત્યારે કોઈ એક વિરલ મહાકવિને કોઈ ગુજરાતણ જન્મ આપશે, જે ગુર્જરીને ગીર્વાણ ગિરાની મનોહર મીઠાશે રસી, પોતાની મોરલીના સુરોથી હૃદયો મુગ્ધ કરતો, આપણા મૂલ્યપરિવર્તનની કથાને ભાવિજનતાના ઉદ્ધાર અર્થે એક સરસ અને સનાતન મહાકાવ્યરૂપે સરજી જશે.

---

ગુ. પ્રિં. પ્રેસ, મુંબઈ.

# મંત્ર

[અનુસંધાન પૃ. ૯ પૃ૨૮ થી]

"નારે, હું એવો મુર્ખો નથી કે મને કાંટા ભોંકે એને માટે હું ફુલ પાથરું."

ડોસી પાછી સુઈ ગઇ. ભગતે બારણું બંધ કર્યું ને આવીને પોતાની જગ્યા પર બેઠો. પણ વાજાનો ધ્વનિ કાને પડતાંજ ઉપદેશ સાંભળનારાઓની જેવી દશા થાય, એવી દશા અત્યારે એના મનની હતી. આંખ ભલે ઉપદેશક તરફ હોય, પણ કાન વાજા તરફજ લાગી રહે છે. શરમને લીધે ત્યાંથી ઉઠાતું નથી, પણ દીલમાં પણ વાજાનો ધ્વનિજ ગણગણ્યા કરે છે. પ્રત્યાઘાતનો નિર્દય ભાવ ભગતને માટે ઉપદેશક હતો, પણ એનું હૃદય પેલા કમનસીબ યુવાન તરફ લાગી રહ્યું હતું. એ યુવાન મરી જતો હતો, એક પળનો પણ વિલંબ પ્રાણઘાતક હતો.

એણે ફરી બારણું ઉઘાડયું, એટલું ધીરેથી ઉઘાડયું કે ડોસીને પણ એની ખબર ન પડી. બહાર નીકળ્યો એજ વખતે ગામનો ચોકીદાર પહેરો ભરતો ત્યાં આવી પહોંચ્યો. તેણે પુછ્યું: "કેમ ભગત, આજ તો ઠંડી છે, અત્યારે ક્યાં જાઓ છો ?"

ભગતે કહ્યું: "નારે, જાઉં ક્યાં ? જોતો હતો કે રાત કેટલી બાકી છે. ભૈયા કેટલા વાગ્યા હશે ?"

ચોકીદારે કહ્યું: "એક વાગ્યો હશે. હમણાંજ થાણા પરથી આવતો હતો ત્યારે ડાકટર સાહેબના બંગલામાં ખુબ ગડબડ થઇ રહી હતી. એમના છોકરાની વાત તો તમે સાંભળી હશે. સાપ કરડયો છે, હવે તો મરી પણ ગયો હશે. તમે જાઓ તો કદાચ બચી જાય. સાંભળ્યું છે કે દશહજાર સુધી આપવાને તૈયાર છે."

"હું તો કૈં નથી જતો. દશ લાખ આપે તો પણ શું ? કરવું છે શું ? કાલે મરી જઇશ, પછી કોણ ભોગવવાનું છે ?"

ચોકીદાર ચાલ્યો ગયો. ભગતે આગળ પગલાં ભર્યાં. માણસને ઘેન ચઢયું હોય ને શરીર પર કાબુ ન રહેતો હોય, પગ મુકે એક જગ્યાએ ને પડે બીજી જગ્યાએ, બોલવા જાય કૈં ને બોલાય કૈં; એ સ્થિતિ અત્યારે ભગતની હતી. મનમાં પ્રતિકાર હતો, દંભ હતો, હિંસક ભાવ હતો; પણ કર્મ મનને આધિન નહોતું. જેણે કદિ તલવાર ચલાવી નહોય એનાથી ઇચ્છા કર્યા છતાં તલવાર ચલાવી શકાતી નથી. એના હાથ કંપે છે.

ભગત લાકડી ઠોકતો ઠોકતો ચાલ્યો જતો હતો. બુદ્ધિ રોકતી હતી. હૃદય ધકેલતું હતું.

અડધે રસ્તે ગયા પછી એકાએક એ ઉભો રહ્યો. હિંસાએ કર્મ પર વિજય મેળવ્યો ! હું નકામો અહીં સુધી ચાલ્યો આવ્યો. આ ઝાડ ઝાંખરાંમાં અડધી રાતે આથડવાની મને શી જરુર ? આરામથી સુતો કેમ નહીં ? ઉંઘ નહોતી આવતી તો બેચાર ભજન ગાવાં હતાં. નકામો દોડી આવ્યો. ડાકટરનો છોકરો જીવે કે મરે તેમાં મારે શું ? મારે માટે એણે શું કર્યું હતું કે હું એને માટે મરું ? દુનીઆમાં હજારો મરે છે, હજારો જીવે છે. કોઇના મરવાજીવવા સાથે મને શો સંબંધ છે ?"

પણ હૃદય બુદ્ધિ કરતાં વધુ ચંચળ હતું. એણે એવું રૂપ ધારણ કર્યું જે હિંસાને ઠીક ઠીક મળતું આવતું હતું.–એ મંત્ર અજમાવવા માટે નથી જતો. લોકો શું કરે છે તે જોવા જાય છે. જરા ડાકટર સાહેબને જોશે; કેવી રીતે માથું કુટે છે, કેવી રીતે રડે છે; એ જોશે કે મોટા લોકો પણ ગરીબોની પેઠે રડે છે કે ધીરજ રાખે છે;– એ તો બધા વિદ્વાન માણસો, ધીરજ રાખતા

હશે. હિંસક વૃત્તિને આમ આશ્વાસન આપતો એ આગળ વધ્યો.

એટલામાં બે માણસ આવતા દેખાયા. બેઉ વાત કરતા હતા: "ડાક્ટર સાહેબનું ઘર ઉજ્જડ થઇ ગયું. એકનો એક છોકરો હતો."

ભગતને કાને આ શબ્દો અથડાયા. એના પગ ઉતાવળા પડવા માંડ્યા. અતિ શ્રમથી એનો શ્વાસ ભરાઇ આવ્યો. હાંફતો હાંફતો થોડેક ચાલ્યો એટલે ડાક્ટરનો બંગલો દેખાયો. વીજળીના દીવા બળતા હતા, પણ બધે ચુપ ચાપ હતું. રોકકળનો અવાજ પણ સંભળાતો નહોતો. ભગતની છાતી ધડકવા લાગી. શું એ છેકજ મોડો પડ્યો હતો? એ દોડવા લાગ્યો. આટલી ઉંમરમાં કદિ નહીં દોડ્યો હોય એવી ત્વરિત ગતિથી એ દોડ્યો; એવો દોડ્યો–જાણે મૃત્યુ એની પાછળ ધસ્યું આવતું હોય!

× × ×

બે વાગી ગયા હતા. માણસો વીખરાઇ ગયાં હતાં. રોનારમાં માત્ર આકાશના તારા રોતા હતા. બીજાં બધાં રડી રડીને થાકી ગયાં હતાં. લોકો જરા જરા વારે આકાશ તરફ જોતા હતા. લાશને ઠેકાણે પાડવા માટે પ્રભાત થવાનીજ વાર હતી.

એટલામાં બારણું ઠોકાયું. ડાક્ટર સમજ્યા કે કોઇ દર્દી આવ્યો હશે. બીજો કોઇ દહાડો હોત તો એમણે તે માણસને આટલી રાતે ધુતકારી કાઢ્યો હોત. પણ આજે એ પોતે ઉઠીને બહાર આવ્યા, જોયું તો એક ઘરડો માણસ ઉભો છે. લોણું મોં, કમ્મરમાંથી બેવડ વળી ગયો છે, આંખો ઉંડી ગઇ છે, ભ્રમરો પણ સફેત થઇ ગઇ છે; લાકડીનો ટેકો દઇ ધ્રુજતો ઉભો છે. ડાક્ટર નરમ અવાજે બોલ્યા: "ભાઇ આજ તો અમારા ઘર પર એવી આફત આવી પડી છે કે હું કૈં કરી શકું એમ નથી. ફરી કોઇ વાર આવજે એક મહીના સુધી તો હું કોઇ દર્દીને નહીં જોઇ શકું એમ લાગે છે."

ભગતે કહ્યું: "જાણું છું, બાપુ, જાણું છું. હું, એ માટેજ આવ્યો છું. ભાઇ ક્યાં છે? મને બતાવો, ભગવાન બડો દયાળુ છે, મુડદાને પણ જીવાડી શકે છે. કદાચ હજી પણ એની દયા ઉતરે."

ડાક્ટરે દર્દભર્યા સ્વરે કહ્યું: "ચાલો, જુઓ પણ ત્રણ ચાર કલાક થઇ ગયા. જે કૈં થવાનું હતું તે થઇ ગયું. મંત્રજંત્રવાળા પણ આવ્યા ને જોઇ જોઇ ને ચાલ્યા ગયા."

ડાક્ટરને કૈંજ આશા નહોતી, પણ ડોસાની દયા આવી તેથી તેને અંદર લઇ ગયા. ભગતે એક મીનીટ લાશ તરફ જોયું. સહેજ હસીને એ બોલ્યો: "સાહેબ હજી કૈં બગડી નથી ગયું. તમે અમસ્થા જીવ કાઢો છો. નારાયણ કરશે તો અડધા કલાકમાં ભાઇ ઉઠીને બેઠા થશે. નોકરોને કહો કે પુષ્કળ પાણી લાવે."

નોકરોએ પાણી લાવીને મંગળને નવરાવવા માંડ્યો. નળ બંધ થઇ ગયા હતા, નોકરો થોડા હતા; એટલે ઘરમાં હતાં એટલાં બધાં માણસો કુવે પાણી ભરવા મંડી ગયાં. મૃણાલિની મોટી ગાગર લઇને પાણી લાવવા લાગી. ભગતને ત્યાં ઉભો રહીને હસતો હસતો મંત્ર ભણી રહ્યો. જાણે વિજય એની સામે ઉભો હતો. એક વાર મંત્ર પુરો થાય એટલે એક જડીબુટ્ટી એ મંગળને સુંઘાડતો. કોણ જાણે પાણીના કેટલા ઘડા મંગળના માથા પર નાખ્યા ને કેટલી વાર ભગત મંત્ર બોલ્યો. આખરે જ્યારે પૂર્વ દિશામાં ઉષાએ પોતાની લાલ લાલ આંખો ઉઘાડી ત્યારે મંગળની લાલ આંખો પણ ઉઘડી ગઇ. એક ક્ષણમાં એણે પાસું બદલ્યું ને પાણી માંગ્યું. ડાક્ટર હર્ષઘેલા થઇ ગયા. સુરજ લક્ષ્મી દોડીને ભગતને પગે પડી, અને મૃણાલિની આંસુભરી

આંખોએ મંગળને પુછવા લાગી: "હવે તબીઅત કેમ છે?"

શહેરમાં તત્ક્ષણ આ ખબર પ્રસરી ગઇ. મિત્રમંડળ મુબારકબાદી આપવા આવવા લાગ્યું ડાક્ટર શ્રદ્ધાથી બધાની આગળ ભગતનાં વખાણ કરતા હતા. લોકો ભગતનાં દર્શન કરવા માટે આતુર થઇ ગયા, પણ અંદર જઇને જુએ છે તો ભગતનો પત્તોજ નથી. નોકરોએ કહ્યું: "હમણાં તો અહીં બેઠો બેઠો ચલમ પીતો હતો. અમે તંબાકુ આપવા માંડયો તે પણ ન લીધો." ચારે તરફ ભગતની શોધ થવા માંડી. ભગત ભરાતો છુપાતો ઘર તરફ જતો હતો-ડોસીના ઉઠયા પહેલાં ઘેર પહોંચી જવાનો એનો ઇરાદો હતો.

આવેલા લોક પાછા ગયા ત્યારે ડાક્ટરે સુરજલક્ષ્મીને કહ્યું: "ડોસો કોણ જાણે કયાં ચાલ્યોગયો. આપણા ઘરનો ચીપટી તંબાકુ પણ એણે ન લીધો."

સુરજલક્ષ્મીએ કહ્યું: "મેં તો એને મોટી રકમ આપવાનો વિચાર કર્યો હતો."

"રાતે મેં એને ઓળખેલો નહીં. પણ અજવાળું થતાંજ ઓળખી કાઢયો. એક વાર એ એક દરદીને લઇને આવ્યો હતો. હવે મને યાદ આવે છે કે હું રમવા જતો હતો ને તે દરદીને જોવાની પણ મેં ના પાડી હતી. તે દિવસના સ્મરણથી આજે મારું હૃદય પશ્ચાતાપથી બળી જાય છે. હું એને ગમે ત્યાંથી શોધી કાઢીશ અને એને પગે પડીને મારા અપરાધની ક્ષમા માગી લઇશ. એ કૈંજ લેશે નહીં એ હું જાણું છું. એનો જન્મ માત્ર કીર્તિનો વર્ષાવ કરવાને માટેજ થયો છે. એની સુજનતાએ મને એવો આદર્શ બતાવ્યો છે, જે જીવન પર્યંત મારી સામે ખડો રહેશે. *

* શ્રી. પ્રેમચંદજીની એક હીંદી વાર્તા ઉપરથી



## સાક્ષી ગોપાલ



[ અનુસંધાન પૃષ્ઠ ૫૦૪ થી ]

ચન્દ્રહાસ

ને તમે એને મારીસાથે "સંસાર, સંસાર" રમવાનું કહ્યું છે, એ: કોઇ. ન માને તો સાક્ષી કોણ ?

યોગેન્દ્ર

બેટા ! સાક્ષી શ્રીગોપાલ.

ચન્દ્રહાસ

ચાલો ! આપણે તો ફાવ્યા; બેડો પાર ! ઉષા કુમારીને કહેશું કે લ્યો. રમો રમત. ગુરુદેવ ! પહેલાં કોઇ એ રમત રમ્યા હશે કે અમે બેજ એના ગણેશ બેસાડી શું ?

યોગેન્દ્ર

પુછી જોજે બેટા સૌને.

ચન્દ્રહાસ

પણ તમે એ રમત રમેલા કની ? જો એ હો ! ગમ્મત પડે એવી છે કે નહીં ! રમત ન ચગે તો કોને કહું !

યોગેન્દ્ર

બેટા ! કહે જે શ્રીગોપાલને

ચન્દ્રહાસ

ત્યારે તો ' શ્રીગોપાલ ' પણ એ રમતના રસીઆ દીસે છે જો, એ વળી કોની સાથે એવું એવું રમ્યા'તા જો ?

યોગેન્દ્ર

બેટા ! રાધા સાથે.

[ "સુખી રહો તમારું યુગલ" કહેતાં યોગેન્દ્રનાં પોપચાં માત્ર નિદ્રાવશ થતાં હોય ને આનંદનો કોઇ નશો ચઢ્યો હોય તેમ 'રાધાવલ્લભ' કરતો મૃત્યુ વશ થાય છે.

જમુનાજીની જળ લહરીમાંથી જાણે ગીત લહરી પુરે છે:—

यंप्राप्ये नमृषयो ज्ञानतृप्ताः
कृतात्मानो वीतरागाः प्रशान्ताः।
ते सर्वगं सर्वतः प्राप्य धीरा
युक्तात्मानः सर्वमेवाविशन्ति ॥

---

## પ્રવેશ ચોથો



સ્થળ: જગન્નાથપુરીમાં યોગેન્દ્રના પૂર્વાશ્રમનું ઘર.

અરુણ

બેન, ચલ, પેલું ભાઇ બેનનું ગીત ગાઇએ, એ મને બહુ ગમે છે.

ઉષા

ચાલ, મારા વીરા. (ગાય છે).

ફુલ વેરાય રે ફુલ વેરાય,
વીરો હસે ત્યાં ફુલ વેરાય.

અરુણ

(ગીત આગળ વાધે છે.)

મોતી પથરાય રે મોતી પથરાય ——
બેની હસે ત્યાં મોતી પથરાય

ઉષા

ભાઇલાનાં ફુલની વેણી ગુંથાય.

અરુણ

વેણી બાંધી ને બેન રમવા જાય,
( મીઠા લહેકે વાધે છે )
બેન બાનાં મોતીની માળા મંડાય,

ઉષા

માળા પહેરીને વીર જમવા જાય.

બન્ને

ફુલ વેરાય રે ફુલ વેરાય,
વીરો હસે ત્યાં ફુલ વેરાય.

મોતી પથરાય રે મોતી પથરાય,
બેની હસે ત્યાં મોતી પથરાય ×

સનત

બા કેવાં ખીલ્યાં છે! પણ આ ઉષા આમ નાચે કુદે એ તને ગમે છે કે?

અરુણ

હા! બા! જોને મો...ટો...હે...ડ...઼ો હજી નાચે છે. કેમ વીરી? (કાન બુટી પકડીને હાથ ઉંચા કરીને)

કે ગંભીર બની જઇને, મીઠાં મીઠાં ગીત ગાવાં એય પાપ ખરું? (કે અસંતોષની ગ્લાનિ વદનપર છવાતાં) ગાર્ગીને મૈત્રેયીના દેશમાં પુત્રીપર આ પેન્જર નહીં તો કયા દેશમાં!

न स्त्री स्वतंत्र्यमर्हति ॥ કે એવું એવું લખ્યું છેની મોટા ભાઇ! ચાલ વીરી! હું તને ચુટી ખણું, તારાથી ન ખણાય. હું તને આમ ચીમટો લઉં (ચીમટો લેતાં) તારાથી ન લેવાય. હું તને આમ ધબ્બો દઉં—આમ મીઠો સુકકો પીરસું (તોફાન કરતાં તો તારે જાણે આમ અમૃત ઘુંટડો મળ્યો એમ મુંગે મુંગે મોંઢે—જિનલોકની સાધ્વી માફક સુંગતીભૈયા થઇ એ ચાખવો ને મીઠો લાગે તો વળી ઉપકારના એક સુખનો કહેવો. અમે તો પુરુષ રહ્યા! પુરુષ! પુરુષ તો ગમે તે કરે. પુરુષ કાયદા ઘડેલાં...બાલાં...બા...વીરા! આ તારા માથાથી એડી સુધી પડતા લાંબા લાંબા ચોટલા જેવા કાયદા ઘડે ને સ્ત્રીઓ નીચે નીચે માથે મુંગે મુંગે મોઢે...એ કાયદા પાળે.

અન્નપૂર્ણા

(ગંભીર વદને) બેટા! સનત! તારા બાપુની અંતિમ આજ્ઞા છે ઉષાને અમૃતે ઉછેરવાની. એ ચકોર જાત છે, એનું મન મારવાનું નહીં, મરડવાનું નહીં, માત્ર એને દિશા બતાવવી એટલોજ આપણો અધિકાર. સનત! બેટા! ચિંતાનાં જટિલ જાળામાં મારું મન જકડાઇ જાય છે. મને કશી સુજ પડતી નથી. ગૃહપતિની અંતિમ ઇચ્છાની અવગણનાએ કેમ થાય! છોકરાંઓ રમો બગીચામાં.

[ગૃહ પાછળની નાની ફુલવાડીમાં ભાઇ બહેન હસે છે, કુદે છે.

અરુણ ઉષાને ગલગોટા મારે છે, ઉષા અરુણને. ઉષાનો એક ગલગોટો આડો અટવાઇ જઇ પાસેની તળાવડીમાં કોક સુતું છે તેની પર પડે છે.

કોક

(સફાળો જાગી) ફુલનો વરસાદ વરસાવો છો ફુલદેવી! ક્યાંથી ભુલાં પડયાં?

અરુણ

(સુનારની ભણી એક ગલગોટો ફેંકે છે) લ્યો મારી વીરીને 'ફુલદેવી' ને એવું એવું કહેવાની સજા. (એક પછી એક અગીયાર ગલગોટા મારે છે.)

[ઉષા અજાણ્યા પ્રતિ જોવા મથે છે છતાં નયનો નીચાં ઢળી જાય છે.]

ઉષા

(સ્વગત) અજાણ્યો છતાં યુગયુગનો જાણ્યો કેમ લાગે છે? મારા હૈયામાં બંસરી કાં બોલે?

કોક

(અરુણ, પ્રતિ) ભાઇ તારું નામ શું?

અરુણ

નથી કહેવાનાજ. તમારું નામ કહો પછીજ આપણા રામ તો મરજી હશે તો કહેશે ને નહીં મરજી હોય તો પુછી જો જો આ ઉષાને, એ કહેશે.

× 'કુમાર'માંથી.

ચંદ્રહાસભાઇ ! મને તમારી સાથે વાતો કરવાનું બહુ ગમે છે. બસ મારી સાથેજ–મારી સાથેજ વાતો કર્યા કરજો. ને પેલી ઉપલી સાથે તો એક શુબ્દ ન બોલજો હો ! ઉપલી તો એવું મીઠું મીઠું બોલ્યા કરે છે કે રખે, તમને થાય કે સાંભળ્યાંજ કરીએ, સાંભળ્યાંજ કરીએ ને પછી તમે મારી જોડે નએ બોલો. ઉપા જોડે તો અ-બોલાજ લ્યો, ત્યારે મારાં કાળજાંમાં ઠંડક થાય, ઠંડક થાય.

અન્નપૂર્ણા

અતિથિદેવ ! ગૃહપતિ કુશળ છે ?

ચંદ્રહાસ

મૈયા એમના કુમારો કોડ ફળ્યા છે. આનંદ મૂર્તિ આનંદ લોકમાં હરિરસના ઘુંટડા પી રહ્યા છે.

( અન્નપૂર્ણાના વદનપર કારમી દુઃખના વાદળાંની છાય છવરાય છે પણ ક્ષણમાંજ અમોઘ આત્મબળના પ્રભાવે ફરી સ્મિતરેખા એના વદન પર રમે છે. ગુંજે છેઃ—

यच्च दुःखं यशोदाया नन्दादीनां च गोकुले।
गोपिकानां तु यद्दुःखं तद्दुःखं स्यान्ममक्वचित ॥

જેહ દુઃખ યશોદાને, નંદાદિને જેશો કુલે,
ગોપીનેય જે દુઃખ, દુઃખ તે હો મને ક્વચિત
—ના. દ. કવિ.

સનત

ભાઇ એમને કોઇનેએ અંતકાળે સંભાર્યાતા ? હરિ ! હરિ ! આયે અમારી નિર્બલતાજ ને ? ભુલવા ગયા હતા તે વળી સંભારી આ સંસારમાં શા સારુ સડોવાય ?

અન્નપૂર્ણા

ભાઇ, એમનો કે અંતિમ સંદેશ ?

ચંદ્રહાસ

મૈયાં ! નિરુત્તર છું ( મનમાં ગુંજે છે )

गोकुले गोपिकानां तु सर्वेषां व्रज वासिनाम् ।
यत्सुखं समभुत तन्मे भगवान् किंविधास्यति ॥

ગોકુલે ગોપીઓએ, ને સર્વે એ વ્રજવાસીએ,
માણ્યું જે સુખ તે ક્યારે મનેયે આપશે હરિ।
—ના. દ. કવિ.

સનત

ભાઇ, તારી નિર્વ્યાજ સરલતા ઊલટું અમ-ને પુછવા પ્રેરે છે. એમની કૈં અંતિમ ઇચ્છા.

ચંદ્ર

ભૈયા, મારી જીભ ઉપડતી નથી.

અરુણ

કેમરે અબે ! જીભ કે જંજીરમાં સપડાઇ ! ને તમારી જીભ ન ઉપડતી હોય તો મને કાનમાં કહી દયોને ને નહીં તો કહી દયો આ ઉપલીને. એને સાંભળવાનાં શાં ગદગદીઆં થાય છે જી, જુઓ જી !

( ચંદ્રહાસ સનતકુમારને એક બાજુ બોલાવી કાનમાં કૈંક ગુંજે છે )

સનતકુમાર

બા આમ આવો, આમની વાત આમ છે. ( કાનમાં કૈંક ગુંજે છે )

અરુણ

ઓત તારીની ! પિતાજીની ઇચ્છા તો કૈં ભારે ભાઇ ! મોટાભાઇ, બાના કાનમાં કૈંક કુજો છો, મારા કાનમાં કુજો ને ? ને બા, ઉપાના કાને કેવા સરવા થઇ ગયા છે ? કુજી દયોને એના કાનમાં એટલે એએ જાણે કે ( હાથનો ચાળો કરી ) કૈંક આમ બાબત છે.

અન્નપૂર્ણા

અતિથિદેવ ! ગૃહપતિની એ અંતિમ ઇચ્છા હતી એની કૈંક પ્રતીતિ થવી જોઇએ.

સનત

ને કુમાર એનો કોઇ સાક્ષી જોઇએ.

ચંદ્રહાસ

( ગણગણે છે )

રાધા નુપૂર નાદથી બને બાવરા લાલ,
અધરામૃત અપવાસીના સાક્ષી શ્રી ગોપાલ.

# પ્રવેશ પાંચમો

સ્થળ:-વૃંદાવનથી જગન્નાથપુરીનો રસ્તો.

અંતરીક્ષમાં અપ્સરાઓ ગાય છે.

( ખમાચ-તાલ દાદરો )

મરક મરક, મુખડું થા, પહેર સરસરક થાય,
કુસુમ સમી કુમળીકાય, કુમ કુમ પદપાડે,
લચક લચકંકટી થાય, મચક મચક ઉપડે પાય,
લસડ લસડ ડગ ભરાય હળુ હળુ પદ માંડે.
શ્રમથી વેણી છુટી જાય, પુષ્પશું પંથે પથરાય
રમક ઝમક નાદ થાય, લલિત અંગ લાડે.
નુપૂરનાદ મધુર થાય, ઘુઘરી ધમકધમક થાય,
રૂમઝુમ પગલાં ભરાય, હરિ! શું ઘેલાં કહાડે!

ઉર્વશી

રંભા ! તારો તો મદ ઉતરી જાય એમ છે હોં !

મેનકા

સાહેલી ! કયાં ચાલ્યા આમ શ્રી હરિ !

તિલોત્તમા

આ પારિજાતકનો વેણી બંધ ઉપાડી લો બ્હેની !
ઉપયોગી થઇ પડશે કો તપસ્વીના તપભંગમાં.

રંભા

ને આ અલકલટનો બટમોગરો !

મેનકા

ઉર્વશી ! નહોય આવો તારોએ હસો તે.

ઉર્વશી

ઉભી રહો ! ઉભી રહો બહેન શ્રી હરિને ઝીલી લ્યો. આ કમર લચકી પ...ડી.

રંભા

આ અચકો મચકો કોણે શીખવ્યો હશે ?

ઉર્વશી

રાધારાણીએ સ્તો.

મેના

રાધારાણી જુએ તો એનેએ ખબર પડે કે શ્રી હરિને આમ નાચણાં આવડે છે હોં !

રંભા

અલી મધુમક્ષિકાઓ ! હવે વધુ ન ગણગણો સાંભળીએ તો ખરાં સાહેલી ! આ હરિ એના બટુક ભક્તને શું કહી રહ્યા છે ?

શ્રીગોપાલ

તારી સાક્ષી દેવા હું આવું છું. પણ જો જે ભાઇ ! આપણી સરતમાં ચુક ન પડે.

ચંદ્ર

નાથ ! મારે સરત કબુલ છે: સીધે સીધાં નાકની દાંડીએ ચાલ્યા જવું. આડું ન જોવું તેડું ન જોવું, પાછળ ન જોવું.

શ્રીગોપાલ

પાછળ જોયું ત્યાં ! પગલાં થંભી જવાનાં ! એમ ડગલુંએ આગળ નહીં ચલાય.

બટુક

પણ તમે મારી પાછળ પાછળ ચાલ્યા આવો છો એની ખાત્રી શી ?

શ્રીગોપાલ

બંસરી શો મીઠો રવ તારી પાછળ આવ્યાંજ કરશે.

[ આગળ બટુક ચંદ્રહાસ ને પાછળ પાછળ શ્રીગોપાલ મોહિની સ્વરૂપ. એક ગિરિ કરાડ આવે છે ને બટુ ચંદ્રહાસ ભુસ્કો મારે છે. શ્રીહરિ ભુસ્કો મારે છેને ઘુઘરીનો રુમઝુમતો નાદ સંભળાય છે ]

બટુક

પાછળ તો પરવરો છો પ્રિયવર ! પણ આ વાતાવરણમાં કોલાહલ કાં ને સૌ નયણાં નાચતાં દેખું જો !

શ્રીગોપાલ

બટુક તું કેવો રહીયાળો લાગે છે ! એની કૈં તને ખબર છે ? લોક તો નિરખી રહ્યા છે

તારું હસં હસું થતું મોં. રખે પાછું જોતો શરત તો સાંભરે છે ને ?

બટુક

મારા પર તમે કૈં જાદુ છાંટી દીધું કે શું? લોકની આંખમાં આ ભુરકી શી ?

શ્રીગોપાલ

આસ્તે કદમ ! આસ્તે કદમ બટુકરાજ ! મારાથી આટલી ઉતાવળે નથી દોડાતું.

બટુક

હવે મોટા ભગવાન થયા છો ને ? આટલું આમ ચાલતુંએ નથી ?

[ ગજગામિનીનેં શ્વાસ ચઢી જાય છે. વેણીનાં ફુલ બધાં છુટાં છુટાં વેરાઇ જાય છે. અલકલટો હવામાં ફરફર ઉડે છે ને અજબ મોહ પમાડે છે ]

બટુક

કેવા સપડાયા છોજી ? હવે કૈં હાંકયે છોડું જે ! સુધન્વાને કઇ શક્તિથી કડાઇમાંથી તાર્યા ! અંબરિષને કઇ શક્તિથી ઓથ આપી ? મીરાના વિખના પ્યાલા કઇ શક્તિથી અમૃત રૂપ કર્યા ? નરસૈયાની પાછળ તો ખડેપાઉં ઉભુંને ઉભુંજ રહેવું પડયું તુંને ? જો વળી થાકી જનારા થયું એમ છે તે.

શ્રીગોપાલ

તેં મને ભલો પકડયો બટુક, પણ મારા તો પગે પાણી ઉતરે છે.

બટુક

મેંદી મુકી હશે જો !

ગોપાલ

મારામાં તને ભલો ભરોંસો બેઠો જો !

બટુક

मदभक्ताः यत्र गायन्ति, तत्र तिष्ठामिनारद ।

એવું એવું કહોને પછી ન પકડાઓ જી ?

ગોપાલ

તેં મને પહેલાં કયારે જોયો ?

બટુક

ભુલી ગયા પેલી પૂર્ણિમાએ ગુરુદેવે પેલું મટકાનું ગીત ગાયું ને નાથ ! તારી કૈં ઝાંખી થઇ ! ઝાંખી થઇ. ત્યારનાં આંખમાં શું દ્યુતિ ઢોળાય છે. દ્યુતિ ઢોળાય છે. પણ હવે મારો થાકવાનો વારો આવ્યો. હું તો અહીં બેસી જાઉં છું તમારી સામે ન જોવાની શરત છે હવે, આંખ મીંચી પાછું જોવાનો નથી. પણ ખોળામાં હવે ને પંપાળો તો જરા. (બટુક આંખ મીંચી બેસે છે )

બટુક

"આતે લલિત સુમન મધુકણ સ્રવે, વા મધુર સુંદરીની મીઠાશ મોંઘી ઘણી"

અહા ! આ કસ્તુરી કયાંથી મહેકે છે ? સારું નંદનવન અહીં કયાંથી ? શો રસનો ફુવારો ! હરિ આવા કોમળ, તો રાધિકા કેવાં હશે ?

( મીચેલી આંખે શ્રી હરિની આંગળી સાથે રમતો ) આ તે ફુલની પાંદડી કે શ્રી હરિની આંગળી ! અંગુલિમાંથી શું અમીકણ સ્રવે છે, જાણે ઇંદુ કિરણ હોયની ! ( પ્રકટ ) ચાલોજી થાક ઉતર્યો; આગળ પરવરીએ.

અરધાક દિવસ સુધી ચાલ્યા પછી ! આતે શાં કૌતુક ! આપણે તે પુષ્પ કવિમાનમાં ઉડયા કે શું જી ? ? પેલાં દેખાય પુરીના મહાલયો. (અંચળાપર મેંદીની છાંટ જોતાં) ઓત તારીની.

આતે શું ? આપણાથી પાછળ જોયા વિના નથી. રહેવાતું. આ શું મીઠું મ......ક......ક ક.. ...મ......ક ! શ્રી હરિની છબી તો નખશિખ નીહાળી છે, પણ એ દોડતા હશે કેવું હળું હળું જોવું તો જોઇએજ. જોઇશું તો આંહીં ઠેરી

જશે પણ હવે તો ગામને ગોંદરે આવી પહોંચ્યા છીએ. હવે કૈં એનાથી છટકાશે નહીં.

[ ચંદ્રહાસ પાછળ જોઇ મીટ માંડે છે ને મોહિની જોતાં સ્તબ્ધ થઇ જાય છે.

મોહિનીના પગ તો જાણે ત્યાંજ ચોંટી જાય છે.]

ચંદ્રહાસ

આપણને ખબર નહીં કે તમને આવું રસ પુતળી થતાં આવડે છે. હવે વળી કોકને પરણવા શું કરવા જઇએ છીએ?

[મોહિની હસે છે ને કુમળાં કુસુમો વેરાય છે.]

ગોપાલ

બટુક જરા ઘડીક આંખ મીંચી દે જોઇએ.

[બટુક આંખ મીંચે છે ને ઉઘાડે છે.]

નયનમાં શું રમતું હતું?

ચંદ્રહાસ

નહીં કહીએ જી! નહીં કહીએ જી!

મોહિની

પણ મનેજ પરણી પડવાનો વિચાર પલટાયો ખરો ને ઉધા કુમારી કૈં ઓછાં ન ઉતર્યા ને?

ચંદ્રહાસ

આંખમાં શું આવડું આંજી દીધું?

[પુરપતિ, પુરજનો સૌ એકઠા થઇ જાય છે. શ્રી હરિ સાક્ષી રૂપ ઉભા છે. લાખો કીકીઓ શ્રી મોહિનીની કમનીય રૂપ સુધા પી રહી છે! લાખો કર જુગલો પ્રણિપાત કરી વંદન કરી રહે છે.

સ્નેહાર્તે આર્દ્ર લાખો અવાજે શ્રી હરિને ત્યાંજ રહી પડવા વિનવે છે.] ×

× આખી નાટિકાને સત્ય ઘટનાને કલ્પનાના રંગે રંગે રંગી ઉતારી છે. આજ પણ વૈષ્ણવ પ્રવાસીઓ કહે છે કે જગન્નાથપુરી પાસેજ "સાક્ષી ગોપાળ" નું આનંદ ધામ છે. એક મિત્ર કહે છે કે પુરીથી જરા દૂર છે કોઇ વૈષ્ણવ ખુલાસો કરશે?—લેખક.



વદ બીજનો ચંદ્રમા ઉગવાની વખત થઇ. ઝાડો વચ્ચે આભાસ થવા લાગ્યો. તપોવન તેને હાંકી કાઢતું હોય એવું લાગ્યું. એ શું હતો? માત્ર એક કાળી છાંય !

પણ હજી એ છાંયમાં ચેતન હતું. શકિત હતી. એનાથી શું ન થાય? થાય. એકજ વસ્તુ થાય. વિષ્ણુગુપ્ત આ બધા તોફાનનું ને અધમતાનું મુળ હતો. ભદ્રાક્ષે નહોતું કહ્યું કે "વિષ્ણુગુપ્ત પાછો આવે તો ભગવાન્ દ્વૈપાયનનું હતું એવું નૈમિષારણ્ય બનાવી મુકું?" નૈમિષારણ્ય એટલે એ, ગૌરી એટલે એ, અને કીર્તિ એટલે એ, નરેંદ્રની મહેરબાની એટલે એ. પોતાનું આખું જીવન એને લીધે રદ જતું હતું. જો પોતે એનો પ્રાણ લે તો! ભલે નૈમિષારણ્યના મહર્ષિઓની આશિષ એને રક્ષતી હોય !

એકજ વસ્તુ તેને ખરી લાગી, બીજી ખોટીઃ પૃથ્વી પર વિષ્ણુગુપ્ત ને સેનાજિત એને માટે સ્થ ન નહોતું. તેણે આજ્ઞા આપી. એનાં માણસો પાછાં ફર્યા અને છાના'ના વરુણના મંદિર તરફ જવા લાગ્યા. ચંદ્રનો પ્રકાશ વધવા લાગ્યો. તેને જીવનો રહેવાનો એકજ રસ્તો હતો. વિષ્ણુગુપ્તનું મૃત્યુ.

'તે ઝાડ પાછળ ભરાતો ભરાતો ઝપાટાબંધ પાછો ગયો. જ્યોત્સ્ના પ્રસરી રહી; આશ્રમનાં વૃક્ષોમાંથી થનગની રહી. વહેળાઓનાં જળ ચંદ્રકિરણો સાથે નાચી રહ્યાં. આખો આશ્રમ કાવ્યમય પ્રકાશથી ઉજ્જવલ થઇ રહ્યો. આકાશ તરફ તેનું ધ્યાન નહોતું. તેનું આખું જીવન અંધકારમય રસ્તા જેવું એકલું, ભયાનક થઇ ગયું હતું, અને છેક ઉંચે એક ગિરિશૃંગ પર લટકતું વિષ્ણુગુપ્તનું શિર જાણે એક પ્રદીપ હોય તેમ એને આકર્ષી રહ્યું હતું.

તે લપાતો છુપાતો આશ્રમના યજ્ઞકુંડ આગળ આવ્યો. તેણે કુલપતિ શૌનકને આશીર્વાદ આપતા જોયા. ઉગ્રશ્રવા પૌરાણિકને કથા કરતા જોયા. ઉદ્દાલક આરુણિને યાજ્ઞવલ્કય મૈત્રેયીને હસતાં જોયાં, પુરુષશ્રેષ્ઠ અધિસીમ કૃષ્ણને મગધરાજ સેનાજિતને મુછ પર તાલ દેતા જોયો. યજ્ઞકુંડમાં અગ્નિની સનાતન જ્વાલાઓ નીકળતી જોઇ તેને દઝાડતી લાગી. શું તેને સ્વપ્નું આવતું હતું? તેણે આંખ ચોળી. આ બધાએ ભલે સરસમાં સરસ અરણ્ય સર્જ્યું હોય—એ તેનો વિનાશ કરવા અવતર્યો હતો. સર્જનાર મહાત્મા, ત્યારે વિનાશક નહીં? તે હસ્યો. પૃથ્વી રસાતાળ જશે તોએ તેને લીધે.

તે આંખો મીચી આગળ વધ્યો. ચંદ્ર નભે ચઢવા લાગ્યો, વૃક્ષો, દયદતી, આસપાસના પર્વતો ચાંદનીમાં તેજસ્વી, રમણીય શાંતિથી શોભી ઉઠયાં પણ એ બધાની મોહકતા એને ઝાળ જેવી લાગી. તેના આત્માના અંધકારમાં આ કૌમુદી કલંકરૂપ હતી, દૂર કોઇ હિંસક પ્રાણીનો અવાજ આવ્યો તે સાંભળી તેને ઉત્તેજન મળ્યું. કોઇક બીજું એવું હતું ખરું કે રૂપે રસેલી આ શાંતિનો દ્વેષ કરી રહ્યું હતું.

તે વરુણને મંદિરે પહોંચ્યા. જાણે ભગવાન વેદવ્યાસ ત્યાં ઉભા ઉભા એને ડરાવતા હોય તેમ મંદિર તરફ જેવાની તેની હીંમત ચાલી નહીં. તેણે ચાર માણસો ત્યાં મુકયા ને આજ્ઞા કરી કે વિષ્ણુગુપ્ત આચાર્ય ઉતરી આવે તો મારી નાંખવા.

તે ઝપાટાબંધ પર્વત ચઢવા લાગ્યો. નીચે જતી ચંદ્રિકાએ મઢેલી પૃથ્વી વધારે મોહક થઇ ને એનો દ્વેષ વધારતી ગઇ. એનાં પગલાં સાંભળી મૃગો નાસી જતાં હતાં. તે હસ્યો. મૃગોને તેની વિનાશકતાનો ખ્યાલ આવ્યો હતો ખરો.

તેની દૃષ્ટિ સામે શૃંગ પર પડી. તેણે ચમકીને આંખે હાથ ફેરવ્યો. પુરોહિત દુતિ ઐંદ્રોત ચક્રવર્તી જનમેજયને દર્ભવડે મારી નાંખતો હતો!

પુરોહિતનું મોઢું વિષ્ણુગુપ્ત જેવું હતું—

જનમેજય નંદ જેવો લાગતો. તેણે મુઠ્ઠીઓ વાળી જ્યાંસુધી સેનાજિત છે ત્યાં વિષ્ણુગુપ્ત એવું કરી શકે એમ નહોતો !

પગથી સીધી ને સીધી ઉપર જતી હતી એટલે તે નિર્વિઘ્ને પર્વત ચઢવા લાગ્યો. શાંત ચંદ્રિકા નૈમિષારણ્યની એ.દિનીમાં કેવો વધારો કરી રહી હતી તે જોવાને પાછો પણ ફર્યો નહીં.

પગથીઓ ફંટાતી ત્યાં ત્યાં તે બબ્બે માણસો મુકતો ગયો. હવે તેને કંઈ પણ જોખમ જેવું નહોતું. વિષ્ણુગુપ્તને મારી, નૈમિષારણ્યને ફુંકી મુકી તેને નંદનો પ્રતાપ અમર કરવો હતો. જો ગૌરીને એનાં પૂર્વજો યાદ આવવાનાં હોય તો તેના વગર પણ એને ચાલશે. પૃથ્વી પર કોઈ એવું ન રહેવું જોઈએ કે જે નૈમિષારણ્ય કે તેના મહર્ષિઓનું સ્મરણ કરે કે કરાવે ! મહાપદ્મનંદ સવિતા સખા હતા. બ્રાહ્મમુહૂર્ત થયું. નીચે નૈમિષારણ્યમાંથી વેદોચ્ચારનો ધ્વનિ, પવિત્ર ઉદ્દારક ને પ્રેરણાવાહક ઉપર આવ્યો અને વૃક્ષો પર રેલાતો રેલાતો આવતો તેનો મેઘગંભીર પ્રતિધ્વની, તેના કાનમાં પેઠો. તેણે હોઠ કરડી, કાન બંધ કરવાનો પ્રયત્ન કર્યો ધ્વનિ ઉંચે ને ઉંચે આવતો, તેને ચાર પાસથી લપેટતો, તેને ઉંચે લઈ જતો લાગ્યો.

તે ઉપર ચઢયો. આખરે એ અને શત્રુઘ્ન બે જણ રહ્યા.. પૂર્વમાં આભાસ થવા લાગ્યો ને માથા પર તારાઓ ઝાંખા થયા.

હવે સુર્યોદય થશે, વિષ્ણુગુપ્ત પકડાશે, પછી એક પૃથ્વી પર બે જણ કેમ રહી શકશે? જોઈએ છીએ–તે મનમાં બોલ્યો. એક સોન આવ્યો. ત્યાં કોઈ પાણી ભરતું હોય એવો ગગરાટ થયો, એટલે તે અને શત્રુઘ્ન ઝાડ પાછળ લપાઈ ગયા. એક રીંછ ધડાવતી પાણી ભરતુ હતુ !

તેણે આંખ ચોળી. તેનું ભાન જતું રહ્યું કે શું ? પાણી ભરનાર રીંછ નહોતું પણ માણસ હતા. તેનું આખું શરીર પીળા પડેલા સફેદ વાળ-થી છવાયું હતું. તેની આંખો નિસ્તેજ હતી. અને કમર વળેલી હતી. નિઃસીમ ઘડપણ તેને અંગે અંગે દેખાતું.

સેનજિતને લાગ્યું કે આજ મુનિ ઉદ્દાલક હોવા જોઈએ.

"ઝાડ પાછળથી બહાર આવ ! હરણાં ને સસલાં જેનાથી ડરતાં નથી તેનાથી શા માટે ડરે છે?" બોલનારની ભાષા ઘણી જુની હતી અને તે તેને વિચિત્ર રીતે ઉચ્ચારતો. સેનાજિત બહાર આવ્યો. "આપ મુનિ ઉદ્દાલક?"

"હા,"

સેનજિત હરખાયો. તેની ગ્રહદશા બદલાવા લાગી હતી.

"આચાર્ય વિષ્ણુગુપ્ત ક્યાં છે ?"

"ભગવાન વેદવ્યાસની પાદુકાઓનાં દર્શન કરવા ગયા છે."

"ક્યાંથી જવાય છે?"

મુનિએ હાથવતી દિશા દેખાડી અને સેનાજિત અને શત્રુઘ્ન તે તરફ ગયા. આથી રુડું શું? વિષ્ણુગુપ્ત એકલો, એકાંતમાં–ને એ બે જણા ! સેનાજિત હસ્યો; વિષ્ણુગુપ્ત મર્યે–ગૌરી, કીર્તિ, પ્રતિષ્ઠા ને નરેંદ્રનો વિજય ! 'નરેંદ્રનો જય' તે બબડયો. તેને આત્મતિરસ્કાર થયો. કેવી સુંદર વસ્તુઓને તે વિનાશતો હતો, ભદ્રાક્ષ, નૈમિષારણ્ય વેદ, વર્ણાશ્રમ, વિદ્યાઓ ! તે હસ્યો. ભલે બ્રહ્માંડ ભાંગે! તેને શું ? તેને શું ? પણ પૃથ્વી પર બે જણ કેમ રહી શકે ?

તે અને શત્રુઘ્ન ચાલી ગયા એટલે મુનિ ઉદ્દાલકે પાણી ભરતું શરૂ કર્યું. સૂર્યનાં કિરણો પ્રગટયાં. વિપળવાર સેનાજિતે તે તરફ જોયું. આખું નૈમિષારણ્ય અર્ઘ્ય આપતું હશે ? પણ તેને શું ? તેને વળી અર્ઘ્ય શા ને સવિતા નારાયણ શા ?

પગથી એક ઉંચી, અધર લટકી હોય એવી મોટી ભેખડ તરફ જતી હતી. તે બન્ને દોડયા. ત્યાં હતી. સાંજ ઉદ્દાલક રહેતો હશે !

તે ભેખડ પર આવ્યો. જાણે વૃક્ષમાં ટોચ પર એક માળો હોય તેમ એ અદ્ધર જેવી ભેખડમાં એક ગુફા હતી. એની પાસે થઇને પગથી જતી.

એક માણસ ગુફા આગળ પગથી રોકીને ઉભો હતો. સેનાજિતે શત્રુઘ્નને સાવચેત રહેવાનું કહ્યું ને તે આગળ વધ્યો. સામે પેલો માણસ કેડ પર હાથ દઇને ઉભો હતો.

"કોણ કદ્રુ !" સેનાજિતે ભયવ્યકુળ આંખે આડા ઉભા રહેનારને ઓળખ્યો. એણે બખ્તર ને શસ્ત્રો અત્યારે કાઢી નાખ્યાં હતાં.

"કેમ ! ના કહી તો પણ આવ્યો કે ?" ભયંકર રીતે હસીને કદ્રુએ કહ્યું. "હું તારાં કારસ્તાન જાણતો હતો."

"આઘો ખસ" હાંફતાં હાંફતાં સેનાજિતે કહ્યું. તે સમજ્યો કદ્રુ તેનો રસ્તો રોકતો હતો. વિષ્ણુગુપ્ત હવે પકડાયો.

શત્રુઘ્નને નીશાની કરી, તેણે એકદમ કુદીને કદ્રુને ભીડાવ્યો. શત્રુઘ્ને પણ તેજ પ્રમાણે કદ્રુને ભીડવ્યો. કદ્રુએ પણ બન્ને સાથે બાથ ભીડી.

સેનાજિત વીફરેલી શકિતથી કદ્રુને પકડવા મથી રહ્યો, પણ કદ્રુ જબરો ઘણો જબરો-હતો અને તે અને શત્રુઘ્ન બંને મળીને પણ તે તેને પકડી રાખી નહોતા શકતા. ગર્જના કરી, તેણે મહા પ્રયત્ન કર્યો; તેને અને શત્રુઘ્નને બાથમાં કચરવાનો પ્રયત્ન કરતા કદ્રુની છાતીમાં માથુ માર્યું... બે પલ ત્રણે જણ એક બીજાને વળગી ચકકર ચકકર ફર્યા... સેનાજિતે આકાશને પૃથ્વી પણ ચકકર ચકકર ફરતાં જોયાં.

કદ્રુ ભયંકર હતો. તે બંનેને હંફાવતો. સૂર્યબિંબ તેની આંખમાં ખુંચ્યું...કદ્રુને ભેખડની હેઠળ ફેકયા વિના છુટકો નહોતો...બ્રહ્મહત્યા !

ગુફાના બારણામાં કોણ આવ્યું !...કોણ કુમાર ચંદ્રગુપ્ત...નીચે ખાઇ દેખાઇ...હવે કદ્રુને ધકકો મારવોજ રહ્યો...રખે પોતે પડે! ઓ-તેણે બરાડો માર્યો. એક બીજાની બાથમાંથી છુટયા વિના ત્રણે જણ ભેખડ ઉંચે છોડી, વીજવેગે નીચે જતા હતા... ને કડાકો થયો.

પછી શું થયું તેનું ભાન સેનાજિતને નહોતું.

[ આ વાર્તાનો વિશેષ રસિક ભાગ આવતા અંકે. ]

# કેટલાંક સંવનન

[અનુસંધાન પૃષ્ઠ ૫૪૬ થી]

એ હીંમત રાખી આગળને આગળ બોલતી ગઈ: "હું તો માનું છું કે જ્યાં સુધી કોઈ પણ સ્ત્રી પીયરીઆંનો મોહ સદાને માટે ઉતારી શકે નહીં, જ્યાં સુધી એને એમ લાગે કે પ્રિયતમ વગર એ નભાવી શકશે ત્યાંસુધી એણે પરણવું ન જોઈએ. હું અસાધારણ વાત કહું છું એમ તમને લાગે છે શું ? મને માફ કરો. રીસ ન ચઢાવતા અલબત્ત મને તમારી ઘણી લાગણી થાય છે અને વખત થયો ને તમને નથી દેખતી તો હું ઉચ્ચીનીચી થાઉં છું અને તમે ક્યારે આવો, ક્યારે આવો એમ ઝંખુ છું છતાં પણ થોડીવારમાંજ હું તમને વીસરી જાઉં છું. આ અપૂર્ણતા છે, ખામી છે. તમને ન દેખવાથી, ન મળવાથી જે તાલાવેલી થાય છે એ તાલાવેલી જ્યાં સુધી અલ્પજીવીજ રહે, ચિરંજીવી ન હોય ત્યાં સુધી શા ખપની ?" થોડીવાર ચુપ રહી પાછું એણે આગળ ચલાવ્યું: "જો કોઈ સ્ત્રી કોઈ પુરુષને ખરેખર ચહાતીજ હોય તો તો એણે એની સાથે ગમે ત્યાં, ગમે ત્યારે વગર આનાકાનીએ જવા અને રહેવા તત્પર હોવું જોઈએ. હજુ સુધી એ લાયકી મારામાં નથી, હું મારી અપાત્રતા સારી પેઠે જાણું છું. આમ કહું છું તેથી હું બેકદર છું એમ ન માનતા મને પણ કેટલું દુઃખ થાય છે તે મારું મનજ જાણે છે. સત્ય સમજાવતાં હું કેટલી વલોવાઈ જાઉં છું તે તમે નહીં સમજી શકો. પણ જ્યારે તમે આવી મહાન નવાજેશ મને કરો છો, જ્યારે તમે તમારું સર્વસ્વ મને સોંપી દેવા તૈયાર થયા છો, ત્યારે તમે તમારી જાત પણ મને સમર્પી દેવા આવ્યા છો ત્યારે મારે પણ ખરેખરુંજ કહી નાખવું જોઈએ. તમે પણ જોઈ શક્યા હશોજ કે મેં તમારી સાથે કેટલી બધી છુટ લીધી છે ! અને તે શાને સારુ ! હું તમારાપર વિશ્વાસ રાખું છું. મને તમારા પર શ્રદ્ધા છે, આસ્થા છે. અને તેથીજ ન કહેવાય એવી વાતો પણ કે પણ ભેદભાવ રાખ્યા વગર મેં તમને કરી છે."

"મને પણ ખાત્રી થઈ છે કે તમે મને વિશ્વાસપાત્ર ગણ્યો છે." મેં એના કંપતા હાથ મારા હાથમાં લઈ કહ્યું. "અને તેથીજ હું માનું છું કે હું તમને મને ચહાતાં શીખવીશ. વ્હાલી ડીવર ! તમે મને વધારે નહીં તો થોડુંઘણું તો ચહાતાં હોવાંજ જોઈએ નહીં તો તમે મારી સાથે આવી રીતે વર્તી શકો નહીં, તમે તમારો હાથ મને આપો નહીં. તમારો હાથ ચુમ્બુ તે તમો નભાવી લો નહીં, કેટલીએવાર એ હાથ મેં ચુંબ્યા છે અને હજુ પણ ચુંબુ છું; છતાં તમે મને વાર્યો નથી કે વારતાં નથી. તમે કદિપણ ભડકીને દૂર ભાગ્યાં નથી. એ શું બતાડે છે ! અત્યાર સુધીમાં મારી પાત્રતા કરતાં તમે મને વધારે દાન દીધું છે અને બાકીના માટે તમે કહેશો ત્યાં સુધી હું વાટ જોઈશ. જે પાત્રતા મારે મેળવવી આવશ્યક હશે તે હું મેળવીશ."

મારા આ શબ્દ અસરકારક નીવડ્યા.

"તમે જે કહો છો તે વગર વિચારે તો નહીંજ કહેતા હો. ધારો કે એવો દિવસ આવ્યો કે જ્યારે હું તમારે મોઢે ચઢીને કહું કે 'મી. રાય ! હું તમને નથી ચહાતી' તો પછી તમને મારે માટે કેવો વિચાર થાય ?"

"વિચાર વળી કેવો આવવાનો હતો જે ! જે વિચાર અત્યારે છે તેનો તેજ વિચાર, એમાં ફેર કદિએ ન પડે."

"તો પણ ચોખવટ થાય તે સારી. ગોળ ગોળ વાત કરવામાં માલ નહીં. પાછળથી કોઈ કોઈને દોષ દે એવું અત્યારે ન રાખવું."

"દોષ દેવા જેવો પ્રસંગજ નહીં આવે.

તમે એ બાબતમાં નિશ્ચિંત રહેજો. મોટાખોટા વિચાર કરી નાહકનાં દુઃખી ન થતાં. તમે મને દગો દો એ હું માની શકતોજ નથી. પણ લીલી ! વહાલી લીલી ! મને તો પાકે પાયે ખાત્રી છે કે તમે મને ચાહો છોજ. મારી આ માન્યતા ખોટી હોય, જો મેં ગેરવ્યાજબી છુટ લીધી હોય તો તમે મને માફ કરશો ?"

"મી. રાય ! તમે મને મુખી કહેશો એ કબુલ પણ મને કહેવા દો કે હજુસુધી મેં દુનીઆં દીઠી નથી, જગત જોયું નથી. એમ પણ બને કે ભવિષ્યમાં કોઇ એવી મૂર્તિ મારી નજરે ચઢે કે જેને હું તમારા કરતાંએ વધારે ભાવથી માન આપું અને તો પછી ?"

એનાં આ ભોળપણ આ સ્પષ્ટવક્તાપણા માટે મનમાં ને મનમાં મેં એના વખાણ કર્યાં.

"અલબત્ત. વહાલી ! દુનીઆંમાં હું એકલો જ નથી અથવા દુનીઆં પર મારા 'સર્વ હક્ક સ્વાધીન' નથી. હું પૈસે પુરો, માણસ પુરો, શરીરે સંબંધો નથી. મારા કરતાં પણ વધારે યોગ્યતાવાળા તમને ન મળી આવે એમ નથી. પણ હું કહીશ કે હું તમને મારા પ્રાણથી પણ પ્યારાં ગણું છું. તમે મને જે માન આપો છો તે બદલ હું તમારો શો આભાર માનું ? હું રંક છું તમે રત્ન છો. જો તમે મારા પર પ્રસન્ન થશો તો, તો હું મારી જાતને ધન્ય સમજીશ."

"જ્યારે તમે આવું આવું બોલો છો ત્યારે હું કોઇ અજબ વાતાવરણમાં હોઉં એમ મને લાગેછે. જાણે હું તમને વરી ચુકીજ ન હોઉં ! અત્યાર સુધી હરેક વાતમાં હું મક્કમ રહેતી પણ હમણાં હમણાંની હું એટલી બધી અશાન્ત, અચોક્કસ, અદઢ થઇ ગઇ છું કે ન પુછો વાત. એવું શાથી થયું તે પ્રભુ જાણે. મારું કહેવું તમે સમજો છો ? તમે મારી નજરથી દૂર રહો, વેગળા હો એ મને નથી રોચતું. મારી આંખે તો આખી દુનીઆંથી તમે ભિન્ન જણાઓ છો. મારું કહેવું સમજાય છે ? બરાબર સમજાય છે ? યથાસ્થિત સમજાય છે ?"

"તમારું કહેવું હું બધુ સમજુ છું, તમારો ભાવ હું પુરો ઓળખું છું. હું મને સુખી સમજું છું. આજ તમે જેજે કહ્યું તેથી તમારા પરનો મારો ભાવ ચોગણો વધ્યો છે. તમારી ઉક્તિના સત્યમાં મારો અનિર્વચનીય વિશ્વાસ છે. તમે જે કરશો તે સારુ અને સાચુજ કરશો."

"હવે મને જુદો અનુભવ થવા માંડ્યો. તમે મને એટલા તો સારા લાગો છો કે મારી બધી અશાન્તિ હવે શમી જવા આવી."

"તમે મને અકલ્પ્ય સુખ આપ્યું. તમે મારી અનેરી આશા પુરી પાડી."

"પણ સુખમાં છકી ન જતાં. કદાચ એ સુખ નયે છાજે."

"શંકા રાખવાનુ કંઇજ કારણ નથી."

"ખરું. પણ તમારો હલ્લો અચીંત્યો છે અને તેથીજ તમે વિજયી થયા છો. એનું વેર હું જરુર વાળીશ."

"તમે મારી સાથે ગમે ત્યાં, ગમે ત્યારે, વગર આનાકાનીએ આવશોને ?"

"નાજી. માફ કરો. બેભાનમાં બકાએલા શબ્દો પકડી રાખવા અને તેનો દુરુપયોગ કરવો એ તમને શોભે નહીં."

"હા કે ના:" મેં હઠ કરી.

"નથી જાણતા અતિ હર્ષ કે અતિ શોકનું પરિણામ શું આવે તે ? મેં આવું નહોતું ધાર્યું."

"મારા સવાલનો જવાબ આપો. કહો, હા કે ના ?" મેં તો પકડીજ રાખ્યું.

"તમારી સાથે દરીઆમાં ડુબવા કે પાવકમાં પ્રજળવા પણ હું તૈયાર છું. પછી કંઇ ?" પ્રેમના છણકા કરી તે બોલી.

---

पोतानी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
श्रीयुत દાદાભાઈ આણંદજી ચાવડા
[illegible] ભેટ.



પુસ્તક ૧૪] આશ્વિન ૧૯૮૪ [ અંક ૧

# ગુજરાત અને યુગધર્મ

## ઉગતી પ્રજાને

સમાજ કે ધર્મે ઘડેલાં બીબાંમાં રહી નિશ્ચેતન ઢીંગલીઓ બનશો મા. તપથી શક્તિ મેળવજો, ભાવનાથી શુદ્ધિ મેળવજો. અભ્યાસથી કાર્યદક્ષતા મેળવજો; જ્ઞાનથી સંસ્કાર સમૃદ્ધિ ભેગી કરજો; છે તેજ જીવનમાં રસ કેળવી ઉલ્લાસ અનુભવજો; અને આમ ઘડાએલી માનવતાને વ્યક્ત કરજો— શબ્દમાં, વિચારમાં, ચારિત્ર્યમાં ને કર્તવ્યમાં,-કોઈનો ભય ધાર્યા વિના, કશાની આશા રાખ્યા વિના, ગુજરાતને મહાન રાષ્ટ્ર થવું હોય, સંસ્કારનો મંત્ર દેવાં હોય તો તેની ઉગતી પ્રજાને આ માનવતા સર્જાવવીજ પડશે.

—કનૈયાલાલ મુનશી

'કુમાર': આષાઢ '૮૪નો અંકમાંથી.



તેણે ડોક લંબાવી જોયું

મર્હુમ સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાહ્યાભાઈ આણંદજી ભાવસાર
તરફથી : વિનય સપ્રેમ ભેટ




લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
પ્રમુખ, સાહિત્ય સંસદ.

ચિત્રકાર:
રા. રવિશંકર મ. રાવળ

---

સમય:
ઈ. સ. પૂર્વે ૩૨૦ ની આસપાસ.

## સ્થલોની માહીતી

પાટલીપુત્ર / કુસુમપુર / રાજગૃહ } પુરાતન મગધનું પાટનગર હાલ પટણા છે તેની પાસે.

તક્ષશિલા ... અફઘાનીસ્થાન આગળ આવેલું વિદ્યાને માટે વિખ્યાત હીંદુ રાજાનું પાટનગર.

---

## ક્રમવાર આવતાં પાત્રો

રાક્ષસ ......મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો મંત્રી.

વક્રનાસ......મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો અમાત્ય.

સુમોદા ......તક્ષશિલાના રાજા સુબાહુની પુત્રી ને હિરણ્યગુપ્તની રાણી.

હિરણ્યગુપ્ત / ધનનંદ } શૂદ્ર મહાપદ્મ નંદનો વંશજ અને પાટલીપુત્રનો ચક્રવર્તી રાજા.

શેષ...ક્ષુદ્રક માલવોના દૂત આયુધિ.
આંભિ...તક્ષશિલાનો યુવરાજ ને સુમોહાનો ભાઇ.
ભિખ્ખુ વસ...પૂર્વાશ્રમે કામંદકનો પુત્ર.
સેનાજિત......હિરણ્યગુપ્તના અંતઃપુરના સૈન્યનો અધ્યક્ષ.
ગૌરી........સેનાજિતની પ્રિયતમા.
મેનાકી......મહામાત્ર દર્શકની પત્ની.
આચાર્ય શકટાલ...ગૌરીના પિતા.
વિષ્ણુગુપ્ત...આંભિનો ગુરુબંધુ.
પ્રમંડક, કદ્રુ ...આચાર્ય શકટાલના શિષ્યો.
શ્રીયક..., સ્થૂલભદ્ર ...આચાર્ય શકટાલના પુત્ર.
કોશા...પાટલીપુત્રની વિખ્યાત ગણિકા.
કુમાર ચંદ્રગુપ્ત......નરેંદ્રદેવનો ભત્રીજો.
કુલપતિ ભદ્રાક્ષ... નૈમિષારણ્યના કુલપતિ.

## આગલાં પ્રકરણોનો સાર

વાર્તા ઇ. સ. પૂર્વે ૩૨૦ ના આસપાસના સમયથી શરૂ થાય છે. મહાપદ્મ નંદના રાજ્યાભિષેકને એંશી વર્ષ થયાં હતાં; અને તેનો પૌત્ર હિરણ્યગુપ્ત 'સર્વાર્થસિદ્ધ'નું બીરુદ ધારી, મગધને સિંહાસને વીરાજતો હતો.

મહાપદ્મ નંદ તક્ષશિલાની કુંવરી સુમોહા સાથે પરણ્યો હતો. સુમોહાનો ભાઇ આંભિ ઘણે વર્ષે બહેનને મળવા આવ્યો હતો. તેની સાથે એનો બાલમિત્ર વિષ્ણુગુપ્ત હતો. નંદના રાજ્યમાં બ્રાહ્મણો પગે ચાલીને જાય એવી પ્રથા હતી. વિષ્ણુગુપ્તે આ આજ્ઞા ન સ્વીકારી. તે ચાલીને અંધ આચાર્ય શકટાલને ત્યાં ગયો.

આથી રાજ્યના અધિકારીઓમાં ચર્ચા ચાલીને ક્ષોભ ઉત્પન્ન થવા લાગ્યો. મહાપદ્મ નંદ સ્વાર્થી હતો. સુમોહા એનાથી કંટાળી હતી. ભાઈ આવ્યાના સમાચારથી તે રાજી થઈ. મહાપદ્મ નંદે કંઈ હેતુ સાધવા સુમોહાદ્વારા આંભિને આમંત્રણ મોકલાવ્યું.

આચાર્ય શકટાલ એક વખત સત્તાના શિખરે હતા. હિરણ્યગુપ્તના સમયમાં તે રાજદ્રોહી હતા. તેની પુત્રી ગૌરી અંતઃપુરના અધ્યક્ષ સેનાજિત સાથે વરાવવાની હતી.

સંનિધાતા દર્શકની પત્ની મેનાકી, ઘરડા પતિની જુવાન પત્ની હતી. મેનાકી સંનિધાતા ને રાજ્યથી કંટાળી હતી તે કુમાર ચંદ્રગુપ્તને ચહાતી હતી પણ તે ક્યાંક ચાલી ગયો હતો. મેનાકીને વિષ્ણુગુપ્ત આવ્યાના સમાચાર મળે છે. તે તેની પાસેથી ભગે તો કુમારની ખબર જાણવા તેને મળવા જાય છે.

શકટાલને ત્યાં આચાર્ય વિષ્ણુગુપ્તને મળવા સિદ્ધ ક્ષપણક રાક્ષસમંત્રી, ક્ષુદ્રક માલવોના દૂત પ્રણિધિ વગેરે આવવા લાગ્યા. સેનાજિત પણ નવા આગંતુકને અને તેથી મિષે ગૌરીને મળવા આવ્યો પણ તેને થોડી વાર રાહ જોયા પછી ઘરમાં પ્રવેશ થઇ શક્યો અને અપમાનથી તેનું હૃદય આકુળ-વ્યાકુળ થઇ ગયું; સેનાજિત શકટાલને લક્ષતિથિ નક્કી કરવા કહે છે.

વિષ્ણુગુપ્ત અહીંના ક્ષાત્રિયોની અધમ દશાથી લજ્જિત થાય છે. જ્યાં બ્રાહ્મણોનિ અવગણના થતી હોય ત્યાં બ્રાહ્મણોએ ન વસવું એમ કહે છે. ને બધાને આ સ્થાન છોડી જવા પ્રેરે છે.

શકટાલ ગૌરીને સેનાજિત સાથે વરાવવાના છે એ જાણી વિષ્ણુગુપ્ત આશ્ચર્ય પામે છે. ને વિષ્ણુગુપ્ત ગૌરીને પરણવા તૈયાર થાય છે.

નરેંદ્રદેવ આંભિ ને તેના બ્રાહ્મણ મિત્રના આગમનથી નગરમાં પ્રવર્તેલા હલચલાટથી ડરે છે, ને એમને કેમ જલ્દી દૂર કરવા તેની યુક્તિ રચે છે. અને આંભિએ સુમોહા સાથે આવતી ત્રીજે જવું એમ નક્કી થાય છે, પણ તે પહેલાં છઠ્ઠે આવનાર મહેમાનોના માનમાં સમાજની રચના થય છે.

ગૌરી ઉપરા ઉપરી બનતા અદ્ભુત બનાવોથી કંટાળી ગઇ હતી. પોતે કોની સાથે લગ્ન કરે ? સેનાજિત કે વિષ્ણુગુપ્ત સાથે ? એ કંટાળી એનો એક ભાઇ સ્થૂલભદ્ર ગણિકાને ત્યાં પડયો પાથર્યો રહેતો તેની સલાહ અર્થે ચોરીછુપીથી તેને મળવા જાય છે, આ અણધાર્યા આગમનથી સ્થૂલભદ્રમાં એકદમ નવું ચેતન આવ્યું. તે કોશાને તજી અંતે એક મહાવીરના અનુયાયી સાથે દીક્ષા લેવા ચાલી નીકળ્યો.

ગૌરી ભગ્નાશ થઇ ઘેર ગઇ. સેનાજિતે આવી શકટાલને કહ્યું : 'નરેંદ્રદેવે આપને નૈમિષારણ્ય જવાની રજા આપી છે. પણ લગ્નની તિથિ મહાદેવી પીએરથી પાછા આવે ત્યાર પછી નક્કી થશે.'

આ સાંભળી શકટાલ નૈમિષારણ્ય જવાનું મુલતવી રાખે છે.

મૈનાકી વિષ્ણુગુપ્તને સંકેત પ્રમાણે આવી મળી. મૈનાકીએ ગૌરીને હેતભાવથી પોતાની કરી લીધી. ને લગ્નની વાતમાં સેનાજિત તરફ પક્ષપાત દેખાડી સલાહ આપી.

બીજે દિવસે સૌ સમાજમાં ભાગ લેવા ગયાં. સેનાજિત ગૌરીને મૈનાકીના પ્રેક્ષાગારમાં નીરાંતે મળી શકયો ને તે રાતે તે એના ઘરમાં કેદ કરેલા કેદીને વીસરી ગયા. કેદી કુમાર ચંદ્રગુપ્ત ત્યાંથી નાસી છુટી મૈનાકીને મળે છે. વિષ્ણુગુપ્ત કુમારને હાલ તુરત ત્યાંથી ચાલી જવા કહે છે.

વિષ્ણુગુપ્ત કુમારને તે મુરાદાસીનો પુત્ર નથી પણ શૈશુનાગ મહાનંદીના ઔરસપુત્ર કુમારગુપ્ત તેના પિતામહ હતા તેનો ભેદ ફોડે છે. ચંદ્રગુપ્તમાં નવી મહત્વકાંક્ષાઓ જાગે છે ને આખરે તે નૈમિષારણ્યમાં જવા ચાલી નીકળે છે.

સેનાજિતનો કેદી નાસી છુટયાની જાણ થાય છે. ગૌરી એ કેદી વિષ્ણુગુપ્ત છોડવી ગયો એમ કહે છે. હતાશ સેનાજિત વક્રનાસને ખબર આપે છે. અંતે સંનિધાતાની યુક્તિ–શકટાલની ઝુંપડી રાત્રે સળગાવી મુકવાની—સફળ કરી આવવા એને આજ્ઞા મળે છે. ગૌરીને આ ખબર પડે છે. તે આ ક્રૂર વિચારે હબકી જાય છે, તેના પિતાને ને આચાર્યને અગ્નિમાંથી ને સેનાજિતને બ્રહ્મહત્યામાંથી ઉગારવા તે મૈનાકીનું ઘર છોડી એની ઝુંપડી તરફ ધસી જાય છે.

બીજે દિવસે સવારે અર્ધ્ય અપાતો જોવા સૌ લોકો સરસ્વતી–મંદિરની સામે આવી એકઠાં થયાં, વક્રનાસ, સંનિધાતા ને સેનાજિત આવી ગયા. આંભિ તેના યોદ્ધાઓ સાથે આવી લાગ્યો. શેષ ને ક્ષુદ્રક માલવોના પ્રતિનિધિઓ આવ્યા. પણ હજી આચાર્ય વિષ્ણુગુપ્ત આવ્યા ન હતા. કેમ નહોતા આવ્યા તેની ચર્ચા શરુ થઇ હતી. સિદ્ધાર્થ ક્ષપણક આવ્યા. એમણે પુછપરછ કરી ત્યાં સમાચાર મળ્યા આચાર્ય, શકટાલના ઘરમાં રાત્રે આચાર્ય બળી મુઆ. ક્ષપણક યોગસિદ્ધિથી પ્રાર્થના કરી 'આચાર્ય ! અર્ધ્ય સ્વીકારો' ને આંભિના યોદ્ધામાંથી આચાર્ય બહાર પડયા. નરેંદ્ર ને સૌ સ્તબ્ધ બની ગયાં નરેંદ્રે આચાર્યની શિખા પકડવા હાથ નાખ્યો. શિખા છુટી ગઈ. રાજા પણ સાચવી ગયો. આચાર્યે નંદ નિકંદનની પ્રતિજ્ઞા લીધી. આંભિ ને તેનું લશ્કર મહાદેવીને લેઇ ચાલી નીકળ્યું. સેનાજિત તેમની પુંઠે પડયો.

સેનાજિત નૈમિષારણ્યમાં આવી લાગ્યો. એણે લશ્કરને મુખ આગળજ રહેવા દીધું અને થોડા ચુંટી કાઢેલા સૈનિકો સાથે તે આગળ ચાલી નીકળ્યો. તેને ત્યાં મહાદેવી વગેરે મળે છે. નૈમિષારણ્યમાં તે એકલો

અટુલો લાગે છે, સંસ્કારવિહીન જણાય છે. નૈમિષારણ્યનો પ્રભાવ તેને સાલે છે. તે કુલપતિ ભદ્રાક્ષને મળી વિષ્ણુગુપ્ત જ્યાં ધ્યાન કરે છે તે તરફ જાય છે.

નૈમિષારણ્યમાં બધાં સ્નાન, તપ વ્રત કરે છે અને પૂર્વજોની કથા સ્મરણ કરી શુદ્ધિ ને જ્ઞાન પ્રાપ્ત કરે છે. સેનાજિતને કદ્રુ અને આ મિથ્યા સ્થળ છોડી ચાલી જવા સુચના કરે છે.

સેનાજિત ચોરીછુપીથી વિષ્ણુગુપ્તને મારવાની ધુનમાં ને ધુનમાં મુનિ ઉદ્દાલકના આશ્રમ તરફ જાય છે. ત્યાં રસ્તામાં કદ્રુ સાથે મારામારી થઇ જાય છે. બંને એક ઉંડી ખોમાં પટકાય છે.

(હવે આગળ વાંચો.)

## પ્રકરણ ૩૭ મું

—o—

### વ્યાસ ભગવાનની પાદુકા

આર્ય વિષ્ણુગુપ્ત કુમાર ચંદ્રગુપ્તને મુનિ ઉદ્દાલકની ગુફામાં સુવા દઇ બ્રાહ્મમુહૂર્ત પહેલા સંધ્યા સ્નાન કરી વેદવ્યાસની પાદુકાનાં દર્શન કરવા ચાલ્યા.

સેંકડો વર્ષ થયાં મુનિ ઉદ્દાલક આ શૃંગ પર રહેતા હતા; અને ભાગ્યેજ કોઇ નૈમિષારણ્યવાસી કે યાત્રાળુ તેમનાં દર્શને આવતા. અને જે આવતા તે પાદુકાના કાલ્પનિક દર્શન મુનિના આશ્રમ આગળ રહી જ કરતા હતા.

લોકવાયકા હતી કે મુનિ ઉદ્દાલક રહેતા હતા ત્યાંથી નીચે દુર્ગમ્ય જંગલમાં, જે સ્થળે ભગવાન દ્વૈપાયન પંચત્વ પામ્યા હતા, ત્યાં તેમની સ્વયંભૂ પાદુકાઓ હજુ હતી. એમ પણ કહેવાતું કે ત્યાં વ્યાસ ભગવાન કેઇક વખત ચિરંજીવ ઉદ્દાલકને દર્શન દેતા. ઉદ્દાલકના આશ્રમ માટે લોકોને એટલો ભય હતો, કે ભાગ્યેજ કોઇ તે વટાવી પાદુકાઓ જોવા જવાની ઇચ્છા પણ કરતું.

વિષ્ણુગુપ્ત જ્યારે નૈમિષારણ્યમાં આવતા ત્યારે ઉદ્દાલકને મળ્યા વિના અને પાદુકાનાં દર્શન કર્યા વિના જતા નહીં. જે બીજા બધાનું પ્રેરણાસ્થાન હતા તેને આ પાદુકાઓની પ્રેરણા વિના ચાલતું નહીં.

એણે એક દંડો લીધો ને પરિચિત પગથી એ નીચે જવા માંડયું. પગથી સ્પષ્ટ નહોતી. ભોંય પર પથરાઇ રહેલી વેલોએ તેના પર ઘણી જગ્યાએ આક્રમણ કર્યું હતું. ઝાડો વેલો, ઝાંખરાં પર ને તેમાં થઇ પડતાં ચંદ્રનાં કિરણો ભરમાવે એવા આકારો રચી રસ્તો ભુલાવતાં હતાં. પવન જોરશોર વાતો હતો, અને ઝાડનાં પાંદડામાં થઇ સુસવાટ કરતો હતો. કોઇ વાર કોઇ હિંસક પ્રાણીની ચીસ કે ગર્જના સંભળાતી હતી. વનના ભયંકર એકાંતમાં મૃત્યુ ચારે તરફ ઝઝૂમતું હતું, છતાં ચાણક્યનાં ડગલાં દૃઢ હતાં, દૃષ્ટિ સચોટ હતી, અને દંડો અડગ હતો.

પોતાની હંમેશના જેવી જ શાંતિથી આ જંગલની વિનાશક શક્તિઓનો સંદેશો તે સ્થિર ચિત્તે સાંભળી રહ્યા હતા.

ભળભાંખળું થવા આવ્યું. ઝાડોમાં થઇ આવતી જ્યોત્સ્નાની રુપેરી મોહકતા ફીકી પડી. પગથી સ્પષ્ટ દેખાવા માંડી. ઝાડની ઘટામાં સુતાં પંખીનાં બોલોથી વન જાગવા માંડયું.

પવનનું જોર વધ્યું અને તેની શીતળતા પણ વધી. સવારની સુવાસ ચારે તરફ પ્રસરી રહી. તેમણે ઉંડા શ્વાસ લીધા; અને સવિતાની દિને દિને દેખાતી નવ સર્જકતાથી આત્માને સમૃદ્ધ કરવા માંડયો.



"કોણ સેનાજિત ?" કહી આચાર્ય તેને ઉંચકી ઉઠાડવા લાગ્યા.

રસ્તો હવે સ્પષ્ટ દેખાતો હતો. તે એક સ્થળે ઉભા અને ચારે તરફ પથરાઈ રહેલી વણ લુંટાએલી પ્રકૃતિ, અનાસ્વાદિત રસસમૃદ્ધિ, અને ઉષાના સ્પર્શથી નવપલ્લવિત બનેલા જીવનના સંગમથી ઉછળી રહેલા પ્રવાહમાં પોતાની જાત વહેતી મુકી. અનુભવ, સંસ્કાર ને સ્વભાવનાં આવરણો એમણે દૂર કર્યાં અને એમના આત્મા અને આ પ્રકૃતિવૈભવમાં રહેલાં સમાન તત્ત્વોને એકરસ થવા દીધાં.

એમણે વિદ્યાઓનાં રહસ્યો પામવાને પ્રયત્ન કર્યો હતો; સર્વગ્રાહી રાજખટપટમાં ઝંપલાવ્યું હતું; સમરાંગણોની ભયાનક રૌદ્રતાનો અનુભવ કર્યો હતો; ઘણી વાર માનવ જીવનનું સૌંદર્ય ચ્યરી નાખ્યું હતું; કરૂણતાને પોષી હતી; સંસારમાં હડહડતું સંસારીપણું સેવ્યું હતું; સ્વાર્થીઓમાં પોતાના સ્વાર્થ–પોતાની આકાંક્ષાની સિદ્ધિ–શીવાય બીજો પંથ લીધો નહોતો. આ બધા અનુભવોથી નિર્લિપ્ત રહેવા એમણે આ બધાંમાં રહેલી ભાવનાનુંજ દર્શન નજર આગળ રાખ્યું

તેમણે ઉંડો શ્વાસ લીધો. બહારની પ્રફુલ્લતાએ તેમના અંતરને પ્રફુલ્લ બનાવ્યું.

તે હસ્યા. તેમના આ બધા અનુભવો ઇંદ્રિયોની લાલસામાંથી ઉદ્‌ભવ્યા નહોતા–છુટાછવાયા, સ્વેચ્છાએ સરજાવેલા, અયુક્ત આવિર્ભાવો નહોતા: એમની બુદ્ધિ શતધા નહોતી, એકજ હતી. મંત્રભૂમિમાં, રણમાં, આશ્રમમાં, એકાંતમાં એમણે જે એક અને અવિયોજ્ય આત્માનું દર્શન કર્યા કર્યું હતું તે આ મર્જન-

કાલના પ્રારંભ જેવા ઉષામુગ્ધ વનને સજીવ બનાવતા આત્મા સાથે તન્મયતા સાધવા મથી રહ્યો. તેમણે આગળ ચાલવા માંડ્યું. ચારે તરફ તરવરી રહેલી શક્તિઓને ઉચ્છવાસ સાથે તે પોતાના તરફ આકર્ષી રહ્યા. એમણે પણ શીતળ સમીર ને ઉષ્ણ, વિનાશક પવન વાયો હતો. ફુલો વેર્યાં હતાં, ને કાંટાઓ પાથર્યા હતા; કુંપેરો આણી હતી અને મુળ ઉખેડ્યાં હતાં; ઘટાથી છાંય કરી હતી, ઝાંખરાંથી જીવનો કચર્યાં હતાં. એમના આત્માની સર્જક ને વિનાશક વૃત્તિઓ ચારે તરફ ફરી વળતી હતી.

સૂર્યકિરણો વૃક્ષનાં શિખરોને સ્પર્શ્યાં. વન જળહળતા પ્રકાશથી તેજસ્વી બન્યું તે ઉભા રહ્યા. આંખો મીંચી. ॐ तत्सवितुर्वरेण्यं भर्गोदेवस्य धीमहि धियो यो नः प्रचोदयात् । धियो यो नः प्रचोदयात् । સૂર્ય નારાયણનો પ્રતાપ આ સનાતન શબ્દોમાં પૂજ્યભાવે સ્મરતાં તેમનું અંતર નમ્ર થયું. તેમણે વિચાર્યું કે પોતે અલ્પમાંનો અલ્પ હતો, જેટલે અંશે બ્રહ્માંડના આત્મા સવિતાના પ્રતાપની પોતે મૂર્તિ હતો તેટલેજ અંશે તે પણ સજીવ હતો.

તે વન જોડે, પ્રકૃતિ જોડે, શક્તિવૈભવ જોડે, સવિતા જોડે, તન્મય થયા. એ પોતે માત્ર એક કિરણ, એક કુંપેર, એક સમીરનો સુસવાટ, એક ઝરણાનો પ્રવાહ જેવા તેનાજ આવિર્ભાવ હતા.

બ્રહ્માંડના એ આત્માએ સર્જકતાના ઉલ્લાસમાં પોતાની તેજસ્વિતાને નરનારીરૂપ બનાવી હતી; તેમની બુદ્ધિને સંસ્કારરૂપે વ્યક્ત કરી હતી. વધારે સ્પષ્ટ ને વધારે સુંદર આવિર્ભાવની ઉત્કંઠામાં તે તેજસ્વિતાએ નૈમિષારણ્ય—માત્ર ઝાડ, પાન, પાણી, મૃગ ને હંસોનું નહીં—પણ વ્યાસ ને શૌનક, ઉદ્દાલક આરુણિ, યાજ્ઞવલ્કય આશ્વલાયન ને સાંખ્યાયનની પરંપરામાં અપૂર્વ એવું નૈમિષારણ્યનું રૂપ લીધું હતું એજ આત્મા નૈમિષારણ્યરૂપે વિદ્યાઓનું સર્જન, પોષણ, રક્ષણ ને પ્રચાર કરી રહ્યો હતો...

એના સ્થિર નયને વિદ્યાનાં સર્જનની દિવ્ય મંદાકિની દેખાઇ. યુગોના મહા પ્રયત્ને સવિતાનાં રશ્મિઓએ આ સ્વર્ગગાનાં ઝરણાં પ્રકટાવ્યાં હતાં.

આ તેજસ્વી ઝરણાં ભગવાન દ્વૈપાયને શંકરની માફક જટામાં એકઠાં કર્યાં; ભગીરથસમા બળે તેમણે આ જ્યોતિર્મય સરિતાનો પ્રવાહ તીરો વચ્ચે વહેતો કર્યો. તેમને પગલે ચાલતા મહર્ષિઓ તેમાં નાહ્યા—તેને પુજી—તેમાં નવાં નીરો વહેતાં મુક્યાં, તેનાં પતિત પાવન નીરો જગદુદ્ધાર માટે લઇ ગયા. વ્યાકરણ, સાહિત્ય, શાસ્ત્ર પુરાણ, વેદ ને ઉપનિષદ, સાંખ્ય ને યોગ; બધાં આ સાગરસમી ઘુઘવતી કે સરવર જેવી શાંત, દિવ્ય ને સંજીવિની મંદાકિનીનાં છુટાં છવાયાં વહેતાં પાણી હતાં... અને મહર્ષિઓ પણ એજ મંદાકિનીના મહાતરંગો હતા...

આ બધા દ્વારા બ્રહ્માંડનો પરમ આત્મા વિશુદ્ધિ અને પૂર્ણતામાં અદ્દભુત એવા સનાતન શબ્દબ્રહ્મ સ્વરૂપે પ્રગટતો હતો. એના દિગ્વિજયમાંજ બ્રહ્માંડની આત્મસિદ્ધિ હતી...

ક્યાં સુધી તેમણે સવિતાનારાયણના શબ્દબ્રહ્મસ્વરૂપનો વિચાર કર્યો...

આ મંદાકિની ડહોળાઇ ગઇ હતી; અનેક અંતરાયો તેના પ્રવાહને મંદગતિ અને તેની નિર્મલતાને કલુષિત કરતો હતો...રાષ્ટ્રો માંહો માંહ્ય કપાતાં હતાં. છિન્નભિન્ન પ્રજાઓ લોકસંગ્રહમાં ઘડાતી નહોતી રાજા એક બીજાના દ્વેષમાં શક્તિનો વ્યય કરતા...દક્ષિણપથમાં દાનવો સરિતાને રોકતા; તક્ષશિલા ને ગાંધારમાં પારસિકો પગ પેસારે તેને મલિન કરતા. કલિ જેવા પ્રચંડ મહાપાપના કુંડે આ સરિતાના શોષણને

કુલધર્મ બનાવ્યો હતો. અજ્ઞાન, અધમતા ને દ્વેષ ચારે તરફ પ્રવર્તતાં.

આ સરિતાએ આવી આપત્તિમાં એક તરંગ સર્જાવ્યો હતો:–તેનું નામ વિષ્ણુગુપ્ત ચાણક્ય હતું. સરિતાની દિવ્યતા તે જાળવતો તેટલે અંશે તે પ્રબલ ને દિવ્ય હતો. જેટલું તે પોતાનું તરંગત્વ જાળવતો તેટલો એ નિર્બલ હતો. એણે આંખો મીંચી, તન્મયતા પ્રાપ્ત કરવા આ સરિતાનું ધ્યાન ધર્યું.

થોડી વારે તેણે આંખ ઉઘાડી. આસપાસ જોઇ, સવારની પ્રફુલ્લતા હૃદયમાં ઉતારી પોતે એક મહાતરંગ–ચારે તરફ નાના મોટા તરંગોને જોઇ રહ્યો. તેમનું સામર્થ્ય પોતાના તરફ આકર્ષી રહ્યો.

સરિતા મંદગતિ થઇ હતી તેનું રહસ્ય તે જાણતો હતો. સ્વચ્છંદી, અસંસ્કારી રાજત્વના નાના મોટા પથ્થરો, ડુંગરાઓ, પર્વતો વચ્ચે નડતા હતા તેને એ પોતાના પાણીથી સદાને માટે પલાળી શકી નહોતી. તેને પોતાના વેગ વધારવાની ખીણો બનાવી શકી નહોતી. અનેક વંખત સફલ થએલો છતાં નિષ્ફલ એવો એ–જુનો છતાં ફરી ફરી કરવાનો–પ્રયત્ન હતો.

એના જેવા બીજા મહાતરંગોએ શું શું કર્યું ? યયાતિને પલાળ્યો: પૃથુને તોડી નાખ્યા; માંધાતાને વેગનું સાધન બનાવ્યાં. સહસ્રાર્જુનની કચ્ચરો કરવી પડી, પ્રતીપને ઉપયોગમાં લીધો. જરાસંધે મુશ્કેલીઓ ઉભી કરી. કેટલી મહેનતે દુર્યોધનને દૂર કર્યો ને પરીક્ષિત પરથી ઘોષ વધાર્યો ત્યારે જનમેજયને ખસેડતાં મહેનત પડી. જનકને તરંગ બનાવ્યો ત્યારે મહાપદ્મ નંદ વ્યોમ ચુંબી ગિરિરાજના માફક ગતિ રોધી ઉભો ને એની છાયા નીચે અનેક ડુંગરો સરિતાને ગુંગળાવી રહ્યા હતા.

આ સ્વચ્છંદી રાજત્વને સદાને માટે ખસેડવું જોઇએ–માત્ર ગતિ વધારવાની પહાજ કરવી જોઇએ. પર્વતોનો ઉપયોગ નદીનો રસ્તો સરળ કરી આપવાનો છે...નૈમિષારણ્યમાંથી નીકળતી દિવ્ય સરિતાનો તે મહાતરંગ ચારે તરફ આ અવરોધકારક નંદપ્રતાપને નાના મોટા તરંગોથી ઘેરી રહ્યો હતો. નાના મોટા રાજાને હાથ પર લઇ, શૈશુનાગ કુલના કુમાર ચંદ્રગુપ્તને પોતાનો કરી, તેણે નંદના રાજ્યને હચમચાવવાનો આરંભ કર્યો હતો. તેની ઘોષણા નંદના પોતાના કાનમાં કરી મહાતરંગે મહાપ્રયત્ન આદર્યો હતો.

જેમ જેમ તે ચાલવા લાગ્યો તેમ તેમ તેને સ્પષ્ટ સમજાતું ગયું. રાજત્વ એ સરિતાથી ભિન્ન નથી. રાજત્વ, શસ્ત્રવિદ્યા, દંડનીતિ, વાર્તા, અર્થશાસ્ત્રનાં અંગ છે–અર્થશાસ્ત્ર વિદ્યાનું અંગ છે; સર્વ વિદ્યાનું મૂલ નૈમિષારણ્યમાં છે. એણે સરજવા ધારેલું રાજત્વ નૈમિષારણ્યનું અવિયોજ્ય અંગ–તેની એક વૃત્તિ થવી જોઇએ. જે વસિષ્ઠે ન કર્યું જે દેવાપ શૌનકે ન કર્યું, જે ઉદ્દાલક આરુણિએ ન કર્યું તે તેને કરવું પડશે.

શબ્દબ્રહ્મનો સાક્ષાત્કાર સરલ કરવા નૈમિષારણ્યે ઇંદ્રિયજય સાધ્યો. ઇંદ્રિયજય વિના વિનય નહોતો; વિનય વિના બુદ્ધિ નહોતી; બુદ્ધિ વિના શક્તિ નહોતી; શક્તિ વિના યોગ નહોતો, શાંતિ નહોતાં, આત્મદર્શન નહોતાં સરિતા સાથે તન્મયતા શક્ય નહોતી.

એણે પોતે ઇંદ્રિયજય કર્યો હતો, હૃદયમાં શાંતિ ને દૃષ્ટિમાં નિર્ભ્રમ ધાર્યો હતો. પોતે આ સરિતાનું બાલ, તેનો મહાતરંગ, તેને વેગ ને તેનો ભગીરથ–સરિતામય થયો હતો. હવે પોતાની શક્તિવડે રાજત્વને વિનય દોરીએ નાથી તેને સરિતામય બનાવવું હતું... દુઃસાધ્ય ને ભયંકર મહત્વાકાંક્ષા!

વ્યાસે વહેવડાવેલી દિવ્ય સરિતાના બે

તેજસ્વી પટો માત્ર તેનાં વિચારમાં નહોતાં. તેની નજર આગળ નાચી રહ્યા. તે ભેગા મળ્યા, તે ગોળ વર્તુળ એકે અ કારનું રૂપ લીધું; બીજાએ ઉકારનું રૂપ લીધું. બે દૈવી સ્વરો છુટા પડી, ચારે તરફ નાચવા લાગ્યા.

વિદ્યા ને ઇંદ્રિયજય નૈમિષારણ્યે ક્યારનાં સેવ્યાં હતાં. છતાં નરેશ એકેયને પૃથ્વી પર રાજ્ય કરતાં હતા. અ ને ઉ નો સાક્ષાત્કાર તેને થયો તેથી શું?

એકાગ્રચિત્તે વિદ્યા ને વિનયનું ધ્યાન કરતા વિષ્ણુગુપ્ત ચાલતા ચાલતા અટક્યા.

સામે એક કાળો પથ્થર હતો તેના પર સ્વાભાવિક રીતે બે મોટાં પગલાં કોરાઇ રહ્યાં હતાં. એક વૃદ્ધ વૃક્ષ તેના પર મીઠી છાંયા નાખતું.

તેની યાત્રા પુરી થઇ. ભગવાન દ્વૈપાયનની પૂજ્ય પાદુકા સામે તે જોઇ રહ્યા. એક પર અ દેખાયો બીજા પર ઉ દેખાયો.

તે બેસી ગયા, હાથ જોડયા, પાદુકાની ધુળ લઇ માથે મુકી "ભગવાન દ્વૈપાયન" તેમણે ઉચ્ચાર કર્યો. ચારે તરફથી વનમાં એનોજ પ્રતિશબ્દ થયો.

પદ્માસન વાળી તેણે વૃત્તિ નિરોધી. નૈમિષારણ્યમાંથી વ્યાસે પ્રગટાવેલો વિદ્યા અને વિનયનો પ્રવાહ તેમણે ચિત્ત આગળ સ્થિર કર્યો. પ્રવાહ ફિરે ફિર પામ્યો, વધ્યો, અટક્યો, પાછો ઉછળ્યો.

એણે તેમાં પોતાના જેવો તે પ્રવાહનો મહા તરંગ જોયો; ... પોતે મહાતરંગ બની ગયો. તે ઉપર ઉછળ્યો, નીચે ગયો. તેણે વિદ્યા ને વિનયના તરંગો આકર્ષ્યા, પોતાના કર્યા... તેનું અંતર શાંત થયું ચિત્ત એકાગ્ર થયું. ધુધવતા પ્રવાહ પર વિદ્યા ને વિનયનો મહાતરંગ ઉલ્લસી રહ્યો. બધા તરંગો તેનામાં ભળી ગયા. દશ દિશાની દિવ્ય શક્તિઓ આકર્ષાઇ, પોતાનામાં ભળી ગઈ.

નૈમિષારણ્ય મહાતરંગ થઇ ગયું; મહાતરંગ અને પોતા વચ્ચેનો ભેદ ભાગી ગયો...

એકજ મહાતરંગ વ્યોમ ચુંબી...

અકાર ને ઉકાર એનાં તેજસ્વી ગુંછળાં... પ્રકાશ જતો રહ્યો; ચારે તરફથી અંધકાર મહાતરંગ પર આવી રહ્યો. મહાતરંગ તેજનું બિંદુ બની રહ્યો. તેજના બિંદુમાં અ કાર ને ઉકાર સ્પષ્ટ દેખાતા... બિંદુ કાંપતું હતું

નાડીઓ બંધ પડવા લાગી. ચિત્તનો નિરોધ વધતો ગયો.

તેજનાં બિંદુમાં સૌમ્ય પ્રકાશ પ્રગટયો. બિંદુની આસપાસ ગુલાબી વર્તુલ થયું. બિંદુ સ્થિર થતું ગયું... થઇ ગયું.

...બધું ગુલાબી થઇ ગયું... અકાર ને ઉકાર સંલગ્ન થઇ ગયાં... બિંદુ મોટું થયું, નિશ્ચલ થયું... અ ને ઉ અદ્દષ્ટ થયા... બિંદુને બદલે, ગુલાબી ને સૌમ્ય પ્રણવજ રહ્યો.

ૐકાર મોટો થયો... દ્રષ્ટા વિલીન થઇ ગયો... પ્રણવમાં બ્રહ્માંડ લીન થઇ ગયું... અને દિશાવિહીન ને નિઃસીમ આકાશમાં ૐકારની પરમ ને પ્રફુલ્લ જ્યોતિ ઝગમગી રહી...

...ૐકાર અદ્દષ્ટ થયો. ને વિપલ વાર નિર્વિકલ્પ સમાધિ પ્રસરી રહી.

× × ×

...સમય વહી ગયો. દ્રષ્ટા પ્રગટયો—નૈમિષારણ્યનું દર્શન પ્રગટયું. સાથે ૐકારનું દર્શન થયું...

...વિદ્યા વિનાનો નિરર્થક ઇંદ્રિયજય નહોતો. ઇંદ્રિયજય વિનાની અધમ વિદ્યા નહોતી, બંને તપશ્ચર્યાના શક્તિથી સંલગ્ન થઇ ગયા હતાં.

નૈમિષારણ્યમાં અગાધ શક્તિ પ્રગટી. એ શક્તિથી તેણે ર જગતને પોતાનું કર્યું. વિદ્યા ને પોતાની કરી, વિનયને પોતાનો કર્યો.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૫]

# વિજ્ઞાન અને પ્રજા

લેખકઃ રા. સૈનિક



વિજ્ઞાન ... ... ... વિજ્ઞાનની પ્રભુતાનું રહસ્ય છે.

કલિયુગ એ વિજ્ઞાન યુગ. વિજ્ઞાન એટલે પદ્ધતિસર યોજાએલું જ્ઞાન. કળા કાર્યમાં સમાએલ છે. તો કાર્યની સમજણમાં વિજ્ઞાન ગુંથાએલું છે. કળા અને વિજ્ઞાનના સંયોગમાંજ સંપૂર્ણતા સંભવે. વિજ્ઞાન આકાર અને નિરાકારના અનુભવ અને આવિર્ભાવમાં રહેલું છે. નિરાકારના આવિર્ભાવમાં વિજ્ઞાનની પ્રભુતાનું રહસ્ય છે. વિજ્ઞાન એ ચમત્કારમાં રહેલું છેલ્લું સત્ય. વિજ્ઞાનની છેલ્લી મહત્વાકાંક્ષા મનુષ્ય અને ઇશ્વર વચ્ચેનો પડદો તોડી નાખવાની છે.

વૈજ્ઞાનિકો અને જનસમૂહ વચ્ચે આસમાન જમીનનો ફેર જડવાદ અને આધ્યાત્મિક વાદના ઝગડામાં–સત્ય અસત્યના નિભાવમાં રહેલો છે. છતાં જડવાદને બુદ્ધિવાદ, આત્મવાદને આધ્યાત્મિકવાદને વિનાશવાદ, ધર્મવાદના સેળભેળને લીધે તેનું સ્વરૂપ વિરાટ દેખાય છે. આત્મવાદીઓને ઇશ્વર રૂપી માનેલી શક્તિમાં વિલય પામવું છે તો વિજ્ઞાનીઓને તે શક્તિને માત આપી જીતવી છે. આધ્યાત્મિકવાદ વિચારપૂર્વક જગત નીહાળવાની "ના" પાડે છે તો વિજ્ઞાનવાદનું જીવન વિચારમાંજ સમાએલું છે. વિજ્ઞાનને જડ અને ચેતનમાં ભેદ નથી. ધગધગતી શક્તિ જોડેના સંગ્રામનો સુંદર ઇતિહાસ વિજ્ઞાન છે. ભલભલા સૈનિકનું અભિમાન ભુલાવે એવી ત્વરાથી એક પછી એક વિજ્ઞાનીકોએ એ યુદ્ધમાં આહુતિ આપેલી છે. એજ એનું ગૌરવ છે.

વિજ્ઞાનના બે ભાગ–"શુદ્ધ" અને "ઔદ્યોગિક." શુદ્ધ વિજ્ઞાનના પરિણામનો ઉપયોગ એ ઔદ્યોગિક વિજ્ઞાન. ઔદ્યોગિક વિજ્ઞાનની ઉપર લક્ષ્મીનું તેજ વિરાજે છે. છતાં ઔદ્યોગિક વિજ્ઞાનની પાછળ શુદ્ધ વિજ્ઞાનનો ભોગ નજ

હોય. આ જમાનામાં લક્ષ્મી પાછળ શુદ્ધ વિજ્ઞાન ભયમાં છે. વિજ્ઞાનની શ્રેષ્ટતા "શુદ્ધિમાં" છે. શોધખોળના ચમત્કારિકપણામાં એ ઔદ્યોગિક વિજ્ઞાનની કલ્પનાઈનું પરિણામ છે. શુદ્ધ વિજ્ઞાનની ઝડપ કીડી વેગે છે. વિજ્ઞાને કોલસાને કલિયુગનો પારસમણી બનાવ્યો છે. કોલસો એ કલ્પતરૂ. વિજ્ઞાનની ઉત્પત્તિની ફક્ત વિશ્વ એકજ વસ્તુની ઉત્પત્તિ છે એ બતલાવવામાંજ રહેલી છે. "શોધ" એટલે કે સોનાનો ભંડાર ખોળવાનો નથી. વિજ્ઞાન એટલે સ્વઅદ્રશ્યાન નહીં.

વિજ્ઞાન ઉછરતું વૃક્ષ છે. તેના જીવનનો આધાર મળતો ખોરાક અને લેવાતી દરકાર ઉપર છે. વિજ્ઞાનની એકાદ શોધ જમાનાઓ સુધી વહાવેલ પરસીવાનું રહસ્ય છે. શોધ કરવા અંધારામાં પ્રથમ તો ફાંફાં મારવનાં છે. ઘણી ખરી શોધો અચાનક હાથ આવેલ છે. રેડીઅમ કે રોઈન્ટજેન કિરણો એ તેમની શોધનું પરિણામ નથી.

વિજ્ઞાનનું મધ્યચક્ર ગણિત છે. ગણિત આપણા દેશનું ગૌરવ હતું ગણિતનું જન્મસ્થાન હિમાલયની છાયામાં છે. જે દેશમાં આ વિજ્ઞાન પૂર્વે વીકસ્યું તે દેશમાંજ પડેલું ને વિનાશ પામ્યું. લીલાવતીની પરાગ હજુ ઉડી નથી. તેનું કારણ બંધારે કુસુમની ખામી. ગણિત પ્રજાનું જીવન હોય તે સ્થાને ગણિતની ગંધ પણ આજે ખમાતી નથી. ગણિતનો વિકાસ એજ સંસ્કૃતિનો વિકાસ. ગણિત ઉપર પાયથેગોરસ્ટનું આખું તત્ત્વજ્ઞાન રચ્યું છે. લુગડાંના તારની માફક ગણિત જીંદગીમાં ગુંથાએલું છે ચિત્રકળાની ખામી એ ગણિતની મુખ્ય ખામી છે. સંગીતની ખામી એ પણ ગણિતનીજ ખામી છે કળા એટલે ગણિતનો માફકસર ઉપયોગ. ગણિતનો જેટલો ઉપયોગ કરીએ તેટલો થોડો. હીંદુસ્થાનમાં ગણિતના મૃત્યુ જોડે ખગોળનું પણ મૃત્યુ થયું. વિજ્ઞાનનું એક અંગ કરમાતાં બીજું અંગ કરમાયજ. આમ વિજ્ઞાનના અંકુરોનું છેદન એટલે પ્રજાનો આત્મઘાત.

વિજ્ઞાન જાદુ હોય તો "કેમીસ્ટ્રી" જાદુઈની લાકડી છે અને "ફીઝીક્સ" તેનો મંત્ર છે. એ જાદુઈ લાકડી વડે જર્મનીએ ભલભલાનો તોર ઉતાર્યો. રંગ, ખાંડ, ઝવેરાત એમ એક પછી એક ઝટકાથી ઝડપી લીધો વિજ્ઞાન અને પ્રજાના લાભ અલાભનો સંબંધ લોહી અને જ્ઞાનતંતુઓના જેવો છે. વિજ્ઞાનની તરછોડ એટલે પગ ઉપર કુહાડી.

"જીવ વિજ્ઞાન" (Biology) ના રહસ્યમાં આજે પ્રજાઓના જીવનનો આધાર છે. એનું જ્ઞાન પ્રજાઓનાં જડમૂલ ઉખેડવા પુરતું છે. ઝુલુ અને રક્ત રંગીન અમેરીકનો આ વિજ્ઞાનના સપાટામાંજ પુરા થયા છે. પશ્ચિમના વિજ્ઞાનીઓને લાગ્યું છે કે દુનીઆ ઉપર મનુષ્યની વસ્તી એટલી ઝડપથી વધે છે કે (૬૦) વર્ષમાં બમણી થશે. તો ૧૨૦ વર્ષમાં ૬૬૦૦ ૦૦ ૦૦,૦૦ મનુષ્યોથી પૃથ્વી ભરચક થઈ જશે વિજ્ઞાનની મદદથી ધારો કે ખોરાક પુરો પડાયો તો પણ ઇ. સ. ૩૦૦૦ની સાલમાં ઉભા રહેવાની જગા નહીં રહે. માટે ગોરાઓના હિતમાં કાળાએ વધારે થયું. આવતી કાલના ઇતિહાસની આ ચાવી અહીં છે.

વિજ્ઞાનના જુદા જુદા વર્ગો વૃક્ષની અસંખ્ય ડાળીઓ જેટલા છે. આપણા શરીરનો એકાદ ભાગ અળગો કરી શકાય નો દેશના હિતમાંથી વિજ્ઞાનનો એકાદ વર્ગ વિખુટો પાડી શકાય. જુદા જુદા વર્ગોનો ખાસ અભ્યાસ એ વિજ્ઞાનની નવી રીત.

હિંદમાં કોઈ કાળે કલ્પનાશક્તિની ખોટ નહતી. જે દેશમાં વિમાન અને તારવગરના સંદેશાઓની વાતો જ્યારે બીજી જંગલી પ્રજા-

એના સ્વપ્ને પણ ખ્યાલમાં નહતી તે વખતે થી તે દેશમાં આજે વિજ્ઞાન ગાજી રહ્યું છે. આપણા જ્ઞાનને છેડો નિતિ અને અનિતિના વિચાર આગળ આવે છે. વિજ્ઞાનની ઝળહળ જ્યોતિની ખામીને લીધે પરમેશ્વરને પણ હરઘડી છેતરાય છે. પરદેશી પ્રજાઓ આજે આપણને આપણી પાસે શું હતું ને નહતું તે સમજાવી રહી છે. શીસેદીવાટીના સિદ્ધાંતનો દાખલો બસ છે.

દર વર્ષે હજારો મનુષ્યોનો વિના કારણ મૃત્યુભક્ષ અપાય છે. છતાં તેનો વિચાર વિજ્ઞાનની દ્રષ્ટિએ નથી થતો. વિજ્ઞાનનો ઉદય પરદેશીઓએ બતાવેલા રસ્તેજ ન હોવો જોઇએ. પ્રજાને વિજ્ઞાનિક સ્વતંત્રતા પણ જોઇએ. રંગને માટે કુગરનું જર્મન પેટંટ નં ૧૦૯૬ એવું છે કે તે પ્રમાણે નકલ કરવા જતાં કારખાનુંજ ભૂક્કા થઇ જાય. વિજ્ઞાનનો મુખ્ય ગુણ મતવાદ કે પ્રણાલિકાવાદને ન વળગી રહેવાનો છે. વિજ્ઞાન વિનાશક શક્તિનો સમુચ્ચય છે એમ નજ મનાય. શાંતિનું સાધન સંગ્રામમાં વિનાશ માટે સરખીજ રીતે વપરાય.

હજારોની સંખ્યામાં એકજ જાતના શીક્કા જેવા વિદ્યાપીઠમાંથી બહાર પડતા યુવકો વિજ્ઞાનશૂન્ય શિક્ષણનું પરિણામ છે. વધારે પડતું સાહિત્યનું જ્ઞાન એટલે વિજ્ઞાન ઉપર હુમલો. વિજ્ઞાન પ્રજાની મનોદશા ઉપર તરત અસર કરશે. વિજ્ઞાન શિક્ષણનો પાયો હોવો જોઇએ.

વિજ્ઞાન વિહીન પ્રજા માથા વગરની પ્રજા જેવી છે. મનુષ્યનું આ તીક્ષ્ણ કાળનું જીવન વિજ્ઞાન મય હશે. વિજ્ઞાન ઉપર પ્રજાના જીવન મૃત્યુનો સવાલ છે. વિજ્ઞાન શૂન્ય પ્રજાને ઓજસ નજ હોય. વિજ્ઞાન એટલે આત્મસંગ્રામ. વિદ્યાપીઠે વિજ્ઞાનનો વિષય ફરજીઆતજ રાખવો જોઇએ. આવતી કાલનું સામ્રાજ્ય વિજ્ઞાનિકો પાસે છે. પ્રજાનો વિકાસ અને ઉદ્દવન આધાર વિજ્ઞાન. તેને માટે જે કરીએ તે થોડું.

આજે દેશનું શરીર ગળાતું જાય છે. ખાવાને દાણાથી માંડી પરદેશી રમકડાં ઉપર પ્રજા ઉછરે છે. રુના સટ્ટા પાછળ ખર્ચાએલો પૈસો રુ ઉધાડવાની પદ્ધતિના ફેરફારમા ખર્ચાયો હોત તો આજે અમેરીકાના બજાર ઉપર દેશના નશીબનો આધાર ન હત. સાહિત્યમાં કચરા જેવી સડી ગએલી કવિતા પાછળ વેડફાએલા પાનાં વિજ્ઞાન પાછળ વેડફાયાં હોત તો પ્રજાના નાદમાં જુદોજ રણકાર હોત. શકુંતલાના સ્વરૂપના શિક્ષણ પાછળ ગુમાવેલી શક્તિ વિજ્ઞાન માટે વપરાઇ હતે તો પ્રજાનો પુનઃજન્મ થયો હોત. હજુ જાગ્યા ત્યાંથી સવાર ન ગણ્યું તો આખી દુનીઆની ગુલામીને વખત આવે છે.

જુના વિચારની પાનખર ઋતુ બેસે તોજ આઝાદી છે. બાકી પ્રજા ધોવાતી જાય છે અને ધોવાશે.



# રૂપમતી અને અધહમખાં

લેખક :
રા. રઝીયુદ્દીન એ. મોલવી

['રૂપમતી' ઉપર રા. દયાશંકર મ. ભટ્ટના હાથે એક લેખ વાર્તારૂપે લખાએલો છે અને તે ફાલ્ગુન '૮૩ ના 'ગુ જ રા ત'માં પ્રગટ થએલો છે. તે વાર્તાનો આધાર લેખકે ઈ. બી. હાવેલના 'Aryan Rule In India' નામના પુસ્તક ઉપર રાખ્યો છે. રા. દયાશંકરે તો ફક્ત સદરહુ પુસ્તકમાં બાઝ બહાદુર અને રૂપમતીનું ચિત્ર જોઇ તથા એમાંની ચારજ લીટી વાંચી જે કલ્પનાચિત્ર એમની ભાવનાસૃષ્ટિમાં ઉભું થયું એજ દર્શાવેલું છે. પરંતુ તેથી ઐતિહાસીક ઘટનામાં ઉણપ રહે છે અને તેને પુરી કરવા અત્રે મેં—'તારીખે ફીરસ્તા', લેઇન પુલ 'મીડીવીયલ ઇન્ડીઆ', 'ઇમ્પીરીઅલ ગેઝેટીઅર' સર માલ્કમની 'એ મેમોયર ઓફ સેન્ટ્રલ ઇન્ડીઆ' અને ઇ. બી. હાવેલનાં 'આર્યન રૂલ ઇન ઇન્ડીઆ' વગેરે પુસ્તકોનો આધાર લઇ રૂપમતીની હકીકતને વાર્તારૂપે રજુ કરી છે.—લેખક.]

હવે સારંગપુરની ઉંચી ટેકરી ઉપર મુગલોનો વિજયધ્વજ ફરફરતો હતો. 'સમ્રાટ અકબરની જય' એમ અધહમખાન અને તેની સાથેના બીજા સામંતો બુલંદ આવાજે પોકારી રહ્યા હતા. માળવાની અસ્તવ્યસ્ત અને અરાજક સ્થિતિનો અંત આવ્યો. માળવાનો છેલ્લો રાજા બાયઝીદ કે જે બાઝ બહાદુરના નામથી વધુ પ્રખ્યાત છે તે પરાજિત થયો. એણે પોતાનું સર્વસ્વ ગુમાવ્યું, અને પોતાની જીંદગી બચાવવા તે મેવાડના કીલ્લામાં જઇને ભરાયો. ઉદેસીંગે એને આશરો આપ્યો.

બાઝ બહાદુર લડવૈયો હતો; વીરનર હતો; પરંતુ તેની બેદરકારીથી તે હાર્યો. મુગલ લશ્કરનો જય જયકાર થયો. મુગલ સરદાર અધહમખાંને વિજયના અંગે ઉત્સવ ઉજવ્યો; સીપાહીઓએ આનંદ મનાવ્યો. માળવામાંથી મેળવેલી લુંટનો મોટો ભાગ દીલ્હી રવાના કર્યો. બાઝનો ખજાનો, એનું જનાનખાનું વગેરે એને હાથ લાગ્યું. મહેલોનો કબજો એણે લીધો.

બાઝના અંતઃપુરમાં જે રાણીઓ હતી તેમાં અત્યંત સુંદર અને લાવણ્યમય રૂપમતી હતી. આ અપ્રતિમ સૌંદર્યવાન કુમારિકા હતી સહારનપુરની. ગાયનકળામાં નિપુણ હતી. ઉત્તમ ગાયિકા હતી. સારાએ હીંદમાં એની જોડ ન હતી. મોટા-મોટા ગાયન કળાના ઉસ્તાદો એની સમક્ષ પાણી ભરતા. જ્યારે જ્યારે એ પોતાના

મહેલમાં સાયંકાળે મધુર સ્વરે ગાયન લલકારતી ત્યારે મહેલની ચારેગમ સડક પર લોકોની ઠઠ જામતી એના મધુર કંઠ ઉપર લોકો ડોલતા. આ કિન્નરકંઠી કુમારિકા પંદર વર્ષની વયે બાઝના પ્રેમમાં પડી. બાઝે પણ પોતાની કળાથી એનું હૃદય જીતી લીધું. એ પણ ગાયન કળામાં નિપુણ હોઇ એક અચ્છો ગવૈયો હતો. અહર્નિશ ગાનતાનમાંજ મચ્યો રહેતો. મોજશોખ અને આનંદમાંજ મસ્ત રહેતો. અને આવા મોજીલા સ્વભાવને અંગે રાજ્ય કારભારમાં પણ બેપરવાઇ કરતો. ઉભય પ્રેમીઓ આનંદથી પોતાના દિવસો મંડુમાં નિર્ગમન કરતાં હતાં. બે ચાર વર્ષ પછી મંડુના રમણીય વિલાસભુવન કે જેની આસપાસ પર્વતની હારોનાં રમ્ય અને સુશોભિત દૃશ્યો શોભતાં તથા સમીપમાં નર્મદાનું શાંત જળરત્ન જેની શોભામાં વૃદ્ધિ કરતાં એવી રમણીય જગાને છોડી તેમણે સારંગપુરમાં નિવાસ કર્યો. માળવામાં બાઝના આવા પ્રેમાળ અને વિલાસી જીવનને અંગે અરાજકતાના અને અંધાધુંધીનું સામ્રાજ્ય પ્રવર્ત્યું, સમ્રાટ અકબરને આ વાતની ખબર પડી. તેણે અધહમખાનની સરદારી નીચે મોટું લશ્કર આપી માળવા પર ચઢાઇ કરવા મોકલ્યો. ઇ. સ. ૧૫૬૨ માં અધહમે માળવા સર કર્યું.

રૂપમતી અને બીજી રાણીઓ અધહમના હાથમાં આવી. આ સમયે રૂપમતી યૌવનના મધ્યાનમાં પ્રવેશતી. એની તે સમયની દેહલતાની, કાંતિની–સૌંદર્યની અને લાવણ્યતાની ઉપમાના શબ્દો પણ તે સમયના કળાકારોને શોધ્યા જડયા નથી. એની વય આ સમયે એકવીસ વર્ષની હતી. એની અપ્રતિમ ખુબસુરતી–લાવણ્ય–સૌંદર્ય ઉપર અને એના નાજુક–કોમળ બાંધા ઉપર અનેક ઇતિહાસકારો મળતા છે. તે સમયમાંએ પોતાના સૌંદર્યને અંગે સારાએ હીંદમાં મશહુર હતી. આ હીંદની અપ્સરા–અરે સ્વર્ગની દેવીની સરખામણીમાં તે સમયે કોઇ પણ હીંદની સ્વરૂપવાન્ સ્ત્રી ઉભીજ રહી શકતી નહતી. એનું મુખચંદ્ર અનેકને આકર્ષતું. એનો સુંદર અને સોહામણો મધુરો બાંધો અનેકનાં નેત્રોને ઠારતો. એની મોહક સર્પ–ગાંઠ સમ કેશપલટો ઉપર બાઝ ગુલતાન થઇ જતો. જોનારને એનાં નયનો બે તેજસ્વી તારાઓ સમ દેખાતાં. એના દંત દાડમની કળીઓસમ દીસતા. આ કોમળાંગિની યૌવના હતી રંભા–અપ્સરા–ઉર્વશી.

એની કવિત્વ-શક્તિ વીશે આજે કોઇને શંકા નથી. એ કવયિત્રિ હતી. એની કાવ્યકળાનાં વખાણ તો આજે પણ વિદ્વાનો કરે છે. અને એની ઉત્તમ કાવ્ય કળાને અંગે એને હીંદની સેફો (The Indian Sappho)નો ઇલકાબ અર્પણ કરવામાં આવ્યો છે. એના દુહા અને કવિતામાં રચેલા પ્રેમ–પત્રો આજે પણ સારાએ માળવાને એની સ્મૃતિ કરાવે છે. વર્તમાન સમયમાં નિરાંતે દિવસો નિર્ગમન કરનારા મંડુ નિવાસીઓ અને તેની આસપાસનાં ગ્રામ્યજનો સંધ્યાકાળે આમતેમ લટાર મારતાં આનંદથી એના રસિક દુહા ગાય છે, અને એકાદ પ્રેમપત્રને રસિક-કંઠે લલકારી સંધ્યાની ઠંડી લહેરોમાં આનંદ માણે છે.

મંડુમાં એમનું રાજમંદિર રેવા તટે આવેલું હતું. આજે પણ છે. વર્તમાન સમયમાં એ રમણીય અને ભવ્ય રાજમહેલો રૂપમતી અને બાઝબહાદુરના મહેલોના નામથી પ્રસિદ્ધ છે. મહેલની સમીપ શાંત રવથી વહેતી પવિત્ર નર્મદા, તેની પ્રતિ રમણીય અને આકર્ષક વૃક્ષોની સુંદર ઘટા, થોડે છેટે પર્વતોની નાની નાની ટેકરીઓની એક પછી એક આવી રહેલી નાની મોટી હારો, દૂર સુંદર અનાજના ખેતરો–એ

સાંભળી ત્યારે તે ઘણોજ દીલગીર થયો. તે બેચેન બન્યો. એની મુખાકૃતિનો હાવભાવ બદલાઇ ગયો. એ એના મૃતદેહ પાસે આવ્યો. એના મુખચંદ્ર પ્રતિ ઘડી ભર અનિમિષ લોચને જોઇ રહ્યો. પરંતુ શું કરે ? ખિન્ન હ્રદયે પાછો ફર્યો.

× × ×

અધહમે જુલ્મ કરવામાં પરિસીમા ઓળંગી હતી. પરંતુ જ્યારે અકબર માળવે આવ્યો ત્યારે સારંગપુરના નાગરિકોએ બાઝનો પક્ષ લઇ અકબરને અધહમના નીચ કૃત્યો અને જુલ્મ વીશે અરજ કરી. અકબર એ સાંભળી અત્યંત દીલગીર થયો. અધહમને સરદારીની પદ્દી ઉપરથી બરતરફ કર્યો. અધહમે ઘણાએ કાલાવાલા કર્યા, અનેક માફીઓ માંગી પરંતુ અકબરે એને માફી આપીજ નહીં. પાછળથી અધહમ કોઇ એક સરદારના હાથે માર્યો ગયો. આમ જુલ્મીને પોતાના કર્તવ્યનો બદલો મળ્યો.





તેણે ... અલંકારો પહેર્યાં• ભાઈની યાદ કરી.

— રૂપમતી અને અધરમખા : પૃ ૧૫ | [ ગુ જ રા ત : આશ્વિન ૧૯૮૪.



" આચાર્ય શકટાલનું કુલ તારે એવા પુત્રની માતા થજે."

— ભગવાન કૌટિલ્ય : પૃષ્ઠ ૭૦]

[ ગુ જ રા ત : આશ્વિન ૧૯૮૪.

# હોળી

લેખક
રા. કિસનસિંહ ગોવિંદસિંહ ચાવડા
ચિત્રકાર:
રા. જગમોહન મીસ્રી

વસંતના ખીલતા કમળ જેવું પ્રતિમાનું યૌવન ઉઘડતું હતું. એની નિર્દોષ મસ્તી ઘરમાં ઉલ્લાસનાં અજવાળાં રેલવતી. પ્રતિમા વિશુદ્ધ પ્રેમની મૂર્તિ હતી. સંપૂર્ણ ભક્તિ અને વિજયી આત્મવિશ્વાસભર્યું પ્રિયતમને એનું સમર્પણ હતું. નલિનિ આ સ્નેહસમર્પણથી બેખબર હતો.

હોળીની આગલી રાત્રે સૂતાં પહેલાં પ્રતિમાએ મીઠું હસતાં કહ્યું: "નાથ, આવતી કાલે હું તો તમારી સાથે રંગે રમીશ. કાલે તો હું તમને રંગસ્નાન કરાવ્યા વિના નથી રહેવાની."

નલિનિ જરા ગાંધીઘેલો અને શુષ્ક સુધારક હતો. એને આવા વિચિત્ર પ્રાચીન રીવાજોમાં પરિવર્તન કરવું હતું. બેદરકારીથી તેણે જવાબ વાળ્યો: "પ્રતિમા, તું પણ અજ્ઞાન છું ? મૂર્ખાઓની જેમ આ રંગ ઉછાળવાની ઘેલછા તને ક્યાંથી લાગી ? વીસમી સદીમાં સોળમી સદીની વાતો કર્યા કરે છે ?" અજાણ્યે એણે પ્રતિમાના દર્પ ઉપર શબ્દશિલાઓ મુકી. પ્રતિમાનું મુખ નીચે ઢળી પડ્યું. એણે જમીન ખોતરવા માંડી. નલિનિને એની પરવા ન હતી. એણે આગળ ચલાવ્યું: "જો ગયા વર્ષની જેમ આ વર્ષે પણ તમે સૌએ એ શુદ્રોનો ખેલ ખેલ્યો તો હું ઘરમાંથી ચાલ્યો જઈશ."

હતાશ પ્રતિમાએ પોતાની અંતરની બધી શક્તિ એકત્ર કરીને કહ્યું: "અંહ, હું નથી માનવાની. ઘરમાં સૌએ રંગ રમવાની તૈઆરી કરી છે. મોટાભાઈને ત્યાં પુત્રની ખુશાલીમાં સૌ કાલનો આનંદ માણવાના છે."

"ગમે તે હોય. મને એ જરાએ ગમતું નથી. ગયે વર્ષેએ તને કેટલું સમજાવ્યું હતું. છતાં હજી તારી ઉચ્છૃંખલતા અને અજ્ઞાન જતાં નથી. તારી હું ઘણી વાતો માનું છું. પણ આ ગમાર રીવાજ મને પસંદ નથી" નલિનિએ સાફ સાફ સંભળાવી દીધું.

પ્રતિમાની આંખમાંથી ટપટપ આંસુનાં ટીપાં સરી પડ્યાં. આ સ્નેહાશ્રુએ ઘડીવાર નલિનિનું શુષ્ક હૃદય ભીંજાઈ ગયું. "પ્રતિમા, આટલામાં રડવું શું ? મને નથી ગમતું એટલે હું ના કહું છું. બાકી હું તારી ઘણી વાતો નથી

માનતો ?"

પ્રતિમાએ આંસુ લુછતાં કહ્યું: "તો હું કયાં વળી તમારી એકેએ વાત ઉથાપું છું. કોઇ દિવસ પણ તમારી આજ્ઞાની અવગણના કરી હોય તો બતાવો ?"

નલિનિનું હૃદય પળવાર મુંઝવણની મીઠી વેદના ખમી રહ્યું. એના સુધારાના આદર્શો પ્રતિમા સમજી કે ન સમજી પણ મધરાત સુધી એણે પ્રતિમાને લડાવી મનાવ્યા કરી.

૨

સુરતમાં રજનીનાથ વકીલનું કુટુંબ ખાનદાન સંસ્કારી મનાતું. બે પેઢીથી તેઓ કાશીથી અહીં આવી વસ્યાં હતાં. નાગરોનું અતડાપણું અને મિથ્યા ગુમાન એમના કુટુંબમાં ન હતાં. ઘરમાં સરળ અને મધુર કુટુંબવાત્સલ્ય રમતું. હજી એમના સંબંધો કાશી તરફજ થતા. નલિનિ સૌથી નાનો પુત્ર હતો. અને એ એ તરફજ પરણ્યો હતો. પ્રતિમા ઘરમાં નવી વહુરાણીનું માનપાન ભોગવતી. સૌને મન સુશીલ પ્રતિમા માનીતી હતી.

૩

મેદાનમાંથી હારેલો શત્રુ નાસે એમ રાત્રિ પશ્ચિમમાં નાસતી હતી. થોડીવારમાં તો આકાશ સ્વચ્છ થઇ રહ્યું. પૂર્વ દિશા ઉજળી દેખાઇ. સૂર્ય મહારાજની નેકી પોકારતી ઉષા સુંદરીએ આવી મહારાજનું આગમન સુચવતાં વિશ્વમાં પ્રકાશ ફુલ વેર્યાં. પ્રતિમા જાગીને જુએ છે તો નલિનિ હજી ભર ઉંઘમાં હતો. ધીમે પગલે એ બહાર નીકળી પોતાની જેઠાણીના ઓરડામાં પહોંચી ગઇ. મધુરી અંજના પ્રભાતની કાન્તિ નીરખવામાં મસ્ત હતી, ત્યાં પ્રતિમાએ પાછળથી આવી આંખો દાબી. હાથ છોડાવી અંજનાએ જોયું તો હસતી પ્રતિમા. "અરે અત્યારે અહીંઆં આવીને મારું સુંદર પ્રભાત સ્વપ્ન વીખેરી નાંખ્યું. કેવું અદ્દ્ભુત સ્વપ્ન જોતી હતી!"

"મોટી બહેન, મનેએ કહોને તમારું એ સ્વપ્ન ?" નિર્દોષ પ્રતિમા ઘડીભર અંજનાને હેતપૂર્વક જોઇ રહી.

"ચાલ હજી તું તો નાદાન છું. તને શું કહેવાય. પણ તું અત્યારે અહીં શયનગૃહમાંથી આવી કે કેદખાનામાંથી ?" અંજનાએ પ્રીતિ પ્રશ્ન પુછી મીઠી મશ્કરી કરી.

મુગ્ધા પ્રતિમા અંજનાના ગાલ પર આંગળી દાબી બોલી: "બહેન, મશ્કરી મુકો. હું તો તમારી એક સલાહ લેવા આવી છું. જુઓ આજે મારે એમને રંગસ્નાન કરાવવું છે. કયારે કરાવું ?"

અંજના હસી પડી. "ઓહો રંગસ્નાન! મોટી કવિયત્રી. જો કહું ? નલિનિ નાહી ધોઇ તૈઆર થઇને બહાર નીકળવા જાય કે પહેલાં પાછળથી અને પછી આગળથી પીચકારી છાંટજે."

પ્રતિમા સલાહનો અમલ કરવા મલકાતી દોડી ગઇ. સૂર્ય ભગવાન સામા થયા ને નલિનિ મિત્રો સાથે બહાર જવા તૈઆર થયો. ઝીણી ખાદીનું સ્વચ્છ પહેરણ, એથી ઝીણું ધોતીયું અને માથે ધોળી ટોપી. તૈઆરી પ્રમાણે પ્રતિમાએ દૂર રહીને પાછળથી રંગસેર છોડી. નલિનિ પાછળ ફરવા જાય ત્યાં તો સીધી છાતીમાં.

પ્રતિમા તો નાસી ગઇ. અંજનાએ પાસે આવી કહ્યું: "નાનાભાઇ રઢીઆળા લાગો છો હોં. આ બહુરૂપી સ્વરૂપે હવે કયાં પધારશો!"

નલિનિનો રોષ માતો નહોતો. જાણે હમણાં રડી પડશે એવું લાગતું.

"જાઓ, જાઓ ભાભી તમને પણ જોઇ લીધાં. મે ધાર્યું તમે તો સમજુ હશો પણ તમેએ એવાં !

"નાનાભાઇ, જરા રહો તો, મને મનાવતાં

હવે જરા જેટલો રંગ પડ્યો એટલામાં તો લાલ પીળા થઇ ગયા આજે હોળીના શુભ દિવસે રડીએ નહીં હો ભાઇ!" અજનાનું હાસ્ય માતું ન હતું.

"એ સાહેબ, આજે આખો દિવસ તમે અમારા મહેમાન છો નાસવા બાસવાની તજવીજ છોડી દેજો આવો આવો પાણી કાઢી આપું." કહીને અજનાએ નહાવાનો સરજામ તૈઆર



"ભાભી હજીએ તમારે મારો પીછો નથી છોડવો ?"

"જાઓ, જાઓ ભાભી. તમે તો તમારું કરી લીધુ. જવા દો મને" નલિનિએ રીસમા ચાલવા માડયું.

કરી આપ્યો નલિનિ મુગો મુગો નહાવા બેઠો.

૪

નાહ્યા પછી નલિનિ બહાર ન ગયો પણ

પ્રતિમા ઉપર રોષ ભર્યો પોતાના ઓરડામાંજ "નવજીવન" વાંચતો બેઠો. પાછળથી ધીરે પગલે આવીને અંજનાએ 'નવજીવન' ઝુંટવી લીધું. નલિનિએ પાછળ જોયું. "ભાભી હજીએ તમારે મારો પીછો નથી છોડવો ?"

અંજનાએ બ્હેનના ભાવપૂર્વક કહ્યું: "ભાઇ, જુઓ તમને ગમે એવી એક વાત કહેવા આવી છું. પ્રતિમા એના નવા શણગાર સજીને વાળ સમારતી બેઠી છે. ચાલો હું તમને રંગ આપું. એને હરામખોરને નવરાવી મુકો. આમ નકામા નિરાશ થઇને આજ હોળીને દિવસે ન બેસાય. હોળી તો કૈંકની કટ્ટર શત્રુતાને મીઠી મિત્રતામાં ફેરવી નાખે છે. સ્નેહના વાતાવરણમાં રંગ છાંટી આનંદભર્યું બનાવી મુકે છે. ચાલો, મારા સોગન હું તમને રંગ આપું."

આ અકથ્ય ભાવે નલિનિનું અંતર જાણે મહાત થયું. એનો રોષ બદલો લેવાની સબળ વૃત્તિએ દાબી દીધો. ભાભીના વિશુદ્ધ વહાલમાં નલિનિ અનિચ્છાએ તણાયો. છતાંએ એણે બનાવટી સ્વાંગ ધરી કહ્યું: "ભાભી, જાઓ તમે મને બોલાવશોજ નહીં. મારે નથી કૈં કરવું."

અંજનાના અંતરના ઉછળતા ભાવ આગળ નલિનિનું પોકળ વાતાવરણ છિન્નભિન્ન થઇ ગયું. હાથ પકડીને અંજનાએ નલિનિને સાથે લીધો. એક સુંદર રંગભરી પીચકારી આપી અને પ્રતિમા તરફ આંગળી બતાવી આપી.

પ્રતિમા વાળ સમારવામાં મગ્ન હતી. ત્યાં અચાનક રંગની ધારા આવી. બીચારીનાં નવાં વસ્ત્રો રંગમાં ભીંજાઇ ગયાં. સામે જોયું તો નલિનિ હતો. દૃષ્ટિ મળી. અંજના આ તારામૈત્રક જોઇ રાચી રહી.

૫

વસંતના બપોર તપતા હતા. આ સુખી ઘરમાં રંગની રેલમછેલ મચી રહી. સૌ હતા પણ નલિનિ ગેરહાજર હતો. અંજનાએ કહ્યું "નાનાભાઇ નથી ?" એટલું કહીને એ તો દોડી નલિનિને પકડી લાવવા. નલિનિ પોતાના ઓરડામાં પાછો 'નવજીવન' વાંચતો પડયો હતો. ત્યાં તો અંજનાએ એમજ ઝડપે પત્ર ઝુંટવી લીધું. "ચાલો અહીં સંતાઇ રહ્યા છો ? ત્યાં તો તમારી વાટ જોવાય છે." અંજના હાથ ખેંચતી તેને ચોકમાં લઇ આવી. નલિનિને જોતાં તો સૈન્ય આખુંએ એના ઉપર તુટી પડયું. સુધારક નલિનિની બુદ્ધિને ફેર આવતા હતા. એણે પાછા જવાની તૈયારી કરી ત્યાં તો મસ્તીભરી અંજનાએ વચમાં લાવી પાછો રંગમાં રગદોળ્યો. પ્રતિમાએ પણ એનું વેર વાળ્યું. નલિનિ વિચારોમાં ગમે તેવો સુધારક હતો પણ શુદ્ધ વહાલની સરિતામાં કોઇ મડદું ઘસડાય એમ ઘસડાતો હતો.

૬

બપોરે પછી સર્વ શાંત થઇ ગયું. નલિનિ પોતાના ઓરડામાં આ કોયડો ઉકેલતો બેઠો હતો. ત્યાં તો બીજી ભાભી દક્ષિણાએ આવીને આંખો દાબી અને પ્રતિમાએ મોઢે અને આખે શરીરે ગુલાલ ભરી દીધો. આંખો છોડી દીધી. નલિનિ આ ધૃષ્ટતા (!) જોઇ રહ્યો. "ઓહો પાછા તમે રહી ગયાં હતાં તે આવી પહોંચ્યાં નહીં ! બીજું કોણ હતું ?" જવાબ કોણ આપે ! બન્ને પસાર. નલિનિ ઉઠવા જાય છે ત્યાં તો અંજનાનું ઓરડો આવરી નાંખે એવું અટ્ટહાસ્ય સંભળાયું. નલિનિને નહાવાં જતાં એણે રોકયો. ફરી પાછો હેતથી સમજાવીને હાથમાં ગુલાલ ને અબીલ આપીને એકલી પ્રતિમાને બતાવી. નલિનિને જોતાંજ પ્રતિમા નાસીને નાની બ્હેનના ઓરડામાં ભરાઇ ગઇ. નલિનિનાં પગમાં કયા તત્ત્વે તાકાતભરી હતી અને કયા અણદીઠ બળે એની શુષ્ક ચિંતનાના ભાવ હરી લીધા હતા

તે એ પણ નહોતો જાણતો. ત્યાં જઇને આખરે પ્રતિમાને પકડી ગુલાલથી પેટભરીને રગદોળી. નલિનિના અંતરમાં કંઈ અવનવા ભાવો ઉભરાતા હતા.

૭

સંધ્યા નમતી હતી. શહેરમાં હોળી ચેતાવવાનો સમય થયો હતો. વિવિધ સુરોથી વાતાવરણ ભર્યું ભર્યું લાગતું હતું.

"મોટી બહેન, જુઓ મારી આંખમાં ગુલાલ ખટકે છે." પ્રતિમાએ મીઠી વેદના સહતાં કહ્યું.

"ક્યાં છે? લાવ પાણી છાંટી કાઢી નાખું. જરા આંખ ખોલતો!" અંજનાએ ઉપાય બતાવો.

પ્રતિમાએ આંખો ખોલી ત્યાં તો અંજનાએ માર્મિક સ્મિત કર્યું અને કમરમાં ચુંટીઓ ખણી લીધી.

"બહેન આવા નિર્દયએ કોઇ નથી જોયા! મારું આખું શરીર દુખે છે. આજે રાત્રે હું એમની પાસે જવાનીજ નથી ને!" પ્રતિમાના હૃદયમાં ઉંડે ઉંડે હર્ષનાં ગલગલીઆં થતાં હતાં.

અંજનાએ પાણી છાંટી પ્રતિમાની આંખ ધોઇ, બંને બહેનો સાથે હોળી પુજવા ચાલી.

૮

મધરાત વહેતી હતી. પૂનમનો ચંદ્ર એની સોળે કલાએ પ્રકાશતો હતો. અંજનાએ પ્રતિમાને ખુબ સમજાવી. આખરે એણે કબુલ કર્યું. બીજની ચંદ્રકલા શી લપાતી લપાતી હાથમાં પોતાનાં હૃદય સમુ એક કમળફુલ રાખીને પ્રતિમા શયનગૃહમાં આવી. એણે લેમ્પનો આછો પ્રકાશ તેજ કર્યો. નલિનિ જાણે કોઇ સુખસ્વપ્ન માણતો હતો. દીવાના પ્રકાશમાં એના મુખ પરની કોમળતા અને સહૃદયતા વધારે સૌમ્ય અને મોહક લાગતાં. પ્રતિમાએ આંખે કમળ અડકાડયું ને નલિનિ જાગી ઉઠયો. સામે નર્યા વહાલની પ્રતિમા ઉભી હતી. તેને એણે હાથ પકડી પાસે ખેંચી. ઋણિ નલિનિ ઉપકારવશ હૃદયે બોલ્યો: "પ્રતિમા, આવ આવ. આજના ધન્ય દિવસે તેં સાચાં પ્રેમના અને અંજનાએ વાત્સલ્યના રંગમાં નવરાવી મને પાવન કર્યો છે. મારું શુષ્ક હૃદય આજે કૃતજ્ઞતાના ભાવમાં ભીંજાઇ રહ્યું છે." આટલું કહીને પ્રતિમાની દુખતી આંખો ઉપર કમળ દાબ્યું અને તેણે એક મીઠું ચુંબન કર્યું. મૌનમાં દામ્પત્યજીવનની રસકલા વિસ્તરી રહી.

---

વિશ્વનાથે બારણું ઉઘાડ્યું, "ધાર્યું" હતું તેજ ક્રૂર મોઢું નીકળ્યું હા! શો ફેર! તે હસતા તેજસ્વી મોઢામાં અને આ ક્રૂર મોઢામાં.

ફોજદાર અંદર કુદ્યો "કેમ કે વિચાર કર્યો ?" ફોજદાર ઘુરકયો.

"એ સ્પષ્ટ વાતમાં વિચાર શાનો ! મારો નિશ્ચય અડગ રહેશે." તેણે તિરસ્કારથી જણાવ્યું.

"ઠીક તો હવે" હાથ ઉંચા કરીને તેણે આમ જવાનો નિશ્ચય અડગ રાખજે." તેણે કહ્યું; ફોજદારે મુછ મરડી. "હજુ કહું છું માની જા." વિશ્વનાથ અડગ ઉભો રહ્યો. "હ......આજ રાત સુધીમાં પ્રભુ ભજન કરી લેજે." ફોજદાર બહાર ચાલ્યો ગયો. બારણું બંધ થયું.

"રામસિંહ આજે રાતે મારે ત્યાં આવજે કેમ કોઇ ખબર મળ્યાં ?" ફોજદાર બોલ્યો. "હું પાછો રાત્રે તેને ત્યાં ગયો હતો. ખુબ તપાસ કરી છતાં કે પત્તો મળ્યો નહીં. આસપાસ જોયું તો બે માણસનાં નદી તરફ પગલાં જતાં હતાં. રામસિંહે જણાવ્યું.

"અને રાત્રે શું કામ છે ?"

"બાલાને ઉંચે મોકલવો છે." ઠીક જેવી આજ્ઞા: રામસિંહ ગયો.

૫

રાત્રિના અગીઆરનો સમય હતો, પાણો ઉંચકાયા. પહેલાં જેવુંજ સુંદર મુખ વિશ્વનાથે નિહાળ્યું "ચાલો બાપુ જલદી કરો" ઇન્દુએ કહ્યું.

"ના ના મારાથી નહીં અવાય."

બાપું હઠ છોડી દો. તમારે માટે નહીં તો ગામ માટે પણ તમારે આવવુંજ જોઇએ. ઇન્દુના શબ્દે વિશ્વનાથના હૃદયમાં મોટી અસર કરી. ઇન્દુ અને વિશ્વનાથ એકદમ અંદર ઉતરી ગયા. અને પાણો મુકી દીધો.

એક લાતથી બારણું તુટ્યું. "ખુનીના ખંજર" અને રામસિંહે અંદર પ્રવેશ કર્યો. બધા ચમક્યા, તપાસ કરી પાણામાં તડ દીઠી. પાણો ઉંચક્યો અંદર જંપલાવ્યું.

બન્ને ઝપાટાબંધ દોડયા. દૂરથી ચારેની આંખ મળી, ફોજદારે બાર કર્યો. પથ્થરે અફળાઇ ગોળી પાછી આવી. ફોજદાર અને રામસિંહ બાર કર્યે જતા હતા.

છેવટે મરી ગયા હશે એમ ધારી બન્ને પાસે આવ્યા. ફાસકો પડ્યો. ત્યાં કોઇ નહોતું. જોયું કે તેઓ પથ્થર ઉપર પ્રહાર કરતા હતા. નિરાશ થઇ બંને પાછા ફર્યા.

ફોજદારના હોંશ કોશ ઉડી ગયા. હવે પોતાનું શું થશે એમ ધારી તે કાંપવા લાગ્યો.

તરતજ કંઇ યાદ આવ્યું.

તે અને રામસિંહ વેશ બદલી બહાર નીકળ્યા.

× × ×

ઇન્દુ અને વિશ્વનાથ બહાર નીકળી પેલી ખીણોમાં ગયા. ઇન્દુએ વિશ્વનાથને ખવડાવ્યું પછી વિશ્વનાથ સુઇ ગયો. ઇન્દુ પાસેના એક ટેકરા પર બેસી ગાવા લાગ્યો. ખુનીના ખંજરે અને રામસિંહે સુર સાંભળ્યો. બંને દોડયા. પાસે આવતાં તેઓ અટક્યા.

એ સુરમાં કેક અજબજ જાદુ હતો. તેના કાનને એક લીટી અફળાઇ "પ્રજા રંજાડ શાને, બધું પાછળ પડ્યું રહેશે."

એ એક લીટીએ ફોજદારના હૃદયને હલાવી નાખ્યું. ચાંદનીના પ્રકાશમાં ફોજદારનું મોં દીપી નીકળ્યું. તે દોડયો ને ગાનારના પગમાં પડ્યો.

બીજે દિવસે સવારે સાત વાગે ગામના ચોરા આગળ એક જાહેર સભા મળી. ઇન્દુ, સત્યદેવ, વિશ્વનાથ, ફોજદાર વિગેરે ત્યાં હાજર હતા.

"મેં અત્યાર સુધી આ રાંક પ્રજાને ખુબ દુઃખ દીધું છે. હજારોનાં ધન લુંટયા છે. વિશ્વનાથ જેવા સત્ પુરુષને રીબાવ્યા છે. તે બધાંની હું ક્ષમા માગું છું. મારા કુટુમ્બનો નિર્વાહ થાય તેટલા પૈસા તેને આપી બીજા ગરીબોને દાન કરજો." એમ કહી ફોજદારે તેને કોઈ અટકાવે તે પહેલાં પીસ્તોલ છાતીમાં મારી.

"હા, કેવો હૃદય પલટો !"

શ્રીયુત રાધાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



# પકોડુ દેવ

લેખકઃ
રા. જીવણલાલ મોતીલાલ ઠાકોર

જયારે પુરસદની વેળાએ કહેલી અનુભવની સાચી વાતને ગપ્પાં કરીએ ત્યારે વાંચક, આ લેખની વસ્તુ સ્થિતિ માટે વ્યર્થ પ્રયત્ન કરીશ મા, અને જો કદી તેના સત્ય માટે શંકા ઉદ્ભવે તો જુનુ પુરાણું વાક્ય.........હે વત્સ, હવે વધુ ચર્ચા કરશે તો તું અનિષ્ટ દુઃખનો ભોગી બનીશ... તારી સ્મરણ પોથીમાંથી કાઢી મુગો રહેજે.

પૂર્વે, બટકે હજારો વર્ષ પહેલાં, જ્યારે આપણા બાપદાદા મૃત્યુલોક પર જન્મ લેવા આનાકાની કરતા, જ્યારે બ્રહ્માની પ્રથમ કૃતિઓમાંના સાત મહર્ષિઓ પણ સમાધિમાં મગ્ન થઇ સંસારની વૃદ્ધિ પ્રત્યે આડા કાન ધરતા, જ્યારે ખુદ બ્રહ્માને પણ સૃષ્ટિ ચલાવવા ખાતર રાતદિવસ વિચાર સાગરમાં ડુબકાં ખાવાં પડતાં, અને જ્યારે આવા સંજોગોમાં મૃત્યુલોકની અખિલ સૃષ્ટિ સંવૃદ્ધ અને વિવૃદ્ધિના ત્રાજવા-માં અહીં તહીં ઝોલા ખાતું ત્યારે સ્વર્ગલોકમાં-થી પકોડુ દેવે તેમની બેમર્યાદ ને ઉદ્ધતાઇ ભરેલી વર્તણુકથી બ્રહ્માના દરબારમાંથી 'કાળા પાણી'ની સજાના ભોગે ભારતવર્ષની ધરતીમાં વસવાટ કર્યો.

ગમે તે પ્રકારે મૃત્યુલોકમાં ભારતવર્ષમાં સૃષ્ટિનો વધારો કરવા સ્વર્ગલોકમાંથી જેને ઉપલી સજા થતી તેને પ્રથમ અહીં આવવું પડતું. તે સમયે 'કાળાપાણી'ની સજા એટલે ભારતવર્ષમાં અવતરણ. પકોડુ દેવના અસભ્ય મોભ્ભો અને પદવીવાળા અન્ય દેવને દાખલો બેસાડવા બ્રહ્માએ આ પ્રમાણે શ્રાપ દીધોઃ "હે પકોડુ દેવ, તારી તકરારી ટેવને લીધે આજથી તું ઉંધે માથે ભારતવર્ષમાં તરકારી રુપે 'કાળા પાણી'ની સજાનો ભોગી થઇ, દન્તવ્યાધિનો પીડાકારી થા; અને જો આવી તારી વર્તણુક ભારતવર્ષમાં કાયમ રાખીશ તો અન્ય કારમા શ્રાપનો ભોગી બનીશ." જેવી રીતે ઘણા મનુષ્યનાં બે નામ હોય છે...ક્યાં તો રાશિનાં જ બે નામ કે ક્યાં તો એક રાશિનું ને બીજું લાડનું......તેવી રીતે આપણા દેવનાં પણ બે નામ, પલાંડુ ને પકોડુ હતાં, પણ ઘણાં ખરાં તેમને પકોડુ નામથીજ ઓળખતાં અને સંબોધતાં હતાં.

તકરારી દેવ એજ પકાંડુ દેવના ગુન્હાનું કારણ ન હતું. પોતે જન્મથી શોખીન તો ખરાજ. સ્વર્ગલોક અને ખાસ કરીને બ્રહ્માના દરબારમાં સર્વ કોઇ ચાર અલંકાર......મુગટ, હાર, પિતાંબર કે ચર્મ ને પાવડી......સજતા પણ પકાંડુ દેવને દમના વ્યાધિ ને છાતીની નબળાઇને લીધે પાંચમો પોશાક શાલ, પહેરવાની બ્રહ્મા તરફથી ખાસ પરવાનો મળ્યો હતો. તેમને એક દિવસ વિચાર સુઝી આવ્યો કે પોતાના સીવાય અન્ય કોઇ ચાર વસ્ત્ર સજી અર્ધ ઉઘાડા હરેફરે તે વ્યવહારિક દૃષ્ટિએ અનુચિત નહીં, તેથી પોતે તેઓને આકર્ષવા કે પોતાના શોખીન સ્વભાવને અનુસરી એક જાતની ફેશન દાખલ કરવા પોતાના શૌચિકને ( દરજીને ) પોતાને માટે બદન શીવવા કહ્યું; અને તે કેવી રીતે સીવવું વગેરેની સર્વ માહીતી પોતજ આપી.

તે સમયનું બદન એટલે હાલની નાના સ્વરૂપમાં રુતી રજાઇ જે હજીસુધી પણ વૃદ્ધ પુરુષ ને ખાસ કરીને દેવાલયના પુજારી કે ધર્મના મહારાજ શીઆળામાં પહેરે છે. ઘરાકમાં ને કમાણીમાં વધારો ગણી તે જુના લોભી શૌચિકે એક ધ્યાનથી પોતાની પણ સર્વ અકકલ હોંશીઆરી વાપરી પકાંડુ દેવને એક આદર્શ બદન કરી આપ્યું, મસ્તક માટે કયાંતો સાફ મુડન કે જટા રાખવી એવી રુઢિ સ્વર્ગલોકમાં હતી. હવે તે જુની ઢબને નાબુદ કરવા પકાંડુ દેવે પોતાના ક્ષૌરિક ( વાલંદ )ને માથાપર જટાને બદલે ' ધારી ' રાખવાનું કહ્યું. તે જમાનામાં ' કલીન શેઇવ ' જેવી વસ્તુ હતી પણ તેનો પ્રચાર ફકત શોક પ્રદર્શિત કરવાજ થતો, અને જો આડે દિવસે કોઇ પુરુષ તે સંબંધી ફકત વાતજ ઉપાડતો તો તે નાર્મદ, બાયલો વગેરે વિશેષણોનો ભોગી બનતો. ટુંકાણમાં, દરેક પુરુષ મુછાળા હતા અને દાઢી...મુછના પ્રમાણમાં તેમની શકિતનું પણ તોલ કઢાતું.

પકાંડુ દેવની મુછ અખિલ બ્રહ્મલોકમાં સૌથી લાંબી ને જાડી હતી અને તેને તે એવી સફાઇથી સાફસુફ કરતા કે મુછના બે આંકડા બન્ને કાનની આજુબાજુ પ્રદક્ષણા ફરી તેના મુળમાં ફરીથી પ્રવેશ કરતા અને મુછ દાઢીની ગરજ સારતી હતી એટલે પોતે દાઢી તો રખાવતાજ નહીં. તે સમયે ક્રીમ, બ્રીલેન્ટાઇન કે હેર ઓઇલ નહીં હતાં, નહીં તો પાકાંડુદેવ તે પૈકી એકનો તો જરુરજ ઉપયોગ કરતે. તો પણ તે સર્વની ગરજ સારે એવું એ જમાનામાં શોખીન ગૃહમંદિરનું સુપ્રસિદ્ધ ઇગુદી (દીવળી) નું તેલ પકાંડુ દેવે સારી રીતે વાપર્યું. જેવી રીતે યુનીવર્સીટીમાંથી તાજો પાસ થએલો કોઇ ગ્રેજ્યુએટ નોકરી અર્થે તે ખાતાના ઉપરી અધિકારીને રુબરુ મળવા માટે અપટુડેટ બને તેવી રીતે કાર્તિક સુદ એકમને દિને ગોરખ સમયે ભરવાના બ્રહ્માના દરબારમાં પકાંડુદેવ સર્વ રીતે સજ્જ થઇ દાખલ થયા. તેમને નવા લેબાસમાં જોઇ સભામાં બેઠેલામાંથી કોઇ વિસ્મય પામ્યા, કોઇ તેમના શોખીન સ્વભાવને ધન્યવાદ આપવા લાગ્યા, કોઇ તેમને ગાંડા ગણી હસવા લાગ્યા, કોઇ તેમની એવી ઉદ્ધત વર્તણુક માટે ગુસ્સે થયા ( જે પૈકી બ્રહ્મા પડે ને સૂર્યદેવ પણ હતા ), અને અન્ય કોઇ એમની ખોડખાંપણ શોધી મશ્કરી કરવા લાગ્યા. સભામાં આવો અચાનક શોરબકોર જોઇ બ્રહ્મા અતિશય ક્રોધાયમાન થયા અને પકાંડુદેવને બેમર્યાદ વર્તણુંક માટે ઉપલો શ્રાપ દીધો.

જ્યારે પકાંડુદેવ ભારતવર્ષમાં ઉંધે માથે અવતરતા હતા ત્યારે સૂર્યનારાયણનો ગુસ્સો ફરી ઉભરી આવ્યો, અને પોને લાલચોળ મોઢું કરી તેને અપમાન દર્શાવવા પશ્ચિમ મંડલમાં પ્રવેશ કરી પ્રકાશદ્વાર બંધ કરવા કાળરાત્રિને

હુકમ કર્યો. છેવટે પકાંદુદેવની તરકારી રુપે ભારતવર્ષમાં પધરામણી થઇ. તે સમયે "પાએરીઆ" (દાંતનો રોગ) હશે કે કેમ તે વીશે હજુ "રીસર્ચ" (ખોળ) થઇ નથી, પણ સાંભળવામાં આવ્યું છે કે તે સમયે દાંતના ખાસ દાકતર તો હતા, કારણ કે તે જમાનામાં હર કોઇ વૈદક શાસ્ત્રમાં પ્રવીણ હોવાનો દાવો કરતા. પણ વસ્તીના અભાવે અને સર્વકોઇ નાની ઉંમરમાંજ મોક્ષ માટે યોગ કે સમાધિમાં મચ્યા રહેવાથી એવી સંસારની વૃથા ગડમથલમાં માથું મારતાં નહીં; નહી તો પકાંદુદેવ તેમના વિચક્ષણ ને ચતુર ગુણોથી ગમે તેમ કરી એ રોગની પીડાથી, અરે છેવટે ચોકઠાં પણ મુકાવી મુક્ત તો થતેજ. તે ઉપરાંત દરેક જણ શ્રાપ દેવામાં પણ કુશળ હોવાથી રખેને બ્રહ્માના વચનને અનુસરનાર બીજો કારમો શ્રાપ મળે એ બીકથી પકાંદુદેવ જેમ બને તેમ મૌન ધારણ કરતા.

બ્રહ્માની એક યા અન્ય તદબીરથી મૃત્યુ લોકની ને ખાસ કરીને ભારતવર્ષની સૃષ્ટિમાં ધીરે ધીરે વધારો થતો ગયો. ભારત વર્ષમાં સોનાનો યુગ યા સત્યુગ ચાલતો હતો. હીંદુઓના રહેઠાણથી તે હીંદુ કે હીંદુસ્તાન કહેવાયો. તે મૃત્યુલોકમાં સર્વ દેશો પૈકી સમૃદ્ધિની ટોચે હતો. સાચાઇ તે અધ્યાત્મિક જ્ઞાનનો પ્રચાર દિનપ્રતિદિન વધતો જતો હતો. વિશ્વકર્તા, કુદરત અને તેની કૃતિઓ પ્રત્યે સર્વ કોઇનું વલણ હતું. વનસ્પતિ ને ભાજીપાલા કેકેકાણે જોવામાં આવતા–તદાપિ પકાંદુદેવને આવા વાતાવરણમાં પોતાના સ્વતંત્ર ને ચીઢીઆ સ્વભાવને લીધે વનસ્પતિ ને જનસમાજમાં આગળ આવવાનું અઘરું થઇ પડયું. સ્ત્રી કે પુરુષ ભોજન માટે તેમનું અપમાન કરતું, પણ વૈદ્યસમાજને તેમની આવી પડતી દશા જોઇ દયા આવી અને શુખ, શરદી, વીંછીના દંખથી થતી પીડા, જ્ઞાન તંતુમાં થતો વિકાર અને નસ્કોરીનું ફુટવું વગેરે અવસરોમાં પકાંદુદેવને આમંત્રણ આપતા. આથી વૈદ્યસમાજની મદદથી પકાંદુદેવે હીંદદેશ પર પોતાની સલ્તનતનો પાયો નાખ્યો. પરંતુ શાકભાજી તરીકે મળતા અપમાનથી તેમને ઘણું માઠું લાગતું. ખાસ–કરીને દુર્વાસા ઋષિ જે વૈદકશાસ્ત્રમાં પણ તેમને ગણવામાં વિરુદ્ધ હતા તે જ્યારે જ્યારે તેમને જુએ ત્યારે તુચ્છકારી કાઢતા.

એક વખતે વૈશાખમાસમાં જ્યારે સૂર્યનારાયણ ભરજુવાનીના મદમાં મસ્ત થઇ ક્રીડા કરતા હતા ત્યારે કૈં ખાસ જરુરી કાર્ય અર્થે દુર્વાસા ઋષિ વનમાં ગએલા ને ત્યાંથી પર્ણકુટિમાં પાછા ફરતાં તેમની નસ્કોરી ફુટી. અનેક ઉપચારો કર્યા પણ કેમે કર્યું રુધિર બંધ થયું નહીં. એટલામાં તેઓ પૈકી એક ડાહ્યા રહીને બીતાં બીતાં પુછયું: "પકાંદુને બોલાવીએ તો કેમ?" રુધિરની વેદનાને લીધે હોય કે ગમે તે કારણ હોય પણ ઋષિજીએ સંમતિ આપી. પકાંદુને સુઘતાં વારજ ઋષિજીનું નાકમાંથી નીકળતું લોહી બંધ થઇ ગયું અને ઋષિજી ખુશ થઇ ગયા, અને કૈં વરદાન અર્પવાની વિચારમાળામાં મણકા ગણતા હતા, એટલામાંજ પકાંદુને પોતાનું ઋષિ પ્રત્યેનું જુનું વેર યાદ આવ્યું. 'સો દિવસ સાસુના તો એક દિવસ વહુનો' એ કહેવતને અનુસરી પોતાને ઋષિ તરફથી મળતા અપમાનનો બદલો વાળવા પકાંદુએ ઋષિજીને હસતાં હસતાં કહ્યું: "કેમ મુનિવર, છેવટે મારી ગરજ પડીને?" જે ઋષિજી પકાંદુને વરદાન આપવા જતા હતા તે ઋષિજી જાતિસ્વભાવ મુજબ એકદમ ગુસ્સે થયા ને બ્રહ્માના વચનને અનુસરી તેને શ્રાપ આપ્યો: "અખિલ મૃત્યુલોકમાં વસુધાની

ગોદમાં ઉંધે માથે સુખ રહી રડયા કર."

પકાંદુને અંસાર સુધી ભારતવર્ષમાંજ રહી પીડાવાનું હતું પણ હવે તો સારા મૃત્યુલોકમાં અને તે પણ અનંતકાળે સુધી દુ:ખ ભોગવવાનું થયું. આ વિચારે એમને નાસીપાસ કર્યાં. દેવનાં ચક્ષુમાંથી ચોમાસાનાં ગંગાજી વહેવા લાગ્યાં. તેમણે ગદ્દગદ્દ કંઠે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી વસુધાને વીનંતી કરી: 'હે પૃથિવી માતા, મારું રક્ષણ કે ભક્ષણ એ સર્વ અત્યારે તારા હાથમાં છે. હવે મારાથી અનેક ખાડા ટેકરા ને કાંટાની વાડરૂપી મુશીબતોને લીધે દુ:ખના ડુંગરા ચઢી શકાતા નથી. ઉચ્ચ અભિલાષા તેમજ આદર્શ ભાવનારૂપી શિખરપર પહોંચવાની અનેરી આશા હતી પણ એ સર્વ હવે મિથ્યા છે. કિન્તુ હવે જો કે આશાનું કિરણ જણાતું હોય તો તે તારી દયાપર છે. માવડી, હવે મને માર કે તાર." પુરુષ કરતાં સ્ત્રી હંમેશાં દયાળુ તો હોયજ. પકાંદુની અસલ ને નવીન સ્થિતિમાં પરિવર્તન જોઇ દેવીને પણ આંસુ આવ્યાં. તે દીલાસો આપતાં બોલ્યાં, "ચઢતી-પડતી એ કુદરતનો નિયમ છે. દેખીતી રીતે પડતીમાં દુ:ખ વધારે લાગે છે પણ એ દશામાં જેટલા અનુભવ મળે છે તેટલા બીજી દશામાં મળતા નથી. ભાઇ શાંત થા, હીમત રાખ અને શુભાશાવાદી બન."

પછી દુર્વાસા મુનિ પાસે દેવી ગયાં અને પકાંદુ પરનો ગુન્હો માફ કરવા વીનવ્યું. વળી તેની મદદથી ઋષિજીનું રુધિર બંધ રહ્યું એ વાત વીસારી ઉપકારનો બદલો અપકાર કરી તેની જીંદગીપર કાતર મુકવી એ અનિષ્ટ છે, વગેરે વગેરે વાકયોથી વસુધાએ મુનિનું મન વાળ્યું. પછી ઋષિજી બોલ્યા, "હે દેવિ, તારી પ્રાર્થનાને ખાતર મારું વચન છે કે એ પકાંદુ અનેક નામથી ઓળખાઇ કળિયુગમાં તેમાંયે ખાસ કરીને વીસમીસદીમાં હીંદુસ્થાનમાં ઉચ્ચતમ પ્રતિષ્ટા પ્રાપ્ત કરશે, અને જો કે હું મારું અસલ વચન પાછું ખેંચી લેવા દીલગીર છું તથાપિ જ્યારે જ્યારે કોઇ પકાંદુને સેવન કરશે ત્યારે સેવન કર્યા પહેલાં તે વ્યક્તિનાં ચક્ષુમાંથી અશ્રુ ટપકશે.

પુરુષ થઇને સ્ત્રીની ગોદમાં આશ્રય લીધાથી સર્વ કોઇ પકાંદુને ડુંગળી કહેવા લાગ્યા. આ અપમાન તેનાથી સહી શકાતું નહીં. હીંદુસ્થાનમાં અઢળક ધન છે અને દેશમાં સોનાના રથ હરેફરે છે એવી સમૃદ્ધિની અનેક વાતોથી પરદેશીઓ વેપાર માટે આવ્યા, અને પાછા ફરતાં પકાંદુને સાથે લેતા ગયા. હીંદુસ્તાન સીવાય અન્ય દેશમાં તેના શોખીન અને સ્વતંત્ર સ્વભાવને લીધે પકાંદુનો ધીરે ધીરે પગપેસારો થયો અને બટાટા સાથે મિત્રાચારી થઇ. આ નવો મિત્ર સ્વભાવે હાજર જવાબી, ખુશામતીઓ અને સર્વ કોઇને રાજી રાખવા પોતાના સ્વમાનના દરે બનતો પ્રયત્ન કરતો. જેથી દરેક જણ ગમે તે અવસરમાં તેને નિમંત્રણ કરતું. દેશ ને આબો હવાને અનુસરી પકાંદુએ પોશાકમાં વધઘટ કરવા માંડી. પરંતુ કોઇપણ દેશમાં પાંચથી તો ઓછાં વસ્ત્ર તે પહેરતાજ નહીં. તે જુદા જુદા દેશમાં જુદા જુદા નામથી ઓળખાવા લાગ્યા.

ભરતી અને કાળ કોઇના ઝાલ્યા ઝલાતા નથી. હીંદ દેશમાં યુગ પછી યુગ બદલાવા લાગ્યા. કળિયુગ આવી પહોંચ્યો. અન્ય દેશની પ્રજા તે પર ચઢાઈ કરતી, તેની દોલત લુંટતી, હીંદુ ધર્મને વટળાવતી જે થોડો કાળ એવા આરામ ભોગવી વિદાય થતી. છેવટે વેપારી તરીકે ગોરા લોક આવ્યા, ને રાજા થઇ બેઠા. તેઓ પકાંદુ સાથે બટાટા, ટમેટા, કોબીચ વગેરે પણ લાવ્યા પોતાના સ્વભાવ મુજબ બટાટાએ હીંદુસ્થાનમાં પણ પગ પેસારો કર્યો; અને અંદર અંદરની

અજ્ઞાન, ઇર્ષ્યા, કુસંપ વગેરે દુર્ગુણોના મહા-સાગરમાં દેશ ડુબકાં ખાતો હતો એટલે તે ફાવ્યો પણ ખરો. પણ ભારતવર્ષની આવી પરિસ્થિતિ જોઇ પકાંડુને વધારે સાલવા લાગ્યું ને પોતે જે શ્વેત રંગનો હતો તે પરદેશીઓની ખટપટી વર્તણુંકને લીધે ગુસ્સાથી-લાલચોળ બન્યો. પકાંડુનો મિત્ર-બટાટા-પોતાનો મોભો દર્શાવવા ઠેકઠેકાણે તેને મુલાકાત ( Introduction) કરાવતો, અને જો કે પહેરવેશ ને રંગમાં ફેર બદલીને લીધે પ્રથમ તો સર્વ હીંદી વિચારમાં પડયું પણ મોઢાની સુરત નીહાળતાં તેઓને પકાંડુની જુની ઓળખાણ યાદ આવી. તેને ઉચ્ચ અને સુશિક્ષિત વર્ગ કાંદા તરીકે, બીજો વર્ગ ડુંગળી તરીકે ઓળખવા માંડ્યું. પરિણામમાં બટાટા કરતાં કાંદાની આબરુ વધતી ચાલી. એતો "હૈયે હોય તે હોઠે આવે" (Blood is thicker than water) એ જેવું થયું. વાલની પાપડી વિનાનો સર્વ પાપડી વર્ગ કાંદા પ્રત્યે મોહમાં પડયો. કેરીકા નામની એક લીલી ઓઢણી સજેલી કુમારિકાએ પોતાના પિતા બાંબાબાજુથી વીખુટી પડી કાંદા સાથે ગાન્ધર્વ લગ્ન પણ કર્યાં.

પારસીઓ જેઓ ચઢતી વ્યક્તિનું અનુકરણ કરવામાં ગર્વ માને છે તેઓ તો કાંદાને પોતાના મહેમાન તરીકે ગૃહમાંજ રાખતાં. તેમણે તેને વર્ષાસન પણ બાંધી આપ્યું. હજી હીંદુ કોમ કાંદાની જુની પુરાણી કથા વીસરી ગઇ ન હતી. હીંદુ આર્યો તેને લાલ સાલ્લાવાળી બાયડી કહી ચીડવતી. પણ કાંદાને શુદ્ર ગૃહમાં ધનની દશા બેઠી હતી. એટલે સર્વ ઠેકાણે તેઓ પોતા તેની તરફેણમાંજ પડ્યો. પરંતંત્ર દશામાં પણ જાતિ ભેદ ગણી કુસંપ અને ગર્વમાં મસ્ત થતી હીંદી પ્રજા પ્રત્યે તે વધારે ને વધારે ગુસ્સે થઇ લાલચોળ બનવા લાગ્યો. શરુઆતમાંજ બ્રાહ્મણું ને ગણ્યા ગાંઠયા વૈષ્ણવ સીવાય સર્વ કોઇ પોતાને ત્યાં કાંદાને અવારનવાર નિમંત્રણ આપતાં. તેમનું જોઇ પેલા પણ તેને છાનામાના તેડતા. વીસમી સદી આવી પહોંચી, ન્યાતમાં નહીં પણ મીજબાનીમાં, ખુલ્લી રીતે નહીં પણ ખાનગી રીતે, લોકમાં નહીં પણ ગોઠીઆઓમાં કાંદાને ગાનતાન સાથે બોલાવવાનું શરુ થયું. આ નવીન સમાજ સુધરેલો ને શોખીન સમાજ તરીકે ગણાવા માંડયો, જેણે અસલ સ્વતંત્ર ભારતવર્ષના પકાંડુને આધુનિક પરતંત્ર હીંદુસ્તાનમાં કાંદા તરીકે ઠેકઠેકાણે પ્રતિષ્ઠા વધારી; ધર્મના ખોટા ઢોંગી ને બગભગત આ સમાજની સન્મુખ કાંદાનું અપમાન કરતાં પણ પરોક્ષ રીતે તેને લાડ લડાવતા હતા. ભલે તેવા પ્રકારના લોક સમાજની બીકથી કાંદાનું અપમાન કરી આડા કાન ધરતા હોય, પણ સમય એક એવો આવશે કે કાર્તિક સુદ એકમને દિને-બ્રહ્માના દરબારને દિવસે દેવાલયમાં ભરાતા અન્નકુટમાં પણ પકાંડુને ખુલ્લી રીતે આમંત્રણ મળશે. તેજ પકાંડુની ગૌરવની ટોચ, તેજ ખરો હડહડતો કળિયુગ. ત્યારેજ કળિયુગની પણ અવદશા. તેજ મૃત્યુલોકનું પરિવર્તન. ત્યારેજ ફરી ભારતવર્ષમાં સત્યયુગનો ઉદય થશે. દેશપર સમૃદ્ધિની ધજા ફરફરશે અને પલાંડુદેવ બ્રહ્માની સાથે સમાધાની કરી તેમની અસલ સ્થિતિએ પહોંચશે.

---

# આપણા પ્રમુખ :
# આચાર્ય આનંદશંકર

લેખક :
શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી,
પ્રમુખ, સાહિત્ય સંસદ,

---

રોમન તત્વજ્ઞાની નાનો પ્લીની કહી ગયો છે કે 'જે માનવ દુર્ગુણોને ધિક્કારે છે, તે માનવ જાતિને ધિક્કારે છે, એ સૂત્રને હું માન આપતો હોવાથી જ્યારે મને કહેવામાં આવે, કે કોઈ માણસ ઘણો સદ્‌ગુણી છે ત્યારે તેને માનવ જાતિનો શત્રુ ગણી તેનાથી હું જરા દૂર નાસું છું.

મેં આપણા પ્રમુખ સાહેબ વીશે અનેક કહેતીઓ સાંભળેલી. જુના જમાનાના સદ્‌ગુણોની તે મૂર્તિ છે; તે ત્રિકાલ સંધ્યા કરે છે; તે વચન કે વર્તનમાં કદી સ્ખલન કરતા નથી; તે કોઈની સાથે ગુસ્સે થતા નથી; તે ઉતાવળું પગલું કદી લેતા નથી...વગેરે વગેરે વાયકાઓ મેં સાંભળેલી. જ્યારે જ્યારે એ, સદ્‌ગત ભાઈ ઉત્તમલાલને ત્યાં આવતા અને તેમની પહેલા માળની ખોલીઓ આગળ થઈ ત્રીજે માળે મારી ખોલીઓમાં મારે જવું પડતું, ત્યારે બાળપણમાં અંધારી રાતે આમલી આગળ થઈને જતાં ગાયત્રી મંત્ર ભણી હું ઝપ દોડી જતો, તેવીજ રીતે ઉત્તમલાલભાઈનાં બંધ બારણાં હું વટાવી જતો. કોઈક વાર અમે મળી જતા અને સભ્યતાભરી થોડીક વાતચીત કરતા. પણ પ્રમુખ મહાશયના મીઠાશભર્યા હાસ્ય પાછળ સદાચારી, શિષ્ટાચારી અને સ્વમહિમામાં સ્થિત એવું—સ્ખલન જેને થતું નથી એવું પ્રાણી છે એ યાદ લાવી હું દૂર ને દૂર રહેતો... મુરબ્બી નરસિંહરાવભાઈ ઘણી વખત એમની પ્રશંસા કરતા. એ પ્રખર વિવાદશાસ્ત્રીનો કોઈથી વાદવિરોધ થયો છે? હું મુંગો રહેતો...

## ૨

ચોવીસમી, સપ્ટેમ્બર ૧૯૨૬ ને દિવસે ગાયકવાડ સરકારે વિધિપદે ચઢી બેસીને આજ્ઞા કરી કે વડોદરામાં વિદ્યાપીઠ સ્થાપવાની યોજના ઘડવા એક સમિતિ નીમવી; અને તેમાં પ્રમુખ મહાશય અને મને નીમવા. અમે બે એક સમિતિમાં ભેગા મળાશું તો સમિતિનું શું થશે તેના સંકલ્પવિકલ્પ કરતો હું એ સમિતિમાં કામ કરવા તૈયાર થયો.

દશમી ઓક્ટોબર ૧૯૨૬ ને દિવસે તે વખતના દીવાન સર મનુભાઈ મહેતાના નિમંત્રણે, મધુરી ઠંડીમાં, વડોદરાના સ્ટેશને, હું ઉતર્યો. ત્યાંથી મને વડોદરા રાજ્યના અંગ્રેજી

અતિથિગૃહમાં લઇ જવામાં આવ્યો. અંગ્રેજી અતિથિગૃહ દેશી અતિથિગૃહથી અનેક રીતે ચડીઆતું અને સગવડભર્યું છે. પણ મારા સહયોગી જોડે નિકટના સહવાસ થાય તેથી મેં સ્વદેશી અતિથિગૃહમાં રહેવાનો સંકલ્પ કર્યો. અને આ રીતે આપણા પ્રમુખ મહાશય જોડે એક મહીનો રહેવાનો દુષ્પ્રાપ્ય લાભ મને મળ્યો.



વડોદરાનરેશ શ્રી. ગાયકવાડ સરકાર.

તેનાથી પણ વધારે હતી. ગાયકવાડ સરકાર પાસે સાહેબ તરીકે અમે તે વખતે જઇ, વિદ્યાપીઠની બાબતમાં હુકમ લાવવાને તે શક્તિમાન હતા. એ જાતે ભલા હતા; બીજી વિદ્યાપીઠોની વ્યવસ્થાથી ઝાઝા પરિચિત ન હતા; અને બીજી વિદ્યાપીઠોની નિયમાવલિઓ, કાતર અને ગુંદર એ ત્રણની મદદથી નવી વિદ્યાપીઠ થઇ શકે છે એવા સિદ્ધાંતોમાં તેમને નિશ્ચલ શ્રદ્ધા હતી. તે ઉપરાંત પોતે ગામડી નીશાળના મહેતાજી અને અમે બાકીના ચાર એકડીઆના છોકરાં એવો કંઇક ખ્યાલ પણ એમ હતો.

અમે એક બીજાને મળ્યા ત્યારે મારા મનમાં ખંચાટ હતો. પ્રમુખ મહાશયના મનમાં પણ હશે. ખંચાટ ઝાઝો વાર ટક્યો હોય એમ મેં જાણ્યું નથી.

૩

વડોદરા વિદ્યાપીઠની સમિતિની કારકીર્દી વિચિત્ર છે. અમારા બે ઉપરાંત તેના ત્રણ સભ્યો તે પ્રમુખ પ્રો. વીજરી, ડૉ. કુંવરજી નાયક અને મી. મુંકરજી. પ્રો. વીજરીની મુખ્ય લાયકાત એમની ગોરી ચામડી હતી-એમની શક્તિ હજાર પ્રમુખ મહાશય અને દશહજાર હું મળીએ

શરુઆતમાં, અધ્યક્ષસ્થાને બેઠેલા પ્રો. વીજરી સમજતાં જરા મુશ્કેલ પડે એવી દલીલ કરતા હતા, આપણા પ્રમુખ તેમને ક્યારના સમજી ગયા હતા અને મીઠાશથી, પોતે મશ્કરી કરે છે એ ન સમજાય એમ, અનુમતિ દર્શાવતા હતા. જરા મેં મતભેદ દર્શાવ્યો એટલે આંમળી-આંવડે વિદ્વત્તાભરી મુદ્રા કરતા સાહેબે હુકમ

કર્યો કે ' હવે વાત બંધ કરો. એ વાત પુરી થઈ.' તેમણે પેન્સીલ લઈ તેના ટપકારાથી વાદ અટકાવવાનો પ્રયોગ આરંભ્યો. કેટલાંએ વર્ષો થયાં નીશાળનું વાતાવરણ છોડયું હોવાથી મારે ને એમને ખડાષ્ટક મંગાયું. ત્યાર પછી માસ્તર ગીરી કરવાની ટેવ એમણે ફેંક છોડી. વીસ દહાડા વહી ગયા અને મને વડોદરા સ્ટેશન પર વળાવ્યો ત્યારે એમને નીરાંત-વળી હશે.

ત્યાર પછી ગાયકવાડ-સરકારે એમને વીલાયત જવાનો હુકમ કરવાથી એકલે હાથે એમણે યોજના પુરી કરી. તે યોજના બાકીના સભ્યોએ સર્વાનુમતે પાછળથી ફેરવી. પણ ઓગણીસમી માર્ચ ૧૯૨૭ ને દિને વડોદરા વિદ્યાપીઠની નવી સર્જાતી ક્ષિતિજ પરથી અસ્ત થએલો એ મહાગ્રહ ફરી ઉગ્યો નથી.

બીજા સભ્ય તે ડૉ. કુંવરજી નાયક. તે એટલા નિકટ સંબંધી છે કે એમના પરિચય માટે થોડીક લીટીએ ચાલી શકે તેમ નથી. બધાને ભેગા રાખવા તે મથતા હતા. ગુજરાતમાં શુદ્ધ અને ઔદ્યોગિક વિજ્ઞાન પ્રસારવું એ એમના જીવનનું એક મુખ્ય ધ્યેય છે, અને એ ધ્યેય વિદ્યાપીઠદ્વારા સફળ થાય એમ તે ઇચ્છતા.

પાંચમા સભ્ય ભાઈ મુકરજીઃ ઑક્સફર્ડના ગ્રેજ્યુએટ, ગાયકવાડી રાજ્યના સૂબા, અંગ્રેજી બંગાળી, સંસ્કૃત અને ગુજરાતી ચારે ભાષાનાં સાહિત્યના શોખીન, રસિક વાર્તાલાપી આ મોજીલા બંગાળી અને તેમનાં 'વિદ્વાન, સુશીલ અને મીઠાશભર્યાં' પત્નીની મૈત્રી પણ ત્યાંજ થઈ. મુકરજી દંપતિ જોડે દિવસ ગાળતાં વખત જતો તેનું ભાન રહેતું નહોતું. ભાઈ મુકરજી સરકારી હક્કનું સંરક્ષણ કરતા, વારાફરતી બધાની મશ્કરી કરતા, નહીં તો અંગ્રેજી કવિઓની પદાવલિ ઉચ્ચારી સામાન્ય વાતને મહિમાભર્યું રૂપ આપતા. ૧૯૨૭ ના મે મહીનામાં રીપોર્ટ લખવા માટે એ મારે ત્યાં અનેક દિવસો રહ્યા તે સમયની મીઠી યાદ હજી તાજી છે. દરરોજ અમે લખતા કે લખાવતા; કલાકોના કલાકો ચર્ચા કરતા, સાંજે ફરવા જતા, રાતે સીનેમા સેવતા.

૧૯૨૭ ના ઑગસ્ટમાં વડોદરા સમિતિનો રીપોર્ટ છપાઈ ગયો. અમારી મહીનાઓની મહેનત પુરી થઈ. હજુ ગાયકવાડ સરકારે એ રીપોર્ટ બહાર પાડ્યો નથી. અને વડોદરાની વિદ્યાપીઠ જે અમારા પાંચ જણાનું અને સાથે સર મનુભાઈ નંદશંકર મહેતાનું એક ભવ્ય સ્વપ્નું હતું, તે સ્વપ્નારૂપેજ રહેશે એમ લાગે છે.

૪

હવે આપણા નાયક તરફ વળીએ. પ્રમુખ મહાશય અધ્યક્ષ વીજરીને તેમજ આસપાસની પરિસ્થિતિને જોઈ પહેલેથી શ્રદ્ધા ખોઈ બેઠા હતા. ગમે તેવી ગંભીર ચર્ચામાં તે હાવકે મોઢે અદ્ભુત ટેકડી કરી રહેતા. અને કેટલીવાર મારું વહીતરું જોઈ કહેતા, 'મહેનત કરશો તોએ વડોદરા યુનીવર્સીટી નથી થવાની અને મહેનત નહીં કરો તોએ નથી થવાની ! બ્રાહ્મણો ભવિષ્યવાણી નથી કરી શકતા એમ કોણ કહી શકે !'

વિદ્યાપીઠોનો એમનો અનુભવ પગે પગે અમને બધાને ઉપયોગી થઈ પડતો. ઉત્તર હીંદુસ્થાનની લગભગ બધી વિદ્યાપીઠોનો એમને અનુભવ છે, અને આંતર વિદ્યાપીઠ સમિતિના તે સભ્ય હોઈ ઘણી પદ્ધતિઓ એમણે જોઈ, જાણી અમલમાં મુકી છે. યુરોપીય યુનીવર્સીટીની વ્યવસ્થાના પણ એ અભ્યાસી છે. એટલે અમારા અધ્યક્ષ વીજરીને તે ઘડીકમાં સેનેટ અને સીન્ડીકેટ વચ્ચેનો ભેદ, ઘડીકમાં રા. મુકરજીને અંગ્રેજી અને હીંદી યુનીવર્સીટીઓ વચ્ચેનો ભેદ, અને મને સંશોધનની પ્રચલિત પદ્ધતિઓનાં રહસ્યો સમજાવતા.

અમારા વાગ્યુદ્ધો અનેક રણભૂમિઓ પર



આપણા પ્રમુખઃ આચાર્ય આનંદશંકર

થતાં. સરકાર અને પ્રજા વચ્ચે સત્તાની વહેંચણી થતી હોય ત્યાં હું અને પ્રમુખ મહાશય એક તરફ અને સામે બાકીના ત્રણ થઈ જતા. વિદ્યાપીઠની કેળવણી સંસ્કારપ્રધાન હોવી જોઈએ કે માત્ર ઉપયોગપ્રધાન તે વિષયમાં પ્રમુખ મહાશય, મુકરજી ને હું સંસ્કારપ્રાધાન્ય તરફ રહેતા, અને અધ્યક્ષ વીજ્રરી અને ડૉ. નાયક સામે પક્ષે ઢળતા. ગુજરાતી પ્રધાનપદે જોઈએ કે સંસ્કૃત, તે પ્રશ્નમાં આપણા પ્રમુખ અને મુકરજી એક તરફ અને ડૉ. નાયક, અધ્યક્ષ વીજ્રરી ને હું બીજી તરફ.

ગરમમાં ગરમ ચર્ચામાં પણ પ્રમુખ મહાશયનાં વિનોદરસનાં ઝરણાં ફુટ્યા કરતાં અને તેમની મીઠા મોંઢાની બનાવટ વાતને નવી દિશા આપતી. થોડામાં થોડું કામ કર્યા પછી વહેલામાં વહેલા વખતે અમે બધા ચહા પીવાના થઈ જતા. અને સાંજનાં પણ જલદી કામ આટોપી નિવૃત્ત થતા.



સર. મનુભાઈ. નંદશંકર મહેતા.

પ્રમુખ મહાશયની સમજાવવાની રીત અજબ છે. અધ્યાપક ન થયા હોત તો તે ધારાશાસ્ત્રીઓમાં અગ્રગણ્ય સ્થાન લેત. સાક્ષીની તપાસણીમાં અણજાણ્યે એ એવી દિશા તરફ વાતને લઈ જતા કે સાક્ષી એમના ધાર્યા પ્રમાણે કહેતો. એક વખત મોટા સંસ્કૃત પંડિતો અંગ્રેજી કેળવણીનો વિરોધ કરવા લાગ્યા. અમે બધાએ તો નિરાશામાં વાત પડતી મુકી: રા. આનંદશંકરભાઈએ સંસ્કૃત ભાષાના અને સાહિત્યના એમના જ્ઞાનનો ઉપયોગ કરી પંડિતોને જીત્યા અને છેલ્લી વારે તેમની પાસે અંગ્રેજી ભાષા શીખવાની જરુરીઆત કબુલ કરાવી.

પ્રમુખ મહાશયની વાત કરવાની રીત થોડેક સુધી સર્પની માફક લીસી, સુંવાળી, આસપાસ વીંટાઈ વળે છે અને ગુંગળાવે છે. ફેર એટલોજ કે છેલ્લી વારે પણ તે ડંખ દેતી નથી, પણ મીઠું અમીનું બિંદુ મોઢામાં મુકી જાણે ગુંગળાવનારનોજ વિજય થયો હોય એમ બતાવે છે.

એક ગૃહસ્થ સંસ્કૃત સાહિત્યને પ્રધાનપદ આપવાની સામે ઘણોજ વિરોધ દર્શાવતા હતા.

આનંદશંકરભાઈ તે સાહિત્યના અભ્યાસથી મળતી તાલીમની કીંમત (—Educative value) આંકતા હતા. સામો પક્ષકાર કૈં સમજે એમ એમને લાગ્યું નહીં. ધીમે રહીને એમણે વાત ફેરવી: "જુઓની" પ્રમુખ મહાશયે કહ્યું: "વેદના ત્રણ ભાગઃ સંહિતા, બ્રાહ્મણ, ઉપનિષદ, પછી જેમ શુદ્ધ વિજ્ઞાન–Pure Science—અને ઔદ્યોગિક વિજ્ઞાન (Applied Science) તેમ સાંખ્ય અને યોગ, ન્યાય અને વૈશૈષિક વેદાંત અને મીમાંસા." સામો પક્ષ આવા વિજ્ઞાનમય ભેદ જોઈ સંતોષ પામ્યો અને તેણે કહ્યું: "મને ખબર નહીં કે સંસ્કૃતમાં આટલું બધું છે!" પ્રમુખ મહાશયનું ગાંભીર્ય અભેદ્ય હતું.

એક વખત પ્રમુખ મહાશયને મહાત કરનારો સાક્ષી મળ્યો. પૂર્વાશ્રમમાં એ ભાઈ પ્રમુખ મહાશયના શિષ્ય હશે. જુબાની પુરી થયા પછી સાક્ષીએ ભભકાથી ઉંચી કેળવણી સંબંધી એક રહી ગએલી વસ્તુ સુચવવાનો પ્રયત્ન કર્યો. "Sir, Sir, if you have a University see that indecent books are not prescribed for the examinations. (સાહેબ, જો યુનીવર્સીટી સ્થાપો તો પરીક્ષા માટે બિભત્સ પુસ્તકો રાખશો નહીં.)

મેં એકદમ ઉચું જોયું: "What do you mean by indecent books? (બિભત્સ પુસ્તક એટલે?)

સાક્ષીએ અજાયબીથી મારી સામું જોઈ કહ્યું: "Sir, books like the ones we were taught;—like Jane Austin's Pride and Prejudice."

(સાહેબ અમને શીખવવામાં આવતી હતી તેવી. જેન ઓસ્ટેનની પ્રાઈડ એન્ડ પ્રેજ્યુડીસ જેવી)

ઓ પ્રભુ! ગરીબ બીચારી શિષ્ટાચારી સીધી, સરળ જેન ઓસ્ટીન આને બિભત્સ પડી! હું બોલી ન શક્યો.

ભાઈ મુકરજીએ પ્રશ્નાવલિ ચાલુ રાખી. "Jane Austin indecent! what do you say to sanskrit works like Shakuntala." (જેન ઓસ્ટીન. બિભત્સ! ત્યારે શાકુંતલનું શું!)

"......and Janaki Haran!" (અને જાનકી હરણનું?) મેં ઉમેર્યું.

સાક્ષી જરાક ખંચાયો. પછી તેણે ચારે તરફ જોયું અને વિજય દર્શાવતા હાસ્યથી કહ્યું: "Ha, Sir, Sanskrit is different! we studied under Prof. Dhruv! He always used to explain away obscenities." (હા. સાહેબ! સંસ્કૃતની વાત તો જુદી. અમે તો આચાર્ય ધ્રુવના હાથ નીચે શીખેલા. બિભત્સ વાતો એ એવી આડી અવળી સમજાવી દેતા હતા......)

"અરે વાહ" મેં કહ્યું; ......અમે બધા હસી પડ્યા.

પ્રમુખ મહાશયના કાનમાં મેં ઉમેર્યું કે 'મને તમારી આ ખુબીની ખબર નહોતી.' તે મનમાં 'Et tu Brute' બોલ્યા કે કેમ તેની મને માહીતી નથી.

આપણા ઘરમાં ઘીલોડી ફરે છે, આપણા તળાવોમાં મગર વસે છે. આપણને સાધારણ રીતે ધ્યાન રહેતું નથી કે લાખો વરસ પૂર્વે જ્યારે આ પૃથ્વી પર મનુષ્ય જાતિ જન્મી નહોતી ત્યારે એ ઘીલોડી ને મગરના પ્રચંડ પૂર્વજો એંશી કે સો ફીટ લાંબા મકરાધિરાજો આ વિશાળ પૃથ્વી પર એક ચક્રે રાજ્ય કરતા હતા. અત્યારે કોઈ કહે કે ઘીલોડી અને મગર આવા પ્રતાપી પૂર્વજોના અવશેષ છે તો માનીએ પણ નહીં....

મારા કેટલાક મિત્રો જુના જમાનાના કેટલાક ગૃહસ્થોની વાત કરતા હતા. એ સદ્દગત ગૃહસ્થો મિતવાદી, મધુરભાષી હતા. તે દરેક વિષયની બન્ને બાજુ જોઇ શકતા. મનુષ્ય સ્વભાવની નિર્બલતા તેમના હૃદયમાં સંચાર કરતી નહીં. તે ડહાપણનો ભંડાર ને પ્રતિષ્ઠાના ઇજારદારો હતા. આ સદ્દગતોની ચારિત્ર્યભાવનાના અવશેષ મેં જેટલા જોયા તે બધા એ સદ્દગતો માટે બહુ



સ્વ. રા. લલ્લુભાઈ આશારામ શાહ.

માન ઉપજાવે એવા નહોતા.......

મેં. રા. આનંદશંકરભાઇને જોયા ને ઓળખ્યા; અને કોઇ જાનવર શાસ્ત્રી નષ્ટ સૃષ્ટિના મકરાધિરાજને રાજાબાઇ ટાવર જેટલી સોપુટની પુંછડી પછાડતા, કવીન્સરોડ પરથી ચાલી આવતા જુએ તેમ એ સદ્‌ગતોની સ્મરણા વશેષ સૃષ્ટિમાંથી આવી હોય એવી જીવંતી-જ્યોત વ્યક્તિ જોઇ.

એ દરેક પ્રકારની પાકાઇ સમજી શકે છે અને ધારે તો વપરાશમાં લઇ શકે છે; પણ એ એનો વપરાશ કરતા નથી કારણ કે પાકાઇને ડહાપણનું અંગ માને છે, આક્રમણનું શસ્ત્ર ગણતા નથી. આ પાકાઇ ન્યાયવૃત્તિના પાકા ધારો વચ્ચે થઇનેજ વહે છે.

એમની ન્યાય વૃત્તિ બધી વસ્તુને સતત પ્રયત્ને ને સાવધાન દૃષ્ટિએ ન્યાય આપવા મથે છે. આ વૃત્તિ ઘણા ન્યાયી કહેવાતા પુરુષો-ની માફક અભિપ્રાય બાંધવાની અશક્તિ પર રચાઇ નથી. બંને પક્ષ વચ્ચે ઝોલાં ખાતી નિરા-ધારી કે પોતાના સિદ્ધાંતના અસ્પષ્ટ દર્શનથી ઉદ્‌ભવતી શિથિલતાનું પણ પરિણામ નથી. પણ દરેક દૃષ્ટિબિંદુને સહાનુભૂતિથી સમજવા-થી મધ્યસ્થ સત્ય સમજાશે એવી અડગ શ્રદ્ધાથી સદાએ પ્રેરાએલી છે.

સદ્‌ગત સર લલ્લુભાઇ શાહની ન્યાય વૃત્તિ અજોડ હતી. એના જેવા નિષ્પક્ષપાત ન્યાય મૂર્તિ મેં જોયા નથી. અમે વડોદરે હતા ત્યારે એ પણ ત્યાં આવી પહોંચ્યા હતા, અને તે વખતે આ બન્નેની ન્યાય વૃત્તિની તુલના કરવાનો પ્રસંગ મને મળ્યો. લલ્લુભાઇની ન્યાયવૃત્તિ અન્યાય થઈ જાય એવા ધાકથી સત્ય શોધવા પ્રયત્ન કરતી. આપણા પ્રમુખની ન્યાયવૃત્તિ દરેક વસ્તુની યોગ્ય કીંમત બહાર આવે એવા મુદ્દાથી સત્ય કરતાં ખરું Perspective શોધતી.

ઘણી વખત બન્ને પક્ષનું ખરું ખોટું જોવા જતાં લલ્લુભાઇ પોતાનું દૃષ્ટિ બિંદુ વીસરી જતા, પ્રમુખ પોતાનું દૃષ્ટિબિંદુ કદિ વીસરતા નહીં અને સામો પણ તે ન વીસરે તેની ચોકસી રાખતા. લલ્લુભાઇ સ્વભાવે સરળ, એટલે એમની વૃત્તિ કોઇકવાર ગુંચવાઇ પડે એવી. પ્રમુખ મુત્સદ્દી એટલે તેમની વૃત્તિ પોતાનું સ્થાન અને કર્તવ્ય ક્ષેત્ર સદાએ સાચવતી. સદ્‌ગત જાણીને અન્યાય નહીં થવા દે એમ બધાને વિશ્વાસ હતો; પ્રમુખ દરેક દૃષ્ટિબિંદુને ન્યાય આપશે એવી શ્રદ્ધા પ્રગટાવે છે. એમની ન્યાયવૃત્તિ ન્યાયાધીશની નથી, ગુરુની છે.

૫

પ્રમુખની વિશાલ બુદ્ધિ દરેક પ્રશ્ન જોઇ કે સમજી શકે છે. એ માત્ર વેદાંતી છે; વિચાર પ્રધાન છે, હિમગીરી સમી 'દઝાડતી', જુઠી કરતી ઠંડી પ્રસારે છે, એવો કેટલીક દિશામાં પ્રચલતો ખ્યાલ ખોટો છે. ઘણા સુંદર ભાવોના સૂક્ષ્મ ભેદો તે દર્શાવી શકે છે. તેમની રસિકતા દરેક ભાવમાં સમતોલપણું ખોયા વિના રસ લઇ શકે છે. તેમની સાંસ્કારિતા દરેક શબ્દને આચરણમાં સુરુચિના રંગો પુરે છે. તે પોતે ઘણી વસ્તુ ન કરે કે બોલે, પણ જો બીજો તે કરે કે બોલે તો તેની મોજ માણવા તેમની રસિકતા સદાએ તૈયાર રહે છે. એ હસીને હસાવી શકે છે, ખીલીને ખીલાવી શકે છે. નિર્દોષ વિનોદથી માંડીને નીખાલસ હસાહસ સુધીના એમના છેલ્લા સુર કોઇકેજ સાંભળ્યા હશે. દરેક સુરને તે ન્યાય આપી શકે છે. સંસ્કૃત અને અંગ્રેજી શિષ્ટ સાહિત્યની સતત સેવાથી તે દરેક પ્રસંગને થોડા શબ્દોથી સરસ કરી મુકે છે.

દરરોજ સાંજે ગાયકવાડ સરકારની મોટર-માં માઇલોના માઇલો સુધી અમે ફરવા જતા.

[વધુ માટે જુઓ પૃ૪ ૮૪]




લેખકઃ
રા. વાસુદેવ વિનાયક જોશી

---o---

[નીચેના લેખ સંબંધી હીંદુ સ્ત્રીઓના કાયદેસર હકકોના સંબંધમાં બહુ દુઃખમય સ્થિતિ છે; તે કઇ કઇ બાબતમાં અને કેવી રીતે સુધારી શકાય તે સંબંધી વિવેચન આ લેખમાં કરવામાં આવ્યું છે. આ સંબંધમાં વાંચકવર્ગ પણ વિચાર કરી આ વિષયની ચર્ચામાં પોતાનો અભિપ્રાય બતાવશે એવી વીનંતી છે. બહેનોને પણ ખાસ વીનંતી છે કે તેઓએ પોતે પણ આ હકકોના સંબધમાં ચળવળ કરવી. પ્રતિષ્ઠિત પુરુષો એમના અભિપ્રાયો લેખક ઉપર મોકલવાની કૃપા કરશે; તે બદલ લેખક તે લોકોનો ઋણી રહેશે.
--લેખક]

કાયદેસર હકકોમાં પણ હીંદુ સ્ત્રીઓની કેવી દયાજનક સ્થિતિ છે તે સંબંધી વિશેષ વિવેચન કરવાની આવશ્યકતાજ નથી. કાયદાએ કરેલી તેઓની પરાધિનતા લોક પ્રસિધ્ધ છે. સ્ત્રીઓના કાયદેસર હકકના વિસ્તારની જરુર છે, એવું સ્ત્રીઓને પોતાને ખાત્રીપૂર્વક લાગેલું ત્યારે તેઓની આ ઇચ્છા વિચાર કરવા યોગ્ય છે, એવું આશ્વાસન પુરુષ વર્ગ તરફથી કોઇ કોઇ વેળા આપ્યા સીવાય તેથી વિશેષ કંઇ પણ પગલાં એ દિશામાં લેવામાં આવ્યાં નથી. તે સંબંધી કોઇ પણ પ્રકારની યોજના આજ પર્યંત ઘડવામાં આવી નથી. એ પુરુષવર્ગની એ પ્રશ્ન તરફની ઉદાસિનતાનું પૂર્ણ ચિન્હ છે. આ પ્રશ્નની ચર્ચા સ્ત્રીઓએ પોતેજ ચાલુ રાખવી જોઇએ. અને તેઓના હકકની માગણી તેઓએજ જોરથી કરવી જોઇએ એ ખરું છે. અને એ પ્રમાણે સ્ત્રીઓ તો પોતાનાથી બનતું કરે છે પરંતુ આમાં હકકોના વિસ્તાર સંબધી વિચાર કરવા માટેની યોજના ઘડી કાઢવામાં જે પ્રકારના કાયદાના જ્ઞાનની જરુર હોય છે તે પ્રકારનું જ્ઞાન સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતે નહોય એ દેખીતું છે. અને તેને લીધેજ તેઓના હકકનું મૂર્ત સ્વરૂપ આપે તેવી કોઇપણ યોજના અદ્યાપિ આપણી સમક્ષ રજુ થઇ નથી.

પુરાણા ગૌરવના અભિમાનથી જર્જરિત થએલો હીંદુસમાજ સ્ત્રીઓની આ માગણી તરફ તિરસ્કારની દૃષ્ટિએ જુએ છે. એટલુંજ નહી પરંતુ આજ સુધી રઢ બનેલા આચારવિચારને તિલાંજલિ આપી ગમે તેવી રીતે વર્તન કરી અયોગ્ય છુટ લેવા માટેજ સ્ત્રી વર્ગનો આવો પ્રયાસ છે તેવો તેનો મત છે માટે આ લેખમાં સ્ત્રીઓના હકકો શા શા છે, અને કયાં કયાં હકકોના વિસ્તાર કરવો ઘટે છે તે બરાબર

બતાવીને શ્રુતિ, સ્મૃતિ, પુરાણ વગેરે ધર્મગ્રંથોને આધારે જે શાસ્ત્રાર્થ સર્વમાન્ય થાય તેને આધારેજ સ્ત્રી હક્કોનો વિકાસક્રમ બતાવી તે સંબંધી ચર્ચા કરવામાં આવશે.

હીંદુ લોકોનો પોતાના ધર્મગ્રંથ ઉપર ઘણોજ ગાઢ વિશ્વાસ હોય છે. સમાજ સુધારણાનો પ્રશ્ન લઇએ તેમાં જ્યારે વિધવા વિવાહ સંબંધી પુષ્કળ ચર્ચા ચાલતી ત્યારે બંને પક્ષના લોકો પોતાની દલીલોના સમર્થનમાં શ્રુતિ તથા સ્મૃતિનાં વાક્યો ટાંકી તેના શબ્દાર્થ બતાવતા. તેમજ તમારા ધર્મગ્રંથો ગમે તે કહેતા હોય તોપણ પુનર્લગ્નની સમાજમાં જરુર છે માટે તે નવો પ્રચાર શરુ કરવોજ જોઇએ એવો દુરાગ્રહ સુધારકોએ પણ કરેલો નહીં, પરંતુ તેથી ઉલટુ પૂર્વે એક વેળા એ રીવાજ પ્રચલિત હતો. તે ફરીથી શરુ થવો જોઇએ એ બતાવી આપવાનો જ તેઓનો આગ્રહ હતો. " मात्ता पथः पित्र्याः न्मान दधिदुर नैष्ट परावतः" (મનુષ્યને આપેલા અને વડીલોથી (પરાપૂર્વથી) ચાલતા આવેલા પુરાણા પંથ ઉપરથી અમને બાજુપર ખસેડતા નહીં) ઋગ્વેદના આ વાક્યની જબરી-અસર દરેક હીંદુના મન ઉપર હોય છે; અને સમાજ રચનાની દૃષ્ટિએ તે યોગ્યજ છે. પ્રત્યેક સુધારો લોકપ્રિય થઇ શકતો નથી. સ્ત્રીઓના હક્ક સંબંધી આપણે અભિમાનપૂર્વક કહી શકીશું કે જેમ "न स्त्री स्वातंत्र्यमर्हति" એ વાક્ય ઘણી વેળા જ્યાં ત્યાં સાંભળવામાં આવે છે, તેમ સમાજ વ્યવસ્થાનું સુંદર ચિત્ર " यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः" એ શ્લોકમાં આપણી સમક્ષ રજુ કરવામાં આવ્યું છે. પૂર્વના સર્વ આચાર વિચારો આપણે કાયમ રાખ્યા હોય તો સ્ત્રીઓની અવહેલના થાત નહીં એટલુંજ નહીં પરંતુ તેઓના હક્કો સબંધી તકરાર કોઇ પણ લાવત નહીં. આપણે તો કેટલાક રીવાજો અર્ધા રાખ્યા અને કેટલાક તો તદ્દન ફેંકી દીધા. આવી રીતે આપણે જે સમાધાન કર્યું તે સમાધાનીમાંજ આ પાપનું બીજ રોપાયું. પરિસ્થિતિમાં ઘણો જબરો ફેરફાર થઇ ગયો છે. જીવનકલહની તીવ્રતા ઘણીજ વધી ગઇ છે. અને કાળ બદલાતો જાય તેમ ધર્મમાં કાળને ઉચિત ફેરફાર થવો જોઇએ એમ સૌ કોઇ સ્વીકારે છે છતાં પણ આપણે પરદેશી રાજકર્તાઓની ધુંસરી નીચે છીએ તથા એ રાજ્યકર્તાઓએ હીંદુસ્થાનના લોકોના ધર્મમાં કોઇપણ રીતે ફેરફાર કરી વચ્ચે નહીં પડવાનું વચન આપેલું હોવાથી સમયોચિત સુધારાઓ રાજ્યકર્તાઓ તરફથી પણ દાખલ કરવામાં આવતા નથી. જો આવી સ્થિતિ ન હોત તો આ રાજ્યમાં (એટલે આપણું રાજ્ય સ્વતંત્ર હોત તો) રાજાએ પોતેજ એ પ્રશ્નની ચર્ચા સમાજ સમક્ષ ક્યારનીએ મુકી હોત.

ધર્મનું કાર્ય જન્નોતિ—સમાજઉન્નતિનું કાર્ય છે. "यतोऽभ्युदयनिःश्रेय सिद्धि स धर्मः" એટલે જે વડે સમાજની ઉન્નતિ થઇ શકે તેનું નામજ ધર્મ; કારણ કે ધર્મનો હેતુ સઘળા જીવોની ઉન્નતિ માટેજ છે.

" प्रभावार्थाय भूतानां धर्म प्रवचनं कृतम् ।
यःस्यात् प्रभावसयुक्तः यः धर्म इति निश्चयः ॥

પ્રાણીમાત્રમાં સ્ત્રીઓનો પણ સમાવેશ થઇ જાય છે અને તેઓની સ્થિતિની સુધારણા તથા તેમાં યોગ્ય ફેરફારો કરવા એ ધર્મની દ્રષ્ટિએ પણ યોગ્ય છે, અને ધર્મમાન્ય છે. સ્ત્રીઓને સામાન હક્ક આપવા જોઇએ એવો આગ્રહ રાખનારા સુધારકોના સંબંધમાં પણ એટલું તો કહી શકાય એમ છે કે આવી માગણી તદ્દન મૂર્ખાઇ ભરેલી તથા અયોગ્ય છે એમ નથી."अर्धम् वा एप आत्मनो यज्ञादेतः ॥"

[વધુ માટે જુઓ પૃષ ૭૭]



# તારા

લેખક:
રા. રમણિકલાલ જયચંદભાઇ દલાલ
ચિત્રકાર:
રા. કલાકાંત

---

## ૧

નાટ્ય પ્રયોગના છેલ્લા પ્રવેશનો પડદો પડ્યો. તારાદેવી શકુંતલાનું પાત્ર ભજવતી હતી. પ્રેક્ષકો વિચિત્ર માયામાં મુગ્ધ રહ્યા હતા. મહારાજા દુષ્યંતને પાયે પડી તે વીનવતી હતી. એના આક્રંદમાં વિષાદ, પશ્ચાતાપ ને કરુણાકપ્રહારની છાયા તરવરતી હતી—પ્રેક્ષકો એના અભિનય પર આફ્રીન પોકારી રહ્યા હતા. સભ્યતાનું ભાન ભુલી ઉભા થઇ ગયા હતા. કેટલાક તો રંગભૂમિ પર ચઢી આવવા પ્રયત્ન કરી રહ્યા હતા, બીજા તેને તાળીઓના ગડગડાટથી વધાવી લેતા કિલકિલાટ કરતા. કેટલાક તો સ્ટેઇજ ઉપર ચઢી પણ ચુકયા. ચોમેરથી પુષ્પો ને દ્રવ્યનો વરસાદ વરસ્યો હતો. એ અણીની પળે ઉડતા વિમાનમાં પ્રત્યક્ષ થઇ શકુંતલાને લઇ મેનકા ઉડી ન ગઇ હોત તો થોડાક પ્રેક્ષકો તો જરુર ભોંય ભેગા થયા હોત. પડદો પડ્યો કે મેનેજર બહાર આવ્યો. નાટ્ય પ્રયોગની કદર કરવા બદલ તેણે પ્રેક્ષકોનો આભાર માન્યો. બીજે દિવસે પણ એજ પ્રયોગ રજુ કરવામાં આવશે એમ જાહેર કરવામાં આવ્યું. ધમાલીયું વાતાવરણ જરા શાંત પડ્યું. સઘળા ધીમે ધીમે વેરાયા. છતાંએ એક યુવાન બારણા આગળ ઉભો રહ્યો હતો. તે ઉંચો, મજબુત બાંધાનો ને સુંદર હતો, એના મુખારવિંદ પર કોઇ અલૌકિક તેજ ઝળકતું હતું. એક રાજકુમાર શો તે શોભતો હતો.

"તારાદેવીને મળી શકાશે ?" તેણે મેનેજરને પુછ્યું. હવે તે એકલોજ રહ્યો હતો એટલે તેને તેમ કરવાની તક મળી ગઇ.

"અમારે ત્યાં એવો નિયમ નથી" મેનેજરે ધંધાસૂચક નિરપૃહતા દર્શાવી.

"જરા આ ચીઠ્ઠી પહોંચાડશો ?" ફરીથી પેલા યુવાને વીનંતી કરી.

મેનેજરે એક સરખી બેપરવાઇથીજ જવાબ વાળ્યો: "માફ કરો મહેરબાન ! એ પણ અમારા નિયમથી વિરુદ્ધ છે."

પેલો યુવાન નિરાશ થયો. ખિન્ન વદને પગથીઆં ઉતરવા લાગ્યો. બહાર જવાની તૈઆરીમાં હતો ત્યાં મેનેજરે એને બુમ મારી: "જરા ઉભા રહો તો ! મહેરબાન ! તમારું કાર્ડ આપતા જાઓ."

પેલા યુવાને પોતાની નાનકડી ડાયરીનું પાનું ફાડી, ઉપર કંઇક ચીતરી, મેનેજરના હાથમાં મુક્યું.

મેનેજરે એ કાગળના ટુકડા પર નજર નાખી ને વાંચ્યું—

" કુમાર નિર્મલકાંત "

એક ક્ષણમાંજ મેનેજરની સભ્યતાઇ ક્યાંએ ઉડી ગઇ. કુમાર નિર્મલકાંત પાટનગરનો આગેવાન શ્રીમંત હતો; જાણીતો સાહિત્યકાર હતો; નિષ્ણાત સંગીતકાર ને પ્રખર વિદ્વાન હતો. વળી શ્રી ને સરસ્વતીનો સંયોગ હતો: વાર્ષિક આઠેક લાખની આવક હતી. એ ઉદાર સજ્જનના ખહોળા હાથથી અનેક સાર્વજનિક સંસ્થાઓ પોષાતી. એવો મહાન પુરુષ અત્યારે એક સામાન્ય આગન્તુક તરીકે તેની નજર આગળથી સરી જતો હતો પોતાની બેપરવાઇથી મેનેજર પણ લેવાઇ ગયો.

" માફ કરજો, સાહેબ ! " ઘણીજ નમ્રતાથી બોલવા તેણે હીંમત કરી. " હું ઘણોજ દીલગીર છું તમારું કાર્ડ હું હમણાંજ તારાદેવી પાસે લઇ જાઉં છું. "

કુમારે નકાર સુચવી કહ્યું:" રહેવા દો, અત્યારે એમને તસ્દી આપવાની જરુર નથી. અત્યારે એમને આરામની ખાસ જરુર છે. હું આવતી કાલે પાંચ વાગે આવીશ. "

" ના. ના, સાહેબ ! એમને કશીએ અડચણ નહીં પડે." મેનેજરે કહ્યું; " એક પલકમાં પાછો ફરું છું. "

પરંતુ એકવાર ઇચ્છા જણાવી દીધા પછી તેને લાગની પછી તે રુંધી દેવાજ નિર્મલકાંત વધારે આતુર હતો. એટલે સભ્યના મારે તેણે મેનેજરનો આભાર માન્યો, બીજે દિવસે મળવાનો વાયદો કરી તેણે રજા લીધી.

૨

એક રત્નજડિત નેકીકલાક સરંજામવાળા ખંડમાં તારાદેવી એક ટેબલ આગળ વિચારમાં મશગુલ બની બેઠી હતી. આગવી રાત્રિનો આખોએ દેખાવ—એનું ઉજ્વલ વિજયદર્શન—એના કલ્પનાપ્રદેશે ઉપસ્થિત થયો હતો. મનુષ્યજીવનમાં એવા દિવસો વિરલ હોય છે, અનેક પ્રેક્ષકો એનાં દર્શન કરવા કેવા આતુર હતા ? એનો પરિચય પાડવા કેટલાએ મરી પડતા ! કેવાં આંધળીઆં કરી તેઓ રંગભૂમિ તરફ ધસતાં હતા ! એણે કેટલાએનો અનાદર કર્યો હતો. હા ! કેટલાએને ઠોકરે ચઢાવ્યા હતા. પરંતુ એ વિશાળ જનસમૂહમમાં માત્ર એકજ મનુષ્ય અડગ રહી શક્યો હતો. એક અણુમાત્ર પણ ફરકે તેમ નહોતો. એની અલૌકિક શાંતિથી એ અલૌકિકજ ભાસતો. એનાં નયનોમાં કેવો નિર્મલ પ્રેમ પ્રકાશતો હતો ! કેવો દૃઢ નિશ્ચય ભીતરનો હતો ! એનાં નયનબાણ એના હૈયાને વિદારી નાંખતાં જણાયાં હતાં. એ મનુષ્ય ફરી નજરે પડશે કે નહીં ? કેમ કહેવાય ? નસીબ ફરે ને એ ફરી આવે, તો તારા તેને જવાજ નહીં દે.

પછી તે અરીસા તરફ વળી. પરિપૂર્ણ પ્રફુલ્લિત પોયણીશું એનું વદન હતું. હજી હમણાંજ ખીલેલાં આ કુસુમે પાંત્રીસ ગ્રીષ્મના તાપ સહ્યા હતા એમ કોણ કહી શકે? એનું સૌંદર્ય, એની સંસ્કૃતિ ને એનો ઉલ્લાસ કોઇપણ યુવાન પ્રમદાને શરમાવે તેવાં હતાં. એના હૃદયમંદિરે ફરીથી એકવાર તરાએ પ્રણયજ્યોત પ્રકટાવી.

વીસ વર્ષ પહેલાં તારાએ પ્રણયનિરાશા અનુભવેલી. વીસ વર્ષથી તે વૈધવ્યજીવન વ્હાતી રહી હતી. એનું પ્રીતિપાત્ર બનવા અસંખ્ય પ્રણયીઓ એને પાયે પડ્યા હતા; પરંતુ એ તમામની તેણે અવગણના કરી હતી. એમના પ્રેમમાં માયા ને દંભની ગંધ આવતી. પણ આહ ! કપરા પશ્ચિમે મેળવેલો સંયમ આજ હતો ન હતો થઇ ગયો હતો. વીસ વર્ષ પહેલાં પ્રથમજ અનુભવેલી આનંદમયી અનુભવ આજ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૭૮]



તારાદેવી એક ટેબલ આગળ વિચારમાં મશગુલ બની બેઠી હતી.

—તારા: પૃષ્ઠ ૪૦]



"મને પેલે પાર ઉતારીશ ?" તારાએ હાંક મારી.

# દયારામ : ગુજરાતનો પ્રણય-કવિ*


લેખક :
રા. કનૈયાલાલ મા મુનશી
પ્રમુખ, સાહિત્ય સંસદ




સંવત ૧૮૨૩ માં સુરમ્ય રેવાના તટ પર રમણીય ચાદોદમા સાઠોદરા નાગર પ્રભુરામને ઘેર પુત્ર જન્મે છે. આ પુત્ર તે ગુજરાતનો કવિશિરોમણિ થવા સર્જાએલો દયારામ

ભાષાની સંસ્કારિતા, સમૃદ્ધિ કે સંગીતમા, ઊર્મિઓની સચોટતા કે તગવરાટમા, ભાવવૈવિધ્યની રંગબેરંગી ચમકમા, હૃદય ગમ શબ્દમાધુર્યની મોહિનીમાં, પ્રણયના તલસાટની તીવ્રતામાં કોઇ કથનકાર ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં તેને સ્પર્શી શકયો નથી. નરસિંહ મેહેતા શીવાય—અને તે પણ એને નામે ચઢેલી ચાતુરી છત્રીશી કે રાસસહસ્ત્રપદી એના ગણીએ તો—પ્રણયગાન ગાનારો ગુજરાતે એને એકનેજ પેદા કર્યો.

દયારામ ભકત કહેવાય છે પણ તે મદાએ કવિજ છે. તેનાં કાવ્યો ભકિતસાહિત્ય કહેવાય છે, પણ તે માનવ પ્રેમનાં ભકિતસાહિત્યનાં દૃષ્ટાંત છે. જે જમાનામાં ભક્ત કહેવડાવ્યા વગર ઊર્મિઓ દર્શાવાતી નહીં એ જમાનામા એને ભકત થવું પડયું. આ જમાનામાં ભકિતના કૃત્રિમ આડંબરમા છુપાએલા પ્રણયમૂર્તિને ઊર્મિગાન ગાનારા કવિવર તરીકે પીછાણવા જોઇએ.

એ પીછાણમાજ ભકિતસાહિત્ય કેમ ઉદ્ભવે છે તેના ઘણા રહસ્યો સમજાય છે.

દયારામનું વ્યકિતત્વ કલાત્મક હતું. સમાગમમા આવતા કાવ્યમૂર્તિઓનું, તીવ્ર પ્રણયીઓનું વ્યકિતત્વ છુપ્યુ છુપાતું નથી. એમા વૈષ્ણુનો અંશ હોય છે. એમાથી સર્વગ્રાહી સંસ્કારિતાના કિરણો ફુટે છે. માનવતાના બધા ચમકારા એમાંથી ચમકશે એમ થયાં કરે છે,

* નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ : નડીઆદ માટે લખાએલો નિબંધ.

ઊર્મિઓનાં પ્રચંડ તોફાનોના નાદ તેમાંથી સંભળાય છે. વાસ્તવિક ને કાલ્પનિક વિલાસની તે ઝાંખી કરાવે છે. સ્ત્રીઓને અકથ્ય તલસાટથી તે આકર્ષે છે, પુરુષો તેને મનેકમને માગ દે છે. ચંડીદાસ, શેલી, બાયરન, ગેટી, મુસે, કલાપીનું એ વ્યક્તિત્વ. એજ વ્યક્તિત્વ દયારામનું.

ધાટીલું, નાજુક, સુરેખ અંગ, ગૌરવર્ણ, લટકભરી ચાલ, આ એનાં કેટલાંક લક્ષણો. માથાના વાળ રાખનો તે ગોસાંઈજી મહારાજના જેવા ને સુગંધી તેલથી તરબોળ. હોઠ સદાએ તે પાનથી લાલ રાખતો. અને જરુર પડયે ભાંગથી કલ્પના તે પોષતો. તે જમાનામાં બબ્બે ત્રણ ત્રણ રુપીઆ આપી મલમલનાં બંધ બેસતાં અંગરખાં તે કરાવતો અને ગળે ને બાંયે જાળીની કારીગરી રખાવતો, મોટી કોરનું નાગપોરી ધોતીઉં અડધો કલાક ચીપીચીપી તે પહેરતો. અને માથે તાજી ટપકતી કુસુંબી પાઘડી મુકયા વિના બહાર નીકળતો નહીં.

એનો સ્વભાવ તોફાની, ટીખળી ને વખત આવ્યે નફ્ટ; એનો અવાજ મીઠો, સંસ્કારી; એનું સંગીત હૃદયભેદક. સાથે મીજાજ; અને અભિમાનનો પાર નહીં. વડોદરામાં તે સમયે પ્રતાપ પ્રસારી રહેલા ગોપાળદાસે ગણપતિનાં પદો રચવાનું નિમંત્રણ મોકલ્યું. તેણે જવાબ વાળ્યોઃ 'એક વર્યો ગોપીજનવલ્લભ નહીં સ્વામી બીજો... અવર કોઈનું કામ ન મારે, રીજો કે ખીજો.' દરજી તંગ અંગરખો કરી લાવ્યો; સામે કલમદાન ફેંકી. ગોસ્વામીએ અભિમાન દાખવ્યું, તો તેની સામે બારણાં દઈ દીધાં ને તેના દેખતાં કંઠી તોડી નાખી. રતનબાઈની સેવામાં ખામી જણાઈ, તેને ઘર બહાર કરી. એ દીન નરસિંહ નથી, ત્યાગી ચૈતન્ય નથી, માનવ ગામાં મસ્ત પ્રભુથી છે. એ નરસિંહ ને મીરાની માફક વિરહિણી સખી નથી, પણ મધ્યકાલનો છેલછબીલો વરણાગીઓ નટવર નાવલીઓ છે. ડભોઈ, ચાંદોદ, વડોદરા—આખા ગુર્જરાતની જનતા તેની પાછળ ઘેલી થાય છે. એ મસ્ત કવિ છે—દીન ભક્ત નથી.

જેમ ત્યાગને અને એને વેર છે તેમ શુષ્કતાને પણ એ જીવનમાં આણી શકતો નથી. બધા સંસ્કાર સમૃદ્ધ કરે ને રસિકતા પોષે એવા એણે અનુભવો આદર્યા છે. એ સાઠોદરી નાગર, અને ચાંદોદ જેવા યાત્રાસ્થળનો રહેવાસી છે. એ પંડિતો, ભટજીઓ ને સ્વામીઓનો સમાગમ સેવે છે. એ અનેક વાર શ્રી નાથજી જઈ આવ્યો. સંસ્કારના સંરક્ષક થઈ પડેલા વૈષ્ણવ મહારાજનો માનીતો થઈ પડયો; ને તેમના આશ્રય નીચે રસિકતા કેળવતા અનેક કવિ અને પંડિત જોડે રસાકસીમાં ઉતર્યો. એણે ગોકુળ, મથુરાં, વૃંદાવન, કાશીથી રામેશ્વર સુધી જાત્રાએ કરી. હીંદી, વ્રજ ને સંસ્કૃત સાહિત્યની બને તેટલી—તે સમયને માટે ઘણી—સમૃદ્ધિ લુંટી. ભાલણ, નરસિંહ ને પ્રેમાનંદને પોતાના કર્યા. સો વર્ષ પહેલાં—ટ્રેનના જમાના પહેલાં—હીંદમાં કે યુરોપમાં આથી વધારે સંસ્કારિતા પર્યટનથી કે સાહિત્યમંથનથી કેટલાને મળવી શકય હતી ?

તે જમાનામાં આવા વ્યક્તિત્વને સંસ્કારિતાને માટે જીવનમાં ઝાઝો અવકાશ નહોતો. ખટપટી રાજ્યદરબારમાં તેને માટે સ્થાન નહોતું. સંસારમાં સામાન્ય ધંધો કરી તે કીર્તિ કે ધન મેળવી શકે એમ નહોતું. તેને માટે એકજ માર્ગ હતો—ભક્ત થવાનો. તે માર્ગે રસ કેળવાતો, હૃદયની સંસ્કારતા ને ઊર્મિઓ નીડરપણે વ્યક્ત કરાતી. ભક્તમંડળ ભેગું થતું, પ્રતિષ્ઠા મળતી, જોઈતા પૈસા મળતા, રાજા ને ધર્મગુરુઓનો આદર મળતો, સમાજના જુલમથી પર જવાતું. ભક્તને બંધન નહોતાં, ભક્તને માટે બધાં દ્વાર ઉઘડતાં. પ્રેમલક્ષણા ભક્તિ એ રસિક જીવનો

મોક્ષમાર્ગ પરલોકમાં હોય કે ન હોય, પણ આ લોકમાં તો હતોજ. દયારામ ભક્ત થયો.

તેણે ભક્તિની પ્રણાલિકા સેવવા માંડી. મનુષ્યસ્વભાવ વિચિત્ર છે; જે માનવા ઇચ્છે છે તે એ માને છે. દયારામ પોતાને ભકત માનવા લાગ્યો, ભકતની વાણી બોલવા લાગ્યો, સખીભાવ કેળવવા લાગ્યો.

એક વર્યો ગોપીજનવલ્લભ નહીં સ્વામી બીજો

× × ×

આ શામળીઆ સાથે મારો નેહ લાગ્યો રે

આ પાતળીઆ સાથે મારો નેહ લાગ્યો રે

સાથે સાથે પ્રેમભક્તિની શાસ્ત્રીય મહત્તા પણ પ્રતિપાદન કરવા લાગ્યો,

જપું નહી અજપા રે જાપને, ન ગમે સુણવો અનહદ વાદ
યજ્ઞ સમાધિ રે ના ગમે, ના ગમે સ્વરગ મુક્તિના સ્વાદ
અન્ય ઉપાસના રે ના ગમે, વિના એક પુરણ પુરુષોત્તમ
ફીકાં લાગે રે, સાધન સહુ, પરી મુજને પ્રેમભક્તિમાં ગંમ

× × ×

ગોપી ગોવિંદની ગત ન્યારી, શું જાણે સંસારી રે

પણ આ બધામાં શુદ્ધ ભક્તિનો ધ્વનિ નથી. શુદ્ધ ભકત પોતે સખીભાવ કેળવે છે; સજીવ સ્ત્રી તરફ અણગમો કેળવે છે; વિજાતિને યોગ્ય એવો પ્રણય કાલ્પનિક પ્રભુ પર ઢાલવે છે. નરસિંહ મહેતો કાલ્પનિક રાધાને પૂજ્ય લેખે પણ સ્ત્રીને જંજાળ લેખે છે; ચૈતન્ય પોતે રાધાભાવ અનુભવે છે, પણ ખરી સ્ત્રી તરફ દૃષ્ટિ કરતો નથી. ભક્તિ એટલે પ્રણયને તેનાં સ્વાભાવિક પાત્ર સ્ત્રી પરથી લઇ લઇ કાલ્પનિક પ્રભુ પર ઉવેવવાથી તેનું થએલું પરિવર્તન. દયારામ માનવી છે—ભકત નથી; તે પ્રણયને તેનાં સ્વભાવિક વિષય પરથી ખસેડી શકતો નથી. ભકતોની વાણીને વશ થઇ તેને ખસેડવાના પ્રયત્ન કરે છે, પણ સફળ થતો નથી. તે મૃત્યુના પયંગંબરોની વાણી ઉચ્ચારે છે:

જે કોઇ જન કલ્યાણ ચાહો તે સ્ત્રીની સંગત તજજોરે,
દુઃખ દરીયો પાપપુતળી, શાણા સમઝી ભજજો રે.
જડ જુઠી નિર્દય લોભણી, ગંદી છળ રચનારી રે,
સાહસ કરતી નીચ હઠીલી, સદા કાળ સહુ નારી રે,

× × ×

પણ આ અણગમો કાલ્પનિક પ્રભુના પ્રણયમાં મસ્ત ભકતનો નથી, અનુભવ તૃપ્ત લહેરીનો છે.

અફીણ ને અબળા બે સરખાં, ગળે પડયાં ન છુટે રે;

× × ×

મન તો ભ્રષ્ટ આખી વિશ્વનું રે,
પણ તનથી ન રહેવું સ્ત્રીની પાસ

× × ×

દયા જગતમાં એહ બચે જેનો કર ગ્રહે નંદકિશોર.

દયારામ લંપટ હતો એમ ગુજરાતમાં માન્યતા છે. ગોવર્ધનરામ તેનું એ લક્ષણ કોરે મુકે છે. રા. જગજીવન મોદી એના તરફ સમદૃષ્ટિ દાખવે છે. રા. શંકરલાલ રાવલ તેને છાવરવા ભગીરથ પ્રયત્ન કરે છે. સદગત મહાત્માની નિર્બલતાની તુલના કરવા સાહિત્યવિવેચકે ન્યાયાસને ચઢવું એ અવાસ્તવિક છે; એ નીતિની દૃષ્ટિએ નિર્બલતા અક્ષમ્ય હોય તોએ. તેના વ્યકિતત્વ અને વિકાસને, તેના કથન અને કર્તવ્યને તેણે કેવો રંગ આપ્યો એની નોંધ લેવી એ ચરિત્રકારનું કર્તવ્ય છે. દયારામનું આ લક્ષણ એની મૌલિક અને અનિયંત્રિત પ્રચંડ માનવતાનો સંયોગવશાત અનાદરણીય થઇ પડેલો માત્ર આવિર્ભાવ છે. સેફોથી શેલી સુધી, ચંડીદાસથી નર્મદ ને કલાપી સુધી અનેક કવિઓને માથે કલંક ચઢયું છે—ખરી રીતે કે ખોટી રીતે. કવિ હૃદય એટલે માનવતાનો ઉકળતો જ્વાલામુખી. સામાન્ય હૃદયમાં જ્યાં શાંત ને સ્થિર ભૂતલ હોય ત્યાં એ હૃદયમાં ભભુકતા લાવાની ભમરીઓ ફરે છે. જ્યારે સામાન્ય જમીન ડોલે પણ નહીં, ત્યારે વીસુવીઅસમાં ધકધકતા ગંધકનાં કડાયાં ઉકળે છે. જે કવિતા આપણે રસથી વાંચીએ છીએ તે ઉકળતા રસના-તરંગો છે; સ્થિર સહારાની ધુળ નથી.

લાલસા અને પ્રણયમાં પરિણમતી પોતાની વૃત્તિને દયારામ તેના સ્વાભાવિક ક્ષેત્ર–સ્ત્રી-માંથી ખસેડી લઈ જઈ શકયો નથી. જે વૃત્તિ ભકતજીવનમાં કલંક હતી તે કવિજીવનની પોષક બની. ગરબીઘેલી સ્ત્રીઓનું એને આકર્ષણ હતું. રતન સોનારણ તેને પરભવની પોતાની સ્ત્રી દેખાઇ. અને તેને તેણે પોતાના ઘરમાં રાખી. સોનારણ શ્રી ગોપાળ ભજતાં અંતરાયરૂપ બનેલી 'જંજાળ' નહોતી; પૂર્વ જન્મની પ્રીતની અધિકારી હતી. ગોસ્વામી મહારાજ પાસે તે આશીર્વાદ પામ્યો. "તમારા બંનેનો મેળાપ પાછો સો વર્ષે થશે". દયારામ શ્રદ્ધાળુ હીંદુની દૃષ્ટિએ એ પ્રણયસંબંધને આધ્યાત્મિક સ્વરૂપ આપે છે."અમારે ને એને પૂર્વ જન્મનો સંબંધ ન હોત તો એ શ્રીમાળી સોનીની જાત ને વળી બાળ રાંડ અને અમે નાગર બ્રાહ્મણ. અમારો ને એનો યોગ શી રીતે થાય ?"[1] કેટલાંએ વર્ષો એમનો સંબંધ રહ્યો.

દયારામનું ચરિત્ર ને કૃતિ આમ ભકતની મનોદશા-ભક્ત નરસિંહ ને પ્રણયી દયારામ વચ્ચેનો ભેદ દર્શાવતી સ્પષ્ટ મનોદશા–સમજાવે છે. વૈદિક ઋષિ ઇશ્વરને પૂજ્ય ભાવનું, ને સ્ત્રીને પ્રણયનું ક્ષેત્ર ગણતા. એ સ્વાભાવિક ભેદ દૂર થતાં, સ્ત્રીનું સ્થાન અધમ થતાં, ઇશ્વર પ્રણયનું–એટલે ભકિતનું, અને સ્ત્રી તિરસ્કારનું ક્ષેત્ર થયાં, આ અસ્વાભાવિક આરોપણ ચૈતન્યાદિ અનેક ભકતોમાં પરાકાષ્ઠાએ પહોંચ્યું: સ્ત્રીથી વિમુખ તપસ્વી, સ્ત્રી બની કાલ્પનિક પ્રભુ જોડે વિહાર કરવા બેઠો! દયારામ આ અસ્વાભાવિકતા સિદ્ધ કરી ન શકયો; પ્રણયને તેના યોગ્ય ક્ષેત્રમાં રાખી રહ્યો—તેને 'ભકિત' કહી રહ્યો ને પ્રણયજન્ય ઊર્મિગીતો લખતો ગયો. દયારામમાં જ્ઞાન નહોતું, તપશ્ચર્યા ન હોતી; એની ભકિતઘેલછા એવી નહોતી કે કાલ્પનિક પ્રભુ સાથે એ વિહાર કરી શકે. એટલે શુદ્ધ ભકિત ઉદ્ભવે તે માટે એની પાસે કૈં સામગ્રી નહોતી. પણ જમાનો એવો નહોતો કે માનવપ્રેમને એ માનવપ્રેમજ કહી પ્રગટ કરી શકે.

દયારામને નરસિંહનાં કાવ્યોની તુલના આ સ્પષ્ટ કરશે મહેતાનું દૈન્ય દયારામમાં નથી. મહેતામાં કૃષ્ણદર્શનનો તલસાટ છે, દયારામમાં ભાવ–કથનનીજ ઇચ્છા છે. દુઃખ કે તપશ્ચર્યા કે વૈરાગ્યના અગ્નિમાં તપી માનવ ઊર્મિઓ ભકિતમાં પરિવર્તન પામે છે, તે દુઃખ અનુભવવા જેવી દયારામની પરિસ્થિતિ નહોતી, ને તપશ્ચર્યા કરવા જેટલી દૃઢતા નહોતી, ને વૈરાગ્ય હૃદયમાં ઉતારવાની શક્તિ ને સંસ્કાર નહોતાં.

શ્યામ રંગે સમીપે નવ જાવું, મારે આજ થકી.

આવા કેટલાક અપૂર્વ શબ્દોની યોજના એની પંકિતઓને અમર કરી રહી છે.

અપૂર્વ ઊર્મિગીત માટે અનુભવ પણ અપૂર્વ જોઇએ–એટલે કે (૧) તીવ્રતમ, (૨) જેનો સર્વ રસ સંપૂર્ણ રીતે ભોગવાતો હોય તેવો; અને (૩) જેનાથી સરસ અનુભવ અશક્ય હોય તેવો તે હોવો જોઇએ.

નીચેની પંકિતમાં તીવ્રતમ ભાવાનુભવ છે.

હું શું જાણું જે વહાલે મુજમાં શું દીઠું,<br>
વારે વારે સામું ભાળે સુખ લાગે મીઠું.<br>
× × ×<br>
મુને એકલડી દેખી ત્યાં મારે પાવળે લાગે,<br>
રંક થઈ કાંઇ કાંઈ મારે પાસે માગે.

અને અનુભવની અપૂર્વતાનાં દૃષ્ટાંત પણ સ્થળે સ્થળે મળે છે.

વાંકુ મા જોરો વરણાગીઆ,<br>
જોતાં કાળજમાં કાંઈ થાય છે રે.<br>
અણિયાળી આંખે વાલમ પ્રાણ મારો ત્રોયો છે,<br>
મોહન મુખડું જોઇ મનડું મોહાય છે રે.<br>
નખશીખ લગી રૂપરસિક મધુર મનોહર,<br>
જ્યાં જોઇએ ત્યાં આંખ ઠરી જાય છે રે.

[1] ભોગી હત દયારામ.

જે સ્ત્રી પતિને શોકમાં, પુસ્તકમાં, કામમાં, પરોવાએલો જોઇ જળતી હોય તેના અનુભવની સંપૂર્ણતા નીચેની ગરબી શીવાય ક્યાં મળે છે ?

માનીતી તું છે મોહનતણી હો વાંસલડી રે,
તુને વાહાલમ કરે છે ઘણું વહાલ રે હો વાંસલડી.
મીઠો આવડો શો સોહોર મોહ્યો નંદનો કિશોર,
તારું આવડું શું જોર, શું કાળજું મા કોર રે.
હો વાંસલડી.

પીએ અધરામૃત પીયુ તણું તું વાંસલડી રે,
હમારે શોક્ય સરીખું તું સાલરે. હો વાંસલડી
વાજી વાજીને વિહ્વલ કર્યાં હો વાંસલડી,
તું તો પીડે હમારા પ્રાણરે. હો વાંસલડી
સુણતાં પડે છે હૃદે સાસરાં હો વાંસલડી,
તારા ટહુકારાથી મોહબાણ રે હો વાંસલડી.
ઝેર ઘણું છે તારી ઝપટમાં હો વાંસલડી,
ભલાં તુંથી ભાલા તરવારરે હો વાંસલડી.
એકી વારે તું હણી નાખતી હો વાંસલડી,
આ શું ડી થોડે થોડે મા માર રે હો વાંસલડી.
પતિવ્રતાનાં પણ મુકાવ્યા હો વાંસલડી,
તે તો છોડાવિયા સતીઓનાં સાતરે હો વાંસલડી.
વનવન કુંજકુંજ ફેરવ્યાં તેં વાંસલડી,
તે તો સહુની કરી છે એવી ગત્ય રે હો વાંસલડી.
ગરજે ગુમાનભરી આવડી હો વાંસલડી,
તું તો જોની વિચારી તારી જાત રે હો વાંસલડી.
જોતાં તું કાષ્ઠ કેરો કરકડો હો વાંસલડી,
તુને આજ મળી છે ઠકરાત રે હો વાંસલડી.

વળી એક વિશુધ્ધ અનુભવનું સરસ કથન લઈએ.

નંદનંદન અલબેલડારે એનાં વહાલાં લાગે છે વેણ,
સાંભળ સહી મારી,
મેતું કીધું ગોકુળિયું રે એના કામણગારાં નેણ,
સાંભળ સહી મારી.
નટવર સુંદર શામળો રે, મનગમતો મોહનલાલ,
હૃદયા સરસો લેઈ લપટાવું મુને એવું લાગે છે વહાલ.

હોંસીલી પ્રિયતમાના કોડભર્યા નિમંત્રણમાં રહેલી ઊર્મિનો અનુભવ જેવો આ ગરબીમાં છે તેવો બીજે મળવો મુશ્કેલ છે.

મોહોલે પધારો મારા રાજ,
માણીગર મોહોલે પધારો.
વહાલ વધારો વ્રજરાજ,
માણીગર મોહોલે પધારો.
કરી રાખી છે એકઠી, ઘણા દિવસની છે ગોઠ;
રાજ મળે તો કીજીએ, આવી રહી છે મારી હોઠ.
× × ×

હું સરખી બહુ આપને, મારે તો એક આપ;
રહેવાતું નથી રાજવણ, કોને કહું પરિતાપ.

દયારામની ગરબીઓનું ડોલન પણ અદ્‌ભુત છે. જે તીવ્ર અનુભવથી ઝરતા આનંદમાં અકથ્ય સરસતા જડે છે તે સાહિત્યમાં અપૂર્વ શબ્દોના ડોલનથીજ પ્રગટે એ—ડોલન, ગેયતા નહીં. સંગીતથી થતો આનંદ શબ્દડોલનથી થતા આનંદથી જુદો છે. એક નાદસંવાદ કે માધુર્યનું અંગ છે; બીજું શબ્દ ને અર્થનાં એકીકરણથી, અપૂર્વતા પ્રગટાવવા આરોહ્યું ડોલન—એ સાહિત્યનું અંગ છે. ગરબીઓ—અર્વાચીન સ્ત્રીઓની ઉસ્તાદી સંગીત ભરી કહેવાતી ગરબીઓ શીવાયની—ડોલનાત્મક છે; અને દયારામને એ ડોલનની અપૂર્વતામાં કોણ સ્પર્શી શક્યું છે?

નેહ નચાવતા નંદના કુંવર પાધરે પંથે જા
× × ×

ગરબે રમવાને ગોરી નીસર્યાં રે
રાધિકા રંગીલી અભિરામ મજવાસણી રે લોલ.

અને દયારામનાં ઊર્મિગીતોમાં સર્વ હૃદયો સ્પર્શે એવી ખુબી છે. એક વિશુદ્ધ અનુભવની સરલતા દરેક હૃદયમાં ઝણઝણાટ પ્રગટાવે છે, અને એ ઝણઝણાટ પેદા કરવાનું લક્ષણજ ઊર્મિગીત રચનારને અમર કવિઓમાં સ્થાન આપે છે. દયારામનું ભક્ત કવિઓમાં સ્થાન નથી, પ્રણયના અમર કવિઓમાં છે.





# મારી હૃદયોર્મિ

લેખક :
રા. વિરંચી કે. દવે

[ આ કાવ્ય 'ગુ જ રા ત' માં પ્રસિદ્ધ કરવા અમને મળ્યું, ત્યારે મળેલા લેખો વીશે અમારો સામાન્ય ધર્મ છે તે પ્રમાણે અમે તે પ્રથમ વાંચી જોયું. વાંચતાં, અને વાંચ્યા પછી પણ, અમારાથી તે ન સમજાયું. આથી, એ કાવ્ય અસ્પષ્ટ હોવાથી અમે તે નહીં છાપી શકીએ, એવી મતલબનું અમે તેના કવિને લખી જણાવ્યું. તે ઉપરથી એના કવિએ પોતાના કાવ્યનો ખુલાસો અમને લખી જણાવી, એ ખુલાસા પછી અમારાથી એ કાવ્ય સમજાય તો, પ્રસિદ્ધ કરવા વીનંતી કરી.

પ્રસ્તુત કાવ્ય આ યુગનું લાક્ષણિક કાવ્ય છે—અસ્પષ્ટતાના વિષયમાં; તેમજ અમને જે અસ્પષ્ટ લાગ્યું તે બીજા ઘણાને પણ લાગશે, એમ ધારીને પોતાના કાવ્ય સાથે પોતે લખેલી સમજુતી છાપવાની વર્તમાન યુગના કવિકુલે પ્રચલિત કરેલી પ્રથા અમે પણ અહીં અનુસરીએ છીએ.

અતિ પરિશ્રમ પછી પરવાનગી આપી કવિએ પોતાનો ખુલાસાનો પત્ર અહીં ઉતારવા અમને ભાગ્યશાળી કર્યાં છે, તે બદલ અમને તેમજ અમારા વાચકો તેમના ઋણી થયા છીએ.

—ઉપતંત્રી.]

(રાગ : ઉપજાતિ—વસંતતિલકા.)

એકાંત છે જીવન-આશ સર્વે.
વાંછા ઉરે કલ્પલતાની ઝુલે,
વિરંચી એ જીવન-ભાવ પુરે,
ઉગ્યું હવે હૃદયની રસચંદ્રિકાયે.
સામ્રાજ્ય સાચું મનપંખીડાનું,
સોંપ્યો મને અક્ષયી આપનારું,

૨

સામ્રાજ્ય=રાજ્ય, આત્મશક્તિ

સાચું=ઇષ્ટ, સત્ય.

મન } મન એ પંખી છે. એ કલ્પનામાં એમ માની શકાય છે. આત્માનું રાજ્ય=
પંખીડાનું } આત્મબળ ઉપર કહેલું મારા આત્માનું ઇષ્ટ આત્મબળ (અહીં અર્થ
અધુરો રહે છે,

૨ સૌખ્ય } મને અક્ષયી આપનારું=( સુખ ઉપરથી નામ ) સુખો માગ અંતરાત્માને
મને } ચિરકાળ સુધી ટકે તેવું, કાયમનું આપનારું.
અક્ષય }
આપનારું } (મને) અંતરાત્માને કાયમનાં સુખો આપનાર નીવડો.

રંગો } જીવનભાવો, જીવન પરો.
દિસે } દેખાય છે, દૃષ્ટિગોચર થાય છે.
સૂર્યથી } તેજથી, જ્ઞાનથી.
અર્થપૂર્ણ } પરિપૂર્ણ અર્થવાળા, સંપૂર્ણ અર્થસૂચક.

જીવનમાં શાંતિમય જીંદગી વ્યતીત કરવાથી મારા જીવન પરો જ્ઞાનના પ્રભાવથી સંપૂર્ણ અર્થ સૂચક હોય એમ દૃષ્ટિગોચર થાય છે,

૪ ( અહીં રાગ બદલાયો પૂર્વોક્ત પેઠે )

થાજો } પ્રભુને યાચના એ છે કે આશ પુરી કરો.
મૃદુ } કોમળ.
હૃદયની } જીવનની, માણસના હૃદયની
રસઉર્મિ } ઇષ્ટ અભિલાષાઓ.
પૂર્ણ } પરિપૂર્ણ. fullfilled.

૪ પૂર્વોક્ત કોમળ હૃદયની ઇષ્ટ અભિલાષાઓ હે વિભુ હવે તું (fullfilled) પરિપૂર્ણ કરજે અને મોક્ષસાધાન સુલભ કરજે. આ અર્થ છે.





સ્વ રમણભાઈ નીલકંઠ

ગત સાહિત્ય પરિષદના પ્રમુખ

# સાહિત્ય  પરિષદ

લેખક :
રા. સયુજ્જ

પ્રિય બહેન સલિલા !

હા, સાહિત્ય પરિષદ આ માર્ગેક હારી પુનેમે નડીઆદમાં ભરાશે; અને તેમાં અમે બંને જણ જનાર છીએ. તું આવે તો ? તેં તો એક પણ સાહિત્ય પરિષદ જોઇ નથી એટલે તને એમાં અવશ્ય રસ પડશે.

ખરેખર, સાહિત્ય પરિષદને ઘણા લોક 'લાંબી ટુંકી ઇ ઉ' કે 'કાનામાત્ર પરિષદ' કહે છે. ... કેટલાક તેને 'રાક્ષસ પરિષદ'... વગેરે પણ કહે છે... પરંતુ આ બધી ઢાલની બીજી બાજુ. હું એને હળવી બાજુ કહું છું.

સાહિત્ય પરિષદ સ્થાપવાનો યશ સ્વ. રણજીતરામને મળે છે. જો કે, અમદાવાદના મારા એક મિત્ર જે પોતાને 'રેવા પુત્ર' કહેવરાવે છે એ બધાને મનાવવા મથે છે કે સાહિત્ય પરિષદના સંબંધી બધા વિચારો સૌથી પહેલા એમને ઉદ્ભવેલા. રણજીતરામને એમણે એ વિચારો જણાવ્યા ને એ સંસ્થા એમણે ઝપ દઇને સ્થાપી દીધી:..બીચારા એમને તક ન સાંપડી, સંગોગો સાનુકૂળ ન નીવડયા અને વખતે વધારે વિચારણાને અંતેજ કાર્યારંભ કરવો એમ પણ હોય...અને શું શું ન હોય ! ...એટલે એ બીચારા નાના માણસ રહી ગયા... મને તો એમજ થાય છે કે કીર્તિસુંદરીને બદલે...સુંદરી એમને ન વર્યાં હોત તો બીચારાને કેટલો આઘાત થાત !

......ને અત્યારે રણજીતરામ જીવતા નથી એટલે અગ્નિ પ્રવેશ કરી સત્યં શોધવાનું બીડું પણ કોની આગળ ધરવું ?

પરિષદ મેળવવી પણ મળ્યા પછી શું કાર્ય કરવું જોઇએ એ એક ખરેખર મહા પ્રશ્ન છે. માત્ર નિબંધોજ વાંચવા કે સાહિત્યના બધા 'ઇંદ્રો'નો મેળો ભરવો ને જ્યાં મેળો ભરાયો હોય ત્યાંનાં પુરજનોને દર્શન કરાવી કૃતકૃત્યતા અનુભવવી ? પરિષદના કેટલાક કાર્યકર્તાઓની કલ્પનામાં કદાચ, કાર્યની રૂપરેખા હશે, પરંતુ તે સમજી કે સમજાવી ન શકાય તેવીએ હોય; એને કેમ સાકાર કરી શકાય તે પણ કોયડો હોય.

પરંતુ એટલું તો ખરૂંજ કે પરિષદ ત્રણ દિવસ મળે, નિબંધો વંચાય અને સાક્ષરોના મેળો થાય એ કાર્ય હવે બંધ થવુંજ જોઇએ.

પરિષદ મળે ત્યારે એમાં વર્ષભરના કાર્યક્રમનો વિચાર થવો જોઇએ. અમલમાં મુકાએલા કાર્યક્રમની સમાલોચના થાય અને વધુ સુધારા વધારા માટે વિચાર થવો જોઇએ.

કોઇને પણ થશે કે સાહિત્ય પરિષદ એ કંઇ રાજકીય પરિષદ નથી. એટલે તેની સમક્ષ શો કાર્યક્રમ મુકવો ? ત્યાં તો માત્ર 'જ્ઞાનામૃત'



રણજીતરામ વાવાભાઈ મહેતા.

ભોજન"જ પીરસાવું જોઇએ. પરંતુ આમાં મને લાગે છે કે આપણે નીચેનો કાર્યક્રમ મુકી શકીએ.

ગુજરાતભરમાં ઉત્પન્ન થતા સાહિત્ય વીશે સાંગોપાંગ ખબરો જનતાને મળે, તેની ચર્ચા થાય એ માટે એક પ્રકાશન ખાતું ખોલવું જોઇએ.

આખા વર્ષનાં ભાષણોનો એક કાર્યક્રમ નક્કી કરવો. અને આખુ, પાટણ ને દ્વારકાંથી માંડી છેક મુંબાઇ સુધીના જુદા જુદા તાલુકા-

ઓમાં ને તેમનાં મુખ્ય મુખ્ય મથકોમાં જુદા જુદા વક્તાઓ જુદા જુદા વિષયો ઉપર વ્યાખ્યાનો આપે.

આ પ્રમાણે થાય તો સાહિત્ય પરિષદ આમવર્ગની અને ગુજરાતી જનતાની સાચી પ્રતિનિધિ સંસ્થા બની શકે.

સારા સારા લેખકોની કૃતિઓ કે જે પ્રજાના ઘડતરમાં અવશ્ય મોટો હીસ્સો આપી શકે તેવી હોય તે કૃતિઓ પ્રસિદ્ધ કરી છુટથી જનતામાં વહેંચાય તેમ થવું જોઇએ.

આમાં એક ભય છે. મામા માશીનાનું અને કાકા ફોઇનાનું સાહિત્ય ચુંટાઇ જવાનો ભય છે. કેટલાકને પોતાનું કે અમુક નામાંકિત પુરુષનું સાહિત્ય યોગ્ય લાગશે. તારી ભાભી લેખક કે કવિ નથી એટલે તેને તો મારા તરફજ પક્ષપાત છે... મને મારા 'બાપા' એ લખ્યું છે તેજ ઉત્કૃષ્ટ ને ચિરંજીવ સાહિત્ય લાગશે. બીજાએ લખ્યું છે તે લખ્યુંજ નથી અથવા લખ્યું છે તો ઠીક છે એમ લાગશે... પરંતુ એમાં એક ધોરણ સ્વીકારવું જોઇએ. આ સમિતિમાં એવા સભ્યો મુકવા જોઇએ કે જે અન્યથી અંજાય નહીં તેને પોતાનું વ્યક્તિત્વ સાચવી સ્પષ્ટ વક્તા થઇ નિષ્પક્ષપાતપણે કાર્ય કરી શકે.

કહે છે કે રશીઆના પ્રજાકીય રાજ્યમાં સાહિત્ય ને કળાના વિભાગના એક ખાસ પ્રધાન ચુંટી કાઢવામાં આવ્યા છે. એ સંસ્થા સાહિત્ય, કળા ને રંગભૂમિ ઉપર અંકુશ રાખે છે. પ્રજાના ઘડતરમાં-પ્રજાએ જે આદર્શ સ્વીકાર્યો છે તેમાં, અનુપૂર્તિરૂપ ન હોય તેવા સાહિત્ય કે સંગીતને નૃત્ય કે નાટકને, ચિત્ર કે ચિત્રપટને કશાને ત્યાં સ્થાન હોતુંજ નથી.

આપણું સ્વતંત્ર રાજ્ય નથી અથવા આપણું પ્રજાકીય વ્યક્તિત્વ સંપૂર્ણ રીતે ન ઘડાય ત્યાં સુધી આ અંકુશ આપણે ન વાપરી શકીએ એ એક દલીલ છે; પરંતુ સાહિત્ય પરિષદની સંસ્થાને આપણે મહાસભા જેટલી લોકપ્રિય બનાવીએ, તો કેટલેક અંશે આપણે આ કરી શકીએ તેમ છીએ.

જેમ સમાજ સુધારણામાં આપણે આપણા જોર ઉપર ઉભા રહી પ્રજામન



શ્રી. હીરાલાલ પારેખ.



સ્વ. મનહરરામ મહેતા.

કેળવતાં કેળવતાં જેટલો ઉત્કર્ષ સાધી શકાય તેટલો સાધવાનો છે તેમજ અહીં પણ છે.

સાહિત્ય પરિષદની સમિતિઓ ગામડે ગામડે સ્થાપવી જોઇએ. ગામડાનાં લોક આગળ લોક સાહિત્યદ્વારા તેમજ બીજી રીતે અક્ષરજ્ઞાન અને સામાન્ય જ્ઞાનનો પ્રચાર કરવો જોઇએ.

અને આ માટે પુસ્તકાલયની મદદ અતિ આવશ્યક છે. શબ્દબ્રહ્મના ઉપાસક હોય એવાં સ્વયંસેવકોની ટુકડીઓ ઉભી કરવી; એના દ્વારા લોકભોગ્ય હોય તેવું બધું સાહિત્ય ગામડાં-માં વહેંચાવવું અને વંચાવવું જોઇએ.

આ થાય ત્યારે પ્રેમાનંદ ભટ અને શામળ-ની જુની લોકસંસ્થાઓનો માણભટ અને ભજન મંડળીઓની સંસ્થાને, દક્ષિણમાંથી પગપેસારો કરતી હરદાસની સંસ્થાને આપણે પુનર્જીવન આપવું પડશે.

કેળવાએલા સ્નાતકો જેમને હૈયે ગામડાં દ્વારા દેશસેવા કરવાની ધગશ નિરંતર પ્રજ્વલિત છેઃ જેણે શબ્દબ્રહ્મની ઉપાસના આરાધી છે તેવા સ્વયંસેવકો આ સંસ્થાને અમૃતસંજીવિની આપી શકશે. અને ત્યારેજ 'કાસીયાનું સાહિત્ય' આપણે ઉત્પન્ન કરી શકશું; ત્યારેજ આપણા સાહિત્યમાં આપણે માનવતાના આદર્શો, અને માનવતામાં સાહિત્યના આદર્શો, વ્યક્ત થએલા જોઇ શકીશું.

સાહિત્ય પરિષદ સમક્ષ પાઠ્ય પુસ્તકો તૈયાર કરાવવાનું કામ પડ્યું છે; શબ્દકોષ અને વિશ્વકોષનું કામ ઉભુંજ છે.

સાહિત્ય પરિષદે માત્ર જોડણીનાં પ્રશ્નોનોજ વિચાર કરવાનો નથી; અથવા તો પરિષદ મંડળ અને અધિકારી મંડળની સત્તાઓ માટે કે બંધારણ માટે લડાલડ કરવામાં શક્તિ અને સમયનો વ્યય કરવો એ બધાં મારે મન ગૌણ પ્રશ્નો છેઃ કાર્ય ન કરવાની મનોદશાના સૂચક છે.

ગઇ પરિષદે 'સાહિત્ય પ્રચારના શ્રેષ્ઠ સાધન તરીકે પુસ્તકાલય સિદ્ધ થઇ ગએલું હોવાથી તેની ગુજરાતને ગામડે ગામડે સ્થાપના કરવા સંબંધી ઠરાવ કર્યો હતો. આ ઠરાવને અમલમાં મુકવા જોઇતા પ્રયત્નો થયા નથી. એ ઠરાવ આ વર્ષે અમલમાં મુકાશે ? સાધનોનો અભાવ નથી, કાર્ય કરનાર સેવાભાવી સ્વયંસેવકો પણ ગુજરાતને ગામડે ગામડે પડ્યા છે, માત્ર એ સર્વ સાધનોનો ઉપયોગ કરનાર જોઇએ છે.

ગુજરાતી અક્ય સાધી શકે, આપણી પ્રાચીન ગુજરાતી સંસ્કૃતિ સાથે પરરાષ્ટ્રની સંસ્કૃતિનાં મંથન ને ઘર્ષણથી નિત્ય

નવી થવા મથતી સંસ્કૃતિને સર્જાવવા, પ્રાંતીય અને પ્રજાકીય અસ્મિતાને જાગ્રત કરે એવી એક ગુજરાતી વિદ્યાપીઠની આવશ્યકતા તો પરિષદે વર્ષો થયાં સ્વીકારી છે; અને પરિષદ મંડળે ગયે વર્ષે જ આ બાબતમાં ઠરાવ કર્યો છે.

મારી દૃઢ માન્યતા છે કે આવી વિદ્યાપીઠની અતિ આવશ્યકતા છેજ. ગુજરાતમાં પ્રજાકીય ભાવનાને પોષતી એક વિદ્યાપીઠ તો છેજ. એ વિદ્યાપીઠ કેવા સંજોગોમાં જન્મી છે તે જોવાનું નથી. માત્ર એ વિદ્યાપીઠ ગુજરાતની ગુજરાતી વિદ્યાપીઠ યથાર્થ રીતે બને તે માટે સૌએ પ્રયત્ન કરવાનો છે. હા, અહીં મતભેદ પડશેઃ વિદ્યા શાના અર્થે ? માત્ર સંસ્કાર અર્થે કે દ્રવ્યોપાર્જન અર્થે હોવી જોઈએ એ પ્રશ્ન વીચારવાનો છે. પરંતુ આ વિચારએ અત્યારે બાજુએ મુકીએ તો ચાલી શકશે. આ વિદ્યાપીઠ માત્ર મનુષ્યને મનુષ્ય તરીકે જીવતાં શીખવી શકે એટલુંજ કાર્ય કરે તો બસ છે. મનુષ્યમાંથી તે પ્રજા બનાવશે અને પ્રજા સંસ્કાર ઘડશેઃ નવી સૃષ્ટિ સર્જાવશે.

આમ પરિષદ આગળ તો સંગીન કાર્ય રાહ જોતું પડ્યું છે. પરંતુ આપણી સત્તાકાંક્ષા અને નામના મેળવવાની ઘેલછા, અથવા તો તેજોદ્વેષ અને 'ફલાણાએ કર્યું માટે એ ખોટું અથવા મારે એ ન ખપે' એ વૃતિ અલોપ ક્યારે થશે ? એ આવરણો દૂર થઈ શકે; મોહનાં પડળો દૂર થઈ શકે; ત્યારેજ શબ્દબ્રહ્મનો સાક્ષાત્કાર થશે....આપણાથી સહેજે નથી બોલાઈ જવાતું તમસો મા જ્યોતિર્ગમય !



ડૉ. હરિપ્રસાદ દેસાઇ.

અર્થાત, આ વર્ષ માટે જો નીચેનું કાર્ય હાથ ધરવામાં આવે તો અવશ્ય સાહિત્ય પરિષદ એના અસ્તિત્વને શોભાવી શકશે.

૧. પરિષદ મંડળના સભ્યો હજારોની સંખ્યામાં નોંધવા જોઇએ.

૨ ગુજરાતના તાલુકે તાલુકે અને મુખ્ય મુખ્ય મથકોએ પરિષદ મંડળ તરફથી સાહિત્ય સભાઓ સ્થાપવી અને આ મંડલો તરફથી વર્ષમાં ઓછામાં ઓછાં ૭ ભાષણો, કથાઓ, ભજનો કરાવવાં. બીજા દેશની પ્રજાઓ કેમ જીવી છે ને જીવે છે તેનાં ચિત્રપટો દેખાડવાં.

૩. એક વર્ષ માટે પરિષદ મંડળ તરફથી નિઃસ્વાર્થપણે પોતાના ખર્ચે કામ કરે તેવા સ્વયંસેવકોનું દળ ઉભું કરવું. તે પોત પોતાના જીલ્લા, તાલુકા કે મથકનાં આજુબાજુનાં ગામોમાં પરિષદ મંડળ તરફથી મોકલવામાં આવતું સાહિત્ય જેજે લોકો વાંચી શકતા હોય તેમને વાંચવા આપે અને બીજાંને વાંચી સંભળાવે.

૪. ગુજરાતના સેવાભાવી સમર્થ વિદ્વાનોએ એક વર્ષ આખું 'ફરતા અધ્યાપક'ની પેઠે ગુજરાતમાં મુખ્ય મુખ્ય મથકોએ જઇ પોત પોતાના વિષયમાં ભાષણો આપવાં.

૫ ગુજરાત વિદ્યાપીઠ સાથે પરિષદમંડળે સહકાર સાધી એને ગુજરાતી વિદ્યાપીઠ બનાવવા ભગીરથ પ્રયત્ન કરવો જોઇએ.

પરિષદ માટે આપણે કામ કરવા ઇચ્છાએ તો પરિષદ કંઇક કામ કરતી સંસ્થા થઇ શકશે એમાં તો મને લેશ માત્ર શંકા નથી. માત્ર કામ કરવાની વૃત્તિ જોઇએ છે.

હા, તારી ભાભી આ પત્ર વાંચીને પુછે છે કે નડીઆદ પરિષદ આ કાર્ય કેમ ન હાથ ધરે ? શા માટે મુનશી ને કાકા કાલેલકર એકજ પ્રશ્ન ઉપર વિચારતા ન થાય ? શા માટે આણંદશંકરભાઇએ એક વખત આપેલા વચનને પાર પાડવા સર્વેએ એમને તક ન આપવી ?

ગુજરાત વિદ્યાપીઠના કુલપતિજી, આણંદશંકરભાઇ ને કનુભાઇનો સુયોગ ગુજરાત માટે અવશ્ય અવનવું ભાવિ સર્જાવી જાય. ચંદ્રશંકર અને મનહરરામ મહેતા, ને મટુભાઇ આ બધા સ્વપ્નો સિદ્ધ કરી શકે તેમ છે.

હીરાલાલ પારેખ, મોતીભાઇ અમીન, પુલચંદ શાહ ને ડૉ. હરિપ્રસાદ ને રાયચુરા ગામડાંમાં જ્ઞાન પ્રચાર કરી શકે તેમ છે.

મેઘાણી, દુર્ગાશંકર શાસ્ત્રી, સુશીલ, પુલચંદ શાહ, જુગતરામ દવે અને નરહરી પરીખ પ્રેમાનંદ ને શામળની સંસ્થાઓને પુનર્જીવન પમાડી શકશે.

માત્ર આ કાર્ય પાર પાડવા આ સંસ્થામાં નવું લોહી, આણુવાની, નવીન આદર્શવાદીઓ ને ભાવનાશીલ યુવકોનાં આક્રમણોની, નવા પ્રાણુ સંચાર થવાની જરૂર છે. તોજ સાહિત્ય પરિષદ ચર્ચાપરિષદ કે મેળો મટી સાચીસંસ્કૃતિનું દર્શન કરાવનાર ધામ થઇ શકે.

સખિ ! તને આ બધી વાતોમાં નવલકથા જેટલો રસ કદાચ નહીં પડે; પણ કોઇ દિવસ નવરાશે આની લીટીઓ ઉપર પણ વિચાર કરજે ...ને કહું ? આ પરિષદમાં તારા જેવી કોડભરી કુમારિકાઓ તો શબ્દબ્રહ્મની સરસ્વતીઓ બની અવશ્ય અજબ સેવાઓ કરી શકે... પણ જો ...કહે છે તેમ

' વરવું તો એક સાહિત્યક ને
અવર ન અર્થે આવે...'

એમ મારા કહેવાનો ભાવાર્થ રખે માની લેતી...

લી.
તારા ભાઇની
સ્નેહાશિષ



# મીરાનું એક પ્રસિદ્ધ પદ

સંપાદક:
રા. મંજુલાલ મજમુદાર

[ મુંબાઈ યુનીવર્સીટીની સહાયથી મારવાડમાં પ્રવાસ કરવાની મને તક મળી હતી. એ પ્રવાસને અંગે મીરાંબાઇનાં ઘણાં પ્રાચીન પદોની શોધ થઇ શકી છે. એ પદ, હસ્તલિખિત ગુટકાઓમાં હોવાથી ભાષાનું સ્વરૂપ ઘણે ભાગે સચવાઇ રહ્યું છે. એટલે, તે દૃષ્ટિએ ઉપકારક થાય એવું એક લોકપ્રસિદ્ધ પદ અહીં પોથીમાંની ભાષા પ્રમાણે ઉતારું છું; પ્રચલિત પદ પાદનોંધમાં સરખાવવા માટે મુકયું છે. —સંપાદક ]

પદ

રામૈયાં મહારાજ ! મને ચાકર રાખોજી—ટેક
બારોં લાઉં, પૂલો લાઉં, દુવાઉ ભૂરી;
રામ ! રસોઇ કર જીમાઉં, મોમેં બડી સબુરી—
મોઠ બાજરી બિક્ષણ દીજે, ભાવે દીજે કૂરી;
તુરત રસોઇ કર જીમાઉં, સાગ બણાઉં તૂરી—
સિરખ પથરણા સાવદ દીજ્યો, ભાવે દીજ્યો ખજૂરી;
કારી કાંબલ ઓઢણ દીજ્યો, પલક ન મેલું દૂરી—
ચાકર રહેસ્યાં, બાગ લગાસ્યાં, નીત ઉઠ દરસણ પાસ્યાં;
વૃન્દાવનકી કુંજગલન મેં, ગોવિંદલીલા ગાસ્યાં†—
ચાકરી મેં દરસણ પાસ્યાં, સુમરણ પ સ્યાં ખરચી;
ભાવ ભકિત જાગીરી પાસ્યાં તીનું બાતાં ચરચી—
મોદી પૂછે મદન મોહનકું, કહા મહિના પાયા ?
તીન લોક જાગીરી પાઇ, નિરભે પટા લિખાયા—
જોગી આયા જોગ કરણકું, તપ કરણે સંન્યાસીઃ
ભાવ ભકિત કર સાધુ આયા અમરાપુર રા વાસી—
ઉંચા ઉંચા મિંદ્ર ચણાવું, બિચમેં રાખું જાળી;
રામૈયારે દરસણ જાઉં, ઓઢ પીતાંબર સારી—
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, સતગુરૂ દરસણ દીના
તટ જમેના કે તીર ઉપર, રામૈયા રંગ ભીના—

† પાઠાંતરઃ "એઠાં ઢોલ બજાસ્યાં."

(રાગ-માંડ, તાલ ધુમાલી.)

મને ચાકર રાખોજી,
ગિરધારી લાલા ચાકર રાખોજી—

ચાકર રહસું, બાગ લગાસું, નિત ઉઠ દરસન પાસું,
વૃંદાવનકી કુંજ ગલિનમેં, ગોવિંદ લીલા ગાસું,—૧

ચાકરી મેં દરસન પાઉં, સુમિરન પાઉં ખરચી;
ભાવ ભગતિ જાગીરી પાઉં, તીનો બાતાં સરસી—૨

મોર મુકુટ પીતામ્બર સોહે, ગલ વૈજંતી માલા;
વૃંદાવનમેં ધેનુ ચરાવે, મોહન મોરલીવાલા—૩

ઉંચે ઉંચે મહલ બનાઉં, બિચ બિચ રાખું બારી;
સાંવરિયાં કે દરસન પાઉં, પહિર કુસુંબી સારી—૪

જોગી આયા જોગ કરનકું, તપ કરને સંન્યાસી;
હરિ-ભજનકું સાધુ આયે, વૃંદાવનકે વાસી—૫

મીરાં કે પ્રભુ ગહિર ગંભીરા, કુદે રહો જી ધીરા;
આધી રાત પ્રભુ દરસન દીન્હોં, જમુનાજીકે તીરા—૬

---

હ્રદયે પણી પ્રગતિ કરી છે, બુદ્ધિની બાબતમાં આપણે આપણા પૂર્વજો કરતાં પાછળ પડી ગયા છીએ: એવી કે કે ચર્ચા આધુનિક વિચારકો કરી રહ્યા છે. પરંતુ હૃદય ને બુદ્ધિની આ માથાફોડમાં ઉદરને આપણે ભુલી જઈએ તે યોગ્ય નથી સૌથી વિશેષ મહત્ત્વની વસ્તુ તો ઉદરજ છે. હૃદયહીણાં મનુષ્યો કેટલાક હોય છે, બુદ્ધિહીન તેથી પણ વધારે હોય છે. પરંતુ ઉદરવીહોણો તો એક શોધ્યો નહીં જડે. બુદ્ધિના ચમકાર કે હૃદયના ઉદ્‌ગાર કરતાં ઉદરના પોકાર વધારે મહત્ત્વના છે એમ બુદ્ધિમાનો ને હૃદયો પણ માને છે. સરસ્વતીના સેવકોને પણ ઉદરની ઉપાસના કર્યા વગર ચાલતુ નથી. સાહિત્યના નવરસ કરતાં ભોજનના ષડ્‌રસના તેમને કોઈક વાર-ઘણી વાર-વધારે વિચાર આવે છે. કવિઓ પાદપૂર્તિ કરવા કરતાં ઉદરપૂર્તિ કરવા માટે વધારે ઉત્સુક હોય છે. ખોટમાં ચાલતા માસિકોમાં લેખ લખનારને મહેનતાણું આપવુંજ જોઇએ એમ કહેનારની દૃષ્ટિ ભાવનાના સ્વપ્નો તરફ નહીં, પણ ઉદર તરફજ ઢળેલી હોય છે. "શુ કરું ! એ તો લખવું પડે, એમ ન કરીએ તો પત્રના ગ્રાહકો વધે કેમ !" તમને જાહેરમાં ગાળ દઇને ખાનગીમાં આવો ખુલાસો કરનારના જાહેર ને ખાનગી વચનો વચ્ચે સ્પષ્ટ ભેદરેખા આંકનાર ઉદરજ છે. સરસ્વતીની વીણાનાં તુમડાં શુ સુચવે છે તે વીશે જાતજાતના તર્કો કરવામાં આવે છે. પરંતુ એ વીશે કલ્પનાશક્તિને બહુ શ્રમ આપવાની જરૂર નથી. એનું સ્પષ્ટ સુચન એટલુંજ છે કે સરસ્વતીના સેવકોને પણ પોતાના તુમડાં જેવાં ઉદરજ ભરવાનાં છે. બુદ્ધિવાદ ને હૃદયવાદ બંનેને અંતે તો ઉદરવાદ સાથેજ સમન્વય સાધવો પડે છે.

આજે જગતની સંમુખ કોઇ 'બળતો પ્રશ્ન' હોય તો તે ઉદર સંબંધીનો છે. સમાજના નીચલા વર્ગો ભુખમરો વેઠી રહ્યા છે, અને ઉપલા વર્ગો અપચાથી હેરાન થઇ રહ્યા છે, તેનું કારણ એટલુંજ છે કે આપણે ઉદરની ઘણી ઉપેક્ષા કરી છે. એક પ્રસિદ્ધ ચિન્તકે સિદ્ધ કર્યું છે કે મનુષ્યનો આત્મા એના ઉદરમાં વસે છે. મનુષ્ય મૃત્યુ પામે છે, પરંતુ એ ઉદરવાસી આત્મા-ભુખ-અમર છે. અને સાહિત્યકાર કે સુથાર, કવિ કે કુંભાર, લેખક કે લુહાર: એ બધાનાં આત્મા-ભુખ-એકસરખાં છે.

તા. ૧૯-૬-૨૮

એક આંગ્લ ટીકાકારના લખાણમાં વાંચ્યું: 'આપણે ગમે તેટલું માનીએ કે આધુનિક સાહિત્યમાં વાસ્તવિકતા જોવામાં આવે છે, છતાં સાહિત્યકારોનું લક્ષ હંમેશાં વાસ્તવિકતા કરતાં અદ્‌ભુતના તરફ વધારે હોય છે...વિચારમગ્ન પ્રિયાને સંબોધીને અનેક કાવ્યો લખાય છે; બટાકા છોલતી પ્રિયાને સંબોધીને એકે શબ્દ કેમ લખાયો નથી ?'

આ ટીકા મારા ઉપર્યુક્ત કથનનો વિરોધ કરતી હોય એમ પ્રથમ દૃષ્ટિએ લાગે પરંતુ વસ્તુતઃ તેમ નથી. સાહિત્યકારો ઉદરની ઉપેક્ષા કરતા નથી, છતાં ઉદર સાથે પરોક્ષ સંબંધ હોય એવા વિષયો પણ સાહિત્યમાં તેમણે ચર્ચ્યા નથી. તેનું કારણ એટલુંજ છે કે સામાન્ય વાર્તાલાપમાં એ સંબંધી એઓ એટલી ચર્ચા કરે છે કે સાહિત્યમાં એ વીશે કંઇ જ લખાયું નથી, એ વાત તેઓ ભુલી જાય છે. સુદામાઆખ્યાનમાં પ્રેમાનંદે અન્નની મહત્તા ગાઇ છે, ભદ્રંભદ્રમાં રમણભાઇએ જ્ઞાતિભોજનનું વર્ણન કર્યું છે, અને મણિકાન્તે પ્રિયાની પાનની પટ્ટી વીશે ગઝલ લલકારી છે એટલા છુટાછવાયા અપવાદ સીવાય એ વિષય સાહિત્ય પ્રદેશ સીમાથી લગભગ

બાકી બટાકા છોલતી પ્રિયા પ્રેમીની નજરે હંમેશ જેટલીજ આકર્ષક લાગે છે, એવું ચેસ્ટર્ટનનું કથન, સ્વાનુભવપ્રેરિત સત્ય હોય એમ લાગે છે. મારા એક સાક્ષરમિત્રે કહ્યું હતું: આધુનિક સંસ્કૃતિના પ્રખર પ્રતિસ્પર્ધી સમા અપચાનો એક માત્ર ઉપાય એટલોજ છે કે શાક સમારતી અથવા બટાકા છોલતી કે વડાં તળતી પ્રિયાને અવલોકવી ને ખાવું નહી. આ વાક્ય બોલતી વેળા મારા એ પ્રચંડકાય સાક્ષરમિત્રની આંખમાં એવી પ્રખર બુભુક્ષા ઝબૂકી હતી કે એમણે એ ઉપાય જરૂર અજમાવ્યો હશે, એમ મને લાગ્યું, ને બીજું કૈં ખાવાનું નહીં મળે, તો એ કદાચ મારો પણ આહાર કરી જશે એવી ભીતિથી હું ત્યાંથી ચાલ્યો ગયો.

આ પરથી સિદ્ધ થાય છે કે ભોજનની લિપ્સાથી સાક્ષરો પણ મુક્ત નથી. સરસ્વતીના એક ને અનન્ય ઉપાસક એવા બ્રહ્મણવર્ગે પણ બુદ્ધિપ્રધાન કાર્ય કરનાર અંગનું નામ 'મગજ' ને ધર્મ કર્મમાં આવશ્યક એવી શિખાનો સાથ કરનાર કેશાવલિનું નામ 'ધારી' રાખ્યું, એ પણ ઉપલા કથનનુંજ સમર્થન કરે છે જે જિહ્વા પર સરસ્વતી અક્ષરો લખે છે તેજ જિહ્વા ભોજનરસનો આસ્વાદ લે છે. અને આમ સાહિત્યરસ અને ભોજનરસનો સમન્વય સુકર બને બટાકા છોલતી પ્રિયાને સંબોધીને એકે અક્ષર નથી લખાયો, એમ અંગ્રેજ ટીકાકાર કહે છે તે ખરું છે. આપણા સાહિત્યમાં પણ એવું કાવ્ય કોઈ કવિવરે નથી લખ્યું. બાકી એ વિષય અત્યંત આકર્ષક છે. એ દશ્ય પ્રેરક ને પાચક (સાહિત્યની દૃષ્ટિએ પ્રેરક ને શારીરિક દૃષ્ટિએ પાચક) છે એમાં સંદેહ નથી.

આજના 'ગાંડીવ'ના અંકમાં રા. તરંગીએ અચ્છિન્ન નાગર જ્ઞાતિ વીશે ઉલ્લેખ કરતાં લખ્યું છે; "અરે નાનમાં શાક સમારતાં પણ કાવ્યરૂપ સવાલ જવાબ ચાલે.

"બટાટા એકાં છે-પણ અશનમાં બાધક નથી,
તથાપિ ખાવાની-સુજનજનને આતુર નથી."

આમ સાહિત્યના સ્રષ્ટાઓ ક્વચિત્ વિનોદમાં સાહિત્યના ષડ્રસમાં ઉદરરસનો ઉમેરો કરે છે ખરા; પણ તેથી બટાકા છોલતી પ્રિયાને સંબોધીને કોઈએ કાવ્ય લખ્યું નથી. એવા પેલા આંગ્લ ટીકાકારના આક્ષેપનો પરિહાર થતો નથી અને એ આપના પરિહારને અર્થે આપણા ભાષાભક્ત લેખકોએ કટિબદ્ધ થવું જોઈએ.

આનો એક આનુષંગિક લાભ પણ છે. સામાન્ય જનતા ને સાહિત્યકારો વચ્ચે ઘણું અંતર છે. પણ ભોજનરસની લિપ્સા એ વિષય બનેને સમાન છે. આથી રા. મટુભાઈ ફરીઆદ કરે છે કે આજના કવિઓ આમ વર્ગ માટે કે લખતા નથી, તેનું કારણ પણ દૂર થશે. આમ વર્ગ તો શું પણ પશુવર્ગ પણ (વાંચતાં એને કોઈ શીખવે તો) એમાં રસ લેતો થઈ શકશે. કારણ કે રાજકવિ ભર્તૃહરિએ કહ્યું છે તેમ, આહાર એ પશુ અને મનુષ્યોનો વચ્ચેનો સામાન્ય વિષય છે. અને કેટલાક પશુઓ મનુષ્યોનો આહાર કરીને ને કેટલાંક મનુષ્યો પશુઓનો આહાર કરીને એ સામાન્યતાની વૃદ્ધિ કરી રહ્યા છે.

'બટાકા છોલતી પ્રિયાને' એ વીશે મહાકાવ્ય, ઊર્મિકાવ્ય, ગદ્યકાવ્ય, પદ્યકાવ્ય, અકાવ્યકાવ્ય, નરસિંહરાવની શૈલીના, કલાપીની શૈલીના, નાનાલાલની શૈલીના વગેરે પ્રકારનાં કાવ્યો લખી શકાય. થોડાક નમુના નીચે આપું છું. તે પરથી ગુર્જર ભાષાને સમૃદ્ધ કરવા જેણે પોતાની જાતને અસમૃદ્ધ કરી નાખી હોય તેવા દરેકને પ્રયત્નશીલ થવા પ્રેરણા થશે, એવી મારી દૃઢ શ્રદ્ધા છે.




લેખક
રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
સભ્ય, સાહિત્ય સંસદ

---

**વિજ્ઞાન વિચાર** કર્તા – રા. પોપટલાલ ગોવિંદલાલ શાહ, છપાવી પ્રસિદ્ધ કરનાર, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, અમદાવાદ. મૂલ્ય: રૂ. ૧–૦–૦

ગુજરાતી ભાષામાં વિજ્ઞાનનું કંઈ સાહિત્ય નથી એમ કહીએ તો ચાલે. સાહિત્ય એ પ્રજાજીવનનું પ્રતિબિંબ છે. અને જે પ્રજામાં વૈજ્ઞાનિક જીવન–એ જીવન જીવનારા વૈજ્ઞાનિકો ન હોય એ પ્રજાના વૈજ્ઞાનિક સાહિત્યમાં ક્યાંથી હોય ? ગુજરાતી વૈજ્ઞાનિકો કેટલા છે ? વૈદક ધંધો આકર્ષક હોવાથી વૈદક વિદ્યાના જાણનારાઓની સંખ્યા ઠીક મોટી છે પણ આ બધા ધંધાદારીઓ કહી શકાય. વૈજ્ઞાનિક તરીકે દેશમાં શુદ્ધ વિજ્ઞાનના પ્રચાર માટે એમાંના કોઈએ શું કર્યું છે ? વૈદક સીવાય વિજ્ઞાનની બીજી શાખાઓના અભ્યાસીઓ આંગળીને વેઢે ગણાય એટલા ગુજરાતમાં હશે અને તેમાંથીએ ગુજરાતી ભાષાદ્વારા વિજ્ઞાનનો પ્રચાર કરનારા તો એ ચાર જ દેખાય છે.

ગુજરાતી વૈજ્ઞાનિક સાહિત્યની આવી દરિદ્ર–અંગ્રેજી, ફ્રેંચ, જર્મન વગેરે પાશ્ચાત્ય ભાષા સાથે તો તુલના જ ન થઈ શકે એવી દરિદ્ર સ્થિતિમાં ગ. રા. પોપટલાલ ગોવિંદલાલ શાહનું આ પુસ્તક ઠીક આશા આપે છે. યુનીવર્સીટીમાંથી વૈજ્ઞાનિક પદવી લેનારા ગ્રાજ્યુએટ શ્રી. કાન્તિલાલ છગનલાલ પંડ્યાનું અને શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહનું અનુકરણ કરીને પોતાના અભ્યાસનું કેક ફળ ગુજરાતી ભાષાદ્વારા પાશ્ચાત્યભાષા ન જાણનાર

બંધુઓને આપે તો એ એમની ફરજ તો છેજ.

વિજ્ઞાન વિચાર–ભાવિ ગુજરાતી વૈજ્ઞાનિક સાહિત્યના પ્રવેશક જેવો ગ્રંથ છે. ગુજરાતી ભાષા મારફત ઉંચી વૈજ્ઞાનિક કેળવણી પણ અપાવા માંડે અને આ દુર્ભાગી દેશનાં કોઇ પુણ્યને। ઉદય થવાથી વિજ્ઞાનની વિવિધ શાખાઓના સમર્થ અન્વેષકો ગુજરાતમાં પાકવા લાગે ત્યારેજ ઉંચી કોટિનું સાચું વૈજ્ઞાનિક સાહિત્ય ઉત્પન્ન થાય. એ સમજી શકાય એવું છે. પણ 'વિજ્ઞાન' 'વિજ્ઞાન' જેને કહીએ છીએ એ શું છે? શુદ્ધ સાહિત્ય ધર્મ, તત્વજ્ઞાન વગેરે સાથે વિજ્ઞાનને કેવો સંબંધ છે? અથવા એ બધાથી કયી બાબતમાં વિજ્ઞાન જુદુ પડે છે? આ જમાનામાં વિજ્ઞાને જગત ઉપર કેટલી સત્તા જમાવી છે અને આ સત્તાનું મુળ શું છે? વગેરે પ્રશ્નો વીશે કંઇક સમજણ આ વિજ્ઞાનના જમાનામાં ભણેલા ગણાતા સર્વ માણસોને હોવી જોઇએ. અને વિજ્ઞાન વિચાર આ પ્રયોજનથીજ લખાએલું છે.

નિવેદનમાં ભાઇશ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહ લખે છે કે "સન ૧૯૧૫ માં હોલ યુનીવર્સીટી લાઇબ્રેરીનાં પુસ્તકોમાં થોમસનનું Introduction to Science વાંચવાથી તેના જેવું એક સ્વતંત્ર પુસ્તક લખવાનું મને સ્ફુરણ થયું." પણ આ પુસ્તક થોમ્સનના પુસ્તકનું કે એવા કોઇ બીજા પુસ્તકનું ભાષાંતર નથી. અનેક પુસ્તકોમાંથી દોહન કરીને લખાએલુ આ સ્વતંત્ર પુસ્તક છે. વિષયને અનુસરી, નિવેદનમાં કર્તા કહે છે તેમ, આ પુસ્તકના ત્રણ ભાગ પાડી શકાય (૧) પહેલા ભાગમાં "વિજ્ઞાન એટલે શું?" "વૈજ્ઞાનિકવૃત્તિ–વૈજ્ઞાનિક સ્વભાવનાં લક્ષણો" "વિજ્ઞાનના કેટલાએક મૌલિક સિદ્ધાન્તો", "અને વિજ્ઞાનનો નકશો" એ નામના પહેલાં ચાર પ્રકરણોને સમાવેશ થાય છે. આ પ્રકરણો લગભગ આ વિષયના ઉપોદ્ઘાત જેવાં છે. વિજ્ઞાન (સાયન્સ) ની માત્ર વ્યાખ્યા આપ્યાથી કે કયી કયી વિદ્યાઓ વિજ્ઞાન કહેવાય છે એ માત્ર દર્શાવ્યાથી વિજ્ઞાનનું સાચું સ્વરૂપ સમજાવવાનો સંભવ નથી. કયા મૌલિક સિદ્ધાન્તો સ્વીકારીને જ્ઞાનનો સ્વીકાર કરવાથી વિજ્ઞાન બીજાં જ્ઞાનોથી જુદું પડે છે એ જાણવાની તથા ગીતામાં કહેલાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો પેઠે વૈજ્ઞાનિક માણસનાં લક્ષણો જાણવાની પણ જરૂર છે.

આત્મજ્ઞાની થવા માટે જેમ શમ, દમ, વૈરાગ્ય, વિવેકાદિ ગુણો કેળવવા પડે છે અને ભક્ત થવા માટે નમ્રતા, દીનતા વગેરે ગુણો કેળવવા પડે છે તેમ સાચા વિજ્ઞાની થવા માટે પણ નિઃસ્પૃહતા, નિરહંકારીપણું, સત્યપ્રેમ, ધૈર્ય, ચોકસાઇ, દઢતા, શ્રમશિલતા, અવલોકનની ટેવ, પૂર્વગ્રહનો ત્યાગ, તટસ્થતા વગેરે મોટા ગુણો કેળવવા પડે છે. ઘણા અર્ધવિજ્ઞાનીઓ આ ગુણોને ભુલી જાય છે. પણ વિજ્ઞાનનો ઇતિહાસ જોતાં વિજ્ઞાને જગતને આપેલાં, રેલ્વે, તાર, ટેલીફોન, 'વાયરલેસ,' એરોપ્લેન વગેરે બાહ્ય સાધનો કરતાં પણ વિજ્ઞાનીઓ એ મનુષ્ય જાતને આપેલા આ મોટા ગુણોના વારસાની કીંમત વધારે છે.

વિજ્ઞાન વિચારનું બીજું પ્રકરણ આ દૃષ્ટિએ ખાસ વાંચવા જેવું છે. અને આ ગુણોના નિદર્શક જે થોડા દાખલાએ ન્યુટન, ડાર્વીન, લોર્ડ કેલ્વીન, પાશ્ચર, હકસલી, બ્રુનો, ગેલીલીઓ વગેરે યુરોપના મોટા વિજ્ઞાનીઓના જીવનમાંથી આપ્યા છે તે વૈજ્ઞાનિક ક્ષેત્રમાં પડનારે કે પડવા ઇચ્છનારે જાણવા જેવા છે. આ મોટા વિજ્ઞાનીઓ મોટી શોધો કરી શકયા તેનુ એક કારણ કુદરતે બક્ષેલી પ્રતિભા ચકિત હશે, પણ બીજું

મોટું કારણ આ ગુણો વગર સાચું વૈજ્ઞાનિક કાર્ય થઇ શકેજ નહી

પ્રકરણ પાચમાથી અગીઆરમા સુધીના બીજા વિભાગમાં વિજ્ઞાનના ઇતિહાસનું દિગ્દર્શન છે આ પુસ્તકના મુખ્ય વિષયની ચર્ચા આ પ્રકરણોમાજ છે પહેલા ચાર, પહેલા કહ્યું તેમ, ઉપોદ્ઘાત જેવા છે અને છેલ્લા બાર ઉપસંહાર જેવા છે આ વચનાં સાત પ્રકરણોમા ઐતિહાસિક ક્રમમા વિજ્ઞાનની વિવિધ શાખાઓની આજ પર્યંત પ્રગતિનું ટૂંક દિગ્દર્શન છે અંતર્ગત અવકાશ નાના પ્રયમા આપી શકાય એવી મોટી મોટી વાતોજ આપી છે શરુ આતમાં પ્રકરણ પાચમામાં વિજ્ઞાનના પ્રાચીન ઇતિહાસનું દિગ્દર્શન છે સ્વાભાવિક રીતે પાશ્ચાત્ય ઇતિહાસ લેખકો પ્રાચીનનો અર્થ ગ્રીસ રોમનો પ્રાચીનકાળ કરે છે પણ આ પુસ્તકમા, લેખક હીંદી હોઇને "પ્રાચીન હિંદમા વિજ્ઞાન" (પ્રકરણ છઠ્ઠું) નામનું ખાસ જુદું પ્રકરણ લખ્યું છે આ પ્રકરણ માટે સાધનો અતિ અલ્પ છે હજી આ દિશાના સ્વતંત્ર અભ્યાસીઓ તરફથી આપણા પૂર્વજોએ વિજ્ઞાનમાં કેટલો અને કેવો ફાળો આપ્યો છે એ વીશે ચોક્કસ અંદાજ આવ્યો નથી. વળી આપણા પૂર્વજોએ વિજ્ઞાનિક ક્ષેત્રમા જે કર્યું અને જે ન કર્યું તેના કારણોની મીમાસામાં પણ ઘણા અન્વેષણની અપેક્ષા છે દાખલ તરીકે બ્રાહ્મણોના આધ્યાત્મિક વલણે વૈજ્ઞાનિક અને ઐતિહાસિક દિશામા આપણી પ્રગતિને રોકી દીધી એવો એકવાદ પાશ્ચાત્ય પંડિતોએ ચલાવ્યો છે, પણ આ વાદનો આશ્રય બીજા ઐતિહાસિક કારણો શોધવાનથી દેતો એટલે અંશે અપકારક છે અને દરેક વિષયમા સ્વતંત્ર ઐતિહાસિક પુરાવા હોય કે ન હોય તો પણ એ વાદ સ્વીકારી લેવો એ મારા મતથી વૈજ્ઞાનિક ચોકસાઇનો અભાવ છે મતલબ કે છઠ્ઠા પ્રકરણના કેટલાંક વિધાનો વીશે મતભેદનો સંભવ છે.



ગુજરાતી વૈજ્ઞાનિક રા ડુંગરશંકર કેવળરામ શાસ્ત્રી

પાચમા પ્રકરણમા આપેલી સાલવારીનો કોઠો છે એમા ભારતીય બનાવોનો પણ સમાવેશ કરેલો છે. અને છેલ્લી તારીખ "૧૯૨૧ મા ગુજરાતી સાહિત્ય પરિષદમા વિજ્ઞાન વિભાગની સ્થાપના" એ આપેલી જોઇને સાભિમાન હર્ષ થાય છે

આ વિજ્ઞાનના ઐતિહાસિક દિગ્દર્શનના પ્રકરણો વાચવાથી વિજ્ઞાનની જુદી જુદી શાખાઓની આજ સુધીનો પ્રગતિનો સામાન્ય

ખ્યાલ વાંચનારને આવી જશે.

આ પુસ્તકના ત્રીજા ભાગમાં "વિજ્ઞાન અને રસવૃત્તિ" "વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના ત્રણ પ્રશ્નો" "વિજ્ઞાન અને ધર્મભાવના" એ ત્રણે પ્રકરણોદ્વારા વિજ્ઞાન મનુષ્યજીવનની રસવૃત્તિ, ધર્મવૃત્તિ અને તત્ત્વજ્ઞાનની વૃત્તિને વિરોધી નથી પણ ઉલટું ઉપકારક છે. એટલે વિજ્ઞાનનો રસ, ધર્મ, વગેરે સાથે સમન્વય શક્ય છે અને એ સમન્વય થાય તો મનુષ્ય જીવન વધારે સુંદર અને વધારે સાર્થક થાય એમ છે એમ દર્શાવવાનો પ્રયાસ કરેલો છે. છેલ્લા પ્રકરણમાં ગુજરાતને વિજ્ઞાનની કેટલી જરુર છે એ ભાઈશ્રી પોપટલાલ શાહે ગુજરાતી તરીકે બતાવ્યું છે. વિજ્ઞાનના આ ગુજરાતી પુસ્તકનો આ પ્રકરણથી ઉપસંહાર કર્યો છે તે યોગ્યજ છે.

પુસ્તક પુરું થયા પછી સંદર્ભ પુસ્તકોની યાદી પા. ૩૬૯ થી ૩૭૧ ઉપર આપી છે. જે જોવાથી કર્તાએ લીધેલા શ્રમનો ખ્યાલ આવશે. પછી પારિભાષિક શબ્દકોષ અંગ્રેજી પા. ૩૭૨ થી ૩૭૭ અને ગુજરાતી પા. ૩૭૮ થી ૩૮૦ અને છેવટ અક્ષરાવારી ૩૮૧ થી ૩૮૩ આ રીતે આવશ્યક બધું કર્તાએ આપ્યું છે.

ગુજરાતીમાં વૈજ્ઞાનિક સાહિત્ય એટલું અલ્પ છે કે આવું પુસ્તક લખનારને અંગ્રેજી વૈજ્ઞાનિક શબ્દોને સ્થાને ઘણા ગુજરાતી શબ્દો નવા રચીને મુકવા પડે. ભાઈશ્રી પોપટલાલ શાહને પણ એમ કરવું પડયું છે. અને એ નવા શબ્દો મ ટે ગેરવ્યાજબી ન થાય તે સારુ શબ્દોના આપેલા છે. પણ આ નવી પારિભાષિક શબ્દયોજના માટે મતભેદ સંભવે છે. વળી આપણી પ્રાચીન વૈજ્ઞાનિક પરિભાષામાં કેટલાક શબ્દો હોવા છતાં એ ધ્યાનમાં ન હોવાથી આ પુસ્તકમાં નવા યોજાયા હોય એમ પણ બન્યું છે. દાખલા તરીકે પહેલા પ્રકરણમાં આદિ કારણ અને નિમિત્ત કારણ એમ બે જાતનાં કારણો કહ્યાં છે (પા.૮) પણ આપણી જુની રુઢ પરિભાષામાં જેને એમણે આદિ કારણ કહ્યું છે તેને નિમિત્ત કારણ કહે છે; દાખલા તરીકે સુથાર મેજનું નિમિત્ત કારણ અને જેને એમણે નિમિત્ત કારણ કહ્યું છે તેને ઉપાદાન કારણ કહે છે. વળી antecedent માટે પૂર્વાનુપૂર્વી શબ્દ એમણે વાપર્યો છે. પણ એ શબ્દ કદાચ બરાબર નથી. જુનો રુઢ શબ્દ નિયત પૂર્વભાવ છે. પરંતુ આ પુસ્તકમાં વપરાએલા વૈજ્ઞાનિક પરિભાષાના ગુજરાતી શબ્દો વીશે સવિસ્તર ચર્ચા કરવાનું આ અવલોકનમાં સ્થાન નથી.

ટુંકામાં આ પુસ્તક મને તો શાસ્ત્રીય દૃષ્ટિએ સારું લાગે છે અને સામાન્ય વાંચનાર રસથી વાંચી શકે અને કંઈક લાભ અવશ્ય મેળવે એવું છે. અને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ કાચું પુઠું આપેલું હોવા છતાં સારા કાગળો ઉપર છપાવેલા લગભગ ચારસો પાનના પુસ્તકની કીંમત માત્ર રુપીએ એક રાખી છે એ પણ ઘણી સસ્તી છે એટલે ગુજરાતમાં વિજ્ઞાનની સાચી સમજણ ફેલાવવામાં આ પુસ્તક સાધકરૂપ થશે એવી આશા છે.



## ભગવાન કૌટિલ્ય

(અનુસંધાન પૃષ્ઠ ૮ થી).

તેમાંથી ઉછળતા તેજસાગરે દિગંતે વિદ્યા, વિનય ને તપના તરંગો પ્રસાર્યા. તે બ્રહ્માંડ પર દિગ્વિજય કરી રહ્યું, જ્યાં શબ્દ ઉચ્ચારાયો ત્યાં તેનો પ્રતિશબ્દ પડ્યો, જ્યાં તપ આચરાયું ત્યાં તેનાં દર્શન થયાં, જ્યાં વિદ્યાભ્યાસ થયો ત્યાં તે પ્રગટ્યું, જ્યાં પરમ શાંતિ મળી ત્યાં તેનો સાક્ષાત્કાર થયો. તેની સીમા વધતી ગઈ. ને બ્રહ્માંડ તેની સાથે એકાકાર થઈ ગયું.

એનો શ્વાસોચ્છવાસ ચાલવો શરૂ થયો, નૈમિષારણ્યે પોતાનું સ્વરૂપ બદલ્યું,—વિદ્યા વિનયને શક્તિ ત્રણેના એકીકરણના બળથી પ્રચંડ અસ્મિતા પ્રગટી. તે ચણકનો પુત્ર વિષ્ણુગુપ્ત થઈ ગયું.

તેના હૃદયમાં શાંતિ પ્રસરી. તેની રગોમાં શક્તિ તરવરી રહી.

તેણે નિઃશ્વાસ મુક્યો.........

## પ્રકરણ ૩૮ મું

### ભગવાન વેદવ્યાસ

સેનાજિત ભાનમાં આવ્યો, ત્યારે તેના માથામા તેને પહેલાં જડતા લાગી. તે પછી વેદના શરુ થઈ. તેની આંખે લાલ પડદો હતો.

તેણે નીસાસો મુક્યો, હાથ ખસેડ્યો. તેની વેદનાનો પાર રહ્યો નહીં ને તેણે ઉંઉં કર્યું. થોડી વાર તે બેભાન રહ્યો. પાછું ભાન આવ્યું ત્યારે બોલવાનો યત્ન કર્યો પણ કંઈ બોલાયું નહીં. જેમ તેમ કરતાં તેણે હાથ ઉંચો કર્યો અને આંખ પરથી તેણે વાળ ખસેડ્યા. વાળ ચીકણા હતા. આંખ પર લાલાશ હતી. તેણે હાથ લંબાવ્યો તે પાસે પડેલા પથ્થરને વાગ્યો.

તેને ભાન આવવા લાગ્યું. માથામાં, વાંસામાં, કમરમાં ને પગમાં અપાર વેદના થતી હતી. તેના પર સૂર્યનો તાપ પડતો હતો.

કૈંક યાદ આવ્યું. હા, તે અને શત્રુઘ્ન બાથાબાથી કરતાં હતા. ઉગતું સૂર્યબિંબ તેના સ્મરણપટ પર તરી આવ્યું. વેદના સખ્ત થતી હતી. હા, તે પર્વતપરથી પડી ગયો...... ને તે જીવતો હતો. તેના હૃદયમાં હર્ષની લહરી આવી.

પવન વાયો એટલે વેદના કૈં ઓછી થઈ, પણ ચક્કર આવ્યાં તેથી પાછો પડ્યો. થોડી વારે માથુ પાછું ઉંચક્યું. તેને ભયંકર વેદના થતી હતી. માથામાંથી હજુ લોહી ટપકતું હતું. તેણે બેઠા થવાનો પ્રયત્ન કર્યો. આખરે તે બેઠો થયો ને આંખો પરથી વાળ ખસેડ્યા.

તે એક જંગલમાં ઘાસને ઝાંખરા પર પડ્યો હતો. તેણે ઉંચે જોયું. ઉંચે, ઉંચે, વાદળને સ્પર્શે એટલે ઉંચે એક કાળો પથ્થર ઝઝુમતો હતો. ત્યાંથી એ પડ્યો હતો. તેને પાછાં ચક્કર આવ્યાં.

થોડી વારે તે પાછો બેઠો થયો. તેણે પોતીયુ ફાડી પાટો માથે બાંધ્યો, અને આખે દીલે કાંટા પેસી ગયા હતા તે કાઢવા બેઠો. તેનું ગળું બળ્યું બળ્યું થતું હતું. એ પડ્યો હતો તેની નીચે થોડે દૂર એક ઝરો વહી જતો હતો.

પાણી વિના તેનો જીવ જતો હોય એમ લાગ્યું એટલે તે જેમ તેમ સરવા અને ખસવા લાગ્યો. ઘા અને હાડકાંમાં થતી વેદના જેમ તેમ સહેતાં તે ઝરા પાસે ગયો. તેણે ધોતીઉં ભીનું

ફરી માથું ધોયું. તેને ઠીક લાગવા માંડયું. તેણે દીક્ષ ધોયું, ઘા ધોવા, પાટા બાંધ્યા, પાણી પીને પાછો સુઈ ગયો.

થોડી વારે તે તાજો થયો: તેને ભાન આવવા લાગ્યું. તેને હર્ષ થયો. તે જીવતો રહ્યો હતો. તે એકલો એકલો હસ્યો. હજી તેની વિચારશક્તિ સતેજ થઇ નહોતી. તેને ભુખ લાગી પણ ઝાડ પર કંઈ ફળ નહોતાં. તેણે ઉપર જોયું. દૂર, અસ્પર્શ્ય એવો ઉદ્દાલકનો આશ્રમ ઝળુંમતો જોયો ને વિચાર આવ્યો કે ત્યાં ગયા શીવાય છુટકો નહોતો.

તેને ઝાડોમાંથી એક નાની ખુલ્લી જગ્યા જણાઇ તે તરફ તે આકર્ષાયો. તે પાસે આવ્યો. શું ત્યાં કોઇ હતું ? તે ધ્રુજ્યો અને તેની આંખે અંધારા આવ્યાં. કોણ હતું ? જે કોઇ હતું તે ખસ્યું નહીં. તેણે બીજું પોતીકું આંખે લગાડયું. એક પથ્થર હતો તેની સામે એક માણસ બેઠો હતો. તે બીધો. તેણે નાસવા માંડયું. પણ પેલો માણસ ખસ્યો નહીં. એ કોણ હશે ? એને મારી નાખશે તો ? કદુ ? શત્રુઘ્ન ?

તેને હીંમત આવી. માણસ હશે તો જીવતા જવાનો રસ્તો મળશે એમ ધારી તે ઝાડની ઓથે ઉભો રહીને જોઇ રહ્યો, પણ પેલો બેઠેલો માણસ ખસ્યો નહીં. તે પાસે આવ્યો.

જે માણસ આંખો મીંચીને બેઠો હતો તેની પીઠ ને માથું તેને પરિચિત લાગ્યાં. તેને કંઈ ઓળખાણ પડી: તેની આંખે અંધારાં આવ્યાં... વિષ્ણુગુપ્ત એકલો વીશ ડગલાંને છેટે આંખો મીંચી બેઠો હતો.

તેના હાંજાં ગગડી ગયાં. તેને લાગ્યું કે હમણાં એ કુદશે. વિષ્ણુગુપ્ત ! વિષ્ણુગુપ્ત ! હા ! તેને યાદ આવ્યું. તેણે પોતીકું પાછું આંખે લગાડયું ને કપાળે ફેરવ્યું ને સ્મરણશક્તિ સતેજ કરી. બધું યાદ આવ્યું. જે માણસને તે મારવા આવ્યો હતો તેજ મ આંખો મીંચી બેસી રહ્યો હતો.

એક પૈશાચી હાસ્ય તે હસ્યો. જેને મારવા તેણે આટલી મહેનત કરી હતી તે આમ મરવાની વાટ જોતો બેઠો હતો, પણ પોતે અશક્ત ને નિઃશસ્ત્ર હતો. શું કરવું ? તે સંતાઇને ઝાડ પછાડી બેસી રહ્યો, તોપણ વિષ્ણુગુપ્ત ખસ્યો નહીં. તે મનમાં ને મનમાં ખુબ હસ્યો. વિધિ જ્યારે સરળતા કરી આપે ત્યારે કંઈ મણા રહે છે ? તે મરતો બચ્યો, તે વિષ્ણુગુપ્તને મારવાને માટેજ...તેની આંખોમાં દ્વેષ ચમકવા લાગ્યો.

વિષ્ણુગુપ્ત પાસે હથીઆર હોય તો ! તેણે ઝાડ પાછળ લપાઇને ધ્યાનથી જોયું. શું તે મરી ગયો હતો કે સ્થિર ને સ્થિર ધ્યાનમાં બેઠો હતો ? ભયંકર ઝનુન સેનાજિતના અંગેઅંગને કંપાવવા લાગ્યું. તેની લોહીઆળ આંખો વધારે લાલ થઇ. તેના વેરી, તેની કીર્તિના રાહુ, દુષ્ટ આચાર્યના પાપનો ઘડો ભરાઇ ગયો હતો !

તે ધીમે ધીમે, ઝાડને ઓથે લપાતો તેની પાછળ ગયો પણ વિષ્ણુગુપ્ત તેમનો તેમ બેસી રહ્યો. તેણે એક પથ્થર હાથમાં લીધો ને દ્વેષથી દાંત પીસ્યા...

એક પલમાં તે વિષ્ણુગુપ્તને મારી જંગલમાંથી નાસી જશે, પાટલિપુત્ર જશે; ત્યાં નરેંદ્રદેવ એને શાબાશી આપશે, મંત્રી નીમશે; પોતે ગૌરીને પરણશે...

તે ધીમે ધીમે પથ્થર લઇ પાસે આવ્યો, પણ તેનો હાથ થરથર ધ્રુજતો હતો. હવે ચારજ ડગલાં રહ્યાં. વિષ્ણુગુપ્તની જટા સરસ હતીઃ તેને વિચાર આવ્યો. તેને કુતૂહલ થયું કે આ મૂર્ખ કોનું ધ્યાન કરે છે ? તેણે ડોક લંબાવી જોયું:

પથ્થર પર બે સ્વયંભૂ પાદુકા હતી–વેદ વ્યાસની–કાલે જેની વાત પેલા કુલપતિએ કરી હતી તેની. તેને યાદ આવ્યું કે તેની માએ પણ એ વ્યાસની વાત કરી હતી, હા...તેના ગુરુએ પણ વાત કરી હતી. એ માછણનો છોકરો હતો...હા. હા. તેનાં પગલાંની પૂજા !

તેણે આંખે હાથ દીધા. આ શું ?

...પાદુકા પર કોઇ ઉભું હતું ! તે ગભરાઇને પાછો હઠ્યો. કોણ ઉભું હતું ? કોઇ વ્યાઘ્રાંબર પહેરેલું, મોટા યજ્ઞોપવીતવાળું. તેણે ઉંચું જોયું...

...યુગોના જ્ઞાનથી દેદીપ્યમાન મુખ–બ્રહ્માનું હોય એવું ભવ્ય લલાટ—નવે ગ્રહોના તેજસ્વી વ્યૂહોથી ચમકતાં પ્રફુલ્લ નયનો—

ગભરાટમાં તે પાછો ને પાછો હઠ્યો...

આ વૃદ્ધે વિષ્ણુગુપ્ત પર હાથ લંબાવ્યાં !... નૈમિષારણ્યના જૂના ને વર્તમાન મહર્ષિઓની આશિષ એને રક્ષે છે તે તેને યાદ આવ્યું. તે એક ઝાડ પાછળ લપાઇ ગયો... આ વૃદ્ધ તેને મારશે કે વિષ્ણુગુપ્તને જગાડશે. તેનાં અંગેઅંગ કાંપી રહ્યાં. તેના હાથમાંથી પથ્થર પડી ગયો.

સેનાજિત પેલા વૃદ્ધને જોઇ રહ્યો. એને કંઇક થયું કે આજ ભગવાન દ્વૈપાયન...!

તેણે હાથ જોડ્યા, નમસ્કાર કર્યો. આ નૈમિષારણ્યના સ્રષ્ટા ! અનિચ્છાએ પણ તેનું અંતર નમ્યું.

વિષ્ણુગુપ્ત તો નિશ્ચલ રીતે બેસીજ રહ્યા હતા. સેનાજિતે હોઠ પીસ્યા. છતાં તે ઉઠી ન શક્યો. તેને વિચાર આવ્યો કે જેને સરજતા યુગો થયાં પંચત્વ પામેલા ભગવાન દ્વૈપાયન સજીવન થાય તેને મારવા એ આવ્યો હતો.

...નૈમિષારણ્ય ! એમાં શું છે ? શિષ્યો, ડોસાઓ. કદુ; વિષ્ણુગુપ્ત...વિષ્ણુગુપ્ત હોય તો નૈમિષારણ્ય હતું તેવું બનાવી દે. ન હોય તો...તે હસ્યો. તેણે આંખે હાથ ફેરવ્યાં. પેલા વૃદ્ધ અલોપ થતા હતા—પારદર્શક થઇ જતા હતા—અદષ્ટ થયા....

એક કોયલાએ ટહુકાર કર્યો, તેણે ફરીથી પથ્થર લીધો ને તે ઉભો થયો. તે પાછો ધીમે ધીમે પાસે આવ્યો, તેણે જીભ કરડી ભાન આણ્યું. ને તે પાછો થરથર કાંપવા લાગ્યો.

તે પાસે આવ્યો અને તેણે પથ્થર ઉગામ્યો. તે ધ્યાનસ્થને નિઃશસ્ત્ર બ્રાહ્મણને આમ મારતો હતો ! જો આ મરી જાય–જો નૈમિષારણ્ય સુકાઇ જાય–એ પૃથ્વી અબ્રાહ્મણ થાય તો...તો... ગૌરી બધી સ્ત્રીઓથી કેમ નિર્મલ, ઉચ્ચાશયી, ને સંસ્કારી હતી...?

પછી કોણ યજ્ઞ કરશે ? દેવોને આરાધશે ? ધર્મ શીખવશે ?

...ને નૈમિષારણ્ય નહીં હશે તો ભદ્રાક્ષ; ને પ્રમંડક ને વિષ્ણુગુપ્ત કોઇ નહીં થાય...ને મંદ ને વક્રનાસ ને તેના જેવાજ રહેશે. પૃથ્વી વસવા જેવી રહેશે ?

ભયંકર ! તેણે પથ્થર ફરી ઉગામ્યો...ને નૈમિષારણ્યનો તે વિનાશ કરે તો પૂર્વજોનું કરેલું કરાવેલું ધુળ મળે !

ને શા માટે નૈમિષારણ્યના ઉદ્ધારકને મારવો ?...

એ પોતે ઉદ્ધારી ન શકે તો શા માટે વિનાશવું ? એણે પથ્થર મજબુત રીતે પકડ્યો અને વાંકા વળી આચાર્યના મુખ સામે જોયું. તેમના પાષાણવત મુખ પર દૈવી ભવ્યતા હતી.

તેણે ઉંચું જોયું. પાદુકા પર ભગવાન વ્યાસનું પારદર્શક મુખ દેખાયું. તે હસતું હતું.

તેનું હૃદય દબાયું, કચરાયું. નિર્બલતા તેની રગેરગમાં વ્યાપી રહી. પિશાચ હોય ને શ્રોત્રિયના ઓળાથી પોતાની અધમતાનો અનુભવ કરતાં દૂર ખસે તેમ તે ખસ્યો.

"વારુ; તમારે બધાંને એને જીવતો રાખવો છે, લો...કરો...મરો..." તેણે દાંત પીસી પથ્થર ફેંકી દીધો. તેની આંખે અંધારાં આવ્યાં, ને તે ફસડાઇ પડયો. નિરાધારીમાં પણ તે આંખ ફાડી જોઇ રહ્યો. પથ્થર જેવા આચાર્યમાં ચેતન આવ્યું. તેમણે શ્વાસ લેવા માંડયો. તે હસ્યા. ગભરાઇને સેનાજિત જોઇ રહ્યો. તેનો શ્વાસ રુંધાઇ ગયો. તેને લાગ્યું કે આચાર્ય તેને મારી નાખશે.

આચાર્યે આંખ ઉઘાડી, ત્યારે તેમની આંખોમાં ભયંકર ચમકારા હતા. તેમણે પાદુકાને પ્રણિપાત કર્યા, આળસ મરડયું ને તે ઉઠયા.

મૃત્યુની વાટ જોતો સેનાજિત પડી રહ્યો.

આચાર્ય ઉભા થયા...વ્યોમમાંથી જ્યોતિએ ઉતરીને તેમને લપેટી લીધા...સેનાજિતની નજરે દિવ્ય ને જ્વાલામય મૂર્તિ જેવા તે જણાયા. તેને તમ્મર આવ્યાં ને માથું તેણે ભોંય પર નાખ્યું.

"કોણ સેનાજિત ?" કહી આચાર્ય તેને ઉંચકી ઉઠાડવા લાગ્યા.

---

## ઉપસંહાર

**આચાર્ય** વિષ્ણુગુપ્ત સેનાજિતનો હાથ ઝાલી લઇ જતા હતા અને આવતાં પગલાં સંભળાયાં.

"કોણ હશે ?"

"મુનિ ઉદ્દાલક હોય કે કદ્રુ."

"અરે–કદ્રુ !" કહી શરમાતે મોઢે સેનાજિતે સવારની વાત કહી.

આચાર્યના મુખ પર જરાક ગ્લાનિ આવી, પણ તે કંઈ બોલ્યા નહીં. પગલાં પાસે આવ્યાં.

બેવડા વળી ગએલા મુનિ ઉદ્દાલક, ચંદ્રગુપ્તને હાથમાં ગૌરીને ઉંચકીને આવતો સુકેતુ, જણાયા. ગૌરી આ બેને આમ આવતાં જોઇને ચકિત થઇ ગઇ.

"ગૌરી !—કુમાર !" સેનાજિતે કહ્યું. આચાર્ય તટસ્થતાથી જોઇ રહ્યા.

"આચાર્ય ! સેનાજિત !" ગૌરી બબડી. "ગૌરી તારી જરુર હોય એમ લાગતું નથી," ચંદ્રગુપ્તે હસીને કહ્યું: "હવે આચાર્યને બચાવવાનું કારણ દેખાતું નથી."

"મને બચાવવા આવી હતી ?" હસીને આચાર્યે કહ્યું; "સેનાજિતેજ મને બચાવી લીધો."

"ના, આચાર્યદેવ !" નીચું જોઇ સેનાજિતે કહ્યું. "ભગવાન દ્વૈપાયને મને રોકયો."

"સેનાજિત ! તું મારા કરતાં ભાગ્યશાલી છે કે તેં ભગવાનનાં દર્શન કર્યાં" આચાર્ય હસ્યા. બધાં જવા નીકળ્યાં ને આચાર્યે મુનિ ઉદ્દાલકને કદ્રુની વાત કરી.

"વત્સ ! એ કેમ બને ? મને કુમારે કહ્યું કે તરતજ મેં કદ્રુને મારી વાટ જોવા કહ્યું હતું."

"મુનિ !" આચાર્યે હાથ જોડી પ્રાર્થના કરી "કદ્રુ આપના હાથમાં છે. એને બચાવો."

"મારા હાથમાં કંઈ નથી" મુનિએ કહ્યું ને આંખો મીંચી "વત્સ ! પેલા ખડકની પાછળ કદ્રુ છે. કદ્રુ ! રુદ્ર !" મંત્ર ભણતા હોય તેમ મુનિએ કહ્યું; "ઉભો રહે, દેવ વરુણ જીવનનો દાતા છે. તને સંરક્ષશે. આચાર્ય, ત્યાં જાઓ."

આચાર્ય, કુમાર ને સુકેતુ મુનિએ બતાવેલે રસ્તે ગયા.

વૃદ્ધ મુનિએ ભોંય પર બેસી આંખો મીંચી. ગૌરી સેનાજિત પાસે આવી.

તેનું મોં સુકાઈ ગયું હતું, ને તેની આંખોમાં ઝળઝળીઆં હતાં.

"ગૌરી ! તું કેમ આવી ?"

"તમે આચાર્યને ન મારો તે માટે."

"મેં આખરે નહીં જ માર્યા."

"સારું થયું. નહીં તો મહર્ષિઓ નસંતાન બનત" તેણે સેનાજિતના મોં સામું જોઈને કહ્યું.

"ગૌરી ! મને સમજાયું..." સેનાજિતે ધીમેથી કહ્યું. "નૈમિષારણ્યની આશાઓ નષ્ટ કરવાનો મને શો અધિકાર છે !"

સેનાજિત તરફ પૂજ્યભાવથી ગૌરી જોઈ રહી.

"નાથ !" તેણે હેતથી હાથ લંબાવ્યો "ખરી વાત છે. પૂર્વજોને છેહ કેમ દેવાય !"

સેનાજિતે પોતાનો હાથ લંબાવ્યો નહીં.

"ગૌરી ! આચાર્યની આજ્ઞા પુછ્યા પછી" લંબાવેલા હાથનો તેણે જવાબ વાળ્યો. "ગૌરી!" તેણે ઉમેર્યું; "નરેંદ્રદેવ મારો જીવ લેશે"

"જીવ લેવો દેવોને હાથ છે."

× × ×

આચાર્ય, કુમાર ને સુકેતુ મરેલા જેવા કદ્રુને લઈ આવ્યા ને મુનિ આગળ મુકયો. તે લોહી લુહાણ થઈ ગયો હતો ને તેનું નાક છુંદાઈ ગયું હતું. સ્ત્રીની સુકુમારતાથી આચાર્ય તેને સાફસુફ કરી રહ્યા. મુનિ તેના માથા પાસે બેઠા. તેની આંખ ઉઘાડી જોઈ, તેનો શ્વાસ માપી જોયો ને આખરે પોતાનો કરમાએલો, લાંબા નખવાળો હાથ તેના કપાળ પર મુકયો.

થોડી વારમાં મુનિના સ્પર્શથી કદ્રુની ચામડીના રંગમાં અને તેના મુખ પર ફેર પડયો અને ધીમે ધીમે તેણે શ્વાસ લેવા માંડયો.

"એને હવે આશ્રમમાં લઈ જાઓ."

સેનાજિત આચાર્ય પાસે ગયો. "મુનિને કહો 'મારા શત્રુને સજીવન કરે !'" આચાર્યે મુનિને કહ્યું. મુનિએ આંખો મીંચી. "એ તો પાછો ચઢી આશ્રમ આગળ બેઠો છે."

સેનાજિત આર્દ્ર હૃદયે ચઢવા લાગ્યો.

× × ×

બીજે દિવસે સવારે બધાં ભાનમાં આવેલા પણ સખત પીડા પામતા કદ્રુને લઈ કુલપતિને આશ્રમે ગયા, અને ત્યાં બધી વાત સાંભળી ઉત્સવ થઈ રહ્યો.

કુલપતિની વૃદ્ધ આંખો ગર્વથી ચળકી રહી.

સાંજના કુલપતિના પગ આગળ બધા બેઠા હતા.

"ભગવાન !" આચાર્યે હાથ જોડી કહ્યું; "કાલે લગ્ન કરાવી આપો"

બધા ચમકયા. આચાર્ય લગ્નની વાત કરે ! સેનાજિતનું હૈયું કચરાઈ ગયું. ગૌરી મુંઝાઈ ગઈ.

"સેનાજિત ક્ષત્રિય છે છતાં શાંકટલીના હાથનો અધિકારી થયો છે."

બધા હસ્યા. સેનાજિત સંભ્રમે નયને આચાર્ય તરફ જોઈ રહ્યો. ગૌરી નીચું જોઈ ધ્રુસકાં લેવા બેઠી.

"ભગવાન !" સેનાજિતે કહ્યું; "હમણાં મારે લગ્ન નથી કરવાં. નરેંદ્રદેવ મને જીવતો રાખશે કે કેમ તે શું કહેવાય ?"

"અમારી સાથે ચાલ" મહાદેવીએ કહ્યું.

"ના, મહાદેવી ! એનું મેં લુણ ખાધું છે."

"સેનાજિત !" આચાર્યે કહ્યું; "પાછા જવામાં કૈં વાંધો નથી. તારું સૈન્ય નાસી જાય પછી તું શું કરે ? તું અહીંઆં રહે અને કદ્રુ સારો થાય ત્યારે એને તારા કેદી તરીકે લઈ જજે. નરેંદ્રને ખપ લાગશે."

"જેવી આજ્ઞા."

× × ×

એટલામાં કોઇ નવા આવનારનાં પગલાં સંભળાયાં.

ત્રણ નવાં માણસો આવ્યાં હતાં તે આંભિકુમાર અને આચાર્યને મળવા માંગતાં હતાં.

આંભિકુમાર ને આચાર્ય ઉઠી તેમની પાસે ગયા. ત્રણે જણ એમને પગે લાગ્યા.

"સુગ્રીવ! તું ક્યાંથી?"

"મહારાજનો સંદેશો લઇ આવ્યો છું."

"શું છે?"

સુગ્રીવે કપડાનું પોટલું ધર્યું.

"શું છે તે મોઢેથી કહે."

"આપને મહારાજે એકદમ ચાલી આવવા કહ્યું છે."

"કોને કુમારને?" આચાર્યે પુછ્યું.

"આપને પણ તરત બોલાવ્યા છે"

"કેમ?"

"મહારાજ ઘણાજ માંદા થઇ ગયા છે."

"હેં!" કુમારે કહ્યું.

"ચણક ઋષિએ કહ્યું છે કે એક પળ પણ થોભશો નહીં."

"બીજું કૈં ખાસ?" આચાર્યે પુછ્યું

"હા"

"શું?"

"યવનાધીશ આલિકસુંદર[1] મોટું સૈન્ય લઇ ચડી આવે છે."

"પછી?" આચાર્યે પુછ્યું.

"તેણે બાહ્લિક[2] દેશ કબજે કર્યો, પારસિકાધીપ દારસેનને[3] નસાડી મુક્યો, ને પારસિકપટ્ટન[4] બાળી મુક્યું." સુગ્રીવે કહ્યું.

"હેં?"

"પારસિકો તુટ્યા ને આલિકસુંદર દુર્જેય સૈન્ય લઇ આપણા પર તુટી પડવાનો ઇરાદો રાખે છે."

આંભિકુમાર નિસ્તેજ બની જોઇ રહ્યો. આચાર્ય બોલ્યા નહીં.

"આચાર્ય! ચાલો તૈઆરી કરીએ."

"ચાલો."

બંને મુગા મુગા પાછા આવ્યા.

"આંભિકુમાર!" આચાર્યે વિચારમાંથી જાગ્રત થતાં કહ્યું; "આલિકસુંદર આવશે તો નંદને તોડશે."

"—ને આપણે બધાને."

"જોઇશું" ને તેની આંખ આગળ અંધકાર ચારે તરફ દેખાયો.

× × ×

ત્રણ ચાર ઘડી પછી બધા ઉત્તર તરફ જનારા જવા તૈઆર થયા. સેનાજિત ને ગૌરી આચાર્યને ચરણે પડ્યાં.

"ગૌરી!" આચાર્યે કહ્યું; "આચાર્ય શકટ લનું કુલ તારે એવા પુત્રની માતા થજે." આચાર્ય હસ્યા. "ને સેનાજિત! તેને મારી પાસે ભણવા મુકજે. એના પિતાને ભગવાન દ્વૈપાયને દર્શન દીધાં તેની વાત હું તેને કહીશ."

સેનાજિત અને ગૌરી આચાર્યના પગની ધુળ માથા પર મુકી રહ્યાં.

---

૧. અલેક્ઝાંડર–સીકંદર   ૨. બેક્ટ્રીયા.   ૩. દારા.   ૪. પરસીપોલીસ.



તન-મનની મહેનત કરનારાં!

તાકાત-તાઝગીથી ભરપૂર

# ઝંડુનો દ્રાક્ષાસવ

( મુદ્રિકારિષ્ટ-શારંગધર મ. અ. ૧૦)

ઘરમાં હમેશાં તૈયાર રાખો

☞ તાકીદે તાકાત-તાઝગી મેળવવા

શરદી મટાડનાર

થાક ઉતારનાર

ઉંઘ લાવનાર

દસ્ત સાફ લાવનાર

ભુખ લગાડનાર

તાકાત આપનાર

તાઝગી બક્ષનાર

ક્ષય, ખાંસી, મુર્છા અને સાધારણ

નબળાઇમાં તાકીદે આરામ આપનાર

લહેજતદાર દવા

# ઝંડુનો દ્રાક્ષાસવ

સવાર સાંજ જમ્યા પછી લ્યો

ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ, લી૦

સયાની રોડ, મુંબઇ નં૦ ૧૪.

વડોદરાના એજન્ટ: વૈદ ભવાનીશંકર હરિશંકરની કાં૦, વીકાંટા, ટાવર

કીંમત: રતલ અર્ધાના તેર આના; રતલ એકનો રૂા. દોઢ; રતલ દોઢના રૂા. બે

# હીંદુ સ્ત્રીઓના કાયદેસર હક્ક

( અનુસંધાન પૃષ્ઠ ૩૮ થી )

એ વેદ વાક્યમાં પણ એજ તત્વને બતાવવામાં આવ્યું છે. પરિસ્થિતિમાં થએલા ફેરફારો લક્ષમાં લઇને ધર્મના આદેશોમાં પણ યોગ્ય ફેરફારો થવાજ જોઇએ નહીં તો ધર્મ મૃતવત બની જશે. અને બ્રહસ્પતિએ કહ્યું છે તેમ

"केवलं शास्त्रस्याश्रितं न कर्तव्यों हि निर्णयः।
युक्तिः हीने विचारे तु धर्महानि प्रजायेत ॥"

(માત્ર શાસ્ત્રપ્રમાણ ઉપરજ આધાર રાખી નિર્ણય કરવો નહીં કારણ કે યુક્તિ પુરઃસર વિચાર ન કરવામાં આવે તો ધર્મની હાનિ થવાનો સંભવ છે) અને શિષ્ટાચારનો એટલે રુઢિને જે અગ્રસ્થાન આપવામાં આવ્યું છે તેમાં પણ આ તત્વનોજ ધ્વનિ થાય છે. શ્રુતિ સ્મૃતિનો વિરોધ આવે ત્યાં સ્મૃતિને પ્રમાણરૂપ ગણવી અને તે સર્વેના કરતાં શિષ્ટાચારને (રુઢિને) સૌથી વિશેષ પ્રમાણસર ગણવો, આવી રીતે કહેવાનો હેતુ તો એટલોજ જણાય છે કે બદલાતી પરિસ્થિતિને યોગ્ય ધાર્મિક તત્વોમાં પણ યોગ્ય ફેરફારો કરવાની ખાસ આવશ્યકતા છે.

વિષય વિવેચનની દૃષ્ટિએ પ્રથમ તો વિષયના બે ભાગ કરવા જરુરના છે એક વિભાગ સ્ત્રીઓના વ્યકિતગત હકકો અને બીજો મીલકત ઉપરના હકકોનો. લગ્નમાં પોતાની અનુમતિ, વર પસંદગી વગેરે વગેરે વ્યકિતગત હકકો ગણી શકાય તેમજ તેના વારસાના હકકોનો અને મીલકત ઉપરના સ્વામિત્વનો સમાવેશએ તેના મીલકત ઉપરના હકકોમાં થઇ જાય છે.

ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ હીંદુસ્ત્રીઓની બે જુદી જુદી અવસ્થા ગણી શકાય. એક અવિવાહિતા અથવા તો કુટુંબની કન્યા અથવા કોઇ બીજા કુટુમ્બમાં લગ્નને નિમિત્તે પ્રવેશ કરનારી સ્ત્રી. સ્ત્રીઓની આ બે અવસ્થા સંબધી વિવેચન કરવાથી વિષયનું સરળતાથી સ્ફોટન કરી શકાશે. એમ માની પહેલાં કન્યા સંબંધી વિચાર કરવામાં આવે છે.

કન્યાઃ છોકરો અને છોકરી અગર સ્ત્રી અને પુરુષના હકકોમાં જે વિષમતા જોવામાં આવે છે તેવી વિષમતા માત્ર હીંદુ ધર્મશાસ્ત્રમાંજ છે; એમ નથી પરંતુ અત્યંત જુની એવી બીજી જ્ઞાતિઓના કાયદા કાનુનમાં પણ છે. દાખલા તરીકે રોમના લોકોના કાયદામાં, કોક નેપોલીયનમાં, યાહુદીઓના કાયદામાં અને ઇંગ્લેંડના જુના કાયદાઓમાં પણ આ વિષમતા એટલી તીવ્રતાથી માલુમ પડે છે. અને "न स्त्री स्वातन्त्र्यमर्हति" એ જેમ તેના વ્યક્તિ પરત્વેની મર્યાદા હતી. તે પ્રમાણે મીલકત ઉપર પણ તેના હક્ક સંબંધી "भार्या पुत्रश्च दासश्च एवा धना स्मृता" (મનુ ૮-૧૬ ભાર્યા પુત્ર અને દાસને મીલકત હોઇ શકે નહીં) એ સૂત્રને આપણે મર્યાદા ગણીએ તો પણ સ્ત્રીના હકકોની શરુઆત તથા અંત અહીંજ અટકી પડયાં એમ માનવું એ બરોબર નથી. ઇંગ્લેન્ડમાં પરિસ્થિતિમાં જેમ જેમ ફેરફાર થતા ગયા તેમ તેમ કાયદામાં પણ યોગ્ય ફેરફારો વખતો વખત થતા ગયા. અને આજે સ્ત્રીઓના પુરુષો સાથે લગભગ સમાન હકકો થએલા આપણે જોઇએ છીએ તે કાયદામાં વખતો વખત થએલા ફેરફારોને લીધેજ છે, પરંતુ તે પહેલાંની સ્ત્રી હકકોની સ્થિતિ ત્યાં પણ આપણા ધર્મશાસ્ત્રોમાં આપવામાં આવેલા વિચારો પ્રમાણેજ બહુ સંકુચિત હતી. એટલુજ નહીં પરંતુ તેના કરતાં પણ વિશેષ સંકુચિત અને ખરાબ સ્થિતિ હતી એમ કહેવામાં કશી પણ અડચણ જેવું નથી. આપણી પ્રાચીન સમયની "ઋષિ પ્રણિત ધર્મશાસ્ત્ર"ની જે યોજના હતી તે બંધ પડી અને ત્યાર પછી ટીકાકારોનો યુગ શરુ થયો. આમ થવાથી આગળ પ્રગતિ થતી અટકી પડી. છોકરીનો જે કુટુંબમાં જન્મ થયો હોય તે કુળ તેના લગ્ન સુધી તેનું

ભરણુ પોષણુ કરવાને તથા લગ્નનું ખર્ચ કરવાને બંધાએલું હતું. છોકરીનો આ સ્વાભાવિક હક્ક ગણાતો. છોકરાંનો પિતા વિદ્યમાન હોય તો તો છોકરીને આ સંબંધી જરા પણુ વિચાર કરવાનો રહેતો નથી, અને લગ્ન વગેરેના ખર્ચમાં વિના કારણુ લોભ કરી તેનું ભવિષ્ય પિતા પોતે બગાડતો નથી. પરંતુ જો તેનો પિતા મરણુ પામ્યો હોય તો તેની લાખો રુપીઆની મીલકત તેના વારસદારોના હાથમાં જાય અને છોકરી સંબંધી ઉપર બતાવવામાં આવેલી બે બાબતોની જવાબદારી એ વારસો ઉપર આવી પડે.આવી સ્થિતિ આવે છે ત્યારે બીચારી છોકરીની દશા ઘણી વેળા બહુ બુરી થઇ પડે છે અને " મારાં લગ્ન કયારે થાય કે હું સાસરે ચાલી જાઉં " એવોજ વિચાર તેને આવ્યા કરે છે.

આવી સ્થિતિમાં છોકરીને પોતાને કે તેની માતાને લગ્ન કાર્યમાં મત આપવાનો કશો હક્ક હોતો નથી. તેથી ઘણી વેળા છોકરીને ગમે તેવા અયોગ્ય વર સાથે પણુ પરણાવી દઇને લાકડે માંકડું વળગાડી દેવામાં આવ્યાના અનેક દાખલાઓ આપણુને મળી આવે છે.

આપણાં હીંદી શાસ્ત્રમાં એવા કોઇ *વિચિત્ર સિદ્ધાંત આપવામાં આવે છે કે કન્યાનું* એક વેળા લગ્ન થયુંજ પછી ભલેને તે લગ્ન કાર્યમાં યોગ્ય અધિકારવાળા માણુસે કન્યાદાન આપ્યું ન હોય, પતિ ભલેને ગાંડો, મૂર્ખ, વૃદ્ધ, ભયંકર વ્યાધિથી પીડિત, કે નપૂસંક હોય, અને ભલેને કોર્ટના હુકમનો અનાદર કરીને એ લગ્ન કરવામાં આવ્યું હોય, શાસ્ત્રોતો બસ જાહેરજ કરી દે છે કે આવાં લગ્ન પણુ એક વાર થઇ ગયાં એટલે વજ્રલેપ સમાનજ ગણાય. " सकृदंशो निपतति सकृत कन्या प्रदीयते " (મનુ. મીલકતનો ભાગ એકવારજ પડે છે. અને કન્યાદાન પણુ એક વારજ આપી શકાય. અને वचनशतेनापि वस्तुनोऽन्यथा करणाशक्तेः (એક સો શાસ્ત્રોનો આધાર પડે પણુ એક વખત થઇ ગએલી ઘટના બદલી શકાય નહીં ) આ બતાવવામાં આવેલા તત્ત્વ પ્રમાણે અથવા તો (Factum Valet) અંગ્રેજી શબ્દ પ્રયોગોમાં ના સિદ્ધાંતાનુસાર આવાં લગ્નો કાયદેસર ઠરાવવામાં આવે છે. મીલકત સંબંધી વિચાર કરીએ તો પણુ જણાશે કે તેમાં તેને પ્રત્યક્ષ રીતે તો કંઇજ મળતું નથી. તેના લગ્ન પ્રસંગે જે ખર્ચ કરવામાં આવે છે તે સંબંધી પણુ ખાસ નિયમ જેવું કંઇ હોતું નથી. તેથી ઘણી વેળા તેનો પિતા પણુ તે સમયે બહુ ગરબડ કરી મુકે છે.

તેજ પ્રમાણે હાલમાં શિક્ષણુ લેવાનો રીવાજ શરુ થયો છે તે બદલ પણુ જરુર પડતાં નાણાં કાયદેસર તેને મળી શકે તેમ નથી અને કદાચ તેનો વિચાર આખી જીંદગી ભર અવિવાહિતા રહેવાનો હોય તો તેનું પોતાનું ભરણુપોષણુ તેણે પોતેજ નોકરી–ચાકરી વડે કરી લેવું પડશે. આનું કારણુ એ છે કે તેને પુરુષો પ્રમાણે મીલકત વગેરેમાં સમાન ભાગીદાર પણાનો હક્ક નથી. મીલકત ઉપર કન્યાના હક્કની આવી સ્થિતિ છે.

*સ્મૃતિ ગ્રંથોમાં તેના લગ્નનો ખર્ચ કુટુંબેજ* કરવો જોઇએ એવું ઠરાવવામાં આવ્યું છે, તેજ પ્રમાણે છોકરા અવિવાહિત રહે તેના પણુ પ્રકારો આપવામાં આવ્યા છે. અને અવિવાહિત છોકરીને તેના પિતાની મીલકતની વહેંચણી થાય ત્યારે તેમાંથી ભાગ આપવો એવી આજ્ઞા છે. 'अमाजुरिव पित्रो स चा सती समानादा सदस्त्वामियेधनम्'॥ (ઋગ્વેદ હે ઇંદ્ર ! માતા પિતા પાસે રહેનારી કન્યા તેના પિતાની મીલકતમાંથી ભાગ માગી શકે.) "मातृः पुत्र भागानुसारिण भागहारिण्यः । अनूढाश्च दुहितरः। (વિષ્ણુઃ–માતાને પુત્રોના ભાગ બરોબર

ભાગ મળે અને કુમારિકા માટે પણ તેમજ )

" ज्येष्ठ स्यांसोधिको देयः कनिष्ठा स्यावर स्मृतः ।
स नारी जात शेषा स्युरदत्ता ज्ञागिति तथा "

( નારદ—મોટા છોકરાને વધારે ભાગ દેવો અને નાના છોકરાને ઓછો આપવો અને બાકી રહે તે પુત્રો તથા કુમારિકાઓને સરખો ભાગ આપવો. )'

" तंदभावे तु जननी तनया रासमाशिनी ।
समदशा मातरसोणां चतुर्था साच कन्याका ॥ "

( બૃહસ્પતિ–પરંતુ તેના મરણ પછી માતાને પુત્રોનો બરોબર ભાગ મળે છે. માતા તથા પુત્રોના ભાગ સરખા હોય છે; અને કુમારીઓને ચોથો ભાગ મળે છે. )

" कन्यकाना त्वदत्ताना चतुर्थो भाग इष्यते ।
पुत्रार्नार्थच मंत्रोभागा साम्यं स्पल्यधने स्मृतम् ॥

( કાત્યાયન—ચોથો હીસ્સો અવિવાહિત કન્યાને મળવો જોઇએ; અને ત્રણ ભાગો છોકરાઓને આપવા પરંતુ મીલકત જો ઓછી હોય તો સૌના સરખા ભાગ પાડવા.

"स्वेभ्योऽशेभ्यस्तु कन्याभ्यः कन्याभ्यस्तु प्रदद्युर्भ्रातर पृथक् મનુઃ-સૌ ભાઇઓ એ પોત પોતાના ભાગમાંથી ચતુર્થાંશ પ્રત્યેક અવિવાહિત બેનને વિવાહ સંસ્કાર માટે આપવો.

" आ संस्काराद्धरेत् भागं परतां बिम्रयात् पतिः । ( લગ્ન પર્યંત કુમારિકાને ભાગ આપવો અને લગ્ન પછી તેના પતિએ તેનું પોષણ કરવું. )

" एकानेकाश्चेत्कन्या विप्रो सर्व्वे स्थिता तदा ।
स्यांशात् पुत्रैस्तुरी याशं दत्वा वश्यं विवाहयोः ॥

હેમચંદ્ર ( ૧૧૫૦–૧૨૦૦ ) અર્હ નીતિમાં પિતાના મરણ પછી એક અગર અનેક કુમારિકા હોય તો તેના વિવાહ ભાઇએ પોતાના ભાગમાંથી ચોથો ભાગ આપીને કરવાં એવું કહ્યું છે; મિથિલા સંપ્રદાય પ્રમાણે તો લગ્ન ખર્ચ કરવા માટે આ ભાગ આપવામાં આવે છે. પરંતુ મિતાક્ષરા પ્રમાણે આ ભાગ માત્ર લગ્નના ખર્ચ વગેરે માટે આપવામાં આવે છે એમ ન ગણતાં કન્યાઓનો એ હક્કજ છે. એમ ગણવામાં આવે છે. પરંતુ વીર મીત્રોદયના મત પ્રમાણે આ ભાગ તેના ખર્ચ સીવાય બીજા ખર્ચ માટે પણ આપવો જોઇએ ( વેસ્ટ એન્ડ બુલર ૬૨૮ ) પિતાની મીલકતના ભાગ પાડતી વેળા અવિવાહિત કન્યાને ચોથો ભાગ માગવાનો હક્ક છે એમ એક જુના ઠરાવમાં પ્રીવી કાઉન્સીલે માન્ય કરેલું છે ( જુઓ લાલાજીત વિ. રાજ ટચ્ની રીં. ૩૩૬ ) મીલકતની વહેંચણી કરતી વેળા કુમારિકાને ભાગ મળવો જોઇએ એ હક્કનો હીંદુ ધર્મશાસ્ત્રોએ સ્વીકાર કર્યો છે એ ખરું છે. પરંતુ એ હક્ક એકજ *હાથે દઇને બીજા હાથે પાછો લઇ લેવા બરોબરજ* છે. તેને પોતાનો ભાગ માગવાનો અધિકાર નથી. તેથી જો ભાઇઓમાંજ ભાગ ન પાડયા હોયનો તેને ( કન્યાને ) તો કંઇ મળેજ નહીં: સઘળા ભાઇઓ સાથે રહેતા હોય તેવી સ્થિતિમાં કન્યાનું ભરણ પોષણ તો જરૂર થાય. પરંતુ જો તે આખી જીંદગી અવિવાહિત સ્થિતિમાં ગાળવાની ઇચ્છા રાખે તો તેના ભરણ પોષણની જવાબદારી ભાઇઓ ઉપર કે બીજા સહભાગીદારો ઉપર રહે કે કેમ તે બાબત વીશે તો પુરી શંકા છે. તેજ પ્રમાણે તેનું લગ્ન થાય તેનું ખર્ચ પણ તેના ચોથા ભાગના પ્રમાણે કરવામાં આવે કે કેમ તે પણ ખાત્રીપૂર્વક કહી શકાય તેવું નથી.

મિતાક્ષરી અને વીર મિત્રોદયના મત પ્રમાણે તો લગ્ન ખર્ચ ઉપરાંત છોકરીને ચોથો ભાગ આપવો જોઇએ. એ મતનો આજે જો આપણે સંપૂર્ણપણે સ્વીકાર કરવા તૈયાર ન હોઇએ તો નિદાન તેને તેના પિતાની મીલકતમાંથી

કંઈક પણ અંશ ભાગ તો જરુર આપવો જોઇએ એ વાત તો સ્વીકારવીજ જોઇએ. મુસલમાની કાયદામાં સ્ત્રીઓ સંબંધી બહુ ઉદાર વિચારો પ્રગટ કરવામાં આવ્યા નથી. તોપણ તેમાં દીકરીને બાપની મીલકતમાંથી હીસ્સો મળવો જોઇએ એવું ઠરાવવામાં આવ્યું છે. અંગ્રેજી કાયદામાં પણ દીકરીને આવો હકક આપવામાં આવ્યો છે. આપણા શાસ્ત્રમાં પણ એવો હકક આપેલો જોવામાં આવે છે. તે ઉપરથી કન્યાને એ ભાગ માગવાનો અધિકાર આપવો એ ઉચિત છે. એ ઉપરથી મીલકત ઉપરના હકકના સંબંધમાં એવી સુચના છે કે

( ૧ ) દીકરીને તેના પીયરની મીલકતમાંથી તેના ભાઇઓના ભાગનો ચોથો હીસ્સો માગવાનો હક્ક હોવો જોઇએ અને તેનું લગ્ન ખર્ચ તે ભાગમાંથી થવું જોઇએ.

આવી જાતની યોજનાથી બીજી પણ એક અડચણ દૂર કરી શકાય એમ છે. તે અડચણ વિધવા કન્યાના ભરણ પોષણની છે. વિધવા કન્યાના પીએર ગમે તેવી શ્રીમંત સ્થિતિમાં અને તેના સસરાની સ્થિતિ ગમે તેવી ગરીબ હોય તો પણ આજના કાયદા પ્રમાણે તો તે વિધવાને તેના પીયર તરફથી એક પૈ પણ મળી શકે નહીં ( બાઇ મંગળ વિ. બાઇ રુક્ષ્મણી ૨૩ મુંબઇ ૨૭૧ ) કલકત્તા હાયકોર્ટે માત્ર આની વિરુદ્ધ ઠરાવ્યું અને નિરાધાર વિધવા સ્ત્રીને તેનાં બાપની મીલકતમાં-થી અન્ન વસ્ત્ર ન મળવાં જોઇએ એવો ઠરાવ કર્યો. ( માંખડાદાસી વિ. નદુલાલ ૨૮ કલકત્તા ૨૭૮. )

આવી વ્યવસ્થાથી એ ત્રીજી બાબત પણ સાધી શકાય તેમ છે. છોકરીને તેના ભાઇઓને જે ભાગ મળે તેનો ચોથો ભાગ આપવામાં આવે તો પછી તેનાં લગ્ન કાર્યનો ખર્ચ એ ભાગમાંથીજ કરવો.

આમ કરવામાં આવે તો હાલની સમાજ રચનાને બહુ આંચકો લાગશે નહીં. હાલમાં પણ સાધારણ રીતે એ પ્રમાણમાંજ ખર્ચ કરવામાં આવે છે તેથી આવી યોજના સમાજને કોઇ રીતે વિઘાતક નીવડશે નહીં. જે જ્ઞાતિઓમાં છોકરીના પૈસા લેવામાં આવે છે તે સંબંધી વિચાર કરીએ તો જણાશે કે તેને વેચીને શ્રીમંત બની જવાની ઇચ્છા રાખનાર પિતાની મીલકતમાંથી એ છોકરીને કંઈ આપવાનું ઠરાવવામાં આવે તો તેથી એ પિતાને કંઈ વિશેષ નુકશાન થશે નહીં. ઊલટું લગ્ન ખર્ચ કર્યા બાદ કન્યાને તેની (પોતાની) મીલકતમાંથી તેનો હીસ્સો આપવામાં આવે તો વરપક્ષને કન્યા માટે જે કીંમત આપવી પડી હોય તે પુરેપુરી વળી ન રહે તો પણ તેનો થોડો ઘણો ભાગ પાછો મળે, એટલે નુકશાની ઓછી લાગશે. વળી છોકરીને મળવાના ચોથા ભાગમાંથીજ તેના લગ્ન ખર્ચની વ્યવસ્થા કરવી અને તેથી ઉપરાંત ખર્ચ કરવો નહીં એવી ઓટ પણ કોઇ રીતે ખરાબ નહીં ગણાય. છોકરીને શ્રીમંત સાસરું મળે તો પોતાના ગજા ઉપરાંત લગ્નમાં ખર્ચ કરી બીજા દીકરા દીકરીઓને બાવા બનાવનારા કુલણજી માબાપોને આવી બાંધણી બહુ જરુરની છે અને તેવાઓને પણ આ નિયમથી ઠેકાણે લાવી શકાય.

દીકરી અને દીકરાઓને ઉપર પ્રમાણે હીસ્સો આપવામાં આપણુ કંઈક નવું કરીએ છીએ એમ નથી. કારણ કે મીલકતના ભાગ પાડતી વેળા કુમારિકાને ભાઇઓના ભાગનો ચોથો ભાગ આપવો એવી શાસ્ત્રોની આજ્ઞા છે, અને કાયદાઓનો પણ અભિપ્રાય તેવોજ છે. પુત્ર અને પુત્રી એ બંનેમાં બહુ ફરક નથી; બંને એકજ માબાપનાં બાળકો છે અને પિતાની મીલકતમાંથી માત્ર પુત્રનેજ ભાગ મળે અને પુત્રીને જરાપણ ન મળે આટલી બાબત ન્યાયથી

તંદ્દન ઉલટી લાગે છે. બૃહસ્પતિના કહેવા પ્રમાણે " यथैवात्मा तथा पुत्रः पुत्रेण दुहीता समां ।

પુત્ર અને પુત્રી એવો ભેદ ન ગણતાં બંનેને સરખાંજ વારસ ગણવાં. આ સ્થળે એક વાત સ્પષ્ટપણે કહેવી જોઇએ અને તે એ કે પુત્રીને તેના ભાઇઓને જે હીસ્સો મળતો હોય તેનો ચોથો ભાગ આપવો; હીસ્સામાં આવી વિષમતા છે તેનું શું કારણ?

અને સ્ત્રી વર્ગમાં ઘણી સ્ત્રીઓને આ સૂચના ગેરવ્યાજબી લાગશે. પરંતુ તેનો પણ પુરો વિચાર કરવામાં આવશે તો જણાશે કે તેનાં પણ સબળ કારણો છે. પહેલાં તો કન્યાને લગ્ન થયા પછી તેના પતિની મીલકત ઉપર સરખો હક્ક પ્રાપ્ત થાય છે એટલે કે પિતાની મીલકતમાંથી ભાઇઓને મળતા હીસ્સા કરતાં તેને પોતાને કમી હીસ્સો મળે છે, પરંતુ લગ્ન પછી સસરાની મીલકતમાંથી જે વિશેષ ભાગની તે હક્કદાર બને છે તે લક્ષમાં લેતાં પિતાની મીલકતનો થોડો ભાગ મળે તેમાં કન્યાને અન્યાય થતો નથી એમ સહજ લાગશે. કન્યા કરતાં પુત્રને અને સ્ત્રી કરતાં પુરુષને મીલકતનો ભાગ વિશેષ મળે એજ નિયમ યોગ્ય છે. કુટુંબના પ્રત્યેકપુરુષ સહભાગીદાર ઉપર મુખ્ય કુટુંબમાંથી છુટા પડી જઇ એક નવું કુટુંબ બનાવી તેના મુખ્ય પુરુષ તરીકે રહેવાની જવાબદારી આવે છે અને આ નવીન કુટુંબની સંતતિ સંપત્તિ વગેરેનો વિસ્તાર તેનાથી થાય છે; તેથી પુરુષને જેટલો હીસ્સો વધારે મળે તેટલા પ્રમાણમાં તેનેજ પોતાના કુટુંબની સ્થિતિ તથા પ્રતિષ્ઠા વગેરે વધારવાનું અનુકુલ પડે એવા કારણથી જગતના સર્વ કાયદાઓમાં તેના હીસ્સાની વિષમતા જણાઇ આવે છે. સ્ત્રીઓ આ પુરુષો પ્રમાણે નવીન કુટુંબના મુખ્ય આધાર રૂપ બની શકતી નથી. અને તેની મીલકત કુટુંબની મીલકત તરીકે ઉપયોગી થતી નથી, પુત્રએને જે પ્રમાણે માત્ર જન્મ થતાંજ પિતાની મીલકત ઉપર સરખો હક્ક પ્રાપ્ત થાય છે તે પ્રમાણે પુત્ર અગર પુત્રી કોઇને પણ જન્મથી સ્ત્રીધન ઉપર કશો હક્ક હોતો નથી. અને એ મીલક્ત સ્ત્રીની સ્વતંત્ર માલકીની પણ ગણાય છે. આટલી વાત લક્ષમાં લેવાથી જણાશે કે પુત્રીને ઉપર પ્રમાણે ઓછો ભાગ આપવામાં આવે છે એ ગેરવ્યાજબી નથી.

કન્યાને પીયેરથી જે જે વસ્તુ અથવા મીલકત વગેરે આપવામાં આવે છે તે સઘળું સ્ત્રી ધનજ ગણાયછે એટલે તેના ઉપર તેનું સંપૂર્ણ સ્વામિત્વ છે એ તો ખુલ્લુંજ છે.

## તારા

—o—

[અનુસંધાન પૃષ્ઠ ૪૦ થી]

તેને ફરીથી સતાવી રહી હતી. ભર્યા જનસમૂહમાંથી માત્ર એકજ કંદર્પ મૂર્તિ એના હૃદયમંદિરે વિરાજી રહી હતી. એનું વિસ્મરણ કેવળ અસંભવિત હતું. એને કદી મોટરમાં પસાર થતો જોયો હોત તો કદાચ એનો વિચાર સરખો પણ આવવા ન પામ્યો હોત. પરંતુ એના પ્રણયચિહ્ન સમોવડી પસાદી લઇ તદ્દન સન્મુખ ઉભેલો જોતાં એનાથી અળગા થવું અશકય હતું.

એવામાં એની દાસી અંદર આવી: "ગઇકાલના ઉપહાર આપની પાસે લાવું ? બાઇ સાહેબ !"

"ના. ના. કંઇજ જરુર નથી" તારાદેવીએ ઉત્તર વાળ્યો. "મારી પાસે ન લાવતી. પણ ઉભી રહે. પેલું બધું શું છે ?"

"મોટા ગંજ ખડકેલો છે, બાઇસાહેબ ! હુ કેટલાં નામ લઉં? સુવર્ણમહોરો છે, ચંદ્રહાર છે, પીન છે, લોકેટ છે, વીંટીઓ છે, કંકણ છે. વળી એક નાની પેટીમાં તો સર્વોત્તમ માલા છે. એવી માલા તો મેં મારા જન્મારામાંએ નથી જોઇ. શું એનાં મોતી ! મેં સાચવીને મુકી છે."

"લાવ જોઉં."

દાસી બહાર જઇ એક નાજુક પેટી લઇ આવી; પાસેની ટીપાઇ ખેંચી બાઇ આગળ મુકી. બરાબર એજ ક્ષણે બહારથી એક છોકરાએ અંદર આવી એક ચીઠ્ઠી તેના હાથમાં મુકી. આતુરતાથી તારાએ એ ચીઠ્ઠી વાંચી.

—"લિ. કુમાર નિર્મલકાન્ત "

"કોણે આપી ?" તારાએ પેલા છોકરાને પુછ્યું. "એ મહાશયે રેશમી સાફો પહેર્યો હતો ?"

"નાજી. મને તો મેનેજર સાહેબે આપી."

તારાએ પેટી ઉઘાડી. અંદર નાજુક મખમલ જડેલા ખાનામાં મૂલ્યવાન મોતીની માલા ચમકતી હતી. સાથે એક કાર્ડ પણ હતું. તારાએ તે ઉપાડી વાંચ્યું " કુમાર નિર્મલકાન્ત. " તે ચમકી. કાર્ડ તેના હાથમાંથી પડી ગયું.

તે બારણું ઉઘાડી બહાર દોડી. કેટલાએ ખંડ ને ચોક પસાર કર્યા. અંતે એક વિશાળ આંગણું ઓળંગી તેણે મેનેજરના ખંડમાં પ્રવેશ કર્યો, મેનેજર તુરતજ ઉભા થયા ને તારાને આવકાર દીધો..."અભિનન્દન ! ગઇકાલના તમારા અલૌકિક વિજય માટે".

"કુમાર નિર્મલકાન્ત હજી બહાર વાટજોઇ રહ્યા છે ?" તારાએ સીધો પ્રશ્ન કર્યો. "છોકરો તો આ ચીઠ્ઠી આપી હું એક પ્રશ્ન પણ પુછું તે પહેલાં પસાર થઇ ગયો."

"ગઇ કાલે તમે પ્રયોગ ખતમ કરી તમારા ખંડમાં ગયાં ત્યારે કુમાર સાહેબે જાતેજ એ મને આપી હતી".

"તો મને એ વેળાએજ કેમ ન પાહવી ?"

" મેં ધાર્યું તમે આરામ કરતાં હશો. " મેનેજરે ખુલાસો કર્યો " એટલી મોડી રાતે આપને તસ્દી આપવી મને ઠીક ન લાગ્યું; ને સાચી વાત કહું તો કુમાર સાહેબ સાથે તમારો પરિચય પાડી તમને ખોઇ બેસવાનો પણ મને ભય લાગ્યો. જો હું સ્ત્રી હોત તો પૃથ્વીના કોઇ પણ પ્રદેશમાં તેમને અનુસરવા તૈયાર થાત. એવો દૈવી પુરુષ મેં કદાપિ જોયોજ નથી. કેવો સુંદર રેશમી સાફો પહેર્યો હતો ? તમારી નજર બહાર પણ એ વાત નહીંજ હોય ?"

" હા ! મેં પણ એમને જોયા હતા." તારાએ હકાર ભણ્યો. તારા પોતાનાજ વિચારોમાંજ વિમૂઢ બની ગએલી લાગી."તે ફરી આવનાર છે ?"

" હા ! આજે પાંચ વાગે આવવા એમણે વચન આપ્યું છે. એ ઘણાજ વિદ્વાન છે વળી

લાં

આપણા શહેરના એક આગેવાન શ્રીમંત છે."

"આજે હું રીહર્સલમાં નહીં આવું." ઉઘાડા દ્વાર તરફ વળતાં તારાએ પોતાનો નિર્ણય જાહેર કર્યો. તે સીધી નજરે જોઇ રહી હતી પરંતુ એની દૃષ્ટિમાં શૂન્યતાજ ભરી હતી.

૩

કુમાર સાહેબને આવવાનો વખત થવા આવ્યો. તારા અરીસા આગળ બેઠી હતી. એક દાસી તેને અલંકાર સજાવતી હતી. આ યુગમાં ટાપટીપ તો એક પ્રકારની કલા બની રહી છે. તારા ટાપટીપમાં કલામયી હતીઃ એક્કો હતી. છેલ્લાં પંદર વર્ષથી આ મંડળીમાં નટીનું કામ કરતી. એ અમૂલ્ય જીવન દર્મીઆન એણે મનુષ્ય-હૃદયને રમાડવાનું કાર્યજ કર્યું હતું. કયું હાસ્ય, કયું કટાક્ષ, કયો લટકો, કયો અભિનય મનુષ્યને એના ચરણે નમાવવા બસ હતો તે એના શીવાય વધારે સારું કોણ જાણતું ? આજે તે એનાં રમણિશુદ્ધ શસ્ત્રો સજી તૈઆર થઇ. સપૂર્ણ સુસજ્જિત થઇ તે બહાર પડી. સંસારનું સમગ્ર સૌંદર્ય ને કુમાશ જાણે એનામાંજ આવી વસ્યાં હતાં !

એના દીવાનખાનાના એક ગોળ ટેબલ નજીક તે ઉભી હતી. કુમાર સાહેબનું કાર્ડ તે ઉથલાવતી હતી. પરંતુ એના કાન તો મોટરોના અવાજ સાંભળવા તલપાપડ થઇ રહ્યા હતા. એ ક્ષણેજ નિર્મલકાન્ત આવે—એ સ્વાંગમાંજ એને તે નીહાળે એમ તે ઇચ્છી રહી હતી. એમ ઉભી હોય તોજ એના શરીર સૌંદર્યનો પુરેપુરો ખ્યાલ આવી શકે તેમ હતું. કાલગતિ ઉપર એની કલાએ વિજય મેળવ્યો હતો. આ સુંદર યુવાન પ્રમદા-દેહું શાંતિ ને સંરક્ષણ ઝંખે એ જીવનકક્ષાએ પહોંચેલી હશે ને સૌંદર્યગૌરવની વયવિનમ્રતાને નમી પડે એમ કોણ કલ્પી શકે ?

તારાદેવીને વધુ વાટ જોવી પડી નહીં કારણ કે કુમાર સાહેબ એને મળવાને વધારે અધીર બન્યા હતા. દશેક પળ પણ નહીં વીતી હોય ત્યાં મોટરનો અવાજ આવ્યો. તારા તૈઆર થઇ, એક પલકમાંજ નિર્મળકાંત એની પ્રત્યક્ષ ખડો થયો. તારા ભાનભુલી બની ગઇ. એમને વંદન વંદવાનું પણ વીસરી ગઇ. પ્રૌઢાવસ્થામાં પણ પ્રણયોલ્લાસ ને વિસ્મૃતિ એવાં ને એવાંજ હોય છે. કોઇ શરમાળ મુગ્ધા બાલાની જેમ તે સંકોચ પામતી એમની આગળ ઉભી રહી.

એના હંસવર્ણા શ્વેતકંઠ પર નિર્મલકાન્તની પ્રથમ નજર પડી. આગલી રાતે એણેજ ઉપહાર દીધેલી મોતીની માલા એના કંઠને ઓપાવી રહી હતી. કુમાર સાહેબે એમના જીવનભરમાં આવો આનંદ ને સંતોષ અનુભવ્યો નહોતો. ઘડીભર એમને લાગ્યું કે એમની આશાઓ ને ઇચ્છાઓ ફલિભૂત થઇ ચુકી હતી.

"ક્ષમા કરો. તમને આટલાં વહેલાં તસદી આપવા માટે હું દીલગીર છું. અત્યારે તો તમે આરામ લેતાં હો: નહીં વારુ ?"

"તમારાં દર્શનથી અદકો આનંદ કયો હોઇ શકે ? તારાએ શિરોભાગથી સરી પડેલો સાડીનો છેડો સરખો કરતાં કહ્યું." તમારા અનુપમ ઉપહાર માટે હું આપનો આભાર માનુ છું ને આપ અવારનવાર આપનાં દર્શનનો લાભ પણ આપતા રહેશોજ."

"હા ! જરૂર." નિર્મલકાંતે હસીને હકાર ભણ્યો, "તમારી ઇચ્છા નહીં હોય તોએ પણ દિવસમાં એકવાર તમારું બારણું ઠોકવાની ધૃષ્ટતા કરીશજ."

"કદાચ કોઇ નવી વસ્તુ આપની કલ્પનાને ઉત્તેજશે ત્યાં લગીજ., નહીં ?"

"આ સવાલ માત્ર ક્ષુલ્લક આનંદનોજ નથી. આ તો જીવનમૃત્યુનો પ્રશ્ન છે. હા ! પણ ભલે આપ આપની ઇચ્છામાં આવે તેમ કલ્પો. મને તેની પરવા નથી. તમારા આનંદ માટે મારું જીવન પણ વેડફાઇ જતું હોય તો મને તેની પરવા નથી. તમે પણ એમાં સાક્ષી પુરશોજ."

તેમણે સહજ નાસ્તો કર્યો.

અભંગ મૈત્રીનાં વચન લેવાયાં ને દેવાયાં. બીજે દિવસે જમવાનું નિમંત્રણ દઇ કુમાર સાહેબ છુટા પડ્યા—

૪

એક મહીનાનાં વહાણાં વાયાં. કુમાર તારા પાસે દિવસભરમાં અનેક વાર જતા. એનો એક ક્ષણિક વિયોગ પણ કુમારને અસહ્ય થઇ પડતો. રોજ રોજ તે નવા નવા કાર્યક્રમ ગોઠવતા. તેઓ નદીએ નૌકાવિહારે જતા કે એકાન્ત ઉપવનમાં સંગીતના જલસા જમાવતા. આખા શહેરમાં વાયકા ચાલી કે કુમાર તારાની ઇન્દ્ર-જાળમાં ફસાયા હતા; ને તારા એમનું દ્રવ્ય ખંખેરતી હતી. પરંતુ તારાને તો સમગ્ર સંસારનું દ્રવ્ય કુમારની પ્રણય સંપત્તિ આગળ ક્ષુલ્લક હતું. માત્ર કુમાર તેની સમીપ હોય તો અન્ય કશાની પણ એને ઇચ્છા નહોતી.

પરંતુ ગહીના મહીનાનાં પ્રણયમિલ પછી પણ એના આત્માની અભિલાષા સંતોષાઇ નહીં. રોજ રોજ કુમાર એની પ્રીતિની કથા ઉકેલતાઃ એમના સત્ય અનુપમ પવિત્ર પ્યારની ગાથાઃ પરંતુ 'લગ્ન'ની વાત એમના અધરહુયે કદાપિ ઉપસ્થિત થવા પામી નહોતી. સરવર પાસે પણ તારાની પ્યાસ છીપાતી નહીં. કુમાર પ્રાણ પાડવામાં પણ પાછી પાની કરે તેમ નથી એમ તે જાણતી છતાંય તેમણે 'લગ્ન' માટે કેમ મૌન સાધ્યું હતું? તે અંતે લખીને પણ એમની ઇચ્છા પ્રદર્શિત કરી શકે તેમ નહોતા? કે પછી તેને માત્ર સહચારિણી બનાવવાજ ઇચ્છતા? એવું કલંક તે સહન કરી શકે તેમ હતુંજ નહીં. નજીવા ઇસારાએ પણ તે અગ્નિનાં કુદી પડી જીવનનું બલિદાન દેવા તૈયાર હતી. આ કલંક એનાથી જોયું જાયજ નહીં. કેટલાક મહીના પહેલાં એ કોઇપણ શ્રીમંત સાથે વિલાસી જીવન ગુજારવા તત્પર થઇ હોત એ ખરું; સંપત્તિ પર પણ છીણી મુકી હોત પરંતુ પ્રેમ તો પ્રેમજ માગે. તે કુમાર સાથે કલંકિત જીવન જીવી શકેજ નહીં.

બીજી બાજુ નિર્મલકાંતનાં નજીકનાં સગાં સંબંધીઓ ને શુભેચ્છકો આ નવી ઘટનાથી અજાણ નહોતાંજ. તારાના પાશમાંથી કુમારને મુક્ત કરવા તેઓ આકાશ પાતાળ એક કરવા તૈયાર હતાં. એમને યોગ્ય લગ્ન નક્કીકરી પોતાનું ધાર્યું કરવાની તેઓ આશા રાખતાં હતાં. તેઓ ચોકઠું બેસાડી પણ શક્યા. કુમાર તારાને પરણશે એવો ભય તેમને નહોતો લાગતો; પરંતુ એની પાછળ પોતાની સંપત્તિ વેડફી મારશે તેવો ભય હતો; કે એનું સંતાન પોતાનો વારસ ઠરાવે એવો ડર હતો. કુમાર ઉપર ચોમેરથી દબાણ થવા લાગ્યું. તારાનાં બંધનો દૂર કરાવવા પ્રયત્નો થવા લાગ્યા. એટલે સુધી કે શહેરના અન્ય પ્રતિષ્ઠિત સજ્જનોએ પણ એમને લગ્ન કરવાની સલાહ આપી.

એજ સંધ્યાએ કુમાર તારાને મળ્યા. "જો, તારા!" તે બોલ્યાઃ "હું એક વચન માગું છું, ના ન પાડીશ."

તારાનું હૈયું જોરથી ધડકવા લાગ્યું. "તેવું તે શું છે? કહો જોઉં. મેં તમને કદાપિ ના-પાડી છે?"

નિર્મલકાંતે લગ્નની વાત કરી કે તારાએ તેનો સ્વીકાર કર્યો, આનંદાશ્રુએ બંને જણ નવાઇ ગયાં—

૫

"મેં તો આશાજ મુકી દીધી હતી" આનંદ ઓછો થતાં તારાએ કહ્યું. "તમે ઘણીજ કપરી ને લાંબી કસોટી કરી, હોં!"

કુમારે જીભ કરડી. અજુગતું ને વાંધાભર્યું કે સાંભળ્યું ન હોય તેમ એમનું દીલ કંપ્યું.

"તું ખોટું ધારે છે. તારા! એમ નથી. તું મારો સ્વીકાર કરીશ એમ મને લાગ્યું હોત તો પ્રથમ મિલનેજ મેં લગ્નની વાત કાઢી હોત. મેં

મારી જાતને ઘણીએ હસી, પરંતુ તારા લાયક હું કોઈપણ રીતે જણાયો નહીં.

તારામાં કેટકેટલા સદ્દગુણો છે. જ્યારે મને તો તું પુરી રીતે પીછાને છે. મારા અંતરની અભિલાષા તું સ્વયં પુરશેજ એવી આશામાં મેં મારું સમસ્તઃજીવન તને સમર્પણ કરવા મેં નિશ્ચય કર્યો હતો. મારા જીવનની એ એક પુરીજ અભિલાષા હતી. જો મારામાં કોઈ સદ્દગુણ હોય તો તે માત્ર એટલોજ કે હું તને ચાહું છું. જ્યારે જ્યારે તું સાહિત્ય માટે તારા અભિપ્રાયો જણાવે છે, સંગીત અને ધર્મની ચર્ચા ઉપાડે છે ત્યારે તારી નિપૂણતાથી હું અજબ થાઉં છું. મારા ઉંડા અભ્યાસ કાજે શરમાઉં છું. મારી નજરે તું સાંસારિક વ્યકિત નથીઃ મારા કલ્પના પ્રદેશમાં તું અલૌકિક સ્થાને વિરાજે છે. હું ઉલ્લાસના અતિરકથી ગાંડો કેમ નથી બની જતો એ સત્યથીજ હું અજબ થાઉં છું. હા ! મારા અણધાર્યા સંદ્દભાગ્યથી હું જરુર ભાનભુલો બની જાઉં."

મોડી સંધ્યા સુધી તેણે આમ એનાં હૈયાની છુપી કથની ઉકેલ્યા કરી. પેહેલાં કદાપિ તે આટલો વાચાળ નહોતો બની શકતો.

મસ્તક ઢાળી તારાએ સાંભળ્યાજ કર્યું. પરંતુ એના લલાટ પર આનંદને બદલે દુઃખ, પશ્ચાતાપ ને શરમની રેખાઓ અંકાઇ ગઇ હતી. આ મનુષ્ય કેટલો ભલો ! કેવો નિષ્કપટી ! કેવો નમ્ર—કેવો ઉદાર !

"તો મારાં સુખનો સુર્યોદય ક્યારે થશે !" કુમારે પ્રશ્ન કર્યો; "હું કયારે આશા રાખું ? બહુ વાટ ન જોવડાવીશ, પ્રિયે !"

નિર્મલકાંતની ભલાઇથી તારા છેકજ લેવાઇ ગઇ. હૃદયસ્પર્શી અવાજે ઉત્તર દીધો. "પરંતુ સ્હેમંગ કેવી રીતે થાય ! સમાજનાં બંધનો શે ઉપાપાય !"

"એની તું ચિંતા ન કરીશ. મેં ધારો શાસ્ત્રીઓની સલાહ ક્યારનીએ લઇ રાખી છે. આપણું કાયદેસર લગ્ન થઇ શકશે. આવતા મંગલવારે એ મંગલ દિવસ રાખું છું."

તારાએ શિર ઝુકાવ્યું. તે કશુંએ બોલી શકી નહીં.

"ત્યારે હું તે દિવસે સવારે તને બોલાવવા આવીશ. તૈઆર રહેજે, હોં !"

તારા ઉંચું જોઇ શકીજ નહીં. એક હરફ પણ ઉચ્ચારી શકી નહીં. કુમાર ગયા. પરંતુ તારા ત્યાં કરીજ ગઇ. પ્રતિમાવત બની ગઇ.

૬

અંતરના ઉમળકે તે જેને ચહાતી હતી તેની સાથે લગ્નગ્રંથિથી જોડાવાના દિવસનું આગલું બપોર હતું. તેની પરિચિત દરેક વ્યકિતએ તેને અભિનંદન પાઠવ્યા હતાં. મંડળીના દરેક દરેક નટે તેને ગજાપ્રમાણે લગ્નભેટ અર્પણ કરી હતી. કુમારે તેને વિવિધ અલંકારની એક મહામુલી પેટી મોકલાવી હતી. કુમારના કેટલાક મિત્રોએ પણ તેને ઉપહાર પાઠવ્યા હતા. છતાંએ તેનાં મનોહર નયનોમાં આનંદની આછેરી રેખા પણ અંકાતી નહીં. તે નિરાશ ને ગમગીન બની ગઇ હતી. ઉલા ચારા દિવસથી તેને એકજ પ્રશ્ન અકળાવી રહ્યો હતોઃ—"કુમારને ઠગાય ! પ્રણયમૂર્તિને પાણી ભરાવાય ! એમણે તો એને માટે કૌટુમ્બિક નામનાને ઠોકરે ઉડાવી હતીઃ એમણે તો એને માટે સગાંવહાલાંથી હાથ ધોઇ નાખ્યા હતાં; એમનું હૃદય હિમકણનું પવિત્ર હતુંઃ ગીરિશૃંગ સમુ શાંત ને મનોરમ હતું. ના. તે એમને ઠગેજ નહીં, એવો વિચાર પણ કરી શકે નહી. એણે તો જીવનભરમાં કેટલાએને ભાવામાં મુઝાવ્યા હતા કેટલાએને બનાવ્યા હતા; છતાંએ એનું દીલ કદાપિ આમા ડગમગ્યું નહે તુઃ એના આત્માએ આવો દંશ કદાપિ દીધો નહોતો. એણે કદાપિ પૂર્વે કોઇપણ વ્યકિતદ્વારા આવો પ્રણયરંગ અનુભવ્યો નહોતો.

કુમારને તે સુખી ને આનંદી બનાવી શકે ? હા, જરુર. એ માટે તેને જરાએ શંકા નહોતી. સાચી પ્રીતિને શું અસંભવિત હતું ? પરંતુ પ્રકૃતિને ઠગાય ? અસ્તાચલે નમતા રવિનાં કિરણો મધ્યાહ્નના સૂર્યતેજ જેવા તપે કદિ ? અશક્ય. એ જીવન—એ ઉલ્લાસ—એ પાછો ક્યાંથી લાવી શકે ? એ હાસ્યની છટા, એ અનંત મનોહરતા, એ સ્વપ્નિસ્મરણ ફરી કેમ અનુભવાય ? એ આત્માર્પણ, એ આત્મવિશ્વાસ ફરીથી ક્યાં ઉભરાય ? એ યુવાની ક્યાંથી મળે ? ના, તે ગમે તેટલું ચાહે છતાંએ તે કુમારના જીવનને સહભાગી બનાવી શકે નહીંજ.

આહ ! જીવનની આવી ભુલભુલમણીમાં તે કેમ પડી ! અયોગ્યને કૃત્રિમ માર્ગે. તેણે એમને આવી માયામાં ક્યાં ફસાવ્યા ?–ને આટલે સુધી ભટકાવ્યા પછી તે એમને કહી પણ કેવી રીતે શકે કે પોતે રંગબેરંગી પુતળી કરતાં જરાય અધિકતી નથી ? પોતાની યુવાની ક્યારનીએ પરવારી ગઇ છે !"

મધ્યરાત્રિનો સમય થયો. આ હૃદયભેદક વિચારશ્રેણીમાં મશગુલ બની તારા એક વિરામાસનને અઢેલી પડી હતી. સામેજ એની શૃંગારમેજનો ગંજ ખડકાયો હતો. પરંતુ એ તરફ નજર કરવાની પણ તેનામાં હીંમત નહોતી. માત્ર થોડાજ દિવસો પહેલાં તે એવી વસ્તુઓ માટે મરી પડતી. વૃદ્ધિચિહ્નોનો વિનાશ કરે ને યૌવનજ્યોત પ્રજ્વલિત કરે એવી ચીજો માટે આકાશપાતાળ એક તે કરતી. પરંતુ આજે એ તમામ વસ્તુઓ માટે તેને ધિક્કાર છૂટ્યો હતો. પ્રેમ સત્ય છે. સત્યાસત્યનો મેળ કદાપિ ખાયજ નહીં.

એ સ્થાન છોડી તે દૂર દૂર ભાગી કેમ નથી જતી ?–તેણે પોતાને પ્રશ્ન કર્યો. કુમારનાં લગ્ન પછી તે ખુશીથી પાછી વળી શકશે; એને ખુલાસો કરી શકશે, જો કે વજ્રપાત તો થશેજ એમનું શું થશે તે તો પ્રભુ જાણે, પરંતુ અન્ય એક પણ માર્ગ તેને માટે ઉઘાડો નહોતો. એના દિવસો તો દુઃખ ને રુદનમાંજ વીતશે. પરંતુ એનું ગમે તે થાઓ, પરંતુ સાચા સ્નેહીને તે કદાપિ નહીં ઠગે. સ્વાર્થી નહીંજ બને. એ સ્વર્ગીય પ્રેમના સ્મરણોનાં શબ્દો એને માટે પુરતાં હતાં. એને અન્ય કશાપર હક્ક નહોતો.

એજ પળે દાસી અંદર આવી: "બાઇ સાહેબ ! જરા જમી લ્યોને ! બાર વાગી ગયા છતાંએ આપે કેંજ ખાધું નથી."

"ના બહેન !" તારા બોલી. "આજે મને ભુખજ નથી. જા, ખાઇ લે."

"બાસાહેબ મને ન ભુલશો, હોં !" દાસીએ વીનંતી કરી; "હું પણ તમારી સાથેજ આવીશ."

"ઠીક. ઠીક. તેં નવાં લુગડાં લીધાં છે !"

"આહ ! બાઇસાહેબ ! નવાં લુગડાંની મારે શી પંચાત ? તમારાં ઉતરેલાં લુગડાં તો મારે ભયો ભયા–"

દાસી દૂર થઇ કે તારાએ ઘડીઆળ સામે જોયું. હા. બાર વાગ્યા. પહો ફાટવાને માત્ર ૭ કલાકજ બાકી હતા. સવારે કુમાર અવશ્ય આવવાના. લગ્નમંડપે તેને લઇ જવાના. ઓ પ્રભુ ! આટલાં દિવસ આવા સદ્ભાગ્યથી એને વંચિત કાં રાખી ?"

તારા ઉભી થઇ. મૂલ્યવાન વસ્ત્રો દૂર કર્યાં. કીંમતી ઝવેરાત ઉતારી નાખ્યું. સાદાં સફેદ વસ્ત્રો પરિધાન કર્યાં. મોં ધોઇ નાખી ઝરૂખા સામે ગઇ. પેલી મનોહરતા–પેલી કૃત્રિમ યૌવન હવે ક્યાં ગઇ ? દેહ તો એનો એજ હતો; પરંતુ નયનરંજક સૌંદર્ય ક્યાં છુપાઇ ગયું ? એ યુવાન પ્રમદા ગણી શકાય ?

ત્યાં વધુવાર રોકાવું તે કઠિન થઇ પડ્યું. વૈભવવિલાસની પેલી તમામ સામગ્રી ટેબલપર પડી પડી એને અનેક દંશ દઇ સતાવી રહી

હતી. એ દંભનું જીવન એને જીરવવું મુશ્કેલ થઈ પડયું હતું. એ આરામબાગ, એ લતામંડપો એને અકારાં થઈ પડયાં હતાં.

પણ જવું ક્યાં ? રેલ્વેદ્વારા છટકી શકાય નહીં ! કુમારનાં માણસો એને તુરતજ પકડી પાડે. કોઈને ખ્યાલ પણ ન આવે એવો માર્ગ એને સહજમાં જડી આવ્યો.

તારાનું હૈયું ગૌરવ ને સંતોષથી ઉભરાઈ રહ્યું. તે જરાપણ ખિન્ન થઈ નહીં. નિરાશાથી વિમૂઢ પણ બની નહીં. કુમારને તે ફરીથી મળશેજ. પરન્તુ ત્યારે એમનું મિલન સ્વાર્થથી પર હશે. પ્રણયદોર્યાં કર્તવ્યમાર્ગે તે વળતી હતી. ત્યાં નિરાશા ને પશ્ચાતાપને સ્થાનજ શાનું હોય ?

એવામાં એકાએક એને વિચાર આવ્યો કે કુમાર તેને ન જોવાથી કંઈ ઉતાવળ કરી બેસે તો ? એ વિચારેજ એનું દીલ ભરાઈ આવ્યું. એક ક્ષણભર તે અનાથ બની થંભી ગઈ. બીજીજ પળે તે ટેબલ પાસે ગઈ. એક પત્રિકા ચીતરી કાઢી.

વહાલા કુમાર,

ક્ષમા કરજો. હું તમારે લાયક નથી. જીવનમાં માણવાની આશા પણ નહીં રાખેલી એવી દૈવી પ્રીતિ તમે પરખાવી. મારે માટે એટલુંજ બસ છે. તમારું પ્રણયસ્થાન હતી એ વિચારેજ હું સંતોષ માનીશ. સયોગ ને કામસાન્ત્વના કરતાં પ્રણયનાં સ્મરણો મને વધુ આલ્હાદક બનશે. હું જરૂર પાછી આવીશ. તમને જરૂર મળીશ. પરંતુ તમે પરણશો તોજ, એટલી એકજ શરત. મારા પર રોષે ન ભરાશો, વહાલા કુમાર ! મને અર્પેલું જવાહીર તમારી નવવધૂને જરૂર પહેરાવજો. હું એ અહીંજ મુકીને જાઉં છું. માત્ર તમારું પ્રણયચિન્હ પેલી મોતીની માલા હું સાથે લઈ જાઉં છું. મારી તપાસ ન કરશો. હું અંજલિ રચી તમને વીનવું છું. હું તમારી છું ને તમારીજ રહીશ.

તમારી
તારા.

પત્રિકા પુરી કરી, ટેબલ પર મુકી; પેલી મોતીની માલા કંઠે નાંખી, તે ખંડ બહાર ગઈ. રંગભૂમિ વટાવી સંગીતગૃહ આગળ ગઈ. ઘડીભર એના પગ થંભી ગયા. પંદર પંદર વર્ષનાં એ રંગભૂમિ પરનાં સ્મરણો ! આજે એ સર્વ સ્વપ્નવત થશે. એવામાં મેનેજર એના તરફ આવતા જણાયા. એનું હૈયું ધડકવા માંડયું. તે એક દિવાલ પાછળ તે ભરાઈ ગઈ. શ્વાસ રોકી લપાઈ રહી. મેનેજર નજરથી દૂર થયા કે તે છટકી. કેટલીક ગલીકુંચીઓ તેણે વટાવી સરિતાનો માર્ગ લીધો.

સરિતાતટે સંપૂર્ણ શાંતિ નીતરી રહી હતી. કેટલાક ભીખારુઓ માર્ગમાં લપાઈ પડયાં હતા. કેટલાક યાત્રાળુઓ પણ ટુંટીયું વળી નિદ્રાધીન થયા હતા. સરિતા ચમકતી હતી, શ્વેત ફીણધરથી આગળ ધપતી હતી. એક નાનકડી નૌકા નજરે પડી. હોડીવાળો હોડીમાં ઝોકે ચડયો હતો.

"મને પેલે પાર ઉતારીશ ?" તારાએ હાક મારી.

"ના બેન ! આટલી રાતે કોણ—" હોડીવાળો જાગી ઉઠયો.

તારાએ ભમર્યા દાર [illegible] નૌકા છોડી. "ક્યાં જશો ?"

"પેલે પાર—ગામડે"

"અંધારે એકલાં પડશો."

"ફીકર નહીં."

તારા નૌકામાં બેઠી. નાવિકે લંગર ઉપાડયું. નૌકા ચાલી. તારા કો સ્વપ્ન સુંદરી સમી પ્રસ્થાન કરી રહી.

વૃક્ષોનાં વૃંદ પછીતેથી અમીઆરસનો ચંદ્ર ઉગ્યો, અનંત અંબરપર એની કૌમુદીનાકા હંકારી રહ્યો.*

* રાજેશ્વરપ્રસાદ સિંહનાં હીંદી ઉપરથી મુળ લેખક પ્રેમચંદ.

## આપણા પ્રમુખ: આચાર્ય આનંદશંકર

-ooOoo-

[અનુસંધાન પૃષ્ઠ ૭૬ થી]

શીઆળાની સાંજના આલ્હાદક વાતાવરણમાં, ચંદ્રિકામય રાતની કડકડતી ઠંડીમાં, મોટરની ઝડપે ઉમેરેલી 'ગતિની કાવ્યમયતાની' મદદથી અમે ત્રણ લોકમાં ભાગ્યેજ કોઈ એવો વિષય હશે કે જે ચર્ચ્યો વિના રહેવા દીધો હશે. સાહિત્યકોના જીવનના અંધારા ખુણાઓથી માંડી સંસ્કૃતિ અને જ્ઞાનના નાના મોટા ચોકોનાં દર્શન કરતા કરતા સંખ્યા પર સંખ્યા અમે વટાવી. એ ચર્ચાઓએ વડોદરાનાં મારાં સંસ્મરણોમાં એક અગત્યનું સ્થાન લીધું.

કોઈકને પ્રમુખ મહાશય થોડા બોલા લાગે; વાતની શરુઆતમાં સામા માણસને તે ખીલવતા હોય કે બનાવતા હોય એવું પણ ભાસે. કોઈકિ વાર એમનું સ્વાથ્ય કેટલાકને અકારું પણ લાગતું હશે. આ બધી અધ્યાપકની ટેવો રખેને શિષ્યોમાં માનવૃત્તિ ઓછી થઈ જાય તે બીકે જુવાનીમાં ઉભા કરેલા દુર્ગો. પણ જ્યારે એ દુર્ગ તુટે ત્યારેજ ખરા આનંદશંકરભાઈ ઓળખાય. એમના કેટલાક પ્રેમસંબંધીએ કલ્પેલા, સ્ખલન જેને શકય નથી એવા એ ભય કર પ્રાણી નથી; પણ વ્યવહારિકતામાં આદર્શ ને પ્રૌઢ:સ્મયતાં, સંસ્કાર ને સહાનુભવને ધૈર્ય રાખના, માનવ નિર્બલતાને બને તેટલી શક્તિથી અનુભવવાનો, સમજવાનો કે ક્ષમા કરવાનો પ્રયત્ન કરતા એવા પોતાની મર્યાદાના જાણકાર છે.

૬

એમની આકર્ષણશક્તિનું રહસ્ય તે એમનું આખા ચારિત્ર્યની એકતાનતા—પોતાના આદર્શ સાથે સંયોજાએલા જીવનમાંથી નીતરતો સંવાદ. ક્યાંએ પણ સાંચા કામનુ ઘર્ષણ કે વિસંવાદ—જણાય કે સંભળાય નહીં એવી સરલગામી, નવી, તાજી, કીંમતી મોટરના એન્જીન જેવું. એમનું ચારિત્ર્ય આખા વ્યક્તિત્વમાંથી નીતરેછે. સુસંબદ્ધ સિદ્ધાંતોનું પ્રાબલ્યઃ ગાંધીજીના જેવું તીવ્ર તપથી ઉદ્ભવતું પ્રાબલ્ય નહીં, પ્રખર મુત્સદીના વ્યવહારુ સિદ્ધાંતોમાંથી પ્રગટતું પ્રાબલ્ય નહીં; પણ સર્વશાસ્ત્રે સામાન્ય એવા નીતિના શ્રેયસ્કર પંથેજ વિચરવાનો અને વિચરાવવાનો સંકલ્પનું પ્રાબલ્ય—આદર્શશીલ અધ્યાપકનું—પ્રાબલ્ય.

અધ્યાપકપદને એમણે એક આદર્શરુપ ગણ્યો છે અને તેને એમના બ્રાહ્મણસંસ્કારે પણ અજબ રીતે ઓપ આપ્યો છે. બ્રાહ્મણધર્મ એ અનુસરે છે તે પોતાના અધ્યાપકપદને જાણે સુંદરતા આપવા માટે હોય એમ લાગી જાય છે. જે સંસ્કારિતા એ મૂર્તિમાન કરવા મથે છે તે પાશ્ચાત્ય નહીં, પણ નવી સામગ્રીથી સમૃદ્ધ એવી પોતાના દેશની સંસ્કારિતા. એમને જોતાં હીંદુ સંસ્કૃતિએ રચેલા આદર્શો પર છવાએલા પડદાનો એક ખુણો જરાક ઉંચકાય છે. અને તેની સુંદરતાની કંઈક ઝાંખી થાય છે. કલ્પના ઉત્તેજાય છે. સમયાંતરનું જાદુઈ વાતાવરણ પ્રસરે છે...ત્રણ કાળે પતિત પાવની જાન્હવીનાં પૂણ્ય તીરે આવેલા માહાલયો પર્ણકુટિનો સ્વાંગ ધરે છે; અર્વાચીન પહેરવેશ ખરી જઈ શિષ્યોને શરીરે વલ્કલ આવી વળગે છે. શિષ્યસમૂહ વિદેશી વેષ છોડી, પલાંઠી માંડી બેસી જાય છે...અંગરખો ને પહેરણ અંતર્ધાન થાય છે. અમદાવાદી પાઘડી ચતુષ્કોણી બેડોળપણું છોડી જટા બની જાય છે. દાઢી પણ ઉગી નીકળતી લાગે છે. આ ફેરફારોમાં એકજ સનાતન વસ્તુ સ્પષ્ટ રીતે દેખાય છે: આચાર, વિચાર, ભાવિ ને ભાવનાની સંશુદ્ધિના નિર્મલ પ્રકાશે શોભતા સનાતન

વિદ્યાઓના ઉપાસક, શબ્દબ્રહ્મનો સાક્ષાત્કાર કરવા સદાએ તત્પર એવા વિદ્યાવિલાસી ને બુદ્ધિપ્રધાન સંસ્કારમૂર્તિ એ-બ્રાહ્મણ-વિદ્યા ગુરુ થવાનો આદર્શ.

૭

કેટલાક એમની વિદ્વાનમાં ગણના કરવા ના પાડે છે, કેટલાક એમની વિદ્વતાની પ્રશંસા સીવાય બીજું કૈં કરી શકતા નથી. મેં 'શામીનોરાયણ' ઉચ્ચારતા નીશાળના માસ્તરને વિદ્યાનિધિ ગણાતા જોયા છે; અને ભાંડારકરને સંસ્કૃત નહોતું આવડતું એમ પણ કહેનારા જોયા છે. આવાં ધોરણોનાં કૈં માપ છે?

એ સફલ અધ્યાપક, ઉંડા અભ્યાસી ને વિચારશીલ લેખક ગણાય છે એ એમના વિરોધીઓ કબુલ કરશે. ભાંડારકર જેટલા વિદ્વાન એ ગણાતા નથી તે વાત એ પોતે કબુલ કરશે. એ અનેક વર્ષોથી વારાણસીની વિદ્યાપીઠ કાર્યદક્ષતાથી ચલાવે છે તેની કોઇ ના પાડી શકે નહીં. વધારે શું જોઇએ? બાકી જેને માટે એ મત નહીં તે મહાન નહીં.

એમની ગણના ઉચ્ચ સાહિત્યકમાં થાય છે, શુદ્ધ, સ્પષ્ટ, ઘણીવખત મધુર ને સદાએ ગૌરવ-શીલ એવી એમની શૈલીને આપણા અર્વાચીન ગદ્યમાં લાક્ષિણક સ્થાન મળ્યું છે. ખરું જોતાં એ સાહિત્ય વિલાસી છે, સાહિત્યના સર્જક નથી. સરસમાં સરસ, શિષ્ટમાં શિષ્ટ સાહિત્યના પરિચર્યમાં મળતા પરિશુદ્ધ આલ્હાદોની નિરંતર સેવામાંજ તેમને સુખ મળે છે. એ વિલાસોની મોજ માણવામાં અને કોઇકને કવ-ચિત્ પોતાના રસનાં ભાગીદાર કરવામાંજ તેમને જીવનની કૃતકૃત્યતા દેખાય છે. સર્જકતા એમને શું ગળાવતી નથી. ધરતીકંપો તેમની વાણી અને લેખિનીને નચવતા નથી. ગુજરાતી સાહિત્ય ને સમૃદ્ધ કરવાની કર્તવ્યદીક્ષા લેવાઇ ન ગઇ હોત તો આપણા પ્રમુખ મહાશય કોઇ શાંત અને સુરમ્ય અગાસીમાં બેસી, પ્રિય પુસ્તકો ચારે તરફ વેરી, લાંબી શિખા ખભા પર વિસ્તારી, પગ લંબાવી, રસસાગરનાં બિંદુઓનું વારા ફરતી પાન કરતા પોતાની રસિકતા પોષવામાંજ પોતાના દિવસ ને રાત વ્યતિત કરત...

કેટલાક મહાપુરુષો ચિરસ્મરણીય હોય છે. પોતાના વ્યક્તિત્વથી, કેટલાક પોતાના કર્તવ્યોથી. કેટલાક પોતાની ભાવનાથી, થોડાકજ એ વસ્તુથી, કોઇકજ ત્રણેથી. પ્રમુખ મહાશયે પોતાનું વ્યક્તિત્વ સુંદર કરવામાં કાર્યદક્ષતા અને ભાવનાની સિધ્ધિ ગણી છે. પણ દુનીઆં સ્વાર્થી છે; જે તેને વીસારી પોતાનાજ ચરિત્ર્યની પરવા કર્યા કરે છે તેને તે ઝપ દઇને વીસરી જાય છે...

અધ્યાપક, વ્યવસ્થાપક, શૈલીકાર આચાર્ય આનંદશંકર આખા ગુજરાતમાં એવું અદ્વિતીય સ્થાન લે છેઃ રસિકતા ને ન્યાયવૃત્તિનો સમન્વય કરતી સંસ્કારમૂર્તિનું-પોતાની ભાવનાઓ સાથે જીવનનો સંવાદ સાધતા વિદ્યાવિલાસીનું.

# વિશ્વાસ ક્યાં રાખશો?

દેશાવરનાં ગ્રાહકોને અમે ઘણીવાર ચેતવ્યા છે કે પાંચથી પચાસ ટકાનાં કમીશનની જાહેરખબરો કે ચોક્કસ રકમનાં પુસ્તકો પર ટપાલખર્ચ માફ મળવાની ખોટી લાલચે નો શિકાર થતાં પોતાનાં હકનાં પૈસા ડુબાવશો. છતાં આવી સ્પષ્ટ શબ્દોની સલાહ ન માનનારા ગ્રાહકો હવે કેવા બુમ પાડે છે એ જરા કાળજીથી વાંચી જશો.

**કડવી ફરીઆદ નં. એક :**—અહીંના લોકોને × × × તરફથી ઘણો કડવો અનુભવ મલ્યો છે. ઘણા લોકોના પૈસા એઓ સાહેબ હજમ કરી ગયા છે, જે બદલ એમને આજ મેઈલમાં નોટીસ આપવામાં આવી છે. જો એનો યોગ્ય અને સંતોષકારક જવાબ નહીં મળશે તો પછી મુંબઈનાં તેમજ સુરત તથા અમદાવાદના તમામ લીડીંગ પેપરોમાં એના આ જુઠાણાં તથા દગા બદલ જાહેરખબર દેવા વિચાર છે.

આ ગૃહસ્થ ગણ એ નીચેને ઠેકાણે લખી પુછાવી જુઓ :—

Masaka (Uganda) — હેડમાસ્તર, ઇસ્માઈલીયા સ્કુલ.

**કડવી ફરીઆદ નં. બે :**—આવી નામચીન કંપનીઓ આપણી માતૃભૂમિ ઉપર હસ્તી ધરાવે છે તે જાણી મગરૂર (?)

એ ચીનના સાહુકાર કોણ એ જાણવા લખી પુછાવો :—

Kidete (Via) Daressalame. — હુસેન ડી. અલી.

C/o મેસર્સ ગુલામહુસેન એન્ડ બ્રધર્સ.

**—આવી એકે ફરીઆદ અમારી સામે નથી.—**

**કડવી ફરીઆદ નં. ત્રણ :—......................? ? ? ? ?......................**

દાખલા તરીકે × × × વાળાને ત્યાં કેટલાક પૈસા મોકલ્યાં. નમુનો એક મલ્યો. પાછો જવાબ પણ ન મળે. બેથી ત્રણ વખત ભુલ ખાધી પછી તો ભુલ ન ખવાય. તે ફ્રોક...... આસરે ખાઈ ગયો અને ગ્રાહક ખોયું.

પરાયા પૈસા ખાનાર એ કોણ એ જાણવા લખો :—

Antonibe (Madagascar)
Par Analalava. — જીવા અલીભાઇ.

આવાં અનેક પ્રમાણપત્રો એ અમારા ધંધામાં ફતેહની ચાવી છે. સાફ સાફ વ્યવહાર આપને ગમતો હોય તો આપના તરફથી ઘટતું ઉત્તેજન અમને ન આપો? કોઈ પણ પુસ્તકની જાહેરખબર ગમે તે બુકસેલરના નામની વાંચી હોય છતાં એ ઓર્ડર અમારે ત્યાં આપવાથી એ પુસ્તક આપને તેટલીજ કિંમતે મળશે, તે ઉપરાંત આપને સંતોષ અને અમને ઉત્તેજન મળશે.

દરેક જરૂરિયાત માટે ભરોસાદાર સ્થળ : **મેસર્સ આર. વનમાળીદાસની કું૦.**

**બુકસેલર્સ અને કમીશન એજંટસ્**

૩૯૯, કાલબાદેવી રોડ—મુબાઇ નાં૦ ૨.



ઑ. શ્રી વિઠ્ઠલભાઇ પટેલ,
વડી ધારાસભાના પ્રમુખ.





સરદાર શ્રી વલ્લભભાઇ પટેલ,
સત્યાગ્રહી લડવૈયા

Lakshmi, Art Bombay, ૯.



મેડમ આના પાવલોવાઃ હીંદી વેશમાં
ઉપલા સ્કેચપર મેડમ પાવલોવાએ પોતાની સહી કરી છે.



પુસ્તક ૧૪] કાર્તિક ૧૯૮૫ [અંક ૨

## 'ગુજરાત'ના વાંચકોને—

'ગુજરાત' ૧૯૨૨ માં જન્મ્યું. તે વખતે એનો પ્રગટ કરવાનો કારભાર રા. ભાઇ ભમગરા પાસે હતો. ૧૯૨૩ માં જ્યારે સાહિત્ય પ્રેસ ઉઘડ્યું ત્યારથી એને પ્રગટ કરવાનું કામ રા. ભાઇ લાભશંકરના હાથમાં ગયું. ૧૯૨૭ થી એનો પ્રકાશન કાર્યભાર ભાઇ મોહનલાલ કોઠારીએ ઉપાડ્યો. આ અંકથી એનું પ્રકાશન રા. શયદા અને ભાઇ સાદીક કરવાનું માથે ઉપાડ્યું છે. 'ગુજરાત'ના સ્થૂલ દેહના આ પ્રયોજકોએ 'ગુજરાત'ની વિશિષ્ટતા સાચવી રાખવાના ભગીરથ પ્રયત્ન કર્યા છે. મને આશા છે કે આ નવા પ્રકાશકો પણ તેજ ઉત્સાહ અને ખંતથી એની વિશિષ્ટતા જાળવી રાખવાના પ્રયાસ કરશે.

આ વખતે વાંચકોની ક્ષમા માગવી પડે છે કે લગભગ અઢી મહીને આ અંક નીકળે છે. વડોદરેથી મુંબાઇ કાર્યાલય લઇ આવવું, મુંબાઇમાં છપાવવાની ગોઠવણ કરવી, અને નવી કારકીર્દી શરુ કરતાં અંક જોગી સમૃદ્ધિ એકઠી કરવી એ કામમાં આ વખત ગયો છે.

આશા છે કે વાંચકો એટલા મહીનાના વિલંબને માટે ક્ષમા આપશે.

—ને આ પાપનું પ્રાયશ્ચિત્ત હવે પછીના અંકોની નિયમિતતાથીજ થઇ શકે.

—કનૈયાલાલ મા. મુનશી.



યુદ્ધમાં ઉતરવાને ઉત્સુક હોરેશી બંધુને ચિત્રકાર ડેવીડે અમર કર્યાં છે—એક પ્રવાસઃ કાર્તિક' ૮૫




## મારા પ્રવાસની બીનજવાબદાર કહાણી

લેખક:

શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

પ્રમુખ, સાહિત્યસંસદ

[ અનુસંધાન પુ. ૧૩: અંક ૫; પૃ. ૪૪૫થી. ]

### ખંડ ૬ ઠ્ઠો: જગત્સ્વામિની રોમ.

૧

નેપલ્સથી રોમ જવા ટ્રેન ઉપડી એટલે મેં –સનાતન નગર તરફ જઇએ છીએ." તેને
કહ્યું: "હવે આપણે 'The Eternal City' સપ્તશૃંગી શહેર ( The City of Seven



વર્જીનીઆના શબને ગામમાંથી લઇ ગયા ત્યારે લોકોમાં હાહાકાર વર્ત્યો.



કોરીઓ લેનસ પૂર્વશ્રમના દુશ્મનને મળ્યો અને પોતાના નગરની વિરુદ્ધ લડવાનું વચન આપ્યું.

Hills) અને જગત્સ્વામિની (The Mistress of the World) નું નામ પણ અપાય છે.....

—સ્મરણોનું ચક્ર ઉંધું ફરવા માંડયું. છેક બાલપણમાં એક મુસલમાન નોકર રુમસુમના બાદશાહના કુંવર કેવી સરળતાથી રાજકુંવરીઓને વશ કરતાં એ વાતો કરતો તે યાદ આવી. તે વખતે તો રુમસુમ ઇંદ્રલોકથી પણ અદ્દભુત પ્રદેશ લાગતો હતો. યાદ છે ત્યાં સુધી રુમસુમના બાદશાહનો એક કુંવર નદીમાં નહાવા પડયો ત્યારે કોઇ સુંદરીની તણાઇ આવેલી હીરાની મોજડી તેને મળી. તે મોજડી લઇ તેણે ફકીરી લીધી અને એ મોજડીની માલીક શોધી તેને પરણ્યા સારે રુમસુમ પાછો ફર્યો. ધણીએ રાતો આ વાતનો વિચાર કરી કાઢી હશે......સમયમાં શો ફેરફાર થઇ ગયા છે? અસલ મોજડી પરથી તેની માલીકાનાં સૌંદર્ય ને સદ્દગુણની પ્રતીતિ થાય એવો સતયુગ હતો. આજે વહાઇટવેના સુંદરમાં સુંદર જોડા પરથી તેની શેઠાણી શોધવા જઇએ તો પરિણામ શું આવે એ તો પ્રભુ પણ કહી શકે કે કેમ એ મોટો પ્રશ્ન......

—વડોદરા કાલેજના ઓવીઅસ ક્લાસમાં. પ્રો. નાયક ઉભા થએલા દેખાયા. 'જેમ રાવપુરા અને બાબાજીપરા' તેમ પેલેટીનેટનું શૃંગ અને કેપીટોલાઇન શૃંગ'....

"એ તો યુરોપીઅન ઇતિહાસકારોને ગર્વ દેખાડતાં આવડે છે અને આપણને નથી આવડતો" મારાં મિત્રે કહ્યું: "શું કાશી ને દીલ્હીની કીંમત કૈં ઓછી છે?"

મેં અનેક વર્ષો થયાં દબાવેલી પ્રશંસાવૃત્તિને છુટી મૂકીઃ "અરે મારા મુરબ્બી! એક દેશના દૃષ્ટિએ નહીં પણ સમસ્ત જગતની કે સનાતન જગતની દૃષ્ટિએ એથન્સ સીવાય રોમની હારે કોણ બેસી શકે? દીલ્હી માત્ર નામ છે; પરદેશીઓને હીંદુસ્થાન પર રાજ્ય કરવાનું એક થાણું છે. દીલ્હીએ જગતને માટે શું મોકલાવ્યું? એક કાશી છે. એણે હજારો વર્ષ થયાં બ્રાહ્મણ સંસ્કૃતિ સર્જાવી અને પ્રસારી પણ સાથે સાથે ન્યાતો ઉભી કરી એટલે ભરતખંડની બહાર કાશીની શી અસર?

એને રોમ સાથે સરખાવો તો ખરાં!–રોમ એટલે મહત્તા, સમૃદ્ધિ, વૈભવ, સર્વોપરિ સત્તા, સામ્રાજ્યવાદ, ધારાનું પ્રાબલ્ય, અને દુર્ધર્ષ

વ્યવસ્થા! એણે અતુલ સામ્રાજ્ય સ્થાપ્યું; સંમરાંગણે અદ્વિતીય વિજય મેળવ્યો; દરીઆ પર પહેલવહેલો કાબુ મેળવ્યો ને સંસ્થાનો સ્થાપ્યાં. એણે સાદાઇ કેળવી, ત્યાગ કેળવ્યો, દેશભક્તિ કેળવી; એણે સૌંદર્ય કેળવ્યું, વિલાસ કેળવ્યો, જાહોજલાલી ભોગવી; વૈભવના ટોચે એ પહોંચ્યું. પણ બધા કરતાં એણે રાજ્ય કરવાનો ખરો કીમીઓ હાથ કર્યો. રોમ એટલે વ્યવસ્થા. ૨૫૦૦ વર્ષ સુધી અહીંઆથી જે વ્યવસ્થા પ્રગટી છે તેણે આખા ઇતિહાસના પ્રવાહોને મજબુત જકડી રાખ્યા છે."

રોમે શું નથી કર્યું?

—ઇ. સ. પૂર્વે આશરે ૭૫૦ વર્ષ પર એક વરુને દુધે ઉછરેલા લુંટારાએ એક નાનકડી ટેકરી પર લુંટારાઓનું થાણું સ્થાપ્યું. તે સ્થાપકનું નામ અમર કરવા તે રોમ કહેવાયું—જાણે એ ગામડાએ પણ વરુનું દુધ પીધું હોય તેમ.

પણ લુંટારાઓના થાણામાં સ્ત્રીઓ નહોતી મોટી મુશ્કલી! સ્ત્રીઓ વિના સંસાર ચાલ્યો છે? શક્તિ ને ધન સ્ત્રી વિના કદી શોભ્યાં છે? રોમ્યુલસે ગામે ગામે માગાં મોકલ્યાં; પણ લુંટારાને દીકરી કોણ દે?

રોમ્યુલસે ઉત્સવ કર્યો; ગામેગામ નિમંત્રણ કરી લોકોને બોલાવ્યા. 'આવો, જુઓ અમારું નવું શહેર, ને અમારી નવી સમૃદ્ધિ!' સેબાઇનો આવ્યા: નવાં શહેર જોવાના કોડથી, હર્યાં, ફર્યાં ઘરો જોયાં, ખાધું પીધું. રમતો જોવાનો વખત આવ્યો ત્યારે રોમન યુવકો સેબાઇન યુવતીઓ પર તુટી પડી તેમને ઉપાડી ગયા.

સેબાઇન પિતાઓ આવા ભયંકર આતિથ્ય-સત્કારનો સ્વાદ ચાખી ક્રોધ અને દુઃખથી પીડિત પોતાને ગામ ગયા અને રોમ સાથે તેમણે વિગ્રહ આદર્યો. અનેક વર્ષો વિગ્રહમાં ગયાં. સેબાઇન કન્યાઓ માતાઓ થઇ ગઇ. આખરે એક વખત પિતાઓ ને પતિઓ કપાઇ મરતા હતા ત્યારે તેઓ યુદ્ધમાં ઉતરી આવી ને પોતાના ને પોતાનાં પુત્રોના પિતાઓને સમાધાન કરવા સુચવ્યું અને કપાઇ મરવા તઇયાર થએલા યોદ્ધાઓ વચ્ચે પોતાનાં નવાં બાલકોને નૈસર્ગિક સંબંધની સક્ષીરૂપ મુક્યાં ને સમાધાન થયું; અને રોમની સત્તા ને શક્તિ વધ્યાં.

સેબાઇન કન્યાઓ પતિ અને પિતાને જુદા પાડે છે તેનું ડેવીડે ચીતરેલું સુંદર ચિત્ર આ પ્રસંગને સુંદર રીતે સ્મરણમાં રાખે છે.

(૨)

—રોમના લુંટારુઓમાં ગોત્રો પડ્યાં. દરેક ગોત્રના વડીલો ભેગા મળતા અને રાજ્યકારભાર ચલાવવામાં મદદ કરતા. આ પંચાયત તે અસલી રોમન સેનેટ.

દરેક ઉનાળે આ લુંટારાઓ ખેતી છોડી ભેગા મળતા ને પડોશીઓને લુંટવાને બદલે તેમની સાથે વિગ્રહ આરંભતા. રોમન, સ્વભાવે માની ને ગર્વિષ્ટ, આપખુદી ને ક્રૂર, સાદો ને બહાદુર હતો. તેને બેજ વસ્તુ પ્રિય હતી—પોતાનું સ્વાતંત્ર્ય ને રોમની સ્વાધીનતા.

લુંટારુઓ જગન્નાથો થવાની કોશ હાથ કરતા. રોમે આલ્બા સાથે વિગ્રહ માંડયો; અને બન્ને ગામો થાક્યાં ત્યારે દરેક પક્ષ તરફથી ત્રણ ભાઇઓ લઢવા મોકલી, જેનો વિજય થાય તેનું શહેર જીતે એવા કોલકરાર કર્યા. ત્રણ ક્યુરેશી બંધુઓ આલ્બા તરફથી; ત્રણ હોરેશી બંધુઓ રોમ તરફથી. આ યુદ્ધમાં ઉતરવાને ઉત્સુક હોરેશી બંધુને પણ ફ્રેંચ ચિત્રકાર ડેવીડે અમર કર્યો છે.

એ છએ વીરો બાથડયા; અને આખરે એક હોરેશીયસ જીવતો રહ્યો, ને બાકીના પાંચ મુઆ. છેલ્લા ક્યુરેશયસને મારતાં આ હોરેશીયસે કહ્યું: "તારા બે બંધુઓનું મારા બંધુઓના પ્રેતને મેં બલિદાન આપ્યું. ત્રીજાનું બલિદાન હું આ વિગ્રહને આપું છું કે જેથી રોમ આલ્બા પર રાજ્ય કરે."

રોમની ભક્તિ તેના રોમે રોમમાં હતી. તે જીતીને પાછો આવ્યો અને રોમનોએ તેને વધાવ્યો. હોરેશીયસની બહેનની સગાઇ એક સદ્‌ગત ક્યુરેશીયસ જોડે કરવામાં આવી હતી, તે તેને સામે મળી, અને વિજેતાને ખભે પોતાના મૃત પ્રિયતમનો, પોતાને હાથે વણેલો ઝભ્ભો જોઇ રડી ઉઠી. હોરેસ્યસે તરત તરવાર કાઢી બહેનને વીંધી નાખી. "જે રોમન કન્યા પોતાના દેશના દુશ્મન માટે રડે તેની આ દશા થાય છે." ભાઇએ ભગિનીના શબ પર શબ્દાંજલિ આપી. કેવોભયંકર સ્વદેશપ્રેમ!.........

—૨૫૦ વર્ષ સુધી રાજાઓએ ત્યાં રાજ્ય કર્યું. એમના સમયમાં રોમે આસપાસનાં ગામડાં સર કર્યાં. છેલ્લો રાજા તે ટારકવીન. એ રાજા પડ્યો તેની કથા કોણ નથી જાણતું?

સુંદર લ્યુક્રેશીઆ રોમની શ્રેષ્ઠ સ્ત્રી ગણાતી. રાજકુંવરે તેના પર બળાત્કાર કર્યો. તરત તેણે પોતાના પિતા અને પતિને બોલાવ્યા ને તેમને મોઢે પોતાના પર પડેલી આપત્તિની કથા કહી; પોતાનું વેર લેવાનું વચન લીધું; અને "આ પાપ માટે મારે પણ શિક્ષા ખમવી જોઈએ" એમ કહી તેણે છરા વડે આત્મઘાત કર્યો. બ્રુટસ, તેના પતિનો મિત્ર, હાજર હતો. તેણે લોહીથી નીતરતો છરો હાથમાં લઈ સોગંદ ખાધા અને મિત્રો પાસથી ખવડાવ્યા: રાજા અને તેના વંશજોનો હું વિનાશ કરીશ અને કોઈ પણ માણસને ભવિષ્યમાં રોમનો રાજા થવા દઈશ નહીં." આમ શપથ લઈ તથા લેવડાવી લ્યુક્રેશીઆનું શબ ઉંચકી ગામના મુખ્ય ચોક (Forum)માં તે ગયો અને લોકોને ઉશ્કેર્યા. લોકો વીફર્યા અને ટારકવીનને રોમમાંથી હાંકી કાઢ્યો.

અનાદિ કાળથી રાજપુત્રોનાં કુકર્મો...વિશુદ્ધ સ્ત્રીઓનાં બળાત્કારોના...કારમા અક્ષરોએ ઇતિહાસમાં લખાયાં છે ને અત્યાર સુધી લખાતાં ચાલી આવ્યાં છે. માધવને પણ એવો અનુભવ થયો હતો; પણ તેણે શું કર્યું? તેણે વેર વાળવા પરદેશીને સ્વદેશમાં પધરાવ્યો...

—કહેતાં શરમ આવે છે. પણ અંધગર્ત કરતાં સમજભરી શરમ સારી. બ્રુટસ ને માધવ વચ્ચેનો ફેર તે ફેર રોમ અને અમદાવાદ વચ્ચે. અને રોમ જ્યારે જગત્સ્વામી થયું ત્યારે અમદાવાદ હજુ "શું શાં પૈસા ચાર" કરે છે!

ટાર્કવીન ગયો અને રોમ પ્રજાસત્તાક થયું. આસપાસનાં નગરો પર તે વિજય મેળવી રહ્યું. જેમ તે વધતું ગયું તેમ અર્વિંદ ને સત્તાધારી અમીર વર્ગ અને બંડખોર સામાન્ય વર્ગ બે વચ્ચે ઇર્ષ્યા થતી ગઈ. અસલી



રોમન યુવકો સેબાઈન યુવતિઓ ઉપર તુટી પડી તેમને ઉપાડી ગયા......

અમીર-વર્ગનાં ગોત્રો આપણી ન્યાતની માફક ત્યાં પણ પુરાણાં ને પવિત્ર મનાતાં.

રોમની પ્રજાસત્તા એટલે આપણે હાલ ગણીએ છીએ એવું દરેકની સમાનતા અને સ્વતંત્રતા પર રચાએલું લોકશાસન નહીં, પણ રોમમાં વસતા જુદા જુદા ગોત્રોના ગર્વિષ્ઠ, આપખુદ ને સત્તાકાંક્ષી ભયંકર વડીલોનું વર્ગશાસન. એજ ગોત્રો રોમને પોતાનું ગણતાં, તેની સત્તા ને સમૃદ્ધિ વહેંચી લેતાં ને પોતાને રુચે તેમ જીતાએલી દુનીઆના ભાગલા પાડતા. ખરું જોતાં તેમણેજ રોમના બજારમાં દુનીઆની આપલે કર્યા કરી; અને સામ્રાજ્યવ્યવસ્થાના સિદ્ધાંતો પ્રગટાવ્યા....

આજે પણ શું છે? અંગ્રેજી લોકશાસન એટલે પૈસા અને સત્તા મેળવવા માટે ઈંગ્લાંડમાં ઉભા થએલા પક્ષો. તે પણ વેસ્ટ મીનીસ્ટરના બજારમાં દુનીઆની આપલે કરે છે ને?

પણ ત્યાં સમાનતા સધાઇ તેનું કારણ રોમનોનું ચારિત્ર્ય. પોતાના હક્ક માટે પ્રાણ આપવો ને લેવો, ને રોમ માટે બધું સમર્પવું એ રોમનોનો જીવનમંત્ર હતો.

આ સમયમાં 'પેટ્રીશીઅન'-અમીર વર્ગોમાંના દશ સત્તાધીશો રાજ્ય ચલાવતા. એમાંનો મુખ્ય, ગર્વિષ્ઠ ક્લોડીયસ ગોત્રનો અભિમાની એપીઅસ હતો.

એપીઅસ 'પ્લેબીઅન'-આમવર્ગ-માંના વર્જીનીઅસની પંદર વર્ષની અદ્ભુત સુંદરી વર્જીનીઆ પર મોહી પડ્યો. પોતે મધ્યવર્ગની કન્યા કેં પરણે? તેણે વર્જીનીઆને પોતાની લિપ્સાનો ભોગ બનાવવાની તજવીજ કરી.

વર્જીનીઅસ યુદ્ધમાં ગયો હતો એટલે સમય પણ અનુકૂલ હતો. એપીઅસે પોતાના એક આશ્રિત માર્કસને સાધ્યો. વર્જીનીઆ નીશાળે જતી હતી એટલે માર્કસ તેને ઉપાડી જવા લાગ્યો. લોકો ભેગા થઇ ગયા, છોકરીનો મામો આવ્યો, ને બધાં મુખ્ય સત્તાધીશ એપીઅસ પાસે ન્યાય માગવા ગયાં.

માર્કસે કહ્યું કે આ છોકરી મારી ગુલામડીની છે, તેણે દગાબાજીથી આ જન્મી કે તરત તેને વર્જીનીઅસની સ્ત્રીને આપી દીધી હતી; અને હવે તેને એ વાત ખબર પડવાથી તે પોતાની માલીકીની દાસીપુત્રી પાછી લેવા માંગતો



કપાઇ મરવા તૈયાર થએલા યોદ્ધાઓ વચ્ચે પોતાનાં નવાં બાલકોને નૈસર્ગિક સંબંધની સાક્ષીરૂપે મુક્યાં.

હતો. છોકરીના મામાએ ઘણું કહ્યું, અને આખરે ન્યાયધીશે જેમ તેમ પોતાની વાસના દબાવી મુદ્દત આપી.

વર્જીનીઅસ-બાપ-આવી પહોંચ્યો. ન્યાયાધીશ ન્યાય કરવા બેઠો; અને આખરે પોતાની બદદાનત પુરી પાડવા ચુકાદો આપ્યો કે માર્કસની વાત ખરી છે-વર્જીનીઆ તેનીજ મીલકત છે.

સામાન્યવર્ગનો પિતા આ ગર્વિષ્ઠ ન્યાયાધીશને શું કરે? તેણે છેલ્લી વાર પુત્રીને ભેટવાની રજા માગી ને મેળવી. રડતી, કરગરતી પુત્રીને તે કડીઆરાની દુકાન પાસે ભેટવાને બહાને લઇ ગયો; અને ત્યાંથી એક છરો લઈ દીકરીને મારી નાખી. "બેટા! યમને ત્યાં હું પવિત્ર ને સ્વતંત્ર તને મોકલું છું. તું અહીંઆં રહી હોત તો આ જુલ્મગાર તને બેમાંથી એક સ્થિતિમાં રહેવા દે એમ નહોતો."

વર્જીનીઆના શબને ગામમાંથી લઇ ગયા ત્યારે લોકોમાં હાહાકાર વર્ત્યો. પુત્રીના લોહીથી રંગાએલો છરો લઇ વર્જીનીઅસ આખા ગામમાં ફર્યો. અને સ્વાતંત્ર્ય સાચવવાની પ્રેરણા સામાન્ય વર્ગમાં કરી. સામાન્યો રોમની બહાર ગયા, અને બે વર્ગ વચ્ચે વિરોધ વધ્યો.

આ વિરોધને પરિણામે રાજ્યસત્તા નિર્બલ થવા લાગી, પણ રોમ શક્તિનાં રહસ્યો જાણતું હતું. બંને પક્ષો લડયા. સમાનતાનો સ્વીકાર થયો. ન્યાતોનો આંતરવિગ્રહ અદ્રષ્ટ થયો.. આપણે ન્યાતોની પવિત્રતાની પૂજા કરવામાં પરદેશીનું આધિપત્ય પરાપૂર્વથી સ્વીકારતા આવ્યા છીએ. આપણે સમાનતા ન સાધી અને આજે બળજોરીથી અંગ્રેજ સરકાર તે સ્વીકારાવે છે ત્યારે હસીને ગર્વ લઇને, આપણે સ્વીકારીએ છીએ.

(૩)

—રોમના નાગરિકો પહેલી પૂજા રોમની કરતા. ગર્વિષ્ટ કોરીઓલેનસ અમીર હતો, રાજવંશી હતો. રોમન સ્ત્રીના આદર્શ સરખી તેની માતા પણ જેવી ઉમદા હતી તેવીજ ગર્વિષ્ઠ હતી; દુશ્મનોને ક્ષમા આપી શકતી નહીં; મિત્રોનાં દૂષણોને વીસરી શકતી નહીં, દીકરો પણ મા જેવોજ થયો. કોરીઓલેનસે નાનપણમાં અપ્રતિમ વીરતા દાખવી, પણ સામાન્ય વર્ગને અપાતો હકો એને પસંદ પડયા નહીં. તેણે જાહેર સભામાં તેમના હક વીશે તિરસ્કાર બતાવ્યો અને પરિણામે અમીરોએજ એને દેશ પાર કર્યો.

તે રોમ છોડી જે વોલ્સીઅન શહેરની સેનાને એણે પોતે હરાવી હતી ત્યાં તેના સેનાનીને ઘેર ગયો; પુર્વાશ્રમના દુશ્મનને મળ્યો અને પોતાનાં નગરની વિરુદ્ધ લઢવાનું વચન આપ્યું. તે લશ્કર લઇ રોમ પર ચઢયો. રોમ પડવાની અણી પર આવ્યું; લોકો ગભરાઇ ગયા. રોમે એલચીઓ મોકલ્યા. પણ કોરીઓલેનસે તેમને ધુતકારી કાઢયા. સ્ત્રીઓ બધી મંદિરોમાં દેશનાં સંરક્ષણાર્થે પ્રાર્થના કરવા લાગી. ધર્મગુરુઓ તેની પાસે ગયા. પણ તેની-પણ એજ દશા થઇ. જે રોમે તેને દેશપાર કર્યો હતો તેને બાળીને ભસ્મ કરવાનો તેનો સંકલ્પ નજ ડગ્યો. તેની ગર્વિષ્ટ માતા આખરે તૈયાર થઇ. સાથે તેની પત્ની અને બે પુત્રોને અને બીજી સ્ત્રીઓને લઇ સ્વદેશદ્રોહી પુત્ર પાસે તે ગઇ. કોરીઓલેનસે સંકલ્પ દૃઢ કર્યો. મા પાસે આવી એટલે તે પૂજ્યભાવે તેને ચુંબન આપવા સબહુમાન ઉભો થયો. માએ કહ્યું: "હું તારી માતા છું કે દુશ્મનના સેનાનીની કેદી છું? શું એમ કહેવાશે કે મારેજ પેટે રોમનો વિજેતા અને જુલ્મગાર પાકયો? હું જો તારી મા ન થઇ હોત તો આજે મારો દેશ સ્વતંત્ર હોત. પણ હું ઘરડી છું. આ

[ વધુ માટે જુઓ પૃ. ૧૧૩. ]



# —અમૃતપુરીના દેવીઓ.

લેખક:
રા. અરદેશર ફરામજી ખબરદાર.

(ગરબી)

અમૃતપુરીથી અમે આવિયાં રે લોલ,
માનવપુરીની અમ વાટ:
કાંઇ લાવિયાં રે લોલ;
અમૃતપુરીથી અમે આવિયાં રે લોલ.
અમીથી આંજેલ અમ આંખડી રે લોલ,
હાથમાં છે રાખી રક્ષા માટ
રૂડી રાખડી રે લોલ:
અમૃતપુરીથી અમે આવિયાં રે લોલ.

માનવપુરીના ઝાંખા દીવડા રે લોલ,
ભમી તો ય બળે ત્યાં પતંગ,
રંક જીવડા રે લોલ,
અમૃતપુરીથી અમે આવિયાં રે લોલ:
ઝગમગે પ્રચંડ દીપ આંગણે રે લોલ,
તો ય રહે અખંડ અમ પ્રસંગ,
ભંગ ના ગણે રે લોલ,
અમૃતપુરીથી અમે આવિયાં રે લોલ:
તેજ ને અંધાર કેરાં જોડલાં રે લોલ,
પાપ પુણ્ય, સત્ અસત્‌નો માલ
ભરે હોડલાં રે લોલ
અમૃતપુરીથી અમે આવિયાં રે લોલ:
નાવડાં ડુબે એ મધ્ય સાગરે રે લોલ,
ડુબે સર્વ સાથ ત્યાં અકાલ,
રુદન ક્યાં કરે રે લોલ?
અમૃતપુરીથી અમે આવિયાં રે લોલ.
અમૃતપુરીના ઉંચા માંડવા રે લોલ,
માનવપુરીની નીચી વાટ.
પંથ પાડવા રે લોલ,
અમૃતપુરીથી અમે આવિયાં રે લોલ,
આવો, અમ દેશ કંઈ દેખાડશું રે લોલ,
હૈયે હૈયે માંડી પ્રેમ પાટ,
અમી પીવાડશું રે લોલ!
અમૃતપુરીથી અમે આવિયાં રે લોલ. *

* "ગરબે રમવાને ગોરી નિસર્યાં રે લોલ."—એ ઢાળ



# ઉમર ખય્યામ

લેખક: શા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

ફારસી કવિ ઉમર ખય્યામને પ્રસિદ્ધિમાં લાવનાર અંગ્રેજ લેખક ફીટ્ઝ જરાલ્ડે માત્ર એની કેટલી એક રૂબાઈઆત (ગઝલ) નુંજ ભાષાંતર કર્યું છે. પરંતુ એ ભાષાંતર થએલી ગઝલો સીવાય બીજી ઘણી ગઝલો એણે લખી છે. એ ગઝલો અસલ ફારસી માં એક નાનકડા પુસ્તકરૂપે મુંબાઇના વતની મી. જમશેદજી સકલાતવાલાએ શિલા પ્રેસમાં પોતાનાં મિત્રોમાં વહેંચવા માટે છપાવી છે, અને તેને મુંતેખબાતે હકીમ ઉમર ખય્યામ એવું નામ આપ્યું છે. કદમાં હાથેલીથી પણ નાનાં એવાં ઓગણ્યાએંશી પાનાનું એ પુસ્તક છે, અને તેમાંની ગઝલો, ઉત્તમ, મધ્યમ ને કનિષ્ટ ત્રણે વર્ગની છે. હેરોન એલન તથા ઉઝલીના સંગ્રહ વીલાયત માં જાણીતા છે. મી. સકલાતવાલા નો સંગ્રહ એ સગ્રહો પરથી લઘેલો છે. પરંતુ ઇંગ્લાંડ સીવાય બીજા દેશમાં પણ ઉમર ખય્યામ ને લગતું સાહિત્ય દિનપ્રતિદિન વિકાસ પામતુંજ જાય છે. બર્લીનનાં કાવી. આની છાપખાનામાંથી એક નવોજ અને ઘણો કીંમતી સંગ્રહ-વીલાયતવાળી પ્રત કરતાં વિશેષ સંખ્યાવાળો પ્રસિદ્ધ થયો છે. તે સીવાય ડેનમાર્કના મુખ્ય શહેર કોપનહેગનના એક વિદ્વાન લેખક ક્રીસ્ટેનસને એક બીજું પુસ્તક બહાર પાડેલું છે અને પારીસના એક ખગોલ શાસ્ત્રી મો. સલેટે ફ્રેંચ ભાષામાં એજ વિષય પર ત્રીજું પુસ્તક બહાર પાડ્યું છે.

ગુજરાતી ભાષામાં ઉમર ખય્યામ રૂબાઇઆતનાં-ફીટ્ઝ જરાલ્ડવાળીના ત્રણ ચાર ભાષાંતરો થયાં છે. સ્વ. હાજી મહમ્મદ અલ્લારખીઆ પણ એ ગઝલોનું ભાષાંતર કામ કરવાનું લઇ બેઠા હતા. પરંતુ પોતાની હયાતીમાં તે ભાષાંતર કમનસીબે પ્રસિધ્ધ કરી શકયા નહીં; પરંતુ આ બીજી ગઝલો પ્રત્યે હજુ કોઇએ એ દૃષ્ટિથી જોયું હોય એવું મારા જાણવામાં નથી, તેથી વાનગી દાખલ મી. સકલાતવાલાના સંગ્રહમાંથી બેત્રણ ગઝલોનો ભાવાર્થ નીચે આપું છું.

(૧) હાલના સમયમાં જેમ બને તેમ થોડાં માણસોની જોડેજ તું મિત્રતા કરે તો બહેતર, કારણ જમાનાના ખાધેલા એવા માણસો જોડેની સોહબત (મૈત્રી) દૂરથીજ સારી, જે શખ્સ ઉપર તારો પુરે પુરો વિશ્વાસ હોય, તેનાપર જ્યારે ડહાપણની દ્રષ્ટિથી તું જોશે ત્યારે તે તારો દુશ્મન છે એમ તને જણાઇ આવશે.

(૨) તારાથી બની શકે ત્યાં સુધી કોઇનું મન તું દુઃખવતો નહીં. તેમજ પોતાની દુશ્મના

[વધુ માટે જુઓ પૃષ્ઠ: ૧૧૭.]

# પવન-તરણી

લેખક:

## રા. લલિત.

'સભ્ય, સાહિત્યસંસદ.

(૧)

:ખિ! નિરખિયે: જો, જો, કેવાં વિમાન નભે ઘુમે!
વન-તરણી, પંખીણી શી, ત્વરા ધીરીએ, ઉડે:
ચિત્રી પટની એ લીલામાં, મનુષ્ય-કલા ઝગે:
ફલ કરી હો, ઉદ્યોગિતા, જયોજ્વલ માનવે!

(૨)

કુદરત તણા છૂપા ભેદો જતાં સમજી નકી,
અનુકૂળ ગતિ એની સાથે અબોલ રહે થતી:
જગહિત કરી સિદ્ધિ સાધે, મનસ્વી તું માનવી!
પ્રભુની પ્રભુતા પામે પ્રીત સદા, રસ-રાજવી!

(૩)

રન જલમાં, પૃથ્વીઅંકે મનુષ્ય! વિશેષ તું:
.વિધ વિભુતિનાં તત્ત્વોમાં, તું અદ્ભુત તો ન શું?
પ્રકૃતિ કલિ ફુટી ખીલી: પ્રફુલ્લિત તું થશે-
: પમરશે, ક્લેશો જાશે, રસાયન રેલશે!

(૪)

પ્રણય તરણી એ પુણ્યાર્થે સરે, સખિ! આપણી-
નિયત સુગતિ એવી સ્હાશે જગત્સુર માનવી!
હૃદય-તરણી! તારા વેગે સખિ! વિહરૂં ન કયાં?
તુજ રસભર્યો તુથી દીપ્યો પ્રકાશ ધરૂં ન કયાં?

(૫)

જીવિત-સરણી! આવ્યાં ત્યાંથી મને ઉડવો તમે:
રસ-ભ્રમણમાં બ્રહ્માંડોમાં જગે ઘુમવો તમે:
કમળ પ્રકટ્યાં દેવો જેવાં સખિ! ઝુલવો તમે:
નર-સકલતા, નારીદેવી! સદા પુરજો તમે!




લેખક
રા. બહુભાઈ લાલભાઇ ઉમરવાડિયા,
સભ્ય, સાહિત્ય સંસદ.

ચિત્રકાર:
રા. પંડ્યા.

એક સામાન્ય સવાર હતી. કરમાઇ ગએલા સૌંદર્યવાળી વૃદ્ધા જેવી કુદરત અનાકર્ષક દેખાતી હતી. એવે સમયે વીરપુરીના સભાગૃહમાંથી બે પુરુષો બહાર રાજોદ્યાનમાં આવ્યા. પહેરવેશ પરથી બેઉ પરદેશી હોય એમ જણાતું હતું. બેમાંથી એક જરા આગળ ચાલતો હતો. એના શરીરપર કીંમતી છતાં સાદાં વસ્ત્ર હતાં. એના કાન્તિમાન મોંપર સંસ્કારિતાની સ્પષ્ટ છાપ હતી. એના ગંગમરોડમાં અમલ ચલાવનારનાં ચિન્હ હતાં. એની નાની આંખોના ચમકારા સામા માણસને ડારી દેતા. એની મુખમુદ્રા પર સહેજ વિષાદ પથરાએલો હોય એમ ધારીને જોનારને લાગતું. શરીરે સુકુમાર છતાં સશક્ત લાગતો, પણ કષ્ટથી જાણે થાકી જતો હોય એમ એનું શરીર જરા નમતું લાગતું. એના દેખાવ પરથી દુનીઆથી અસંતોષ થયો હોય એમ જણાતું છતાં સ્વાભાવિક સ્વામિત્વની અકડાઇ એ લાગણીને પ્રકટ થવા દેતી નહીં. એની ચાલ સ્થિર હતી પણ એમાં નીરાશ થએલા માણસની શિથિલતા નિરીક્ષા કરતાં જણાતી.

એની પાછળ ચાલતો પુરુષ મર્યાદામાં રહી ચાલતો હોય એમ અદબભેર પગલાં ઉપાડતો હતો, તે ઉપરથી ચાલનાર પુરુષનો એ અનુયાયી હશે એમ સહેજે ખ્યાલ આવતો. થોડેક છેટે જઇ આગળ ચાલનારે કહ્યું: "નૂતનચંદ!"

"જી." કહી નૂતનચંદ્રે ઉતાવળે બે પગલાં ભર્યાં અને આગળ ચાલનારની વધારે નજદીકમાં ગયો.

અવાજ ધીમો પાડી પેલાએ કહ્યું: "બહુ વળે એમ નથી લાગતું."

આ સમાચારથી હોય તેમ સહસા નૂતનચંદ્રની ગતિ આવી ગઇ. સામાનું કહ્યું માન્યું જતું ન હોય તેમ તે જોઇ રહ્યો. આખરે લગભગ ગળગળા અવાજે તેણે કહ્યું: "મહારાજ શું કહો છો ?" અને ફરીવાર તેણે ચાલવા માંડ્યું.

પેલો પુરુષ વગર અટકયે બોલ્યો: "મને એમ લાગે છે. બાકી એ પણ એક સમય હતો જ્યારે આજ વીરપુરના ધણીને ગુજરાતના માધવમંત્રીનાં દર્શન માટે પાટણમાં આઠ આઠ સુરજ પુજવા પડતા હતા." તે જરાક અટકયો, એનો અવાજ સહેજ ઘેરાતો હોય એમ નૂતનચંદને લાગ્યું પણ અવાજ સ્થિર કરી માધવે કહ્યું: "હોય નૂતનચંદ સમય છે. પણ......"




હોય, નૂતનચંદ્ર! સમય છે પણ.....

તે આગળ બોલે એટલામાં એમની પાછળથી કોઈનો મંજુલ સ્વર આવ્યો: "મંત્રીશ્વર! જરા ઉભા તો રહો....."

બેઉ પુરુષો ચમક્યા. માધવે પાછળ નજર કરી અને એક સૌંદર્યવતી સ્ત્રીને આવતી જોઈ. નૂતનચંદ્રને ઉદ્દેશી તેણે ધીરેથી કહ્યું: "જરા ચેતતા રહેજો. તે જેટલી સ્વરૂપવતી છે તેટલી બુદ્ધિવાન છે" અને આવનાર સામે ફર્યો.

"મને કહ્યું?" તેણે હસીને તે સ્ત્રીને પુછ્યું.

"મંત્રીશ્વર તો એકજ છે," એ સ્ત્રીએ હસીને ઉત્તર આપ્યો અને ઉમેર્યું: "જેની પાછળ આમ ભટકવું પડે." આ ઉત્તરમાં જેટલી મીઠાશ હતી તેના કરતાં તેના હાસ્યમાં વધારે આકર્ષણ હતું. જોનારની આંખને પળવાર ઝાંખ વળે એવી એની મુખ-પ્રભા હતી. એના લલિત હાસ્યમાં સામાને મહાત કરવાનું આકર્ષણ હતું. એની આંખોમાં જગન્માયાની પ્રખર શક્તિ તરવરતી હતી. એનાં લચી પડતાં અવયવોમાંથી નર્યો વિલાસ ઉભરાતો હતો. સ્ત્રીયૌવન એનાં અંગેઅંગથી




હા, મને લાગે છે કે ગુજરાતીઓ કંઈ રસિક નથી લાગતા.....

નીતરતું હતું. કવિઓ સ્ત્રીઓ કલ્પે છે તેવી તે જણાતી એવી જેને જોઇ ભરવસ્તીમાં ઠોઠ જેમ આપણે સૌ ઉભા રહી જઇએ.

એના પ્રશ્નનો ઉત્તર આપ્યા વગર મ ઉભો રહ્યો. એટલામાં તે પાસે આવી પહે નૂતનચંદ્ર જરાક દૂર જઇ ઉભો રહ્યો.

પળવાર બેઉએ એકમેક સામે જોયું. પછી જાણે એકમેકને રોજ મળતાં હોય એટલા પરિચયથી હોય તેવા હાવભાવ સાથે, ઉદ્યાનના ફુલ ક્યારામાંથી ખીલેલો બટમોગરો ચુંટતાં ગમે તેવા અસંસ્કારી તપસ્વીને આકુળવ્યાકુળ કરી મુકે એવા ભયાનક કટાક્ષ સાથે તે બોલી: "મંત્રીશ્વર, આમ તો ગુજરાત વીશે ઘણું સાંભળ્યું હતું,"

"પણ ?" માધવે પ્રશ્ન કર્યો.

"પણ ગુજરાતના આત્મારૂપ સર્વોત્તમ ગુજરાતીનાં દર્શનનો પ્રસંગ આવશે એવું સુભાગ્ય કલ્પ્યું નહોતું."

"વીરપુરનાંરસિક રાજ્ય પંડિતા યશલક્ષ્મીની શવાર્તા અમે પણ રસભેર સાંભળતા હતાં." માધવે સવિવેક શિષ્ઠાચાર કર્યો.

જરા વાર તે માધવ સામું જોઇ રહી. પછી હોઠ ડાબી મસ્તીભરી નજર કરી તે બોલી:

"ગુજરાતીઓ રસિક હોય છે ખરા?"

"તમે શું ધારો છો?" માધવે સામો પ્રશ્ન પુછયો."

"કહું ?"

"હા, શા માટે નહીં ?"

"તમને ખોટું નહીં લાગે?"

"મેં તો સાંભળ્યુ હતું કે કોઇને શું લાગે છે તે જાણવાની પણ તમને દરકાર નથી."

યશલક્ષ્મી ખડખડાટ હસી પડી. "ખરેખર !" તેણે કહ્યું: "તમે મહાઅમાત્ય થવાજ સર્જાયા છો. મારા જેવી એક સાધારણ સ્ત્રીની આટલી બધી ખબર રાખો છો ત્યારે તો રાજા મહારાજાઓનું તો શું ને શું નહીં જાણતા હો ! સાચ્ચે, મંત્રીશ્વર ! મને તો તમારી બીક લાગે છે."

માધવ આ ચંચળ સ્ત્રી તરફ સમાન જોઇ રહ્યો. એને લાગ્યું કે બોલવે તો એ પંડિતા બંધાય એવી નહોતી. કૈંક મુગ્ધ થઇ તેણે પુછયું: "એમ ? વારુ. પણ તમે ગુજરાતીઓની રસિકતા વીશે કૈંક કહેવા જતાં હતાં, ખરું ને?

"હા. મને લાગે છે કે ગુજરાતીઓ કૈં બહુ રસિક નથી લાગતા."તે બોલી અને માધવ શું ઉત્તર આપે છે તે જાણવા ઉત્સુક હોય તેમ એની સામે જોઇ રહી.

માધવને સ્પષ્ટ લાગ્યું કે આમ આકુ બોલવામાં એનો કૈંક અર્થ હતો. એક અલ્પ પળ તે ચુપ ઉભો રહ્યો. પંડિતાનો ભાવાર્થ ખોળવા ઘડીભર તેના મગજે સળવળાટ કરતું કામ કરવા માંડયું. પણ જરાકવારમાં "આ બધીવ્યર્થ ખટપટ શા માટે ?" એવો નિર્ણય કરતો હોય તેમ કૈંક કચવાટ સાથે તેણે કહ્યું: "કેમ, એમ શા ઉપરથી કહ્યું ?"

"તમારા ઉપરથી" તેના અવાજ અને હાવભાવમાં ભારોભાર નફફટાઈ હતી. દૂર ઉભા રહેલા નૂતનચંદ્રે પણ તેના હાવભાવ દીઠા અને "આ કૈં સારું નહીં એમ એના મગજે ફરીઆદ કરી. જીંદગીમાં પહેલીવાર સ્વામીનો ખાનગી વાર્તાલાપ સાંભળવા તે તૈયાર થયો અને પોતે સારું કરે છે કે નહીં તેનો પોતાના મનમાં નિર્ણય કરે તે પહેલાં તેણે કાન માંડયા : "ત્યારે મારી ખબર આચી છે." યશલક્ષ્મીની સુંદર આંખો તરફ જોઇ માધવે કહ્યું.

"કે ?" પ્રશ્ન પુછવાનો હવે પંડિતાનો વારો હતો.

"કે તમારાથી સૌએ બીવું પડે છે."

"કેમ વારુ ?

"કારણ કે તમે આટલી વારમાં મારા વીશે આટલું બધું જાણી લીધું."



યશલક્ષ્મીની પાસે જઈ તેનો હાથ હાથમાં લેઇ પોતાની આંખોએ અરકાડ્યો.

"ના, ના, એમાં અઘરું શું હતું? તમે રસિક હોત તો કે નહીં તો……" તેણે જાણી જોઇને વાક્ય પુરું કર્યું નહીં. માત્ર માધવ સામે સુંદર નયનબાણે એને વીંધતી હોય તેમ તે જોઇ રહી. એ દ્રષ્ટિ માત્રે પુણ્યનાં મંદિરોની સીમીટ ઉખડવા માંડશે એમ દૂર ઉભા રહેલા નૂતનચંદ્રે કલ્પના કરી. અને પોતાના સ્વામી વીશે તેને ચિંતા થવા માંડી પણ માધવ તો જાણે ખરેખર અરસિક હોય તેમ મૂઢ જેવો જોઇ રહ્યો અને બોલ્યો: "તો શું?"

યશલક્ષ્મીથી આ અરિસકતા સહેવાઇ નહીં. તેણે તો ગણત્રી કરી હતી કે એ દષ્ટિ માત્રે માધવ મુગ્ધ થઇ જશે. અને પોતાની ગણત્રી ખોટી પડે એ કોઇને ગમતું નથી. સુંદર માણસો તો એ સહીજ શકતાં નથી.

"તો શું?" તેણે સહજ ક્રોધિત થઇ કહ્યું; "તો મારા સંદેશાનો કે નહીં તો તમે ઉત્તર તો મોકલતે." તે અટકી અને માધવ તરફ ક્રોધાગ્નિ વરસાવતી હોય તેમ હોઠ કરડી તેણે ઉમેર્યું: "મંત્રીશ્વર, તમને તે રસિક ગુજરાતના ગુજરાતી કોણ કહે?" તે ઘડીભર માધવ તરફ જોઇ રહી. માધવના ઉત્તર પર એના સર્વસ્વનો આધાર હોય તેમ તીવ્ર ઉત્સુકતા એની આંખોમાં દેખાતી હતી. ભવ્ય આશા અને ભયાનક નીરાશા વચ્ચે તે ઝુલતી હતી એમ એના મોં ઉપરથી લાગતું હતું. અર્ધપળ માધવ વિચારમાં ઉભો રહ્યો. તેના હૃદયમાં પણ જાણે કોઇક દ્વંદ્વ ગડમથલ કરી રહ્યું હતું એવી કલ્પના કરી શકાતી. યશલક્ષ્મીએ તે જોયું અને આખર પણ પોતાની જીત થતી જાણી એનું મોં સહેજ મલકાયું. નૂતનચંદ્ર પોતાના પ્રાણ મુઠીમાં પકડી ઉભો રહ્યો હોય એમ જોઇ રહ્યો. થોડીક વારે સ્વસ્થ સ્વરે માધવે કહ્યું: "કહો"

શું કાર્ય હતું ?"

પલવારમાં યશલક્ષ્મીના મોંપર વિજયનો આનંદ છવાઇ રહ્યો.

"આમ રસ્તે શું કહું? કોઇ વાર રસોઘાનમાં આવશો તો કહીશ" અને ઉત્તરની રાહ જોવાની દરકાર કરતી ન હોય તેમ, સહેજ મોં મરડી તે રાજભવન તરફ પાછી ફરી. જતાં જતાં તીવ્રતમ ભાવ સાથે દૃષ્ટિ કરતી તે મોહક કંઠે બોલીઃ "આવશો?"

આવા મધુરતમ સ્વરે યમરાજ આમંત્રતો હોય તો પણ ના કહેવાનું મન થાય નહીં. "હા, સાંજે આવીશ" માધવે કર્કશ અવાજે ઉત્તર આપ્યો અને યશલક્ષ્મી ઉતાવળે પગલે ચાલી રહી. માધવ એને જતી જોઇ રહ્યો. તે અદૃશ્ય થઇ ત્યારે તે બબડ્યોઃ "ઠીક" અને એના મોંના ખુણામાં એક ભયંકર હાસ્ય ઉત્પન્ન થઇ જરાકવારમાં શમી ગયું; અને નૂતનચંદ્ર તે જોવા પામે તે પહેલાં માધવ તેને લઇ ઉતારે ચાલ્યો ગયો.

× × × ×

રાજભુવનથી આવી માધવ થાક્યો હોય તેમ ગાદીપર પડયો. ઉંડા વિચારમાં નિમગ્ન થઇ બેઠો. થોડીકવારે નૂતનચંદ્રે કહ્યુંઃ "મહારાજ—"

"કેમ?"

નૂતનચંદ્રે વાક્ય પુર્ણ કરવાની હીંમત કરી નહીં.

"તો શું ? રસોઘાન નહીં જઇએ એમ?" માધવે સહેજ હસીને પુછ્યું.

"હા, મહારાજ, મને તો એમ લાગે છે."

"ગાંડા છો?" માધવે કહ્યુંઃ "પછી આખા ગુજરાતના માથે અરસિકતાનું લાંછન નહીં લાગે?"

"પણ મહારાજ, એમ જીવ સટોસટ...."

માધવે વચમાં પડી કહ્યુંઃ "એ તો જે થાય તે ખરું. પણ બોલ્યું પળાયન નહીં તો તો થઇજ રહ્યું." જરાકવારે માધવે ઉમેર્યુંઃ "ચાલો, નૂતનચંદ્ર મેં કહ્યું તેમ ધ્યાન રાખજો ને સોમનાથ કરશે તો બધું સવળું થશે. શી ખબર કે એમ પણ કે ઇષ્ટજ નીમાયું નહીં હોય!"

"પણ મહારાજ!" નૂતનચંદ્રે બીતાં બીતાં કહ્યુંઃ "આમ જીવ જોખમાશે પછી આપણું કાર્ય કેમ કરી પાર ઉતરશે?"

"નૂતનચંદ્ર" માધવે ધીમેથી પણ સખતાઇથી કહ્યુંઃ "વિધિની ઘટમાળ આપણે શા માટે હાથમાં લેવાનો પ્રયત્ન કરીએ? જે નીરમાયું હશે તે કૈં ગમે તેવી સાવધાની છતાં મિથ્યા થવાનું છે? પછી આટલી ગડમથલ શા માટે? અને આ તો રમત વાત છે પણ હજી તો વિશાલ સમુદ્રો તરી જવાનાં છે." અને દૂરના ક્ષિતિજ તરફ નજર કરી ઉમેર્યુંઃ "ભાઇ હીંમત રાખો ઇશ્વર સૌ સારું કરશે" નૂતનચંદ્રે કૈં ઉત્તર આપ્યો નહીં. પળ વાર પછી માધવ ઉભો થયો અને પાસેના ખંડમાં જતો રહ્યો.

નૂતનચંદ્ર પોતાના સ્વામીને જતો જોઇ રહ્યો. એના મોં પરથી લાગતું હતું કે માધવની આજ્ઞા સામે બંડ કરવા તેની બુદ્ધિ તત્પર થઇ રહી હતીઃ પણ આજ્ઞા પાળવાની ટેવ તેને વશ થતી નહોતી. તેને ચોકસ લાગતું કે એનો સ્વામી વિનાકારણે સંકટમાં ઝપલાવતો હતો. નૂતનચંદ્ર બીકણ નહોતો. ખપ પડે સ્વામીના બોલ માત્રે માથું આપવા તૈયાર થાય એવા જુજ સાચા સેવકોમાંનો તે એક હતો. પણ કોણ જાણે કેમ કોઇ અગમ્ય કારણે માધવની આજ્ઞા એને પ્રાણઘાતક લાગતી હતી. તે માનતો હતો કે એક ચતુર સ્ત્રીના એક બોલ ખાતર ગુજરાતની સારી ખોટી પ્રતીષ્ઠા અર્થે માધવ અદૃશ્ય જોખમ વહોરતો હતો. વિચારમાંને

[ વધુ માટે જુઓ પૃષ્ઠ: ૧૧૪. ]



[ચિત્રકાર: ચન્દ્રવદન ભટ્ટ] [કાર્તિક' ૮૫.

સંગીત મુગ્ધા.

स्मनी स्व. पतिश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



દોરનાર: શ્રી જોસેફ બેન્જામીન]  [કાર્તિક' ૮૫.

મહારાજાધિરાજ ચંદ્રગુપ્ત અને મહાદેવી કુમારદેવીના
સીક્કા ઉપરથી દોરેલું ચિત્ર.




પંચાંકી નાટક

લેખક:

સૌ. લીલા મુનશી

મંત્રી, સાહિત્ય સંસદ.

ચિત્રકાર:

ર. કલાબ્ધિ

[નાટકમાં આવતાં અને ઉલ્લેખાએલાં પાત્રો]

| | | | | | |
|---|---|---|---|---|---|
| ચંદ્રગુપ્ત | ... | ... | ... | ... | દેવદત્ત |
| આનંદ | .. | ... | ... | ... | સુધન્વા |
| સુમેરુ | ... | ... | ... | ... | સોમશર્મા |
| શ્રીકુંઠ | .. | ... | ... | ... | વિષ્ણુનંદન |
| માલ્યવાન | .. | ... | ... | ... | નંદવર્ધન |
| સુશ્રુત | ... | ... | ... | ... | યશનંદન |
| ચારુદત્ત | .. | ... | ... | ... | જયવર્દ્ધન |
| ત્રિલોચન | .. | .. | ... | ... | કાત્યાયન |
| હર્ષનંદી | .. | ... | ... | ... | મરિચિ |
| દશાર્ણભદ્ર | .. | ... | | | |
| કુમારદેવી | .. | .. | ... | ... | મધુમતીદેવી |
| વિજયા | .. | ... | ... | ... | માધવી |

યોધ્ધાઓ, શહેરીઓ, સ્ત્રીઓ, સૈનિકો, ગાયકો, સાદપાડનાર, ચોરો, બંદીજનો,
પ્રતિહારીઓ, વારાંગના, રથિકો, રાજ્યપુરુષો વગેરે.

## આમુખ

ભારતના ઇતિહાસમાં ઘણી સ્ત્રીઓ અમર થઇ છે પણ ચંદ્રગુપ્ત મોર્ય પછી સાડી છસો વર્ષે થયેલા ગુપ્તકાલના પ્રથમ મહારાજા ચંદ્રગુપ્ત પહેલાની મહારાણી કુમારદેવીનું સ્થાન ભાગ્યેજ કોઇએ વીચાર્યું હશે.

ઇતિહાસ ગુપ્ત સમયને સુવર્ણયુગનું નામ આપે છે. અને હીંદુસ્થાનમાં આપણી રામરાજ્યની જેવી કલ્પના છે એવો સારામાં સારો પ્રાચીન સમય ઇતિહાસને જાણીતો હોય એવો આજ ગણાય છે. સિંધુથી બ્રહ્મપુત્રા અને નર્મદાથી હિમાલયની તળેટી સુધી આ મહારાજ્ય વિસ્તરેલું હતું, અને એક એકથી ચઢે એવા પિતાપુત્રોને લીધે એ વંશમાં એ મહારાજ્ય કેટલાંએ વર્ષો સુધી ટકયું હતું.

કુમારદેવી ચંદ્રગુપ્ત પહેલાની પત્ની અને ચક્રવર્તી સમુદ્રગુપ્તની માતા હતી અને લીચ્છવી કુલમાં જન્મેલી હતી. એ કેવી હતી; એણે શું શું કર્યું એ કોઈના જાણવામાં નથી; પણ એની સત્તા અને મહત્તાનો ખ્યાલ એકજ રીતે આપણને થઇ શકે છેઃ અને તે મહારાજા ચંદ્રગુપ્ત અને સમુદ્રગુપ્તના સીક્કાઓ ઉપરથીજ. મહારાજા ચંદ્રગુપ્તના સીક્કાઓમાં અર્ધસ્થાન એનું છે, જેવું માન હજુ બીજી કોઇ સામ્રાજ્ઞી હીંદમાં પામી નથી. અને ચક્રવર્તી સમુદ્રગુપ્ત પોતાના સીક્કાઓમાં પોતાની જાતને મહારાણી કુમારદેવીના પુત્ર તરીકે ઓળખાવે છે; જે એ વખતે એ કેટલી શક્તિશાળી અને મહાન મનાતી હશે તેનો પુરાવો આપે છે, હીંદુસ્થાનના ચક્રવર્તીસમા આ બંને નરેશોના સમયમાં હીંદુસ્થાનના ઇતિહાસમાં બીજી કોઇ સ્ત્રીને ન મળેલું એવું એનું સ્થાન હશે તે આ ઉપરથી ચોક્કસ લાગે છે. મહારાણી અને રાજ્યમાતા તરીકે એ ઘણીજ પ્રબળ અને પ્રતાપી હોવી જોઇએ.

બીજી એક નોંધવા જેવી બીના છે અને તે એ કે હીંદુસ્થાનના ઇતિહાસમાં લીચ્છવીઓનું રાજ્ય પ્રજાસત્તાક રાજ્ય હતું એમ માનવાને કારણો મળે છે અને કુમારદેવી લીચ્છવી જાતિની હતી અને લીચ્છવીઓની મદદથી ચંદ્રગુપ્ત રાજ્યો જીત્યો હતો એવો સ્પષ્ટ ઉલ્લેખ ઇતિહાસમાં છે.

આ હકીકતોની મેળવણી પર આ નાટક રચાયું છે. સ્થળોનાં નામોમાં કે બીજી કૈં ભુલો ઐતિહાસિક દૃષ્ટિએ તેમાં રહી ગઇ હશે તો વાંચકો દરગુજર કરશે એવી આશા રાખું છું.

---

## અંક ૧ લો : બે જણા.

—:૦:—

[ વૈશાલિના દુર્ગ બહાર પચાસ શિબિરોની હાર એક મોટા મેદાનમાં લાગી રહી છે. મગધનો યુવરાજ ચંદ્રગુપ્ત વૈશાલિના આતિથ્યનો લાભ ત્યાં રહી લઈ રહ્યો છે.

પ્રહર રાત્રિ વહી ગઈ છે. વદી પંચમીને લીધે ચંદ્રમાનો પ્રકાશ હજી ઓળા પાડતો નથી. પણ શિબિરો પરના સુવર્ણકલશો અંધકારને વીંધવાના પ્રયત્નમાં તારકગણ સાથે સ્પર્ધા કરી રહ્યા છે.

ગંડકી નદીનાં નીર થોડે દૂર નાના સાંકડા પટમાં વહે છે. અને તેની બંને પાસ વિસ્તીર્ણ રેતીના પટો આવી રહ્યા છે. અંધકારમાં લપાતા

હોય તેમ કોઇ કોઇ વૃક્ષોદરની કીનારી પર દેખાય છે. તંબુઓની આસપાસ બે પહેરેગીરો ખુલ્લી કૃપાણો સાથે આંટા મારે છે. મધ્યના તંબુમાંથી દીપકોનો પ્રકાશ ઝરે છે ને માનવોના સ્વર આવતો સંભળાય છે. યુવ-રાજચંદ્ર-ગુપ્ત પોતાની નાનીશી સભા ભરી આખા દિવસના બનાવોની ચર્ચા કર-વામાં મશગુલ છે



એનું વય લગભગ ત્રીસની આસ-પાસનું છે. એની કાઠી પહોળી અને કદાવર છે. એની આંખો મીઠી, લુચ્ચી અને પ્રતાપી છે.]

કુમાર : વૈશાલિના મહાનાયક આપના સંદેશાનો ઉત્તર મારી સાથે મોકલે છે તે સાંભળવા આપ કૃપાવંત થાઓ !

સુશ્રુત : યુવરાજ ! વૈશાલિનો વૈભવ જોઈ હું તો છક થઈ ગયો.

આનંદ : ને એમનું રાજ્યતંત્ર? આપણે તો ધારતા હતા કે જ્યાં રાજા નહીં ત્યાં રાજ્ય શું ? પણ આ પ્રજાનું રાજ્ય રાજાના રાજ્યથીએ સુંદર ચાલે છે.

શ્રીકંઠ : કુમારશ્રી ! મારી મતિ તો અહીંની સ્ત્રીઓ જોઈને કુંઠિત થઈ ગઈ છે. નહી,

અંતઃપુર, નહીં લજ્જા, નહીં ભય; જ્યાં જવું હોય ત્યાં જાય. જે ધારે તે કરે, જેમ ગમે તેમ રહે. આ તે સ્ત્રીઓ કે પુરુષો ?

**આનંદ :** ખરે ! અદ્દ્ભુત દેશ છે.

**શ્રીકંઠ :** કે ગાંડો ?

[ ચંદ્રગુપ્ત કોઇને ઉત્તર આપ્યા વિના તકીઆ પર આમ તેમ આળોટે છે. ]

**સુમેરુ :** કુમાર ! આ સૌ તો ઠીક પણ અહીંની ધનુર્વિદ્યા જોઇને તો ચકિત થવાય એવું છે.

**શ્રીકંઠ :** ને તેમાંએ સ્ત્રીઓ ખરી. પુરુષો હવે કંકણુ કાં નથી વસાવતા ?

**આનંદ :** ( મજાકમાં ) કવિ ! એ ચાર કાવ્યો એના પર લખી નાંખો. તમારી કલ્પનાને ઉત્તેજે એવું આ બધું છે.

**શ્રીકંઠ :** કાવ્યો ? ને તે આ સ્ત્રીઓ પર? તાપમાં રખડવાથી શ્યામ થયાં છે મુખ જેનાં; ધનુરની દોરીથી કઠણ થયા છે હસ્ત જેના, ભમી ભમીને કૃશ થઇ છે જંઘા જેની...... એવું એવું? ના, ના, મારી કલ્પના તો મગધની સુંદરીઓથીજ ઉત્તેજાય છે.

**ચંદ્રગુપ્ત :** (અત્યાર સુધી વગર બોલે સાંભળે છે તે ધીરે રહીને) કવિરાજ રૂપ કૈં માત્ર વર્ણમાંજ વસે છે? અને લાલિત્ય, છટા, પ્રમાણ ગૌરવ અહીની સ્ત્રીઓ જેવાં બીજે કયાં જોયાં છે ?

**આનંદ:** (ધૃષ્ટતાથી) યુવરાજ ! સંભાળજો. હૃદય વીંધાવાના તૈઆરી થાય છે.

**સુશ્રુત:** તું શું જાણે એતો કયારનું વીંધાઇ ગયું.

**આનંદ :** (આશ્ચર્ય બતાવી) કયારે ?

**સુશ્રુત :** (યુવરાજ તરફ એક અર્થભરી દૃષ્ટિ નાખતો ) ધનુર્વિદ્યાના અખાડામાં પેલી સુંદરીએ પક્ષી વીંધ્યું ત્યારથી.

[ ચંદ્રગુપ્ત માત્ર સ્મિત કરે છે. ]

**શ્રીકંઠ :** છીઃ પેલી શ્યામ સુંદરા પુરુષવેશી સ્ત્રી હતી તે? તેને જોઇને કુમાર મોહ્યા !

**સુમેરુ :** ( તેનું કહેવું ન ગમ્યું હોય તેમ ) અહીના મુખ્ય મહા નાયકની પુત્રી છે.

**શ્રીકંઠ :** (ઉદ્ધતાઇથી) તે ગમે તે હોય પણ ચંદ્રમુખી, બિંબોષ્ટી સુંદરીઓ શું જગતમાંથી ખુટી ગઇ કે કુમાર તેને......

**ચંદ્રગુપ્ત :** ( તેને બોલતો અટકાવે છે ) કવિશ્રેષ્ઠ ! તમારી કલ્પના જરા ખોટી થઇ ગઇ છે ! મારું હૃદય વીંધાયું કે નહીં એ જુદી વાત છે; પણ એનામાં જે છે તે તમારી હજાર ચંદ્રમુખી બિંબોષ્ટી સ્ત્રીઓમાં નહીં જડે.

[ શ્રીકંઠ ચંદ્રગુપ્ત ખરેખર વીંધાયો છે એમ સમજે છે અને પીંછ બદલે છે.

**શ્રીકંઠ :** યુવરાજ ! એનામાં જે નથી તે નથી પણ એનામાં જે છે તેનું વર્ણન મેં હજી નથી કર્યું.

**ચંદ્રગુપ્ત :** (જરા કટાક્ષથી) મગધની સુંદરીઓ પાસે પ્રેરણા લેવા ગએલી તમારી કલ્પના પાછી આવે ત્યાં સુધી હમણાં તમે રહેવા દો.

**માલ્યવાન :** ( અત્યાર સુધી છેક ખુણામાં મુંગો બેઠો હોય છે તે) કુમાર ! બીજા ગમે તે કહે પણ આ સંબંધ થાય તો મગધનાં ભાગ્ય તો ઉઘડી જાય.

[ બધા મનમાં એજ વિચાર કરે છે.

વિચાર કરતો હોય તેમ તે શબ્દો છુટા પાડીને બોલે છે.) લીચ્છવીઓમાં અત્યારે વ્યવસ્થા છે, બળ છે. પૈસો એ, ને મગધમાં અત્યારે એમાંનું એકે નથી.

આનંદ : (જાણી જોઇને) પણ તે આપણે શા કામનું?

માલ્યવાન : આપણે તેનો ઉપયોગ કરવાનો.

શ્રીકંઠ (મુર્ખાઇથી) તેઓ જાતેજ નહીં કરે?

માલ્યવાન : (સેના તરફ તિરસ્કારથી જુએ છે પણ બીજા બધાને ખાતર જવાબ દે છે,) ના. તેમનામાં બધું છે. પણ જીતવાની આકાંક્ષા નથી. એમને ઉદ્દેશ સ્વરક્ષાણનો છે. આપણો ઉદ્દેશ દિગ્વિજયો રચવાનો છે.

[આ કથનનું સત્ય બધા સમજે છે એટલે કોઇ બોલતું નથી.]

ને બીજું. એમનું બળ જોઇને શત્રુઓ દબાઇ ગયા છે. આપણી નિર્બળતા જોઇ શત્રુઓ કુદી રહ્યા છે. ને આપણે તેમને જીતીશું નહી તો તેઓ આપણને કચડશે. [પોતે છાપ પાડી છે એમ તે સમજે છે અને આગળ ચલાવે છે.]

ત્રીજું. એમને કોઇ રાજા નથી ને તેથી રાજયાકાંક્ષા નથી. આપણે રાજાના રાજ્યમાં વસીએ છીએ, જેમના કપાળે પૃથ્વી જીતવાનો આદેશ પરાપૂર્વથી લખાએલો હોય છે.

[હજુ બધા સ્તબ્ધ છે માલ્યવાનના એકેક શબ્દમાં સત્ય રહેલું છે એમ આખી મંડળીને લાગે છે. ચંદ્રગુપ્ત એ શાંતિ તોડે છે.]

ચંદ્રગુપ્ત : (ગંભીરતાથી) માલ્યવાન તારું કહેવું સર્વ સત્ય છે પણ તું ધારે છે એવી એ બધી સહેલી વાત નથી.

માલ્યવાન: (વિશ્વાસથી) કુમારશ્રી ધારે તો શું અશક્ય છે?



કોણ? દેવી કુમારી?

**ચંદ્રગુપ્ત :** (તેને તેજ સ્વરમાં) એમાં એકલું ધારવાનું નથી. અહીં માર્ગા કરે સુંદરી નથી. મળતી; અહીં તો સુંદરીને પોતાને જીતવાની હોય છે.

**આનંદ :** (પ્રશંસાના ધ્વનિ સાથે) ત્યારે તો કુમાર! એના જેવી સહેલી વાત એકે નથી. કુમાર ચંદ્રગુપ્તથી ન જીતાય એવી એકે સ્ત્રી પૃથ્વી પર જન્મી છે?

**ચંદ્રગુપ્ત :** ( અનિશ્ચિત સ્વરે ) તું ભુલે છે. સ્ત્રીના ચંચલ હૃદયને જીતવા જેવું મુશ્કેલ કામ એક નથી. ને તેમાંએ આ વૈશાલિની સ્ત્રીઓ? જાતે રક્ષણ કરી શકે એટલે તેમને બળવાન નરની ખાસ કીંમત નહીં; જાતે પોતાનું પોષણ કરી શકે એટલે એમને વૈભવ આકર્ષતો નથી. ને સ્વતંત્ર રીતે નિભય થઈને ફરતી સ્ત્રીઓને અંતઃપુરમાં આવીને વસવાનું કાર્ય બંદીવાન બનવા જેવું લાગે. શા સારુ કોઈ લીચ્છવી મગધમાં આવે!

[ આશ્ચર્ય પામ્યા હોય તેમ યુવરાજની શંકાઓ બધા સાંભળી રહે છે. આનંદ આ શંકાનું વાદળ વીખેરવાનું બીડું ઝડપે છે.]

**આનંદ :** યુવરાજ! આ બધાથી જે સ્ત્રીનું વશ થઇ ન થાય તેનું હૃદય એક વસ્તુથી વશ તો થાયજ.

**ચંદ્રગુપ્ત :** ( અડધી આંખો મીંચી ) તે શું?

**આનંદ :** પુરુષત્વ. માણસના મૂલ સ્વભાવમાં રહેલું, નમાવતું, મેળવતું વિજય પામતું પુરુષત્વ. ને તે વૈશાલિના કોઈ પુરુષમાં ક્વચિદ દેખાય છે?

**ચંદ્રગુપ્ત :** (નવું સત્ય સાંભળ્યું હોય તેમ વિસ્મયપૂર્વક આંખો વિકસાવી ટટાર થઇ) કેમ?

**આનંદ :** અહીંના પુરુષો સ્ત્રીઓને પોતાના જેવી. જોઇ જોઇને પોતાનું પુરુષત્વ ભુલી અડધા સ્ત્રીમય થઈ ગયા છે, તેમનાથી સ્ત્રીના હૃદયની ખરા પુરુષને મળવાની અનાદિ ભાવના સંતોષાય તેમ નથી.

[બહાર ઘોડાના ડાબલાનો આવાજ દૂરથી સંભળાય છે. એટલે વાત અધુરી રહે છે. સૌ એક ચિત્તે સાંભળે છે.]

**સુમેરુ:** ( અટકળથી ) વૈશાલિથી આપણા સંદેશાનો જવાબ આવતો લાગે છે? [ઉઠીને દીવાના મોગરા પાડી વાટો સંકોરે છે. આખા તંબુમાં વધારે પ્રકાશ ફેલાય છે.

અશ્વોના પગલાં છેક તંબુપાસે સંભળાય છે. જરા વારે પ્રતિહારી સંદેશો લઇ આવે છે]

**પ્રતિ:** (યુવરાજને નમન કરી) યુવરાજશ્રીનો જય! વૈશાલિથી મહા નાયક યશવર્ધન નો સંદેશો લઇ આવેલા નાયક કુમારદેવ આપની સમીપમાં આવવાની અનુજ્ઞા માગે છે.

**ચંદ્ર:** આવવા દે!

[ તંબુમાંના સૌ તિવ્ર જીજ્ઞાસાથી એક બીજા સામે જુએ છે.

કુમારદેવી પુરુષવેશે ધીમે પણ દૃઢ પગલે સાથીઓને બહાર રાખી તંબુમાં એકલી પ્રવેશે છે. અને ચંદ્રગુપ્તને રાજ્યાદરને યોગ્ય દરબારી નમન કરે છે.

એણે આખે અંગે લીચ્છવી યોદ્ધાનો સ્વાંગ સજ્યો છે. માથા પરનું શિરસ્ત્રાણ તેને તે હોય તેના કરતાં ઉંચી દેખાડે છે. માત્ર હાથના પહોંચા અને મુખનો થોડા ભાગ બહાર દેખાય છે. એની કાળી આંખો અસાધારણ તેજથી ચમકે છે. એના મુખનો જેટલો ભાગ બહાર દેખાય છે તે ઉપરથી એનું વય કળવું મુશ્કેલ છે.

એ એમ ધારે છે કે એ સ્ત્રી છે એની કોઇને ખબર નથી અને તેથી આત્મવિશ્વાસથી પુરુષ સુલભ ધુષ્ટ તેના હલન ચલનમાં દેખાય છે.

સૌની દૃષ્ટિ અજાયબીથી, જિજ્ઞાસાથી, કુતૂહલથી તેના તરફ ટંકાયેલી છે. ચંદ્રગુપ્તની આંખમાં એને જોતાંને વાર અપૂર્વ દિપ્તિ પ્રગટે છે પણ મનનો ભાવ છુપાવી તેને આદર આપવા એ ઉઠે છે અને હાથથી આસનપર બેસવાની સંજ્ઞા કરે છે.

કુમારદેવી : ( નમન કરી) પરમ ભાગવત યુવરાજનો જય! લીચ્છવીઓના અધિરાજ અને વૈશાલિના મહાનાયક આપના ઉત્તર મારી સાથે મોકલે છે તે સાંભળવા આપ કૃપાવંત થાઓ !

ચંદ્રગુપ્તઃ ( ગૌરવથી ) મહાભાગ ! હું તત્પર છું.

[ કુમારદેવીની દૃષ્ટિ એક પલવાર તંબુમાં બેઠેલા જનો તરફ, એ બધાના દેખતાં વાત કરવી કે કેમ એમ વિચારતી હોય તેમ ફરી વળે છે. ચંદ્રગુપ્ત તે જોઇ આંખોના અણસારે સર્વને ઉઠી જવા સંજ્ઞા કરે છે. આનંદ હાળુ બર "હું પણ ?" એમ પુછતો હોય તેમ ચંદ્રગુપ્ત તરફ જુએ છે અને બેસવાની સંજ્ઞા નથી મળતી એટલે જાય છે. ચંદ્રગુપ્તના મુખ પર અકલ્પ ભાવ રમે છે. કુમારદેવીનું મુખ અંધકારમાં હોવાથી તેનાપર પ્રગટેલો ગુંચવાડો ચંદ્રગુપ્તથી દેખાતો નથી. ]

સામંતરાજ ! અત્રે હવે એકાંત છે. આ સ્થળે થએલી મંત્રણા શત્રુ કે મિત્ર કોઇ જાણી શકે એમ નથી. તમારો સંદેશો વિના સંકોચે હવે તમે કહી શકો છો.

કુમારદેવી:(સ્વસ્થતા મેળવી) વૈશાલિનું રાજ્ય-તંત્ર જેમના હાથમાં મુકાએલું છે એવા મહા-નાયક યશવર્ધન આપના સંદેશાના ઉત્તરમાં કહાવે છે કે આપે કરેલી ત્રણ માગણીઓમાંથી માત્ર એકજ માગણી એ સ્વીકારી શકે તેમ છે.

ચંદ્રઃ ( આતુરતા ઢાંકવાનો મિથ્યા પ્રયત્ન કરતાં) અને તે કઇ?

કુમારદેવીઃ ( માત્ર વ્યવહારિક સ્વરથી ) પહેલી, મગધની સાથે સંધિમાં ઉતરવાની. મગધ તરફ વૈશાલિએ કોઇપણ પ્રકારનું વૈમનસ્ય કેળવવું નહીં અને તેના પર કોઇ શત્રુ ચઢીઆવે ત્યારે તેને સહાય આપવી એ શરત એમને કબુલ છે. (જરા અટકે છે) અને બદલામાં મગધ વૈશાલિ સાથે એજ શરતો પોતાને માટે પાળ્યા માગે છે.

ચંદ્રગુપ્ત : (ધાડા આવાજે) કબુલ છે.

કુમારદેવી : મગધની બીજી શરત, પર-રાજ્યોને સાથે જીતવા નીકળવાની તેમને કબુલ નથી. વૈશાલિનું બળ એની પોતાની શાંતિને સ્વરક્ષણ માટે છે. બીજા રાજ્યોની શાંતિને તોડવા માટે નથી.

ચંદ્રગુપ્તઃ (જાણી જોઇને) તમારું વૈશાલિ આવું કાયર હશે એવું મેં નહોતું જાણ્યું.

કુમારદેવીઃ (એની આંખો સળગી ઉઠે છે) વૈશાલિ કાયર! (કમ્મરે લટકતી તલવારપર એક પલવાર એનો હાથ જાય છે.)

ચંદ્રગુપ્તઃ ( તે જુએ છે પણ ન જોયું હોય તેમ) હા, કાયર. સ્વેને કોઇને કે ઇજા કરીએ તો આપણને ઇજા થશે એ લક્ષણ કાયરતાનાં છે. અહિંસાનો ધર્મ ક્ષત્રીઓ માટે નથી.

કુમારદેવીઃ ( તેની આંખમાંથી તેજ ઝરે છે) યુવરાજ ! કાયરના એક નહીં પણ બે પ્રકારની હોય છે. ( ચંદ્રગુપ્ત અવાક રહે છે તે જોઇ ) તેનું એક લક્ષણ જેમ જાન આગળ

નિર્બલતા દાખવ-
વાનું છે તેમ બીજું
લક્ષણુ નિર્બલતા
જુએ ત્યાં પશુતા
દાખવવાનું છે.

[ ચંદ્રગુપ્ત રસથી
સાંભળે છે કુમારદેવી
જોશમાં ને જોશમાં
આગળ ચલાવે છે.]
નિર્બળોને દબાવ્ય
વિના ને બળવાનો
આગળ નમી પડયા
વિના એ બધાંની
વચ્ચે અડગ અને
સ્વતંત્ર ઉભા રહે-
વામાં પરરાજ્યો
જીતવા કરતાં ઓછું
બળ નથી જોઈતુ
એવી સ્થિતિમાં બળ-
ની માત્રા એક જરા
પણ ખસે તો નિર્બલો



શિખર પરથી નીચે પડે છે. તેની આંખમાં શરમનો સંચાર થાય છે) કુમારદેવ, એવી સંજ્ઞાથી સૌ મને ઓળખે છે. (એક બે પળ પછી સ્વાસ્થ્ય મેળવી) યુવરાજ! મહા સામંત યશવર્ધનનો સંદેશો મેં આપને કહ્યો છે. ધૃષ્ટતા માટે ક્ષમા કરશો. (કાર્ય પુરું થયું હોય તેમ જવાને ઉઠે છે.)

કુમારી: કહે! હું તને બહુ વિચિત્ર લાગું છું?

ળખવાને અને તમને તોડીવાનો તમને ખાઇ જવાને સદા તત્પર હોય છેજ. કુમાર! લીચ્છવીઓને કાયર કહેનારાઓ લીચ્છવીઓ સાથે હાથ અજમાવી જુએ તો ખબર પડશે.

[ ચંદ્રગુપ્ત પ્રશંસામુગ્ધ બની બોલનારના શબ્દો કરતાં બોલનારના તરફ વધારે લક્ષ આપે છે. ]

ચંદ્રગુપ્ત : (તોફાનથી) સામંત ! કયા નામાભિધાનથી મારે આવાં વાકયોને ઉચ્ચારનારને અત્યારે ઓળખવા ?

કુમારદેવી (આ પ્રશ્નથી તેને પોતાની જાતનું ભાન થાય છે અને પોતાના ગગનવિહારી

ચંદ્રગુપ્ત : (વધારે તોફાનથી) નાયક કુમારદેવ ! હજુ મારા એક સંદેશાનો જવાબ રહી ગયો છે.

કુમારદેવી : (એક પળ મુંઝવાય છે પણ નીડરતાથી) યુવરાજ! અમારા મહા નાયક તેનો જવાબ આપવા સમર્થ નથી. અમારે ત્યાં પુત્રીઓ પરણાવાતી નથી; જાતે પરણે છે. અને સામંતનંદિની કુમારદેવી એ વિષયમાં જે ધારે તે કરવા સ્વતંત્ર છે.

ચંદ્રગુપ્ત: (આતુરતાથી) પણ મને તે કયાં મળે? એ કેમ જાણે કે હું મગધના રાજ્યાસનની અર્ધસ્થાનની અધિકારિણી તેને બનાવવા માગું છું?



જોતાં તમે સમજી શકો તેમ પણ નથી. તમારા લીચ્છવીઓના મનમાં એ વસ્તુને માટે સ્થાનજ નથી.

[ કુમારદેવી ઉંચે શ્વાસે સાંભળે છે. તેની આંખોમાં આતુરતા સ્પષ્ટ રીતે દેખાય છે.]

કુમારદેવી ! મારી ઇચ્છા અને આકાંક્ષા માત્ર પાટલીપુત્ર નગરનું રાજ્ય કરી સંતોષથી જીવન પુરું થાય એટલામાં સમાપ્ત થતી નથી. તમારા વૈશાલિમાં મહત્વાકાંક્ષાને ભલે પાપ લેખવામાં આવતું હોય પણ મારા હૃદયમાં તો એ ધર્મને સ્થાને છે. રાજ્યો ઉથલાવવાં અને વિસ્તારવાનાં સ્વપ્નો જાગતાં અને ઉંઘમાં મારી આંખ આગળ ભમે છે. [તેની દૃષ્ટિ અસાધારણ તેજથી પ્રકાશે છે. એક ગોખની જાળીમાં જઇ દૂરદૂર સુધી બેધ્યાનપણે જોઇ રહે છે.

કુમારદેવી: ( ધૃષ્ટતાથી ) કુમાર ! આપને ત્યાં રૂપવતી સ્ત્રીઓની શી ખોટ છે? આપ શાને સારુ કુમારદેવી જેવી સાધારણ સ્ત્રીને પરણવા માગો છો?

ચંદ્રગુપ્ત: ( ચંદ્રગુપ્ત પોતાની તક જુએ છે અને તેને ઝડપે છે. ) નાયક ! તમે શું જાણો ! વૈશાલિની સાથે સંધિ કરવા હું કુમારદેવીને પરણવા માંગુ છું એમ ધારો છો? બધાને મન એ એક ઉદ્દેશ હશે પણ મારે મન એ એકલોજ ઉદ્દેશ નથી.

[ કુમારદેવીના વચ્ચે બોલવાની તે રાહ જુએ છે અને નથી બોલતી એટલે]

કુમારદેવી તમે કહો છો કે મારા અંત:પુરમાં રૂપવતી સ્ત્રીઓની ખોટ નથી. હું શાને કાજે કુમારદેવીને પરણવા માંગુછું? (જરા અટકે છે)

એનું કારણ તમને એક શબ્દમાં સમજાવાય એમ નથી. મારી, મગધની અત્યારની સ્થિતિ તેના મુખપર અવનવા ભાવો દેખાય છે.]

અને સત્તા! કોણ કહે છે સત્તા તુચ્છ વસ્તુ છે? પ્રેમની સાથે સરખામણીમાં મુકી શકાય એવી એકપણ વસ્તુ હોય તો તે સત્તા છે. તે સત્તા મારે વિસ્તારવી છે.

કુમારદેવી: ( કડવાશથી ) ને વૈશાલિની કુમારિકાદ્વારા વૈશાલિનો ઉપયોગ તમારે એ સત્તા મેળવવા કરવો છે એમ કોઇ ધારે તો ખોટું શું છે ?

ચંદ્રગુપ્ત: (શાંતિથી અદબવાળી) તમે ભુલો છો. વૈશાલિનાં સાધનો કરતાં મારે વૈશાલિની કુમારિકાનો વધારે ખપ છે.

[ કુમારદેવી માત્ર આંખથીજ સાંભળવાની આતુરતા બતાવે છે.]

તમે કહો છો કે મારે ત્યાં ઘણી રૂપવતી સ્ત્રીઓ છે. ખરી વાત છે, એ સામાં રૂપ છે.

અને રુપાળી પુતળીઓ તરીકે હું તેમને જોઇ આનંદ માનું છું. પણ એ રુપાળી પુતળીઓમાંથી કોઈ એક મારા રાજ્યાસનને શોભાવે એવી નથી.

[ કુમારદેવી અજાયબીથી આંખો વિકાસે છે. ચંદ્રગુપ્ત તે જોઇ ઉત્તેજાય છે. ]

(મૂખપર સ્મિતના આભાસ સાથે) કુમારદેવ! તું-તમે પણ પુરુષ છો. તમે કદી મોટાં સ્વપ્નાં સેવ્યાં છે? અને એવાં સ્વપ્નાં સેવતા હો ત્યારે તેમાં ભાગ લે એવી સહચરી શોધવાની જિજ્ઞાસા કદી તમને ઉદ્ભવી છે?

[ કુમારદેવીની દ્રષ્ટિ જોઇએ તે કરતાં વધુ આ અચીંત્યા સવાલના જવાબમાં કહી દે છે. ]

કુમારદેવ! તારી-તમારી અખિાજ કહે છે કે થઇ છે. અનેક રૂપવતી સ્ત્રીઓનાં આલિંગનોની હુંફ અંગમાંથી શમી ન હોય ત્યારેએ પણ એક એવી સ્ત્રી જે મારા હૃદયખંડોના ખુણે ખુણા જાણે ને તેમાં રાજ્ય કરે; મારી મહત્વાકાંક્ષાના ઊભરા શમવા માડે ત્યારે અગ્નિની ગરજ સારે; સત્તાના ભારથી મારું મગજ અને હૃદય થાકયાં હોય ત્યારે તેને વિશ્રાંતિ અને આનંદની સુવાળા ગાદીએ સુવડાવે; રણક્ષેત્રમાં મારી સાથે ઘુમે અને મારા રાજ્યનું અર્ધાસન મારાજ જેટલા પ્રતાપથી દબાવે અને...કોને ખબર છે?...મારા અંગમાંથી નીકળવાને તત્પર એવા ચક્રવર્તી પુત્રની માતા થાય એવી એક સ્ત્રીને મારું હૃદય સદાએ શોધતું ફર્યું છે અને નીરાશ થયું છે; આવી સ્ત્રી મળે તો રૂપની-જેને લોકો રૂપ કહે છે, તેની શી વીસાત છે? [ આંખોમાં અપૂર્વ ભાવ છે. અને વદન પર કોઇક મહાન ભાવની પ્રેરાએલી નમ્રતા છે. ]

**કુમારદેવી** : છેક કાનમાં સંભળાય એવા ધીમા સ્વરે) યુવરાજ! કેમ જાણ્યું કે કુમારદેવી આ બધી તમારી અદ્ભુત વાંચ્છનાઓ પુરી પાડશે?

**ચંદ્રગુપ્ત** : (અભિનય કરતાં કરતાં એનો આત્મા પણ ક્ષણભર પ્રેરણા પામ્યો હોય છે તે પાછો નીચે આવે છે. ઓછી પ્રેરણા અને વધારે અભિનયથી ) કુમારદેવ! કેટલીક વસ્તુઓ એવી હોય છે કે માણસથી કહી નથી શકાતી પણ અનુભવનારાનો આત્માજ જાણી શકે છે. તે દિવસે વૈશાલિમાં કુમારિકાઓની ધનુર્વિદ્યાની હરીફાઇમાં મેં એને જોઇ અને હું શોધું છું તે એજ સ્ત્રી છે એમ મારા આત્માએ મને કહ્યું. જો કે ત્યારે તો મને ખબર પણ નહોતી કે એ મહાનાયક યશવર્ધનની પુત્રી કુમારદેવી છે.

**કુમારદેવી** : યુવરાજ!......

**ચંદ્રગુપ્ત**: ( તેને બોલતી અટકાવીને સ્ત્રીને જીતવાની ખરેખરી કળા હવે અજમાવતાં ) અને કોણ કહે છે કે એનામાં રૂપ નથી? રૂપનું લક્ષણ માત્ર ઉજ્જવલ વર્ણજ નથી પણ છટા, લાલિત્ય, પ્રમાણ, ગૌરવ આદિ છે. ને ધઉંવર્ણી સ્ત્રીઓમાં એનાથી વધારે રુપાળી સ્ત્રી મેં કદી જોઇ નથી. મેં જોએલી સુંદરમાં સુંદર સ્ત્રીઓની હારમાં તે બેસી શકે તેમ છે.

[ કુમાર દેવીનું મુખ લાલચોળ થઇ જાય છે. એ બાલાનો બીન અનુભવી આત્મા ચંદ્રગુપ્તના સુંદર શબ્દોથી પુરેપુરો જીતાઇ ગયો છે. ચંદ્રગુપ્ત પોતાની પળ જુએ છે

અતિશય મીઠાશથી જોતાં સલાહ પુછતો હોય તેમ) કુમારદેવ! મારી દેવીને મેળવવાનો બીજો કંઇજ ઉપાય નથી? વૈશાલિની ખાતર હું એને મેળવવા માગુ છું એમ નહીં પણ એને ખાતર હું વૈશાલિનો મિત્ર થવા માગું છું એવું એને કોણ કહે? તું-તમે મારો સંદેશો લઇ જશો?

(એના ખભાપર હાથ મુકે છે. કુમારદેવી જરા ગભરાઇ પાછી ખસે છે.]

**કુમારદેવી:** યુવરાજ!....(એની જીભ શોષવાય છે. અજાણ્યા સ્પર્શથી એનું અંગ ધ્રુજે છે. એની આંખો નીચી ઢળે છે.)

**ચંદ્રગુપ્ત:** (કંઈ જાણતોજ ન હોય તેમ ફરી એના ખભાપર હાથ મુકે છે અને એની આંખોને પોતાની આંખો સાથે સાંધવા ચીબુક પકડી મુખ ઉંચકે છે) કુમારદેવ!...કુમાર (જાણે પહેલીજ વાર જણાયું હોય તેમ) કોણ દેવી! કુમારી!

[પલવાર આંખો વીકાસી એના માથા પરનું શિરસ્ત્રાણ કાઢી લે છે અને બળથી તેને પોતાના હાથમાં પકડે છે. વધારે ખેંચતાણ કર્યા વિના કુમારદેવી પોતાનુ મુખ ચંદ્રગુપ્તનાં વિશાલ વક્ષઃસ્થળમાં છુપાવે છે. ચંદ્રગુપ્ત અનુકુળ નાયકનું સ્વરૂપ ધારણ કરે છે. મળવાનો પહેલો ઉભરો શમ્યા પછી કુમાર દેવીનું મુખ ઉચું કરતાં.]

કુમારી! દેવી! તું અહીંઆં અત્યારે એકલી કયાંથી આવી? તને ભય નહીં લાગ્યો?

**કુમારદેવી:** (અત્યંત સુખથી એનું મુખ દીપે છે. મસ્તીખોર રીતે તે જરા લાડે છે) તમને જેવા! ને તમે ખરેખરા કેવા છો તે જાણવા. અને પિતાજીની ઇચ્છા નહોતી છતાં મારી ઇચ્છા થાય તો તમારી સાથે લગ્ન કરવાની પિતાજીએ સંમતિ આપી છે. અહીં આવવા માટે મારો આજનો દૂર્ગરક્ષાનો વારો પણ પીતાજીએ માફ કર્યો.

**ચંદ્રગુપ્ત:** (સંતોષથી) તોફાની છોકરી! તું આજે ન આવી હોત તો મારે બીજા કેટલા યુગો વાટ જોવી પડત!

**કુમારદેવી:** (ગંભીરતાથી ઉચું જોતા) કુમાર! ને મેં શું શું ખોયું હોત! વૈશાલિમાં બધા વીરનરો છે પણ કોઇ ભવ્યસ્વપ્નો જોનાર આદમી નથી. મેં તમને જોયા ત્યારથીજ શરણુ આવવા મારું હૃદય તત્પર થઇ પડયું હતું; પણ વૈશાલિની આરાધના કરવા માટે તમેમને સ્વીકારો એ મને ગમતું નહોતું. સ્ત્રીના હૃદયની જીજ્ઞાસાને વશ થઇ આજે તમને હું છેલ્લીવાર જોવા આવી હતી.

**ચંદ્રગુપ્ત:** (પ્રસંગને સુંદર બનાવતાં) કુમારી! વિધિએ મારેજ માટે તને નીમી છે અને મારીજ સાથે તારે મગધનું મહારાજ્ય સિધ્ધ કરવાનું છે અને શોભાવવાનું છે.

[તેની આંખમાં ઉંડું જોતાં તેને ચુમે છે. અને તેને છોડી દઇને પોતાને હાથે તેને શિરસ્ત્રાણ પહેરાવે છે અને સ્વસ્થતાથી પ્રતિહારીને બોલાવે છે.] પ્રતિહારી! સર્વ સામંતોને અત્રે આવવાની આજ્ઞા કર!

[બહાર આતુરતાથી વાટ જોતા સામંત અને સેવકગણુથી નિમિષમાત્રમાં. તંબુ ભરાઇ જાય છે. યુવરાજ કુમારદેવીનો હાથ હાથમાં લઇ ગંભીરતાથી ઉભો રહેલો હોયછે]

મિત્રો! વૈશાલિના મહા નાયક યશવર્ધનની પુત્રી કુમારદેવીએ મગધને શોભાવવાની અનુમતિ આપી છે. તમારી યુવરાજ્ઞી-મગધની ભાવિ સામ્રાજ્ઞી કુમારદેવીને નમન કરો!

[સૌ આશ્ચર્ય પામે છે પણ વગર બોલે નમે છે.

[પડદો પડે છે.]

## અંક ૨ જો: અસંતોષ.

સમય : દસ વર્ષ પછી. ગુપ્ત રાજ્યકાળની શરુઆત.

સ્થળ : મગધ

---

મગધ દેશના રાજ્યમહાલયમાં અસંખ્ય ધર્મ સ્તંભોની હારવાળો અંતઃપુરનો એક ભાગ. દરેક સ્તંભપર કાચ જડેલા છે તેથી દરેક પદાર્થનાં અગણિત પ્રતિબિંબોની અનંતમાળ રચાય છે. છતપર સુગંધી તેલના દીપક વચ્ચે વચ્ચે બળે છે. તેનો પ્રકાશ કાચોને લીધે અનેકગણો થઇ પ્રકાશે છે.

ખંડની મધ્યભાગમાં કીનખાબના ગાદી તકીઆ નાખેલા છે. અને તેનાપર એક ત્રીસેક વર્ષની યુવતી હાથમાં ભરતકામ લઇ બેઠી છે. તેનું ઉત્તરીય અર્ધું સરી ગયું છે. પાસે બેઠેલી દાસી તેને વાયુ ઢોળે છે.

યુવતીનો વર્ણ શામળો અને રુઆબ સખતાઇ દર્શાવનારો છે. એની દષ્ટિમાં સામાને નમાવવાની શકિત છે. થાકી ગઇ હોય તેમ હાથમાંનું ભરત બાજુપર મુકી તકીઆ પર અઢેલે છે અને આંખો ચોળી મોંપર હાથ રાખી બગાસું ખાય છે.

**કુમારદેવી:** હાશ, હવે બે દહાડામાં પુરું થશે વિજયા! ગઇ વખતે મારા ભરતના તેં પાંચસો દિનાર ઉપજાવ્યા હતી. આ વખતે આનું શું આવશે ? તને શું લાગે છે ?

**વિજયા:** (પંખો બાજુપર મુકી ભરત હાથમાં લેતાં) હજારથી ઓછા નહીં. પણ મહાદેવી ! તમને આ શું સુઝે છે? કોઇ જાણશે તો શું કહેશે ?

**કુમાર દેવી:** (વાંસો દુખતો હોય તેમ જરા બાજુપર અઢેલે છે ) તેની તને પંચાત. લીચ્છવીઓને ત્યાં વગર માગે અભિપ્રાય આપનારી દાસીઓ વસતી નથી તેની તને, ખબર લાગતી નથી.

**વિજયા:** (વર્તનમાં શબ્દોની કડકાઇ ખીલકુલ દેખાતી નથી એટલે) મહાદેવી ! આ તો મગધ છે ને!

**કુમારદેવી:** (જરાક આંખો ફેરવીને) એટલે?

**વિજયા:** (બીતાં બીતાં) રોષ ન કરો તો કહું. મહાદેવી! મગધની રાણીઓ કામ નથી કરતી. (બોલતાં બોલાઇ જાય છે પણ પછી ગભરાય છે એટલે ચુપ રહે છે.)

**કુમારદેવી:** ( એક ક્ષણ ભ્રભંગ થાય છે પણ તે બીજી ક્ષણમાં જતો રહે છે) વિજયા! આજે તને બોલવાની છુટ છે. કહે! હું તને બહુ વિચિત્ર લાગું છું ?

**વિજયા:** ( એક ક્ષણ તેના સામે જોઇ રહી તે ગુસ્સે નથી થઈ એમ ખાત્રી કરે છે ) મને એકલીને નહીં; આખા રાજ્યને.

**કુમારદેવી:** ( જરા આંખો ઝીણી કરી લાડતા સ્વરે ) મારામાં તને શું ખોડખાંપણ લાગે છે? હું સૌંદર્યવતી નથી તે?

**વિજયા:** (ગભરાઇને) બા, બા ! એવું શું બોલો છો? તમારા પ્રતાપની બરાબરી કોણ કરી શકે તેમ છે?

**કુમારદેવી:** ત્યારે શું ?

**વિજયા:** (અચકાતી અચકાતી) કહું?

**કુમાર:** હા કહે, હું રોષ નહીં આણું.

વિજયાઃ પહેલું તો તમે આમ છોછોક બધાને દર્શન દો છો અને વાતો કરો છો તે.

**કુમારદેવીઃ** અમારા વૈશાલિમાં તો માણસો બધાં સરખાં ગણાય છે. ત્યાં મોટા નાનાનો ભેદ યોગ્યતા ઉપર રચાય છે. અહીંના કૃત્રિમ ભેદો મને બહુ રુચતા નથી.

વિજયાઃ પણ બા! તમે તો મગધનાં મહારાણીને ?

**કુમારઃ** તેમાં શું! માણસ તો ખરીને? વારૂં, પણ બીજું શું?

વિજયાઃ તમે આ ભરતકામ કરી વેચી પૈસા મેળવો છો એ હવે છાનું નથી રહ્યું. લોકો શું કહે છે તે ખબર છે?

કુમારદેવીઃ શું?

**વિજયા :** (હીંમત રાખી) લીચ્છવીઓને મહારાજ્યપદ શોભાવતાં કદી આવડયાં છે? એ તો મહેનત મજુરી કરી જાણે.

**કુમારદેવી :** (આંખો લાલ થઇ જાય છે) કોણ મગધના નવરાઓ એમ બોલે છે? મહેનત મજુરી કરતાં આવડતાં હોત તો આમ રાંકડાઓથી મગધનું મહારાજ્ય ઉભરાત નહીં અને મહારાજને લીચ્છવી સેનાના જોર પર દિગ્વિજયો રચવા પડત નહીં.

**વિજયા :** (ગભરાઇને) ક્ષમા કરો મહાદેવી! પણ...પણ તમારે આવી મહેનત શું કામ કરવી પડે? પૃથ્વીની દશે દિશાઓ મહારાજના પ્રતાપથી કંપે છે અને આપના યશોગાનથી ઉભરાય છે. અને તમે આમ રાત દિવસ સો ને પાંચસો અને હજાર દિનાર માટે મહેનત કરો?

**કુમારદેવી :** (જરા નરમ પડે છે) વિજયા તને ખબર નથી કે મારા અંતરમાં શું થાય છે. એવી ખોટી ખ્યાલી કીર્તિ, જે મેળવવામ કશી મહેનત કરી નથી તેની હું શું કરૂં? મહારાજ ચંદ્રગુપ્તની હું રાણી તેથી મને એમને એમ કશુંએ લેવાનો હક્ક ખરો?



મધુમતીદેવી: છોડો, છોડો! કોણ છે એ?

વિજયા: ( અકળાઈને ઘણી હીંમતથી ) રાણીબા! તમારા જેવી સ્ત્રી તો મેં કોઇ જોઇ નથી. તમને અહીંનું કશુંજ પસંદ પડતું નથી.

કુમાર: ( વિચાર કરતાં કરતાં ) ના નથી કેમ પાડતું! નહીં તો હું અહીંઆં રહેત શું કરવા?

વિજયા: ( આતુરતાથી ) તે શું?

કુમાર: (હસીને) ખબર નથી? મહારાજા જ્યારે અમારા રાજ્યમાં મૃગયા રમવા આવ્યા હતા ત્યારે મેં જાતે મોહીને તેમને વરમાળા પહેરાવી હતી?

વિજયા: પણ હમણાં તો તમે કૈં જુદુંજ કહેતાં હતાં!

કુમાર: (ખોટી ગંભીરતામાં આંખો ચઢાવી) શું ?

વિજયા: (ડરતાં ડરતાં) કે મહારાજાની રીત તમને પસંદ નથી. તેમની વિજય યાત્રાઓમાં તમને તૃપ્તિ નથી. તેમની સત્તા તમને સાલે છે. તેમની અનેક રાણીઓ પરણવાની રીત તમને ગમતી નથી. એક નર્તકીને તેમણે ઇનામ આપ્યું તેથી તમે ગુસ્સે થયાં છો. ને બીજું બધું તમે કહ્યું તે તો મને યાદ નથી.

કુમાર: ( તકીઆપર ખુબ આલોટે છે અને ગુસ્સે થયા વિના) મુરખ છે મુરખ. એ બધી ફરીઆદો તો ખરીસ્તો અને છતાંએ હું મહારાજાને ખાતર અહીંઆ રહું છું. એમનું આકર્ષણ ન હોત; એમણે જે સ્વપ્નાં મને તે સમયે દેખાડયાં તેને સિધ્ધ કરવાની તીવ્ર ઇચ્છા નહોત તો આ મગધ જેવો અસંસ્કારી દેશ બીજો કોઈ નથી.

મહારાજ તો બધું ભુલી ગયા પણ મને તો રાત્રિદિવસ તેના સ્વપ્ના આવે છે. તું શું જાણે અમારા લીચ્છવીઓની વાત? પણ ચાલ, બહું વખત ગુમાવ્યો. ને મારું ભરત તો એમને એમ રહ્યું. (ઉઠીને ટટાર બેસે છે અને ભરત હાથમાં લઇ આમ તેમ ફેરવી જુએ છે) વિજયા! કહે આ વેલ બુટ્ટી ખરેખર સુંદર નથી? તમારા મગધમાં કોઇ આવું કરી શકે છે?

વિજયા: (દાબી રાખેલો બધો કચવાટ બહાર નીકળી આવે છે) રાણીબા! ખરૂં કહું? આજે તમે મને બોલાવા દીધી છે ત્યારે પુરૂંજ બોલી લેવા દો. બા! તમે મગધની સ્ત્રીઓને નિંદો છો; તેમને અબળાઓ–બળવિનાની ગણો છો પણ જે ભાવ ને ભક્તિથી તે પોતાના સંસાર રચે છે તે તમારા લીચ્છવી દેશની સ્ત્રીઓમાં કયાંએ હશે ખરાં? હા, તેમને રૂપાળાં ભરત ભરતાં નથી આવડતું પણ અસંતોષ વગર એમને જાતનું સમર્પણ કરતાં તો આવડે છે.

કુમાર:( આંખો લાલ થઇ જાય છે ) શું કહે છે? વગર અધિકાર બોલવા દીધી તેથી આવડયું એટલું બધુંજ બોલી દેખાડે છે શું? જા, આજે તો માફ કરૂં છું પણ ફરીવાર કરશે તો આ મહાલયમાં આવવાનું ટળી જશે. જા.

[એક તીખી દૃષ્ટિ તેના તરફ કરે છે અને વિજયા નીચી નજરે ધીમે પગલે જાય છે એટલે ભરત ભરવાનું શરૂ કરે છે.

(સ્વગત) આખર કરે ને દાસની જાત. જરાક છુટ આપી કે છેક માથે ચઢીને બેસે.

[ થોડીવાર સુધી મુંગી મુંગી ભરત ભર્યાંજ કરે છે. અસંખ્ય દીપમાળાના અજવાળામાં એ એક પ્રાણવાન ચિત્ર જેવી લાગે છે. એના મનમાં ધીરેધીરે વિચારની કળાઓ ખીલતી જાય છે.]

આ વિજયા શું બકી ગઇ? હું શું અ-સંતોષી સ્ત્રી છું એમ? શું મારી વૃત્તિઓને

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૮૧ ]




ચિત્રકાર: શ્રી. જોસેફ બેન્જામીન]

સ્નેહીનાં સોણલાં......





લેખક :
રા. ચુનીલાલ વર્ધમાન શાહ
ચિત્રકાર :
રા. કલાબ્ધિ


(૧)

શિવરાત્રિનો દિવસ હતો. પાટણના ત્રિમૂર્તિપ્રાસાદ શિવાલયમાં આજે ઉત્સવ ઉજવાઈ રહ્યો હતો. શિવાલયના સિંહદ્વારમાં દર્શનાર્થે જનારાઓની આવજાથી ભારે ભીડ જામી રહી હતી. એક બાજુએ ચોઘડીઆં વાગી રહ્યાં હતાં, તેનું ઘોર સંગીત દર્શનાર્થીઓનાં હૃદયને ભક્તિથી ભરતું હતું અને બીજી બાજુએ શિવાલયના બે સેવકોની આસપાસ એકઠા થએલા લોકોનું ટોળું કોલાહલ મચાવતું હતું. એટલામાં સિંહદ્વારની સમીપે એક રથ આવીને ઉભો અને તેમાંથી પાટણપુરપતિ મહારાજ મુળરાજની રાણી ચઉલાદેવી પોતાની દાસીની સાથે ઉતરી.

સિંહદ્વારની બેઉ બાજુએ ઉભેલા છડીદારોએ લોકોને બાજુએ ખસી જવાનું કહેતાં બુમો મારવા માંડી. લોકો ખસીને રાણીને શિવાલયમાં જવાનો માર્ગ કરી આપે તે પહેલાં રાણીનું ચિત્ત કોલાહલ મચાવતા લોકોના ટોળા તરફ આકર્ષાયું. તે લોકોના હાથમાં તાંબાં પિત્તળનાં નાનાં મોટાં વાસણ હતાં. રાણીએ દાસીને પુછ્યું: "ત્યાં શું છે?" દાસીએ ઉત્તર આપ્યો: "ત્યાં બ્રહ્મચારીજીનું સ્નાનજળ વહેંચાય છે."

"બ્રહ્મચારીજીના સ્નાનજળનો પણ અહીં મહિમા લેખાય છે કે શું?" રાણીએ પુછ્યું, અને તુરત તે પોતાના મનના કુતૂહલને શમાવવા તે તરફ ગઈ. ત્યાં તેણે જોયું કે શિવાલયના બે સેવકો પાસે પાંચેક તાંબાકુંડીઓ કેસરી રંગના જળથી ભરેલી પડી હતી. તેઓ તે પાણી લોટા લોટા ભરીને લોકોને વહેંચતા; અને પાણી ખુટી જશે તો પોતાને નહીં મળી એવી અધીરાઈથી લોકો પડાપડી અને કોલાહલ કરી રહ્યા હતા. જળની સુવાસ આસપાસમાં પ્રસરી રહી હતી. એ સુવાસે રાણીની નાસિકાને પણ ચકિત કરી.

રાણીને જોતાં લોકોનો કોલાહલ ઓછો થયો. ટોળા તરફથી રાણીએ પાછા ફરતાં હાથમાં તાંબાનો એક લોટો લઈને ઉભેલી એક ડોસીને પુછ્યું: "ડોસીમા? તમે આ પાણી લઈ જઈને શું કરશો?"

ડોસીએ કહ્યું: "રાણીજી! મારી દીકરીને કોઢ થયો છે અને લોકો કહે છે કે જો બ્રહ્મચારીજીના નાવણના પાણીથી તે નહાય તો તેનો કોઢ મટી જાય, તેથી ઠેઠ સિંહપુરથી હું અહીં આવી છું, મા!"

રાણી વધારે આશ્ચર્યચકિત થઈ. ક્યાં સિંહપુર અને ક્યાં પાટણ! એટલે બધે દૂરથી લોકો એક લોટો પાણી લેવા પાટણ આવે, તે રાણીને નવાઈભર્યું લાગે એ સ્વાભાવિક હતું. તે કશું નહીં બોલતાં શિવાલયમાં ગઈ; પરંતુ ત્યાં તો લોકોની અ-

રહેતાં, અને એક રુપાથી મઢેલો છત્રપલંગ ઢાળેલો પડયો રહેતો; જેના ઉપર વૈજલ્લદેવ નિત્ય શયન કરતો. તેના ભોજન માટે રોજ અવનવી રસોઇઓ તૈયાર થતી અને તેમાં તેજાના છુટથી વપરાતા. તેનું પાન બીડું બત્રીસ પાનનું બનતું અને તેમાં પ્રવાલ ભસ્મ, ખદિર, કર્પૂર અને કસ્તુરી જેવાં મૂલ્યવાન દ્રવ્યો વપરાતાં. સ્નાન પૂર્વે તેને અંગે મૂલ્યવાન પદાર્થોનું મર્દન કરવામાં આવતું અને પછી તે નહાતો. તેના નાવણુના પાણીનો મહિમા ચોમેર પ્રસર્યો હતો, એટલુંજ નહીં પણ તેની વાચાસિદ્ધિની વાતો પણ લોકોમાં પ્રસરી હતી. તેના આશીર્વાદથી લોકોનાં દુઃખ દર્દો નાશ પામતાં અને તેના શાપથી સમૃદ્ધિવંતો રસ્તાના ભીખારી બની જતા એવી તેની કીર્તિ ગવાતી.

વૈજલ્લદેવ બ્રાહ્મમુહૂર્તમાં ઉઠતો અને મધરાત્રે નિદ્રાધીન થતો. આખો દિવસ તે પોતાના કાર્યમાં નિમગ્ન રહેતો, જે કાર્યક્રમમાં તેના શારીરિક અને માનસિક વિલાસો પણ સમાવિષ્ટ થતા હતા. ભોજન પછીનું તાંબુલ ભક્ષણુજ બે ઘડી સુધી ચાલતું.

"મહારાજ!" જ્યારે વૈજલ્લદેવ રાત્રે ભોજન કર્યા પછી તાંબુલ ચાવતો પલંગમાં જરા આડો પડયો હતો, ત્યારે એક પાર્શ્વકે આવીને કહ્યું; "મેવાડથી આવેલી એક વારાંગના મુજરો કરવા આવે છે."

"ભલે આવે!"

તત્ક્ષણ બે ગાયકો સાથે એક વારાંગના વૈજલ્લદેવના શય્યાગૃહમાં આવી, અને નમન કરીને વૈજલ્લદેવની સમીપે બેઠી. વૈજલ્લદેવને પૃચ્છા ઉપરથી જણાયું કે તે મેવાડની નિવાસિની હતી અને દેશેદેશના રાજાઓ પાસે મુજરો કરતી પાટણમાં આવી પહોંચી હતી. જુદા જુદા દેશમાં તેની સારી કદર થઇ હતી અને પાટણમાં મુળરાજ પાસે પણ સારી કદર થવાની તેની આશા હતી, પરંતુ પાટણમાં આવ્યા પછી તેના જાણવામાં આવ્યું હતું કે વૈજલ્લદેવ બ્રહ્મચારી પણ ગાનકલા તથા નૃત્યકળાનો સાચો પરીક્ષક છે, એટલે તે અત્યારે તેની સમીપે મુજરો કરવા આવી હતી. તેની વયમાં તારુણ્ય, અંગોપાંગમાં સુપ્રમાણુતા, અને નેત્રોમાં તરલતા સ્ફુટ થતાં હતાં. વર્ણ ગૌર હતી, નૈસર્ગિક સુંદરતાજ આકર્ષક હતી, છતાં અંગોપર લાદેલાં અલંકારો ઉપરથી વારાંગનાઓમાં સાધારણુ દેખાતી તેની અલંકારપ્રિયતા ઢાંકી રહેતી નહોતી.

"ત્યારે તમારું કોઈ ગાન સંભળાવો, તમારી નૃત્યકલા દર્શાવો." વૈજલ્લદેવે પ્રાસ્તાવિક વાર્તાલાપનો અંત લાવતાં કહ્યું.

વારાંગનાએ નૃત્ય અને ગાન સાથે આરંભ્યાં. તે ઉઠી અને નુપૂરના એક ઝંકારની સાથેજ તેના ગાયકો સમજી ગયા કે ઉમાપતિ શંકરને પ્રિય એવું તાંડવ નૃત્ય કરવાની તેની મનોભાવના છે. ગાયકોએ પોતાનાં વાદિત્રોમાં એ નૃત્યને અનુરૂપ ગતો બજાવવી શરુ કરી અને અભિનય તથા નૃત્ય સાથે વારાંગનાએ ગાન કરવા માંડયું:

સુભસ્મ–ચર્ચિતાંગ–શંભુ–
બાહૂ યુગ્મ–વેષ્ટિતા,
અહો! ઉમા શું વિપ-
રીત આસને સુશાયિતા!!
કપાલ–બીંદી કેરું કંકુ
નેત્રમાં ખરી જતાં—
શિવ સ્વચક્ષુ ચોળતા!
હસી રહી ગિરિસુતા?

[વધુ માટે જુઓ પૃષ્ઠ: ૧૦૫].

દેવ તમારો પરમ યોગીશ્વર, નહીં વારું ?"

વૈજલ્લદેવની હાંસી કરતી રાણી તરફ કરડી આંખ કરતો મુળરાજ બોલ્યો: "હા."

રાણીના વદન પરથી હાસ્ય અગોપાઇ ગયું. મુખમુદ્રા ગંભીર થઈ. સ્વામીને વિશેષ કદ ન થવા દેવા માટે તે સમીપેથી ખસી જતાં બોલી: "ઠીક, જોઇશું."



રાણીજી! વૈજલ્લદેવની પરીક્ષા તો તમે કરી ચુકયાં, પણ હવે પસ્તાવો થાય છે ને?

(૩)

વૈજલ્લદેવ બ્રહ્મચારીની સેવામાં નિત્ય આઠ ગાયકો, સોળ સેવકો અને બત્રીસ વારાંગનાઓ ઉપસ્થિત રહેતી. તેના શય્યા સ્થાનમાં અનેક મૃદુ આસનો હમેશાં સજ્જ

રહેતાં, અને એક રુપાથી મઢેલો છત્રપલંગ ઢાળેલો પડયો રહેતો; જેના ઉપર વૈજલ્લદેવ નિત્ય શયન કરતો. તેના ભોજન માટે રોજ અવનવી રસોઇઓ તૈઆર થતી અને તેમાં તેજાના છુટથી વપરાતા. તેનું પાન બીડું બત્રીસ પાનનું બનતું અને તેમાં પ્રવાલ ભસ્મ, ખદિર, કપૂર અને કસ્તુરી જેવાં મૂલ્યવાન દ્રવ્યો વપરાતાં. સ્નાન પૂર્વે તેને અંગે મૂલ્યવાન પદાર્થોનું મર્દન કરવામાં આવતું અને પછી તે નહાતો. તેના નાવણ-ના પાણીનો મહિમા ચોમેર પ્રસર્યો હતો, એટલુંજ નહીં પણ તેની વાચાસિદ્ધિની વાતો પણ લોકોમાં પ્રસરી હતી. તેના આશી-ર્વાદથી લોકોનાં દુઃખ દર્દ નાશ પામતાં અને તેના શાપથી સમૃદ્ધિવંતો રસ્તાના ભીખારી બની જતા એવી તેની કીર્તિ ગવાતી.

વૈજલ્લદેવ બ્રાહ્મમુહૂર્તમાં ઉઠતો અને મધરાત્રે નિદ્રાધીન થતો. આખો દિવસ તે પોતાના કાર્યમાં નિમગ્ન રહેતો, જે કાર્ય-ક્રમમાં તેના શારીરિક અને માનસિક વિલાસો પણ સમાવિષ્ટ થતા હતા. ભોજન પછીનું તાંબુલ ભક્ષણજ બે ઘડી સુધી ચાલતું.

"મહારાજ!" જ્યારે વૈજલ્લદેવ રાત્રે ભોજન કર્યા પછી તાંબુલ ચાવતો પલંગમાં જરા આડો પડયો હતો, ત્યારે એક પાર્શ્વકે આવીને કહ્યું; "મેવાડથી આવેલી એક વારાંગ-ના મુજરો કરવા આવે છે."

"ભલે આવે!"

તત્ક્ષણ બે ગાયકો સાથે એક વારાંગના વૈજલ્લદેવના શય્યાગૃહમાં આવી, અને નમન કરીને વૈજલ્લદેવની સમીપે બેઠી. વૈજલ્લદેવને પૃચ્છા ઉપરથી જણાયું કે તે મેવાડની નિવાસિની હતી અને દેશેદેશના રાજાઓ પાસે મુજરો કરતી પાટણમાં આવી પહોંચી હતી. જુદા જુદા દેશમાં તેની સારી કદર થઇ હતી અને પાટણમાં મુળરાજ પાસે પણ સારી કદર થવાની તેની આશા હતી, પરંતુ પાટણમાં આવ્યા પછી તેના જાણવામાં આવ્યું હતું કે વૈજલ્લદેવ બ્રહ્મચારી પણ ગાનકલા તથા નૃત્યકળાનો સાચો પરીક્ષક છે, એટલે તે અત્યારે તેની સમીપે મુજરો કરવા આવી હતી. તેની વયમાં તારુણ્ય, અંગોપાંગ-માં સુપ્રમાણતા, અને નેત્રોમાં તરલતા સ્ફુટ થતાં હતાં. વર્ણે ગૌર હતી, નૈસર્ગિક સુંદરતાજ આકર્ષક હતી, છતાં અંગોપર લાધેલાં અલંકારો ઉપરથી વારાંગનાઓમાં સાધારણ લેખાતી તેની અલંકારપ્રિયતા ઢાંકી રહેતી નહોતી.

"ત્યારે તમારું કોઈ ગાન સંભળાવો, તમારી નૃત્યકલા દર્શાવો." વૈજલ્લદેવે પ્રાસ્તા-વિક વાર્તાલાપનો અંત લાવતાં કહ્યું.

વારાંગનાએ નૃત્ય અને ગાન સાથે આરંભ્યાં. તે ઉઠી અને નુપૂરના એક ઝંકારની સાથેજ તેના ગાયકો સમજી ગયા કે ઉમાપતિ શંકરને પ્રિય એવું તાંડવ નૃત્ય કરવાની તેની મનોભાવના છે. ગાયકોએ પોતાનાં વાદિત્રો-માં એ નૃત્યને અનુરૂપ ગતો બજાવવી શરુ કરી અને અભિનય તથા નૃત્ય સાથે વારાંગનાએ ગાન કરવા માંડયું:

સુભસ્મ–ચર્ચિતાંગ–શંભુ–
બાહુ યુગ્મ–વેષ્ટિતા,
અહો! ઉમા શું વિપ-
રીત આસને સુશાયિતા!!

કપાલ–બીંદી કેરું કંકુ
નેત્રમાં ખરી જતાં—
શિવ સ્વચક્ષુ ચોળતા!
હસી રહી ગિરિસુતા!

[વધુ માટે જુઓ પૃષ્ઠ : ૧૦૫].




લેખક :
રા. ખુશાલ તલકશી શાહ
સભ્ય, સાહિત્યસંસદ

રોમન સામ્રાજ્ય સ્થાપનાર જુલીઅસ સીઝર માટે કહેવાય છે કે, એક વેળા એના મિત્રો અને પરોણાઓમાં "કેવું મરણ સારું" એ વિષય પર ચર્ચા જાગતાં, સીઝરે એકદમ પોતાનો અભિપ્રાય આપ્યોઃ "અણુચીંતવ્યું." મરણ જો આપણે ઇચ્છીએ તેવી રીતે આવતું હોય તો ? અને ખાસ કરીને ત્યારે આપણે માગીએ ત્યારે મળતું હોય તો? દીવાળીના માંગલિક અંકમાં આ વિષય અસ્થાન લાગે તો અધિપતિ તે પડતો મેલવા અધિકારી છે.

વાસ્તવિકપણે તો એ વિષય કદીએ અસ્થાન કે અનુચિત ગણાવો ન જોઇએ. કારણ, હજુ મરણ સર્વત્ર છે-નિરપવાદ છે. અને છતાંએ મરણ એટલે નાશ તો કોણજ કહી શકે? સીઝરે અણુચીંતવ્યું મરણ ઉત્તમોત્તમ ગણ્યું; અને તેને તે દૈવસંજોગે મળ્યું પણ ખરું. પરંતુ વસ્તુતઃ વિચાર કરતાં તો દરેક મરણ અણધાર્યું, અણુચીંતવ્યું અને વણમાગ્યું આવતું લાગે છે. અને તેથીજ જ્ઞાનીઓએ સર્વદા મરણ માટે સજ્જ રહેવાની સલાહ આપી લાગે છે. ચિંન્તિત અને અણચિન્તિત મરણમાં ફરક માત્ર એટલોજ-તત્ત્વત તેમજ વ્યવહારિક દ્રષ્ટિએ-કે, ધારેલું મરણ આવતાં પહેલાં કે તેને માટે તૈઆરી કરવી હોય, તો તે કરવા સંભવ રહે છે. પણ જો મરણ સદંતર અણધાર્યું આવે, તો તૈઆરી ક્યાંથી થાય? માટેજ કદાચ જૈન સંપ્રદાયમાં ધાસણીથી થતા મૃત્યુને સર્વોત્તમ માનવામાં આવ્યું હશે!

પણ વળી સવાલ નિરૂત્તર તેટલોજ અનિવાર્ય લાગે છે કે જેણે જીવન ભરમાં તૈઆરી નહીં કરી હોય, તેનાથી મરણ પથારીએ પડયા પછી તૈઆરી થઇ શકે ખરી કે? સર જેમ્સ બારીના એક નાટકમાં દ્રષ્ટાએ આ પ્રશ્નનો અવનવો ઉત્તર આપ્યો છે. મનુષ્ય માત્ર એમ માને છે કે વ્યતીત જીવન જો પાછું મળે, તો એણે કરેલી ભુલ ના કરે; અને જીવનવિધિ સદંતર ફેરવી નાખે. આ એક ભ્રમણા છે, એમ બારી સ્પષ્ટ સિદ્ધ કરે છે. જીવન તમામ કે અક-

સ્માત છે? કઇ ઘટનાએ જીવન નિર્માણ થાય છે; કઇ વિધિએ જીવન નિર્વાહ થાય છે; કયાં કારણે એ ખલાસ થાય છે—એ સૌ અસાધ્ય પ્રશ્નો હોય; તો પણ તેથી કૈં જીવન તમામને સર્વથા આકસ્મિકજ લેખાય? એમાં ઘટના છે, વિધિ છે નિયંતા છે, એ તો ચોક્કસ; પછી તે કેવી અને કોણ કરે છે તે નથી જણાતું.

જીવન જો સર્વથા આકસ્મિક ન માનીએ, તો એમાં થતા અનુભવોમાંના એકને પણ ભુલ કેમ કહેવાય? અને પુનર્જીવનની તક મળે તો "ભુલ"ને અભુલ કેમ કરાય? લૌકિક દ્રષ્ટિએ કદાચ વ્યક્તિગત અનુભવો સુખમય કે દુઃખમય, સફળ કે નિષ્ફળ, સ્નેહ કે ભુલમય ભલે લાગે. પણ ખરેખર તો અનુભવ તમામને અમોઘ સાગરની ઉપમા આપવા વિના છુટકો નથી. અનુભવ ગમે તેવા આકળા, અણગમતા લાગે; તે અનુભવ્યા વિના છુટકોજ નથી.

મરણ પણ એક અનુભવ છે. એ ભોગવવામાં ભકતોની સલાહ કોઇ પણ રીતે પુછાતી નથી—સીવાય કે આત્મહત્યા કરનાર આત્મબુદ્ધિએજ એ અનુભવ સંપ્રાપ્ત કરે છે એમ માનીએ તો. આત્મઘાતને લગભગ દરેક સંપ્રદાયમાં વર્જ્ય—પાપમય—ગણેલ છે. શા માટે? જીવનમાં એવું શું સુખ છે —એવું કયું આકર્ષણ છે—કે જે છોડતાં આંચકો ખાવો પડે? સ્વીટ્ઝર્લાંડમાં રીગી નામનો ઉંચો પહાડ છે; તેના પર ચઢવા એક ડુંગરાની રેલ્વે બાંધી છે. ચઢાણ એટલું સ્પષ્ટ છે, કે ઉતરતી વેળા, એકજ ડબામાં બેઠેલા માણસોને એમ લાગે કે ડબાનો મોખરેનો ભાગ પડી જશે—જો પાછળના ભાગમાં વજન વધારે નહીં હોય તો. અને તેથી અણજાણતાં પણ ઉતારુઓ ગાડી સ્થિર કરવા પોતાનો ભાર પાછળના ભાગ પર નાખવા તૈઆરી કરે છે. એમ કરવાથી કૈં પડનાર ગાડી અટકતી નથી; અને પડવાની દહેશતજ નિરર્થક છે. પણ જેમ એ જાતનો મોહ આવી ગાડીમાં લાગે, તેમજ જીવનમાં થતા અનેક અનુભવોનો માણસ પોતાનેજ કર્તા સમજે છે. એ પણ મિથ્યા છે. અનુભવ શ્રેણી કેમ રચાય છે એ વિશ્વકર્માની ગતિ કોઇથી હજુ કળાઇ નથી. પણ મનુષ્ય મતિ અને પુરુષપરાક્રમમાં અંતીમ શ્રદ્ધા રાખવા છતાં પણ ન્યાય દૃષ્ટિએ ખાતરીપૂર્વક એમ નથીજ કહી શકાતું કે કોઇ પણ બનાવનો,—કોઇ પણ અનુભવનો—કર્તા, ઉત્પાદક, સ્રષ્ટા તે અનુભવ ભોગવનાર વ્યક્તિ પોતેજ હોય છે, અથવા હોઇ શકે. જીવન પ્રવાહનો આરંભ કે અંત સમજાતો નથી. પણ જેટલું દેખાય છે તેટલામાં તો નથી એવું સૌંદર્ય કે તેજ કે આકર્ષણ કે જેથી જાગૃત અવસ્થા ભોગવતો જ્ઞાની અને સંયમી તેને કોઇ પણ ભોગે વળગીજ રહે. નીતિને જો વસ્તુ સ્થિતિ સાથે રજમાત્ર પણ સંબંધ હોય, તો આત્મહત્યાને પાપ મનાયજ નહીં.

લોર્ડ નેલ્સનનું જીવન વૃત્તાંત લખનાર કવિવર સાઉધી કહે છે કે ઉત્તમોત્તમ મરણ તો વીરનાયકની વિજય પળમાં થાય તે. વીરત્વ શું છે તે આપણે સૌ જાણતા હોઇએ તો પણ, સૌને તે પ્રકાશવાની તક પણ કયાં મળે છે? અને તક મળે તો વિજયી પળે મરવાનું મન થતું નથી. એ વેળા તો જીવન અતિજ મીઠું લાગે. અને મરણ થાય તો તે અનિચ્છાએ—બાહ્ય આઘાતને લીધેજ. વિજય પળને અભાવે, જીવનની પૂર્ણાહુતિ વેળા પણ મરણ સાંપડતું હોય તો શોભે.

[વધુ માટે જુઓ પૃષ્ઠઃ ૧૦૮]

# તરંગના તણખા

લેખક :
રા. ફીરોજશાહ રુસ્તમજી મહેતા

સુંદરીની અસાધારણ રૂપજાળમાં ફસેલા પણ તેને પરણવાની ધારણામાં નિષ્ફળ ગએલા એક નીરાશ યુવકે ઇશ્વર સામે આ ફરીઆદ ઉઠાવી: "અહો પ્રભુ! તેં સુંદરીઓ બનાવીનેજ અમારી આંખો બંધ કરી નાંખી છે!"

અને–

સુંદરી વેરે પરણવામાં સફળ થએલા પણ તેની આગ સમી સ્વભાવ જાળમાં ફસેલા એક દુ:ખી યુવકે ઇશ્વર સામે આ વાંધો નોંધાવ્યો: "અહો પ્રભુ! તેં તારી આંખો બંધ કરીનેજ સુંદરીઓ બનાવી છે!"

મનુષ્યો ઇશ્વરને ક્યારે દંડતા નથી?

*  *  *

પૌર્વાત્યો ઇશ્વરને મોટે ભાગે વીનવી જાણે છે–પાશ્ચિમાત્યો ઇશ્વરને મોટે ભાગે વાપરી જાણે છે.

*  *  *

જીવનના ત્રણ માર્ગ: ભલાઇનો, ભુંડાઇનો ને

ના, ના, હું જ્ઞાની થઇશ, સત્કર્મી થઇશ;
પણ પ્રેમી તો નહીંજ.

બેપરવાઇનો. પહેલો શાંતિ લાવે પણ ભાન કરાવે પણ રડાવે. ત્રીજો કદાચ અનુ-નિદ્રામાં રાખી મેલે. બીજો જુસ્સાઓનું કુળ થઇ પડે પણ તેમાં બગાસાંજ હોય –માટે–ડહાપણથી ચુંટણી કરવી.

*   *   *

અશ્રધ્ધાળુ ( sceptic )નું રુદન: "આંખો પર ઇમાન રાખું–કે–ઇમાનને આંખો માનું !"

*   *   *

એક મહેણામાં ક્વચિત બુદ્ધિચાતુર્ય અને કળા હશે; પણ તેમાં નિર્મળતા કે ઉચ્ચતા તો કદિ ન હોય–હોઇ શકેજ નહીં.

મહેણું મારનાર અને તેનાથી મરનાર એ બંને નબળા છે. એક હલકો ( mean ) છે–બીજો પોચો (soft) છે.

કેંક લાંબે સમયે પાસે આવેલી સૌથી સરસ તકને જતી કરી જે વ્યક્તિ સચોટ મહેણું મારવાની મીઠી ખીજ જેવી તીવ્ર ઇચ્છાને વારી શકે; તેમજ તે વ્યક્તિ એવાં ફેંકાએલાં હળાહળ ઝેરી મહેણાંને મીઠાશથી ઝીલી અને જીરવી શકે એ બંને ઉચ્ચ કોટિના વીર મર્દો છે.

બેમાંથી વિશેષ ધન્યવાદ કોને ઘટે એ એક કોયડો છે.

*   *   *

લોકો પણ કેવાં છે! જે મહા-પુરુષનું ઔદાર્ય એટલું બધું તો જબરદસ્ત ખીલેલું કે તે પોતે જે જે કૈં જાણે–ધારે–વિચારે ઇચ્છે અને સાંભળે તે તે બધું બધાંને કહી આપે, તેનેજ તેઓ "ટાહેલું," "વાતોડીઓ," "લપ્પ" "નિંદક" કહી નાહક વગોવે છે!

*   *   *



ગૃહસ્થી થવાને અત્યાતુર કો યુવાન....

નિર્બળ પ્રેમીઓ છવવા કાજે ચાહે છે
સબળ પ્રેમીઓ ચાહવા કાજે છવે છે.

* * *

"તારે આધારે મારા નાથ–
તારે આધારે !"

* * *

સમય: પૃથ્વી બીજાં પચાસ વર્ષ જેટલી ઘરડી થઇ ગએલી હોવાથી ઇસુનું સાલ ૧૯૭૮.

અમલ: નામદાર બ્રાટીશ સરકારના ગૌરાંગ દેવતાઓનો; ૧૯૨૮ની સાલ કરતાં અઢી ટકા ઓછો લોખંડી.

સ્થળ: હીંદુસ્થાનનાં ઘણાંએક શહેરો એમાં મુખ્ય ભાગે ગુજરાતનાં અને કાઠીઆવાડનાં ખાસ.

દ્રવ્ય: "મોહન મંદિર" નામે નાનાં મોટાં વધતાં ઓછાં સુંદર દેવાલયો. એ દરેક દેવાલયના ગર્ભભાગમાં માનવંત મહાત્મા શ્રી ગાંધીજીની આરસની કે પથ્થરની મોહક મૂર્તિ સ્થાપેલી દેખાય છે. વિધ વિધ પ્રકારે આ મૂર્તિની પૂજા થાય છે: પુષ્પો ધરાય છે—આરતીઓ ઉતારાય છે–શ્લોકો ઉચ્ચારાય છે–આશિષ મંગાય છે. તે સાથે પેલો સર્જનજુનો, દયામણો, બાયલો, ગદગદતો, અર્થપૂર્ણ સ્વર હજુએ એવો ને એવો પેલી મૂર્તિને બંને હસ્ત જોડી મસ્તક નમાવતો કહેતો સંભળાય છે:



એકેકથી એકેક સુંદર! કોને ચુંટું?

એક પાયા વિનાની અફવાજ અતિ વિશાળ જમીન રોકી લે છે!

* * *

શીખામણ આપવી એ, પ્રસંગે ધર્મ પણ છે–ઢોંગ પણ છે–અને ધખારા પણ છે.

* * *

લગ્ન મંડપમાંથી યુવતિઓ ટોળાબંધ બહાર નીકળી.

ગૃહસ્થી થવાને અત્યાતુર કો યુવાન રસ્તા પર બાજુએ ઉભો ઉભો સૌંદર્ય પ્રવાહ

જોઇ રહ્યો. એ મુંઝાયો: "એકેકથી એકેક સરસ! કોને મુંદુ?"

છેવટ એક એનાં નયને ઠરી–હૈયે વસી.

પછી નઝાકતનો એ આખો રેલો એની આંખ આગળથી વહી ગયો–અદ્રષ્ય થયો.

યુવાન બડબડતો સંભળાયો: "છટ–આપણામાં ખુબસુરતીજ ક્યાં છે? જાણે બદસુરતીનું આખું વન ચાલી નીકળ્યું?"

* * *

એક કોમની, પ્રજાની કે દેશની ખરાબી જેટલી તેના અધર્મીઓથી, અશ્રધ્ધાળુઓથી અને અનીતિમાનોથી થતી હોય તેના કરતાં પણ પ્રમાણમાં અને અસરમાં લાખ ગણી વિશેષ જોરાવર, ઉંડી અને ભયંકર ખરાબી તેના ધર્મઘેલાઓ, ધર્મપ્રેમલાઓ, ધર્મવહેમલાઓ, ધર્મપાપીઓ, ધર્મપાખંડીઓ, ધર્મઢોંગીઓ, ધર્મધુતારાઓ, ધર્મધુજરાઓ, ધર્મઆંધળાઓ, ધર્મઆખલાઓ, ધર્મબાંગીઆઓ, ધર્મડાંગીઆઓ, ધર્મભોળીઆઓ, ધર્મગપોડીઆઓ, ધર્મબજારીઆઓ, ધર્મબેકારીઆઓ, ધર્મડાહ્યલાઓ, ધર્મઅભણ્યાઓથી કે ધર્મઅલલટપીઆઓથી થાય છે.

હતભાગી આ હીંદ અને તેમાં વસતી દરેક કોમ તેનો અચુક પુરાવો છે.

* * *

ઘણાંએક મનુષ્યો બહુ સહેલાઇથી એક પુસ્તક જેટલી બકબક કરી શકે છે. આપણે તેમને એક પુસ્તકના જેટલીજ બહુ સહેલાઇથી ફડાક દેતા કે બંધ કરી શકતા હોઇએ તો કેવું સારું!

* * *

"ભલી જીંદગી" અનેક વેળાએ "ખરી જીંદગી"થી વેગળી હોઇ શકે; પણ "ખરી જીંદગી"માં તો હરહંમેશ "ભલી જીંદગી" સમાએલી હોયજ.

* * *

સુંદરીએ દેહત્યાગ કર્યો.

તેની લાશને સ્મશાને લઇ ગયા. અગ્નિએ તેને પોતાની ગોદમાં લીધી.

"રૂપનો ભંડાર" બળી ભસ્મ થયો–માટીમાં માટી મળી ગઇ–છેવટ બાકી થોડીક મુઠી રાખ રહી.

બાજુએ સ્તબ્ધ થઇ ઉભેલા તરુણ પતિની સર્વે કોઇ દયા ખાવા લાગ્યા. લોકમત આ હતો કે "મોતે સૌંદર્યને જીત્યું છે."

વીશ વર્ષનો ગાળો. એજ સ્મશાનમાં આજ એક ચિતા ભડભડ બળી રહી છે. મડદાંઓની ઠંડી જુની રાખમાંથી બે દાયકા ઉપરનું એક કરુણ સ્મરણ ત્યાં આવેલ અનેકોના મનમાં પાછું જીવતું થઇ ઉભું છે.

બધું શાંત છે. માત્ર કોઇ કોઇવાર હવામાં ધીમો સ્વર સંભળાય છે: "ધન્ય છે એને–એ પાછો નજ પરણ્યો."

દ્રષ્ટિમર્યાદા ઉપર ડુબતા સૂર્યનાં ખેંચાઇ જતાં કિરણો પોતાની સાથે આ ધીમા સ્વરોને પણ ખેંચી લઇ જાય છે. સમી સાંજે ફક્ત એક ચુપકીદીજ બોલી રહી હોય એમ સર્વ ચુપ બેઠા છે.

"વફાનો ભંડાર" બળી ભસ્મ થયો–માટી સાથે માટી મળી ગઇ–છેવટ બાકી થોડીક મુઠ્ઠી રાખ રહી.

સર્વ કોઇ ઘર તરફ જવા ઉઠ્યા. જતાં જતાં ધુળમાં આંગળી વડે મોટા હરફે લખાએલા કોઇના આ શબ્દો નજરે પડ્યા: "સૌંદર્યે મોતને જીત્યું છે."

* * *

નીતિની નીશાળમાં "અંતઃકરણ"ની વ્યાખ્યા: "ઇશ્વરનો અવાજ" સંસારની

[વધુ માટે જુઓ પૃષ્ઠ: ૧૧૦]



# આંખમાંનાં કણાં

લેખક :
રા. જયેન્દ્રરાય ભ. દૂરકાળ

એક દિવસ એકાદ છોકરું ઘરમાં બખાળા કરી પડયું હતું અને લગભગ પછાડા મારવા મંડી ગયું હશે. શું છે શું છે થતાં જણાયું કે એની આંખમાં કણું પડયું હતું. હવે એમએ કહેવાય એમ નહોતું કે કેમ રુવે છે. 'મરચાંવાળો હાથ આંખે અડી ગયો હોય તેના જેવીજ દશા. કૈં ઘી ચોપડયાં, કૈં લુગડાંની વારો આંખમાં ફેરવી, કૈં પાણીની છાલકો મારી, ઉપલી પાંપણ નીચે નીચલી પાંપણ દબાવી એમ કૈંક ઉપચારો કર્યા હશે. છેવટ અનેક જાતની ખટપટ પછી કાંટો અનાયાસે નીકળી જાય અને કયાં ગયો તે ખબરે ન પડે એમ કયાં અને કયારે કોણ જાણે કીયે માર્ગે કણું નીકળી ગયું. ને શાંતિ થઇ.

એમ આપણા આ પ્રભુના મોટા ઘરમાં પણ નાનાં નાનડીઆંની આંખમાં કણાં પડે છે. એ બધાં કણાં કોણ કાઢી શકે? અને નીકળી જાય છે ત્યારે પત્તોએ લાગતો નથી કે એ કણાં કયાં ગયાં. કેમ જાણે જ્ઞાનીની દષ્ટિમાંથી જગત નીકળી જાય છે એમ. જડભરતને જે વખતે રહુગણ રાજાએ પોતાની પાલખીએ જોતરાવી દીધા તે વખતે અથવા જ્ઞાનમયા દેહવસના ગાર્ગી જે વખતે જનકરાજની સભામાં આવીને ઉભી રહી તે વખતે જગતનાં દ્વંદ્વોનો એમને મન એવોજ હીસાબ હશે.

પણ એ ચિત્રોની કલ્પના કરતાં તો તેમાં લીન થઇ જવાય છે. મને લાગે છે કે પુરાણ કથાઓના ટકા જે ગૃહસ્થો બાદ ગણે છે તેઓ અદ્ધરીઆંજ ચલાવતા હશે–કૈંક કોઇ-વાર કથા સંભળાઇ ગઇ હોય, કે એવા કોઇ આધારે. હા, એટલું ખરું કે 'ત્રિકોણમિતિ' ભણવી હોય તો અમુક લાયકાત મેળવ્યા પછીજ તે ભણી શકાય. જેની દૃષ્ટિ વિશાલ છે, જેની કલ્પના વિસ્તારવતી છે' જેની મેધા નવનવા ઉન્મેષો ઝીલવાને શક્તિમતી છે તેને તો પુરાણો એ રત્નોની ખાણ છે. હમણાં હમણાંમાં પુરાણ કથાઓને આધારે કેટકેટલાં સુંદર નાટકો નવીન પ્રતિભાના ઉલ્લાસભર્યા લેખકોએ પણ લખ્યાં છે !

વળી એક રીતે જુઓ તો નવીનતા એ પણ શું છે? અંગ્રેજીમાં એક એવી કહેતી છે કે 'સુરજની નીચે નવું કૈં નથી,' માત્ર આપણે માણસો બદલાયા કરીએ છીએ.

એટલે પાડાફેર કરીને આણ્યું એટલે એ નવું—ફીલ્સુફીમાં એના એ વાદો ચક્રાવા લઇને ફરીથી આવે છે. વિજ્ઞાનવાળાએ આપણી જુની વાતો તરફ આવતા જાય છે. કહે છે કે પારીસમાં ફેશનોમાં પણ એના એ વાયરા વારાફરતી આવે છે. પણ પારીસ સુધી કયાં જવું ? આપણે અહીંજ પહેલાં બાઇરાંઓ, કમખા પહેરતાં; પછી કબજા આવ્યા, સાદી બાંહ્યના; પછી ફુલેલી બાંહ્ય આવી; પછી એ ટુંકી થઇ ગઇ અને હવે પછી સાદી બાંહ્ય ફેશનમાં આવી છે. અને કબજાની અંદર કમખાનું રૂપાંતર છેલ્લામાં છેલ્લી ઢબ મુજબ દાખલ થતું જાય છે. એટલે એમ કહી શકાય કે દુનીઆને કૈં નથી અને વ્યક્તિને તો ન જોએલું બધું નવું છે. અથવા નવાનો મોહ પોતાની અપૂર્ણતાને કે કદાચ અજ્ઞાનતાને અંગે હશે ? પેટ ભરીને જમ્યા પછી ભાતભાતનાં પકવાનનો પણ મોહ થતો નથી. પણ કોઇ કહેશે કે પેટ ભરીને જમી ઉઠયા હોઇએ તોએ કોઇ ફરસી ચીજ હોય તો તે ખાવાનું મન થાય છે. પણ એ બધાનો આધાર પોતપોતાની ખાવાની રીત ઉપર અને પોતાના મનના સ્વભાવ ઉપર છે, એમ કહીએ તો ચાલે.

અહીં કોઇને લાગશે કે વિષયને અંગે સહેજ આવતા આગંતુક વિષયની આટલી ચર્ચા શી, તો મારે કહેવું પડે કે એમજ સાહેજમાં આંખમાં આવી પડેલું કણું મોટું થઇ જાય છે અને ધમાલ કરાવી મુકે છે. આંખોને રાતી રાતી કરી દે છે. અહી મારે કહી દેવું જોઇએ કે, જો કે, માનવને પ્રિય સ્નેહકણું એની આંખમાં પડે છે તથાપિ તેનો ઉલ્લેખ કરવાનો મારો હેતુ નથી. એને તો કણું કહેતાં પણ વિચાર કરવો પડે. એને તો આંખની કીકીમાં વસેલી છબીજ કહેવી પડે. સામે હોય તેનુંજ ચિત્ર આયનામાં દેખાય તેમ જે વસ્તુ ચક્ષુની કે અંતર્ચક્ષુની સામે હોય તેનુંજ ચિત્ર કીકીમાં રમી રહે એ તો સહેજ સમજાય એવી વાત છે. એને કણું મ કહેતાં કીકીની છબી કહેવાનું કારણ એટલું કે કણું હાલે છતાં જડ હોય છે અને આ આંખને રાતડી કરે છતાં આંખને ગોઠે છે.

વળી કણાં કહી શકાય એવાં બીજા કર્મસંજોગોનાં છમકલાંની પણ હું અહીં ચર્ચા કરવા નથી ઇચ્છતો. આપણે કહીએ છીએ ને કે ફલાણું તો એને આંખમાં કણા જેવું ખુંચે છે. જ્યારે સામું માણસ આંખમાં આવ્યાથી વધારે પડતું જણાતું હોય ત્યારે આમ થાય. પણ આનું કારણ તો એમ બને છે કે એને માણસ પારકું કે પ્રતિસ્પર્ધી માનતું હોય છે. જો એ પારકાને પોતાનું માની લે કે પોતાનું કરી લે તો એટલું દુઃખ ન લાગે. કહે છે ને કે કણુંએ આંખમાંથી ખસી જાય કે ઓગળી જાય એટલે પછી કૈં નહીં. માત્ર પરાયા પદાર્થને ગાળીને પોતાની આંખમાં સમાવી દેવા જેટલો ઉમળકો કે ઉષ્મા જોઇએ. કોઇ કહેશે કે પરાયો પદાર્થ લોઢા જેવો કે પથ્થરના જેવો કે અંગ્રેજ સરકાર જેવો કે કુમારિકાના હૃદય જેવો કઠણ હોય તો પછી શું ? અલબત, આ શંકાને સારૂ મારી પાસે તુરત 'જડતો' જવાબ નથી. પણ મારી સલાહ તો એજ થાય કે ફ્રાન્સના પ્રધાન કલીમેન-શોની પેઠે—ન આશાવાદ, ન નીરાશાવાદની વ્યવહારુ ફીલ્સુફીનું અવલંબન

[વધુ માટે જુઓ પૃષ્ઠ: ૧૧૨]



# અધ્યાપક વિશ્વામિત્રે કહેલી એક વાર્તા.

લેખક:
રા. ચન્દ્રવદન ચીમનલાલ મહેતા

અમારી શારદાપીઠમાં અધ્યાપક વિશ્વામિત્ર દર અઠવાડીએ ભારતના જુના ઇતિહાસમાંથી એકેક સુંદર વાર્તા કહેતા. આજે કે પ્રેમની પ્રીસ્ફુરીપર ઉતરી પડેલા, ને ગઇ કાલે એમણે ગાંધીયુગ ઉપર ભાષણ કરેલું, એટલે એમને એકાએક એ યુગમાં બનેલો એક પ્રેમ કીસ્સો કહેવાનુંજ સ્ફુર્યું. શરુઆતમાંજ એમણે જયવદન અને ફુલબાળા નામે આજ શારદાપીઠમાં ભણેલાં બે વિદ્યાર્થીઓની પ્રેમ-કથા છે એમ કહ્યું. અને પ્રેમકથા શબ્દ સાંભળતાંજ આખા વર્ગમાં એક અનેરો ગણગણાટ પ્રસરી ગયો. આગલી બેંકે બેઠેલાં સુરભિ, સુવર્ણા, કેતકી, કનક, હેમંત, પ્રદ્યોત અને સંજય તો ચુપચાપ બેસી રહ્યાં —પણ પાછળની હારમાંથી તો મરિચિકા અને એની સાથે બેઠેલી રોશનઆરાએ તેમજ કામંદકી અને એની પડખે બેઠેલા બળવંતે, ગુલ અને ફરેદુને, લક્ષ્મણ અને યુસુફે તો કૈં છાનો ગણગણાટ પણ કરી લીધો. આ વિશ્વામિત્રની તો બહુ ચકોર આંખ, બહુ સમજુ અને છેક સ્નાતક પરીક્ષા સુધી પહોંચેલા વિદ્યાર્થીઓ એટલે મિત્રો સમાન—એટલે પોતે પણ જરા કરડાકીમાં મીઠું હસી લીધું ખરું, પરંતુ તરતજ એમણે ગાંભીર્ય અને ગૌરવ ધારણ કર્યું, કે તરતજ આખો વર્ગ એકદમ એક ચિત્તે સાંભળવા તત્પર બની ગયો.

"જયવદન અને ફુલબાળા આજ વસંત શારદાપીઠમાં ભણેલાં પણ એ બે વચ્ચે વર્ગમાં બે વર્ષનો આંતરો. આ વસંત શારદાપીઠ ત્યારે એલ્ફીન્સ્ટન કોલેજને નામે ઓળખાતી. ગાંધી યુગના અંત ભાગમાંજ એક લખેસરીએ પોતાની સઘળી દોલત વિદ્યાપીઠની પુનર્રચના કરવા આપી. પોતાનું નામ જાહેરમાં ન મુંકતાં એણે ફક્ત વસંત શારદાપીઠજ નામ રાખ્યું, તે ઋતુ સુચવવા માત્રજ; વસંત જેમ વિદ્યાર્થીઓ ભણે ગણે ને ખીલે એટલું સુચવવા માત્રજ. અને તેથી તો એ વીશેની અહીં તકતી પણ નથી ચોઢી.

અને એ વખતનું મુંબાઇ ત્યારે આજે જુઓ છો તેવું મુંબાઇ ન હતું. હું જરા એ સમયના મુંબાઇનું એ ટુંકું વર્ણન કરીશ. કારણ કદાચ આપણી વાર્તામાં તેનો ખપ પડે. આ દેખાય છે એ પલ્લવ બંદર તે ત્યારે પાલવા બંદરને નામે ઓળખાતું અને પાલવા તે એપોલોપરથી અપભ્રંશ થઇને આવ્યું હશે. અને આ જ્યાં તમે સરોજ કુંડ જુઓ છો, ત્યાં આગળ ફ્લોરા ફાઉન્ટન નામે ફુઆરો હતો. ઘણે ભાગે '૩૦ ની સાલમાં આજ વિદ્યાપીઠના છોકરાઓ તોફાને ચઢયા. અને એ ફાઉન્ટનને ભાંગી તોડી મેદાન કર્યો. ત્યાં શ્રી સરોજીની નૈડુનું

બાવલું ઘણે ભાગે '૭૫ ની સાલમાં મુકાયું, અને કુંડને ચારે છેડે જે ચાર પુસ્તકો લઇને ઘુંટણીએ પડેલાં બાવલાંઓ આજે જુઓ છો એ તો છેક '૪૨ ની સાલમાં—જ્યારે ગુજરાતીઓનું જોર અહીંની શહેર સુધારણા સમિતિમાં વધ્યું—ત્યારે મુકાયાં હતાં. એ ચાર કોનાં છે એ તો જાણો છોને—કે તે પણ તમારામાંથી ઘણા નહીં જાણતાં હોય. પહેલું પેલી બાજુનું છે એ દેશળજીનું ને બીજું એની સાથેનું ઝીણાભાઇનું, ત્રીજું તે ત્રિભુવનનું અને ચોથું ઝવેરચંદનું—ચારે છેલ્લા યુગના રાષ્ટ્ર કવિઓ થઇ ગયા. એમાંનો પહેલો ગુજરનાર ત્રિભુવન અને છેલ્લો ગુજરનાર ઝવેરચંદ; ઝવેરચંદ તો છેક બહુ વૃદ્ધ થઇને ગુજર્યો.

અને આજે "સાગરપાળ" એ તે સમયે મરીનલાઇન્સ સ્ટેશનને નામે ઓળખાતું, અને "નરીમાન", તે ચર્ચગેટના નામથી ઓળખાતું. આજે પલ્લવ બંદરે જે મંગળદ્વાર છે એ તો હમણાં નવો બંધાયો ને ત્યાં ગાંધી બાવલું મુકાયા પછી ગોખલે તિલક ને દાદાભાઇનાં બાવલાં મુકાયાં. અને એ તો ઠીક, પણ ત્યારે આ ટ્રામ આજે જે અડધી લેંઘીઓ પહેરી અંગ્રેજો હાંકે છે, તે નહોતા હાંકતા. પણ આપણા દેશીઓજ હાંકતા; તમે એ ઇતિહાસ હજી ઘણી ઝીણવટથી શીખશો ત્યારે એ બધી વિગતો જાણશોજ. આજનું અમદાવાદ કે આજનું સુરત અને એમાં રચાએલી, ચણાએલી, ચીતરાએલી, કોતરાએલી, કલાકૃતિઓ એતો બધી નવી સરજાઇ છે. એ પહેલાં એ ગામો તો ચીંથરેહાલ અને ભુખડીબારસ જેવા હતાં, હશે. આ અહીં આજ વિદ્યાપીઠમાં જયવદન અને ફુલબાળા ભણતાં હતાં. પરંતુ જય અને ફુલ બંને એક બીજાને બાલપણથી ઓળખે, છતાં અન્યોન્ય બોલવા પ્રસંગ તો છેક વિદ્યાપીઠમાં આવ્યાં ત્યારેજ આવ્યો હતો; અને તે પણ નહીં જેવો. બંને એકજ વર્ષ અહીં સાથે ભણેલાં. ફુલ દાખલ થઇ તે વર્ષ અને જયે છોડ્યું તે વર્ષ. અને એક વર્ષમાં તો કેટલું ભળે! તે સમયે તમે જે આટઆટલા ભળો છો, બોલો છો એટલું સહેલાઇથી યુવક યુવતિથી ભળાતું નહીં. આજે તમે સાથે સાથે બેઠાં છો એમ ત્યારે બેસાતું નહીં. આ પહેલી હારમાં તો છોકરીઓજ બેસતી અને છોકરીઓ પણ કેટલી? આ પહેલી હાર માંડ માંડ ભરાય.

જય અહીંથી ભણી ઇંગ્લેંડ 'બેરીસ્ટર' થવા ગયો. ત્યારે એ પરીક્ષા ત્યાં લેવાતી, અને જયના પિતા બ્રીટીશ સરકારના વફાદાર નોકર—એ સર સુબાની પદવીએ—એટલે તે સમયે આસીસ્ટંટ કલેકટર હતા. અને વફાદારીની સાંકળ દઢ કરવાને જયને ઇંગ્લેંડ અભ્યાસ કરવા મોકલવા એમણે ઠીક ધાર્યું હતું. આજે તો ત્યાં કોઇ ભણવા જાય એને આપણે હસીએ છીએ. પણ ત્યારે તો એ મોભ્ભો અને આબરુ વધારનાર પગલું ગણાતું, અને તે સમયે અહીં ભણવાનાં સાધન—સ્થળ પણ પુરતાં ન હતાં. એ તો એ કાળજ બદલાઇ ગયો. એ લોકના જમાના પછીના જમાનામાં અહીંના યુવકોની ઉત્સાહ વૃત્તિમાં એક પ્રચંડ પુર આવ્યું—અને અહીંના લખેસરીઓના મનમાં પણ ઠીક રામ વસી ગયા, તે એક દાયકામાં એક બુદ્ધિશાળી અને સાહસિક યુવકોનું આખું ટોળું જગતમાં દિગ્વિજય કરવા નીકળ્યું. એમાંથી મોટે ભાગે જર્મની ગયા. અને કેટલાક અમેરીકા, તથા જાપાન ગયા. અને કોઇ દીવાસળી તો કોઇ ઇન્ડીપેન, તો કોઇ વીજળીક દીવા, તો કોઇ ચશ્માના કાચ, તો કોઇ કેમેરા—તો

કોઇ કે એમ છેક. મોટાર બનાવવા સુધીના ઉદ્યોગ શીખી લાવ્યા, અને અહીં એકેકું કારખાનું ખોલી બેઠા. અને એ પરાક્રમ જોઇને તો આખા દેશની આંખો ઉઘડી–તે આજે આ છેલ્લા પચાસ વર્ષની આપણી ઔદ્યોગિક ખીલવણીને પરિણામે તો આ ચંદ્રદીવાઓ, ને સરસ્વતીલેખિની, ને શર્માનું કવીનાઇન–ને ગોદરેજની સાઇકલ, ને રાઠોડ ને વાઘેલાની બંધુકો, ને બીલ્લીમોરીઆનાં ઘડીઆળ ને આ દેશાઇ મોટર ને વિદ્યુત મોટર. ને અનિલ લહરી મોટાર–ને એમ કે સ્વદેશી વસ્તુઓ તમે વાપરી શકો છો. પરંતુ ત્યારે તો ડગલાનાં બોરીઆં અને આ ટાંચણીઓ માટે પણ પરદેશ પર આધાર રાખવો પડતો. અરે અજ્ઞાન તે કેટલું હશે, અને ત્યારની વિદ્યાપીઠો તે કેટલી અંધેર હશે, કે આ ભણો છો તે પુસ્તકો પણ પરદેશથી છપાઇ બંધાઇ આવતાં!

ત્યારે જય ગયો અને ફુલ અહીં ભણી. અને જય આવ્યો ને ફુલ ભણી રહી. એ બેરીસ્ટર થઇ આવ્યો, એટલે આવ્યો તેની તરતજ એના પિતાએ એક મોટી ઉજાણી આપી. એ મેળાવડામાં ઘણાંને નોંહોતરેલાં, એમાં ફુલ પણ ખરીસ્તો. અને ફુલ અને જયે એ સંમેલનમાં પણ ઠીક ઠીક વાતો કરેલી. ખરી રીતે એ બે એક બીજાને ઓળખતાં ત્યારેજ થયાં.

જય અને ફુલ બંને ઉચ્ચ કોમનાં હતાં. જય તે રજપુત યુગમાં જયસિંહ કહેવાત, ને બ્રાહ્મણ યુગમાં જયશંકર કે જયદેવ કહેવાત, કે જયમલ્લ કે જયચંદ પણ કહેવાત, અને ફુલ, ફુલ કુંવરી કે ફુલકુંવર કે ફુલાંદે–અને ઘરડી થતાં ફુલકોર; ફુલબા કે ફુલી પણ કહેવાત. પરંતુ હવે તો જાણો છોને કે એમ નામ ઉપરથી જાતિ, વર્ણ ને કાળ સમજવાના વખત વહી ગયા. અને એ જમાનામાં પણ જાતિભેદ તોડવાને અત્રતત્ર પ્રયાસો થવા માંડયા હતા, એટલે એ એના નામ ઉપરથી જાતિ વર્ણ શોધવાની ઉપાધિમાં અત્યારે પડવાની જરુર નથી.

હા, ફુલ સુંદર હતી–અને કેટલી સુંદર હતી, એ જાણવાને તો તમે ઉત્સુક હશોજ. અને એ તમારી સ્વાભાવિક જિજ્ઞાસાને તો મારે સંતોષવીજ જોઇએ. ધાર્મિક, સામાજિક અને રાજકીય સિદ્ધાંતો યુગે યુગે પલટો લેતાજ જાય છે એ તો તમે જાણો છો ને? તેમજ કલાના અને સૌંદર્યના આદર્શ પણ સમયાનુસાર બદલાતા જાય છે.

આજે ફુલબાળા એના સંપૂર્ણ વિકસિત અંગલાલિત્ય સાથે તમારી સન્મુખ આવી ઉભી રહે તો એને તમે સુંદર નહીં પણ ગણો કદાચ. પરંતુ એના જમાનામાં તો એ સુંદર ગણાય. સંપૂર્ણ સૌંદર્ય, પહેલી વાતે, એ જમાનામાં ભાગ્યેજ કોઇનું ખીલતું. કયાં તો છોકરાંઓનાં બાળલગ્ન થતાં, અથવા તો એમાંથી બચતાં તે, તે વખતના અયોગ્ય અને અશાસ્ત્રીય અંગ્રેજી અભ્યાસમાં ચુસાઇ જતાં અને એમાંથી બચેલા કંતાએલા શરીરવાળાને ટુકડો રોટલો ખાવા મળે તે નોકરીના હાઉમાં પુરાં થતાં. તેમાં છોકરીઓ તો અકાળે અજ્ઞાનાવસ્થામાંજ માતા થતી, અને કોઇ ભણી ગણીને આગળ વધતી તો લોક ટુંપી ખાતું.

એ જમાનામાં, શહેરોમાં વસતી છોકરીઓ સુંદર ગણાતી; અને શહેરોમાં સૌંદર્ય કયાંથી ખીલતું તે તો ભગવાન જાણે! ત્યારે ત્યારની ઇંજનેરીના બાંધકામમાં હવાના દુકાળ રહેતા, અને ગૃહજીવનમાં તેમજ



અને ખોટું શું કામ કહું, કેંક ટેનીસ ને બેડમીન્ટન નામની રમતો રમેલી, ને માતાનું શરીર ભરાઉ, તે હજી એ કૈં ઠીક લાગતી.

પરંતુ એનું શરીર ગમે તેવું હો, એનો સ્વભાવ વખાણવા લાયક હતો. એ જન્મી એ અગાઉની એકાદ વીશી પહેલાંની સ્ત્રીઓ એને ઉચ્છૃંખલ અને સ્વચ્છંદીજ ગણે. અને તમને તો કોણ જાણે કેવાંએ વિશેષણોથી વધાવે. પરંતુ એ જમાનામાં ફુલ નીખાલસ, તોરી, અને હીંમતવાન ગણાતી. કેટલાક એને 'યૌવન ગુમાની' પણ કહેતા. કેટલાક એને 'જબરી' કહેતા, તો કોઇ એને 'બાંધડ' અને 'પકડી' પણ કહેતા.

**સરકારની શકિતનું તાત્પર્ય છો! તમે એક તોપ પુરતાં પણ નથી—**

વળી કોઇ એને 'જીદ્દી' —અને "ફરેલી" પણ કહેતા. પણ તે સમયના લોકનું માનસ કુંઠિત અને કલુષિત હતું.

વિદ્યાર્થી જીવનમાં કસરતના અભાવા રહેતા અને ફુલ તે વળી એમાં અપવાદ શાની?

પણ એ સુંદર હતી. એ સૌંદર્ય એના વાળનું–વાળ ઓળવાની ઢબનું, એની ગોરી ચામડીનું, એ લોહી વગરની ચામડીપરની સ્વચ્છતાનું, એના ભણતરના અંગે આવેલા જરા શરીરના ઠસ્સાનું–લુગડાં પહેરવાની સફાઇનું, શુદ્ધ ભાષા બોલવાની આવડતનું–

વળી એને કપડાં પહેરવાનોએ અચ્છો શોખ હતો. પરંતુ, તમે આજે આ બનારસી ને કાશ્મીરી–મદુરા ને આંધ્રનાં–જયપુરી અને જામનગરી લુગડાં પહેરો છો એવાંજ એ પહેરતી. સારે અવસરે તો પાટણનાં

પરોળાં પણ પહેરતી. પરંતુ એ પહેરવામાં કૈંક અસ્વાભાવિક એ હતું કે તમે આજે જે આ ખસમા ને સાડીઓ—ગજી ને છાયલો, શેલાં ને સાલપાથો પહેરો છો એ જેટલી કુદરતી રીતે પહેરો છો એટલી કુદરતી રીતે ત્યારે નહોતાં પહેરાતાં. પહેરાતાં તો એમાં મોટાઇ મનાતી, 'જો અમે સ્વદેશી પહેર્યું.' હા. તમને હસવું આવે છે, પણ એવુંજ હસવું જેઓ આવાં શેલાં પહેરીને નીકળતાં તે સ્ત્રીઓને જોઇને આખી સ્ત્રી આલમને આવતું. કારણ ત્યારે મુખ્યત્વે બધાં વિદેશી લુગડાંજ પહેરતાં. અને એ સંજોગોમાં એકાએક આજે તમે રંગબેરંગીને રોજ રોજ નવી નવી ભાતનાં લુગડાં પહેરી લાવો છો એવાં લુગડાં મધ્યમ વર્ગનાં લોકથીએ પહેરવાં પોષાય એમ હતું નહીં. ફુલના પિતા પાસે અસલ જાગીરી પૈસો સારો તે એ નવા નવા બંગ કરતી તે એને પોષાતું, અને એમાં એ શોભી પણ નીકળતી.



ડરાવો ના. કરોડે અમારા પુરતી તોપો નથી.

જયવદનને ફુલ માટે નાનપણથીજ લાગણી. ફુલને એણે રમતી જોઇ હતી, ફુલને એણે ખીલતી જોઇ હતી, એને નીશાળે જતી જોઇ હતી. એ જોઇ એ હરખાતો અને ફુલાતો. વિદ્યાપીઠમાં આવી ત્યારે તો એ અત્યંત આનંદે મલકાતો. જય ઇંગ્લેંડ ગયો ત્યારે એના મનમાં એમ ખરું કે ફુલ એ પાછો આવે ત્યાં સુધી કુંવારીજ રહે, પરંતુ એ વાત એને એ રુબરુમાં કહી શકેલો નહીં. એ બારીસ્ટર થઈ આવ્યો, અને ફુલ કુંવારીજ રહી હતી, એ વાતની એણે આવતાં ખાત્રી કરી દીધી અને એના આનંદનો પાર નહોતો. ઉજાણી પ્રસંગે બંને મળ્યાં, પણ ત્યારે કોઇએ લગન સંબંધી જરાએ વાત કરી નહોતી. ત્યારે તો બંને દેશના

અણમુલ પાયા ન હોય એમ દેશસંબંધી કેટલીક રોજની ચર્ચા ગંભીર મુખે કરીને, છુટાં પડયાં હતાં.

એ ઉજાણી પછી કેંક સમય વહી ગયો અને બંને મળ્યાં–ન મળ્યાં–એટલામાં ગુજરાત આખામાં નવયુગનો ડંકો વાગ્યો. બ્રીટીશ સરકાર સામે લઢાઇ જાહેર થઇ. એ ગુજરાત અશસ્ત્ર યુદ્ધ ત્રીજું, અને હીંદ સ્વાતંત્ર્ય યુદ્ધોમાંનું સાતમું. જેઓના ઐચ્છિક વિષય ઇતિહાસ હશે તેઓને આમાં વધારે રસ પડશે.

હીંદને સ્વતંત્રતા અપાવનાર એકુતોનું એ યુદ્ધ હતું. આખા ગુજરાતના ખેડુતો એક થયા હતા. ખેડુત એટલે જગતનો તાત: ઉદાર, મહેનતુ પરગજુ, હસમુખો, ટેકીલો, ને કુદરત જ્ઞાની. એની વિદ્યા એજ જાણે. એ પોથીમાંની વિદ્યા નહીં, આંખ, અનુભવ અને આંતરપ્રેરણાથી શીખાતી વિદ્યા. એ ખેડુત ખુંદાઇ રહ્યા હતા. સૈકાથી એમનાં લોહી પીવાઇ રહ્યાં હતાં. કોઇ પણ સલ્તનત તુટવા અગાઉ પોતાનું તાંડવ નૃત્ય નાચીજ લે છે. બ્રીટીશ સરકાર વંટોળે ચઢી. ખેડુતોને કળાથી, યુક્તિથી, વાકછલથી, લુંટયા, રહેંસ્યા, મુંગા માર માર્યા. ત્રાસે થર થરતા, ભુખે ટળવળતા, અન્યાયે દયાઇ રહેલા, ખેડુતો એક થયા, અને સરકાર સામે ગૌરવ ભેર એમણે માથું ઉંચકયું. અને એ રુઠે એટલે ધરતી રુઠે. ખેડુત બોલે એટલે ધરતી બોલે. ખેડુતનો અવાજ એટલે ગાય, ભેંસ, બળદ, ઘોડા, મુંગાં ઢોરનો, અભણ રાત દિવસ મજુરી કરતા નિર્દોષ મજુરોનો અવાજ, એ અવાજ એટલે સત્યનો અવાજ. કોણ એની વહારે ન ધાય? કોણ એને હીંમત ન આપે? કોની તાકાત કે એને લુંટો ડેરવે?

ફુલ–તોરી, છુટ્ટી ફરેલી, ફુલ વિના વિ
સ્વયંસેવિકા થઇ મદદે પહોંચી. બ
ઘણાંએ શ્રીમંતોનાં સંતાનોએ મદદ ક
પણ એ તો પહેલીજ નીકળી. ભણ
બુદ્ધિશાળી ને રુપાળી એ સહુજે અ
પડી આવી.'

વિધિ પણ કૈં ઓછો ચાલાક
ફુલબાળા સ્વયંસેવિકા એજ કરબામાં પ્ર
ધન ત્યાંનો સરસુબો. પ્રમાદધન તે
વદનનો પિતા. એ જમાનામાં–એટલે
પ્રમાદધનના પિતાના જમાનામાં સરસ્
ચન્દ્ર નામની એક નવલકથા બહુ લોક
અને એ વખતના લોકો બને ત્યાં
ચાલુ નવલોમાંથીજ નામ શોધી પોત
સંતાનોનાં નામ પાડતા; કારણ એ
અભ્યાસજ ચાલુ વાર્તાઓ પુરતો રહેતો

બ્રાટીશ સરકારના વિશાલ રાજ્યતંત્ર
અનેક ગૌણ ચક્રો પણ રહેતાં. મહાચક્ર
સંચાલક તો અંગ્રેજોજ રહેતા, પણ
ગૌણચક્રોના કાંટારુપે હીંદીઓ પણ રહે
એ બધા વફાદારમાં ગણાતા. એમને
પાંચ વર્ષે કોઇ ગામ જાગીર તો શું,
રાવ સાહેબ, રાવ બહાદુર, સર, કે. સી. આ
એવી ઉપાધિઓ મળતી. આ હજી રતન
માણેકજી સર અને ભૈરવનાથ કાળાભાઇ કસ
જે આજે હયાત છે એ બે વ્યક્તિઓ
વડવાઓ વફાદાર અને પૈસેટકે માતબ
પરંતુ એમના એ વડવાઓને આ ઉપાધિ
ઓનો શું એ મોહ લાગેલો તે એ મેળવ
બધાએ પૈસો સરકારની ત્રીજોરીમાં ભ
બેઠા, અને આજે આ છોકરાઓના નથી
સુખે રોટલો ખાવાનો તો નથી રહ્યો, પ
મહેનત મજુરી કરતાંએ પાર આવતો નથ
અને એ સમયના સર તે આ સરની અ

થઇ પડી છે, અને કે. સી. આઇ. ઇ.નું તો અપભ્રંશ થઇને ‘છેક કસાઇની અટકને નામે ઓળખાય છે.

અંગ્રેજ સરકાર વેપારી ધોરણેજ રાજ્ય કરતી એટલે અકબર કે શાહજાંહ કે ઔરંગઝેબ જેવી એ સુંદર રાજ્યનીતિ તો ક્યાંથીજ જાણે? એટલે આ ગૌણચક્રોમાં જે કંઇ હુન્નરો તાણી તપાસીને રાખેલા તેમનોજ પહેલાં તો મરો થતો. પણ આપણે બહુ આડા જઇએ છીએ.

પ્રમાદધન ત્રાસ વર્તાવતો. એ સરકારને કાને જુઠાણાં ભેરવતો, અને આંધળી સરકાર એનું ખરું માનતી, અને રૈયતને સહન કરવું પડતું. પ્રમાદધને જયવદનને પણ સરકારી જાળમાં ગુંથી દીધો હતો. એ પણ એજ કસ્બામાં સંદેશસંગ્રાહક તરીકે નીમાયો હતો. અને વળી ‘બારીસ્ટર’ એટલે સરકાર અવારનવાર એના કાયદાના જ્ઞાનની મદદ લેતી, એમ એનો બેવડો ઉપયોગ થતો.

ખેડુતોની ઠેર ઠેર છાવણી. છાવણી, ચોકા, ચોતરા ને આશ્રમો. આગગાડીના એકાદ ગાઉલ દૂર એવી એક છાવણીમાં ફુલબાળા ચોકી કરે–ફુલ, એનાં એક બે કુટુંબીજનો, એની એક બે સખીઓ અને મિત્રો ઘણે ભાગે તો એકેક છાવણીમાં એકેકું નાનું મિત્રમંડળજ ગોઠવેલું, તે એજ કારણથી કે એકજ મિત્રધર્મના માનસે –અને પરસ્પરના સહચારથી અને આંતરિક આંદોલનોથી–બજાવવાની ફરજ હોંસભેર વિનાવિલંબે અદા થતી. અશસ્ત્ર સત્ય યુદ્ધક્ષેત્રનાં ઇતિહાસમાં આ નીતિ હું તો માનું છું કે પ્રથમ પહેલીજ તે સમયે દાખલ થઇ છે.

.અને એ છાવણીને સંકેતનામો અપાતાં. એ છાવણીનું નામ “પરબ.” અને એ ‘પરબની’ બરાબર સામે નજર પહોંચે એટલે દૂર જયવદને પોતાનો તંબુ નાખેલો. અને અહીંથી અરધા માઇલને છેટે ગામ. જય આઠેક દિવસથી અહીં આવી ઠર્યો હતો, અને રોજ સવારે જતાં આવતાં એકાદ વાર તો ફુલને જુએ. ફુલ પણ એને જુએ. જય હંમેશ માથું નમાવી જરી હસી રહે, પણ ફુલ એની જરાએ દરકાર કર્યા વિના ચાલી જાય.

એક દિવસ બપોરે ફુલ આગગાડીના મથકે ગઇ. ત્યાંથી એ બેચાર મથક દૂર જઇ સાંજે પાછી આવનાર હતી. એજ ગાડીમાં જયવદન પણ પ્રસંગવશાત્ નીકળ્યો. ગાડી આવી ને ફુલ બેઠી. અને ફુલને જોતાંજ જય પણ એની પાસેજ આવીને બેઠો.

ફુલનું રૂપ વિકસ્યું હતું, ખુલ્લી હવામાં દોડાદોડને લીધે તાજગી પામેલું શરીર, સત્યને આથે લઢતાં તેજસ્વી બનેલું મુખ, અને એની હીંમતને લીધે દીપી નીકળતી એની અંગચ્છટા–એ જોઇ કોઇ પણ કહે કે ફુલનું સૌંદર્ય બમણું વધ્યું હતું. સ્વતંત્ર વાતાવરણમાં ભમતાં એનું સૌંદર્ય પણ સ્વતંત્ર રીતે ખીલ્યું હતું. ગાડી ઉપડતાંજ બીજા બે ત્રણ જણ પણ આવીને બેઠા. જય ધારત તો રોફભેર એમને ઉતરાવી શક્ત એટલી એના હાથમાં તે સમયે સત્તા હતી. પણ એણે કંઇવાર તો ફુલનું નવું રૂપ જોયાજ કર્યું. અને પછી ધીમે રહી “ફુલ” કહી બોલાવી. ફુલ ત્યારે સ્વયંસેવિકા ન હતી. શત્રુ સાથે લઢનારી સૈનિક ન હતી. શક્તિ પ્રદીપ્તા તોરી બાળિકા હતી. ફુલે ફક્ત એ તરફ નજરજ ફેરવી. અને

એ નજર ફક્ત કોઇ પણ મનુષ્યને ડારવા પુરતી હતી. જયે ફક્ત એ જોઇ વંદનજ કર્યાં–અને ફુલે ગૌરવમાંજ ડોકુ નમાવ્યું, અને નજર ફેરવી બેઠી.

કલાકની મુસાફરી પુરી થઇ. એ કલાક-ભર જયનું હૃદય ધબકી રહ્યું હતું. અનેક વિચારોએ એ મુંઝાઇ ગયો હતો. ફુલ તો એમની એમ–બારી બહાર નજર રાખી–મુંગી માનભેર બેસી રહી હતી. હજારવાર જયે બોલવા પ્રયત્ન કર્યો હશે, ને હજારવાર એણે પડતો મુકયો હશે.

અંતે બંને ઉતર્યાં. મથક બહાર ગયાં બંને વાહન શોધતાં ઉભાં. જયે ફરીથી એકવાર પોતાના વાહનમાં સાથે જવા સુચવ્યું ને ફુલે ના કહી. જયે સાઉબજી કરી અને ફુલે જય જય કર્યાં; અને બંને છુટાં પડયાં. ઓ પ્રભુ! હજી તો સાંજ કેવીક જશે?"

અધ્યાપક વિશ્વામિત્ર આટલું કહી જરા અટકયા. જરા થાકયા હોય એમ લાગ્યું. સહેજ વચ્ચે અમસ્થો ટોળ કરી જરા હસાવ્યા, પણ અમને સર્વને વાર્તા માટે ઉત્સુક જોઇ તરત પાછા ઉપડયા. એમણે કહ્યું કે જે લોકને રસ ન પડતો હોય તે ભલે ઉઠીને ચાલ્યા જાય, પણ ખંડમાંથી એકે ખસ્યું નહીં.

"ત્યારે સાંજ પડી. બંને પોતપોતાનું કામ પતાવી પાછાં ફર્યાં. જય તો કયારનો આવી આંટા મારતો હતો. એને ફુલનું વર્તન અસહ્ય લાગતું હતું. એના હૃદયમાં એ ડંખી ડંખી રહ્યો હતો. એ અસ્વસ્થ જણાતો હતો.

ગાડી આવી અને બંને એક પછી એક બેઠાં. કોણ જાણે કેમ આ વખત બંને એકલાંજ હતાં. અથવા તો જયના ત્રાસ ને ધાકથી એની સાથે બીજું કોઇ નહીં બેઠું હોય. પણ એવા એના ધાકથી ગભરાય એવી રૈયત ન હતી. ગમે તેમ-કેવળ અકસ્માત પણ હોય! ગાડી ઉપડી. ફુલે તો પાછી બહારજ નજર રાખી. જાણે ગાડીમાં કોઇ છેજ નહીં. અને જયે તરંગ વંટોળને આસ્માનમાં ચઢાવ્યાજ કર્યો. "શા કારણથી એ બોલે પણ નહીં!" "પહેલાં તો આવું નહોતી કરતી!" "મેં શું એનું બગાડયું છે!" અનેક વિચાર–અનેક સરવાળા અનેક બાદબાકી. કૈં નિર્ણય પર આવી શકયોનહીં.

પણ માનવ મનોવૃત્તિઓ પરથી કયારે કાબુ ખોઇ બેસે એનો શું ભરોસો?

એણે એકાએક અદબ વાળી. ઉતાવળે કરેલો નિશ્ચય બોલવા જતો હોય એમ લાગ્યું. એ બોલતાં પહેલાં ફુલ જોઇ રહી હતી તે બારી બંધ કરી–પાછી અદબ વાળી અને બોલ્યોઃ "ફુલબાળા! આનો અંત આણવોજ પડશે. શા કારણથી તું મારી સાથે બોલતી નથી?" ગુસ્સામાં એણે તુંકાર વાપર્યો.

ફુલ ટટાર થઇ આંખ ચમકાવી બેસી રહી.

"અને મેં તારૂં શું બગાડયું છે તે મારાં આવાં અપમાન કર્યા કરે છે? જાણે છે– કે દિવસથી મારા મનમાં એક વાત ઘોળાયા કરે છેઃ તને નીશાળે જતાં જોતો ત્યારથી કોલેજમાં જતાં જોઇ ત્યારથી હું બારીસ્ટર થવા ગયો ત્યારથી"—

અને ત્યાંજ ફુલ તડુકી ઉઠી.

"હું જાણું છું–શું છે તે. પણ બારી-સ્ટર થઇને આ ધંધો શીખ્યા. જુલ્મગારને

મદદ કરવી. નિર્દોષને રીબાવવા. શરમ નથી આવતી? તમારી શું વાત છે તે હું જાણું છું. મને એટલી મુરખી ના સમજતા. પણ હું તમને કદી પરણવાની નથી." શ્વાસોચ્છ્વાસથી એની છાતી ઉછળી રહી.

જય ઘડીભર તો એ જોઇ રહ્યો. અને એનો ક્રોધ વધ્યો. એની સત્તાના મદે એ ઘેરાયો અને ઘુરકયો. "ફુલ! નાહક ફાંફાં શાં મારે છે? તને જરા સરકારની શક્તિનું ભાન છે? તમે કોની સાથે બાથ ભીડો છો? તમે એક તોપ પુરતાં પણ નથી—"

"ડરાવો ના. કહો કે અમારા પુરતી તોપો નથી."

"મારે એ વાદવિવાદ નથી કરવો. ફુલ! હું તને પરણીશજ. બાલપણથી મેં તને મારા અંતરમાં પુરી રાખી છે. મારું જીવન તારા વિના નકામું છે. મારે એ એમ ધુલધાણી નથી કરવું. મારો હકક છે."

"પહેલાં રૈયતને ધુલધાણી કરવા નીકળ્યા છો, તે બંધ કરો પછી પરણવાની વાતો કરજો.—અને હકક! શાનો હકક! મને પરણવાનો—કોણે આપ્યો? તમારા મનમાં તમે તો ગમે તે હવાઇ કીલ્લા બાંધો—મારે શું—હું કોઇને પરણવાની નથી—તમને, તમને તો નહીંજ" અને એના ખભાં ચઢયાં ને ઉતર્યાં—દીપેલી બારી ઉતારી, અને બહાર જોવા માંડયું.

"ફુલ! શું થશે એ જાણે છે? હું કોઇ વાત અધુરી મુકતોજ નથી."

"શું થશે?—જેલમાં નાખશો, ગમે તે બહાને—બાયલા બની—અથવા મારી નાખશો—બીજું શું? ધરતીમાં એટલી તો મારે માટે જગ્યા છે: અને યાદ રાખજો: આ રાજ્યદ્વારી યુદ્ધ નથી. તમારી સામે તો સામાજિક યુદ્ધ થશે. તે મને પણ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૧૯]



કોણ ફુલ? તારો રુમાલ લેવા આવી છે?—

# તું ને હું

લેખક:
રા. રમણીક કીસનલાલ મહેતા.

તું છે શરદ નિશાકર પ્રભુવર! હું છું દીન ચકોર:
તું ઘન ઘોર ઘટા પાવસની હું ઘન-પ્રેમી મોર.
હું છું જલકણ ક્ષુદ્ર વિભુ! તું છે વિસ્તૃત વારીશ:
હું છું અનુચર તુચ્છ એક, તું અખિલ વિશ્વનો ઇશ.
તું સુખદાયી નન્દન કાનનમાં, હું છું એક વિહંગ:
તું દીપક આલોક પૂર્ણ તો હું મરનાર પતંગ.
હું છું અવગુણધામ નાથ! તું છે ગુણ ગણ આધાર:
તું નિશ્ચલ નિષ્કપટ કિન્તુ હું છું અતિ ધૂર્ત લબાડ.
હું છું પ્રભુવર આમ્રમંજરી: તું છે સરસ વસન્ત:
હું છું [1]સાન્ત–[2]સસીમ કિન્તુ તું સીમારહિત અનન્ત.
છે ચિન્તામણિ ચારૂ પ્રભો! તું: હું છું દીન–મલીન:
છે સ્વાધીન પરમ જગ નાયક! હું નિતાન્ત અધીન.

---

૧. અન્તવાળો: ૨. સીમાવાળો.




साहित्यपाथोनिधिमन्थनोत्थं
कर्णामृतं रक्षत हे कवीन्द्राः।
यदस्य दैत्या इव लुण्ठनाय
काव्यार्थचौराः प्रगुणीभवन्ति॥
(विक्रमाङ्कदेवचरित १–११)

થોડા દિવસ ઉપર ‘ગુજરાત’ માસિકની વિદુષી તન્ત્રાધિકારિણીએ એક વિષમ પ્રશ્ન મ્હને પૂછ્યો: “પ્રેરણા (=Inspiration) અને અપહરણ (સાહિત્યચૌર્ય) એ બે વચ્ચે ભેદક મર્યાદા શી હોઇ સકે?” મ્હેં ન્હાના વાક્ય વડેજ ઉત્તર આપ્યો: ‘એ પરીક્ષકો તરત પકડી સકે.’ એ ભેદ વિશે કાંઇક વિસ્તારથી –અલ્પ વિસ્તારથી–લખવાને લલચાયો છું. “પાટણની પ્રભુતા” અને “ગુજરાતનો નાથ” એ વાર્તાયુગલમાં ફ્રેન્ચ કથાલેખક ડૂમામાંથી ભારોભાર ચોરીજ થઇ છે, એ ગુજરાતી વાર્તાલેખક “ચોર શિરોમણિ” છે–એમ એક સાહિત્યોદ્યાનમાંના વિવેચનવિભાગમાં ઊગેલા બાલપાદપે આક્ષેપ મૂક્યો હતો; અને એ આક્ષેપના સમર્થનમાં ડૂમા અને ઉક્ત વાર્તાયુગલમાંથી સમાનાન્તર (Parallel) ઊતારા પણ આપ્યા હતા. આ આક્ષેપ વિશે આજ કાંઇ તહોમતદારના વકીલ થવાની મ્હને ઈચ્છા નથી. માત્ર એટલુંજ કહીશ કે એ Parallel ઊતારા શબ્દશઃ Parallel જ હતા; કેમકે Parallel Lines are those that do not meet, સમાનાન્તર લીટીઓ કદી પણ એકત્ર મળતી નથી. આ અર્થમાંજ એ ઊતારા Parallel, સમાનાન્તર, હતા.

મ્હારે તો આજ ઉપર સૂચવેલા પ્રશ્નનો ઉત્તર કાંઇક પૃથક્કરણ કરીને રજુ કરવો છે. તેથી ઉપરનાં વચનો માત્ર પ્રસ્તાવનારૂપે મૂકીને હવે આગળ ચાલું:

પ્રેરણામાં બે પ્રકારનો સમાવેશ થાય છે. એ બે પ્રકારનું વિભાજક તત્ત્વ પ્રેરક મૂળનું સ્વરૂપ છે. પ્રેરણા ક્યહાંથી આવી? એ પ્રશ્નના ઉત્તર ઉપર એ વિભાગનો આધાર છે. કવિમાત્રને પ્રેરણા આપનાર કોઇ ગૂઢ

દિવ્ય શક્તિ છે. अमृता आत्मनः कलारूप દેવી છે, એ જોતાં એ પ્રકારે પ્રેરિત કૃતિમાં ચૌર્યનો સંભવજ નથી. પ્રેરણા આપનાર અન્ય કોઇ માનવ કલાકાર, કવિ, હોય ત્હાં ચૌર્યને અવકાશ છે, અને નથી. એ માનવલબ્ધ પ્રેરણા, વીજળીની શક્તિ પેઠે, માત્ર પ્રેરક શક્તિરૂપમાં જ અટકે તો ત્હાં ચૌર્યને અવકાશ નથી. પરંતુ માનવલબ્ધ પ્રેરણા પ્રેરિત કૃતિની સ્વરૂપઘટનામાં ઉપાદાનરૂપજ હોય, ત્હાં ચૌર્ય પ્રવેશ કરે છે. પછી તે ચૌર્યની ઉત્કટતા અથવા સૂક્ષ્મતા ચોરના ચાતુર્ય પર આધાર રાખશે. આ દર્શન અહિં વિભાગવૃક્ષના રૂપમાં મૂકયાથી હસ્તામલક અનુભવ થશે.




આ પ્રકારોમાંથી (ख) વાળી પ્રેરણા દિવ્ય ભૂમિમાંથી કવિના આત્મામાં સાક્ષાત્ આવે છે. (ग) વાળી પ્રેરણા અન્ય કવિની પાસેથી આવે છે; (घ) વાળી પ્રેરણા કાવ્યકૃતિની દેહઘટના કરનારી હોવાથી ચૌર્યની ઉપાધિની યોગ્યતા ધારે છે; (ङ) વાળી પ્રેરણા કવિત્વને માત્ર આરમ્ભનો ધક્કો આપી વિરમે છે, અને તેથી ફલિત થતી કવિત્વગતિ સ્વયંભૂ કૃતિ જેવીજ કૃતિ ઉપજાવે છે.

કેટલીક વાર–વિરલ પ્રસંગે–એમ પણ બને છે કે બે ભિન્ન ભિન્ન સ્થળકાળના કવિયોની સ્વયંભૂ કૃતિયોમાં અનપેક્ષિત સામ્ય દેખાય છે; અને તે માટે ખુલાસો એટલોજ સંભવે છે કે કવિત્વનું આદ્યનિદાનરૂપ ઝરણું આખા જગતને માટે સહિયારું છે. અને માનવહૃદયના ઘટક અંશ આખા વિશ્વમાં સમાન છે; અને તેથી કવચિત્ એ રીતિના સાદૃશ્યચમત્કાર ઝબકે છે. એક કવિ બીજા કવિની કૃતિથી કેવળ અજાણ્યો હોઇને આમ ચમકારા સાહિત્યવ્યોમમાં વિરલ તારકરૂપે ચમકે છે. આ પ્રકારનું નામ संवाद કહીશું. ध्वनिकारिका કારે કહ્યું છે: संवादास्तु भवन्त्येव बाहुल्येन सुमेधसाम्॥

ઉદાહરણોથી આ ચર્ચા સુગમ થશે. માટે થોડાંક શુદ્ધ પ્રેરણાનાં ઉદાહરણો રજૂ કરું છું.

દુષ્યન્તે શકુન્તલાને વલ્કલ પહેરેલી દીઠી તે વખતે ત્હેના હૃદયના ભાવ મહાકવિ કાલિદાસે આમ અપૂર્વ વાણીમાં દર્શાવ્યા છે:

सरसिजमनुविद्धं शैवलेनापि रम्यं
मलिनमपि हिमांशोर्लक्ष्म लक्ष्मीं तनोति।
इयमधिकमनोज्ञा वल्कलेनापि तन्वी
किमिव हि मधुराणां मण्डनं नाकृतीनाम्

કમલ મધુર લાગે શૈવલે વીંટયું તોએ,
મલિન પણ કલંકે ચન્દ્રની કાન્તિ સોહે.
મનહર અદકી આ સુન્દરી વલ્કલે છે,–
મધુરી મુરતને, કહો, શું ન ભૂષા બને છે?

આ ભાવ માનવહૃદયમાં અપૂર્વ નહિ હોય; પરંતુ એ ભાવરૂપી મૌક્તિક વિશ્વ-સમુદ્રમાંથી ડૂબકી મારીને કાઢી લાવીને હેને અપૂર્વ કલ્પનાનો ઓપ કવિશિરોમણિ કાલિદાસે આપ્યો છે, તે સાક્ષાત્ દિવ્ય લોકમાંથી મળેલી પ્રેરણાને બળે જ. આ પછી કોઇ અન્ય કવિ આ કલ્પના અને વાણીનો ઉઠાવ કરે તો તે ઉઠાઉગીરજ ગણાય, અથવા તો મૂર્ખ તો ખરોજ. એક જણે કહ્યું છે કે: "જે કવિયે મુખને ચન્દ્રની કે કમળની ઉપમાં પ્હેલવ્હેલી આપી તે પ્રતિભાશાલી ખરો, પણ ત્હેના પછી બીજાએ ત્હેનો ઉપયોગ કર્યો તે મૂર્ખ!"

શેક્સપીઅરનું એક સાદું પણ અપૂર્વ-સુન્દર વચન લ્યો:

Yon silver beams, sleep they less sweetly
On the cottage thatch then on the dome of kings?

(ગીતિ)

પેલાં રજત કિરણ જો!
રાજે છે રાજમન્દિરે જે'વાં,
મધુરી નિદ્રા લેતાં,
પર્ણકુટીછાપરે શું નહિ ત્હેવાં?

ગુજરાતના અનુપમ કવિ સ્વ. મણિશંકર ભટ્ટના બેજ ઉદાહરણો લઇયે:

કચને ચન્દ્રિકાના માધુર્યદર્શનમાં સહભોગી કરવાના મનોરથથી ત્હેને પુકારતી દેવયાનીના કણ્ઠસ્વરનું વર્ણન:

લંબાવેલા સ્વર મધુર આ વ્યોમમાંહે ફરે છે,
પુષ્પે પુષ્પે વિટપ વિટપે નૂતન શ્રી ભરે છે;
ન્હાનાં ન્હાનાં વપુ ધરી શકે
શોધતા એ દિશામાં,
રેલંતા એ રતિ વિવિધ શી
કૈં શશીની નિશામાં.

મધુર સ્વર વ્યોમમાં ફરતાની કલ્પના કદાચ અપૂર્વ નહિં હોય; પરંતુ એ સ્વર પુષ્પોમાં અને વિટપોમાં નવીન શોભા ભરવાની કલ્પના બેશક અશ્રુતપૂર્વ છે. પુષ્પોનું સૌન્દર્ય, વિટપોની શોભા, સર્વને પ્રત્યક્ષ થાય; ઉચ્ચ ઉદ્‌ગાર કરતી મુગ્ધ બાળાના મધુર સ્વર બધાને સંભળાય; પણ એ બંને સૌન્દર્યના પદાર્થ વચ્ચે પરસ્પર સંબન્ધ, નવીન સૌન્દર્યાધાન,-એ દર્શનમાં કલ્પનાની સૂક્ષ્મ પ્રવેશશક્તિ વડે તથા આ કલ્પનાને સુઘટિત રુચિર વાણીમાં પ્રગટ કરવાની ખૂબી વડે આ વર્ણન ચિરંજીવ બન્યું છે.

આમ પુકારતી દેવયાનીનું વનમાં ભ્રમણ પણ કવિયે અપૂર્વ શક્તિથી વર્ણવ્યું છે:

તરે જે શોભાથી
વન વન વિશે બાલ હરિણી,
સરે વા જે રીતે
સુરસરિતમાં સૌમ્ય કરિણી,
કરે હેવું જ્યોત્સ્ના ભ્રમણ,
ભ્રમણે જ્યહાં અટકતો
શશાઙ્ક પ્રેક્ષીને સુભગ
મણિ સેંથે ઝબકતો!

અહિ પૂર્વાર્ધમાંની ઉપમાઓ સચોટ છે, છતાં હેમાં નવીનતા કોઇને કદાચ ના જણાય; પરંતુ ઉત્તરાર્ધમાંની સૂક્ષ્મ ઉત્પ્રેક્ષા અપૂર્વ સુન્દર પ્રતિભાનું જ ફળ છે; ચન્દ્રનો દેવયાનીના કેંશમાં ગૂંથેલા મણિ જોડે જે નિકટ પરિચય જેવો સંબન્ધ કરાવ્યો છે, તે

પરિચયને પરિણામે (પરિણામે? કે કુતૂહલથી પ્રથમ પ્રવૃત્તિ કરનારા ચન્દ્રની ઉત્સુકતા દર્શાવનારી કૃતિ સારું ) ચન્દ્ર પોતાની વ્યોમગતિમાં અટકતો કવિની રસિક પ્રતિભાજ જોઇ શકે અને બતાવી શકે.

રા. બ. ક. ઠાકોરની કૃતિમાંથી એક ઉદાહરણ:

પોઢો પોપટ, જનનિરજની
એ ઢળે નીંદખોળેઃ
પોઢો પોપટ, રજનિજનની
એ ઝુલે સ્વપ્નઝૂલેઃ
પોઢો પોપટ, જનનિરજની
શાન્તિમાં નાથ ગુંજેઃ
ચોટો પોપટ, ઘડી પછી ઊગે
જો પિતાજી સ્વકુંજે.
('ભણકાર': પૃ. ૩૫)

બાલકના હાલેડાના સાદા શરીરમાં ગમ્ભીર ધ્વનિના દર્શન કરાવવાનું સામર્થ્ય બ. ક. ઠાકોર જેવું બીજા કોઇમાં ભાગ્યે જડશે. અને એ કારણથી, તેમજ વસ્તુના ગુણથી, આ પંક્તિઓમાં કવિત્વ સાક્ષાત પ્રેરણાલબ્ધ જણાશે.

નરસિંહરાવમાંથી એકજ ઉદાહરણ :

છે માનવી જીવનની ઘટમાળ હેવી,
દુઃપ્રધાન સુખ અલ્પ થકી ભરેલી,
તો એ કટુત્વ હરતાં સુખબિન્દુ યોગે
ચાએ જ સહ્ય કંઇ જીવન મૃત્યુલોકે.
અંધાર કેરી ઘનશામળી પાંખ એક,
તારાતણી ઝળકતી વળી અન્ય છેક ;–
બે પાંખ એહ ધરતો મુજ આત્મપંખી
ઊડયો જશે અમરભૂમિ સુદૂર ઝંખી.
('હૃદયવીણાઃ–'શુક્રતારા'; અન્ત્ય બે શ્લોક)

અન્ય સ્થળે પ્રાણાધાનનાં ઉદાહરણો મળશે અને તે થોડી વાર પછી અપાશે; પરતું આ શ્લોકમાં અપરંપરિત પ્રેરણાનું દર્શન થશે એમ આશા છે.

ચાલૂ યુગમાંથી એકજ ઉદાહરણ ઉત્તમ પંક્તિનું આપું:

તું મહાકાવ્ય થઇ વિશ્વ વ્યાપી રહ્યો
ત્યાં વળી કવિતડૂં શું કરું હું!
અખિલ બ્રહ્માણ્ડ રસરાજ રેલી રહ્યો
રસતણી વાડકી શું ધરું હું!
સૃષ્ટિ શણગારી અદ્ભુત અલંકારથી,
વાગ્–અલંકાર ત્યાં વ્યર્થ ભાસે,
મોહ નર્થી કાવ્યનો, માત્ર જીવી રહ્યો
તુજ મહાકાવ્યની એક આશે.
–હરિહર ભટ્ટ.

શુદ્ધ પ્રેરણાનાં આટલાં ઉદાહરણો બસ થશે. હવે પ્રાણાધાનનાં ઉદાહરણો લઇયે. પ્રથમ સ્થૂલ પ્રાણાધાન જોઇશું:

કવિ દલપતરામના 'આબુનું વર્ણન' એ કાવ્યમાં એક શ્લોક આ છે;

તિથિ પૂનમે શોભીતા સાંઝટાણે
બન્યા ઘંટ બે સૂર્ય ને સોમ જાણે;
દીપે દેવહાથી કહે કોઇ કોવો,
દીઠો આજ આબુ ગિરિરાજ હેવો.
('દલપતકાવ્ય' ભાગ બીજો, પૃ. ૨૮૭)

આ ઉત્પ્રેક્ષાકલ્પનાની સાથે માઘના 'શિશુપાલવધ'માંનો નીચેનો શ્લોક મુકો :

उदयति विततोर्ध्वरश्मिरज्जा–
वहिमरुचौ हिमधाम्नि याति चास्तम्।
वहति गिरिरयं विलम्बिघण्टा–
द्वयपरिवारितवारणेन्द्रशोभाम्॥
(सर्ग ४, श्लो. २०)

સ્પષ્ટ છે. માઘ કવિના રૈવતકપર્વતના આ વર્ણનનું લગભગ પૂર્ણ પ્રતિબિમ્બ દલપતકવિયે આબુના વર્ણનમાં પાડ્યું છે. લગભગ—કહેવાનું કારણઃ માઘનું વર્ણન પ્રભાતસમયનું છે, દલપતરામે સાંઝનું કર્યું છે; वारणेन्द्र (=મ્હોટો હાથી) દલપતરામમાં इन्द्रवारण (ઇન્દ્રનો હાથી; દેવહાથી) બની ગયો છે,-ભ્રમથી કે બુદ્ધિપુરઃસર તે કળવું કઠણ છે. ચોર પોતાની પાછળ પોતાનાં પગલાં ઢાંકતો જાય ત્હેની આ કૃતિ ગણીશું કે કેમ? રાજશેખરની વિદુષી પત્ની અવન્તીસુંદરી તો આ પ્રકારના अर्थहरणને ક્ષમ્ય ગણે (काव्यमीमांसा, પૃષ્ઠ ૫૭ જુવો). પરંતુ આ અર્થહરણમાં મૂળની કલ્પના અદ્ધરની અદ્ધરજ ઊપાડેલી છે તેથી, રૂપાંતરકૃતિમાં અપૂર્વતાની, પ્રતિભાવિલાસની, ઊનતા છે તેથી, આ કૃતિને અપહરણરૂપેજ લેખીશું, અને સ્થૂલ પ્રાણાધાનના વર્ગમાં ઉત્કટ ઉદાહરણનું જ સ્થાન આપીશું. આમ છતાં, એટલું તો ન્યાયને ખાતર કહેવું જોઇશે કે દલપતરામનું આ અપહરણ ચૌર્યની વૃત્તિથી નથી થયું; અન્યનું ગમી ગયેલું પોતે સંઘરી લીધું; જેને જાણવું હોય તે જાણે, જે ન જાણતું હોય તેને ગાંઠે ખીચડી બાંધીને કહેવા જવાની પણ જરુર નહિં;—આ પ્રકારની ઊઘાડી, નિખાલસ, વૃત્તિથી કરેલું અપહરણ આ લાગે છે.

આ બચાવ એ કવિના કુલદીપક વિશે કરાય એમ નથી; હેનું ઉદાહરણ આપું:

"ઇન્દુ કુમાર" અંક બીજાના પ્રવેશ બીજામાં કાન્તિકુમારી વનદેવીના શરીરસૌંદર્ય વિશે કહે છેઃ

"ને પાટલી ઉછાળતાં પગલાં
તો જાણે શરમાતાં સસલાં. (પૃષ્ઠ ૩૮)"

આ મધુર કલ્પનાની સાથે નીચેની એક અંગ્રેજી કાવ્યની પંક્તિયોમાંથી કલ્પના મૂકી જોઇયેઃ

Her feet beneath her petticoat
Like little mice stole in and out.

("Ballad on a Wedding;" by Sir John Suckling.)

ચતુર રૂપાન્તર છતાં અપહરણ તરત પકડાઇ આવે છે. Petticoat (ચણિયા)ને બદલે 'પાટલી' (સાડીની પાટલી), અને Mice (ઊંદર)ને બદલે 'સસલાં,' એ અંશો મૂકીને પગલાં ઢાંકવાની કૃતિ પગેરું કાઢનારની આગળ નિષ્ફળ નીવડે છે.

એજ કવિમાંથી એક બીજું દર્શન કરિયેઃ

"હળવે હાથે તે નાથ! મહીડાં વ્હલોવજો,
મહીડાંની રીત્ય ન્હોય હાવી રે લોલ ધ્રુવ.
ગોળી નંદાશે, નાથ! ચોળી છંટાશે, નાથ!
મોતીડાંની માળા તૂટશે રે લોલ.
ગોળી નંદાશે ને ગોરસ વહી જશે,
ગોરીનાં ચીર પણ ભીંજશે રે લોલ.
હળવે હાથે૦
ન્હાનીશી ગોરસીમાં જમનાજી ઊછળે,
હેની ન નાથ! દોરી રાખો રે લોલ;
ન્હાનીશી ગોરસીમાં અમૃત દારિયાં,
હળવે ઊઘાડી નાથ! ચાખો રે લોલ.
હળવે હાથે૦"

આ કાવ્યના સૌન્દર્યથી મુગ્ધ થઇને મ્હેં હેને અસાધારણ સ્તુતિ વિષય બનાવ્યું હતું;[૧]—હેનું અપહરણ સ્વરૂપ તે વખતે

૧. 'વસંત,' માઘ સંવત ૧૯૮૪, પૃષ્ઠ ૧૭.; મ્હારા લેખની તારીખ ૧૨-૧-૨૮.

મ્હારી જાણમાં ન્હોતું. એ અણધાર્યું પ્રગટ થયું. નોવ્હેમ્બર–ડીસેમ્બર, ૧૯૨૭ ના "સમાલોચક"નો અંક તા. ૬–૧૨–૨૮ ને દિવસે પ્રસંગવશાત્ મ્હારા હાથમાં આવ્યો. હેમાં 'મધરાતનાં મનન' નામના લેખમાં (પૃષ્ઠ ૭૪૭–૭૪૮ મે) નીચેનું લોકગીત (રા. ન્હાનાલાલના પ્રસ્તુતગીત ભાગ સાથે સરખાવવાનું કહીને) મૂકેલું છેઃ

હળવા હળવા તાણો છબીલા,
નંદાશે મહીડાંની ગોળી રે લોલ,
નંદાશે ગોળી ને ઉડશે છાંટા,
નવરંગ ચૂંદડી ભીંજાશે—

આ વિશે વિશેષ અન્વેષણને પરિણામે રા. ઝવેરચંદ મેઘાણીએ પ્રગટ કરેલા "રઢિયાળી રાત" ભાગ બીજાનાં પૃષ્ઠ ૫૯–૬૦ માં 'મહીમંથન' નામના લોકગીતમાંથી પગેરાની ભાળ લાગી. એ લોકગીતમાં નીચેની પંક્તિઓ વચલા ભાગમાં છેઃ

હળવા હળવા તાણો છબીલા,
નંદવાશે મહીડાંની ગોળી રે લોલ;
નંદવાશે ગોળી ને ઉડશે છાંટા,
નવરંગ ચૂંદડી ભીંજાશે રે લોલ.

રા. ન્હાનાલાલની ચર્ચાવિષય કડી આ ઉપરથી કલાયુક્ત, ચાતુર્યયુક્ત અપહરણ છે. હેમણે ઉમેરેલી છેવટની ચાર પંક્તિઓની નવીનતાથી અપહરણદૂષણ લુપ્ત થતું નથી. આ વિશે કાંઇક વિસ્તારથી ચર્ચા લખીને 'વસન્ત'માં મોકલી છે. એટલે અહિં પુનરુક્તિ નહિં કરું.

આ કવિને પગલે પગલે ચાલનારા મિ. ખબરદારનાં અપહરણો થોડાંક જોઇએઃ

છે આદિ કે અન્ત ન જગમાં કાંઇનો
જે નહિ માગે અશ્રુ કેરું મૂલ્ય જો,
અન્ય તણા દુખમાં છે જન્મ જ આપણો
ને નિજદુખમાં બનવું આખર ધૂળ જો;
તો તે સુન્દરતા શોધું ક્ય્હાં આજ રે.

(સંદેશિકાઃ "મધુરી")

'કૌમુદી'કારે આષાઢ ૧૯૮૧ ના અંકમાં આ અપહરણનું મૂળ નીચે લખું છું તે આપ્યું છે.

Nothing begins and nothing ends,
That is not paid with moan,
*For we are born in others' pain*
And perish in our own.

(Francois Thompson: "Daisy").

આ ઉપરાંત બીજાં અનેક અપહરણો "કૌમુદી"ના એજ અંકમાં આપ્યાં છે. *(પૃષ્ઠ ૧૮૨–૧૮૪); તે વિસ્તારને ભયે અહિં* હું ઊતારતો નથી.

(અપૂર્ણ).

# તંત્રી સ્થાનેથી

## નડીઆદ પરિષદ

નડીઆદની પરિષદ આવી અને ગઇ. કેટલા તેને સફળ કહે છે. કેટલાક તેને નિષ્ફળ કહે છે. કેટલાક બંધારણપક્ષને ગાળો દે છે, કેટલાક વિધ્વંસ પક્ષને નિંદે છે.

મારી દૃષ્ટિએ નડીઆદની પરિષદ સફળ કહી શકાય.

પરિષદમાં અવ્યવસ્થા હતી, લોકોને પાણી ન મળ્યું, કેટલાકોએ સ્વધામનું અભિમાન બેહદ દેખાડ્યું, કેટલાકોએ વિનયની મર્યાદા ઓળંગીઃ આ બધી વસ્તુ ગૌણ છે. પરિષદ એક શંભુમેળો છે, બે દિવસના રસ માટે ભેગા કરેલા ગામના દરેક પ્રકારના ઉત્સાહીઓની મેદની છે. તેમાં આવી વસ્તુઓ તો હોય. પણ એટલું તો કહેવું જોઇએ, કે સાધારણ રીતે સાહિત્યમાં રસ નહીં લેનારા નડીઆદના કાર્યકર્તાઓએ અદ્ભુત જહેમત ઉઠાવીને કામ કર્યું હતું. તે તો સેવાભાવે પ્રેરાયા હતા, એટલે અભિનંદનને યોગ્યજ ગણાય.

નડીઆદની પરિષદ સફળ થઇ, તે બે રીતે. મુંબાઇની પરિષદ પહેલાં પરિષદમાં રસ લેનારા ગણ્યાગાંઠ્યા હતા; અને જે થોડા ઘણા રસ લેતા તે બે પાંચ વરસે બે પાંચ મહીના કે બે પાંચ દિવસજ રસ લઇ વિરામ પામી જતા.

પરિષદ મંડળની ભાવના સતત ઉત્સાહની છે અને મુંબાઇમાં પરિષદ મંડળ સ્થપાયા પછી એ ઉત્સાહ મિત્રભાવે કે વૈરભાવે ચિરંજીવ બન્યો છે. કેટલાક ગ્રહસ્થો પરિષદ મંડળનો વિધ્વંસ કરવાને બહાને પણ ઉત્સાહ રાખી રહ્યા અને છેલ્લી વારે ઉત્સાહ એટલો વધ્યો કે જે ગામ અનેક વર્ષો થયાં પરિષદ ભરવી કે નહીં તેનો વિચાર કરી રહ્યું હતું તે પંદર મહીનામાં બીજી પરિષદ ભરવાને તત્પર બન્યું. એમ પણ સાંભળ્યું છે કે કેટલાક ગૃહસ્થો જાહેર મત કેળવવા ગામે ગામ ફરવાના છે. સાહિત્ય માટે સતત ઉત્સાહ કેળવવાનો પ્રારંભ જે મુંબાઇમાં કરવામાં આવ્યો તે આમ નડીઆદથી વધ્યો.

એક ભાવના કે સંસ્થાના ઇતિહાસમાં ક્ષણિક સંમેલનનો હીસાબ નથી. ચિરંજીવ ઉત્સાહનો છે. ઉત્સાહ વસ્તુ એવી છે કે તે ખોટે રસ્તે દોરવાય; પણ ઉત્સાહ વિના પ્રગતિ કે સિદ્ધિ શકય નથી. એટલે નડીઆદ પરિષદમાં બંધારણપક્ષનો સંરક્ષણ

કરવાનો અને વિધ્વંસક પક્ષનો વિનાશ કરવાનો ઉત્સાહ નાખી દેવા જેવો કોણ કહી શકે?

એક બીજી દૃષ્ટિએ પણ નડીઆદની પરિષદ સફળ નીવડી. ઇ. સ. ૧૯૧૫ની રાજકોટ પરિષદ પછી પ્રો. બળવંતરાય ઠાકોર ભંડોળ કમીટી પોતાના કબજામાં લઈને પરિષદથી જુદા જઈ બેઠા. ઇ. સ. ૧૯૨૦ ની અમદાવાદની પરિષદથી પરિષદનુંજ મંડળ સ્થાપવાની, પરિષદનુંજ સુયોગ્ય બંધારણ ઘડવાની અને ભંડોળ કમીટીના જુદા અસ્તિત્વનો લોપ કરવાની ચળવળ રા. મટુભાઇ કાંટાવાળાએ શરુ કરી. ઇ. સ. ૧૯૨૩ માં ભાવનગરમાં અનેક વિરોધી પ્રયત્નો છતાં એ ચળવળ મજબુત થઈ. ઇ. સ. ૧૯૨૬ માં મુંબાઇમાં એ ચળવળ સંપૂર્ણ રીતે વિજયી થઇ. પરિષદ મંડળ કાયદેસર સ્થપાયું, બંધારણ થયું, સતત કાર્ય કરવા માટે સંસ્થા ઉભી થઇ, ભંડોળ કમીટીનો લોપ થયો.

બંધારણ એ સનાતન વસ્તુ નથી. ગમે તેવા બંધારણમાં પણ દોષ હોઇ શકે છે; બંધારણો સુધાર્યા કરવાં એમાંજ પ્રગતિ રહેલી છે. બંધારણો લોકોના આદર્શો પ્રમાણે ફેરવવાં એમાંજ લોકોની લાયકાત રહેલી છે.

ઇ. સ. ૧૯૨૭ માં બંધારણ થયું. એ એક જણનું નહીં પણ ભાવનગરે સ્થાપેલા પરિષદ મંડળનું પરિષદનું બંધારણ અમદાવાદની પરિષદનું ઘડેલું હતું, અને નડીઆદમાં જે પક્ષ તેની સામું પોકારતો હતો તેમણે મુંબાઈની પરિષદ પાસે સ્વીકારાવ્યું હતું, તે સર્વાનુમતે સ્વીકારાએલું હતું. પણ મુંબાઇની પરિષદ પછી કેટલાકોએ એ પરિષદ મંડળનો વિધ્વંસ સાધવાનો સંકલ્પ કર્યો અને નડીઆદના લોકોને હાથે તે વિધ્વંસ કરાવવાના પ્રયત્ન આદર્યા.

બંધારણની રીતિએ બંધારણને સુધારવાની કોઇની ના હતી નહીં, કોઇની ના હોઇ શકે નહીં. પરિષદ પહેલાં અનેક દિવસો પૂર્વે મેં તો સ્પષ્ટ કહ્યું હતું કે નડીઆદને કાયદેસર રીતે મંડળનું બંધારણ સુધારવું હોય તો તેમાં દરેક પ્રકારની સહાનુભૂતિ આપવા પરિષદ મંડળની 'કાર્યવાહક સમિતિ ખુશ છે; એટલુંજ નહીં, પણ વિધ્વંસકપક્ષ પણ પોતાની વિનાશાકાંક્ષા છોડી બંધારણ સુધારવા સમિતિ નીમે તો આખી સમિતિ બનતી મદદ કરવા રાજી છે. રા. અંબાલાલ જાનીએ સુચવેલાં સમિતિનાં નામો માટે પણ મારે પોતાને વાંધો નહોતો.

નડીઆદમાં પરિષદને આગલે દહાડે રંગ જુદોજ હતો. તરત ને તરત સભ્યો કરી તરત ને તરત મંત્રીઓ નીમી નવું પરિષદ મંડળ સ્થાપી બધું દોરદમામથી કબજે લેવાની નહીં તો એ પરિષદ મંડલ કરવાની યોજના સત્કાર મંડળ પાસે સ્વીકારાવવામાં આવી.

સદ્‌ભાગ્યે નડીઆદની સદ્‌બુદ્ધિ વહારે ધાઇ. અને ત્યાંની પરિષદે સત્કાર મંડળના ઠરાવમાં રહેલી વિનાશાકાંક્ષા છોડી દીધી. પરિષદ મંડળનું બંધારણ ડીંગલ કે તોફાને તુટી નહીં શકે અથવા તોડવા યોગ્ય નથી એમ નડીઆદની પરિષદને ખાત્રી થઇ. પરિણામે જે સૂચના હું પહેલેથી કરતો આવ્યો હતો તે નડીઆદની પરિષદે સ્વીકારી. બંધારણ સુધારવાના કાયદેસર પ્રયાસો કરવાનું આખરે નક્કી થયું.

વિધ્વંસકોની વિનાશાકાંક્ષા નડીઆદે દફનાવી એ નડીઆદ પરિષદનું સાફલ્ય. વ્યક્તિ કરતાં સંસ્થા મોટી છે. સંસ્થા કરતાં તેનું સાતત્ય વધારે જરુરી વસ્તુ છે. એ સાતત્યનો સ્વીકાર એમાંજ પરિષદ મંડળનો વિજય રહેલો છે.



નવમી સાહિત્ય પરિષદના પ્રમુખશ્રી આચાર્ય આનંદશંકર ધ્રુવ
અને પરિષદના કાર્યવાહકો.

પરિષદ 'સાહિત્યરસિકોનું' સંમેલન બને કે કેળવણી કે રાજકીય સંમેલન થાય; પરિષદ મંડળ કાર્યદક્ષતા સેવે કે વાતો કર્યા કરવાનું કેન્દ્રસ્થાન બને એ વસ્તુમાં મતભેદ હોઈ શકે. પણ પરિષદ મંડળ જીવ્યું અને જીવવાનું એ નિર્વિવાદ; અને ગમે તેવા વિરાટ્ સ્વરૂપી વિધ્વંસકો હોય તો પણ તે તેનો વિનાશ કરી શકવાના નથી.

લગભગ જે કાર્ય મારા કેટલાક મિત્રોએ ને મેં સાડાચાર વર્ષ ઉપર લીધું હતું તે સફળ થયું; અને એ સફળતામાં પણ નડીઆદના ઉત્સાહી શહેરીઓનો ભાગ કંઈ ઓછો છે?

હવે બંધારણ સમિતિ યોગ્ય વિચાર કરે એવું અનુકુળ વાતાવરણ ઉભું કરવાનું રહ્યું. એ સમિતિ બંને પક્ષે સર્વાનુમતે ચુંટી છે. તો તે પોતાનું કામ પુરું કરે ત્યાં સુધી, વાતાવરણ વિષમ ન થાય તે જોવાની ફરજ બધા પક્ષની છે. જેને પરિષદ કે પરિષદ મંડળોનું શ્રેય હૈયે હોય તે આટલું નહીં કરે?

અને કેટલાક નડીઆદ પૂર્વેના વિધ્વંસકો હતા તે પણ કહેવા લાગ્યા છે કે, પરિષદ મંડળમાં જોડાઓ, તેને સુધારો ને કાર્યકર્તા પર વિશ્વાસ ન હોય તો તેમને ફેરવો. હું આ વીનંતીમાં જોડાઉં છું. જે ગુજરાતીને પરિષદ મંડળમાં કે પરિષદમાં રસ હોય તે આવો; રીતસર, કાયદેસર જે કરવું હોય તે કરો, અને ગુજરાતના ગૌરવને અનુરૂપ સંસ્થા ઘડવામાં સામેલ થાઓ.

"તો થયું. ચાલો, હવે આપણે આગળ ચાલીએ," કનૈયાલાલે ઉદ્‌ગાર કર્યો.

દિનેશને એ ગમ્યું નહીં. તેણે વિજ્ઞાન પરિષદ માટે આગ્રહ શરુ કર્યો એટલે બીજા સર્વેએ પણ પોત પોતાના વિષયો માટેનો આગ્રહ તાજો કર્યો અને લાંબી ચર્ચાઓ પછી બરજોરજીએ કહ્યું કે એક બધી બાબદની પરિષદ ભરવી જોઇએ. આ તોડથી ઘણા શાંત પડયા એટલે અંબાશંકરે કહ્યું કે તેટલા જ માટે હું સાહિત્ય પરિષદ ભરવાનું કહેતો હતો.

"પણ સાહિત્યમાં વિજ્ઞાન શી રીતે આવે? દિનેશ પુછ્યું. પાંડુરંગે પુછ્યું કે ઇતિહાસ કેમ આવે? ભક્તિનાથે પુછ્યું કે ધર્મ કેમ આવે? ઉમંચંદે પુછ્યું કે જૈનોનું શું? કનૈયાલાલે પુછ્યું કે બધું એક સાથે શી રીતે આવે?

અંબાશંકરે જવાબ આપ્યો કે તે સર્વનો સમાવેશ સાહિત્યમાં છે માટે.

કનૈયાલાલે કહ્યું કે બધું સાહિત્યમાં આવે તેની કોઇ ના પાડતું નથી. પ્રશ્ન માત્ર એટલો છે કે શી રીતે એ બધા જુદા જુદા વિષયોનો સાહિત્યમાં સમાવેશ થઇ શકે.

અંબાશંકર ગંભીરતાથી ઉભા થયા અને કહ્યું: "એકજ રીતે–સાહિત્ય એટલેજ વાગ્વ્યાપાર." હજારો પુસ્તકો પણ જે સમજાવી શકયાં ન હોત તે એક આ સાદા વાકયથી સમજાઇ જતાં બધા સાહિત્ય પરિષદ ભરવા માટે એકમત થયા.

ત્યારપછી પ્રમુખ કોને નીમવા એ પ્રશ્ન ઉભો થયો. કોઇએ કહ્યું કે પ્રો. આનંદશંકર ધ્રુવને પ્રમુખસ્થાન આપવું જોઇએ; પણ બીજા તેની વિરુદ્ધ પડયા. આનંદશંકરભાઇ પ્રમુખ તરીકે મક્કમ નહીં રહી શકે, તે એકાદપક્ષની તરફેણમાં દોરવાઇ જશે; તેમની સાહિત્યસેવા ખહોળી છે અને વિદ્વતા ઘણી છે તે ઉપરાંત તેમનાંમાં બીજી કશી શક્તિ નથી વગેરે તેમની સામેના વિરોધો હતા. નરેન્દ્રે બલવંતરાય ઠાકોરનું નામ સુચવ્યું; પણ જ્યારે બીજા તેની વિરુદ્ધ પડયા ત્યારે પોતાની સફેદ ટોપી પછાડી કહ્યું કે તો હું પરિષદમાં ભાગ પણ નહીં લઉં અને તે માટેના ફંડમાં એક પૈ પણ નહીં આપું. આ ધમકીથી રમણલાલ ગભરાયા એટલે સામેથી ખીમજી શેઠને બોલાવી લાવ્યા. તેમને સ્વાગત કમીટીના પ્રમુખ નીમવાની શરતે તેમની પાસે પૈસા ભરાવ્યા એટલુંજ નહીં પણ છેલ્લે દિવસે શેઠના તરફથી પરિષદને ગાર્ડનપાર્ટી આપવાનું પણ ઠરાવ્યું. પ્રમુખની ચુંટણી હજી બાકીજ હતી એટલે ખીમજી શેઠની દરખાસ્તથી પાસેના શહેરના સેન્ટ્સબરી સાહેબને પ્રમુખ નીમવાની દરખાસ્ત સર્વાનુમતે પસાર થઈ. એ સાહેબ પાસેના ગામમાં મુક્તિફોજનું દવાખાનું ચલાવતા હતા અને કલેકટર સાહેબના સગા હતા.

જ્યારે આ બધી ભવ્ય તૈયારીઓના ખબર ગુજરાતમાં છાપાંદ્વારા પડયા ત્યારે દેશ આખો વિસ્મયથી સ્તબ્ધ થઇ ગયો. ખાસ કરીને સાહિત્ય પરિષદના પ્રમુખની ચુંટણીમાં સાહિત્યજ નહીં કિન્તુ ગુજરાતી ભાષા સુદ્ધાં ન જાણનાર મહાત્માની વરણી થવાને લીધે પરિષદના સમગ્ર કામકાજમાં ખુબ તટસ્થતા રહેશે એવી બધાની તરતજ ખાત્રી થઇ ગઇ, તેમજ સાક્ષરોએ તથા લેખકોએ આટ આટલાં વર્ષો થયાં છતાં સાહિત્યની ઉન્નતિ કરવાને બદલે જડબાતોડ ભાષાવાળા લેખોજ લખવામાં પોતાનો વખત બરબાદ કર્યો; કવિતાઓજ લખવામાં જીવન આખું ગુમાવી નાખ્યું એ

દશા સામે આ મૂક છતાં સચોટ પડકાર હતો. સાહિત્યનો ઉત્કર્ષ તો સાહિત્યના જગતથી નિર્લેપ હોય તેવાજ માણસો દ્વારા ખરેખરો સાધી શકાય એ સત્ય આ તટસ્થતાના જમાનામાં લગભગ સર્વમાન્ય થઇજ ગયું છે.

પરિષદ ભરાવાના દિવસો પાસે આવ્યા તેમ તેમ બધાનો ઉત્સાહ વધતો ગયો. ઘણા ઘણા મોટા, માણસોએ પોતપોતાના લેખો મોકલ્યા, ઘણાઓએ પરિષદને સફળતા ઇચ્છવાના તારો કરવાનું વચન આપ્યું. કલેકટર સાહેબે કહ્યું કે તેઓ પ્રમુખનું ભાષણ સાંભળવા હાજરી આપ્યા પછીજ પોતાની ઓફીસમાં પધારશે. આમ સર્વ સ્થળે પરિષદ માટે ઉત્સાહ ફેલાઇ રહ્યો. બૅન્ડવાળાઓએ પરિષદ માટે ઓછે ભાવે બૅન્ડ વગાડવાનું કબુલ કર્યું; ગાડીવાળાએ પોતાનો સારામાં સારો ઘોડો સોનારૂપાના સામાનથી શણગારી પ્રમુખ માટે મોકલવા દરખાસ્ત કરી; કંદોઇએ ગામથી પોણા ભાવે પરિષદને જલેબી પેંડા આપવાની તત્પરતા દાખવી; વીશા પોરવાડ જ્ઞાતિએ પરિષદને જમવા માટે પોતાનો વંડો તેમજ જોઇએ તેટલાં ઠામવાસણ આપવાનો ઠરાવ કર્યો (અને તેની નકલ મંત્રીને મોકલી). પોતાનીજ જ્ઞાતિના એકલા સાક્ષરો પરિષદમાં આવશે એવી ખાત્રી કરી ઘણા ગૃહસ્થોએ પોતાની કુંવારી કન્યાઓ માટે મોટા પ્રમાણમાં ટીકીટો લીધી એટલુંજ નહીં પણ તેમને માટે મોટા પ્રમાણમાં કપડાં ખરીદ્યાં અને દરજીઓ બેસાડયા. આમ જે ઉત્સાહ અને મનોદશા માત્ર લગ્ન પ્રસંગે અથવા દીવાળી ઉપરજ દેખાતાં તે પરિષદને લીધે પણ જાગ્રત થયાં તેથી તેની સફળતા વીશે કોઇને કશી શંકા રહી નહીં.

પરિષદમાં નિબંધો, ઠરાવો, વ્યાખ્યાનો, ભોજનો અને વિનોદો એ પાંચ મહત્વનાં કાર્યો કરવાનાં હતાં. તેમાં નિબંધોની આઘાત તો પરિષદ ભરવાને બીજે દિવસથી શરુ થઇ હતી. હેડમાસ્તર સાહેબ બહુ રસીઆ હતા. તેમણે એક વાવમાં જઇને એ વાવની શિલા વીશે લેખ તૈઆર કર્યો હતો. સુરતના એક સજ્જને હેનોવર વંશ ઉપર ૧૮૦ પાનાનો લેખ લખ્યો હતો. રામજી ગજ્જરે ગૃહબંધારણમાં ભોભનું સ્થાન એ વીશે પોતાનાં મંતવ્ય રજુ કર્યાં હતાં. મીસ્તર બી. એમ. શાહે વાયુમિલનથી જલનિષ્પતિ ઉપર નિબંધ તૈઆર કર્યો હતો, જયદેવ શુકલે અખોટીઆમાં ઇલેકટ્રીસીટી શોધી કાઢી હતી, દેવનાથ ભોળાનાથ પાઠકે ત્રિપુંડ્રમાં કેસરની આવશ્યકતા ઉપર ચર્ચા કરી હતી. આ અને આ પ્રકારના બીજા પાંડિત્યભર્યા લગભગ દોઢસો નિબંધો આવેલા તેમાંથી એકસો છત્રીશ પરિષદમાં વંચાવા માટે પસંદ થયા. બાકીના ચૌદમાંથી એક નિબંધ લેખકના માતામહ સાક્ષર હતા એટલે તે લેવાયો, બીજાના લેખક દેશી રજવાડામાં મુનસફ હતા એટલે તે લેવાયો. ત્રીજા લેખકે પોતે પરિષદ ફંડમાં પૈસા ભર્યા હતા એટલે તે લેવાયો. એક લેખક નિબંધ પરીક્ષકના મિત્રના પુત્ર હતા તેમનો લેખ લઇ તેમને ઉત્તેજન અપાયું; અને એ રીતે નિબંધ પરીક્ષણ જેવા નિરસ કામમાં પણ પરીક્ષકોએ પરોપકાર, સૌજન્ય, વ્યવહારદક્ષતા વગેરે ગુણોની પ્રતીતિ કરાવી.

ઠરાવો કયા કરવા તે વિષય વિચારિણી સમિતિમાં નક્કી થવાનું હતું, અને વ્યાખ્યાનો, ભોજનો અને વિનોદો વખતે વ્યવસ્થા જળવાય તેટલાં માટે વ્યવસ્થાનો

ઉપપ્રમુખ અને એક મંત્રી નીમવામાં આવ્યા હતા. અને બધાનો આગ્રહ હતો કે ગમે તે ભોગે વ્યવસ્થા જાળવવાની વ્યવસ્થા પુરે પુરી થવી જોઇએ. તેટલા માટે હાઇસ્કૂલના ડ્રીલ માસ્તરે વ્યવસ્થાની જરૂર ઉપર જ્યારે ભાષણ આપ્યું અને જ્યારે સ્થાનિક કવિએ "વ્યવસ્થા રાખવા માટે બનો કુરબાન બચ્ચાઓ" એ ગઝલ ગાઇ અને એ ચિત્રકારે વ્યવસ્થા દેવીનું ચિત્ર અંદર અર્થગર્ભ વાકયો મુકીને દોર્યું ત્યારે તો લોકોની હોંશ 'રોકું' જાય પણ વ્યવસ્થા નહીં જવા દઇએ' એવી પ્રતિજ્ઞા કરવા સુધી પહોંચી ગઇ હતી.

પરિણામે વ્યવસ્થા માટેનો આગ્રહ એ પરિષદનું સૌથી આગળ તરી આવતું અંગ હતું. ભાષણો વંચાતાં હોય ત્યારે સ્વયંસેવકો તે વહેંચવા નીકળે અને જેમને છાપેલ નકલ જોઇએ તેમણે સમગ્ર અથવા વ્યક્તિગત માગણી બોલીને કરવાની વ્યવસ્થા હતી. કોણે, કયારે, કોનો ફોટોગ્રાફ પાડવો તેની વ્યવસ્થા હતી. તેમાં એક ગ્રહસ્થને ફોટોગ્રાફ પાડવાનો સમય થયો ત્યારે તેમનો નિબંધ વંચાઇ રહેવાને એક મીનીટની વાર હતી. પણ તરત તેમને ફોટોગ્રાફ માટે ઉતારી મુકયા અને તે કાર્ય બાદ ફરી પાછા આવીને તેમણે પોતાનો લેખ પુરો વાંચ્યો. પ્રમુખ સાહેબો અને વક્તાઓના ધાંટા બેસી જાય તો ખાવા માટે પેપ્સની ટીકડીઓની દુકાનની વ્યવસ્થા હતી. નકલો વહેંચનાર સ્વયંસેવક પાસે નકલો ખુટી જાય અને વધારે નકલો દૂર હોય તે વખતે કોઇને નજરે પડીને બીજાનાં પ્રલોભનો વૃથા જાગ્રત ન કરવાના આશયથી તેમને છુપા બેસી રહેવાની વ્યવસ્થા હતી. કોઇ પણ મહત્વના પ્રશ્નને અંગે પાંચ દસ કે વધારે મિત્રોને ચર્ચા કરી લેવાની જરૂર પડે તો તેમને નજીકમાંજ ચર્ચા માટે ઉભા રહેવા કે ફરવા દેવાની વ્યવસ્થા હતી. એક જગ્યાની ટીકીટ છતાં બીજી જગ્યાએ બેસવાની, સાંકડી જગ્યામાં વધારેને બેસવાની, તડકામાં બેસવાની વ્યવસ્થા હતી એટલુંજ નહીં પણ પરિષદ્-પ્રવૃત્તિ ચાલતી હોય ત્યારે વિશ્રામ તરીકે એક નાની સરખી મારામારીના વિનોદ માટે વ્યવસ્થા કરવાનું પણ ભુલાયું નહોતું. આટલું બધું છતાં કેટલાક લોકોએ પાછળથી વ્યવસ્થાની ગેરહાજરી માટે ખેદ કર્યો એ ખેદજનક છે.

પરિષદના દિવસો દરમીઆન સર્વથી મહત્ત્વનું કાર્ય ઠરાવોનું હતું. એ ઠરાવો વિચારવા માટે પરિષદની વિષયવિચારિણી સમિતિ રાતના આઠ વાગે મળી હતી. પહેલોજ ઠરાવ અંબાશંકરનો મજકુર પરિષદને સાહિત્ય પરિષદ ગણવા સંબંધેનો હતો. અને તે સર્વાનુમતે મંજુર રહ્યો હતો. બીજો ઠરાવ પરિષદને સર્વોપરિ ગણવા સંબંધીનો હતો. ભક્તિનાથે તે સામે વાંધો લીધો અને ઇશ્વરનેજ ફક્ત સર્વોપરિ ગણવાનો ઠરાવ મુકયો, એટલે બરજોરજીએ પરિષદને સર્વોપરિ ગણવાનો અને ઇશ્વરને સર્વોપરિ નહીં ગણવાનો બંને ઠરાવ સાથે મુકયા. અને એ ઠરાવ ઉપર ગરમાગરમ ચર્ચા ચાલી. આ વિષય ઉપર ચર્ચા થતાં થતાં રાતના અગીઆર વાગ્યા. બધાજ જમ્યા વિના આવેલા હતા અને બધાજ ક્ષુધિત હતા પણ એ વાત સ્વીકારવા કોઇ તૈઆર નહોતા એટલે કોઇકે ઠરાવ મુકયો કે આ ચર્ચા મુલતવી રાખવી. કોઇએ ઠરાવ મુકયો કે આ ચર્ચાને મર્યાદિત કરવી. કોઇએ કહ્યું: "અમુક વખતમાં

પુરી કરવી." અને ચર્ચા ક્યારે પુરી કરવી તે ઉપર ચર્ચા ચાલી. છેવટ એમ નક્કી થયું કે ઇશ્વરની તરફેણના બે અને પરિષદ તરફેણના બે મળીને ચાર પ્રતિનિધિઓએ મળીને ખરેખર સર્વોપરિ શું ગણાય તેનો અશાઢ માસમાં નિર્ણય કરવો અને તે નિર્ણય પરિષદે કબુલ રાખવો.

બીજા દિવસનો ઠરાવ વધારે મહત્ત્વનો હતો. તે મુકવો સકારણ હતો એમ ઘણા માનતા હતા. વિષય વિચારિણી સમિતિની ચુંટણી થઇ તેજ ક્ષણથી ચુંટાએલા સર્વ વિચારણા કરવાના વ્યાપારમાં પડી ગયા. તે પરિસ્થિતિ અટકાવવા કનૈયાલાલે ઠરાવ મુક્યો કે વિષય વિચારિણી સમિતિમાં વિષયના કરતાં વિચારનું તત્ત્વ વધી ગયું હોઇ વિષયને ગૌણ સ્થાન મળ્યું છે તે બદલીને વિષયને અગ્રસ્થાન આપવા માટે આ પરિષદ વિચારને તિલાંજલિ આપવાનો ઠરાવ કરે છે. આ ઠરાવ સર્વાનુમતે મંજુર રહ્યો હતો.

એ પ્રમાણે ચર્ચા વિના સર્વાનુમતે પસાર થએલો બીજો ઠરાવ શ્રી. થોરવાળાનો હતો. થોરવાળા સાહિત્યને લોકભોગ્ય કરવાનો, તેને લોકપ્રિય કરવાનો, આમ વર્ગમાં તેને પ્રચલિત કરવાનો ખુબ આગ્રહ ધરાવતા હતા. તેમણે ઠરાવ મુક્યો કે આ પરિષદ સમક્ષનાં કાર્યોમાં તેને લોકપ્રિય બનાવવાનું તત્ત્વ નહીં હોઇ પરિષદને લોકપ્રિય બનાવવાનું ધ્યેય સ્વીકારવામાં આવે છે; અને વરસ દરમીઆન કાર્યવાહક સભાએ આ લોકપ્રિયતાના ધ્યેયને પહોંચી વળવા માટે પગલાં લેવાં.

આ પ્રમાણે ત્રીસ વરસમાં પણ જે કાર્યો ન થઇ શકત એવાં કાર્યો કરી પરિષદ ખતમ થઇ અને બધાને પરિષદ એટલી બધી ગમી કે વારંવાર પરિષદ ત્યાંને ત્યાંજ ભરવાનો બધાએ ઠરાવ કર્યો. આ પ્રકારની પરિષદને સર્વોપરિ ગણવી કે નહીં તે માટે કમીટી ગમે તે નિર્ણય ઉપર આવે છતાં એટલું તો અમને લાગે છે કે બધી પરિસ્થિતિ જોતાં આ પ્રકારની પરિષદ તો આ એકજ અને અજોડ હતી. એથી વધારે બીજું શું જોઇએ?



# મારી નોંધપોથી

લેખકઃ
શ. ગુસા

તાઃ ૨૫–૧૦–૨૮.

આજે એક પત્રમાં વાંચ્યું: "આટઆટલી સભાઓ, સમિતિઓ, સંઘો, પરિષદો, કોન્ગ્રેસો, મંડળો, સમાજો સ્થપાય છે, પણ માત્ર ઠરાવ કરવા સીવાય બીજું કૈં પણ તેનાથી થતું નથી. ઠરાવ કર્યે શું વળ્યું?"

આવી મનોદશા ઘણાની છે. ઠરાવ કરવા તદ્દન નકામા છે, એવી ખોટી માથાફોડ કરવી-જ ન જોઇએ, એમ તેઓ દઢતાથી માને છે અને મનાવવા પ્રયત્ન કરે છે. છતાં તેમની દરકાર રાખ્યા વગર લોકો ઠરાવ કર્યાંજ જાય છે અને કેટલીક વાર તો તેમની પાસેજ તેઓ ઠરાવ મુકાવે પણ છે! કેટલાક પોતાનાથી વિરુદ્ધ વિચારના હોય, તેમનાજ ઠરાવો હસનીય, અકાર્યકર ને નિષ્પ્રયોજન છે, એમ કહેતા ફરે છે.

અંહીં હું જાહેર રીતે સ્વીકારું છું કે દુનીઆમાં જે જે ઠરાવો થાય છે તે તે સર્વને માટે હુંજ જવાબદાર છું. પહેલાં હું આ માનતો નું હતો. પણ હવે એ માનતો થયો છું. હું ત્યારે મૂઢ ને અજ્ઞાન હતો. હું ત્યારે માનતો હતો કે જે મંડળ અથવા સભા જે ઠરાવ કરે, તેજ મંડળ અથવા સભા તે ઠરાવ માટે જવાબદાર ગણાય. પણ મારી આસપાસનાં મનુષ્યોએ મને શીખવ્યું છે કે કોઇ પણ મંડળ કે સભા કૈં પણ ઠરાવ કરે તો તે ઠરાવ માટે જવાબદાર ને તે પ્રમાણે ચાલવા બંધાએલો હુંજ ગણાઉં.

મારા એક ઓળખીતા શાસ્ત્રી છે. તેઓ જ્યારે મને મળે છે ત્યારે કહે છેઃ 'આ સંસાર સુધારા પરિષદે વિધવાવિવાહનો ઠરાવ કર્યો, ખરું ના? ત્યારે તું કેમ કોઇ વિધવા શોધી કાઢીને પરણી નથી જતો? ઠરાવ બીજાને માટેજ કરવાના? તેં કેમ પેપરમાં જાહેર ખબર નથી આપી કે પરણવા માટે વિધવા જોઇએ છે?'

'પણ મુરબ્બી!—'

'મુરબ્બી મુરબ્બી શું કરે છે? ઠરાવ કર્યો ત્યારે યધું નહીં કે આનો અમલ કરવો પડશે? પોતે કૈં કરવું નહીં ને બીજાનાં છોકરાંને જતિ કરવાં! એમ તમે ઠરાવ કરશો તેમાં સનાતન ધર્મનો લોપ થઇ જવાનો કે?

'પણ માન્યવર! મેં ઠરાવ–'

'હું તેજ કહું છું ને કે તેં ક્યાં ઠરાવ પ્રમાણે ચાલવાનો વિચાર કર્યો છે? ત્યારે ઠરાવ કરો છો શું કરવા?'

'પણ એ ઠરાવ મેં ક્યાં કર્યો છે?'

'તેં નહીં ને તારા મિત્રોએ: બધું એકનું એક.'

એમની સાથે સાત વર્ષથી अकारान्तः पुल्लिंगो रामशब्दः ગોખી ગોખી જેની જીભ છુટી થઇ છે એવો એમનો ભાણેજ હોય છે, તો તે કહે છે 'પણ તમે ઘરમાં ઢેડાને કેમ રાખતા નથી? રસોઇઓ, ચાકર, મુનીમ એ બધાનું કામ બે ચાર ઢેડા રાખી કેમ નથી કરાવતા? ઢેડાઓને અડકવાનો ઠરાવ મહાસભાએ નથી કર્યો?'

'પણ તેમાં મારે શું?'

'કેમ તમારે કૈં નહીં? ઠરાવ કર્યો તે અમથોજ?'

આ સાંભળી હું અકળાઈ જાઉં છું ને "अकारान्तः पुल्लिंगो ગોખ્યાં કરો! તમે બીજું કૈં સમજી શકશો નહીં" કહી ચાલતો થાઉં છું......

અખિલ સનાતન ધર્માવલંબીઓની પરિષદના ઠરાવો વાંચી મારો કોઇ સુધારક મિત્ર ખીજવાઇ જાય છે, ને બધો રોષ ઠાલવતાં મને સંભળાવે છે "તારી કાકાની દીકરી અઢારની થઇ; તારી ફોઇની દીકરી સત્તરની થઇ; તારા મામાની 'પોરી' પંદરની થઇ ને હજી બધી કુંવારી છે તે તને શરમ નથી લાગતી? વિધવા વિવાહને ટેકો આપનાર જોડે બોલતાં તને કંપારી નથી આવતી? અ-ખિ-લ સ-ના-ત-ન ધ-ર્મા-વ-લં-બી-ઓના મ-હા-મં-ડ-ળે કરેલા ઠરાવો તું નથી જાણતો? મુંગો કેમ થઈ ગયો? ઠરાવ કરીને પછી પળાતા નથી; કેમ?"

'પણ મેં ક્યાં ઠરાવ કર્યો છે?'

'તેં નહીં ને તારા સગાંવહાલાંઓએ'...

મારા એક વિનીત પક્ષના ઓળખીતા છે. તે હંમેશ ઉદ્દામ પક્ષના બધા ઠરાવો માટે મનેજ જવાબદાર ગણે છે; એથી ઉલટું મારા એક ઉદ્દામ પક્ષના મિત્ર વિનીત પક્ષના ઠરાવો, ને તે પક્ષમાંની દરેક વ્યક્તિના અભિપ્રાય ને વર્તન માટે મનેજ સંભળાવે છે।

અને આમ ધીરેધીરે મારા મગજમાં જ્ઞાનનો ઉદય થતો જાય છે, કે જગતમાં જેટજેટલા ઠરાવો થાય છે, તેને માટે હુંજ જવાબદાર ને જોખમદાર છું. સુધારકો જે ઠરાવ કરે, સનાતન ધર્મીઓ જે ઠરાવ કરે, વિનીતપક્ષ જે ઠરાવ કરે, ઉદ્દામપક્ષ જે ઠરાવ કરે, અખિલ ભારતીય સર્વ પક્ષ હજામ પરિષદ જે ઠરાવ કરે, તે સર્વ મને બંધનકર્તા ગણાય; ને તે ઠરાવ પ્રમાણે હું ન ચાલું તો હું ઇશ્વરનો, જગતનો ને પિતૃઓનો ગુનેહગાર થાઉં. વસ્તુસ્થિતિ આવી હોવાથી કોઇ પણ મંડળ કે મનુષ્ય કૈં પણ ઠરાવ કરે છે; એટલે હું ખુશ થઈ જાઉં છું; કૃતકૃત્યતા અનુભવું છું ને એ ઠરાવનો બચાવ કરવો (જરા વાર પહેલાંજ એથી વિરુદ્ધના ઠરાવનો બચાવ કર્યો હોય તો પણ) એને હું મારું પરમ કર્તવ્ય માનું છું. અને આજ કારણથી ઉપર ટાંકેલી વર્તમાનપત્રમાં ઠરાવ વીશે આવેલી ટીકાનો પ્રત્યુત્તર આપવા હું તૈઆર થયો છું.

આપણે ઠરાવ કરવા ઉપરાં બીજું કૈં કરી શકતા નથી, ને તેથી ઠરાવ કરવા તે નિરર્થક છે: એમ એ પત્રકારના લખવાનો આશય છે. પણ ઠરાવ કરવા સીવાય મનુષ્ય બીજું કરે પણ શું? અને એ ઠરાવ કરે છે તે ઓછું છે? માણસ ઠરાવ કરે એટલે એણે એનું

કર્તવ્ય કર્યું. પછી તે ઠરાવ અમલમાં મુકાવવો તે ઇશ્વરનું કર્તવ્ય છે. અને ઇશ્વર પોતાના કર્તવ્યમાં પ્રમાદ સેવે તેમાં મનુષ્યનો શો દોષ?

અમુક કાર્ય કરવાનું હોય ત્યારે પાંચ પચીસ માણસો મળી વિચાર કરે, કમીટી નીમે, કમીટીમાંથી પેટાકમીટી નીમે, પેટાકમીટી અહેવાલ ઘડીને રજુ કરે, તે અહેવાલ પર સવિસ્તર ચર્ચા થાય, અને પછી તે કાર્ય કરવાનો ઠરાવ થાય. એમાં કેટલી વ્યવસ્થા, કેટલું નિયમન, કેટલી દીર્ઘદર્શિતા લાગે છે! માટે મારી તો એવીજ સુચના છે કે આપણે કાર્ય કરવા કરતાં તે કાર્ય કરવાના ઠરાવ કરવા તરફજ વધારે લક્ષ આપવું; અને એકેએક કાર્ય ઠરાવ કર્યા પછીજ, જરુર લાગે તો કરવું.

તા. ૧–૧૧–૨૮

આજે અમારું મિત્રમંડળ ભેગું થયું હતું ત્યાં 'બપોરે ત્રણ વાગ્યે ચહા પીવી,' એવી દરખાસ્ત એક મિત્રે મુકી; એનું મેં સમર્થન કર્યું. બીજા ગૃહસ્થો તરફથી સુધારાઓ આવ્યા: 'ત્રણ વાગ્યે નહી પણ ચાર વાગ્યે;' 'ચહા નહીં પણ કોફી;' 'ચહા પીવી એ શબ્દો વચ્ચે 'કરીને' એ શબ્દ ઉમેરવો,' 'ચહા પીવી એ શબ્દો વચ્ચે 'કરાવીને' એ શબ્દ ઉમેરવો;' 'ચહા પીવી એ શબ્દો વચ્ચે 'મંગાવીને' એ શબ્દ ઉમેરવો;' 'ચહા પીવી એ શબ્દો પહેલાં 'જે પીતા હોય તેમણે' એટલું ઉમેરવું;' 'જે પીતા હોય તેમણે' એ ઉમેરામાં 'પીતા' શબ્દ પહેલાં 'ચહા' શબ્દ ઉમેરવો;' 'એજ ઉમેરામાં પીતા શબ્દની જોડણી હ્રસ્વ ઇથી કરવી:' આવા આવા અનેકાનેક સુધારાઓ આવવાથી આ બાબત શું કરવું તેની અમે એક કમીટી નીમી. એ કમીટીએ ચહા પીવી એમ ઠરાવી. ક્યાં, ક્યારે, કેવી રીતે ને શેમાં પીવી તે નક્કી કરવા એક પેટાકમીટી નીમી. અને પેટા કમીટીએ એ વસ્તુ નક્કી કરી ચહાને માટે કપરકાબી ક્યાંથી ને કેવાં લાવવાં, તેનું સંરક્ષણ શી રીતે કરવું વગેરેનો વિચાર કરી તે વીશે અહેવાલ રજુ કરવા સબ પેટાકમીટી નીમી: આ લાંબો વિધિ પુરો થયા પછી અને સાતેક સુધારા આવીને ઉડી ગયા પછી નીચે મુજબનો ઠરાવ એક મતની બહુમતિથી પસાર થયો. "આ સભા *સર્વાનુમતે ઠરાવે છે કે આજે આ મંડળમાંના* જે ગૃહસ્થો ચહા પીતા હોય તેમણે બપોરે ત્રણ વાગ્યે ચહા પીવી. ચહા બનાવવા વગેરેની સર્વ વ્યવસ્થા કરવા નીચેના ગૃહસ્થોની વ્યવસ્થાપક સમિતિ નીમવી, અને વ્યવસ્થાપક સમિતિએ પોતાનામાંથી ચહા લાવવા માટે, ખાંડ લવવા માટે, દૂધ લાવવા માટે, પ્યાલા રકાબી લાવવા માટે જુદી જુદી સબ કમીટી નીમી લેવી. અને વ્યવસ્થાપક સમિતિએ પ્યાલા રકાબીનું સંરક્ષણ કરવા માટે યોજના ઘડી કાઢી ચહા પી રહ્યા પહેલાં તે યોજના મંજુરી માટે સભા સમક્ષ મુકવી. ચહા પીતાં પહેલાં વ્યવસ્થાપક સમિતિની ઓછામાં ઓછી ચાર બેઠકો થઇ જવી જોઈએ."

વ્યવસ્થાપક સમિતિની બેઠકમાં ચહા સગડી પર કરવી, સઘડી પર કરવી, કે ચુલા પર એ બાબતમાં એવો ઉગ્ર મતભેદ થયો કે ત્રણે પક્ષમાંથી બબ્બે જણની એક સમાધાન સમિતિ નીમવી પડી. સમાધાન સમિતિએ આખી સભાને બોલાવી પોતાનો અભિપ્રાય રજુ કર્યો: "સમાધાન એજ મુખ્ય ધ્યેય હોવાથી આ સમાધાનસમિતિ ભલામણ કરે છે કે આ સભાના સર્વ સુજ્ઞ પુરુષોએ પોતે ચહા પીજ લીધી છે એમ

ગણી લેવું." સમાધાન સમિતિની આ સૂચના સર્વને વાજબી લાગવાથી તે સર્વાનુમતે સ્વીકારાઇ, અને ચહા કર્યા વગર પીધાનો સંતોષ અમે મેળવી લીધો.

પણ આ ગરબડમાં દુધ સમિતિ, ખાંડ સમિતિ, ચહા સમિતિ અને પ્યાલારકાબી સમિતિએ દુધ, ખાંડ, ચહા તથા પ્યાલાં-રકાબી આણી મુકયાં હતાં તેનું શું કરવું તે નક્કી કરવું રહી ગયું. આથી દુધ કુતરાને પાઇ દેવાનું, ચહા બને તો વેચી નાખવાનું નહીં તો ફેંકી દેવાનું, અને ખાંડ ચપટી ચપટી બધાએ ફાકી જઇ પુરી કરી નાખવાનું સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું, અને પ્યાલારકાબીનું સંરક્ષણ કરવાની યોજના એકદમ રજુ કરવા વ્યવસ્થાપક સમિતિને ફરમાવવામાં આવ્યું.

વ્યવસ્થાપક સમિતિ આ અણધારી આફતથી ગભરાઇ ગઇ પણ જેમ તેમ મગજ ઠેકાણે આણી તેણે પોતે કરવા ધારેલી યોજનાનો કાચો ખરડો રજુ કર્યો. એ ખરડામાં "પ્યાલા પહેલાં સાચવી પછી રકાબી વીશે વિચાર કરવો, અથવા તેમ ન ફાવે તો રકાબી તરફ પ્રથમ ધ્યાન આપી, તેને બરાબર સાચવી લઇ પછી પ્યાલા તરફ ધ્યાન આપવું. પ્યાલા ઉપર રકાબી મુકવાથી બંને સચવાશે; અથવા રકાબી ઉપર પ્યાલું મુકવાથી પણ બંને સચવાશે. પ્યાલા અને રકાબી એ બેને છુટાં રાખવાં તે સારું નથી; છતાં છુટાં રાખવાની જરુર જણાય તો તેમ કરવાથી પણ બંનેનું વ્યક્તિત્વ જળવાશે" આવી આવી અનેક બાબતો સમાવેલી હોવાથી અમને કૈં પણ સમજ ન પડી. તેથી 'આવી વ્યવસ્થાપક સમિતિ નીમનારા ગધેડા છે' એવી દરખાસ્ત એક ગૃહસ્થે મુકી. તેમાં મેં સુધારો રજુ કર્યો 'ઉપલી દરખાસ્તમાંથી 'નીમનારા' શબ્દ કાઢી નાખી 'ગધેડા'ને બદલે 'ગધેડી' શબ્દ મુકવો.' મારો સુધારો સર્વાનુમતે પસાર થતો હતો એટલામાં કોણ જાણે શાથી થોડાક સદ્‌ગૃહસ્થો ઉભા થઇ ગયા; એકબીજાની ખુબ પાસે આવ્યા ને ભાંગી જતાં પ્યાલારકાબીના અવાજમાં તેમની ગાળોનો અવાજ સંમિશ્રિત થઇ ગયો. બધાં પ્યાલારકાબી તદ્દન ભાંગી ગયાં છે એની ખાતરી થઇ ગયા પછી "પ્યાલારકાબીના સંરક્ષણ માટે રજુ કરવામાં આવેલી યોજના બહુજ સુંદર છે અને એવી યોજના રજુ કરવા માટે વ્યવસ્થાપક સમિતિનો આ સભા ઉપકાર માને છે; અને પોતાને હાથે પ્યાલારકાબીનું સંરક્ષણ કરવાનું બની શકવાથી તેની સગર્વ નોંધ લઇ આ ઠરાવ ઘટતે સ્થળે (પ્યાલારકાબીવાળાને ત્યાં) મોકલી આપવાની સત્તા પ્રમુખને આપે છે," એ મુજબનો ઠરાવ કરી અમારી સભા વિસર્જિત થઇ ગઇ.

ચહા પીધા વગર ચહા પીધાનો અમે જે સંતોષ મેળવ્યો, તેમજ પ્યાલારકાબી ભાંગી ગયા પછી પણ તે અમારાથી સચવાયાં છે એવી અમારી જે ખાતરી થઈ, તે ઠરાવ કરવાને લીધેજ.



## અધ્યાપક વિશ્વામિત્ર

(અનુસંધાન પૃષ્ઠ ૫૫ થી)

હાથ છે." એની આંખમાં પાણી ભરાઇ આવ્યાં.

જય ખડખડાટ હસી પડયો.

"છોકરી! તું કોની ગાડીમાં મુસાફરી કરે છે, એ ખબર છે-સરકારની, અને એ ન હોય—"

"જરા નહીં—એક વેપારી પેઢીની. જેને તમે લાંચ રુશ્વત આપી ખરીદી લીધી છે, અથવા તો તમે ખરીદાયા છો. અને અમે પૈસા આપી બેઠાં છીએ. તમારી માફક મફત નથી જતાં આવતાં. અને છતાં એ વિના ચલાવી શકું એમ છું. અહીંથી આ પણે હમણાં ચાલી નાખુ એમ છું."

"તમારાં હાથ પગ જોવાના-અને શબ્દો હવામાં ઉરાડવાના."

"મને નાહક ચીઢવો નહીં-સતાવો નહીં. હું ચાલી જઇશ."

"હવે આ કોણ ડરાવે છે?"

ફુલના ગુસ્સાનો પાર ન હતો. એ ઉભી થંઇ, બેસી ગઇ, પાછી ઉભી થઇ. ગાડી એટલામાં ઉભી રહી એણે બહાર જોયું. મથક હતું. અહીંથી બીજેજ મથક જવાનું ચાલી જવાશે. આવેશમાં એ ઉતરી પડી. અને પાછળ જયવદન પણ ઉતર્યો. ફુલ ચાલે. રોફભેર છટાથી-ઉતાવળમાં-આવેશમાં પાછળ જય ચાલે. એ મથકના માણસોને કૈં સમજ ન પડી. કોઇએ તહોમતનામું કલ્પ્યું, કોઇએ કૈં કલ્પ્યું. પણ બધાએ એ મામલો ચકિત નયને જોયાજ કર્યો.

બને ચાલ્યાં. પાટાને પંથે નહીં. મથકથી જરાક દૂરની ફાટક આગળથી એક રસ્તો બંનેની છાવણીએ જતો, તે ઢુંકડો હતો. ફુલ એ જાણતી-ને એમ વળી. જય પણ એમ વળ્યો, બંને રસ્તાનાં માહીતગાર હતાં છતાં એ રસ્તામાં આવતી એક હાડમારી કોઇના ધ્યાનમાં આવી નહીં.

બંને રસ્તાની જુદી બાજુમાં ચાલતાં હતાં; સાથેજ પણ મુગાં મુગાં. ચોમાસાની ઋતુ-એટલે રસ્તે જરા કાદવ. પણ કોઇએ એની દરકાર કરી નહીં. ચાલ્યાં જતાં સાંજ નમવા માંડતી હતી. અજવાળા પહેલાં પહોંચી જવાય તો સારું, એમ જાણી બંને ઉતાવળમાં ચાલતાં હતાં. ત્રણેક માઇલનો પંથ, કાદવે પગ ખરડાતા-લુગડાં બગડતાં-પણ રુસણામાં કોઇને એનું ભાન પણ હતું નહીં.

આગગાડી રસ્તાથી આ રસ્તો ફંટાઇને લગભગ માઇલ દોઢ માઇલ દૂર આવી ગયો હતો. અને એ બે જણના મગજમાં ભરાયલા મમતી ભૂતે એમને આ રસ્તે દોરવ્યાં તે એટલું પણ યાદ ન કરવ્યું કે પેલી નાની નદી વચ્ચે ઓળંગવાની છે, અને બપોરે જતાં તો જોયું હતું કે એમાં પાણી ચઢતાં હતાં. ઉનાળામાં ને આડે દિવસે પણ ઘુંટણપર પાણી રહેતાં. અને લોક આવતાં જતાં. આ તો બંને બાધા જેવાં એને કાંઠે આવીને ઉભાં-અને નદીમાં પાણી ખાસ્સાં ભરેલાં જોયાં, અને એક બીજાની સામું પળભર તો જોઇ રહ્યાં.

પાછાં તો જવાય નહીં-અંધારું પણ થઇ જાય, ને રસ્તો પણ લાંબો થઇ પડે-અને વળી ગાડીનોએ વખત ન હતો, અને આગગાડીના પુલ સુધી જવાનો અહીંથી ઢુંકો રસ્તો ન હતો, એટલે બંને પળ ભરાતે એક બીજાનું મોં જોતાં ઉભાં રહ્યાં.

પુલબાળા જેનું નામ, એણે તો ઝંપલાવ્યું. હાથમાં ઝોળી હતી તે ગળામાં નાખી, ગામડીઅણો મારે એવો કચ્છો માર્યો, અને નાનપણમાં મુંબાઇમાં તરવાનું શીખેલી ખાંસ કુંડોમાં–એટલે એણે તો ઝંપલાવ્યું. અને પાછળ અંગ્રેજી પોષાકમાંથી ટોપી ફેંકી દીધી અને જય પણ પડયો. પટ હતો તો નાનો, પણ પાણી જરા વેગમાં વહેતાં. અને કચરો બહુ તણાતો, તે નડતો.

કોઇ ડુબ્યું? અરે ના રે–ડુબે શું; પણ એક નાનો અકસ્માત થયો. પુલ થાકી ગઇ હતી. એક તો ખુબ રવડેલી–૧ળી આટલું ચાલી, અને શ્વાસ ભરાઇ ગયો હતો. જયે એ જોયું અને આગળ વધ્યો. પુલનો ગુસ્સો હજી થંડો નહોતો પડયો. તે, એણે એને આગળ વધતો જાણ્યો ને ત્રાડ મારી: "મને ડુબવા દેજો, મને ન બચાવતા. હું તમને નથીજ પરણવાની."

પણ જયને તો કર્તવ્ય કરવાનું હતું. ફરજ બજાવવાની હતી. એ આગળ મુંગો મુંગોજ વધ્યો. એજ ઘડીએ એક લાકડાનો ટુકડો અને કાંટાની વાડ તણાંતા ત્યાં આવ્યાં, પુલે જયને વધતા જોયો અને તરત એણે વધારે વેગથી તરવા માંડયું. એમ કરતાં અચાનકજ લાકડાના ટુકડાને પાછલી લાત વાગી ને લાકડું, જય તરફ ધકેલાયું, તે સીધું એના માથાપર. બહુ વાગ્યું નહીં–પરંતુ છેડે નીકળેલો ખીલો એના કપાળમાં ભોંકાયો અને લોહી નીકળ્યું. કાંટાની વાડ પણ જયને નડી–સહેજસહાજ હાથે ઉઝરડયા પણ પડયા. પરંતુ એણે એ ન ગણકાર્યું.

"પુલ! ગાંડી ન બન. ભલે મને ન પરણતી, પણ જીવતી રહે. મારે ખાતર નહીં પણ તારા દેશને ખાતર."

એટલું બોલી એ જોશભેર આગળ આવ્યો! પુલને લીધી–સપાટાબંધ પટ તરી કાઢયો, અને પુલને હાથમાં ઉંચકી કીનારે જરા દૂર પથ્થરપર બેસાડી, ને ઉભો રહ્યો.

પુલ તદન થાકીજ ગઇ હતી. ધીમે રહી એણે નદી તરફ જોયું, ને પાણી રાતાં જોયાં. તરત એણે જય સામું જોયું ને કપાળે લોહી દીઠું. અને એણે ધીમી ચીસ પાડી કહ્યું: "તમારે માથે વાગ્યું છે લોહી નીકળે છે."

"કૈં નહીં એ તો" કહી જયે ગજવામાંથી રુમાલ કાઢયો,ને ઘા લુછવા માંડયો. એમ ન લુછાતાં પાણી તરફ જઇ, ત્યાં જઇ ધોયો અને લોહીથી લાલ થએલો એનો રુમાલ જોઇ પુલે પોતાની ઝોળી તપાસી. એમાંથી ખાદીનો એક મોટો રુમાલ નીકળ્યો. એ લઇ એ કાંઠા તરફ ગઇ, જયને બેસાડયો, અને પોતેજ પોતાને હાથે એને માથે પાટા જેમ બાંધ્યો.

"બહુ વાગ્યું?"

"અરે નહીં રે."

અને બંનેએ ધીમે ધીમે આગળ ચાલવા માંડયું. અહીંથી છાવણી અડધો માઇલ પણ નહીં હશે. પણ એટલો રસ્તો પણ બંને જણાં મુગાં મુગાંજ ચાલ્યાં.

પહેલો જયનો તંબુ આવ્યો. અંધારુ થઇ રહેલું. જય બોલ્યો: "છાવણી સુધી આવું કે માણસને મોકલું."

"ના રે ચાલી જઇશ" અને જયે વંદન કર્યાં, અને પુલે જય જય કરી ચાલવા માંડયું. જય જય બોલતાં એનો અવાજ ક્ષુ જતો હતો.

છતાં જયે એના માણસને પાછળ પાછળ સુચના આપી મોકલ્યો, રખે એને કોઇ

અટકાવે–અને પછી પોતે તંબુમાં કપડાં બદલવા પેઠો.

મધરાત સુધી એ ન ઉંઘી શકયો. થાક તો જબ્બર લાગેલો, પણ ડાકટર છેક આંધીથી હમણાંજ આવીને એને બરાબર પાટો બાંધી ગયો હતો. ત્યાં સુધી એણે ફુલનો રુમાલ બાંધી રાખ્યો હતો. ડાકટરના ગયા પછી જાતે એણે ધોયો, અને પાસેજ સુકવવા નાખી મુકયો હતો.

"મારોજ વાંક. એને પરણવું હોય તો પરણે. મેં એને સતાવવામાં ભુલજ કરી." અનેક વિચારો અને અનેક તરંગો. એ પશ્ચાતાપમાં ને પશ્ચાતાપમાં એની આંખ થાકને લીધે મળી ગઇ.

બીજા દિવસનું પ્રભાતઃ સુંદર, શાંત, અને મધુર. છાવણીમાં તો પરોઢ પહેલાં બધાં જાગી જતાં. સરકારી અમલદારો ભાગ્યેજ કોઇ સવારે વહેલા ઉઠતા. અને સરકારી અમલદારોના સીપાઇઓ તો પરોઢના ગુલાબી ઉંઘ લેતાજ હોય.

ફુલ વહેલી ઉગતે પરોઢે પુછયા કા'વ્યા વિના જયના તંબુમાં દાખલ થઇ. તંબુનાં પ્રવેશ દ્વારનું કપડું હલાવી એ ધીમેથી "જય! જય!" એમ બે વાર બોલી.

સાધારણ રીતે અમલદારી ઉંઘ એમ એવા કોમળ અવાજથી ચમકતી કે ઝબકતી નથી. પણ પ્રેમ નિદ્રા ચકોર હોય છે. જય વિસ્મય થયો.

"કોણ ફુલ! તારો રુમાલ લેવા આવી છે? શા'માટે તસ્દી લીધી–સવારે સીપાઇ સાથે મોકલાવીજ આપવાનો હતો."

"રુમાલને શું રડે હું તો ઘા જોવા આવી છું. મને શું ખબર કે રાત્રેજ ડાકટરે આ પાટો બાંધ્યો હશે! હું તો સાથે બાકી દવા પણ લેતી આવી છું."

"એટલી બધી તસ્દી, જયા શા માટે! મને તો કંઈ નથી, એ તો બે દિવસમાં રુઝાઇ જશે, અને અત્યારે એ ડાકટર પાછો આવી જશે"

"તે મને એટલી બધી નિર્દય ધારો છો?"

"ના. પણ ડાકટર ધોવા આવવાનોજ છે". અત્યંત નમ્ર ભાવે એ બોલ્યો.

"ડાકટર શું ધોતો હતો? હું ધોઇશ, અને હમણાંજ. મારે ઘા જોવો છે. પાવડર વગેરે પણ છે મારી પાસે. તમે ચિંતા ન કરશો."

ફુલની ઇચ્છા એટલે શું! એ તો એને બેઠો કર્યો. બહારથી માણસોને જગાડી ગરમ પાણી મંગાવ્યું. ઘા ધોયો, રુ ભુકી વગેરે મુકી એનાપર બરાબર પાટો બાંધ્યો. એ દરમ્યાન બંને તદ્દન મુંગાંજ રહ્યાં.

પાટો બંધાઇ રહ્યો ને જયે ફુલને સામે ખુરશીપર બેસવા કહી એ સુતો, અને બોલ્યોઃ "ફુલ! આટલી તસ્દી લીધી-ને કૃપા કરી, તો એક યાચના પણ મારી સાંભળ. મને માફ કર. મારા ગઇ કાલના ઉદ્ધત વર્તન માટે મને માફી આપ. હું સમજીજ નથી શકતો કે હું એમ કેમ વર્ત્યો. એ ભુલી જા, અને હવે આજ પછી તને હું કદી એ પ્રશ્ન નહીં પુછું ને કદી હેરાન નહીં કરું."

'માફી! માફી તો મારે માંગવાની છે. મેં લાકડાને લાત મારી તમને વગાડયું. મારું વર્તનજ એવું હતું કે કોઇનેએ ચીઢ ચડે. મારે સીધી રીતે ખુલાસો કરવો જોઇતો હતો, આ રીતે—"

"ના. ના. તેં તો ઠીકજ કર્યું". મેં પજ્વી તે કૈંજ નહીં. ચાલો હશે. લે આ તારો રુમાલ લેતી જજે."

- ફુલ રુમાલ લેતાં અચકાઇ એ ગભરાઇ રહી હતી. એની વીમાસણ જય ન સમજ્યો ને એણે ચલાવ્યું.

"ના રે ના, ફુલ! લેતી જા. હું ખરૂં કહું છું આજ પછી હું તારા સામું પણ જોઇશ નહીં.. અને વચન આપું છું જે બનશે ત્યાં સુધી હું તારાથી આઘોજ રહીશ. અને આજે બન્યું છે તે બધું ભુલી જજે. ફુલબાળા! જા, લે, જા, જય જય.

ફુલે રુમાલ લીધો, દવાનું પોટકું રહેવા દીધું, અને તંબુના પ્રવેશદ્વાર સુધી જયે એને જતી જોઇ, અને પાછી ફરીને ઉભી રહેતી જોઇ, અને પછી તો એણે એની આંખમાંથી બોર બોર જેવડાં આંસુ ટપકતાં જોયાં, અને એ બોલ્યો: ફુલ! ફુલબાળા! કૈં ખોટું લાગ્યું—કેમ રડે છે?" અને એ ઉઠીને ઉભો થઇ ત્યાં સુધી જાય, તેટલામાં તો આવેશભેર ફુલ ત્યાં દોડી આવી, એને બાઝી પડી, ને બબડી.

"ઓ જય! મારાથી આ નથી ખમાતું. આટલી લાગણીને હું લાયક નથી. મને ચાલ્યા જવાનું ન કહે જોઇએ તો મને જેલમાં પુર, મારી નાંખ, છુંદી નાખ, આ તારે કપાળે કર્યો છે એવા ઘા કર, પણ મને જવાનું, ને ફરીથી નહીં મળવાનું ને એવું એવું ન કહે. ઓ જય! હું તારી મેં જે કીધું તે ભુલી જા. લે-મને તારી પાસે લે, મને જોઇએ તે કર-મને ચાલ્યા જવા ન કહે."

જયે એને હજીએ જોરથી છાતી સરસી ચાંપી. "ફુલ! મારી ફુલ!" એટલુંજ એ બોલ્યો. એનો આનંદ સમાતો ન હતો.

કૈંક વારે ફુલ સ્વસ્થ થઇને બોલી; "કૈંક દિન હું તો તને ઓળખું છું, જય, ને મું'બાઇ પણ હું જાણી જોઇને અળગી ને અળગી રહેતી. આ પરિણામનો મને ભય રહેતો, એટલે હું દૂર રહેતી. જયનું તો મને મુળથી વહાલો, પણ મને વહાલો એ રૈયતને રંજાડે, એ મારાથી કેમ ખમાય? એટલે હું તારા તરફ તિરસ્કાર કેળવતી. પણ હું હારી. હા હારી. અંતે હારી."

ધીમે રહીને બાથ ઉકેલી જયે એને ખાટલાપર બેસાડી. એ ઉભો થયો. ટેબલ પાસે ગયો. ખાનું ઉઘાડ્યું. કૈં કાઢ્યું. એ પર કૈં લખ્યું. બહાર ગયો. સીપાઇને કૈં કહ્યું. અંદર આવ્યો. કપડાંનો એક ગાંસડો બનાવ્યો. બેઠેલી ફુલને માથે એક ચાદર ઓરાઢી આખી એને ઢાંકી દીધી. એણે પાયજામો પહેરેલો, એ બદલી એણે ધોતીયું પહેર્યું. પાયજામો પોટલામાં નાખ્યો. પોટલું બહારથી સીપાઇને આપ્યું. અંદર આવ્યો. ચાદર ખસેડી લીધી. ફુલને ઉભી કરી. એને મૃદુતાથી ભેટયો. ઉજાગરે ઘેરાતી અને આંસુ ઉઘાડી રહેતી એની આંખો એણે હોઠ વડે ઘેરી લીધી. અને બોલ્યો: "ફુલ! તું હારી નથી, જીતી છે. તારા લશ્કરમાં એક ભરતી થઇ—ચાલ!"

"ક્યાં?"

"તારી છાવણીમાં, આશ્રમમાં, તને ફાવે ત્યાં મને લઇ જા, તને ગમે તે મારું કરજે."

એક ગાઢ આલિંગન ઉકેલી બંને તંબુ બહાર આવ્યાં. સુરજ તો હજી હમણાં જણાયો. છાવણીએ પહોંચતાં ત્યાંની ફોજના આવકારને અભિનંદન પામે તે પહેલાં તો જયવદન કેટલાંએ વર્ષે પ્રભાતના મધુર પંખીઓના કિલકિલાટ સાંભળવામાં સ્વતંત્રતાનો પહેલો પાઠ શીખ્યો.

## કુમારદેવી

[ અનુસંધાન પૃ૪: ૩૨ ]

દુ:ખો બધાં કાલ્પનિક છે ? આ દેશનો નાનાં મોટાંનો કાયદોજ બધો જુદો છે એટલે કેમ ખબર પડે ! અહીં તો આઓજ બધી નિર્માલ્ય છે. મારા લીચ્છવી દેશની સશક્ત અને સ્વતંત્ર સ્ત્રીઓનો દાખલો અહીં કેમ લાગુ પડે ? અહીંઆં તો સ્ત્રીની સેવા જોઇએ છે, સહચાર નહીં. આ લોકોને મારું વર્તન વિચિત્ર લાગે એમાં શું નવાઇ ? (ભરત આધું મુકી ફરી તકીઆપર આળોટે છે) પણ ત્યારે હું શું કરું ? મહારાજે મને સાથે મહારાજ્ય સ્થાપવાનાં સ્વપ્નાં દેખાડ્યાં ને હું અહીંઆ આવી. પણ પછી હું એમના રાજ્યકાર્યમાં માથું મારું એ એમને પસંદ ન પડ્યું ને મારું હૃદય ઘવાયું. એટલે આ પાંચ વર્ષથી રાજ્યકારભારમાં એક શબ્દ ન બોલવાની મેં પ્રતિજ્ઞા લીધી છે. મારે અહીં બીજું તો કશું કરવાનું છે નહીં. હું લીચ્છવી દેશની કન્યા ! હું શું મારી સપત્નીઓની ઇર્ષ્યા કરવામાં સમય પુરો કરું ?

[આંખો મીંચી સ્થિર થઇ થોડીવાર પડી રહે છે.]

ઘણીવાર મહારાજાએ એવી એવી વસ્તુઓ કરે છે કે ચીઢ ચઢ્યા વિના રહે નહીં. એ વિજયપ્રયાણો આદરે ત્યારે તો મને ગર્વ થાય પણ બીચારા પ્રયાગપર એમણે ખોટો કોપ કરી ચઢાઇ કરી ત્યારે મારાથી અપ્રસન્ન થઇ જવાયું તેમાં હું શું કરું ! વૈશાલિમાં કોઇ કદી એવું કરતે ?

[એક પતંગીયું દીવા આગળથી ઉતરી તેના મોં આગળ આમ તેમ ઉડે છે તેથી અકળાઇ ઉભી થાય છે અને આમતેમ આંટા મારે છે.]

પણ એક મોટો ભય છે ખરો. હું આમ જુદી રહીશ તો આજે તો મહારાજા મારા તરફ ભાવ છે એટલે કંઇ નથી બોલતા પણ પછી એમને પ્રસન્ન કરવાને આટલી બધી આતુર સ્ત્રીઓ વચ્ચે મારી અપ્રસન્નતાથી એ કંટાળ્યા વિના રહેવાના નથી. અત્યારથીજ એનાં ચિન્હો જણાવા માંડ્યા છે ને પછી આ કેવળ અજાણ્યાઓથી ભરેલા દેશમાં મારું કોણ ?

[ઉઠીને એક ગોખની જાળી આગળ જઇ દૂર દૂર સુધી વિસ્તરતાં ક્ષેત્રો અને તેનાપર પથરાતી ચંદ્રિકા તરફ બેધ્યાનપણે જોઇ રહે છે.]

પણ ત્યારે, હું લીચ્છવી તે શું નિર્માલ્ય ગુલામ બનું ? મારા અંતરને ન ગમે તેની પણ હું દાસત્વભાવથી હા-કહું ? મહારાજાનો પ્રેમ હશે ત્યાં સુધી તો મારા અધિકારને કશાની આંચ આવે તેમ નથી; અને નહીં હશે ત્યારે માત્ર કૃપાનો અધિકાર મારે જોઇતો નથી.

[એક કોયલ દૂરથી બોલે છે. વિચારમાંથી જાગી તેનો ટહુકો સાંભળે છે.]

અરરર ! ઘટિકા રાત્રિ તો વહી ગઇ.–ને મહારાજ તો હજુ પધાર્યા નહીં. (સાદ પાડી) અરે ! બહાર કોઇ છે કે ?

[એક પ્રતિહારિણી અંદર આવે છે.]

આર્યપુત્ર હજુ કેમ પધાર્યા નથી ? જા સત્વર જઇને તપાસ કર અને તેમને વિદિત કર કે પ્રહર રાત્રિ વીતી ગઇ છે ને હું તેમના પધારવાની રાહ જોઇ રહી છું.

[પ્રતિહારિણી જાય છે ને તે ફરી પાછી વિચારમાં પડે છે અને ચંદ્રિકા જોઇ તેની કલ્પના જાગે છે.]

અહા ! મહારાજા વૈશાલિ પધાર્યા ત્યારે શો સુંદર સમય હતો ? અને મૃગયા રમતાં અને અરણ્યમાં ફરતાં આવી કેટલી અજવાળી સુંદર રાત્રિઓ તેમની સાથે ગાળી હતી ? આ

મગધમાં આવ્યા પછી તે દિવસો તો ગયાજ. અહીંઆં તો માત્ર અંતઃપુરની ઇર્ષ્યા અને યુદ્ધની તૈયારીઓ સીવાય બીજું કૈં સંભળાતુંજ નથી.

[પ્રતિહારિણી પાછી આવે છે અને નમન કરી બોલવાની આજ્ઞાની વાટ જુએ છે.]

શું? મહારાજ પધારે છે કે?

**પ્રતિહારિણી**: ના, એમણે દેવીને કહાવ્યું છે કે અત્યારે અગત્યની મંત્રીસભા હોવાથી એમનાથી વાયદા પ્રમાણે આવી શકાશે નહીં, માટે દેવીએ રાહ જોઇ જાગ્રત રહેવાની કૈં જરુર નથી. મધુમતીદેવીનો આવાસ પાસે હોવાથી મહારાજ કાર્યમાંથી નિવૃત થશે સારે ત્યાંજ રાત્રિ ગાળશે.

(નમન કરી જાય છે.)

[કુમારદેવી કોપથી પ્રજ્વળે છે. આ ત્રીજીવાર મહારાજે એને આપેલો વાયદો પાળેલો ન હોવાથી એને પોતાની શંકાઓ ખરીપડતી લાગે છે. પોતાના બળતા મગજને શાંત કરવા તે બાજુના ખંડમાં થઇ ઉદ્યાનમાં ઉતરે છે. એક લીચ્છવી ચર એને મહાલય તરફ છુપાતો આવતો મળે છે. કુમારદેવીને જોઇને તે થોભે છે.]

**ચર**: (ઉતાવળમાં) બા! બા! સારું થયું કે તમે મળ્યાં. મને આજે ખબર મળ્યા છે કે અમાત્ય નંદિવર્ધન અને મહારાજાથી અસંતુષ્ટ થએલા કેટલાક રાજ્યપુરુષો મળી મહારાજાનો પ્રાણ લેવાનું કાવતરું કરે છે. કદાચ અંગદેશનો પણ આમાં હાથ હોય. બા! બહુ સાવચેત રહેવા જેવું છે.

**કુમાર દેવી**: (મુખ સખત થાય છે) બીજું કંઇ?

**ચર**: હજુ મને ખબર નથી પડી પણ ચારુદત્ત એક અધીં ઘડીમાં બધી ખબર લઇ આવી પહોંચશે.

**કુમાર**: (આજ્ઞાદર્શક સ્વરે) તમારા બંનેના આવતા સુધી હું જાગૃત રહીશ. મારે આજે ને આજે બધી ખબર જોઇએ. જાઓ.

[ચર નમન કરીને જાય છે.

વિચારમાં ને વિચારમાં કુમારદેવી થોડે દૂર જાય છે, પાસેના લતા મંડપમાંથી કોઈ પુરુષ અને સ્ત્રીના સ્વર આવતા સાંભળી તેનો વિચારભંગ થાય છે અને બાજુમાં જઇ તે શું છે તે જાણવા કાન માંડી સાંભળે છે.]

**પહેલો સ્વર**: (ક્રોધિત સ્વરે) માધવી! આજે મારું આટલું કામ નહીં કરે તો ફરી કદી મને મળવાની આશા રાખતી નહીં.

**બીજો સ્વર**: (કરગરતા સ્વરે) વિલોચન! વિલોચન! તું મારી પાસે શું કરાવે છે! કોઇ જાણશે તો મારો જીવ જશે.

**કુમારદેવી**: (સ્વગત) આતો મધુમતીની પરિચારિકા માધવીનો સ્વર! અને વિલોચન? વિલોચન કોણ? મહારાજાનો અશ્વપાલ જેને તેમણે દેશપારની સજા કરી હતી તે તો નહીં? (ખુબ ધ્યાનથી સાંભળે છે.)

**વિલોચન**: (અત્યંત ક્રૂર રીતે) તે નહીં કરે તો તારો જીવ લઇશ. (એકે એક શબ્દ પર ભાર મુકીને) આજે રાત્રે મહારાજ મધુમતીદેવીને આવાસે આવે ત્યારે આ પડીકી તેમની સુરામાં મેળવવાની છે. કાલના સૂર્યોદયે પેલા રાજ્યકેદીઓનો ન્યાય થાય તે વખતે મહારાજ આ પૃથ્વી પર ન હોય એવો આપણા મંડળનો મને આદેશ છે. શું કહ્યું? યાદ રહ્યું?

**માધવી**: (અત્યંત ધ્રુજતા સ્વરે) અને પકડાઉં તો?

**વિલોચન**: તો કહેવું કે મધુમતીદેવીએ મને આજ્ઞા કરી હતી. મધુમતીદેવી હમણાં મહાદેવીની મહારાજા પરની સત્તાની ખુબ

છુપાં રાખે છે એટલે અદેખાઈથી તેણે આમ કર્યું એમ સૌ માનશે.

[ મંડપમાંના સ્વરો ધીમા થાય છે ને છેવટે છેક બંધ થાય છે. પોતાને કોઈ ન જુએ એટલા ખાતર કુમારદેવી બાજુ પર સરકી જાય છે. થોડીવાર પછી વિલોચન ને માધવી છાનામાંના એક પછી એક ચોર જેવાં નાસી જાય છે.

કુમારદેવી ઝડપથી મહાલયમાં પાછી ફરે છે તેને ચારુદત્ત પગથીઆં પાસે મળે છે. ને કૈં બોલવા જાય છે પણ મહાદેવી "હું જાણું છું" એટલું ઉતાવળમાં કહી ખંડમાં દોડી જાય છે અને પળવારમાં માથાથી તે પગ સુધી શ્યામ વસ્ત્ર ઓઢી મધુમતીના આવાસની ( દિશામાં અદૃશ્ય થાય છે.)

[પડદો પડે છે.]

---

## અંક: ત્રીજો—પહેલી તક

સ્થળ: મધુમતીદેવીનો આવાસ.

રાત્રિનો દોઢ પ્રહર જેટલો સમય વીતી ગયો છે. રાણી મધુમતી અંગે શણગાર સજીને વિલાસી સ્ત્રીની છટાથી પર્યંક પર બેસી મહારાજા ચંદ્રગુપ્તની રાહ જુએ છે.

એનો વર્ણ ઉજ્જવલ છે. એની અંજન આંજેલી આંખો મદમાતી ઘેરાતી છે. એના ઓષ્ટ ભરેલા અને તાંબુલથી લાલચોળ થએલા છે. એનો દેહકલા પુષ્ટ છતાં આકર્ષક છે. પચીસથી પાંત્રીસ વચ્ચે ગમે તે વય એની ધારી શકાય એવી છે. પુરુષને પહેલી નજરે પ્રસન્ન કરે એવી એ એક સુંદરી છે.

એનો આવાસ પુષ્પોથી શણગારેલો છે. પર્યંક પર પણ પુષ્પો પાથર્યાં છે અને પુષ્પોની જાળીઓ અને તોરણોથી તેને ઘેરી લીધેલો છે. મધુમતીદેવીની વેણીમાંએ પુષ્પો અધમધાટ કરી રહ્યાં છે. ઇન્દ્રિઓને વિવશ કરે એવું સુગંધતું માદક સામ્રાજ્ય આખા ખંડમાં વ્યાપી રહ્યું છે.

એક બાજઠપર અવનવી કારીગીરીનાં સુવર્ણનાં સુરાપાત્રો મનને લલચાવે તેમ પડ્યાં છે. સુગંધી તૈલદિપકોનો ઝગઝગાટ બધે પ્રસરેલો છે. ભીંતોપરનાં મોટાં દર્પણો અનેક મધુમતીઓને સામગ્રી સાથે સજ્જ થએલી દેખાડે છે અને તે જોઇ જોઇ દેવી મધુમતી મંદ મંદ હસે છે. મનને ઉત્તેજે એવાં ભીંત પર ચીતરાએલાં ચિત્રોની પણ ખોટ નથી.

આજનો એનો ઘાટ મહારાજ ચંદ્રગુપ્તને વશ કરવાનો છે. એના સુંદર પણ ઓછી બુદ્ધિવાળા કપાળમાં કુમારદેવીને ઉથલાવવાનો દૃઢ સંકલ્પ દેખાયે છે.

મહારાજ ચંદ્રગુપ્ત દ્વારમાં આવી ઘડીભર મુગ્ધ ચિત્તે પોતાના આનંદને સારુ થએલી આ સર્વ તૈઆરી જુએ છે અને પ્રિયાઓની આંખો દાબવાનો પ્રિયતમોનો સર્જન જુનો લહાવ લેવા તે દબાતે પગલે મધુમતીદેવીની પાછળ જાય છે. મધુમતી તેમનું પ્રતિબિંબ અરીસામાંથી જુએ છે છતાં ન જોયું હોય તેમ કરે છે. મહારાજ ચંદ્રગુપ્ત પાછળથી આવી તેની આંખો દાબે છે.]

**મધુમતીદેવી** : (ખોટો ગભરાવાનો ડોળ કરે છે ) છોડો, છોડો: કોણ છે એ ? (પોતાનો

હાથ તેના હાથ પર ફેરવી નક્કી કરે છે) મહારાજ! મોઢ આવી આવું તોફાન શાને કરો છો? મારે તો આજે તમારાથી રીસાવું હતું

ચંદ્રગુપ્તઃ (હાથ લઈ લઇ તેને હાથમાં લઈ સુમે છે) દેવી! એટલી બધી અવકૃપા!

[આજ વખતે કુમારદેવીની ડોકીનો સહેજ આભાસ બારણામાંથી દેખાય છે અને તરત બારણા પાછળ ભરાઇ જાય છે. બેમાંથી કોઇનું એ તરફ લક્ષ દોરાતું નથી.]

આજે તો મહારાણીનો વાયદો જતો કરીને અહીંઆં આવ્યો છું તોએ?

મધુમતીદેવીઃ (જરા રોષ દેખાડતાં) મહારાજ! એ કાળીની તમને આટલી શાને બીક લાગે છે?

ચંદ્રગુપ્તઃ(એને આ ટીકા રુચતી નથી પણ આવો સુંદર પ્રસંગ બગાડવાનું ગમતું નથી એટલે માત્ર સહેજજ સખત સ્વરે) મધુરાણી! મહાદેવીનું માન ન સચવાય તે મને ગમતું નથી.

મધુમતીઃ(હજુ પોતાનો વખત નથી આવ્યો એ સમજે છે) મહારાજ! ક્ષમા કરો. તમારાં દર્શન એટલાં દુર્લભ થઈ પડે છે કે તેથી કોઇ વાર કંઇનું કંઇ બોલી જવાય છે. (બાજઠ પરથી શીશેઠી હાથમાં લઇ સુરાપાત્રમાં કાઢે છે.) મહારાજ! આપને પ્રિય એવા વૈશાલિથી ખાસ આ મધુ મંગાવ્યો છે. એની સુગંધ તો જુઓ! પણ આપતો મહાદેવીને ત્યાં રોજ એવો મધુ પીતા હશો એટલે એની નવાઇ શી?

ચંદ્રગુપ્તઃ (વાત ઉડાવે છે) મધુથીએ મધુર મધુરાણીના સુગંધી શ્વાસથીજ મારું મન તો તૃપ્ત થઇ ગયું છે.

મધુરાણીઃ (હસીને) આપની કૃપા છે એટલે બસ છે. પણ મહારાજ! જરા ચાખો તો ખરા (પાત્ર ધરે છે ચંદ્રગુપ્ત ધીરે ધીરે પીએ છે એટલે મુળ વાત પર આવતાં) મહારાજ! મને ખરે ખરું કહો. (તેના શરીરને અઢીજે છે. અને આંખમાં ઉંચું જુએ છે) મહારાજ! તમે મહાદેવીમાં શું જોઇને મોહ્યા?

ચંદ્રગુપ્તઃ (વાત કરવાનું એને ગમે છે) મધુરાણી! માત્ર મોહ પામવાની પળ ન હોય ત્યારે એ સ્ત્રીમાં કેટલુંક એવું છે જે બીજી-ઓમાં નથી જડતું.

મધુમતીઃ (લાડતી) મહારાજ! મારામાં, પણ નહીં?

ચંદ્રગુપ્તઃ (એનું મુખ હાથમાં લઇને મોહથી જોતાં) ના, દેવી! તારામાં પણ નહીં.

મધુમતીઃ (ગુસ્સે થાય છે પણ એ કહે તેનાથી જુદું કહેવામાં કંઇ અર્થ નથી તે તે જુએ છે.) મહારાજ! મને કહો. હુંએ એના જેવી થાઉં તો તમને ગમશે?

ચંદ્રગુપ્તઃ ના, દેવી! મને તું છે તેવીજ વધારે ગમે છે. મહાદેવીથી થાક ચઢે ત્યારે ઉતારવા તો તારી પાસે આવું છું.

મધુમતીદેવીઃ (બીજી સુરા પાત્રમાં રેડતી) મહાદેવીથી તમને થાક ચઢે? (સુરા ધરે છે.)

ચંદ્રગુપ્તઃ (હાથમાં લઇ તેનો એક ઘુંટડો લેતાં) મધુરાણી! પુરુષોએ માણસ છે કેની? એ આખો દિવસ ડાહ્યા ડમરા બની દુનીઆ ચલાવે ત્યારે એમને કોઇક પળો તો એ બધો ભાર ફેંકી દઇ આનંદ કરવાની જોઇએ કેની! પણ મહાદેવી તો અડધી પુરુષ છે. ને તેની સાથે આનંદ કરતાંએ જોખમદારીનું ભાન માથેથી ઉતરતું નથી. [સુરાની અસરથી વાત કરતાં તેનાથી ગંભીર થઇ જવાય છે. તે પાત્ર નીચે મુકી માથાના વાળમાં આંગળાં પરોવે છે.]

મધુરાણી! મધુરાણી! તને એની અદેખાઇ આવે છે અને મારે એના પાશમાંથી છુટવું છે પણ છુટાતું નથી. અમારા મળવાના પ્રથમ દિવસે એનું અંતર મેં જીત્યું ત્યારે મને એને આખી જીતવાનો સંતોષ થયો હતો પણ આજ દસ દસ વર્ષ થયાં દરરોજ એના હૃદયના કંઇને કંઇ અણજીતાએલા ખુણા જડે છે ને રોજ જીતવાની બાકી રહે છે.

મધુમતી! દેવી! મને કહે? સ્ત્રીને શું જોઈએ! પ્રેમ, વૈભવ, મોટાઇ, રક્ષણ, શાંતિ! શા માટે આ મહાદેવી તેનાથી સંતોષાતી નથી?

મધુરાણી: (ચંદ્રગુપ્તની વધારે પાસે ખસે છે) મહારાજ! તમેજ એ કાળીને અમસ્થી અમસ્થી મોટી બનાવો છો. એને પડતી મુકો પછી જુઓ! ઠેકાણે આવે છે કે નહીં?

[દ્વાર પાછળ કૈંક હાલે છે પણ પાછું સ્થિર થઈ જાય છે.]

ચંદ્રગુપ્ત: (હસે છે) બહુ સહેલી વાત. આવતી કાલે વૈશાલિની સેના બળવો કરે અને પરમ દિવસે બધા લીચ્છવીઓ રાણીને લઇને મગધ છોડી ચાલી જાય!

[મધુમતીથી આ વાતનો જવાબ અપાતો નથી એટલે ચુપ રહે છે.]

જવા દે, તને મહાદેવી વિના બીજું કૈં સુઝતુંજ નથી. લાવ, બીજી સુરા લાવ ને તારા ઓષ્ટનું મધુ પીવા દે.

[જરા ચીઢવાએલો દેખાય છે ને મધુમતીથી જરા દૂર ખસી બેસે છે. મધુમતી પ્રસંગ સુધારવા મથે છે.]

મધુમતી: (એના ગળામાં હાથ નાખી) મહારાજ! નાથ! એ તમારી મહાદેવીનું નામ જવા દો. એના આવાસમાં બેઠી બેઠી પણ એ આપણી આનંદરાત્રિને બગાડે છે. (હાંક મારે છે) માધવી! માધવી! બીજી સુરા લાવ! મહારાજ! આનાથીએ બીજું ઉત્તમ મધુ આજના પ્રસંગને માટે મેં રાખી મુક્યું છે તે તો તમે ચાખશો ત્યારે ખબર પડશે.

[મધુમતી છેક બારણા સુધી જાય છે. કુમારદેવી વધારે ને વધારે ખુણામાં ભરાય છે. એક સહેજજ આગળ જાત તો તેને શંકા પડવાનો સંભવ હતો.]

માધવી! માધવી! માધવી!

[માધવી રત્નખચીત સુવર્ણનું સુરાપાત્ર લઇ આવે છે. એ ગભરાએલી હોવાથી કુમારદેવીને જોતી નથી. એનું આખું અંગ થરથર ધ્રુજે છે અને એનું મુખ છેક ફીકું પડી ગએલું દેખાય છે.]

માધવી! માધવી! ક્યાં મરી ગઇ હતી? (તેની સ્થિતિ નીહાળે છે.) શું થયું! ભૂત જોઇ આવી! આમ ધ્રુજે છે કેમ! (તેના હાથમાંથી સુરાપાત્ર લઇ લે છે.)

માલતી: (નીચી નજરે) બા! મને જ્વર આવ્યો છે.

મધુમતી: જા મર, અહીંથી (સુરા લઇ ચંદ્રગુપ્ત આગળ ધરે છે.) મહારાજ! આવો મધુ તો દેવોને પણ દુર્લભ છે.

[ચંદ્રગુપ્ત તે હાથમાં લે છે. અને ઓષ્ટે અરાડે તે પહેલાં કુમારદેવી આવી તેના હાથમાંથી તે ઝુંટવી લે છે.]

કુમારદેવી: (અતિ સ્વસ્થ છતાં વક્રોક્તિથી) મહારાજ! દેવોને દુર્લભ મધુ માનવોએ પીવા યોગ્ય નથી.

[તેને જોઇ મધુમતીદેવી ને ચંદ્રગુપ્ત અવાક અને અસ્થિર બને છે. માધવી ભયથી આંખો ફાડી જોઇ રહે છે. થોડીક ક્ષણો કુમારદેવી વારાફરતી બધા તરફ જુએ છે અને પછી માધવીને ખુબ સખતાઇથી કહે છે.]

દાસી! જા! મધુમતી રાણીના માનીતા શુકને અહીં લઈ આવ!

[માધવી ગુંચવાય છે પણ એક શબ્દ બોલ્યા વિના જાય છે.]

ચંદ્રગુપ્તઃ (નાખુશી દર્શાવી) મહાદેવી! જોઇએ તે કરતાં વધારે અધિકાર માણસ વાપરે તેનાં સારાં પરિણામ આવતાં નથી.

કુમારદેવીઃ (હજુ તેટલીજ વક્રોક્તિથી) મહારાજ! કોણ કેટલો અધિકાર વાપરે છે તે હમણાંજ ખબર પડશે. જરા ધીરા થાઓ. મધુરાણીને મહેલ થાક ઉતારવો સહેલો નથી.

[દાસી એક સુવર્ણ પીંજરમાં એક મીઠું બોલતો શુક લઇ આવે છે. કુમારદેવી તે ઝડપે છે અને પીંજર ખોલી શુકને બહાર ખેંચી કાઢે છે.]

મધુમતીઃ (આવેશમાં) મહાદેવી! આ તે શું કહેવાય? આ કંઈ વૈશાલિ નથી તે વગર અધિકારે આમ ગમે ત્યાં ઘુસી જવાય! છોડો મારા શુકને!

[એક પગલું કુમારદેવી તરફ ભરી તેને છોડાવવા જાય છે. કુમારદેવી ઝડપથી બાજુએ ખસે છે.]

મહારાજ! તમારા દેખતાં મહાદેવી આવું કરે ત્યારે કંઈ તો બોલો.

કુમારદેવીઃ (તીખી રીતે) હમણાં બોલશે મધુરાણી; ઉતાવળાં ના થશો.

[શુકની ચાંચ ખોલે છે ને તેમાં માધવીએ આણેલી સુરા રેડે છે. તેમ કરતાં તેની અંગુલિ સખત રીતે કરડાય છે. પણ મુખ પર વેદનાનાં ચિન્હો શીવાય એક શબ્દ તેના મુખમાંથી નીકળતો નથી. થોડીવારમાં શુક તરફડવા માંડે છે અને તેનો પ્રાણ ઘડીવારમાં ઉડી જાય છે.

આ બધો વખત કોઇ કંઈ બોલતું નથી. મધુરાણી શુક પર થતી ક્રિયા જોઇ પહેલાં આવેશ પછી આશ્ચર્ય પછી ભય એમ વારાફરતી અનુભવે છે. ચંદ્રગુપ્ત પણ પહેલાં ક્રોધ પછી આશ્ચર્ય અને પછી મધુરાણી તરફ ભયંકર તિરસ્કારથી જુએ છે. કુમારદેવી માત્ર નિશ્ચલ નયને બધું જોયાં કરે છે.]

ચંદ્રગુપ્તઃ (ક્રોધથી લાલચોળ થઇ કંપે છે) મધુરાણી! માધવી! કુલટાઓ, મારો પ્રાણ લેવાનો આવો પ્રપંચ!

મધુમતીઃ (ભયથી એની જીભ તાળવે ચોંટી જાય છે. છતાં મુશ્કેલીએ બોલવાનો પ્રયત્ન કરે છે.) મહારાજ! હું આમાંનું કશુંજ જાણતી નથી. હું...હું? આપનો પ્રાણ લેવાનો પ્રયત્ન કરું? મારા જીવનના એક માત્ર આધાર તેનેજ હું ઉચ્છેદું! (તેના પગે વળગે છે) મહારાજ! મને ન્યાય આપો ને બચાવો.

[ચંદ્રગુપ્ત એક પળ પીગળે છે પણ એને શંકાને લીધે ખસેડી મુકે છે. કુમારદેવી થોડીવાર પહેલાં પોતાની વિરુદ્ધ ઉચ્ચારાએલાં વાક્યો સંભારે છે અને મધુરાણીને કચડવાના આ સુંદર પ્રસંગનો લાભ લેવા એક પળ લલચાય છે પણ એના સ્વભાવનાં સદ્તત્વો એને એમ કરવા દેતાં નથી.]

કુમારદેવીઃ (ગૌરવ, તીખાશ અને દયાના મિશ્રણથી) મહારાજ! મધુરાણી નિર્દોષ છે ને માધવીને પુછશો તો આ ગુન્હાનું મુળ ક્યાં છે તે જડશે. (ગૌરવથી જવા ફરે છે પણ સાંભરી આવ્યું હોય તેમ ફરી) મહારાજ! આપને મારો થાક ચઢયો હોય તો સંદેશો કહાવજો. વૈશાલિની સેના આપ ભયે અહીંઆ રાખજો. મને એકલાં વૈશાલિનો રસ્તો જડશે.

[ઝડપથી તે ચાલી જવા જાય છે પણ ચંદ્રગુપ્ત તેને કાંડુ પકડી અટકાવે છે. ચંદ્રગુપ્ત થોડીવાર સ્તબ્ધ થઇ ઉભો રહે છે. મધુરાણી કરગરતી, રડતી તેના પગમાં

પડે છે. માધવી થર થર ધ્રુજતી અર્ધ મૃત્યુની સ્થિતિ અનુભવતી ઉભી છે.]

ચંદ્રગુપ્તઃ (ગૌરવથી) મહારાણી! ઉભાં રહો, અત્યારે હીસાબ ચુકતે કરવાનો વખત નથી. મને કહો આ બધો શો ભેદ છે?

**કુમારદેવીઃ** મહારાજ! ક્ષમા કરો. રાજ્યકાર્યમાં માથું ન મારવાની આપની આજ્ઞાનો ભંગ, આપનું જીવન ભયમાં છે એમ જાણતાં મારાથી થઇ ગયો ને અહીં દોડતાં આવી આપની આનંદરાત્રિ બગાડી. મહારાજ! આ ભેદને માટે આ માધવીને પુછો. એ કદાચ કંઈ જાણતી હશે.

ચંદ્રગુપ્તઃ (ખુબ કઠોર સ્વરે) માધવી! સાચું બોલજે. કોણે તને આ કૃત્ય કરાવ્યું?

**માધવીઃ** (છેક ધીમા ત્રુટક સ્વરે) મધુમતી દેવીએ.

**મધુમતીઃ** (ચીસ પાડી ઉઠે છે) મેં? મેં તને આ કૃત્ય કરાવ્યું? તું દાસી! મારું જ ખાઇ મને મારવા બેઠી? (તેના વાળ ને વેણી વીખરાઇ ગયાં છે. અંજનના અશ્રુએ પાડેલા ડાઘ તેના કપાળપર લીટા જેવા પડી ગયા છે. આક્રંદ કરતાં) મહારાજ! મહારાજ! તમે આ દાસી જેવી હલકી જાતનું કહેવું માનશો? મહારાજ! મને ન્યાય આપો, મને બચાવો.

ચંદ્રગુપ્તઃ (વહેમથી) મધુરાણી! જુઠું ઘણાં દહાડા બોલ્યાં. હજુ સાચું બોલશો તો સુખી થશો.

**કુમારદેવીઃ** (ઉપકારના ડોળથી) મહારાજ એક ઘડીવાર પહેલાંની આપની પ્રિય રાણીને આટલો ઉતાવળો અન્યાય ન કરો. આ કૃત્ય કરનાર મધુમતીદેવી નથી પણ તમારાથી અસંતોષ પામેલા કેટલાક રાજ્ય પુરુષોની છુપી મંડળી છે, જેમના વીશે આપ થોડી વારમાં વધુ જાણશો. (મધુમતીને) મધુમતીદેવી! હું કાળી છું પણ કાળા હૃદયની નથી એટલે હાથમાં આવેલી તક જતી કરું છું. ને તમને ફરી વાર મહાદેવીપદ મેળવવાનાં વલખાં મારવાની તક આપું છું.

**મધુમતીઃ** (મુર્ખાઇભર્યા આવેશથી) હા, કાળી, કાળી, સાતવાર કાળી. જા, તને કોણે મારી રાત બગાડવા આવવા કહ્યું હતું? તારા જોત જોતામાં હું મહાદેવી ના થાઉં ને તને વૈશાલિ ના વીદાય કરું તો મારું નામ મધુમતી નહીં.

[ચંદ્રગુપ્ત ખુબ ગુસ્સે થાય છે. કુમારદેવી માત્ર ગૌરવભર્યા તિરસ્કારથી તેને જોઇ રહે છે.

**કુમારદેવીઃ** (ગૌરવથી) કહી બતાવવાની જરુર નથી. કરી બતાવજો. (ચંદ્રગુપ્તને) મહારાજ! આ માધવીની એના સાથીઓ ન જાણે એવી કંઈ વ્યવસ્થા કરો અને આપ આરામ કરો. પ્રાતઃકાળે બીજુ બધું થઇ રહેશે (જવા ફરે છે.)

ચંદ્રગુપ્તઃ (પ્રસંગ ઓળખે છે) દેવી! ઉભાં રહો. (હાંક મારે છે) બહાર કોણ છે?

[એક દાસી આવે છે અને કંઈ અણધાર્યું બન્યું હોય એમ લાગવાથી આમ તેમ જુએ છે.]

જા, સેનાનાયક હર્ષનંદી આજે આવાસની રક્ષા કરે છે તેમને દરવાજેથી બોલાવી લાવ.

[દાસી જાય છે. માધવી અત્યંત ભયથી ધ્રુજતી આવી મહારાણીને પડે છે.]

**માધવીઃ** બા! મને બચાવો. પેલા વિધિયને મને ફસાવી. (રડે છે)

[ મહારાજ ન જુએ તેમ કુમારદેવી તેને બચાવવાની સંજ્ઞા કરે છે. હર્ષનંદી સૈનિકો સાથે આવી પહોંચે છે અને સ્થિતિ જોઇ વિસ્મયથી આજ્ઞાની વાટ જુએ છે.]

ચંદ્ર: નાયક ! આ દાસીને કોઇ ગુપ્ત સ્થળે કેદ કરો અને એ વીશે એક શબ્દ પણ બહાર ન જાય તે ધ્યાન રાખજો અને કોઇ બહારથી અંદર કે અંદરથી બહાર આવશે જશે તે વીશેની જોખમદારી તમારી છે. (હુકમ આપી આસપાસ બીલકુલ જોયા વિના કુમારદેવીને) દેવી ! ચાલો !

[ કુમારદેવી જતાં જતાં મધુમતી તરફ પોતાની જીતનું એક વિજયી સ્મિત ફેંક્યા વિના રહી શકતી નથી. મધુમતીની ઝેરીલી નજરમાંથી ખુન ઝરે છે.]

[ પડદો પડે છે. ]

---

## અંક: ચોથો—પ્રભાવ

સ્થળ: પાટલિપુત્ર નગરનો રાજમાર્ગ.
સમય: બીજાં બે વર્ષ પછી.

[કોસલ દેશના સુધન્વા અને દેવદત્ત નામના બે મુસાફરો પાટલિપુત્રની શેરીઓમાં ભમીભમી રાજ્યમાર્ગ પર આવીને ફરે છે.

દિવસનો બીજો પ્રહર શરુ થઇ ગયો છે અને રાજ્યમાર્ગ પર આજે ઘણા પ્રકારની ગરબડ મચી રહેલી છે. ઘણા અગત્યના કામે જતા હોય એવા અશ્વ પર બેઠેલા લીચ્છવી યોદ્ધાઓ કોઇ છુંદાઇ જશે તેની પરવા કર્યા વિના વારંવાર આમથી તેમ દોડે છે. પગલે પગલે કૈં અવનવું બન્યું હોય તેમ જનવૃંદ ટોળે વળી વાતે વળેલો દેખાય છે. સાધારણ પ્રસંગે હોય તેના કરતાં ઘણા વધારે હસ્તીઓ પાટલિપુત્રના ગારવને મૂર્તિમાન કરતાં હોય તેવા રાજ્યમાર્ગને શોભાવતા આમતેમ ડોલતા આવે જાય છે.]

સુધન્વા: દેવદત્ત ! આ શહેરનો ઠાઠ તો કૈં ઓર છે.

દેવદત્ત: પણ આ બધું શું ચાલી રહ્યું છે ! આજે કૈં ખાસ પ્રસંગ દેખાય છે.

સુધન્વા: (રસ્તે જનાર એક શહેરીને) ભાઇ ! આ બધું શું ચાલી રહ્યું છે ! અમે મુસાફરો છીએ, કહેશો ?

**શહેરી:** (ઉતાવળો ચાલતાં ચાલતાં ઉભો રહે છે) જાણતા નથી ! આજે વિજયાદશમી છે. ને મહાદેવી કુમારદેવી અંગદેશને નમાવવા મહારાજ સાથે આજે યુદ્ધનું વિજયપ્રયાણ આદરવાનાં છે.

**દેવદત્ત:** ભાઇ ! શું કહ્યું ? સ્ત્રી યુધ્ધે ચઢે ? તમારે ત્યાં યોદ્ધાઓ બધા મરી પરવાર્યા શું ?

**શહેરી:** (તેના સામી એક તીખી દૃષ્ટિ નાખે છે) ભાઇ ! તું વટેમાર્ગુ છે તેથી મહાદેવીના પ્રતાપને જાણતો નથી. જીવતા રહેવું હોય તો ફરી કોઇ આગળ એવું બોલીશ નહીં. (જાય છે.)

[દેવદત્ત ખસીઆણા જેવું સુધન્વા તરફ જુએ છે. બંને એક સાદ પાડનારની આસપાસ ટોળું ઉભું હોય છે ત્યાં જાય છે.]

**સાદ પાડનારો:** આથી સૌ નગર જનોને મહારાજ ચંદ્રગુપ્ત અને મહાદેવી કુમારદેવી તરફથી વિદિત કરવામાં આવે છે કે પચીસ વર્ષથી ઉપરની વયનો કોઇ પુરુષ અંગદેશ

સાથે યુદ્ધ કરવામાં સૈનિક તરીકે આવશે તેને સપ્ત માસા સુવર્ણનું પારિતોષિક પ્રથમ દિવસે વેતન ઉપરાંત આપવામાં આવશે અને યુદ્ધ જીત્યે વિજેતા સૈનિકોને યોગ્ય 'મગધ ભૂષણ' એવું પદ યાવચ્ચંદ્ર દિવાકરો એના કીર્તિ નામને અમર કરશે.

[થાળી વગાડતો વગાડતો તે આગળ જાય છે. લોકોનું ટોળું વીખરાય છે. કેટલાક તેની પાછળ જાય છે.]

**એક પુરુષ:** (બીજા સાથીને) વયસ્ય! મગધના કેટલા નવરાઓ આનાથી આકર્ષાઇ અંગ દેશની સ્વારીમાં સાથે જશે?

**બીજો પુરુષ:** ખરે વયસ્ય! આવું તો કદી જાણ્યું ન હોતું. કહે ન કહે પણ આ બધું મહાદેવીના વિચારનું પરિણામ છે. એ આવી ત્યારની મગધને યુધ્ધોમાંથી જંપવા નથી દેતી.

[સુધન્વા ને દેવદત્ત આ ટીકાઓ સાંભળતા આગળ જાય છે. રાજ્યમાર્ગ પર સામસામા બે રથ મળે છે. તેમાં બેઠેલા બંને રથિકો પરસ્પરને જોઇ કૈં અગત્યની વાત કરવાની હોય તેમ રથને થોભાવે છે.]

**પહેલો રથિક:** અરે ભાઇ મયણપાલ! મહાદેવી અત્યારે તને ન જોવાથી ઘણાં ક્રુદ્ધ થયાં છે.

**બીજો રથિક:** અરે મિત્ર! કહે તો ખરો શું થયું?

**પહેલો રથિક:** બીજું તો કૈં નહીં પણ હું ગયો ત્યારે મને પુછ્યું: 'મયણપાલ કેમ દેખાયો નથી?' મેં કહ્યું: 'આપની સેવામાં એ હમણાંજ આવી પહોંચશે' ને એમણે ભમ્મરો સંકોચાવી બીજી ગમ જોયું.

**બીજો રથિક:** (ઘોડાને ચાબુક મારતાં) અરે મિત્ર! હું આ ચાલ્યો! (ઉતાવળથી ગભરાટમાં જાય છે.)

**દેવદત્ત:** ઓ-તારીની આ મહાદેવી! જ્યાં હોય ત્યાં તેના વગર કશું સંભળાતુંજ નથી.

[એક ચિત્રકાર એક ચિત્ર ફલકને વસ્ત્રથી આચ્છાદી ઉતાવળો ઉતાવળો જાય છે. એના કંઠમાંની માલાઓ કરમાઈ ગઇ છે. વાળ અસ્તવ્યસ્ત થઇ ગરદન પર ઝુલે છે. સુધન્વા તેને અટકાવે છે.]

**સુધન્વા:** ભાઇ! અમે પરદેશી પંથી છીએ. અમારે મહાદેવી કુમારદેવીનાં દર્શન કરવાં છે. એ ક્યાં મળશે?

**ચિત્રકાર:** (અટકાવ્યો તે ગમ્યું ન હોય તેમ) અરે પરદેશીઓ! આજે મહાદેવી યુધ્ધે ચઢે છે અને મારા ચિત્રનું મૂલ્ય એના વિના કોઇ કરે એમ નથી માટે મને જવા દો. (ઉતાવળો જતો રહે છે.)

**દેવદત્ત:** મિત્ર! આપણે ત્રિયારાજ્યમાં તો નથી આવ્યા શું?

**સુધન્વા:** એમજ લાગે છે.

[એક સુભટ દોડતો દોડતો બુમો પાડતો જાય છે તે સાંભળે છે]

**સુભટ:** (બુમ પાડતો) હે નગરજનો! દિવસના તૃતિય પ્રહરના અંતભાગમાં મહારાજ ચંદ્રગુપ્ત અને મહાદેવી કુમારદેવી શતસહસ્ર યોદ્ધાઓના સાથમાં આ માર્ગેથી સ્વારીએ નીકળી નગર બહાર પુરદેવીનાં મંદિરમાં નગરદેવતાનો ઉત્સવ કરવા જશે. સૌ પુરજનો ત્યાં આવે એવી એમની આજ્ઞા છે...એ...એ...એ. (દોડતો દોડતો આગળ જાય છે.

[સ્વારીનો આ ચોકકસ સમય જાણી ઘણા લોકો પોતપોતાના ગૃહપ્રતિ આજ્ઞા પાલન કરવા ઉતાવળા ઉતાવળા જાય છે. ધીરેધીરે પ્રાસાદો અને દુકાનોને પુષ્પનાં તોરણો ચઢે છે. સુગંધી જળનો છંટકાવ કરનારા લોકો માર્ગ વાળી જળ છાંટે છે.]

સુધન્વા: મિત્ર! મહાદેવીને જોવાનો આ ઠીક લાગ મળ્યો. (હાથમાં ચંદન કચોળાં લઇ ચાર પાંચ સ્ત્રીઓ ઉતાવળી જાય છે તે જોઇ) અહા! આ નગરની સ્ત્રીઓ પણ આજે તો ઉત્સવઘેલી થએલી છે. (સ્ત્રીઓને) હે વિશાલાક્ષી ચારુવેશી સુંદરીઓ! અમે દૂર દેશથી આવેલા પ્રવાસી જનો છીએ. અમને ઉત્તર દો. આવાં સુગંધી ચંદનને લઇને તમે ઉતાવળી ઉતાવળી ક્યાં જાઓ છો?

[સ્ત્રીઓ આ વિચિત્ર વેશધારી પરદેશીઓને જોઇ માંહોમાંહ્ય તાળી લઇ હસે છે. તેમાંની એક વધારે હીંમતવાન સ્ત્રી આગળ આવે છે.]

સ્ત્રી: હે પંથીજનો! તમે ખરેખર આ નગરમાં અજાણ્યા લાગો છો. આજે આ નગરમાં મહાન ઉત્સવ છે. સર્વ પ્રજાજનોને પુત્રવત પાલનારાં મહાદેવી આજે મહારાજ સાથે યુધ્ધે ચઢે છે. અમે આ ચંદન લઇ તેમનાં દર્શનાર્થે જઇએ છીએ. સકળ ત્રિલોકમાં અમારી મહાદેવી સમી સ્ત્રી થઇ નથી ને થવાની નથી. (પંથીઓને આશ્ચર્ય પામતા મુકી ઉતાવળમાં તેઓ હસતી હસતી ચાલી જાય છે.)

[બે રાજ પુરુષો હાથમાં હાથ ભેરવી ધીરે ધીરે રાજ્ય મહાલય તરફથી વાતો કરતા આવે છે. તેમની પાછળ આ બંને જણા વગર બોલે જઇ પાછળ પાછળ ચાલે છે.]

પહેલો રા. પુ.: અંગદેશના રાજા દશાર્ણભદ્રનો દૂત સંદેશો લઇને આવ્યો તે સાંભળ્યો?

બીજો રા. પુ.: મિત્ર! તારી માફક આખો દિવસ મારે રાજ્ય મહેલમાં કાર્ય કરવાનું નથી હોતું તે બધી બાબતની મને ખબર પડે.

પ રા. પુ.: (એનો અદેખાઇનો ટાણો ગળી જાય છે) મિત્ર! મહારાજ તો તે વાંચીને લાલ પીળા થઈ ગયા.

બી. રા. પુ.: (આતુરતાથી) એવું તે શું હતું?

પ રા. પુ.: (આસપાસ જોઇને ધીરે સ્વરે) શ્વસુર પક્ષની કુમક પર રાજ્યો જીતવાના લોભ રાખ્યાં કરતાં પહેલાં અંત:પુર જીતો તો ઘર સુધરશે. સ્ત્રીની પડખે ભરાઇને મહારાજ્ય સ્થાપવા નીકળેલા.........માફક હાંસીને પાત્ર થાય છે.

પ રા. પુ.: (આંખો ચગાવી વચમાં) હે વયસ્ય! ખરેખર! હવે મહાદેવી શું કરશે?

બી રા. પુ.: (છેક ધીરે સ્વરે સંતોષથી) કેં ખોટું નથી થયું. જરા મહારાજાએ જાણશે કે લોકો શું ધારે છે. આ લીચ્છવી યોદ્ધાઓ તો એવા ફાટી ગયા છે કે મગધના લોકોને તરણા બરાબરે ગણતા નથી. (ચિંતાથી) પણ અંગ દેશની સાથેની વિષ્ટિ તો હવે પડી ભાગીજ. મહાદેવી એટલાં ગુસ્સે થયાં છે કે હવે યુદ્ધ વિના આરો નથી. એમને સ્ત્રી રાજ્ય કેમ જીતે છે તે બતાવવું છે. ને મહારાજ પણ હવે આ મહેણા પછી બેસી રહે એ માનવું અશક્ય છે.

[એકદમ તેને પોતાની પાછળ ચાલતા બે માણસો વાતો સાંભળે છે એવું ભાન થાય છે. તેના મનમાં તેઓ પરદેશી ગુપ્તચર હોય એવો સંભ્રમ થાય છે. પોતાના સાથીને કોણી મારીને ચેતાવે છે ને બંને ઉતાવળા આગળ ચાલી જાય છે.]

સુધન્વા: દેવદત્ત! હવે તો હું કંટાળી ગયો છું. આ મહાદેવી વગર તે બીજુ કેં સંભળાય!

દેવદત્ત: (લુચ્ચાઇથી) હા મિત્ર! પણ જરા રસ પડે એવું એ છે. પણ મિત્ર! હવે કેં ક્ષુધા

શાંતિ કરવાનું નહીં મળે તો એક ડગલું ચલાય એમ નથી.

[સુધન્વા આમ તેમ નજર ફેરવે છે. એને રાજ્ય માર્ગ પરથી ખસવું નથી એટલે એક ગોરસ વેચવા જતી સ્ત્રીને બોલાવે છે અને બમણાં દામ આપી તેનાં ગોરસ બંને યથેચ્છ પીએ છે. એક રાયણવાળાની પાસેથી થોડીક સુવર્ણરંગી આકર્ષક રાયણોનાં ઝુમખાં લે છે. અને માર્ગમાં બાજુએ આવેલા એક વૃક્ષ તળે બેસી બંને ખાય છે. આવતાં જતાં લોકો આશ્ચર્યથી આ બંને પ્રવાસીઓ તરફ જોતાં જોતાં જાય છે. થોડી વારે બંનેની આસપાસ ટોળું જામે છે.]

**એક ચીબાવલો:** બાપડા કોઇ દુર્ભિક્ષવાળા દેશમાંથી આવતા લાગે છે.

**એક દોઢ ડાહ્યો:** એમનાં મેલાં શરીરો તો મરુ દેશનો ભાસ આપે છે.

**એક અળવીતરો:** અલ્યાઓ! મુંડ લોકોના પંથના છો શું!

**એક બીજજી:** આમ રસ્તે બેસીને ખાતાં શરમ નથી આવતી?

**એક પાજી:** કોઇ જંગલી જાતના છે.

**એક ડોસી:** (આગળ આવીને) દીકરા! રસ્તે આવી સોના સરખી રાયણો ને ઉજળાં દુધ જેવાં ગોરસ ખાતાં નજર લાગશે તો ફાટી પડશો.

**એક માલણ:** પરદેશી! ઉતારા જોઇએ છે! મારી ફુલવાડીમાં દેશ દેશના ભમરા વસી ગયા છે.

**એક અટકચાળો છોકરો:** (જોરથી) પરદેશી જોડી, ખાવા જેવી દાઢી રાયણ ખાય રસ્તે તેનું થાય ખરાબ ખસ્તે.

**એક સજ્જન:** અલ્યાઓ! તમે બધાએ આ શું માંડ્યું છે? બીચારા પરદેશી મહાભાગોને હેરાન કરો છો? હમણાં સ્વારીનો વખત થશે ને તમે તો બધા આમ ટોળે વળીને ઉભા છો.

[એક રાજપુરુષ આ પળે આવે છે. સજ્જનના શબ્દોથી તૈઆર થએલું ટોળું વગર તસ્દીએ વીખરાય છે.

રાજમાર્ગ સ્વારી જોવા આવેલાં માણસોથી ભરાવા માંડે છે. સ્ત્રીઓ, બાળકો, શ્રેષ્ટિઓ, વૃધ્ધો, કામગરાઓ, નવરાઓ વગેરેથી મકાનો, દુકાનો, છજાં, જાળીઆં, ઝાડો વગેરેમાં મળી શકે એવી સૌ જગા માણસોથી ભરાએલી છે અને વાતાવરણમાં એક જાતનો સતત ગણગણાટ સાધારણ અવાજને એટલો ડુબાવી દે છે કે ઘાંટો પાડ્યા સીવાય કોઇનું કે સાંભળી શકાતું નથી. દેવદત્ત અને સુધન્વા પાટલ વૃક્ષ પર ચઢી એક ડાળી પર નીરાંતે ગોઠવાઇને બેસે છે.]

**કેટલાક જણ:** (સામટા) નીશાન ડંકા આવ્યાં, નીશાન ડંકા આવ્યાં.

[સૌની આંખો તે તરફ મંડાય છે. અશ્વ પર બેઠેલો એક યોધ્ધો હાથમાં રાજ્યધ્વજ ફરકાવતો ઘોડાને થનગનાવે છે. નીશાન ડંકા આગળ વધે છે ઝાડ પર ચઢેલો એક છોકરો એના બાપને કૈંક કહે છે.]

**છોકરો:** બાપા! આ જ જની ટુકડીમાં આવતી આ ઘોડેસ્વારોની હાર જોઇને! કેવાં ચળકતાં બખ્તરો સજ્યાં છે? બાપા! હું મોટો થાઉં, ત્યારે મને આવાં બખ્તર ને શસ્ત્રો અપાવશો!

**ડોસો:** હા બેટા, પણ હમણાં તું જોયા કર. (પ્રશંસાથી) શાં ગર્વીલાં મુખ અને શરીરની છટા છે?

**છોકરો:** બાપા હું મોટો થઇશ ત્યારે આવોજ થઇશ હોં. (એક ચિત્તે જુએ છે).

**સુધન્વાઃ** ભાઈ! આ મગધના યોધ્ધાઓ તો ભારે છે હોં. આની સાથે બાથ ભીડીને અંગ મરી ગયું સમજજો.

**દેવદત્તઃ** અરે ભાઇ! આને મગધનું સૈન્ય રખે માનતા. આતો લીચ્છવીઓ ઘોડે ચઢયા છે.

[ઝાડપરના કેટલાક માણસો આ વાકયના બોલનાર તરફ આશ્ચર્યથી જુએ છે. અને પરદેશી જણાવાથી કંઈ બોલતા નથી.

લશ્કરના દરજ્જા પ્રમાણેની જુદી જુદી ઘોડેસ્વારોની ટુકડીઓ આવે છે. ઘોડા નચાવતા, ભાલા ચમકાવતા, સૈનિકોને જોઇ. અંગ દેશપરનો વિજય હમણાંજ સિધ્ધ કર્યો હોય એટલી હોંસ લોકોમાં પ્રસરે છે. પાછળ અગણિત દેખાતું પાયદળ ઉઘાડા ઉત્તર અંગ સંગાથે હાથમાં ઢાલ તલવારને ચમકાવતું ચાલે છે. દૂરથી ધીરે ધીરે ચાલતા રાજ્યહસ્તીપરનું સુવર્ણ છત્ર ચળકતું દેખાય છે અને તે દષ્ટિપથમાં આવે છે. લોકો તેને જોઇને વિજયઘોષ કરવા મંડી પડે છે. અને વાતાવરણ 'મહારાજા ચંદ્રગુપ્ત અને મહાદેવી કુમારદેવી'ના જયજયકારથી ગાજી રહે છે.

એક ડોલતો હસ્તી ચોગાનમાં આવે છે. તેની સુંઢ અને ગંડસ્થળ પર ચિત્રામણ પાડેલાં છે અને કીનખાબનાં વસ્ત્રો, સુનેરી અંબાડી અને મોતીની ઝાલરોથી તેને શણગારેલો છે. તેમને જોતાં "મહારાજા ચંદ્રગુપ્તનો જય" એવા જયનાદો કાન ફાડી નાંખે એમ વાતાવરણમાં પ્રસરે છે. સ્મિતમય મુખે સૌના નમસ્કારો ને જય નાદોને ઝીલતાં, વિજય ઘોષ કરનારાં ટોળાં તરફ પ્રસન્નમુખે જોતાં, રાજારાણી મૂર્તિમાન સત્તાના અવતાર સમાં લાગતાં બેઠાં છે. પાછળ બેઠલી બે પ્રતિહારણીઓ ચામર ઢોળે છે ને વાયુ વાય છે. વચમાં એક વારાંગના અદ્દભુત રીતે સમતુલા સાચવીં છત્ર લઇ ઉભી છે. હસ્તીની આગળ પાછળ શરણાઇમાં ઉત્તેજક સંગીત વગાડતા ગાયકોની હાર ચાલે છે. પુષ્પોનો વરસાદ વરસે છે. અને રાજ્ય તરફથી દ્રવ્ય વેરાય છે.]

**ડોસોઃ** બેટા, જો જો રાજારાણી હસે છે. જો, આપણા તરફ જોઇને પણ સ્મિત કર્યું. બોલ, બેટા' 'રાજારાણીની જય! રાજારાણીની જય!'

**છોકરોઃ** (ઘાંટો પાડી) રાજારાણીની જય! રાજારાણીની જય! બાપા! બાપા! જુઓ એમણે મારા તરફ પણ જોયું ને હસ્યા. રાજારાણીની જય! રાજારાણીની જય! (આંનદથી નાચે છે.)

[કોસલ દેશના પંથીઓ આ અદ્દભુત દશ્ય જોઇ સ્તબ્ધ થઇ જાય છે અને ભાન ભુલી વૃક્ષ પરથી નીચે કુદી રાજારાણીનો જય ખુબ મોટા અવાજે પોકારે છે. સૈનિકો તેમને દૂર ખસેડવા જાય છે. પહેલાં વિસ્મયથી, પછી કુતૂહલથી મહારાજ ચંદ્રગુપ્ત અને મહારાણી કુમારદેવી તેમને જુએ છે અને પરદેશીઓ છે એમ જાણતાં શત સુવર્ણ દીનાર તેમને સંજ્ઞાથી આપવાનું સુચવે છે.

સુવર્ણ દીનારથી પ્રસન્ન થએલા પંથીઓ વધારે ને વધારે જયનાદો પોકારે છે. લોકો પણ આ ઉદારતા જોઇ ઉત્સાહમાં આવે છે અને પ્રશંસા કરેછે. બંદિજનો ગાય છે. રાજારાણી સ્મિત કરેછે. [હસ્તિ આગળ ચાલે છે.]

[પડદો પડે છે.]

---

## અંકઃ પાંચમો–અમરતા.

**સ્થળ:** અંગદેશની રાજ્યધાની મહેન્દ્ર-નગરના કોટની બહાર મગધની છાવણીમાં.
**સમય:** દિવસનો દોઢેક પ્રહર.

[ નગરના કોટની આસપાસ ખાઇ છે અને તેમાં ગન્દુ પાણી ભરેલું છે. ખાઇની બીજી પાસ મગધનું સૈન્ય શહેરની આસપાસ ઘેરો નાખીને પડેલું છે. એક પક્ષી સરખું પણ મગધનું સૈન્ય ભેદ્યા વિના પેલે પાર જઇ શકે તેમ નથી.

છાવણીમાં કેટલાક સૈનિકો કૈં કામ સુઝતું ન હોય તેમ આમ તેમ ફરે છે. કેટલાક ટોળે વળી "મહારાજા આજે મહાદેવી સાથે એકલા બધા મગધના સામંતોને પાછળ મુકી યુધ્ધે ચઢ્યા છે" એવી છાની છાની વાતો કરે છે. કેટલાક તંબુઓ પછવાડે ભરાઇ દ્યુત રમે છે. કેટલાક વાંસળી વગાડે છે. અને કેટલાક પોતાનાં ફાટયાં-તુટયાં કપડાંને બાજુએ બેસીને સાંધે છે. આ બધાંમાંનો ઘણો મોટો ભાગ દુર્બળ અને નિસ્તેજ દેખાય છે. બધાના મુખ પર અસંતોષ સ્પષ્ટ જણાયા વગર રહેતો નથી.

સામેના દુર્ગ પરથી છુટો છવાયો તીરોનો મારો બધી દિશાએથી થાય છે પણ તેમાંનું કોઇકજ તીર મગધની છાવણીમાં પહોંચે છે. આ પાસથી પણ કેટલાકો દુર્ગ ઉપર તીરો છોડવાના વ્યર્થ પ્રયત્નો કરે છે.

શહેરની પશ્ચિમ દિશાના દરવાજાની બરાબર સામે ખાઇની આ પાર મહારાજ ચંદ્રગુપ્તનો ભવ્ય શિબિર અને તેનાથી થોડે છેટે સભાગૃહનો તંબુ ફાટયો તુટયો છતાં જુના ઠાઠનો ખ્યાલ આપતો ઉભો છે.

સભાગૃહના તંબુની આસપાસ બે સૈનિકો ખુલ્લી કૃપાણ સાથે ફરે છે. ત્યાં આજુ-બાજુ જોતા મંત્રી સોમશર્મા ને અમાત્ય વિષ્ણુનંદન બંને તેમાં પ્રવેશે છે. સોમ-શર્માની અક્કડ ચાલ, વિશાલ અને ઉભું કપાળ, ખુબ વળેલી પોપટીઆ નાસા અને બાજ પક્ષી જેવી આંખોથી જોનાર પહેલે-થીજ ભય પામે છે. વિષ્ણુનંદનની ચાલમાં અસ્થિરતા અને મુખ પર લુચ્ચાઇ છે.]

**સોમશર્મા :** (સ્વગત) હવે આને પાર ઉતારવો પડશે. (ચારે પાસ પોતાની આંખો ફેરવીને ખુબ ધારેથી કોઇ નથી એવી ખાત્રી કર્યા પછી ધીરેથી) અમાત્ય વિષ્ણુનંદન ! આપણી યોજના ફળી. મહારાજ ચંદ્રગુપ્ત કેદ પકડાયાના સમાચાર અબઘડી મને મળ્યા. ને મેં તમને બોલાવ્યા.

**વિષ્ણુ :** (ચિંતાતુર સ્વરે) હું ક્યારની એનીજ વાટ જોતો હતો. પણ કશી વાત ઉઘાડી તો નથી પડીને ?

**સોમ :** (વિજયદર્શક ભાવથી) ના, ના. કોઇને વહેમ સરખોએ નથી આવ્યો. એ તો જાણે અંગનાજ સૈનિકો પકડી ગયા તેમ થયું. (આંખો મીચકારીને) યુદ્ધ કરતાં કરતાં મહારાજનો અશ્વ લંગડો થયો ને એ શું થયું તે જોવા જરા બાજુએ થયા એટલામાં અંગદેશના પચીસ સૈનિકો આપણા-જ જેવા સૈનિકોનાં કપડાં પહેરી કયાંકથી આવ્યા ને મહારાજને ઉપાડી મારતે ઘોડે ચાલી ગયા. સારું થયું કે સેનાપતિ આનંદ, માલ્યવાન ને સુમેરુ કૈંને કૈં કારણસર છાવણીમાં રોકાઇ ગયા હતા. (બંને મુંગા રહે છે ને એકજ વાત પર જુદા જુદા વિચારો કરે છે.)

**વિષ્ણુ :** (ખેદથી) મંત્રીવર્ય ! આપણે કર્યું તો ખરું પણ આ ઠીક નથી થયું.

**સોમ :** (એકદમ ચમકે છે) શું કહ્યું? અમાત્ય! કે ગાંડા થયા? તમારી સંમતિથી બધું કર્યું ને આજે તમને આવો વૈરાગ્ય ક્યાંથી આવ્યો?

**વિષ્ણુ :** ખરું, પણ મંત્રીવર્ય! કોણ જાણે કેમ મને ખટકો થયાંજ કરે છે. જેનું લુણ આપણે આટલાં વર્ષ ખાધું એ મહારાજને દુશ્મનના હાથમાં સોંપવાનો દગો? કોઇ જાણે તો શું કહેશે? આપણી સેનાનું શું થશે!

**સોમ :** (હસીને વિષ્ણુનંદનો વાંસો થાબડતાં) અમાત્ય! શાંતિ રાખો. કોઇ જાણવાનુંએ નથી ને કોઇ કૈં કહેવાનુંએ નથી. ને સેનાની ફીકર કરશો નહીં. તેમાંથી તો ઘણો મોટો ભાગ મગધ પાછા ફરવાને એવો અધીરો થયો છે કે તે માટે તો આપણે જેમ કહીશું તેમ કરશે, (સ્વર બદલીને ગંભીરતાથી) ને અમાત્ય! આપણા દેશનું તો આપણે ભલુંજ કર્યું છે. મહારાજા સિંહાસને ચઢ્યા ને લીચ્છવીઓનું જ્યારથી ચઢી વાગ્યું ત્યારથી મગધનો લઢાઇઓ લઢતાં પાર આવ્યો નથી. હવે તો લીચ્છવી રાણીના હાથ પડશે નીચા ને બાળક સમુદ્રગુપ્તને આપણે ધારીશું તેવો બનાવીશું, ને આપણી આગળ એ ચું કે ચાં નહીં કરી શકે. કોઇ કહી કહીને શું કહેવાનું છે? મારે તમારે તો રાજ્ય જોઇતુંજ નથી કે કોઇ કૈં કહે. (થોડીક વાર થોભીને) ઘણા ખરા સામંતો પણ આપણા પક્ષમાં ભળ્યા છે પછી બીઓ છો શાને?

**વિષ્ણુ :** (આંખો નીચી ઢાળીને સતા થતાં) પણ તોએ મંત્રીવર્ય! ખોટું તે તો ખોટુંજને!

**સોમ :** (મીજાજ જાય છે) તે તમને રહી રહીને અત્યારે સુઝયું હવે? આટલા દિવસ તમારું અંતઃકરણ કોને વેચી આપ્યું હતું? (સ્વર બદલી) પેલા અશ્વપાળને શિક્ષા કરી ત્યારે મહારાજને તમારાપરએ ટોળીમાં સામેલ હોવાનો ને અંગદેશવાળાઓના કાવત્રાંઓમાં ભળવાનો શક હતો તે શું તમે ભુલી ગયા? ને તમારું લીચ્છવી રાણીએ તે વખતે કેવું અપમાન કર્યું હતું? તમે એમ માનશો નહીં કે મહારાજાના મનમાંથી તમારા વીશેનો એ શક જતો રહ્યો છે. ને હવે તમે કૈં ગરબડ કરશો તો કોઇ તમને સંઘરવાનું નથી ને બંને બાજુએથી માર્યા જશો. માટે નકામા મિત્રો ખોવામાં કૈં મુદ્દો નથી એ સારી પેઠે ધ્યાનમાં રાખજો.

**વિષ્ણુ :** (ખુબ ગભરાય છે) ના, ના. મંત્રીવર્ય! હું એમ કયાં કહું છું? એ તો માત્ર મારા મનમાં સહેજ સમ વિષમ થયું તે તમને ન કહું તો બીજા કોને કહું? પણ તમે મનમાં જરાએ અંદેશો આણશો નહીં. આપણે કર્યું એ તો કર્યુંજ. હવે પાછા ફરવાની વાત કેવી? હા, પણ... (બોલતાં અચકાય છે.)

**સોમ :** (હસે છે) જરાએ ગભરાશો નહીં. તમારા પાંચ હજાર સુવર્ણ દીનાર મારા શિબિરમાં સલામત પડ્યા છે. હાં, પણ કહો, હવે શું કરીશું? આ વાત કૈં બહાર પાડ્યા વગર છુટકો છે?

**વિષ્ણુ :** (ચિંતાથી) તે શી રીતે કરાશે?

**સોમ :** જરા ધીરજ રાખો. આમ અત્યારથી પોચકાં શું મુકો છો? આ યુધ્ધથી બધા એટલા કંટાળી ગયા છે કે માત્ર બધા ગમે તે બહાને લઢાઇ ક્યારે પુરી થાય તેની વાટજ જુએ છે. માત્ર સેનાપતિ આનંદ જેવા થોડા ઘણા આપણામાં નથી ભળ્યા પણ તેને તો આપણે પુરા પડીશું. તમે જોયા તો

કરો. હું બધું બરાબર પાર ઉતારીશ. (મોટેથી) બહાર કોણ છે? (પહેરો ભરતો એક સૈનિક હાથમાં તીરકામઠાં સાથે પ્રવેશ કરે છે) કોણ મરિચિ? આખી છાવણીમાં બધા સરદારોને હું ને અમાત્ય વિષ્ણુનંદન કેં અગત્યના કારણસર મળવા માંગીએ છીએ એવી ખબર પહોંચાડવાની વ્યવસ્થા કર. (સૈનિક અક્ષર બોલ્યા વગર આશ્ચર્ય પામતો જાય છે.]

અમાત્ય વિષ્ણુનંદન! હવે તમે જરા સ્વાસ્થ્ય મેળવવાનો પ્રયત્ન કરો. આ બધા ઓકડાઓને સમજાવવા એ કંઈ સહેલી વાત નથી. ને હવે એ રાણીને પણ ખબર પડશે કે કેટલે વીશે સો થાય છે (કંઈક વિચાર આવવાથી હસીને) ચાલો આ બધા એકઠા થાય તે પહેલાં મારા તંબુમાંથી તમારા સુવર્ણ-દીનાર લઈ જાઓ કે મારે એટલું જોખમ સાચવવું મટે. (હાંક મારે છે) કાત્યાયન! કાત્યાયન!

[કાત્યાયન અને મરિચિ આવે છે]

આ સભાગૃહમાં હમણાં સામંત સભા મળવાની છે. મારે આસનોની યોગ્ય વ્યવસ્થા કર. (મરિચિને) બધે ખબર પહોંચડાવ્યા?

[મરિચિ ડોકું ધુણાવી હા પાડે છે.]

(સ્વગત) જો આજની રમત પાર પડે તો તો? એક બાજુ મગધનું મહારાજ્ય કે બીજી બાજુ અંગદેશનું મંત્રીપદ. જોઈએ શું મળે છે? (વિષ્ણુનંદનને) ચાલો.

[બંને જાય છે. બંને સૈનિકો આસનો ગોઠવે છે. કાત્યાયનના મુખપર અત્યંત ગ્લાનિ છે.]

મરિચિ: કાત્યાયન! આજ આ બધું શું છે? યુદ્ધક્ષેત્રમાંથી એક સૈનિક આવી મંત્રીવર્યને કંઈ કહી ગયો ત્યારથી વાત ઉડી છે કે મહારાજા પકડાયા. એ ખરી વાત? (આસનો પર ઝાપટ મારે છે).

કાત્યાયન: (અત્યંત ગ્લાનિથી) એમ કેં લાગે છે ખરું. (ન રહેવાયાથી) છેવટે પેટના બળેલાએ ગામ બાળ્યું ખરું?

મરિચિ: (ઉભો રહી જાય છે) શું કહે છે?

કાત્યાયન: (ભાન આવે છે એટલે વાત ઉડાવતાં) કંઈ નહીં. તારી વાત ખરી લાગે છે. નહીં તો આ સભા અત્યારે ને અત્યારે મળે નહીં. (વક્રોક્તિથી) ચાલો, કંઈ નહીં. હવે ઘેર જવાનું મળશે.

મરિચિ: હેં? ખરેખર! ત્યારે તો મજાહ! (બોલતાં બોલાઈ જાય છે પણ પછી પસ્તાય છે) પણ તારી વાત ખરી હોય તો મહારાજાને મુકીને મહાદેવી બધાને જવા કેમ દેશે!

કાત્યાયન: (વધારે વક્રોક્તિથી) તેજ પીડા છે તો. નહીં તો તારા જેવા બધા ક્યારનાએ મગધમાં મજાહ કરવા ચાલી જાય.

મરિચિ: પણ મિત્ર! ખરું કહે? આજ બબ્બે વર્ષ થયાં આમ આપણે અહીં ટાઢ તડકો વેઠી પડી રહ્યા, પણ ન અંગદેશ જીતાયો કે ન દ્રવ્ય મળ્યું. હવે તો આસપાસ એટલું ઉજ્જડ થઈ ગયું છે કે નથી પુરું ખાવાનું મળતું ને લુગડાંને બદલે હવે તો ચીથરાંજ રહ્યાં છે. ને રાજારાણી આમ જીદ કરી કરી આપણને સૌને મારી નાખવા બેઠાં છે એ કંઈ સારું કહેવાય! અત્યારે મગધ પાછા જઈએ તો વળી ફરીવાર આવીને અંગદેશ જીતીશું. (જરાક વારે) લોકો તો કહે છે કે કીલ્લામાં તો બાર વર્ષ ચાલે એટલાં અનાજ પાણી ને શસ્ત્રો ભરી મુકયાં છે ને આપણાથી કંઈ બાર વર્ષ સુધી અહીં બેસી રહેવાય? (નીરાંતે એક આસન પર બેસે છે) ભાઈ! આપણે તો હવે આ રણભૂમિથી કાયર કાયર થઈ

ગયા. એક આ લીચ્છવીઓની શરમ નડતી નહોત તો તો આપણે મગધ પાછા કયારનાએ પહોંચી ગયા હોત !

[કાત્યાયન તે બોલે છે ત્યારે ડોળા કકડાવે છે તે જોઇને અકળામણ થતાં ઉઠીને આસનો ઝાપટવા મંડી પડે છે.]

**કાત્યાયન :** (એક સૂક્ષ્મ જંતુની તરફ જોતો હોય તેમ મરિચિ તરફ જોઇ રહે છે અને ખભા ચઢાવે છે) તારા જેવા જંતુઓ જે દેશમાં વસે તે તો પારકાએ આપેલી કીર્તિ પણ શોભાવી નથી શકતા.

[ આડો ફરીને પોતાનું કામ કરે છે. મરિચિ કૈં બોલવા જાય છે પણ એક પછી એક સામંતો આવવા માંડે છે એટલે મુંગો રહે છે. અને બંને પણ જાય છે.

સૌના મુખ પર ગભરાટ અને ઉત્કંઠા છે. મુંગા મુંગા સૌ પોત પોતાનાં આસન પર જઇ બેસે છે.

સેનાપતિ આનંદ લંગડાતો લંગડાતો આવે છે. માલ્યવાન, સુમેરુ પણ આવીને બેસે છે. શ્રીકંઠ ફીક્કા દેહ પર આભરણો પહેરીને આવે છે.]

**શ્રીકંઠ:** કેમ સેનાપતિજી ! હજી ઘા નથી રુઝાયો ?

**આનંદ:** *ના, ના. હવે તો બહુ નજીકમાંજ* છે. જરૂર પડે તો આજે ઘોડે ચઢીને જાઉં. કેમ કવિ ! તમે કૈં પાંડુરંગી શોભાને ધારણ કરતા લાગો છો ?

**શ્રીકંઠ:** (મોં ચઢાવીને) શું કરીએ ? કોઇ સુખે રોટલો ખાવા દે તોને ! આ તો એક દહાડો નાસો નાસો ને એક દહાડો મારો કાપો ને એક દહાડો દોડો દોડો. ન જંપીને બેસવાનું કે નહીં પુરું ઉંઘવાનું. હવે તો ભાઇ ! મગધ જઇએ એટલે છુટયા.

[ સોમશર્મા ને વિષ્ણુનંદન પ્રવેશ કરે છે. સૌ સભાજનો ચડીચુપ થઇ જાય છે. બંને પોતપોતાનાં આસનો પર જઇને બેસે છે. ]

**સોમશર્મા:** (કવિના છેલ્લા શબ્દો સાંભળ્યા છે એટલે બેસતાં બેસતાં હાવકે મુખે) શું કવિ ! શું કહ્યું ? મગધ જવાની હોંસ થઇ આવી છે ? તમારી હોંસ પુરી પડે એવાં ચિન્હો થવા માંડયાં છે ખરાં. (કોઇ જવાબ દેતું નથી એટલે એકદમ ગંભીર સ્વર ધારણ કરીને) સામંતગણ અને સભાજનો ! તમને વધારે વાર શંકામાં ન રાખતાં જે વાતને માટે તમને બોલાવ્યા છે તે વાત હું તમને હમણાંજ નિવેદન કરું છું. એક ઘટિકા પહેલાં ખબર આવ્યા છે કે મારી અને અમાત્ય વિષ્ણુનંદનની ના છતાં મહારાજાએ જે સાહસ આજે આદર્યું હતું તેનું બહુ માઠું પરિણામ આવ્યું છે. પરમ ભાગવત મહારાજ ચંદ્રગુપ્ત શત્રુઓને હાથે કેદ પકડાયા છે.

[ હેં ! હેં ! કરતા સૌ સભાજનો ઉભા થઇ જાય છે. અહીંઆં આવતી વખતે સૌના મનમાં આવીજ કૈં શંકા હતી એવું એમના વર્તન પરથી દેખાય છે.]

**આનંદ:** (ખુબ ઉશ્કેરાટથી) પણ મંત્રાવર્ય ! એ શી રીતે બન્યું ?

**સોમ:** (પહેલાં જેટલાજ ગાંભીર્યથી) ગઇ કાલે રાત્રેજ મહારાજા ને હું વાત કરતા હતા કે આ બે વર્ષના સતત વિગ્રહથી હવે મગધસેના છેક કંટાળી ગઇ છે. આપણા કેટલા યોદ્ધા ઘવાયા, કેટલાએ માંદા પડ્યા છે. આપણી સાધન સામગ્રી પણ ઓછી થતી જાય છે. આપણા સૈન્યસમૂદાય પાસે પુરાં અન્નવસ્ત્ર પણ નથી. મને લાગે છે કે એ વાત ઉપરથી મહારાજાને એકદમ આ સાહસ કરવાનું સુઝી આવ્યું લાગે છે...... શહેરનો પૂર્વ દિશાનો કોટ નિર્બલ છે અને

ત્યાં ઓછામાં ઓછું રક્ષણ છે એવી કોઇ ચારે ખબર આપવાથી તેના પર ભરોંસો મુકીને મહારાજ એક હજાર લીચ્છવી યોદ્ધાઓને લઇને મગધના કોઇ સામંતોને ખબર આપ્યા વિના આજે છાનામાના મળસ્કે ઉપડયા. સાથે મહાદેવી પણ ગયાં છે. મને લાગે છે કે એમનીજ પ્રેરણાનું પરિણામ આ સાહસ કરવામાં છે.

[આનંદ, માલ્યવાન સુમેરુ વગેરે કેટલાક વિશ્વાસુ જનોનું અભિમાન આથી ઘવાય છે. બીજા સૌ ઉશ્કેરાઇને માંહોમાંહ્ય વાતે કરે છે. કોઇને શું કરવું તે કંઈ સુઝતું નથી ]

**માલ્યવાનઃ**—(ન રહેવાયાથી) પણ મહાદેવીનું શું થયું, મહાદેવીનું?

**સોમઃ** એ તો પ્રતિજ્ઞા કરીને બેઠાં છે કે કાં તો એ આજે મહારાજાને પાછા લાવે કે કાંતો આજે એ યુદ્ધમાં ખપી જાય. એમણેજ એક સંદેશવાહક મોકલ્યો છે.

["એને અત્રે બોલાવો, અત્રે બોલાવો"ના પોકારો ચારે પાસ ગાજી રહે છે. સોમશર્મા પ્રતિહારીને ઇશારત કરે છે.

એક પળમાં બહાર ઉભેલો સંદેશવાહક યોધ્ધો અંદર આવે છે. એણે શિરસ્ત્રાણ ને લોહજાલિકા પહેરેલાં છે. એના ખભે કામઠી અને હાથમાં બાણભાથા અને કૃપાણ છે. એના મુખપર અધીરાઇ સ્પષ્ટ દેખાય છે.]

**ઇંદ્રજીતઃ** મંત્રીશ્વર! મહાદેવીનો સંદેશો લાવ્યે મને પ્રહર સમય વીતી ગયો. અને હજુ આપે નથી સાહાય્ય મોકલી કે નથી સેના તૈઆર કરી.

**સોમઃ** (શાંતિ જાળવી) ઇંદ્રજીત! આ બધી તેનીજ ખટપટ ચાલે છે. પણ તે પહેલાં આ સભાજનો અને સામંતગણ યુદ્ધભૂમિના સમાચાર જાણવાને આતુર થઇ રહ્યા છે તે તેમને વિદિત કર.

[ઇંદ્રજીત મંત્રીના આ ટુંકા જવાબથી ક્રોધથી બળી રહે છે.]

**ઇંદ્રજીતઃ** (ખુબ ઉશ્કેરાઇને) સામંતગણ! સભાજનો! મગધના યોદ્ધાઓ! હું જ્યારે રણભૂમિ પર એકલાં લીચ્છવી મહાદેવીને લડતાં મુકીને અત્રે મહારાજાને પકડાવાની દુઃખદાયક ખબર આપવા આવ્યો ત્યારે મને ખાત્રી હતી કે વાત સાંભળતાંને વાર અબઘડીમાં મગધનું સૈન્ય તૈઆર થઈ જશે અને જેવું પરાક્રમ એકલે હાથે મહાદેવી કરી રહ્યાં છે તેને સહસ્રગણું વધારી આજના સૂર્યાસ્ત પહેલાં મહેન્દ્ર નગરનો દૂર્ગ ભેદશે અને મહારાજાને છોડાવી લાવશે, પણ હું અહીંઆં શું જોઉં છું? મારા આવ્યાને પ્રહર સમય વીતી ગયો છતાં હજુ તો શું થયું ને શું નહીં તેની પણ કોઇને ખબર પડી નથી. (પોતાનું કાર્ય સાંભરી આવ્યાથી સહેજ શાંતિ પકડીને)

સામંતગણ! મગધના યોદ્ધાઓ! આજે યુદ્ધભૂમિ પર શું થયું તેની હકીકત ટુંકામાં કહું છું તે શ્રવણ કરો. અતિશય નિરર્થક કાળક્ષેપ અને સૈનિકોના અસંતોષથી અકળાએલા મહારાજા આજે મહાદેવી સહ એક હજાર સુનંદા સૈનિકોના સાથમાં પોતેજ યુદ્ધભૂમિપર જવાને છેક મળસ્કે નીકળ્યા હતા. એ વાત ખાસ ખાનગી રાખવાની ન હતી અને પાછળથી દશ હજાર સૈનિકો સાથે મગધના વીરો મોકલવાની આજ્ઞા છતાં મહારાજા મહાદેવી સાથે યુધ્ધે ચડયા છે એ વાત જાણે આપ સર્વ નવીજ સાંભળતા હો તે જાણી મને આશ્ચર્ય થાય છે.

અમે, શત્રુઓ અમારી હીલચાલ ન જુએ- માટે છેક બ્રાહ્મમુહૂર્તે નીકળ્યા હતા. તે વખતે શત્રુ પક્ષનો એક પણ માણસ અમને મળ્યો નહીં ને અમે સહીસલામતીથી ખાઇનો પુલ ઓળંગી ગયા. અને પૂર્વ દિશા તરફથી હલ્લો કરવાના વિચારે તે તરફ રવાના થયા. માર્ગમાં શત્રુની જાગૃતિના કૈં ચિન્હ ન જણાયાથી ખુશી થતા અમે આગળ વધ્યા અને પુર્વદિશાના દ્વાર પાસે જઇ તે તરફની નીચી દિવાલપરથી ઉપર ચઢવાનો પ્રયત્ન અમે કરવા લાગ્યા.

પણ આ વખતે સૂર્યોદય થવાની તૈયારીમાં હતો અને અમે દ્વારથી થોડે દૂર ઉપર ચઢવાનો પ્રયત્ન કરતા હતા ત્યાં અચાનક કોટ પરથી તીરોનો વરસાદ વરસ્યો અને આવા અચીંત્યા હુમલાથી ગભરાએલા અમે જરા પાછળ હઠ્યા એવામાં એકદમ કોટનું બારણું ઉઘડ્યું અને થોડાક મગધના સૈનિકોની વચ્ચે મહારાજા ઉભા હતા ત્યાં થોડા અંગ સૈનિકોનું ટોળું આવ્યું અને અમે એ શું કરે છે તે જોઇએ અને આંખ મીચીને ઉઘાડીએ એટલામાં તો જોત જોતામાં મહારાજને લઇ જેવી ઝડપથી તે બહાર નીકળ્યું હતું તેટલીજ ઝડપથી અંદર પેઠું અને બારણાં દઇ દીધાં. (જરા શ્વાસ ખાય છે. સૌ ઉંચે શ્વાસે સાંભળે છે.)

એક નિમિષ માત્રમાં દગો થયો હતો અને તે પણ આપણા માણસોના સહકારથી એવું મહાદેવીએ જોઇ લીધું અને મહારાજાની આસપાસ ઉભેલા સૈનિકોને તેમણે ત્યાંના ત્યાંજ વીંધી નાખ્યા અને જોરથી એમણે કીલ્લાપર મારો ચલાવવાનો હુકમ આપ્યો. એકવાર તો બાણો ફેંકતાં પણછ તુટી ત્યારે એમણે પોતાનો લાંબો કેશ કલાપ કાપી તેનાથી તેને તરત સાંધી કામ ચલાવ્યું. શત્રુઓ પણ પોતાની યુક્તિ સફળ થવાથી આનંદમાં આવી ત્યાંજ કોટ પર એટલામાં જમા થઇ ગયા. અને બંને પક્ષ તરફથી તુમુલ યુદ્ધ જામ્યું.

આજ અરસામાં મને મહાદેવીએ સંદેશો લઇ અત્રે મોકલ્યો છે. એમણે તો નિશ્ચય કર્યો છે કે આજ સૂર્યાસ્ત સુધીમાં કાંતો દૂર્ગ તોડી મહારાજાને એ પાછા લાવે, કાંતો એ રણભૂમિ પર પ્રાણ ત્યાગ કરે. એમણે મંત્રીશ્વરને કહાવ્યું છે કે બીજા દશ હજાર યોદ્ધાઓને એમનો સંદેશો સાંભળતાં વારજ તેમણે રવાના કરવા. [મૌન રહી બધા તરફ વારાફરતી નજર નાખે છે. તલવારો કાઢી એક સામટા કેટલાક યોદ્ધાઓ ઉઠે છે અને પુકારે છે. 'મંત્રીશ્વર, આજ્ઞા આપો! આજ્ઞા આપો!"

મંત્રી સોમશર્મા કૈંક વિચિત્ર રીતે આ ઉત્સાહ તરફ જુએ છે. અને તે થંડો પાડવા અને વખત મેળવવાનો બેત તે મનમાં રચે છે.]

**સોમઃ** (જુએ છે કે વધારે વાર ઉઘાડા ન પડવામાં માલ નથી) ભાઇઓ! વાત સાંભળી ઉશ્કેરાઇ જવા કરતાં આ સ્થળે ડહાપણ વાપરવાની વધારે જરુર છે. હું આજ્ઞા આપું તે પહેલાં પળવાર થોભો, અને મારા એક સવાલનો ઉત્તર આપો. તમે સૌ મગધ સમ્રાટના વિજયી સામંતો છો કે લીચ્છવી રાણીની આજ્ઞાને અનુસરનારા સેવકો છો? (આ અણધાર્યા સવાલથી સૌ આશ્ચર્યથી એકમેક સામું જુએ છે અને થંડા પડે છે.)

**આનંદઃ** (મંત્રીની યુક્તિના કૈંક ભણકારા વાગે છે) મંત્રીશ્વર! મહારાજા પકડાયાની આ ક્ષણે તમે આવું બોલો તે શોભે?

**સોમઃ** (આંખમાં બને એટલી વીજળીઓ ધારણ કરીને ઉઘાડું બંડ જાહેર કરે છે) શું કહો છો સેનાપતિ આનંદ! મહારાજા પકડાયાનું તમને કે લીચ્છવી રાણીને લાગે છે તેના કરતાં મને વધારે લાગે છે. ને એ બૈરક બુદ્ધિના શબ્દો ને સોગનો સાંભળી તમે રખે ભુલતા કે મહારાજાને આજે ને આજે એ લીચ્છવી રાણી છોડાવી લાવવાનાં છે. કોઇ દહાડોએ એમને છોડવી-શું તો હું કે તમે ને નહીં કે એ લીચ્છવી રાણી.

**આનંદઃ** (લંગડાતો લંગડાતો આગળ વધે છે) પણ મંત્રીવર્ય! અત્યારે શું? લીચ્છવી રાણી સામે હીસાબ ચુકવવાનો કૈં આ વખત છે?

**સોમઃ** (ઉદ્ધતાઇથી) ના, સ્ત્રી બુદ્ધિથી અત્યારે ખુવાર ન થવાય એટલું જોવાનો અત્યારે વખત છે. (ઠંડાઇથી) મારી સલાહ આ સભા માને તો અત્યારે ને અત્યારે લશ્કર મોકલવાથી કૈં અર્થ સરવાનો નથી. મહારાજાને આમ ઉઘાડે છોગ પકડી જવાની હીંમત કરી તે ઉપરથીજ લાગે છે કે અંગવાસીઓ હજુ ખુબ જોરમાં છે ને આપણા યોદ્ધાઓ તો બધા લઢી લઢીને થાકી ગએલા છે. મહાદેવીને સંદેશો કહાવીએ કે આજે યુદ્ધ બંધ કરીને એ પાછાં આવે પછી આપણે શું કરવું તેનો નિર્ણય કરીશું.

[કેટલાએક આશ્ચર્ય પામેલા એક સામટા અવાજેબોલી ઉઠે છેઃ મંત્રીશ્વર!]

**આનંદઃ** (માંદો માંદો લંગડાતો બારણા તરફ જતાં) મંત્રીશ્વર! તમારો આ નિર્ણય હું માન્ય કરી શકતો નથી. હું મારા સૈનિકોને લઇને હમણાંજ જાઉં છું.

**સોમઃ** (સખત અવાજે) સેનાપતિ આનંદ! તમારી નબળી તબીયત જોતાં તમને હું સલાહ આપું છું કે તમારે બહુ ઉશ્કેરાઇ જવું નહીં. બાકી એક વાત ભુલી જશો નહીં કે મહારાજાની ગેરહાજરીમાં મારો હુકમ સર્વમાન્ય ગણાય છે અને તમે જે પળથી તેને ઉલ્લંઘવા પ્રયત્ન કરશો તે પળથીજ તમે રાજ્યના કેદી છો.

[સૌ સ્તબ્ધ થઇ જાય છે. આનંદ ધીરે ધીરે ચાલી તિરસ્કારથી બારણા તરફ જવા જાય છે તેટલામાં મંત્રીની ઇશારતથી તેના બે સૈનિકો કબજો લે છે.]

**આનંદઃ** (ક્રોધથી) મંત્રીશ્વર! આનો હીસાબ ચુકતે કરવો પડશે.

**સોમઃ** (હસીને) તે અત્યારે છે? તમારો વારો આવે ત્યારે થાય તે કરજો.

[આનંદ ક્રોધથી દાંત કચકચાવે છે. ઇંદ્રજીત જે અત્યાર સુધી બધો ખેલ જોયા કરે છે તે અટ્ટહાસ્ય કરે છે.]

**ઇન્દ્રજીતઃ** મંત્રીશ્વર! આપની સુજનતા પર કેટલો વિશ્વાસ મુકવો તેનું મહાદેવીએ યોગ્યજ માપ કાઢ્યું હતું અને તેથી એમણે લીચ્છવી સેનાપતિ જયવર્ધનને પણ જુદો સંદેશો કહાવ્યો હતો ને એ ક્યારનાએ બે હજાર યોદ્ધાઓના સાથમાં રણસંગ્રામ તરફ સીધાવ્યા છે. એટલે આપ મહાદેવીનો કાંટો સહેલાઇથી કાઢી નાખવાની આશા રાખતા હો તો તે આશા હજુ બહુ ઉતાવળી છે.

[સભામાં ગરબડાટ થઇ રહે છે. મંત્રી સોમશર્મા એક વિપળ નિસ્તેજ દેખાય છે. દૂરથી રણશીંગાનો અવાજ સંભળાય છે. પ્રતિહારી પ્રવેશે છે].

**પ્રતિહારીઃ** રણભૂમિ તરફથી એક બીજો સંદેશવાહક આવ્યો છે તે પ્રવેશવાની આજ્ઞા માંગે છે.

સોમ: તેને પ્રવેશ કરાવ.

[એક સંદેશ વાહક યોધ્ધો લોહીથી ખરડાએલાં વસ્ત્રો સાથે પ્રવેશ કરે છે.]

**સંદેશ વાહક:** મંત્રીવર્યની સેવામાં નિવેદન કરવાનું કે મહાદેવીશ્રી કુમારદેવી રણભૂમિમાં અત્યારે અદ્‌ભુત પરાક્રમ કરી રહ્યાં છે. અને કોઇ સ્ત્રીએ ન દાખવેલું એવું અપૂર્વ શૌર્ય દાખવી દુર્ગ પરના ઘણાખરા અંગ સેનાનીઓનો એમણે નાશ કર્યો છે. અને યુધ્ધની દેવીઓ જો એમને આવીને આવીજ મદદ આપે તો એક ઘડીવારમાં એ દુર્ગનો કબજો લેશે. પણ આપણા સૈનિકોનો પણ આ યુધ્ધમાં ખુબ નાશ થઇ ગયો છે અને મહાદેવીના વામસ્કંધમાં તીરનો એક સજ્જડ ઘા લાગ્યો છે છતાંએ લડે છે. માટે આપને વિજ્ઞપ્તિ કરવાની કે બને તેટલી જલદી સૈન્યની મદદ રણભૂમિપર મોકલો.

[સૌ એકબીજાના સામું જુએ છે. સોમશર્માએ પણ હવે છેલ્લેજ પાટલે બેસવાનો નિશ્ચય કર્યો.]

**સોમ:** (કડકાઇથી) આ સંદેશો કોણે મહાદેવીએ કહાવ્યો ?

**સંદેશવાહક:** ના. મહારાજ! એ તો યુધ્ધમાં એટલાં મશગુલ છે કે બીજી વાતનું એમને કૈં ધ્યાનજ નથી. આ પરિસ્થિતિ તો હું મારી પોતાની મેળે જોઇને કહેવા આવ્યો.

**સોમ:** (વધારે સખતાઇથી) યુધ્ધભૂમિ પરથી આજ્ઞા વગર નાસી આવનાર સૈનિક શિક્ષાને પાત્ર છે એ વાતની તને ખબર છે?

સૈનિકો! આને કેદ કરો.

[સંદેશવાહક ફીક્કો પડી જાય છે, સમજણ ન પડતી હોય તેમ ગુંચવાએલો ઉભો રહે છે. સભામાં પણ એકદમ શાંતિ પ્રસરે છે. હુકમ અન્યાયી છે એમ લાગવા છતાં બંડ કેમ ઉઠાવવું તેની કોઇને સમજણ પડતી નથી.]

**ઇંદ્રજીત:** (ઉશ્કેરાય છે અને પોતાની સત્તામતી માટે બેપરવા બને છે. સંદેશવાહકને ઉત્સાહ આપતાં) ભાઇ! મંત્રીશ્વરને તો મહાદેવી સામેનાં જુના વેર નડે છે એટલે ધારે તોએ કૈં કરી શકે તેમ નથી પણ તું ગભરા નહીં. મદદ ક્યારની નીકળી ગઇ છે અને તે અબઘડી પહોંચી ગઇ હશે. સેનાપતિ જયવર્ધન બે હજાર યોદ્ધાઓના સાથમાં નીકળી પડ્યા છે. દુસ્મનોનું ધ્યાન ખેંચવા તેઓ જુદે રસ્તે ગયા એટલે તને મળ્યા નહીં હશે.

[સંદેશવાહકના મુખ પર શાંતિનું એક સ્મિત ફરકે છે.]

**આનંદ:** (દાંત કચકચાવી) મંત્રીવર્ય! મગધનું મહારાજ્ય આમ નહીં મળે ને કુતરાંને મોતે મરશો.

**સોમ:** (ઉઠે છે ને એક ઝેરભરી દૃષ્ટિ આનંદ પર નાખે છે ને આંખ ફેરવી નાખે છે.) સૈનિકો! કેદીને સલામત સ્થળે લઇ જાઓ. એ નાસી ન જાય તે માટે તમે છેવ સાટે જોખમદાર છો.

[સૈનિકો આનંદને લઇ જાય છે. સોમશર્મા ચારેગમ એક શક્તિશાળી નજરે બધા તરફ જોઇ તેમને માપવા મથે છે અને પોતાનો છેલ્લો પાસો ફેંકે છે]

સામંતગણ! મગધના યોદ્ધાઓ! આજે આપણા ઉપર એક અવનવીન પ્રસંગ આવી પડ્યો છે. જે વાત સ્વપ્ને પણ કલ્પી ન શકાય એવી વાત બની છે. આપણા પરમ ભાગવત મહારાજા આજે દુશ્મનદલમાં કેદ પકડાએલા છે. (મંત્રી શું કહેવા માંગે છે તે સાંભળવા સૌ આતુરતાથી ઉંચું જુએ છે)

મગધના યોદ્ધાઓ! આપણું કર્તવ્ય આ વખતે શું છે? તમે કહેશો કે મહારાજાને છોડવી લાવવાનું ને શત્રુગણને વિદારવાનું. હું પણ કહું છું કે હા, આપણું એજ કર્તવ્ય અત્યારે હોઇ શકે.

મહાભાગો! શુરવીરો! હું તમારાથી અત્યારે જુદો નથી. હું પણ તમારા શુભ નિશ્ચય પ્રમાણે મહારાજાને પાછા લઇ આવવાનીજ સલાહ તમને આપું છું. પણ મારી રીત તમે ધારો છો તેનાથી સહજ જુદી છે. હું સ્ત્રી બુદ્ધિથી દોરવાઇ મહારાજા જેનાથી છુટે નહીં એવાં તમારાં નિષ્ફળ બલિદાનો આપવામાં કૈં અર્થ જોતો નથી.

[વાતાવરણમાં ગણગણાટ વધે છે. તેમજ સૌની સાંભળવાની આતુરતા પણ વધે છે].

મગધવાસીઓ! મારીએ નસોમાં મગધનું લોહી વહે છે અને મગધની ભક્તિ પાછળ મેં પણ તમારી માફક આખો અવતાર ગાળ્યો છે. પણ તેથી આંધળાઆં કરી વિનાશને સામે નોતરવો એવો જો તેનો અર્થ થતો હોય તો તે મારે કબુલ નથી.

[બહારથી ઉશ્કેરાએલા સૈન્યના અવાજો આવવા માંડે છે. સોમશર્મા પોતાની વાણીને વધારે ધારદાર કરવા મથે છે. તેનું પ્રૌઢ મુખ ઘરડું થતું દેખાય છે.]

મિત્રો! રાજકારણમાં વર્ષોથી સંગાથ આપનારા સાથીઓ! મગધના શુરાઓ કયી રીતે લઢવા જાય? કોને માટે લઢવા જાય? તેમના દેહ પુરું અન્ન પણ ન પામ્યાથી દુબળા થઇ ગયા છે. તેમનાં શસ્ત્રો ખાંડાં બન્યાં છે. તેમનું રક્ષણું કરવાને પુરાં વસ્ત્રો નથી. તેઓ શી રીતે લઢે? મહાદેવીની—એક પરદેશી સ્ત્રીની જીદે તેમને મગધથી સેંકડો યોજન દૂર એવી આ પરદેશી રણભૂમિપર ખોટી આશાઓથી ઝંખવી મરવાને માટે આણવામાં આવ્યા છે. એ પરદેશી સ્ત્રીની મૂર્ખ આજ્ઞાએ તેઓ લઢવા જાય?

[કેટલાકો મંત્રી તરફ દોરવાય છે. દૂરથી રણશીંગાં વાગે છે. બહાર ગરબડાટ વધે છે. સભાજનોનાં ચિત્ત મંત્રી તરફ વળે છે, છતાં અસ્થિર બને છે.]

**માલ્યવાનઃ** (વચ્ચે) મંત્રીશ્વર! દિશાઓ જીતવાનો લોભ મહાદેવીએ લગાડેલો નથી પણ દિશાઓ જીતવાના લોભે મહાદેવીને આણવામા આવ્યાં છે તે ભુલશો નહીં.

**સોમઃ** (એક તીખી દૃષ્ટિ કરી ઠારે છે) માલ્યવાન! મગધવાસી થઇ પરદેશીના દૃષ્ટિબિન્દુથી જોતાં તને શરમ નથી લાગતી? (બહુવાર કરવામાં હવે માલ નથી એ એ જુએ છે) શુરા સામંતો! મગધવાસીઓ! બહાર સૈન્ય અધીરું થએલું દેખાય છે. પણ હું પુરું કરું તે પહેલાં મારી એક વાત સાંભળો અને આ વાત હું ખરેખરી જાણીને કહું છું એમ માનજો. રાજા દશાર્ણભદ્રનું જોર હજી તુટયું નથી અને બબ્બે વર્ષે એના કીલ્લાનો કાંકરો આપણે ખેરવી શકયા નથી. આપણું સૈન્ય અત્યારે સાધન વિનાનું અને દુર્બળ બનેલું છે; માટે મારી સલાહ એવી છે કે હાલ તરત આપણે વિષ્ટિ કરી મગધ જવું અને આવતે વર્ષે બમણું લશ્કરી બળ લઇ આવી અચાનક રાજા દશાર્ણભદ્ર પર છાપો મારવો. અથવા નકામું બળ ન વેડફવું હોય તો કળથી મહારાજાને છોડવી લાવવા. મારી આ યોજના આપને પસંદ પડતી હોય તો હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે હું મહારાજાને આવતી વિજયા દશમી પહેલાં ગમે તેમ કરી છોડાવી લાવીશ. નહીં તો કાષ્ટ ભક્ષણ કરી દેહપાત કરીશ.

[સભામાં ઘોંઘાટ થઇ રહે છે. "મંત્રીશ્વરની વાત ખરી છે" "સાંભળો, સાંભળો" "યુદ્ધ બંધ કરો" "મહારાજાને છોડાવી લાવો" તથા બેચાર નબળા નાના અવાજો "વિશ્વાસઘાતી" "મગધનો દ્રોહી" મહારાજાને છોડવ્યા વિના પાછું જવાય નહી" વગેરે વગેરે ચારે બાજુથી સંભળાય છે પણ સભાનો મોટો ભાગ મંત્રીની તરફેણમાં લાગે છે. વિષ્ણુનંદન બેચાર જણને કૈંક સમજાવે છે.]

**એકઅવાજ**: પણ મહાદેવી અત્યારે રણે ચઢ્યાં છે તેનું શું? આટ આટલા મગધના યોદ્ધાઓ છતાં એ એકલાં લઢે અને હારે કે છતે તોએ મગધનું નામ નહીં લજવાય!

**સોમ**: (હસીને) એક કૈકેયીની સ્ત્રી હઠે રામે વનવાસ વેઠયો ને રઘુકુળ દુ:ખી દુ:ખી થઇ ગયું. ને એક સીતાની સ્ત્રી હઠે રામ રાવણ લઢ્યા ને કરોડો માણસનો સંહાર થઇ ગયો. સામંત! હવે એ સત્ય યુગ ન હોય કે સ્ત્રી હઠે રાજ્યો છતાય કે ખોવાય. સૌથી સારો રસ્તો એજ છે કે આપણે સૌએ એકમતે મહાદેવીને પાછાં ફરવાનો સંદેશો મોકલવો અને ન આવે તો એમને માત્ર થોડા કાળને માટે રાજ્યકેદી ગણી પાછાં આણવા માટે હજાર સૈનિકો મોકલવા.

[માલ્યવાન, સુમેરુ વગેરે સોમશર્માની આવી હીકમત અને હીંમત જોઇ ચમકે છે, પણ સમયવર્તીને કૈં બોલતાં નથી. સૌ ટસુપસુ મને ઉભા રહે છે અને સંમતિ આપવાનું સાહસ કોઇથી કરાતું નથી. બહાર રણભૂમિના ભેરી નાદો સંભળાય છે.)

**સોમ**: (પળ જાય છે તે તેને સોનાની લાગે છે.) ભાઇઓ! હું મગધના હિતની દૃષ્ટિએ જે કૈં કરું તેમાં તમારી સંમતિ છે એમ મારે માની લેવું?

[પ્રતિહારી બહારથી એક સંદેશવાહક લઇને પ્રવેશે છે.]

**સંદેશવાહક**: પરમ ભાગવત મહારાજાધિરાજ ચંદ્રગુપ્તનો જય! મંત્રીશ્વર! મહાદેવી વિજયી થયાં છે. અને દુર્ગ તોડી શહેરમાં પેસી મહારાજાને છોડવવા શક્તિમાન થયાં છે. શત્રુ સેના અંદર ગયા પછી તો એટલી નિર્બલ થએલી દેખાઇ કે આપણા સૈન્યને પેસતું જોઇ કોઇ સામે લઢવા પણ ઉભું રહ્યું નહીં. ઘડી બે ઘડીમાં મહાદેવી મહારાજાને લઇને અહીંઆં આવશે.

[પળ પહેલાં મંત્રા તરફ દોરવાતાં મન આ વિજય સંદેશથી સૂર્યોદયથી ધુમ્મસ જેમ ઓગળે તેમ શંકારહિત બને છે. અને "મહારાજાધિરાજ ચંદ્રગુપ્તનો જય" "મહાદેવી કુમારદેવીનો જય" એવા ગગનભેદી ઉચ્ચારો સભામાં થઇ રહે છે. થોડીવાર પહેલાં મંત્રીશ્વરના પક્ષના ખાસ દેખાતા માણસો પણ તેમાં ભળે છે. સોમશર્મા અને વિષ્ણુનંદન પોતાની તક ગઇ એ જુએ છે અને બંને નાસી જવાનો લાગ શોધે છે. ગરબડનો લાભ લઇ તેઓ બારણા તરફ જાય છે ત્યાં માલ્યવાન અને સુમેરુ હીંમત કરી તેમને પકડે છે.]

**માલ્યવાન**: (ક્રૂરતાથી) મંત્રીશ્વરો! આવે અણીને વખતે આપ જાઓ તે બને? તમારા વિના મગધનો વિજય કેમ ઉજવાશે?

[સૌનું ધ્યાન દોરાય છે અને સોમશર્મા ને વિષ્ણુનંદન નાસી ન શકે તેમ તેમની આસપાસ બધા ટોળું થઇને ફરી વળે છે. દૂરથી વિજયી સૈન્ય આવતું હોય તેમ જયનાદો અને ઘોડાંની પડઘીઓ અને રથના પૈડાંના ઘરેરાટ પાસેને પાસે આવતા સંભળાય છે. તંબુ બહારનું સૈન્ય "મહારાજા

પરમ ભાગવત ચંદ્રગુપ્તનો જય! મહાદેવીનો જય "ના ઉચ્ચારો ગગનભેદી સ્વરે ગજાવે છે, અને તંબુમાંથીએ સૌ આવતા સૈન્યને જોવા બહાર નીકળે છે. એક ઘડીવારમાં રથમાં બેઠેલાં રાજા રાણી સહિત આખું સૈન્ય આવી પહોંચે છે. બધો વખત જયનાદનાં ઉચ્ચારો ચાલુજ રહે છે.

રથ પાસે આવી થોભે છે.

મહાદેવીના ઘવાએલા શરીરને ખોળામાં રાખી મહારાજા બેઠેલા દેખાય છે. સૌને જોઇને ડોકું બહાર કાઢે છે. સૌ શરમીંદે મુખે પ્રણામ કરે છે.]

ચંદ્રઃ (બધાપર ઉતાવળી નજર ફેરવી) અહો! , અહો! સામંતગણ! મંત્રી વર્ય! સુમેરુ! માલ્યવાન! બધા અહીં આજ છો શું? મને તો આશાજ નહોતી કે ફરી આજે ને આજેજ તમને સૌને મળવાનું સુભાગ્ય પાછું મળશે. (કુમારદેવી પર હેતની એક નજર નાખી) સામંતગણ! આજે તો મહાદેવીએ જેવું મગધનું નાક રાખ્યું છે તેવું બીજા કોઇથી રખાત નહીં.

[બધા એટલા શરમાએલા છે કે કોઇને કે ઉત્તર આપવાનું સુઝતું નથી. મહારાજા ફરી પ્રેમ પૂર્વક કુમારદેવીના ઘાપર એક નજર નાખે છે. અને ધીરેથી તેનું માથું તકીઆપર મુકી રથ બહાર નીકળે છે.]

મગધના યોદ્ધાઓ! આજે મારું વર્ષોનું સેવેલું સ્વપ્ન સફળ થયું. મગધના મહાન સિંહાસનને શોભાવે અને સાચવવામાં મદદ કરે અને મગધની મહત્તાને વિસ્તારે એવું સ્ત્રીરત્ન મને સાંપડ્યું તેથી મારી જાતને હું અપૂર્વ ભાગ્યશાળી માનું છું. ચંદ્ર કે સૂર્યવંશમાં કોઇ સ્ત્રીએ આવી વીરતા અને કુશળતા હજી સુધી બતાવ્યાં નથી. અને (વક્રોક્તિથી) તમે સામંતો, મંત્રીશ્વરો અને યોદ્ધાઓ અહીંઆં વાદવિવાદ કરવામાં મશગુલ હતા ત્યારે એણે એકલે હાથે આ મહાન કાર્ય કર્યું અને જે આપણા સૌથી બબ્બે વર્ષે ન થઇ શક્યું તે એણે એક દહાડામાં બજાવ્યું. મહેન્દ્ર નગરનો અભેદ્ય ગણાતો કીલ્લો એણે તોડયો અને મને રાજ્યકેદી તરીકેની દુર્દશામાંથી અને જન્મભરની શરમીંદગીમાંથી બચાવ્યો. સામંતો! યોદ્ધાઓ! આજથી મહાદેવી મગધમાં મારા જેટલીજ, સત્તા અને માનનાં અધિકારી છે એમ ગણશો. અને કોશાધ્યક્ષ! આજથી મગધ રાજ્યના જે સીક્કાઓ પડે તેમાં મહારાજ ચંદ્રગુપ્ત સાથે મહાદેવી કુમારદેવીનું અર્ધ સ્થાન છે એ વાત વીસરશો નહીં. (રથ તરફ ફરે છે) પ્રિયે! મહાદેવી! મગધનો મહારાજ અને તમારો પતિ એની કૃતજ્ઞતાનું ઋણ દેવોની સાક્ષીએ અને મગધની સેના સમક્ષ ંક અંશે ચુકવવા પ્રયત્ન કરે છે તે સ્વીકારો. (મહાદેવી તરફ વાંકો વળે છે પણ અતિશ્રમ અને ઘામાંથી પુષ્કળ લોહી જવાથી નિર્બળ થએલી મહાદેવીની બેભાન જેવી અવસ્થા જોઇ ગભરાય છે.)

[થોડાક જણ 'રાજ્યવૈદ્ય' "રાજ્યવૈદ્ય" કરે છે અને તેની શોધમાં આમ તેમ દોડે છે. મહારાજાના શબ્દો કાનમાં ગયા હોય તેમ મહાદેવી આંખો ઉઘાડે છે અને પ્રસન્નતાથી સહેજ હસે છે.]

**મહાદેવી** : મારા રાજ! ફીકર કરશો નહીં. મને માત્ર સહેજ નબળાઇજ આવેલી છે. પણ આ ગરબડમાં આ સર્વ દુઃખનું મુળ સોમશર્મા ને વિષ્ણુનંદન નાસી જાય નહીં એટલું જો જો. (આંખો મીંચે છે.)

[ સૌની નજર એ બંને તરફ વળે છે. તેઓ બંને ખરેખર આ તકનો લાભ લેવા માગતાં હતાં એવું જણાય છે. એ બંને જણને સૈનિકો મજબુત પકડે છે. ]

ચંદ્રગુપ્તઃ (સરોષ) સોમશર્મા ! વિષ્ણુનંદન ! તમારા બંનેના વિશ્વાસદ્રોહની વાત મેં શત્રુ સૈન્યમાં રહીને પુરેપુરી જાણી છે પણ એનો ન્યાય આ મંગળ પ્રસંગે અત્યારે નહીં. સૈનિકો ! એ બંનેને લોહબંધમાં પુરતા જાપ્તા સાથે રાખો. (પડતીમાં-એ ટટાર રહેલા સોમશર્મા અને નમી ગએલા વિષ્ણુનંદનનો કબજો થોડાક સૈનિકો લે છે)

માલ્યવાનઃ (આગળ આવી) મહારાજ ! આ દુષ્ટોની આજ્ઞાથી બંધન ભોગવતા સેનાપતિ આનંદને આ પ્રસંગે બંધન મુકત કરી બોલાવો. મહાદેવીની સહાયે આવવાની વાત કરવાથી એ એ શિક્ષાને પાત્ર થયા છે.

[મહારાજા આજ્ઞા આપે તે પહેલાં કેટલાક ઉત્સાહીઓ દોડે છે અને સેનાપતિ આનંદને લઇ આવે છે.]

આનંદઃ (હર્ષાશ્રુસહ પ્રણમે છે) મહારાજ !–(આગળ બોલતાં ગળું રુંધાય છે.)

ચંદ્રગુપ્તઃ ( તેને ભેટે છે) મિત્ર આનંદ ! તું જો સાથે હોત તો તો મને ઉપાડી જવાનો પ્રપંચ કોઇ કદી કરત નહીં. મહાદેવીએ—

આનંદ : મહારાજ ! હું જાણું છું મને એ મગધની અજોડ વિધાત્રીને મળવા દો. (આગળ વધે છે અને કુમારદેવીની સ્થિતિ જોઇ ગભરાય છે).

ચંદ્રગુપ્તઃ (સ્મરણ આવે છે એટલે) રાજ્યવૈદ્ય ! રાજ્યવૈદ્ય કયાં ?

[ રાજ્યવૈદ્ય આગળ આવે છે અને મહાદેવીની નાડી હાથમાં લે છે અને થોડી પળો ધાને ધ્યાનથી તપાસે છે. સૌ આતુર અંતરે વાટ જુએ છે .]

રાજ્યવૈદ્યઃ મહારાજ ! નબળાઇ બહુ છે. પણ સ્થિતિ ભયંકર નથી.

[ આ શબ્દો સાથે "ઘણું જીવો મહાદેવી કુમારદેવી" "પરમ ભાગવત મહારાજ ચંદ્રગુપ્તનો જય" વગેરે જયનાદો લશ્કરમાંથી સંભળાય છે.]

[ પડદો પડે છે.]






કુમાર દેવી અને ચંદ્રગુપ્તના શીક્કાઓ.

## બ્રહ્મચારી વૈજલ્લદેવ

[અનુસંધાન પૃષ્ઠ : ૩૮]

નૃત્ય, ગાન, અભિનય, નુપૂરનો ઝંકાર અને વાદિત્રોનો નાદ એ સર્વની સંવાદિતાથી વૈજલ્લદેવનું મસ્તક ડોલી રહ્યું. વારાંગનાનાં નેત્રોની તરલ દ્યુતિ અને એ દ્યુતિનું સ્ફુરણ કરતાં કટાક્ષો જોઇને તો વૈજલ્લદેવ ધન્ય ધન્ય કહેવા લાગ્યો અને નૃત્યગાન પુરાં થતાંજ તેણે સો સુવર્ણમુદ્રાઓ લાવીને વારાંગનાને બક્ષીસ આપવા પાર્શ્વકને આજ્ઞા કરી. પાર્શ્વક સુવર્ણમુદ્રાઓ લેવા ગયો.

વૈજલ્લદેવ બોલ્યોઃ "તમારી કલાથી હું પ્રસન્ન થયો છું. તમારો કંઠસ્વર મધુર છે, તમારું નૃત્ય અદ્ભુત છે, તમારાં અંગોનો અને નેત્રોનો અભિનય પુરી સંવાદિતા સાધે છે, અને તમારા સેવકો પણ પોતાની કલામાં નિપૂણ છે. દેશેદેશમાં જેની કદર થઇ છે એવી વારાંગનાની કલામાં વળી શી ઉણપ હોય ?"

"અને મહારાજ ! મારો ગાનવિષય આપને કેવો લાગ્યો?"

વૈજલ્લદેવ ગુંચવાયો. શૃંગાર રસનું શૃંગાર તરીકે તેણે કદી પાન કર્યું નહોતું. તેની કલ્પના પણ તેના મગજમાં કદી ઉદ્ભવી નહોતી: શિવ અને ઉમાની શૃંગાર ચેષ્ટાનું ગાન તેનાથી શી રીતે સમજાય? અજ્ઞાન શિષ્ય જ્ઞાનવાન ગુરુની સમીપે જેવી યાચક દૃષ્ટિથી જોઇ રહે, તેવી દૃષ્ટિથી તે વારાંગનાને જોઇને બોલ્યોઃ "અહો! સુમુખી! તમારું ગીત તો હું ન સમજી શક્યો!"

"ત્યારે મહારાજ! આપની બક્ષીસ પણ મને ન જોઇએ! મારી કલાની પૂર્ણ રીતે કદર ન કરી શકે તેવાઓની બક્ષીસને હું તૃણવત્ માનું છું." વારાંગનાએ પોતાનું અભિમાનિનીત્વ પ્રકટાવ્યું.

"તમે મારી બક્ષીસ નહીં લ્યો, ત્યારે શું મારે આંગણેથી તમે નીરાશ થઇને જશો?" વૈજલ્લદેવે પુછ્યું.

"હું બક્ષીસ મેળવવાની આશાથી નથી આવી: હું તો મારી કલાની કદર માટે આવી છું."

"તમારા ગાનનો અર્થ હું નથી સમજ્યો એ ખરું, પરંતુ તે સીવાયની તમારી કલાથી હું પ્રસન્ન થયો છું, પછી તમે કેમ બક્ષીસ ન સ્વીકારો?" વૈજલ્લદેવે પુછ્યું.

"મહારાજ! આત્મા વિનાનું જેવું ખોળીયું, તેવું અર્થ વિનાનું ગાનઃ આપની ઇચ્છા હોય તો આપ શંકર બનો ને હું પાર્વતી બનું પછી મારું ગાન સમજાવું અને આપ તે સમજો ત્યારે હું બક્ષીસ સ્વીકારું!" એ શબ્દો બોલતાં વારાંગનાનાં લોચને બ્રહ્મચારીને તીવ્ર દૃષ્ટિ તીર માર્યું.

વૈજલ્લદેવને અંગે અંગે ક્રોધની કારમી જ્વાળા સળગી ઉઠી. "હું શંકર અને તું પાર્વતી?! ધિક્કાર છે તને, કુલટા! શું તું મારું બ્રહ્મચર્ય લુંટવા આવી છે?" બ્રહ્મચારીનાં નેત્રોમાંથી તણખા ખર્યા અને વારાંગના ભયથી ચમકી ગઇ.

"મહારાજ! આપનો ક્રોધ શમાવો! ફળ નહીં આપનારા વૃક્ષનું જેમ કશું મૂલ્ય નથી, તેમ રતિવિલાસ વિનાનું જીવન..."

"થુ...હો-તારી કુટિલતાને!!" વારાંગનાને પોતાનું કથન પણ પુરું કરવા દીધા વિના વૈજલ્લદેવે ક્રોધપૂર્વક વારાંગના તરફ પોતાના મુખમાંના તાંબુલની પીચકારી મારી! વારાંગના બે ડગલાં પાછી હઠી ખરી, પણ પીચ-

કારી તેના મુખ અને હાથ ઉપર પડયા વિના રહી નહીં.

એકદમ તેની સાથેના ગાયકો બોલી ઉઠયાઃ "હાં, હાં, બ્રહ્મચારી મહારાજ! આ આપે શું કર્યું? તમે મહારાણી ચઉલાદેવી ઉપર થુંકયા?"

વારાંગનાનો વેશ પહેરીને બ્રહ્મચારીના બ્રહ્મચર્યની પરીક્ષા કરવા આવેલી રાણી ચઉલાદેવીનું મોં આ અપમાનથી પડી ગયું હતું. તે પોતાના મોં તથા હાથ ઉપરના તાંબુલના ડાઘ પોતાની ઓઢણીના છેડાથી લુછી રહી હતી, પરંતુ અનેક તીવ્ર દ્રવ્યોનું બનાવેલું તાંબુલ ભક્ષણ કરનાર બ્રહ્મચારીની પીચકારી તેને મોં તથા હાથ ઉપર પીડા ઉપજાવી રહી હતી! જ્યાં જ્યાં પીચકારીના છાંટા પડયા હતા, ત્યાં ત્યાં ચામડી દગ્ધ થઇ જવાથી કાળા ડાઘ પડયા હતા અને એ ડાઘને વધારે લુછવાથી તેની ઉકળથી લાલ ડાઘ નીકળતા હતા. રાણી કુષ્ઠ રોગનો ભોગ થઇ પડી હતી!

ચઉલાદેવીનું નામ સાંભળીને વૈજલ્લદેવ જરા પણ ભય પામ્યો નહીં. તે બોલ્યોઃ "ચઉલાદેવી હોય કે ખુદ મુળરાજ હોય! કુટિલોને કૌટિલ્યનું ફળ આપ્યા વિના હું રહેતો નથી!" એટલું બોલતો વૈજલ્લદેવ ત્યાંથી ચાલ્યો ગયો.

(૪)

બીજા દિવસના પ્રભાતમાં આખા પાટણમાં વાત પ્રસરી કે રાણી ચઉલાદેવી બ્રહ્મચારી વૈજલ્લદેવની પરીક્ષા કરવા ગયાં'તાં, પણ બ્રહ્મચારીએ ક્રોધ કરી શાપ આપતાં રાણી ઉપર પીચકારી મારી તેથી રાણીને કોઢ નીકળે છે.

મુળરાજે વૈજલ્લની ક્ષમા યાચી અને રાણીના રોગના નિવારણ માટે તેની પ્રાર્થના કરી. વૈજલ્લદેવે કહ્યું: "જેમ કોઢના બીજા દર્દીઓ મારા નાવણના પાણીથી નહાય છે, તેમ રાણી પણ નહાય તો તેનો રોગ મટશે."

એ પ્રમાણે એકવીસ દિવસ ચઉલાદેવીને વૈજલ્લદેવના નહાવણના પાણીથી સ્નાન કરવાનો વિધિ કરવો પડયો, ત્યારે તેનો કોઢ મટયો. એટલા દિવસ રાણી દર્દથી પીડાતી હતી, એટલે મુળરાજે તેને કશું અપ્રિય વેણ કહ્યું નહોતું. પરંતુ એકવીસ દિવસ પુરા થયા, એટલે તેણે કહ્યું: "રાણીજી! વૈજલ્લદેવની પરીક્ષા તો તમે કરી ચુકયાં, પણ હવે પસ્તાવો થાય છે ને?"

ચઉલ્લાદેવી બોલીઃ "મહારાજ! હું જરુર પસ્તાઉં છું, પણ હું શા માટે પસ્તાઉં છું તે આપ જાણતા નથી."

"હું બધું જાણું છું, રાણી! તમે ઝેરની પરીક્ષા કરવા ગયાં હતાં, અને એવી પરીક્ષા કરવા જતાં સારી પેઠે હેરાન થયાં; બ્રહ્મચારીના મહિમાની તમને ઇર્ષ્યા આવતી હતી, તે ઇર્ષ્યાને સંતોષાયા વિના બુઝાઇ જવું પડયું તેથી તમે પસ્તાઓ છો, તે મારી જાણ બહાર નથી."

"ભુલ કરોછો, નાથ! મને પીડાવું પડયું કે મારી ઇર્ષ્યા અફળ ગઇ તેનો મને ખેદ નથી. મને ખેદ તો એથી થાય છે કે જગતમાં વૈજલ્લદેવ જેવા સાચા બ્રહ્મચારીઓને બદલે અનેક પ્રકારનો વિલાસ ભોગવનારા જુઠા બ્રહ્મચારીઓ હવે વધશે, અને લોકો તે બધાને વૈજલ્લદેવ જેવા માનીને ઠગાશે. વૈજલ્લવદેવ કસોટીમાં પાર ઉતર્યો અને તે વિલાસી છતાં યોગી છે તેવી મને ખાત્રી થઇ, પણ એવી

રીતે શ્રી કૃષ્ણ સોળસો ગોપીઓ સાથે રમણ કરતાં છતાં યોગી ગણાયા હતા અને આજે અનેક દાંભિકો પોતાને કૃષ્ણ જેવા મનાવીને વિલાસ કરે છે, તેવી રીતે આ બનાવ પછી અનેક ધૂર્તો વૈજલ્લદેવની પેઠે વર્તીને અબ્રહ્મચર્યનું સેવન કરવા છતાં બ્રહ્મચારી કહાવશે અને મારા જેવી સ્થિતિ થઇ પડવાના ભયથી કોઇ તેમની કસોટી કરવાની હીંમત નહીં બતાવે !"

મુળરાજ ચઉલાદેવીના આ શબ્દો સાંભળીને વિચારમાં પડી ગયો. તેણે ઉત્તરનાં અનેક પવિત્ર બ્રાહ્મણ કુલોને ગુજરાતમાં આશ્રય આપીને વસાવ્યાં હતાં. તેણે પોતાના મનને પ્રશ્ન કર્યો: 'સત્ય ભુલાય છે ત્યારે દંભ પોષાય છે એ વાત ખરી છે, તો શું આજ બ્રાહ્મણના ભાવિ વંશજો અબ્રાહ્મણનાં આચરણો કરીને પણ પવિત્ર બ્રાહ્મણ કહાવશે? તેમના બ્રાહ્મણત્વને કસી જોનાર કોઇ ચઉલાદેવી શું કોઇ ભવિષ્યમાં નહીં ઉત્પન્ન થાય ?"

એ પ્રશ્નનો ઉત્તર મુળરાજને તેનું મન આપે, તે પહેલાં તો રાજમાર્ગપરથી "બ્રહ્મચારી વૈજલ્લદેવકી જે"નો પોકાર તેના કાન સાથે અથડાયો અને પ્રશ્ન વીસરાયો.

## ઉેવટ

[ અનુસંધાન પૃષ્ઠ : ૪૦ ]

પણ જીવન પ્રવાહનો કાર્યક્રમ આગળથી કોણ નિર્માણ કરી શકયું છે? લોર્ડ રોઝબરી જેવા વિધિના માનીતાઓને અંતરાકાંક્ષા સિદ્ધ કરવા સમય તેમજ સંજોગો મળતા હશે, પણ તેને બદલે અસંખ્ય વ્યક્તિઓને અંતરની ઊર્મિઓ નિશ્ચિત કરવાની પણ તક, શક્તિ કે બુદ્ધિ પણ નથી હોતી. તેમને માટેજ, અને તેટલાજ પ્રમાણુણમાં જાગૃત અવસ્થા ભોગવનાર જ્ઞાની અને સંયમી માટે આત્મહત્યા વર્જ્ય નહીં પણ ધર્મ્ય ગણાવી જોઇએ.

અને જીવનથી ક્ષુબ્ધ થએલા–જીવનમાં નાસીપાસ થએલાની તો વાતજ શી? આશય, ઉમેદ, ઊર્મિ વિનાનું જીવન નકામું છે–તો પણ તે ઉમેદવાર–ઊર્મિમય–અને તાં હતાશ જીવનથી તો તે ઘણુંજ ઓછું કારું. નીરાશ જીવન નભાવનાર ભીરું. એની ખ્યા જો કે ઘણીજ વધારે છે; અને ઘણી ર તો જીવનમાં અનાયાસે આવી પડેલી નિશ્ચિત જવાબદારીઓનું બહાનું કરી, આવા ભીરુશિરોમણીઓ શુષ્ક જીવનને ચાલુ રાખે છે. શંકર પુછે છે કે वयसि गतेक : कामविकार : शुष्के नीरे क : कासार : क्षीणे वित्ते क : परिवार : ज्ञाते तत्त्वे क : संसार :। એના છેલ્લા પદના છેલ્લા શબ્દમાં "સંસાર"ને બદલે "જીવન" શબ્દ મુકાતો હોય તો વાંધો કંઈ દેખાતો નથી.

ક્ષુદ્રમાં પણ ક્ષુદ્ર જીવને જીવનમાં સિદ્ધિ વિના જીવન વિધિ તમામ અણગમતી, અપ્રિય થઇ પડે છે. પોલીન બોનાપાર્ટ–સમ્રાટ નાપોલેઓનતની નાની બહેન સૌંદર્યની અવધી હતી. તે નાની વયમાં મરણ પામી. પણ મરણ સમયે તેણે અરીસામાં મરણ વેળ પણ અકરમાયલી સુંદર મુખાકૃતિ જોઇ, આત્મ સાંત્વન કર્યું, અને સ્મિતમય મુખે મરણ શરણ થઇ. એટલી પણ એની જીવન સિદ્ધિ. બોનાપાર્ટ પોતેજ ટીલ્ઝીટ કે ખુદ મોસ્કોમાં પણ મરણ પામ્યો હોત–સીઝર જેમ અનેક વિજયને અંતે સેનેટમાં મરણ શરણ થયો તેમ–તો? સર ફીલીપ સીડની મરતાં મરતાં એક તૃષાતુર સૈનિકને પોતા માટે આણેલ પાણી આપી જીવનસિદ્ધિ મેળવી શકયો. સિદ્ધિની વિધિ સૌ સૌની નીરાળી હોય છે. અને સિદ્ધિની વ્યાખ્યા તો સર્વથા વ્યક્તિગત હોય છે. માનવ જાતમાં વૃન્દ બુદ્ધિ બેશક બહુજ છે. અને તેથી ઘણાઓમાં કેટલાક સામાન્ય આશય કે ઉમેદ હશે. પરંતુ આવા સામાન્ય આશય ઉપરાંત, સૌ સૌને અંગત ઉમેદ પણ હોય છે–વ્યક્તિગત આકાંક્ષા સંભવે છે. અને ખરી જીવન સિદ્ધિ તો આવી વ્યક્તિગત આકાંક્ષા પરિપૂર્ણ થાય ત્યાંજ સાંપડે. બાકી આપણા સામાન્ય આશયો તો ઘણીવાર window dressing જેવાજ હોય છે.

વ્યક્તિગત આકાંક્ષાના નથી નિયમ કે નથી તેનો પાર. હીરોને મળવા યુરોપ–એશીઆને જુદા પાડતી સામુદ્રધુની તરી જનાર લીઆંડરની આકાંક્ષા, સર્પને દોરડું માની તે વાટે પ્રિયતમાનાં પાદકમળ પુજવા જનાર સુરદાસજીની આકાંક્ષા, અને અતિ મામુલીમાં મામુલી પ્રેમીઓમાં છેવટને સમે એકમેકને હાથે ઉઘાડી રહેલી નિર્જીવ આંખ બંધ કરાવવાની ઉમેદ સૌ સરખાં–છતાં પરસ્પર ભિન્ન વ્યક્તિગત આશય કે ઉમેદમાં ઉત્તરોત્તર પંક્તિ બનાવવાનું પ્રયોજનજ નથી. ફકત, જો કમભાગ્યે, કોઇ એક જીવનમાં આશય કે આકાંક્ષા સમુળગાં નષ્ટ થયાં હોય, તો

જીવનદોરી ટકાવી રાખનાર શક્તિ પણ નષ્ટ થાય છે. જીવન નીરસ થતાં, અંતની વાટ અનિમિષપણે જોવાય છે. અંત આત્મબળે આણવાની હીંમતને અભાવે, હતાશ વ્યક્તિ કેવળ અસ્પૃષ્ટ પ્રેક્ષકની પેરે જોયાજ કરે છે. કેટલીકવારૂ આ એક જાતનો દેખાવ–ઢોંગ નહીં તો pose–પણ લાગે. એકવાર આવાજ કોઇ પ્રસંગે એક હૃદયસન્માનિત અને સુશિક્ષિત મિત્રે આ લખનારને પોતાનેજ આ જાતનો ઉપાલંભ કરેલ, એટલે એ સંભવ સારી રીતે સમજાય છે. એનો ઉત્તર નથી–અને હોય તો તે ઘણીવાર માની શકાતો નથી. અથવા માનવા ઇચ્છા નથી હોતી. પણ તેથી કૈં નિરર્થક જીવનને કોઇ પણ ભોગે ટકાવીજ રાખવું એમ સાબીત કરી શકાય કે ?

## તરંગના તણખા

[અનુસંધાન પૃષ્ઠ : ૪૪]

શાળામાં ' અંતઃકરણ "ની વ્યાખ્યા: પકડાઇ આવવાની ધાસ્તી."

* * *

કોઇપણ વયે પ્રેમ આવતો હોય તો તેને પકડી લ્યો. જો પોતાને હાસ્યાસ્પદ દેખડાવવાનું અટકાવી શકાતું હોય તો.

* * *

સ્રીની દુનીઆ તેના હૈયામાં છે. પુરુષનું હૈયું તેની દુનીઆમાં છે.

* * *

ખાઇને ડરે એવા અકરાંતીઆ કરતાં ડરીને ખાય એવા મિતાહારી ભલો !

* * *

એક વાઘ જેવડો મોટો ક્રૂર કુતરો એક ચોળાઆંને પકડી તેને મારી ચુંથી રહ્યો પાસે ઉભેલું એક બાળક તે જુએ છે. ક બધું એકકું થયું છે.

એક વ્યક્તિ કુતરાને રસભાવે નીહાળી રહી છેઃ એ સાવ અસંસ્કારી છે.

બીજી વ્યક્તિ ટુકડા થતાં બચ્ચોળાઆંને દયાર્દ ભાવે જોઇ રહી છેઃ એ અર્ધ સંસ્કારી છે.

ત્રીજી. વ્યક્તિ પેલાં બાળકને ખેદભાવે નીરખી તેને ઝટ પોતાના હાથોમાં ઉંચકી લઇ ત્યાંથી ચાલતીજ પકડે છેઃ એ પુરો સંસ્કારી છે.

* * *

લોકોએ 'પાપ' અને 'પાપી' એ બે શબ્દો સંબોધવા સારુ રાખ્યા છે. સમજવા માટે નહીં !

* * *

મારાં ભવિષ્યની ચિંતા કરવા બદલે ચિંતાનું ભવિષ્ય મારું છે, એટલુંજ જો આપણે સમજીને રહીએ તો બસ છે.

* * *

"ચાલાકી" વીશે વાત ચાલતી હતી.

દરમીઆન ચાલાકીના મોટા ઉપાધ્યાય એવા એક ભાઇ બહુ શુરમાં આવી બોલી ઉઠયા : " ચાલાકી વનિનો" માણસ શા કામનો ? "

એક ખુણેથી પ્રશ્નરુપેજ એનો વળતો પડઘો સંભળાયોઃ " અને માણસાઇ વિનાની ચાલાકી શા કામની ?"

* * *

જ્યારે માણસ ખરેખરો ધર્મી બને છે ત્યારે તે ધર્મથી પર (above religion) હોય છે.

* * *

પોતાની ખામીઓ અને નબળાઇઓ નહીં જોઇ સમજી શકે એવાં ભલાંઓ કરતાં તે ભુંડાંઓ વધારે ભલાં છે, જેઓ પોતાની ખામીઓ અને નબળાઇઓ જોઇ સમજી શકે છે.

* * *

જીંદગીભર 'મોજેજા' અને 'ચમત્કાર'ની વાતો તો ઘણીએ સાંભળી પણ આજ સુધી એકેએ અનુભવી નથી કે દીઠી નથી.

હા, એક ચમત્કાર પેટભરી જોઇ લીધોઃ ચમત્કારી 'ઉસ્તાદો'નો અને ચમત્કારી ઉલ્લુઓનો !

અરેરે ! માની લેવા માટે તત્પર એવા અજ્ઞાની કે જ્ઞાની ભોળાઓની તે કેમે કરી ખાત્રી કરી શકાય કે "ચમત્કાર" શબ્દની બાહેર બ્રહ્માંડ ભરમાં ચમત્કાર જેવું કશુંજ નથી. અને દુનીઆમાં જે જે કૈં પ્રત્ય

પ્યારના ખરેખરા ચમત્કાર છે તે તો દિવસે કે રાતે, આંખો અને હૈયાં મહોબ્બતથી ભરી ભરી જ્યાં જ્યાં જુઓ ત્યાં ત્યાં પળે પળે જોવાય એવા અગણિત અને અપાર છે.

* * *

દાઝેલા જુવાને દરીઆને કાંઠે દુઃખની વરાળ છોડી.

વારે વારે આકાશમાં ઉંચું જોઇ એ ગુસ્સામાંજ બોલતો: "ના–ના, હું જ્ઞાની થઇશ–સત્કર્મી થઇશ; પણ પ્રેમી તો નહીંજ!"

અંતરીક્ષમાંથી અવાજ આવ્યો: "જા, યુવક જા! અહીં સાગરને તીરે તેં ફોકટજ વખત ગાળ્યો છે."

"એટલે?" તરુણે પ્રશ્ન કર્યો.

"ન સમજ્યો?–ઠીક. કહે આ મહાસાગરનું ગહન ગંભીર વિશાલ ઉંડાણ તું જોઇ સમજી શકે છેના?"

"હા."

"વારુ. એ ઉંડાં પાણીની સપાટી ઉપર ધોળા દુધ સમ શોભતાં, ગર્જના કરતાં, ખુબ ઉછળતાં મોજાં નીહાળ્યાં?"

"હા."

"ઠીક,.ઠીક. પણ એ પાણી ઉપર પડતો સૂર્ય પ્રકાશ તો જુએ છે ના?"

"હા, તે પણ જોઉં છું."

"ના, તરુણ, તું જુએ છે પણ નથીજ જોતો. જો તું બરાબર જોઇ શકતો હોત તો સમજી શકત કે જ્ઞાન આ મહાસાગર સમું વિશાળ, ગંભીર અને ઉંડું છે ખરું–સત્કર્મો સાગરનાં મસ્ત મોજાં જેવાં દુધાળાં, ચકચકતાં અને ઘણો ઘણો અવાજ કરી બતાવતાં આકર્ષક લાગે છે એ પણ ખરું–પણ પ્રેમરૂપી સૂર્યપ્રકાશ વિના એ બન્નેનિસ્તેજ છે, નિરંજન છે, નીરસ છે, નિર્બલ છે, નાશવંત છે. યુવક! આટલાજ માટે જ્ઞાની અને સત્કર્મી થવા ઉપરાંત પ્રેમી થવાની પહેલી અગત્ય છે."

* * *

પ્રેમ ઇર્ષાનો ભોગ: અદેખો ઇરાદાપૂર્વક પ્રકાશ શોધવા મથે છે; પણ જ્યારે એ પ્રકાશ તેને મળી આવે છે ત્યારે તે માટે ફરીઆદ ઉઠાવવા અને બળાપો કરવા પણ એજ નીકળે છે!

* * *

આસ્થા (Faith) અને આશા એ લાયક યુગલનું તંદુરસ્ત બાળક તે વિશ્વાસ (Confidence).

* * *

'કાળ'ને લગાર સૌંદર્યપૂર્વક બદલાવતા રહીએ તો તેમાંથી અવશ્ય 'કળા' બનેજ.

* * *

જોબન! તને પોતાને મેં કદી રડતું જાણ્યું નથી!

## આંખમાંનાં કણાં

[અનુસંધાન પૃષ્ઠ : ૧૪]

કરી કર્તવ્ય કર્યે જવું, અને ફલપ્રાપ્તિનો વિચાર મહા નિયામકને સોંપવો.

પણ, આ બધી વાતમાં જે વિષય ઉપર મારે મુખ્ય કહેવાનું છે તે તો રહીજ જાય છે. પણ તે માણસો જેમ પોતાના જીવનનું મુખ્ય કર્તવ્ય પાછળ રાખે છે તેમ નહીં પણ આપણે ત્યાં ચાર પાંચ માણસો આવી ચઢ્યાં હોય ત્યારે અલકાઉ હોય તેને જેમ પહેલું પતાવી દઇએ છીએ એમ આગંતુક બાબતોને પતાવવી પડે છે. વળી એમ પણ છે કે આસપાસની બાબતો જેટલી પ્રિય થઇ પડે છે એટલી મુદ્દાની વાત મીઠી લાગતી નથી. અથવા કદાચ મીઠી તો લાગે છે પણ જરા આકરી પડે છે. બધા તત્ત્વચિંતનનું એમજ છે. કીયા ચિંતનનો માર્ગ અઘરો નથી ? અને કપરા અથવા દોહ્યલા હોવા વગરના આનંદોની કીંમત કોણે પુરી આંકી છે? વનલતાઓની અને મંદ શીતલ શુભ્ર સમીરની કીંમત શહેરનાં ધુમાડીઆંથી ગુંગળાયા પછીજ થાય છે ને. પણ શહેરી જીવન અને ગ્રામજીવન સંબંધે કોઇ એમ કહેશે કે વાંદરાની પેઠે આ ડાળેથી આ ડાળે ને એ ડાળેથી પેલી ડાળે કુદવું એ મનનો કુદરતી સ્વભાવ છે. આ હોય તેને પેલું ગમે અને પેલું હોય તેને આ ગમે. કેંક એમે હશે ખરું તથાપિ દુનીઆં વસ્તુઓને વધુ કીંમતી કે થોડી કીંમતી ગણતી હશે તે છેક પાયા વગરનું તો નહીં હોય. કઇ તરફ મન દોડે તે મનના તે વખતના દોડની દિશા ઉપર આધાર રાખે. હાલમાં ગ્રામજીવનને છોડી મજુરી કરવા માણસો શહેરની મીલોનાં ધુમાડીઆં તરફ જાય છેજ ને.

જે આંખનાં કણાંની મારે વાત કરવાની છે તે અંતરની આંખનાં કણાંની. અને તે એવા કણાની કે જે આપણા અંતરને ખુંચે છે; છતાં એવું ભરાઇ પેઠું હોય છે કે આપણને વ્યાકુળ કરી નાખે છે અને સીધી રીતે કામ કરવા દેતું નથી. ખરાંખોટાં અવનવાં મંતવ્યો એ પણ એક જાતનાં કણાંજ છે ને. કોઇ એમજ માનશે કે આપણે સ્વરાજ્યને સારુ લાયક નથી; કોઇ એમજ ધારશે કે ધર્મ એટલે વહેમની પોટલી; કોઇક એમજ લઇ બેસે કે તોફાન કરે તે વધારે હોંશીઆર; કોઇ એમજ સમજે છે કે પૈસાથીજ સુખ મળે. આ સૌને આપણે અંતરની આંખનાં કણાંની વાતીઓ કહી શકીએ. આ વખતે તો આ વિષયના આટલાજ દર્શનથી સંતુષ્ટ થવું જોઇશે. કારણ કે દાદરે ચઢેલા કોઇને આપણે અંતરથી આમંત્રતા હોઇએ અને એ તો ના પાડતુંજ જાય, એમ વિચાર પ્રતિભાનું થાય ત્યારે બીજો શો ઉપાય ?

## એક પ્રવાસ

[અનુસંધાન પૃષ્ઠ ૬]

દુઃખ મને બહુ વાર સાલવાનું નથી. તારી સ્ત્રી અને છોકરાં તરફ જો. તું તારા દેશને ગુલામ કરશે અને સાથે સાથે તેમને પણ ગુલામ કરશે ? "

ગર્વિષ્ઠ કોરીઓલેનસનો સંકલ્પ પૂજ્ય માતાના ક્રોધ નીચે કચરાઇ ગયો. તેણે કડવાસથી કહ્યું: "તેં રોમને બચાવ્યું પણ તારા પુત્રને મારી નાખ્યો."

તે વોલ્સીઅનોનું લશ્કર પાછું લઇ ગયો. રોમ બચ્યું. પણ આ દ્રોહને માટે રોમના દુશ્મનોએ તેને મારી નાખ્યો. તેની ભવિષ્ય વાણી ખરી ઠરી. રોમે સ્ત્રીઓના વિજય માટે મંદિર બંધાવ્યું.

આવા આવા વીરો ને વીરાંગનાઓનાં લોહી પર રોમની મહત્તા રચાવા લાગી. ખેતી કરવી, સખત ને નીતિમાન જીવન ગુજારવું, રોમ માટે પ્રાણ અર્પવા એમાંજ સંતોષ લેતા રોમનોએ આ સમયમાં પણ રાજ્યવ્યવસ્થા ને અધિકારવ્યવસ્થા-બંધારણ ને કાયદાના સંગીન ને ચિરંજીવ પાયા નાખ્યાઃ અને જીવનમાં ને લશ્કરમાં અદ્દ્ભુત વ્યવસ્થા-organisation-ને સખત અડગ નિયમન-discipline-ઉતાર્યાં. રોમ જીવતું હતું એ વ્યવસ્થા અને નિયમને લીધેજ.

[આ રસિક પ્રવાસનો વિશેષ ભાગ હવે પછી આપવામાં આવશે.]

## ઉમાર ખય્યામ

[અનુસંધાન પૃષ્ઠ ૯]

વટરૂપી અગ્નિ પર કોઇને આસન આપતો નહીં. જો હંમેશ પહોંચે એવું સુખ મેળવવાની તારી ધારણા હોય તો, તું પોતે હંમેશ દુઃખ ભોગવતો રહેજે, પરંતુ કોઇ બીજાને દુઃખી કરીશ-દુભવીશ નહીં.

(૩) કયાં સુધી મારે નદીનાં પાણીપર ઢેખાળા ફેંકવા ? દેવળમાંની મૂર્તિ પુજનારાઓ (ની) વાતોથી હું બેજાર થઇ ગયો. ખય્યામ એવું તને કોણે કહ્યું કે નરક (દોઝખ) જેવી જગા છે? કોણ ગયું દોઝખમાં અને કોણ આવ્યું સ્વર્ગમાંથી? (મતલબ ત્યાંથી કોણ પાછું આવ્યું-દોઝખમાંથી કે સ્વર્ગમાંથી-અને કોણે પોતાના અનુભવથી કહ્યું કે એવી બે જગાઓ છે ?)

(૪) તું વિચાર કર કે તારે એક દહાડો આત્માથી જુદા થવું પડશે, અને ઇશ્વરી અજાણતાના પડદાની પાછળ જવું પડશે. (તેથી) તું હમેશાં મઝામાં રહે, ને શરાબ પીતો રહે. કારણ તું કયાં જશે તેની તને ખબર નથી.



થી મહારાજ્યો ધ્રુજવા માંડ્યાં. તે સમ્રાટો ગુર્જરનરેશની કૃપાની ભીખ માંગવા માંડી. કુબેર ભંડારીને ઇર્ષ્યા થાય એવું પાટણ સમૃદ્ધિશાલી બન્યું. પાટણની હુંડીઓ દરીઆપારના દેશોમાં સ્વીકારાવા માંડી, એ બધું કોણે કર્યું? પંડિતા ! મારા ગુજરાતની ખાતર મેં નથી જોયો દિવસ કે નથી જોઇ રાતઃ મેં નિદ્રા ત્યજી; આહાર અવગણ્યોઃ વિલાસને તિલાંજલી આપીઃ કુટુંબને અળગું કર્યું. એ સ્વામીને માટે મેં શરીર તોડ્યું ને......"

તે બોલતો હતો એવામાં કોઇક વિચિત્ર પંખીનો અવાજ સંભળાયો. એક અલ્પ ક્ષણ તે અટકયો.

"પંડિતા, તમો પણ વિચિત્ર પક્ષીઓ પાળતાં લાગો છો," તે બોલ્યો પણ યશલક્ષ્મીના હાવભાવ બદલાઇ ગયા હતા. તેનું રુધિર ઠરી ગયું હોય એમ લાગતું હતું: તેની ફક્ત આંખો નિસ્તેજ થતી જણાતી હતી. તેણે ઉત્તર આપ્યો નહીં. માધવે આગળ ચલાવ્યુ: "પંડિતા ! મેં ઘણું કર્યું. માણસ કરી શકે તેવું બધું મેં કર્યું." અને તેણે કડવા અવાજે કહ્યું: "એણે મને એનો શો શરપાવ આપ્યો ? અધમાધમ મનુષ્યને વિચાર સરખો ન આવે એવું નીચ કૃત્ય કરતાં તે અચકાયો નહીં. પલકવારમાં મારું સર્વસ્વ એણે લુંટી લીધું. મારો ભવ એણે બગાડી મુકયો. બોલતા જીભ થરથરે છે એવું કૃત્ય એણે કર્યુંઃ પંડિતા, પોતાની દીકરી સરખી મારી સ્ત્રી તરફ તેણે કુદ્દિષ્ટ કરી. એનું પતિવ્રત તોડ્યું."

માધવ અટકી પડયો. એની આંખોમાંથી ભયંકર જ્વાળાઓ વરસતી હતી ને એના મગજની શીરાઓ ધબકી રહી હતી. યશલક્ષ્મી સ્વપ્નબદ્ધ હોય તેમ જોઇ રહી. પળવાર બેઉ ચુપ બેસી રહ્યાં. યશલક્ષ્મીની આંખો આંસુભીની થતી હતી.

"મંત્રીશ્વર ! ક્ષમા કરો, મને આ બધી ખબર નહીં. અહીં તો એની એટલીજ રાજઆજ્ઞા આવી હતી કે તમે કૈં ભયંકર રાજદ્રોહ કર્યો છે. એથી જીવતા કે મુએલા તમને પાટણ પહોંચાડી આપવા."

"હા, હું સારી પેઠે સમજું છું." માધવે સ્વસ્થ ચિત્તે જવાબ આપ્યોઃ "એની નિર્દયતાને અવધી નથી, ને એની અધમતાને સીમા નથી. પંડિતા ! હવે એ માણસ રહ્યો નથીઃ એ રાક્ષસ થયો છે. પણ માથે સાચનો બેલી ઇશ્વર બેઠો છે, ત્યાં લગી હું નિર્ભય છું." કહી તેણે કપાળ પર હાથ ફેરવ્યો.

યશલક્ષ્મી તેને સમાન જોઇ રહી. તેણે ધીરા સ્વરે કહ્યું: "મંત્રીશ્વર, જીવતાં તમે શરણ નહીં થાઓ એવી તો એને પણ ખબર છે."

માધવે હસીને કહ્યું: "પંડિતા, હું બધું સમજી ગયો છું. તેથી તમારા લલિત સૌંદર્ય વડે આકર્ષી, મને અહીં બોલાવ્યો."

"મંત્રીશ્વર !" પશ્ચાતાપ કરતી હોય તેવા અવાજે યશલક્ષ્મીએ કહ્યું: "એ તર્ક ખરો છે; પણ ક્ષમા કરો આ સર્વ વાતથી અમે સૌ અજ્ઞાન છીએ. અને હવે તો તમે શાંતિ રાખજો."

"પંડિતા," માધવે ઉત્તર આપ્યોઃ "તમારી ઉદારતા માટે હું ઋણી છું. પણ જ્યાં લગી મારી વેર લેવાની પ્રતિજ્ઞા પૂર્ણ નહીં થાય ત્યાં સુધી મારા અંતરમાં પ્રજળવતી ભયાનક જ્વાલાઓ શાંત કેમ થાય?

"પણ, ગુર્જરનરેશે પણ એવીજ ભયંકર પ્રતિજ્ઞા લીધી છે તે નથી જાણતા?" પંડિતાએ ચિન્તાતુર સ્વરે પુછ્યું.

"પંડિતા," માધવે હસીને કહ્યું; "એક મનુષ્ય હૃદયના ઉન્હા નિઃશ્વાસે સમર્થ સામ્રાજ્યો છિન્નભિન્ન થઇ ગયાં છે તો પછી ગુર્જરનરેશની તે શી બીસાત? પંડિતા, મારી ખાતર તમે જરાપણ ઉદ્વિગ્ન થશો નહીં."

પળવાર યશલક્ષ્મી આતુર નજરે માધવ સામું જોઇ રહી, પછી સ્વર ધીરેપાડી તેણે કહ્યું: "મંત્રીશ્વર, હું તો નિર્ધન છું પણ મારી આ સર્વ સંપત્તિ તમારે ચરણે ધરું છું. તમારી કાર્યસિદ્ધિ અર્થે જે કૈંનો ખપ પડે તેનો વિનાસંકોચે ઉપયોગ કરજો."

એની સુંદર આંખો મોતી મોતી જેવા આંસુઓથી ઉભરાતી હતી. માધવનું હૃદય પણ પીડાયું. તે ઉભો થયો અને યશલક્ષ્મી પાસે જઇ તેનો હાથ હાથમાં લઇ પોતાની આંખોએ અડકાડયો.

"બહેન".! તેણે ગળગળા અવાજે કહ્યું; "જીવતો હોઇશ તો આવીશ ને ખપ પડશે તે માંગીશ, અત્યારે તો તમારા આશીર્વાદ આપો એટલે હું રજા લઉં."

માધવના છેલ્લા શબ્દો સાંભળી તે બોલી ઉઠી: "પણ–પણ–

"શું?" માધવે કુતૂહલથી પુછ્યું.

"તમે હમણા નહીં જશો. બહાર—"

તે આગળ બોલે તે પહેલાં વચમાં માધવે કહ્યું: "તમે ચિંતા કરશો નહીં. તમારા મહારાજે મોકલેલા મારાઓને ક્યારના મારા અંગરક્ષકે ઠેકાણે કર્યા છે."

યશલક્ષ્મી સમજતી ન હોય તેમ માધવ સામે જોઇ રહી. માધવે તરત કહ્યું: "આપણે વાત કરતાં હતાં ત્યારે કોઇ પંખીનો વિચિત્ર અવાજ આવ્યો હતો તે ધ્યાનમાં છે?

યશલક્ષ્મીએ હા કહી.

"તે મારા સેવકનો ગુપ્ત સંદેશો હતો કે ભય જતો રહ્યો છે."

આકાશમાં બેઠેલા ઇશ્વર તરફ સાભાર જોતી હોય તેમ હળવે હૈયે યશલક્ષ્મીએ આકાશ તરફ નજર કરી.

"બહેન, ત્યારે હું જાઉં છું." માધવે થોડીક વારે કહ્યું અને યશલક્ષ્મીએ રડતા હૃદયે ગુજરાતના મહામંત્રીને એની ભીષણ પ્રતિજ્ઞા પાર પાડવા રજા આપી. *

* સેબેટીનીની એક વાર્તા ઉપરથી પ્રેરીત.



સહરામાં સંધ્યા.

ગુજરાત : માર્ગશીર્ષ '૮૫.

ચિત્રકાર : રા. કનુ દેસાઇ.

पमनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.




પુસ્તક ૧૪] માર્ગશીર્ષ ૧૯૮૫ [અંક ૩

વિપ્લવ જીવનક્રમની જરૂરીઆત છે. વૃદ્ધ રાષ્ટ્ર બળી મરે છે, રાખમાંથી નવું રાષ્ટ્ર પ્રગટે છે. એ પુનર્જન્મની ક્રિયા તે વિપ્લવ. જે દેશનું વાર્ધક્ય જર્જરિત થયું છે તેને એવા પુનર્જન્મ સીવાય વિનાશમાંથી બચવાનો બીજો માર્ગ નથી. એ વિપ્લવ અને તેના મૂલરૂપ મૂલ્ય પરિવર્તનને આવકાર દેવો તેમાંજ ભાવિની સેવા સમાઇ છે.

જે વિપ્લવ બારણાં ઠોકી રહ્યો હતો તે બારડોલી વાટે પેઠો છે. જુના ગુજરાતની ભસ્મમાંથી નવું ગુજરાત પ્રગટ્યું છે–નવું ગુજરાત જેની રૂપરેખાની આગાહી આપણે દરેક વર્ષે આ પ્રસંગે કરતા હતા તે અને જ્યારે પોતાને બળે તે પોતાનાં સંસ્કાર અને જીવન ઘડવાનાં સાધનો પ્રાપ્ત કરશે,–જ્યારે પોતાની યુનીવર્સીટી અને પોતાનાં રાજ્યતંત્રથી શોભશે,–જ્યારે તેનું સાહિત્ય અપૂર્વ વિશિષ્ટતાના સુવર્ણમય કૈલાસે પગ દેશે–ત્યારે કોઇ એક વિરલ મહાકવિને કોઇ ગુજરાતણ જન્મ આપશે, જે ગુર્જરીને ગીર્વાણ ગિરાની મનોહર મીઠાશે રસી, પોતાની મોરલીના સુરોથી હૃદયો મુગ્ધ કરતો, આપણા મૂલ્ય પરિવર્તનની કથાને ભાવિ જનતાના ઉદ્ધાર અર્થે એક સરસ અને સનાતન મહાકાવ્યરૂપે સરજી જશે.

'મૂલ્યપરિવર્તન'માંથી.



ઓ મારાં ફુલડાંઓ! હું જાઉં છું......

# નલિની

લેખક:
ડૉ૦ મંજુલાલ જમનારામ દવે

ચિત્રકાર:
રા. કલાબ્ધિ

પાત્રો:

સૂર્ય ... ... ... ... મૃત્યુ ... ... ... ...

લોકગણ:–કલ્યાણનગરના મુખ્યમુખ્ય પુરજનો. પ્રતાપ:–વીર અતિથિ દેવપાદ્ય્યો એક.

અનુચરી ... ... .. અનુચર ... ... ...

નરેશ:–કલ્યાણનગરનો રાજા. નલિની:–વિક્રમદેવની પુત્રી ને નરેશની પત્ની.

અતુલ ને કુમારી:–નરેશનલિનીનાં પુત્રપુત્રી. જયમલ:–નરેશનો પિતા.

**સૂર્ય:** દેવ છતાં એક સેવકની જેમ અહીં આ નરેશના રાજભુવનમાં જીવન વીતાવી રહ્યો છું. પણ તેમાં વાંક કોનો? દેવપિતાનોજ. તેણેજ મારા પુત્રને હણ્યો. તેણેજ પોતાના વજ્રથકી તેની છાતી વીંધી. ને મેં ગુસ્સામાં ને ગુસ્સામાં તેના અગ્નિહોત્રીઓ હણ્યા. અને શિક્ષામાં મને અહીં આ મર્ત્યને ભુવન ગુલામગીરી મળી રહી. હા, અહીં આવી આ ગૃહનો આશ્રય લઇ હું તેને અદ્યાપિ સુરક્ષી રહ્યો છું. જયમલનો આ પુત્ર નરેશ મને અત્યંત માયાળુ ને પવિત્ર પુણ્યાત્મા જણાઇ રહે છે. આથીજ મેં તેને મૃત્યુના પંજામાંથી બચાવ્યો—અલબત્ત ભાગ્યની એ દેવીઓ સાથેની એવી શરતે કે નરેશ પોતા સાટે અન્યને મરણ શરણ સોંપી દ્યે. કેટકેટલાએ તેના મિત્રોને તેણે ગોત્યા, તેનાં વૃદ્ધ માતા પિતાનેએ તેણે અજમાવી જોયાં. પણ કોઇજ, હા, કોઇજ તેને બદલે જીવ ખોવા તત્પર ન થયું—સીવાય કે તેની વહાલી પત્ની નલિની. એજ એકલી સુસુન્દર ને યુવાન છતાંએ પતિને કાજ પ્રાણાર્પણ કરવા સજ્જ થઇ, જીવનના છેલ્લા નિ:શ્વાસ લેતી અત્યારે તેજ એક પોતાના વહાલાની કોટે વળગી પરલોક સીધાવવા વીદાય લઇ રહી છે. અને હું એ આ અહીં ઉભો ઉભો મૃત્યુને નીહાળી રહ્યો છું. બરાબર વખતે, નિર્મલ પળમાં જરીએ ચુક ન થાય તેમ, તે નલિનીના આત્માને નિજધામ લઇ જવા આવે છે.

[મૃત્યુ પ્રવેશે છે.]

**મૃત્યુ:** અરે, અહીં તું શું કરે છે? શાના વિચારો ને યુક્તિઓ રચતો અહીં તું ઉભેલ છે? કેંને કેં છલનાઓ તો તારી ખરીજ: એક વેળ તેં નરેશને બચાવવા ભાગ્યદેવીઓને છેતરી અને વળી આ બીજી વેળ તેને સાટે પોતાનો પ્રાણ આપવા તત્પર થએલી નલિનીને રક્ષવા તારાં ધનુષ્ય ને બાણ સાથે તને અહીં હું ઉભેલ જોઉં છું.

**સૂર્ય:** ગભરા નહીં. ન્યાય ને સત્યજ હું આગળ ધરીશ.

**મૃત્યુ:** ન્યાયનીજ તને અપેક્ષા હોય તો આ શસ્ત્રાસ્ત્ર શું કામ સજ્યાં છે?

**સૂર્ય:** એ તો મારાં નિત્યનાં સાથી છે.

**મૃત્યુ:** પણ વસ્તુત: તો આ ગૃહનું રક્ષણ કરવા એ તેં ધર્યાં છે, નહીં?

**સૂર્ય:** કારણ કે મિત્રનું દુઃખ મારાથી સહ્યું નથી જતું.

**મૃત્યુ:** ત્યારે આ બીજી વેળ પણ તું મને મુકાવશે, નહીં?

**સૂર્ય:** પણ પહેલી વેળે મેં તને બળાત્કારે કયાં કશું જતું કરવા કહેલ?

**મૃત્યુ:** તો પછી કેવી રીતે તે અહીં પૃથ્વી પર આમ, ટેકવી રહેલ છે?

**સૂર્ય:** કેમ, તેણે તેની પત્નીને આપીને, જેને તું અત્યારે લેવા આવેલ છે તેને?

**મૃત્યુ:** હા, અને હું તેને લઇશ ને દૂર દૂરનાં પૃથ્વીપાર્થનાં ભુવનોમાં મુકીશ.

**સૂર્ય:** તેને લે ને, જતો રહે: કારણ મને નથી લાગતું હું તને કોઇજ રીતે હવાં લલચાવી શકું.

**મૃત્યુ:** ખરા મારા ભોગને લઇ જવામાં? ના, ના, તેમ તારાથી નજ બની શકે— કારણ તે તો મારું નિર્મિત કાર્ય છે.

**સૂર્ય:** અલબત્, વૃદ્ધો જે મરણ સન્મુખ ઉભાં છે તેમને લઇ જવાં તે તારું કાર્ય છે, નહીં?

**મૃત્યુ:** હાં, હાં, સમજ્યો તારી વાક્ચાતુરી.

**સૂર્ય:** હું તો એટલુંજ કહેવા માગું છું કે એવો કોઇજ માર્ગ છે જે દ્વારા નલિની ઉગરી રહે?

**મૃત્યુ:** એક પણ તેવો માર્ગ નથી. ઉપરાંત હુંએ તેને લેવામાં આનંદ માણી રહ્યો છું.

**સૂર્ય:** પણ એક કરતાં વધુ જીવન તો તું એક સાથે નજ લઇ શકે.

**મૃત્યુ:** પણ તને કયાં ખબર છે કે જુવાન જીવનને લઇ જવામાં મને જબરો જશ મળે છે?

**સૂર્ય:** ત્યારે તું મારી વીનવણી નહીંજ માન્ય કરે, કેમ?

**મૃત્યુ:** ના; તને મારી રીતભાત કયાં અજાણી છે?

**સૂર્ય:** તે ખરું, પણ રીતરીવાજો તો અવગણે છે, ને દેવો નિંદે છે.

**મૃત્યુ:** અને છતાં પ્રત્યેક બીનકાયદેસરની ઇચ્છા નજ ફળે.

**સૂર્ય:** પણ, સાંભળ: આવડી તારી હઠીલાઇનો તને બદલો મળ્યા વિના નથી રહેવાનો. દૂર દૂરના હિમાળા પ્રદેશોમાંથી શ્વેત અશ્વોની સુભગ જોડી લેવા જવા નીકળેલ એક અતિથિ અહીં નરેશને મહેલ આવી રહેશે: ને તે તારી કનેથી સખ્તાઇથી આ નલિનીને ખુંચવી લેશે. અને તે વખત તને કોઇજ સાબાશી નહીં દે, ઉલટું સર્વત્ર ધીટકાર મળશે તે જુદો.

**મૃત્યુ:** આ બધા શબ્દો બોલ્યે કશોજ અર્થ નહીં સરે. હું તને ચોક્કસ કહું છું કે એ યુવતિ જરૂર મારી સાથે પૃથ્વીપતિનાં ભુવનોમાં આવી રહેશે. જો, આ હું તેને લેવા ચાલ્યો. (જાય છે.)

**અર્ધલોકગણ:** રાજદ્વાર આગળ આવડી શાન્તિ શી? નરેશનું ધામ આજ આવડું નિઃશબ્દ શું?

અર્ધલોકગણઃ કોઈક અહીં ફરકતું પત્નીશ્રેષ્ઠ નલિની દેવી, અધુના જીવે છે વા નથી દીસતું, જેને પુછતાં માલુમ પડે કે નથી જીવતાં?

આપણાં રાજરાણી, વિક્રમદેવનાં કુંવરી    અર્ધલોકગણ: (૧) કોઈકે તમે રુદન-



નીહાળ, તે તારી પત્નીને બરાબર મળતી છે.



—હાય ! ગયું તે ગયું !

નો, હૈયાફાટ કલ્પાન્તનો, કે એવો કરુણતમ સ્વર સાંભળો છો ? અને આ દ્વાર પર પણ કોઇ સેવક સુદ્ધાં તે નથી ઉભેલ.

અરે, અરે, કોઇ તો આવો ને સાચા સમાચાર જણાવી રહો, જેથી ખળખળતા આ શોકસાગરની ઊર્મિઓ અમારે હૈયે કૈંક શમી રહે......

અર્ધલોક: (૨) અલબત, રાણીશ્રી ગત થયાં હોય તો આવડું મૌન અહીં ન હોય.

અર્ધલોક: (૧) કદાચ તેમનું શબ હજી અહીંથી ન ઉપડયું હોય.

અર્ધ લોક: (૨) એવી અટકળ કેવી રીતે? મને કૈં એવી આશા નથી પડતી. તમને શી રીતે આવડો ભરોસો સાંપડે છે ?

અર્ધ લોક: (૧) નરેશ આમ એકલુંજ તેની આવી ઉમદા પત્નીનું શબ ગૃહ બહાર ન નીકળવા દે.

અર્ધ લોક: (૨) પણ આ મહેલને દ્વાર એવું એક પણ ચિન્હ નથી જણાતું જેથી ખબર પડે કે અંદર કોઇકનું મરણ થયું છે.

અર્ધ લોક: (૧) અને છતાંએ આજ નિર્મિત દિવસ છે એની કોણ ના પાડશે ?

અર્ધ લોક: (૨) એટલે ?

અર્ધ લોક: (૧) એટલે કેમ ? પ્રયાણનો આજનો દિવસ ચોક્કસ મુકરર કરેલ છે તે નથી માલૂમ શું ?

અર્ધ લોક: (૨) હાય ! આ શબ્દ તો શલ્ય સમા અંતરતમ અંતર ભોંકાઇ રહે છે.

**સમસ્ત લોકગણ:** એ તો ખરુંજ છે કે ભલાં ને સજ્જનનુંજ મૃત્યુ અહીં વહેલું નિર્માયું છે. જ્યારે શુષ્કને સળગવા માટે ઘણો લાંબો કાળ જોઇએ છે. અનાથ એ યુવતિને કયાંએ આપણે હવાં નહીં છોડવી શકીએ. તે ગઇજ—સદાને માટે ગઇજ. સારાએ જગતમાં એક પણ એવું સ્થાન નથી જ્યાં તેની ભાળ હવાં સાંપડી શકે. અણચીંત્યું મૃત્યુ આવી દ્વાર ખખડાવતું ઉભું રહે છે ને અન્યત્ર કયાંએ જવાનો સમય સુદ્ધાં શોધ્યોએ નથી જડી શકતો. ફક્ત સૂર્યપુત્રનામાં મૃતને સજીવન કરવાની શક્તિ હતી. પણ હવાં તેએ હણાયો, એટલે એવી કૈંજ આશા રાખવી ફોકટ ! કેટકેટલાંએ બલિદાનો દેવોને દઇએ છીએ, કેટકેટલાંએ તેમનાં અનુષ્ઠાન ને આરાધન કરીએ છીએ, છતાંએ શોકનાં શમન તો થવાનાંજ નહીં. જુઓ, આ પેલી મહેલની અનુચરી આવે—હૈયાફાટ રડતી ને અશ્રુ છલકતી આંખો ભરી.

(અનુચરી આવે છે.) લાવ, પુછું. તેને રાણીજી હયાત છે-યા નથી.

**અનુચરી:** હયાત, ને છતાં એ તમે તેને મરેલ કહી શકો.

**લોકગણ:** એમ કેમ બને ? એકનું એક મનુષ્ય હયાત ને નહયાત એક સાથે કેવી રીતે હોઇ શકે ?

**અનુચરી:** અંતિમ નિઃશ્વાસ......ચાલી રહ્યા છે, ને પ્રતિક્ષણ તે ઉંડુ ઉંડુ ઝોખાતાં જાય છે.

**લોકગણ:** હાય, નરેશ! આવી પુણ્યાળુ પત્ની-તારે ભાગ્ય નજ છાજી!

**અનુચરી:** પોતે શું ગુમાવી રહેલ છે તે છેલ્લી ઘડી સુધી તે નહોતા જાણી શકેલ.

**લોકગણ:** એક પણ માર્ગ હવાં તેને ઉગારવાનો નથી રહ્યો ?

**અનુચરી:** ના, એક પણ નહીં. નિર્મિત પલ સત્વર ધપતી આવી પહોંચે છે.

**લોકગણ:** તેના દેહને અનુસરતી અંત્યેષ્ઠિ સૌ ક્રિયાઓ આરંભાઇ છે ત્યારે ?

**અનુચરી:** હાસ્તો. ને શબવાહિની સુધ્ધાંતે તૈઆર છે.

**લોકગણ:** ભલે, પણ એટલું તો સત્ય છે કે તેની કીર્તિ અવિચળ છે. આ જગતમાં કોઇજ સ્ત્રી તેની બરોબરી નહીં કરી શકે.

**અનુચરી:** અલબત, કોણ તેની ના પાડી શકશે ? કઇ સ્ત્રી આમ પોતાના પતિની ખાતર પ્રાણ અર્પવા તૈઆર થઇ છે ? સારા પરદેશમાં તેની કીર્તિ ગાજી રહી છે. અને આજનો તો તેનો વૃતાંત સાંભળો-જરુર



નરેશ, મારી દેવાની છેલ્લી વાત તને કહી દઉં.

તમને નવાઇ લાગશે–તેણે જાણ્યું કે આજ જ એ નિર્મિત દિન ઉગે છે, એટલે તરતજ નહાઇ ધોઇ પવિત્ર થઇ રાજગૃહની કુલદેવીને મંદિર તે આવ્યાં ને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી પ્રાર્થી રહ્યાં. "માતાજી, હું જાઉં છું ને મારાં નાનકડાં ફુલડાંઓ તને સોંપી જાઉં છું. તું આજથી તેમની મા–માવડી થઇ રહેજે–અતુલ મોટો થાય ત્યારે તેને એક સુલક્ષણી ને પ્રેમાળ પત્ની મેળવી આપજેઃ ને કુમારીને કાજ તેવોજ સુલક્ષણો ને ઉન્નત ચારિત્ર્યવાન પતિ ગોતી આપજેઃ અને સદૈવ તેઓ સુખમાં, શાન્તિમાં ને આનંદમાં રહે તેવાં તેમનાં જીવનનિયમન તું યોજી રહેજે."–પછી ગૃહને ખંડે ખંડે તે ફર્યાં, સૌ પર પુષ્પો વેર્યાં ને સૌમાં ઉભી એકચિત્ત સ્તવન આદર્યાં. પણ જ્યારે તે શયનમંદિર સમીપ આવ્યાં ત્યારે તો હૈયાંનું રુદન ખાળ્યું ન રહ્યું. શૈય્યા જોતાં તો કેટલાએ કરુણતમ શબ્દો નીસરી રહ્યાઃ "ઓ મારી વહાલેરી શૈય્યાઃ અમારા પરમ પ્રિય દામ્પત્યની પ્રેમલ પ્રતિતીઃ તને બે હું આ અન્તની વીદાય દઇ રહું છું. કે તું ન લજવાય તે ખાતર, ને વધારે તો મારા પ્રેમલ પતિની ખાતર, મેં આ મૃત્યુને ભેટવાનો માર્ગ પસંદ કર્યો છે. કદાચ મારી રૂપત્ની તને પોતાની કરશે, કદાચ તે મારા કરતાં વધારે ધન્ય મનાઇ રહેશે, પણ મારા કરતાં વધારે પવિત્ર ને વ્રતિની તો નહીંજ લેખાય." અને તેમ વદી તે તેને ચુમી રહ્યાં, ને અસ્ખલિત અશ્રુધારવડે સારી શૈય્યા બીંજવી રહ્યાં–અંતે જ્યારે અશ્ર ખુટયાં ત્યારે ઉઠી શયનમંદિરની બહાર જતાંએ તેના પ્રત્યે સ્થિર નયને નીરખી રહ્યાં. એવે તો અતુલ ને કુમારી બન્ને બાળકો તેને વીંટળી વળ્યાં. ઉભયને તેણે હાથમાં લીધાં, રમાડયાં, ને અન્તનાં માતૃવત્સલ ચુમ્બન દીધાં. અને, સારાંએ અમે અનુચરો અફાટ રુદન સારી રહ્યાં. પણ તેમણે તો અમને સૌને શાંત રહેવા સુચવ્યું–અન્તની એ વેળાએ પણ તેટલીજ મધુરતા થકી અમને તે તેમ કરવા વીનવી રહ્યાં. ખરેખર! નરેશને આ પુણ્યધામ આજ ભયંકર શોકનો દાવાનળ ઉલટે છે. જાતે મરીને તેઓ હમેશને માટે કદાચ સુખી થયા હોત; પણ મરણને અવહેલીને તો તેમણે કદીએ ન વીસરાય તેવા શોકની ઝડીઓને વહોરી લીધી છે.

**લોકગણ**: અલબત્ત, આવી એક વહાલેરી પત્નીને ખોવામાં નિરવધિ શોકનો વારસો તેમણે વહોરી લીધો છે.

**અનુચરી**: હા, હા, તેએ કેટકેટલું રડે છે! વહાલી પોતાની પત્નીને હૈયા સરસું ચાંપી તેએ કેટકેટલાં અશ્રુ સારી રહે છે! પ્રતિપલ તે પ્રાર્થે છે કે "તું ન જતી–તું ન જતી." પણ વળે શું? રાણીજીએ સાવ મ્લાન ને નિસ્તેજ થતાં જાય છે—અને છતાંએ અંતિમ એક સુભગ સૂર્ય–દર્શનની તેમને વાંછના રહી જાય છે. પણ હવે, હું જઇશ, ને તમે આવેલ હો તે રાજાજીને જણાવીશ. જુના સૌ મિત્રોમાંથી તમેજ એક તેમની આવી અકથ્ય દુઃખની વેળાએ સાન્તવન આપવા આવેલ છો.

**લોકગણ**: ઓ દેવપિતા, કે માર્ગ સુઝાડ–દુઃખાનીનો કે દ્વાર ઉઘાડ. જયમલના ઓ પુત્ર! વિક્રમદેવની ઓ પુત્રી! રડો, રડો, સારુએ નગર રડી રહો! જુઓ, જુઓ, નરેશને સંગે લઇ નલિની આ આવે. તમારી વહાલામાં વહાલી રાણી આ આવે. આશાની કુમળી વેલ શી, પ્રેમલ પંખિણીશી નમતી ઢળતી આ આવે. રડો, રડો, કલ્યાણનગરી સારીએ રડી રહો! પુત્રીશ્રેષ્ઠ, પત્નીશ્રેષ્ઠ નલિનીના અકાળ મૃત્યુને માટે સૌ રડી રહો.

...કદી, કદી, હું હવાં નહી કહું કે હ્રદયમાં સદૈવ હર્ષ-જ ઉભરાય છે. ભૂતકાલનાં એ સૌ દુઃખદ દર્શનો ને વર્તમાનનું, આપણા નૃપતિનું આ દુઃખ જોઇ કદીએ હું તેમ નહી કહું. હવેથી એમનું જીવન જીવન ન હોય. પ્રાણ સમી વહાલી પત્ની વિખુટું જીવન જીવન ન હોય.

[નલિની તથા નરેશ પ્રવેશે છે.-]

**નલિની:** ઓ તપનદેવ! ઓ દિનેશ ફરતી સૌ સુવર્ણાં વાદળીઓ!

**નરેશ:** ઓ વહાલી, વહાલી! તને ને મને તપનદેવ જોઇ રહ્યા છે-પણ શું કરે? તારાં મારાં નિરવધિ કષ્ટને ન્યાળી રહ્યા છે, પણ તે શું કરી શકે?

**નલિની:** ઓ પૃથ્વીમાતા, ઓ મારી જન્મભૂમિ ઉજ્જયિની!

**નરેશ:** ઓ વહાલી, વહાલી! ન જા, ન જા, મને અળગો ન કરઃ આપણુ બન્નેને હજીએ દેવો કંઈ સહાય કરી રહે તે માટ વીનવી રહીએ-સજોડ પ્રાર્થી રહીએ.



મૃત્યુઃ જો તેને લેવાને આ હું આવ્યો—

**નલિની:** પણ આ જણાય-અજ્ઞાત સાગરને ઓળંગતી આવતી પેલી નૌકા હું જોઉં છું. અને અનિકનો પેલો નાવિક મને બોલાવતો સુણાય છે- "ચાલ, ચાલ. નલિની! વિલમ્બ મા કર." એવા તેના બોલ મારે કાને અથડાય છે.

**નરેશ:** હાય, હાય! અજ્ઞાત સાગરપરના તારા પ્રયાણુની આ કથાજ મને અસહ્ય લાગે છે. ઓ દુઃખનિમગ્ન સખિ! શાં શાં કષ્ટો આપણે દુર્ભાગ્યે લખાયાં છે?

**નલિની:** જુઓ છો, જુઓ છો તમે-કોક મને લે છે, અહીંથી મને ઉપાડી મૃત્યુના માર્ગમાં લઇ જાય છે. હાં મને ઝાલી રાખ્યે શું થવાનું છે? છોડી દો, છોડી દો મને વિશ્વની ફોયી, હા ફોયી વિષમ ને અંધારી -અણજાણી વાટમ મને તે લઇ જાય છે?

**નરેશઃ** તારાં સૌ મિત્રોને દુઃસહ એવું આ પ્રયાણ અમને, મને ને તારાં બે બાલુડાંને તો અતિ વિષમ, અતિ શોકજન્ય, ને

કારમું થઇ રહેશે.

**નલિની:** છોડો, સત્વર મને છોડી દો! તમારાં હાથમાંથી મને નીચે મુકો. જુઓ, જુઓ, મૃત્યુ સન્મુખ ઉભેલ છે. ને આંખે સૌ અંધારાં ઉભરાય છે. ઓ વહાલેરાંઓ, ઓ મારાં અતુલ ને કુમારી! વીદાય, તમારી વહાલુડી નિલીની વીદાય!

**નરેશ:** હીંમત રાખ, વહાલી, હીંમત રાખ. આમ ઢળી ન પડ. તારાં બાળકોની ખાતર તો જીવ: અને હું, હાય-ક્ષણેક તું વીહોણો નહીં જીવી રહું; મારાં જીવન ને મૃત્યુ તારા હાથમાં છે; તારો પ્રેમજ એક હું ઉપાસું છું.

**નલિની:** જો, નરેશ, છેલ્લી મારી હૈયાની વાત તને કહી દઉં. તું જાણે છે તારી ખાતર, તને જીવિત અર્પી હું પૃથ્વીને માર્ગથી સીધાવું છું. કારણ તારા વીહોણી મારી જીંદગી મેં મિથ્યા લેખી, તારા વીહોણું મારું રાજધન મેં વૃથા પેખ્યું. અલબત, તારાં વૃદ્ધ માતપિતાએ જરુર તારે માટે નિજ જીવન સમર્પ્યાં હોત. કારણ તું તેમનો એકનો એક પનોતો ને લાડીલો પુત્ર હતો, તેમ તને ગુમાવ્યે ત્યાં તેમને બીજા કાઇ પુત્રની આશા હોય તેવુંએ નહતું. અને તે રીતે હું જીવી હોત-હું ને તું સંગે એમ સદૈવ દામ્પત્યના રાસ ઝીલી રહ્યાં હોત. ને આજ તારે મારી ખોટ રડવાનો સમય ન આવ્યો હોત-પણ કોક વિધિ વચમાં આવી ને તેણે આજની સૌ સ્થિતિ ઉત્પન્ન કરી. બસ! મને તું સંભારજે, તારી ખાતર જગતની લીલાને ઉવેખતી ને પ્રકાશ પારાવારમાંથી અળગી થતી તારી નલિનીને હૈયાં સરસી જડી રાખજે. અતુલ ને કુમારીનું જતન કરજે-સારાએ આ રાજગૃહમાં તેમને નિષ્કંટક રમવા દેજે. અને એવાં મીઠાં ને કુમળાં અગજમાં બાળકોને કોક સપત્નીને ન સોંપતો: તે કદાચ આપણા આ પરિપૂર્ણ પ્રેમની પ્રતીતિ સમાં બાળકો વીશે તારા ચિત્તમાં અન્યથા સુચવી રહેશે. કોક કોક સાવકી માતાઓ જ શુદ્ધ ને સરળહૃદયા હોય છે, બાકી તે વિનાની બીજીઓની દેખીતી દયા ને મમતા નિર્ઝરના વર્તનમાં સાવકાં બાળકો પ્રત્યે ઉંડેરું ઝહર ને કાતીલ વેર વસે છે, તે તને કયાં અજાણ્યું છે? આથી તને વીનવું છું કે મારી ખાતર, મારાં કુમળાં ફુલડાંઓની ખાતર, ફરીથી તું ન પરણતો. અતુલને શિર તું છત્ર સમો વિરાજજે-સર્વ શક્તિ સંસિદ્ધિ ને શિવત્વને દાખતો. પણ કુમારી, ઓ દુલારી, તું કેવી રીતે માવીહોણી રહી શકશે? તારી વિદ્યા, તારી કલા, ને તે પછી તારે માટે ઉમદા એક પતિની શોધ ને તેની સાથે તારાં લગ્ન-એ સૌ, હાય, એ સૌજ મારાથી નહીં જોવાય: અને તે પછીએ તને સંસારની સૌ સમવિષમ બાબતોમાં સારી સલાહ પણ નહીં આપી શકાય! કારણ હું તો હવાં જઉં છું-મરવા તૈયાર થઇ છું. આ ચાલી હવાં-તો બસ, સૌ સુખી થઇ રહો. અને તું, ઓ, નરેશ, તું-સૈદવ મગરુર થઇ રહેજે કે અનુપમ એક પત્ની તને લાધી હતી, અને તમે, ઓ અતુલ ને કુમારી, તમેએ સદા અભિમાન રાખજો કે તમારે આવી એક જનની હતી...........

**લોકગણ:** ધૈર્ય ધરો, રાણીજી, ધૈર્ય ધરો. જરુર નરેશ સૌ તેમ કરેલ પ્રતિજ્ઞાઓને પાળશે એમ હું જણાવી રહું છું. સૌજ સૌ તમારું કહ્યું તે કરશે એની તમને ખાત્રી દઇ રહું છું.........

**નરેશ:** જરુર, જરુર તેમ થશેજ. હું તેમ કરીશજ. છવતાં તું મને એકજ પત્ની હતી, અને તું ગએ તું ને તુંજ મારી

પત્ની રહેશે. અન્ય કોઈજ આ કલ્યાણ નગરીની કન્યા મને નહીં વરી રહે–પછી ભલે તે ઉત્તમ કુલની હો, વાં અનુત્તમ સૌંન્દર્યને ધરનારી હો. અને મારે બાલકનીએ કયાં કમી છે? તેમના બન્નેના સુખમાં ને સ્નેહમાં હું તને નીહાળી રહીશ. એક વર્ષનું નહીં, પણ જીંદગીભરનું તારે કાજનું શોકગ્રસ્ત આયુષ્ય હું વહી રહીશ, ઓ નલિની! મારા પિતા તથા માતા તો નકામાં–નામનાંજ માત્ર નીવડયાં; તુંજ તું એક સાચી, તુંજ તું એક અજબ પત્નીવ્રત. વિલસી જગતને આ તટ મને લાધી રહી, ને જગત પાર થતાં પણ તેની તેજ તું રહેશે. આજથી હું સર્વ કોઇ જીંદગીનાં સુખોને મિથ્યા સૌ શોભન—વસ્તુઓને, તિલાંજલિ દઇ રહું છું. ન જીવવા સરીખુંજ માત્ર જીવી રહીશ—આ આપણું વીણા ને સીતાર સદૈવ વણછેડયાં જ રહેશે. કારણ જીવનનો મારો આનંદ તું તે ઉડી જતાં એ વાદ્ય ને સંગીતની રમણા મારે માટે સાવ નીરર્થક છે. આપણી શૈય્યામાં કોક, કુશલ કલાવિદે કરેલ તારી પ્રતિમા પધરાવીશ ને તારા નામમાં તેને આશ્લેષી રહીશ. અલબત આમ કૈંક જીવને શાંતા મળશે તે ભોગવીશ. અને તુંએ મને કદીક કદીક સ્વપ્નમાં ભેટી રહેશે, તુંએ મને આનંદી રહેશે, નહીં?

હાય, ઑર્ફીયસ સમો મારો સુમધુર કંઠ હોત તો તો કયારનોએ હું તને પૃથ્વીપાર્યના પ્રદેશોમાંથી પુનઃઅહીં આણી શકયો હોત—મૃત્યુ ને તેના નાવિકના હાથમાંથી તને મુક્ત કરી શકયો હોત. પણ તું ત્યાં મારી રાહ જોતી રહેજે: દેવાજ્ઞા સુણાતાં હું સત્વર ત્યાં આવી પહોંચું છું: ત્યાંએ આપણ સંગે પતિપત્ની સંમાં નિર્ભર આનંદમાં નિવસી રહીએ તે માટે કોક ધન્ય આવાસ તૈયાર રાખી રહેજે. એજ તારાજ કફનમાં મારીએ લાશ મુકવા હું બાલકોને કહી રહીશ. તારીજ સંગે મનેએ એકજ કબ્રમાં દાટવા તેમને વીનવી રહીશ. અને એ રીતે મૃત્યુમાંએ તું ને હું એકઠાંજ રહીશું, ઓ મારી વ્રતિની!

**લોકગણ**: તમારી સંગે હુંએ આ તમારા કફનમાં મારું રુદન ભેળવું છું. મિત્ર સાથે મિત્ર રડશે–આક્રંદશે. ને તે રીતે રાણીજીને યોગ્ય સૌ થવા દેશે.

**નલિની**: મારાં ફુલડાં, જુઓ, તમે સાક્ષી છો–સગ્ગા તમારા કાનથી તમ પિતાએ લીધેલ પ્રતિજ્ઞા સાંભળી છે–કે પુનઃ પરણી મને તેમ તમને તે નહીં અપમાને.

**નરેશ**: હા, હા, મારી એ પ્રતિજ્ઞા છે, ને હું તે આયુષ્યભર પાળીશ.

**નલિની**: ભલે ત્યારે, લ્યો, આ બાળકો-ને મારે પડખેથી તમારે પડખે ધરી રહો.

**નરેશ**: જરુર, જરુર, વહાલેરા હાથે અપાએલ એ બાળકોને તારા પુણ્યતમ એંધાણ સમાં હું સદાસર્વદા માની રહીશ.

**નલિની**: ભલે ત્યારે આજથી તમે તેમની માતા બનજો, ને મારું સર્વ તેમને માટેનું ઇચ્છયું પુરું કરજો.

**નરેશ**: જરુર, જરુર. કારણ તું વિહોણી તેમની ચિંતાઓ કારમી હશે.

**નલિની**: ઓ મારાં બાલ-ફુલડાંઓ, જઉં છું–જઉં છું હવાં હું તે ધામ, જ્યાં મારી વધારે જરુર છે.

**નરેશ**: મા બોલ, ઓ મા બોલ એવું. હાય! તું વિના હું કેવી રીતે જીવી રહીશ?

**નલિની**: તારું દુઃખ તો વખત સૌ વીસારે નંખાવશે અને ગયાં તે તો ગયાંજ ને? સાવ નહીવત્ જ થઈ ગયાં ને?

**નરેશ**: મા બોલ. મા બોલ એવું. હું તને વીનવું છું. મને સાથે લે–તારી સંગે મને પૃથ્વીપાર્યના એ પ્રદેશમાં લઇ જા.

**નલિની:** તારે ખદલે હું મરું છું એજ પુરતું છે.

**નરેશ:** ઓ વિધિ! જાણુછ તું મને કેની ઉત્તમોત્તમ પત્ની થકી વીખુટો કરે છે તે?

**નલિની:** જુઓ, જુઓ, આંખના દેવતા જતા રહેતા લાગે છે.

**નરેશ:** ખરેખર, તારા વીહોણું મારું છવન નષ્ટ થઇ ગયું.

**નલિની:** હવાં મારે વીશે ન ચીન્ત્ય. ગઇ સમીજ મને ગણી રહે.

**નરેશ:** જરાક, જરાક તો ઉંચુ જો; જો, જો, આ તારાં અતુલ ને કુમારી, ન છોડ, ન છોડ તેમને.

**નલિની:** વહાલેરાંઓ, વીદાય દો મને.

**નરેશ:** એક ક્ષણુ તો તેમના સામું જો.

**નલિની:** હવાં શું જોઉં? અન્તક આ પ્રત્યક્ષ ઉભો છે ત્યાં શું જોઉં?

**નરેશ:** શું કહે છે તું? અમને ત્યજે છે તું?

**નલિની:** જરૂર–વીદાય દો. (મરે છે.)

**નરેશ:** ગઇ! ગઇ! હાય! હું!

લોકગણુ: રાણીજી ગયાં–નરેશનાં નલિની દેવલોક પામ્યાં.

**અતુલ ને કુમારી:** હાય! વિધિ! સીધાવ્યાં તમે–ગયાં અમને ત્યજીને દૂર–દૂર સિધાવ્યાં, અચેતન તમારું આ શરીર! હાય! એકવેળ તો સાંભળો, અમે–અમે તારાં બાલુડાંઓ–તારાં ફુલડાંઓ તને બોલાવીએ છીએ. જો, તારે સુખ અમ સુખ માંડી રહીએ છીએ.

**નરેશ:** તે નહીં સાંભળે: તે નહીં દેખે, હવાં; ઓ બાલુડાંઓ, તમારા ને મારા પર વિધિએ આ જબરજસ્ત પ્રહાર કર્યો.

**અતુલ ને કુમારી:** અમે તો સાવ નાનકડાં પશુડાં છીએ, અને અમારી નિલિબા આમ ચાલી ગઇ અમને એકલાં મુકીને. આપણે બે ભાઇબહેન સાવ નિર્ભાગી. ને ઓ પિતાજી! તમેએ–તમેએ તેને ગયે સાવ, દુઃખી થઇ ગયા! આપણું ઘર આજથી દેવાઇ ગયું. સ્મશાન સમું તે થઇ રહ્યું.

લોકગણુ: નરેશ! છાના રહો, પડે તે સૌ સહી રહો. પત્નીશ્રેષ્ઠ આને ગુમાવવામાં તમે કૈં પહેલા તેમ છેલ્લા નથી. અને મૃત્યુનાં દેવાં તો સૌનેએ છેજ.

**નરેશ:** હું તે સમજું છું, અને આ કૈં અકસ્માત આફત નથી આવી પડી તેએ મને માલુમ છે. પહેલેથી હું તે જાણતો ને ત્યારથીજ નિત્ય નિત્ય ઝુરી રહેલ. પણ હવાં તમે સૌ મારી સાથે રહેજો. એકલાં તેને ભૂમિશયન દેવરાવતાં મારું ધૈર્ય ખુટી જશે. પણ તે પહેલા કલ્યાણીમાં સર્વત્ર જાહેર કરાવી દો કે આજથી એક વર્ષ સુધી સર્વ કોઇ - આબાલવૃદ્ધ દેવી નલિનીના મરણનો શોક સારાએ રાજ્યમાં પાળી રહે. સૌ નૃત્ય ને નાટ્ય, સૌ વાદ્ય ને વાજીંત્ર, સૌ ઉત્સવ ને ઉલ્લાસ, વર્ષ પર્યંત નહીંવત થઇ રહે. કારણુ આવી પ્રેમાળ ને વ્રતનિષ્ઠ કુળવધૂ આવડા પ્રજાકીય સન્માનની અપેક્ષા રાખેજ. તેનું મૃત્યુ મારું મૃત્યુ છે—કારણુ એક તેજ, તેજ એકલી–મારી ખાતર સ્વપ્રાણુ સમર્પી રહી.

[નરેશ તેમ અતુલ તથા કુમારી જાય છે]

લોકગણુ: પૃથ્વીપાર્યનાં તે ભુવનોમાં, સર્વ વિક્રમદેવની કુંવરી, સદૈવ તું સુખમાં નિવસી રહેજે. અને મૃત્યુ તેમ તેના સાથીઓનેએ જાણુ થઇ રહો કે યમાલયે એક અનુત્તમ યુવતિ પધારી છે. કલાનિષ્પન્ન સૌ મહારથીઓ સપ્ત સુરીલાં નિજ ગાન તારાં કીર્તિ કાન્તિ ને વિભવતાને વહનાં સદૈવ સારી રહો. મારામાં શક્તિ હોય તો હુંએ તને એ દૂરદૂરનાં ભુવનોમાંથી પુનઃઅહીં આ રાજમહાલયને આંગણે આણી રહું. ઓ

[વધુ માટે જુઓ પૃષ્ઠ: ૬૮૫]



એકનાકું: ભુજ

# ભુજ નિરીક્ષણ

લેખક:
ગો. વ્રજનાથ વિ. મહારાજ

કચ્છ એટલે સમુદ્રાવૃત્ત ભૂપ્રદેશ. તેની પૂર્વે અને ઉત્તરે રણ અથવા શુષ્ક સાગર, પશ્ચિમે અરબી સમુદ્ર અને સિંધુ મુખ, દક્ષિણે કચ્છી અખાત અને હીંદી મહાસાગર છે તેરૂરૂ તથા ૨૪ અક્ષાંશ અને ૬૮ તથા ૭૧ રેખાંશ વચ્ચે આવેલ છે. તેનો વિસ્તાર પૂર્વ પશ્ચિમ ૧૬૦ માઇલ અને ઉત્તર દક્ષિણ ૩૫ થી ૭૦ માઈલનો છે. તેનું ક્ષેત્રફળ ૬૫૦૦ ચો. માઇલ છે. તેમાં ૧૪૫૦૦૦૦ એકર ખેડવણ જમીન છે.

કચ્છના રાજકીય આઠ વિભાગ મુખ્યત્વે છે. ક્રમશઃ અબડાસા, અંજાર, ભચાઉ, ભુજ, લખપત, માંડવી, મુંદરા અને રાપર. તેમની વચ્ચે ૧૦૦૦ ગામ વહેંચાએલાં છે.

પહેલા મહારાવશ્રી ખેંગારજીએ સંવત ૧૬૦૨ માં અંજારનો અને ૧૬૦૫માં ભુજનો પાયો નાખ્યો હતો. ૧૬૩૬ માં રાયપુર બંદર (પૂર્વે માંડવી બંદરનું નામ રાયપર બંદર હતું) ની સ્થાપના કરી હતી, અને રાજધાની ભુજમાં સ્થાપી હતી.*

કચ્છનું પાયતખ્ત શહેર ભુજ એ કચ્છના સૌંદર્ય, કચ્છની સભ્યતા અને કચ્છની સ્વચ્છતાનો એક આદર્શ નમુનો છે. એ કચ્છના સૌંદર્યની પરાકાષ્ઠાએ પહોંચેલી કચ્છની રાજ્યધાની ભુજમાં તા૦ ૧૧ મી મે થી જુન ૩ જી સુધી મારે રહેવાનું થયું.

ઘણાં વર્ષો પૂર્વે ભુજ કાઠી લોકોના હાથમાં હતું. મૂલ નામ ભુજને બદલે ભુજંગ નગર છે એમ લોકો કહે છે. ભુજની કુલ વસ્તી ૧૯૨૮૧ છે. તેમાં નાગરો, લુહાણાઓ, ખવાસો, મહોમ્મેદનોની વસ્તી વધારે પ્રમાણમાં છે. મુસદ્દી વર્ગમાં અને અહીંના રાજ્યખાતાઓમાં અમલદાર વર્ગોમાં નાગર કોમ પટુતામાં અગ્રગણ્ય ગણાય છે. ભુજ શહેરની

* જુઓ કચ્છનો બૃહદ્ ઇતિહાસ. પા. ૮.



ભુજ ફોર્ટ

મધ્યસ્થ દરબારગઢ આવ્યો છે. ત્યાં નામદાર મહારાવશ્રી રાજ્ય કુટુંબ સહિત નિવાસ કરે છે. ભુજ અઢી માઇલના ઘેરાવામાં વસેલું છે. અહીંની ઘરબાંધણી જુની પદ્ધતિની છે. બે મજલાથી ભાગ્યેજ ત્રીજો મજલો નજરે પડે છે. કચ્છની સ્વચ્છતામાં ભુજ એ અપુર્વ છે. અહીંની પ્રસિદ્ધ પ્રસિદ્ધ સડકો, મોટી, વિશાલ, એવં સાધારણ, ધુળીઆળ દેખાય છે. જળ, વાયુ પણ ભુજનાં સારાં છે. ભુજ પાર્વત્ય પ્રદેશમાં મધ્યસ્થ હોવાથી ઉષ્માનો અને શૈત્યનો પ્રકોપ વધારે દેખાય છે. અહીં વર્ષા ઋતુમાં વરસાદ વધારેમાં વધારે ૧૮ ઇંચ અને ઓછામાં ઓછો ૧૦ ઇંચ પડે છે. ગરમી પણ ભુજમાં જુન અને જુલાઇમાં ૧૦૩ ડીગ્રી સુધી ચઢી જાય છે. ભુજની હવા સુકી કહી શકાય એવું કેટલાક ચિકિત્સકોનું મંતવ્ય છે. ભુજની જમીન ઋતુ પ્રમાણે સાધારણ પાક આપે છે. કોરડ ઉર્ફે મહુનો પાક વધારે પ્રમાણમાં થાય છે. ચાંદી ઉપરનું કોતરકામ ખરેખર પ્રશંસનીય છે. તે



હમીરસર. ભુજ



રાજમહેલ, ભુજ

કોતરકામ સર્વત્ર વખણાય છે. મીના કામ પણ અહીંનું ઘણુંજ ઉત્તમ થાય છે. કહે છે કે એવું કામ કલકત્તાના મીનાકારો પણ કરી શકતા નથી.

આ શહેરને ફરતો પથ્થરનો મજબુત કોટ બાંધેલો છે. તેમાં પાંચ દરવાજા અને છઠ્ઠી ખડકી છે. દરવાજો પુર્વમાં આવેલ છે તેને બીડનું નાકું કહે છે. દ્વિતીય દરવાજો પશ્ચિમાભિમુખ છે તેને પાટવારીનું નાકું કહે છે. દ્વિતીય દરવાજો દક્ષિણમાં સ્થિત છે તેને મહાદેવનું નાકું કહે છે. અને ચતુર્થ દ્વાર ઉદિચ્ચિદિશાભિમુખ છે તેને સર્પટનું નાકું કહે છે અને પંચમદ્વાર ઉદિચ્ચિદિશાના એક કોણમાં સ્થિત છે તેને વાણીઆવાડનું નાકું કહે છે.

ભુજનાં પ્રસિદ્ધ સ્થળોમાં, શરદ બાગ, ખાસીવાડી અને પબ્લીક ગાર્ડન (Public Garden) મુખ્ય છે. તેમાં શરદ બાગની ગોઠવણી, સ્વચ્છતા અને ભવ્યતા અહીંના પ્રમાણમાં સારી ગણાય. કહે છે કે શરદ બાગમાં એવાં કીંમતી કીંમતી ઝાડો છે કે તેવાં મુંબાઇના વીકટોરીઆ ગાર્ડનમાં



સુવર્ણ ભટ, ભુજ

(Victoria Garden) અને કલકત્તાના ચીડીઆ બાગમાં પણ નથી. તે બાગની મધ્યમાં એક નાનો પાશ્ચાત્ય પદ્ધતિનો બંગલો બંધાવેલો છે. તેની પ્રત્યેક બારી બારણે ખસના પડદા જુન જુલાઇમાં બાંધેલા હોય

ઉનાળાની સીઝન કેટલીકવાર રાજ્ય કુટુંબ તે બંગલામાં ગાળે છે. જ્યારે જ્યારે રાજ્યકુટુંબ તે બંગલામાં નિવસતું હોય ત્યારે તે બાગમાં જવાને માટે રાજાની પરવાનગી મેળવવી પડે છે અન્યથા નહીં. બીજા બે બાગો સાધારણ છે.

કચ્છના પાયતખ્ત ભુજ શહેરમાં, શહેરથી લગભગ દોઢ બે માઇલ દૂર એક કીલ્લો છે. તે કીલ્લો સમુદ્રની સપાટીથી ૫૦૦ ફીટ ની ઉંચી ટેકરી પર બાંધેલો છે. તેનો ઘેરાવો ચાર માઇલનો અનુમાનથી કલ્પી શકાય. પાકું પથ્થરનું બાંધકામ જો કે પ્રાચીન થઇ જવાથી તુટી ફુટી જીર્ણ થઇ ગયું છે તોપણ ઘણુંજ રમ્ય અને દર્શનીય છે. અંદર પેસતાં બંને બાજુથી ચઢવાનાં પગથીઆં શરુ થાય છે. ગમે ત્યાંથી ચઢો, ગમે ત્યાંથી ઉતરો, મજબુત પથ્થરનાં પગથીઆંઓને તે કીલ્લાની ચારે બાજુએ ચઢવાની સગવડ માટે ગોઠવી દીધાં છે. પ્રથમથીજ તે પગથીઆં ઉપર ચઢવાની શરુઆત થાય છે. તે કીલ્લાના અંદરના ભાગમાં આજકાલ જંગલનો દેખાવ નજરે પડે છે. બે ચાર નાની નાની ટેકરીઓનો પણ તેમાંજ સમાવેશ થાય છે. કોઇ કોઇ વખતે નામદાર મહારાવશ્રી ચીત્તાઓનો શીકાર કરવા ત્યાં પધારે છે. જો કે ચીત્તાઓ ખાસ કરીને રહેતા નથી પરંતુ આજુબાજુ પહાડોમાંથી કોઇ વખતે ચીત્તાઓ આ તરફ આવી ચઢે છે.



કચ્છનરેશ

એમાં શક નથી, કે ભુજનો કીલ્લો પ્રાચીન ભારતીય કારીગરીનો આદર્શ નમુનો છે. માનવ હૃદય તેનું અવલોકન કરતાં ભૂતકાળમાં ડોકીઆં કરવા લાગી જાય છે.

અહા! જે વખતે આ સુરક્ષિત કીલ્લામાં પોતાના દેશનું એવં આર્યધર્મનું રક્ષણ કરવા પોતાની જન્મભૂમિને શત્રુઓના પંજામાંથી છોડાવવા તથા ભગિની અને પુત્રીઓનું સતીત્વ રક્ષવા હજારો આર્ય સૈનેકો, હજારો સ્વામિભકત સામંતો, હજારો રણવીર યોદ્ધાઓ, સુભટો, બેસી

[વધુ માટે જુઓ પૃષ્ઠઃ ૧૬૧]

# પાતળી

લેખક:
રા. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા
સભ્ય, સાહિત્ય સંસદ

જેની જોયે વાટ,
ઈ માનવી આવી મળે,
ઉઘડે હૈયાનાં હાટ,
કુંચી નહીં કૈં કામની.

પાતળી ત્રણ ત્રણ દિવસથી તારી વાટયું આ માંચડાપર જોયાંજ કરું છું. અને તું તો ફરકતી પણ નથી.

"મારે ત્યાં હમણાં મે'માન ઘણા આવે છે



અને રખોપે, બાપુ પોતે આવે છે. એટલે તને ક્યાંથી મળાય. પણ દેવશુર, તું મારી આંખમાંથી જરાએ અળગો નથી થયો હોં.''

સોરઠ ધરામાં સુકો દુકાળ પડયો છે, ગામડે ગામડે ઢોર ઢાંખર ચરીયાણ વગર દુઃખી થઇ ગયાં છે. રબારીઓ, આહીરો, અને ચારણો દૂર દૂરના ગામોમાંથી ગિર તરફ ઢોરને છીવાડવા માટે ઉતરી પડયા. ગિર એટલે દુકાળના વખતમાં ઢોરોનું વિશ્રામસ્થાન. ગિરમાં ઢોર બચી જાય એ દૃષ્ટિએ સંખ્યાબંધ માલ ધારીઓ આ વખતે ગિરમાં જઈ વસ્યા. દેવશુર ચારણ પણ ભાદર કાંઠેથી ગિરમાં જતો હતો પણ રસ્તામાં શીમરોળીના રામશુરે એને પોતાને ત્યાંજ આશ્રયસ્થાન આપ્યું. દેવશુરને તો કોઇપણ રીતે ઢોર બચાવવાં હતાં એટલે એને મન શીમરોળી એજ ગિર હતી.

દુકાળ વર્ષમાં માણસ માણસને ખાય એવી વસમી ઘડીમાં એક પણ મહેમાનને સંઘરવો એ મહા મુશ્કેલ કામ હતું. પણ રામશુર પહેલેથી સુખી ચારણ એટલે સુકાળમાં સંઘરેલું દુકાળમાં ખાતો અને ખવરાવતો.

દેવશુરને આવ્યે બે મહીના થઇ ગયા હતા. દેવશુર રુપાળો અને વિવેકી જુવાન હતો. રામશુરને પાતળી નામની એક કન્યા હતી. પાતળી એટલે ખરેખર પાતળીજ. ભલાઇ, વિવેક અને ચારણોની વીરતા પાતળીમાં ઉતર્યાં હતાં. પાતળીની મા વર્ષો પહેલાં એને નાની ઉંમરમાં મુકીને મરી જવાથી લોકો એને પાતળીઆઇ કહેતા. પાતળીને નાનપણથીજ તલવારનો શોખ લાગ્યો હતો. કેશોદના રાવજાદાઓએ એના બાપને આપેલી તલવાર લઇને પાતળીઆઇ વખતો વખત ખેતરમાં એકલી રખોપે જતી. અને ત્યાં તલવારના પટા પોતાની મેળે ફેરવતી. દેવશુર આવ્યા પછી પાતળીનું શૌર્ય પ્રેમમાં ફેરવાઇ ગયું હતું, અને જે આંખોમાંથી શૌર્ય નીતરતું એ આંખમાં પ્રેમનાં અંજન અંજાયાં. ઢોરાં ચારતો ચારતો દેવશુર, પાતળી પોતાનાં ખેતરમાં રખોપે જતી ત્યાં પહોંચી જતો અને એ બંને જણાં સાથે બેસીને ભાત ખાતાં. રોટલો ને છાશ ખાતી પાતળી એ વખતે લલકારતી:

વાલો મારો વનમાં ચારે ધેનુ,
વગાડે રુડી વાંસળીરે લોલ,
રાધાજી ભાતડીઆં રહી જાય,
છાશુંની તાંસળીરે લોલ.

આમ કરતાં કરતાં બંને વચ્ચે સ્નેહ જામ્યો પણ એ સ્નેહમાં દેવશુર સહેજ ખંચાતો, એનું હૃદય ડંખતું. ડંખવાનાં બે કારણ હતાં. એક તો પોતે જેને ઘેર આશરો પામ્યો તેનાજ ઘરની કન્યા માટે આવો વિચાર બાંધવો એ એને રુચ્યું નહીં. અને બીજું પોતાને ઘેર ચારણયાણી ઘોડીઆમાં બાળકને હીંચકાવતી હતી.

પાતળી જેમજેમ દેવશુરને ચહાતી ગઇ તેમ તેમ દેવશુર મુંઝાતો ગયો. એ બહારથી પાતળી સાથે હસતો, કૃત્રિમ આનંદ પણ કરતો, પણ એના દીલમાં જે ડંખ હતા એ ડંખ નાશ પામવાને બદલે દિવસે દિવસે વધવા લાગ્યા.

આજે ત્રણ દિવસ પછી પાતળી મળતાં એણે કૃત્રિમ આનંદના શબ્દોથી એનો સત્કાર કર્યો.

"પાતળી આજ મારે માટે શું ભાત લાવી છો ?"

"દીલના દેવ, ભાતમાં ભગરીનાં કઢેલાં દુધ છે, જુવારનો રોટલો છે અને એથીએ વિશેષ આ પાતળીનો પ્રેમભર્યો હાથ છે. કં બીજું શું જોઇએ ? પાતળી દેવશુર સામે



–પાતળી ત્રણ ત્રણ દિવસથી તારી વાટડ્યું આ માંચડા પર જોયાજ કરું છું અને તું તો ફરકતી પણ નથી.

મીટ માંડીને હસી પડી. એના હાસ્યે દુકાળ વર્ષ હોવા છતાં ત્યાંની અમરાઇ પણ હસી ઉઠી.

આ હાસ્ય દેવશુરને ખરછી જેવું લાગ્યું. એ સિદ્ધાંતવાદી હતો. જેને બહેન કહી એના તરફ હાવભાવથી જોવું એ એને મન મરવા જેવું લાગતું હતું. "પાતળી આટલા વખતથી હું તારી હારે હસું છું, બોલું છું, ખાઉં છું, પીઉં છું પણ મારા મનની એક વાત ઘણાએ દિવસથી તને કહેવા ઇચ્છું છું તે હું કહી શકતો નથી" સામે થોડે દૂર ચરતાં પોતાનાં ઢોર સામે દૃષ્ટિ ફેંકતાં ફેંકતાં દેવશુરે નિઃશ્વાસ નાખ્યો.

"તારા દીલની વાત તો હું કયારની સમજી ગઇ છું. દેવશુર! હું તારીજ છું. તું એ. રીકર રહે. તું મારા દીલનો દેવ બન્યો છો. એ શબ્દોમાં નથી પણ સાવ સાચી વાત છે. હું તારી છું. તું મારો છે. તારે ગામ આવીને ભાદર કાંઠે આપણે બે ઝુંપડી બાંધીને રહેશું. સાથે ઢોર ચારશું. તું વાંસળી વગાડજે, હું ગીત ગાઈશ. તું આંબાની ડાળે ઝુલજે, હું વડલે હીંચકો બાંધીને હીંચકીશ." નિર્દોષતાની મૂર્તિ સમી પાતળીએ પ્રેમનાં સ્વપ્નાંઓ ઘડી કાઢ્યાં.

આ દરેક શબ્દ દેવશુરને બાણ જેવા લાગતા હતા. જે વસ્તુ પોતાથી બની શકે તેમ નથી એ માટે લલચાએલી પાતળીની એને દયા આવી. એ વધુ કંઈ પણ બોલવાને બદલે આકાશ તરફ જોઇ રહ્યો.

"દેવશુર તું મને રજા આપ તો બાપુને ગામની પટલાણી પાસે કહેવરાવું કે તારી સાથે મારું સગપણ સાધે. દુકાળ પડ્યો એ મારે મન તો સુકાળ થયો છે. હું તારા જેવો ધણી મેળવું એ તો મારાં ગયા ભવનાં પૂણ્ય હોય તોજ મળે. કહે કહે દેવશુર તું મને હા કહે એટલે હું બાપુને કોઈ પણ રીતે સમજાવી દઇશ. જો તો દેવશુર, તારા હાથનો આ દુધનો ઘુંટડો અમીના કુપા જેવો લાગે

છે. ગામની છોકરીઓ પરણતી ત્યારે હું આઇને રોજ પ્રાર્થના કરતી કે ધણી આપે તો દીલનો સાફ, સાચો, પ્રેમાવાળો, અને સારી ચાલચલણવાળો, આપજે. જ્યારથી તું આવ્યો છે, ત્યારથી હું તારામાં એ બધુંએ જોઉં છું. મને કઉ, આજ સાચે સાચું કહી દે કે તું મને પરણીશના ?"

દેવશુર હવે લગભગ નીરાશાની ઉંડી ખાઇમાં પડયો હોય એવી સ્થિતિ એની થઇ ગઇ હતી. એને પોતાનું છમાવા ગામ યાદ આવ્યું. એ ગામમાં પોતાનું ઘર યાદ આવ્યું અને એ ઘરમાં દુધમલ બાળકને ધવડાવતી હસતી ચારણ્યાણી યાદ આવી.

હોઠો બે સ્ત્રી કેમ કરી શકતા હશે એનો કોયડો એને માટે અણઉકેલ લાગ્યો. પ્રેમ તો એકનેજ આપી શકાય. પ્રેમના ભાગ ન હોઇ શકે. જો પાતળીને હું સ્વીકારું તો ઘેર બેઠેલી ચારણ્યાણીને જરુર ગેરઇન્સાફ થાય.

એણે અત્યારે કૃત્રિમતા છોડી દીધી. ઘડી પહેલાં હસતો રમતો કલ્લોલ કરતો એ જુવાન ચારણ અત્યારે સાચા સ્વરૂપમાં આવ્યો. એણે પાતળી સામે મીટ માંડી.

"પાતળી! તું મને તારો કરવા માગે છે?"

"કેમ તને કૈં શંકા છે? તારે ખાતર તો મારા દીલના તારની સીતારી કરીને તને પ્રેમનાં ગીત સંભળાવું."

દેવશુરને લાગ્યું કે અત્યારે પાતળી પ્રેમના ઘેનમાં ચઢી છે. એની સાથે વધુ વાત કરવાને બદલે મૌન સેવવામાં માલ છે. એટલે એણે શાંતિ પકડી.

"દેવશુર આટલા મહીનામાં આજે તું કૈં બદલાએલો જણાય છે. તારી નેણુની મીઠાશ આજે ઓસરતી હોય એમ લાગે છે. કઉ, કઉ મારામાં કૈં ભુલ તો નથી આવી ના? મારા દેવ! મને તું હા પાડ કે તું મારો થઇશ. અને મને છમાવે લઇ જઇશ," પાતળીએ દેવશુર તરફ યાચકવૃતિથી જોયું.

"પાતળી હું તને પરણી શકું તેમ નથી. હું તોગા પર પ્રેમ રાખું છું પણ એ પ્રેમ એટલે ભાઇનો પ્રેમ, જીવનસાથીનો નહીં."

## ૨

મધરાત થવા આવી છે. પાતળીઆઈને હજુ નીંદર નથી આવી. ખાટલામાં આમ તેમ. અંધારામાં એ આળોટતી હતી. આકાશમાં નવલખ તારાની બેઠક તરફ એ મીટ માંડીને ઘડીકમાં જોતી તો ઘડીકમાં ખાટલામાં ઉંધુ માથું રાખીને વિચારમાં ઉંડી ઉતરી જતી હતી. દેવશુરે ના કહેવાથી એના ઉપર ગિરનારનાં શિખરો તુટી પડયાં હોય અને એ નીચે પોતે દબાઇ ગઇ હોય એવી સ્થિતિમાં અત્યારે ઉંઘ એની વેરણ બની હતી. એ ઉંઘની આરાધના કરતી હતી એટલામાં એના કાને ઝીણી ચીસ સંભળાઇ. ચીસ સાંભળતાં એ બેઠી થઇ ગઇ. જે દિશામાંથી એ અવાજ આવતો હતો એ દિશામાં એણે ચકોરાઇથી કાન માંડયા. થોડીવાર કૈં સંભળાયું નહીં. અને પાછી ચીસ સંભળાઇ. આ વખતે એણે દિશાનું માપ કાઢી લીધું. તરત ઉભી થઇ ગઈ. અને ઘરમાં જઈ પોતાની તલવાર લઇ કોઇ પણ ન જાણે એ રીતે એકલી એ દિશા તરફ દોડી.

જેમ જેમ આગળ વધતી ગઈ તેમ તેમ રાત્રિની શાંતિમાં ચીસ એને સ્પષ્ટ સંભળાઇ. એણે પોતાના પગની ગતિ વધારી. થોડીવાર પહેલાં પ્રેમની નીરાશામાં ઇમારતો રચતી પાતળી અત્યારે એ સર્વ ભુલી ગઇ. માત્ર એ ચીસજ એને સંભળાતી હતી અને દિશા સાધીને ત્યાં પહોંચવા માટે, એને જો પાંખ હોય તો એ રાજી થાય એવી સ્થિતિ એને થઇ ગઇ. શીમરોલીથી માધુપુરને રસ્તે જતી ગાડાવાટ તરફ એ દોડી. અંધારાની

અંદર ચાર કેમાણસો કોઇને ઘસડતાં એણે દેખ્યાં. એણે પડકારો કર્યો: "કોણ છે: ઈ માટી?"

અવાજ સાંભળીને એ ચારે જણા ચોંક્યા. એમાંનો એક બોલ્યો. "લાગે છે કોઇ સ્ત્રી. ચાલ, એક મળી અને આ બીજી પણ મળી." પાતળી એ ઘોડાની નજદીક આવી પહોંચી એટલે પેલા ચારે જણા ખડખડાટ હસી પડયા. અને બોલ્યા: "તું કોણ છો?"

"હું જે છું તે છું, પણ તમે આ કોને પકડી જાઓ છો?" નિર્ભયતાથી તારલીઆના તેજમાં પાતળીએ ચીસ મારતી જમીન પર પડેલી સ્ત્રી તરફ જોયું.

રાત્રિના આ સમયમાં એક સ્ત્રીને આ રીતે આવી સ્થિતિમાં નિર્ભયતાથી વાત કરતી જોઇને પેલા ચારેએને અજાયબી લાગી.

"તું અમને પુછનારી કોણ, ચાલ, રામદાન પકડ, એને." ચારમાંના એક જણે પડકારો કર્યો.

આ શબ્દો સાંભળી પાતળીબાઇ ખડખડાટ હસી અને એણે પોતે પણ તલવાર ખેંચી.

"તમે તમારી ભાષાના ઉચ્ચારણ પરથી સોરઠના લાગતા નથી એટલે તમને સોરઠના પાણીની કીંમત ન હોય બાકી છેટા રહે જો નકર મુંડપર માથાં નહીં રહે." પાતળીએ વીરાંગનાની વીર વાણી ઉચ્ચારી.

"ઓ હો, આ બાઇ તો કોઇ જબરી લાગે છે. જોતી નથી આ સોરઠયાણી ના કેવા હાલ થયા છે? એવાજ હાલ તારા થશે."

"થયાં થયાં. હાલ કરનારો કોઇ પૃથ્વીને પાટલે જન્મ્યો નથી. શુરવીરના દીકરા હો તો ચાર જણા થઇને આમ એક સ્ત્રીને પકડાવ? તાકાત હોય તો એક પછી એક આવી જાઓ મારી સામે. જુઓ તો ખરા. સોરઠ ધરાનું પાણી કેવું છે."

"ઠી ..........ક............ઠી...........ક તું તો જાણે ગિરની સિંહણ?" ચારમાંના એક જણાએ વ્યંગમાં કહ્યું.

"સિંહણ કે વાઘણ જે છું તે છું પણ તમે અત્યારે જીવતા જઇ રહ્યા એવું સમજી લ્યો."

"ન સમજીએ તો તું શું કરીશ?"

"મારું કહ્યું માનો અને આ દુઃખી બાઇને મને સોંપી દયો. અને તમારે રસ્તે ચાલ્યા જાઓ તો આપણો હીસાબ પતી ગયો. અને નહીં તો પછી તમારી અહીં ખાંભીઉં થશે."

"ચારે જણાએ પેલી સ્ત્રીને પાછી ઘસરડી. પોતાની હાજરીમાં સ્ત્રી જાતિનું આવું થતું અપમાન પાતળીબાઇ સહન ન કરી શકી. એણે તલવાર ઉંચકી અને ચંડિકા સમી એણે ગર્જના કરી. છોડી દો એને નહીં તો તમારા હાથ ખંભાથી જુદા પડી જશે."

આંખના પલકારામાં પેલા ચારે જણા પેલી બાઇને છોડી પાતળી ઉપર તુટી પડયા. પણ એમની અજાયબી વચ્ચે પાતળી સામે ધસી.

નિઃશબ્દ રાત્રિના સામ્રાજ્યમાં આખુંએ જગત સુતું હતું એ વખતે શીમરોલીની સામેની ધારપર તલવારો ઉછળી. એક બાજુ ચાર અને એક બાજુ એક. પણ એક તલવાર એ ચારેને વસમી થઇ પડી. તલવારપટામાં પોતાથી ચપળ આ બાઇને જોઇ પેલા ચારે જણા ગભરાયા અને વિચાર કરે છે કે શું કરવું એટલામાં તો એક જણાપર તલવારનો જનોઇવઢો ઘા આવતાંજ 'જય સોમનાથ' કરતો એ ઢળી પડયો. પોતાનો એક સાથી પડતાં ત્રણ જણા એને મુકીને નાઠા. પાતળી આઇ થોડે સુધી એની પાછળ દોડી. એને ખુબ પડકાર્યા પણ મધરાતે કોઇ દેવી લડવા આવી

પહોંચી છે એવી શંકાથી એમણે મુઠીઓ વાળીને ભાગ્યા અને પાછળ દષ્ટ પણ ન કરી. પાતળીઆઈએ એ લોકોનો પીછો છોડી દીધો. અને ત્યાંથી પાછી આવી પેલી બાઇને પુછ્યું "તમે કોણ છો? આ લોકો કોણ હતા?"

બાઇ આ પ્રશ્નો સાંભળી રડી પડી.

પાતળીએ એને ધીરજ આપી અને શાંતિથી તેની હકીકત કહેવા એને કહ્યું.

પાતળીઆઇના પ્રશ્નોનો કંઈ પણ જવાબ આપ્યા વિના બાઇ નિરૂત્તર રહી. અને હીબકાં ભરવા મંડી.

પાતળીએ એનો હાથ પકડીને એને ગામ તરફ દોરી. રસ્તામાં પણ એ બાઇ હીબકાંજ ખાતી હતી અને પાતળીના એક પણ પ્રશ્નનો જવાબ ણુએ અત્યાર સુધી આપ્યોજ નહીં. પાતળી આઇને લાગ્યું કે કદાચ એ બાઇ મુંગી હશે. ઘેર આવી એણે દીવો કર્યો અને એ બાઇને ખાટલાપર બેસાડી ફરીથી એને બધી હકીકત પુછી. પાતળી આઇનો બાપ પણ હવે જાગી ગયો હતો અને એ પણ ત્યાં આવતાં પાતળીએ ચીસ સાંભળ્યા પછીની બધી હકીકત પોતાના બાપને સંભળાવી. દીકરીનું આ શુરાતન ભર્યું કાર્ય જોઇને એ વૃદ્ધ ચારણ બોલી ઉઠયો: "બેટા તને મેં તલવાર આપી એ તલવાર તેં શોભાવી છે. ગરીબોને બચાવવામાં, દુઃખીઓને છોડાવવામાં, અને જેને સહાયની જરુર છે એને સહાય આપવામાં જે તલવારનો ઉપયોગ થાય છે એનું નામ તલવાર. બાકી તો લોખંડનું દાતરડું." પુત્રીને શાબાશી આપ્યા પછી આ વૃદ્ધ ચારણે જે બાઇને પાતળી લઇ આવી હતી તેના તરફ જોયું.

"બહેન તું કોણ છો? કયાંથી આવી છો? આ લોકોના હાથમાં શી રીતે આવી પડી?" પાતળીએ પુછેલા પ્રશ્નો ફરી પુછ્યા.

જવાબમાં એ બાઈની આંખમાંથી આંસુની ધારા આવી. ફરી પાતળી આઇએ એને આશ્વાસન આપી ધીરજ આપી. જ્યાં સુધી માણસનું દીલ રડીને ખાલી ન થાય ત્યાંસુધી એનો ભાર ઓછો થતો નથી, પાતળી આઇએ એટલા માટે આ નવતર બાઇને રડવા દીધી અને પાછું ફરીથી પુછ્યું. "બહેન તમારી હકીકત તો હવે કહો. જો હવે પહેલાં પહોરની શરુઆત થઇ ગઇ લાગે છે. એ બાઈએ હવે પોતાના હોઠ ઉઘાડયા. અને તે બોલી: "મારું ગામ ભાદર કાંઠે છમાવા."

"છમાવા?" પાતળીઆઇજ બકીને બોલી ઉઠી.

(૩)

સવારમાં છાશુંના ઘમકાર શીમરોલીમાં સંભળાયા ત્યાં સુધી પાતળી આઇને નીંદર આવીજ નહીં. પહેલી રાત્રિની ઉંઘ ગઇ, મધરાત્રિ પછી ધીંગાણું કર્યું, બાઇને છોડવીને ઘેર લાવી. બાઇની હકીકત સાંભળી અને પછી થોડાક વખત ઉંઘ મળે એ આશાએ ખાટલામાં એ પડી પણ આજે ઉંઘ એનાથી રીસાઇ ગઇ હતી. છમાવાના દેવશુરની આ બહેન ગિરમાંથી ઢોર લઈને છમાવા તરફ પાછા જતાં જુથલની સીમમાં એ બાઇનો ધણી પ્રભાસપાટણના ચાર સૈનિકોને હાથે મરાયો. નસીબ સંજોગે પોતે આજ જાગતી હતી. એ બાઈની ચીસ સંભળાઇ. પોતે ત્યાં ગઇ અને એને છોડાવી એ વિચારની પરંપરા એક પછી એક ચાલ્યાજ કરી. આજુબાજુનાં ઘરોમાં ઘંટીના સુર સંભળાયા અને પાતળી ખાટલામાંથી બેઠી થઇ ગઇ. એને દેવશુર યાદ આવ્યો. જેને પોતે પહેલીજ વખત ચહાતાં શીખી એ દેવશુર એનો થવાની એને ના પાડે એથી બીજું દુઃખ શું હોઇ શકે! દેવશુરને શીમરોલ છોડયે પંદર દિવસ થઇ ગયા હતા. આજે એની બહેન અહીં

[વધુ માટે જુઓ પૃષ્ઠ : ૧૮૮]



# કવિશ્રી ખબરદારને-

લેખક:
રા. શાંતિલાલ તોલાટ

(૧)

સંસારનાં વિવિધ દશ્ય મહીં ભમીને,
અશ્રુની સ્વચ્છ સરિતા વહતી દીઠી તેં:
શું હર્ષને કહું શું શોક પ્રસંગ માંહી,
અશ્રુથકી પુનિત માનવ સૃષ્ટિ જોઇ.

(૨)

માધુર્યમાં કંઇ ભર્યું નીર અશ્રુઓનું
ને અશ્રુમાં દીપી રહ્યું માધુર્ય અદકું;
રંગો નિહાળી નવલાં મનુબાળ કેરાં,
અશ્રુકવિ ! કંઇ રચ્યાં ગીત અશ્રુઓનાં.

(૩)

"સંદેશિકા" થકી વસંત વિભૂતિનો તેં
સંદેશ દિવ્ય અરપ્યો મીઠી ગુર્જરીને;
કિંતુ ભૂલ્યો નહિ ગીતો તવ અશ્રુકેરાં:
અશ્રુકવિ ! વિરમું હું તવ ગીત ગાતાં.




લેખક:

રા. અંબાલાલ પુરાણી

ચિત્રકાર:

રા. છોટાલાલ જોષી


બેરીસ્ટરની પરીક્ષામાં પસાર થઇ વૈકુંઠરાય વીલાયતથી નવાસવા અમદાવાદ પાછા આવ્યા. ત્યારે એમના જેવા બીજા ઘણા જુવાનોની પેઠે જંગલી દશામાં ડુબી ગએલા ભારતવર્ષને તેની કૃત્રિમ, અન્યાયી સમાજ વ્યવસ્થામાંથી મુકત કરવાનો સકારણ ઉત્સાહ ધરાવતા તથા ઉંઘતા દેશને જગાડવાનો પોતાને હક્ક મળ્યો છે એમ માનતા. એટલુંજ નહીં પણ ધર્મ, તત્ત્વજ્ઞાન વગેરેને પણ વહેમનો ઢગલો માનતા. પશ્ચિમની એક સચોટ અસર તેમના ઉપર એ થઇ હતી કે તેઓ સમૂલા નાસ્તિક નહીં પરંતુ અનાસ્તિક અને શંકાશીલ બની ગયા હતા. પોટીફ્ પાયલેટની પેઠે "સત્ય એટલે વળી શું !" એવી છાછરી અને શંકાશીલ મનોદશામાંથી તેમનાં હાસ્યવિનોદથી પૂર્ણ વાગ્બાણો ધર્મ, તત્ત્વજ્ઞાન, પૂજા, વ્રત, તહેવાર વગેરે પ્રત્યે છુટતાં, તથા તે કલ્પિત અનિષ્ટોનો નાશ થયો માની તેઓ મનમાં સંતોષ માનતા. અંતિમ સત્ય છેજ નહીં, હોય તો તે જાણી શકાય તેવું નથી અને કદાચ જાણી શકાય તેવું હોય તો પણ તેને જાણવાની જરુર નથી—આપણે જાણીએ તોપણ આપણે જે જાણીએ તે ખરું છે એમ કહી શકાય તેમ નથી. એવી દલીલની પરંપરાથી તેમણે શંકાશીલતાને—અનિશ્ચિત વૃત્તિને પોતાના અંતિમ સત્ય તરીકે સ્વીકારી હોય તેમ જણાતું હતું. પોતાને હાથે ઉપાડી લીધેલા એ વહેમખંડનમાં માનીતા કાર્ય માટે વૈકુંઠરાયને પોતાના વ્યવસાયને લીધે બહોળું કાર્યક્ષેત્ર મળતું નહીં. વળી પોતે કુટુંબ પ્રેમી પણ હતા. એટલે સાત સમુદ્રની પેલે પારથી લાવેલી પોતાની અમૂલ્ય વિદ્યાનો તથા પાશ્ચાત્ય દેશના દત્તક લીધેલા સંસ્કારોનો પ્રભાવ તેઓ પ્રથમ પોતાના કુટુંબમાં બેસાડવા પ્રયત્ન કરે એ તદ્દન સ્વાભાવિક હતું.

તેમના કુટુંબમાં સદ્‌ભાગ્યે બહુ માણસો નહતાં. તેમની વૃદ્ધ માતા, સુમતિ નામની તેમની મોટી બહેન, તેનો નાનો પુત્ર તથા કોઈકવાર પાસેનું એકાદ સગું મળીને ચાર પાંચ માણસોજ હતાં. સુમતિ મેટ્રીક પાસ થઇને કોલેજમાં એક વર્ષ ભણી હતી. બીબીઅસ પછી તેનાં લગ્ન થયાં હતાં—અને

વૈકુંઠરાય તેજ વર્ષે વીલાયત જવા માટે ઉપડયા હતા. કમનસીબે સુમતિનું સૌભાગ્ય ત્રણ વર્ષના ટુંકા સમયમાંજ સમાપ્ત થયું અને સાસરીઆમાં સાથ નહીં હોવાથી શાંત અને સૌમ્ય સ્વભાવની સુશીલ સુમતિ પોતાના એકના એક બાળક પુત્ર સાથે પોતાના પિતાને ત્યાં રહેતી હતી. વર્ષે, વર્ષે તેના પિતા પણ દેવલોક પામ્યા. અને વૈકુંઠરાયને હીંદમાં પાછા ફરવાને એક વર્ષની વાર હતી. તે સમયે આખા કુટુંબની વ્યવસ્થા સુમતિના હાથમાં હતી. એક પછી એક સંસારના ઘા લાગવાથી તથા અવસ્થાને લીધે તેમની વૃદ્ધ માતા હવે ઝાઝું કામ કરી શકતાં નહીં. તે ભજન પૂજનમાં પોતાનો સમય ગાળતાં.

સુમતિ પોતાના વિચારોને મળતી આવશે એવી આશા વૈકુંઠરાયે રાખી હતી તે તેની કેળવણી જોતાં સ્વાભાવિક હતી. શરુઆતમાં તો ભાઇને ખોટું ન લાગે એટલા માટે બહેન તેને પોતાના વિચારો સ્પષ્ટપણે જણાવતી નહીં. પરંતુ, ધીમે ધીમે વૈકુંઠરાયને માલુમ પડતું ગયું કે સુમતિ તેમની વિજય સ્વારીને વગર પ્રતિરોધે આગળ ધપવા દે એવી નહતી. ભાઇના પાશ્ચાત્ય વિચારોના રદીયા આપતાં સુમતિ કદી પણ પોતાનો વિજયધ્વજ ફરકાવતી નહીં. તે કેવળ નિર્દોષ જિજ્ઞાસુવૃત્તિથી જાણે પોતાની શંકાઓ રજુ કરતી હોય નહીં તેવી રીતે વાત કરતી. તેની દલીલોમાં પણ ડંખ ન હતો. સુમતિના એવા રદીઆઓથી વૈકુંઠરાયને પુરુષના ગૌરવની હાનિ થતી લાગતી અને તેથી અબળાઓ પ્રત્યે આદર બતાવવાની પ્રાશ્ચાત્ય ગણાતી સભ્યતા વીસારી તે ગુસ્સે થઇ જતા. એવે સમયે ગુસ્સારુપી દલીલની સચોટતા સુમતિ પ્રેમની લાગણીને લીધે સ્વીકારતી, છતાં પોતાના અભિપ્રાયો સકારણ હોવાથી જાણે પોતે તેમને છોડી શકતી ન હોય એવું તેના બોલવા ઉપરથી સ્પષ્ટ જણાઇ આવતું. સગાં સંબંધીઓ તથા મિત્રો ઘણી વાર સાંજે વૈકુંઠરાયને ત્યાં ભેગાં થતાં ત્યારે ભાઇબહેનની વાતચીત સાંભળવાની બધાને ઘણીજ રમુજ પડતી.

એક દિવસ સાંજે વૈકુંઠરાયે હેરીડીટી Heredity-તથા એવોલ્યુશન Evolution ના સિદ્ધાંતોની પશ્ચિમના ભૌતિકશાસ્ત્રીઓએ શોધ કરી છે તેનાં ખુબ વખાણ કર્યાં. સુમતિને સ્વાભાવિક જિજ્ઞાસા થઇ. તેણે વૈકુંઠરાયને પુછતાં તેમણે એ બંને સિદ્ધાંતો તેને સમજાવ્યા. કેવળ શારીરિક ગુણો તથા વ્યાધિઓ નહીં, પરંતુ માનસિક ગુણો અને શક્તિઓ પણ વંશપરંપરા ઉતરે છે અને તેમાં અનેક અટપટાં કારણોને લીધે કોઇકવાર નથી પણ ઉતરતી અથવા તો અપૂર્ણ રીતે ઉતરે છે એ હેરીડીટીનો નિયમ; તથા -એમીબા- Emeba નામના સૂક્ષ્મદર્શકમાં જોઇ શકાય એવા નાના જંતુથી શરુઆત કરી, દેડકાં, માછલાં, પક્ષી, જનાવર વગેરે પ્રાણીઓ સૃષ્ટિમાં થયાં પછી છેવટે વાનરજીવનમાં-પસાર થઇ માનવજાતિ આજે માનવતા ભોગવી રહી છે. એ ઉત્ક્રાંતિવાદ—Evolution-ને તેમણે જગતની મોટામાં મોટી શોધ તરીકે ગણાવી તથા તેના શોધક ડારવીનને વર્તમાન યુગના મહાન દ્રષ્ટા તરીકે વખાણ્યો.

સુમતિથી આ સાંભળીને હસી પડાયું. તેણે કહ્યું: "ઓત્ત તમારીની! હું તો હેરીડીટી અને એવોલ્યુશન એ શબ્દોથીજ ભડકતી હતી! આપણે ત્યાં તો માનવજાતિને લક્ષ ચોર્યાશીનો ફેરો ફરવાનો કહ્યો છે. અને તેથી માનવદેહ દુર્લભ ગણાય છે. વળી, તેનો સદુપયોગ કરે ઉન્નતિ થાય અને દુરૂપયોગ કરી માનતાનો સ્વીકારજ ન કરે તો છેવટે ફરીને પાછા લક્ષ ચોર્યાશીના ફેરામાં પડે છે એવું પણ મનાય છે. અને 'બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા,' એ ટુંકા



સગાં સંબંધીઓ તથા મિત્રો ઘણીવાર સાંઝે વૈકુંઠરાય ને ત્યાં ભેગાં થતાં ત્યારે ભાઇ બહેનની વાતચીત સાંભળવાની રમુજ પડતી.

કહેવતમાં–હેરીડીટીનું સત્ય છે. બા અને બાપાનાં લગ્ન કર્યાં ત્યારે આપણા દાદા દાદી કુલ–જોવાનો બહુજ આગ્રહ કરતાં હતાં એવું બા કહેતી હતી તેનું કારણ પણ ખાનદાની, ઉચ્ચ ચારિત્ર્ય, વગેરે ગુણો–પેઢીમાં ઉતરે છે એવી સામાન્ય માન્યતાજ હશે, નહીં વારું ?"

"હવે, કુળ વગેરે જોવામાં જુના રીવાજો માણસની પ્રગતિમાં અંતરાયરૂપ છે. શું ઉચ્ચ કુળમાં ન જન્મ્યા હોય તેઓ સદ્‌ગુણી ન થઇ શકે?"

"હું ક્યાં કહું છું? હું તો અસલ એ રીવાજનું કારણ કલ્પું છું. આજકાલની સ્થિતિ પ્રમાણે ફેરફાર કરવાની વિરુદ્ધ નથી."

"તને તો બધુંજ આપણા દેશમાં અસલ હતું એમ લાગે છે! શા માટે ચોર્યાશીલક્ષ અને ત્યાશી કે પંચાશી નહીં? તેનું કૈંક કારણ આપવામાં આવે છે? કયો ઋષિ એ બધા જાતે જોઇ આવ્યો છે? આપણે ત્યાં તો એક જણે શાસ્ત્રમાં કૈંક ઘુસાડી દીધું કે પછી બધાજ "હા! જી હા" ભણવાના. પણ કોઇ પોતાની બુદ્ધિ નહીં વાપરે! પુછો, તો કહે, "શાસ્ત્રમાં લખ્યું હોય તેનાં તે કારણ હોય?" કૈં પુરાવા નહીં! પ્રત્યક્ષ પ્રમાણ નહીં! એક ગપગોળો ચાલ્યો તે ચાલ્યો!"

"આપણને ક્યાં ઋષિઓને પુછવાની તક મળી છે કે જાણી શકીએ? એમને શા માટે જાણી જોઇને ખોટું લખવું પડે? વારું, એ તો ઠીક, પરંતુ, આજે પણ વાંદરાંમાંથી માણસો થતાં હશે નહીં વારું? વળી એ શોધ કરનારાઓમાં કેટલાક તો જીવતા પણ હશે" સુમતિએ પુછ્યું.

"આજે વાંદરામાંથી માણસ ન થઇ શકે તેનાં ઘણાં કારણો છે: પરંતુ અનેક પુરાવાઓ ઉપરથી એટલું 'ચોક્કસ સાબીત થઇ શકે તેમ છે કે માનવજાતિ વાનરમાંથી આવેલી છે; 'અને એ રીતે વાનર એ માનવનો પિતા છે!" વૈકુંઠરાયે હીંમતથી કહ્યું.

"અનુમાનથી તમે સાબીત કરો છો તેમ શાસ્ત્રના મત માટે પણ કંઈક અનુમાન તો હશેજ ને? અસલની આપણા દેશની અને આજકાલના યુરોપની જ્ઞાન મેળવવાની પદ્ધતિમાંએ કંઈક ફેર તો હશે ને? અને એવી બે જુદી પદ્ધતિઓ એકજ સત્યને શોધી કાઢે એમ કેમ ન બને?" સુમતિએ ઉત્તર વાળ્યો.

"આપણા લોકની જડતાની વાતજ જવા દે ને! શાસ્ત્રમાં કંઈક સાંભળ્યું એટલે પછી બધાંજ અંધશ્રદ્ધા રાખી તેનો સ્વીકાર કરવાનાં. પરંતુ, નવા વિચારો કોઈને સુઝવાના નહીં. જાણે ઋષિમુનિઓજ બધું કરી ગયા, અને આપણે તો હવે કશું કરવાનું છેજ નહીં! યુરોપમાં તો હવે "માનવ"ની હદ આવી રહી છે એવું ત્યાંના તત્વવેત્તાઓને જણાવા માંડયું છે. Superman (અતિ માનવ) ની possibilities (શક્યતાઓ) તેમણે એ જોવા માંડી છે. માનવજાતિ progress (પ્રગતિ) કરીને પોતાનો વિકાસ કરવો જોઈએ. એ નવી જાતિ આગળ આજકાલનો માનવ ક્ષુદ્ર થઇ રહેશે. જાતિ, અનીતિ, સુખ, દુઃખ વગેરે ક્ષુદ્રતાઓ-થી તે પર થશે. આપણે ત્યાં તો બધુંજ શાસ્ત્રોમાં આવી રહેલું એટલે આગળ વિચાર કોણ કરે?"

"તમે પાછા કહેશો કે "જુનું તેટલું સારું" એમ હું માનું છું પણ ખરેખર! તત્વજ્ઞાન, ધર્મ, ઇશ્વરપ્રાપ્તિ વગેરે વિષયો-માં આપણા દેશમાં જેટલાં સમર્થ ગ્રંથનો થયાં છે તેટલાં બીજા દેશોમાં થયાં હશે કે નહીં તે શંકાસ્પદ છે. તમે Superman-અતિમાનવ-ની વાત કરો છો એ વિચાર પણ આપણે ત્યાં તદ્દન નવો નથી. અલબત્ત સર્વાંતે તે પશ્ચિમના વિચારને બરાબર મળતો આવે છે એમ તો હું નથી કહેતી પરંતુ બંનેનું સત્ય એક છે એવું મને લાગે છે."

"કાલે તો તું કહેશે જર્મનીના સરદાર હીન્ડનબર્ગે જે લશ્કરી હીલચાલ કરી તે પણ આપણા વેદમાં આવેલી છે અને સો વર્ષ પછીથી થનારી સઘળી શોધખોળો આપણા કોચરાની સાલના વેદ, પુરાણ, શ્રુતિ-સ્મૃતિ વગેરેમાં ક્યારનીએ નોંધેલી છે." વૈકુંઠરાય ગુસ્સામાં બોલી ઉઠયા.

'હું કહું તે સાંભળો તો ખરા! વાર્તા તમને સાચી ન લાગે તો પણ સૂચક, સરળ અને સુંદર છે. એક વખત બ્રહ્માએ સર્વ દેવતાઓને ભેગા કરીને જુદા જુદા પ્રાણી-ઓના દેહો અનુક્રમે બનાવ્યા. અને દેવતાઓ-ને તેમાં પ્રવેશ કરવાને કહ્યું. પરંતુ, દેવતા-ઓ તો નાની "ના" જ કહે. છેવટે બધા દેહો બતાવી રહ્યા પછી તેમને માનવદેહ બતાવ્યો એટલે તેઓ બોલી ઉઠયાઃ 'આ તો સંપૂર્ણ છે. અમે આમાં-વ્યક્ત થઇ શું.' એટલે સ્થૂલ અને સૂક્ષ્મ માનવદેહ વિના દિવ્ય શક્યતાઓ વિશ્વમાં આવિર્ભાવ નજ પામી શકે. માનવમાંજ દેવ પ્રગટ થઈ શકે." વૈકુંઠરાયને આ પ્રમાણે રદીઓ મળેલો જોઇ બધાં ખડખડ હસી પડયાં.

મૂલથીજ સુમતિ ધાર્મિકવૃતિવાળી હતી. વિધવા થયા પછી તેનું મન એ દિશામાં વધારે વળે એ કુદરતી હતું. સારા કુટુંબોમાં કથા, કીર્તન, વગેરે શ્રવણ કરવાથી તેનામાં સામાન્ય જ્ઞાનની દૃષ્ટિ થઇ હતી. વળી તે પોતે પણ વાંચવાની ઉત્સાહી હતી. તથા અંગ્રેજી ભણેલી હતી એટલે સારામાં સારાં પુસ્તકો પણ વાંચી શકતી. તેનો એ વિષય ઉપરનો કાબુ પંડિતના જેવો શુષ્ક નહીં પરંતુ તેના જીવન જોડે જડાએલો હોવાથી વધારે સજીવ અને સ્વાભાવિક લાગતો. તેની સંસ્કૃત-મય ભાષા પણ તેના મુખમાં શોભતી, અને સૌમ્યતાની છાપમાં ઉમેરો કરતી. પ્રભુપ્રાપ્તિ માટે તેને બાલ્યાવસ્થાથી તાલાવેલી લાગેલી

હતી. તથા લગ્ન થયા પછી ગૃહ જીવનમાં પણ પૂજા, ધ્યાન વગેરે પોતાની મરજી પ્રમાણે કરતી. મનને શાંત કરવાનો, સર્વ કર્મોમાં અનાસકત રહેવાનો, સર્વ કર્મો પ્રભુને અર્પણ કરી તેને ચરણે ધરવાનો તે પ્રયત્ન કરતી.

પોતાના ભાઈને ક્ષોભ પામેલા જોઈ તે તુર્ત ચેતી ગઈ અને બોલી: "ના, હું કંઈ એમ નથી કહેતી આપણા તત્ત્વજ્ઞાનનો અને ધર્મનો એકેએક વિચાર જેવા છે તેવાને તેવા તદ્દન



પૂજારી મહારાજ બોલ્યા: ભાઈઓ, જાઓ હવે ઠાકોરજીને પોઢવાનો સમય થયો છે.

ખરો છે. પરંતુ ઉપનિષદ, ગીતા, વેદ વગેરેમાં આધ્યાત્મિક જીવનનાં ઘણાં અમૂલ્ય સત્યો છે એટલું તો તમે પણ કબુલ કરશો, કેમ નહીં, વૈકુંઠભાઈ?"

"ઉપનિષદ અને ગીતા ઠીક છે, પરંતુ વેદમાં તો માનવજાતિની પ્રાથમિક અવસ્થામાં રચાએલી કવિતા છે, તેમાં વળી આર્ય લોકો હીંદમાં આવ્યા અને વસવાટ કર્યો તેનો ઇતિહાસ, રાજાઓ વચ્ચે થએલી લડાઈઓનાં વર્ણન અને વરસાદ, સૂર્ય, ચંદ્ર, અગ્નિ

ઉષા વગેરે કુદરતની વિધવિધ શક્તિઓની પૂજા તથા સ્તુતિનાં ગાનો સીવાય બીજું કશું નથી–" વૈકુંઠરાયે પાછો પશ્ચિમનાં ભૌતિક, તથા આર્ય લોકોના આધ્યાત્મિક શાસ્ત્રો ઉપરનો પોતાનો કાબુ બતાવ્યો.

"તમે શા ઉપરથી કહી શકો છો કે એજ પ્રમાણે છે? આપણામાં તો "વેદ" સમજવા બહુજ અઘરા ગણાય છે. અને "વેદ" તો કોઇ વિરલાજ જાણી શકે એમ માનવામાં આવે છે."

"અરે, મેક્ષમુલેર, પોલ ડયુશન, બુલર, વીલીઅમ, મોઝીઅર વગેરે મોટા મોટા વિદ્વાનો કહે તે શું ખોટું હોય?"

"તમે જાતે વેદ વાંચ્યા છે? જાતે વિચાર્યા છે?" સુમતિની સચોટ ટકોર બરાબર વાગી. તેણે તો ચાલુ રાખ્યું: "તમે તો પ્રત્યક્ષ પ્રમાણમાં માનનારા છોને? આપણા લોકો જાતે સાક્ષાત્કાર કરી જોવામાં માને છે. તમે મેક્ષમુલર વગેરેનાં નામો આપો તે તો પાછી શાસ્ત્રનાં પ્રમાણો ટાંકવાના જેવીજ વાત કહેવાય! એમ તો અત્રિ, ભારદ્વાજ, વિશ્વામિત્ર; વશિષ્ટ વગેરેના રચેલા વેદ શા માટે તમે કહો છો તેવા નિર્માલ્ય હોવા જોઇએ?"

"તમારા વેદમાં તો પાછો અધિકાર જોઈએ! કોઇ માણસ કને જઇએ તો તે શીખવે પણ નહીં! સાક્ષાત્કારમાં પણ અધિકાર! અધિકાર એટલે શું? તો કે જિજ્ઞાસુ હોય તેજ નાલાયક ઠરે અને આપણા વલ્લભદાસકાકા જેવો અંધશ્રદ્ધાળુ પહેલો નંબર ગણાય! એજ કે બીજું!"

"રેતીનાં રણમાં પાણીને માટે તરસ લાગે છે તેવી જ્ઞાનની જિજ્ઞાસા તો આધ્યાત્મિક જીવનમાં અધિકારરૂપ ગણાય છે. પણ જુદા જુદા પ્રકારનો પણ અધિકાર તો બધેજ હોવાનો. તમે મેટ્રીક થાઓ તોજ દાકતરની કોલેજમાં જવાય. અમને કોલેજમાં એક્સ-રેનો પ્રયોગ બતાવ્યો હતો ત્યારે પણ રામલા માળીને તો તે ચમત્કારિકજ લાગતો હશે. ભલેને તે દર વર્ષે એકવાર છેલ્લાં દસ વર્ષથી જોતો હોય! વળી સાયન્સના વિદ્યાર્થીઓ જે સમજી શકે તે બીજા વિદ્યાર્થીઓ સામાન્ય માહીતી છતાં પણ ન સમજી શકે કારણ કે તેમનો અધિકાર એટલો ઓછો હોય છે. માણુસની આંખો તો જોઈ શકે. આંખ કંઈ ઓછું સમજી શકવાની છે? સમજવા માટે તો બીજીજ તૈઆરી જોઇએ છીએ. તેનુંજ નામ અધિકાર."

"પરંતુ મેટ્રીકમાં તો ઢેડ, ભંગી ગમે તે બેસી શકે તે કેમ ભુલી જાય છે?" વૈકુંઠરાયે પુછ્યું.

"ના. ગમે તે નહીં જેને પ્રીલીમીનરીનું ફોર્મ મળે તેજ બેસી શકે! અને તેમાં પણ જે બેસે તે કંઈ—પાસજ થાય એવો પણ નિયમ નથી."

ભાઇ બહેનની વાતો રસાકસી ઉપર ચઢી હતી એટલામાં એમના સાખ પાડોશી વૈષ્ણવ, વલ્લભદાસકાકા જુની ઢબનું અંગરખું ને અમદાવાદી પાઘડી પહેરીને આવ્યા.

"કેમ બહેન! કાલે ગોકળ અષ્ટમી છે તે આપણે ત્યાં જાગરણ કરવા આવશેને?" તેણે સુમતિને પુછ્યું.

"હા, કાકા! આવીશ. તમારે ત્યાં ભાગવત છે તેમાંથી કૃષ્ણ જન્મનો ભાગ કાઢીને વાંચી સંભળાવીશ. બધાં શાંતિથી સાંભળશે કે પછી 'હો,' 'હો,' ચાલ્યા કરશે?" તેણે હસતાં હસતાં ડોસાને પુછ્યું.

"નારે બહેન! એ તો છોકરાંઓ બેધડી તોફાન કરે. પણ તે દિવસે વાલ્મિકી રામાયણમાંથી રામના વનવાસની કથા તેં રામનવમીને દિવસે વાંચી સંભળાવી ત્યારે નાનાં મોટાં

બધાંની આંખોમાં પાણી આવ્યાં હતાં તે નથી સાંભરતું? ત્યારનાં છોકરાં સુદ્ધાં તું વાંચવા બેસે છે કે પલાંઠીવાળી સાંભળવા બેસી જાય છે—"

"વારું ત્યારે, પ્રેમાનંદના દશમસ્કંધમાંથી પણ થોડું ગાઇશું,—અને નવમીને દિવસે ગીતાના અઢારે અધ્યાય વાંચી સંભળાવીશ, બોલો, પછી કંઈ છે?"—

ડોસા વૈકુંઠરાય બેઠા હતા તે તરફ ફરીને બોલ્યો: "આ તમારી બહેન, કની, અમારો ગુરુ છે! જ્યારથી એણે આવવા માંડયું છે ત્યારથી ગોપાળની બા લઢની પણ ઓછી થઇ છે, હાં–હું તો સાચી વાત કહું છું. પૂર્વ જન્મનાં સંચિત કર્મ હોય તોજ આટલી ઉમ્મરે આવી બુદ્ધિ સુઝે! કેમ ભાભી?" તેણે સુમતિની મા તરફ જોયું.

"એ સૌ વડીલોના પુણ્ય પ્રતાપ છે." તેણે નીસાસો મુકીને કહ્યું. તેના મનમાં સુમતિની વૈધવ્યદશા સાલની તે સ્પષ્ટ જણાયું.

"બા, કાકા જ્યારે વખાણ કરવા બેસે છે ત્યારે જરાએ બાકી રાખતા નથી. હું નવરી હું ત્યારે તમારે ત્યાં આવીને એકવાર વાંચું છું એમાં શું મોટો ઉપકારનો બોજો ચઢી જાય છે? બોલો?"

વૈકુંઠરાય આટલી વાર મુગા બેઠા હતા. તેમણે વચમાંજ બીજી વાત ઉપાડી.

"આપણા લોકો ગોકુળ અષ્ટમીને દિવસે કૃષ્ણની પૂજા કરે છે તે મને આપણા લોકોની નીતિને હાનિકર્તા લાગે છે. એના કરતાં રામની પૂજા વધારે સારી છે." જાણે પોતે રામના ઉપર ઉપકાર કરી તેને પોતાના કડક અભિપ્રાયમાંથી જતા કરતા હોય તેવી આત્મ-સંતોષી લાગણીથી તેમણે કહ્યું.

"ભાભી! આ તમારો વૈકુંઠ, વીલાત જઇને બીજી બધી વાતે સારો થઈ આવ્યો પણ નાસ્તિક થઇ આવ્યો એ બહુ ખોટું થયું." ડોસાએ તેની મા તરફ ફરીને કહ્યું. હડહડતા વૈષ્ણવથી વૈકુંઠરાયનું વિચાર સ્વાતંત્ર્ય સહન ક્યાંથી થઇ શકે?

"પરંતુ અનીતિવાન માણસની પૂજા કરવાથી–"

વૈકુંઠરાય પોતાના મતના સમર્થનમાં દલીલ કરવા જતા હતા પરંતુ વચમાંજ વલ્લભદાસે મોટો ઘાંટો કાઢી, હાથ લંબાવીને કહ્યું. "એ. ભાઇ! દેવનાં ચરિત્રો અક્ષરે અક્ષર ન લઇએ, એમાંથી તો સાર લેવાનો હોય."

"કાકા, શું "સાર" "સાર" કરો છો? પહેલાં તો શ્રીકૃષ્ણ થયા હતા કે નહીં તેજ શંકાસ્પદ છે. કેટલાક કહે છે કે તે માત્ર કવિની કલ્પના છે વળી વિદ્વાનોનો એવો મત છે કે જો કૃષ્ણ થયો હોય તો એક નહીં પરંતુ ત્રણ કૃષ્ણો થએલા હોવા જોઇએ."

"આ શી વાત કરે છે?" વલ્લભદાસ ડોળા ફાડી મજાક કરવાનો ભાવ ધારણ કરી પોતાનો ગુસ્સો તથા તિરસ્કાર છુપાવવા લાગ્યા. વૈકુંઠરાય તો આગળ હંકારતાજ હતા.

"જુઓ, પહેલો કૃષ્ણ જેને ઉપનિષદમાં "દ્વૈપાયન" તથા દેવકીસુત કહેવામાં આવ્યો છે તે; બીજો ગોકુલમાં આહીર જાતિમાં જન્મ્યો હતો તે–ત્રીજો–મથુરામાં જેણે રાજ્ય કર્યું અને કાળયવનથી હારી જેણે–દ્વારિકામાં પોતાની રાજધાની કરી ને તે. એમ ત્રણ કૃષ્ણ થએલા હોવા જોઇએ."

વલ્લભદાસને તો શ્રીકૃષ્ણનો એક વચનમાં તુંકારીને ઉપયોગ થતો જોઇ મનમાં કંઈ કંઈ થઇ આવ્યું. પરંતુ પોતાના વેગને રોકી ઉદાસીન વૃત્તિ ધારણ કરી બોલ્યા: "ભાઇ! તારું ભાષણ બંધ કર. મારાથી તારી સામે મગજમારીમાં નહીં પહોંચાય. રામ રામ! કેવાં નાસ્તિક વચન બોલે છે? શ્રીકૃષ્ણ ભગવાન વીશે આવું બોલીએ તો પાપ લાગે."

[ વધુ માટે જુઓ પૃષ્ઠ: ૬૯૪ ]




# મારા પ્રવાસની બીનજવાબદાર કહાણી

લેખક:
રા. કનૈયાલાલ મા. મુનશી,
પ્રમુખ, સાહિત્યસંસદ

[ અનુસંધાન પુસ્તક ૧૪: અંક ૧; પૃષ્ઠ ૧૧૩ થી. ]

૩

–પછી, એટલે આશરે ઇ. પૂર્વ ૩૮૭ માં ગોલ લોકો રોમ પર તુટી પડયા અને રોમને શરણ થવું પડયું. આખરે ગોલના સેનાપતિને ૧૦૦૦ શેર સોનું આપી પાછો મોકલવાની શરત જેમ તેમ કરી. એ સોનું તોળાતું હતું ત્યારે ગોલનો સેનાપતિ ખોટાં શેરીઆંથી તોળવા લાગ્યો. કોઇએ વાંધો લીધો. સેનાપતિએ ગુસ્સામાં પોતાની તરવાર પણ શેરીઆંઓ સાથે નાખી ને બ્રહ્મવાક્ય ઉચ્ચાર્યું: "Woe to the Vanquished!" ("જે હારે તેના ભોગ!")

એટલામાં શહેરનો સર્વસત્તાધિકારી આવી પહોંચ્યો, અને સોનું પાછું લઇ જવા કહ્યું. "રોમ સોનું નહીં આપે, લોખંડ આપશે." કહી નીરાંતે બેઠેલા ગોલો પર તે તુટી પડયો ને તેમને હાંકી કાઢયા, અને રોમ ફરી બંધાયું.

–૨૫૦ વર્ષમાં રોમ આખી ઇટાલીનું માલીક થયું. તેણે રાજ્યવ્યવસ્થાનું સર્વાંગદર્શન કરવા માંડયું. લોકસભા, પ્રતિનિધિસભા, મેજીસ્ટ્રેટો વગેરેની સંસ્થાઓને સુદૃઢ કરી. જીતેલાં શહેરોને સ્થાનિક સ્વરાજ્ય આપ્યું; અને સર્વોપરિ સત્તા પોતાના હાથમાં રાખી; અને છતાં પ્રમુખોની સર્વ સત્તાધિકારીની–Dictator ની-કાર્યવાહી સત્તા અભેદ્ય રાખી. આમ સ્થાનિક સ્વાતંત્ર્ય, લોકશાસનાત્મક રાજ્યતંત્ર અને એકહથ્થુ કાર્યવાહી સત્તા એ ત્રણનો અદ્ભુત સમન્વય દુનીઆમાં પહેલી વાર થયો ...અને રોમે કટોકટીને વખતે વ્યવસ્થા સાચવી, એકજ માણસને સર્વસત્તાધિકારી–dictator–કરવાની અપૂર્વ પદ્ધતિ ચાલુ રાખી.

–પ્રજાસત્તાક રાજ્ય ચલાવવું એ ઘણી અઘરી વાત છે, પણ લોકોનું સ્વાતંત્ર્ય અને રાજ્યકારભારમાં અભિપ્રાય આપવાના હક્ક બંને કાયમ રાખી કાર્યવાહી અધિકારીઓના અધિકાર નિયમબદ્ધ છતાં સ્વતંત્ર રાખવો એમાંજ વ્યવસ્થાનું રહસ્ય છુપાયું છે. એ રહસ્યને હજી આપણે પીછાણ્યું નથી. કાં તો અધિકારીનો દોર અનિયંત્રિત હોય તો આપણે નમતું આપીએ છીએ; અને નહીં તો બને ત્યાં સુધી લોકશાસનને નામે અધિકારીઓની કાર્યવાહી સત્તા પર આક્રમણ કરી તેને નિર્બલ કર્યા કરીએ છીએ.

–અત્યાર પહેલાં સીકંદરે પોતાની વિજયી સેનાવડે સિંધુ સુધી વિજય મેળવ્યો હતો. તેનો સગો પીરહસ—ઇટાલીના એક શહેર ટેરેન્ટમ, જે આપણે બ્રીંડીસીથી નેપલ્સ આવતાં જોયું તેના નિમંત્રણે ગ્રીકનું કેળવાયલું સૈન્ય

લઇ ઇટાલી પર તુટી પડયો. પહેલી વાર ગ્રીસનાં સુશિક્ષિત લશ્કર અને હાથીઓ જોડે રોમના યોદ્ધાઓ બાથડયા. એક યુદ્ધમાં પીરસ જીત્યો, પણ રોમન યોદ્ધાઓને જોઇ બોલી ઉઠ્યો કે -" જો હું સેનાની હોઉં અને રોમવાસીઓ મારા સૈનિકો હોય તો હું આખી દુનીઆ જીતું.!" આખી દુનીઆ જીતનાર સીકંદરની પ્રણાલિકાઓથી વાકેફ સૈન્યના નાયકના મુખમાં આ પ્રશંસા રોમનોની શક્તિ ને વીરતાની અજબ રીતે સાક્ષી પુરે છે.

આખરે રોમન વીરોની વ્યવસ્થિત યુદ્ધ-પદ્ધતિ ને અણકચરાએલા ઉત્સાહ આગળ પરદેશીઓએ નમતું આપ્યું.

## ૪

કાર્થેજ ઉત્તર આફ્રીકામાં આવેલી એક વ-ઉપારી જાતિનું મથક હતું, અને સદીઓ થયાં ભૂમધ્ય સમુદ્રમાં આવેલાં નાનાં મોટાં ગ્રીક સંસ્થાનોને હંફાવી રહ્યું હતું.

રોમે વિજયના મદમાં કાર્થેજ જોડે પહેલો વિગ્રહ–*First Punic war*–સીસીલીનો ટાપુ મેળવવા માટે કર્યો. એ વિગ્રહ કરતાં કરતાં રોમન સરદારો નાકા-સેનાધિપતિઓ થઇ ગયા, અને રોમન લશ્કર દરીઆઇ લશ્કરમાં ફેરવાઇ ગયું. સત્તર વર્ષના એ વિગ્રહ દરમ્યાન રોમે દરીઆઇ સત્તાનો પાયો નાંખ્યો.

આ પહેલા વિગ્રહની એક સુંદર કથા છે: એક પ્રસંગે કાર્થેજ જીત્યું, અને રોમ હાર્યું. રોમની શક્તિ ને સમૃદ્ધિ બંને ખુટયાં એટલે કાર્થેજે એમ ધાર્યું કે તે સલાહ કરશે, અને તે માટે એલચીઓ મોકલ્યા.

રોમન સેનાપતિ રેગ્યુલસ તે વખતે કાર્થેજમાં કેદી પડયો હતો, તેને પણ છુટો કરી એલચીઓ જોડે મોકલ્યો કે જેથી પોતાના સ્વદેશીઓને તે સમજાવી શકે. રેગ્યુલસે કાર્થેજને વચન આપ્યું કે જો સલાહ નહીં થાય તો હું પાછો આવી કેદી થઈ રહીશ.

થાકેલા હારેલા રોમમાં તો બધા સુલેહ કરવા તૈઆર હતા. તે બધા રેગ્યુલસની સલાહ પુછવા ગયા.

સુલેહ થાય ને પાછા ઘેર આવે એ લાલસા કોને થયા વગર રહે?

પણ રેગ્યુલસે કહ્યું : "જે અમારા જેવા કેદીઓ દુશ્મન દેખતાં મુઆ નહીં, જે જીવતા પકડાઇ ગયા તેને પાછા આણવાની પરવા શી? તેમને મરવા દો. જ્યાં સુધી કાર્થેજ શરણ ન થાય ત્યાં સુધી યુદ્ધ ચાલુ રાખો."

ભયંકર દેશભક્તિ! રોમે તેનું માન્યું ને સલાહ કરવા ના પાડી. વૃદ્ધ રેગ્યુલસે પોતાનું વચન પાળ્યું. સલાહ ન થઇ એટલે પોતાની મેળે રડતા કકળતા સ્વદેશીઓને છોડી કાર્થેજ આવ્યો. જેને સલાહ કરવા મોકલ્યો તેણેજ સલાહ ન કરવા દીધી. સ્વદેશ, સ્વાતંત્ર્ય માટે આ હીંમત કરનાર પર કાર્થેજનો કોપ પછી ઝાલ્યો રહે? દુશ્મનોએ તેની આંખની પાંપણો કાપી નાંખી, તેને ખીલાવાળા પીપમાં નાખ્યો અને પાંપણ વિનાની ઉઘાડી આંખે આ-ફ્રીકાના પ્રખરતમ સૂર્યનો તાપ જોવા રણમાં નાંખ્યો......ભુખ્યો તરસ્યો, તાપે જળ્યો, દિવસોના દિવસો વેદના સહી તે મુઓ.......

કાર્થેજના અગ્રણીઓ 'બારકા' વંશના હતા. તે વંશના પ્રતિનિધિ હેમીલકાર રોમની વધતી જતી સત્તાને ચિંતાથી જોઇ રહ્યો, અને તેણે પોતાના નાના બાળક હેનીબાલ પાસે ગમે તે પ્રકારે રોમનો વિનાશ સાધવાના સોગંદ ખવડાવ્યા.

ખોએલા સીસીલીને બદલે સ્પેન મેળવવા કાર્થેજે પ્રયત્ન કર્યો. તેને રોમની બદદાનતનો સ્પષ્ટ ખ્યાલ આવ્યો હતો.

હેમીલકાર ગુજરી ગયો; તેના દોહી જમાઇને મારી નાખવામાં આવ્યો; અને તેના ૨૯ વર્ષના પુત્ર હેનીબાલને કાર્થેજના લશ્કરનો નાયક નીમવામાં આવ્યો.



હારે તેના ભોગ!

૫

ત્યાર પછી કાર્થેજે જે વિગ્રહ આરંભ્યો તે અને હેનીબાલનાં પરાક્રમો અમર ઇતિહાસમાંનું એક તેજસ્વી પ્રકરણ છે. કાર્થેજ આત્મસંરક્ષણ માટે, તેને ગુંગળાવતા શત્રુનો વિનાશ કરવા માટે જે મહા પ્રયત્ન કરી રહ્યું તેની મૂર્તિ તે હેનીબાલ. એની કારકીર્દી દ્વેષી રોમન.. ઇતિહાસકારોની તિરસ્કારભરી કલમથી લખાઇ છે. છતાં એજ લખાણો ઉપરથી તે કેવો અદ્‌ભુત નર હશે તે તરી આવે છે।

યુદ્ધકલામાં બાહોશ, વ્યૂહરચનામાં સર્વગ્રાહી, મુસદ્દીપણામાં અસ્પૃશ્ય, સૈન્યનો ભક્તિભાવ આકર્ષવામાં અપ્રતિમ, આ દેશદાઝે જળતો.વીરોત્તમ સદા ઉદાર, ઉતાળ અને ટેકી .હતો: પિતાને આપેલું વચન સિદ્ધ કરવા, દ્વેષથી જળતો, પોતાના સ્વદેશને સંરક્ષવાના હેતુથી પ્રેરાએલો તે ઇટાલી પર આક્રમણ કરી રહ્યો.

તેણે સ્પેનથી કુચ શરૂ કરી દુરાક્રમણીય આલ્પ્સ ઓળંગ્યો, અને ઇટાલીનાં અનેક સમરાંગણોમાં વિજય પ્રાપ્ત કર્યો. પણ હાર્યે પણ હાર કબુલ ન કરવાની રોમની ટેવ જાય એવી નહતી. જ્યારે એક મૂર્ખ હારીને પાછે પગે રણમાંથી ઘેર.આવ્યો ત્યારે પણ રોમની સેનેટે તેનો જાહેર રીતે આભાર માન્યો. "તેં આત્મઘાત ન કર્યો એજ બતાવે છે કે તારા દેશની મુક્તિમાં તારી શ્રદ્ધા ખુટી નથી."

વિનાશ પછી સજીવન થવાની રોમની શક્તિ અદ્‌ભુત હતી; હીંમત અને એકતા તેનાં અચલ હતાં, દુશ્મનોમાં દગો પ્રેરવાની તેની શક્તિ પણ જાદુઇ હતી. અને તેને સદ્‌ભાગ્યે કુસંપી કાર્થેજ જોઇતી મદદ હેનીબાલને આપતું નહીં. એક તરફ એક નરવીર, બીજી તરફ એક વીરરાષ્ટ્ર. પરિણામે હેનીબાલે અતુલ વિજયોની પરંપરા મેળવી છતાં ધીમે ધીમે તેની શક્તિ ક્ષીણ થતી ગઇ. આખરે રોમનોએ હેનીબાલના ભાઇ હેસ્ડ્રુબાલનું લશ્કર કાપી નાખ્યું, અને લોહીથી નીગળતા તેનાં શિરનો હેનીબાલને સંદેશો મો-

કર્યો. તે પ્રસંગનું વર્ણન કરતાં રોમન કવિ હેનીબાલના મુખમાં કરુણાત્મક નિરાશાથી નીતરતા આ શબ્દો મુકે છે:

"આપણે હરણ સમાં છીએ. વરુઓનાં ભક્ષ્ય છીએ. છતાં જેનાથી નાસી છુટવામાં વિજય છે, તેની પાછળ પડયા છીએ! હવે કાર્થેજમાં ગર્વનો સંદેશવાહક હું મોકલી શકવાનો નથી. નષ્ટ થઇ છે આપણી સઘળી આશાઓ અને નષ્ટ થઇ છે આપણી જાતિનાં સદ્ભાગ્ય. કારણ કે હેસ્ડ્રુબાલ મરી ગયો છે."

બીજે વર્ષે રોમન સેનાપતિ સીપીઓએ સ્પેનમાં વિજય મેળવ્યો અને કાર્થેજ પર આક્રમણ કર્યું. ત્રણ વર્ષમાં કાર્થેજને બધા પ્રાન્તો છોડવા પડયા, હાર કબુલ કરવી પડી અને પોતાનું નૌકાસૈન્ય અને ધન રોમને આપી દેવું પડ્યું. કાર્થેજની કીર્તિ ને સત્તા રોમે લુંટી લીધી છતાં તેને સંતોષ થયો નહીં.

કાર્થેજની કથા ઇતિહાસમાં કમકમાભરી છે. સર્વભક્ષી રોમે કાર્થેજનો વિનાશ કરવાનો સંકલ્પ કર્યો. નિરાધાર કાર્થેજે બધું છોડી દેવાની કબુલાત આપી. શસ્ત્રો માગ્યાં તો તે પણ આપી દીધાં. બધું લીધા પછી રોમે આજ્ઞા કરી: શહેરીઓએ કાર્થેજ શહેર જમીનદોસ્ત કરી નાખવું અને નવું શહેર વસાવી તેમાં રહેવું! નિઃશસ્ત્ર અને નિરાધાર કાર્થેજવાસીઓ આ કરવા કબુલ ન થયા. હેનીબાલના નગરમાં જે કંઈ રહીસહી માનવતા હતી તે ભભુકી ઉઠી. લોકો રડયા, કકળ્યા, અકળાયા, ગુસ્સે થયા. પણ નિશ્ચલ વિધિની આજ્ઞા સમો રોમનો સેનાપતિ વિનાશ શીવાય બીજું કાંઇપણ સાધવાને કબુલ ન હોતો.

નગરના પહેલાં પોતે મરવાને કાર્થેજનાં સ્ત્રીપુરુષો તૈઆર થયાં. તેઓએ ગુલામોને સ્વાતંત્ર્ય બક્ષ્યું, હેનીબાલને સેનાપતિ કર્યો. મંદિરોને હાથીઆર બનાવવાની દુકાનો બનાવી, સ્ત્રીઓએ પોતાના વાળ કાપી ધનુષ્યોની પણછ કરી.

રોમ પોતાને માટે જેવું પ્રતાપી ને સંયમી હતું તેવુંજ દુશ્મનો માટે દુષ્ટ અને ક્રુર હતું. ત્રણ વર્ષ સુધી તેણે કાર્થેજને ઘેરો ઘાલ્યો, અને કાર્થેજનાં સ્ત્રીપુરુષોએ અદ્ભુત સ્વદેશપ્રેમ, વીરતા ને આત્મત્યાગ બતાવ્યાં. ત્રણ વર્ષે જ્યારે રોમન સેનાની સીપીઓ ગામમાં પેઠો ત્યારે થોડા ઘણા રહેલા કાર્થેજવાસીઓ શેરીએ શેરીએ અને ઘેરે ઘેર લઢયા. આખું ગામ મરેલાં અને મરતાંઓથી ભરાઇ ગયું. સ્ત્રી, છોકરાં, અને વૃદ્ધો જે સંતાઇ રહ્યાં હતાં તેમને પકડી રોમનોએ મારી નાખ્યાં......

આખરે નવસો જણ હેનીબાલ તેની સ્ત્રી અને છોકરાઓ સહિત મંદિરમાં ભરાઇ બેઠાં. આખરે હેનીબાલ શરણ થયો. અને બાકીનાએ પોતાના સેનાનીની કાયરતા પર ધીટકાર કરી મંદિરને ચેતાવી દીધું. હેનીબાલની સ્ત્રીએ પોતાનાં છોકરાંઓનાં ડોકાં કાપી આગમાં વધેર્યાં, અને પછી પોતે પણ તેમાં જઇને પડી.......

સીપીઓએ આખરે કાર્થેજ લુટયું, તેને જમીનદોસ્ત કર્યું, અને તેની ભૂમિને દેવની ઝનુનમાં અનેક શાપો આપ્યા. આમ કાર્થેજ દુનીઆમાંથી ઉખડી ગયું.......

કાર્થેજના વિનાશમાંથી રોમની મહત્તા પ્રગટી.

સામ્રાજ્યની રચના પારકાનાં સ્વાતંત્ર્ય અને સુખની કચ્ચરો પર થાય છે. જે સ્વદેશ માટે મુઆં તેના પર વિસ્મરણની રાખ ફરે છે. જે પારકાને દુઃખે ફાવ્યા તેનો નાયક સીપીઓ 'આફ્રીકેનસનું' બીરુદ પામી ઇતિહાસની શોભામાં અભિવૃદ્ધિ કરતો, રોમને અનંત કાળ સુધી અમર કરી મુકે છે......અને બહાદુર, ઉદાર, સ્વદેશપ્રેમી હેનીબાલનો આત્મા સ્વદેશવીહોણો ઝુરતો અમરધામમાં પણ અટુલો રઝળતો ફરે છે.



ઓગસ્ટસ સીઝર

એક પ્રવાસ પૃષ્ઠ ૧૫૪: ]



રેગ્યુલસ કકળતા રોમને છોડી કાર્થેજ પાછો વળે છે

૬

પછી રોમે ગ્રીસ જીત્યું, કઠોર યોદ્ધાએ સૌંદર્ય વશ કર્યું. અને વિજેતા રોમ પર ગ્રીસે વિજય કર્યો. ગ્રીસની કારીગીરીની અપૂર્વતા, તેના વિદ્વાનોનું વાક્‌પાટવ, તેનાં નાટકોની મોહકતા, તેના ખેલાડીઓના ખેલ જોઇ રોમન વીર દીંગ થઇ ગયા, અને તેમને પોતાને ત્યાં લઇ જવાની શરુઆત કરી. યુદ્ધ સીવાય બીજી વસ્તુઓ પણ જીવનનું ધ્યેય કરવા લાયક છે તેનો પહેલી વખત રોમને ખ્યાલ થયો. રોમમાં પૈસાનો પાર નહોતો, પણ પૈસા વાપરતાં તેને આવડતું ન હતું. ગ્રીક કવિઓ, ગ્રીક ઇતિહાસકાર, ગ્રીક શિલ્પીઓ, ગ્રીક સુંદરીઓ, ને ગ્રીક ગુલામોએ ધનાઢ્ય માલેકોના કર્કશ જીવનમાં ખુશામત ને વિલાસ લાવવાં શરુ કર્યાં.

–ધીમે ધીમે ઉત્તર આફ્રીકાના પ્રદેશો પડવા માંડ્યા. ગોલ–હાલનું ફ્રાન્સ–પડ્યું, ભૂમધ્ય સમુદ્ર આખો રોમન સામ્રાજ્યનું એક સરોવર બની ગયું.

૪૦૦ વર્ષની કારકીર્દીમાં રોમે દક્ષિણ યુરોપ, ઉત્તર આફ્રિકા અને પશ્ચિમ એશીઆ ઉપર સર્વોપરિ સત્તા જમાવી. દરેક દેશને સ્થાનિક સ્વરાજ્ય હતું, પણ પૈસાની, સૈનાની, ધાગધોરણની બધી સત્તા રોમમાં રહેતી.

રોમની સત્તા એટલે રોમની રાજ્યસભા–સેનેટની સત્તા. એ સેનેટમાં રોમનાજ વીરોનું આધિપત્ય. પરિણામે રોમનું ફોરમ–બજાર–વિશ્વનું મધ્યબિંદુ થયું. ત્યાં જે મહાન તેજ વિશ્વમાન્ય, ત્યાં જેને કીર્તિ મળી તેજ સનાતન યશનો અધિકારી.

રોમની વ્યવસ્થાનું પ્રાબલ્ય આમાંજ રહ્યું છે. જ્યાં રોમનું નામ સંભળાય ત્યાં બધાની દૃષ્ટિ એકજ તરફ વળે,–રોમ તરફ. સમૃદ્ધિ, શક્તિ ને સંસ્કાર તણાતાં તણાતાં રોમના બજારમાં ભેગાં થવા લાગ્યાં.

–પરિણામે રોમમાં મહત્વાકાંક્ષાનો જ્વાલામુખી ફાટી નીકળ્યો. નરોત્તમો કહો કે નરપિશાચો કહો,–તેમણે જગતસ્વામી રોમનું સ્વામિત્વ મેળવવાના ભગીરથ પ્રયાસો આદર્યા. ઇતિહાસમાં એ પ્રયાસો સમા માનવતાનાં પ્રદર્શનો બીજા કોઇ પણ સમયમાં કે સ્થાનમાં મળતાં નથી.

આ અદ્વિતીય નાટકનો પહેલો પ્રવેશ મેરીઅસથી શરુ થાય છે. રોમની આંતર વ્યવસ્થામાં સડો પેઠો હતો. થોડાક ધનાઢ્ય શહેરીઓ મઝા કરતા, ગરીબોનો મોટો સમૂહ અસંતોષમાં રહેતો, અને યોદ્ધાઓ દુનીઆ પર રોમને નામે જુલમની ધુસરી નાંખતા.

આવે સમયે બધાની દાષ્ટ મેરીઅસ તરફ વળી. એ માત્ર યોદ્ધોજ હતો અને રોમન સેનાનો લાડકો હતો. અત્યાર સુધી રોમમાં સૈનિકનો ધંધો નીરાળો ન હતો. દરેક જણ ખપ પડયે સૈનિક થઇ શકતો, દરેક જણને યુદ્ધનું જ્ઞાન ને અનુભવ મળતાં. પણ કાર્યદક્ષતા બરોબર નહોતી. મેરીઅસે સૈનિકોનો વર્ગ ઉભો કર્યો, અને તે વર્ગના પર આધાર રાખી રોમના માલીક થઇ બેસવાની યોજના કરી.

મેરીઅસે માત્ર ચૌદજ વર્ષ સત્તા ભોગવી. તેને હરાવી સર્વસત્તાધિકારી સુલ્લાએ આઠ વર્ષ એક ચક્રે આ સામ્રાજ્ય પર રાજ્ય કર્યું. તેના મરણ પછી ચૌદ વર્ષ મહાન પોંપીએ સત્તા ભોગવી. તેને હરાવી 'દૈવી' જુલીઅસ સીઝરે આ વિશ્વનું વિધાતાપદ હાથ કર્યું. જે પ્રજાસત્તાક હતું તે આ ચાર જણાની પ્રતિભાએ સૈન્યસત્તાક સામ્રાજ્ય થઇ ગયું.

ઇ. સ. પૂર્વે ૪૪ માં સીઝરને તેના દ્વેષીઓએ મારી નાંખ્યો. સામ્રાજ્ય એટલું

વિશાલ થયું હતું કે સર્વસત્તાધિકારી વિના છુટકો ન હતો. સીઝરના ભત્રીજાએ બીજા બધાને હરાવી સમ્રાટપદ લીધું.

૭

ઑગસ્ટસ સીઝર, જુલીઅસ સીઝરથી સ્વભાવે અને શક્તિએ જુદો હતો. વીસ વર્ષની ઉમરે તો જુલીઅસે પોતાની કરેલી સત્તા, સમૃદ્ધિ અને સામ્રાજ્યનો તે વારસ થયો. આખી દુનીઆ—અસ્તવ્યસ્ત—તેને ચરણે પડી હતી. અનુભવી અને બાહોશ પ્રતિસ્પર્ધીઓ ચારે તરફ તેની સત્તા ખુંચવી લેવા તૈઆર હતા. લોકપ્રિય થતાં તેને આવડતું નહીં. મોહક શબ્દજાલથી તે રોમન શહેરીઓને વશ કરી શકતો નહીં. એકદમ આ યુવક દુનીઆનો કબજો લે છે; અને શાંતિથી મનુષ્યસ્વભાવ અને વ્યવસ્થાનાં રહસ્યોને પળે પળે ઉપયોગમાં લઇ સામ્રાજ્ય સ્થાપે છે. જુલીઅસ સીઝર મોટો કે ઑગસ્ટસ સીઝર—તેનો નિર્ણય હજી ઇતિહાસકારો કરી શકયા નથી.

ત્યાગ, દેશભક્તિ ને વીરતાથી રોમે જે સત્તા મેળવી હતી તે હવે વ્યવસ્થાશક્તિથી તે ભોગવવા લાગ્યું. આખી દુનીઆની સમૃદ્ધિ ને વૈભવ રોમન સમ્રાટના અને રોમન સરદારોના પગ આગળ આવીને પડયાં. વિજયાકાંક્ષા ને વ્યવસ્થાશક્તિ બે સદ્‌ગુણ રહ્યા. ક્રૌર્ય, અનીતિ, નીચતા, વૈભવ ને વિલાસ, રોમન ચારિત્ર્યને કલંકિત કરી રહ્યાં. ઑગસ્ટસ પોતે સાદો ને સંયમી હતો. પોતાના દૃષ્ટાંતથી પુરાણું રોમન ચારિત્ર્ય સજીવન કરવાનો તે પ્રયત્ન કરી રહ્યો. પણ રોમમાં અનીતિનું વિષ પેઠું હતું. તેની પુત્રી જુલીઆના ભયંકર કૃત્યોની કથાથી આખું રોમન સામ્રાજ્ય ગાજી રહ્યું હતું. જે ઠેકાણેથી તેના પિતાએ અનીતિ વિરુદ્ધ શાસનો બહાર પાડયાં તેજ સ્થળને જુલીઆ ભ્રષ્ટ કરવામાં મોજ માનતી. એક વખત ઑગસ્ટસને કહેવું પણ પડયું, કે "હું વણપરણ્યો ને વગર સંતાને મરી ગયો હોત તો કેવું સારું!"

ઑગસ્ટસ પછીના સમ્રાટો તો પોતે નીતિનું નામ પણ જાણતા નહોતા. તેમના સમયમાં રોમ અનિયંત્રિત સ્વચ્છંદનું કેંદ્રસ્થાન બન્યું. પણ તે સમયે, ઇરાનથી ઇંગ્લંડ સુધી રોમન સમ્રાટનું શાસન પ્રચલતું. કળા ને કાવ્ય આગળ વધ્યાં. ધારાશાસ્ત્ર તો સુંદર ને સુંદર થતું ગયું.

આ મહાન સામ્રાજ્યમાં ઇસુ ખ્રિસ્તના જીવનઆદર્શો ધીમે ધીમે સંચાર થવા લાગ્યો. આખરે જુલમથી, ડરથી અને અનીતિથી કચરાએલા આ સામ્રાજ્યનો નાયક કૉન્સ્ટેન્ટીન થયો. તે પોતે સંત કહેવાય છે ખરો, પણ હતો નહીં. તેણે બે મોટાં કામ કર્યાં: એક તો રોમને બદલે ઇસ્તાંબુલ—કૉન્સ્ટેન્ટીનોપલને રોમન સામ્રાજ્યનું પાટનગર બનાવ્યું. અને દુઃખી દુનીઆને સુખ આપવાનો કીમીઓ ખ્રીસ્તી ધર્મ છે એમ માની તેને રાજ્યધર્મ તરીકે સ્વીકાર્યો.

સામ્રાજ્યનો વિસ્તાર, રાજ્યકર્તાઓનો અકલ્પ્ય સ્વચ્છંદ, અને લોકોમાં પ્રસરેલી અનીતિ, ને મોજશોખ સામ્રાજ્યના દેહને કોતરી ખાવા લાગ્યાં.

પણ એટલામાં હુણ વગેરે જંગલી પરદેશી યુરપના ઉત્તર ભાગમાંથી ઉતરી આવી રોમનો વિનાશ આરંભવા લાગ્યા.

અસલથી એમ કહેતી હતી કે રોમ બારસો વર્ષ ટકશે. ૧૨૦૦ વર્ષની અપ્રતિમ જાહોજલાલી ભોગવી, ઇ. સ. ૪૭૬ માં રોમનો રાજ્યદંડ પરદેશીઓના હાથમાં ચાલી ગયો.

૮

ગોથસ આવ્યા, ફ્રેન્કો આવ્યા, પણ

લશ્કરની ટુકડી હોય તેમ સખતમાં સખત વ્યવસ્થાને તાબે રહે છે. અને આજે મુસોલીની રોમની વ્યવસ્થાશક્તિની મૂર્તિ નથી તો બીજું શું છે? કેટલાએ હજારો ફેસીસ્ટ એક મુસોલીનીની આજ્ઞા પાળે છે અને ઇટાલીનો ઉદ્ધાર કરે છે! વ્યવસ્થા–જન–સમૂચ્ચયને જીવંત અને સચોટ વ્યક્તિ બનાવતો અદ્‌ભુત મંત્ર–હવે તો ફ્રાન્સ, અને જર્મનીએ પોતાના જીવનમાં સિદ્ધ કર્યો છે. પણ એ બધાનું પ્રેરણાસ્થાન તે તો રોમજ.

—આમ રોમ એ ખરેખર સનાતન નગર છે, જગતનું સ્વામી છે. હીંદુસ્થાનમાં રોમ ન પ્રગટ્યું તેનાથીજ મોક્ષણો મંડાય છે.

(૯)

—આમ નેપલ્સથી રોમ જતી ગાડીમાં મારા સાથીઓને સનાતન નગરની મહત્તા સમજાવવાનો પ્રયત્ન કરી રહેલો અને રોમની ભવ્યતા દર્શાવતા પ્રાસાદો નજરે ચડવા લાગ્યા. પાંચ કલાક વહી ગયા અને સનાતન નગરને સ્ટેશને અમે ઉતર્યા.

# ધારાસભામાં બે દિવસ

લેખક:
સૌ. લીલા મુનશી
મંત્રી, સાહિત્ય સંસદ

[નોંધ: આ લેખ ઘણા ખરા પુનાની છેલ્લી ધારાસભા વખતે લખાએલો હતો. બાકીનો થોડા વખત પછી પુરો કીધો હતો. પણ ત્યારસોરી ધારાસભા ગઈ અને એક કે બીજા કારણે 'ગુજરાત' મોડું થયું એટલે આ લેખ છપાવવો રહી ગએલો. મુંબાઇમાં પાછી ધારાસભા આવી છે અને સાઇમન કમીશન પણ હજુ આપણા દેશમાંજ ફરે છે એટલે આ વિષય છેક અપ્રાસંગિક નથી એમ ધારી પ્રગટ કરું છું.—લેખક]

થોડા દિવસ પર એક ગૃહસ્થે મને પુછ્યું: હતું: 'કેમ, તમે પુને પ્રદર્શન જોવા નથી ગયાં?'

અજાયબીથી મારી આંખો ઉંચી ચઢી ગઇ. "પ્રદર્શન! શાનું?" પુનામાં મને અત્યારે એકે પ્રદર્શન ખુલ્લું મુકાયું હોય એવું યાદ આવતું નહોતું.

"કેમ વારુ, મુંબાઇ સરકારે મનુષ્યપ્રાણીઓનું જે સંગ્રહસ્થાન કીધું છે તે અત્યારે ખુલ્લું મુકાયું છે. તે વળી" તે ગૃહસ્થ જરા આંખો ઉઘાડ મીંચ કરી મોટેથી હસ્યા.

એક આખી મીનીટ વિચાર કર્યા પછી મને ભાન આવ્યું કે કદાચ તેઓશ્રી હમણાં ધારાસભાની બેઠક પુને ચાલે છે તે વીશે કહેતા હશે. આવી જાડી બુદ્ધિ ધરાવવા માટે મને પણ મારી જાત પર હસવું આવ્યું અને વાત ત્યાં અટકી.

મુંબાઇ ઈલાકાની ધારાસભા કોઇ પહેલ વહેલી જુએ તો કદાચ તેને આ ગૃહસ્થે કહ્યો છે તેવોજ ખ્યાલ એક વાર તો આવે. ઇલાકામાં કેટલી ન્યાતો, કેટલી જાતો, કેટલા મતો વસે છે એ બધાનું સરસમાં સરસ માપ એકલી ધારાસભા જોઇનેજ થઇ શકે તેમ છે.

આ વખતની ધારાસભા એક રીતે ઘણી યાદગાર થઇ ગઈ કહેવાય. ઘણા ભારે ભારે બીલો આ વખતે ઉડી ગયાં, બારડોલીની ઐતિહાસિક લડતમાં તેણે છેલ્લાં પ્રકરણો ઉમેર્યાં અને છતાં સાઇમન કમીટીના ઠરાવ પર પ્રજાપક્ષે મજબુત હાર ખાઇ પ્રજાપક્ષમાં કેટલી ફાટફુટ છે તેનું સુંદર પ્રદર્શન કર્યું. ઘણાં પરસ્પર વિરુદ્ધ તત્ત્વો બહાર આવ્યાં અને ઘણા તાત્કાલિક સમયને માટે દટાઇ ગયાં. આ વખતે પ્રજાપક્ષમાં અંગ્રેજી કહેવત પ્રમાણે 'જોડા ક્યાં દુ:ખે છે' તે બરાબર જણાઇ ગયું.

અત્યારે ધારાસભામાં ઘણા પક્ષો અને ઘણી ટોળીઓ વસે છે: ત્યાં નાયકોનો પણ કૈં પાર નથી. અને તે બધા નાયકોને અનુયાયીઓ હોવાજ જોઇએ એવું પણ કૈં પ્રમાણ નથી. સીંધ મુસલમાનોના ભુતો, ખુરો ને; નુરમહમદ, પ્રેસીડેન્સી મુસલમાનોમાં હુસેનભાઇ, કેરવાડા, મન્સુરી, અંત્યજોના આંબેડકર, સોલંકી, બોલે, અને અબ્રાહ્મણોમાં જાધવ, કંબલી,



રા. અમૃતલાલ શેઠ, એમ. એલ. સી.

આ ઉપરાંત વસંતરાવ ડાભોલકર જેવા નીમાએલા સભ્યો અને સરકારના તો અઠ્ઠાવીસે અઠ્ઠાવીસ મેમ્બર પોતાને 'લીડર' ગણાવતા હશે એવું અનુમાન સહેલાઇથી કોઇ બાંધી શકે. એમના નાયકપદને માટે શંકા દર્શાવવાનો હક્ક કોઈને હોઈ શકે કે કેમ એ એક શંકા પડતો સવાલ છે.

આ માસની પહેલી તારીખે આ ધારાસભામાં સરકારે સાયમન કમીટી નીમવાનો ઠરાવ લાવવાનો રાખ્યો હતો. બારડોલીના પ્રશ્ને સાયમન કમીશનના ઠરાવને છેક ઢાંકી દીધો છે. તોપણ ધારાસભામાં તો એ વીશે ખુબ ગરમાગરમ ચર્ચા ચાલશે એવી ઘણા જણે આશા રાખી હતી અને એજ આશાથી મને પણ છેક છેલ્લી ઘડીએ તે જોવાનો શોખ થઇ આવ્યો.

અંગડી, ચીકોડી, આસનવેઃ દક્ષિણીઓમાં ચંદ્રચુડ, કાલે, અને સ્વરાજીસ્ટોમાં બાલુભાઇ, નરીમાનથી માંડીને છીવાભાઈ પટેલ સુધી બધા અને સીધી પહાલાજાની, જેરામદાસ અને નારણદાસ બેચર એ ત્રણે. કોએલીશન નેશનાલીસ્ટમાં લાલજીભાઇ, દાદુભાઇ, મુનશી અને સુરત મેમ્બર્સ અને સરદારોમાં પોતાની જાતને 'એરીસ્ટોક્રેટ' અને 'નેચરલ લીડર' તરીકે ઓળખાવતા સરદાર મઝમુદાર આ બધા નાયકો. એમનામાંથી દરેકના અનુયાયીઓ તરીકે તો કોઇનાં નામ ગણાવવાની હીંમત બહુ વધારે પડતી કહેવાય.

અમે તા. ૧ લીએ સવારે ટ્રેનમાં નીકળ્યાં. (અમે એ સર્વનામ બહુમાનદર્શક કે તંત્રીપદના અધિકારનું નથી પણ ખરેખરું બહુવચન છે.) સ્ટેશન પરથી તીખા ને તરવારીઆં શુદ્ધ ખાદીનો કોરવાળો પછેડો ઓઢેલા સૌરાષ્ટ્રના તંત્રી રા. અમૃતલાલ શેઠ અને ખાદીઆશાહી સાદી પાઘડી, બદામી લાંબો કોટ અને બુટ મોજામાં સજ્જ થએલા રા. લાલજીભાઇ અને થોડું બોલે અને ઝાઝું હસે એવા ડા. ગીલ્ડર સાથે થયા.

આમાંના રા. અમૃતલાલ શેઠ કાઠીઆવાડી છે અને કાઠીઆવાડી પ્રજાનીવતી તેઓ ૩૦



રા. નરીમાન, એમ. એલ. સી.

જોરમાં ચળવળ ચલાવે છે. અને રાણપુરની બ્યાટીશ હદમાંથી સૌરાષ્ટ્રનાં રાજસ્થાનો પર પોતાનાં તીરકામઠાં ચલાવ્યે રાખે છે. એક વાર રા. શેઠ ઘણા લોકપ્રિય હતા. આજે પણ છે. પણ એમના વિરોધીઓની સંખ્યામાં ધીરે ધીરે વધારો થતો જતો હોય એવું દેખાય છે. પાણીના પુર જેવી લોકપ્રિયતા કોઇની એકમતે ટકી છે કે તેમની ટકે?

પણ રા. શેઠે જો કે મોટામાં મોટી ભુલ કરી હોય, તો તેમણે એ લોકપ્રિયતાની વેળુ ઉપર પોતાની 'career'ની ઇમારત રચી છે. અને તેથી તેની સહી-સલામતી હંમેશાં મુશ્કેલીમાં રહે એવો સંભવ છે.. બાકી તેમને સમય ઓળખતાં આવડે છે, તેનો લાભ લેતાં પણ આવડે છે, અને તેથી તેઓ 'સૌરાષ્ટ્ર'ને ને પોતાની જાતને આટલે ઉંચે લઇ આવી શકયા છે.

એમના સ્વભાવમાં તીખાશ છે; મરચાં જેવી હાનિકારક નહીં પણ આદુની માફક જરા ચટકો કરી રસ ઉમેરે તેવી. અને એવીજ તીખી અને તમતમતી ઝમકદાર ભાષા એ એમના સૌરાષ્ટ્ર પત્રનું ખાસ લક્ષણ છે

એમનો વેશ રા. વલ્લભભાઇને મળતો છે. પણ વધારામાં રા. શેઠ ટોપી–ધોળી ટોપી–પહેરે છે અને રા.. વલ્લભભાઈ નથી પહેરતા. એમનામાં ઉંડાણ હશે તેથી વધારે એમનામાં પોતાની જાતને ફેલાવવાની શક્તિ છે.

રા. લાલજીભાઇનું વ્યક્તિત્વ જુદાજ પ્રકારનું છે. તેઓશ્રી પાકા મુત્સદ્દી છે એમ તો કોઈ પણ કહી શકે. પોતાની ધારેલી વસ્તુ તેઓ કોઇના કહેવાથી છોડી નથી દેતા. એક ઉદાહરણ તરીકે પ્રીન્સ ઓફ વેલ્સ ૧૯૨૧માં આવ્યો અને પ્રજાએ તેનો બોયકોટ કરવાનો નિર્ણય કર્યો ત્યારે તેઓ પોતાના મતને વળગી રહ્યા અને તેમાં ન ભળ્યા, તે આપી શકાય.

એમનો સ્વભાવ મીઠો, બનતા સુધી કોઇને ખાસ જરુર ન હોય તો દુઃખ ન લગાડે તેવો છે. તેમને મીજાજ ખોતાં આવડતું હશે પણ એવા પ્રસંગો બહુ થોડાજ તેઓ આવવા દેતા હશે કે જેથી એમની એ શક્તિની જરુર પડે. તેમને દરેકની દોરી બનતા સુધી પોતાના હાથમાં રાખવાનું ગમે છે પણ એમની સત્તાકાંક્ષા બહાર એકદમ કળાય એમ નથી.

તેઓ જાતે પાકા વૈષ્ણવ છે અને કોઇને ઘેર કે ટ્રેનમાં પાણી સુદ્ધાં પીતા નથી. ઘણા રાજા રજવાડાઓ તેમનો સાથેનો સંબંધ ઉપયોગી નીવડતો હશે. એમનામાં આદર્શ-મયતા નથી પણ સત્કાર્યો કરવામાં એમને શ્રદ્ધા છે અને અગવડ ન પડતી હોય તો દરેકને મદદ કરવાનું એમને ગમે છે.

ધારાસભામાં એમનું સ્થાન માનભર્યું છે. તેઓ ઘણું ખરું પ્રજા પક્ષ તરફથી બોલે છે પણ સરકાર પક્ષમાં પણ તેમની સારી લાગવગ છે. તેઓશ્રી કોએલીશન નેશનાલીસ્ટ–ધારાસભામાં સૌથી મોટામાં મોટી પ્રજા પક્ષની પાર્ટી–ના પ્રમુખ છે; એમનું વલણ 'મોડરેટ' પક્ષને મળતું છે.

ડા. ગીલ્ડર બારડોલીને માટે જે તપાસ સમિતિ નીમાઈ હતી તેના એક સભ્ય અને 'મેડીકલ પ્રેકટીશનર' છે. તેઓશ્રી ધંધામાં ખુબ પૈસા બનાવે છે. બનતા સુધી બીજી ત્રીજી વાતોમાં બહુ માથું મારતા નથી અને સ્વભાવે મીઠા અને ધીરા લાગે છે. એમનાં પત્ની પણ એમને ધંધામાં સહાય આપે છે. માન આપવું ને લેવું એ એમનો મુદ્રાલેખ લાગે છે.

૨

અને આવા અગત્યના માણસો જાય ત્યાં છાપાનો ભૂત ન હોય એ બનેજ કેમ? એટલે દાદર સુધી તો એ. પી. નો રીપોર્ટર પણ સાથે હતો. દાદર પર અમદાવાદથી મહાત્માજીની સાથે મંત્રણા કરી આવનાર રા. નરીમાન અને સફેદ દાઢીવાળા રા. હરિભાઇ અમીનને ટ્રેનમાં ચઢતા જોઇને પછી તે ઉતર્યો. તે એમને જોવાનેજ ખાસ આવ્યો હતો. તેમની સાથે ગાલમાં ખાડા પાડીને હસતા સ્વામી આનંદ પણ રા. વલ્લભભાઇના પ્રતિનિધિ તરીકે આવતા હતા.

આ સ્વામી આનંદને નામે ઘણા જણ ઓળખતાં હશે પણ એ ખરેખર કોણ છે તે વીશે બહુ થોડાનેજ ખ્યાલ હશે. એમને સ્વામીનું નામ તેઓ રામકૃષ્ણ મીશનમાં જોડાએલા હોવાથી મળ્યું છે. પણ એ ભગવા પહેરેલાં કોઇ બાવાજી હશે એવું માનવાની રખે કોઇ ભુલ કરે. મેં એવી ભુલ એક વખતે કરી હતી. એમનો પોષાક ગાંધીજીના બધા સીપાઇઓની માફક શુદ્ધ સફેદ ખાદીનો છે. સાંભળવા પ્રમાણે તેમણે ઘણી મુસાફરીઓ કરી છે. ચોવીસે કલ્લાકમાં ગમે તે વખતે તૈયાર થઇ શકે એવાં ખડતલ તન અને મન તેમનાં છે. રા. વલ્લભભાઇ અને ગાંધીજીની ખાનગી વાતોની એ તીજોરી છે. નવજીવન માટે રાત્રિ દિવસ ચિંતા ને મહેનત તેમણે કર્યાં છે. ભાષાંતર કરવામાં તેમની કુશળતા વખણાય છે અને ઘણા ઉંચા નહીં તેમજ બહુ નીચા પણ નહીં એવા શરીર ઉપર દરીઆની ભરતી રેતીમાં જેમ નીશાનીઓ મુકી જાય તેમ હાસ્યના આંકાની નીશાનીઓ વાળુ મુખ અને હાસ્યનાં કીરણો વેરતા ફાનસ જેવી ઝીણી સરખી બે આંખોથી એ તરત ઓળખાય એવા છે.

રા. નરીમાનને ઓળખાવવાનું વર્ણન લખવાનું તો હોયજ નહીં. એમની રાત્રિ દિવસની પ્રજાસેવા અને હારવે–નરીમાન કેસ હજી તો ખુબ તાજાં છે. એમના ખરબચડાં મુખપર કઠણાઇ ને કોમળતા બંને લખેલાં છે. મુશ્કેલીઓ સામે ખડક સમ એ અડગ રહે છે અને ભાવ આગળ એ છેક મૃદુ બની રહે છે. એની ઓથમાં જનારની નબળાઇ નાસી જાય છે; એની પ્રમાણિકતા અને વિનોદ શત્રુઓને પણ અસર કર્યા વિના રહી શકતાં નથી.

રા. હરિભાઇ અમીન આ બંનેથી જુદીજ જાતના દેખાય છે. એમની લાંબી સફેદ દાઢી અને માથાના સફેદ વાળની અંબોડી અને એમનો શુદ્ધ શ્વેત પોષાક એમને ન ઓળખ-

ન્તા હોય તેમને કોઇ સંસાર ત્યાગી સંન્યાસી મહાત્માનો ભાસ કરાવે. પણ ઝીણી નજરે જોનારને એમના કોઇક અલંકાર એમને સંસારી છે એમ દેખાડ્યા વગર ન રહે. એમની વાતો અને વિનોદ સાંભળ્યા પછી તો એ ભરુચી છે એમ તરત કહી શકાય. ભરુચી ઉતાવળીઆપણું પણ એમનામાં છે. એમના હૃદયમાં બને તેટલું બધાંનું સારું કરવાની આકાંક્ષા ખુબ પ્રબળ રહે છે.

આ ત્રણે ગૃહસ્થોના આવવાથી અમારો સાથ વધ્યો અને અમે બારડોલીના સમાધાનની વાતો કરતાં આગળ ચાલ્યાં. ખરી રીતે ટ્રેન આગળ ચાલી અમે નહીં. અથવા ટ્રેન અને અમે બંને આગળ ચાલ્યા.

રસ્તામાં ખબર પડી કે પ્રેસીડેન્ટની ગેલેરીના પાસ તો ત્રણ દિવસ પહેલાં અપાઇ ગયા હતા એટલે મને જગ્યાની મુશ્કેલીનો સંભવ ઉભો થયો. તેથી અમે બાર વાગે ટ્રેનમાંથી ઉતર્યાં કે તરતજ સીધા કાઉન્સીલ હોલ તરફ ગયાં. વાત ખરી નીકળી એટલે તરત ઘેર ન જતાં વીઝીટર્સ ગેલેરીની ટીકીટ લઇ બેસી જવાનું ડહાપણ ભરેલું જણાયું: ત્યાં જગા ન મળતે તો 'ગુજરાત'ના રીપોર્ટર તરીકે પ્રેસ ગેલેરીમાં બેસી જવાનો વિચાર મને આવ્યો હતો. જરા મજાહ પણ પડતે, પણ એ તક તો નજ મળી.

પણ વળી ફારસ થયો. મીસીસ ગીલ્ડરને મારી જગા સાચવવાનું સોંપી મને ઘેર જઇ આવવાનો શોખ થયો અને હું આવું તે પહેલાં તો બધા દરવાજાઓ બંધ અને મારી જગા પુરી નાંખવામાં આવી. સાયમન કમીટીના ઠરાવના માનમાં તે દિવસે ગોરા અને કાળા સીપાહીઓની નાની સરખી ફોજ ત્યાં ખડી કરી દીધી હતી અને બે વાગ્યા પછી ન કોઇથી જવાય કે ન બહારથી કોઇથી અવાય એવી સ્થિતિ કરી મુકી હતી. ને તેમની વચ્ચે પણ સીપાહીઓનો પહેરો મુકયો હતો. રખેને કોલેજના છોકરા ને જોવા આવેલાં બૈરાં બળવો કરે તો બીચારા સાયમન ઠરાવનું થાય શું? પણ સુભાગ્યે પ્રેસીડેન્ટની ગેલેરીમાંથી ત્રણ વાગે બે ત્રણ જણ ચાલી ગયા અને મને જગા મળી ગઇ.



સર સી. વી. મહેતા

૩

હું ગઇ ત્યારે પહાલાજાની બોલતા હતા. આ પહાલાજાની જાતે સીંધી ને સીંધના પ્રતિનિધિ છે, ને ઘણા લીડરોમાંના એ પણ એક લીડર ઓફ ધી હાઉસ ગણાય છે. સ્વભાવે સરસ માણસ છે. બોલવું એ એમના જીવનની મુખ્ય જરુરીઆત છે. એમનું વલણ મોડરેટ

પક્ષનું હશે-પણ એકસટ્રીમીસ્ટોનું દષ્ટિબિંદુ પણ કોઇવાર લઇ શકે છે. અને સફેદ શીખ-સાઇ દાઢી અને માયાળુ મુખમુદ્રાથી તેઓ આકર્ષક લાગે છે.

તેમના પછી ઉઠયા તેમનું આખું નામ ખાનબહાદુર શાહ નવાઝખાન ભુત્તો હતું. ઘણું લાંબુ જડબાંતોડ નામ છે અને એમના નામને સાર્થક કરે એવું એ બોલે છે. તેમના બોલવાનો સાર એ હતો કે હીંદુ મુસલમાન માંહેમાંહે કપાઇ મરે છે અને એ બેની લડાઇ જ્યારે હોય ત્યારે બંને પક્ષને જેટલો અંગ્રેજમાં વિશ્વાસ હોય છે તેટલો આપસઆપસમાં નથી હોતો. માટે સારું જ થયું કે કમીશન પર કોઇ હીંદીને નીમ્યો નથી. આ સાહેબ કટ્ટર મુસલમાન છે અને એમનું ચાલે તો કદાચ એ આખી પૃથ્વીને નહીંદુ કરી મુકે. સરકાર સીવાય બીજા કોઇને મત આપવાના એમણે સોગન ખાધા છે. અને એમના અનુયાયીઓ પણ તેમનેજ અનુસરે છે.

ગેલેરીમાં બેઠા બેઠા મને ખાનબહાદૂર ભુત્તો (ભુટ્ટો? ભુતો?) બોલતા હતા તે સાંભળતાં સાંભળતાં વિચાર આવ્યો. જ્યાં સુધી હીંદુસ્તાનમાં ભુત્તાઓ, ખુરાઓ નુરમહમદો વસે છે ત્યાંસુધી સ્વતંત્રતા કદી શકય છે ખરી? ને સ્વતંત્રતા મળે તો કોને મળે? એમને એકલાને; આપણને નહીં. અત્યારે પણ બળીઆનાજ બે ભાગ છે. લઘુમતિને નામે મુસલમાનોની બહુમતિવાળા જુદા પ્રાંતો જોઇએ ને વધારે મત જોઇએ. ને હીંદુઓની બહુમતિ હોય તે પ્રાંત જુદો થાય તો તો મુસલમાનોને અન્યાય થવાનો ભય ઉભો થાય. જ્યારે હીંદુઓમાંથી ભાગ પડાવવાનો હોય ત્યારે 'યૂયં વયં, વયં યૂયં'' થઇ જાય અને જ્યારે પોતાને કંઇ કરવાનું આવે ત્યારે 'વયં વયં' ને યૂયં યૂયં'' નીરક્ષીર પેઠે જુદાં થઈ જાય. પણ સરકારને મત આપે. ને સરકારની માનીતી



રા. બાલુભાઇ ટી. દેશાઇ એમ. એલ. સી.

પ્રજા એને બીજું શું કહેવાય? રાજાને ગમી તે રાણી, ને છાણાં વીંણતી આણી' નહીં તો ભુત્તો, ખુરો ને નુરમહમદ જેવા પર આખી પ્રજાનું ભાવિ લટકે ખરું?

પણ હવે આપણી કથા આગળ ચલાવીએ.

રા. મરઝબાને–જામે જમશેદના અધિપતીએ–આ ભાઈને ઠીક જવાબ આપ્યો. એમણે કહ્યું કે જો હીંદુ મુસલમાનો આટલા બધા નાલાયક છે તો આખી કાઉન્સીલને યુરોપીઅન સભાસદોની ચુંટો તોએ શો વાંધો છે? એ લોકો હીંદુઓના ભલાને માટે રાજ્ય કર્યા કરશે. એમનો બીજો વાંધો હીંદીઓને પારીહા (અંત્યજો) જેવા ગણીને કમીશન પરથી દૂર રાખવા સંબંધી હતો.

ગેલેરીમાં મારી પાસે બેઠેલા એક પારસી ભાઇએ આ વખતે પુછ્યું: "આય સુરત મેમ્બર્સ છે તે કીયા!"

આજ વખતે રા. ભીમભાઇ બારણામાંથી દાખલ થતા હતા તેમને બતાવીને મેં કહ્યું:



રા. કનૈયાલાલ મા. મુનશી એમ. એલ. સી.

"પેલા સુરતી કીરમજી પાઘડી પહેરીને ખેસ હલાવતા આવે છે તે. સુરતમાં તેઓશ્રી ઘણા મોટા માણસ છે. બીજા મી. શીવદાસાની જે પેલી બીજી બેન્ચ પર સફેદ કોટ પાટલુનમાં આડી ટાઇ પહેરીને બેઠેલા છે તે; અને ત્રીજા મી: દિક્ષિત. તેઓ અહીંઆ કૈં દેખાતા નથી."

ગુજરાતના મેમ્બરોને અને તેમાંએ ખાસ કરી સુરતના આ ત્રણે મેમ્બરોને ગવર્નરે આ વખતે ખુબ દુઃખી કરી મુકયા છે. જે વાતમાં એમની સલાહ એણે પહેલાં માની નહીં તે બારડોલીની બાબતમાં કોકડું ગુંચવાયું એટલે આખા ગામનો ભાર એમના માથે એણે નાખી દીધો ને એકદમ ધમકી આપીને ગવર્નરે ભાષણ કીધું કે ચૌદ દિવસમાં બારડોલીનો નીકાલ તમે નહીં લાવશો ને બારડોલી શરણે નહીં આવશે તો હું સખત પગલાં લઇ નાખીશ. "અલ્યા ભાઇ એ જ્યારે તને કહેવા આવ્યા ને રાજીનામાં આપ્યા ત્યારે ન તેં એમને કાંઇ આપ્યું; તારા અમલદારોએ આટઆટલી વાત વધારી મુકી ત્યારે ન તેં તેમને કૈં પુછ્યું કે ન તેં તેમની સલાહ માની; અને જ્યારે હવે લઢનારા લઢવા ને મરનારા મરવા બેઠા ત્યારે બાપડા સુરત મેમ્બરોને માથે ગામનો પોટલો મુકવાનું તને કયાંથી સુઝયું ?" પણ આવું એને કોણ કહે ? ને આવડા મોટા માણસે કહ્યું એટલે સુરત મેમ્બર્સ પણ ભાર બધો પોતાને માથે ગણી ફરવા માંડયા. પણ આ સુરત મેમ્બર્સની કથા લાંબી છે. એમના પર ઘણાં સોનાં કપાયાં છે, ને એમનું કર્યું તો કોઇનાથી થવાતું નથી. એમણે બારડોલીના 'સેટલમેંટ'માં શક્તિ પ્રમાણે જે મહેનત કરી તેની પ્રશંસા કરવાનો શિષ્ટાચાર પાળવો એ આપણો ધર્મ છે.

આ વખતે રા. મરઝબાને પુરું કર્યું અને રા. હુસેનભાઇ બોલતા હતા. આ હુસેનભાઇ મુંબાઇના છે; કોમી ભેદની લાગણી નહીં ધરાવનારા ગણ્યા ગાંઠ્યા મુસલમાનોમાંના એક ગણાય છે; સ્વરાજીસ્ટ છે, હારવે-નરીમાન કેસ વખતે રા. નરીમાનને એમણે ખુબ મદદ કરી હતી. આ વખતે પણ એમનો અભિપ્રાય પ્રજાપક્ષે કમીટી ન નીમવાની તરફેણમાં હતો.

એમના પછી આવ્યા ખાં સાહેબ મન્સુરી. તેઓશ્રી અમદાવાદ ગામના, દેખાવે જાડા, ઠીંગણા, શામળા છે. તેમણે કમીશનની તરફેણમાં મત નોંધાવવાની દુઃખદાયક ફરજ લખેલું ભાષણ વાંચી જઇને બજાવી. અને તે પછી રા. જાધવની ટોળીના કોઇ રા. નવલે અથાણેપણ એજ પંથે જવાનું વ્યાજબી વીચાર્યું.

રા. જે. બી. પીટીટનું ભાષણ ચોખ્ખુ અને ઠીક હતું. એમને માટે કહેવાય છે કે તેઓશ્રી પંખા અને આઇસ વગર જીવી શકતા નથી. હશે; પણ કાઉન્સીલમાં તેઓ જહાલ પક્ષના પ્રતિનિધિ નથી. ગુજરાત કદાચ એમને જાઇજી પી-

ટીટના વર તરીકે કે મીઠીબ્હેન પીટીટના માસા તરીકે વધારે ઓળખતું હશે. વધારામાં "ઇન્ડીયન ડેઈલી મેલ" નામનું પત્ર તેઓશ્રીની માલીકીનું છે. રા. નટરાજન તેના અધિપતિ છે. એ પત્ર સરસ અક્ષરોમાં છપાય છે અને 'ઉરસ્ડ' ને 'ક્રોનીકલ' તો એની આગળ ગરીબ માણુસ જેવાં દેખાય છે. પણ એમાંના મત ઘણાખરા નરમમાં નરમ પક્ષવાળાને ગળે ઉતરે એવા કે અંગ્રેજોના દૃષ્ટિબિંદુથી લખાએલાં હોય એવા હોય છે. વખતે ગર્ભ શ્રીમંતાઇનો પણ એ વારસો હોય.

૪

પીટીટ પછી બોલ્યા શીવદાસાની. ઠરાવ હતો સાયમન કમીટીનો પણ એ બોલ્યા ઘણું ખરું બારડોલી ઉપર ને તેમના પછી વારો આવ્યો રા. સ્વામિનારાયણનો.

આ રા. સ્વામિનારાયણને કોણ નથી ઓળખતું ? એમના બોલ અને એમની બોલવાની રીત, એમનો વેપ અને તે પહેરવાની રીત, એમના વિચારો ને તે દર્શાવવાની રીત, એ સૌ કોઇ કવિના શબ્દમાં અનેરાં કહી શકાય. ચરોતર પ્રદેશની સઘળી સંસ્કૃતિના એમને મૂર્તિમાન અવતારરૂપ ગણી શકાય. એથી વધારે ઓળખાણ કોઇને જોઇએ તો તેઓ એકવાર ગણિતના પ્રોફેસર હતા અને જ્યારે તેઓ કૉલેજમાં હતા ત્યારે નહાવાની ઓરડીની ભીંતો પણ ગણિતના દાખલાઓથી ભરી મુકતા; એવી એમની ગણીત ભક્તિ હતી. મતે તેઓ જહાલ પક્ષના, હાલ કાઉન્સીલમાં સ્વરાજ પક્ષ તરફથી બીરાજે છે.

રા. સ્વામિનારાયણને મેં પહેલ વહેલા અમદાવાદમાં તેઓશ્રી વિદ્યાપીઠના પ્રોફેસર હતા ત્યારે જોએલા. લાંબો કોટ અને તેમાં સંતાઇ જતું ખાદીનું ટુકડું પચીયું પહેરીને પુલપરથી જતાં હું રોજ તેમને જોતી અને કોઇ વખત પુલપર વિદ્યાર્થીઓને એકઠા કરી ભાષણો કરવા પણ મંડી પડતા. કોઇ કહેતું હતું કે પ્રેમાનંદની માફક તેમણે પણ જ્યાં સુધી સ્વરાજ્યન મળે ત્યાં સુધી અઠવાડીઆમાં એકજવાર હજામત કરાવવાની પ્રતિજ્ઞા લીધી છે. આ વાત ઘણા વર્ષો પહેલાંની છે. આ પ્રોફેસર સાહેબે એમનો લાલીઓ ઘોડો સરકાર પર અજમાવી રહ્યા—જો કે હંમેશ જેટલા જોરથી નહીં—એટલે એમના જેવાજ (સ્વરાજીસ્ટ) આવ્યા મીર મહમદ બલોચ. આ સાહેબ બેસવાની જગ્યા કેટલી રોકાય તેને માટે મૌલાના શોકતઅલીની સાથે પણ હરિફાઇમાં ઉતરી શકાય એવાં શરીર અને તાકાત ધરાવે છે. તેઓએ હીંદુસ્તાનીમાં બેત બાજી સાથે લખી લાવેલું ભાષણ વાંચવા માંડયું અને વિનોદી વાકયાવલિ સાથે પાક નસીહતો સરકારને આપી કાઉન્સીલને વિનોદમાં ગરકાવ કરી મુકી.

કાઉન્સીલ આ વખતે ખુબ રંગમાં હતી અને મને ખાત્રી હતી કે રા. સા. દાદુભાઇ જરુર આ પળે સરકારની ઝાટકણી કાઢવા ઉઠશે પણ તેને બદલે ઉઠયા રા. જોગ. એ શું બોલ્યા તે તો કૈં સંભળાયુંજ નહીં.

રા. દાદુભાઇ કાઉન્સીલમાં એક જાણવા લાયક વ્યક્તિ છે. મોટી કાબરચીતરી મુછો, સુકું શરીર અને સફેદ કોટ ને કાળી ટોપી એ એમનો હંમેશનો પોષાક. ધીરે બોલે ધીમે ચાલે અને ગણી ગણીને અક્ષરો કાઢે. પણ એમનું કાળજું બધી બાબતમાં ચોકકસ. એ બધી બાબતમાં પ્રજા પક્ષમાં ઉભા રહેવાના અને સરકારને ખંખેરવાની તક જ્યારે મળે ત્યારે કોઇ દિવસ ચુકવાના નહીં.

એકવાર વાત કરતાં કરતાં—જાણ્યામાં મુની વસીંટી બીલ પછી—તેમણે મુનશીને કહેલું તે હજી મને સાંભરે છે. "આ સરકારે અમારું શું ઉકાળ્યું ? અમે તરી તરી ડીવીઝન

માંગતા તેના હવે તયણ પર વાત આવી તોએ એવું આપશે મતની શી કીંમત કરી?" ખરી વાત છે. સરકારને તો ગાડરીઓ પ્રવાહ જોઇએ છે.

પણ એમને માટે આ સ્થળે વધારે નહીં લખું; કારણ કે એમને માટે હું કંઈ પણ લખું તો કાઉન્સીલમાં આઓની વિરુદ્ધ મત આપવાની એમણે ધમકી આપી છે અને એવા કામના માણુસના મત વગર સ્ત્રીઓને અટકી પડવું પડે એ વાત તો કંઈ ઠીક નહીં.


રા. મર્ઝબાન
એમ. એલ. સી.

કાઉન્સીલ આગળ ચાલી. રા. નરીમાન ઠીક-સારું-બોલ્યા. પણ ખરી ગમ્મત તો સરકારે નીમેલા સભાસદ સર વસંતરાવ ડાભોલકર બોલ્યા ત્યારે આવી. એમના સુભાગ્યે ગવર્નર તે વખતે ખાસ એમનું ભાષણ સાંભળવા હાજર હતા. ને તેથી એમને એવું શૂર ચઢયું કે દેશીઓની સામે એમણે સખત કહી નાખ્યું-સખત શું, સખ્ખત કહી નાંખ્યું. એવું તો અંગ્રેજો પણ આપણે માટે કહેતા નથી. ને કાઉન્સીલના મેમ્બરોએ વચ્ચે વચ્ચે એમને ચીઢવ્યા પણ ખુબ. આ મનોદશાવાળા માણુસો આ દેશમાં વધારે હોય તો તો સ્વરાજ્યની આશા આકાશકુસુમવત માનવી. બીલકુલ શંકા વગર.

સીંધના મીયાં મી. નુરમહમદ તો આ વખતે સરકારની સાથેજ હોય એમાં શક શો! એ તો દર વખતેજ એમની સાથે હોય છે. માત્ર એમની સેવાઓની કદર ન કરતાં સરકાર એમને દુભવે છે ત્યારે રીસામણે ચઢી કોઇ વાર પ્રજાપક્ષમાં મત આપે છે. આ સેશનમાં પણ મોલવી રફીઉદ્દીન આહમદ પ્રધાન બની માન ખાટી ગયા અને એ રહી ગયા એટલે એમણે પહેલી વાર સરકારને પોતાનું પાણી બતાવી આપવા ફ્રેગમેન્ટેશન બીલ વખતે પ્રજાપક્ષ સાથે વોટીંગ કીધું. પણ એમના જેવાને સરકાર સાથે લાંબો વખત રીસાયે કેમ પાલવે?

પછી આવ્યા બોલે મહારાજ-સરકારના નીમાએલા અને ડીપ્રેસ્ડ કલાસના અધિપતિ. વધારે ઓળખાણ જોઇએ તો સાયમનને સ્ટેશન પર 'Father, forgive them' કહી આવનારા. જો કે એમણે ભાષણમાં ઠોકી ઠોકીને કહ્યું કે ના, હું જઇને 'father forgive them' કહી આવ્યો નથી. કોઇએ કહ્યું ત્યારે 'Mother' કહી આવેલા?

રા. બોલેના ભાષણમાંથી બોલે બોલે હીંદુઓ સામે વિરોધ નીતરતો હતો અને એમને મુક્તિનો એકજ માર્ગ દેખાતો હતો તે સાયમનની સાથે સહકાર કરવાનો; ને તે તેમણે કર્યો ને પરિણામે કમીટી પર નીમાયા પણ ખરા. આવા સુકા, નાના, હાડચામના બનેલા ઝીણા સરખા બોલે માહારાજ કમીટીમાં બેસશે ત્યારે મોટા પડછંગ અંગ્રેજોની દૃષ્ટિ બહાર તો નહીં નીકળી જાય એવો ભય રહે છે.

બોલે પછી ડા. સોલંકી (ડીપ્રેસ્ડકલાસ) અને કેરવાડાએ દરખાસ્તને ટેકો આપ્યો અને કાઉન્સીલ બીજા દિવસને માટે મુલ્તવી રહી.

૫

સાયમન કમીટીનો ઠરાવ ધારાસભામાં બીજા દિવસે પણ ચાલ્યો અને તેના બીજા દિવસની બેઠક વખતે પણ પ્રેક્ષકોની ગેલેરીઓ ચીકાર ભરાઇ ગઇ હતી.

શરુઆતમાં લાલ કગલાવાળા ચોપદારોની વચ્ચે ચાલતા દહેલવી સાહેબ આવ્યા અને પોતાના આસન પર દમામથી બીરાજ્યા. અને સભાના કામકાજની તેમણે શરુઆત કરી.

સૌથી પહેલાં પ્રેસીડેન્ટ સાહેબે ઉઠીને રા. ચીકોડી (અધાહાણ–એલગામ)નો ધારાસભાનો એડજર્નમેન્ટ મોશન (adjournment motion) નો ઠરાવ કાઢી નાખ્યો. આ ઠરાવ બારડોલી ઉપર ગવર્નરે જે ભાષણ કર્યું હતું તેને લીધેજ મોકલાયો હતો. અને તેમાં ગવર્નરના ભાષણ પર વાદવિવાદ કરવાની છુટ માંગી હતી. દહેલવી સાહેબથી આવી છુટ આપીજ કેમ શકાય ?

મી. દહેલવી બોલવે અને સ્વભાવે બહુ મીઠા છે. મીઠાશ પણ પાકકાઝની મીઠાશ. બધાંને ગમે એવું બોલવું એ કળા એમણે બહુ સરસ રીતે સાધી છે.

તેઓ એક વખત મીનીસ્ટર હતા. નિંદાખોરો તેમની તે વખતની કારકીર્દી તરફ શંકાની દૃષ્ટિએ જોવડાવે છે. પણ એમાં કંઈ સત્ય નથી. પાક કુરાને શરીફમાં પયગંબર મહમ્મદે કરેલાં ફરમાનોને કેટલીકવાર તેઓ અક્ષરશઃ વળગી રહે છે.

આજની બેઠકમાં ઘણાં ખરાં ભાષણો બે પ્રકારના થતાં હતાં. પોપટજી જેમ શીખવ્યા પ્રમાણે 'અચરે અચરે રામ' બોલી જાય એવા ઘણા ખરા લખીને તૈઆર કરી લાવેલા ઓફીશયલ બ્લોકના, અને મુસલમાનો અને અધાહણોના, અને બીજી બાજુથી પરિણામ પહેલેથી જાણ્યા છતાં પોતાનો નાનો મોટો અવાજ સંભળાવવાની અને પ્રોટેસ્ટ નોંધાવવાની આકાંક્ષાવાળા પ્રજાકીય સભ્યોમાં સૌથી પહેલો શંખનાદ અબ્દુલ–લતીફ–હાજી–હજરત ખાને કર્યો અને જો એડીમેને તેમાં સૂર પુર્યો.



દી. બા. હરિલાલ દેસાઇ

પછી રા૦ બા૦ કાલે સ્વભાવે તો કોણ જાણે પણ માન્યતાએ મોડરેટ ઉઠયા અને તેમણે પોતાનો વિરુધ્ધ મત નોંધાવ્યો. આ રા૦ કાલે એ૦ મી૦ પ્રધાન (મીનીસ્ટર) ના ઘણા મોટા મિત્ર થાય છે એમ સાંભળ્યું છે.

ખાદીનો મોટો અંચળો અને ખાદીની સફેદ ટોપી પહેરેલા રા૦ વામન મુકાદમ આ વખતે ઉઠયા અને પ્રેસીડેન્ટને નમન કરીને બહાર ચાલ્યા. "આય એવન કોન છે ? આય એવન કોન છે ?" મારી પાસે બેઠેલાં બાઇએ કે (ભાઇએ ! ચોક્કસ યાદ નથી) પુછ્યું.

તેમનું નામ વામન મુકાદમ. તેઓ ગોધરાના છે." મેં કહ્યું.

આ વામન મુકાદમને સૌથી પહેલ વહેલા મુંબાઇમાં મારે ત્યાં જમવા આવ્યા હતા ત્યારે મેં તેમને જોયા હતા. અને સૌથી પહેલું મારું ધ્યાન એમની આપણા લોકોમાં



રા. જેરામદાસ દોલતરામ એમ. એલ. સી.

ઘણા થોડાને હોય છે એવી ધાટીલી આંગળીઓ તરફ દોરાયું હતું. તેમનામાં વિનોદવૃત્તિ ખુબ છે, અને ઘણી રીતે ઉપયોગી બની શકે એવી એમનામાં શક્તિ છે. પણ એમણે પોતાની ઉપયોગિતા પોતાના પ્રાંતના ને ગામના રાજકીય કાવાદાવાના ગારામાં પડીને ઘણે અંશે ઓછી કરી નાખી છે.

રા. હરિલાલભાઇના તેઓ મોટા મિત્ર છે. સેશન્સમાં ઘણું ખરું એમનેજ ઘેર તેઓ ઉતરે છે અને બને તેટલી તેમને તેઓ મદદ કરે છે. રા. જયકર જ્યારે ધારાસભામાં હતા ત્યારે એમણે પાર્ટીના 'વ્હીપ' તરીકે એમને ખુબ મદદ કરી હતી.

ધારું છું ત્યાંસુધી એક્સ્ટ્રીમીસ્ટ તરીકે એમણે રાજકીય જીવન શરુ કર્યું હતું. હિમાલયમાંથી ગંગા જમીન પર આવે તેમ તેઓ ધીરે ધીરે વધારેને વધારે મોડરેટ થતા જતા હશે! He is good as a friend; formidable as an enemy" એમાંનું પહેલું અર્ધવાક્ય એમને માટે ખરું છે.

રા. મુકાદમના વર્ણનમાં મી. રયુનું ભાષણ તણાઇ ગયું. એમણે હીંદના બેરખાં તરીકે અને અધિકારી તરીકે નહીં પણ વ્યક્તિ તરીકે બીલને સારો ટેકો આપ્યો. આપેજ; જેવો આપણો એની સામે પડવાનો ધર્મ છે, તેવો એમનો એને ટેકો આપવાનો પણ ધર્મ તો ખરોજ; જો એ બજાવે તેમાં નવાઇ પામવાનું કારણ શું હોય!

રયુ પછી વારો આવ્યો રા. મુનશીનો. ટાઇમ્સની આંખમાં દુ:ખે એવું એમણે ભાષણ કર્યું ને અધિકારી વર્ગની આંખોએ જરા ઉંચી ચઢી ગઇ. એમનું ભાષણ મને તો સૌથી સુંદર લાગેજ પણ એ વીશે લખતાં મને પક્ષપાતી ગણાવાનો ભય લાગે છે.

મુનશી પછી સીંધના જેરામદાસ ઉઠ્યા તે પણ સારું બોલ્યા. એમનાં ભાષણે ઓન. મી. ગુલામ હુસેનને છંછેડી મુક્યા અને ટાઇમ્સના કહેવા પ્રમાણે સર ગુલામહુસેનને apoplectic fit આવી. પણ એ વાત પછી. તે પહેલાં જેરામદાસનો પરિચય આપવો અત્રે જરુરનો છે.

ધારાસભામાં ગોરા ઉંચા, પડછંગ ખાદીના કોટ પાટલુનમાં સજ્જ થએલા તરત ધ્યાન દોરે એવા કોઇ માણસને તમે પ્રજાપક્ષની બેન્ચ પર બેઠેલા જુઓ તો તેનું નામ જેરામદાસ દોલતરામ એમ તમારે જાણી લેવું. બોલવામાં એમની શક્તિ સરસ છે અને એ બોલે ત્યારે બધા તેમને ધ્યાનપૂર્વક સાંભળે છે.

રા. જેરામદાસ બહુ પાકા, ઉંડા, હોંશીઆર છે. એમનો સ્વદેશ પ્રેમ જબરો છે, અને તેવોજ જબરો અભ્યાસ એમણે હીંદુ મુસલમાન પ્રશ્નોનો કર્યો છે. હીંદુઓને જ્યાં

જ્યાં ને જ્યારે જ્યારે અન્યાય થાય તે જોઇ તેમનું હૃદય બળે છે અને ધારાસભામાં પણ 'માનીતા પુત્રો' તરીકે ઓળખાતા મુસલમાન ભાઇઓ જ્યારે જ્યારે હીંદુઓને દબડાવવાનો પ્રયત્ન કરે ત્યારે ત્યારે તેમની ધૃષ્ટતા ઉઘાડી પાડવાની તક તેઓ કદી જવા દેતા નથી.

રા. જેરામદાસને જાતે સત્તા લેવી ગમતી નથી પણ સત્તાવાળાઓને પાછળથી રમાડવાનો તેમને થોડો ઘણો શોખ જરૂર હશે. શેતરંજના મહોરા જેવાં માણસોને ગોઠવવાનું તેમને ગમે છે પણ એમની સંસ્કારિતા એમને ગંદા પાણીમાં કદી પડવા દેતી નથી. મોતીની શોધમાં ઉંડા પાણીમાં તેઓ ઉતરે છે ખરા પણ દરેક જળમાં કં મોતી નીપજે છે?

સીંધના ખાસ હવા પાણીમાં તેમનાં શરીર અને મન ઘડાયાં છે અને સીંધના દૃષ્ટિકોણથી તેઓ બધા પ્રશ્નોને જુએ છે. સીંધી મુસલમાનોએ જે વિષમય કોમીતત્વ ધારાસભામાં આણ્યું છે તેનો પ્રત્યાઘાત તેમના મન પર થયો છે અને જાણે કે અજાણે તેઓ પણ કોમી થતા ગયા છે.

પણ બધું કહ્યા પછી તેઓ સરસ અને સંસ્કારી માણસ છે.

૬

જેરામદાસ દોલતરામ બોલ્યા પછી સર ગુલામહુસેન ઉઠ્યા અને આ ટાઢા, સૌને મીઠું મનાવનારા અને એક વારના ઉસ્તાદ મીનીસ્ટરે એક્ઝીક્યુટીવ કાઉન્સીલરને પદેથી પહેલું ભાષણ કરતાં પોતાનો ખરો મીજાજ બતાવી દીધો. ટાઇમ્સના લખ્યા પ્રમાણે તો એમને ફેરરુંજ આવ્યું અને હવે સૌની પરવા પુરી થઇ એટલે એમને એમનું શુદ્ધ મુસલમાની સ્વરૂપ બતાવવાનો મોકો મળ્યો. એમણે ટેબલ પર ઠુંઠા હાથની મુઠીઓ ઠોકી, એમના સ્થૂલ શરીરને લીધે એમને બોલતાં બોલતાં હાંફ ચઢી, મોઢામાંથી થુંક ઉડ્યું, અને એમની ઝીણી આંખોમાંથી ધરખાસ્ત તણખા ખાસ કરીને જેરામદાસ તરફ અને સામાન્ય રીતે સૌ હીંદુ સભાસદો તરફ ઉડ્યા. પણ આ મહાન બનાવનું મૂલ્ય કોઇ ન સમજ્યા, કેટલાક અટકચાળા સજ્જનોએ એમની વચ્ચે બોલવાનું મહાપાપ કર્યું અને છેવટે 'તમે મશ્કરી કરશો તેથી હું ડરવાનો નથી' એમ એમને કહેવું પડ્યું. પણ આવી અણીની વખતે પ્રેસીડેન્ટ દહેલવી એમના ગૌરવની રક્ષા કરવા વહારે ધાયા અને એમની તરફ કેવું માન દાખવવું જોઇએ એનો પાઠ બધા ઓનરેબલ મેમ્બરોને આપ્યો ને છેવટે આ મહાન ભાષણ કરી થાકેલા સર ગુલામ હુસેન બેન્ચ ઉપર ભાર દઇને બેસી ગયા.

ને તરત ઉભા થયા મીયાં રફીયુદ્દીન આહમદ નવા મીનીસ્ટર–ને થોડા વખતમાંજ મીનીસ્ટરપદ એમને સદ્યું લાગે છે. કહેવાય છે કે એકવાર રાણી વીક્ટોરીઆના એ મોલવી હતા. અંગ્રેજ માબાપ તરફ એમનો સદ્ભાવ–અતિભાવ–ઉમળકો લાંબા વખતનો જાણીતો છે. ને ભાવની કદર સરકારે એમને આ મીનીસ્ટરપદ નવાજીને કરેલી છે. એમના મગજમાં માણસજાત માટે ત્રણ ખાનાં પડેલાં છે: એક ગોરી ચામડીવાળા મહા પુરુષો–જેમને માટે એમને અસંત માન છે–બીજા પયગંબર મહમદના અનુયાયીઓ–પાક મુસલમાનો અને ત્રીજા જેમને માટે આ દુનીઆમાં સ્થાન ન હોવું જોઇએ એવા કાફરો. બીચારા તેઓ આ સદીમાં કવખતે જન્મવાને બદલે જો મોગલ રાજ્યમાં જન્મ્યા હોત તો જરુર એક એક કાફરને મુસલમાન બનાવવાનું પૂન્ય ઉપાર્જન કરી શકતે.

શરતના શોખીન જેવા એ ધારાસભાના શોખીન હતા અને છે. અને બનતા સુધી

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૮૩]



યૌવનની મસ્તીમાં

ચિત્રકાર : મી૦ સેમ્સન. બેન્જામીન




( ગતાંક પૃષ્ઠ ૬૨ માથી ચાલુ )

પરંતુ એજ કવિના નવીન કાવ્યગ્રંથ "કુલિકા"માં મ્હને પ્રાપ્ત થયેલાં કેટલાંક ઉદાહરણો અહિ આપવાં પડેછે.

(૧૮૧)

પ્રિયા, એક શબ્દ તને કહેવાને હું માગું, પણ
કેમ એવો શબ્દ અભડાવું મારે શ્વાસ?
જરા જરા માંહિં લોક સ્હેજે જેને હસી કાઢે,
તેને કદી હસી ન કઢાવું ત્હારી પાસ,
ઘેરાય નિરાશા તોય આશા ત્યાં ડોકાવી જોય,
હસતી એ ચંદ્રિકાને વારવી શા કાજ?
શબ્દ આવે જીભે પણ તેને સદા હૈયે રાખું—
એક ત્હારી દયા માગું, આપ મ્હને આજ।

(૧૮૨)

પ્રેમ, પ્રેમ કહું પણ કેમ સૌનો બોલ બોલું?
પ્રીત પ્રીત વદું પણ એ તો સૌની રીત;
વ્હાલ કહું, પ્યાર કહું, હેતનો ઉચ્ચાર લહું,
શબ્દ મ્હારો ખોળું, પણ ચઢે નહિ ચિત્ત;
હૃદય જે પૂજે અને પ્રભુ જે ન તજે કદી,
પૃથ્વીથી એ પર એવો જેનો છે સંતોષ,
મૂકું ત્હારે ચરણે તે સ્વીકારી શું લેશે ના તું?
શબ્દ નહિ જડે, ખોળ્યો આપો જગકોષ.

અંગ્રેજી કાવ્યસાહિત્યમાંનું કવિ શેલીનું એક ન્હાનકડું, અનુપમ કાવ્ય આ વાંચીને કો'ને નહિ સ્મરણમાં તરી આવે?

One word is too often profaned
For me to profane it,
One feeling too falsely disdained
For thee to disdain it.
One hope is too like despair
For prudence to smother,
And Pity from thee more dear,
Than that from another.
I can give not what men call love,
But wilt thou accept not
The worship the heart lifts above
And the Heavens reject not:
The desire of the moth for the star
Of the night for the morrow,
The devotion to something afar
From the sphere of our sorrow?"

અલબત, અપહરણ કરવાની ક્રિયામાં, અને અપહરણ ગુપ્ત રાખવાના નિષ્ફળ પ્રયાસમાં,

મૂળ કાવ્યનું સૂક્ષ્મ સૌંદર્ય કથળી જઈને ગુજરાતી કાવ્યમાં વિરૂપતા આવીછે. તેમ જ અંગ્રેજી મૂળમાંની છેવટની ચાર પંક્તિયો–આખા કાવ્યનું તીવ્ર સત્ય જે'માં સમાયું છે તે પંક્તિયો–નું તો અપહરણ થઈ સક્યું જ નથી. પરંતુ એ બધી બાબત સાથે આપણે અત્યારે સંબન્ધ નથી. આપણે તો જોવાનું એટલું જ છે કે આ સ્થૂલ પ્રાણાધાનમાં દૂષણરૂપ અપહરણ સિવાય બીજું કાંઈ પણ ગુણદર્શન શક્ય છે? શક્ય નથી જ. મૂળમાંના અર્થ ને ભાવ આખા ને આખા ઊપાડીને ગુજરાતીમાં, મૂળની સમર્થ, અર્થગર્ભ, વાણીને કથળાવી નાંખીને અપહરણ કર્યું લાગેછે.

મિ૦ ખબરદારે 'કલિકા'ની 'પિછાન' સંજ્ઞા આપેલી પ્રસ્તાવનામાં, હાવાં અપહરણો પકડાશે જ એ ભયથી જાણે હોય તેમ, બચાવ રજૂ કર્યોછેઃ

"હું દુનિયાની અનેક ભાષાઓનાં કાવ્યસાહિત્યના પરિચયમાં આવ્યો છું, અને તેના અભ્યાસના પરિણામરૂપે અનેક સુંદર કવિયોની કવિતાના તથા તેમની અમૃત વાણીના ઉગ્ર સંસ્કાર મ્હારા હૃદયમાં પડેલા છે. એ સર્વને કોઇ પણ રીતે મ્હારા આત્માના ઉદ્દગારોથી વિભિન્ન કરી શકતો નથી. મનુષ્યના મનનું બંધારણ જ તેના પૂર્વજોના સંસ્કારોથી અને તેની આસપાસના વાતાવરણથી ઘડાતું જાય છે, તેમાં કવિનું હૃદય તો અત્યંત કોમળ અને ગ્રહશીલ (? ગ્રહણશીલ) હોવાથી તે અનેક અસરોની સુદૃઢ છાપ તળે ઘડાય છે. કવિતાની કળા જેટલી સર્જક તેટલી અનુકરણશીલ પણ છે, અને તેથી જ દુનિયાના મોટામાં મોટા કવિયોનાં કાવ્યોમાં જે પ્રગટ સામ્ય દેખાય છે તે અનિવાર્ય છે." (પિછાન; પૃ. ૯)

મિ. ખબરદાર આ બચાવમાં કેટલાંક મહત્ત્વનાં રસતત્ત્વો ભુલી જાયછે. અન્યના સંસ્કારોની અસર કેટલે દરજ્જે સ્વપૂર્વતાને સાચવી રાખીને પ્રવર્તે તે એઓ જોઈ નથી સક્યા. કવિના કોમળ હૃદયની ગ્રહણશીલતા અન્ય કવિયોનાં વિચાર, વાણી, ભાવ ઇત્યાદિને લગભગ એમ ને એમ ઊપાડી લેવામાં આવતી નથી. એ ગ્રહણશીલતા તો પ્રકૃતિ અને માનવજીવનનાં સ્વરૂપોની છાપ લેવામાં સફળ થાયછે. કવિતાની કલા અનુકરણશીલ છે–એ વચનનો અર્થ અન્યની કૃતિયોનું અનુકરણ કરવામાં યોજવાનો નથી. કવિ પ્રકૃતિ, માનવહૃદય, જીવન, ઇત્યાદિમાંનાં અંગોનું અનુકરણ કરે છે, એમ એ વચનનો વક્તવ્યભાર છેઃ તે ઉપરાંત સર્જકતા, નવીન કૃતિની સર્જકતા, જે પ્રતિભાનું ફળ છે તે, કવિપણું સ્થાપનારું મુખ્ય તત્ત્વ છે માટે જ ઉપરનાં ઉદાહરણો દૂષિત ગણાય.

ઉપર ઊતારેલાં વચન પછી તરત જ મિ. ખબરદાર કહેછેઃ

"કવિની શક્તિનું માપ કાઢતી વખતે વિવેચકે ખાસ જોવાનું છે કે કવિના આ અનિવાર્ય ગુણની પાર એની પ્રતિભા અને સર્જકતા ઝળી ઊઠેછે કે નહિ."

ખરું છે. આ કસોટી સાચી છે; જોકે, અનુકરણનો વિષય અન્ય કવિની કૃતિને બનાવવામાં તો ઉપર કહ્યું તે દૂષણ જ આવેછે. એ પ્રકારનું અનુકરણ તે કવિનો અનિવાર્ય ગુણ છે એ નહિ સ્વીકારાય. પરંતુ ક્ષણભર એ કોટિ સ્વીકારીને પણ એમણે બતાવેલી કસોટી–પ્રતિભા અને સર્જકતાનું દર્શન એ કસોટી–વાપરતાં પણ ઉપરનું અપહરણ દૂષિત બનેછે. મૂળ કાવ્યમાંથી લીધેલા અંશનું અનુકરણ તો થયું જ નથી, યથાવત્ જ ઊપાડી લેવાયાછે, પણ તે ઉપરાંત એ અપહરણની પાર પ્રતિભા અને સર્જકતા જેવી વસ્તુનું દર્શન જ થતું નથી, તો ઝળી ઊઠવાની વાત તો દૂર જ રહેછે.

આ જ ધોરણે મિ. ખબરદારનાં બીજાં અપહરણો જોઇયે.

( ૪૨ )

"ધન્ય છે એ પ્રિયાકેરી,
રત્નકટિમેખલાને,
ઈર્ષા એની રાખી
બને દેવો પણ અંધ;—
જાઓ, જાઓ દેવો !
અહિં તમારૂં ન કામ કંઇ,
થવાનો છું પ્રિયા કેરો
હુંજ કટિબંધ !
નાજુકડી કટિ પર
બાંધશે એ બંધ ત્યારે
સંભાળીશ પૂરાં એનાં
આભ ને પાતાળ;
પ્રિયા ઉર સરસો હું
દબાઈ ત્યાં રાત દિન
સુણીશ એ ચતુરાના
હૃદયની ચાલ."

"Twenty-one days in India" એ નામનું પુસ્તક સર અલીબાબા કે. સી. બી. ના કૃત્રિમ નામથી જોર્જ એબરીગ મેકના લખેલા પુસ્તકમાં નીચેની પંક્તિયો વાંચેલી યાદ આવેછે:—

"But I would be the necklace,
And all day long to fall and rise
Upon her balmy bosom,
With her laughter or her sighs;
And I would lie so light, so light,
I scarce should be unclasped at
night."

(The "Grass Widow" p.177)

આ અંગ્રેજીના ગુજરાતી અપહરણમાં છાતી ઉપરના હાર (necklace) ને બદલે 'કટિમેખલા' ગોઠવી દીધીછે; તેથી ચોરપગલાં ઢંકાતાં નથી; અને કટિ અને ઉર વચ્ચે બંધ ના બેસે હેની ગડબડ કર્યાથી ચૌર્ય પકડાઈ આવેછે. અહિં પણ અપહરણની પાછળ પ્રતિભા અને સર્જકતા ઝળી ઊઠતી જણાતી તો નથી.

છૂટક અર્થ, કલ્પના, વગેરે ચેરીને કરેલાં અપહરણનાં બેએક ઉદાહરણો 'કલિકા'માંથી જ લઇયે:

( ૬૮ )

પૂર્વભૂમિવાટિકામાં સોનેરી ફુવારા ઊડે,
ચંદા ઊઠી આવી તેમાં કરી લે અંઘોળ;
ભીના ભીના કેશે એના સોનેરી મોતીડાં બાઝે,
તેને ત્યાં ખંખેરતી તે ચઢે છે ખગોળ;
વ્યોમની અટારીએ તે વિશ્વ બધું જોતી હસે,
ધરા સૂધી પૂગે એના સ્વર્ણધોયા કેશ;
પ્રિયા મારી અંઘોળીને આવે છૂટે કેશે ત્યારે
ઝાંખા પડે એવી લાખો ચંદાના એ વેશ."

આ સાથે નીચેની કાવ્યપંક્તિયો મૂકીશું:

The moon doth with delight
Look round her when the
heavens are bare.

(Wordsworth: "Ode on Intimations of Immortality")

તે પણ અહિં અચરજ ધરી
શાન્ત સતી નિરખે; ૮
(નેરખે જો વળી આ ઊંચે
ચઢી—વ્યોમઅટારી
(ચંદા કૌતુકથી ભરી
મન્દસ્મિતસુખધારી.૯[1]

('કુસુમમાળા'; "ટેકરિયોમાં એક સાંઝનો સમય.")

---

[1] આ બે પંક્તિયોમાં વર્ડ્ઝવર્થની ઉપર ટાંકેલી પંક્તિયોની છાયા. કોઇને જણાશે, અને કોઇ કહેશે એ અપહરણ કેમ નહિં ? અને 'કલિકા'માંની તે સામ્યવાળી પંક્તિયો એ અપહરણ કેમ? ઉત્તર એટલો જ. કે 'કલિકા'માં કૃત્રિમ સ્થિતિ કલ્પિત રીતે જ ઊભી કરેલી છે; 'કુસુમમાળા'ની પ્રસ્તુત પંક્તિયો પ્રત્યક્ષ અનુભવગોચર થયેલા દૃશ્યના વર્ણનની છે; તેથી ભેદ સ્પષ્ટ પડેછે.

ઊઠીં હું મૃદુ ને સુંવાળી
સેજમાંથી જળતણી
નાંખું નજર ઝીણી શૉળી
સાગર અને ભૂમિ ભણી
રંગરાતું મુખડું મ્હારું
કંઈ વિશાળું સિન્ધુમાં,
ધોઈ કરી ચઢું વ્યોમ
વળગ્યાં વાળશું જળબિન્દુડાં. ૧૦

. × × ×

ને ત્યહાં અંબોડલો મુજ
જાય છૂટી તે સમે,
ને વાળ ચળકંતા રૂપેરી
વીખરી ચોગમ રમે. ૧૩
('કુસુમમાળા'; 'ચંદા')

(પૂર્વસાગરની) જળની સેજ=પૂર્વ ભુમિની વાટિકામાંના ફુવારા;
ત્હેમાં ચંદાનું અંઘોળ=સિન્ધુમાં મુખ ધોવું;
ભીના કેશે મોતી બાઝે=વળગ્યાં વાળશું જળબિન્દુડાં;
(ચંદા) ભીનાભીના કેશ ખંખેરતી=વાળ ચળકતા વીખરી ભમે;
વ્યોમની અટારીએ=ચઢી વ્યોમ અટારી.

આટલા છૂટક વેરાયલા ચિત્રરચનાના સમાન અંશ ધ્યાન ખેંચશે અને કેવળ પૂર્વગામી કવિનાં કાવ્ય આત્મામાં સંસ્કારરૂપે રહ્યાં કહેવાથી પૂર્ણ ખુલાસો નહિ મળે. અલબત, આ ઉત્કટ અપહરણ નથી; પરંતુ રૂપકાદિક કલ્પનાનું અલ્પ રૂપાન્તરો સાથેનું આછું અપહરણ તો છે જ.

".વ્યોમની અટારીએ તે વિશ્વ બધું જોતી હસે" એ પંક્તિ તો સ્પષ્ટ રીતે વર્ડ્સ્વર્થની ઉપર ટાંકેલી પંક્તિયોનું અપહૃત રૂપ છે.

હવે એક જ બીજું ઉદાહરણ, વિશેષ સંબન્ધને લીધે મહત્ત્વવાળું, આપું, પછી 'કલિકા'ની રજા લઉં.

( ૧૫૩ )

સમી સાંઝે જનતણો પગરવ દૂર થતાં,
વૃક્ષોથી છવાયા રમ્ય તળાવને તીર,
પ્રિયા ઘડી બેસીને ત્યાં નીરને નિહાળે ઊંડાં,
સ્નાન થકી આવે ઊર્મિ ઉરમાં લગીર;
ઊંડી સાંઝે જનતણો પગરવ બંધ થતાં,
પ્રિયાં ઊઠી તળાવમાં ઊતરે અધીર;
અર્ધ સંકોચાતી શુદ્ધ સૌન્દર્યની મૂર્તિ જેવી
વાદળાં ઊતારી પેસે ચંદ્રા વ્યોમનીર!

(૧૫૪)

સૂર્ય ગયો જાણી નભ સાગરમાં તરવાને
રજની ત્યાં ચા'તી આવી ઊભી રહે દિગન્ત;
ધીમે ધીમે આછાં ઘેરાં વસ્ત્રને ઊતારતી તે
ચન્દ્ર તારા કેરી શોભા બતાવે અનન્ત;
પ્રિયા તેમ જળે ચન્દ્ર તારા ચમકાવતી ત્યાં
કરે ક્રીડા, તેની વૃક્ષે બેઠો કં ઝાંખઃ
છાયા મ્હારી અચિંતી ત્યાં જોઈ જળે ડૂબી પ્રિયા
પાણીને ઊડાડી ઊંચે ભરે મ્હારી આંખ!

આ બે વિસ્તારેલી કડીઓમાં કેન્દ્રભૂત પ્રસંગ અન્ય સ્થળેથી ઊઠાવીને આણેલો, જાણનારને, જણાશે. તળાવ કિનારેનાં ઝાડ, ઝાડ ઉપર ચઢીને બેઠેલો પ્રેમી, જન તણો પગરવ બંધ થવો, વસ્ત્રો ઊતારીને જળમાં સ્નાન કરવાને પડેલી પ્રિયતમા, પ્રેમીની જળમાં પડેલી છાયાનું ઓચિંતુ દર્શન, તેથી ચમકીને પ્રિયતમાનું જળમાં ડૂબકી મારવાનું કૃત્ય,—આ સર્વ અંશો લગભગ મૂળ રૂપમાં-કાંઇંક ઓપનાર્થે ગોઠવેલા રૂપાન્તરમાં-ગોવર્ધનરામની 'સ્નેહમુદ્રા'માંથી, અને ઉના જ અપહરણરૂપ 'કલાપી'ના એક કાવ્યમાંથી, જડી આવશે. ('કલાપી'ના એ અપહરણનું હમણાં તરત જ દર્શન આપણે કરીશું તેથી 'કલિકા'નું આ ઉદાહરણ

અપહરણની શૃંખલામાં સુસ્થાને અંકોડો બેન્ધેછે. એ અપહરણમાં અંશોની વીગત વચનો સાથે આવશે એટલે અહિં ત્હેની પૂર્વોક્તિ હું કરતો નથી.) પ્રશ્ન કોઇ પૂછશે: આ 'કલિકા'ની બે કડીઓમાં તો વ્યોમ-સરોવરમાં, વાદળાંરૂપી વસ્ત્ર ઊતારીને, પેસતી ચંદા; નભસાગરમાં તરવાને વસ્ત્રો ઊતારીને ચન્દ્રતારારૂપી પોતાનાં અંગ દર્શાવતી રજની; આ પ્રકારના રૂપક અને ઉપમાના ઉમેરા આવ્યાછે તે નવીન અંશમાં 'પ્રતિભા અને સર્જકતા ઝળી ઊઠે છે', તો પછી આ અપૂર્વ સર્જનકૃતિ કેમ ના ગણાય? અપહરણ શા માટે કહેવું? ઉત્તર આપવો પડશે? આપું. કેન્દ્રભૂત પ્રસંગનું આચ્છાદન કરનારા આ અલંકારોની ક્લિષ્ટતા ઇત્યાદિ લક્ષણો વિશે બોલવાનો અહિં પ્રસંગ નથી; તેથી તે છોડી દઈશું; અપહરણ મૂળ મુદ્દાના પ્રસંગનું પ્રત્યક્ષ છે; તે માટે એક દષ્ટાન્ત આપું: રા. કૃષ્ણલાલ ઝવેરીની આંગળી ઉપરની હીરાની વીંટી હું ચોરી લઉં, ઉમાં જડેલો હીરો કાઢી લઈને બીજા ઘાટની વીંટીમાં—ને તે પણ રોલ્ડગોલ્ડની વીંટીમાં જડું, અને મ્હારી સ્વોપાર્જિત મિલકત તરીકે ખપાવું. પણ કૃષ્ણલાલભાઈ તો જોતાં વાંત કહેશે: "આ તો મ્હારો હીરો! ક્યાંથી લાવ્યો?—ચાલ્ય પોલીસ કોર્ટમાં!" પછી દયા આવે ને એઓ માફ કરે તો જુદી વાત. સાહિત્યચાર્યને અંગે એક લાભ છે: ઉને મારે પોલીસકોર્ટ નથી; અને ચોરેલું મૂળ ધન–ચમત્કાર એ છે કે–મૂળ સ્થાનથી લુપ્ત થતું નથી.

'કલાપી'ની કૃતિમાનાં અનેક ઉદાહરણોમાં-થી અપહરણનો એક ઉત્કટ નમૂનો મૂકું:

("જ્યાં તું ત્યાં હું" એ કાવ્ય ('કેકા-રવ' પૃ. ૪૧–૪૫ માં) જુવો. ઉમાંથી અમુક પંક્તિયો ઊતારૂંછું.)

"શોધી તીર કદમ્બની સુખભરી
છાયા ધરી ત્યાં ઊભે,
રેલી છે સહુ પાસ રેલ શશીની
તે જોઇ તું તો હસે;
પ્રચ્છા સ્નાન તણી થતાં ચમકીં તું
ચોપાસ બીરું જુવે,
ના ના! હું નજરે કદી નહિં પડું;
છું વૃક્ષડાળી પરે.
તોડે ગાંઠ ન છૂટતાં કરવતી
તું એક ચોળી તણી,
લજ્જાળુ મન નીવીબન્ધ છૂટતાં
શમાઇ સ્તંભે જરી;
ત્હોએ વસ્ત્ર સરે, પડે સરકતું,
તે વિશ્વ જોતું રહે,
ને એ કૌતુક તો બધું નયનથી
પી જાઉં છું હું ખરે!
હા હા! દેહકળી દિગમ્બર બની
પ્યારી ખીલી નીકળી,
ઊડ્યા કેશ લપેટવા સ્તનતટો
ને કેસરી શી કટિ;
× × ×
ત્હારી નાજુક તું છબી નિરખતી,
ઊભી તટે, વારિએ;
× × ×
મ્હારી અસ્થિર છે છબી સલિલમાં
તે જોઇ કંપી જરા,
રીસાઈ મનમાં, ડરી ચમકી તું,
કૂદી પડી વારિમાં;
નીચી મંજુલ આકૃતિ જલતણું
ચીરી કહેલું ગઇ,
કુંડાળું જળમાં પડ્યું ઝળકતું
હું તો રહ્યો જોઈ તે."

આ શ્લોકોમાં અપહરણ એ પ્રધાન તત્ત્વ છે; તે જોવા માટે ગોવર્ધનરામની "સ્નેહમુદ્રા"-નાં પૃષ્ઠ ૫૭ થી ૫૯ ઊઘાડીને નીચેની પંક્તિયો વેરાયલી સંગ્રહીને મૂકુંછું:

### ૩૧ રસપાન અને મોહ

"કુંજવને કાસારમાં ન્હાવા
      દોડી શૈત્ય સકળ અંગે લ્હાવા. ૩
શોધી તીર કદમ્બની છાયા,
      નિજ અનુપમ ઊઘાડી કાયા. ૪
કોને દીઠો પગસંચાર ત્હેં નહિ
      તેથી તું વિશ્રબ્ધ બહુ થઈ. ૬
કુચપટગાંઠ ન છૂટી તેથી તોડી,
      દીધો નીવી તણો બંધ છોડી. ૭
"ખરરર ભૂ પર વસ્ત્ર પડ્યું સરી,
      વિશ્વ જોતું તુંને જરીએ જરી! ૮
   સરી વસ્ત્ર પડ્યું તનુ દેહકળી
   રસભેર વિકાસી ખીલી નીકળી;
   અલિમાળ સમી પવને ઊડતી
   મુખ–અબ્જ પુઠે કબરી ભમતી. ૧૧
   તનુ ત્હારી ઉષા સમી જ્યાં ઊઘડે
   રસના ઘુંટડા જગ જોતું ભરે.
      *      *      *
   તુજ તનૂ તણી વારિમાં પડી
   છબિ તું જોતી'તી, આ દશા ધરી;
      *      *      *
      *      *      *   ૧૮
   ઘન ઘટા તણી ચાળણી સમા
   અપર વૃક્ષની શાખમાં શશી–
   સમ ચ્હડી જ ત્યાં દેખતો હતો
   તુજ ક્રિયા બધી ગુપ્ત રીત હું. ૧૯
   વિમળ વારિમાં નભ અને ભૂની
   છબિ પડી હતી; જોતી જોતી તે,
   મુજ છબિ ભણી દૃષ્ટિ તાહરી
   પડી અચિન્તી, ને જાણ્યું મ્હેં ન તે. ૨૦
   શરમપત્ર સમી ચમકી તું ત્યાં
   ધનુકમાન સમાન ખોડી તનૂ;
      ×      ×      ×
      ×      ×      ×   ૨૧
   × × × જળમાં ઝંપલાવ્યું ત્હેં;
      ×      ×      ×   ૨૩
બન્ને સરખાવતાં જણાશે કે—

કાસાર (તળાવ); ત્હેમાં સ્નાન; તીર કદમ્બની છાયા, કુચપટગાંઠ ન છૂટી તેથી તોડી, નીવીબન્ધનું છોડવું, વસ્ત્રનું સરી પડવું, વિશ્વ ત્હેને જોતું, તનુદેહકળી ખીલી નીકળી, કબરી (માથાના કેશ)નું ભમવું, વારિમાં પડેલી ત્હારી છબી તું જોતી હતી, વૃક્ષશાખામાં ચઢીને પ્રેમીનું પ્રિયતમાની ક્રિયાનું દર્શન, પ્રેમીની છબી ભણી પ્રિયતમાની દૃષ્ટિનું અચિન્ત્યું પડવું, તે જોવાથી પ્રિયતમાનું ચમકવું, અને ત્હેને પરિણામે પ્રિયતમાનું જળમાં ઝંપલાવવું;– આ સર્વ પ્રસંગ–અંગો 'સ્નેહમુદ્રા'માંનાં 'કલાપી'એ લગભગ શબ્દશઃ, અને પુર્ણરૂપે અર્થશઃ, પોતાના કાવ્યમાં ઊપાડી લઈને નાંખ્યાંછે; પ્રસંગ અને ચિત્રનું આ અપહરણ સંપૂર્ણ છે.

અપહરણનું સ્વરૂપ આટલાં ઉદાહરણોથી સમઝાશે એમ આશા છે. આ સંબન્ધમાં શી કસોટી વાપરવાની છે, તે માટે નીચે લખેલાં ધોરણો ઉપયોગી થશેઃ

(ક) અન્ય લેખની કૃતિથી માત્ર પ્રેરણા લીધી હોય તો અપહરણ ના ગણાય;

(ખ) અપૂર્વ સર્જન કરવા માટે જાણી બૂઝીને આદર્શ તરીકે અન્યની કૃતિ નજર સમક્ષ રાખી હોય, તો પણ અપહરણ ના કહેવાય;

(ગ) અન્યની કૃતિનું પ્રાણસ્વરૂપ પોતાના આત્મામાં ઊતારે અને પચવી દે, અને પછી પરિણામ રૂપે પોતાની નવીન રચના ઊપજાવે, તે પણ અપહરણ નહિં બને,

(ઘ) બુદ્ધિપૂર્વક અનુકરણ તે અપહરણ નથી.

(ઙ) કોઇ લેખક અન્યની અપૂર્વ રચના ઊપાડી લે, અને પોતાની અપૂર્વ કૃતિ તરીકે

ખપાવવાનો ઇરાદો રાખે, પકડાઈ જાય હેવા અર્થગૂઢ, આનુષંગા ફેરફાર કે રૂપાન્તર કરે, અને ખરું ઋણ સ્વીકારે નહિં, તો તે લેખક અપહરણનો અપરાધી ઠરે.

આ છેલ્લા (ડ) પક્ષ માટે અત્યાર સુધી અપાયલાં ઉદાહરણો બસ ગણાશે એમ આશા છે. (ઘ) માટે ઉદાહરણોની જરૂર નથી. (ખ)નું ઉદાહરણ "કુસુમમાળા"માંનું 'ચંદા' કાવ્ય છે. (ક) અને (ગ) વાળી કસોટી તળે આવી સકે હેવાં ઉદાહરણો બેચાર આપું છું:

ભૂલી પંથ ભમું દિનરાત રે,
કોઇ સંત બતાવોજી વાટ;
ઊગે સૂરજ વળી આથમે,
એવી ન્હોતી મારી મૂળ ભોમ;
જ્યોતિ અખંડ ઝગે જહિં,
જે'નાં તેજ ઢળે વીંધી વ્યોમ,
કોઇ સંત બતાવો એ વાટ.
સંસારને હૂને વાયરે
થાય ઘરઘરના દીપ ગુલ;
જીવન એવાં અહિંનાં વ્હેંતિયાં:
મ્હારે મુલક અમરોનાં કુલ.
કોઇ સંત બતાવો એ વાટ.
ઉષાને અધરે ખીલતો,
ને સન્ધ્યાને કાંઠે વિલાય,
એવા રે સ્નેહને સોણલે
મ્હારું જીવતર ઝોલાં ખાય;
કોઇ સંત બતાવો દિવ્ય વાટ.
પગલે પગલે પાવક પ્રજળે,
આંખ્યે હર્યાં અંધકાર;
પામર દેહની પીઠ પડી
વહી ભવરણ કેરા ભાર;
હવે સંત દોરો સુરવાટ.

આ વસ્તુતઃ અપૂર્વ કૃતિમાં અન્ય કવિની કૃતિનું અતિ સૂક્ષ્મ અનુપ્રાણ ન હોઇ પોતાના બળ ઉપર એ કાવ્ય ટકી રહેછે તે બતાવવાને અર્થે મ્હારાં અન્ય સ્થળનાં વચનો જ ઊતારું:

"કાર્ડિનલ ન્યુમનના 'Lead kindly Light' એ અનુપમ ભજનનો આ 'અનુવાદ' નથી, અનુનાદ પણ નથી. "પ્રેમલ જ્યોતિ ત્હારો દાખવી મ્હારો જીવનપંથ ઊજાળ્ય' એ પ્રાર્થનાના ધ્વનિ ઉરમાં સંઘરીને, નવીન જ કવિત્વવિભૂતિ આ પ્રાર્થના-કાવ્યમાં પ્રગટ થઇછે." ('કૌમુદી,' આષાઢ સં. ૧૯૮૧; પૃષ્ઠ ૬૩.)

આ કૃતિમાં અપૂર્વતાના અંશ ડગલે ડગલે જડશે, કિં બહુના? અનુપ્રાણન જે'માંથી મળ્યું તે કાવ્યની પ્રેરણા કવિના આત્મામાં સૂક્ષ્મબળરૂપે જ રહીને પ્રાણાધાન આપનારી કૃતિનું આત્મતત્ત્વ પોતાના અંતરાત્મામાં પ્રવિષ્ટ થયા પછી હેનું માનસિક પાચન થઇને નવીન રુધિર આ કૃતિમાં વ્હેતું સ્પષ્ટ જણાયછે.

"હૃદયવીણા"માંનાં પતિત વિધવા સંબન્ધી કાવ્યોમાંનું 'ફરી પડેલી બાળાવિધવા' કાવ્ય પણ આ પ્રકારના સૂક્ષ્મ પ્રાણાધાનના વર્ગમાં આવશે. હેમાંના શ્લોક ૧૩ મોઃ

"રે મૂરખી! સરિત આ રુધિરે ભરીછે,
ને શ્યામતા તુજ હૃદે ઊંડી જે ઠરીછે,
તે નાહિં ધોઇ સકશે કદિ એ પ્રયાસે;-
જો! પાપ જોતું તુજને રહ્યું અટ્ટહાસે.

એ ૧૩ મા શ્લોક ઉપરની ટીકા જુવોઃ—

"આ ચરણમાંની (પ્રસ્તુત શ્લોકના ચોથા ચરણમાંની) કલ્પનાનું અજ્ઞાત બીજ Tennyson (ટેનિસન)ના Forlorn નામના કાવ્યની નીચેની કડીમાં કાંઇક છે:

"Catherine, Catherine, in the night
What is this you're dreaming?
There is laughter down in Hell
At your simple scheming.
In the night, in the night,
When the ghosts are fleeting."

મૂળમાં આ–ફરી પડેલી બાળવિધવા વિશેના–કાવ્યની પ્રથમ સ્ફુરણા એ *Forlorn* કાવ્ય વાંચ્યા પછી જ પણ સ્વતન્ત્ર રીતે થયેલીછે." ૧

('હૃદયવીણા'ની ટીકા પૃષ્ઠ ૫.)

આ શિવાય, અનુકરણ નહિં, પણ અનુરણન અને ત્હેનો ઊઘાડી રીતે સ્વીકાર;–આ પ્રકારનાં ઉદાહરણો અપહરણના વર્ગની બ્હાર જ રહેશે; ઉદાહરણ:

'આ ભવ્ય ઘોષ અતિગૂઢ, પડતાં જે શ્રવણે,
કંઇં ભૂતભાવિના ધ્વનિ, ઊંડા હૃદયે ગગણે,"

("સિન્ધુઘોષને સંબોધન;" હૃદયવીણા, પૃષ્ઠ ૧૪૮.)

આ પંક્તિદ્વયનું સ્વીકૃત મૂળ:—

"The voice mysterious which whoso hears
Must think on what will be and what has been." (Keats)

('હૃદયવીણા'ની ટીકા, પૃષ્ઠ ૪૨.)

બીજું એક ઉદાહરણ:

"ઉજડ એક ગિરિકરો કરાડ,
જ્હાં જનનો નહિં પગસંચાર;
તોપણ ત્હાં આગિયા અનન્ત
લટકાવે દીપક ચમકંત; ૧
ને ત્હાં એક અતિ લજ્જાળ
ગુલાબકળી નાજુકડી બાળી,
લલિત વસન્તાનિલને તેહ,
લલચાવંતી કુમળી દેહ." ૨

('અસ્થિર અને સ્થિર પ્રેમ' કુસુમમાળા, પૃષ્ઠ ૨૩)

આ બે કડીઓનું સ્વીકૃત મૂળ:

"A Rock there is whose homely front
The passing traveller slights;
Yet there the glow-worms hang their lamps,
Like stars, at various heights,
And one coy Primrose to that Rock
The vernal breeze invites."
(Wordsworth: "The Primrose of the Rock")

બસ; અપહરણ, અનુરણન, ઇત્યાદિ પ્રકારોની વદાય લઇશું. હવે માત્ર આ લેખના આરમ્ભમાં જે સંવાદ નામના પદાર્થનો ઉલ્લેખ કર્યોછે, ત્હેનાં કેટલાંક ઉદાહરણો આપીને આ અણધાર્યો વિસ્તારવાળો લેખ સમાપ્ત કરીશું:

સંવાદનાં ઉદાહરણો:

(૧)

"જેમ કાચનું મંદિર રચ્યું,
નીલ પીત શુભ્ર શ્યામનું,
તે ઉપર તપ્યો સૂર જ્યારે, ત્યારે
વિચિત્ર થયું રૂપ ધામનું.
કેવલ્ય સૂરજ તપે સદા,
માયા તે મંદિર કાય,
ઈશ્વર નામ તે તેહનું,
જીવ થઈ માન્યું સાય."

(અખો; 'અખેગીતા,' કડવું ૧૯ મું.)

૧ ઠગાયલી વિધવા સંબન્ધી "હૃદયવીણા"માંનાં બધાં કાવ્યોની પ્રસંગઘટના પાશ્ચાત્ય કાવ્યસાહિત્યમાં ઠગાયલી કન્યા વિશેની રચનાઓમાંથી સ્ફુરેલીછે,–પરંતુ પ્રસંગના નિદાન તરીકે જ. પૂર્વ અને પશ્ચિમના સમાજસ્થિતિના ભેદને પરિણામે આ કાવ્યોની ઉત્પત્તિ એ રીતે થઇછે. બીજ તેટલુંજ; બાકી સર્વ કાવ્યઘટના સ્વકલ્પિત જ જણાશે. 'કારાગૃહમાંની વિધવા' (હ. વી. પૃ. ૨૩–૩૧) નો ઇતિહાસ તો (ટીકામાં બતાવ્યા પ્રમાણે) જેલમાં પ્રત્યક્ષ દીઠેલી વિધવાના પ્રસંગમાં હતો.

મ્હોટા મંદિર બ્હાર,
ચાર દિશ કાચો ઢાળ્યા,
નીલ પીત બહુ રંગ
ઢંગના ભેદો ભાળ્યા.
ઊગ્યો શશી કાં સૂર,
દૂરથી અતિશે ઝળકે,
દેખાડે બહુ રૂપ,
ધૂપ વિવિધ પેર ચળકે;
અખા ઉપર અવલોકતાં
તહીં તેમનું તેમ છે,
તેમ ત્રિલોકી જાણજે,
એક વસ્તુ વડે એમ છે.
(અખો; 'અનુભવબિન્દુ', કડી ૨૭મી)

સ્થળ અને કાળમાં સુદૂર અંગ્રેજી કવિ શેલીની પંક્તિયો:

"The one remains, the many change and pass;
Heaven's light for ever shines, Earth's shadows fly;
Life, like a dome of many-coloured glass,
Stains the white radiance of Eternity,
Until Death tramples it to fragments.

("Adonais")

(૨)

"ઉદય ઉજાળો દે જેમ ચંદ્રમા જી,
કિરણ તેહનાં પસરે વન વીથી મંદ્રમાં જી;
તેમ સરખો આતમ ભાસે કીટ ઇંદ્રમાં જી,
એવો પ્રગટયો હૃદયાકંદ્રમાં જી;
(અખો; 'અખેગીતા', કડવું ૧૨ મું.)

"જેમ ધહેરો ન કરે વરસતાં,
એવી છે ધનની રીત."
(અખો: 'અખેગીતા', કડવું ૩૭ મું.)
(नहि संहरते ज्योत्स्नां चन्द्रश्चाण्डालवेश्मनि।
આ પંક્તિ સરખાવવા જેવી છે.)

આ સાથે શેક્સ્પીઅરની આ પંક્તિયો:

"Yon silver beames, sleep they less sweetly
On the cottage-thatch than on the dome of kings?"

(૩)

"ચાલો એવા સ્થળ મહિં, વસે
સૂર્ય જેમાં સદૈવ,
આનાથી કૈં અધિક હૃદયે
આર્દ્ર જ્યાં હોય દૈવ."
(મણિશંકર રત્નજી ભટ્ટ: 'ચક્રવાકમિથુન'
''પૂર્વાલાપ,' પૃ૦ ૪૦)

રા. રામનારાયણ પાઠક "પૂર્વાલાપ"ની બહુ મૂલ્યવતી ટિપ્પણીમાં લખે છે:

"આ જ ભાવ નીચેના સંસ્કૃત શ્લોકમાં છે તે, બે કવિઓ અકસ્માત્ એક જ કલ્પના સ્વતન્ત્ર રીતે કરે છે તેનો બરાબર દાખલો છે:

किमिह किमपि दृष्टं स्थानमस्ति श्रुतं वा
व्रजति दिनकरोऽयं यत्र नास्तं कदाचित्।
भ्रमति विहगसार्थानित्थमापृच्छमानो
रजनिविरहभीतश्चक्रवाको वराकः ॥ *
(काव्यमीमांसा : पृ. ६०)"

(૪)

यदि तावदयं स्वप्नो धन्यमप्रतिबोधनम्।
अथायं विभ्रमो वा स्याद् विभ्रमो ह्यस्तु मे चिरम्॥ ×
('સ્વપ્નવાસવદત્તમ્'; અંક ૫, શ્લોક ૯ મો)

આ વિચારનું સ્વતન્ત્ર બિમ્બ્યમલ કૉલરિજના Ancient Mariner નામના કાવ્યમાંથી ડૉ. ટોમસે શોધી કાઢયું છે: †

* કંઇ અહિં સ્થળ દીઠું, સાંભળ્યું વા ત્હમે કે
દિનકર જહિં પામે અસ્ત ના, સ્થાયી રહેતો?
વિહગગણ અધાને પૂછતો આમ ચાલ્યો
રજનિવિરહબીન્યો ચક્રવો જો! બચારો,

× સ્વપ્ન આ હોય તો મ્હારે ઊઠું ના બનશું ફરી;
ભ્રમણા હોય સો હોજો ભ્રમણાં એ સદાયની.

† "The date of Swapna-vasavdatta." J. R. A. S. Oct. 1928; pp. 882-888.

"O let me be asleep, my God,
Or let me wake always."

(૫)

"અમરભૂમિને આંગણે દિવ્ય ગાન ગવાય,
સુણીને તે તુજ મુખ પરે મીઠું સ્મિત લ્હેરાય.
દિવ્ય લોકની કોકિલા!"

("એક બાળકીના મરણ વિશે;"
હૃદયવીણા, પૃ. ૯૩)

આ કલ્પનાનું અજ્ઞાત સાદૃશ્ય ટીકામાં આ રીતે નોંધ્યું છે:

"આ કલ્પનાને મળતી જ કલ્પના Swinburne (સ્વિન્બર્ન) ના Baby's Epitaph નામના કાવ્યમાંની નીચેની પંક્તિઓમાં છે:

"All the while ye saw me smile
you knew not whence the song
Came that made me smile."

પણ આ કાવ્ય બનાવ્યા પછી ત્રણ વરસ પછી સ્વિન્બર્નનું આ કાવ્ય હું પ્રથમ જ દીઠું હતું તેથી આ કલ્પનાની ઉત્પત્તિ સંસ્કારજન્ય નહિં, પણ સ્વતન્ત્ર જ છે." (હ. વી. ની ટીકા, પૃષ્ઠ ૨૬).

સંવાદ વિશે આટલું બસ છે. એ ચમત્કારનું મૂળ માનવ હૃદયને સહિયારી દિવ્ય ભૂમિમાં જ છે. અપહરણ માટે એ નિદાનદર્શન અશક્ય છે.




# મારી નોંધપોથી

લેખક:
રા. ગુપ્તા

મારા પર એક નીચે પ્રમાણે નનામો પત્ર આવ્યો છે :

રા. મહાશય ગુપ્તા,

તમે દર મહીને 'ગુજરાત'માં નોંધપોથી લખો છો. તમારા લખાણનો શું ઉદ્દેશ છે તે સમજાતું નથી. તમે નોંધ લખો છો કે નિબંધ, બનાવટ કરો છો કે સાચું લખો છો તે પણ બરાબર સમજાતું નથી. તમે શું લખો છો તે તમે પોતે પણ કદાચ પુરેપુરુ નહી સમજતા હો!

આ ભાઈને જવાબ આપવો કે નહીં તે વીશે મેં લાંબો વિચાર કર્યો.

આવી બાબતમાં વિચાર શો કરવાનો હોય; લખવો હોય તો જવાબ લખી નાખવો, નહીં તો ન લખવો; વિચાર કરવા યોગ્ય બીજી ઘણી બાબતો છે; આવી ક્ષુદ્ર વસ્તુઓ માટે લાંબો વિચાર કરવાની જરુર નથી: એમ કેટલાકને લાગશે. પરંતુ હું વિચાર કર્યા વગર કંઈ પણ કરતો નથી. આ હું અભિમાનથી કહેતો નથી; પણ દીનતાથી, નમ્રભાવે, ગુનોહ કબુલ કરતો હોઉં એવી રીતે કહું છું.

આ ઉપરથી હું એમ કહેવા માગતો નથી કે મે એક પણ અવિચારી કૃત્ય કીધું નથી. મારાં અવિચારી કૃત્યોની ગણના કરવાનો વિચાર પણ થઇ શકે એમ નથી. પરંતુ મેં એક પણ અવિચારી કૃત્ય વિચાર કર્યા વગર કર્યું નથી.

એક નિર્બલ મનુષ્યના ઘર આગળ હંમેશ એક પહેલવાન જેવો સીપાઇ ચોકી કરતો. એક દિવસે કે પણ કારણ વગર, એકાએક પેલા મનુષ્યે એ સીપાઇને જોરમાં તમાચો ખેંચી કાઢયો! મેજીસ્ટ્રેટે એને પુછ્યું: 'આવા મજબુત શરીરવાળા સીપાઇને, કે પણ કારણ વગર, તમાચો મારતાં તારા જેવા નિર્બલ મનુષ્યને લગાર વિચાર ન આવ્યો?' ત્યારે તેણે જવાબ દીધો: "નામદાર! ઘણો વિચાર કર્યાથીજ આ પરિણામ આવ્યું છે. હું હંમેશ બારીએ-થી સીપાઇને ચોકી કરતો જોતો, ને મને વિચાર આવતો, કે આને મારાથી તમાચો કેમ ન મરાય? પહેલા તો હું એ વિચારને હસી કાઢતો. પણ ધીરે ધીરે એ વિચાર એટલો બધો મારા મગજમા ઘોળાવા લાગ્યો, કે હું પરવશ થઇ ગયો. આને તમાચો નહીં મારું ત્યાં સુધી એ વિચાર મારા મગજમાંથી ખસવાનો નથી, એમ મને લાગ્યું. ઘરની બ્હાર જઇને હું એને મારી ન બેસું એટલા માટે હું બારણે તાળું મારી રાખતો.

પણ આખરે મારાથી નજ રહેવાયું. એક દિવસે તાળું ખોલીને એને તમાચો મારી આવ્યો ત્યારેજ મારાથી જંપાયું! મારું આ કૃત્ય આપને અવિચારી લાગતું હોય, તો ભલે, પણ મેં વિચાર ન કર્યો હોય, તો હું આ કૃત્ય કદાપિ કરતજ નહીં.'

અને આજ પ્રમાણે જેને આપણે સાહસ અથવા અવિચારી કૃત્ય તરીકે લેખીએ છીએ તે સર્વ અતિ વિચારનુંજ પરિણામ હોય છે. અને સારું કાર્ય તો શું પણ નરસું કાર્ય પણ આપણે સામાન્ય રીતે વિચાર કર્યા વગર કરી શકતા નથી...

લાંબો વિચાર કર્યા પછી મેં નિશ્ચય કર્યો કે મારે એમને જવાબ તો આપવો–પણ બહુ ટુંકાણમાં આપવો.

એમના પત્ર પરથી લાગે છે કે એ ભાઇ (અથવા બહેન) 'ગુજરાત' નિયમિત રીતે વાંચતા (તાં) હશે. 'મારી નોંધપોથી' વાંચીને તે સમજવાનો પ્રયત્ન પણ કરતા (તાં) હશે. છતાં હું શું લખવા માંગું છું તે એમનાથી સમજી શકાતું નથી, એટલુંજ નહીં પણ હું નિબંધ લખું છું કે ટુચકા તે પણ એઓ જાણી શકતા(તાં) નથી.

જીવન અને સાહિત્ય ઘણી બાબતમાં સરખાં છે. ખરું પુછો તો જીવન એ સાહિત્યનું પ્રતિબિમ્બ છે. ન સમજાય એવી અનેક ઘટનાઓ વડે બંનેનું નિર્માણ થયું છે. જીંદગી શું છે અને શું નથી? એ અને એવા અનેક પ્રશ્નો જીવનના વિષયમાં જેમ અગમ્ય રહે છે, તેમ સાહિત્યમાં પણ ઘણાં લખાણો અગમ્ય રહે છે. ખુદ 'સાહિત્ય શું છે એજ પ્રશ્નનું નિરાકરણ હજી સુધી થઇ શક્યું નથી!

આમ છતાં જીવનમાંની ઘણી વસ્તુ ન સમજાવાથી આપણે જીવનના નિર્માતાનો જેમ વાંક કાઢતા નથી, પણ મનુષ્યની સમજવા પ્રયત્ન કરનારની–બુદ્ધિનો વાંક કાઢીએ છીએ, તેજ પ્રમાણે સાહિત્યના વિષયમાં પણ અમુક લેખ જેનાથી ન સમજાય તેણે તે લેખના લખનારનો વાંક ન કાઢતાં પોતાની બુદ્ધિ સંબંધી વધારે વિચાર કરવો આવશ્યક છે.

એક બાહોશ ડોકટરે મને અપચાનો 'રામબાણ ઇલાજ" બતાવ્યો હતો, તે યાદ આવે છે. તીવ્ર બુભુક્ષા છતાં અપચાથી હું પીડાતો હતો, ત્યારે એ ડોકટર પાસે જઇને મેં કહ્યું: "હું ખાઉં છું તે પચતુંજ નથી. તમે કંઈ એવી દવા આપો કે હું ધારું તે ખાઈ શકું, એટલુંજ નહીં, પણ તરત પાછો તેવુંજ ખાવા તૈયાર થઇ શકું." એમણે મારા ઉત્સાહ પર ઠંડુ પાણી રેડતો જવાબ વાળ્યો: "અપચાનો મારી પાસે એકજ રામબાણ ઇલાજ છે." "શો ઇલાજ?" એમ હું પુછું તે પહેલાંજ એમણે આગળ ચલાવ્યું: "તમને પચતું ન હોય તો કંઈ ખાશોજ નહીં!" આવોજ જવાબ મારે પણ એ ભાઇ (અથવા બહેન) ને આપવાનો છે: તમારાથી સમજાતું ન હોય તો વાંચશોજ નહીં. તર્ત તો માટે માનવ બુદ્ધિ આથી કંઈ વધારે કરી શકે એમ નથી.

વરસાદથી બચવા માટે જેમ આખા આકાશને 'વોટર-પ્રુફ' કપડું ઓરાઢી શકાતું નથી, પણ આપણા માથાપરજ છત્રી રાખવી પડે છે; કાંટાથી રક્ષણ કરવાને જેમ આખી પૃથ્વીને

ચાસરૂ મઠી દેખાતી નથી, પણ આપણે પગેજ જોડા પહેરવા પડે છે; કુલાંગનાનું દર્શન દુષ્ટ પુરુષો ન કરી શકે તેટલા માટે જેમ એ પુરુષોની આંખો ફોડી નંખાતી નથી, પણ કુલાંગનાઓજ રણવાસમાં પુરી રાખવી પડે છે; ચોરથી દ્રવ્યનું રક્ષણ કરવાને માટે જેમ આપણે ચોરને તીજોરીમાં પુરી રાખતા નથી પણ દ્રવ્યનેજ પુરી રાખવું પડે છે તેજ પ્રમાણે ન સમજાય એવા લેખોથી બચવાને માટે, લેખકને લખતાં અટકાવી શકાય નહીં, પણ આપણે પોતે તે વાંચીએ નહીં, એટલે બસ.

હું નિબંધ લખું છું કે ટુચકા તે કદાચ ન સમજાય એવું હશે, પણ હું લખું છું તે કવિતા તો નથીજ, એ ચોક્કસ છે. અને તેથી કેટલાક શિષ્ટ ને પ્રતિષ્ઠિત કવિઓની પેઠે હું મારા લખાણની સમજુતી-ફુટનોટદ્વારા કે અન્ય કોઇ પ્રકારે–આપવા અસમર્થ છું. છતાં આપણી પ્રણાલિકાને અનુસરી જે કાર્યને માટે હું અસમર્થ છું તેજ કાર્ય કરવાનો હું પ્રયત્ન કરું ને સમજુતી આપું, તો પણ 'મારી નોંધપોથી'ની પેઠે 'મારી સમજુતી' પણ એ ભાઇ (અથવા બહેન)થી કદાચ નહીં જ સમજાય તો? એટલે 'મારી નોંધપોથી' એ ભાઇ (અથવા બહેન) સમજી શકે, એટલા માટે મારે કંઈ પણ પ્રયત્ન કરવાનો નથી, પરંતુ એમણે પોતેજ પ્રયત્ન કરીને એ વાંચવાની લાલચથી દૂર રહેવાનું છે.

આશા છે કે આ ઉત્તર તો એમનાથી સમજી શકાશે.

તા૦ ૧૮–૧–૨૯

ઉપરનો જવાબ લખી રહ્યા પછી એ ભાઇનો પત્ર ફાડી નાખવા મેં બહાર કાઢયો. તે વેળા અંદર નજર પડતાં એક નવો ફકરો અહીં ઉતારવો રહી ગએલો દેખાયો:

દર મહીને તમે 'ગુજરાત'નાં આમ પાંચ સાત પાનાં બગાડો છો તે ન બગાડો તો? તમને કદાચ ખબર નહીં હોય, પણ તમે માત્ર પાનાં બગાડવા સીવાય બીજું કંઈ કરતા નથી...

હું 'ગુજરાત'નાં પાનાં નહીં બગાડું તો તે નહીં બગડે, અથવા કોઇ બીજો બગાડશે, આવો કંઈક જવાબ આપવાનો અથવા કંઈ પણ જવાબજ ન આપવાનો વિચાર કરીને મેં એ પત્ર ફાડી નાંખ્યો.

પરંતુ વસ્તુ ગયા પછી તેનાં શમણાં રહી જાય, એમ પત્ર વિલુપ્ત થયા પછી પણ એ ફકરામાંનાં વાક્યો મારા મગજમાં રમી રહ્યાં અને તેને પરિણામે, જેનું નિરાકરણ કરવા એકેએક તત્ત્વચિંતકે પ્રયાસ કર્યો છે ને હજી સુધી એકે તત્ત્વચિંતક સફળ થયો નથી, તે પ્રશ્નનું સહજ નિરાકરણ મારાથી થઇ ગયું.

જીંદગી શેને માટે છે? એ પ્રશ્નનો ખરેખરો ઉત્તર હજી સુધી કોઇને જડયો નથી. મને ઉપર ઉતારેલો ફકરો વાંચીને એક સુધન્ય ક્ષણે એ ઉત્તર જડી ગયો. આવા કૂટ પ્રશ્નનો મને ઉકેલ મળ્યો તે માટે નિમિત્તરૂપ બનેલા એ ટીકાકાર ભાઇ (અથવા બહેન)નો અહીં મારે આભાર માનવો ઘટે છે.

જીંદગી બગાડવાને માટે છે. શું બગાડવાનું છે એવો કુતર્ક કરવાનોજ નથી. જે જે સપાટામાં આવે તે તે સર્વ બગાડી નાખવા માટે પ્રભુએ (કે ગમે તેણે) આપણને જીંદગી બક્ષી છે. ટ્રેનનાં પાટીઆં, પડી ગએલા મકાનની ભીંત, તથા ઘરનાં ખુણાથી માંડી મહાપુરુષનાં જીવન સુધીની સર્વ વસ્તુઓને બગાડવાની છે.

જે આપણને જીંદગી બક્ષે છે તે જન્મથીજ આપણમાં આ બગાડવાની પ્રેરણા મુકી દે છે. આપણને ખબર હોય કે ન હોય પણ આપણે જન્મતાં વારને આપણું જીવનકાર્ય આરંભી દઇએ છીએ; અને મૃત્યુ સુધી તથા

ત્યારપછી પણ અમુક કાલ પર્યંત બગાડવાનું કાર્ય ચાલુ રાખીએ છીએ.

નાનું બાલક રડીને પોતાની ને પોતાનાં માબાપની ઉંઘ બગાડે છે; રમીને પોતાનું શરીર, ઘર, તથા અનેક પદાર્થો બગાડે છે, જરા મોટો થાય છે ત્યારે મોહલ્લામાંનાં બીજાં છોકરાંઓને બગાડે છે. માસ્તરની તંદુરસ્તી ને શાળાની ભીંત બગાડે છે. વધારે મોટો થતાં એનાં માબાપ એને પરણાવીને એનું તથા એના જીવનસાથીનું જીવન બગાડે છે, ને એ પોતે પણ ધીરે ધીરે પ્રજાતંતુને લંબાવી તેનું જીવન બગાડવાને કટિબદ્ધ થાય છે.

કોઇક શરીર બગાડે છે; કોઇક દ્રવ્ય બગાડે છે. કોઇક પારકાં જીવન બગાડે છે; કોઇક રસ્તાઓ બગાડે છે. તો કોઇ ભીંતો બગાડે છે, કોઇ નામ બગાડે છે, તો કોઇ માત્ર લુંઘડાંજ બગાડે છે; કોઇ આખું રાષ્ટ્ર બગાડે છે, તો કોઇ માત્ર પોતાના પાડોશીનુંજ જીવન બગાડીને સંતોષ માની લે છે. અને એમ આપણા સંપર્કમાં ચાલતી સર્વ વસ્તુઓ—આપણી ને પરાઇ—બગાડતાં બગાડતાં આપણું જીવન પણ બગાડીને આપણે પુરું કરી નાખીએ છીએ. આમ આપણે બધું બગાડતાં જઇએ છીએ. અને પુછતા જઇએ છીએ: 'જીંદગી શા માટે?' કાલના ગર્ભમાંથી જવાબ આવે છે: 'બગાડવા માટે!', આપણે તે સાંભળતાં નથી અને ફરી પુછ્યા જઇએ છીએ: 'પણ આ જીંદગી શા માટે?' અને આપણાં પ્રશ્નનાજ અવાજમાં ઉત્તરનો ધ્વનિ દબાઇ જાય છે.

વસ્તુસ્થિતિ આવી હોવાથી, હું દર મહીને 'ગુજરાત'નાં પાંચ સાત પાનાં બગાડું છું, તે યુક્તજ છે, વિશ્વનિયમને અનુકૂળ છે. 'ગુજરાત'નાં પાનાં કરતાં વધારે સંગીન વસ્તુ (મારા શરીર સીવાય) હું બગાડી શકતો નથી તેટલા ખાતર દીલગીર છું. પરંતુ મને દૃઢ શ્રદ્ધા છે કે ભવિષ્યમાં હું આથી પણ વધારે બગાડવાને શક્તિમાન થઇશ અને મારા (રાં) ટીકાકાર ભાઇ (અથવા બહેન) પણ 'મારી નોંધપોથી' વાંચી પોતાની આંખો બગાડવા ઉપરાંત વિશેષ ઉપયોગી વસ્તુઓ બગાડવા સમર્થ થશે એવી મને આશા છે.

## ધારાસભામાં બે દિવસ

[અનુસંધાન પૃષ્ઠ ૬૬૮]

એક પણ દિવસ તેઓ તેમાંથી ગેરહાજર ન રહેવાનો સંકલ્પ પાળતા હતા; આવા મહાન મીનીસ્ટર બોલવાને ઉભા થાય અને કોમી દૃષ્ટિબિંદુ શીવાય બીજું એ શું બોલે? પણ "બેવણુ સાહેબ" બોલ્યા ત્યારેએ કેટલાક સભાસદોએ ગરબડ કરી અને દહેલવી મીયાંને એમની વહારે ધાવું પડયું.

રફીયુદ્દીન આહમદ પછી બાલુભાઇ દેસાઇ ઉભા થયા. આ બાલુભાઇ સ્વભાવે તીખા ને કડવા બોલા છે એમ થોડા માને છે પણ એ સ્વરાજીસ્ટ છે. ધારાસભામાં બેસવા પુરતો સહકાર કરી બાકી સંપૂર્ણ અસહકાર કરવો એ એમની નીતિ છે. એ બોલવા ઉઠયા અને 'ગાંધીજી બારડોલી ગયા' એવી ખબર ગેલેરીમાં પાસે બેઠેલા પડોશી તરફથી સાંભળી હું બને તો છાપું મેળવવા નીચે જવા ઉઠી.

લોબીમાં આ વખતે થોડાક સભ્યો ચહાપીતા હતા; કેટલાક ફરતા હતા. સૌ મળે તે કહેતું કે હવે તો ઠરાવનું ભાવિ foregone conclusion છે. કમીટી નીમાવાની ને સાથમન સહકાર થઇ જવાનો. જે બોલે તે નકામું છે.

આ વખતે બીચારા ભલા જેરામદાસ (જેરામદાસ દોલતરામ નહીં પણ દાદુભાઇના ભાઇ) ટેનીસ રમવા જવાનો વિચાર કરતા હોય તેમ લહેરે લહેરે ફરતા હતા. એમણે મને કેંકથી 'ગાંધીજી બારડોલી ગયા'ની ખબરવાળું છાપું મેળવી આપ્યું ને પાછા ચાલી ગયાં.

આ જેરામદાસ નડીઆદના જમીનદાર છે. અને રમતના ખાસ કરીને ટેનીસના–ખુબ શોખીન છે. દેખાવે અપટુડેટ, પણ સ્વભાવે ખુબ ભલા–છે. જમીનદાર હોવાથી દરેક વખતે એમને પ્રજા પક્ષમાં રહેવું કઠણ પડે છે પણ બને ત્યારે એ પ્રજા પક્ષમાં પોતાનો મત નોંધાવે છે અને છેવટે કેં ન બને તો તટસ્થ રહેવા પ્રયત્ન કરે છે.

આ વખતે ઓનરેબલ સર ચુનીલાલ મહેતા ચિંતાતુર વદને પસાર થયા અને એક ટેબલ પર બેઠેલા કેટલાક મહારાષ્ટ્રીય સભાસદોની બારડોલીની ભાંજગડ વીશે ધ્યાન ખેંચાયું.

રા. વલ્લભભાઇને ગુજરાત મેમ્બરો તરફથી રા. દાદુભાઇએ તે દિવસે તાર કર્યો હતો અને સર ચુનીલાલ મહેતા બારડોલીની સામાધાની માટે ખુબ મહેનત લેતા હતા. એમની તે દિવસની ચિંતા ખુબજ સકારણ હતી. સર ચુનીલાલ મહેતાની ઓળખાણ આ સ્થળે કરવી, બારડોલીની લડતમાં એમણે જે ભાગ ભજવ્યો છે તે જોતાં સકારણ છે. છતાં એમને ન ઓળખે એવા બહુ થોડા ગુજરાતીઓ હશે એ વાત પણ હું જાણું છું. સૌને ખબર છે કે સર ચુનીલાલ મહેતા હોદ્દા પર હોત નહીં તો ગુજરાત રેલ સંકટ વખતે કરોડ રુપીઓ કદી પામત નહીં. અને બારડોલી પ્રકરણમાંએ રા. હરિલાલ દેસાઇભાઇ દેસાઇને માથે સમાધાનીનો તાજ પહેરાવવાને એમના મિત્રોએ ઘણો યત્ન કર્યો અને પાછળથીએ સમાધાની એમણેજ કરી એમ જનસમાજને મનાવવાના પ્રયત્નો કરતાં ખોટો ઇતિહાસ રચવા માંડયો છતાંએ સમાધાનીનો યશ તો સર ચુનીલાલ મહેતાનેજ ઘટે છે. પણ આ જમાનામાં જરુરી પ્રચારકાર્ય તેમને કરતાં આવડયું નહીં; અને પછી હોદ્દા ઉપરથી ઉતર્યાં ત્યારે જેમ એરકવીયને માટે એ પ્રધાનપદેથી ખસ્યો ત્યારે કોઇકે કહ્યું હતું કે આવરો

મોટો માણસ ગયો પણ એક પીંછું પડે એટલો અવાજ પણ કોઇએ સાંભળ્યો નહીં. તેવુંજ લગભગ બન્યું.

પણ તેમાં તેમનો બહુ વાંક નથી. મુંબાઇ સરકારના પ્રધાન મંડળમાં અંદર અંદરની અદેખાઇ એટલી છે અને તેમાંએ જે માણસ બીજાઓ કરતાં જરા ચઢતા પ્રકારનો લાગતો હોય તેને ઉતારી પાડવાના એટલા પ્રયત્નો થાય છે કે એમના સહયોગીનું સંબોધન વાપરીને કહું તો એ "ચુનીયા" ને માટે બહુજ થોડો સ્નેહ તેઓ ફાજલ પાડી શકતા હોય તો તેમાં નવાઇ નહીં.

સર ચુની મહેતા પસાર થયા અને કોઇ કે કહ્યું "લાલજીભાઇ ગુલામહુસેનને ખંખેરે છે" એટલે હું ચહા પીવાનો વિચાર માંડી વાળી તરતજ એમને સાંભળવા ઉપર ગઇ. લાલજીભાઇએ ગુલામહુસેનને ઠીક ચોપડી પણ હું જરા મોડી પડી એટલે મેં બધુ ભાષણ સાંભળ્યું નહીં.

૭

ચહા પછી ઉઠયા "ભજ મીનીસ્ટરપદ" નો ચાલુ જાપ જપનારા જાધવ મહારાજ. એકવાર તેઓ કેળવણી ખાતાના પ્રધાન હતા અને બ્રાહ્મણ અબ્રાહ્મણનું લાકડું ત્યાં તેમણે ખુબ ઘુસાડયું હતું. એ હોદ્દેથી ઉતર્યા ત્યારથી એમને એ હોદ્દાનો મોહ હજી ઉતર્યો નથી અને બીલાડી દુધનો વાડકો તકાસી રહે તેમ એ પણ એ પદને માટે એક ધ્યાન લગાવી બેઠેલા છે અને હરિલાલભાઇ ખસે કે તરત તેને ઝડપી લેવાની એમની તૈયારી છે. એમને આ વખતે એમના કરતાં મોલવી રફીયુદ્દીન સરકારને પસંદ પડયા તેથી ઘણું ખોટું લાગેલું છે. પણ આ વખત રીસ દેખાડવાનો નથી એમ એ સારી રીતે સમજે છે અને વળી કોએલીશન નેશના-લીસ્ટ પાર્ટીએ બે મીનીસ્ટરોને ધમકી આપી તેમાંથી કોઇક તો જરૂર એવી એમને આશા છે એટલે સાઇમન તરફેણમાં એમણે પણ મત નોંધાવ્યો.

આ વખતની સેશન્સમાં બીજી એક વાત પણ એમને માટે જાણવા જેવી છે. જો કે આ વાતને એને સંબંધ નથી છતાં અને તે એકે સ્ત્રીઓનો વારસાનો હકક છીનવી લેવાનું બીલ આ સાહેબેજ મુકયું હતું અને સ્ત્રીઓને માટે 'અક્કલ વગરની' દોરવાઇ જાય તેવી તથા બીજાં વિશેષણો તેમણે વાપર્યાં હતાં; તે બધાં તો મને યાદ નથી પણ સ્ત્રીઓએ એમનાથી ભવિષ્યમાં જરુર ચેતતા રહેવા જેવું તો ખરું. આખી સ્ત્રીજાતિ તરફ જે આવો અભિપ્રાય ધરાવતો હોય તેની તરફથી સ્ત્રીઓ પ્રગતિની બીજી આશા તો શું રાખી શકે! સદ્‌ભાગ્યે આ બીલ સૌ મેમ્બરોને એવું હાસ્યાસ્પદ લાગ્યું કે કોઇએ એમને ટેકો આપ્યો નહીં અને પરિણામે એમને તે ખેંચી લેવું પડયું.

રા. જાધવ પછી એલીસન, એન્ડરસન, 'Natural leader' સરદાર મજમુદાર વગેરે તથા બીજા કોઇ અબ્રાહ્મણો બોલ્યા. હવે તો ખુબ કંટાળો આવતો હતો. પણ છેવટે ઘંટ વાગ્યો અને વોટીંગ શરુ થયું.

મતો ગણાતાં.........વિરુદ્ધ.........મતે કમીટી નીમવાનો ઠરાવ પાસ થઇ ગયો.



## નલિની

[અનુસંધાન પૃષ્ઠ: ૧૩૦ થી ]

સર્વ સ્ત્રીઓમાં શ્રેષ્ટ અને ધર્મ ને સ્નેહ રાજ્ઞીઓમાં ઉત્તમ, તારે માટે જે કંઈ થઇ શકે તે ઓછું છે– અધુરું છે. તું ગઇ–હા, તું ગઇ: તારા પતિને સારે તારો પ્રાણ અર્પીને તું ચાલી ગઇ. ન તેનો પિતા, ન તેની માતા, ન કોઇ તેનાં સગાં વા સંબંધીઓ, તારા સમું કરી શકયાં. કુલ-દીપિકા, તારાવડે તો કેટકેટલાંય કુળોના ઉદ્ધાર થઇ ગયા! સૌંદર્યને તેં ન ગણ્યું, યુવાને તેં ન લેખી, રાજ્યવૈભવને તે તુચ્છ લેખ્યો, અને એક—બસ એકજ પ્રિયતમની પ્રીતિ ને ભક્તિજ આગળ કરી તેની ખાતર તેની પરમ પ્રીતિ ખાતર, જીવનનાં મહા-દાન તું દઇ રહી! ખરે, તારા જેવી સુકુમાર, તારાં સમો સ્નેહાળ ને ભક્તિમતિ પત્ની મનેએ મળી રહો! ભવની આ ભાવટમાં તારા સરીખડી એક સુમધુર સાથી દુર્લભ છે—અપ્રાપ્ય છે. બાકી મારું તો સારુંએ જીવન તેની સંગે ધન્ય બની રહે, અનન્ય કલ્યાણને પામી રહે.

**પ્રતાપ:** ઓ લોકગણો, કલ્યાણ નગરી-ના ઓ નિવસનારાઓ! કહો, નરેશ અત્યારે તેને ધામ મળી શકશે?

**લોકગણ:** હા, તે મહેલમાંજ છે, પ્રતાપ ચન્દ્ર, પણ તમે અત્યારે અહીં કયાંથી?

**પ્રતાપ:** અમારા રાજેન્દ્રના એક કાર્યને માટે હું અહીં આવ્યો છું.

**લોકગણ:** શું એ કાર્ય છે, કહેશો?

**પ્રતાપ:** તેને માટે બે શ્વેત અશ્વોની જોડી દૂરદૂરના પ્રદેશોમાંથી લઇ આવવા હું નીકળ્યો છું.

**લોકગણ:** બહુ દૂર છે તે? અને તમે સાવ તે પ્રદેશ થકી અણજાણ છો?

**પ્રતાપ:** હા. કદીએ મેં તે મુલકમાં પગ નથી મુકેલ.

**લોકગણ:** પણ ત્યારે તો તમારે એ અશ્વોની ખાતર યુધ્ધ કરવું પડશે, નહીં?

**પ્રતાપ:** હાસ્તો, અને છતાંએ હું એ કાર્યની ના ન પાડી શકયો.

**લોકગણ:** ત્યારે તો કાં તો તમો હણશો વા હણાશો.

**પ્રતાપ:** તેમાં શું? આ કંઈ પહેલી-વારનું મારું એવું કર્તવ્ય નથી કે મને તેનો ડર હોય.

**લોકગણ:** અને તમે જીત્યા તો શો લાભ મળશે, કહેશો?

**પ્રતાપ:** લાભ? બસ એ અશ્વોનોજ, જેની હું અમારા રાજેન્દ્રને ભેટ કરીશ.

**લોકગણ:** અને છતાંએ કાર્ય ધારો છો તેટલું સરલ તો નથીજ.

**પ્રતાપ:** ના, ના, સાવ સરલ છે. મને લગારે તેનો ડર નથી. હું જીતીશ–પછી ભલે સામે નિરર્ગળ સેના હોય.

**લોકગણ:** જુઓ, આ તમે ખોળો છો તે નરેશ જાતેજ મહેલમાંથી બહાર નીસરે છે.

[ નરેશ આવે છે.

**નરેશ:** જય! જય! ઓ દેવોના દાયાદ. જય! જય!

**પ્રતાપ:** જય! જય! ઓ કલ્યાણના નૃપતિ–જય! જય!

**નરેશ:** (સ્વગત), જય ને આનંદના રણકાર તો મારા આથમ્યા હવાં! (પ્રગટ) પધારો, પધારો, પ્રતાપચન્દ્ર, બહુ વર્ષે મળ્યા.

**પ્રતાપ:** પણ આ શું? શોકનાં વસ્ત્રો શાં આ તમારે સારેએ અંગ?

**નરેશ:** એ તો આજ મારે એક જણને ભૂમિશયન દેવાનું છે માટે.

**પ્રતાપ:** માનું છું કે સૌ બાળકોને તો, કશી ઇજા નથી થઇને?

**નરેશ:** ઇશ્વરનાં દીધાં બાળકો તો મઝામાં છે...

**પ્રતાપ:** ત્યારે જયમલજીને તો કંઈ નથી થયું ને? અલબત, તે હવાં પાકું પાન થયું ગણી શકાય.

**નરેશ:** ના, ના. તે હૈયાત છે. સાથે માતુશ્રી પણ....

**પ્રતાપ:** ત્યારે હું નથી માનતો કે વહાલી તમારી પ્રેમલ પત્ની નલિનીને કંઈ થયું હોય.

**નરેશ:** તેને વીશે હું તમને કોક એવડી વાત જણાવી શકું.

**પ્રતાપ:** શું? શું? તમે એમ કહેવા માગો છો કે તે જીવેએ છે ને મરી પણ પણ ગએલ છે?

**નરેશ:** હા, તે જીવે છે, ને છતાંએ નથી જીવતી. અને તેજ મારાં ઉંડેરા શોકનું કારણ છે.

**પ્રતાપ:** મને કશુંએ તમારાં આવાં ગર્ભિત વચનોમાંથી નથી સમજાતું.

**નરેશ:** ખબર નથી તમને કે તેને શિરે કાળ ભમી રહ્યો છે?

**પ્રતાપ:** હું જાણું છું કે તેણે તમારે બદલે પ્રાણાર્પણ કરવા તત્પરતા દાખવી છે.

**નરેશ:** તો પછી એ કેવી રીતે જીવતી અદ્યાપિ હોઇ શકે? (રડે છે.)

**પ્રતાપ:** અરે, અરે, મા રો, મા રો. તે પલ આવતા સુધી મા રો.

**નરેશ:** હાય! ગયું તે ગયુંજ. મૃત એટલેજ અસત.

**પ્રતાપ:** માનવીઓજ સત ને અસત એજ ભેદ ગણી રહે છે.

**નરેશ:** ભલે તમે તેમ લેખો. મારી ગણના સાવ જુદી છે.

**પ્રતાપ:** તો રડો છો કાં આવડું હૈયાફાટ? કહો કોણ તમારું પોતીકું વહાલામાં વહાલું ગુજરી ગયું છે?

**નરેશ:** કેમ મેં ના કહ્યું? હમણાંજ ના કહ્યું તમને કે તે એક સ્ત્રી છે?

**પ્રતાપ:** સગી કે અણજાણી?

**નરેશ:** અણજાણી ને સગી બંનેએ.

**પ્રતાપ:** તો તે તમારા મહેલમાં ક્યાંથી હોઇ શકે?

**નરેશ:** માતાપિતા વીહોણી તે નાનપણ-થીજ અહીં ઉછરેલ માટે.

**પ્રતાપ:** હાય, કેવી રીતે તમને શોક-મુક્ત દેખી શકયો હોત!

**નરેશ:** એટલે?

**પ્રતાપ:** કોક બીજા મિત્રને ત્યાં હું વાસો કરીશ.

**નરેશ:** ના, કદી તેમ નહીં થઇ શકે. પ્રતાપચન્દ્ર, તમે મારા રાજઅતિથિ છો, ને તમારે અહીં રહેવુંજ પડશે.

**પ્રતાપ:** પણ શોકનિમગ્ન મિત્રોને ત્યાં અતિથિ કેવળ ભારરુપજ ગણાઇ રહે.

**નરેશ:** ગયું તે ન ગયું નથી થનાર. માટે ચાલો અંદર.

**પ્રતાપ:** શોકનિમગ્ન મિત્રના ઘરમાં આનંદ-પૂર્વક જમવું એ સાવ લજ્જાસ્પદ છે.

**નરેશ:** પણ અતિથિગૃહ અલગ છે, જ્યાં તમારો નિવાસ થશે.

**પ્રતાપ:** મને જવા દો. આગ્રહ ના કરો. લાખવાર હાથ જોડી તમને હું વીનવું છું.

**નરેશ:** ના, તેમ ન બને. તમારાથી અન્ય મિત્રને ત્યાં ન જવાય. (સેવકને) જા, અતિથિ-ગૃહ ઉઘાડ અને ખાવા પીવાની સર્વ પ્રકારની તૈયારી કરવા કારભારીને ખબર કર. આપણા મહેલ સામે પડતી તેની બારીઓ બંધ રાખજે, જેથી શોકની છાયા માત્ર ત્યાં કમીટ્ણી રહે, ને અતિથિ આનંદપુરઃસર રહી શકે.

[ પ્રતાપ મહેલમાં પ્રવેશે છે.

**લોકગણ:** ઓ નરેશ—નરેશ: આ તમે શોકમાંએ મિત્રોને નિમંત્રો છો! આ તે ડહાપણ કે મુર્ખાઇ?

**નરેશ :** વારુ, પણ મેં કદાચ આવેલ અતિથિને આંગણેથી હાંકી કાઢ્યો હોત તો તમે મને નિંદત કે સ્તવત? હું જાણું છું કે એના આવ્યાથી મારાં દુઃખ જરીએ ઓછાં તેમ વત્તાં નથી થનાર; અને તેને અહીંથી બીજાને ત્યાં જવા દીધાથી ઉલટું વધારે શોકનું કારણ મને મળી રહેત—એજ કે મારું ગૃહ આજથી અતિથિઓને સત્કારનું અટકી પડ્યું. ના, ના, તેમ નજ થઇ શકે. મને ક્યાં માલુમ નથી જે જ્યારે જ્યારે હું તેની ભૂમિમાં ગએલ છું ત્યારે ત્યારે પ્રતાપનાં દ્વાર સદૈવ મારે માટે ઉઘાડી રહેલ છે.

**લોકગણ :** ત્યારે તેના આગળ દીલના દર્દને શું કામ છુપાવ્યું?

**નરેશ :** ખરું કહ્યું હોત તો તે મારા ઘરમાં પ્રવેશીજ ન શક્યો હોત, તે કાં ભુલી જાઓ છો? ભલે જગત મને મૂર્ખ વા ઉન્મત ગણી રહો, પરંતુ અત્યાર સુધી મારે આંગણેથી કોઇજ અતિથિ ગમે તે કારણે પણ પાછો નથી વાળી શકાયો ને નહીંજ વાળી શકાય.

**લોકગણ :** ઓ પરમ આતિથેયનું ધામ! પુરાણા કાળથી તારી પરોણાગત સુપ્રસિદ્ધ છે. કોઇજ તારે આંગણેથી પાછું નથી ફરેલ. આમંત્રિત વા આગંતુક સર્વ અતિથિઓના સત્કાર અહીં થએલ છે. અને એજ રીતે આજ હૈયામાં પ્રચંડ જ્વાલાઓ સળગી રહી છે. છતાંએ નરેશે તેજ પ્રાચીન સભ્યતા અનુસરી, અને અવિચળી આ ધામની આતિથ્યની સાક્ષી ભણી આવેલ અતિથિને સ્વાગત દીધાં. ખરેખર, મનસા વાચા ને કર્મણા સજ્જન સદા સજ્જનજ છે. અને મને લાગે છે કે આ તેનું કાર્ય જરુર, કોક ઉંડેરુને ઉત્તમ ફળ દીધા વિના નહીં રહે.

**નરેશ :** કલ્યાણનગરીના ઓ મારા માયાળુ મિત્રગણો! જુઓ, હવાં એ જાય છે—શબવાહિની પર સુતેલ તે જગતનાં વન વટાવી દૂરને કોક પ્રદેશ સીધાવે છે; તો સન્માનો તેને, તેના પ્રયાણ કર્યાનાં યોગક્ષેમ શિષ્ટાચારને અનુસરી ભાર્યા રહો તમો.

**લોકગણ :** પણ જુઓ, જુઓ, ઓ નૃપતિ! આ આવે તમારા પિતાજી! સાથે સેવકોના હાથમાં શબને શણગારવાનાં વસ્ત્રાભૂષણો છે.

[ આ રસિક નાટકનો વિશેષ ભાગ
આવતા અંકે ]



## પાતળી

[ અનુસંધાન પૃષ્ઠ ૧૪૦ થી ]

આવી છે તો એ તકનો લાભ લઇને એને મુકવાને બહાને છમાવા જવાશે એ વિચારે આખી રાત્રિનો થાક ઉતરી ગયો.

સુરજ મહારાજ એનું નીયત કામ કરવા માટે નીયત વખતે હાજર થઇ ગયા. પંખીઓનો કલ્લોલ જામ્યો. અને દુકાળ વર્ષને લીધે પાંદડાં વગરનાં ઉજ્જડ લાગતાં વૃક્ષો ઉપર આછી આછી કુદરત દેખાઇ.

"બહેન જે થયું તે થયું. પ્રભુનો પાડ માનો કે તમે બચી ગયાં. નહી તો એ ચાર પશુઓ તમારો ભોગ લેત–હવે એમ કરો કે બે દિવસ અહીં શાંતિથી રહો અને પછી હું બાપુની રજા લઇને તમારી સાથે છમાવે તમને મુકવા આવીશ." છમાવા જવાની હોંશમાંને હોંશમાં પાતળીબાઇએ વણુ માગી મદદ આપવા માટે પોતાની તૈઆરી બતાવી.

દેવશુરની બહેન બે દિવસ ત્યાં રહી શકી નહીં. એનો જીવ કપાળે ચઢી ગયો હતો. દુકાળ વર્ષમાં ઘર છોડી ગિરમાં આવ્યાં ને ત્યાં ઢોર તથા પતિને મુકીને પાછું જવું એને બહુ વસમું લાગ્યું.

પાતળીએ પોતાના બાપને સમજાવ્યો કે જો પોતે આની સાથે નહીં જાય તો આ બાઇને એટલો બધો આઘાત થયો છે કે રસ્તામાં એ આપઘાત કરી બેસશે.

આખરે પિતાની રજા લઇને પાતળીએ એ બાઇ સાથે છમાવાનો માર્ગ લીધો.

દિશાઓમાં હુ વરસની હતી. વૈશાખી તડકા જામ્યા હતા. એમાં દેવશુરની આ બહેન અને પાતળી લાંબે પલ્લે મુસાફરીએ પડયાં. એકને દુઃખમાં તાપતડકો જણાતો નહોતો, બીજીને દેવશુરના મુખદર્શનના અભિલાષના સુખમાં તાપ તડકાનો વિચાર નહોતો. દુકાળને લીધે ગામનાં ગામ એ બંનેને ઉજ્જડ દેખાયાં.

અખોદર અને બાલાગામ વટાવી ફૂંકરૂ ઉડતી ઓઝતમાં થઇ આ બન્ને આંબલીયાને પાદર આવી પહોંચ્યાં. ધંસારીનો એક વણિકની જાન કમલકે જતી હતી. જાન આંબલીઆને પાદરે વાવ પાસે ભાતું કરવા બેઠી. જાનડીઓ ગીતો ગાતી હતી. જાનૈયાઓ ભાતાની પેટીમાંથી બુંદીના લાડુ કાઢી ગાડાખેડુઓને આપતા હતા. પાતળી અને દેવશુરની બહેન પણ વિશ્રાંતી લેવા વાવ પાસેના અવેડા આગળ બેઠાં. જાનડીઓએ ગીત લલકાર્યું:

હું તો ખાંડી ખાંડુને કંકુ નીપજે,<br>
ટીલડાં કરશે મારો શામળીયો ભગવાન.<br>
વધાવો મારે આવીયો.<br>
લાડડી કીયાં કીયાં તપ તેં તો આદર્યાં,<br>
તારો સાહેબો છે દલ્લીનો દીવાન રે,<br>
વધાવો મારે આવીયો.

ગીતના ધ્વનિ સાંભળી પાતળીને દેવશુરનું મુખડું યાદ આવ્યું. અને દેવશુરની બહેનને એનો ધણી યાદ આવ્યો. એક ગીતના તાનમાં તલ્લીન બની, બીજી ગીતના શબ્દે શબ્દે રડવા માંડી. એને રડતી સાંભળી જાનૈયાઓ ત્યાં દોડી આવ્યા અને ધમકાવીને ત્યાંથી ઉઠી જવા કહ્યું.

"સમજતી નથી. અહીં લગનની જાન છુટી છે. એમાં તારા બાપની પોક મુકવા કયાં બેઠી!"

આ શબ્દો પાતળીબાઇને ખુબ ખુંચ્યા. એ ઉભી થઇ ગઇ. અને બોલનારને બે તમાચા ચોઢી કાઢવાનું એને મન થયું પણ દેવશુરની બહેને એને અટકાવી. પાતળી બાઈની વીરતા વીશે દેવશુરની બહેનને પુરે પુરી ખાત્રી થઇ હતી એટલે આ જાનના કામમાં કૈંક વિપરીત ન થઇ જાય એટલા ખાતર એણે એને વારી. જાનનાં ગાડાં હવે કલકડાના રસ્તે ગાલ્યાં. બોટવા સુધી બંનેનો રસ્તો એક હોવાથી પાતળીબાઇ પણ દેવશુરની બહેન સાથે જાનની પાછળ પાછળ ચાલી.

• આંબલીઓ છોડી ગાડાં આગળ વધ્યાં. ટબોડી વાવ થોડે છેટે રહી કે ગાડા ખેડુએ ગાડાં ઓચીંતાં ઉભા રાખ્યાં. ગાડાં ઉભા રહેતાં જાનૈયાઓ નીચે ઉતર્યા અને પહેલા ગાડાના હાંકનારને ઉભા રાખવાનું કારણ પુછ્યું. ગાડાખેડુએ પુછનારની સાથે નાક-પર આંગળી ધરી.

"બહુ ગોકીરો કરો માં સામે ટબોડી વાવ તરફ તો જુઓ. સીંધીઓની બંદુકની નળીઓ દેખાય છે જોઇ?" ગાડાખેડુએ સૌનું ધ્યાન ટબોડી વાવ તરફ ખેંચ્યું."

બાંટવા અને ખાંખલીઆ વચ્ચેનો ટબોડી વાવવાળો આ ભાગ જોખમી ગણાતો. વડાળા સીંધીઓ અસુરસવાર આ વાવ આગળ ભલભલાને લુંટી લેતા. ગાડાખેડુઓ જાનનું હવે શું થશે એ વિચારે ગભરાયા. એટલામાં તો પેલા સીંધીઓ વાવ તરફથી ગાડાવટને ચીલે ચીલે જાન તરફ આવતાં દેખાયા. જાનૈયાઓ જુવાન હોવા છતાં સીંધીનું નામ સાંભળતાં એમની જુવાની ઉડી ગઈ અને ગાડામાં ભરાઇ બેઠા. જાનનો વળાવીઓ બંદુક લઇ ઉભો થયો પણ સામે સીંધીઓની સંખ્યા મોટી જોઈ એનાં ગાત્રો ગળી ગયાં. એક જાનૈયાએ સીંધીઓ આવી પહોંચે એ પહેલાં ટકોર કરી કે આજે આ બે બાઇઓએ આંબલીઆને પાદર અપશુકન કર્યા એનું આ પરિણામ છે. બધાએ એ બંને બાઇઓ તરફ તિરસ્કારભરી દૃષ્ટિએ જોયું. એટલામાં તો સીંધીઓએ ગાડા આગળ આવી દાગીના ને રોકડ ઉતારી, આપવા પડકારો કર્યો. આવા પ્રસંગે સાચી શુરવીરતા સંતાઇ શકતી નથી. જાનને આમ લુંટાતી જોઇ પાતળીનું લોહી ઉકળી આવ્યું. એણે ફેરડાની આડા સંતાઇ ગએલા વળાવીઆની કમરેથી આંખના પલકારામાં તલવાર ઝુંટવી લેઇ લીધી અને જાન ઉપર હાથમાં નાખનાર સીંધીઓને પડકારો કર્યો. "તમે આ જાનને લુંટી શકો એમ નથી. માટે જ્યાંથી આવ્યા ત્યાં ચાલી જાઓ તો ઠીક છે."

એકાએક આ બાઇને તલવાર સહિત આવેલી જોઇને સીંધીઓ ચોંકયા અને એના તરફ બંદુકો તાકી પણ એટલામાં તો તાક-નારનો હાથ શરીરથી જુદો પડી ગયો. પાતળીની તલ્વાર કૈંક અજબ કામ કરી રહી હતી. એણે વાત વાતમાં ત્રણ સીંધીને, ધુળભેગા કરી દીધા. પણ ચોથો ત્યાંથી ભાગ્યો અને ભાગતાં ભાગતાં એક ઝટકો પાતળી પર કરતો ગયો. આ ઘાએ એનું કામ કર્યું અને પાતળી ઘાયલ થઇને પડી. પેલો સીંધી ત્યાંથી ભાગી ગયો.

(૪)

પોતે જેને આંબલીઆના પાદરે ધુતકારી કાઢી હતી એ બાઇનું પરાક્રમ જોઇને જાનૈયા-ઓ દંગ થઇ ગયા. અને જ્યારે એ લોકોએ જોયું કે ભયનું વાદળ માથા ઉપરથી પસાર થઇ ગયું છે ત્યારે બધા જાનૈયા એની વીરતાનાં વખાણ કરતા એની આસપાસ ફરી વળ્યા.

પાતળીબાઇનો ઘા બહુજ સખત હતો; છતાં એ શુદ્ધીમાં હતી. એણે દેવશુરની બહેન સામે પડયાં પડયાં જોયું.

"દેવશુરને કહેજો કે પાતળી તારું નામ ઝંખતી ટબોડી વાવ આગળ પડી છે."

"દેવશુરને! દેવશુરને તું કયાંથી ઓળખે?"

દેવશુરની બહેને પાતળીબાઇના ઝખમ પર હાથ ફેરવીને પોતાની ચુંદડી વતી પાટો બાંધતાં બાંધતાં પાતળી સામું જોયું.

"દેવશુર તો હૈયાનો હાર. એની જો હું થઇ હોત સ્વર્ગ જાત. બહેન કહેજો કે તારું નામ લવતી લવતી પાતળી પરલોકમાં ગઇ છે."

"દેવશુર તને ચહાતો હતો?" દેવશુરની બહેને સીધો પ્રશ્ન પુછ્યો.

"મને ચહાતો હતો. પણ જે રીતે હું એને ચહાતી હતી એ રીતે એણે ચહાવાની ના પાડી હતી. છતાંએ હું એને મળી હોત તો જરૂર એ મારો થાત."

"પણ પાતળી એ તો પરણેલો છે. એને ઘેર તો ભગવાને ઘોડીઉં પણ બંધાવ્યું છે."

પરણ્યો છે એ શબ્દો સાંભળતાં પાતળી આઇને દેવશુરની આનાકાનીનું રહસ્ય સમજાઇ ગયું. અને પોતે ઝમાવે ગઇ હોત તો પણ પરિણામ કંઇ આવત નહીં એ વિચારે અહીં તરવારથી મરવામાં એણે પોતાનું સદ્ભાગ્ય માન્યું.

જનૈયાઓએ એના ઘામાંથી વહેતું લોહી અટકાવવા પ્રયત્નો ઘણા કર્યા પણ ફોકટ.

પાતળીની આંખ હવે ફરી, જનૈયાઓએ એની સામા હાથ જોડયા અને આંબલીઆમાં અપમાન કર્યા છતાં અવગુણ ઉપર ગુણ કરનારી આ ચારણ કુમારિકા તરફ મારી માગતા હોય એવી રીતે યાચના કરતા ઉભા.

દેવશુરની બહેને પાતળી આઇનો હાથ પોતાના હાથમાં લીધો અને એની આંખમાંથી ટપકેલાં આંસુ પાતળીના ગાલપર પડયાં.

"ઉનાં ઉનાં આંસુ પાડતાં પાતળીએ ફરી આંખ ઉઘાડી. અને બોલી બહેન દેવશુરને કહેજો કે હવે છેલ્લી રામ રામી છે. સ્વર્ગને ઘાટ જરૂર મળે એમ ભલામણ કરજો"

ફરી એણે આંખ મીંચી અને થોડીવાર પછી પાછી ઉઘાડી.

"દેવશુર, દે...વ...શુ...ર" છેલ્લા શબ્દો બોલતી પાતળીઆઇનો આત્મા દેહનું પાંજરૂં છોડી ઉડી ગયો.

જનૈયાઓએ પાતળીના શરીરને ટબોડીવાવ આગળ અગ્નિદાહ દીધો અને દેવશુરની બહેનની સાથે એક માણસ મોકલી એને ઝમાવે પહોંચાડી દીધી.

ઝમાવે આવતાં બહેન પોતાના ધણીના દુઃખમાં માથું કુટવા માંડી. અને દેવશુર આગળ બધી વાત કરતાં કરતાં પાતળી આઇએ એને કેમ બચાવી ત્યાંથી માંડીને ટબોડીવાવ આગળ પાતળી આઇની ખાંભી ખોદાઈ ત્યાં સુધીની હકીકત વીગતવાર કહી સંભળાવી.

"પાતળીઆઇ મરી ગઇ" આટલા શબ્દો બોલતાં દેવશુર ગાંડો થઇ ગયો. બાર દિવસો સુધી એને ખાવાનું ભાન નહીં, પીવાનું ભાન નહીં અને દીવાનાની માફક 'પાતળી-પાતળી' કહી એ રડયાજ કરે.

× × × ×

ટબોડીવાવ આગળ આજે દેવશુર ગાંડા માણસની માફક ઘુમરડું ખાતો હતો. આ જન્મમાં પોતાને ચાહનારને નિતીધર્મના સિદ્ધાંતો સાચવવાની ખાતર જેણે બહેન તરીકે ગણી અને પ્રિયતમા તરીકે સ્વીકારવા ના પાડી એને માટે પ્રાયશ્ચિત કરતો હોય એ રીતે એણે પાતળીઆઇની ખાંભી ઉપર માથું પછાડયું.

માથામાંથી ધક ધક ધક લોહીની ધારા છુટી. એ લોહીવડે એણે એ ખાંભીને રંગી અને પછી એ ખાંભીની સાથે બથ ભરી એ સુતો, તે સદાએનો સુતો.

× × × ×

આજે ટબોડી વાવ આગળ બે ખાંભીઓ ઉભી છે. લોકવાયકા એવી છે કે પાતળી અને દેવશુર કોઈ કોઇ ચાંદની રાતે સાથે બેઠાં બેઠાં ગીત ગાતાં ઘણીએવાર સંભળાય છે. એ ચારણી વીરાંગનાના વીર પ્રસંગો ટબોડી વાવ આગળ આજ પણ તાજા થાય છે.



# ભુજ નિરીક્ષણ

[ અનુસંધાન પૃષ્ઠ: ૧૩૪ ]

બંદુકોની ગોળીઓથી અને કીલ્લાના સ્તૂપો પર ગોઠવેલી વિશાલ, દીર્ઘકાય તોપોમાંથી ગોળાઓના વર્ષાદ વર્ષાવતા હશે ત્યારે હીંદ માતા પોતાના લઢાયક, રણશુરા સુપુત્રો પર વારી વારી જઇ દપાશ્રુઓ સારતી હશે અને રણાંગણમાં આર્ય વીરાંગનાઓનું યુદ્ધ કૌશલ્ય નીહાળી આનંદથી આશીર્વાદોનો વર્ષાદ વર્ષાવતી હશે. હાય ! તે સર્વ આજે સ્વપ્નવત્ થઇ ગયું છે. અર્વાચીન કાળમાં અનાથિની નિરાધાર, કંગાળ, નિજ પુત્રપુત્રી દુઃખકાતરા ભારત માતા પોતાના કાયર, ગુલામ, નિસ્તેજ એવં નિર્વીર્ય સુપુત્રો (?) ને જોઇ ચોધાર અશ્રુઓ વર્ષાવી છાતીફાટ કરુણ રુદન કરી રહી છે. હાય ભારત! હાય ભારત માતા! ભવિષ્યમાં તારું શું થશે તે કોણ કલ્પી શકે!

તે કીલ્લાની ચઢવાની શરુઆત ટાઢા પહોરે કરવામાં ઓર આનંદ આવે છે. પગથીઆં ઝડપથી ચઢતાં હૃદય આનંદથી નાચવા લાગી જાય છે. તેની અંતિમ ટોચે એટલી બધી ઝપટ લાગે છે કે કોઇક તે સ્થળે જરા ગફલતમાં રહે તો તે ગિરિશૃંગ ઉપરથી પતન અનિવાર્ય થઇ પડે છે. ત્યાં એક ભુજંગરાજનું દહેરું છે. તેની અંદર એક વર્તુલાકારનો મોટો ખાડો છે. કહે છે કે આ ખાડામાં નાગપંચમીને દિવસ ખુદ ના. મહારાવશ્રી મોટી સ્વારીથી નીકળી પોતાના કર કમળે દૂધની કાવડો ઠલવે છે અને તેમના પછી ગ્રામીણો પણ પોતાની શક્તિ મુજબ દુધ તેમાં પધરાવે છે. માત્ર નાગપંચમીને દિવસેજ તે ઉપર ચઢવાની સર્વ પ્રજાને છુટ હોય છે. અન્યથા રાજ્યની ચીઠ્ઠી લેવી પડે છે.

તે પર્વતના શૃંગ પરની ભુજંગરાજની દહેરી પરના પાછલા ભાગમાં પાણીનાં મોટાં મોટાં ટાંકાઓ ખાસ જોવા લાયક છે. એટલું તો ખરુંજ કે ત્યાં આગળ જવાનો રસ્તો ઘણો વિચિત્ર છે. તે ટાંકાઓની સન્મુખ એક ગુહા છે: તેના પ્રવેશદ્વાર આગળ કાંટા-વંઝી નાખી હાલમાં રસ્તો બંધ કરી દીધો છે. એ સંબંધમાં લોકવાયકા છે કે જ્યારે ભારત શૌર્યથી ઝુઝી રહ્યું હતું અને ભારત વર્ષના ભડવીરોની વીર હાકથી અન્ય રાજ્યસ્થાનો ભયથી કાંપી રહ્યાં હતાં ત્યારે સહસા રાજ્ય-કુટુંબ પર આફતનાં વાદળાં ફરી વળે તે વખતે તેમનાં સંરક્ષણ માટે રાજ્ય મહાલય-માંથી અદ્યાપિ પર્યંત ગુપ્તદ્વાર છે; તેમાંથી એક ગુહા શરુ થાય છે તે છેક ભુજફોર્ટ સુધી છે. અત એવ તે ગુપ્ત રસ્તાથી કીલ્લામાં આવી રાજ્યકુટુંબ પોતાનું રક્ષણ કરી શકે એ માટેજ પૂર્વે એ ગુપ્ત રસ્તો બનાવવામાં આવ્યો છે. વર્ત્તમાન સમયમાં તો સર્વત્ર ભારતમાં બ્રીટીશ સલ્તનત નજરે પડે છે અને તેજ સલ્તનતનો આશ્રય ભારતના પ્રાયઃ પ્રત્યેક દેશી રજવાડાઓએ સ્વીકારેલો હોવાથી તેઓને કોઇ પણ પ્રકારનો ભય નથી રહ્યો. સુખેથી આનંદમાં દિવસો પસાર કરી રહ્યા છે. અત-એવ રાજ્યકુટુંબ બ્રીટીશ સલ્તનતમાં નિર્ભય હોવાથી આજકાલ તે ગુપ્તદ્વાર બંધ કરી દીધું છે.

તે કીલ્લાની ચારે બાજુ લગભગ ૧૪ માઇલ-ના ઘેરાવામાં કાચી પણ સુંદર મોટર સડક બાંધેલી છે. તે સડક ખાનગી કહેવાય છે. તે સડક ઉપર ખાસ ના. મહા-રાવશ્રીની અનુજ્ઞા સીવાય કોઇ જઇ શકતું નથી. કારણ અજ્ઞાત છે.

તે કીલ્લાને ફરતી દિવાલો આવેલી છે. તે દીવાલોમાં એક એક વેંતના લંબછેદ કરેલા છે. તેમાંથી યુદ્ધ સમયે સૈનિકો અને સૈનિકા-ઓ પોતાની બંદુકોથી અને તીરકામઠાંઓથી શત્રુઓનાં વક્ષસ્થળે વીંધતાં હતાં. કીલ્લાની

પુંછડીએ એક ગોળ પથ્થરનો ખુલ્લો વિશાલ ઓરડો આવેલો છે. તેનો ઉપરનો ભાગ તદ્દન ઉન્મુક્ત છે. કહે છે કે યુદ્ધ સમયે મહારાજા આ ઓરડામાં કચેરી કરતા હતા.

ખરેખર! સુવર્ણભદ્રને ભુજમાં ફરવાનું સૌથી સુંદર મથક કહીશું તો અસ્થાને નહીંજ ગણાય. સમુદ્રથી તે બસો ફીટ ઉંચી છે. તેની ટોચે એક નાનું ને રમ્ય શિવાલય બાંધેલું છે. સમુદ્રની સપાટીથી તે ટોચસુધી પથ્થરનાં ગજબુત ક્રમશઃ પગથીઆં બાંધેલાં છે. માનવજાતિ તે પર સહેલાઇથી ચઢી શકે એવી સગવડતા કરવામાં આવી છે. એક કઠેડાનીજ ત્યાં ખામી ગણાય અને કઠેડો હોય તો એક પ્રજ્ઞાચક્ષુ પણ શિવાલય સુધી પહોંચી શકે તેમાં સંદેહ નહીં. ઉપર શિવાલયની ચારે બાજુ વીસ વીસ ફુટની ખુલ્લી અગાશી છે. તે અગાશી ઉપર ઉભા ઉભા સૃષ્ટિસૌંદર્યનું નિરીક્ષણ સુચારુતાથી કરી શકાયઃ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ચારે દિશાઓ તદ્દન ખુલ્લી, ચાર ચાર માઇલ સુધી નિબિડ ઘોર જંગલ, હવાનું તો ત્યાં પુછવુંજ શું? ખુબ હૃદયને પ્રફુલિત કરનાર સુગંધિત વાયુની તો લીલા લહેર. આ ટેકરી પરના શિવાલયનાં દર્શન કરવા કચ્છના પાટવી કુમાર શ્રીમાન શ્રી વિજયરાજજી પ્રતિ સોમવારે પધારે છે.

બીજી ટેકરી ટપકેશ્વરી છે. તે શહેરથી પાંચ માઇલ દૂર, અને ત્રણસો માઇલ સમુદ્રની સપાટીથી ઉંચી છે. ત્યાં એક માતાનું મંદિર છે. ટપકેશ્વરી માતામાં ના. મહારાવશ્રીની ઘણી શ્રદ્ધા છે. પોતે વિદેશ પ્રયાણ કરે છે ત્યારે તે મંદિરમાં કૈં ને કૈં અનુષ્ઠાન તેઓ નિર્વિઘ્ન સ્વદેશ પાછા ફરતાં સુધી ચાલુ રાખવામાં આવે છે.

ત્યાં રુદ્રાણિ નામક એક દેવસ્થાન છે. તે શહેરથી નવ માઇલ દૂર છે. ત્યાં મોટરમાં બેસીને જવામાં ઘણોજ આનંદ આવે છે. બે ત્રણ વાગે મોટરમાં રવાના થવાથી અર્ધા એક કલાકમાં ત્યાં પહોંચી જવાય છે. ગ્રીષ્મઋતુમાં રસ્તામાં રહેલું સૃષ્ટિસૌંદર્ય જોવાની મજા ઘણી સારી આવે છે, મધ્યાન્હ કાળ વ્યતિત થઇ ગયો હોય તથાપિ સહસ્રાંશુ પ્રખર યૌવન કિરણોને–યદ્યાપિ– જગત ઉપર બલાત નાખી રહ્યો હોય છે. આમ્ર તરુ ઉપર ઝુલતી મંજરીનું આશ્વાસન લેતી પરભૃતિકા મૃદુલ ટહુકી માનવાત્માને આનંદનિધિમાં મગ્ન કરી મુકે છે. સઘન ઘટામાં શિખંડીઓ મેઘરાજને આહ્વાહનનું સુર સંગીત પોતાની કેકાઓદ્વારા વ્યકત કરતા નટરાજવત્ નૃત્યના નયનની ચંચળતાને સ્થિરજ કરી મુકે છે. સુરભિ સમીર લતિકાઓને પરિરંભતો પુષ્પકલિકાને ચુંબનો વાઇ રહ્યો હોય છે. વનવાહિની વિમળ કલિનીનાં મધુરાં નીર કલકલ નિનાદ કરતાં વહન કરી રહ્યાં હોય છે- ઉન્નત ચલનો પરથી પડતો તરંગિણીનો ક્ષીણ પ્રવાહ મંદ ગર્જન કરી રહ્યો હોય છે. તૃષાતુર મૃગો અને મૃગાંગનાઓ મરૂમરીચિકામાં લોભાઇ દૂરનાં દૂર નાસતાં હોય છે. ખરેખર! નયનાલ્હાદક દશ્ય!

ત્યાં રુદ્રાણિ માતાનું મંદિર છે. તે મંદિરનાં બારણાંને મહારાવશ્રી પ્રાગમલજીએ ચાંદીથી મઢાવી દીધેલાં છે. આ મતલબનો તે બારણાં પર એક લેખ કોતરેલો છે. અહીંની પ્રસિદ્ધ ખારી નદી તેની સન્મુખ વહે છે. નદીઓનું પાણી બનતાં સુધી મીઠુંજ હોય છે. પરંતુ આ નદીમાં જરાક ખારાશ હોવાથી એને 'ખારી નદી' સંજ્ઞા આપી હશે એમ હું કલ્પી શકું!

અહીંથી એક વેલેઃમાઇલ્સ નામક ટેકરી અર્ધો માઇલ દૂર છે. અહીંના લોકો ત્યાંજ વાયુ સેવવા સાયંકાળે જાય છે.

અહીંના બધા રસ્તાઓમાં પાટલા બજાર મુખ્ય છે.-દરબારી શાક મારકીટ પણ અહીંની

ઠીક છે. સવારે શાક ભાજી ખરીદનારાઓની ધમાલ ઘણી સારી જોવામાં આવે છે. અહીંનું દરબારી જેલખાનું, જ્યુબીલી હૉસ્પીટલ, હાથીખાનું અને નવી તથા જુની ટંકશાળો પણ જોવાલાયક છે. ચલણી શીકકાઓમાં કોરી, દોકડા, આધીયા, ત્રાંબીયા વગેરે છે. સોનાના સીકકાઓમાં અર્ધી પાંચીઓ અને કોરી અને પાંચીઓ છે. ચાંદીના શીકકાઓમાં પાંચીઓ, અર્ધી પાંચીઓ, કોરી, અર્ધી કોરી છે. અને ત્રાંબાના સીકકાઓમાં ઢબુ, ઢીંગલો, દોકડો અને ત્રાંબીયો હોય છે. સો ઢીંગલાની એક કોરી થાય છે.

દરબારી ત્રણ ગુજરાતી નીશાળો તથા એક કન્યાશાલા તેમજ સંસ્કૃત પાઠશાલા પણ છે. કન્યાશાળાનો લાભ લગભગ ચારસો છોકરીઓ લે છે. દરબારી હાઇસ્કુલ પબ્લીક લાયબ્રેરી અને હુન્નરશાળા ભુજમાં ઘણીજ સારી છે. તે હુન્નર શાળામાં કળા કોતર કામ ઘણું સારું શીખવે છે.

ભુજ શહેરમાં ત્રણ મોટાં તલાવો છે. તલાવનું નામ હમીરસર છે. તેમાં એક સુંદર લાખોટો બાંધેલો છે. આ તલાવથી બીજા બે તલાવો દેશળસર અને પ્રાગસર અથવા ખારસર ઉતરતાં છે. ઉનાળામાં થોડું ઘણું પાણી તેમાંથી સુકાઇ જાય છે. અન્ય કંઈ આલેખનીય જેવું નથી. ભુજના કુવાઓમાં પંદર ફીટથી ઉંડાં પાણી નથી હોતાં.

ઉપસંહારમાં કૃપકો પોતાની જીંદગાની સાધારણ ગુજારે છે. ભુજ શહેરનો નિભાવ રાજ્ય ઉપરજ અવલંબી રહેલ છે. વ્યાપારીઓ પણ રાજ્યને લીધેજ ટકી રહેલ છે. કચ્છની રાજ્યધાની ભુજ હોવાથી અને ત્યાંજ મહારાવશ્રી સહકુટુંબ રહેતા હોવાથી કચ્છનાં અન્ય ગામો કરતાં ભુજમાં દેખરેખ, સ્વચ્છતા, કચ્છના પ્રમાણમાં સારી જળવાય છે. ભુજથી તે તુણા સુધી રેલ્વે લાઇન પણ છે. તેનું થર્ડ કલાસનું ભાડું માણસ દીઠ પાંચ કોરી રાખવામાં આવ્યું છે. લોક વાયકા છે કે ધાંગધ્રાથી રણ રસ્તે રેલ્વે લાઇન નાખવાની મંજુરી ના. મહારાવશ્રીએ આપી છે. જ્યારે વ્યવહાર ચાલુ થઇ જશે ત્યારે મુંબાઇથી ચોવીસ કલાકમાં ભુજ પહોંચી શકાશે.



ધર્મની સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સાવનય સપ્રેમ ભેટ

# એક ચમત્કારી મૂર્તિ

[ અનુસંધાન પૃષ્ઠ: ૧૪૮ ]

"અરે, કાકા! પણ કૃષ્ણ હતા કે નહીં એજ જ્યાં નક્કી નથી ત્યાં પછી પાપપૂણ્ય ક્યાંથી? કૃષ્ણ હોય તો એક કૃષ્ણ હતા કે નહીં તે નક્કી નથી. અને એક કૃષ્ણ હોય તો પણ તેને ભગવાન તરીકે કોણ સ્વીકારે? "मूलं नास्ति कुतो शाखा?"

"સાબાશ, વૈકુંઠરાય, સાબાશ! તું ભણ્યો તો બહુ!" ડોસા કરડાકીમાં બોલ્યા. "ભીષ્મ-જેવા મહાત્માએ પણ પાંડવોના જગતમાં ભગવાનને પહેલું તિલક કરાવ્યું. પણ તેનામાં તારા જેટલું ડહાપણ ક્યાંથી હોય?"

"વળી, ત્રણ શ્રીકૃષ્ણ થયા હતા એ પણ ફક્ત અનુમાનજ લાગે છે" સુમતિ–અત્યાર સુધી સાંભળી રહી હતી તે બોલી. "કોણ ને જોવા ગયું છે? એ તો કોઇ ઈતિહાસ સંશોધક–એક હજાર વર્ષ પછી ત્રણ મહાત્મા ગાંધી થયા હતા એમ પણ સાબીત કરી બતાવે તેના જેવું છે. પહેલા ગાંધી કાઠીઆવાડમાં ભણતા હતા તે; બીજા ગાંધી ઈંગ્લાંડ જઇ ત્યાંથી બારીસ્ટર થઇ આફ્રિકા ગયા, ત્યાં સત્યાગ્રહ કરી જેલમાં ગયા તે. ત્રીજા ગાંધીએ અમદાવાદમાં આશ્રમ સ્થાપ્યો હતો, અને તેમને પકડવાથી હીંદુસ્તાનમાં રમખાણો થયાં હતાં તે. વળી કોઇ બહુ બુદ્ધિશાળી સંશોધક ચરખાનો નિતાંત પ્રચાર કરનાર ચોથા મહાત્મા ગાંધીનું અસ્તિત્વ પણ પુરાવા સાથે સાબીત કરી બતાવે પરંતુ, આપણે જાણીએ છીએ કે "મહાત્મા ગાંધી એકજ છે?"

"Annlogy is no argument" સાદ્રશ્ય તે કંઇ દલીલમાં ગણાય?" વૈકુંઠરાય ઉત્તર ન જડવાથી બોલ્યા. "પ્રમાણ જોઇએ–પ્રમાણ."

"આજે જે પ્રત્યક્ષ છે તે-એક હજાર વર્ષ પછી ક્યાંથી લાવવું?" સુમતિએ પ્રશ્ન કર્યો. વલ્લભદાસ આ બધું સાંભળી રહ્યાં હતા પરંતુ તેમના મનમાં ગડમથલ ચાલી રહી હતી, છેવટે જેમ થાકેલું પ્રાણી શિકારીઓ તરફ ફેરે તેમ તે વૈકુંઠરાય તરફ ફરીને બોલ્યા: "હજી પણ શ્રીકૃષ્ણ ભગવાન છે! લે, હવે તું શું કહે છે?" તેમની દશ્ય આંખો જરા લાલ થઇ.

"કાકા, તમે શું કહો છો તેની પણ તમને ખબર નથી! વહેમ! બધાજ વહેમ! ધર્મઘેલા થઇ બુદ્ધિનો ઉપયોગ ન કરવો એ તો આત્મહત્યા છે, તેમાં વળી આ જમાને ત્યાં તમારા વહેમોને દલીલોથી ટકાવવાનો પ્રયત્ન કરે એટલે ભણેલા હોય તેઓમાં પણ થીઓસોફીસ્ટ લોકોની પેરે, વહેમોનો પ્રચાર થાય. પણ આજકાલ જમાનો–"

વૈકુંઠરાય આગળ બોલતા હતા એટલામાં વચમાંજ તેમની મા બોલી ઉઠયાં: "ભાઇ મોટાઓ જોડે આમ ના બોલીએ. ભગવાન મેળવવા કંઈ સહેલા છે? મળે તો ખરા પણ–"

"ભાળી બોલ્યાં તે સવાવીસ?" વલ્લભદાસ પુરું સાંભળ્યા વગરજ વચમાં બોલી ઉઠયા. "નાને મોઢે મોટા બોલ બોલીએ તો આપણને કોણ રોકનાર છે? આ તું ચાર અક્ષર વધારે ભણ્યો એટલે મારા જેવા તને શું જવાબ આપી શકે? બાકી આ તારી મોટી બહેન તને પુરી પડે એવી છે."

"કેટલાં વર્ષ સુધી તપ કરે ત્યારે સત્ય મળે!" વૈકુંઠરાયની માએ ઉમેર્યું.

સાયંકાળ થઇ ગએલો હોવાથી સઘળાં વેરાયાં–બહાર–સર્વે ગયાં એટલે વૈકુંઠરાયે સુમતિને પૂછ્યું: "બહેન તને આ બધું તત્વજ્ઞાન ક્યાંથી આવડ્યું?"

"મને શું આવડે છે? મને કંઈ તમારા જેવું આવડે છે?" સુમતિએ સરળતાથી ઉત્તર આપ્યો. આ તો ભાગવત, મહાભારત, રામાયણની કથાઓ, હરિકીર્તનો, તથા

ફેરીહાસી સાંભળીએ, અને મને તો પાછું અંગ્રેજી વાંચતાં આવડે ને? એટલે ફરીને ઘેર પણ હું એ પુસ્તકો વાંચી જઉં એટલે યાદ રહી જાય"

વૈકુંઠરાય ઉંડા વિચારમાં પડી ગયા. યુરોપની ખર્ચાળ જ્ઞાન પ્રચારની પદ્ધતિ અને આર્યાવર્તની સાદી અને સચોટ પદ્ધતિ વચ્ચે તેમનું મન સરખામણી કરી રહ્યું હતું. ચકલે ચકલે થતી કથાઓ, ખાનગી ગૃહસ્થોને ત્યાં થતાં પારાયણો, મંદિરોમાં વંચાતા ગ્રંથો અને આપણી સંસ્કૃતિને કેવી સજીવન રાખેલી છે તે તેમને સમજાવા લાગ્યું. ઘણાએ સુધારાઓ તેમના મનમાં સ્ફુરવા લાગ્યા. પરંતુ, આપણા દેશમાં પણ સજીવ સંસ્કૃતિ હતી અને સબળ યત્નો તેના રક્ષણ માટે થએલા એનું પ્રત્યક્ષ ઉદાહરણ તેમણે પોતાનાજ કુટુંબમાં જોયું અને જાત્રા, મેળા રામલીલા વગેરે અનેક જ્ઞાન પ્રચારનાં સાધનોનો સદુપયોગ કરવાની જરુર તેમને જણાવા લાગી–વિચારમાં ને વિચારમાં તે પોતાના સુવાના ઓરડામાં ગયા.

× × ×

બીજે દિવસે–ગોકુળ અષ્ટમીને દિવસે–સઘળાં દેવદર્શન કરી ઘરમાં બેઠાં હતાં. વૈકુંઠરાય હમણાંજ નાહી ને હીંચકા ઉપર બેઠાં એટલામાં વલ્લભદાસકાકા હાંફતા હાંફતા આવ્યા અને સુમતિ તથા તેની માને રણછોડજીના મંદિર પાસે લાલજીની એક ચમત્કારી મૂર્તિ કોઇ પુજારી લઇને આવ્યો છે એવી ખબર આપી. ઠાકોરને પોઢવાનો સમય થએલો હોવાથી તેમને જલદી તૈયાર થઇ જવા કહ્યું.

સુમતિ તથા તેની મા તૈયારજ હતાં, સુમતિએ પુછ્યું "કાકા! તમે દર્શન કરી આવ્યા?"

"ના બહેન! ના, ચાલો ઉતાવળ કરો. કહે છે કે મૂર્તિ બહુ ચમત્કારી છે."

વૈકુંઠરાયને ગઇ કાલે રાત્રે જે વિચારો આવેલા તેથી વલ્લભ કાકાની વાત સાંભળી જિજ્ઞાસા, પરીક્ષકવૃત્તિ, કુતૂહલ વગેરે તેમના મનમાં ઉત્પન્ન થયાં. તેમણે પણ કપડાં પહેરવા માંડયા અને કહ્યું: "ચાલો, હું પણ આવું છું:" સઘળાં તૈયાર થઇ ચાલ્યાં.

રણછોડજીનું મંદિર પાસે આવતાં વાતો કરતાં લોકોનાં આછાં આછાં ટોળાં તેમને સામે મળતાં તે દરેકમાં એ ચમત્કારી મૂર્તિની અતિશયોક્તિ ભરેલી વાતો થતી હતી. કેટલાક "એ મૂર્તિ તેને ધરાવેલું દુધ પી જાય છે"–એમ કહેતા. કોઇક તેને કલ્કી અવતાર તરીકે વર્ણવતા.

"આ બધીએ ગપગોળો છે" એવી ભવિષ્યવાણી વૈકુંઠરાયે તો ક્યારનીએ ભાખી હતી. જ્યારે કોઈ માણસે "પૂજારીને કશાની તમા નથી, કોઇ ભેટ આપે છે તે પણ લેતા નથી" એમ કહ્યું ત્યારે "વધારે પૈસા પડાવવાનો એ કીમિયો હશે"–એવું અનુમાન વૈકુંઠરાયે પોતાના મનમાં દોર્યું.

રણછોડજીનાં મંદિર તરફ જતાં જમણી બાજુએ એક ઘર હતું. તેના ઓટલા ઉપરથી થોડાં માણસો ઉતરતાં હતાં. મોડું થયું હોવાથી લોકોની ભીડ નહતી. એક ગૃહસ્થના ઘરના ઉપરના મેડાના એક સુઘડ અને વિશાલ ઓરડામાં એ ચમત્કારી મૂર્તિ હતી. વલ્લભદાસ વગેરે સઘળાં ઉપર ગયાં. દાદર ચઢતાં સામે ભીંતની લગોલગ એક સુંદર, ભુરા, રેશમી કપડાનો પડદો ટાંગેલો હતો. તેની આગળ જમીનથી ચારેક ફુટ ઉંચે ગાદીવાળા એક સિંહાસન ઉપર દોઢફૂટ ઉંચી મોરલીધરની એક સુંદર મૂર્તિ ઉભેલી હતી. તેની બે બાજુએ તકીઆઓ હતા. મોગરા અને ગુલાબના હાર તેને પહેરાવ્યા હતા, તે ઉપરાંત મૂર્તિ ઘરેણાંઓથી વિભુષિત ન હતી. તુલસી પત્રનો એક હાર તથા મસ્તકે

ઉપર મોર પીછાંના ચાંદલીઆનો મુકુટ હતો. સામાન્ય રીતે મંદિરોમાં જે મૂર્તિઓ જોવામાં આવે છે તેનાં કરતાં આ મૂર્તિ ઘણી સુંદર હતી. તે સીવાય બીજી કશી વિશેષતા તેનામાં જણાતી નહીં. લોકોની હાજરી ઓછી હતી. ત્યાં પુજારી વગેરે કોઇ જણાતું ન હતું.

વૈકુંઠરાયને કુતૂહલ થએલું હોવાથી તેમણે પુજારી વીશે તપાસ કરવા માંડી. આજે પોતે એક વહેમનું કદાચ પ્રત્યક્ષ ખંડન કરશે એવી તેમની ખાત્રી હતી. કોઇકવાર સંશય થતો તો પણ "પોતાને જાણવાનું મળશે" એમ તેઓ પોતાના મનને મનાવતા. એક ડોસો દર્શન કરીને પાછો ફરતો હતો તેણે વૈકુંઠરાયને કહ્યું: "તમે તમારે દર્શન કરીને રસ્તે પડોને! ઉંડા પાણીમાં–ઉતરીને આપણે શું કામ છે?"

આ વાકયથી વૈકુંઠરાયને પોતાની હીંમતના ઉપર આક્ષેપ થએલો લાગ્યો. એટલે તેમણે પુરે પુરી માહીતી મેળવવાનો વિચાર દૃઢ કર્યો. એટલામાં નીચેથી એક પીસ્તાલીસ વર્ષનો તેજસ્વી મુખમુદ્રાવાળો બ્રાહ્મણ આવતો હતો તેને જોઇ એક છોકરો બોલી ઉઠયો: "પુજારી મહારાજ, આવ્યા" સઘળાં તેના તરફ જોવા લાગ્યા. કપાળમાં તેણે તિલક કરેલું હતું. શાંતિ, સરલતા, પવિત્રતા તેના મુખ ઉપરજ જણાઇ આવતાં. પાન ચાવેલું હોવાથી તેનું મુખ વધારે સુંદર દેખાતું હતું. શરીર ઉપર તેણે એક ધોતીયું ચાદરની પેઠે વીંટાળેલું હતું.

મંદિર–ઓરડો–બંધ કરવાનું હોવાથી તે કામને માટેજ આવ્યો હોય, તેમ થોડાં ઘણાં જે માણસો હાજર હતાં તેમની નોંધ લીધા વિના તે સીધો મૂર્તિ પાસે ગયો, અને લોકો પ્રત્યે પુઠ રાખી બોલ્યો: "–ભાઇઓ, જાઓ! હવે ઠાકોરજીને પોઢવાનો વખત થયો!" બધા ઉતરવા લાગ્યા. વલ્લભદાસ પણ ઉતરવા લાગ્યા. સુમતિ નીરાંશ થઇ પાછી ફરી. વૈકુંઠરાય અચકાયા. પોતાની હીંમત અજમાવવાનો વિચાર પડતો મુકવો તેમને ગમ્યો નહીં. પરંતુ પુજારીના કાર્યમાં ખલેલ કરવાની અસભ્યતા કરવી પણ તેમને ઠીક લાગી નહીં.

છેવટે, હીંમત, સભ્યતા, અને કુતૂહલ ત્રણેનું મિશ્રણ કરીને તેમણે પુજારીને પુછ્યું: "મહારાજ, મારે આ મૂર્તિ વીશે આપની પાસેથી જાણવું છે."

પુજારીએ ચકિત થઇ ઉંચે જોયું: "જાણીને શું કરશો?" તેણે સરળભાવે મક્કમ પ્રશ્ન કર્યો.

"જાણીને શું કરવાનું છે?" વૈકુંઠરાયે જરા હીંમતથી સામો પ્રશ્ન કર્યો. સુમતિ, વલ્લભદાસ પણ દાદરેથી પાછાં ફર્યાં.

"કંઇ કરી શકો તેમ હો તો જાણ્યું એ કામનું! કરવું નહીં કંઇને કેવળ જાણવાથી શો લાભ?" પુજારીએ સચોટ ઉત્તર વાળ્યો. વૈકુંઠરાયની શંકાશીલ અને અનાસ્તિક મનોદશા તથા પ્રશ્ન પુછવાની રીતથી પુજારી વાત કરતાં અચકાતો હતો એમ સુમતિને લાગ્યું. એટલે તેણે વચમાં ઉત્તર આપ્યો: "જે કંઇ થઇ શકશે તે કરીશું?"

વૈકુંઠરાય મનમાં વિચાર કરવા લાગ્યા. કે આ પણ ઠીક છેતરવાનો રસ્તો છે! પહેલેથી વચન લઇનેજ પૈસા કઢાવવા લાગે છે! મંદિર બંધાવવાની યોજના હોવી જોઇએ એવું અનુમાન પણ તેમણે પરિસ્થિતિ પરથી દોર્યું. વલ્લભદાસ શું થાય છે તે જોવા લાગ્યા.

"બેસો ત્યારે હમણાં આવું છું." પુજારીએ કહ્યું.

ઠાકોરજીની આગળ વાદળી રંગનો એક પડદો નાખીને તે ઓરડાના આગલા ભાગમાં આવ્યો, તથા નીચેનું બારણું બંધ કરવાને કહ્યું. ચારે જણા બેઠા. પુજારી સામે બેઠો.

કે "મારે આ મૂર્તિ આપી દેવી છે. તમારામાંથી કોઇ રાખવાને તૈઆર છો?" તેણે પુછ્યું. તેના મુખ ઉપર શોકની છાયા હતી.

વૈકુંઠરાય વિસ્મય પ્રામી ધ્યાન દઇ સાંભળવા તત્પર થઇ રહ્યા. પરંતુ કશો ઉત્તર આપ્યો નહીં. વલ્લભદાસ આજુબાજુ જોવા લાગ્યા. સુમતિ સમવિષમમાં પડી ગઇ. થોડીવાર કોઇજ બોલ્યું નહીં. છેવટે સુમતિએ કહ્યું: "કશી ખાસ મુશ્કેલી ન હોય તો હું લઈ જવાને તૈઆર છું." પુજારીના હૃદયમાં હર્ષ થયો. તેણે વાત્સલ્યભરી દૃષ્ટિ સુમતિ તરફ નાખી કહ્યું:–"બેટા! તારો મનોરથ સારો છે. પણ આ મૂર્તિ સાધારણ નથી. એટલેજ ગમે તેને આપી શકાય તેવી નથી."–સર્વેનું કુતૂહલ વધ્યું. વલ્લભદાસ પુજારીને હાથ જોડી કહેવા લાગ્યા. "વારુ મહારાજ! અમને એના વીશે વાત તો કહો. એ સાંભળવાનું અમારું ભાગ્ય ક્યાંથી?" પુજારી સુમતિ તરફ જોઇ રહ્યો હતો–આખરે સુમતિએ પૂછ્યું, "ગમે તેને નહીં તો કોને આપી શકાય તેવી છે?"

પુજારીએ પલાંઠી વાળી. "જુઓ, તમારે વાતજ સાંભળવી હોય તો જરા નીરાંત કરીને બેસો. તમારે બે વાતો સાંભળવાની ધીરજ રાખવી પડશે." તેણે કહ્યું.

સુમતિ તથા વૈકુંઠરાય બોલ્યાં: "કહોને... અમે નીરાંતે બેઠા છીએ."

"મારી વાત હું ટુંકામાંજ પતાવીશ. હું પોતે નાનો હતો ત્યારે મેં શ્રી કૃષ્ણ ભગવાનનાં દર્શન કરવાનો સંકલ્પ કર્યો. નાની ઉંમરમાં ઘરબહાર છોડી હું નાસી ગયો. ફરતાં ફરતાં હું ગોકુળ વૃંદાવન ગયો. ત્યાં માધવદાસ નામે એક ગૃહસ્થાશ્રમી પરમ વૈષ્ણવ યોગી મને મળ્યા. તેમણે મારી અભિલાષા પૂર્ણ કરી. વૃંદાવનમાંજ તેઓ લીલા વીસ્તારી જવાના હોવાથી આ મૂર્તિ તેમણે મને આપી. મેં અત્યાર સુધી એ મૂર્તિ રાખી. પરંતુ, હવે બીજા કોઇને આપવાનો સમય થયો છે. મારો અધિકાર ઓછો છે. કોઇ વધારે શ્રેષ્ઠ અધિકારી તેની પૂજા કરે તો સારું લાગવાથી હું આ મૂર્તિ આપવાના વિચાર ઉપર આવ્યો છું."

તેની સરળ વાર્તા સાંભળી સઘળાંને આશ્ચર્ય થયું. વલ્લભદાસે પુછ્યું: "મહારાજ! આ મૂર્તિ અલૌકિક છે. શા માટે તમે બીજાને આપવાનો વિચાર કરો છો?"

પુજારીના મુખ ઉપર શોક તથા નીરાશાની છાયા ફરી વળી. "ભાઇ, રખાય એમ હોય તો, હું મારો પ્રાણ આપું પરંતુ એ શ્યામસુંદર, મોરલીધરને મારાથી કદી અળગો ન કરું" તેની આંખોમાં પાણી આવ્યાં. "પરંતુ, હવે હું તેને પહોંચી શકતો નથી. જુવાનીમાં મને એ મૂર્તિ મળી હોત તો હું એને મારી પાસેજ રાખત." તેણે આંસુ લુછી હીંમત રાખી પોતાની સ્વસ્થતા પાછી મેળવી.

"શું મહારાજ, તમારાથી પૂજા અર્ચા નથી થઇ શકતી?" વૈકુંઠરાયે પ્રશ્ન કર્યો. "ના રે ભાઇ પૂજા, અર્ચામાં કશી અડચણ નથી પડતી" પુજારીએ જવાબ વાળ્યો.

સઘળાં ફરીને વિસ્મયમાં ગરકાવ થઇ ગયાં. તેમના ઉપર પણ શોકની છાયા ફરી વળી. વૈકુંઠરાય ક્ષોભ પામ્યા. આવી ભક્તિ તેમણે શક્ય ધારી ન હતી. ઇશ્વરના અસ્તિત્વમાંજ શંકા ત્યાં પછી આવી અનન્ય ભક્તિ ક્યાંથી કલ્પી શકે?

"પરંતુ એ મૂર્તિ માધવદાસ પાસે ક્યાંથી આવી?" સુમતિએ પુછ્યું.

"અરે હા! એ વાત તો કહેવીજ રહી ગઇ. એ માધવદાસજી ગૃહસ્થ હતા પરંતુ ભલભલા સંન્યાસી અને સાધુઓને તપસ્યામાં કોરે મુકે તેવા હતા.

તેમણે ઘણાં વર્ષો સુધી તપ કર્યું હતું. તેઓ ભગવાનના અનન્ય સાધક હતા. તેમને પોતાના જીવનમાં શ્રી કૃષ્ણનો સાક્ષાત્કાર કરવો હતો. તેને માટે તેમણે અંતરથી સર્વસ્વનો ત્યાગ કર્યો. અનેક વ્રતો સેવ્યાં; કઠિન સંયમ પાળ્યો. પતિ પત્ની બન્ને પ્રભુપરાયણ થઇ રહ્યાં. મનથી તેનુંજ સ્મરણ કરતા. એમનો ઇચ્છિત મનોરથ કેમે કર્યો પાર પડયો નહીં. છેવટે, ગોકુળ વૃંદાવન જવાનો વિચાર કરી બન્ને જણાં જાત્રાએ નીકળ્યાં. ત્યાં શ્રી કૃષ્ણ મળશે એવી માધવદાસને પ્રેરણા થયા કરતી. પરંતુ ત્યાં ગયા ત્યારે ઉલટા પોતે મુશ્કેલીમાં પડયા હોય એમ તેમને લાગ્યું. ગોકુળ વૃંદાવન પણ તેમને બીજાં સ્થળો જેવાંજ ક્ષુદ્ર લાગ્યાં. તે પસ્તાવા લાગ્યા અને પોતે ત્યાં જવામાં ભુલ કરી એમ માનવા લાગ્યા.

એક દિવસ રાત્રે માધવદાસ પોતાની ઝુંપડીમાં સુવાનો પ્રયત્ન કરતા હતા. પરંતુ નિદ્રાદેવીએ પણ તેમના વ્યાકુળ હૃદયને તે દિવસે આશ્રય આપ્યો નહીં. માધવદાસનું વ્યાકુળ હૃદય ઉભરાવા લાગ્યું. બેતાલીસ વર્ષથી પોતે પ્રભુ પ્રાપ્તિ માટે મથતા હતા છતાં હજી પ્રભુ મળ્યા નહીં એ વિચારથી અધીરું થઇ ગએલું તેમનું હૃદય વિદીર્ણ થઇ જવા લાગ્યું. મધ્યરાત્રે કલ્પાંત કરતાં તેમની આંખોમાંથી ચોધાર આંસુઓની ધારા આવી. વ્યાકુળતામાં તે ભાન ભુલી ગયા. એકદમ ઉઠીને પોતાની સુતેલી પત્નીને મુકીને ગાંડાની પેઠે "કૃષ્ણ," "કૃષ્ણ' કરતા ફાટેલી આંખે મુઠીઓવાળી ઝુંપડી બહાર દોડી ગયા. સ્થળ કે કાળનું તેમને ભાન રહ્યું નહીં.

કાલિંદીનો પ્રવાહ ઝળ ઝળ કરી વહેતો હતો. આકાશમાં તારાઓ ચક ચકી રહ્યા હતા. વૃક્ષો પવનની મીઠી લહેરમાં ધીમેથી ડોલી રહ્યાં હતાં. એ સર્વમાં માધવદાસને પોતાની અંતર વ્યથા મૂર્ત સ્વરૂપે જણાવા લાગી. વૃક્ષને પાને પાને, કાલિંદીના સ્રોતની ટીપે ટીપે, તથા પવનની લહરે લહરે અને આકાશને તારે તારે—નદી તટ પરની રેતીને કણે કણે તેમને કૃષ્ણવિરહ પ્રત્યક્ષ થયો. આખી સૃષ્ટિ તેને માટે ઝંખતી લાગી. માધવદાસે મોટેથી બુમ પાડીઃ "હે કૃષ્ણ! હે નાથ! કયારે આવશો?"

ઉત્તરમાં આખી સૃષ્ટિએ પ્રશ્ન કર્યોઃ "હે કૃષ્ણ! હે નાથ! કયારે આવશો?" હવે માધવદાસને આખા વિશ્વની વેદના સાલવા લાગી! તેનું હૃદય ફાટવા લાગ્યું—એક ક્ષણમાં આંખ આગળથી પડદો સરી જતો લાગ્યો. તુર્તજ—તેમણે અખંડ-રાસ તેમણે દષ્ટોદષ્ટ જોયો." -

પુજારીનાં રોમાંચ ખડાં થઇ ગયાં. સુમતિ લાંબા શ્વાસ લેવા લાગી. વૈકુંઠરાય સ્તબ્ધ બની સાંભળી રહ્યા.

થોડીવારે સુમતિએ પુછ્યું: "એ રાસ કેવો હતો તે તમે જાણો છો?"

પુજારીની લાગણી ન દુખાય એવી રીતે વૈકુંઠરાયે તેને પુછ્યું તેમણેઃ "દષ્ટો દષ્ટ જોયો તેની તમને ખાત્રી છે?"

પુજારીએ હાથ લંબાવી કહ્યું: "જરા ધીરજ રાખો. આ બધી વાત મેં માધવદાસને મોઢેથી સાંભળી હતી, જ્યારે તેમણે મને દષ્ટો દષ્ટ જોયાની વાત કહી ત્યારે મેં પણ આ ભાઇ હમણાં મને પુછે છે તેવોજ પ્રશ્ન માધવજીને કર્યો હતો."

સુમતિએ પુછ્યું: "તેમણે શો ઉત્તર આપ્યો?"

"તેમણે મને ઘણો ધમકાવ્યો," પુજારીએ વાત આગળ ચલાવી. "તેમણે મને કહ્યું: "મુર્ખા! મેં જે નજરે નજર જોયું તેનું સ્વપ્નામાં પણ જુએ તો ખરું માને. મહાત્માઓનાં વાકયો ભાગ્યેજ અફળ નીવડે છે. તે પ્રમાણે મારી બાબતમાં પણ બન્યું. રાત્રે

તું માધવદાસની ઝુંપડીમાં સુઇ ગયો અને નિદ્રામાં મેં એજ રાસ સાંગોપાંગ જોયો. ખરેખર! એ કૃષ્ણની આકૃતિ, તેનું રૂપ વગેરે સ્વપ્નામાં પણ મને તે બધો રાસ સાચોજ લાગ્યો!" પુજારીની આંખ મીંચાઇ ગઇ અને તે હમણાં પણ એ દૃશ્ય આંતરચક્ષુ વડે જોતો હોય તેવો ભાવ તેના મુખ ઉપર પથરાઇ રહ્યો. તેની મુદ્રા શાંતિ અને આનંદથી પરિપૂર્ણ થઇ ગઇ.

થોડીવારે નેત્રો ઉઘાડી તેણે કહ્યું: "બીજે દિવસે મેં મારા સ્વપ્નાની વાત માધવદાસજીને કહી. ત્યારે માત્ર તેઓ હસ્યા. અને મને કહ્યું: "બચ્ચા! આ મૂર્તિ તું લઇ જા. એની પૂજા કરજે."

"પરંતુ તમે રાસ કેવો હતો તે તો જણાવ્યું નહીં અને એ મૂર્તિ ક્યાંથી આવી તે પણ કહેવાનું રહી ગયું–" સુમતિની જિજ્ઞાસા તૃપ્ત નહીં થવાથી તેણે પુછ્યું.

"હા. આ વાત કરતાં મારાથી ભુલી બહુ જવાય છે–માધવદાસે મારી પાસે જે વર્ણન મૂર્તિ આપતાં કર્યું હતું તથા મેં જે સ્વપ્નામાં જોયું હતું તે હું તમને જણાવું છું. તેના ઉપરથી તમે તેની ટુંક કલ્પના કરી શકશો. માધવદાસે મને કહ્યું: વિશ્વ વ્યાકુળતાનું એ કરુણ સંગીત સાંભળતાં મારી અહંતાનો પડદો સરી ગયો. એટલે તેની પાછળ રહેલા શ્રીકૃષ્ણ પરમાત્માનું મને દર્શન થયું. અને તુર્ત એક વિશાલ રાસ–ચક્ર નજર આગળ ખડું થયું. તારાઓ, સૂર્ય ચંદ્ર વગેરે ગ્રહો અને નક્ષત્રોથી પણ તે ચક્ર વિશાલ હતું. બ્રહ્માંડ સમસ્તમાં રાસ–ચક્રોજ, નજરે પડવા લાગ્યાં. મારી દૃષ્ટિની સામે એકજ વિશાલ રાસ–ચક્રમાં આખી પૃથ્વી સમાઇ ગઇ. આજુ બાજુ વૃક્ષની લીલી કુંજો હતી તથા ચક્રની વચ્ચેની સપાટ જમીન ઉપર લીલી હરીયાળ ઉગી હતી. ફુલની મહેકથી આખું રાસ–ચક્ર મઘમઘી–રહ્યું હતું. અસંખ્ય કૃષ્ણ અને અસંખ્ય ગોપીકાઓ રાસને માટે તૈયાર થઇ ઉભાં હતાં. તેમના મુખ ઉપરથી અને નેત્રોમાંથી અતુલ આનંદ ઝરતો હતો. દરેક ગોપીકાનું રૂપ જુદું હતું. શ્રીકૃષ્ણ તો એક રૂપે હતા. પ્રત્યેક ગોપીના હૃદયમાં કૃષ્ણ જુદો હતો પરંતુ પ્રત્યેકના નેત્રમાં–એકજ કૃષ્ણનું પ્રતિબિંબ પડતું. આખાએ ચક્રની વચ્ચોવચ્ચ એક શ્રીકૃષ્ણ સઘળી રાસ લીલાથી પોતે નિર્લેપ હોય તેમ અદબ વાળીને ઉભા હતા. અને આખા રાસ–ચક્રની ઉપર, એક વ્યાપક ઘનશ્યામ આખું આકાશ છાઇ રહ્યો હતો. આકાશના ભુરા રંગની પાછળ કરોડો સૂર્ય હોય અને તે જેવું ઝગઝગે, તેવો ઘનશ્યામ પ્રકાશ આખા રાસ–ચક્ર ઉપર તે વ્યાપક શ્રીકૃષ્ણ સર્વેથી પર રહી નાખી રહ્યા હતા. રાસને માટે સજ્જ થઇ પ્રત્યેક ગોપી જોડે ઉભેલા શ્રીકૃષ્ણની શી સુંદરતા!

શીશ પર મોર મુકુટ રાજે:
મધુર ધ્વનિ મુખ મોરલી બાજે!

પુજારીએ શ્વાસ લઇ આગળ ચાલતા જણાવ્યું. માધવદાસે મને કહ્યું: "આખા ચક્રમાં ગુલાલના મુઠ્ઠે મુઠ્ઠા ઉડતા હતા. હું જ્યાં ઉભો હતો ત્યાં શ્રીકૃષ્ણે આવીને મારા ઉપર ગુલાલ નાખ્યું. મારે આખે શરીરે ગુલાલ થઇ રહ્યું અને આખે શરીરે જાણે અગ્નિની જવાળાઓ પ્રગટ થઇ. મારાં સર્વે પાપ એક પલમાં બળીને ભસ્મ થઇ જતાં લાગ્યાં. પછી રાસ શરુ થયો. તેની શી મઝા? કેવો અદ્‌ભુત આનંદ? શરુઆતમાં જે અણઘડ હોય તેને દાંડીયા વાગતા પરંતુ હું તો થોડાજ સમયમાં ટેવાઇ ગયો. ચક્કર, ચક્કર, ઘુમ્યાજ કર્યો. આખી સૃષ્ટિ ચારે તરફ ઘુમવા લાગી. બંસીધર સુર–પુરે અને દાંડીયાથી તાલ આપે. આપણે તો સુર પ્રમાણે તાલ ઝીલવાનો

અને ગોળ ગોળ-ઘુમવાનું. ઉપરથી ઘનશ્યામ તેજ આખા ચક્ર ઉપર પડતું. બસ! આનંદ! આનંદ! અખંડ આનંદ! બીજું કંઈ નહીં!"

રાત્રિ જતી ગઈ તેમ તેમ રાસ ઝાંખો થતો ગયો. દિવસ પાસે આવવા લાગ્યો. મળસ્કું થતાં સુધી હું તેમાં રમ્યો જ્યારે છેક સવાર પડવા આવી ત્યારે મારી જોડે રમતા શ્રીકૃષ્ણના ઉપવસ્ત્રનો છેડો મે૦ ઝાલ્યો અને કહ્યું: "હવે કેં જવા દઈશ?"

તેણે મને કહ્યું: "તેટલા માટેજ આવ્યો છું. મારે તારું કામ છે. તે કરીને હું જઈશ." માધવદાસે કહ્યું: "ના! હું નહીં જવા દઉં. મારે તો તારું સતત સામીપ્ય અને સાયુજ્ય જોઈએ છીએ."

"હમણાં આવું પ્રત્યક્ષ સાયુજ્ય અને સામીપ્ય-માનવથી સહેવાય તેમ નથી માટે તારા અંતરમાં તે જાગ્રત રાખવા માટે હું તને એક ઉપાય બતાવીશ." શ્રીકૃષ્ણે કહ્યું "શું તમે પ્રત્યક્ષ નહીં થાઓ?"...માધવદાસે શોકમાં ડુબી જતાં પુછ્યું.

"હું તને મારી એક મુર્તિ આપીશ તેની તું પૂજા કરજે. તને તે સમયે આંતરચક્ષુ વડે આ રાસનાં દર્શન થશે." શ્રીકૃષ્ણે કહ્યું.

"પરંતુ મારે એવી પૂજા ક્યાંસુધી કરવાની?" માધવદાસે પુછ્યું.

"માનવજાતિમાં ઘેર ઘેર કૃષ્ણ પ્રગટ થાય ત્યાં સુધી. મારું કામ ત્યારેજ પુરું થશે" શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો.

"પરંતુ, તમે ક્યારે ઘેરઘેર પ્રગટ થશો?" માધવદાસને કંઈ સમજણ નહીં પડવાથી તેણે પુછ્યું. "હજી તેને વાર છે. માનવ મને હમણાં સહન નહીં કરી શકે. પરંતુ હું આવીશ ખરો" કહી શ્રીકૃષ્ણ પણ અંતરધાન થઈ ગયા. માધવદાસની સામે આ મૂર્તિ પડી હતી." પૂજારીએ પડદા તરફ આંગળી કરી કહ્યું.

"માધવદાસે મને પૂજા કરવાનું કહ્યું તે પ્રમાણે અત્યાર સુધી મેં તેની પૂજા કરી. હવે છેલ્લાં થોડાં વર્ષોથી આ મૂર્તિ રાત્રે મનુષ્યાકાર થઈને મોટું સ્વરૂપ લઈ મારી પાસે આવે છે. અને કંઈ કંઈ માગણી એ કરે છે. કોઈવાર મને કહે છે, "તારું સર્વસ્વ મને આપી દે! પછી શું થાય છે-તે જો."

"તેને સર્વસ્વ આપવાની મારી હીંમત ચાલતી નથી, મારાથી ના પણ કહેવાતી નથી. હું તે સમયે સૂંઢમુંઢ જેવો સ્તબ્ધ થઈને ઉભો રહું છું. મારે આખે શરીરે પરસેવો પરસેવો છુટી જાય છે. ત્યારે એ મને કહે છે, "મને કોઈ બીજાને આપી દે! મારે અહીં નથી રહેવું."

પુજારીએ તેમનાં નેત્રો સામે નેત્રો સ્થિર કરી કહ્યું: "બોલો, તમારામાંથી કોણ તૈયાર છે?"

તેણે વૈકુંઠરાય તરફ જોયું. તેમણે પ્રથમ તો જાણે પોતાને એ પ્રશ્નનો ઉત્તર આપવાનોજ ન હોય તેવી દૃષ્ટિનો દેખાવ કર્યો. પછી પુજારી સામે નજર માંડી. કશું બોલી શક્યા નહીં. શો ઉત્તર આપવો તે પણ તેમને સુઝ્યું નહીં. તે મુગા રહ્યા. પૂજારીની આંખો વલ્લભદાસ ઉપર ઠરી. તેમણે કાને હાથ દીધા અને કહ્યું: "ભાઈ, આપણું એ ગજું નહીં! હા. સાચી વાત કહીએ. આપણે તો દેવદર્શન કરીએ. અને ફૂલ નહીં તો ફૂલની પાંખડી ભગવાનને ધરાવીએ અને ભજન કરીએ."

તેણે સુમતિ તરફ જોયું-મક્કમ મુદ્રા કરી તેણે ઉત્તર આપ્યો: "પ્રભુ કૃપાએ જીવનમાં એક સમયે પણ હું એ માગણી પુરી કરી શકીશ એવી મને શ્રદ્ધા છે. તમે આપશો તો હું એ મૂર્તિ લઈશ. અને તે જે માગશે તે તેને આપવાનો પ્રયત્ન કરીશ. મારે પણ ઘર ઘર કૃષ્ણ પ્રગટે એ સમય જોવો છે."